## સુન્દરી સુબોધ.

મીઠાશમાં શુભ તત્વ સમાવલું છેજ શું ?
સ્વાદ ચખાડ્યો રસ રેડી દિલમાંહી જોઃ
મીઠલડાં '. બોલો ' રે ! કોયલ બોલજો !

બોલી મીઠું બીજાં પાસ બોલાવજો !
વાણીમાં ત્હમ નિત્યે વસે મીઠાશ જો !
અંઘે આપની સાથે સ્નેહની બાંધતાં–
' સાંત્વ–વચન ' અમ મુખથી પણ ઉચરાયજો !
મીઠલડાં ' બોલો ' રે ! કોયલ બોલજોઃ

લાલજી કેશવજી જોડીયાવાલા.

" શાંતિ, તો, જા, પુષ્પા અને તે શીકાપરથી ઉતારી આપશે. " માતાના આ વચન સાંભળી શાંતિ જે ઓરડ તેની ભાભી પુષ્પા હતી તે ઓરડા તરફ ગઇ અને ઓરડામાં આવી નજર કરે છે ભાભીને રડતાં જોઇ. એટલે શાંતવદના શાંતિના હૃદયમાં ક્ષોભ થયો અને પોતાની શામાટે રૂદન કરતી હશે તે માટે શાંતપણે વિચાર કરવા લાગી. " શું ભાભીને રોષ ચડયો હશે? ના, ના, તેમ તો ના બને: તેનું કોમળ હૃદય દુખાય એવું હું એ વચન બોલી નથી. શું; ત્યારે ભાઇએ તેનું અપમાન કર્યું હો ? તેણીએ માગેલી વસ હિ લાવી આપી હોય ? શું તેનાપરથી પ્રીતિ ઉતારી દીધી હશે ? અરેરે ! એમ તો પણ ન જ બને; કારણકે આનું જરાપણ દીલ દુખા- તો ભાઇને ક્યાંઇ પણ ચેન નથી તેના સ્વભાવ એટલો બધો શાંત છે કે આનો ગમે તેવો મોટા ગુહનો હોય તોપણ શબ્દોથી ઠપકો આપી શિખામણ આપે; વળી તે એટલા બધા મમતાળુ છે, સમ અને કેળવણી પામેલા છે કે આ ગરીબ ગાય જેવી શાંત મૂર્તિપરથી એકાએક પ્રેમ દેતાં વાર લગાડે; જે કામ કરે તે પૂર્ણ વિચાર કરીને કરે તેવા છે. ત્યારે શું હોવું જે શું મારી માતાએ સાસુપણું બતાવ્યું હશે ? શું મારી પ્રેમાળ માએ તેના તરફ કરતા હશે ? શું આનાથી થએલા કોઇ ગુનાની ક્ષમા નહિ આપી હોય ? ના, ના, તેમના: જ બને; પાંચ મહિના થયાં આ ભોળી, શાંત, અને નિખાલસ દિલની ભાભી આવી તું માતાએ અન્ય સાસુઓની જેમ તેનાપર ગાળોનો વર્ષાદ વરસાવ્યો હોય અથવા તેમામાં હલકી પાડી હોય એવું મારા જેવામાં કદી પણ આવ્યું નથી. ઉલટું આને મારી પણ સારીરીતે રાખે છે; મીઠા વચનોથી બોલાવે છે; આના પ્રત્યેક મનોરથને પૂર્ણ કરે અરેરે ! ત્યારે શું હશે ? આ આમ રોયા કરે તે તો મારાથી જોઇ રહેવાતું નથી. શું તેની પાસે જઇ તેનું કારણ પૂછું ? શું તે મને જવાબ દેશે ? કદાચ મારા વચનોથી શાંતિ થાય તો ? હશે, જે થાય તે ખરૂં. ચાલ તેની પાસે જઈ તેને આગ્રહ કરીશ, નહિ તો પગે પડીશ પણ

કર્યાથી મૃત્યુ પામેલ કંઇ પાછું આવતું નથી પરંતુ ઉલ્ટું દુઃખી થાય છે. આજે તેની મરણ તિથિ છે માટે તે આ ભૂમિપર તને અમી દષ્ટિથી જોવાને, તારૂં હસતું મુખ જોઈ રાજી થવાને અને તું તેની પુત્રી યોગ્ય નીવડે તેવા આશીર્વચન દેવા આવશે. બેટા, આજે તો તારે ખાસ કરીને શાંત ચિત્તે તારૂં સર્વદા ભલું ઇચ્છનાર તે આત્માનું વધારે શ્રેય કેમ થાય; તે સ્વર્ગમાં રહી પ્રભુના દર્શનામૃતનું પાન કરતી તે ભક્તિરસમાં ચકચૂર બને અને જ્યારે કાળ ક્રમે પુનઃ આ કર્મભૂમિમાં જન્મે ત્યારે સર્વ ભૂતપ્રાણિમાત્રનું કલ્યાણ કરી શકે તેવી શક્તિ પ્રભુ પાસેથી મેળવે એવી એવી પ્રાર્થના કરવી જોઇએ. આજે તું પોતેજ રાંધી નિર્બળ અને વૃદ્ધ ભિક્ષુકોને જમાડ; સત્પાત્ર બ્રાહ્મણોની પૂજા કરી તેને શક્તિ પ્રમાણે દાન આપ અને હરિકીર્તન કરી આપણા ઘરમાં દૈવી હવા પ્રસરી રહે એવું તું કર. "

શાંતિ વચમાં બોલી ઉઠી, " બા, હું પણ ભાભીની સાથે પ્રાર્થના કરવા બેસીશ અને આજે તેને દરેક કામમાં સારીરીતે મદદ કરીશ." માતા મૃદુઅવાજથી બોલી, " બ્હેન, આજે આપણે સર્વે ભેગાં મળી તે પવિત્ર આત્માના શ્રેય માટે પ્રાર્થના કરીશું કારણ કે આપણા સર્વેપર તેનો અપૂર્વ પ્રેમ હતો. "

શાંતિ પોતાની ભાભીના વદન તરફ દષ્ટિ કરી બોલી, " બા, હજી ભાભી હસતાં નથી અને ત્યાં સુધી મને ચેન નહિ પડવાનું. " પોતાની પુત્રીનો આવો સરળ સ્વભાવ નિરખી માતાએ કહ્યું, " શાંતિ, એકાદું તેને મનભાવતું ગીત ગા અથવા કોઇ સારો શ્લોક બોલ એટલે તેની દિલગીરી તરતજ ઉડી જશે. " શાંતિએ પ્રસન્ન ચિત્તે જવાબ આપ્યો, " હા, એ ઠીક કીધું. ગઇ કાલેજ એમણે મને શીખવેલો શ્લોક હું બોલું:—

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ॥

એનો અર્થ એ થાય છે કે જેની કૃપાથી મુંગું માણસ બોલતું થાય છે. લંગડું માણસ પર્વતને પણ ઓળંગવાને શક્તિવાન થાય છે,-એવા પરમ આનંદરૂપ મધુ દૈત્યને મારનાર એવા શ્રી કૃષ્ણચંદ્રને પ્રેમપૂર્વક નમસ્કાર કરૂં છું; અને પછી મને આ શ્લોક શીખવનાર મારી પૂજનીય ભાભી પુષ્પાને નમસ્કાર કરૂં છું. એમ કહી પુષ્પાના ખોળામાં નિર્મળ હૃદયની શાંતિ ઢળી પડી.

પ્રેમાળ સાસુના પવિત્ર ઉપદેશથી પુષ્પાની દિલગીરી ઉડી જતી હતી. જે શાંતિને પોતે શ્લોક શીખવ્યો તેજ આડકતરી રીતે પોતાને શિખવે છે તે જોઇ આનંદ પામતી હતી. હવે તે શુદ્ધ હૃદયથી સાસુને માતા સમાન અને શાંતિને બ્હેન સમાન ગણવા લાગી. તેણે શાંતિને ખોળામાંથી ઉઠાડી તેનું સુકોમળ વદન પોતાની છાતીમાં દાબી, " શાંતિ-બ્હેન, શાંતિબ્હેન, હું હવે શાંત થઇ છું" એમ કહેતી કહેતી, સાસુના પવિત્ર ચ્હેરાને નિરખતાં હર્ષાશ્રુ પાડતી કોઇ અચિંત્ય આનંદના પ્રવાહમાં તણાવા લાગી.

એટલામાં શાંતિની કોઇ બ્હેનપણી તે ઓરડા તરફ આવતી ગાતી જતી હતી કે,

" સાસુ મારી પૂર્વ જન્મની માય જો,
" સસરો મારો પૂર્વ જન્મનો બાપ જો,
" નણંદી મારી પૂર્વ જન્મની બ્હેન જો!"

## સ્નેહમાં શંકા.

( લેખકઃ—એક આર્ય સ્ત્રી. )

"સુશીલા સાંભળ્યું કે, મને હવે વખત નથી. બારમાં દસ મીનીટ બાકી છે. બાર વાગે કોલેજમાં મારે મારો અવર (કલાક) લેવોજ જોઇએ જેથી હું વધારે રોકાઈ શકું એમ નથી, હું પૈસા કાઢી મૂકવાનો હતો, પરંતુ બીજાં કામોને લીધે મને ફુરસદ મળી નહિ તેથી તમે પેટીમાંથી બાર રૂપીઆ કાઢીને આપણો કાપડવાળો આવે તેને આપી દેજો. પણ પૈસા કાઢતી વખતે પેટીમાં એક કાગળ છે તે બરાબર ઠેકાણે મૂકજો; ખોવાઈ જાય નહિ. ઠીક, હું જાઉં છું. બરાબર ચાર વાગે પાછો આવીશ." એમ કહીને બાબુ રજનીકાંત ડૉક્ટર ગાડીમાં બેશીને કોલેજમાં ગયા. ગાડી દ્રષ્ટિથી દૂર થઈ ત્યાં લગણુ સુશીલા ગાડી પાછળ એકી નજરે જોઇ રહી હતી.

રજનીકાંત બાબુ કલકત્તાની નેશનલ મેડીકલ કોલેજમાં પ્રોફેસર હતા; તેમણે વૈદકનો ઘણો ઉત્તમ અભ્યાસ કીધો હતો. તેમને માસીક રૂ. ૩૦૦ )નો પગાર મળતો હતો. તેમની વય આશરે ત્રીશ વર્ષની હશે. કુટુંબમાં પતિ પત્નિ સીવાય બીજું કોઈ નહોતું. તેમનો સ્વભાવ ઘણો પ્રેમાળ હતો જેથી જેના જેના સહવાસમાં તેઓ આવતા તેઓની પ્રીતી મેળવી શકતા અને તેઓ હંમેશાં નિર્ધન અથવા શ્રીમંત, વૃદ્ધ બાળક યા યુવાન, દરેક પ્રત્યે સમદ્રષ્ટિ રાખી સર્વને ઉપયોગી થવાને પ્રયત્ન કરતા હતા. પોતે જાતે પૈસા મેળવીને લગ્ન કરવાં એવો તેમનો દૃઢ નિશ્ચય હોવાથી તેમનાં લગ્ન થયાને ઝાઝો વખત થયો નહોતો. તેમનાં પત્નિ સુશીલાબાઇની વય આશરે સોળેક વર્ષની હશે. તેઓ સુશિક્ષિત અને ખાનદાન કુટુંબનાં હતાં. વાંચન તેમને ઘણું પ્રિય હતું એટલું હોવા છતાં પણ કુદરતી રીતે તેનો બ્હોળીલો-શરમંદ સ્વભાવ હતો તેમાં જરા પણ ફેર પડયો નહોતો. પતિ પત્નિ ઉભય શાંત, સુશિક્ષિત અને યોગ્ય વયનાં હોવાથી તેમનો સંસાર ઉત્તમ રીતે ચાલતો હતો. એટલું જ નહિ પરંતુ તેઓ હમેશાં મનુષ્ય માત્રનું ભલું કરવામાં તત્પર રહેતાં હતાં આવાં પરમાર્થિ જોડાં આપણા આધુનિક આર્ય સંસારમાં ભાગ્યેજ જોવામાં આવે છે. ઇશ્વર આર્યાવર્ત્તનાં દરેક યુગલમાં આવો નિસ્વાર્થી પ્રેમ અને માણસ જાત તરફની દયા ઉત્પન્ન કરે એવું કોણ નહિં ઇચ્છે?

બપોરે સુશીલાએ ડોક્ટર સાહેબના કહેવા મુજબ પેટી ઉઘાડીને ઉપરનો કાગળ ધીમેથી બાજુએ મૂકી રૂપીઆ કાઢયા. એટલામાં પવનથી તે કાગળ કે જે ઘડીબંધ હતો તે ઉડયો અને ઘડી ઉકલી ગઈ. સુશીલાએ તે કાગળ લઇને જોયો. તેણે શું જોયું? તે એક સુંદર અક્ષરથી લખાયલો પત્ર હતો. પત્ર બંગાલી ભાષામાં લખેલો હતો. આશ્ચર્ય સાથે સુશીલાએ તે વાંચવા માંડયો, અને "હે ઈશ્વર! આશું?" એમ બોલી સુશીલા મુર્છાગત થઇ ધરણી પર ઢળી પડી. પડવાનો અવાજ નીચે સંભળાવાથી તેની દાસીએ દોડી આવી પાણી છાંટી શીલાને સાવધ કરી. તેનું શરીર ધ્રુજતું હતું, મોં ઉપર કાળાશ પથરાઇ ગઈ હતી, બોલવાનો પ્રયાસ કરવા છતાં પણ તેનાથી બોલી શકાતું નહોતું. સુશીલાની આવી સ્થીતિ જોઇ દાસીએ ગભરાટને "બાઇ સાહેબ! તમને શું થાય છે? કોલેજમાંથી બાબુસાહેબને તેડી લાવું, કે?" વિગેરે અનેક પ્રશ્ન પૂછવા માંડયા. પરંતુ બાઇ સાહેબની સ્થીતિ અત્યારે દાસી સાથે વાત કરવા જેવી નહોતી. ઉત્તરમાં તેમણે કંઠાર અવાજે "તું નીચે જઇ તારૂં કામ કર,

આવાં દયાજનક પરિણામ ના આવે, અને છોકરીઓનું કલ્યાણ થાય તે માટે માતાપિતાએ ઘણી દીર્ઘદષ્ટિ વાપરવાની જરૂર છે.

ધર્મશાસ્ત્ર પ્રમાણે તેમજ વૈદકશાસ્ત્ર પ્રમાણે છેઃ બાળવયમાં જે પ્રજા થાય છે તેમનાં મન, અને તન સંપૂર્ણ ખીલી શકતાં નથી.

સુશ્રુતના ગ્રંથ પ્રમાણે પિતાની ઉમર ૨૫ વર્ષની ના હોય, અને માતા ૧૬ વર્ષની અંદરની વય હોય, ને જો ભાગ્ય જોગે તેની સંતતિ જીવે તો તેમના અવયવ નબળા રહે છે, અને શરીર હીમાયલાં રહે છે.

અસમાન વયનાં લગ્નથી ઘણાજ ક્રુર આચાર થાય છે અને પરિણામે આત્મઘાત થાય છે. ન્યુસપેપરોમાં આનાં દષ્ટાન્ત ઘણી વાર વાંચવામાં આવે છે.

પચાસ વર્ષનો પુરૂષ આઠ દશ વર્ષની બાલિકા સાથે લગ્ન કરે છે. કાઠીઆવાડમાં ૭૦ વર્ષના એક ડોસાએ ૯ વર્ષની છોકરી સાથે લગ્ન કર્યું છે. આવાં દષ્ટાંત અનેક મળશે.

ગયા દસકાના વસ્તીપત્રકના રિપોર્ટના આંકડા નીચે આપ્યા છે. આ વર્ષના આંકડામાં કાંઇક સુધારો માલુમ પડશે એમ આશા રાખીએ છીએ.

### પરણેલી છોકરીઓ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ વર્ષની અંદરની પરણેલી છોકરીઓની | સંખ્યા. | | | ૧૦,૫૦૭. |
| ૪ વર્ષની અંદરની | ,, | ,, | ,, | ૨૫૮,૭૬૦. |
| ૫ વર્ષ થી ૯ વર્ષની | ,, | ,, | ,, | ૨,૨૦૧,૪૦૪. |
| ૧૦ વર્ષથી ૧૪ વર્ષની | ,, | ,, | ,, | ૬,૦૧૬,૭૫૯. |

આમાં પુરૂષની વય ગમે તે હશે.

બાળક વયમાં લગ્ન કર્યાથી કન્યાઓની કેળવણીમાં સ્ખલન થાય છે. કોઇ કોઇ છોકરીઓને ઘરમાં શિક્ષણ આપે છે. પણ તે જુજ. ૧૯૦૧ ના વસ્તીપત્રકના રિપોર્ટમાં ૫ વર્ષને ૧૫ વર્ષની ૩૫,૪૦૦,૦૦૦ છોકરીઓમાંથી માત્ર ૫૦૦૦૦૦ છોકરીઓ નિશાળે જતી છે.

વળી બાળલગ્નથી, તથા અસમાન વયનાં લગ્નના પરિણામે બાળવિધવાઓની સંખ્યામાં પણ ઘણો વધારો થાય છે. અનેક નિર્દોષ છોકરીઓ—લગ્ન એટલે શું તેનો ખ્યલ પણ આવે નહિં તે પહેલાં વૈધવ્યના દુઃખના ખાડામાં પડે છે.

આ દેશમાં બાળવિધવાની સંખ્યા નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| ૧ વર્ષની થયેલી વિધવા. | | ૮૫૯ |
| ૧ થી ૨ વર્ષની | ,, | ૧૦૩૯ |
| ૨ થી ૩ ,, | ,, | ૧૮૮૬ |
| ૩ થી ૪ ,, | ,, | ૩૭૩૨ |
| ૪ થી ૫ ,, | ,, | ૮૧૮૦ |
| ૫ થી ૧૦ ,, | ,, | ૭૮૪૦૭ |
| ૧૦ થી ૧૫ ,, | ,, | ૨૨૭૩૬૭ |

# વિવિધ વિહાર.

## મને મ્હારી બાઇડી સાથે બનતું નથી તેનું મ્હારે શું કરવું?

( લખનારઃ—વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર. )

૩.

( ગયા વર્ષના અંક ૧૧ ના પૃષ્ટ ૩૭૫ થી ચાલુ. )

મ્હારા વ્હાલા બંધુ! પુનાઃ વિદ્યાર્થી હોલ, તા. ૧૩ ગુરૂવાર.

તમારો પત્ર પહોંચ્યો. તમે હાલના વખતમાં આપણા લોકોમાં થતાં લગ્નનું જે ચિત્ર આપ્યું છે તે બહુ આબેહુબ છે, અને હું તમારા એ બધા વિચારો સાથે મળતો થાઉં છું, છતાં પણ તમારી એક સૂચના મને બહુ ભારે પડે તેવી છે, અને તે એ કે તમે લખો છો કે નીભાવી લેતાં શીખવું જોઇએ અને બૈરીને સુધારવાની કોશીશ કરવી જોઇએ, એ બાબત ઉપર તમે બહુ ભાર મૂકો છો, અને તે વાજબી જ છે એમ પણ મ્હારે કબુલ કરવું જોઇએ; છતાં પણ ખુલ્લા દિલે મારે જણાવવું જોઇએ કે એ બાબતમાં મને બહુ મુશ્કેલી લાગે છે.

બંધુ! ખમી ખાવું એમ કહી નાંખવું એ બહુ સ્હેલી વાત છે, પણ તેમ કરી બતાવવું એ બહુ મુશ્કેલ છે. અને તેમાં પણ જ્યારે ઘણી તરફથી આપણે દુઃખમાં જ ફસાયેલા હઇએ અને આપણી ધીરજ ખૂટી જવાની અણી ઉપર હોઇએ ત્યારે તો ધીરજ રાખવાની બાબત અને ખમી ખાવાની બાબત બહુજ મુશ્કેલ છે. જુઓને, મ્હારાં દુઃખોની થોડી વાત સાંભળો.

૧ કોલેજના ખર્ચ માટે કેટલી માથાકુટ ભોગવવી પડે છે, માબાપને કેમ સમજાવવાં પડે છે, મિત્રોની કેમ મદદ સ્વિકારવી પડે છે, અને કોઇ કોઇ વખત દીન બનીને તુમાખી શેઠીઆઓને ત્યાં આશાએ આશાએ કેવા ફોગટના ફેરા ખાવા પડે છે, અને તેમ છતાં એમાં કેવું અપમાન સહન કરવું પડે છે, એ બધું તમે ક્યાં નથી જાણતા? એ દુઃખ શું થોડું છે?

૨ ભાઇ, પૈસાના દુઃખેજ અને દરિદ્રતાના દુઃખેજ કાંઇ છૂટકો થતો નથી, પણ કેળવણીની કિંમત નહિ સમજનારાં માબાપો તરફથી કેવા ટપલા ખમવા પડે છે અને કેવા તાના તવાન સાંખવા પડે છે એ તમે જાણો છો? નજીવી નજીવી બાબતોમાં પણ વારંવાર આપણા વિચારોની આડે તેઓ કેવાં આવે છે, અને આપણને જે બાબત જરાપણ સાર જેવી ન લાગતી હોય તેવી બાબત સારૂ તેઓ કેટલાં બધાં ઉશ્કેરાઇ જાય છે, અને કેવું રજનું ગજ કરી નાંખે છે, તથા જે કામ કરવાથી આપણે આગળ વધી શકીએ તેમ હોય તેવાં કામમાં પણ તેઓ કેટલી બધી ઉપાધિ કરે છે, એ તમે જાણો છો? જેની તરફથી આપણને આગળ વધવાની ઉમેદ હોય તે પોતેજ આપણા રસ્તામાં આડાં દિવાલ રૂપ થઇ પડે એ દુઃખ શું થોડું છે? આ બાબતમાં ઘણીએ ખાનગી વાતો છે, અને

દુર્બુદ્ધિ, અપ્રમાણિકતા, આદિ અનેક ચારિત્ર્યદૂષણો માટે આગળ વધેલા વિચારના ઉત્સાહી જુવાનીયાઓને શું અફસોસ ન થાય ? મને તો લાગે છે કે ભલે આપણે દેશકાળના કાયદાને માન આપીએ અને આપવું જોઇએ, તો પણ આપણું અંતર તો બળે છે, અને તે બીજા કોઇ કારણસર નહિ, પણ માત્ર જ્ઞાનને લીધેજ. જો આપણને આવું ઉત્તમ જ્ઞાન ન મળ્યું હોત તો આપણે બીજા સાધારણ માણસોની પેઠે આવી બાબતોમાં દિલગીર થાત નહિ, પણ જ્ઞાનની સાથે ફરજો વધી છે. અને લખવા બોલવાનું વર્તનમાં ઉતારતાં પડતી મહાભારત મુશ્કેલીઓને લીધે આપણે આપણા અંતરના શુભ હેતુઓ પૂર્ણ રીતે આચારમાં ઉતારી શકતા નથી અને તેથી એટલે દરજ્જે આપણી ફરજો બજાવી શકતા નથી, એ માટે મને અફસોસ થાય છે.

૧૦ બંધુ ! અજ્ઞાનપણાને લીધે, જુની રૂઢીઓની ગુલામગીરીઓને લીધે, જુની અને નવી કેળવણીમાં પડતા મતભેદને લીધે, જ્ઞાનને લીધે, આપણામાં નવી આશાઓ જાગ્રત થઇ છે પણ તે આશાઓને જોવું જોઇએ તેવું પોષણ મળતું નથી તેને લીધે, સ્ત્રીઓમાં કેળવણી નથી તેથી વિદ્યાનાં કજોડાં થાય છે તથા માબાપોના સ્વાર્થને ખાતર, સમજણ વિનાના અને પ્રેમ વિનાનાં લગ્નો થાય છે તેને લીધે, જુના વિચારનાં માબાપો અને નવા વિચારમાં કેળવાયેલા જુવાનીયાઓ વચ્ચે જે મતભેદ થાય છે તેને લીધે, પ્રજાના આગેવાનોના વિચારોમાં અરસપરસ મહાન મતભેદ થાય છે તેને લીધે, આપણા ઘરસંસારી રિવાજોમાં ઘણી જાતના ગોટાળા ચાલે છે તેને લીધે અને આપણા ધર્મમાં તથા આપણા વ્યવહારમાં દરેક ઠેકાણે જે પોલમપોલ ઘુસી ગઇ છે તેને લીધે, આપણે આપણા અંતઃકરણની ઇચ્છા પ્રમાણે—પ્રેરણા પ્રમાણે—ઇશ્વરના હુકમ પ્રમાણે—કુદરતના નિયમ પ્રમાણે અને પ્રકૃતિના સ્વભાવ પ્રમાણે ચાલી શકતા નથી, તેથી જે માનસિક વેદનાઓ હાલના વખતમાં આપણને ભોગવવી પડે છે અને તેમાં પણ સત્યશોધક જીજ્ઞાસુઓને તથા જ્ઞાનમાં આગળ વધેલા સેવકોને જે મુશ્કેલીઓ ભોગવવી પડે છે તે વાત પણ કાંઇ ભુલી જવા જેવી નથી. એ દુઃખ પણ બહુ મ્હોટું છે. એ દુઃખ આપણને સૌને થોડું ઘણું વારંવાર ભોગવવું પડે છે.

૧૧ બંધુ ! આપણાં આ બધાં દુઃખો શું થોડાં છે ? નહિ. પણ તેમ છતાં એ બધા દુઃખો કદાચ ખમાય, પણ ઔરી ખરાબ હોય એ દુઃખ નહિ ખમાય, કારણકે જ્યારે ઘરમાં આવીએ ત્યારે આ બધાં દુઃખો થોડો વખત ભુલી શકાય છે, પણ તેને બદલે એ બધાં દુઃખોમાં બળી રહેલો માણસ જ્યારે ઘરમાં આવે ત્યારે ત્યાં પણ તેની સામે હોળી સળગતી હોય એ કેમ ખમાય ? બંધુ ! યાદ રાખજો કે બહારનાં દુઃખો પુરૂષોથી ખમી શકાય, પણ ઘરનાં દુઃખો તેઓથી ખમી શકાતાં નથી. બાયડીનાં દુઃખોમાં ઘણા માણસો દીવાના થઇ જાય છે, અને ઘણા માણસો આપઘાત કરીને મરે છે, તથા ઘણા માણસો ખુવાર થઇ જાય છે, એ શું તમે નથી જાણતા ! આપણી ઓળખાણવાળો હરીભાઇ બાયડીઓના કંકાસને લીધે રેલ્વે નીચે કચરાઇને મરી ગયો એ શું તમે નથી જાણતા ? બંધુ ! બહારનાં દુઃખો ખમી શકાય, પણ ઉત્સાહી નિત્ર લાગણીવાળા જુવાન માણસોથી બાયડીઓનાં દુઃખો ખમી શકાતાં નથી. અને તેમ છતાં અફસોસ કે હાલના વખતમાં આપણા ઘણા બંધુઓને મ્હારી પેઠે એજ જાતનાં મુખ્ય દુઃખો હોય છે. એ માટે તમારા ભલા ભાઇઓએ કાંઇક કરવું જોઇએ અને અમારી જીંદગીમાં ઝેર રેડાતું અટકાવવું જોઇએ.

તમે મને ભલામણ કરો છો કે તમે તમારી બૈરીને ભણાવો, પણ એમાં કેટલી મુશ્કેલી છે અને એમાં કેટલો બધો કંટાળો છે એ તમે જાણો છો ? તમારી સૂચના અગાઉજ મ્હેં એ બાબતમાં કાંઇ કાંઇ કરી જોયું હતું, પણ તેમાં હું નિષ્ફળ થયો છું. જેમકે મારા અંમૂલ્ય વખતનો ભોગ આપીને હું તેને શીખવવા બેસતો પણ તે ધ્યાન આપતી નહિ, અને વચ્ચે વચ્ચે નકામી વાતો કરતી. જે વખતે મને કાંઇ નવી વાત સમજાવવાની મજા પડતી હોય ને મ્હારામાં ગંભીરતા તથા ઉંડાણ હોય ત્યારે તે જાણે મ્હારી મશ્કરી હોય તેમ સામી હસી પડતી. હું તેને જ્યારે બોલાવું ત્યારે આવવામાં તે વાર લગાડતી. પા અરધો કલાક તો તેને કાંઇ હિસાબમાં નહી, એટલો વખત તો મ્હારે એ બાઇસાહેબની વાટ જોયા કરવી પડે. હું કાંઇક ઉંચી ઉંચી વાતો તેને કહું પણ અફસોસ કે એના તે ઉંધાજ અર્થ સમજે. હું તેને શીખવું તેથી તે ખુશી થતી નહિ,..પણ એથી તે કંટાળતી, અને જાણે મ્હારી ઉપર ઉપકાર કરવા સારૂ શીખતી હોય એવો દેખાવ તે કરતી. હું જ્યારે તેને ચોપડીમાં ધ્યાન રાખવાનું કહું ત્યારે પણ તેને પાંચ દશ વખત બારીમાંથી બહાર જોઇ લેવાનું મન થયા કરે ને એ પ્રમાણે બહાર નજર નાખ્યા કરે, એટલુંજ નહી પણ જ્યારે કાંઇક વાજાં બાજાં સાંભળે અથવા ફળીયામાં કાંઇ મ્હોટો અવાજ સાંભળે કે કોઇને લડતાં સાંભળે તો તો એ ટાણે ત્યાં ગયા વિના ચાલેજ નહિ. એ તો જાણે બાપનો ગરાસ જ. કલાક બેસવું પડે તેમાં પણ કાંઇ કાંઇ બહાનાં કહાડીને પાંચસાત વખત ઉઠે ત્યારે તેને નિરાંત વળે. બધુ ! થોડા દિવસમાં આવી આવી સેંકડો બાબતો જોઇને હું બહુજ કંટાળી ગયો છું, અને મ્હારી ધીરજ ખુટી ગઇ છે, તેથી મ્હેં તો ઠરાવજ કરેલો છે કે કદીપણ સ્ત્રીઓને ભણાવવાની માથાકુટ કરવીજ નહિ. એ મ્હારૂં કામ નથી. તમે એ કામ કેમ કરી શક્યા તે અજાયબી લાગે છે. હું તો એક અઠવાડીયામાં તોબાં તોબાં થઇ ગયો છું, માટે હવે ફરીથી હું એ અખતરો અજમાવવા ઇચ્છતો નથી. બીજો કાંઇ ઉપાય તમારા ધ્યાનમાં હોય તો લખજો, બાકી મ્હારી બાઇડીને ભણાવવાનું કામ મ્હારાથી બની શકે તેમ નથી—હાલ એજ.

તમારો,

મોતીલાલ.

---

## પુતળીઓ અને સ્ત્રીપણાવાળી સ્ત્રીઓ.

" આપણા સંસારમાં હાલ જે સ્ત્રીઓ છે તેમાં ખરેખરી સ્ત્રીપણાવાળી સ્ત્રી તો કોઇકજ છે બાકી તો બધી સ્ત્રીઓના આકારનાં પુતળાં જેવી છેઃ છતાં પણ એ સ્ત્રીઓના આકારના પુતળાં પણ જ્યારે આપણા ઘર સંસારમાં આટલી બધી સત્તા ભોગવે છે ત્યારે દેશની દેવિયો, પ્રેમની મૂર્તિયો, સૌન્દર્યના ભંડારો, આનંદના અવતારો, કુદરતની સખીયો, સંસારમાં સ્વર્ગ લાવનારી, અને દેવોની પ્રતિનિધી સ્ત્રીઓ પોતાનું તથા જગતનું કેટલું બધું કલ્યાણ કરી શકશે અને પોતાના પ્રેમથી પુરૂષો ઉપર કેટલી બધી સત્તા ચલાવી શે એ વિચાર તો કરો ! સ્ત્રીઓ પોતાના અંતઃકરણની સરળતાથી જગતમાંથી ઘણી ાં પાપો ઓછાં કરી શકશે; સ્ત્રીઓ પોતાની દયાની લાગણીથી આ દુનિયામાંથી ઘણી ાં દુઃખો ઓછાં કરી શકશે; સ્ત્રીઓ પોતાના આકર્ષણથી તોફાની સ્વભાવના ઉખડી ગએલા પુરૂષોને કાબુમાં રાખી શકશે, સ્ત્રીઓ પોતાની મધુરી વાણીથી જગતમાં મિઠાશ લાવી શકશે, સ્ત્રીઓ પોતાના પ્રેમથી પુરૂષોમાં પુરુષાર્થ વધારી શકશે, સ્ત્રીઓ પોતાનાં સૌન્દર્યના બળથી જગતને નવું સૌન્દર્ય આપી શકશે. "

અમૃતલાલ પઢિયારકૃત ' સ્ત્રીઓનું સ્વર્ગ. '

# બાલમિત્ર.

## અટકચાળાં બિલાડીનાં બચ્ચાં.

એક બિલાડીને ત્રણ બચ્ચાં હતાં. બે બચ્ચાં સાવ કાળાં હતાં. એકનું નામ ઘોધર ને બીજાનું નામ બાધડો. ત્રીજું બચ્ચું કાબરચિત્રું હતું એનું નામ મિનિ હતું. આ ત્રણે બચ્ચાં માને બહુ પંજવતાં, મા બહુ સારી અને છોકરાં સારાં થાય એટલા માટે બહુ સંભાળ રાખતી પણ નકામી.

એક મોટા બંગલાના રસોડાના ભાગમાં મા અને બચ્ચાં રહેતાં હતાં. ચોરીને ખાવું અથવા ભાણામાંથી ઉપાડી જવું એ ખોટું છે એમ મા સમજતી; એ ન્હાની હતી ત્યારે એવું શીખી હતી, પણ બચ્ચાં માનું કહ્યું માનતાં નહોતાં.

બધાંમાં ઘોધર તોફાની હતો. બારીમાં, અટારીયામાંથી અને કેટલીકવાર થાળીમાંથી એ રોટલી વગેરે ઉપાડી લેવા ચુકતો નહિ. વારંવાર મા ઠપકો આપતી પણ માનું સાંભળતો જ નહિ.

બાધડાને ચોરવાની ટેવ નહોતી પણ વાડકીમાં દૂધ પીવા આવે કે તરત ઢોળી નાંખે ને ભોંય પરેલું ચાટે. રોટલી એક ઠેકાણે બેસીને ન ખાતાં–કકડા કકડા કરી ન્હાસતાં ન્હાસતાં ખાય. મા એની ખરાબ ટેવ છોડી દેવા બહુ કહેતી પણ એની કટેવ ગઈ નહિ.

**મી**ની ઢોળતી ફોડતી નહિં પણ એને કકડે કકડે ખાવાની ટેવ હતી. એક ચાંગલું દૂધ પી અને વળી બ્હાર જાય વળી આવે ને જાય દહાડામાં પાંચ ૭ વખત ખાય.

ઘોધર બાધડા કે **મી**નીની માફક ઘણાં છોકરાંને ટેવ હોય છે. કેટલાંકને ઘોધરની માફક ચોરવાની ટેવ હોય છે, ત્યારે કેટલાકે બાધડાની માફક ઢોળે ફોડે છે અને કેટલાંક **મી**નીની માફક ટુકડાખાઉ અને અસ્થિર હોય છે. આ ત્રણે છોકરાંને શી રીતે સુધારવાં એ વિચાર એમની માને હમેશાં આવતો.

– એક દિવસ માએ છોકરાંને કહ્યું "હવે હમે મોટાં થયાં આજે તમને હું ઉપર લઇ જઇશ ને શેઠનાં છોકરાંઓ રહે છે તે ઓરડો જોજો ! એ ઓરડામાં રમકડાં વગેરે હશે." બચ્ચાં ત્યાં શું હશે તે જોવાને એટલાં તો આતુર થઇ ગયાં કે મા કયારે લઇ જાય એવું થયું.

બચ્ચાં માની પાછળ પાછળ ચાલ્યાં અત્યાર સુધી બચ્ચાં બહાર નિકળ્યાં નહોતાં એટલે થાક લાગો; રસ્તામાં જરા આરામ લેવા ઉભાં. આખરે દાદરો ચ્હડી છોકરાંઓના ઓરડા પાસે આવી પહોંચ્યાં. બારણા પાસે આવી બિલાડીએ 'મીઆંઉં' કર્યું એટલે છોડીઆએ બારણું ઉઘાડ્યું. બિલાડી અને બચ્ચાં અંદર દાખલ થયાં. ઘોધરથી ઉમરો ઓળંગાયો નહિ એટલે માએ સંભાળથી મ્હોંમાં પકડી અંદર છોડીઆની ન્હાની બેન રતનના ખોળામાં ઘોધરને મુક્યો. રતન તો ઘોધરને જોઈ ખુશ ખુશ થઈ અને હાથમાં લઇ પંપાળવા રમાડવા લાગી. નરોતમે બાધડાને જોતાંજ ઉપાડી લીધો અને તેની સાથે દડે રમવા લાગો. નરોતમ દડો ફેંકે કે બાધડો પાછળ દોડે. દડાને મ્હોંમાં પકડે, પંજા મારે, પંજામાં પકડી કરડે અને એમ કર્યા કરે. એ જોઇ ઘોધર અને **મી**ની પણ રમતમાં ભાગ લેવા લાગ્યાં. આખરે થાક્યાં ત્યારે રમત બંધ રહી. **મી**ની વીજળી પાસે હતી. છોકરાંઓ બચ્ચાં સાથે રમતાં હતાં ત્યાં ટીફીનની વખત થઇ દૂધના ન્હાના પ્યાલા અને પુરીની તાસકો આવી; છોકરાં [illegible]

ત્યાં પ્યાલાને ઠેશ વાગવાથી દૂધ ઢોળાયું. છોકરાંના કપડાં બગડ્યાં બાધડો દૂધ ચાટવા લાગ્યો. **મીની** પણ ચાટવા દોડી. દૂધ–ચાહથી જમીન બગડી ને છોકરાં દિલગીર થયાં.

બિલાડીએ બચ્ચાંઓને ઠપકો આપ્યો.

"હવે આવી ગંદી જગામાં ખાવું કેમ ગમે? આ ભાઇ બ્હેનોનાં કપડાં બગડ્યાં. અહીં કીડીઓ, માખીઓ થશે. આમ કરો તે સારૂં? તમને ખાવાનું ન મળત? ઘોઘર તું તો બહુ ઉતાવળીઓ ને તોફાનીજ રહ્યો!"

છોકરાંએ ટીરીન શરૂ કર્યું તો ખરૂં પણ દીલગીરીથી પુરી હેઠળ ઢોળાયેલા ચાહમાં પલળી હતીઃ ચાહા ટાઢો થયો હતો, પુરીના કકડા વેરાયા હતા.

બિલાડીએ બચ્ચાંને બહાર કાઢ્યાં અંદરથી છોકરાંનો અવાજને પ્યાલા તાંસકનો ખખડાટ આવતો હતો પણ બચ્ચાંથી અંદર જવાય એમ હતું નહિ માએ હેઠળ રસોડામાં જવાનું કહ્યું ત્યારે બચ્ચાં બોલ્યાં–મા હમને અંદર જવા દે અને ભાઇ બેનો કેવી રીતે જમે છે તે જોવા દે.

બિલાડીએ ફરીને છોકરાંને બોલાવ્યાં અને માફી માગી ત્યારે અંદર દાખલ થવા દીધાં. બચ્ચાંને હારબંધ બેસાડી બિલાડી આગળ બેઠી.

બિલાડી—જુઓ, નરોતમ તમારા જેવો ઉતાવળીયો નથી કે જે આવે તે ચાટવા માંડે. થાળીમાં બધું પીરસાય ત્યાં સુધી છાનોમાનો બેશી રહે છે.

છોકરાં—ઠીક.

બિલાડી—છોટીયો પ્યાલો હાથમાં લઈ આખા ઓરડામાં દોડતો નથી. સમજ્યાં?

છોકરાં—હાં.

બિલાડી—કેવાં ડાહ્યાં છોકરાં છે! એમનાં જેવાં કયારે થશો?

આમ ઠરે પેટે બેશીને જમાય એમ અમારાથી થવું મુશ્કેલ છે એમ બચ્ચાં ધારતાં હતાં એટલે બાઘડો બોલી ઉઠયોઃ હેં મા! બધાં છોકરાં આમ બેશીને ખાતાં હશે? માએ જવાબ દીધોઃ ના. પણ સારાં છોકરાં તો એમજ ખાય. તમને આ છોકરાં જેવાં ડાહ્યાં થએલાં જોઇશ ત્યારે હું રાજી થઈશ. આટલા માટે હું વારંવાર ઠપકો આપુંછું.

**મીની**—મા! તું અમને બહુજ લ્હડે છે.

બિલાડી—હા હું પણ જાણુંછું કે તમને લ્હડુંછું પણ તમે મને બહુજ હેરાન કરોછો. જો મારા કહેવા ઉપર જરા પણ ધ્યાન આપતાં હત તો મારે લ્હડવું પડત નહિ.

જમ્યા પછી છોકરાં થોડી વાર રમ્યાં અને સુવાની વખત થઇ એટલે છોકરાંએ કહ્યું આ બચ્ચાં અમારી સાથે ન સુવે?

બિલાડીએ કહ્યું, ના! હજી ત્હમારી જોડે સુવાને લાયક થયાં નથી. બચ્ચાં આ સાંભળી બહુજ નાખુશી થયાં ને કમને હેઠળ ગયાં સૂતાં. પહેલાં બિલાડીએ ત્હમને હારમાં ઉભાં રાખ્યાં ને પૂછ્યુંઃ કહો ત્હમને ત્રણ વાનાં સંભાળી રાખવાનાં કહ્યાં હતાં તે સાંભરે છે, બોલો ક્યાં ત્રણ વાનાં?

ગોધર—ખાવા માટે ઝડપ મારવી નહિ ને ઉતાવળાં ન થતાં બધું પીરસાઇ રહે અથવા આપણને આવે ત્યાં સુધી વાટ્ય જોવી.

બાઘડો—દોડ ફોડ ન કરવી.

મીની—ખાતાં ખાતાં ન્હાસભાગ ન કરવી. એક ઠેકાણે બેશી નિરાંતે ખાવું.

મા—ઠીક! ત્હમને સાંભરે છે ખરૂં. ચાલો સુઈ જાવ. બચ્ચાં નિરાંતે સુતાં અને સ્વપ્ને છોકરાં જોડે રમતાં હોય અને સુતાં હોય એમ લાગ્યું.

—ભોગીન્દરાવ રતનલાલ દિવેટીયા.

# વર્તમાનરંગ.

## અમારૂં ગયું વર્ષ.

પ્રભુ કૃપાથી **સુન્દરી સુબોધનું** નવમું વર્ષ શરૂ થયું છે. બન્ધુસમાજ તરફથી આ પત્ર દ્વારા સાતવર્ષ સુધી ગૂજરાતી પ્રજા સમૂહની જે સપ્રેમ સેવા કરવામાં આવી છે, તે અમારાં વાચક મિત્રોથી અજ્ઞાત નથી. ગત વર્ષમાં કેટલાંક અનિવાર્ય કારણોને લઇને **સુન્દરી સુબોધનું** સ્વામિત્વ એક સભાસદને સોંપી દેવાનું બન્ધુસમાજને યોગ્ય લાગ્યું હતું અને તેથી પત્રની સઘળી જવાબદારી આઠમા વર્ષના આરંભની લગભગથી તે સભાસદને માથેજ છે, છતાં અમારા **મંડળ** તરફની સમાજસેવા યથાશક્તિ ચાલુ છે, એમ કહેવાની જરૂર નથી.*

**સુન્દરી સુબોધ** માસિક પત્રનો પ્હેલો અંક ઇ. સ. ૧૯૦૩ ના સપ્ટેમ્બરમાં પ્રકટ થયો હતો. આ સમયે પુણાનો પ્રો. કર્વેનો અનાથ બાલિકાશ્રમ, પંઢરપુર-અમદાવાદ-નડિયાદ વગેરે સ્થળોના અનાથાશ્રમો, તથા જૂદી જૂદી સંસારસુધારાસમાજો બહુ સારૂં કામ કરી રહી હતીઃ આ સત્ય ઉપકારની લાગણી સાથે સ્વીકારતાં પણ કહેવું પડશે કે,-" જાગતિની ખરી જાદુઇ ફૂંક લોકજિગરમાં ફૂંકાઇ ન્હોતી. એટલે નવા સૈકાની શરૂઆતમાં **સુન્દરી સુબોધ** અને યોગિની પ્રકટ થયાં તે વખતે સ્ત્રી બાલકોના ઉદ્ધારની હીલચાલ બહુ મન્દ ભાસતી હતી. "

" પરન્તુ; તે વસ્તુસ્થિતિમાં બહુજ આનન્દન ફેરફાર થતો નજરે પડે છે. હિન્દી સંસારસુધારા સમાજને અંગે તથા બીજા જૂદી જૂદી કોમોના મેલાવડાની સાથે સ્ત્રીઓ દ્વારા જ ચલાવવામાં આવતી મહિલા પરિષદો સ્થળે સ્થળે મળે છે; મુંબાઇનું સેવાસદન

*બન્ધુસમાજના સભાસદો તરફથી પુસ્તકો તથા છૂટક લખાણ. વગેરે દ્વારા નીચે મુજબ સાહિત્યસેવા થઇ શકી છેઃ

રો. શિવભાઈ બાપુભાઇઃ-અલક્ષ્ય જ્યોતિ, પદ્મનાભ, મધુકર, અને કપિંજલા. (નવલ કથાઓ)

રા. ભોગીન્દ્રરાવ ર. દિવેટિયા (બી. એ.):-ઉષાકાન્ત, મૃદુલા, સિતારનો શોખ-( નવલ કથાઓ ); તથા રાજમાર્ગનો મુસાફર, જીવનકલા, અને ટેલિફોન-( ન્હાના નિબન્ધો ).

રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઈઃ સંસારમાં સ્ત્રીની પદવી-( ઇનામી નિબન્ધ ); વડનગરા કણબીની ઉત્પત્તિ-( ઐતિહાસિક નિબન્ધ ); ચન્દ્રાનના, સુવાસિની-( ન્હાની નવલકથા-વાર્તા. ) અને ' ટૂંકી વાર્તાઓ-' ( ન્હાનો નિબંધ ).

રા. શંકરરાય અમૃતરાયઃ ગીતમાળા, ભાગ ૨-( ગીત, ગરબાનો સંગ્રહ ); અને ' સંયુક્ત કુટુંબની સંસ્થા '-( ન્હાનો નિબન્ધ ).

રા. કૃષ્ણલાલ હ. પંડિતઃ નિક્કાર્ટર-ભાગ ૧. ( ડિટેક્ટિવ નવલકથા ).

રા. રામમોહનરાય જસવંતરાયઃ યોગિની ( નવલકથા ). વગેરે.

શ્રી બન્ધુસમાજઃ ગીતમાળા, ભાગ ૧-( ગીત, ગરબાનો સંગ્રહ. )

સુન્દરીસુબોધને અંગે રા. દિનકરરાવ વ્હાલાભાઇએ એક ભેટનું પુસ્તક પ્રકટ કરવામાં,-તથા રા. દિનકરરાવ અને રા. શિવભાઇએ પત્ર શરૂ કરતી વખત,-કરેલી પ્રબળ આર્થિક સહાય, અને બ્હેનો અ. સૌ. પ્રમીલા તથા અ. સૌ. અરવિન્દાએ બે વર્ષનું ભેટનું પુસ્તક તૈયાર કરી આપવામાં કરેલી ઉત્સાહી મદદને માટે ત્હેમનો ઉપકાર પ્રદર્શિત કરવામાં આવે છે.

—તન્ત્રી, ' સુ. સુ. '

તથા અમદાવાદ અને સુરતના વનિતા વિશ્રામની સુવ્યવસ્થિત, આશાજનક સંસ્થાઓ બહુધા સ્ત્રી-સહાય અને સેવિકાઓના દેશપ્રેમી ઉત્સાહના ફળરૂપ સુન્દરતામાં, સામર્થ્યમાં, ઉપયોગિતામાં,-દરેક દિશામાં અભિવૃદ્ધિ પામતી જોઈએ છીએ. વનિતા વિશ્રામની પતિતપાવન ભગિનીઓ તરફથી તો સંપૂર્ણ રીતે સ્ત્રી-લેખકોથી જ લખાતું એક માસિકપત્ર પણ પ્રકટ થાય છે; સ્ત્રીઓ માટેનાં ખાસ પુસ્તકાલયો ઠેકાણે ઠેકાણે સુવૃદ્ધિ પામવા લાગ્યાં છે; સ્ત્રી-બાલકો માટે ઔષધાલયો અને પ્રસૂતિગૃહો પણ ધીમે ધીમે વધ્યે જાય છે,......તથા સ્ત્રીઓને અને બાલકોને માટે ખાસ ચોપડીઓની માગણીઓ જ્યાં ત્યાં થાય છે, તે જોઈ દેશોદ્ધારક પ્રવૃત્તિઓનો જાગ્રતિકાળ શરૂ થયો છે એમ માન્યા વિના ચાલતું નથી. જ્યારે આપણી બ્હેનો દક્ષિણ આફ્રિકામાંની સન્નારીઓની પેઠે આપણા બન્ધુઓનાં અનેક કષ્ટમાં જાતે ભાગ લે છે, દેશસેવા માટે ઉઘરાણાં કરવામાં સન્માનપાત્ર સહાય કરે છે; પોતાનાં અનાથ ભાન્ડુનાં દર્દ દુઃખ દૂર કરવા સતત પ્રયાસ કરે છે, અને સત્ય જ્ઞાનનો પ્રકાશ પામી અન્યનાં હૃદયઅન્ધારાં ઓછાં કરવા પ્રયત્નવાન થાય છે ત્યારે દેશોદય સમિપ છે એમ નિઃસંશય શ્રદ્ધા થયા વિના રહેતી નથી."*

આ ઉપરાંત સેવાસદનની અમદાવાદ અને પુણામાં શાખાઓ કુહાડવામાં આવી છે; અને હેના પૂજ્ય મન્ત્રિવર્યના પ્રયાસથી હીમાલયનાં 'પાઇન' વૃક્ષનાં જંગલોમાં સ્થાપન થયેલા ક્ષયરોગનિવારકગૃહે પોતાનું ધર્મકાર્ય બહુ સંતોષકારક રીતે શરૂ કીધું છે; મુંબાઇનું સસ્તું સાહિત્યવર્ધક મિત્રમંડળ તથા પેટલાદનું મિત્રમંડળ કેળવણી અને જ્ઞાનપ્રાપ્તિનાં સાધનો બને તેટલાં પ્રજા સમસ્તને સુસાધ્ય કરવા મથી રહ્યાં છે; વડોદરા રાજ્યમાં શ્રીમન્ત નામદાર ગાયકવાડ મહારાજ લોકસમૂહને વધુમાં વધુ સંખ્યામાં કેળવણી આપવામાં મદદ કરે એવાં સાધનો-શાળાઓ અને ગ્રન્થાલયોની બ્હોળે હાથે ખર્ચ કરી અનુકૂળતા કરવા લાગ્યા છે; મુંબાઇ પાસે દેવલાલીની ઉત્તમ આબોહવામાં બ્રહ્મચર્યની અભિવૃદ્ધિ કરે અને બાલકોને સારા નાગરિક બનાવે એવા પ્રકારની કેળવણી આપવા પ્રયાસ કરતો એક ગુરૂકુલઆશ્રમ આર્યસમાજના શુભ ઉત્સાહથી અસ્તિત્વમાં આવી ચૂક્યો છે; મુંબાઇનું ગુજરાતીહિન્દુસ્ત્રીમંડળ પણ સુધારણા અને ઉન્નતિનું બહુ સારૂં કામ કરી રહ્યું છે અને સ્ત્રી કેળવણીની અભિવૃદ્ધિમાં પ્રબળ સહાય કરનાર 'સ્ત્રીબોધ' માસિક નવા સૈકાની શરૂઆત લગભગથી બાનુ-અધિપતિના તંત્રિત્વ નીચે પોતાનું કર્તવ્ય કર્યે જાય છે. હિન્દુ અને જૈન, પારસી, ઇસ્લામી અને ખ્રિસ્તી,-સઘળી કોમોમાં, આપણી હિન્દી બ્હેનોના ઉદ્ધાર અર્થે અનેક દિશાઓમાં મહા પ્રયાસ આરંભાયા છે અને હેનાં પ્રારંભનાં ફળરૂપ કન્યાશાળાઓ અને મહિલા વિદ્યાલયો, અબલાશ્રમો અને સ્ત્રી-સહાયફન્ડો, જ્યાં ત્યાં સ્થાપિત થતાં આપણે જોઈએ છીએ. બાલકો તેમજ પછાત પડેલી જ્ઞાતિઓને પણ આ ઉદયમાર્ગની કર્તવ્યતામાં વિસરી જવામાં આવ્યાં નથી; મુંબાઇનું લેડિનોર્થકોટ હિન્દુ ઑર્ફેનેજ, તથા વડોદરાનો ફતેહસિંહરાવ અનાથાશ્રમ આદિ સત્સંસ્થાઓ આ સત્યનું દર્શન કરાવે છે. નવા સૈકાની આવી અદ્ભુત જાગ્રતિ આઠ દશ વર્ષમાં વન્દેમાતાના મહામન્દિરમાં અને ખાસ કરીને ગુર્જરીજનનિના ચાચરમાં ઉત્કર્ષનાં સોનેરી

* યોગિની (અથવા સરસ્વતીના જીવનસુવાસ.)-બીજી આવૃત્તિના નિવેદન (પ્રસ્તાવના)માંથી.

સ્વસ્તિક ચીતરશે એ સત્ય કોઈ ઉત્સાહી ભવિષ્યવેત્તાની દૃષ્ટિએ પણ ભાગ્યેજ ન્હડયું હશે. શ્રદ્ધાનાં સ્વપ્નશણગો-ઓઢીંગીને, પ્રવર્તતયુગની ભવ્યિવાન મૂર્તિઓ ચેતનનો ઉલ્લાસ અર્પતી, ભારતીય ધર્મક્ષેત્રમાં વિહરે છે એ સ્વદેશના અરુણોદયની કોમલ અને લલિત, અમૃતઝરતી, કુંકુમ પગલિઓ નહિં, તો બીજું હોઇ શકે ?

ગત વર્ષમાં **સુન્દરી સુબોધ** તરફથી સ્ત્રી કેળવણી અને સમાજ સુધારણાને અંગે જે જૂજ સેવા થઇ શકી છે ત્હેનો "ઘણો વધારે બદલો" લોક સમસ્તમાં આ પત્ર તરફની વધતી જતી પ્રીતિથી મળી ચૂક્યો છે; એટલું જ નહિં પણ તેથી તો ઉલટી તન્ત્રીના કર્ત્તવ્ય પ્રદેશની અંદર રહી જતી ન્યૂનતાઓ સુસ્પષ્ટ થાય છે. નવીન વર્ષમાં, ઈશ્વરેચ્છા તો, આ ખામિઓ બને તેટલી ઓછી કરવા સંકલ્પ છે.

**સુન્દરી સુબોધના** વિષય વિભાગમાં **હૃદયગુંજન** અને **પત્રમંજૂષા** વધારવામાં આવ્યાં હતાં. આ બંને નવા વિભાગ વાચકવર્ગમાં પ્રિય થયા હતા એમ મળેલા કાગળો ઉપરથી સમજાય છે. **પત્રમંજૂષાની** ખાસ જરૂરિયાત માટે એટલું જણાવવું બસ છે કે દર-મહિને પત્રમાં તે વિભાગ દાખલ ન થઈ શકાયાથી અમારે તે વિશે અનેક ફરિયાદો પણ સાંભળવી પડી હતી । ઑગસ્ટની આખર સુધીમાં ચાલીસ ઉપરાંત પત્રો ખાનગી સલાહ તથા માહિતીને લગતા કાગળોના જવાબમાં અમારે લખવા પડયા હતા એજ ત્હેની ઉપયોગિતા સાબિત કરવાને બસ છે. સુન્દરી સુબોધનું કદ ન્હાનું હોવાથી ધારેલા કંઇક ફેરફાર અસ્તિત્વમાં આવતાં સ્વાભાવિક રીતે વિલંબ થાય છે. **પત્રમંજૂષા** ને અંગે ગત વર્ષમાં જે બે સવાલ ઉઠયા હતા તે બંને મહત્વના હતા. **સ્ત્રી–ઉપયોગી સાહિત્યની** જે ચર્ચા હાલ ચાલી રહી છે તે શરૂ કરનાર આ વિભાગનો એક પ્રશ્નજ હતો. અમારા વાચકો જોઇ શક્યા હશે કે અમે ત્હેને લગતી ચર્ચાને બની શકતી અનુકૂળતા કરી આપી છે. સ્ત્રી–સાહિત્યની એક સપ્રમાણ યાદી અમારા તરફથી પણ ટૂંક મુદતમાં બ્હાર પડશે. " સ્ત્રીના નામની જોડે પતિનું નામ આવે કે પિતાનું ? " આ સવાલે પણ ઉપયોગી ચર્ચા ઉભી કીધી હતી; અને **સુન્દરી સુબોધમાં** શરૂ થઇ તે ગુજરાતી તથા ગુજરાતીપંચ જેવાં શિષ્ટ પત્રોમાં પણ શરૂ રહી હતી. પરન્તુ આવી ચર્ચાનું તાત્કાલિક ખાસ પરિણામ ન આવે એમાં બહુ નવાઇ જેવું નથી.

ગયા વર્ષમાં સુન્દરી સુબોધના બે ખાસ અંક કહાડવામાં આવ્યા હતા; એક સંપૂર્ણ, ટૂંકી વાર્તાઓનો અને બીજો **સ્ત્રી લેખનો**. આમાંથી **સ્ત્રી લેખનો** ખાસ અંક કદમાં બમણો ( ચોસઠ પાનાંનો ) થયો હતો અને વાચકવર્ગમાં ઘણોજ પસંદ પડયો હતો એમ અમને સર્વ દિશાઓમાંથી મળેલા ધન્યવાદોએ સિદ્ધ કરી આપ્યું હતું. આ અંકમાં ત્રીસ ઉપરાંત બ્હેનોનાં લખાણ પ્રકટ થયાં હતાં; અને **સુન્દરી સુબોધે** ત્હેના બાલજીવનમાં બીજું કાંઇ પણ કર્યું ન હોય તો પણ ત્હેણે સન્નારીઓ અને બાલિકાઓમાં લખવા વાંચવા તરફ અભિરુચિ તો ઉત્પન્ન કીધી છે, એ સહજ પ્રતીત થાય છે. આઠમા વર્ષમાં નીચે જણાવેલી બ્હેનોના લેખ આ પત્રમાં પ્રકટ થયા હતા.

સૌ. શારદા બ્હેન બી. એ.—ગં. સ્વ. કૃષ્ણા બ્હેન.—સૌ. કૃષ્ણા ગૌરી.—સ્વ. સૌ. સુમતી બ્હેન.—ગં. સ્વ. શિવગૌરી.—મિસ. કુસુમ કુમારી.—બ્હેન ઉર્મિલા.—સૌ. વીરમતી.—સૌ. જ્યોતિર્મયી.—સૌ. સ્નેહસુધા.—એક દુઃખી ભગિની.—સૌ. ચંદન ગૌરી.—બ્હેન ર—સૌ. હેમકુમારી.—સૌ. બબી બ્હેન.—સૌ. પ્રમીલા.—સૌ. દક્ષા.—સૌ. કલાવન્તી.—સૌ.

સ્વસ્તિક ચીતરશે એ સત્ય કોઈ ઉત્સાહી ભવિષ્યવેત્તાની દૃષ્ટિએ પણ ભાગ્યેજ વ્હડયું હશે. શ્રદ્ધાનાં સ્વપ્નરાજ્યો આળંગીને, પ્રવર્ત્તયુગની ભવિષ્યવાન મૂર્તિઓ ચેતનનો ઉલ્લાસ અર્પતી, ભારતીય ધર્મક્ષેત્રમાં વિહરે છે એ સ્વદેશના અરુણોદયની કોમલ અને લલિત, અમૃતઝરતી, કુંકુમ પગલિઓ નહિં, તો બીજું હોઇ શકે ?

ગત વર્ષમાં **સુન્દરી-સુબોધ** તરફથી સ્ત્રી કેળવણી અને સમાજ સુધારણાને અંગે જે જૂજ સેવા થઇ શકી છે હેનો ઘણો વધારે બદલો લોક સમસ્તમાં આ પત્ર તરફની વધતી જતી પ્રીતિથી મળી ચૂકયો છે; એટલું જ નહિં પણ તેથી તો ઉંલટી તન્ત્રીના કર્તવ્ય પ્રદેશની અંદર રહી જતી ન્યૂનતાઓ સુસ્પષ્ટ થાય છે. નવીન વર્ષમાં, ઇશ્વરેચ્છા તો, આ ખામિઓ બને તેટલી ઓછી કરવા સંકલ્પ છે.

**સુન્દરી સુબોધના** વિષય વિભાગમાં **હૃદયગુંજન** અને **પત્રમંજૂષા** વધારવામાં આવ્યાં હતાં. આ બને નવા વિભાગ વાચકવર્ગમાં પ્રિય થયા હતા એમ મળેલા કાગળો ઉપરથી સમજાય છે. **પત્રમંજૂષાની** ખાસ જરૂરિયાત માટે એટલું જણાવવું બસ છે કે દર મહિને પત્રમાં તે વિભાગ દાખલ ન થઇ શકાયાથી અમારે તે વિશે અનેક ફરિયાદો પણ સાંભળવી પડી હતી! ઑગસ્ટની આખર સુધીમાં ચાલીસ ઉપરાંત પત્રો ખાનગી સલાહ તથા માહિતીને લગતા કાગળોના જવાબમાં અમારે લખવા પડયા હતા એજ હેની ઉપયોગિતા સાબિત કરવાને બસ છે. સુન્દરી સુબોધનું કદ ન્હાનું હોવાથી ધારેલા કંઇક ફેરફાર અસ્તિત્વમાં આવતાં સ્વાભાવિક રીતે વિલંબ થાય છે. **પત્રમંજૂષા** ને અંગે ગત વર્ષમાં જે બે સવાલ ઉઠયા હતા તે બંને મહત્વના હતા. **સ્ત્રી–ઉપયોગી સાહિત્યની** જે ચર્ચા હાલ ચાલી રહી છે તે શરૂ કરનાર આ વિભાગનો એક પ્રશ્નજ હતો. અમારા વાચકો જોઇ શક્યા હશે કે અમે હેને લગતી ચર્ચાને બની શકતી અનુકૂળતા કરી આપી છે. સ્ત્રી–સાહિત્યની એક સપ્રમાણ યાદી અમારા તરફથી પણ ટૂંક મુદતમાં બ્હાર પડશે. " સ્ત્રીના નામની જોડે પતિનું નામ આવે કે પિતાનું ? " આ સવાલે પણ ઉપયોગી ચર્ચા ઉભી કીધી હતી; અને **સુન્દરી સુબોધમાં** શરૂ થઇ તે ગુજરાતી તથા ગુજરાતીપંચ જેવાં શિષ્ટ પત્રોમાં પણ શરૂ રહી હતી. પરન્તુ આવી ચર્ચાનું તાત્કાલિક ખાસ પરિણામ ન આવે એમાં બહુ નવાઇ જેવું નથી.

ગયા વર્ષમાં **સુન્દરી સુબોધના** બે ખાસ અંક કહાડવામાં આવ્યા હતા; એક સંપૂર્ણ, **ટૂંકી વાર્તાઓના** અને બીજો **સ્ત્રી લેખનો**. આમાંથી **સ્ત્રી લેખનો** ખાસ અંક કદમાં બમણો ( ચોસઠ પાનાંનો ) થયો હતો અને વાચકવર્ગમાં ઘણોજ પસંદ પડયો હતો એમ અમને સર્વ દિશાઓમાંથી મળેલા ધન્યવાદોએ સિદ્ધ કરી આપ્યું હતું. આ અંકમાં ત્રીસ ઉપરાંત બ્હેનોનાં લખાણ પ્રકટ થયાં હતાં; અને **સુન્દરી સુબોધે** હેના બાલજીવનમાં બીજું કાંઇ પણ કર્યું ન હોય તો પણ હેણે સન્નારીઓ અને બાલિકાઓમાં લખવા વાંચવા તરફ અભિરુચિ તો ઉત્પન્ન કીધી છે, એ સહજ પ્રતીત થાય છે. આઠમા વર્ષમાં નીચે જણાવેલી બ્હેનોના લેખ આ પત્રમાં પ્રકટ થયા હતા.

સૌ. શારદા બ્હેન બી. એ.—ગં. સ્વ. કૃષ્ણા બ્હેન.—સૌ. કૃષ્ણા ગૌરી.—સ્વ. સૌ. સુમતી બ્હેન.—ગં. સ્વ. શિવગૌરી.—મિસ. કુસુમ કુમારી.—બ્હેન ઉર્મિલા.—સૌ. વીરમતી.—સૌ. જ્યોતિર્મયી.—સૌ. સ્નેહસુધા.—એક દુઃખી ભગિની.—સૌ. ચંદન ગૌરી.—બ્હેન ર.—સૌ. હેમકુમારી.—સૌ. બમી બ્હેન.—સૌ. પ્રમીલા.—સૌ. દક્ષા.—સૌ. કલાવન્તી.—સૌ.

અરવિન્દા.—સૌ. વિજયા લક્ષ્મી.—સૌ. કનુ બ્હેન.—સૌ. મૃદુલા.—સૌ. સાકર બ્હેન—સૌ. દેવી.—સ્વ. સૌ. કપિલબા.—એક સ્ત્રીજન.—એક બ્હેન.—બ્હેન K—બ્હેન R—વગેરે.

આ સર્વ બ્હેનોના અમે આભારી છીએ. આ ઉપરાંત વિદ્વાન લેખક બન્ધુઓના જે કેટલાક સારા, ઉપયોગી લેખ પ્રકટ થયા હતા તે પૈકી નીચેના પણ હતા; સ્ત્રી—બાળકોની ખરજુ દવાઓ, સરસ્વતી ચન્દ્રની સેવિકાઓ, રનાડેનો ગૃહસ્થાશ્રમ, સરસ્વતી, અઘોરકામિની દેવી, બ્હેને મ્હારી બાઈડી સાથે બનતું નથી, તો શું કરવું ? વગેરે, વગેરે, સ્ત્રી—ઉપયોગી વાચનની ચર્ચામાં ભાગ લેનાર સર્વ લેખક બન્ધુઓનો ઉપકાર સુન્દરી સુબોધ ઉપરજ નહિં, પણ આખા ગુજરાત ઉપર છે.

ગત વર્ષમાં જે અમારાં વાચક બ્હેનો અને બન્ધુઓનાં મૃત્યુ થયાં છે ત્હેને માટે અમે અન્તઃકરણથી દિલગીર છીએ. મિસ ફ્લૉરેન્સ નાઇટિન્ગેલનું વૃદ્ધાવસ્થામાં થયેલું અવસાન, એક પરમ સાધ્વી સન્નારીનું આદર્શરૂપ જીવન અને શાન્ત નિર્વિકાર મરણ દુનિયાને સુબોધ મળે એવી રીતે આપણી દૃષ્ટિ આગળ ખડાં કરે છે.

અ. સૌ. સુમતી બ્હેનનું અકાળ મરણ વધારે દુઃખકર હતું. સાત્વિક જીવનના પરિણામ રૂપ હોવા છતાં, ત્હેમનાં સ્નેહી સંબન્ધી વર્ગમાં અને ગુજરાતી સાહિત્યના ઉપાસકોમાં તેથી ઘણોજ શોક થાય એ સ્વાભાવિક છે. સુન્દરી સુબોધ અને આનન્દ પત્રોને સુમતી બ્હેનના મૃત્યુથી એક ઉત્સાહી લેખક ભગિનીની ખોટ પડી છે. ત્હેમનાં ધર્મશીલ, પ્રાસાદિક, મધુર અને સરલ લખાણો વાચકોમાં પ્રિય થયાં છે; અને અમને શ્રદ્ધા છે કે આ લેખક ભગિનીના અમર અંશની પ્રસાદી આપણા વાઙ્મયમાં નિઃસંશય કાયમ રહેશે. હંમેશાં વ્યાધિગ્રસ્ત શરીર છતાં, અવકાશની પ્રત્યેક પળ આ ભગિનીએ દેશ સેવા—સાહિત્ય સેવામાંજ અર્પી હતી અને ત્હેમના જીવનની ટૂંક મુદતમાં જેટલું—અને જેવું સારૂં કામ ત્હેમણે કર્યું છે તે ઉપરથી પણ ગુજરાતી ભાષા સાહિત્યને થયેલી મહાન હાનિ સમજાઈ શકે એમ છે. નાટક, વાર્તા, કવિતા, પ્રવાસ, આદિ વિવિધ વિષયોમાં ત્હેમની કલમ એક સરખી પ્રતિભા બતાવી શકી હતી, અને સર્વથી સુન્દર એ હતું કે ત્હેમનાં સઘળાં લખાણોમાં ધર્મ ભાવના અને પ્રભુશ્રદ્ધાની પ્રેરણા પ્રત્યક્ષ થતી હતી. કમળકુમાર, અરવિન્દ કુમાર, શાન્તિદા, મધુરી પરમાર્થની પ્રતિમા, સુરેશ અને યશોધરા, દક્ષિણયાત્રા, પ્રભુ પ્રસાદી ( પ્રાર્થનાનાં પદ ), શ્રી ગુણરત્નકોષ, દિવ્ય મેષપાળ બાલ ( કાવ્ય ) અને શ્રી ગીતાર્થ સંગ્રહઃ—આ વગેરે ન્હાનાં મ્હોટાં પુસ્તકો વૈકુંઠવાસી સૌ. સુમતીબ્હેનની નૈસર્ગિક શક્તિની ફક્ત વીસ બાવીસ વર્ષની ઉમ્મરમાં ગુજરાતી સાહિત્યને અર્પાયલી પ્રસાદી છે. પ્રભુ ત્હેમના આત્માને કલ્યાણ અર્પો !

ગયા વર્ષમાં, દક્ષિણ આફ્રિકામાં મિસિસ રંભાબાઇ સોઢાએ જે વીરત્વ બતાવ્યું હતું તે ખરેખર આપણે ગુજરાતીઓને માન ભરેલું છે. સ્ત્રીકેળવણીની હીલચાલ તથા સમાન હક માટેની લડત જે દુનિયામાં સર્વત્ર ચાલી રહી છે તે દરેક રીતે આશા આપતી થવા લાગી છે એ નવા યુગની પ્રભાનિનું પરિણામ છે.

ગુજરાતી પ્રજામાં જુદી જુદી કોમોનાં સ્ત્રીપુરુષોનાં પુનર્લગ્ન થયાના અહેવાલ અત્રેની સંસારસુધારાસમાજ તરફથી તથા અન્યત્ર પ્રકટ થયા હતા; બ્હેનો તથા બન્ધુઓને જે સર્વ અમે સુખ તથા કલ્યાણ ઇચ્છીએ છીએ. આ બધાંમાં ખાસ આવકારદાયક સેન્ટ-

કુંઝમાં થયેલું કાયસ્થ કોમના ઉચ્ચ કુટુંબમાં બ્હેન સૌ. તારાગૌરીનું રા. હર સાથેનું લગ્ન હતું. બંગાળામાં મિસ લલિતા રાયનું એક ઇંગ્રેજ સિવિલિયન સાથે થયેલું લગ્ન પણ આવીજ ઉચ્ચ પંક્તિનું હતું. અર્થાત્ નવા જમાનામાં દેશકાળનાં નવીન વૃત્તિ વિચારને અનુકૂળ થવું જ્યાં ધર્મ્ય મનાય છે, ત્યાં સારામાં સારા ફેરફાર ઊંચા સંસ્કાર અને ઉત્તમ કેળવણીવાળાં મનુષ્યો દ્વારાજ થઇ શકે છે. શ્રીયુત્ વસુનો હિન્દુલગ્નના કાયદાનો અને શ્રીયુત્ ગોખલેનો કેળવણીના કાયદાનો ખરડો–એ વિષયોનું મહત્વ જોતાં અહિં ત્હેમને યોગ્ય ન્યાય આપી શકાશે નહિં એવી ધાસ્તી છે. હવે પછી આ અગત્યના વિષય હાથમાં લેવામાં આવશે.

ગત વર્ષમાં નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુ બ્રિટિશ સામ્રાજ્યના સિંહાસન ઉપર પ્રજા સમસ્તના અભિનન્દન વચ્ચે બિરાજ્યાં હતાં; અને તેથી ઉત્પન્ન થતા આનન્દમાં, આ વર્ષમાં હિન્દુસ્થાન પધારી તેઓશ્રી દિલ્હીના તખ્ત ઉપર સુખરૂપ બિરાજશે એ આશા સોત્સાહ અભિવૃદ્ધિ કરે છે. પ્રભુ ત્હેમને દીર્ઘાયુ રાખો ! —રા. જ.

---

## 'વ્હાઓ અને સહાય થાઓ !' (LOVE and HELP!)

**બ્હેનો અને બન્ધુઓ !**

વ્હાલાં ભાંડુઓ ! કૃપાળુ પ્રભુએ જિંદગી ત્હમને શા માટે આપી છે એ વિચાર કદિય ત્હમારાં દિલમાં આવે છે ? ત્હમને માનવીનો ઉત્તમ દેહ આપ્યો; આખી દુનિયાનો ઉદ્ધાર કરી શકો એવું મન અને બુદ્ધિ આપ્યાં; ત્હમારો સંસાર સુખમાં–શાન્તિથી ચલાવી શકો એવાં ત્હમને સાધનો આપ્યાં; કુટુંબ કબીલો, રાચરચીલું, વાડી વસ્તાર, અને સંતાન,–બધાની બાબતમાં ત્હમારા તરફ રહેમ નજર કરી છે. ત્હોયે,–ચોવીસ કલાકમાં એક મિનિટ પણ, ખરા દિલથી પ્રભુના મહાન ઉપકારોનું સ્મરણ થાય છે ! બીજાંને જ્યારે દર્દી, દુઃખી, અજ્ઞાન, નિર્બળ, સાધન વિનાનાં બનાવ્યાં, ત્યારે ત્હમને આટલું બધું મળ્યું છે, તેય ત્હમારા દિલમાં આવે છે ?

ત્હમે કદાપિ એમ કહેશો કે, અમે શું કરીએ ?–અમે પણ દુઃખીજ છીએ ના: બ્હેનો અને બન્ધુઓ ! એવું બોલો માં ! ખરું દુઃખ એ શું છે ત્હેનો ત્હમને ખ્યાલજ નથી. સુખ સંપત્તિ અને કુટુંબ કબીલામાં કાંઇક ન્યૂનતા આવી, કોઈ મરણ પામ્યું, થોડું ઓછું થયું કે, ત્હમે એમજ માનવાનાં,–કે 'અમે પણ દુઃખીજ છીએ ને.' બાપુ ! ખરું દુઃખ શું એ ત્હમે સમજતાંજ નથી. થોડી અગવડ, થોડી ખામી, થોડો ક્ષોભ, થોડી ચિંતા, થોડી ઉપાધિ,–આમાંનું કાંઇક થયું કે તરતજ ત્હમે દુઃખી થઈ ગયાં ?–ખરું દુઃખ શું છે ત્હેનું પ્રભુ ત્હમને ભાન ન કરાવો, એટલીજ અમારી પ્રાર્થના છે. અન્નપાણી વિના તરફડીને મરણ પામવું; માનવીના ઉત્તમ દેહમાં ઢોરના જેમ આયુષ પૂરું કરવું; સગાં સંબન્ધીને સ્નેહીઓથી દૂર, અસહાય, દર્દોથી રીબાયાં કરવું; પાપવાસના અને કલેશ કલહોમાં જીવનના સઘળા ઉત્તમ સંસ્કાર બાળી નાંખવા; પ્રભુ સ્મરણને દુષ્મન ગણવું અને દુષ્ટ, મલીન વિચારને જીંદગીના નાવિક બનાવવા; આવાં આવાં અનેક મહાવ્યાધિનાં પૂર જગતમાં માણસની જીંદગીને ડુબાવી, બાળી નાંખવા ફેલાય છે, તે તરફ તો જરા દષ્ટિ કરો ! ત્હમારાં કષ્ટની કહાણીઓથી અમે પણ અજ્ઞાન નથી; પરન્તુ અમે અમારી જીંદગીનાં સુખની એવી ખામીઓ, અમારા દિલના આનન્દની એવી અપૂર્ણતાઓને પ્રભુનું સ્મરણ કરાવનારા પ્રભુદૂત માનીએ છીએ.

અમને પણ જગતનાં ક્લેશ કલહો, ચિન્તા ઉપાધિઓ, દર્દ દુઃખો, પોતાની અન્ધારી જાળમાં જ્યારે ફસાવે છે ત્યારે માત્ર પ્રભુસ્મરણ એજ અમારો ઉદ્ધાર સમજીએ છીએ; ત્હમે પ્રિયજનો ! એમ કરી જુવો.

પ્રભુનું સ્મરણ એટલે ત્હેમના ગુણનું સ્મરણ; પ્રભુના ગુણ આપણામાં થોડા ઘણા પણ ઉતરે ત્યારેજ આપણા જિગરમાં પ્રભુનો પ્રકાશ આવે. હવે આવું ક્યારે બને ? જ્યારે પ્રભુની સૃષ્ટિમાંનાં દુઃખદર્દ અને ક્લેશ ચિન્તાનાં અંધારાં આપણે યથાશક્તિ દૂર કરીએ, ત્યારેજ ! ચોતરફ જિંદગી સફળ કરવાનાં સાધનો આપણે જોઈએ છીએ; દુઃખી, દર્દી, અજ્ઞાની, પાપી,—અનેક રીતે અંધારી જાળમાં ફસેલાં મનુષ્યો આપણી આસપાસ છે. મીઠા શબ્દ બોલો, એક કોમળ સત્કાર્ય કરો, એક મધુરી દૃષ્ટિ નાંખો, એક અમી સ્મિતહાસ્ય કરો !—અનેક તિમિરછવનને તે અજવાળવા સમર્થ છે, એ નિશ્ચય જાણજો. પણ—પણ—પણ ખરા અંતરની લાગણીથી તે થયેલું હોવું જોઈએ. અને પછી પ્રભુજી પણ ત્હમારાથી દૂર નથીજ રહી શકવાના!

**'સુન્દરી સુબોધ' મંડળ અને અબળા સહાયક ફન્ડ:** આવા પ્રકારની ઊંચી ભાવનાઓ આપણાં હૃદય આગળ હમેશાં જાગ્રત રહે માટે, આપણા દેશનાં અસહાય, અજ્ઞાન સ્ત્રી—બાળકો (જેમને માટે ખાસ મદદની પ્રથમ જરૂર છે,) ને બની શકતી સહાય કરવા આ પત્રને અંગે **સુન્દરી સુબોધ મંડળ તથા અબળા સહાયક ફન્ડની** યોજના કરવામાં આવી છે, જેને **આપ સર્વ તરફથી પ્રબળ મદદ મળશે એમ** શ્રદ્ધા છે. અમારો અને ત્હમારો પ્રભુ કૃપાથી થયેલો સુન્દરીસુબોધ દ્વારા સંબન્ધ સફળ ત્યારેજ થશે, જ્યારે ત્હમે અને અમે,—આપણે સાથે મળી સત્કર્મો કરવા જગતના ધર્મક્ષેત્રમાં નીકળીશું. પ્રભુ ત્હમને શુભ સંકલ્પો અને કલ્યાણ વાસનાઓ અર્પો ! આ સંસ્થાની વ્યવસ્થા વગેરેના નિયમો ટૂંક મુદતમાં પ્રકાશિત કરવામાં આવશે. તથાપિ ત્હેને મદદ કરવાનું તો દેશપ્રેમી, સહૃદય ભાન્ડુઓ તરફથી શરૂ થશેજ એમ આશા રાખવામાં આવે છે. કોઈ પણ પ્રકારની સહાય સ્વીકારવામાં આવશે અને ત્હેનો સદ્વ્યય થશે એ ખાત્રી રાખવા વિનતિ છે. આ સંસ્થાને અંગે એક ફન્ડ તો ઉભું થયું છે એમ જણાવતાં આનન્દ થાય છે.

**વૈકુંઠવાસી અ. સૌ. સુમતી બ્હેન** જેમનું અકાળ મરણ અને યૌવન પ્રારંભમાં દેહત્યાગ છતાં ત્હેમણે કરેલી અદ્ભુત સાહિત્યસેવાથી પ્રેરાઈ અમારા બન્ધુ રા. શિવભાઈ બાપુભાઈએ અત્રેના ગુજરાતીપંચ તથા મુંબાઈના ગુજરાતી પત્રદ્વારા એ સ્વર્ગસ્થ સન્નારીના સ્મરણાર્થે એક ફન્ડ ઉભું થવાની જરૂર દર્શાવી છે. અમે પણ આવા ફન્ડની ઉપયોગિતા સ્વીકારીએ છીએ. અને સુન્દરી સુબોધ મંડળને અંગે આવું ફન્ડ ઉઘાડી, તે તરફ અમારાં વાચક બ્હેનો તથા બન્ધુઓનું ધ્યાન ખેંચવા રજા લઈએ છીએ. આ ફન્ડમાં કોઈ પણ પ્રકારની સહાય ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે. આપણાં સ્વદેશી **સ્ત્રીઓના સન્માન અને ઉદ્ધાર** માટે પ્રયાસ કરતાં સર્વ સ્ત્રી અને પુરુષનાં મંડળોને આ સત્કાર્યમાં અનુકૂળ થવા પ્રાર્થના છે. માત્ર બોલીને નહિં, પણ કામથી ખાત્રી કરી આપીએ ત્યારેજ આપણી સ્ત્રીઓ તરફની ભાવના ઉંચી થઈ છે, અને ધર્મમાર્ગે વહન કરતી સ્વદેશી બાલાઓ તરફ આપણી સન્માન વૃત્તિ છે એમ સિદ્ધ થઈ શકશે. સેવાસદન, વનિતા વિશ્રામ અને ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, વગેરે, પ્રમુખ સ્ત્રી—સંસ્થાઓને આ વિષયમાં હીલચાલ કરવા અમારી વિનતિ છે.

—રા. જ.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, અપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં બન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, મના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" તેભક્તિપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત કરે અને ત્હેના આંતર્ વિલાસોની ઉર્મિયોમાં પોતાના યતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અથવા પતિતપાવની સેવાભગિની ની દુઃખતિમિરગ્રસ્ત બાન્ધુઓનાં આત્મા-હૃદય ઉદ્ધારે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી રણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રી વિના નથી; ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી ... સ્ત્રીની ઉન્નતિ વિના દેશની નતિ અશક્ય છે."

ર્ષ ૯ મું.] ઈ. સ. ૧૯૨૧, ઑક્ટોબર: આશ્વિન, વિ. સં. ૧૯૭૭. [અંક ૨ જો.

## દયગુંજન : એક વીરબાલાનું લગ્નવ્રત:

આજે જન્માષ્ટમી છે; હું હવે વ્રત લેવામાં
ઉમ્મર લાયક, સમજણી થઇ છું.
સર્વની સાક્ષી વચ્ચે
હું પ્રભુને સર્વવ્યાપક, સર્વજ્ઞ, સર્વાન્તર્યામી
લહીને પ્રતિજ્ઞા લઉં છું કે,—
જો વીર પુરુષ આ ગુર્જર દેશમાં
—મ્હારી વ્હાલી જન્મભૂમિમાં—
ધર્મધ્વજા ફેરવશે ત્હેનીજ સાથે
હું લગ્ન સંબંધથી જોડાઇશ.
ધર્મ એટલે સત્યધર્મ, ખરા પ્રભુની પીછાણ,
સાચા સ્વામીનો સંબંધ,
અને જગતજનનાં વાસ્તવિક કર્તવ્ય;
એ વિશુદ્ધ માર્ગના જે નેતા થશે,
ત્હેની હું વિવાહ વિધિથી પત્ની થઈશ.
ત્યાં સુધી, અને તે શિવાય મ્હારે લગ્ન ન કરવાં.

—સ્વ. સૌ. ગુમતી કૃત "મધુરી."

# काव्यकुंज.

## "હૃદયમંડળ"

( ચાલ–ગરબે રમવાને ગોરી સાંચરોરે લોલ. )

હૃદય મંડળેથી હમો નિસર્યાં રે લોલ,
હૃદયમાં હમારૂં સુખધામ,
હૃદય વાસિની રે લોલ;

ચાલો હૃદયગાન ગરબે ગાઈએ રે લોલ.
વશ કર્યાં વળી મંદ હાસ્યથીરે લોલ,
વસશું મન હરી નિશદીન સાથ.
હૃદય વાસિની રે લોલ—ચાલો૦

ત્યાંથી પ્રેમ ઝરણાં ઝરે, પ્રેમગાન એકતાને સરે;
અલ્પ બની પ્રેમે ક્રુરે, તેને દિવ્ય હૃદય રસ રેલે,
હૃદય વાસિની રે લોલ—ચાલો૦

નાથ વસ્યાં નિત્ય હૃદયમાં રે લોલ,
વશ કર્યાં પ્રેમભાવ સંજોગ.
હૃદય વાસિની રે લોલ—ચાલો૦

તરયાં પ્રેમનાં આ બાળકો, સ્નેહે ભમતાં અનેક,
પ્રેમસુધા નિર્મળ રેડીને, તૃપ્ત થયાં નિશદિન
. હૃદય વાસિની રે લોલ—ચાલો૦

ઐક્ય થયાં હૃદય આ આપણાં રે લોલ,
હૃદયે કંઇ સિંચતી પ્રેમરસ
હૃદય વાસિની રે લોલ—ચાલો૦

નૌકા મુકી હૃદય સાગરે, મહીં જીવન પ્રત્યેક,
સ્નેહતરંગ ઉછળી અને તહીં રૂએ કંઇ એક
હૃદય વાસિની રે લોલ—ચાલો૦

વિમળ પ્રેમથી બને આર્ય દંપતીરે લોલ,
સુખે સ્નેહથી વહે જીવન
હૃદય વાસિની રે લોલ—ચાલો૦

—ચન્દ્ર.

## એ ઉર.

( ઉપજાતિ—વસંતતિલકા )

કેવું દિસે છે ઉર એ રસીલું ! હસે, રમે છે પ્રણયાર્દ્ર ઘેલું !
આનન્દઘેલાં નયનો સદા એ થાતાં કૃતાર્થ પ્રણયામૃતપાન પીને !

મીઠા સ્વરે ગાન કદિ કરે એ, આલાપ મીઠા અથવા કરે છે;
નિર્દોષ નેત્રો ફરકયાં કરે છે, અન્ધાર દૂર કરવા પ્રણયે મથે છે !

કાલક્રમે નૂતન જ્યોતિ પામે, આનન્દ ને સ્નેહનું ઐક્ય જામે;
ધીનતાથી જ વિશુદ્ધ તાને તાલીમ લેતું ઉર એ જ અભેદગાને !

ચ્યા ભયો એ ન કદિ ધરે છે, તલ્લીન સ્વાનન્દ વિષે જ રે'છે !
ર્દોષતાને ભય ના કશો છે ! દિવ્યામૃત પ્રણયનું ઝરતું રહે છે !

ા ઉર બીજું ન કંઇ પ જાણો, એ સ્નેહગાને જ સદા વિરામે !
શુદ્ધિ પુરી ઉર એ ધરે છે. જીજ્ઞાસુ ભાવ પણ એ ધરતાં શિખે છે !

ા બાલભાવોની પુનીતતાની આનન્દી એ શાન્ત વિવિધ કેલી:
ર ઉરની પ્રેમલ, સ્નિગ્ધ દષ્ટિ, રહેજો અખંડ જ સદા ચિર કાલ હેલી !

ધીનતામાં જ દિસે ઝુરેલું અજ્ઞાની તોયે ઉર વ્હાલવાળું !
ર જોઈ આ યે ભુલી ઉર્ણ ભાવો આરંભતું હૃદય મૂક કૃતાર્થ ગાનો !

ાર્થ થાશે હજી પૂર્ણ દેયું, આરંભ્યું તો પૂર્ણ તરી જ જાવું !
ા ઉરને અર્પ્યું અધું પ છે તો હોજો ચિરાયુ ઉરનાં અનુરક્ત ગાનો ?



—હીજ.

## 'હૃદય કુંજમાં વ્હાલાની વાંસળી.'

વાગી વાગી રે ! મ્હારા વ્હાલાની વાંસળી !
હૃદય કુંજમાં રે ! પુષ્પ પુંજમાં રે !
સ્નેહ સુરમાં રે ! મ્હારા ઉરમાં રે !
વાગી વાગી રે ! મ્હારા વ્હાલાની વાંસળી !

કુંજને ક્યારે ઉભો મ્હારો કાન જો !
વગાડે વાંસળી ને જગાવે મ્હારા પ્રાણ જો !
હૃદય મુજ ઝંખ્યું ને નવ રહ્યું ભાન જો !
વાગી વાગી રે ! મ્હારા વ્હાલાની વાંસળી !

વાગી વાગી ને વીંધી મ્હારી પાંસળી રે !
વીંધી વીંધી ને જાગી પ્રેમ જ્યોતિ રે !
જાગી જાગી ને ત્યાગી ઉર ભભૂતિ રે !
વાગી વાગી રે મારા વ્હાલાની વાંસળી !

વાંસળીનાં વેણુ મારા અંતરમાં વાગે !
ઉછળી ઉડી ઉરપુરમાં ઉલ્લાસે !
પૂર્ણાનંદે પ્રફુલ્લે મ્હારું ઉર જો !
વાગી વાગી રે મ્હારા વ્હાલાની વાંસળી !

હૃદય કુંજમાં રે પુષ્પપુંજમાં રે !
સ્નેહ સુરમાં રે ? મ્હારા ઉરમાં રે !
વાગી વાગી રે ? મ્હારા વ્હાલાની વાંસળી !

—શિરીષ.

## સંતોષ અને ઐશ્વર્ય.

( હરીગીત. )તું છો વસી દારિદ્રમાં યદિ મીષ્ટ ઓ સંતોષતા,
તદપિ સુવ્રાકર્તી પૂર્ણ શાંતીમાં મધુર સંતોષતા:
ચીંતા મહીં ડુબાડતી સુખ કે દઇ ઐશ્વર્યતા,
તો તો તું દેતી દર શીક્ષા ઓ કટુ ઐશ્વર્યતા.

ચીંતા કરે જે મુર્ખ છે તે કાજ તુજ ઐશ્વર્યતા,
મળતાં વધુ માગે વધુ એવી તું છો ઐશ્વર્યતા;
જાતે કરી મહેનત ભરે નીજ ઉદર રહી સંતોષમાં,

ને સત્યનીશથી કરે જે કાર્ય રહી સંતોષમાં.
હા ! તે સુખી, હા ! તે સુખી, ના અન્ય કો આ વિશ્વમાં,
દુઃખ અર્પતી ઐશ્વર્યતા, સુખ દેતી તું સંતોષતા !
નીર્મળ ઝરાતું જળ ન તું શું પી શકે સંતોષતા ?
કુદરત તણાં સુખો શકે શું ના તું લઈ સંતોષતા ?

ઐશ્વર્યતા ! નીજ અશ્રુએ ધન દઇ ખરે ! ભીન્નતની.
આ વીશ્વમાં કુર સૌથી જે શીક્ષા તું એવી કરાવની.
જે ભાર નીજ શીરે અભાવ તણો ખમે સંતોષથી,
સમજે નથી કંઇ ભાર તેને, પણ ખરો છે તે સુખી.

માની લીએ સંતોષ પુરો જે મળે તેમાં અરે !
ને કાંઈ જો ના હોય તોપણ અંતરે સંતોષ લે,
હા ! તે સુખી, હા ! તે સુખી, ના અન્ય કો આ વિશ્વમાં,
દુઃખ અર્પતી ઐશ્વર્યતા, સુખ દેતી તું સંતોષતા !

—ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.

# वार्तालहरी.

## 'દોસ્ત, નહીં કે માશૂક.*'

' હું ધારૂં છું કે શોર્ટહેન્ડ અને ટાઇપરાઇટીંગ તો ત્હમે સારી રીત્યે જાણતાંજ હશો.' ' ધી ઓરિયેન્ટલ એમ્પ્લોયમેન્ટ પ્રોક્યુરિંગ એજન્સી‡માં નોકરીની ઉમેદે ગએલી દીનબાઇને ત્હેની મેનેજરે પુછ્યું.

' માય, દીલગીર છું કે એ હુન્નર તો મ્હને નહીં આવડતો. ' દીનબાઈએ શરમાઇ જઇને જવાબ દીધો.

' આ નવા હુન્નરોનું જ્ઞાન ધરાવ્યા વગર સેક્રેટરીની જગ્યાને માટે કોશીશ કરવી એ બીલકુલ નકામું છે. ત્હમે શોર્ટહેન્ડ† તથા ટાઇપરાઇટીંગ શીખી આવ્યા પછી હમારે ત્હાં અરજી કરજો. '

દીનબાઇએ નમ્રતાથી ત્હેને પુછ્યું, ' માય, ત્હમારા ધારવા મુજબ એ બેઉ કામને શીખતાં કેટલો વખત લાગશે ? '

' ૭ થી આઠ મહિના, ' તરતજ ત્હેણે જવાબ આપ્યો ' અને ત્હાર પછી હું ત્હમને એવી નોકરી મેળવી આપવાને મ્હારૂં બનતું કરીશ. તોપણ મ્હારે ત્હમને ચેતવવાં જોઇએ કે એવી ભારે નોકરી મેળવવી એ ઘણુંજ મુશ્કેલ કામ છે. હું તો ત્હેને બદલે ઘર ધંધાના કાઇ કામને માટે કોશીશ કરવાની ત્હમને સલાહ આપું છું. '

' આપની નેક સલાહને માટે આભારી છું. ઘરકામથી હું કાંઇ ડરતી નથી, તેમજ હું ત્હેમાં કાંઇ હીણપસ્તી બી સમજતી નથી. પણ પથારીઓ કરવામાં અથવા ઝાડુ કહાડવામાં જીંદગી ગાળીને મ્હારા આ ઉંચા પ્રકારનાં શિક્ષણને નકામું ફેંકી દેવા નથી માંગતી. હું આપની સલાહ માથે ચ્હડાવી શોર્ટહેન્ડ અને ટાઇપરાઇટીંગ શીખી લઇશ, પણ તે સાથે મ્હારે કાંઈ બીજો કામ ધંધો પણ જોઇએ. આઠ મહિના હજુ મ્હારે એ શીખવામાં ગાળવાના છે.

' પણ ઘર ધંધાની નોકરી '–એ મેનેજર બાઈ પાછું કાંઈ બોલવા જતી હતી ત્હેને રોકીને દીનબાઇએ દ્રઢતાથી ઉત્તર આપ્યો. ' ના. એ નોકરી તો મ્હારે નહીંજ જોઇએ. કારણ કે એ કામમાં હું રોકાઉં તો શોર્ટહેન્ડ અને ટાઇપરાઇટીંગ શીખવાની મ્હને ફુરસદ ન મળે; મ્હારે કોઇ બીજી નોકરી શોધવી પડશે. પણ હવે હું આપને વિશેષ તસ્દી નહીં આપું ' અને આ પ્રમાણે કહી એકદમ ' સાહેબજી ' કરી દીનબાઇ પાધરી ઓફીસમાંથી ઘર તરફ રવાના થઈ.

દીનબાઇ આ દુનિયામાં એકલવાઈજ હતી. ત્હેના ગુજરાનનું સાધન ત્હેના પિતાએ મરતી વખતે મુકેલી રકમનું લગભગ ૪૫૦ ) રૂપિયાનું વાર્ષિક વ્યાજ હતું. દીનબાઇ વારે ઘડીએ ઇચ્છા કરતી કે રૂપિઆની અસલ થાપણ મ્હારા કબજામાં હોત તો કેવું મજાહનું ! શોર્ટહેન્ડ, ટાઇપરાઇટીંગ અને એવા બીજા ઉપયોગી હુન્નરો હું સુખે શીખી શકત. ' પણ

* અંગ્રેજી ઉપરથી. ‡ નોકરી મેળવી આપવાની ઓફીસ. † ટુંકાક્ષરી વિદ્યા.

ત્હેમના પિતા પોતાના ' વીલ'માં એક કરડી સરત કરી ગયા કે જ્યહાં સુધી દીનબાઈ કોઇ લાયક સદ્ગૃહસ્થ સાથે લગ્નની ગાંઠથી જોડાય નહીં, ત્યહાં સુધી એ રૂપિયા બેંકમાં અનામતજ રહે અને ત્હેનું વ્યાજ દર ૭ મહિને દીનબાઇને પોતાના નીભાવને માટે આપવામાં આવે.

ત્હેનાં સગાં વ્હાલામાં તેમજ ભાઇબંધ દોસ્તદારોમાં પણ કોઇ એવું ધનવાન ન હોતું કે જેની સહાયતાથી એ પોતાની ઇચ્છા પૂર્ણ કરી શકે. પણ એવી અડચણોથી નિરાશ થઇ જાય એવી દીનબાઈ નહોતી. ત્હેની દઢતા અસાધારણ હતી. કોઈ સારા કામ ઉપર ત્હેનું મન ચ્હોંટ્યું તો તે પૂરૂં કર્યા વગર છોડતી નહીં, એવી તે ખંતીલી હતી. કોઇ વેપારીના ખાનગી સેક્રેટરી તરીકે નોકરી મેળવવાનો એને ધખારો લાગ્યો હતો. એના મગજમાં એવો ખ્યાલ બેસી ગયો હતો કે હું એવી નોકરીની પહેલ કરૂં તો બેરોજગારીને લીધે બેસી રહેલી મ્હારી બીજી પારસી બહેનોને માટે કમાઈનું એમ નવું સાધન ખુલશે. આવા વિચારથી શોર્ટહેન્ડ અને ટાઇપરાઇટીંગના હુન્નરને ગમે તે પ્રકારે, ગમે તેટલાં દુઃખ વેઠીને પણ હાથ કરવાને ત્હેણે નિશ્ચય કર્યો.

હવે ત્હેને કોઇ એવી જગ્યાની જરૂર હતી જ્યહાં થોડો વખત નોકરી કરી આવ્યાથી ત્હેને ગુજરાન જોગ મળી જાય અને અવકાશના સમયમાં તે નિરાંતે પોતાનો વિદ્યાભ્યાસ કરે. આવીજ ચિંતામાં ગ્રસ્ત થએલી એ ઘેર આવી.

દીનબાઇનું ઘર કાંઇ અલાહેદું નહોતું. પિતાના મૃત્યુ પછી એ પોતાની એક સખી રતનબાઇને ઘેર આવી રહી હતી. રતન એક આર્ટિસ્ટ–ચિત્રવિદ્યામાં નિપુણ–સુંદરી હતી. અને સચિત્ર પત્રોને માટે ચિત્રો કહાડીને પોતાનો નિર્વાહ બહુ સારી રીતે કરતી હતી. આ વખતે પણ એ એવાજ કોઇ ચિત્રો ચીતરવામાં રોકાએલી હતી. દીનબાઇએ ત્હેનું કામ બંધ પાડી તેનો ખભો પકડીને એકાએક પ્રશ્ન કર્યો ? કેમ રતાં, મ્હારી જગ્યાએ તું હોય તો શું કરે ? '

' એટલે તું શું કહેવા માંગે છે, તે હું સમજતી નહીં. ' આશ્ચર્યયુક્ત ચ્હેરે રતને ઉત્તર આપ્યો.

દીનબાઇએ ત્હેને ' એમ્પ્લોયમેન્ટ સીક્યુરિંગ એજન્સી 'ની મેનેજર સાથે થએલી વાતનો અહેવાલ વિસ્તારથી કહી સંભળાવ્યો.

' દીનબાઇ બીજા કોઇની સલાહ પુછતા અગાઉ પોતાના મનમાં મક્કમ ઠરાવ કરીનેજ આવે છે એ કાંઇ મ્હારાથી અજાણ્યું છે ? પુછવું છે સૌને પણ કરવું છે તો પોતાનુંજ ધાર્યું તો. પછી એ બનાવની કે ત્હેં પોતે શું કરવાનો મન સાથે ઠરાવ કર્યો છે? ' રતને હસીને સવાલ પુછ્યો.

' ખરૂં પુછાવે છે તો મ્હેં તો ડાકટર જમશેદજીની પાસે જવાનો વિચાર કર્યો છે. તું જાણે છે કે એવણ મ્હારા ઉપર ઘણી મ્હેરબાની રાખે છે. આખરના વખતમાં બાવાજીની સારવાર બી તેવણે જ કરી હતી. હું તેવણની પાસે જઇશ. અને તેવણના કોઇ મિત્રો ઉપર ભલામણની ચીઠ્ઠી લખી આપવા વિનંતિ કરીશ. કેમ આ વિચાર ત્હને ગમ્યો કે નહીં? '

પગથી માથા સુધી દીનબાઇનું બારીકીથી અવલોકન કરીને રતન બોલી ' વાહરે, ઇરાદો તો પણ્રો મજાહનો કર્યો છે ! ત્હારી આ ઉછેરવાદીની વાત સાંભળીને એ પોતેજ દૂર

મ્હાસશે. દીનાં, ત્હારામાં હજુ પ્રૌઢતા અને ગંભીરતા આવ્યાંજ નહીં. હજુ તું એક જુવાન છોકરાના જેવી ઉદ્ધત છે. પણ એમાં ત્હારો-બી શો કસુર ? ત્હારાં માબાપ ત્હારા બચપણ માંજ ગુજરી ગયાં, અને બાવાજીના હાથે તું પુરૂષોના સહવાસમાં જ ઉછરી એટલે સ્ત્રી જાતિની કુદરતી કોમળતા અને લાજ મરજાદાની ત્હારામાં ખામી હોય તો શું આશ્ચર્ય ?! પણ એવા ઘેલા વિચાર છોડી દે, એક જુવાન રમણી તે શું સેક્રેટરીના કામને લાયક ગણાય ?'

'રતાં, તું જાણે છે કે હવે મરદો અગાઉના જેવા જુના સાંકડા વિચારના નથી રહ્યા. એ જમાનોજ ચાલ્યો ગયો. હવે તો તેઓ સ્ત્રીઓ તરફ ઘણા માન અને સભ્યતાથી વર્તે છે. તો પછી હું કોઇ સારા સજ્જન વેપારીની સેક્રેટરી થઇ વેપારનો અનુભવ મેળવવાની ઇચ્છા રાખું તો એમાં ઘેલછા શાની ? યુરોપ, અમેરિકા, જાપાન, અને આપણા પડોશના બરમામાં કેટલીએ બૈરીઓ પુરૂષોની ઑફીસમાં મ્હોટી મ્હોટી જગ્યાઓ ઉપર નોકર છે. તથા ત્હેમની સાથે મળી જઇને વેપાર ધંધો ચલાવે છે. વળી દૂર શા માટે જાય છે? આ આપણા કોટમાં બી કેટલી અંગ્રેજ છોકરીઓ ઑફીસોમાં કામ કરે છે? આ બધું શું તું તારી આંખ આગળ જોતી નથી કે મ્હારા મનસુબાને તું ઘેલછા ગણી કહાડે છે ?'

'એ બધી અંગ્રેજ બાનુઓ છે. અને તું તો હજુ વીસ વર્ષની જવાન પારસણ છે.'

રતનના વિચાર ત્હેની સખીને રૂચ્યા નહીં, તેથી એ બોલી ઉઠી: 'અંગ્રેજબાનુ, જે કાંઈ કાર્ય કરી શકે તે કામ હું કેમ ન કરી શકું ? એ પણ અબળા છે અને હું પણ અબળા છું. હું મ્હારો નિશ્ચય નહીં ફેરવું. આજેજ હું જમશેદજી ડાક્ટરને બંગલે જઇશ અને મ્હને મદદ કરવાને તેવણને અરજ કરીશ.

વિચારને આચારમાં બદલાતાં કેટલી વાર? તરતજ દીનબાઇ ત્હાંથી નીકળીને જમશેદજી ડાક્ટરના 'કનસલ્ટીંગ રૂમ' માં જઇ પહોંચી. ડાક્ટર સાહેબ ત્હેને જોઇ ઉભા થયા અને ઘણા માનપૂર્વક શેકહેન્ડ કરી કહ્યું 'હલો, દીનબાઈ, આજ તમે ક્યહાંથી ભુલાં પડયાં ? મ્હારા સરખું કાંઇ કામકાજ ? આ ખુરશી ઉપર બેસો અને મ્હને આજે તસ્દી લેવાનું કારણ કારણ જણાવો. આપને શી તકલીફ છે ?'

દીનબાઇએ હસીને કહ્યું "સુતારનું મન બાવળીએ. તેમ ડાક્ટર સાહેબ આપને પણ રોજ દર્દીનાં જ સ્વપ્નાં આવતાં જણાય છે. હું આપની પાસે કોઈ બીમારીનો ઇલાજ કરવા આવી નથી. આપ મ્હારા ઉપર હમેશાં દયા રાખતા આવ્યા તેથી આજે આપની પાસે એક વધુ મ્હેરબાનીની વિનંતિ કરવા આવી છું."

'મ્હારાથી આપને માટે જે કાંઇ બની શકે તે કરવા આપની સેવામાં હાજર છું. મ્હારાં સરખું કામકાજ બેલાશક ફરમાવશો.'

દીનબાઇએ આ ઉત્સાહી માગણીનો તરતજ જવાબ આપ્યો, 'મ્હારે સેક્રેટરીની જગ્યા જોઇએ છીએ, અને આપ મ્હને એ જગ્યા મેળવી આપવામાં, ભલામણ પત્રો આપીને મદદ કરી શકશો એમ ધારીને હું આપને તસ્દી આપવા આવી છું.

ત્હેમણે આંખનાં ભવાં ચ્હડાવી આશ્ચર્ય સાથે કહ્યું: 'સેક્રેટરીનું કામ, અને પછી પ્રોફેસરની પ્રેમવાર્તાનાં મુજબનું પરિણામ ? કેમ એજ ત્હમારી નેમ છે, દીનબાય ?

દીનબાઇએ પ્રોફેસરની પ્રેમવાર્તા વાંચી નહોતી, છતાં પણ તે ડાક્ટર સાહેબનાં વચનનું કટાક્ષ સમજી ગઇ. તેથી જરા ગંભીર બનીને જવાબ આપ્યો. ડાક્ટર સાહેબ, આપ કહો

છો તે વાતનો મતલબ હું જાણતી નથી. મ્હારે તો એ નોકરી એટલાજ માટે જોઇએ છીએ કે એ કામ મ્હને પસંદ છે. મ્હારી તબીઅતને અનુકુળ છે. આપ જાણો છો કે મ્હને સાહિત્યનો ઘણો શોખ છે. અને તેથી જો વિદ્વાન ગૃહસ્થની સાથે રહી કામ કરવાનો લાભ મળે તો હું પણ ધીમે ધીમે ફુરસદનો વખત સાહિત્યસેવા કરવામાં જ ગાળી શકું.'

"ધીમે ધીમે ' એ બહુ લાંબો સમય છે. ત્હમારૂં ધીમે ધીમે પુરૂં થાય તે અગાઉ તો ઘણું કામ થઇ શકે. પણ દીનબાઇ, ત્હમે ઠીક વખતે આવી પહોચ્યાં. આજ કાલ મ્હને પોતાને કામનું ઘણુંજ દબાણ છે. અને આજ કાલ વળી હું નવી શોધ ખોળના કામમાં રોકાયલો છું અને તે સંબંધમાં મ્હારે બે મ્હોટા રેસાલાઓ (નિબંધો) લખી અમેરિકા મોકલવા છે. ત્હમે મ્હને એ કામમાં મદદ કરશો?'

દીનબાઇને ભાવતું હતું ને વૈદે કહ્યું. વગર પરિશ્રમે પોતાને રૂચિકર કામ મળી ગયું એટલે ત્હેના હર્ષનો પાર રહ્યો નહીં, ' ઘણી ખુશીની સાથે ' ત્હેણે જવાબ આપ્યો. ' આપને એ કામને માટે મ્હારી જરૂર હશે તો હું ઘણો ઉલટથી હાજર થઇશ. પણ જો આપ મ્હારે ખાતરજ કામ ઉભું કરતા હો તો હું તેમ બનવા નહીં દેઉં. '

' ના બાઈ, એવું કાંઇજ નથી. હું ત્હમારે માટે નવું કામ કહાડતો નથી. આજ ત્હમે ન આવ્યાં હોત તો મ્હારે એક મદદનીશને માટે પેપરોમાં જાહેરખબર આપવી પડત. શોધખોળનાં કામને લગતો મ્હારે આ દેશ તેમજ યુરોપ અને અમેરિકાના સાયન્ટીસો સાથે ઘણો પત્રવ્યવહાર ચાલે છે. તેથી કરીને મ્હારી તરફથી દરેક સ્હવારે કાગળોના જવાબ લખવાનું કામ ત્હમારે કરવું પડશે. '

ડાકટર સાહેબને ફક્ત સ્હવારમાંજ કામ છે. બાકીનો વખત ટાઇપરાઇટીંગ અને શોર્ટ-હેન્ડ શીખવાને ફુરસદ મળશે, એ વિચારથી દીનબાઇની ખુશી અને સંતોષનો પાર રહ્યો નહીં. અને વાંચકો વગર કહેજ સમજી શકશે કે ત્હેણે ડૉ. જમશેદજીની માગણીનો ઘણા આભાર સાથે સ્વીકાર કર્યો.

બીજેજ દિવસથી એ કામે મ્હડી ગઈ અને કાર્યવ્યવસાયમાં રોકાઇ. ઘડીભરનો અવકાશ ત્હેને મળતો નહીં. સ્હવારમાં ડાકટર સાહેબને ત્યહાં કામ કરી આવતી. બપોરે કોમર્શિયલ ક્લાસમાં જઇ શોર્ટહેન્ડ તથા ટાઇપરાઇટિંગ શીખવા જતી, અને સાંજ પડતાં થાકી પાકી ઘેર આવતી, જ્યાં ત્હેની નિસ્વાર્થ સખી રતનબાઈ ત્હેને વિનોદ આપવાને તેમજ ત્હેનો પરિશ્રમ દૂર કરવાને, પોતાથી બનતો પ્રયત્ન કરતી.

જમશેદજીનું કામ દીનબાઇને ફાવી ગયું. કારણકે ડાકટર સાહેબ ઘણા વિદ્વાન અને ઠંડા સ્વભાવના સજ્જન હતા. સામા માણસને ખુશ કરીને કામ કેવી રીતે કહડાવી લેવું એ તેઓ સારી રીતે જાણતા હતા. તો પછી એવા ગૃહસ્થના હાથનીચે કામ કરવામાં કોને આનંદ ના પડે? નોકરીમાં દાખલ થતાં પહેલાજ જમશેદજી અને દીનબાઇ વચ્ચે દોસ્તી તો હતીજ. એ મિત્રભાવ હવે વિશેષ સમાગમને લીધે ગાઢો બનો ગયો. તેઓ એક બીજાના નિકટ સંબંધમાં આવતાં ગયાં; અને દીનબાઇને નિશ્ચય થયો કે એક પુરૂષ અને એક સ્ત્રી વિષય વાસના કે દાંપત્યપ્રેમનો લેશમાત્ર પણ વિચાર રાખ્યા વગર નિર્દોષ મિત્રો તરીકે રહી શકે છે.

રતાંની આગળ પણ તે અભિમાનપૂર્વક પોતાનો આ અનુભવ શેખી સાથે જણાવતી. પણ તે તો હૈડે કલેજે બધું સાંભળ્યા જ કરતી. અને કટાક્ષ સાથે કહેતી કે "ખુદા એવીજ દોસ્તી કાયમ રાખે! અને ત્હારો અનુભવ ખરો ઠરવે!"

રતાંની કટાક્ષ અને સંશય ભરેલી ઢબ ઉપર દીનબાઇ નારાજ થતી. પણ ત્હેની સાથે વિશેષ દલીલ કરવાની ત્હેની હીંમત ચાલતી નહીં.

'કનસલ્ટિંગરૂમ'ની પાછળના એક ઓરડામાં દીનબાઇની કામ કરવાની ઓફીસ હતી. ત્હાં ત્હેને ટેબલ ખુરસી આપવામાં આવ્યાં હતાં. પાસેજ એક ફરતું કબાટ હતું જેમાં 'રેફરન્સ બુક્સ' (જરૂર વખતે જોવાની ચોપડીઓ) ગોઠવેલી હતી. આમાંથી દીનબાઇ ડાકટર સાહેબની સૂચના મુજબ ત્હેમની શોધખોળોને લગતી વિગતો ચુંટી કહાડીને સંગ્રહ કરતી.

ટપાલના કાગળોના જવાબ લખવા આપવા માટે અથવા તો તપાસને લગતી નવી સૂચનાઓ કરવાને ડાકટર જમશેદજી દરરોજ સ્હવારે દીનબાઇની પાસે આવતા અને એવા ખુશમીજાજ, હસતે ચ્હેરે, સભ્યતાપૂર્વક કામ સોંપતા કે એ કામ ઉલટથી કરવામાં દીનબાઇને અપૂર્વ આનંદ મળતો.

હમેશની માફક એક સ્હવારે જમસેદજી કાગળોનું બંડલ લઇને આવ્યા પણ તે કામ આટોપીને તરત પાછા ફરવાને બદલે ઓરડામાં આમતેમ ફરવા લાગ્યા. ત્હેમનું મન ઉપરાઉપરી આવતા વિચારોને લીધે ચકડોળે ચ્હડેલું સાફ જણાઇ આવતું હતું.

દીનબાઇ ત્હેમની પરવા નહીં કરતાં પોતાના રોજના કામમાંજ મશગુલ થઇ ગઇ હતી, એવામાં એકાએક ડાકટર જમસેદજીના ગંભીર શબ્દોએ ત્હેનું ધ્યાન કામમાંથી બીજી તરફ ખેંચ્યું.

'દીનબાઇ, ત્હમે શું કોઇ દિવસ એબી વિચાર કર્યો છે કે સેક્રેટરીના કામ માટે તરફડીઆ મારવા કરતાં, લગ્ન એ વધારે સુખી હાલત છે?'

જમસેદજીની દૃષ્ટિ દીનબાઇ તરફજ ચોંટેલી હતી. દીનબાઇને હવે રતાંના શબ્દો યાદ આવ્યા. જમસેદજીનો અંતરભાવ એ સમજી શકી. પણ પોતાની દૃઢતા કાયમ રાખી, નીચે મ્હોંએ સભ્યતાથી ઉત્તર આપ્યો 'હાજી, એ બાબત ઉપર મ્હેં ઘણી વખત વિચાર કર્યો છે. હું બી સાધારણ રીતે એમજ માનુંછું.'

'પણ' સાધારણ રીતેનો શો મતલબ?' જમસેદજીએ ખુલાસો માંગ્યો.

'સાધારણ રીતે એટલે મ્હારૂં એમ માનવું છે કે સાધારણ રીતે જોતાં સ્ત્રીઓએ નોકરી કરી કમાવાની મહેનત કરવા કરતાં, પોતાને લાયકના, પોતે જેને શુદ્ધ પ્રેમથી ચાહતી હોય તેવા ગૃહસ્થ સાથે લગ્નની પવિત્ર ગાંઠથી જોડાઇ જવું, અને પોતાનું જ્ઞાન, પોતાનો અનુભવ તથા પોતીકી શક્તિ, ઘરસંસારમાં ત્હેને મદદ કરવામાં વાપરવાં. ગૃહરાજ્યના દીવાન, વિદ્વાન પતિના સેક્રેટરી, તથા ત્હેના છોકરાંઓના શિક્ષક એ ત્રણે ભારે હોદ્દા સાથે મળે ત્હેના કરતાં વધારે સુખ કયું? પણ સાહેબ. ત્હેને અપવાદ બી હોય છે. જે સ્ત્રીના વિચાર એથી આગળ વધ્યા હોય, જે પોતાની જીંદગીને વધારે પરોપકારી બનાવી ત્હેનો લાભ મ્હોટી સંખ્યાને આપવા માંગતી હોય, તે સ્ત્રી લગ્નની બેડીમાં નહીં જોડાતાં, સ્વતંત્રપણે પોતાની જીંદગી ગુજારવાને માટે જનમભર કુંવારી રહેવા માગે તો ત્હેને તેમ કરવા દેવું એ શું બહેતર નથી?'

'વ્યાજબી છે, પણ'—જમસેદજીએ હવે પાસે આવી ટેબલ ઉપરનાં કાગળીઆં બાજુપર ખસેડી દઇને કહ્યું: પણ આપણે તો ઘણા લાંબા વખતનાં દોસ્તો છીએ. ખરું કે ની?

અને માગણી કરતાં તરતજ એ બીડું ઝડપી લે છે. પણ ત્હમે ખાંડ ખાધી છે, ખાંડ! ત્હમારા વિચારો તદ્દન ભુલ ભરેલા છે. એક સ્ત્રી કોઇ પણ ત્રાહીત પુરૂષને દોસ્ત તરીકે ચાહી શકે, ત્હેની તરફ મિત્રભાવ રાખી શકે, પણ તેથી એમ કાંઇ ન સમજવું કે એ ત્હેને પરણી પણ શકે. એટલે બધો મિત્ર ભાવ હોવા છતાં પણ ત્હેની સાથે લગ્નની ગાંઠ બાંધવાની ત્હેને જરા પણ ઇચ્છા ન હોય, વિચાર સરખો પણ ન હોય એ બનવા જોગ છે. હું ત્હમને ચાહુ છું. હું ત્હમને મ્હારા એક સદાના ભલા મિત્ર, ખેરખ્વાહ અઝીઝ તરીકે ગણું છું. પણ હું આપને–"

પ્રેમના આવેશમાં દીનબાઇના ખભાને ખૂબ જોરથી પકડીને જમસેદજી આતુરતાથી બોલી ઉઠ્યા 'પણ શું વ્હાલી દીનાં?'

"પણ એટલે એજ કે ડાક્ટર સાહેબ હું આપને પરણવા બીલકુલ નથી માગતી. હું આપની દોસ્ત છું, નહીં કે માશુક!'

દીનુબાઇના શરીર ઉપરથી હવે પોતાનો હાથ ખસેડી લેઇ, પ્રેમયાચનામાં નિષ્ફળ નીવડેલા ડાક્ટર નિરાશ વદને બોલ્યા 'ત્હારે દીનાં, શું ત્હને મ્હારે માટે મુતલગ દરકાર નથી. હું ધારતો હતો કે કદાચ તું—'

'ધારતો હતો શું કામ કહો છો? ત્હમારા મનમાં તો એમજ હતું કે દીનબાઇને પુછતાંની સાથેજ તે ઘણા ઉપકાર સાથે આપનો હાથ કબુલ રાખશે.'

'હા દીનબાય, ખરૂં કહો છો. હું એમજ માનતો હતો કે ત્હમારો મ્હારા ઉપર એટલો પ્રેમ છે કે ત્હમે મ્હારી સાથે લગ્ન કરવાની આનાકાની નહીં કરો. હું ત્હમને ચાહું છુ. મ્હને ત્હમારા સુખને માટે ઘણીજ ફીકર છે. સેક્રેટરીના કામમાં ત્હમને જેટલી ફુરસદ તથા જેટલું સુખ મળત ત્હેના કરતાં હું ત્હમને હજારો ગણો વધારે સુખી બનાવત.'

'ડાક્ટર સાહેબ, કોઇ દિવસ આપ કોઇ બીજી સ્ત્રીને મ્હારાં કરતાં પણ વધારે ચાહવા લાગશો. આપ મ્હને ચાહો છો; તે હું જાણું છું; પણ મિસ્તર જમસેદજી, મ્હારી બેઅદબી માફ કરશો. હું મ્હારા પતિ તરફથી જેવા પ્રેમની આશા રાખી શકું, તેવો શુદ્ધ નિખાલસ પ્રેમ હું આપનામાં જોતી નથી. પણ પહેલાં તો હું પરણું કે નહીં તેજ મ્હોટો શક છે.'

"ત્હમે એ શું બોલો છો? કુંવારાં રહેવું છે બહુ સારૂં રે'–વગેરે ગાનારી આજકાલની દુકતીઓમાંનાં ત્હમે એક નથી એમ મ્હારી ખાત્રી છે. તો પછી ત્હમે પરણવાની બાબતમાં શંકા શેની લાવો છો."

"હાજી, હું આપ કહો છો તેવા વિચાર ધરાવનારી, લગ્નના પવિત્ર બંધનને નાપસંદ કરનારી સ્ત્રી નથી. પણ તેથી હું કુંવારા રહેવા કરતાં કોઇની બી સાથે લગ્ન કરવું એમ માનનારી બી નથી. જેની સાથે મ્હારો જીવ મળશે, જેના ગુણ, કામ અને સ્વભાવ મ્હને માફક આવતાં દેખીશ, જેને હું સાચી લાગણીનો માણસ સમજીશ, ત્હેનેજ હું મ્હારો હાથ આપીશ. ત્હેનીજ સાથે હું લગ્નની પવિત્ર ગાંઠથી જોડાઇશ. લગ્નની પવિત્રતા અને ત્હેની ગંભિરતા હું એટલી સારી રીતે સમજું છું કે એ બાબતમાં પ્રેમના ઘડીભરના આવેશનો ભોગ હું કદી નહીં બનું. પણ ડાક્ટર સાહેબ, હવે એ વાત પડતી મુકો. એ વાત ત્હમારા જીવને વધારે દુઃખ પમાડશે. હું આપની સાથે લગ્ન કરવાનો વિચાર કદી નહીં કરૂં. અને ત્હમે

જેવોને તેવોજ મ્હારી દ્રષ્ટિ સમિપ તરે છે. હું આ ચીસ સાંભળીને સ્તબ્ધ થઈ ગયો. ખલાસી જાગી ઊઠ્યો અને ચીસની દિશા શોધવા લાગ્યો. રામેશીનો “ કયા હુવા.” નો પ્રચણ્ડ ધ્વનિનો પડઘો પડ્યો. મહેલની જૂદી જૂદી દિશાઓમાં ઇલેક્ટ્રીક લાઈટ ( વીજળીના દીવા ) થવા લાગ્યાં. કિનારાઉપર જમીનદારના અનુચરોની ઠઠ્ઠ જામવા લાગી. જૂદાજૂદા હોકારાથી હમે તર્ક બાંધી શક્યા કે જમીનદારનો એકનો એક છ માસનો પુત્ર પાણીમાં પડ્યો હતો. હમે ત્હેની તરફ જવાનો પ્રયત્ન કરવા લાગ્યા પણ પાણીનો વેગ સ્હામો હોવાથી હમે ત્વરીત ત્હાં જઇ શક્યા નહિં. કિનારા ઉપર ફાનસો ભૂતનાં ભડકાની માફક અહિં તહિં ભમવા લાગ્યાં. દોરડાંઓ નંખાયાં. કેટલાંક મનુષ્યો અંદર પડ્યાં. પણ પાણીમાં ગયેલું રત્ન પાછું નીકળી શક્યું નહિં. હમારી હોડી છેક પાસે જઇ પુગી હતી. કિનારા ઉપરની વસ્તુઓ ત્હાંનાં ઇલેક્ટ્રીક પ્રકાશમાં સાફ દેખાતી હતી. અનેક જાતના કૃત્રિમ પ્રકાશથી ગંગાનાં પાણી પ્રકાશમય થઈ ગયાં. અનુચરો નિરાશ થતા હતા. એટલામાં એક યુવાન પુરૂષની આકૃતિ મહેલની વાટિકાની દિશા ભણીથી ત્વરાથી આવતી દેખાઇ. હું ત્હેને બરાબર જોઇ શક્યો નહિં તેટલામાં તે પુરૂષે ભૂસકો માર્યો. ગંગાનાં પાણીમાં પ્રચણ્ડ અવાજ થયો. અનુચરો આશ્ચર્યતાથી, ભયથી દિગ્મૂઢ થઇ ગયા. એક ક્ષણ ગઇ. બીજી ક્ષણ ગઇ. પાણી હાલ્યાં. પુરૂષની આકૃતિ જણાઇ. હાથમાં મૃતવત્ બાળક જણાયું. કિનારે ઊભેલાં દાસ દાસીઓમાં હર્ષોદ્ગાર સંભળાયો. પુરૂષના હાથમાંથી બાળક લઇ લેવાયું. બીજે માળની બારીએથી જમીનદારનો અવાજ બાળકને અન્દર લઇ આવવાનો આજ્ઞા કરતો કર્કશ અને ક્રુર જણાયો. પુરૂષ ત્હાંજ ઊભો રહ્યો. ફાનસો અને દીવાઓનો સમુહ દરવાજા ભણી વળ્યો. પળમાં દરવાજો મ્હોટા ધ્વનિથી બંધ થયો. નિઃશબ્દતા પાછી પ્રસરી ગઇ. હું ઊભેલા પુરૂષની દેદીપ્યમાન આકૃતિ, શૌર્યાંકિત કૃત્ય, છેવટે મળેલો વિચિત્ર બદલો વિગેરે બાબતો વિશે વિચારમાં પડ્યો. પણ મ્હારી આંખ્યો તો તે દિશા ભણીજ વળેલી હતી. પુરૂષની આકૃતિ મને પરિચિત જણાઈ. તેથી હોડી પાસે જશે અને હું ત્હેને બોલાવીશ એ આશાથી મ્હેં હોડી હજી કિનારા તરફ હંકારવાનું કહ્યું. કિનારા ઉપર હવે માત્ર એકજ દીવો હતો. કિનારા ઉપર ઝુકી રહેલા ચન્દ્રસેન ગુહાના બગીચાના લોઢાંના કઠેરા ઉપર તે દીવો હતો. પણ ત્હેનો પ્રકાશ ઘણોજ હતો. મ્હારી હોડી પાસે આવે છે તેટલામાં બગીચાના કઠેરા આગળ એકાએક એક સ્ત્રીની આકૃતિ જણાઇ. દીવાના પ્રકાશમાં ત્હેના કુમળા શ્વેત ખુલ્લા પગ, કાળા આરસની આરસી-શા કઠેરા ઉપર અનિમિષ્ય પાડતા હતા. ત્હેના કાળા ભમ્મર વાળમાં છુપાતું લપાતું પુર્ણિમાનાં ચન્દ્ર સરીખું મુખ, ઘેરાં પાણીમાં પ્રુટતાં કમળશું દેખાતું હતું. શરિરે ફક્ત એકજ ઝીણું વસ્ત્ર હતું. ત્હેનાં ઝીણા પોતમાંથી સ્ત્રીના અંગનું અપૂર્વ તેજ ઝરતું હતું. કાળાં આકાશમાં ઝળકતી વીજળી જેવી, કુશળ શિલ્પ શાસ્ત્રીના હસ્તથી રચીત આરસનાં દિવ્ય પુતળાં સમી, દિવ્ય તેજના પુંજશી એ નવયૌવના કોણ હશે ? પોતાનું બાળક મહેલમાં હતું તેમ છતાં અહિં આવવાનું પ્રયોજન શું હશે ? આવા વિચારથી હું ચકિત થઇ ગયો. પણ વિચાર કરતાંજ મ્હને સ્ફુરી આવ્યું કે આ દેવીતો વૃદ્ધ, ક્રુર, કર્કશ જમીનદાર ચન્દ્રસેન ગુહાની પત્ની રૂપવતી જ્યોત્સ્ના જ ! મ્હારી હોડી પાસે પાસે જતી ગઈ. મ્હારી આંખ્યો તો તે તરફજ હતી. પુરૂષ દિવાલના ઓળામાંથી બ્હાર આવ્યો, જ્યોત્સ્નાની આંખ્યમાં અપૂર્વ તેજ ઝળક્યું. શું આ મ્હારી ભ્રમણા તો નહિંજ હોય ? શાથી તેજ ઝળક્યું હશે ?

બાળકને પુનઃ જીવન અર્પ્યું. ત્હેને માટે હશે ? કોણ જાણે શાથી મ્હારૂં હૃદય તે વિચાર કબુલ કરી શકતું નથી. મ્હને તો તે અપૂર્વ તેજ અદ્દભુત સ્નેહનુંજ લાગે છે. જ્યોત્સ્નાના ઓષ્ઠ કંપ્યા. આંખમાં અશ્રુ ભરાયાં હોય એમ લાગ્યું. અન્ધકારમાં છુપાયલી આંબાની ડાળમાંથી કોયલ ધીમેથી ગાજે તેમ શબ્દ ગાજ્યો, વાક્ય સંભળાયું. પછી ભલે પાણીમાં વિંઝાવાથી શબ્દો જુદા સંભળાયા હોય પણ મ્હને તો તે વાક્ય એમજ સંભળાયું કે "કાલે પ્રભાતના ૭ વાગ્યે પ્રભુના અક્ષય ધામમાં"! પુરૂષ અને સ્ત્રી એક એકની રહામાં જોઇ રહ્યાં. ઉભયના હાથ અડકયા, ન અડકયા; પ્રકાશિત ઇલેક્ટ્રીક દીવો ચાંપ દબાવ્યાથી હોલવાયો. ગંગા પુનઃ અન્ધકારમય થઇ ગઇ. સ્વપ્ન સરીખડો દેખાવ સ્વપ્નની પેઠેજ અદ્રશ્ય થઇ ગયો. જો પેલો પુરૂષ કિનારા ઉપર નહિં હોત તો હું ત્હેને સ્વપ્નજ માનત. પણ પુરૂષને મ્હેં દીવાના પ્રકાશમાં ઓળખ્યો. તે મ્હારો બચપણનો મિત્ર કુમાર હતો. ત્હેણે કેમ્બ્રીજમાં અભ્યાસ કર્યો. ચિત્રકળામાં કીર્તિ સમ્પાદન કરી. જગતના અન્ય મહાનક વિઓનાં સંગીતમાં પોતાનો સુર મેળવ્યો. બંગાળાની કાયસ્થ જ્ઞાતિમાં સૌન્દર્યની દેવી ગણાતી જ્યોત્સા સાથે સ્નેહ બાંધ્યો. અપૂર્વ બુદ્ધિબળથી અંકિત કુમાર અને સ્નેહમુર્તિ જ્યોત્સ્ના સાથે સ્નેહ બાંધ્યો. અપૂર્વ બુદ્ધિ બળથી અંકિત કુમાર અને સ્નેહ મુર્તિ જ્યોત્સ્નાનો સ્નેહ સંસારના અનેક કારણોને લઇને લગ્નમાં સમાપ્તિ ન પામી શકયો. કુમારના અદ્દભુત હૃદયનો તાર તૂટ્યો તે ફરીથી નજ સંધાયો. અનેક જૂદાં જૂદાં કાર્યોમાં જીવન ગુંથવાનો પ્રયત્ન કર્યો પણ હૃદય શાન્ત નજ થયું. ભગ્ન હૃદયે, સુખથી છલકાતાં સ્વપ્નમાંથી જાગ્રત્ થયલા ઉન્માદની પેઠે કુમાર પોતાનું જીવન પોતાના ગૃહમાંજ સ્વપ્નની પેઠે ગાળતો હતો. જ્યોત્સ્ના હિન્દુ સંસારના અનેક ભોગમાં એક ભોગનો ઉમેરો થઇ બળાત્કારે વૃદ્ધ ચન્દ્રસેન ગુહાની સાથે લગ્નથી જોડાઇ. મ્હેં કુમારને સાદ માર્યો. કુમાર આવ્યો અને મ્હારી હોડીમાં બેઠો. હમે ત્હેના ગૃહ ભણી જવા નીકળ્યા.

× × × × ×

ત્રણ વાગી ગયા હતા એટલે સહવાર સુધી ત્હેનાજ ગૃહમાં રહેવાનું મ્હને ત્હેણે કહ્યું. તે ઘણો પૈસાદાર હતો એમ મ્હેં ઘણાને મ્હોંયે સાંભળ્યું હતું પણ મ્હને તે અતીશયોક્તિ લાગતી હતી. જ્હારે હું ત્હેના પ્રકાશથી બળતા ઓરડામાં પેઠો ત્હારે મ્હને મ્હારી ભૂલ્ય જણાઇ. સુર્યનું અજવાળું ઝાંખું ઝાંખું આવવા માંડ્યું હતું તેમ છતાં ત્હેણે દીવા હોલવ્યા નહિં. ઓરડાની શિલ્પકળા અને ફરનીચર ગોઠવવાનો હેતુ જાણે નવા આવનાર મનુષ્યને આશ્ચર્ય કરવાનોજ હોય તેમ લાગતું હતું. રાફેલ, વેલાસકેઝ, રેમ્બ્રાન્ટ વિગેરે યુરોપીયન ખ્યાતિના ચિત્રકારોનાં અમુલ્ય ચિત્રો કીમતી ફ્રેમોમાં જડેલાં ભીંત ઉપર ટીંગાતાં હતાં. પેટીમાં મૂકેલાં વાજીંત્રોમાંથી અનેક પ્રકારના દુઃખ ભરેલા સુર નીકળતા હતા, ત્હેની સાથે જાણે તાલ દેતા હોય તેમ ભીંત ઉપર ટાંગેલા રેશમના પડદા પવનથી નાચતા હતા. સીલીંગ ઉપર સુવર્ણથી કોતરેલી નકશીઓ હતી. આસના અને વીજળીના દીવા લીલા ભૂરા કાચના ગ્લોબમાંથી ભભકતો પ્રકાશ મ્હોટા આરસાઓ ઉપર પાડતા હતા અને ત્હેના પ્રતિબિમ્બોથી સુવર્ણ નકશીથી ભરચક થઇ ગયલાં ટેબલ ખુરશીઓ જાણે અગ્નિથી સળગતાં હોય તેવાં લાગતાં હતાં.

"હા ! હા !—હા ! હા ! હા !" એક સુન્દર સોફા ઉપર સુતાં સુતાં કુમારે મ્હારી તરફ હસીને કહ્યું. "મ્હારા વિચિત્ર રીતે શણગારાયલા ઓરડાથી તમને નવાઇ લાગી હશે.

મ્હારાં ચિત્રો, પુતળાંઓ, અને ફરનીચરથી ત્હમે . આશ્ચર્ય ચકિત થઇ ગયા હશો ! પણ મ્હારૂં વર્તન અન્ય મનુષ્યોના કરતાં કાંઇક ન્યારૂંજ છે." મ્હને ત્હેનો અવાજ કાંઇક અસ્વસ્થ લાગ્યો. પણ રાત્રિના બનાવથી મ્હારૂં મસ્તક ભમી ગયું હતું એટલે મ્હારા સાંભળવામાં ભૂલ્ય હશે એમ તે વખતે મ્હને લાગ્યું. "મ્હારી સ્થીતિ મ્હેં કોઇને જણાવી નથી. ત્હમારા સિવાય અન્યને હું જણાવીશ એમ મ્હને લાગતું નથી. મ્હારૂં જીવન પ્રથમથીજ સ્વપ્નમયજ અન્ત સુધી રહેશે. ભલે અન્યને તે ઉન્માદાવસ્થાનું પરિણામ લાગે પણ મ્હને તો તે સર્વથા પ્રિયજ છે. માબાપના ક્રુર અન્યાયી કૃત્યથી મ્હારી જ્યોત્સના અન્યની થઇ. પાપાત્મા ચન્દ્રસેનના સ્પર્શથી પણ કલંકિત થાય તેવી પવિત્રતાની દેવી ત્હેની પત્ની થઇ. દુનિયામાં ન્યાય છે ? ભલે અહિં નહિં ન્યાય હોય પણ પ્રભુના ધામમાં તો હશેજ. ત્હાંતો હું અને જ્યોત્સના પુનઃ એક થઇશુંજ. મ્હારૂં અહિંનું સ્વપ્ન ત્હાં સત્ય નીવડશે. દુનિયાં હમારા માર્ગને વખોડશે, નિન્દશે. પણ ત્હેની મ્હારે શી પરવા ? પ્રેમ અને પવિત્રતા એજ હમારી જીંદગીનું સૂત્ર છે. ત્હેને માટે હમે હમારૂં જીવન આનન્દથી ત્યાગ કરશું." આટલું બોલીને કુમાર અચાનક અટકી ગયો. ઓરડાની એક દિશામાં આવેલી મખમલના પડદાથી ઢાંકેલી છબી પાસે ગયો. પડદો ખસેડ્યો. પડદાની અન્દરથી જાણે જ્યોત્સનાની પ્રત્યક્ષ મૂર્તિ મ્હારી સન્મુખ ઊભી હોય તેમ મ્હને લાગ્યું. મહાસમુદ્રની માફક ઉછાળા મારતું હૈયું આ છબી જોઇને કાંઇક શાન્ત થયું હોય એમ જણાયું. આંખ્યમાંથી સ્નેહ ઝરતો હોય તેમ લાગ્યું. થોડીવાર જાણે એકીટશે જ્યોત્સ્નાના અપુર્વ સૌન્દર્યનું પાન કરતો હોય તેમ કુમાર તે છબી ભણી જોઈ રહ્યો. ગજવામાંથી સુવર્ણ છેડાએ બાંધેલી એક ન્હાની કુંચી કહાડીને ટેબલનાં એક ખાનાંમાંથી ન્હાની શીશી કહાડી, એક સુવર્ણ પ્યાલામાં ઠાલવી દીધી. હું હજી તો આશ્ચર્યમાંથી મુક્ત થઇને કાંઇક પ્રશ્ન પૂછું તે પહેલાં તો પ્યાલો મુખ ભણી ગયો. પી રહ્યા પછી પ્યાલો કાંઇક જોરમાં પાછો ફેંક્યો. પ્યાલો પડ્યો ન પડ્યો. પુરૂષના મુખ ઉપર કાંઇ અવનવો વિકાર જણાયો. નેત્ર ચમક્યાં. રક્ત રહીત મુખ ઉપર લાલાશ આવી. છબી ભણી તીવ્ર દ્રષ્ટિથી જોઈ રહીને એક પાશ્ચિમાત્ય કવિતાની એક કડી ઉચ્ચ્જતે અવાજે ગાઈ.

"Stay for me there! I will not fail
To meet thee in that hollow vale."

(મ્હારે માટે ત્યાં વાટ જોજે! હું ત્હને તે
પોલાણવાળી ખીણમાં મળવાનું ભૂલીશ નહિ.)

કડીના શબ્દો મ્હારા ભ્રમિત મસ્તકને વધુ ગુંચવાડામાં નાંખવા લાગ્યા. હું કાંઇએ ન [illegible] શક્યો. ફરિથી આંખ્યો છબીની અનહદ સુન્દરતા અને કુમારની ઉન્મત્ત આકૃતિ નીરખી [illegible]. કડી ગવાઈ રહી. શરિર આમતેમ ઝુલવા લાગ્યું. બળ કરીને શરિર સ્વસ્થ રાખીને કુમા[illegible] છબીને બાથ ભીડી. છબીના જીવન રહીત ઓષ્ઠ, પુરૂષના ઓષ્ઠ સાથે દબાયા. તરતજ એક [illegible]ચકાથી છબી અને કુમાર મ્હોટા અવાજ સાથે નીચે તૂટી પડ્યાં. તેજ ક્ષણે ઓરડામાં [illegible]રણાં પણ ઉઘડ્યાં. એક ગભરાયલો ચાકર અન્દર દોડી આવ્યો. ચન્દ્રસેન શુદ્ધાનાં પત્ની [illegible] પ્યારી દેવી કલાકનાં ઝેરથી હમણાંજ મૃત્યુ પામ્યાં છે એવી ખબર છબી નીચે

પડેલાં મૃત શરિરને કહી. ગંગાને કિનારે અન્ધકારમાં સંભળાયેલ વાક્યનો અને પાશ્ચિમાત્ય કવિની કડીનો ભયંકર પણ સત્ય અર્થ હવે સમજાયો. મ્હારૂં મસ્તક ભમી ગયું. છજી નીચે પડેલા કુમારના શબને બાઝવા હું દોડ્યો.

× × × +

ત્હાંજ બેભાન અવસ્થામાં હું કલાકેક પડી રહ્યો હતો. જ્યહારે શુદ્ધિ આવી ત્હારે તો હું મ્હારા ગૃહમાં હતો. ભલે ત્હેમના જીવનનો માર્ગ શુષ્ક તત્વજ્ઞાનીઓથી અપવિત્ર ગણાય પણ મ્હારૂં હૃદય તો ત્હેને પવિત્રજ માને છે. દુનિયાના માર્ગથી ત્હેમના માર્ગ જૂદા હતા. ત્હેમનો સ્વર્ગિય સ્નેહ મનુષ્યોના ક્ષુલ્લક પ્રેમના કરતાં ન્યારોજ હતો.

પાંચ વર્ષ તે બનાવ બન્યાને વહી ગયા છે. પણ હજીએ તેજ દેખાવ–તેજ અલૌકીક આત્મસન્ધિ મ્હારી દ્રષ્ટિએ જોઉં છું. તેજ જ્યોત્સ્નાની તેજોમય દિવ્ય આકૃતિ, તેજ કુમારનું અદ્દભુત ચરિત્ર મ્હારી આંખ્ય આગળ તરે છે.

—" દીન. "

# વિવિધવિહાર.

## સરસ્વતી.

( લેખકઃ–વામનરાવ પ્રાણગોવિન્દ પટેલ. બી. એ. )

( ગયા વર્ષના અંક ૧૨ ના પૃષ્ટ ૪૦૩ થી ચાલુ. )

**પ્રિય બ્હેન સરસ્વતી !**

ત્હમારી કુમળી વયમાં આવી પડેલાં એક પછી એક દુઃખો,—કર્તવ્યતત્પર પિતાનું મૃત્યુ, સ્વપ્નભૂમિકાએ આરોપાયલો ત્હમારો સ્વર્ગીય સંસાર, વૈધવ્યજનિત પતિવિયોગ અને આર્યોની અનાર્યતાને લીધે થયેલા જુલમો, જાણે મ્હારે માથેજ વીસ મીનીટના ટુંક સમયમાં તે સર્વ એક પછી એક આવી પડ્યાં ન હોય તેમ, જેમ જેમ ત્હમારો કાગળ વંચાતો ગયો તેમ તેમ ચક્ષુએ હૃદયવજ્રપાત વધુને વધુ સૂચવ્યો. ઓફીસમાંથી આવ્યો ને મેડીએ જતો હતો એટલામાં આજે તો એક કાગળ ઘેર આવ્યો છે કહી, મ્હારાં પત્ની–ત્રિવેણીબાઇએ મ્હને પત્ર આપ્યો. દાદર ચઢી, કપડાં ઉતારી, કાગળ વાંચવા માંડ્યો અને પૂર્વોક્ત સ્થિતિમાં હોવા છતાં, કાગળ વાંચવામાં તલ્લીન થઇ જવાથી, ધારા પ્રમાણે મ્હારા મ્હોડા આગળ ચ્હા (Tea) મૂકી ઉભેલાં ત્રિવેણીબાઇને પણ મ્હેં જોયાં નહીં. તેથી કારણ મ્હારૂં મન અને ચ્હેરો સ્વચ્છંદે અનિયંત્રિત રીતે વર્તતાં હતાં. કાગળ વંચાઇ રહ્યો. ઘડીભર કાગળ હાથમાંને હાથમાં રાખી કાંઇક વિચારમાં પડ્યો પછી કેટલોક ભાગ પુનઃ વાંચી જોવાને કાગળ ઉથલાવતો હતો, એવામાં સ્તબ્ધ થઇ ઉભેલાં ત્રિવેણીબાઇ પર નજર પડી. તરતજ ઇંદ્રિયોના અનિયંત્રિત વ્યવહાર બંધ પડ્યા, ને ગાંભીર્ય ધારણ કીધું; એટલે ત્રિવેણીબાઇ કાંક હસી બોલ્યાં 'હવે ઘૂપા-

* Edger Allan Poe ( એડગર એલેન પો ) નામના એક અમેરિકન કવિની વાર્તા ઉપરથી અનુવાદ.

વો માં. કહો, જેને તમે નિર્બળતાનું પ્રતિબિંબ કહેતા તે લ્હમારી આંખમાંથી પડતું હોય એમ મ્હને કેમ ભાસે છે. શું કોઇ બીજા સાક્ષર ગોવર્ધનરામ વા તપોમયી જીવનગાળનાર બીજાં કોઇ લીલાવતીબ્હેનના દેહ પડ્યા છે ? શું કોઇ દેશભક્તને ઇજ્જ-અપમાન થયાં છે ? વગર જવાબ આપે લ્હમારો કાગળજ મ્હારી પત્નીને આપ્યો. ત્યારબાદ સ્ફૂર્તિપ્રેરક કોલસા (ન્હા Tea) શારીરિક યંત્રમાં હોમાયા પછી, થોડીવાર વિચારમાં બેઠો હતો એટલે ત્રિવેણીબાઇએ કાગળ વાંચી પાછો આપ્યો અને બોલ્યાં ' આ જેની લ્હમે મ્હારા આગળ વારંવાર વાતો કરો છો તેજ સરસ્વતી બ્હેન કે ? 'હા.' 'અહા અભણને એ દુઃખ ને ભણેલાંને એ દુઃખ, એ તે ઇશ્વરના ઘરનો ન્યાય' ?–અરે લ્હમે આમ ઉતાવળાં થઇ ઇશ્વરને દોષ દ્યો મા. એ તો મનુષ્યોને કરી જોવા દુઃખ આપેજ. સુખની રેખા ને દુઃખના રાશિઓ વાસ્તે તો આપણે સર્જાયેલાં છીએ. કાલેજ લ્હમને સમજાવેલું **मनएव मनुष्याणां कारणं बन्धमोक्षयोः** *એ વાકય એટલામાં વીસરી ગયાં કે ? ત્રિવેણીબાઇને આ બોલવું અપ્રાસંગિક લાગવાથી મ્હને બંધ પાડી બોલ્યાં ' વારૂ પણ સરસ્વતી બ્હેનને અને સુશીલાને આપણે ત્યાંજ તેડાવો તો કેમ ? મ્હને સરસ્વતી બ્હેન થોડું થોડું સંસ્કૃત ને અંગ્રેજી શીખવશે ને આપણા મુરલીને અને સુશીલાને એક એકની સાથે રમવાની એ ઠીક બ્હાર આવશે. હું ઘડીભર વિચારમાંજ એમનાં મુખ સામે જોઈ રહ્યો હતો. એટલે વળી બોલ્યાં, લ્હમે એ કેવા કે લ્હમારાં બ્હેનનું અને મ્હારૂં ઓળખાણ પણ ના કરાવ્યું. એમ કીધું હોત તો એમને આટલું હેરાન થવું ના પડત. '– હું કાંઇજ બોલી શક્યો નહીં. તેથી ત્રિવેણીબાઇ નીચે જઇ પોતાના કામમાં ગુંથાયાં. ત્રિવેણીબાઇ ગયાં પણ ' લ્હમારાં બ્હેનનું ઓળખાણે ના કરાવ્યું ' એ વાક્યનો રણકાર મ્હારા કાનમાં વાગ્યાં કીધો. મારે ઘેર આવવાની, મ્હારાં પત્ની, માતા પિતા વિગેરેની ઓળખાણ કરવાની લ્હમારી ઇચ્છા લ્હમે પાઠશાળામાં વારંવાર પ્રદર્શિત કીધેલી પણ લ્હમારાં જેવાં કૌમારાવસ્થા વાળાં બાનુ મ્હારી સાથે આવે તો લોકો વાતો કરશે, મ્હારા ઘરમાં કોઇ લ્હમારા જેટલું ભણેલાં નથી કે જેથી લ્હેમના ઓળખાણથી લ્હમને હાલ ફાયદો થવાનો સંભવ છે, ' વીગેરે, કહી લ્હમારી ઇચ્છા માંડી વળાવનાર હુંજ હતો. લ્હમારાથી છૂપું રાખેલું એક બીજું કારણ વળી એ હતું કે હું લ્હમને એક બહુજ તવંગર પુરુષનાં પુત્રી તરીકે લેખતો. તેથી હમારા જેવા સાધારણ સ્થિતિવાળા માણસોથી લ્હમારો યોગ્ય આદરસત્કાર ન થાય એમ પણ હું માનતો. આ બધું એક પછી એક યાદ આવ્યું અને મ્હારી ભૂલ શલ્ય પેઠે સાલવા માંડી. વીસમી સદીનાં ખોટાં ' બ્હેન ' નો વ્યવહાર પ્રપંચ્ય મ્હેં રચ્યો તેથીજ આટલું દુઃખ લ્હમને પડવા વખત આવ્યો એમ ત્રિવેણીબાઇ કહે છે તે સત્ય છે. પણ હવે આંસુ સારવાં વ્યર્થ છે. ' જો વ્યર્થ આંસુ ખેરશો તો લૂછશે કોઇ નહીં '–એ વાક્ય યાદ આવતાંજ, એ ઉભરાઇ જતા પ્રેમનું ચિન્હ કહો તો તેને નિર્બળતાનું લક્ષણ કહો તો તે બંધ પડ્યાં. પત્રવ્યવહાર ન રાખવાનું પણ છૂપું રાખેલું કારણજ હતું. મ્હારી હૃદયશૂન્યતા દરગુજર કરી, લ્હમે આ પત્ર લખી જે ઉપકાર કર્યો છે તેમાં મ્હારાં પત્નીએ કીધેલાં આમંત્રણનો સ્વીકાર કરી વધારો કરવા પ્રથમ વિનંતી છે. દેવું વાળવાની આપણાં જેવાં માણસોની નૈસર્ગિક પ્રકૃતિ છે અને લ્હમારી પણ લ્હમારા કોઇ કાકીનું રૂણ ઉતારવાની હોય તો એમાં કાંઇ આશ્ચર્ય થવા જેવું નથી. લ્હમારી કિશોર વયમાં જે શિક્ષણ-સદ્ધન-શારદાબ્હેનને લ્હમે આપ્યું છે તેથી બદલો તો કેટલેક

* મનુષ્યોનું મન એજ લ્હેમનાં બન્ધન અને મોક્ષનું કારણ છે.

વિહિત, મનુષ્ય નિર્બળતાવિહિત, ધર્મો પાળવા ને જપો કરવા ફરમાવે, જૂતાં-અર્થ સમજાય એવાં પુસ્તકો વંચાવવાને અને મુષ્ટિભર ધાન્યદાન વા કિંચિત્ ધનદાન કરાવવાની રજા આપે, અને પારમાર્થિક કાર્યોમાં જે શારીરિક મ્હેનત કરવાની જરૂર પડે છે, જે શારીરીક ઉદ્યોગ અર્જુને કહેલાં ચંચલ, પ્રમાથી ને બળવદ્દ્ઢ મનને કુત્સિત વિચારો કરતાં અટકાવવા ઉપરાંત, વિધવાઓને વસ્તુતઃ સન્માર્ગેયોજી તેમના શોકમય જીવનમાં આત્મઆનંદ-સંતોષ-પ્રેરે છે, તે શારીરિક મ્હેનત કરવાનો પ્રતિબંધ કરે એમ કલ્પના કરવી એતો આપણા શાસ્ત્રકારોની નિન્દાજ છે. ત્હમારા પતિએ વર્તમાન અવસ્થા અવલોકી વિચારીનેજ આ ઉપદેશ કીધો છે-એ ઉપદેશ સર્વરીતે પ્રશંસનીય છે. ત્હમારી પતિ પ્રત્યેની લાગણી, કાર્ય કરવાની તીવ્ર ઇચ્છા વિગેરે જોઇ હું ઘણો પ્રસન્ન થયો છું-અને ત્હમારી તરફ માનની લાગણીથી જે બાલ્ય સંસ્કારોને લીધે હું પહેલેથી જોતો-તે સંસ્કારોને ત્હમારા પતિએ વિકાસવા બને એટલો સફલ પ્રયત્ન કીધો છે-જોઇ તેમાં વધારો થાય એ સ્વાભાવિક છે. ત્હમારાં વૈધવ્યથી, વા નિર્ધનતાથી ત્હમે નિરાશ થશો માં. ગીતાના **नहि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति** * એ વચનમાં વિશ્વાસ રાખશો. ઉચ્ચ ઉદ્દેશ અને કાર્યે જોડાવવાની તીવ્ર ઇચ્છાજ આ મહત્ કાર્યને વાસ્તે બસ છે. પરમાર્થ કરવામાં કાંઈ બહુ ધનની જરૂર નથી, બહુ વિદ્યાએ જોઇએ એવું એ નથી, બાહ્ય સ્થિતિ બહુ સારીજ જોઇએ એવું પણ નથી. હૃદયની શુદ્ધતા, દૃઢ નિશ્ચય અને ઇચ્છા હોય તો બીજાં સાધનો એની મેળે મળી આવે છે. બ્હેન, જ્યારે ઉચ્ચ વૃત્તિવાળી અશિક્ષિત વિધવાઓ પણ ધારે તો હજારો દેશોપયોગી, લોકોપયોગી કાર્યો કરી શકે, (જેવાં કે ભણતા નિરાધાર શિષ્યને વાસ્તે રાંધવું, તેમનાં કપડાં શીવવાં વીગેરે; અનાથ બાળકોની સેવા કરવી, ગરીબ લોકોની સેવા; શારિરીક મહેનતનાં કામો જેવાં કે મફત ભણાવનાર ગુરૂની શાળા ઝાડવી, એમને દરેક કામમાં બને એટલી મદદ કરવી, ન આવેલા છોકરા છોકરી તેડી આવવાં; લોકોપયોગી કાર્ય જેવાં કે કાંઇ રસ્તો બંધાવવો હોય, વધી ગએલો કચરો મ્યુનીસીપાલીટી ક્હાડાવવા ના પાડતી હોય, કાંઈ શાળા સ્થાપવાની હોય, એ વીગેરે-વાસ્તે બને એટલો શ્રમ લઇ ફંડ ભેગું કરવું વા પોતાથી બને એમ હોય તે પોતે કરવું-વીગેરેઃ ) ત્યારે ત્હમારા જેવાં ભણેલાં બાઇ તો આ બધું કરી શકવા ઉપરાંત સમસ્ત સ્ત્રી જાતિને-બલ્કે પુરૂષ જાતિને પણ-ઉત્તમમાં ઉત્તમ વિદ્યાદાન દઇ પ્રજાને ઉન્નતિ માર્ગે ચ્હડાવવાને સમર્થ છે. ત્હમારાં જેવાં રત્નો જ્યારે આમ પ્રજાકાર્યે જોડવા બ્હાર પડશે ત્યારેજ આધુનિક સૂર્યોદય કાળનાં રેખા રૂપે ક્વચિત્ ક્વચિત્ ઝળકી છૂટા છવાયા હિન્દના કોઇ કોઈ ભાગને પ્રકાશનું ભાન માત્ર કરાવતાં કિરણોનું, મધ્યાન્હ કાળના સમસ્ત પ્રદેશને છાયી દેતાં આલ્હાદ-જીવનદાયી પ્રકાશ આપતાં કિરણોમાં રૂપાંતર થશે. અને આપણા દેશે તિમિર-વસ્ત્ર ત્યજી, જ્ઞાન-પ્રકાશનું નવું પરિધાન ધારણ કીધું એટલે-ત્હમારા પ્રિયનમના શબ્દોમાં બોલું તો-હીંદનો ઉદય ક્યાં આઘો છે?

ત્હમારા જેવાં ઉંચા પ્રકારનું જીવન ગાળવાની ઇચ્છા રાખનારને આટલું વાંચી નિરાશા ઉપજે એ સ્વાભાવિક છે. ત્હમને એમ લાગશે કે કાકાને ત્યાં રહો કે ભાનુભાઇ સાથે રહો, જુલમ સહન કરી રહો કે સન્માન આપનારને ત્યાં રહો; ઉભયને ત્યાં રહીને કરવાનું શું? પેટજ ભરવાનું કની? હા-એમનાં પત્નીને શીખવીશ પણ તેમાં પરમાર્થ શેનો, એના બદલામાં તો

.* બાપ! જરા પણ સારૂં કામ કરનારની દુર્ગતિ થતી નથી જ.

હું આ દુષ્ટ ઉદર ભરીશ કની ?- પણ સરસ્વતી બ્હેન ! આવા વિચારોથી ત્હમે અહીં આવતાં પાછાં હઠી જશો નહીં. કારણ મ્હારે ત્યાં બોલાવી હું ત્હમારી સાંકડી સૃષ્ટિને એવીને એવીજ રાખવા માગતો નથી. હું તેને બનશે એટલી વિશાળ બનાવવાનાં સાધનો પૂરાં પાડીશ; છેલ્લાં ચાર વર્ષમાં મ્હારા ધંધાને લીધે મ્હારૂં ઓળખાણ બ્હોળું થયું છે—અને હજીએ વધશેજ. આ સર્વજનોને ત્હમારી ઉચ્ચ કેળવણી, ને ઉચ્ચ ઉદ્દેશથી વાકેફ કરીશ. એ સર્વનાં કુટુંબો સાથે ત્હમારૂં ઓળખાણ ધીરે ધીરે થઇ જશે—એટલે ત્હમારી કેળવણીનો લાભ ત્હમે ત્હમારા સંસર્ગમાં આવતા દરેક કુટુંબના સ્ત્રીવર્ગને આપી શકશો. આ કાર્ય ઉપરાંત ત્હમને ફાવે ત્યારે, ફાવે તેટલો વખત, સેવાસદનમાં જઇ કામ કરી શકશો—કારણ મ્હારે ત્યાં કાંઇ ત્હમને કોઇ રોકનાર નથી. મ્હારે ઘેર બેઠાંએ મ્હારી પાસે કેટલાંક સારાં સારાં અંગ્રેજી પુસ્તક છે તેનું ભાષાંતર કરી ત્હમારાં ભાઇ બ્હેનોને ત્હમારા જ્ઞાનનો અપ્રતીમ લાભ આપી શકશો, વા એ કામ નજીવું લાગે તો ફુરસદની વેળાએ કાંઇ નવું લખવા ઇચ્છા થયે તેને જોઇતાં સાધનો પણ હું પૂરાં પાડી શકીશ;—એટલે તે પણ બની શકશે. ભવિષ્યમાં ત્હમારી પ્રતિષ્ઠા જામશે એટલે, પરોપકારી વૃત્તિવાળા પુરૂષોના ઉદાર આશ્રયથી તેમજ મ્હારા યત્કિંચિત ધનથી, એક સારી સંસ્થા, શાળા, મહાશાળા કે બીજું કાંઇ, દેશ ને કાળનો વિચાર કરતાં વધુમાં વધુ લોકોને ફાયદાકારક નીવડે એવું ત્હમારી આગેવાની તળે સ્થાપીશું. મ્હારી પર બોજારૂપ થઇ પડવાનો ભય ત્હમે જરાએ રાખશો નહીં, કારણ મ્હારી સ્થિતિ સારી છે. તેમજ ત્હમારી પર હું મ્હોટો ઉપકાર કરતો હોઉં તેમ પણ ધારશો નહીં. સ્નેહી ન હોય છતાં ત્હમારા જેવી દેવીઓને તો મદદ કરવી—એ મ્હારો ધર્મજ છે અને આ ધર્મ બજાવી આત્મસંતોષ આપવાનો મ્હારો હક્ક ત્હમેજ નહીં સ્વીકારો તો બીજાં કોણ એવી સ્થિતિમાં સપડાયાં હોય તોપણ એ હક્ક કબુલ રાખશે ? પૂર્વ પ્રેમની આટલી પ્રી તો મ્હને મળવીજ જોઇએ. એજ. વધુ શું લખું ? પત્રનો ઉત્તર જલદીથી ઘેરજ લખશો. સુશીલાને આશીર્વચન.

લિ. ત્હમારા ભાઇ **ભાનુ**ની આશીષ.

**પ્રિય ભાનુભાઇ,** અબ્યંકર ચાલ. ૩-૧૨-૧૦.

પરોપકાર વૃત્તિથી ઉભરાઇ જતું, ત્હમારા ઉચ્ચ જીવનનું ભાન કરાવતું, પ્રેમપૂર્ણ પત્ર મળ્યું. યોગ્ય ઉત્તર લખી, સંતોષ મેળવવાને તો હું અશક્તજ છું. ત્હમારા ઔદાર્યને લીધે મળેલી તકનો હું સારામાં સારો ઉપયોગ કરી શકીશ કે નહીં—ત્હેનો મ્હને વારંવાર સંશય રહે છે, તેથી ત્હમે કીધેલા આમંત્રણનો લાભ લેવો કે નહીં તેનો ઉત્તર આપતાં વિલંબ થયો; તદપિ એક સાક્ષરનું વાક્ય 'આત્મભાનની ન્યૂનતાં એજ ઉત્કર્ષનો બાધક છે' એ યાદ આવતાં હું ધર્મકાર્યને વાસ્તે સજ્જ થાઉં છું. પતિપ્રેમ ને ત્હમારા જેવા સજ્જનોનો સંસર્ગ, મ્હને ઉત્કર્ષશ્રેણી પરથી અધોગતિએ જતાં અટકાવશે. એ વિશ્વાસથી, ત્હમારા આશ્રય તળે રહેવાનો માર્ગજ સલાહકારક છે એમ લાગવાથી ત્હમારી કૃપાનો લાભ લેઇશ. કાકા કાકીની રજા પ્રેમ, વ્યવહાર અને ધર્મ મિશ્રિત કળાથી મળી છે. શારદાબ્હેનને તો નાસી છૂટવાનું પ્રથમથીજ મ્હને કહ્યું હતું. એ વગર બીજાં કોઇ સગાં કે સ્નેહી નથી—ઓળખીતાને તો ગમે તેમ કહી શકાય.

કાર્ય સમય હવે દૂર નથી; પતિના પ્રેમનો તિરસ્કાર વા આજ્ઞાભંગ—ઉભય સરખાંજ મ્હને તો લાગે છે.—હવે વધુ વખત લંબાવવાનો નથી—એ ખાત્રીથી મ્હારૂં મન પ્રફુલ્લીત રહે છે.

જે ઉચ્ચ ઉદ્દેશને માટે ત્હમે મ્હારી આટલી બધી પ્રશંસા કરો છો—અને જેથી ત્હમારા કહેવા પ્રમાણે ત્હમારૂં મ્હારી પ્રતિ માન વધ્યું છે—તે સર્વ તો મ્હારા સ્વર્ગસ્થ પતિનેજ ઘટે છે. એ નરરત્ન મ્હને વારંવાર કહેતા કે મ્હારૂં જીવન સૂત્ર ( principle )—કહેવા કરતાં કરવું ભલું: એટલી એક કહેવતમાં પર્યાપ્ત થઇ જાય છે. એ વિરલ પુરૂષ જોડે જો મ્હારૂં લગ્ન ન થયું હોત તો આપણે કૉલેજમાં જે મ્હોટી મ્હોટી વાતો કરતાં, તે વાતોમાંજ હું તો રહી જાત; કારણ કાર્ય કરવામાં અને તે ઉપર ભાષણ કરવામાં કે લખવામાં આકાશ પાતાળ જેટલો ફેર છે. ત્હમારા કાગળમાં મ્હને તો ત્હમે બહુજ ઉંચે ચઢાવી દીધી છે. એ ઉચ્ચ સ્થાનને લાયક હજી હું ક્યાં થઇ છું ? હજી મ્હેં એવું શું કીધું છે ? ત્હમેતો કાંઇક કીધું હશે વા કરતા હશો. હાલ કેટલાંક વર્ષોથી વર્તમાન પત્રોએ, માસિકોએ—અરે દુનિઆની નવાજુની જણાવનાર દરેક પ્રકારનાં લખાણોએ—મ્હારી સાથે વેર બાંધ્યાથી મ્હને તેની ખબર નથી, એટલે એ વિષે કંઇ કહી શકતી નથી; તો પણ મ્હારા જેવી નિર્ધન, અસહાય સ્ત્રીને પૂર્વ પ્રેમ સ્મરી ત્વરાથી ઉત્તર લખી આશ્રય આપવામાં કોની ઉચ્ચતા જણાય છે ? હું તો ફક્ત **परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं निजहृदि विकसन्तः सन्तिः सन्तः कियन्तः** ‡ એટલુંજ કહીશ. ઉચ્ચ ભાવનાવાળી સ્ત્રીઓની દેશોન્નતિને વાસ્તે જેટલી જરૂર છે, તેટલીજ ત્હમારા જેવા પરમાર્થ વૃત્તિવાળા વિરલ પુરૂષોનીએ છે—એમ કહેવામાં હું કાંઇ અતિશયોક્તિ વાપરતી નથી. જ્યાં સુધી પોતાની બ્હેનોનાં અજ્ઞાનતિમિર દૂર કરવા તૈયાર થઇ સ્ત્રીઓ પોતાની મેળે બ્હાર નહીં પડે ત્યાં સુધી તો આવી સ્ત્રીઓ તૈયાર કરનાર ત્હમારા જેવા નરરત્નોની દેશને બહુજ જરૂર છે. પોતાનું ધર્મકાર્ય ન ઉપાડી લે ત્યાં સુધી સ્ત્રીને દેવી કહેવી એતો અનુચિત છે. પરંતુ એ વર્ગનો પુલ્લિંગ શબ્દ—દેવ—તો મ્હને આશ્રય આપી દેવીઓ તૈયાર કરવાનું પ્રથમ પગલું ભરનારનેજ યોગ્ય છે. અ. સૌ. ત્રિવેણી બાઇને મ્હારા સપ્રેમ નમન. મુરલીધરને આશીર્વચન.

લિ. ત્હમારી બ્હેન **સરસ્વતીના** પ્રણામ.

**પ્રિય બ્હેન સરસ્વતી,**

ત્હમારૂં પત્ર મળ્યું. આ પત્ર લાવનાર સીપાઇને ત્હમારો જે સામાન હોય તે બતાવશો; એ ગાડીમાં ભરી લેઇ આવશે. કાલે સ્હવારે ૭—૭ા ના શુમારમાં હું અને મ્હારાં પત્નિ શારદા બ્હેનને ત્યાં આવી ત્હમને અને સુશીલાને હમારી રંક ઝુંપડી દીપાવવા લેઇ જઇશું. ત્રિવેણીબાઇ એમનો આનંદ પ્રદર્શિત કરતાં નમન લખાવે છે. ( સંપૂર્ણ. )

લિ. ત્હમારા ભાઇ **ભાનુની** આશીષ.

## પરણો નહિં, તો કર ભરો !

યુનાઇટેડ સ્ટેટ્સના ઇલ્લીનોઇસ પરગણાની સેનેટ (રાજસભા) માં એક બીલ ( કાયદો કરવાનો ખરડો ) લાવવામાં આવ્યું છે કે જે સ્ત્રી અથવા પુરૂષ ૩૫ વર્ષ ઉપરાંત અવિવાહિત રહેશે હેને, સંતોષકારક કારણ નહિં દેખાડે તો, ૨ પૌંડ એટલે રૂ. ૩૦ વાર્ષિક કર ભરવો પડશે. આ કરની આવકમાંથી વધારે છોકરાંવાળાં માબાપને ઇનામ મળશે. પરણ્યા પછી જે

‡ બીજાના ન્હાનામાં ન્હાના ગુણને હમ્મેશાં અતિશય મ્હોટા ( પર્વત તુલ્ય ) માનનાર, પોતાના હૃદયમાં વિકાસ પામતા સન્તપુરુષો દુનિયામાં કેટલા થોડા છે ?

વર્ષ પછી દરેક બાળકે તેની માતાને પૌંડ ૨૦ એટલે રૂ. ૩૦૦ નું ઇનામ મળશે. *

પાશ્ચાત્ય દેશોમાં વ્યક્તિ સ્વાતંત્ર્યનો શોખ અતિશય વધી પડયો છે. પરિણામે દાંપત્ય જીવન ઉપાધિરૂપ લેખાય છે. પરંતુ તેથી કાંઇ પ્રાકૃતિક નિયમોને રજા આપી શકાતી નથી. યુવાવસ્થા ખીલતાં મદનનું સામ્રાજ્ય પ્રવર્તે તે સ્વાભાવિક છે. કેળવણી માનસિક નિયમન શીખવે છે; છતાં મનુષ્યો મનુષ્યો મટી દેવ થઇ શકતા નથી. દેવને પણ વાસનાઓ ક્યાં નથી હોતી ?–તેથી અનીતિ ઉપજે છે, અને દળી દળીને કુલડીમાં વાળ્યા જેવું થાય છે !

વળી ૪૦ વર્ષે પરણતી સ્ત્રી, ૨૦ વર્ષે પરણનારી સ્ત્રી કરતાં, ઓછાં બાળકને જન્મ આપે એ દેખીતું છે. પુખ્ત ઉમરે સંસાર માંડવો એ ઠીક; પરંતુ પુખ્ત ઉમર તે યુવાવસ્થા, નહિં કે ઉત્તરાવસ્થા. આ કુચાલને લીધે પ્રજાની સંખ્યા ઘટે છે. ન્હાની પ્રજાઓએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવી ઘટે છે; ઉદા૰ પારસીઓ.

આ ઉપરથી એમ કહેવાતું નથી કે બાળલગ્ન કરવાં; અથવા પુખ્ત ઉમરે લગ્ન કરી પ્રજાની ઉત્પત્તિમાંજ જીવનનો ઉદ્દેશ પરિપૂર્ણ માનવો. માત્ર એટલુંજ કહેવાનું કે, જે પ્રમાણે બાળલગ્ન એક જાતની ભુલ છે તે પ્રમાણે અતિ મોડાં લગ્ન બીજી જાતની ભુલ છે. પ્હેલી ભુલ વધારે ગંભીર છે તેથી બીજી ભુલ માફ થઇ શકે તેમ નથી.

કુટુંબિક અવસ્થામાં જીવનનો આશય ફલિત થાય છે; જીવન મધુરૂં લાગે છે; સાંસારિક કર્તવ્ય સ્હમજાય છે; આપણું જીવન બીજાઓને માટે ઉપયોગી કરી પ્રભુના ઋણમાંથી કંઇક અંશે મુક્ત થઇએ છીએ; છેવટે પેટની વેઠ શા માટે, અને કોને માટે કરીએ છીએ એ વિચારી ફિરસ્તાની કસોટીએ ચઢી શુદ્ધ બની ત્હેની કૃપાને પાત્ર થઇએ છીએ.

વાંઢાની જીંદગીમાં આમાંનું કાંઇ નહિં. સંસાર તે કંસાર કે ધુળી–અર્ધું બરાબર હોય છે ! અર્ધાં મળે તો આખાનો લોભ શા માટે ? કોને સારૂ ? પ્રજાકીય ઉન્નતિમાં આ એક અંતરાય છે. દિવસના ખારા ખાટા અનુભવ રાત્રિએ પેટમાં જ સમાય છે, અને અંદરનું ચિત્ત બાળે છે. સંસારસાગરના જળને બહાર અવકાશ નહિં મળવાથી તે ખારો થાય છે. 'પરણીને પસ્તાવું પાછું![1]'–એ મ્હોડાના આશ્વાસનને 'The forbidden fruit[2]'–'ના પાડેલું ફળ' ખાવાની લાલસા ડગમગાવે છે. આદમી ફિરસ્તા બની શકતા નથી, એટલે અંતરકલહ નિત્ય કાર્યક્રમમાં વિઘ્ન નાંખે તો શી નવાઇ ? ન નાંખે તો જ નવાઇ ! એટલે આપણી નૈતિક વા ધાર્મિક પ્રગતિ તો બાજુએ રહી, પણ તેથી ઉલટી પતિત અવસ્થા આરંભીએ છીએ.

સારાંશ, આવા કાયદાઓ આ બધાં આંતરતત્ત્વોનાં મૂર્તરૂપ બાહ્ય સ્વરૂપો છે. દરેક ધર્મમાં અનેક કર્તવ્યો ફરજ્યાત કર્યાં છે, પરંતુ ત્હેનાં કારણો માત્ર અધિકારી વર્ગને રહેમ-

* ઇન્ડિયન રિવ્યુ, જુન ૧૯૧૧. ૧. મીરાંબાઇ.–એ ભક્ત સ્ત્રીકવિનો ઉદ્ગાર અનુભવ સિદ્ધ અને ખરા અંતરનો હતો. ( છતાં તેની જીંદગી અપવાદ રૂપજ હતી. )

૨. બાઇબલ-કુરાન: આપણાં પ્રથમ માતપિતા દાદા આદમ અને બીબી હવ્વા, જન્નતના બાગમાં હતાં ત્યારે ખુદાએ એક ઝાડનાં ફળ ખાવા ત્હેમને ના પાડી હતી. પરંતુ ના પાડી હતી તે ખાતર જ ત્હેમની જીજ્ઞાસા સતેજ થઇ અને આખ્ખરે શેતાનની શીખવણીથી તે ફળ ત્હેમણે ચાખ્યાં. ખુદાએ આ નાફરમાની માટે ત્હેમને દુનિયા ઉપર ફેંકી દીધાં.

જવા અધ્યહાર રાખ્યાં છે. સામાન્ય અશિક્ષિત સમાજ માટે એજ પદ્ધતિ ઉચિત છે. ઉપ-રના નવા બીલને આ જ દલીલો લાગુ પડશે. —કરીમ મહમદ.

---

## અજ્ઞાનતા,એક ઘોર અપરાધ.

વ્યાધિગ્રસ્ત, ખુની અને ચિત્તભ્રમવાળાં મનુષ્યો બાળકોને જન્મ આપીને એક મહાન્ પાપ કરે છે. એક એવો દિવસ આવશે કે જ્યારે જેમનાં મન અને શરીર અનિચ્છિત અવગુણોથી ભરપુર હશે તે સૌને બાળકોને જન્મ આપવાનો શાસ્ત્ર (-સમાજ ?) તરફથીજ પ્રતિબંધ કરવામાં આવશે.

જે બાળકો અને અણસ્હમજુ છોકરાં આજ નીતિમાર્ગ ભ્રષ્ટ બની અહિંતહિ રખડે છે તેમનાં માતાપિતા, એમના વડવાઓ, ધર્મગુરૂઓ કે શિક્ષકો તરફથી એમને સ્ત્રીપુરૂષના ભેદ, તે ભેદના ઉદ્દેશ અને તેના અર્થ અને તેની શિક્ષાઓ આદિ, જેવા પ્રભુના વિશ્વમંડલના અતિ અગત્યના વિશયપરત્વે જેટલું જ્ઞાન આપવાની આવશ્યકતા છે તેના પ્રમાણમાં જૂજ પણ જ્ઞાન આપવામાં આવ્યું નહિ હોય.

વિશ્વના સમસ્ત વસ્તી પત્રકમાંથી, પ્રત્યેક જાતિમાંથી થઇને પણ જો પચાસ હજાર મનુષ્યોનેજ આપણે આજે ભેગા કરીને પુછી જોઇશું કે આ વિશયપરત્ત્વે ત્હમારા જન્મથી આજ એકવીસ વર્ષ પર્યંતમાં ત્હમને શું શું કહેવા-કથવામાં કે શિખવવામાં આવ્યું હતું, તો હું છાતી ઠોકીને ખાત્રીપૂર્વક કહું છું કે એવાં દસ મનુષ્યો પણ નહિ નીકળે કે જે કેવલ એક સત્યને અવલંબીને એમ કહી શકે કે સ્ત્રીપુરૂષ જાતિની ઉચ્ચ પ્રકારની પવિત્રતાના સંબંધમાં તેમને એક પણ શબ્દ કહેવામાં આવ્યો હોય.

પવિત્રતા એ ઉત્તમ ગુણ છે, નીતિને માર્ગે વિહરવું એજ ખરો ધર્મ છે અને ચાલ ચલગત ઉત્તમ પ્રકારની રાખવી વિગેરે નીતિના વિશયોના સંબંધમાં સામાન્ય રીતે છોકરાં અને બાળકોને એમનાં માતાપિતા, ઉપદેશકો અને ધર્મગુરૂઓ બહારનું ' ઉપલકિયું ' જ્ઞાન આપે છે.-પરન્તુ આવા એક અતિ અગત્યના વિષયમાં સૌજન્યથી, અતિ ઉપયોગી, ગંભીર અને ઉચ્ચ પ્રકારની શિક્ષા આપણા વર્તમાન કાળના માની લીધેલા સુધારાના યુગની વિસમી સદીમાં પાંચસોમાંથી એકપણ બાળકને કે જુવાનને આપવામાં આવતી નથી !

હવે છોકરીઓ-કન્યાઓ માટે એટલુંજ કહેવું બસ છે કે એમને બિચારીઓને તો પત્ની એટલે શું, પતિપરાયણતા એટલે શું, પત્ની તરીકે ધર્મશાસ્ત્રાનુસાર તેમણે શાં શાં કર્તવ્ય કરવાનાં છે, પતિ એટલે શું તથા માતા એ શબ્દમાં શું અર્થગૌરવ અને ગુઢ રહસ્ય રહ્યું છે, એ સૌ એમણે એમની પોતાનીજ મેળે સ્વતઃ જાણવું અને શિખવું પડે છે. કારણકે સંસ્કૃત કે અસંસ્કૃત માતા પિતાઓ પોતાના પેટનાંજ છોકરાંઓ સાથે વિવેકથી મર્યાદાસર વર્તવામાં, ટુંકમાં-અતડા રહેવામાં પોતાનું સર્વસ્વ આવી રહ્યું છે એમજ માને છે.

અનેક માતાઓને કાંઈક અભિમાનના ઉમળકાથી મ્હેં કહેતાં સાંભળી છે કે, "મ્હારી પુત્રી એક ધાવણું બાળક જેમ લગ્ન આદિ વિશયના જ્ઞાનથી અપરિચિત અને અજ્ઞાન હોય તેવીજ રીતે લગ્ન શું વસ્તુ છે, કે પતિ એ પત્થરનું પુતળું છે કે રમવાની ' બાબા ' છે કે સત્કારપાત્ર અને પૂજનપ્રદ દેવરૂપ પ્રેમની મૂર્તિ છે એ આદિમાંથી કાંઇ પણ સમજ્યા

વિના પોતાના શ્વસુરગૃહે ગઇ " હતી. યદિ આ કદાચિત્ અલ્પાંશે પણસત્ય હોય તો ખરેખર એ એક દયાજનક કથા છે, કરૂણામય પ્રસંગ છે. માતા અને પિતા પોતાની પુત્રીઓનાં અંતઃકરણની ગૂઢ ભાવનાઓ, હેમના સ્વભાવ, વિચાર, રહેણી કરણી તથા હેમની સંગતથી ખરેખર બહુધા અજ્ઞાત હોય છે!

એ લોકો—માતાપિતા એમજ માની લે છે કે અમ્હારી પુત્રીઓનાં મન, અને હૃદય કોઇપણ પ્રકારની જિજ્ઞાસા-વૃત્તિઓ અને વિકારરહીતજ છે. બાહ્ય સંસર્ગ હેમની અંતરની નિર્દોષ મનોવૃત્તિને કોઇ પણ પ્રકારે અસર કરતો નથી; એ સર્વાંશે સંપૂર્ણ છે. એમનાં હૃદયમાં કલિને સ્થાન મળે એમ નથી!

મ્હારા પોતાના પરિચયમાં એવી એકાદ બે સ્ત્રીયો આવી ગઈ છે, કે જે બિચારીઓ જન્મથી ગાંડપણના વ્યાધિથી પીડાય છે. કારણ માત્ર તો એજ છે કે એમની માતાઓએ સ્ત્રીઓના શારીરિક બંધારણપરત્વે જે અનેક મુખ્ય બાબતો એમણે જાણવાની જરૂર છે તેથી તે સ્ત્રીયોને તદ્દન મૂર્ખાઇ ભરેલી રીતે અજ્ઞાત રાખી હતી. મ્હારી પાસે વળી એવાજ પ્રકારનાં અન્ય દૃષ્ટાન્તો છે કે જ્યાં સ્ત્રીઓ આવાજ પ્રકારની બેદરકારી અને બેફિકરાઇના પરિણામે નીતિભ્રષ્ટ બની રોગીષ્ટ અને વ્યાધિગ્રસ્ત થઇ ગઈ હોય.

પરન્તુ આપણા ભવિષ્યના પિતાઓની આસપાસ ભયના જે રાફડાઓ ફાટનાર છે તે સૌ, ભવિષ્યની પ્રજાની માતાઓની આસપાસ ભ્રમણ કરતા ભય કરતાં હમેશાં પ્રમાણમાં વિશેષજ રહેશે. સ્ત્રીઓનો જાતિસ્વભાવ નૈસર્ગિક રીતે વધારે સહનશીલતાવાળો અને મૃદુ હોય છે. તથા જનસમાજ અને કુટુંબ તરફથી પુત્રોના કરતાં પુત્રીઓનું રક્ષણ વિશેષ થાય છે, તેમના પ્રતિ કાંઇ વિશેષ દયા દૃષ્ટિથી જોવાય છે. એટલે અંશે સ્ત્રીજાતિની પ્રાપ્તિ હેમનો લાભ છે.

છોકરાઓનાં મન જેટલા વિશેષ પ્રમાણમાં વિકારવશ થવાના ભયમાં હોય છે, તેટલાજ પ્રમાણમાં તેમને જાતિભેદની કર્ત્તવ્યપરાયણતા સમ્બન્ધમાં યોગ્ય કેળવણી અને યથાર્થ જ્ઞાન આપવામાં દૂનિયાં તદ્દન બેદરકાર અને પછાત રહી છે.

જિન્દગી, જન્મ અને પ્રજાની ઉત્પત્તિ પરત્વે અનિગૂઢ માર્ગોના વિશયોનું એ ન્હાનાં બાળકો કેવી રીતે અને ક્યાંથી-કોની પાસેથી શોધન કરી આણે છે તથા એ શોધખોળ અને તેમના ન્હાના કોમળ મગજ ઉપર તેથી કેવા પ્રકારની અસર થાય છે, એ સૌ વિગત એવી છે કે હજારમાંથી એક પણ માતા કે પિતાને એ સંબંધમાં કેવળ અનુમાન કરવાને માટે પણ નથી ઉત્કંઠા થતી, કે નથી અવકાશ મળતો!

અનિવર્ય આપણી મહાશાલાઓમાંથી હજારો યુવાન સ્ત્રી-અને પુરૂષ પોતે પ્રાપ્ત કરેલી કેળવણીનાં અંતિમ પગથિયા ઉપરથી વિજયપતાકા ફરકાવતા "ગ્રેજ્યુએટ"ની પદવી ધારણ કરી બહાર પડે છે. અને સંસારની રંગભૂમિ ઉપર ભજવાતા નાટકમાં એક નવીન પાત્રરૂપે પ્રસિદ્ધ થવાની તૈયારી કરે છે; પરન્તુ "શરીર-જે મનુષ્યત્વના પવિત્ર આત્માનું દૈવી મન્દિર છે,—**शरीरमाद्यं खलुधर्म साधनम्**‡ તે જ્ઞાનમાર્ગનું એ સૌમાંથી કેટલી વ્યક્તિને ભાન થયું છે?—એ સંબન્ધમાં કેટલાંને શું જ્ઞાન આપવામાં આવ્યું છે.?*

—રમણીયરામ.

‡ શરીર ખરેખર ધર્મનું આદિ સાધન છે.

* 'Purity Advocate' નામના એક અંગ્રેજી માસિકમાંથી અનુવાદ.—

## પૂના–સેવાસદન.

હિંદુસ્થાનની સ્ત્રીઓની સ્થિતિ જૂદા જૂદા ઉપાયથી સૂધારવી, અને તેમની ઉન્નતિ કરવી,–આ માટે પૂરતી જાગ્રતિ થાય નહીં ત્યાં સૂધી લોકોનું લક્ષ આ પ્રશ્ન તરફ દોરાવાનું નથી. આ કાર્યની સફલતા કરવા માટે પુરૂષ વર્ગની બરોબરી કરી શકે એવો સ્ત્રી વર્ગ તૈયાર થવાની ઘણી અગત્ય છે. અને તે માટે પોતાના વખતનો તેમજ પૈસાનો થોડો ઘણો ભોગ આપી શકે એવી સ્ત્રીઓ થવી જોઇએ.

આવા ઉદ્દેશથીજ મિ. દયારામ ગિડુમલ અને મિ. મલબારીના પ્રયાસથી પ્રથમ મુંબાઇમાં ૧૯૦૮ ની સાલમાં સેવાસદનની સ્થાપના થઇ. તેની એક શાખા–અમદાવાદમાં પણ શરૂ કરવામાં આવી. તેજ પ્રમાણે પૂનામાં એક શાખા ૧૯૦૯ માં ઑક્ટોબરની ર જી તારીખે શ્રી. રમાબાઇ રાનડેના ઘરમાં સ્થાપન થઇ.

આ શાખાના ઉદ્દેશ નીચે પ્રમાણે છે.

(૧) શિક્ષણ પ્રસાર, આરોગ્ય જ્ઞાન, માંદાની માવજત, અને દયા ધર્મનાં કામ, ઇત્યાદિ પ્રકારના પ્રયત્ન કરવાને માટે સ્ત્રીઓ તૈયાર કરવી; અને

(૨) સ્ત્રીઓને હસ્તક શિક્ષણ પ્રસાર અને પરોપકારનાં કામ કરાવવાને માટે વ્યવસ્થા કરવી.

આ કાર્ય અમુક એક જાતિમાં કે એક ધર્મ સંપ્રદાયના લોકમાં કરવાનું નથી. સર્વ ધર્મનાં અને સર્વ જાતિના લોકને માટે કરવાનું છે. તેથી સેવિકાઓએ એમ સમજવું જોઇએ કે–(૧) મત મતાંતરમાં ભેદ હોય તોપણ આપણે સર્વે એક ઇશ્વરની જ પ્રજા છીએ; અને (૨) આપણું જીવન તથા આપણું સામર્થ્ય પરમેશ્વરે આપેલી એક પવિત્ર અને સર્વોત્તમ બક્ષિસ છે.

**કાર્યની વ્યવસ્થા**—આ સંસ્થામાં જૂદી જૂદી કોમની મળીને ૮૦ સ્ત્રી–સભાસદ છે. તેમાંની ૨૦ સ્ત્રીઓને કૌન્સીલમાં અને ૯ ને સદ્‌ગૃહસ્થોની કમિટીમાં સલાહ આપવાનું કામ સોંપવામાં આવ્યું છે.

### આરંભેલું કામ:

શિક્ષણ કામ—(૧) સામાન્ય શિક્ષણના ૭ વર્ગ શરૂ કરવામાં આવ્યા છે. તેમાં મરાઠી, ગણિત, ઇંગ્રેજી વગેરે વિષય શીખવવામાં આવે છે. આ વર્ગ રોજ બપોરે ૨ થી ૫ સુધી ચાલે છે. આ વર્ગમાં શીખનારી સ્ત્રીઓની સંખ્યા લગભગ ૪૫ છે. આ વર્ગમાં શ્રીમાન, મધ્યમ, અને ગરીબ,–સર્વ સ્થિતિની સ્ત્રીઓ છે. શીખવવાનું કામ સ્ત્રીઓજ ઇશ્વર પ્રિત્યર્થે કે કાંઇ પગાર લઇને કરે છે.

શિવણ કામ—એક શિવણ કામનો વર્ગ શરૂ કરવામાં આવ્યો છે. તેમાં ત્રણ સ્ત્રીઓ શીખવે છે. આ વર્ગમાં ૧૪, ૧૫ સ્ત્રીઓ નિયમસર આવે છે.

આરોગ્ય શિક્ષણ—આ કામને માટે દર અઠવાડીએ કોઇ વિદ્વાન દાક્તર પાસે વ્યાખ્યાન અપાવવામાં આવે છે. તેને માટે એક સ્વતંત્ર વર્ગ છે.

ફર્સ્ટ એડ—( First Aid ) અકસ્માત થએલી ઇજા માટે તાત્કાલિક ઉપાય. આ વિષયમાં ગયા ૭ મહિનામાં ૧૨ સ્ત્રીઓએ પરીક્ષા આપીને સર્ટીફિકેટ મેળવ્યાં છે.

આ ઉપરાંત નર્સિંગ ( માંદાની માવજત ) અને મિડવિફ્રી ( દાયણનું કામ ) પણ શીખવાનું શરૂ કરવામાં આવ્યું છે. અને તેનું ' પ્રૅક્ટીકલ ' ( વ્યાવહારિક ) કામ શીખવા અને અનુભવ મેળવવા માટે સ્ત્રીઓને હૉસ્પીટલ ( દવાખાના )માં મોકલવામાં આવે છે.

વ્યાખ્યાન માળા— સભાસદ સ્ત્રીઓને વ્યાખ્યાન દ્વારા વિવિધ વિષયોનું જ્ઞાન મળે તે માટે વ્યાખ્યાન માળા શરૂ કરવામાં આવી છે. ગયા વર્ષમાં વિદ્વાન સ્ત્રી પુરૂષોએ મળીને ૪૬ વ્યાખ્યાન ને કીર્તન કર્યાં હતાં.

સંમેલન--સ્ત્રીઓમાં અરસપરસ સ્નેહની વૃદ્ધિ થાય એ હેતુથી ગયા વર્ષમાં ૭ સંમેલન કરવામાં આવ્યાં હતાં.

સેવિકા—અનાથ, અપંગ, નિરાધાર લોકોને સ્ત્રીઓ મદદ કરવા જાય છે.

સઘળું કામ અલ્પ પ્રમાણમાં છે. બધું ન્હાના પાયા ઉપર કરવામાં આવે છે. ઘરનું ભાડું બેસતું નથી. તોપણ દર મહિને ૭૫ રૂપીઆ ખર્ચ થાય છે; તો થોડા વખતમાં ૧૦૦ રૂપીઆ થશે એમ સંભવિત છે.

**આવક:**—(૧) મુંબાઇ–સેવાસદનમાંથી પ્રથમનાં બે વર્ષમાં દર મહિને ૫૦ રૂપીઆ મદદ મળતી. હાલ તે બંધ કરવામાં આવી છે. (૨) સભાસદો તરફથી વાર્ષિક કે માસિક લવાજમ. (૩) ઉદાર સ્ત્રી પુરૂષ તરફથી છૂટક છૂટક ભેટ. (૪) ધર્માદાની પેટીમાંથી દરમહિને એકઠી થતી રકમ. (૫) અને બીજા કોઇ નિમિત્તે મળેલી દ્રવ્યની સહાય.

ઉપર પ્રમાણે ગયે વર્ષે શુમારે ૨૫૦૦ રૂપીઆ મળ્યા હતા. તેમાંથી જૂદા જૂદા કામના થઇને ૧૨૦૦ રૂપીઆ ખર્ચ થયા હતા. બાકીની રકમ કાયમ ફંડમાં મૂકવામાં આવી છે.

**સદનની જરૂરિયાતો:**—સર્વ લોકોની અંતકરણપૂર્વક સહાનુભૂતિ. (૨) કાર્યમાં ખંત ધરાવનાર અને યથાશક્તિ મદદ કરનાર સ્ત્રીઓ. (૩) કાયમનું ફંડ. (૪) સંસ્થાને માટે શહેરના મધ્ય ભાગમાં એક મકાન. (૫) સંસ્થાની લાઇબ્રેરીને મદદ. (૬) બક્ષિસફંડને મદદ.

ઇનામ સમારંભ—તા. ૮ મી ઑક્ટોબર ૧૯૧૦ ને દિવસે ઇનામ સમારંભ કરવામાં આવ્યો હતો તે પ્રસંગે શિક્ષણના વર્ગમાંથી ૩૫ સ્ત્રીઓને, શિવણના વર્ગમાંથી ૯ સ્ત્રીઓને, અને ફર્સ્ટએડના વર્ગમાંથી ૧૨ સ્ત્રીઓને,–ઇનામ આપવામાં આવ્યાં હતાં. તેમાં શુમારે ૧૭૫ રૂપીઆ ખર્ચ થયા હતા.

નિરાશ્રિતને મદદ—અત્યંત નિરાશ્રિત કુટુંબની સ્ત્રીઓને મદદ કરવાને પરોપકારી બાઇ મિસીસ એચ. એ. વાડીયાએ ૧૦૦ રૂપીઆની મદદ કરીને ફંડની શરૂઆત કરી છે.

ઇમારત ફંડ--આ ફંડ માટે ઓછામાં ઓછી રૂ. ૨૦,૦૦૦ ની રકમ જોઇએ. તેમાંથી રાજકોટના જાણીતા બૅરિસ્ટર મિ. એચ. એ. વાડીયાનાં પત્નીએ ૫૦૦૦ રૂપીઆની રકમ આપેલી છે. આ સહાયના માટે સંસ્થા એ બાઇની અત્યંત આભારી છે.

ચાલુ વર્ષમાં ડ્રૉઇંગ ( ચિત્રકામ ) તથા સંગીત શીખવાની પણ શરૂઆત કરવામાં આવી છે. આ કામ શુક્રવારપેઠમાં શ્રીમતિ રમાબાઇરાનડેના મકાનમાં ચાલે છે.

જે કાર્યક્રમની વિગત ઉપર આપી છે તે પ્રમાણે અક્ષરશઃ કામ ચાલે છે. આવી સંસ્થાઓના કામનો ખ્યાલ પ્રત્યક્ષ જોવાથીજ આવી શકે છે. રીપૉર્ટના આંકડા વાંચવાથી

યથાસ્થિત ખ્યાલ આવી શકે નહિં. મિસીસ રાનડેની કર્ત્તવ્યપરાયણતા, સાદાઈ, ને સાલસપણું,– એ સર્વ સદ્‌ગુણની છાપ આશ્રમમાં શિક્ષણ લેતી સ્ત્રીઓ ઉપર માલુમ પડે છે.

આ પ્રકારની લોકોપયોગી સંસ્થાઓની ઉત્પત્તિ કરવાને માટે કાંઇક ઊંચી ભાવના ધરાવનાર, નિસ્વાર્થી, સુશીલ, કાર્યપરાયણ સ્ત્રીઓનીજ આવશ્યકતા છે. સામાન્ય ઘરરખુ સ્ત્રીઓ જેમનું લક્ષ પોતાના અને પોતાના બાળકોના સુખ અને હિત ઉપર હોય, તેવી સ્ત્રીઓથી આવાં કાર્ય ચલાવી શકાય નહિં. સામાન્ય માતા તરીકેનાં કર્ત્તવ્ય બજાવવા એ બેશક દરેક સ્ત્રીની મોટી ફરજ છે, તે છતાં હવે સર્વના સમજવામાં આવ્યું છે કે પોતાના કુટુંબની સંભાળ ઉપરાંત સમસ્ત જનસમાજને પોતાનું કુટુંબ સમજીને તેનું રક્ષણ કરવું, અને પોતાની આસપાસ જગતમાં જે દુઃખ દૃષ્ટિગોચર થાય તેનું નિવારણ કરવું એ વધારે મોટી ફરજ છે; અને જે સાધ્વી સ્ત્રીઓ આવા ઉન્નત કાર્યમાં ભાગ લેછે તેજ ખરી પૂજ્ય માતા કહી શકાય. જેવી રીતે માતા પોતાના બાળક ઉપર બનતા સુધી કદી અન્યાય થવા દે નહિં તેજ પ્રમાણે જનસમાજની **જનની** પોતાની પ્રજામાં જે જે ખામીઓ હોય તે દૂર કરવાને પ્રયત્ન કરે છે. આ પ્રમાણે જગતની પ્રજાનો ઉદ્ધાર થઇને તંદુરસ્ત, ઉપયોગી, સુખી, અને ઉત્સાહી પ્રજા ઉત્પન્ન થઇ શકે, તોજ વર્તમાન સ્થિતિ સુધરી શકે. આવાં કાર્યમાં યથાસ્થિતિ ભાગ લેવો એ સર્વનું કર્ત્તવ્ય છે. આપણું ખરૂં કર્ત્તવ્ય હજી આપણે સમજ્યાં નથી તેથીજ આપણે અન્ય સ્ત્રીવર્ગ કરતાં પછાત છીએ. ઈશ્વર સર્વને કર્ત્તવ્ય બુદ્ધિ આપો !

**સૌ. શારદા મહેતા.**

---

## સ્ત્રીઓને વાંચવાલાયક પુસ્તકો.

લગભગ વીશ વર્ષ પહેલાં એક વખત એવો પણ હતો કે, સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકોની મ્હોટી ખોટ જણાતી હતી. કોઇસારા અનુભવી–શોધકને પણ તેવાં સ્ત્રી–ઊપયોગી પુસ્તકો માત્ર આંગળીના વેઢાપર ગણી શકાય એટલાંજ–ગણ્યાં ગાંઠ્યાં–મળી આવતાં હતાં. ઇ. સ. ૧૮૯૯માં સૌ. કૃષ્ણાગૌરી રાવળ તરફથી પ્રકટ થએલી 'સદ્‌ગુણી હેમંતકુમારી' ના પ્રકરણ ૧૧ માં સ્ત્રીઓને વાંચવા જેવાં પચાસ પુસ્તકોની નોંધ છાપેલી છે. ઇ. સ. ૧૯૦૪ ના વર્ષમાં કચ્છ મહારાજા સાહેબના પ્રાયવેટ સેક્રેટરી મરહુમ છોટાલાલભાઇ સેવકરામને હું અમદાવાદમાં ત્હેમના મકાન ઊપર મળ્યો હતો. ત્યાં કેટલીએક વાતચિત થતાં ત્હેમણે મ્હને વાતપ્રસંગે પૂછ્યું હતું કે, કચ્છનાં એક કુમારિના સ્મરણાર્થે અમદાવાદ ભોળાનાથ લેડીઝ ઈન્સ્ટીટ્યૂટમાં રાજ્ય તરફથી એક મ્હોટા કબાટસાથે સ્ત્રી–ઉપયોગી ઘણાં પુસ્તકો આપવા વિચાર છે. અને તે કાર્યમાટે ત્હેમને તેવાં પુસ્તકોની એક મ્હોટી ટીપ જોઇએ છે. આ વાત થતાં મ્હેં તેમને કેટલાંએક સારાં પુસ્તકો ગણી બતાવ્યાં હતાં અને વિશેષમાં જણાવ્યું હતું કે આ બાબત ત્હેમણે રા. રા. રમણભાઇ મહીપતરામની સલાહ લઇ કામ કરવું, કે જેથી તેમને સારી સગવડતા મળીજશે.

છેલ્લા એક બે દશકામાં સ્ત્રીકેળવણીનો ફેલાવો થતાં ઉત્સાહી ગુર્જર વિદ્વાનો તરફથી સ્ત્રી–ઉપયોગી પુસ્તકોનો સારો વધારો થએલો જોઇ કોના હૃદયને આનંદ નહિ થતો હશે વારૂ?

'સુન્દરી-સુબોધ' માસિકના ઊત્સાહ ભરેલા પ્રયત્નને લીધે આજે સ્ત્રી-ઊપયોગી પુસ્તકોની સારી સંખ્યા આપણી નજર આગળ આવીને ખડી થાય છે, એ સાહિત્યના ઊપાસકોને તથા કેળવાએલી બ્હેનોને થોડું ખુશ થવા જેવું નથી.

સ્ત્રી-ઊપયોગી પુસ્તકોની મ્હોટી ટીપ 'સુન્દરી સુબોધ'ના પુ૦ ૭, અંક ૧૦-૧૧-૧૨ માં છપાએલી છે. એટલે હવે કાંઇ ઝાઝાં પુસ્તકો લખવાનાં બાકી રહેતાં નથી. માત્ર થોડાં એક પુસ્તકોને ઇન્સાફ આપવાનું કામ રહી ગએલું છે. તો નીચેનાં પુસ્તકો-વધારા તરીકે યોગ્ય લાગે તો પ્રકટ કરશોજી.

| | |
|---|---|
| સ્ત્રીહિતશિક્ષા. | સગર્ભાં સંરક્ષણ. |
| મા અને છોકરાં. | ગૃહવ્યવસ્થા. |
| મેરાતુલ અરૂસ. | ટુંકી કહાણીઓ. |
| માણેક લક્ષ્મી. | બાળા-જ્ઞાનમાળા. |
| સ્ત્રી-મિત્ર. | કન્યા વાંચનમાળા. |

સ્ત્રીઓના ઊપયોગી વાંચન સંબંધમાં થોડી એક વિશેષ સૂચના કરવા ઇચ્છું છું.

'સુન્દરી સુબોધ' માસિકે સ્ત્રી-ઊપયોગી પુસ્તકોની ટીપ એકઠી કરી એ કાર્ય ધન્યવાદ આપવા જેવું છે ખરૂં, પણ હવે આટલેથીજ અટકી ન જતાં તે સંબંધમાં ઊત્સાહથી આગળ વધવા મ્હારી ત્હેને નમ્ર ભલામણ છે.

'સુન્દરી સુબોધ' પુસ્તક આઠ, અંક દશ-અગ્યાર-બારમાં જણાવેલાં અને નહિં જણાવેલાં તમામ સ્ત્રી-ઊપયોગી પુસ્તકો-અમદાવાદ રાયપર 'સુન્દરી સુબોધ મંદિર'ના પુસ્તકાલયમાં સંગ્રહ કરવો જોઇએ. આ વિષે સઘળા ગ્રંથકારોને વિનંતી કરવાથી જેઓની પાસે પોતાનાં પુસ્તક સિલિકમાં હશે તેઓ ખુશીથી આ પરમાર્થના મહદ્ કાર્ય માટે 'ભેટ' તરીકે મોકલી આપશે. અને જે પુસ્તક કદાચ ગ્રંથકાર પાસેથી ન મળી શકે તે હરકોઇ સ્થળેથી મેળવવા બનતી તજવીજ કરવાથી મળી આવવા સંભવ રહે છે. આવી રીતે કરેલા સંગ્રહમાંથી 'સુન્દરી સુબોધ'ના શહેરના ગ્રાહકોને વાંચવા ઇચ્છા હોય તો સહી લઇ પુસ્તક આપવાં. તેમજ બહાર ગામથી જે કોઇ ગ્રાહક વાંચવા મંગાવે તેને મંગાવનારને ખર્ચે રજીસ્ટર્ડ બુકપાકેટ પોસ્ટથી વાંચવા-મોકલવાં. વાંચી રહ્યા પછી અમુક મુદતમાં તે ગ્રાહકે પણ રજીસ્ટર્ડ બુકપાકેટથીજ મોકલવા વહીવટ રાખવો; કે જેથી ઘણી મ્હેનતે સંગ્રહ કરેલાં પુસ્તકો ગુમ થઇ જાય નહિ. ઊપરની ગોઠવણમાં જરૂર પડતો ફેરફાર અથવા વધારે સગવડતા ભરેલો સુધારો કરી તે સંબંધમાં અનુકૂળ પડે તેવા થોડા એક સારા નિયમો બાંધી શકાય. બીજી એક અગત્યની સૂચના એ કરવાની છે કે, આપણા એક સુપ્રસિદ્ધ ગુજરાતી લેખક મરહુમ વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિન્દજીએ થોડાં વર્ષ ઉપર 'ગુજરાતી ગ્રંથકારો અને-તેમના ગ્રંથો' એ નામનું પુસ્તક પ્રકટ કરેલું છે. ત્હેમાં ગ્રંથકારોનું સંક્ષિપ્ત જીવનચરિત્ર છાપી ત્હેમના તરફથી પ્રકટ થએલાં પુસ્તકોનાં નામ તથા ત્હેમાં આવેલી હકીકતનું ટુંક વર્ણન-વિવેચન તથા જણાવવા લાયક બધી હકીકત છાપેલી છે. એ પદ્ધતિ ઉપર અથવા ત્હેમાં ઘટતા ફેરફાર અને સુધારાસાથે સ્ત્રીઓને વાંચવા લાયક પુસ્તકોની સંપૂર્ણ હકીકત

સાથે એક ડીરેક્ટરી જેવું પુસ્તક પ્રકટ કરવાની ઘણી જરૂર છે. અને એ પુસ્તકમાં ઘણે ભાગે આ સાથેના નમુના મુજબની સઘળી હકીકત આવી જવી જોઇએ. આવું અગત્યનું કાર્ય 'સુન્દરી સુબોધ' ના વિદ્વાન અને ઊત્સાહી પ્રવર્તક અથવા રા. રા. કાન્તીલાલ છગનલાલ પંડયા જેવા તરૂણ ઊત્સાહી વિદ્વાન હાથમાં લઈ પૂર્ણ કરશે તો ગુજરાતી ભાષાના સાહિત્યમાં તે ઊપયોગી થઇ પડતાં હાલની અને ભવિષ્યની ઊછરતી કેળવાએલી બ્હેનો ઉપર ત્હેમનો મ્હોટો ઊપકાર થશે. હિરાલાલ વિદ્યારામ રાવળ.

રા. હિરાલાલ તરફથી એમણે સુચવેલી સ્રીઉપયોગી પુસ્તકોની ડિરેક્ટરી કરવામાં અનુકૂળ પડે એવા પત્રકનો એક નમૂનો અમને મળ્યો છે. ત્હેમાં નીચે મુજબ ખાનાં રાખવામાં આવ્યાં છે:

૧. નંબર. ૨. પુસ્તકનું નામ, ૩. કર્તાનું નામઠામ, ૪. કિમ્મત, ૫. કયા પ્રેસમાં છાપ્યું, ૬. પુસ્તક મળવાનું ઠેકાણું, ૭. ઈનામ તથા લાયબ્રેરી વગેરે માટે મંજુર થયું હોય તો તે, ૮. પુસ્તક માટે વિદ્વાનો તથા પત્રોના અભિપ્રાયો. સદ્ગુણી હેમન્ત કુમારી ને લગતી સઘળી હકીકત ત્હેના પ્રકાશક રા. હિરાલાલે લખી મોકલી છે.

બીજાં પુસ્તકોની પણ ઉપર જણાવેલી વિગતો અને તે સાથે નીચેની વધુ હકીકત જણાવવાં લેખકોને વિનતિ છે:—૧. કેટલામી આવૃત્તિ, ૨. પ્રકટ થયેલી કુલ સંખ્યા, ૩. પ્રકટ થયાનો મહિનો તથા વર્ષ, ૪. અનુવાદ અથવા ભાષાંતર હોય તો તે, અને ૫. કાંઈ વિશેષ હકીકત આપવા જેવી હોય તે.

'સુન્દરીસુબોધ' મન્દિર તરફથી જે મંડળ તથા ફન્ડ સ્થાપવાની યોજના ગયા અંકમાં પ્રકટ કરવામાં આવી છે ત્હેના હેતુઓ પૈકી એક રા. હિરાલાલ સૂચવે છે ત્હેરો પણ છે. અને તેમ કરવાની ઇચ્છા અમે 'યોગિની' માંથી જે ઉતારો સુન્દરીસુબોધના જુલાઇ, ૧૯૧૧ ના અંકમાં આપ્યો છે ત્હેમાં પ્રદર્શિત કીધી પણ હતી. આશા છે કે રા. હિરાલાલની આ સૂચના સુન્દરી સુબોધના ઉત્સાહી, સ્વદેશપ્રેમી વાચક બ્હેનો તથા બન્ધુઓ સત્વર ઉપાડી લેશે.

તન્ત્રી, 'સુ. સુ.'

---

## સ્રી-ઉપયોગી પુસ્તકો.

મે. સુન્દરી સુબોધના તંત્રી, અમદાવાદ.

વિનંતિ કે, સુંદરી સુબોધમાં સ્રીઓને વાંચવા યોગ્ય ચોપડીઓનાં લિસ્ટ અને તે બનાવવાને માટે સારી સુચનાઓ પ્રગટ થઈ છે. આપે પણ આ બાબતમાં સમજુતી આપી છે. આથી બહુ કહેવાનું તો રહેતું નથી પણ મારા વાંચવામાં તથા લેવામાં જે ઉત્તમ ચોપડીઓ આવી છે તેનો લાભ મારી બીજી બહેનોને મળે એવા ઇરાદાથી આ લિસ્ટ મોકલ્યું છે. તે યોગ્ય લાગે તો પ્રગટ કરશો. આમાં જણાવેલી બધી ચોપડીઓ ઉત્તમ નહીં હોય તોપણ મારી નમ્ર સમજણ પ્રમાણે મને જે સારામાં સારી લાગી છે તેજ દાખલ કરી છે. આમાંની ઘણી તો આપનાં છપાવેલાં લિસ્ટોમાં આવી ગઈ છે. પણ પારસીઓની રચેલી ચોપડીઓ પણ વાંચવાલાયક હોય છે અને તે આપણા હિંદુઓના વાંચવામાં બહુ ઓછી આવે છે. એજ વિનંતિ.

લિ. સૌ. 'મનોરમા' નો પ્રણામ.

આપણી ચોપડીઓના ત્રણ મુખ્ય ભાગ થઈ શકે છે. ગદ્ય, પદ્ય, અને નાટકો—જેમાં ગદ્યને બંને છે. ગદ્યના પેટા વિભાગમાં—વાર્તા—નવલકથા, જીવનચરિત્ર ઇતિહાસ, નિબંધ અને ધી ધર્મની ચોપડીઓ, તથા વિદ્યાકળાનાં પુસ્તકો આવે છે.

## (અ)ગદ્ય: ૧. વાર્તા-નવલકથાની ચોપડીઓ.

૧ ગંગા, એક ગુર્જર વાર્તા. ૨ પ્રમદા અથવા સદ્‌ગુણી વહુ.
૩ બે બહેનો. ૪ ગુલી ગરીબ.
૫ દુખીયારી બચુ. ૬ વિક્રમની વીસમી સદી (ભા. ૧-૨)
૭ અરેબિયન નાઈટ્સ. (ભા. ૧-૨) ૮ ભામિનિ ભુવણ. (ભા. ૧-૨-૩-૪-૫)
૯ સુધાહાસિની. ૧૦ શીરીન મકમ.
૧૧ સરસ્વતી ચંદ્ર ભાગ. ૨ ૧૨ સરસ્વતી ચંદ્ર (ભા. ૧.)
૧૩ સીતા. ૧૪ તારા. ૧૫ ચાંદ બીબી. ૧૬ ઇરાવતી.
૧૭ શાન્તિદા. ૧૮ પરમાર્થની પ્રતિમા અથવા આત્મભોગની પરિસીમા
૧૯ કમળ કુમાર. ૨૦ સંન્યાસી. ૨૧ જીવન પ્રભાત. ૨૨ વિરાજમોહન.
૨૩ યોગિની અથવા સાધ્વીઓના જીવનસુવાસ. ૨૪ અલક્ષ્ય જ્યોતિ.
૨૫ ઉષા કાન્ત. ૨૬ કરણ ઘેલો. ૨૭ વનરાજ ચાવડો. ૨૮ સાસુ વહુની લડાઈ.
૨૯ વાર્તા લહરી. ૩૦ હોસનઆરા.
૩૧ ગુજરાતની જુની વાર્તાઓ. ૩૨ મુદ્રા અને કુલીન.
૩૩ કાદમ્બરી. ૩૪ અકબર બીરબલની વાતો. (બધા ભાગ.)
૩૫ કુસુમાવલી. ૩૬ ગૃહલક્ષ્મી.
૩૭ લતા કુમારી. ૩૮ કથા સરિત્સાગર. (ભા. ૧—૨)
૩૯ રજપુત વીરરસકથા. ૪૦ રાજવીર કથા.
૪૧ એક પથ્થરના પ્રતાપ. ૪૨ શેક્સપીયર નાટક કથાસમાજ.
૪૩ સહનશીલ સુંદરી. ૪૪ દિલ્લી પર હલ્લો.
૪૫ હેસ્ટિંગ્સની સોટી. ૪૬ રાણકદેવી. ૪૭. પુરાણની વાતો.

## ૨. નિબંધો તથા નીતિ ધર્મની ચોપડીઓ.

૧ શ્રીમદ્ ભાગવત. ૨ ચન્દ્રકાંત (ભા. ૧-૨-૩)
૩ અસ્તોદય. ૪ ઘર સત્તા. ૫ બાળ વિલાસ. ૬ નારી પ્રતિષ્ઠા.
૭ સ્ત્રી નીતિ ધર્મ. ૮ નર્મ ગદ્ય. ૯ જગત્ પ્રવાસ. ૧૦ વધૂ બોધ.
૧૧ સુંદરી ગુણમંદીર. ૧૨ સ્ત્રી શિક્ષણ.
૧૩ સ્ત્રીબોધ (પાછલાં પુસ્તકો.) ૧૪ સુંદરી સુબોધ. (પાછલાં પુસ્તકો.)
૧૫ વનિતા વિજ્ઞાન (પાછલાં પુસ્તકો.) ૧૬ સંસારમાં સ્વર્ગ.
૧૭ સ્ત્રીઓનું સ્વર્ગ. ૧૮ સ્વર્ગનું વિમાન. ૧૯ સાચું સ્વર્ગ. ૨૦ સ્વર્ગની કુંચી.
૨૧ સ્વર્ગની સીડી. ૨૨ સંસારમાં સ્ત્રીની પદવી.
૨૩ પુત્રી શીક્ષા ૨૪ સદ્‌વર્તન.
૨૫ જાત મહેનત. ૨૬ ચારિત્ર્ય. ૨૭ તુળસીકૃત રામાયણ.

## ૩. વિદ્યાકળાની ચોપડીઓ.

૧ નારી શિક્ષા ( ભા. ૧-૨ ) ૨ ધાત્રી શિક્ષા. ( ભા. ૧-૨ )
૩ ગુંથણ કળા. ( ભા. ૧-૨ ) ૪ સારી સંતતી. ( ભા. ૧-૨ )
૫ પાકશાસ્ત્ર. (સૌ. કેશવબા કૃત. ) ૬ પાકશાસ્ત્ર.(વડોદરા રાજ્ય તરફથી પ્રગટ થયેલું.)
૭ વહુને શીખામણ.

## ૪. જીવન ચરિત્રો તથા ઇતિહાસ.

૧ સતી ચુની. ૨ હિન્દુ સ્ત્રીઓનાં યશોગાન.
૩ મેવાડની જાહોજલાલી. ૪ રાસમાળા. ( ભા. ૧-૨ )
૫ સતીમંડળ. ૬ એનિબિસેંટનું જીવન ચરિત્ર.
૭ ફલોરેન્સ નાઇન્ટિંગેલનું જીવન ચરિત્ર. ૮ અહલ્યા બાઇ હોલ્કર.
૯ ઝાંસીની રાણી. ૧૦ પરોપકારી અબળાઓ. (ભા. ૧-૨)
૧૧ સદ્‌ગુણી સ્ત્રીઓ. ૧૨ મહારાણી વિક્ટોરિયાનું જીવન ચરિત્ર
૧૩ નામાંકિત નારીઓ. ૧૪ લીલાવતી—જીવન કલા.
૧૫ ચરિત્ર ચંદ્રિકા ૧૬ પતિવ્રતા સતીઓ.
૧૭ રાણી રૂપસુંદરી. ૧૮ ગોવર્ધનરામનું જીવન ચરિત્ર.
૧૯ બેનજામીન ફ્રાંકલીન. ૨૦ મહાદેવ ગોવિંદ રાનાડે.
૨૧ એશીયા યુરોપની પતિવ્રતા બાનુઓ. ૨૨ આનંદી બાઇ જોષીનું જીવન ચરિત્ર.
૨૩ દેવી અઘોર કામિની. ૨૪ અનસુયા અભ્યુદય.
૨૫ સાવિત્રી ચરિત્ર. ૨૬ ગ્લેડસ્ટનનું જીવન ચરિત્ર.
૨૭ પ્લુટાર્કનાં જીવન ચરિત્ર.

## (આ) પદ્યઃ ૫. કવિતા.

૧ બૃહત્કાવ્ય દોહન. ( ભા. ૧-૫ ) ૨ નવલરામની કવિતા તથા ગરબાવલી.
૩ દલપત કાવ્ય. ( ભા. ૧-૨ ) ૪ સવિતાકૃત કવિતા.
૫ કુસુમ માળા. ૬ હૃદય વીણા.
૭ પ્રેમાનંદ કૃત શ્રીમદ્ ભાગવત. ૮ કેશવકૃતી.
૯ લઘુ ભારત ( બધા ભાગ. ) ૧૦ સુબોધ ગરબાવાળી.
૧૧ કાવ્ય માધુર્ય. ૧૨ શાંતિ સુધા.
૧૩ પ્રકાશિકા. ૧૪ સુવાસિકા.
૧૫ સાંસારિકા. ૧૬ ગીરધર રામાયણ. ૧૭ ન્હાનાલાલ કૃત ભગવદ્ ગીતા.

## (ઇ) ગદ્ય અને પદ્યઃ ૬. નાટકો.

૧. શકુંતલા. (ઝવેરીલાલ અથવા ખખ્ખર વાળું) ૨. વિક્રમોર્વશીય. ( હીરાભાઇ અથવા ચરિયા વાળું. )
૩. માલતી માધવ. ૪. ઉત્તમરામ ચરિત.
૫. વીરમતી નાટક. ૬. ઇન્દુકુમાર.
૭. સત્યભામાખ્યાન. ( પ્રેમાનંદ કૃત ) ૮. ભાઇશંકર ગ્રંથમાળા.
૯. રાજસિંહ. ૧૦. લલિતા દુઃખ દર્શક.
૧૧. હરિશ્ચંદ્ર. ૧૨. જયકુમારી વિજય.
૧૩. ભટનું ભોપાળું. ૧૪. મૃચ્છકટિક નાટક.
૧૫. પ્રતાપ નાટક. ૧૬. કાન્તા. ૧૭. અશ્રુમતી.

સૌ. મનોરમા.

# સુન્દરી સુબોધ.

વર્ષ ૯મું.] ઈ. સ. ૧૯૧૨, ફેબ્રુઆરી માઘ-ફાલ્ગુન. વિ. સં. ૧૯૬૮. [અંક ૬ ઠો.

## ઉદયગુંજન.

### ગૃહસ્થાશ્રમની પ્રતિજ્ઞાઓ:—

પચીશ વર્ષની પૂર્ણ વયમાં આવ્યા પહેલાં હું પરણીશ નહિ.
સોળ વર્ષથી ન્હાની વયની સ્ત્રી સાથે હું લગ્ન કરીશ નહિ.
શારીરિક કે માનસિક મંદવાડમાં પરણવાનો હું સંકલ્પ પણ કરીશ નહિ.

પરણ્યા પછીના મંદવાડમાં સારો થયા પછીજ સંતતિની તૈયારી કરીશ.
હું સદાચારી, પવિત્ર અને ભલી સ્ત્રીને પરણીશ.

હું મારી સ્ત્રીને વિષયાસક્તિથી નહિ પણ પવિત્ર પ્રેમથી ચાહીશ.
હું મારી સ્ત્રીને મારા ઘરની દેવી ગણીને તેને સન્માનથી રાખીશ.
સારાં બાળકો ઉત્પન્ન કરવાં, એજ અમારા લગ્નનો મુખ્ય ઉદ્દેશ રહેશે.

વિષયાસક્તિને તથા અધમવૃત્તિને દબાવીને અમો પવિત્રપણે રહીશું.
મારી સ્ત્રીને મારા શરીરની અર્દ્ધાંગના ગણીને હું સમાન ભાવ રાખીશ.
ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવા માટે અમો બન્ને નિયમિતપણે અને સાદાઇથી વર્તીશું.

ગર્ભની તૈયારીની મુદતમાં અમો બન્ને પવિત્રપણે બ્રહ્મચર્ય પાળીશું.
જેવાં બાળક ઉત્પન્ન કરવાની ઇચ્છા થશે એવાંજ અમો બન્ને થઇશું.

મહા બુદ્ધિનાં અને ધાર્મિક બાળકો ઉત્પન્ન કરવા માટે અમો બન્ને નિરોગી, સદાચારી, મહાબુદ્ધિ અને ધાર્મિક થઇશું.
મન-વચન-કર્મની ઉંચી છાપ અમારાં ભાવી બાળકોમાં અમો ઉતારીશું
અમે અમારા સંસારને સ્વર્ગ સમાન બનાવવાનો પ્રયત્ન કરીશું.

વૈદ જટાશંકર કૃત " સારી સંતતિ " માંથી.

# काव्यकुंज.

## બ્હેન! કાંઇ દયા કરો, દયા કરો!*

લાગે લાગે દાવાગ્નિ સહુ પાસરે, બ્હેન! કાંઇ દયા કરો, દયા કરો!
ભાગે ભાગે પામી જીવ ત્રાસરે, " "
હાયે હાયે થાયે સો હેરાનરે, " "
થાયે થાયે ઉદ્યાનો વેરાન રે, " "

પ્રસરે પ્રસરે વેગથી અસહ્ય દવની ઝાળ,
સળગે સળગે સૃષ્ટિ શું?—પડતી ઉંડી ફાળ;
આવે આવે આ દૈત્યદુકાળ રે, " "
ત્રાસે ત્રાસે હા! રાંક પ્રભુબાળ રે, " "
કુંળી કૈં કૈં કળી કરમાય રે, " "
લીલી કૈં કૈં વેલી ચીમળાય રે. " "

હતી ન હતી ક્ષણમાં થતી સુન્દર સૃષ્ટિ હાય!
સાધનહીન કૈં પ્રાણીઓ આકુળવ્યાકુળ થાય;
વસ્ત્રહીણાનાં અંગ તમ્હે ઢાંકો રે, " "
ઘરહીણાંને આશરો આપો રે, " "
ધનહીણાંનાં દારિદ્ર ફેડો રે, " "
રસહીણાં હૈયામાં રસ રેડો રે. " "

પ્રભુથી પામ્યાં જે દયા દેજો ત્હેનું દાન,
ભૂખ્યાં તરસ્યાં તરફડે કૈંક પ્રભુસન્તાન;
ભૂખ્યાં તરસ્યાંને અન્નજળ આપો રે, " "
દુખિયારાંનાં દુઃખ સૌ કાપો રે, " "
નિરાધારનાં આધાર થઇ રહેજો રે, " "
ઉંડી અન્તરની આશિષ લેજો રે, " "

વિશ્વતણી સેવા અને વિશ્વતણો ઉદ્ધારઃ
સર્વ ધર્મનો મર્મ એ,—સર્વ શાસ્ત્રનો સાર;
સ્ત્રીઓ દયાતણા ભંડાર રે, " "
સ્ત્રીઓ દેવી દયા સાકાર રે, " "
સીંચો સીંચો સુધારસસેર રે, " "
થાશે થાશે રૂડી લીલાલ્હેર રે, " "

મુંબાઇ ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

* દુકાળ નિમિત્તે દયાવન્તી બ્હેનોને વિજ્ઞપ્તિ.

## ફુલની પાંખડી.

(સોરઠ—ત્રિતાલ.)

ફુલની પાંખડી લ્યો પ્રાણ !
ઉરની એ અધૂરી લ્હાણ—
અમીમય આંખને અહેશાનઃ—
ફુલની પાંખડી લ્યોઃ પ્રાણ !

સ્વજન—સ્નેહનાં ઝરણાં રેલેઃ—
દિલ દરિયાવ અહો ! એ ઝીલેઃ—
પ્રાણ—પાંદડી ખીલેઃ—
ત્યાં બીજાં શાનાં સન્માન ?
ફુલની પાંખડી લ્યોઃ પ્રાણ !

છલકાતા રસ—ભાવ તરંગેઃ—
પ્રકાશ પરિમળ ઉછળે સંગેઃ—
પ્રફુલ્લ આત્મ—કમળ ઉઘડેઃ—
ત્યાં બીજાં શાનાં દાન ?
ફુલની પાંખડી લ્યોઃ પ્રાણ !

અનંતદલ પર વ્હાલાં મ્હાલેઃ—
અમરવેલ—સુરતરૂ—સમ ઝૂલેઃ—
પ્રીતિ લક્ષ્મી પ્રભુમય પ્રકટેઃ—
ત્યાં પ્રભુતાનાં રસ પાન !
ફુલની પાંખડી લ્યોઃ પ્રાણ !

દ્રષ્ટિ—યોગમાં મધુરૂં હસતાં—
વ્હાલ—ઉમળકે અધૂરૂં વિલસતાં—
રસિયાં જન કલ્લોલ કરેઃ—
ત્યાં અધીનતાનાં તાન !
ફુલની પાંખડી લ્યોઃ પ્રાણ !

પ્રાણ સમાં પ્રિયજનને પરિચય—
લુમઝુમતું અમ જીવન રસમય !
—એમાંની આ એકજ
—ફુલની પાંખડી લ્યોઃ પ્રાણ !
ઉરની એ અધૂરી લ્હાણઃ—
અમીમય આંખને અહેશાન—
ફુલની પાંખડી લ્યોઃ પ્રાણ !

## ઓ બાળકી!

(હરિગીત) ઓ બાળકી ! ઓ બાળકી ! શું આવીને ચાલી ગઇ !
પ્રીતિ તજી ત્હેં તો અહંમારી, અમથી તજાયે તે નહિં !
આવી હતી હવણાં, હશે તુજ યાદ તાજી બાપુની[1];
બાપુ ત્હને વ્હાલા હશે, વ્હાલી હશે તું બાપુની.

ઓ બાપુ ઓ ! ત્હમને હશે એ બાળકી વ્હાલી અતિ;
અમ વ્હાલ શું ઓછું ગણ્યું ? શું સ્વાર્થ દેખ્યો તેમહિં ?[2]
ના, ના, પિતાજી ! ના કસોટી કાઢશો અમ ધૈર્યની;
રે ! એ કસોટી કારમી, અમથી ખમાશે તે નહિં.

રાખો ભલે ઘડી બે ઘડી, પણ પાછી આખર આપજો;
ઉડી જતાં પંખી,—અરે ! સંસાર સૂનો લાગતો;
ભણકાર લાગે, શૂન્ય ભાસે, જગત જંગલ સમ દિસે;
સૌ ચીજ એની આ રહી, એ એકલી ક્યાં ગઇ હશે !

ઘડી રમતમાં સંતાઇ જાતી, 'ક્યાં ગઇ ?' કહી શોધતાં;
'હું ત્યાં નથી', 'હું આ રહી', રે ! ખેલ એવા ખેલતાં;
આજે વળી ઓ બાળકી ! સંતાઈ, શું સંતાઇ છે ?
રે ! રે ! હવે સંતાઇ તે શું ના ફરી તું આવશે ?

તું આવજે કદિ સ્વપ્નમાં, રે ! સ્વપ્નમાં મળશું હવે !
જો જન્મ તું કદિ લે ફરી, તો આવજે,—ફરી આવજે ![3]
નહિં તો મળીશું રોઝક્યામત—રોઝક્યામત જો હશે ![4]
શું સત્ય છે તે, બ્હેન મ્હારી ! આવીને તું કહી જજે.[5]

વેરાવળ. કરીમ મહુમદ.

---

૧. સરખાવો વર્ડ્ઝવર્થ (Wordsworth's—"We are Seven") ની "અમે સાત છીએ" વાળી કવિતા, અને એવાં જ બીજાં કાવ્યો. સામાન્ય માન્યતા છે કે જેમ બાળક ન્હાનું તેમ ત્હેને પૂર્વજન્મની વિશેષ પ્રતીતિ હોય છે.

૨. સંસાર સ્વાર્થના સંબંધથી સંકળાયલો છે. નિર્દોષમાં નિર્દોષ પ્રેમમાં પણ કંઈક ને કંઈક સ્વાર્થ સમાયલો છે. તે સ્વાર્થ હલકી પ્રતિનો ન હોય એ ખરું, પણ તેથી તે 'સ્વાર્થ' ની વ્યાખ્યામાંથી છુટતો નથી. (G. 'Selfish'—st. that which concerns 'self': not necessarily bad.)

૩. પુનર્જન્મની માન્યતા માત્ર હિન્દુ ધર્મમાં જ છે.

૪. તેજ પ્રમાણે રોઝક્યામતની માન્યતા યાહુદી, ખ્રિસ્તી, અને મુસલમાની ધર્મમાં છે.

૫. ઉપરની નં. ૩—૪ ની નોંધની પરસ્પર વિરુદ્ધ માન્યતાઓ ઉકેલવા આપણે માનવ જાત અસમર્થ છીએ. પરંતુ જીવનયાત્રા પૂરી કરેલાં મનુષ્યોની દૃષ્ટિમર્યાદા કંઈક વિશાળ હોય છે.

# रमणीमणिमाला.

## સીસ્ટર નિવેદિતા.

ગયા નવેંબર માસના મૉડર્નરીવ્યુમાં સીસ્ટર-(સેવાભગિની) નિવેદિતા વિષે **મીસીસ** જે. સી. બોસ નીચે પ્રમાણે લખે છેઃ—

આજથી તેર વર્ષ ઉપર એક અંગ્રેજ યુવતી મને મળવા આવી. શરીરે તે તંદુરસ્ત ને બળવાન હતી, તેમ તેના મ્હોં ઉપર પણ ઉત્સાહને લીધે તેજ મારતું હતું. તેણે આવીને મને કહ્યું કે "મારો વિચાર હિંદુસ્તાનની સ્ત્રીઓની સેવા કરવાનો છે. આ સેવા બ્હાર રહીને મારે કરવી નથી પરંતુ હિંદુ સ્ત્રીઓની મધ્યમાં રહીનેજ મારે તેમની સેવા કરવી છે. મારે તેમના જેવું થવું છે અને તેમના જેવું જીવન ગાળવું છે." તેના ધારેલા આ શુભ કાર્યમાં અનેક હરકતો આવશે, એવી મને ખાત્રી હતી; તેથી મેં તેને કહ્યું "તમારી ધારણા પુરેપુરી બર આવશે કે કેમ તેની મને તો ઘણી શંકા છે."

અમારી આ મુલાકાત પછી એ બાઇ ને મ્હારી વચ્ચે સ્નેહ થવા લાગ્યો. અરસપરસ સાથેનો અમારો સ્નેહ ઘણો ગાઢો થયો ત્યારેજ મને ખબર પડી કે **મીસ** માર્ગરેટ નોબલ મહામનોબળવાળી સ્ત્રી છે. તેની સાથે પરીચયમાં આવનારને કેવા કેવા મહાન લાભો થયા છે તેમ આપણી માતૃભૂમિની એણે કેવી કેવી સેવાઓ બજાવી છે વગેરે બાબતો સંબંધી કાંઇ પણ કહેવાનો હજી સમય આવ્યો નથી. એના જીવને મારા પોતાના ઉપર તો મહા બળવાન અસર કરી છે અને તેથી તે સુંદર જીવનની જે કાંઇ ઝાંખી છાયા મારાથી આપી શકાય તે હું વાચકવર્ગ સમક્ષ મુકવાનું યોગ્ય ધારૂંછું.

સીસ્ટર નિવેદિતાના જીવનની રચના માત્ર કાંઇ અકસ્માતથી ઘડાઈ નહોતી. એનો પિતા ઇંગ્લંડનો એક પ્રખ્યાત ધર્મગુરૂ હતો. તે ઉંચા પ્રકારનો વક્તા હતો ને તેના ભવિષ્યને માટે મોટી મોટી આશાઓ રાખવામાં આવતી હતી. પરંતુ તેણે મહાન્ સ્વાર્થત્યાગ કરી પોતાનું જીવન માન્ચેસ્ટરના ગરીબ લોકોની સેવામાં ગાળ્યું. બાપ દીકરી વચ્ચે અનહદ પ્રેમ હતો. તેના પિતાનો એક મિત્ર જે હિંદુસ્તાનમાં ધર્મગુરૂ હતો તે એક પ્રસંગે તેમને ઘેર આવ્યો. માર્ગરેટના ચહેરાપર ધાર્મિકતા પ્રસરેલી તેને માલમ પડી. આ નાની છોકરીને આશિર્વાદ આપતી વેળા તેણે ભવિષ્ય ભાખ્યું કે 'આ છોકરીને આગળ ઉપર હિંદુસ્તાનની સેવા કરવા જવાનું તેડું આવશે.' આ ભવિષ્યવાણી અક્ષરેઅક્ષર સત્ય નીવડી. મરતી વખતે પિતાએ પોતાની સ્ત્રીને કહી મુક્યું હતું કે 'આ છોકરીને હિંદુસ્તાનની સેવાઅર્થે નીકળી પડવાનું તેડું આવે તે વખતે તારે એને બીલકુલ રોકવી નહીં; પરંતુ એના શુભ કાર્યમાં એને સહાય કરવી.' આ પ્રમાણે નાનપણથી માર્ગરેટ આ મહાન્ ને પવિત્ર કાર્યને માટે જ નિર્માણ થયેલી હતી. છેવટે હિંદુસ્તાનની સેવા અર્થે નીકળી પડવાનું તેને તેડું આવ્યું ને માર્ગરેટ નીકળવાને તૈયાર થઇ ત્યારે પોતાની વ્હાલી ને એકનીએક દીકરીથી છુટાં પડવું પડશે એ વિચારથી માનું કોમળ હૈયું ભરાઇ આવ્યું, પણ તેને પોતાના સ્વર્ગવાસી પતિના શબ્દોનું સ્મરણ થયું ને તેનામાં બળ આવ્યું. તેજ દિવસથી જે હિંદ દેશની દીકરી ભક્ત બની હતી તેજ હિંદ દેશની મા પણ ભક્ત બની. હિંદુસ્તાનનો કોઇ પણ વતની નિવે-

ઉપરના સર્વ જણાં એ છોકરાને અત્યંત ધીક્કારતા હતા; પણ નિવેદિતાને એના પર દયા આવતી હતી. એના મનમાં એ વિચાર આવવા લાગ્યો કે આ છોકરાની હવે શી વલે થશે ? હિંદુસ્તાનમાં તે તદન એકલોજ રહેવાનો એટલે માબાપની કે ઘરની કોઇની પણ એને ધાક રહેશે નહીં તેથી હવે તો તે છેકજ બગડશે. એક દિવસે લાગ જોઇ એ છોકરાને તેણે એકાંતમાં પોતાની પાસે બોલાવ્યો. તેની સાથે હેતથી વાત કરી અને પોતાની કને રહેલી એકની એક કીમતી વસ્તુ–તેની જન્મગાંઠને દિવસે તેની માએ તેને બક્ષીસ આપેલી સોનાની ઘડીઆલ એ છોકરાને ભેટ આપી દીધી. આપતી વખતે તેને કહ્યું કે, " એટલું યાદ રાખજે કે આ ઘડીઆળ તારે કદી પણ વેચવાની કે ઘરેણે મૂકવાની નથી પણ તારા જેવો હાથથી ગયેલો છોકરો પણ ધારે તો સુધરી શકે એવું માનનાર એક મનુષ્યના સ્મરણાર્થે નિરંતર આ ઘડીઆળ તારી પાસેજ રાખી મૂકજે. " આ બનાવ પછી એક વર્ષે તેનાપર એક હૃદયભેદક કાગળ આવ્યો. આ કાગળ પેલા વહી ગયેલા છોકરાની માએ લખેલો હતો. તેમાં એમ લખેલું હતું કે, " તમારી સાથે થયેલી મુલાકાત પછી મારા છોકરાના જીવનમાં કાંઇ અદ્દભુત ફેરફાર થયો હતો. તેણે તેની બધી ખરાબ ટેવો છોડી દીધી હતી ને તે તદન સુધરી ગયો હતો. દક્ષિણ આફ્રિકામાં જઇ તેણે પોતાની જીંદગી નવે નામે શરૂ કરી હતી. અત્યારે તે મરણ પથારીએ પડ્યો છે મરતાં મરતાં તમારો તે અત્યંત ઉપકાર માને છે ને તમને અતિશય પ્રેમથી સંભારે છે. "

તેનું આવું પ્રેમાળ ને કોમળ હૃદય હવે તેણે આ દેશની સેવામાં અર્પણ કરી દીધું. પ્લેગ વખતે તેણે અથાગ મહેનત કરી હતી. તેના થાકને લીધે તે સખત માંદી પડી. એની આશા પણ મુકી દેવામાં આવી હતી. પણ પ્રભુકૃપાએ એને તરતજ આરામ થઇ ગયો. મટયા પછી ડૉકટરોએ તેને સખત ચેતવણી આપી કે હવે પછી તમારે કોઇ પણ દિવસ આવી સખત મહેનત કરવી નહીં.

પણ તરતજ પૂર્વ બંગાળામાં સખ્ત દુકાળ પડ્યો છે એવી તેને ખબર પડી. દેશમાં સેંકડો ને હજારો લોકો દુઃખે પીડાતા હોય ત્યારે આવી પરદુઃખભંજન સ્ત્રીને શાંતી કેવી રીતે હોઇ શકે? તરતજ તેણે પૂર્વ બંગાળામાં જવાનો નિશ્ચય કર્યો.કાદવ કીચ્ચડ ને પાણી વાળા પ્રદેશોમાં પગે ચાલીને તે બેરીસલ જીલ્લાનાં ગામડાઓમાં ફરી, એ વખતે જે ભયંકર દેખાવ તેની નજરે પડ્યો તેનું વર્ણન " પૂર્વ બંગાળામાં રેલ ને દુકાળ " એ નામના પુસ્તકમાં તેણે આપ્યું છે. કાદવ કીચ્ચડ ને પાણીવાળા પ્રદેશમાં ઘણા દિવસ સુધી લાગલાગટ ચાલવાથી એને ઘણોજ સખત મેલેરીઆ થયો. પોતાના સખત તાવના દુઃખ કરતાં પારકાનું જે દુઃખ તેણે જોયું હતું તેનું એને બહુજ લાગતું હતું. લાંબા વખત પછી એનો તાવ ગયો, અને ફરી પાછું પોતાનું પુણ્યનું કામ કરવા તે શક્તિમાન થઇ; પરંતુ આ ભયંકર મંદવાડની પુરેપુરી અસર તો કદી ગઇજ નહિં. પશ્ચિમના તેના મિત્રો ને ડાકટરોએ સલાહ આપી કે તમારા પોતાના શરીરની ખાતર તમારે વધારે તંદુરસ્તીવાળી જગ્યામાં રહેવાની જરૂર છે." પણ જે જગ્યાએ તેને પહેલ વહેલો આશરો આપ્યો હતો તે જગ્યા છોડવાનું તેને મન થયું નહીં. તે કહેતી કે, " આ પોળને તો મેં મારી પોતાની કરી છે, એ છોડી હું બીજે કોઇ પણ ઠેકાણે જઇશ નહીં. હું તો અહીંયાંજ રહેવાની " જે નાનાં બાળકોને તેણે ઘુંટણી ચાલતાં જોયાં હતાં તે બધાંયે હવે મોટા થયાં હતાં. આ સર્વને તે પોતાનાજ બાળકો

સમજતી હતી. અનેક દુઃખી જીવો તેની પાસે આશ્વાસન ને શાંતી મેળવવા આવતા હતા. એ સર્વને તે આશ્વાસન આપતી ને તેમનું જીવન ઉચ્ચ બનાવતી.

એક સામાન્ય સ્ત્રી તરીકે પોતાનું નિત્ય જીવન તે કેવી રીતે ગાળતી હતી તેટલીજ બાબત તેના સંબંધમાં હું અત્રે લખું છું. તેનું એ જીવન ખરેખર વૈરાગ્યમય હતું. સત્યને માટે તેને ખાસ આગ્રહ હતો; ને તેનું આખું શરીર સત્યના તેજથી ઝળકી રહેતું હતું. બીજાઓ કાંઇ જૂદાજ દૃષ્ટિબિંદુથી તેના જીવનની તુલના કરશે. પણ આપણી પ્રજાને ખરેખરી જરૂરની વખતે મળી આવેલી મહાન્ માનસીક અને નૈતિક શક્તિ તરીકે તેઓ તેને ગણશે. સીસ્ટર નિવેદિતા જેવો સંપૂર્ણ સ્વાર્થત્યાગ કોઇપણ સ્થળે મારા જોવામાં આવ્યો નથી. ઇંગ્લંડ, ફ્રાન્સ અને અમેરીકાના ધાર્મિક આગેવાનો, સંસાર સુધારાના ક્ષેત્રમાં કામ કરનારાઓ અને રાજ્ય કાર્યભારીઓ સર્વ એકે અવાજે તેના અથાગ બુદ્ધિબળનાં વખાણ કરે છે અને તેના તરફ અત્યંત પૂજ્યભાવ ધરાવે છે. તેની અદ્ભૂત શક્તિઓના બળે કરીને ઇંગ્લંડમાં તે ઘણું મોટું પદ પ્રાપ્ત કરી શકી હોત. પરંતુ એ સર્વ શક્તિઓનો ઉપયોગ પોતાનો સ્વાર્થ સાધવામાં ન કરતાં આપણા દેશની સેવામાં કર્યો. હિંદુસ્તાન દેશ તો તેનો પોતાનોજ હોય એમજ તે ગણતી હતી ને તે એટલે સુધી કે 'હિંદુસ્તાનની જરૂરીઆતો' કે 'હિંદુસ્તાનની સ્ત્રીઓ' વગેરે શબ્દો તેને મ્હોંયેથી કદીપણ સાંભળવામાં આવતા નહીં. તે તો હમેશાં 'આપણી જરૂરિયાત' 'આપણો દેશ' એવાજ શબ્દો બોલતી હતી. આપણને પણ તે પરદેશની સ્ત્રી છે ને પરદેશથી આપણને મદદ કરવા આવી છે એમ કદી લાગતું નહીં. પણ આપણા પોતાનામાંનીજ એક સ્ત્રી આપણો ઉદ્ધાર કરવાને પ્રયાસ કરતી હોય એમજ આપણને ખ્યાલ આવતો.

એના સંબંધમાં હવે ઘણુંજ થોડું કહેવાનું બાકી રહે છે. લંડન ને ન્યુયોર્ક શહેરના બે નામીચા પુસ્તક પ્રસિદ્ધ કરનારાઓએ હિંદુસ્તાન સંબંધી પુસ્તકો લખવાનું તેને કામ સોંપ્યું હતું. તે બે પુસ્તકો લખવામાં તે રોકાઇ હતી. આ ઉપરાંત પોતાના આશ્રમનું ને શાળાનું નિત્યનું કામ તો તેને કરવુંજ પડતું હતું. કામવગર તે કદી નવરી બેસતીજ નહીં. પોતાના શરીરની બીલકુલ પણ દરકાર કર્યા વગર તે આખો દીવસ કામજ કર્યા કરતી હતી. અથાગ શ્રમને લીધે ફરી પાછી તે માંદી પડી. સર્વને એમ લાગ્યું કે દાર્જીલીંગનાં સારાં હવા પાણીથી એને આરામ થઇ જશે તેથી તેને દાર્જીલીંગ લઇ ગયા.

કેટલાક વર્ષોપર પરદેશમાં એકવાર જ્યારે હું માંદી પડી હતી ત્યારે મારી માવજત નિવેદિતાએ કરી હતી. અત્યારે એ બદલો વાળવાનો સુયોગ મને મળી આવ્યો. અમને બધાને તો આશા પડતી હતી કે એ જીવશે ખરી. પણ પોતાનું મૃત્યુ નજદીક આવ્યું છે તેની એને તો ક્યારનીએ ખબર પડી ગઇ હતી. તોપણ તેના મ્હોંપર દીલગીરીના ચિન્હો બીલકુલ પણ જણાતા નહોતા. દરરોજ સ્હવારના પ્હોરમાં હસમુખે ચહેરે તે અમારી સાથે વાતચીત કરતી હતી. તેની સર્વ વાતચીત માત્ર એકજ વિષયપર હતી. અને તે વિષય આપણી સ્ત્રીઓની કેળવણી એ હતો. મરતી વખતે એની પાસે જે કાંઇ મીલકત હતી તેમં એની ચોપડીઓ વેચાયાથી જે કાંઇ મળે તે સર્વ આપણી સ્ત્રીઓની કેળવણી અર્થે આપણા દેશની સેવામાં તે આપતી ગઇ છે.

પોતાના સ્વાર્થનો બીલકુલ પણ વિચાર કર્યા વગર પોતાની આખી જીંદગી તેણે પર-

માર્ગમાં ગાળી છે, તેમ છતાં પણ અંતકાળ સમયે તેને એમજ લાગતું કે મનુષ્યસેવાની ખાતર મેં જોઇએ તેટલો આત્મભોગ આપ્યો નથી. કોઇએ એક સમયે તેને એમ કહ્યું હતું કે તમે એક મહા બળવાન વ્યક્તિ છો. તેટલાપરથી તેને એવો વિચાર થઇ આવ્યો ને તેણે પ્રભુની એવી પ્રાર્થના કરી કે હે પ્રભુ ! હવે તું મને આ દુનિયામાંથી ઉપાડી લે કે જેથી કરીને બીજી વ્યક્તિઓને બહાર પ્રકાશમાં આવવાનો પ્રસંગ મળે. '

દાર્જલીંગમાં આવ્યા પહેલાં થોડા દિવસ અગાઉ બુદ્ધમતના એક ધર્મ પુસ્તકમાંથી તેણે એક પ્રાર્થનાનો અંગ્રેજીમાં તરજુમો કરી છપાવી પોતાના મિશન મંડળમાં વ્હેંચાવ્યો હતો. તેને ખાત્રી હતી કે મારા તરફથી મારા મિત્રમંડળને આ છેલ્લોજ સંદેશો છે. તેણે એવી ઇચ્છા દર્શાવી હતી કે મરણ સમયે મારી અગાડી એ પ્રાર્થનાનો ઉચ્ચાર થવો જોઇએ. એ પ્રાર્થના નીચે પ્રમાણે છે,–" પુર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષીણ, સર્વત્ર વસનારા મનુષ્યો, શત્રુ વિનાના થાઓ, તેમના માર્ગમાં જે જે અડચણો હોય તે દૂર થાઓ, શોકને વશ કરી નિરંતર તેઓ આનંદમાં રહો અને પ્રત્યેક જણ સ્વતંત્રપણે પોતાના માર્ગમાં આગળ વધો."

તેને મન અજ્ઞાનતા એ સખતમાં સખત બેડી હતી. નીચેની સ્તુતિ તેને બહુજ પ્રિય હતી. જ્યારે તે એ સ્તુતિ ગાતી ત્યારે તેના મ્હોં ઉપર કાંઇ ઓરજ તેજ મારી રહેતું હતું.

" હે પ્રભુ ! અમને સર્વ પ્રાણીઓને માયામાંથી મુક્ત કરી સત્ય તરફ લઇ જાઓ; અંધકારમાંથી પ્રકાશમાં લઇ જાઓ. મરણમાંથી અમરત્વમાં લઈ જાઓ. આત્મ પ્રયાસથીજ અમે પ્રભુત્વને પ્હોંચીએ એવી શક્તિ અમને આપો. અને આ સર્વથી વિશેષ, હે દયાળુ પ્રભુ ! અમારાપર કૃપા કરી અજ્ઞાનમાંથી નિરંતર અમને દૂર રાખો. "

તેરમી ઓક્ટોબરને દિવસે સ્હવારમાં આકાશ વાદળા અને ધુમસથી ઘેરાયલું હતું; પણ કોઇ કોઈ સ્થળે સ્વચ્છ આકાશ નજરે પડતું હતું ખરૂં. ધીમે રહીને તેને કહ્યું કે મારી નબળી નૌકા હવે ડુબવાની તૈયારીમાં છે પરંતુ મને ખાત્રી છે કે હું બીજી પ્રભાત જોઇશ." બરફ ઉપર સૂર્યોદય થયો કે વીજળીની માફક એક પળવાર કાંઇક અલૌકીક તેજ અમારા જોવામાં આવ્યું ને તરતજ તેનો પવિત્ર આત્મા તેના ખોળીઆમાંથી નીકળી જઈ પ્રભુના દરબારમાં જઇ બેઠો !

પ્રાણલાલ હીરજીરામ દેશાઈ.

# વાર્તાલહરી.

## દાકતરની મેહેમાન.

### પ્રકરણ ૧ લું. દીવાળીનો તેહેવાર.

આ વાર્તા આસો મહિનાની એક રાતથી શરૂ થાય છે. તે દિવસે ટાઢી વિશેષ હતી. અમદાવાદથી થોડેક દુર શાહીબાગ તરફ " માધવમહેલ " નામનો એક જુનો મેહેલને મળતો મ્હોટો વિશાળ પુરાણો બંગલો હતો. તે મુળમાં મુસલમાની બાદશાહી વખતનો હતો. તેની બાંધણી કાંઇ આજ કાલની ઇમારતો જેવી નહોતી પણ ઘણી ચિત્તાકર્ષક ને મનોરંજક હતી. તેની ભીંત પથ્થરની હતી અને જો કે તેના પહેલાના માલીકે તથા હાલના માલિકે તેમાં કટલોક ફેરફાર કર્યો હતો તોપણ તેની અસલની કારીગીરી જળવાઇ રહી હતી. હાલના માલીક શેઠ જગજીવનદાસે તેમાં એક મનોહર બાગનો વધારો કર્યો હતો. તેનાથી આ બંગલાની ખુબીમાં કાંઈક ઓર વધારો થયો હતો.

આ મેહેલ શેઠ જગજીવનદાસને પોતાના બાપના મરણ પછી મળ્યો હતો. તે એક ૧૬, સફેદ વાળવાળો, દયાળુ દીલનો; ગૃહસ્થ દેખાવનો શેઠ હતો. હાલ તેની મીલકતનો કોઇ પણ વારસ હયાત નહોતો. તેની એકની એક છોકરી ચાર પાંચ વરસ ઉપર ગુજરી ગઇ હતી, એવી વાત લોકોમાં ચાલતી હતી; અને ત્યારથી તે હમેશ ઉદાસ દેખાતો હતો. તે કાઠીઆવાડમાં ફરવા ગયો હતો ત્યાં તેની છોકરી મરણ પામી હતી અને ત્યાર પછી કોઇએ શેઠને હસતે મોંયે જોયા નહોતા. પોતાની છોકરીના મરણ પછી 'માધવ મેહેલ' માં એક બીજી સ્ત્રી રહેવા આવી હતી. તે તેની બ્હેનની છોકરી સરસ્વતી હતી. આ સરસ્વતીની મા કોઈ એક કાઠીઆવાડી જોડે પરણી હતી; અને હાલ તેનાં માતા પિતા મરી ગએલાં હોવાથી તેના મામાએ "માધવ મહેલ" માં તેડાવી રાખી હતી. આ સરસ્વતીની ઉમર હાલ ૧૪ વરસની હતી. તે મામાની માનીતી હતી ને ગરીબ ગામડીઆઓ ઊપર દયાળુ હતી.

માધવ મહેલથી થોડેક દુર એક નાનું દવાખાનુ આવ્યું હતું, તેમાં દાક્તર હરીવલ્લભ મેહેતા રહેતા હતા. તેનો ચહેરો ખુબસુરત હતો. તેની ઉમર આશરે ૨૫ વરસની હતી. દાક્તર હરીવલ્લભ શેઠ જગજીવનદાસનો આઘેનો સગો થતો હતો. અને તે જગજીવનદાસને તેના મુરબ્બી ગણતો; તેમજ શેઠ પણ તેના ઉપર સારી માયા રાખતા હતા. શેઠેજ તેને આ દવાખાનામાં રખાવ્યો હતો. તે પહેલાં તો શેઠની ભેગો રહેતો હતો, પણ કાઠીઆવાડની મુસાફરી પછી શેઠે અપાવેલી દાક્તરની જગ્યાએ જૂદો રહેતો હતો. ત્યાર પછી સરસ્વતી "માધવ મહેલ" માં રહેવા આવી. જગજીવનદાસે ધાર્યું હતું તે પ્રમાણે સરસ્વતી અને હરીવલ્લભને મિત્રાચારી થઇ. હરીવલ્લભ જગજીવનદાસનો પિત્રાઇ પક્ષનો હતો તેથી શેઠના પછી તેના હકદાર વારસ તરીકે નજીકનો સગો તેજ હતો. આથી શેઠે આ બે જણનું જોડું કરવા મનમાં મનસુબો કર્યો હતો કે જેથી સરસ્વતી એકલી પડી ન જાય.

થયું પણ શેઠના ધાર્યા પ્રમાણેજ. તે બે જણની મિત્રાચારી દિનપર દીન ધાડી થવા માંડી અને છેવટે પ્યારનું રૂપ પકડયું. શેઠ જગજીવનદાસ સુધરેલા વિચારના હતા તેથી બન્ને જણની સંમતિ વગર કદી પણ લગ્ન કરે એવા નહોતા. આ વાર્તા શરૂ થાય છે તે અગાઉ તે બન્ને જણાંએ પોતાનો વિચાર શેઠ જગજીવનદાસ આગળ જણાવી દીધો હતો તથા લગ્નની પરવાનગી પણ માગી હતી. જગજીવનદાસને તો પોતાને ફાવતી વાત હતી પણ પોતાના સ્વભાવ પ્રમાણે તેઓને એકદમ "હા" કહી નહિ. તેમણે કહ્યું:-છોકરાંઓ, આ વાત સાંભળી હું ઘણો ખુશી થાઉછું, પણ મારી ફરજ છે કે તમે પરણીને એક થયાં પછી સુખમાં રહી શકો એટલો તમારામાં અરસપરસ પ્યાર છે નહિ તે તપાસી જોવું માટે આજથી ૭ મહિના પછી એટલે વૈશાખ સુદ ૩ (અખાત્રીજે) તમે બંને જણ મારી આગળ આવી જો કબુલ કરશો કે તમારો પ્રેમ બદલાયો નથી તો હું ખૂશીથી લગ્નની રજા આપીશ."

આ સાંભળી બન્નેને લગાર દિલગીરી થઈ પણ તેઓ જાણતાં હતાં કે શેઠ કદી પણ એકના બે થવાના નથી તેથી ૭ મહીના વાટ જોયા વગર છુટકો નહોતો. તેમની તો ખાત્રીજ હતી કે ૭ મહિના પછી પણ તેમની પ્રીતિ બદલાવાની નથીજ; એટલે તેમને હિંમત હતી.

હવે ૭ મહિના પૂરા થવા આવ્યા હતા. ફક્ત ચાર દિવસજ બાકી હતા તોપણ તે

ચાર દિવસ તેમને ચાર વરસ જેટલા લાંબા લાગતા હતા. સરસ્વતી ને હુરીવલ્લભ " માધવ મહેલ" ના જરૂખા નજદીક એક ઝાડ તળે વાતો કરતાં આપણી નજરે પડે છે.

વહાલી સરસ્વતી, ફક્ત ચાર દહાડા ! શેઠ જગજીવનદાસે રાખેલી મુદતને ચાર દહાડાજ બાકી ! અને પછી તું મારી હકદાર સ્ત્રી થઇશ. "

" અને પછી ત્હમને જેમ બને તેમ સુખી કરવાનું કામ મ્હારા હાથમાં આવશે. પણ આજે હું તમને મ્હારી એક ખામી કહેવા આવી છું, " સરસ્વતિએ ધ્રુજતે સાદે કહ્યું. હુરીવલ્લભે અજાયબ થઇને:—" તારી ખામી ? તું શું કહે છે, સરસ્વતી ! મેં તો તને તદન સંપૂર્ણ, ખામી વગરની ધારી હતી !"

" પણ તે મારાં શરીરની નહિ પણ સ્વભાવની ખામી છે. મને કોઇ કોઇના સ્વભાવ વિશે ઝડપથી મત બાંધી દેવાની ટેવ છે,"

હુરીવલ્લભ હશીને બોલ્યો:—" બસ એજ ? " ત્યારે તો તું મારી થશે ત્યાર પછી એ ટેવ છોડી દેવા શીખવીશ ત્હેને બોલતો સરસ્વતી અટકાવીને બોલી:—" પણ હજી બીજી મોટી ખામી તો કહી નથી, અને તે વધારે નાશકારક છે. મને ધારતી લાગે છે કે તેજ ખામીને લીધે આપણા સુખમાં ખલલ પડશે. તે ખામી અદેખાઇ છે. કોઇનું પણ સુખ જોઇને હું અદેખી થાઉં છું. નાનપણથીજ હું અદેખી માલુમ પડી છું—વાસ્તે એ ખામી તમને જણાવી દેવી, જેથી તે દાબી દેવા તમે ચાંપતા ઉપાયો લો. "

હુરીવલ્લભ આ બધું ધ્યાનથી સાંભળતો હતો તે બોલી ઉઠયો:-" સરસ્વતી! સરસ્વતી ! એ શું બોલે છે ? અદેખાઇથી કેટલા મનુષ્યોના જીવન સુખમાં સડો પેઠો છે તે તું જાણતી નથી ? કેટલાં સુખી ઘર એ રાક્ષસી ટેવથી પડી ભાગ્યાં છે તે તું જાણતી નથી ? અને તો પણ તું અદેખી થાય તે કેમ સંખાય ? મારે જો સુખી થવાનો વિચાર રાખતી હોય તો એ ટેવને એકદમ છોડી દે. " સરસ્વતીને આ શબ્દોની શી અસર થઇ તે જણાય નહિ. તે ફક્ત એટલુંજ બોલી—" શેઠ જગજીવનદાસ વાળું કરવા માટે ખોટી થતા હશે માટે મ્હારે જવું જોઇએ. ચાલો. " આમ કહી બન્ને જણાં છુટાં પડયાં. દાક્તર પોતાના ઘર તરફ પાછો ફર્યો. અજવાળી રાત હતી. ચંદ્રમા પુરેપુરો પ્રકાશ્યો હતો તેથી ચાંદની ખીલી રહી હતી. દાક્તર હુરીવલ્લભ પોતાના વિચારોમાં લીન થઇ ગયો હતો. શું સરસ્વતી કોઇ દહાડો પણ અદેખી થશે ? આમ વિચારમાં ને વિચારમાં તે ઘેર આવ્યો.

ઘર આગળ બારણામાંજ કોઇ ઉભું હતું. આગળ ચાલતાં જણાયું કે તે કોઈ સ્ત્રી હતી. તેણે શાલ ઓઢી હતી પણ છેક મ્હોં સુધી ઓઢેલી હતી તેથી તેનો ચ્હેરો બીલકુલ બરોબર જોઈ શકયો નહિ. પણ તેને એટલું તો જણાયું કે તે એક ઘણી ખૂબસુરત ને જુવાન સ્ત્રી હતી.

" બાઇ, તમે બહાર કેમ ઉભાં છો ? ને આવી મોડી રાતે ? શું તમે ભૂલાં પડયાં છો ? કે દાક્તરની સલાહ લેવા આવ્યાં છો ? અંદર આવી આરામ લ્યો. " હુરીવલ્લભનો અવાજ સાંભળી તે સ્ત્રી ચમકેલી જણાઈ; તેણે દાક્તર તરફ જોયું—જરા ચમકીને એક પગલું પાછી હઠી, ને શાલ ઉઘાડી નાંખી.

" કોણ લીલાવતી ! તું અહીં કયાંથી ?" દાક્તરે ચમકીને પૂછયું. " હા—હુરીવલ્લભ ! હું અહીંઆ આવી છું. તને તથા તેને મળવા ! હું ધારૂં છું કે મારૂં મોત પાસે આવ્યું છે

તે સ્ત્રી એકદમ થરથરતી બારણાને પકડી ઉભી રહી તે આ સ્ત્રીનો ચહેરો ફીકકો ખુબસુરત હતો. તેની ઉમ્મર વીશેક વર્ષની હશે પણ દુઃખથી ઘરડી થઇ ગએલી તો લાગતી હતી.

હરીવલ્લભે તેનો હાથ પકડી કહ્યુંઃ–" લીલાવતી ! તું અંદર આવ ! થાક ખા ! હું તને મારા ઘરમાં રાખતા ખુશી છું. મારૂં ઘર તારૂંજ જાણી રહે."

પણ તેણે તરત જોયું કે તે જવાન છોકરી બેશુદ્ધ થઇ પડી હતી. હરીવલ્લભે પોતાની ચાકરડીને બોલાવી. આ સ્ત્રી ઘણી ઘરડી હતી, અને તેણે હરીવલ્લભને નાનપણથી રમાડી મોટો કર્યો હતો.

" જીવીડોશી ! લીલાવતીની સંભાળ લ્યો–પેલા ખાલી ઓરડામાં ઉતારો આપવાનો છે."

આમ બોલી હરીવલ્લભ તેને અંદર લઇ ગયો.

---

## પ્રકરણ ૨ જું. વહેમ—અદેખાઇ !

વૈશાખ મહિનો બેસી ગયો હતો. માધવ મેહેલમાં બધી તૈયારીઓ થઇ ચૂકી હતી. પોતાના ઓરડામાં સરસ્વતી હાથમાં દોરાનો રૂમાલ ગુંથતી કોચ ઉપર બેઠી હતી. તે વિચારમાં મશગુલ હતી. આજે દાકતરે શેઠનું નોતરૂં આવ્યું હતું તેની ના પાડી હતી. તે કોઈ દિવસ પણ ના પાડે નહિ તેવું નોતરૂં,–માધવ મહેલમાં જમવાનું–તેણે કામનું બહાનું કાઢી ના પાડયું હતું એ બધાનું કારણ શું ?

ઉપલાજ વિચારોમાં સરસ્વતી મશગુલ થઇ હતી. હરીવલ્લભ હાલમાં ખુશીમાં નથી પણ દિલગીર જેવો જણાતો હતો. સરસ્વતીને પોતાને પણ કાંઇ ખુશાલી જેવું લાગતું નહોતું. શું આ કાંઇ અપશુકન તો નહિં હોય ?

સરસ્વતી આમ વિચારમાં બેઠી હતી તેટલામાં તેની નોકરડી પાર્વતી ગડબડ કરતી અંદર ઓરડામાં આવી. તેણે બધો સામાન સાફસુફ કરી, બારી આગળ જઇ લાંબી લાંબી ડોકી કરીને જોવા લાગી. સંધ્યાકાળ પડવા આવી હતી.

સરસ્વતી જે આ સઘળું જોતી હતી તેણે પૂછયુંઃ "પાર્વતી, શું જુવે છે ?"

" કાંઇ નહીજી, હું તો જોઉં છું–કે દાક્તરના ઘરમાં પેલા ખાલી ખંડમાં બત્તી છે કે નહિ. આ શું ! ત્યાં તો દીવો કરેલો છે !"

સરસ્વતીએ અજબ થઇ પૂછયું:–" ખાલી ઓરડામાં દીવો શેનો કરે ? તેતો ખાલી છે, ને કોઇ રહેતું નથી. ત્યારે અમસ્તુંસ્તેલ શું કામ બાળે ?"

પાર્વતીએ ઘાણુ વાળ્યોઃ–" પણ ખાલી ક્યાં છે ? મારી બહેનપણી સકુબાઇ જે દાક્તરને ત્યાં નોકરીમાં છે, તે કહેતી હતી, કે કોઇ બીજી સ્ત્રી દાક્તરના ઘરમાં આવેલી છે."

સરસ્વતીએ વધારે અજાયબીથી પુછયું:–" અજાણી સ્ત્રી ? એ વળી શું ગપ મારેછે?"

" ગપ છે કે ખરૂં છે, તે હું જાણતી નથી ! મને તો સકુબાઇએ કહ્યું."

સરસ્વતીએ પૂછયું:–" કોઇ સ્ત્રી દાક્તરના ઘરમાં છે ?" આ વખતે તેની છાતીમાં અજબ જેવી લાગણીઓ થતી હતી.

મૂર્ખ દાસી કાચું કાપવાનું શરૂ રાખીને બોલીઃ–" હાજી, જો કે તેણે તે ઓમેહેમાનને નજરે જોઇ નથી, તોપણ તે ખાત્રીથી કહે છે કે ઘરમાં જીવીડોશી સિવાય બીજું કોઇ છે, ને હરે ફરે છે. તે માળ પરના ઓરડામાં હમેશ માફક વાશીદું વાળવા ગઇ ત્યારે

દાક્તરે તેને એવું કહીને નીચે કહાડી કે હાલ ઉપલા ઓરડામાં વાશીદુ વાળવાની જરૂર નથી. વળી એ ઓરડાનું બારણું જે હમેશ ઉઘાડું રહેતું તેને હાલમાં તાળું દીધેલું છે. ને કોઇને પણ ત્યાં ફરકવા દેવામાં આવતું નથી."

સરસ્વતીએ ફાટફાટ થતી છાતીએ પૂછ્યું:–" પણ ત્યારે કેમ જણાય કે એમાં કોઇ મહેમાન છે?"

" તે ખાતરીથી તો કેમ કહી શકાય? પણ સકુબાઇ કહે છે કે દાક્તરની લાયબ્રેરી વાળા ઓરડામાં તે સાફ કરવા ગઈ ત્યારે એક બૈરાંઓને ઓઢવાની શાલ કોચ ઉપરથી જડી. એ ઘણી ઉમદા કારીગરીની હતી ને જીવીડોશીની તો હતીજ નહિ. જ્યારે એ શાલ તે જીવીડોશી પાસે લઇ ગઇ ત્યારે તો તેણે સકુબાઇને ખુબ ઝાટકી કહાડી, કે 'કેમ મૂકેલાં મેલેલાંને હાથ કેમ લગાડે છે? ખબરદાર જો ફરીથી એવું કર્યું છે તો તું તારી વાત જાણી. ઘરમાં ઉભીજ નહીં રાખું.' પણ સકુબાઇ કહેતી હતી કે તે વખતે જીવીડોશી ઘણાં ગભરાયેલાં લાગતાં હતાં."

સરસ્વતીએ આ બધું ઉશ્કેરાએલા ચિત્તથી સાંભળ્યું, તેનું મન ભ્રમિત થયું. બે ત્રણ શબ્દો બોલી પાર્વતીને બહાર કાઢી. પછી જે સાંભળ્યું હતું તે ઉપર વિચાર કરવા બેઠી. હરીવલ્લભ દાક્તરના ઘરમાં જવાન સ્ત્રી ભરાએલી હતી! અને તે પણ ચાકરો નહી જાણે તેમ! આ વિચાર તેના મગજમાં આવ્યો તેજ વખતે તેના દીલમાં અદેખાઈ ઉત્પન્ન થઇ કે જે અદેખાઇ આ વાર્તાની શરૂઆતમાં દાક્તર આગળ પોતાની ખામી તરીકે કબુલ કરી હતી. તેને લાગ્યું કે તેની આંખમાં લ્હાય બળતી હતી. તેણે મ્હો ઉપર ટુંકુ પાણી છાંટયું–પણ તેના મનમાંથી વસવસો નીકળી ગયો નહિ.

દાક્તર હરીવલ્લભની કોઇ પણ બ્હેન, મા કે બીજું નજીકનું સગું હયાત હોય એમ તે જાણતી નહોતી. ત્યારે આ અજાણી બાયડી કોણ? ને તેને પોતાના ઘરમાં સંતાડી રાખવાની મતલબ શું? પહેલીજ વારે અદેખાઇને લીધે તે પોતાના ભવિષ્યના વર ઉપર શક લાવી. આ બાયડીની વાત જ્યારથી સરસ્વતીના જાણવામાં આવી ત્યારથી તેનું મગજ ભમી ગયું હતું. શો રસ્તો લેવો! શેઠ જગજીવનદાસને તરત આ વાત કહી દેવાની તેની હીંમત ચાલી નહિ. ગમે તેમ હોય તોપણ વધારે પાકી ખાત્રી કર્યા વગર કોઇની છૂપી વાત જગતમાં જાહેર કરવાનો તેને હક નહોતો, તેમજ તે જાણતી પણ નહોતી કે દાક્તરના ઘરમાં કોઇ મેહેમાન છે, ત્યારે એકદમ મૂર્ખાઇ કરવામાં સાહસ નહિ તો બીજું શું? કેમે કરતાં–તેને કશો ઈલાજ સુઝયો નહિ.

બહુ વાર વિચાર કર્યા પછી તે એવા દૃઢ નિશ્ચય ઉપર આવી, કે એકદમ દાક્તરને મળી એ બાબત વિષે ખુલાસો કરવો; તેને જણાવવું કે આ વાત સાંભળી તેની વફાદારી માટે સંશય ઉત્પન્ન થયો હતો; અને તેને એ પણ જણાવવું કે જે અદેખાઇ માટે આટલી બધી ધાસ્તી રાખવામાં આવી હતી તે તેના દીલમાં શરૂ થઇ હતી; અને આ પ્રમાણે બધું કહી એકદમ ખુલાસો મેળવવો. તે હવે ઉઠી. કારણ કે જમવાનો વખત થયો હતો, પણ જતાં જતાં તેણે બારીએથી નજર કરી. બહાર થોડું થોડું ચાંદરણું પડતું હતું. ટંડી લાગતી હતી, આકાશમાં વાદળાં હતાં તે છતાં પણ તે જોઇ શકી કે દાક્તર હરીવલ્લભના માળ ઉપરનો ઓરડો જે હમેશાં ખાલી રહેતો હતો તેમાં દીવો કરેલો હતો. બારીએ લાલ પડદા નાખ્યા

હતા, અને એટલું તો ઉઘાડુંજ હતું કે તે ઓરડો આજે વપરાશમાં આવનો હતો દાક્તર હરીવલ્લભ કાંઇ મૂર્ખ નહોતો કે નકામું તેલ બાળે.

સરસ્વતી શી રીતે જમી તે તે પોતે પણ જાણતી નથી. વ્હેમ તથા અદેખાઇરૂપી અંગારાની ચીણગારી તેના શરીરમાં પેશી ચુકી હતી, ને જરાકજ આંચ ભડકો કરવાને જોઇતી હતી. !

વાળુ કરી લઇને તે વ્હારોવ્હાર પોતાના ઓરડામાં ગઇ. શેઠ જગજીવનદાસ પાસે પોતાનું માથું દુઃખે છે એવું બહાનું કાઢી સુઇ જવાની રજા માગી જે તે દયાળુ મામાએ ખરૂં માની આપી તેણે તરત પોતાની શાલ ઓઢી લીધી કારણ કે બહાર ટાંડી પુષ્કળ હતી. અને પોતે શું કરે છે તે કોઇને પણ જણાવ્યા વગર પાછલે દરવાજેથી બહાર નીકળી.

આ બધાનું શું પરિણામ આવશે તે તે થોડુંકજ જાણતી હતી !

---

## પ્રકરણ ૩ જું. દાક્તર હરીવલ્લભ ને ત્યાંઃ—

જ્યારે શેઠ જગજીવનદાસને ત્યાં "માધવ મહેલ" માં ઉપલા બનાવો બનતા હતા, ત્યારે આણીપાસ દાક્તર હરીવલ્લભના મકાનમાં જુદાજ બનાવો બનતા હતા.

જે રાતે સરસ્વતીને આપણે માધવ મહેલમાંથી બહાર નીકળતી જોઇ છે તેજ રાતે દાક્તર હરીવલ્લભના ( Prescribing–Room ) દવાખાનાના એક ઓરડામાં આપણને શું માલમ પડે છે તે જોઇએ.

આ ઓરડો કાંઇ ભપકાદાર નથી. વૈદક સંબંધી પુસ્તકો તેમજ થોડાં થોડાં નાવેલો એક સુશોભિત કબાટમાં મૂકેલાં જણાતાં હતાં. દાક્તરના એક મોટા લખવા વાંચવાના ટેબલ ઉપર એક મોટો લેમ્પ લટકી રહેલો હતો. ચાર પાંચ ખુરશીઓ અને એક નાનો કોચ, આટલી ચીજો ફરનીચર (સામાન)માં હતી. ટેબલ પાસેની એક આરામ ખુરશી ઉપર દાક્તર બેઠા હતા. તે એકલા નહોતા; તેની પાસેજ એક જવાન સ્ત્રી જમીન ઉપર ગુંઠણ ઉપર બેસી આજીજી કરતી હતી. દાક્તર તેને ખુરશી ઉપર બેસવા સમજાવતા હતા.

આ પેલીજ સ્ત્રી હતી કે જેને આપણે પહેલા પ્રકરણમાં દાક્તરના ઘર આગળ ટાઢમાં થરથરતી ઉભેલી જોઇ હતી. તેની ઉમર ૨૦ વરસની લાગતી હતી. તેણીના ચહેરાનું વર્ણન આપણે અગાઉ વાંચી ગયા છીએ. તે પોતાના ગોરા, પાતળા નાજુક હાથ દાક્તરના હાથમાં મૂકી ઉપર કહી ગયા પ્રમાણે આજીજી કરતી ઢબે દાક્તરના પગ આગળ બેઠી હતી. તેની આંખમાં આંસુ હતાં. દાક્તરે કહ્યું:"—લીલાવતી ! હું તને ફરીથી કહું છું કે ઉઠ ! તું આવી રીતે મારા પગ આગળ પડી છે તેથી મ્હને ખરાબ લાગે છે."

તે બોલીઃ—"હરીવલ્લભ ! જ્યાં સુધી એ વાત છાની રાખવાનું તું વચન આપે નહિ ત્યાં સુધી હું ઉઠવાની નથી. તું નકામી હઠ કરે છે."

"પણ છુપાવવાનું કારણ શું ? તું કાંઇ ચોર કે ખુની તો નથી, કે છુપું રહેવું જોઇએ. હું તને વીનંતી કરૂં છું કે એ વાત તું છુપી ન રાખ."

"શું હું મારી હાજરી આ ગામમાં જણાવી દઉં ? ઓ હરીવલ્લભ, હું તે કરતાં મરવાનું વધારે પસંદ કરીશ મારો અંતકાળ હવે નજીક આવ્યો છે, અને તેથી માત્ર મારા પાસેનાં વહાલાંઓને મળવાની ખાતરજ પડતી આખડતી પણ હું અહીં આવી છું. જો મારી

હાજરી બીજું કોઈ જાણે તો મ્હારૂં મોત થઇ જાય. વહાલા હરીવલ્લભ, હું આશ્ચર્ય થાઉં છું કે પરમકૃપાળું પરમેશ્વરે મેં જે દુઃખો ખમ્યાં છે, તે ખમવાની શક્તિ મ્હને કેમ આપી હશે ? ગમે એવી આપદામાં, તોપણ હું તને ખાત્રી આપું છું કે, ગમે એવી હાડમારીમાં પણ મેં તને વિસાર્યો નથી. તું અને તેને ! હરીવલ્લભ ! મ્હારે લીધે ત્હારે જે જે ખમવું પડયું છે, તેનો કેમ બદલો આપવો તે હું સમજી શકતી નથી. ઇશ્વર તને તેનો બદલો આપે ! તેં મને બહેન કરતાં વધારે પ્યારથી ચાહી, પણ મેં તારૂં માન્યું નહિ ને મેં જે જે દુઃખ ભોગવ્યાં છે તે માટે હું પ્રભુને ઠપકો આપતી નથી. તે તો મારા પાપની સજા હતી અને હવે હું મરવાની અણીઉપર આવી છું ત્યારે તને મળવા, અને તેને મળવા આ ગામની મુલાકાત લીધી છે તું મને તેનો ચેરો છુપી રીતે દેખાડ ! અને હું સંતોષથી મરીશ" દાક્તરે તેને વાંસે હાથ ફેરવતાં કહ્યું;—લીલાવતી ! તું એમ ના બોલ ! ગઇ ગુજરી યાદ કરવામાં કશો ફાયદો નથી. અને મેં જેટલું એક માણસે કરવું જોઇએ તે કરતાં કાંઇ વધારે કર્યું નથી. તું તારૂં પાપ સમજી પસ્તાવો કરે છે તે સારૂં છે. પણ જ્યારે તું મારા પગપર પડી મારી પાસે કાલાવાલા કરે છે, ત્યારે મારાથી કેમ ના પડાય ? તું કહે છે તેમ તારી હાજરી હું છુપી રાખીશ."

તે આ સાંભળી હરખભેર બોલી ઉઠી:-"મારા વહાલા હરીવલ્લભ ! મારા એકલા સાચા દોસ્ત ! હું તારો ઉપકાર કેવી રીતે માનું ? જેટલો પ્યાર તું મારા ઉપર દેખાડે છે તેટલો કોઇએ દેખાડયો નથી. હા, મારા માયાળુ મિત્ર ! જો પેહેલેથીજ મ્હેં તારી શીખામણ માની હોત તો આવી સ્થિતિએ હું પહોંચત નહિ." આટલું બોલી લીલાવતી રડવા લાગી.

દાક્તર તેને ઉઠાડી વહાલથી તેના હાથ ઉપર એક ચુંબન લીધું ને દીલાસો આપવા લાગ્યો ને બોલ્યો:- "બસ કર, બસ કર લીલાવતી ! તારી તબીયત બગડશે." આમ જ્યારે તે એક દુઃખી બાળાને શાંતિ આપતો હતો, ત્યારે તે થોડુંજ જાણતો હતો, કે તેની ભવિષ્યની પત્નિ-અદેખી સરસ્વતિ-સઘણું, અદેખાઇ તથા વહેમના તાપથી બળતી આંખોવડે આ બધો તમાશો જોતી હતી. ફક્ત પાંચજ મીનીટ અગાઉ સરસ્વતી આવી પહોંચી હતી. તેણે જોયું તો દાક્તરના 'પ્રીસ્કાઇબીંગ રૂમ' (ઓરડામાં) દીવો સારી રીતે બળતો હતો. હવે તે જાણતી હતી કે જો દાક્તર ઓરડામાં પોતે હોય તોજ આ પ્રમાણે દીવાનો પ્રકાશ રાખતો હતો વાસ્તે અત્યારે પણ તે તે ઓરડામાંજ હોવો જોઇએ.

દાક્તર એવા તે શા કામમાં રોકાએલા હશે કે આજે બબ્બે દહાડા થયા માધવ મહેલની મીજબાનીમાં પણ આવી શકતા નહોતા, તે જાણવાની ને સરસ્વતી" ઇચ્છા થઇ. તે ધીમે ધીમે ઓટલા ઉપર ગઇ અને બહારથી તે ઓરડા આગળ જઇ પહોંચી. બારીપર જાડા પડદા નાંખ્યા હતા તોપણ થોડો થોડો ખાંચો રહ્યો હતો જેમાંથી બધું જણાતું હતું સરસ્વતીના પગમાં રબરનાં (બુટ) સ્લીપરો પેહેરેલાં હતાં અને બહાર પવનનો સુસવાટો પુષ્કળ હોવાથી તેનાં પગલાં સંભળાયાં નહિ.

તે ત્યાં ઉભી અંદરથી બે જણ વાત કરતાં હોય તેવો અવાજ આવ્યો. તેણે અંદર નજર કરી, ત્યારે તેણે શું જોયું ? તેનો પોતાનો ભવિષ્યનો પતિ એક નાજુક અબળાને સોડમાં લઇ વાંસે હેતથી હાથ ફેરવી પંપાળતો હતો. તે એકદમ પાછી હઠી પણ એટલામાં ચું-

બનનો અવાજ તેને કાને પડયો. આ દેખાવ જોઇ તે ખુબ ઉશ્કેરાઇ ગઇ. તેની ખાત્રી થઇ કે દાક્તર હરીવલ્લભ અને બેવફા નીવડયો. તેને તમ્મર આવ્યાં પણ બારી પકડી લીધી, અને થાક ખાવા ઉભી. શું કરવું તે તેને ઘડીભર સુઝયું નહિ.

આ બેવચની પુરૂષને આપેલું વચન તોડી નાંખવાનો તેણે ઠરાવ કર્યો. એકદમ અંદર જઈ ખુલાસો મેળવવા શિવાય બીજું કશું વધારે ડહાપણ ભરેલું પગલું તે વિચારી શકી નહિ. અદેખાઇ અને વહેમથી ઉશ્કેરાઇ ગયેલી તે બારણા તરફ ગઇ ને બારણું ઠોકયું. જીવી ડોશીએ આવી બારણું ઉઘાડી તેને અંદર ઘરમાં આવવા દીધી. તે ડોશી તેના આમ એકાએક આવવાથી અચંબો પામેલાં જણાયાં. સરસ્વતીએ જાણવા છતાં પૂછયું:-" દાક્તર ઘરમાં છે?" જીવીડોશીએ કહ્યું:-હાજી છે, પણ જરા કામમાં છે, હું તેમને કહી આવું; તેટલામાં દીવાનખાનામાં બેસો. "-" ઠીક! હું અહીં બેસુંછું, તેટલામાં તમે તેમને મોકલી દો." આમ બોલી સરસ્વતી એક કોચ ઉપર બેઠી.

સરસ્વતીએ મનમાં વિચાર્યું "એ બુઢ્ઢી સઘળું જાણે છે, અને તે છુપાવે છે-'જરા કામમાં છે!'-તે ઓછુંજ જાણે છે કે, તે શું કામમાં રોકાયા છે તે બધું મને ખબર પડી ચુકયું છે!" જીવીડોશી બહાર ગયાં, તેટલો વખત સરસ્વતીનો કેમ ગયો હશે તે કહી શકાતું નથી. તેણે મનમાં એક પકકો ઠરાવ કર્યો હતો. આથી જોકે પોતાનું બધું ભવિષ્યનું સુખ નાશ પામશે એમ જાણતી હતી તોપણ તે અમલમાં લાવવાનો તેણે દઢ મનસુબો કર્યો હતો. દાક્તર હરીવલ્લભ અંદર આવ્યો. દાક્તરે જરા ખુશ મિજાજથી પૂછયું:-" સરસ્વતી, વાહ! આજે કેમ આમ ગુપચુપ નીકળી આવવાનું મન થયું!"

સરસ્વતીનો આ ઢંગથી તેના તરફનો ધિક્કાર વધ્યો. સરસ્વતીએ દમમાં જવાબ દીધો: "મ્હને અહીં આવવાનું કારણ છે-દાક્તર સાહેબ!"

દાક્તરે નિર્દોષ મશ્કરી કરતાં કહ્યું:-'દાક્તર સાહેબ! ઓ-હો! આજે કંઇ તોફાની વાદળું ઘેરાએલું લાગે છે!" "હું તમને દાક્તર સાહેબના નામથી બોલાવુંછું, તેનું કારણ છે. અને તે કારણ તમે ક્યારનાએ સમજી ગયા હશો. હું કહું તે પહેલાં તમારા મનનેજ પૂછી જૂઓને!" હરીવલ્લભનું દીલ સાફ હતું. તે સમજી શકયો નહિ, કે સરસ્વતી આમ કચડાંગીમાં કેમ બોલે છે. તે બોલ્યો:-"ખરં કહુંછું, સરસ્વતી, તું શું કહે છે તે હું સમજી નથી શકતો. માટે જે હોય તે ખુલ્લે ખુલ્લું કહી દે."

સરસ્વતીએ ગુસ્સાથી કહ્યું-" હું અજબ થાઉંછું, કે તમે જેમને મેં આટલા પ્રમાણિક અને સાચા સમજેલા, તે આ પ્રમાણે આવો ઢોંગ કરી શકો છો! શું તમે સમજતા નથી, કે હું શાને માટે બોલુંછું!"

ખરેખર હરીવલ્લભ નહોતો જાણતો કે આ ગડબડનું શું કારણ હતું. સરસ્વતી, તું ભેદમાં ને ભેદમાં ના બોલ. જે હોય તે ખુલ્લું કહે. કારણ કે મરમમાં કોઇને કડવા શબ્દો કહેવા માટે મને ધિક્કાર છે. હરીવલ્લભે તડ ને ફડ કહી દીધું.

(અપૂર્ણ.) મટુલાલ રતિલાલ શુ.

---

# વિવિધ વિહાર.

## સીસ્ટર નિવેદિતાનાં સ્મરણો.

( અંગ્રેજી ઉપરથી )

તે કહેતાંઃ–દક્ષિણનાં સુંદર દેવગૃહ મ્હને ઇંગ્લાંડનાં દેવલોનું સ્મરણ કરાવે છે. દરવાજામાંથી અંદર જઇએ કે એક વિશાળ ચોક આવે છે. તે ચોકનાં મધ્ય ભાગમાં દેવાયતન છે. દેવગૃહની આસપાસ આસોપાલવનાં ઝાડ છે. દેવાલયનાં દ્વારને સુંદર માંગલિક તોરણોથી શણુગારવામાં આવે છે. આ દેવાલયના અંદરના ભાગમાં ઘાસનાં ઝુંપડાં અથવા તો માટીની ન્હાની ન્હાની ઓરડીઓ છે. અહિંઆં સાધુઓ અને યાત્રાળુઓ રહે છે. અહિં શાળાઓ છે; અને પવિત્ર વિદ્યાર્થીઓનો વેદધ્વનિ શાંતિનું સામ્રાજ્ય પ્રસારે છે. કોઇ કોઇ ન્હાના ન્હાના કુમારો તરુવરોનાં પાંદડાંપર લખે છે. ભૂતકાળમાં ઇંગ્લાંડમાં પણ ક્રીસ્ચન કુમારો ગુરુઓ પાસે વૃક્ષની શીતળ છાયામાં બેસી લખતા. અહિંઆં યાત્રાળુઓને જોઇતી ચીજ પૂરી પડે તે માટે દુકાનો છે. આ દેશના સાધુઓ તે તે દેશના Monks ( બાવાઓ ) છે. તાંજોરનું દેવલ જગતનાં કલહ, જંજાલ અને ઘોંઘાટથી દૂર છે. તે દેવાલય ધર્મનું–શાંતિનું–આત્મસંયમનું સ્થાન છે.

૧૯૦૪ના ઓકટોબર માસમાં બુદ્ધગયા (ગામમાં) સીસ્ટર નિવેદિતા ગયાં. દેવાલય પાસેના તરકુંજમાં તે મિત્રમંડળ સાથે બેઠાં હતાં. આજે અત્યારે તે શાંત હતાં. આકાશના અંધકારમાં તારલાઓ ચળકતા હતા. આસપાસની વાડીઓના દીપકો હોલવી નાંખવામાં આવ્યા હતા. બેઠાં બેઠાં શાંતિપૂર્ણચિત્તે ભૂતકાલનું તે અવલોકન કરતાં હતાં. ઘણીવાર શાંત રહ્યા પછી બુદ્ધના સમય વિષે આશ્ચર્યજનક રીતે તે બોલ્યાંઃ " બૌદ્ધ ધર્મ એ કંઇ નવો ધર્મ ન હતો. બુદ્ધ એ એક મહાત્મા, ધર્મનેતા, અને શિક્ષાગુરુ હતા. ત્હેમની સાથેના સાધુઓ કરતાં ત્હેમનું જીવન વધારે દૈવી, વધારે ઉન્નત અને વધારે પવિત્ર હતું.

ત્હેમના અનુયાયીઓ હિંદુસમાજમાંજ વસતા. ત્હેમનો મત માનનારાનું મંડળ કંઇ નવું ન હતું. ત્હેમને કંઇ નૂતન ધર્મ સ્થાપવાની વાંચ્છના પણ ન હતી. અન્ય જનોના કરતાં ત્હેમનું જીવન વધારે પવિત્ર હતું. ત્હેમની વિશ્વવ્યાપક જગન્નિયંતામાં અતિદૃઢ મહા શ્રદ્ધા હતી. જેમ રામકૃષ્ણના શિષ્યો હિંદુસમાજથી વિયુક્ત નથી તેમ તે પણ ન હતા. આ શિષ્યો પણ હિંદુ સમાજમાંજ વસે છે, અને અન્ય મહાત્માઓ અને ધર્મનેતાઓ કરતાં તેઓ ત્હેમને વધારે પૂજ્ય ગણે છે. બૌદ્ધ ધર્મના પ્રચાર સમયે પણ હિંદુ ધર્મ પ્રચલિત હતો. આ વાત તે સમયના પુસ્તકોમાંથી માલુમ પડતી નથી એમ ઘણા કહે છે. પણ ક્યાંથી માલુમ પડે ? તે એક મહર્ષિ હતા. હું જો My Master (મ્હારા ગુરુજી) સ્વામી વિવેકાનંદના જીવનનું આલેખન કરતી હોઉં, તો વૈષ્ણવો વિષે એક પણ અક્ષર હું લખું નહિં એ સહજ જ છે. આ પ્રમાણે જો કોઇ ભવિષ્યકાળનો ઇતિહાસકર્તા મ્હારાં પુસ્તક પરથી એમ માને કે રામકૃષ્ણના અનુયાયીઓ વૈશ્નવ મતથી વિયુક્ત હતા તો તે સત્ય ગણાય ? ભારત વર્ષમાં હિંદુઓએ બૌદ્ધ ધર્મનો નાશ કર્યો એમ કહેવાય છે, તે ઇતિહાસ પણ મ્હને તો અસત્યજ ભાસે છે. એ બેમાં કંઇ વિરોધ હતોજ નહિં. બૌદ્ધ અને હિંદુ એ બન્ને ધર્મો એક સમયે ઉત્તર હિંદુસ્તાનમાં પ્રવર્તતા હતા,

એ વાંચી હું કેટલી બધી પ્રસન્ન થઇ હતી ? હિંદમાંથી બૌદ્ધ ધર્મના નાશનું કારણ હિંદુઓ નથી પણ ત્હેનું વિસર્જન કુદરતીજ છે.

કેટલાંએક ન્હાનાં નિર્દોષ બાળકો પાસે બધિરી હૉલની અગાશીમાં The Light of Asia* નામનું કાવ્ય તે વાંચતાં હતાં. વાંચતાં વાંચતાં ત્હેમનો અવાજ ત્હેમના અંતરપર બુદ્ધનાં જીવન અને કામની શી અસર થતી હતી ત્હેની સાક્ષી પુરતો હતો. સાયંકાલ હતો. સર્વ બાળકો પાસે બેઠાં બેઠાં શાંતતાથી સાંભળતાં હતાં. ત્હેમણે કહ્યું: " જ્યાં સુજાતાનું+ ગૃહ આવેલું છે, ત્યાં આપણે જઇશું. તે મહાસતીના ઘરની સૂચના કરતો શીલાલેખ ત્યાં નથી. લીલું કોમલ ઘાસ તે ભૂમિ ઉપર ઉગેલું છે. પણ તે એક પવિત્રસ્થાન છે. સુજાતા એક પવિત્ર, આદર્શ ગૃહિણી હતી. દુઃખના સમયમાં ત્હેણે Master (ગુરૂશ્રી)ની સેવા કરી હતી. જ્યારે તે ક્ષુધાર્ત હતા ત્યારે ત્હેમને સંતોષ આપ્યો હતો.

ગયાજીથી તે પાછાં ફરવાનાં હતાં. તે મ્લાન, નિરાશ હતાં. ઓરડામાં આખી રાત્રી તે આજે રડતાં હતાં. ત્હેમણે કહ્યું: " આપણાપ્રયત્નો નિષ્ફળ ગયા છે. કુંભકરણની નિદ્રામાંથી દેશ હજી જાગ્રત થયો નથી. તે હજી મૃત છે. ત્હેનામાં હજી ચેતન આવ્યું નથી. લોકો હું કહું તે સાંભળે છે, પણ પાછા એમના એમજ વર્તે છે. મ્હારા કહેવાની કાંઇ પણ અસર થતી નથી. આપણે હજી કાંઇ કરી શક્યાં નથી ભારતવર્ષનું સત્ય જ્યોતિર્મય જીવન-જે જીવનને લીધે તે જગતનું પ્રશંસાપાત્ર અને એશિઆનું હૃદય બન્યું હતું—તે હજી પુનઃ જીવન પામ્યું નથી. ઓ ભારતવર્ષ જે યશસ્વી મહાપુરૂષો ત્હેં ઉત્પન્ન કર્યાં છે, ત્હેનો તો કંઇ વિચાર કર; જે અમૂલ્ય મહાન વારસો ત્હને મળ્યો છે, ત્હેનો સદુપયોગ કર.' જગતના વિકાસમાં ભારત વર્ષે કેટલું કર્યું છે ? તે જીવન—તે ગૌરવ પાછાં ક્યારે આવશે ?

એક વખત બનારસમાં તે પાંડેની હવેલીમાં ઉતર્યાં હતાં. તે પુરાતન મકાનની બારી પાસેની શેરીમાં પડતી હતી. મધ્યાન્હ હતો. ઘાસ કાપનારી મજુરણો ઘાસ વેચી પાછી આવતી હતી. ત્હેમાંની એક ત્યાં ઉભી રહી; અને જે ઘાસના બદલામાં મળ્યું હતું તે ગણવા લાગી ત્હેના હાથમાં કોડીઓ હતી. બુદ્ધના સમયના તે સિક્કા જોઈ ત્હેમણે કહ્યું: " કાશીમાં વસવાથી નૂતન તેમજ પુરાતન ભારતવર્ષનું ભાન થાય છે. ઑક્સફર્ડ અથવા પારીસ ગતકાલમાં જેમ યૂરોપમાં વિદ્યાનું કેન્દ્રસ્થાન હતું તેમ કાશી પણ છે. અહિંઆં વસવાથી હિંદના વિવિધ ભાગના, વિવિધ જાતના વિદ્વાનો અને સાધુ સંતોનો સમાગમ થાય છે.

* ' લાઈટ ઑફ એશિયા '—એટલે એશિયાનો પ્રકાશ અથવા દીપક. બુદ્ધ ભગવાનનું જીવનચરિત્ર, પુણાની ડેકનકોલેજના માજી પ્રિન્સિપાલ ( મુખ્ય શિક્ષાગુરૂ ) સર એડવિન આર્નોલ્ડે, મધુર અને રસિક ભાષામાં ઉતાર્યું છે. અને ત્હેમાંથી સ્વ. સા. ગોવર્ધનરામ તથા સાક્ષર કવિ નરસિંહરાવે છૂટક ફકરાનાં ભાષાન્તર બહુ સુન્દર રીતે કર્યાં છે. રા. રા. નરસિંહરાવ તે આખા કાવ્યનું ભાષાન્તર ' જગજ્જ્યોતિ ' એ નામથી કરે છે એમ જાણવામાં આવ્યું છે. તન્ત્રી-સુ. સુ.

+ બુદ્ધ ભગવાન તપ કરતાં વનમાં ભૂખ અને તરસથી મરણ પામવાની સ્થિતિએ આવી પ્હોંચ્યા હતા, એવામાં ભગવતી સુજાતાએ પોતાને પુત્ર થાય તો વનદેવતાને થાળ ધરાવવાની માનતા લીધી હતી તે ત્યાં આવી પ્હોંચી; અને તે થાળમાંથી પોતાને હાથે (બુદ્ધભગવાન બળહીન થઇ ગયા હતા) ત્હેમને વનદેવ માની ભોજન કરાવ્યું. આથી ચેતન પામી બુદ્ધભગવાનને ત્હેની સાથે સત્ય ધર્મ વિષે વાત કરતાં પોતાના ખરા ધર્મનું ભાન થયું અને ત્હેમણે નમ્ર હૃદયે સુજાતાદેવી પાસે આશીર્વાદ માંગ્યો હતો. બુદ્ધભગવાનને સુજાતા પોતાની સરલ, એકમાર્ગી, પતિવ્રતવાળી જિંદગીનો અહેવાલ કહે છે, તે આ ' લાઈટ ઑફ એશિયા ' નાં કાવ્યમાં બહુ લલિત પ્રસંગ છે. તન્ત્રી-સુ. સુ.

એક વખત ખુદાબક્ષ પુસ્તકાલયમાં તેઓ ગયાં. ત્યાં ત્હેમને ઇતિહાસના સુવર્ણમય પૃષ્ઠ પર અમર થઇ ગએલા હિંદના સુવિખ્યાત મોગલ શ્હેનશાહ શાહજહાનના અક્ષર બતાવવામાં આવ્યા. તે પત્રને પોતે સ્પર્શ કરવાની રજા માગી. તેમ કરવા આજ્ઞા મળવાથી પોતાનો હાથ ત્હેમણે તે અક્ષર પર મૂક્યો. અને કેટલોક વખત સુધી ધ્યાનસ્થ રહ્યાં. જાણે ભૂતકાલના આત્મા સાથે ત્હેમને સંબંધ હોય નહિ, તેમ ત્હેમણે શાંતિ ધારણ કીધી હતી.

નલંદ*માં ત્હેમણે એક ઇંટ લીધી. સરનાથ આગળ ત્હેમને એક પત્થર જડ્યો. આ બન્નેને અધ્યયનગૃહમાં તે સદા સાથે રાખતાં. કોઈ કોઇ સમયે પત્થર અને ઇંટની તે પૂજા કરતાં. ભારતભૂમિનું સર્વ ત્હેમને અવર્ણનીય આનંદ આપતું,—ત્હેમાં ત્હેમને અલૌકિક રસ પડતો. પુરાણ ભારતની સર્વ ચીજમાં ત્હેમને કાંઇક વિલક્ષણ ગૌરવ ભાસતું. બાહ્ય દેખાવને માટે તે કદી પ્રયત્ન કરતાં નહિ. અન્ય મનુષ્યો અને પ્રાણીઓનાં અંતરનું આકર્ષણ કરવું તે તે કુદરતી રીતે શીખ્યાં હતાં.

આર્યસમાજના એક પંજાબી ઉપદેશકે ત્હેમને વિવિધ જાતના પ્રશ્નો પૂછ્યા. અને જેમ તે બીજા પાદરીઓને ધાર્મિક પ્રશ્નો પૂછતો તેમ ત્હેમને પણ પૂછ્યાં. તે પવિત્ર શાંત સાધ્વીએ પ્રશ્નોના ઉત્તર આપ્યા. તે જરા પણ ક્રોધિત થયાં નહિ. વાતચિતમાં ત્હેણે ત્હેમને 'મડમ સાહેબ' કહી સંબોધન કર્યું. સરલ અવાજમાં અતીવ નમ્રતાથી આકર્ષક રીતે ત્હેમણે કહ્યું "તમે મ્હને મડમસાહેબ કરતાં બ્હેન કહેશો તો વધારે ઉપકાર માનીશ." તે ઉપદેશક શાંત થઇ ગયો અને તે દેવીના હૃદયની મહત્તાનો ત્હેને વિચાર થઇ આવ્યા વિના રહ્યો નહિં. કેટલી સરલતા! કેટલી નમ્રતા! કેટલી મહત્તા!

એક વખત ત્હેમણે કહ્યું: "કેળવણી! હાય! હિંદુસ્તાનનો તે એક મહા ગંભીર સવાલ છે. ખરી કેળવણી કેવી રીતે આપવી? દેશોન્નતિમાં ત્હમે પ્રવૃત્ત રહો તેવી કેળવણી કેમ અપાય? ભારત વર્ષના સત્ય પુત્રો અને પ્રશંસનીય નાગરિક ત્હમને કેવી રીતે બનાવાય? સર્વ પશ્ચિમનું અંધ અનુકરણ કરે છે. ત્હમારી કેળવણી એ ત્હમારા અંતરની કેળવણી જોઇએ—ત્હમારા મનની—ત્હમારા આત્માની કેળવણી જોઇએ. એ કેળવણીથી ભૂતકાલ અને વર્તમાન કાલ સાથે ત્હમારે સંબંધ થવો જોઇએ. જે શાલાઓ સ્થપાય છે તે શું ખરી કેળવણી આપશે? શાલાનાં વિદ્યાર્થી ગૃહોમાં વસતાં વિદ્યાર્થીઓ કાંઇ પણ ખરી કેળવણી લેશે નહિ—આ ગૃહોમાં ત્હેમનો સંપૂર્ણ કુદરતી વિકાસ કુદરતી રીતે થશે નહિ.

તે કહેતાં: "અન્ય વિદેશીઓ સાથે વ્યાપારમાં—કલામાં—હુન્નરમાં સ્પર્ધા કરો. શા માટે ત્હમે પછાત રહો છો? જીવનના જે પન્થમાં ત્હમે રહેતાં હો ત્યાં પ્રકાશ પાડો. ત્હમારા કાર્યમાં શ્રેષ્ઠ બનવા પ્રયત્ન કરો. ત્હમે નિરાશ ન થતાં, સર્વોત્તમ બનવા હમ્મેશાં પ્રયાસ કરો. વિદેશીઓની (વિદ્યાકલા અને વ્યાપારી બુદ્ધિશક્તિ) આગળ શા માટે ત્હમે માથું નીચું કરો છો? શા માટે ત્હમે પોતે કંઇ કરતાં નથી?" આ વચનો તે પવિત્ર દેવી હિંદની ઉન્નતિ માટે કેટલાં આતુર હતાં તે દર્શાવે છે.

એક વખત ત્હેમણે કહ્યું: "તે પવિત્ર માતા પ્રત્યે પ્રેમ રાખવો હોય તો ત્હેની સેવા કરો—ત્હેના પુત્રોનું ભલું કરવા મથો. ત્હમારા શ્હેરના જુદા જુદા ભાગમાં યુવકમંડળો

* અહિં બૌદ્ધધર્મનો એક પ્રસિદ્ધ મઠ હતો—નલંદ અને સરનાથ બૌદ્ધધર્મના ઇતિહાસમાં જાણીતી જગ્યાઓ છે.

સ્થાપો,-જ્ઞાનનો પ્રચાર કરવા, અનાથને સહાય કરવા, અજ્ઞાનને જ્ઞાન અર્પવા, ગરીબને સુખી કરવા,–સ્વયંસેવકોને ઉત્તેજન આપો. દરેક મંડળમાં હિંદુ અને મુસલમાન યુવાન કુમારોએ સાથે જ કામ કરવાનું છે. હિંદની આ બન્ને મહાન્ જાતીઓ ઘણાં ગામમાં એકજ પરાંમાં વસે છે. તો સંપથી, ધૈર્યથી અને એકતાથી જે કાર્ય સિદ્ધ થશે તે કાર્ય કુસંપથી નહિં થાય.

એક વખત એક ભાષણમાં ત્હેમણે કહ્યું: " ત્હમારા દેશને સુધારવાના–ત્હમારી પ્રજાનો ઉદય કરવાનાં ઘણાં સાધનો છે. જ્યારે અમે ત્હમને તે આચારમાં મૂકવાનું કહીએ છીએ, ત્યારે જનસમાજથી ત્હમે બ્હીઓ છો–લોકોની નિન્દાથી ત્હમને જે સત્ય અને યોગ્ય લાગે છે તે ત્હમે તજો છો; અને કહો છો કે અમે આમ કરીએ તો હમારી જ્ઞાતિના અન્ય પુરૂષો હમારી સાથે જમશે નહિ. હમારા પુત્ર પુત્રીઓને અવિવાહિત રહેવું પડે. બ્હીકણુતા ભરેલા ત્હમારા આ સવાલોના ઉત્તરમાં હું ત્હમને કહું છું કે,–" These men whom you fear are the enemies of human progress; you know them to be ignorant, mean and unpatriotic. Consider it a shame and not an honour therefore to dine with them. Consider your blood defiled if it mingles with theirs. ( જે લોકોથી ત્હમે બ્હીઓ છો, તેઓ માનવ જાતિના ઉત્કર્ષના દુશ્મન છે. ત્હમે જાણો છો કે તેઓ અજ્ઞાન, અધમ અને દેશદ્રોહી છે. તેથી ત્હેમની સાથે જમવું તે એક માન નહિ પણ શરમ ભરેલું માનો. ત્હેમના રૂધિર સાથે ભળવાથી ત્હમારૂં લોહી પણ અપવિત્ર થાય છે એમ માનજો.

[ ' હિંદુઓના વહેમમાં સીસ્ટર નિવેદિતાને અંધશ્રદ્ધા છે અને ત્હેમના સામાજીક રીતરીવાજોનાં તે અંધ હિમાયતી અને અનુયાયી છે "–એમ માનનારાઓને સીસ્ટર નિવેદિતાના આત્મગૌરવની ઝાંખી પણ થઈ નથી,—તેઓ ત્હેમને ઓળખતા જ નથી!].

હિંદુસ્તાનની સ્ત્રીઓનું જીવન ઉચ્ચ બનાવવા તે પ્રયત્ન કરતાં. તે કહેતાં, ત્હમારી પત્નીઓ સુંદર ગૃહરાણીઓ, ઉત્તમ રસોઈ કરનારીઓ અને પ્રેમાળ સેવિકાઓ છે, તેથી ત્હમે શું કામ સંતોષ માનો છો? ખરેખર આ ગુણો ઉત્તમ, પ્રશંસનીય અને ઇચ્છવા યોગ્ય છે. ત્હમે સુખી છો. ત્હમારો ગૃહસંસાર કલેશ–કલહરહિત છે. પણ આ ગુણો સર્વોત્તમ નથી. ત્હમારાથી પૃથ્વીપર હજી સ્વર્ગ લવાયું નથી. ત્હમારી પત્નીઓ ત્હમારાં મહાકાર્યોમાં સહધર્મચારિણી થાય ત્યારેજ ત્હેમનું સ્રીપદ ખરૂં; ત્યારેજ ત્હેમનાં જીવનનું સાફલ્ય, ત્યારેજ સ્વર્ગનાં સુખોનો ઉપભોગ! ત્હેમને ત્હમારાં સહાયક અને મિત્ર બનાવો. જે સત્તા અને માનનો ત્હમારાં ગૃહમાં ત્હમે ઉપભોગ કરો છો તે ખરેખર ઘણાં છે. ત્હમારી સત્તાથી–ત્હમારા જુલમથી તે પ્રકાશી શકતાં નથી. ત્હમારી પત્નીઓને યોગ્ય કેળવણી આપશો,–યોગ્ય સ્વાતંત્ર્ય અર્પશો,–ત્હેમને વધારે રસિક, પ્રેમાળ અને પવિત્ર બનાવવા પ્રયત્ન કરશો, ત્હેમના જીવનમાં અમી રેડશો, ત્યારે ત્હમેજ સુખી થશો; ત્યારેજ ત્હમારાં જીવનમાં અમૃતનું અમોલું ઝરણું વહાં કરશે અને ત્હમારાં પુત્રપુત્રીઓની–સગાંસહોદરની ફુલવાડીમાં પ્રેમ, મૃદુતા, દયા અને દિવ્યતાનાં મીઠડાં જળનું સિંચન કરી, સર્વદા લીલી છમ રાખી, ત્હેને પુષ્પવની સુરમ્ય અને મનોહર બનાવી શકશો.

ભારત વર્ષમાં અજ્ઞાનનો નાશ કરવા માટે પોતાનું જીવન તે પવિત્ર માતાના ચરણમાં અર્પણ કરનાર આ સાધ્વી ભારત અને ભારતવાસીઓના દુર્ભાગ્યે આ ફાની પાપ

પૂર્ણ જગતનો અકાળે ત્યાગ કરી પ્રભુના પવિત્ર ધામમાં ગયાં છે, ત્હેમના અમર આત્માને વિશ્વપતિ પ્રભુ ચિર શાંતિ આપો !

ગૂજરાતની ગૃહદેવીઓ ! તે પવિત્ર સન્નારીના મૃત્યુ માટે એકાદ બે અશ્રુ બિન્દુ ખેરવો–ત્હેમના આત્માની શાંતિ માટે પ્રભુ પ્રત્યે ત્હમારાં અંતરના અંતરમાંથી પ્રાર્થના કરો. ત્હેમનાં જેવા બનવાં–'ફુલ નહિ તો ફુલની પાંખડી' બનવા–નિરંતર પ્રયત્ન કરો. ગૂજરાતની કોઇ પવિત્ર બ્હેન સીસ્ટર નિવેદિતા બની પોતાનાં બાન્ધુના ઉદ્ધાર અર્થે જીવન અર્પણ કરી, ત્હેમનામાં જ્યોતિ કયારે પ્રગટાવશે ?

—રમણીક ત્રીવેદી.

# विद्याकळा—वैदक.

## તુલસી.

(આર્યભિષક મરાઠી ચોપાનીયું, પુસ્તક ૪ થું–અંક ૫ મો, મુંબઇનું; સન ૧૮૯૨ ત્હેમાંથી સારાંશ.)

તુલસીનો છોડ સુમારે હાથ બે હાથ ઉંચો થાય છે. તે કાળી અને લીલી એવી બે જાતની થાય છે. તુલસીને માંજરો આવે તે પછી બી થાય છે. તે માંજર અને તુલસીદલ દેવની પુજા કરવાના કામમાં આવે છે. કાળી તુલસીનું ઝાડ કાળા રંગનું થાય છે, અને કાળી તુલસી લીલી કરતાં વધારે ગુણકારી છે.

તુલસીના ઝાડમાં અનેક અપુર્વ ગુણ છે. માટે આપણા ઋષિમુનિઓએ દૂરદષ્ટિથી સૌ લોકને ઘેર ઘેર તુલસીના છોડ હોય એવી યોજના કરી છે. તે ગોઠવણથીજ તેમનું પુરૂં શાણપણ અને દૂરદષ્ટી જાણવામાં આવે છે.

તુલસીનાં ઝાડ ઘરનાં આગણાંમાં રોપવાથી આરોગ્યતા વધે છે, તુલસીના છોડમાંથી એક પ્રકારનો વાયુ ઉત્પન્ન થઇ, તે ખુલ્લી જગામાં રહેલા ખરાબ વાયુનો નાશ કરી, તે જગામાંની હવા શુદ્ધ કરે છે. આવો તેનો ભારે ગુણ હોતાં તુલસીના છોડની નિત્ય પુજા કરવી, તેની પ્રદક્ષિણા કરવી, આ જે આપણા ધર્મમાં નિત્ય નિયમ કરેલો છે, તે વડે આપણને ઘણોજ ફાયદો છે, એમાં કાંઈ જાસ્તી કહેવું નથી.

તુલસીના છોડ ફક્ત આપણા ભરતખંડમાંજ થાય છે, તુલસીના છોડ જેવી અપાર ગુણકારી વનસ્પતિ ઈશ્વરે આ ભરતખંડમાં આપણા આર્યોના સુખને માટે નિર્માણ કરી છે. એ આપણા ઉપર બધા દેશો કરતાં ઇશ્વરની ઘણીજ મ્હોટી કૃપા છે. પણ આ કૃપાનો તીરસ્કાર કરીને પૌષ્ટીક ઔષધ જોઇએ, ત્યારે લ્યો કોડલિવ્હર ઓઇલ ! (માછલીનું તેલ) ! ચહા જોઇએ, ત્યારે લ્યો લોહી સોશણ કરનાર ચીનાઇ ચહા ! વળી તે પણ હાડકાના પ્યાલામાં ! આ કેટલો નઠારો રીવાજ છે વારૂ !!!

ભરતખંડમાં કૃતઘ્ન, દેશ ડુબાવે એવા કેટલાક ડાહ્યા લોકો છે, તેમને આ વાત જાણવામાં પણ નથી કે " ગાયના દૂધ સરખો પૌષ્ટિક પદાર્થ આ જગતમાં બીજો કોઇ પણ નથી, જે તેમને પૌષ્ટિક લાગતો નથી. " તેમજ તુલસીની ચહા જેવો અને રોગ ટાળનાર

તથા પોષણ આપનાર ચહા મફત મળે તેમ છે છતાં તે તેઓ શા માટે ગ્રહણ કરતા નથી? આપણને ઈશ્વર કૃપાથી આ ભરતખંડ પ્રાપ્ત થયો છે, કાળચક્રના ફરવાથી આવી વિપરિત બુદ્ધિ થઇ છે, ત્યાં બીજો ઉપાય નથી.

બધાં ઘરમાં હવા શુદ્ધ રહેવાને સારૂં તુલસીના છોડ કુંડામાં વાવી તેમાંથી એક બે કુંડાં ધોરણ પ્રમાણે દરેક ભાગમાં તેમજ ઓરડામાં દિવસે મુકવાં. પછી સંધ્યાકાળ થાય કે તે કુંડાં ઓટલાપર અગર ખુલ્લા ચોકમાં મુકવાં, અને ત્યાંજ આખી રાત્રી રાખવાં; અને બીજે દિવસે સવારમાં ઘરમાં લાવી ઉપર કહ્યા પ્રમાણે બધા ખંડોમાં રાખવાં. એ પ્રમાણે કરવાથી પ્રકૃતિ સારી રહીને અનેક વિકાર તથા તાવ વગેરે ઉપાધીથી મુક્ત થવાય છે.

**તુલસીની ચાહ** પિવાથી–જ્વર, આળસ, સુસ્તી, અરૂચી, દાહ, ધાતુવિકાર તથા પિત્ત વિકાર વગેરે વ્યાધીની શાન્તિ થાય છે.

**તુલસીનાં પાંદડાં** સુમારે તોલો ૧ લેઇને અરધાશેર પાણીમાં નાખી ઉકાળતાં તે પાણી અરધું કે ચોથા ભાગનું બળવા દેવું, પછી પી જવું તેથી ઉપરના સર્વ રોગ મટે.

**તુલસીની ચહાનો બીજો** પ્રકાર—તુલસીનાં પાન ૨ ।। ભાર અથવા ૨ ૧) ભાર લેઇને શેર ।। પાણીમાં ઉકાળી-તેમાં શેર ।। દૂધ ( ગાયનું ), ૨ ૨) ભાર સાકર, અને બે એલચી દોડા,-વાટીને નાંખવા. એ ચહા પીવાથી ઉત્તમ પુષ્ટિ મળે છે. રૂચી ઉત્પન્ન થાય છે અને અનેક રોગ જાય છે. એવી આ તુલસીની ચહા પારકી નિઃસત્વ અને રક્તશોષક ચહા કરતાં ગુણમાં હજાર દરજ્જે વિશેષ છે, તેટલા માટે એજ ચહા નિત્ય પીવી, એ આપણા આર્ય લોકોને ઘણુંજ હિતકર્તા છે.

**સાપના ડંશ ઉપર** કાળી તુલસીનાં પાંનનો રસ નવટાંક સુધી આપવો, અથવા પાંદડાં ચાવી ખાવાં. દાંત સજ્જડ ચોટી ગયા હોય તો એ પાંદડાંનો રસ નવટાંક સુધી નાક વાટે પાવો. અને હાથ પગનાં તળાંપર બે ઘડીવાર તુલસીનો રસ ચોળવો.

**વિષમજ્વર ઉપર** કાળી તુલસીના પાનના રસમાં કાળાં મરીનો પટ દેઇને આપવાથી ફાયદો થાય છે. રક્તઅતિસાર ઉપર. તુલસીનાં બીજ રાત્રે પાણીમાં પલાળી રાખી સવારમાં મસળી, ગાળીને પાઇ દેવાથી ગુણ થાય.

**બાળકની ઉલટી** ઉપર તુલસીના રસમાં જરા મધ મેળવી પાઇ દેવાથી ઉલટી બંધ થશે.

**બાળકોની ઓકારી** ઉપર–કાળી કે સફેદ તુલસીનાં બી વાટીને ગાયના દૂધમાં આપવાં.

**વીંછીના ડંખ** ઉપર—તુલસીનો રસ ચોળવાથી ગુણ થાય.

**રતાંધળાને**— કાળી તુલસીનાં પાંદડાંનો રસ ૧૪ દિવસ રોજ બે બે વખત ડોળામાં નાંખવો.

**બળીયા** ઉપર—તુલસીનો રસ પાવો.

**વિષમજ્વર** ઉપર—તુલસીનાં અઢી પાંદડાંની ગોળી ગોળમાં કરીને આપવાથી ગુણ થાય.

**ઉંદરના ઝેર** ઉપર—તુલસીના રસમાં અફીણ ઘુંટી કરડયો હોય ત્યાં ચોપડવું.

**જખમ** થવાથી લોહી વહેતું હોય, તો તુલસીનાં પાંદડાં વાટીને તેનો લેપ કરવો.

એવા અનેક રોગમાં તુલસી ઉપયોગી છે. આ ઉપરથી સમજાશે કે તુલસીમાં અપાર ગુણ રહેલા છે. માટે તેમાં રૂચી ઉત્પન્ન કરવા ઋષિમુનિઓએ તેનો મહીમા વધાર્યો છે, તે યોગ્ય છે.

'ગુજરાતી બ્રાહ્મણ' (માર્ગશીર, ૧૯૬૮–ના અંકમાંથી.)

# पत्र मंजूषा.

**પત્ર મંજૂષાનો હેતુ તથા નિયમોઃ**

આ **પત્ર મંજૂષા** વિભાગમાં—સાંસારિક, સામાજિક, વિદ્યાહુન્નરની, વૈદક વિજ્ઞાનની, કાયદાની, ધર્મની, સાહિત્ય અને સામાન્ય જ્ઞાનની, તથા હૃદયની લાગણી અને વૃત્તિને લગતી, એટલે સર્વ પ્રકારની મુશ્કેલીઓમાં અમારાં **વાચક બ્હેનો અને બન્ધુઓ**ને સલાહ તથા માહિતી આપવાને અમે યથાશક્તિ પ્રયત્ન કરીએ છીએ. સ્વાભાવિક રીતે એવી મદદ–દરેક વસ્તુના સંપૂર્ણ જ્ઞાનને અભાવે–થોડી વધુ પણ અપૂર્ણ તો રહેવાની; પરન્તુ દરેક માણસે અમારા તરફથી દર્શાવાયલે માર્ગે પોતાની બુદ્ધિ અને અનુભવનો ઉપયોગ કર્યેથી તે ખરેખર લાભદાયી થઇ શકે. આથી એમ માનવાનું નથી કે, દરેક દર્દમાં અમારી તરફથી કાંઇ ઔષધ સમ્બન્ધી સૂચના મળી એટલે વૈદ્ય-દાક્તરની જરૂરજ રહી નથી; અથવા કાયદાની કોઇ ગૂંચમાં અમોએ સલાહ આપી એટલે વકીલને પૃછવાની આવશ્યકતાજ નથી ! પરંતુ અમારી તરફથી મળેલી સલાહ અને માહિતી માત્ર કેટલી તાત્કાળિક ગેરસમજૂતિ અને અજ્ઞાન દૂર કરવાનું સાધન થઇ શકે, પ્રસંગોપાત્ત સારી સલાહ આપી મનુષ્યોને સન્માર્ગે દોરી શકે, અને કોઈ કોઇ વાર પોતાના મનમાં હરકોઇ પ્રકારની મુશ્કેલીઓ ઉભી થઇ–કોઇની સલાહ મળે તો સારૂં એમ ઇચ્છા થાય, પરન્તુ યોગ્ય સલાહકાર ન મળી શકે તેમ હોય, આસપાસનાં માણસો સ્વાર્થથી ખોટી સલાહ આપશે એમ ધાસ્તી હોય, અથવા કોઇને મ્હોંયે વાત કરતાં હિમ્મત ચાલતી ન હોય–ત્હેવે પ્રસંગે અમારી તરફની આ મદદ ઘણાજ ઉપયોગની થઇ પડે તેમ છે, એ અમારી ખાત્રી છે. કારણ કે આ વિભાગને લગતા પત્ર **ખાસ ખાનગી** ગણવામાં આવે છે અને તન્ત્રી વિના બીજા કોઇના જાણવામાં ખરૂં નામ ઠામ ન આવે એમ બનતા સુધી વ્યવસ્થા કરવામાં આવે છે.

આ **વિભાગ** શરૂઆતથીજ ઘણો લોકપ્રિય થઇ પડ્યો હતો અને જગો નહિં મળી શકવાથી ગયે વર્ષ ત્હેને લગતી માહિતી તથા સલાહ અમારે ખાનગી પત્રો દ્વારા આપવી પડી હતી. ચાળીસ ઉપરાંત પત્રો ગયા ઑગસ્ટ સુધીમાં અમોએ લખ્યા હતા અને આ વર્ષમાં પણ છૂટી છવાઇ માગણીઓ ચાલુ છેઃ છતાં અમને ધારતી છે કે, અમારા ઘણા વાચકો તે વિભાગ તદ્દન બંધ થઇ ગયો એમજ માનતા હશે !

*અનેશે ત્યાં સુધી હવેથી સુન્દરી સુબોધના દરેક અંકમાં ઓછામાં ઓછું એક પાનું* **પત્ર મંજૂષા** માટે રહેશે અને જરૂર મુજબ વધારે જગો પણ રોકવામાં આવશે.

**નિયમોઃ** (૧) આ વિભાગને લગતા કાગળોના પાકીટ ઉપર **પત્ર મંજૂષાને લગતું** એમ લખવું. (૨) દરેક કાગળમાં અર્ધા આનાની ટપાલની ટીકિટ બીડવી; ખાસ જરૂર લાગશે તો પત્રનો ઉત્તર ખાનગી રીતે આપવામાં આવશે, નહિં તો સુન્દરીસુબોધમાં તે પ્રકટ થશે. અને (૩) અમારી ખાનગી ઓળખાણ અને માહિતી માટે પોતાનું ખરૂં નામ ઠામ દરેક સહાય માગનારે આપવું પડશે.—

જે વિષયમાં અમારી મદદની જરૂર હોય ત્હેને લગતી બધી હકીકત આપવાથી વધારે સ્પષ્ટ જવાબ મળી શકશે. સઘળો પત્રવ્યવહાર નીચેને સરનામે કરવોઃ

**તન્ત્રી—સુન્દરી સુબોધ, અમદાવાદ.**

# ગૃહધર્મ.

## સ્વર્ગ ક્યાં છે ?

### એક સંવાદ.

લેખક:—કહાનદાસ રામજી પટેલ.

( પાત્રની સમજણ. )

લીલુ—સ્વર્ગ ખોળનારી.
સુમન—વાડીને સ્વર્ગ માનનારી.
ગીરજા—મોજમઝામાં સ્વર્ગ માનનારી.
હીરા—જંગલને સ્વર્ગ માનનારી.
સરસ્વતિ—ખરૂં સ્વર્ગ બતાવવા પ્રયત્ન કરનારી.



સ્થળ— ઘર.

ભુજંગ પ્રયાત.

લીલુ—

પડે રોવું કે દુઃખી ના થાવું જ્યાંહી
હશે સ્વર્ગ એ સ્વર્ગએ સ્વર્ગ ક્યાંહી ?

સુમન—બેન, તમારે શું સ્વર્ગ જોવું છે ?
લીલુ—( હર્ષથી ) તું બતાવીશ બ્હેન ?
સુમન—હા.

ગુલાબ જાઇ જુઇ કરણો અરૂ મોગરા ડમરા,
ખીલતા ફુલો ઉપર ભમતા ગણુગણુ કરતા ભમરા.
વાડી એ કેવી રૂપાળી ! (૨)
લીલા ક્યારા, છુટે ફુવારા, વૃક્ષો છે નવપલ્લવ,
મોર, શુક, કોયલ ને મેના, પંખી કરે છે કલરવ.
વાડી શી બની રૂપાળી ! (૨)
મંદ પવનની શીતળ લ્હેરો સુગંધી પથરાતી,
આધિ વ્યાધિ ટળે ઉપાધિ મળે પરમ ત્યાં શાન્તિ.
વાડીકા સ્વર્ગ ખરૂં છે. (૨)

લીલુ—એવી વાડીકાઓ તો ઘણી હોય છે, તો શું દુનિઆમાં અનેક સ્વર્ગ છે ?

સુમન—ના, સ્વર્ગ તો એકજ છે, પણ જ્યાં આપણને પ્રભુની લીલાનો ભાસ થાય તે સ્વર્ગ નહીંતો બીજું શું ?

હીરા—એમ તો દેવના મંદિર, સાધુ વૈરાગીના આશ્રમ વિગેરે સ્થાનો સ્વર્ગ ગણાવા જોઇએ, કેમકે ત્યાંના દેખાવમાત્રથી ઇશ્વરની પવિત્ર લીલા પ્રત્યક્ષ થાય છે અને સ્હેજે વૈરાગ્ય થઇ આવે છે.

સુમન—પણ એ સ્મશાન વૈરાગ્ય ટળે કે તે ક્યાં સુધી ?
લીલુ—એ જગ્યા છોડી ઘેર આવીયે ત્યાં સુધી.
ગીરજા—નારે ના, સ્વર્ગમાં મનમાનતાં સુખ જોઇએ.
લીલુ—હા, બેન.

લલિત.

દુઃખ તણો નહીં, નામ અંશ જ્યાં; અચળ સુખનું, ધામ સ્વર્ગ ક્યાં ?
માટે એવું સ્વર્ગ તે ક્યાં હશે, મને કોણ બતાવે ?
ગીરજા—એમાં શું છે ?
સુમન—તો હવે તું બતાવને જોઉં ?
ગીરજા—હા, હા, હું બતાવું.

ચોપાઈ.

અંગેઅંગ ધર્યાં શણગાર, રત્નજડીત વિવિધ પ્રકાર.

સુમન—તે કેવા ?
ગીરજા—હીરા, માણેક, મોતી, લાલ, પોખરાજ, નિલમ પરવાળ.
હીરા—હા. હા. હા. હા. મોઢું ભરાઇ ગયું.
ગીરજા—ચુપ, વચ્ચે ના બોલ.

મ્હોં માગ્યાં જમવા ભોજન, પડોસીઓ કરતાં વંદન.
નાનાં મોટાં સર્વે રાંક, જ્યારે વાગી એની હાક.
'ખમા, ખમા," પિયરમાં થાય, સાચું સ્વર્ગ તો ત્યાંજ ગણાય.

સુમન—ના, ના.

ભરતી પછી થાય ઓસરતી એ ભૂલવું નહીં,
ચડતી પછી આવે પડતી એ ભૂલવું નહીં.
ખીલેલા ફુલને કરમાવું એ ભૂલવું નહીં.
માટીથી થઇને માટી થાવું એ ભૂલવું નહીં.
ઉદય પામે તે અસ્તકાજે એ ભૂલવું નહીં.
કદી એહા ચડતીને રાજે તો ફુલવું નહીં.

લીલુ—(સુમનને) સાચું, સાચું બ્હેન.

હીરા—ના લીલુબેન, ગીરજા કહે છે તે મને તો સાચું લાગે છે, ( સરસ્વતિ આવે છે ) કેમકે જ્યાં લક્ષ્મીની મ્હેર ત્યાંજ લીલાલ્હેર.

લીલુ—શાથી ?

ગીરજા—શ્રી લક્ષ્મીનો અવતાર કહેવાય છે, અને લક્ષ્મી, નારાયણ સાથે સ્વર્ગમાં રહે છે.

સુમન—લક્ષ્મિનો સ્વભાવ ઉછાંછળો છે, તેમાં તમે બધીઓને ઉછાંછળાવેડા શિખવવા નિકળ્યા છો, કેમ ?

સરસ્વતિ—( વચ્ચે આવી ) લક્ષ્મી ઉછાંછળી નથી, પણ પ્રેમની મૂર્તિ છે. રાત્ર દિન શ્રી...નારાયણની સેવા કરે છે, અને આનંદ માણે છે.

ગીરજા—વાહ, મીરાંબાઈ, તમે જાતે સ્ત્રી થઇને સ્ત્રીઓને ગુલામડી બનાવવા નિકળ્યા છો? ઠીક!

સરસ્વતિ—ત્યારે તમે લક્ષ્મિના દાખલો આપ્યો શામાટે, ફક્ત મતલબ પુરતોજ કે?

લીલુ—વ્હાહરે મારી શાણીમીના? ખુબ કરી!

સુમન—ગીરજા બેન, આપણે લક્ષ્મીના અવતારરૂપે છીએ તો લક્ષ્મીદેવી માફક વર્તવું જોઇએ, માટે પાડો હા.

ગીરજા—મારી મચડીને કબુલ કરાવશો કે?

સુમન—નહીં માનો તો પડો ખાડમાં.

ગીરજા—જો વળી લાંબુ ટુંકુ બોલી છે તો?

સરસ્વતિ—બ્હેનો, તકરાર ના કરો. બોલો શું છે?

લીલુ—(ઉદાસીથી) શું બોલું? ફક્ત એજ કે—

માલિની.

શકું નવ સમજી હું સ્વર્ગ છે કે નથી ત્યાં,
ભ્રમિત મન તરંગે આથડી શોધવું ક્યાં?

સરસ્વતિ—એમ નિરાશ ના થા જો, હું બતાવું. મન ચંગા તો કથરોટમાં ગંગા. માટે આપણે માગીએ ત્યાં સ્વર્ગ.

હીરા—ત્યારે, શું બધુંજ સ્વર્ગ? જ્યાં જઇએ ત્યાં સ્વર્ગજ સ્વર્ગ.?

ગીરજા—એમ હોયજ નહીં: એમ બનેજ નહીં.

સરસ્વતિ—એમ કેમ વારૂ?

ગીરજા—વાઘની ગુફામાં જઇએ અને સ્વર્ગનો અનુભવ ભોગવવા જતાં વાઘનો ભોગ થઈ પડીએ, વાહરે તમારૂં સ્વર્ગ!

હીરા—એતો ઓલામાંથી નિકળી ચુલામાં પડવાજેવું થાય.

સરસ્વતિ—ત્યારે તમે સ્વર્ગ કોને કહો છો?

ગીરજા—કહેરે મોઢાં શું ભાવે, એમ મનમાન્યું મળે તો ત્યાંજ સ્વર્ગ.

સરસ્વતિ—ભોગમાં રોગનો, કુળમાં ભ્રષ્ટતાનો, જીવને મોતનો, ધનિકને વિત્તનો. એમ ભય રહેલા છે.*

સુમન—હું તો કહું છું કે મનહર વાડીકા.

ગીરજા—તમારી વાડીકામાં કાંટા હોય છે.

સુમન—માળી રોજ સાફ સુફ કરે ત્યાં કાંટા તે ક્યાંથી રહે!

સરસ્વતિ—

પડ્યા કાંટા દૂર કરે માળી વાળીને, પણ ગુલાબના કાંટા છે ડાળીએ;
કેતકીના પાનને તેમજ છે કાંટા, તેને દૂર કરવા એ મગજના ખાલી ફાંટા.

હીરા—બોલ, બોલ, એ કાંટાથી શરીર ઉઝરડાય કે નહીં?

ગીરજા—વળી કેવડામાં ઘણે ભાગે નાગ રહે છે તે જાણો છો!

---

* भोगे रोगभयं कुले च्युतिभय वित्ते नृपालाद्भयम् ।

હીરા—( સુમનને ) બોલને, જવાબ દેને ?

સરસ્વતિ—લો, હું સમજાવું, જેમ ગુલાબ સુંદર છતાં તેને કાંટા હોય છે તેમ મનને કુતર્કરૂપી કાંટા હોય છે–કેવડો પરમાર્થી છે, માટે આપણા વિચારો પણ બીજાના સુખ માટેજ રાખવા એટલે કે તેમાં આપણે સ્વાર્થરૂપી કાંટા રાખવા નહીં.

લીલુ—તો તો દુનિઆની લપ છોડી જંગલમાં જઇ રહીએ ત્યારે બને,

હીરા—તો પધારો અને કરો જંગલમાં મંગળ.

ગીરજા—કફની ધરો અને થાવ જાનકી મૈયા

સરસ્વતિ—બેન લીલુ, મોહ જેટલો તાત્કાલિક છે તેટલોજ નાશવંત છે, માટે મારૂં સાંભળ,

લીલુ—બોલો.

હીરા—દ્યો દીક્ષા.

સરસ્વતિ—સાંભળો, બેનો સાંભળો ( લીલુને ) સ્વર્ગ કાંઇ અમુક સ્થળમાંજ સંકોચાઇ–સમાઇ જતું નથી.

લીલુ—ત્યારે ?

ગીરજા—( હીરાને ) જો મોટાં પંડિતાબાઇ આવ્યાંછે તે ! પંડિતાબાઇ, જે સિત્તારામ.

સરસ્વતિ—જય સિત્તારામ બ્હેનો ! તમારે જે કહેવું હોય તે કહો. જે બોલવું હોય તે બોલો.

ગીરજા—કહેવાનું શું હોય ?

હીરા—લ્યોની ત્યારે હું કહી દઉં છું. સાધુ, વેરાગી, સંત, ઋષિ, મુનિ, તપસ્વિ, સન્યાસી, જટાધારી, વિગેરે, વિગેરે, વિગેરે, વનમાં વસી પ્રભુને મેળવે છે એમ સાંભળ્યું છે, માટે નક્કી તેજ સ્વર્ગ.

સરસ્વતિ—તમારૂં કહેવું યથાર્થ છે.

ગીરજા—જોયો અમારી હીરા બ્હેનનો ધડાકો !

સરસ્વતિ—પણ રાખતો ખરી ?

ગીરજા—( ચાળાથી ) શાની રાખ ? ક્યાં છે ?

લીલુ—સાંભળોને હવે શાન્ત થઇને.

ગીરજા—લો, ચુપ ને ચુપ.

સરસ્વતિ— હરિગીત.

સો ગાઉ ચાલે તોય ઘાંચી બેલ જ્યાંનો ત્યાં રહે,
ચોર્યાશીના ફેરા અહીં તેવોજ તે દોડયા કરે ।
તાપસ બને કે યોગ સાધે ખાઇ કંદમૂળ વનમાં,
પણ ચિત્તની શુદ્ધિ નથી તો ખાંડ ખાએ મનમાં !

ગીરજા—ચિત્તની શુદ્ધિ તે શું ? કોલસા, રાખ લઇ અજવાળવાનું કે ?

હીરા—અરે તારી ભસ્મી થાય, આતો વળી કાંઇ નવું નિકળ્યું.

સરસ્વતિ—ચિત્તની શુદ્ધિ તે રાગદ્વેષરહિત થવું એટલે સર્વ વસ્તુપર સમાનભાવ રાખવો.

લીલુ—( આતુરતાથી ) એટલે સ્વર્ગ દેખાશે ?

સરસ્વતિ—હા.

ગીરજા—( હીરાને ) બા, આપણું તો મન-માનતું નથી.

સરસ્વતિ—એ તમારી અશક્તિ છે.

હીરા—બ્હેન, તમારે એમ બોલવું જોઇતું નથી. ગીરજાબાના ગળામાં જે ખુંચતું હોય તે કાઢી નાંખો.

સરસ્વતિ—વારૂં, એમ !.(ગીરજાને) તમને ગાડી ઘોડામાં ફરવા હરવાનું અને મોટી શેઠાણી થવાનું ગમે છે, કેમ ?

ગીરજા—હા, હા, પડતો બોલ ઉપાડવાને સેવામાં હાજર હોય તો તે સુખની તો અવધીજ.

સરસ્વતિ— ( રાજપુરનો રહેનારીએ )

જે લક્ષ્મીના પૂર પ્રતાપે મોજમજા નિત માણો છો,
તેજ લક્ષ્મીથી કોઇ પ્રસંગે જીવપર જોખમ આણો છો.

ગીરજા—એમ હોય જ નહીં, એમ બનેજ નહીં.

સરસ્વતિ—

જાહોજલાલી જોઇ આવે ધાડ પાડવા લુટારા,
અટ્ટમ પટ્ટમ બોલી ફોલી ખાશે લુચ્ચા ધુતારા.
ખડખડ ફડફડ જરા થયે કે ઉંઘ કહે નહીં મારૂં કામ;
ધમધમ ધબકે હૈયું ત્યારે સાંભરે સાચા આતમારામ.

લીલુ—રેવડી દાણા દાણ.

સુમન—તેથીજ શું જરનું બીજું નામ જોખમ.

સરસ્વતિ—હા-કહો ત્યારે જીવપર વિપત પાડે એવો આનંદ શા કામનો ?

ગીરજા—ત્યારે બતાવો જોઉં કે જીવને જોખમ ન આવે અને આનંદ મળે એવું સ્થાન ક્યાં છે ?

સરસ્વતિ—જ્યાં ગયાં ત્યાં તે સ્થાન હાજરજ છે.

લીલુ—તો અહીંજ બતાવો, જોઇએ ?

સરસ્વતિ—ઈશ્વર સચ્ચિદાનંદ છે:એટલે સત્, ચિત્, અને આનંદ એ ઇશ્વરના રૂપ મનાયલાં છે. પરન્તુ

દોહરા

મન ચંચળ જેમ વાંદરૂં, સ્થિર કરે ના કામ,
મોક્ષ મળે બંધન પડે એ મનનું પરિણામ.[1]

લીલુ—ત્યારે શું કરવું ?

સરસ્વતિ—

સત્ જગતને માનીને તેમાંથી લે સાર,
ચિત્ જીવન પુધારણા અન્તર નહીં ઉર ધાર.

---

૧ मन एव मनुष्याणां कारणं बंधमोक्षयो ।

સરસ્વતિ—સાંભળો બ્હેનો, હૃદય જે પ્રેરણા કરે છે તે પ્રેરણા આવી ક્યાંથી ?
હીરા—ઈશ્વર તરફથી કેમકે મેં એક જગ્યાએ વાંચ્યું છે કેઃ—
માટે રામતો ઘટ ઘટમાં વસેલોજ છે.
સરસ્વતિ—અને તમેજ કહેતા હતા કે ઘેડીઆ કહે છે કે ઇશ્વર રહે છે તે સ્વર્ગ.
હીરા—હા.
સરસ્વતિ—જ્યારે હૃદયમાં ઇશ્વર રહે છે ત્યારે તે સ્વર્ગ કે નહીં. ?
હીરા—હવે મારાથી ના કેમ કહેવાય ?
ગીરજા—ગીરજા બેન લપસી ગયાં કે ?
હીરા—શું કરીએ ! સાચાં આગળ હાર કબુલ કરવી, તેમાં કાંઇ નામોશી નથી.
ગીરજા—ત્યારે આપણે પણ હું......
સુમન—શું હાર્યાં ?
ગીરજા—તમે બધાં હાર્યાં અને હુંએ હારી એટલે તો........
હીરા—આવ બેન હરખી અને આપણ બેઉ સરખી.
લીલુ—હવે મને સમજાયું કે શુદ્ધ હૃદયમાં ઇશ્વરનું સ્થાન છે અને ત્યાંથી જે પ્રેરણા પણને થાય તે પ્રમાણે જો વર્તીએ, તો આપણે જ્યાં જઇએ, જ્યાં વસીએ ત્યાં સ્વર્ગજ છે.
સુમન—( લીલુને ) બેન, તમારો ઉપકાર થયો કે તમે આવા મહત્વની વાત ઉપાડી ને અત્રે જે સંવાદ થયો તેથી મારી ભ્રાંતિ ટળી ગઇ.
હીરા—એમ તો મને પણ નવું શિખવાનું મળ્યું.
ગીરજા—તો બોલો શ્રી કૃષ્ણચંદ્ર દેવની જે. બધાં—શ્રી કૃષ્ણચંદ્રદેવની જે.
સરસ્વતિ—આપણે સઘળાં તેના માયાવી પુતળાં છીએ.

દોહરા.

[1]પ્રભુ વસી અંતર વિષે ચડાવે માયા ચાક,
મન કુંભાર ઉતારતો અવનવા ત્યાં ઘાટ.

સુમન—ત્યારે તો આપણેજ આપણા ભાવિના યોજક છીએ.
સરસ્વતિ.—

સત્ વિદ્યામાં ચિત્ત રહે સત્ય ઘાટ ઘડાય.
કરણી સમફળ સાંપડે એ છે જગનો ન્યાય.

હીરા—કેવો સરસ બોધ
સરસ્વતિ.—

આસ્યા બાંધી મુકીએ, જાવું હોય પ્રસાર.

ગીરજા—ઉપકાર થયો બ્હેન.
સરસ્વતિ.—

ધર્મ બજાવે નિજનો એમાં શો ઉપકાર ?

સુમન—પણ સઘળાં સરખાં હોતાં નથી.

---

१ ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥
ભગવદ્‌ગીતા અધ્યાય ૧૮ શ્લોક ૬૧.

સરસ્વતિ.—

આંખે કમળો હોય તો, પીળું સર્વ જણાય;
મિષ્ટ કટુ પડઘા પડે, જેવી વાણી વદાય.

ગીરજા—જો સઘળાનું કારણ વાણીજ હોય તો શત્રુમિત્ર કોઈજ નથી !

સરસ્વતિ.—

શત્રુ મિત્ર જે જે કહો તે તે ૐ तत् सत् ।
ઉંડા જ્ઞાને જાણશું सर्वं खल्विदं ब्रह्म ॥

લીલુ—આ તમારી વિદ્વતા સાથે સાદાઈ તમારૂં મોટું મન દેખાડે છે.

સરસ્વતિ—આવો બેન આવો, આ પ્રસંગે આપણું ચિત્ત શુદ્ધ થયું છે તો તેવેજ અવસરે શ્રી પ્રભુના ગુણોનો મહિમા ગાઈએ.

परम ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥

ભગવદ્‌ગિતા, અધ્યાય ૧૦ શ્લોક ૧૨

પૃથ્વિછંદ.

પરમ પુરૂષોતમા પરમ સુંદર ઈશ્વરા,
સકળ જગનાયકા, પુરૂષ શાશ્વત ભૂધરા.

ગરબો.

માનવ જનમને સફળ સખી કરીએ,
ચિત્તે સ્મરણ જગનાથનું ધરીએ (૨)
મોહ સહુ દૂર કરી (૨) એક પંથ સાચે વિચરીએ,
ભવસિંધુ ભારી તરીએ.

સાખી.

અસાર આ સંસારમાં, મનડું ગોથાં ખાય;
અશરણ શરણ ચરણ વિના, શાંતિ નહીં પમાય.
ભજો વચન મન કર્મથીરે, દયા પ્રેમના નિધાન.
સર્વવ્યાપી, સર્વજ્ઞાની, ભય હારિરે,
દુઃખી દિનના વિરામ.

જેના ગુણ નહીં ગવાય,
અગમ નિગમ થાકી જાય.
પરમધામને પમાય,

કામ, ક્રોધ, મદ, મોહ, લોભ, માયાનું બંધન તોડો.
નાશવંત સુખને દૂર કરીને હરિચરણે ચિત્ત જોડો.
અનુભવીનો એ અનુભવ આદરી અનુભવ.
સુખનો કરીએ.
અવર માર્ગ તે ખાલી ફાંફાં સમજીને પરહરિએ.
સુગમે સ્વર્ગ સુંદરીને વરીએ—માનવ૦

# NOTICE.

## Famine Relief Fund.

# દુકાળ ફન્ડ માટે ઝાહેર પ્રજાને સૂચના.

કોઇ પણ કોમની દયાળુ બ્હેનો અને બન્ધુઓની દુકાળ ફન્ડમાં પોતાની ઇચ્છા આવે તેટલી રકમ ભરી-મદદ કરવાની હોય તેઓએ પોતાનાં નામ આપી—

મુબાઇમાં ધિ ઇન્ડિયન સ્પીશી બેન્કમાં,

તેમજ મજકુર બેન્કની દેશાવરની શાખાઓમાં,-

સૌ. જમનાબાઇ નગીનદાસ સક્કઇના ખાતામાં,

નાણું ભરવાની નમ્રતાપૂર્વક અરજ કરવામાં આવે છે.

લિ. શુભેચ્છક,

સૌ. જમનાબાઇ નગીનદાસ સક્કઇ,

નં. ૬૨. બાણગંગા—વાલકેશ્વર, મુંબાઈ.

---

## પત્ર–પ્રકાશનને લગતી સૂચના.

૧ ખાસઅંક પ્રકટ કરવામાં થયેલા વિલંબથી ભેટનું પુસ્તક બ્હાર પાડવામાં થતી વારને માટે અમે દિલગીર છીએ. ભેટનું પુસ્તક મેની લગભગમાં ગ્રાહકોમાં વ્હેચી શકીશું, એમ આશા રહે છે.

૨ ફેબ્રુઆરીનો સુન્દરીસુબોધનો અંક બ્હાર પડતાં અણધારી ઘણીજ ઢીલ થઇ ગઇ છે, ત્હેને માટે પણ અમો દિલગીરી પ્રદર્શિત કરવા રજા લઇએ છીએ. માર્ચ અને એપ્રિલના અંક એપ્રિલની તા. ૧૦ મી સુધીમાં બનતા સુધી વ્હેચી શકીશું અને ત્યાર બાદ પત્ર નિયમિત થશે એમ સંપૂર્ણ શ્રદ્ધા છે. આ વખતનો વિલંબ મુંબાઇમાં ચિત્ર તૈયાર કરાવનાં લાગ્યો હતો અને તેથી બિલકુલ અમારી સત્તા બ્હારની તે વાત હતી, એમ સમજ્યા વિના રહેશે નહિં. આ પત્રને બનતી સગવડે તદ્દન અને એક સરખું નિયમિત કરવા પ્રયાસ ચાલુ છે.

૩ શ્રી સાહિત્ય વાંચન માળાનો પ્હેલો અંક પ્રકટ થતાં પણ આવાંજ કારણોને લીધે વિલંબ થશે; જે મહાશયોએ લવાજમ તથા નામ મોકલી આપવા તસ્દી લીધી છે, ત્હેમનાં નામ ગ્રાહકના લિસ્ટમાં દાખલ કરવામાં આવ્યાં છે. આવતા અંકમાં વધુ વિગત બ્હાર પાડી શકાશે, એમ અમે માનીએ છીએ.

૪ લવાજમની પ્હોચ આ અંકમાં લઇ શકાઇ નથી, આગળ આપવામાં આવશે.

૫ સુન્દરી સુબોધ માટે નવીન ગ્રાહક વધારવા જે જે બ્હેનો અને બન્ધુઓએ કૃપા કીધી છે, ત્હેમની આ પત્ર તરફની પ્રીતિ અને મમતા માટે ત્હેમનો ઉપકાર માનવા અમે રજા લઇએ છીએ. એક પણ નવીન ગ્રાહક વધારનાર ગ્રાહકને યથાશક્તિ કાંઇક પણ લાભ આપવાનો અમારો નિશ્ચય પ્રથમથી છે; અને તે લાભ ઓછો કે વધતો વધારેલા નવા ગ્રાહકોની સંખ્યાના પ્રમાણમાં આપવામાં આવશે, એમ જણાવતાં અમને બહુ ખુશી થાય છે. આ વિગતની વિગત એપ્રીલના અંકમાં જોવામાં આવશે.

**હવે થોડીજ નકલો સિલિકમાં છે!**

# સુન્દરી સુબોધનો ખાસ અંક.

આ લગભગ ૧૮૦ પાનાંના, પંદર ચિત્રોવાળા, સ્ત્રીલેખથી ભરપૂર,–તથા સુબોધક સતીચરિત્રો, રસીલી વાર્તાઓ, મધુરી કવિતાઓ, ઉપયોગી વિદ્યાકલા તથા કેળવણીના વિષયો. અને **નામદાર શહેનશાહના** કોરોનેશનને લગતાં આકર્ષક લખાણો તથા તે **નામદારના** આદર્શ જીવનચરિત્રથી મનોરંજક બનેલો,–લગભગ ૪૦ બ્હેનોની જાદુ ઝરતી કલમથી લખાયલો સુન્દરીસુબોધનો **શહેનશાહી દરબારનો સચિત્ર મ્હોટો અંક** જોયા વિના હેની અનેક ખુબીઓનો ખ્યાલ પણ આવી શકે તેમ નથી. અને નવા ગ્રાહકોની એકપર એક માગણીઓ એટલી તાકીદથી આવે છે કે, ગ્રાહક થવા ઇચ્છનાર મહાશયોને તેમ વેળાસર કરવા સૂચના કરવાની અમોને ફરજ પડી છે.

પ્હેલાંથીજ આ **મ્હોટા સચિત્ર ખાસ અંકની ૩૦૦૦ નકલ** કહાડવા વિચાર હતો, પરન્તુ કેટલીક સમજફેર થઇ ગઇ; અને ફક્ત **૨૦૦૦ નકલોજ** પ્રકટ થઇ શકી! પરિણામ એ આવ્યું કે તે **ખાસ અંક** બ્હાર પડયાને બહુ દિવસ તો થયા નથી, એટલામાં હેની ભાગ્યે **૨૦૦ નકલો** પણ સિલિકમાં રહી હશે!–તેથી સવિનય વિનતિ કરવાની કે, જે અમારા માનવન્ત **વાચક બ્હેનો** અને **બન્ધુઓને સુન્દરીસુબોધના** ગ્રાહક થઇ, **ફક્ત સવા રૂપિયામાંજ** હેના તરફથી મળતા **ખાસ અંક** ઉપરાંત **અનેક લાભ** લેવા ઇચ્છા હોય હેમણે જેમ બને તેમ વેળાસર તેમ કરવું; કારણ કે **ખાસ અંકની જે થોડી નકલો સિલિકમાં છે તે ખલાસ થઈ ગયા પછી અમારા નવા ગ્રાહકોને તે આપી શકાશે નહિં, એ દેખીતું છે.** માટે અમારાં વ્હાલાં ગ્રાહક બ્હેનો તથા બન્ધુઓને ખાસ વિનતિ કે, હેમનો અમારા ઉપર પ્હેલો હક હોવાથી, આવા ઉત્તમ સ્ત્રી-ઉપયોગી **ખાસ અંકનો** લાભ હેમનાં મિત્ર–સ્વજન મંડળમાંથી જે લેવા માગતું હેને જેમ બને તેમ તાકીદથી ગ્રાહક થવા સમજાવવું. **હાલ દરેક નવા ગ્રાહકને ખાસ અંક મળી શકશે;** પરંતુ તે અમારી પાસે સિલિકમાં નહિં હશે, ત્યારે સ્વાભાવિક રીતે અમારાથી આપી શકાશે નહિં. કારણ કે '**વ્હેલો તે પ્હેલો!**'

અમોએ પ્રકટ કરેલા આ **સચિત્ર ખાસ મ્હોટા અંક** વિશે અમે જે કાંઇ લખી એ હેને કુદરતી રીતે અતિશયોક્તિ ગણવામાં આવે; પરન્તુ અહિં એક વાત જણાવવી આવશ્યક છે કે આ **ખાસ અંકના** માત્ર **પ્રકાશકનું** કામજ અમોએ કીધું છે; અર્થાત્ હેના ઉત્તમ વસ્તુ વિચારને માટે વાંચનારી આલમે અમારી લેખક ભગિનીઓનો ઉપકાર માનવાનો છે; અને તેથી આત્મશ્લાઘાનો દોષ અમારા પર નહિં મૂકાય એમ આશા છે. અમારાં માનવન્ત ગ્રાહક બ્હેનો તથા બન્ધુઓ તરફથી મળેલા **પ્રસંશા** અને **પ્રસન્નતાનાં** કાગળોમાંથી ઉતારા આપીએ તો **સુન્દરી સુબોધનો** એક અંક ભરીએ, છતાં અમારાં વ્હાલાં વાંચનારની આ **પત્ર** તરફની પ્રીતિ, મમતા અને શ્રદ્ધાને સંપૂર્ણ રીતે ન્યાય આપી શકાય નહિં. તેથી હાલતો ફક્ત થોડાં સુપ્રસિદ્ધ અને સન્માનિત **પત્રમિત્રોના ખાસ અંક** માટેના નિષ્પક્ષપાત અભિપ્રાય આપીને મંતોષ માનીશું અમારા કામમાં ઉત્સાહ પ્રેરનાર તે બ્હેનો અને બન્ધુઓ તથા અમારા તે સહૃદય મિત્રોનો અન્તઃકરણપૂર્વક ઉપકાર માનવા અમે

# ખાસ અંક માટે અભિપ્રાય.

૧.

We have great pleasure in acknowledging with thanks the receipt of the special Coronation Number of the Sundari Subodha, a Gujarati monthly, devoted, as its name denotes, to the enlightenment of Gujarati women. It is about eight years since the Magazine was first started in Ahmedabad by a band of young enthusiasts and it is interesting to trace the success which their enterprize, in placing before Gujarati ladies a fund of literature on social and literary topics, has met with. There are a few excellent illustrations adorning the Number before us, but a more interesting feature is the fact that all the contributions in it come from the pen of lady writers. It will, indeed, be a source of joy as well as surprise to our friends outside who have been told of the backwardness of Gujarat in the matter of female education, to hear that a bulky monthly of over 100 pages has been wholly filled by contributions from ladies. What is even more pleasing is the, fact that this is no new feature, but that every year one number, specially reserved for this object, is brought out. The magazine is divided into four parts, one containing poetry, another short stories, a third dealing with matters of domestic life and the last containing articles of social and literary interest. There are two thoughtful contributions on the subject of female ducation by the two lady graduates of Gujarat and among other noteworthy articles is one on the aims and methods of work of the All-India Bharat Stree Maha Mandal. Both the sides of the Hon. Mr. Basu's Special Marriage Bill are dealt with, the case against it being set forth spiritedly by Mrs Sakkai, and the other side being ably defended by Mrs Ramanbhai The scope of the monthly is thus very wide, and we have no doubt that it affords interesting reading. We congratulate our contemporary on its good work and we wish it all success in its attempts to help the women of Gujarat to elevate themselves.

—"The Indian Social Reformer," (weekly.) Bombay. (25th Feb.1912.)

૨.

**સુન્દરી સુબોધનો કોરોનેશનનો સચિત્ર અંકઃ** સુંદર કાગળો ઉપર, સુંદર છાપથી, સુંદર ચિત્રો સહિત, સુંદરીઓની કલમથીજ લખાયલો, આ સુંદરીસુબોધનો લગભગ ૧૫૦ કરતાં પણ વધારે પૃષ્ઠનો અંક જોઇને અમને ઘણો આનન્દ થયો છે. મુખપૃષ્ઠપર શહેનશાહ દંપતી નામદાર જ્યોર્જ અને મહારાણી મેરીનાં ચિત્ર છે. અંદર પણ રાજકુંટુંબનાં ચિત્રો સહિત, કેટલાંક સુન્દરીઓનાં ચિત્રો છે. સામાન્યતઃ પણ આ માસિકના લેખ ઉત્તમજ હોય છે; અને આ વિશેષ અંક હોવાથી તેમાંના ઘણાક લેખો પણ આકર્ષક હોય તેવાજ પસંદ કરેલા લાગે છે. કોરોનેશન પ્રસંગે પ્રાર્થના કરતી ગુર્જરસુન્દરીનું ચિત્ર ભાવપૂર્ણ અને આહ્લાદક છે. આવો અંક પ્રકટ કરવા માટે સુન્દરીસુબોધના નિયામકોને અમે ધન્યવાદ આપીએ છીએ. —" કેળવણી," (માસિકપત્ર) વડોદરા. (માર્ચ, ૧૯૧૨.)

૩.

"સુન્દરીસુબોધ" નો રાજ્યાભિષેક અંક હમને ગઇ તા. ૧૪મીએ પ્રાપ્ત થયો છે, અને તેનાં દર્શનથી આનંદ થયો છે. ડીસેંબર અને જાનેવારીનો આ સંયુકત અંક છે. ગુજરાતી માસિકોના રાજ્યાભિષેકના અંકોમાં આ સર્વોત્તમ છે એમ બેધડક કહી શકાશે. આર્ટપેપર ઉપર આપેલાં સુન્દર મોહક ચિત્રો ખાસ અંકની આકર્ષણીયતામાં વધારો કરે છે. મુખપૃષ્ઠ ઉપર તેમજ પુસ્તકમાં આપણા રાજરાજેશ્વર તથા રાજેશ્વરીનાં સુન્દર ચિત્રો છે. પ્રભુ પ્રાર્થના કરતી ગુર્જરસુન્દરીનું કલ્પિત ચિત્ર એટલું શોભાયમાન છે કે તે તખતામાં જડાવવા લાયક થઇ પડે છે. માતુશ્રી સ્વ. મહારાણી વિક્ટોરિયા, રાજા એડવર્ડ, વર્તમાન રાજાનું કુટુંબ, વરોદરાનાં મહારાણી માતુશ્રી ચીમનાબાઇ, શ્રીમતી ઇન્દિરારાજા સાહેબ, સુરત અને અમદાવાદની વનિતા વિશ્રામની સન્નારીઓનાં બે ગ્રુપ, ગુજરાતી સ્ત્રીની ઉન્નતિ માટે આખા ગુજરાતમાં સતત પ્રયાસ કરનારી, અનેક સદ્ગુણ સંપન્ન અ. સૌ. જમનાબાઇ સક્કૈ, તથા ગુજરાતની જાણીતી ગ્રેજ્યુએટ બ્હેનો સૌ. વિદ્યાગૌરી (અને સૌ. શારદાગૌરી), તથા સૌ. સુમતી બ્હેન—એમના આર્ટપેપર પરના સુંદર ફોટાથી આ રાજ્યાભિષેક અંક વિશેષ જાયુકના ઉપયોગનો થઇ પડે છે. તેની બીજી વિશેષતા તેના એ અંકના ગદ્ય તેમજ પદ્યના લેખનો સઘળાજ લેખકો અપવાદ રહિત, સ્ત્રીઓજ છે, તે છે; જો પુરૂષોને ક્ષણમાત્ર માટે આ અંકમાંથી બહીષ્કૃત કરવાનો હેતુ, પુરૂષની સહાયતા વિનાપણ પોતાની ભગિનીઓને બોધ આપવાના કામમાં ચલાવી લઇ શકે એવી—એટલી ગુર્જર નારીઓ હવે છે, એમ બતાવવાનો હોય તો, તે હેતુ સિદ્ધ કરવામાં એ પત્રના તંત્રી રા. રામમોહનરાય જસવંતરાયને ફ્તેહ મળી છે, એમ સ્વીકારવામાં કશી હરકત નથી. "રમણીમણિમાલા" ના શિર્ષક હેઠળ ગુજરાતની સતીસ્ત્રીઓનાં આપેલા ઐતિહાસિક ઉદાહરણો ખાસ વાંચવા જેવાં છે. સ્ત્રીઓને વાંચવા જેવા વિષયોની ચર્ચા કરતાં, એકજ ગુજરાતી હિન્દુ માસિક "સુન્દરી સુબોધ" છે, અને આ અંક, તેના માલિક તથા તંત્રી દરેક રીતે ધન્યવાદ તથા ઉત્તેજનને પાત્ર છે, એમ પુરવાર કરી આપે છે. 'સત્ય' (માસિક–પત્ર), મુંબાઇ. (માર્ચ ૧૯૧૨)

૪.

**સુન્દરીસુબોધઃ** આ માસિકનો ડિસેંબર નંબર જે ખાસ રાજ્યાભિષેકના ટાંકણાનો છે તે અમોને મળ્યો છે. આ અંક ૧૦૦—(જાન્યુઆરી સાથે ૧૪૦ ઉપરાંત ).પાનાંનો છે અને દરેક દરેક લેખ સ્ત્રીલેખકથી લખાયો છે. વળી તેમાં રાજ્યાભિષેકના ટાંકણે શોભે એવી

સુન્દર છબીઓ આપવામાં આવી છે. સ્ત્રીઓ અને તે પણ આપણી ગુજરાતી બ્હેનો હવે લખનાર બાનુઓ તરીકે બ્હાર પડવા લાગી છે, તે કાંઇ ઓછા આનન્દની વાતો નથી જમાનો વધવા લાગ્યો છે. સ્ત્રી કેળવણીના પ્રસારથી સમાજ સુધરવા લાગી છે. નવ વર્ષ થયાં સુન્દરીસુબોધ જેવા ગુજરાતના અમદાવાદ શહેરમાંથી નીકળતા માસિકે પુરવાર કરી આપ્યું છે કે સ્ત્રીવાંચન માટે ખાસ માસિકની જરૂર છે, અને હવે ભવિષ્યમાં બાનુઓના લાભમાં જો કોઇ વર્તમાન પત્ર નીકળે તો પણ ચાલવામાં વાંધો આવે નહિં. બારમાસે માત્ર સવા રૂપિયામાં (૪૦૦–૫૦૦) મ્હોટાં પાનાંનું વાંચન મળે. (તથા) એક પુસ્તક ભેટ મળે. તે કાંઇ જેવું તેવું સસ્તું કહેવાય નહિં. અમારી બ્હેનો એકાદ સાલ્લાના બદલામાં જો માત્ર સવા રૂપિયો બચાવી આ નીતિ અને ચરિત્ર દર્શક જ્ઞાન રૂપી સાલ્લો ખરીદે તો તે પાલવે તેમ છે. અમો અમારી દરેકે દરેક વાંચી લખી શકે તેવી બ્હેનને આ માસિક ખરીદવા ખાસ ભલામણ કરીએ છીએ. "જૈન" ( સાપ્તાહિક ), મુંબાઇ. ( તા. ૧૦ માર્ચ, ૧૯૧૨ ).


## મંગલાષ્ટક.

સંશોધિત નવીન ( ત્રીજી ) આવૃત્તિ.

**રચનાર સ્વર્ગસ્થ વિન્દુભાઇ જસવંતરાય. ભ્રાતૃસમાજ, અમદાવાદ.**

**લગ્નને મંગલ પ્રસંગે, વરકન્યાના હસ્તમેલાપ સમયે, બ્રાહ્મણો અથવા સ્ત્રીમંડળે ગાવાનાં.** સુન્દર રીતે, ઉંચા કાગળો ઉપર, મ્હોટા ગુજરાતી અક્ષરોમાં, સોનેરી શાહીથી,–મિજલસમાં વ્હેંચી શકાય તથા વાંચવાને અનુકૂળ પડે માટે ઉભા ફૂલસ્કેપ કાગળ પર છાપ્યાં છે. ફક્ત થોડીજ નકલો બાકી રહી છે!

**કિંમતઃ આઠ આનાની ત્રીસ નકલો.**

મળવાનું ઠેકાણું. **સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.**

સુન્દરીસુબોધના ગ્રાહકોને અડધી કિંમતે મળશે.

## સમ્રાટ્ જ્યોર્જ.

**નામદાર શહેનશાહનું સચિત્ર જીવન ચરિત્ર.**

ડઝન ઉપરાંત સુન્દર ચિત્રો, મનોહર આર્ટ કાગળ, ઉત્તમ છપાઈ, અને આકર્ષક રંગીન મુખ પૃષ્ઠ સહિત. **મૂલ્ય, ફક્ત રૂ. ૦-૮-૦** ( ટપાલ ખર્ચ એક આનો જુદુ ).

વેપારીઓને અને ૫૦ થી ઉપર નકલો ખરીદનારને સારૂં કમીશન આપવામાં આવશે.

મળવાનાં ઠેકાણાં. ૧. **સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.**

૨. **'R. A. M.'—ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ, મુંબાઈ.**

## શ્રી નાગર વિજય.

સંપાદક—ડાહ્યાભાઈ ધનસુખરામ,–(લાખાપટેલની પોળ)—અમદાવાદ.

સમસ્ત નાગર તથા નાગર વાણીઆની જ્ઞાતિઓના હિત માટે નિરંતર પ્રયાસ કરતું મ્હોટાં બત્રીસ પાનાંનું **એકજ માસિક પત્ર. લવાજમ ફક્ત રૂપિયા બે.** દર વર્ષે એક રસીલું સુબોધક **પુસ્તક ભેટ.** નગર ખંડ નામના પુરાણ ગ્રન્થનાં પ્રકરણો અર્થ સાથે, તથા જ્ઞાતિનું સેન્સસ અને વિવિધ હકીકત દર માસે પ્રકટ થાય છે **નમુનાનો અંક મફત.**

સ્વદેશના ઉદય માટે અભિલાષા રાખનાર, તથા બ્રિટિશ શહેનશાહતના દરિયાપારના દેશોમાં હિન્દી પ્રજાનો એકજ મહારાજ્યની પ્રજા તરીકેના હકનો દાવો કરનાર, દરેક બ્હેન તથા બન્ધુએ વાંચવા લાયક, અને હિન્દુ, મુસલમાન, પારસી, તથા ખ્રિસ્તી–દરેક હિન્દીએ લેવા લાયક, ઉત્તમ અઠવાડિક પત્ર:

# ઈન્ડિયન ઓપિનિયન.

(દર અઠવાડિયે દક્ષિણ આફ્રિકામાં આવેલા નાતાલ દેશમાં ઇંગ્રેજી અને ગુજરાતી ભાષાઓમાં પ્રકટ થાય છે. વાર્ષિક લવાજમ: ફક્ત રૂ. ૧૨–૧૨–૦.)

સ્વદેશી બ્હેનો અને બન્ધુઓના હક માટે નિરંતર ભારે લ્હડાઇ ચલાવ્યા કરતું અને દક્ષિણ આફ્રિકાના દરેક ભાગમાં તથા હિન્દુસ્થાન અને બીજા દેશોમાં જ્યાં જ્યાં હિન્દી પ્રજા ગઇ છે, ત્યાં બ્હોળો ફેલાવો પામેલું છે. સર્વને એક સરખું ઉપયોગી, કેળવણી આપનાર અને ખાસ વાંચવા લાયક છે. આપણી ઉન્નતિ માટે પ્રજા તરીકે આપણને પ્રયાસ કરતાં

આરોગ્ય અને શરીર સંરક્ષણ માટે સર્વોત્તમ સાહિત્ય,

**આ 'વૈદ્યકલ્પતરૂ'જ છે.**

**દ્વાનો, વર્ત્તમાનપત્રો અને જાહેર પ્રજાના સેંકડો ઉંચા અભિપ્રાય મળ્યા છે.**

વૈદ્યકલ્પતરૂ કેળવાયલા કુટુંબોમા ઘણુજ પ્યારથી વંચાય છે.

જાનેવારીથી ડીસેમ્બર સુધીના આખા વર્ષના ગ્રાહકનેજ,

**દર વર્ષે એક ઉપયોગી વૈદક પુસ્તક ભેટ મળે છે.**

વાર્ષિક લવાજમ માત્ર રૂ ૧ાા= અગાઉથી જ. (વર્ષ જાનેવારીથી શરૂ થાય છે)

**તંત્રી—વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી, રીચીરોડ—અમદાવાદ.**

---

" વૈદ્યકલ્પતરૂ " ની સને ૧૯૦૯, ૧૯૧૦ ની ભેટ: સારી સંતતિ ભાગ ૧–૨ આ-કાને આપી આપે દેશ સેવા બજાવી છે. દરદી અને ઉછરતી પ્રજા માટે આપ ખર્ચ અને હેનત તરફ નહી જોતાં આવી કિમતી ભેટો આપો છો તે માટે જેટલો ધન્યવાદ આપીએ ટલો થોડો છે. ૧૯૦૭–૧૯૦૯ ની ભેટો ધાત્રિશિક્ષા ભાગ ૧–૨ આપી સ્ત્રીજાતિને કિમતી સાહકારની ખોટ પુરી પાડી છે. લી. જાદવજી વહાલજી વકીલ, રાજકોટ.

" વૈદ્યકલ્પતરૂ " ના તંત્રી પોતાના માસિકથી જે પ્રકારનું જ્ઞાન ફેલાવવા ચાહે છે જ પ્રકારનું જ્ઞાન ભેટના પુસ્તકોથી પણ તેઓ ફેલાવે છે. અત્યાર સુધી તેમણે ભેટ તરીકે પુસ્તકો આપ્યાં છે તે ખરેખર તેના ઉંચા હેતુને અનુસરતાં છે અને પ્રજાને જે નની અતિશય જરૂર છે તે જ્ઞાન તે પુસ્તકો બહુ સારી રીતે આપનારાં છે. "પ્રજા-બંધુ" અમદાવાદ

ધાત્રિશિક્ષા જેવાં સ્ત્રી ઉપયોગી પુસ્તકો "વૈદ્યકલ્પતરૂ" ના ગ્રાહકોને ૧૯૦૭–૧૯૦૮ ત્રાસકરે પુરી પાડી છે. " ગુજરાતી " મુંબઇ.

---

## "વૈદ્યકલ્પતરૂ" વાંચવાથી થતા મુખ્ય ફાયદા.

**વૈદ્યકલ્પતરૂ ભારે ઉત્સાહથી ૧૭ વર્ષ થયાં આગળ વધતું જાય છે.**

તે દરેક કુટુંબમા એક વિદ્વાન્ વૈદ્ય કે ડાકટરની ગરજ પુરી પાડે છે.

તે વૈદ્યોના અંતઃકરણમાં પાશ્ચિમાત્ય વૈદ્યવિદ્યાનો પ્રકાશ પાડે છે.

તે નવા વૈદ્યો આગળ વૈદ્યક અનુભવનો ખજાનો ખુલ્લો કરે છે.

તે ડાકટરો આગળ દેશી વૈદકના મહત્ત્વની આરસી મુકે છે.

તે બિન અનુભવી યુવકોને સંસારના ખરાબાઓપર ચડતા અટકાવે

તે સ્ત્રીઓને તન્દુરસ્તી અને સ્વચ્છતાના નિયમો સમજાવે છે.

તેણે સેંકડો લોકોને દરદોના ભોગ થઇ પડતા બચાવ્યા છે.

તેણે હજારો મનુષ્યોને શારીરિક વ્યસનોમાંથી છુટા કર્યા છે.

તે શારીરિકનીતિ સાથે સર્વ પ્રકારની ઉત્તમ નીતિ રીતિનો ઉપદેશ કરે છે.

**એમાં શંકા શુ છે! નમૂનો મંગાવી અનુભવ કરો એટલે ખાત્રી થાય!**

**વૈદ્ય જટાશંકર લીલાધર. રીચીરોડ, અમદાવાદ.**

"ગુજરાતી કુટુમ્બોમાં જાહેર ખબર ફેલાવવાનું 'સુન્દરી સુબોધ' ઉત્તમ સાધન છે.

## સુન્દરીસુબોધમાં ઝાહેર ખબરના ભાવ.

આ પત્રની દર મહિને ઓછામાં ઓછી ૨૦૦૦ નકલો પ્રકટ થાય છે; અને તે હજારો સ્ત્રી પુરુષોના વાંચવામાં આવે છે, એ નિર્વિવાદ છે. સુન્દરીસુબોધે દરેક કુટુમ્બમાં માનવન્ત સ્થાન પ્રાપ્ત કીધું છે તથા દરરોજ અમોને મળતા ગ્રાહકો તરફની પ્રશંસાના અને નવીન ગ્રાહકો વધવાના કાગળોથી ત્હેની અસાધારણ લોકપ્રિયતા સાબીત થઇ ચૂકી છે. ઑગસ્ટની આખર સુધીમાં મળતી જાહેર ખબરને માટે મધ્યમ દરજ રાખવામાં આવ્યા છે.

| ઝાહેર ખબરનું કદ. | ૧૨ મહિના માટે. | ૬ મહિના માટે. | ૩ મહિના માટે. | ૧ મહિના માટે. |
|---|---|---|---|---|
| ૧ પાનું. | રૂ. ૬૦ | રૂ. ૩૨ | રૂ. ૧૭ | રૂ. ૭ |
| ½ " | " ૩૨ | " ૧૭ | " ૯ | " ૪ |
| ¼ " | " ૧૭ | " ૯ | " ૫ | " ૨ |

દરેક ઝાહેર ખબર ચાલુ રહેશે ત્યાં સુધી તે મોકલનારને પત્રની નકલ વિનામૂલ્યે મોકલવામાં આવશે. અયોગ્ય ઝાહેરખબરો લેવામાં આવશે નહિ. ઝાહેરખબરનાં નાણાં અગાઉથીજ લેવામાં આવે છે. હેન્ડબીલ વ્હેંચામણી ફક્ત પંદર રૂપિયા.

નીચેને સરનામે લખો: **સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.**

### ખાસ ટૂંકી ઝાહેરખબરો.

**સુન્દરીસુબોધ** મારફતે સારી, સ્ત્રીઉપયોગી વસ્તુઓનો લોકોમાં ફેલાવો કરવાના હેતુથી **ઓછામાં ઓછા દરથી** ઝાહેરખબર આપી શકાય એવી ગોઠવણ આ **ખાસ ટૂંકી ઝાહેરખબરોના વિભાગમાં કરવામાં આવી છે.**

**ખાસ ટૂંકી ઝાહેર ખબરો:** આ વિભાગમાં અર્ધા પાનાની પાંચ લીટીઓ લેવામાં આવશે અને ત્હેનો **દર-બાર માસના રૂ. ૬, છ માસના રૂ. ૩,** તથા **એક માસ માટે** ફક્ત રૂ. ૦-૮-૦ પડશે.

**નવા ગ્રાહકો** મેળવવામાં મદદ કરનાર ગ્રાહકને નવા થયેલા ગ્રાહકોની સંખ્યાના પ્રમાણમાં **લાભ** આપવામાં આવે છે. આ લાભ ફક્ત થોડાજ વખત સુધી આપી શકાશે; એમ જણાવવા રજા લઇએ છીએ.

### બ્લોક-ઝાહેરખબર.

આવા બ્લોકમાં ઝાહેર ખબર મૂકવા માટેનો દર-**બાર મહિના માટે રૂ. ૧૨, છ મહિના માટે રૂ. ૬,** અને **એક મહિના માટે રૂ. ૧,**-અગાઉથી લેવામાં આવશે. બ્લોક-ઝાહેર ખબર તેમ ખાસ ટૂંકી ઝાહેર ખબર માટે અગાઉથી લાંબા વખતના કરારને પ્હેલી અનુકૂલતા કરી આપવામાં આવશે.

### સુન્દરી સુબોધના ગ્રાહકોને લાભ!

૧. મ્હોટાં બત્રીસ પાનાનું માસિક પત્ર.
૨. ત્હેમાં દર મહિને એક અથવા વધુ ચિત્રો.
૩. એક ઉત્તમ સ્ત્રી ઉપયોગી રસીલું પુસ્તક.
૪. સ્ત્રીઉપયોગી કીમતી પુસ્તકો ઓછી કિંમતે.
૫. સચિત્ર મ્હોટો ખાસ અંક.
૬. સ્ત્રી-સાહિત્ય વાંચનમાળા ખાસ ઓછા મૂલ્યે.

अनाथ बालिकाश्रम, पुना.



અસાહાય સ્ત્રીઓમાટે પ્રો. કર્વેએ સ્થાપેલો આશ્રમ, પુના.

# સુન્દરી સુબોધ.

વર્ષ ૯ મું. ] ઇ. સ. ૧૯૧૧, માર્ચ: ફાલ્ગુન, વિ. સં. ૧૯૬૮. [ અંક ૭ મો.

## આપણો ખરો ધર્મ.

વ્હાલા વાંચનાર !

સુન્દરી સુબોધ આજ આઠ વર્ષથી ત્હમારી સેવા યથાશક્તિ કરે છે, તે સત્ય ત્હમારાથી અજાણ્યું નથી.

આ માસિક શરૂઆતથીજ લોકપ્રિય થઇ પડ્યું છે, ત્હેનું કારણ-અમારા નમ્ર મત પ્રમાણે-ત્હેની ફરજ બજાવવા તરફની પ્રીતિ છે. ત્હેની તરફનો સર્વ વાંચનારનો પ્રેમ વધતો જાય છે, એ અમારો નિત્યનો અનુભવ છે.

પરન્તુ આટલું બસ નથી, એ વાત ત્હમારા અંતરમાંથી કદિય ખસવી ન જોઇએ ! સુન્દરી સુબોધની હજુ ફક્ત ૨૦૦૦ નકલો નીકળે છે; પણ સુન્દરી સુબોધથી થતા અનેક લાભ જોતાં,-અને દેશની, તથા આપણાં કુટુમ્બો અને સ્ત્રી-બાલકોની જરૂરિયાતો નિહાળતાં ત્હેની ૨૦૦૦૦ નકલો પણ ઓછી પડે !

માટે આશા છે કે, દરેક વાંચનાર-પછી તે સ્ત્રી હોય યા પુરૂષ હોય તો પણ-પોતે ગ્રાહક થશે; અને દરેક ગ્રાહક ઓછામાં ઓછા બે નવા ગ્રાહક કરવા પ્રયત્ન કરશે. ગ્રાહકોની સંખ્યા વધવાથી સુન્દરી સુબોધ હાલ અપાતા લાભોમાં પણ ઘણો સંગીન વધારો કરી શકશે, એમાં કાંઇ શક નથી.

ત્હમે સહાય થશો તો ત્હમને પણ ફાયદોજ છે !

તન્ત્રી, સુન્દરી સુબોધ.

# काव्यकुंज.

## ગૃહદેવીનું પૂજન.

(આરતી.)

ભગવતી દેવી ! જય હો ! ભગવતી દેવી !
પતિ ચરણને નિત્યે; (૨) રહેતી તું સેવી :
જય હો ! ભગવતી દેવી !
નિજ પતિને પ્રભુસમ તું જાણી—
આજ્ઞા ઉર ધરતી !
રે ! દેવી આજ્ઞા ઉર ધરતી :
પ્રસન્ન રાખવા તેને; (૨) કષ્ટ સહન કરતી !
જય હો ! ભગવતી દેવી !
રસના ને મીઠી તું રાખી—
સ્નેહી હૃદય હરતી !
રે ! દેવી સ્નેહી હૃદય હરતી :
તુજ વાણીમાં સાચે; (૨) અમીરસ ભરતી !
જય હો ! ભગવતી દેવી !
સદા વસે શાન્તિ ને કાન્તિ—
અખંડ રહે તેવી !
રે ! દેવી અખંડ રહે તેવી :
પ્રણયવલ્લભા જીવો; (૨) મમ આશીષ એવી !
જય હો ! ભગવતી દેવી !

કરાંચી. લાલજી કેશવજી જોડીયાવાલા

---

## પત્નીદેવીની આરતિ.

જય દાર[૧] ! જય દાર !
ઇશ્વરી શો અવતાર ! દેવી ઇશ્વરી શો અવતાર !
પતિપદ્મની ઉષા ! પ્રેમરત્ન મંજૂષા[૨] !
ભૂમાં સ્વર્ગ સાકાર—જય૦ ( ધ્રુવ૦ )
સીતા, દમયંતી, તારા, રૂક્મણીજી,
રમા, શારદા, પાર્વતી, સહુ સતી[૩] અંગે વસંતી,
પત્ની દેવતાગાર[૪]—જય૦

---

૧. પત્ની. ૨. પેટી. ૩. પત્નીના અવયવોમાં. ૪. દેવીઓનું મંદિર.

આશ્રમ સદ્બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ, સન્યસ્ત,
(સહુ) ગૃહ-આશ્રમ આધારે, ગૃહ ગૃહિણીના ભારે,
ભાર્યા ધર્માધાર—જય૦

વર છે વર સહકાર,[1] તે પર કોયલ નાર,
પ્રણવોમ્ નાદ ટુહુકતી, કુટુંબ બાગ ગજવતી,
કરતી ઉદ્ધાર—જય૦

પંચ યજ્ઞ મર્યાદ, કલત્ર[2] વિણુ બરબાદ,
ઋષિ-પિતૃનાં કરજો, ભરવા નરપર ફરજો,
સ્ત્રી થકીજ ચુકનાર—જય૦

ધર્મ, અર્થ ને કામ, વધૂ-સ્ટીમરનાં[3] ધામ,
કરવા આ ભવ બંદર, પ્રમદામાનજ[4] શંકર,[5]
નાંગરે મોક્ષ કિનાર—જય૦

જાયા જ્યાં પૂજાય, દેવ રમણુ ત્યાં થાય,
આમ વેણુનાં તાનો, ઉર-ફોનોમાં[6] તાણો,
ગાઓ વારંવાર—જય૦

જન પ્રવાહની મૂળ સ્ત્રી, આદિ કરણુ ગંગોત્રી,
તેની આત્મ જ્યોતિથી, ઉતારૂં આરતિ રતિથી,
પત્નીવ્રત પીનાર—જય૦

મુંબાઈ. મહારાણીશંકર.

---

## પત્નીની આરતી.

( સુન્દરમુખ તુંદિલતનુ નંદિકેશ્વરા—આ મરાઠી રાગ પ્રમાણે. )

શું શું તુજ મંગળ ગુણુ બોલું ઇશ્વરી !
આનન્દિત હૃદય સદા કરતી સુન્દરી !......શું શું.
ચહેરો તુજ ચમકી રહે સ્મિત હાસ્યથી,
સુરસ વાણી ખરતી નિત્ય કમળમુખથી,
કરંતી પ્રસન્ન મ્હને હસતી આવતી;
રમતી, ફરતી, મધુરી ! સુખ કરતી-દુઃખ હરતી-મન હરણી,
સુર ઝરણી બનતી નન્દિની !...............શું શું.
પ્રેમ ને આરોગ્ય મુજ નિત્ય, સુન્દરી !
યાચતી પ્રભુજી પાસ દીનતા ધરી,
મૂર્તિ મ્હારી હૃદય મન્દિરે ધરાવતી;
કદિના નીચતા ધરતી, પ્રભુ સ્મરતી—પતિ ભજતી,
નવ ચુકતી-હે તપસ્વીની !.................શું શું.

---

૧. એક આંબો. ૨. પત્ની. ૩ સ્ત્રી રૂપ આગબોટ. ૪. મુસાફરી. ૫. કલ્યાણકર. ૬. હૃદય રૂપી ફોનોગ્રાફમાં.

ધર્મ કાર્યમાં ન ઢીલ કંઇ જણાવતી,
પ્રેમ મુજ તુચ્છ તે અગાધ માનતી,
છાંટતી પ્રતિદિને તું ભુરકી જાદુની;
ઉઠતાં, ફરતાં, લખતાં તુંજ રમતી—છબી ભમતી—
મન ગમતી વ્હાલી મોહિની !.....................શું શું.

લીંબડી. દુબળ.

## પત્નીની આરતિ.

જયદેવી ! જયદેવી ! જયજય જગજાયા ! (૨)
પરમારથ પવિત્રિ ! ત્હારી છે કાયા ; જયદેવી ! જયદેવી !
સ્નેહિની સરદાર, હૃદયની તું રાજા; (૨)
અમૃતધારા વરસે મૂકી મરજાદા ; જયદેવી ! જયદેવી !
પ્રેમ પારણા માંહ્ય, ઝુલાવે પ્રિય નીત્યે (૨)
તુજ મહેરે દેવી આનંદુ નીત્યે ; જયદેવી ! જયદેવી !
ક્રોધ અને કંકાસ, સ્વપ્ને નહિં દીઠાં (૨)
સુખેથી તું સંભળાવે વચન સદા મીઠાં ; જયદેવી ! જયદેવી !
ત્હારી કીરપા મ્હોય, મારૂં સર્વસ હો ! (૨)
જગમાં જીવું દેવી ! ત્હારી પ્રિતે તો : જયદેવી ! જયદેવી !
અન્ન અને ધન,ધામ, ત્હારી પાછળ તો, (૨)
તે વિન કદાપિ ચાલે, તુજવિણુ નહિ હુંતો ! જયદેવી ! જયદેવી !
દેતી સાત્વીક જ્ઞાન, ભીતરને ભેદી, (૨)
જીગરમાં જડ ઘાલી, પડદા સૌ છેદી ; જયદેવી ! જયદેવી !
દુનિયાંમાં નહિ કોય, તું સમગુરૂ જ્ઞાની, (૨)
જિંદગીની મહારાણી ! તુજને મેં માની ; જયદેવી ! જયદેવી !
શુણીને મ્હારો સાદ, અમી અંતર ભરજે, (૨)
અમૃતના છાંટા, દેવી ! તું દેજે; જયદેવી ! જયદેવી !

વાસણા કેળીઆ. कासार.

## પ્રીયાની આરતી.

જયદેવી ! જયદેવી ! જય મંગલ મુરતી, (૨)
મન આનંદિત કરતી ! (૨) મુજ સુંદીર સુરતી ! જયદેવી ! જયદેવી !
સાચી વ્હાલી તુંય, મળશે નવં કદીયે (૨)
અંતરમાં રાખીને, (૨) નામ જપું નીત્યે. જયદેવી ! જયદેવી !
વ્હાલું તારૂં નામ, નથી મુજથી અળગું, (૨)

વિસરી કદી ન મૂકું, (૨) તન જાયે સઘળું. જયદેવી ! જયદેવી !

મુજ વ્હાલીનાં વેણુ, અંતરમાં દાખે, (૨)
સ્મરણ કરી હંમેશાં (૨) ગંગાને પાખે. જયદેવી ! જયદેવી !

વ્હાલી ! તુજપર પ્રેમ, શુભ્ર ગુણે વધીયો,(૨)
જે થકી ઘેલો કરીને (૨) એકલડો મૂકીયો. જયદેવી ! જયદેવી !

મતિ તુજ અપરમ પાર, શોભા બહુ સારી, (૨)
દુ:ખભાગીની થઇને (૨) સુખમાં ગઇ ચાલી ! જયદેવી ! જયદેવી !

જય પ્રભુ અંતરનાથ ! શાંતીના દાતા, (૨)
ભવ ભવ તું મેળવજે (૨) મારી એ કાન્તા ! જયદેવી ! જયદેવી !

ગણુદેવી.

મેલાભાઈ મકનજી દેશાઇ.



## પત્નીની આરતી.

( મળેલું. )

જય પ્રિય કેરરાણી ! પ્રિય હૃદય-રાણી !
પધરાવું પ્રેમે હું, (૨) તુજ મૂર્તિ, રાણી ! —ગૃહદેવી ! કુલદેવી !
ઉર-સાગરની તું જ હૃદયંગમ ચંદા, (૨) સખી !
ઉછળે જીવન ઊર્મિ, (૨) પ્રીતે આનન્દા. —ગૃહદેવી ! કુલદેવી !

તુજગુણે બંધાયો, વજ્ર સમા બંધે (૨) પ્રિય !
પ્રણયપાશ પ્રિયાનો (૨) નિશદિન મન ઇચ્છે —ગૃહદેવી ! કુલદેવી !
શીતળ સ્થળ સંસારે, આત્મા જે ખોળે (૨) સખિ !
થાકી જગ-અન્ધીથી; (૨) તે તુજ ગૃહકુંજે.—ગૃહદેવી ! કુલદેવી !

સુખસહુનું તું કેન્દ્ર, કુળગૃહ મહારાણી; (૨) પ્રિય !
રતિ સતી, પણ લજવાયે,(૨)તુજ તપવત ભાળી —ગૃહદેવી ! કુલદેવી!
સદ્‌ગુણ બીજ રોપે તું, દેવી ! કુળ કુસુમો-(૨) સખિ !
ઊછેરે અણુમોલાં (૨) રત્નો શાં બાળો—ગૃહદેવી ! કુલદેવી !

જન્મોજન્મ ઋણી તુજ, શુભ ચિંતન કરતો (૨) પ્રિય !
અનન્ય ભક્તિ થકી એ, (૨) બદલો નવ વળેનો—ગૃહદેવી ! કુલદેવી !
હૃદયવીણાનો તાર તું, શાન્તિ ઝરતી; (૨) સખિ !
આત્મ-અભેદ શીખાવે, (૨) નિર્મળ જગ કરતી.—ગૃહદેવી ! કુલદેવી !

## દાક્તરની મહેમાન.

(ગયા અંકથી ચાલુ.)

સરસ્વતીએ આખરે ભેદ ખોલ્યો. તમે ખુલ્લું માગોછો ? તો લ્યો કહું. આજથી આપણા વચ્ચે કશો સંબંધ રહ્યો નથી. આપણે હવે દોસ્ત તરીકે મલીશું, પણ તેથી વધારે નહી !

આ સાંભળી હરીવલ્લભ કૂદી ઉઠ્યો. તેણે કારણ જાણવા માગ્યું. સરસ્વતી ! આ તું શું કહેછે ? વળી આ શું નવું ભૂત ભરાયું ?

સરસ્વતી–"ભૂત જેવું કશું નથી. મેં મારી ખાતરી કરીછે. અને તેથી ફરીથી કહુંછું કે આપણા વચ્ચે જે લગ્નનું સાટું લગભગ એક વરસથી થયુંછે તે આજથી રદ છે."

દાકતરઃ—"પણ તું મને કહે તો ખરી કે આ બધાનું કારણ શું ? તો હું કાંઇપણ ખુલાસો કરૂં."

સરસ્વતીને આટલુંજ જોઇતું હતું તેથી બોલી;—"એમ છે ! તો મને કહો કે આજ એ ત્રણ દિવસ થયાં તમારા ઘરમાં કોણ અજાણી સ્ત્રી આવી છે ! તે જાણતી હતી કે આ સાંભળતાંજ તે ફીકકો થઇ જશે, અને તેમજ થયું. તેના ચહેરાનો રંગ બદલાઇ ગયો. તોપણ હીંમત રાખીને બોલ્યો;—"સરસ્વતી—સરસ્વતી ! તું ક્યાંથી જાણે કે મારા ઘરમાં કોઈ અજાણી સ્ત્રી છે ? તેં તેને જોઇ ?"

સરસ્વતીએ ઠંડે પેટે જણાવ્યું;—"તમારાથી આટલું તો ના પડવાનું નથી કે કોઇ અજાણ્યું માણસ તમારા ઘરમાં છે ખરૂં; ગામમાં ઘણે ઠેકાણે આ વાત ફેલાઇ છે !"

દાકટરે ગુસ્સામાં પૂછ્યું;—"ગામમાં ફેલાઇ ? અને એ વાત ફેલાવનાર કોણ ?"

"હું તે જાણતી નથી. મને તો મારી ચાકરડી પાર્વતીએ જણાવ્યું."

"તમારી પાર્વતીએ શું કહ્યું ? અને તમારી પાસે પુરાવા શું ?"

સરસ્વતીએ હવે જાણ્યું કે હવે તેને વધારે ચીડવવામાં માલ નથી તેથી બોલી. "ઠંડા પડો, દાકતર સાહેબ ! હું તમને બધી વાત કહું. એમ જણાય છે કે તમારી નોકર સકુબાઇને વાશીદું વાળતાં ટેબલ ઉપરથી એક સુંદર શાલ મળી આવી. આ શાલ જુની ડોશી આગળ લઇ જતાં, સકુબાઇને ખૂબ ધમકાવવામાં આવી. તમે જાણોછો કે એવાં નીચ લોકો કેવાં ખણખોદ કરનારાં હોયછે. તેણે બહાર કોઇના મ્હોંએ વાત કરી. અને વળી વધારામાં તમારી પણ વાત ઉડી છે, કે તમે સટ્ટા કર્યો છે, ને પૈસા ખોયા છે. ને તેથીજ તમે હમણાં બહાર નીકળતા નથી ને માધવ મહેલમાં પણ તેમાંજ આવતા નથી. આ ઉપરથી ગામમાં જેટલાં નવરાં નફકરાં પુરૂષો અને સ્ત્રીઓ છે તેમની નજર તમારા તરફ ગઇ છે. ને હાલમાં જ્યાં ને ત્યાં તમારીજ વાત ચાલેછે. તમારા ઘરમાં પેલી મેડી ઉપરનો ઓરડો હમેશ બંધ રહેછે તે તો તમે પણ જાણોછો તેમજ આખું ગામ પણ જાણેછે. અને તેથી જ્યારે તેમના જોવામાં આવ્યું કે તે બંધ ઓરડામાં દર રાતે દીવો બળેછે; ત્યારે લોકોને કાંઈ શક ન પડે ! વ્હેમ ન આવે ? મારી નોકર પાર્વતીએ આ બધી વાત મને કહી છે. મેં તો તમારી આગળ કબુલ કર્યું છે કે મારો સ્વભાવ અદેખો છે, વાસ્તે મને ખુલાસો કરશો કે એ સ્ત્રી કોણ છે ? તેને સારૂ હું અદેખી બની છું. પણ આજે મેં જે દેખાવ જોયો તેથી

વધારે અદેખી થઇ છું ને ઉશ્કેરાઇ ગઇ છું. શું એવી કોઇ પણ બાયડી હશેકે જે પોતાના વરને કોઇ અજાણી સ્ત્રીને પ્યારથી બોલાવતાં અને ચુંબન લેતાં નજરો નજર જુએ તે છતાં પણ અદેખી ન થાય ?" દાક્તર આ સાંભળી ચમક્યો, ને ધોળો પુણી જેવો થઇ ગયો ! છેવટે ભેદ માલુમ પડયો અને તે પણ તેની ભૂલથીજ ! પોતાના બચાવનું એક પણ સાધન રહ્યું નહિ, પોતાની થનાર પત્નિને કેમ સમજાવવી તે તેને સુઝયું નહિ.

" અને આ બધું તેં જોયું ? સરસ્વતી ! સરસ્વતિ ! મેં એમ કદી નહોતું ધાર્યું કે તું એક છુપા જાસુસનું કામ બજાવતાં શરમાઇશ નહિ ! "

સરસ્વતીઃ—" એક જાસુસ ? દાક્તર સાહેબ ! મેં જાસુસનું કામ કર્યુંજ નથી. હું તમારી પાસે ખુલાસો મેળવવા આવી પણ તમારા ઓરડામાં દીવાનો પ્રકાશ જોઇ, મેં તમને કાંઇ અગત્યના કામમાં રોકાયેલા ધાર્યા. તમને અડચણ કરવા મારી મરજી નહોતી, વાસ્તે હું ફક્ત તમે ઓરડામાં છો કે નહિ, તેની ખાતરી કરવા બારી આગળ આવી. ત્યાં તો મેં શું જોયું ? એક ખુબસુરત સ્ત્રીને તમે પાસામાં લીધી હતી, અને તેના કાનમાં દીલાસાના શબ્દો બોલતા હતા. આ જોતાંજ મારા મનમાં અદેખાઇનો કીડો તોફાન કરવા લાગ્યો. મેં જાણ્યું કે મારી કાંઇ જોવામાં ભૂલ હશે તેથી ખાત્રી કરવા ફરી મેં જોયું, ત્યારે તો તમે તે સ્ત્રીને ચુંબન લેતા હતા ! હું જાણું છું કે તમારી મા કે બ્હેન જીવતી નથી, અને તેની મેં ખાત્રી પણ કરી રાખી છે, ત્યારે હું–તમારી ભવિષ્યની પત્નિ–તમને શું ના પુછું કે તે અજાણી બાયડી કોણ છે ? જેના ઉપર તમે આટલો બધો પ્યાર દેખાડો છો તેવો પ્યાર તો ફક્ત એક પતિપત્નિ કે ભાઇ બ્હેનમાં હોય ?"

હરીવલ્લભનું અંતઃકરણ શુદ્ધ હતું. તેણે આ બધું સાંભળ્યું, અને જોયું કે તેની વિવાહિતા પત્નિ ભુલમાં ગોથાં ખાતી હતી. તેને સઘળું ખુલ્લું કરી દેવાનું મન થયું, પણ તેને એક વાત યાદ આવી ! શું તેણે લીલાવતીને વચન નહોતું આપ્યું ? કે તે કોણ છે અને ક્યાંથી આવી તેનો અણસાર પણ કોઇને કાને પડવા નહિ દઉં ? ત્યારે હવે આ વચન કેમ તોડાય ? તેની સ્થિતિ અત્યારે ' સુડી વચ્ચે સોપારી ' જેવી હતી !

" સરસ્વતી ! હું જોઉં છું કે તું ભૂલમાં ગોથાં ખાય છે. મને વિચાર ઘણો થાય છે કે બધી ખરી હકીકત કહી દઇ, ત્હને શાન્તિ આપું, પણ હું દીલગીર–ખરેખર દીલગીર છું કે મારાથી એમ બની શકે તેમ નથી. "

આ સાંભળી સરસ્વતીની અદેખાઇનો અગ્નિ વધારે જોરમાં તપ્યો. અદેખાઇને લીધે હરીવલ્લભ તેને વધારે ધિક્કારપાત્ર જણાયો. હરીવલ્લભ ખુલાસો કરતો નથી એજ તેના ગુન્હાની વધારે સાબીતી તેણે માની.

સરસ્વતીએ વધારે જાણવા ખાતર કહ્યું:—" દાક્તર સાહેબ ! તમે ખોટાં બહાનાં કાઢી છટકી જવા માગો છો પણ હું કાંઇ કાચી નથી. એ બાયડીનું નામ તથા હકીકત મારે જાણવીજ જોઇએ, કારણ કે તેથીજ મારા મનનો વહેમ દૂર થશે. "

" અફસોસ ! હું નહોતો ધારતો કે તું આવી ચટપટીઅણ હઇશ. માત્ર ઇશ્વરજ જાણે છે કે અત્યારે હું કેવી ખરાબ અને કઢંગી સ્થિતિમાં છું. હું તને ખાત્રી આપું છુંકે હું નિર્દોષ છું. મારાપર વિશ્વાસ રાખ, તારી તરફ મારો પ્રેમ હતો તેવો ને તેવોજ છે. સરસ્વતી હું તને ફરીથી કહું છું કે અદેખાઇથી તુંજ આંધળી બની છે, બીજું કોઇ નથી ! મારી

ઇચ્છા થાય છે કે હમણાં બધું તને કહી દઉં અને ખુલાસો કરૂં: પણ નહિ, હું વચનથી બંધાયેલો છું અને તે તોડવા કરતાં બીજું દુઃખ—પછીગમે તે હોય–પણ તે હું ખમીશ. અમારા લોકોની તો ફરજ છે કે કોઈની છુપી વાત હોય તે બીજાને ન કહેવી."

અણસમજું સરસ્વતી ઉપર આથી કાંઈ અસર થઇ નહિ. તેને મન તો આ બધું જૂઠું લાગ્યું. વાતનો ખુલાસો કરવા હરીવલ્લભ ના પાડે છે, તે બીજું કાંઇજ નહિ પણ તેના ગુન્હાની સાબીતી છે એમ તેણે માન્યું.

અદેખાં માણસોનાં મન ઘણું ખરૂં એવાંજ હોય છે. તેમને લાગે છે કે સામાવાળો જે બોલે છે, તે તદ્દન જૂઠું છે. તેમને તો ફક્ત શક દૂર કરવા કાંઇ પણ ચીજ જોઇએ છે; અને જો તે મળી. તોજ ત્હેમની ખાત્રી થાય છે.

"દાક્તર સાહેબ! દરેક જણ પોતાને નિર્દોષ જણાવે છે. પણ તેથી કાંઇ તેઓ નિર્દોષ ઠરતા નથી. હું ત્હમને ખૂલાસો પૂછવા આવી, અને તમે તે આપવા ના પાડો છો, એટલે હું લાચાર! મેં તમને બધું કહ્યું અને તમારે પણ બધું મને જણાવવું જોઇએ છે."

હરીવલ્લભ વિચારમાં પડ્યો કે આ અણસમજું સ્ત્રીને સમજાવવી શી રીતે? તેના મનમાં એકવાર વિચાર થયો કે બધો ભેદ ખુલ્લો કરી દઉં! પણ તેજ પળે પેલી બિચારી બાયડીનો દયાજનક ચ્હેરો તેના મનમાં ખડો થયો. અને પોતે આપેલા વચનનો ખ્યાલ આવ્યો. શું તે આપેલું વચન તોડે? નહિ, કદી નહિ. આપેલું વચન તોડવું તે એક મોટો ગુન્હો સમજતો હતો અને તેથી સઘળી દુનિયાની ચીજોનો ભોગ આપીને પણ પોતાના વચનને મક્કમ વળગી રહેવાનું તેણે વાજબી ધાર્યું.

"સરસ્વતી! શું મારા બોલવાથી તારા ઉપર કાંઇ પણ અસર નથી થતી! મેં તે સ્ત્રીને વચન આપેલું છે તે હું કદી તોડવાનો નથી. ઇશ્વર સાક્ષી છે! હું તારી સાથે વિશ્વાસઘાતી અને બેવચની થયો નથી. મને થોડા દિવસની મુદત આપ. પછી હું ખુલાસો કરીશ. તેટલો વખત તું કાંઇ પણ ઉદ્ધતાઇ ભરેલું પગલું ન ભર."

"જો તમે નિર્દોષ હો, તો તે બાયડી સાથે તમારે શું સગપણ છે તે કહો."

હરીવલ્લભે ટુંકું પતાવ્યું—"હું તે કહી શકતો નથી."

"ઠીક ત્યારે! મારૂં સાંભળી લ્યો! મેં તમને એક અજાણી સ્ત્રીને પ્યારથી બોલાવતાં સાંભળ્યા, અને તમે તે સ્ત્રીનું નામ અથવા કાંઇપણ હકીકત કહેવા ના પાડો છો, તે ઉપરથી મારે શું ધારવું?—એટલુંજ કે મ્હને ચાહવાનો ઢોંગ કરી, ખરી રીતે તમે બીજી કોઈ સ્ત્રીને ચાહો છો. તમારી તે સ્ત્રી ખોવાઇ ગયેલી હમણાંજ મળી, એટલે શું તેને તમે ઘરમાંથી કહાડી મૂકો? હું તમારા સુખ વચ્ચે નડવા નથી માગતી. હું જાણું છું કે બીજીને ચાહતો હોય, તેવા પતિની પત્નિ થવામાં મને,–કે તમને સુખ મળવાનું નથી. માટે હું આજથી જણાવું છું કે આપણા વચ્ચે હવે કશો સંબંધ રહ્યો નથી. તેની સાબીતી દાખલ તમારી ભેટ આપેલી આ વસ્તુઓ હું તમને પાછી સોંપું છું." આમ કહી તેણે પોતાની આંગળી ઉપરથી સોનાની નાજુક વીંટી તથા એક સુંદર સોનાનું લાકીટ કહાડી ટેબલ ઉપર મુકયાં. આ વસ્તુઓ તેને દાક્તર તરફથી વર્ષગાંઠને દિવસે ભેટ મળ્યાં હતાં. હરીવલ્લભ હવે શું કરે? તેણે તેને ઘણો વિચાર કરવા તથા સમજવા ઘણુંએ કહ્યું પણ તેણે માન્યું નહિ. તે હવે ઉઠી; તે જતાં જતાં બોલી–"હું જાઉં છું. આપણે હવે ફક્ત દોસ્ત તરીકે મળશું."

હરીવલ્લભ પણ ઉઠયો અને તેને અટકાવીને બોલ્યો—" એક પાંચ મીનીટ સબુર કર; મારૂં સાંભળી લે ! તને યાદ હશેકે પરમ દિવસે શેઠ જગજીવનદાસે આપેલી મુદત પુરી થાય છે?"

" હા, મને યાદ છે ! તે દિવસે હું તેમને જણાવીશ કે આપણા વચ્ચે હવે કશો સંબંધ રહ્યો નથી. "

" ને તેનું કારણ પૂછશે ત્યારે ? "

" ત્યારે હું કહીશ કે દાકતર હરીવલ્લભ એક બીજીને ચાહે છે તે માટે.

હરીવલ્લભે ગુસ્સામાં તેને બોલતી અટકાવી કહ્યું—" ખબરદાર ! જો એ નિર્દોષ બાયડીનું નામ લીધું છે તો ! તું ગમે તે કરજે, પણ ઈશ્વર ખાતર એ બિચારીને અંદર સડોવીશ નહિ."

સરસ્વતીએ તેનો આ જુસ્સો જોયો તેથી હરીવલ્લભને વધારે ગુસ્સે કરવાની તેની હીમત ચાલી નહિ.

" ઠીક છે ! દયા ખાતર શેઠ જગજીવનદાસને હું કાંઇ બીજું કારણ બતાવીશ. " આમ કહી તે ચાલી ગઇ.

હરીવલ્લભ પાછો પેલા ઓરડામાં ગયો. ત્યાં લીલાવતી હતી નહિ. જીવી ડોશીએ જણાવ્યું કે તે પોતાના ઓરડામાં ગઇ હતી. હરીવલ્લભ હવે એકલો પડયો. તે વખતે તેને ઘણા દુઃખી વિચારો આવતા હતા. ફક્ત એક વચનની ખાતર તેને આટલું ખમવું પડતું હતું, અને તોપણ તેણે હીમત ખોઇ નહિ. તે જાણતો હતો કે સરસ્વતી પાછી ખરૂં જાણતાં દોસ્તી (સલાહ) કરી દેશે. પણ તેમ થવું તો મુશ્કેલ બન્યું હતું !

---

## પ્રકરણ ૪ થું.

### ભેદનો ખુલાસો—અખાત્રીજ.

અખાત્રીજનો દહાડો ! વૈશાખ સુદ ત્રીજનો દિવસ !—એ દિવસ કાંઇ વારે ઘડીએ પાછો આવતો નથી. બાર મહિનામાં એક વખત તે આવે છે, અને તે દહાડો દરેક હિંદુને મન તહેવારનો ગણાય છે. વળી અધુરામાં પુરૂં તે દહાડે શેઠ જગજીવનદાસે આપેલી મુદત પુરી થવાની હતી. એ દિવસે સરસ્વતી તથા હરીવલ્લભને પોતાના મુરબ્બી આગળ હાજર થઇ તેમનો પ્યાર કાયમ રહ્યો છે કે નહિ તે જણાવવાનું હતું.

જગજીવનદાસ શેઠ તો જાણતા હતા કે તે જોડાંનો પ્યાર કાયમ રહ્યો હતો તેથી તેમના જવાબ માટે તેમના મનમાં કાંઇ પણ શક નહોતો.

પણ શેઠને ખબર કયાં છે કે વાત તો જુદીજ બની છે ? વાંચનાર તો જાણી ગયા છે. ફક્ત બેજ દિવસ અગાઉ સરસ્વતી તથા હરીવલ્લભ જુદાં પડયાં હતાં તેથી શેઠ પોતાની ધારણામાં ભૂલતા હતા. તેમણે જોયું કે સરસ્વતી આજ બે દિવસ થયાં ઉદાસ જેવી ફર્યા કરતી હતી. શેઠ તો ધારતા હતા કે પોતાનું સુખ આટલું પાસે આવવાથી તેને ઉમંગ થશે પણ ઉલટી તે તો દિલગીર જણાતી હતી. એ વિષે તેમણે હાલ કાંઇ ઝાઝું ધ્યાન આપ્યું નહિ પણ જો તેમણે બારીકીથી જોયું હોત તો તેમને જણાત કે સરસ્વતીના હાથે પેલી વીંટી તથા ડોકમાં પેલું લોકીટ જે તે હમેશ પહેરતી તે નજરે પડતું નહોતું પણ એ બધું બારીકીથી જોવાનો તેમને વખત પણ કયાંથી મળે ?

સરસ્વતીએ હજીસુધી એ વાત કોઇને જણાવી નહોતી. તે પોતેજ શું થશે તે જાણતી

હતી. હુરીવલ્લભ પણ તદ્દન શાંત રહ્યો હતો તે હજી માધવમહેલમાં જમવા આવતો ન હતો.

અખાત્રીજને દહાડે તેને ઘણાજ આગ્રહથી નોતરૂં આવ્યું હતું; તેને માન આપી પોતાના મુરબ્બીને મળવા જવાનું વ્યાજબી ધાર્યું. તેથી તે બપોરે જમવા વખતે માધવમહેલમાં આવ્યો.

જગજીવનદાસ શેઠે ધાર્યું હતું કે હુરીવલ્લભ દાકટર ઘણો ઉમંગ દેખાવે આવશે; પણ ધારણામાં તે નીષ્ફળ ગયા. હુરીવલ્લભ ઘણો દીલગીર દેખાવે આવ્યો. સરસ્વતીએ તેની જોડે હમેશ માફક વાત કરી નહિ. તે રસોડામાંજ બેશી રહી. પણ શેઠે તેને ઘણા વહાલથી બોલાવ્યો અને ખરા હેતથી સોડમાં લઇ આશિર્વાદ આપ્યો. તેઓ ચુપચુપ જમી રહ્યા પણ તેનું કારણ ભલા મામા જાણી શકયા નહિ. જમ્યા પછી શેઠ તેમને બન્નેને મેડીએ લઈ ગયા.

તેમણે ચરમાં ચઢાવી કહ્યું–"મારાં લાડકાં! આજથી બરાબર ૭ મહિના ઉપર તમે તમારો અરસપરસ પ્યાર કબુલ કર્યો હતો તે વખતે મેં તમને ૭ મહિના રાહ જોવાની કહી હતી"

સરસ્વતી તથા હુરીવલ્લભ કાંઇપણ બોલ્યા વગર ચુપચુપ નીચી નજરે સાંભળ્યા કર્યું.

"તે ૭ મહીનાની મુદત આજે પુરી થઇ છે. અને તેથી મેં આજે તમને અહીં બોલાવ્યાં છે. તે એટલાજ માટે કે તમારો શો વિચાર છે, તે પૂછવું. મારી તો ખાતરીજ છે, કે તમે શો જવાબ દેશો. તેટલા માટે પહેલેથીજ હું તમને આશીર્વાદ દઉછું કે તમે લાંબો વખત સુધી સુખી જીંદગી ગાળો"–આટલું કહી તેમણે પોતાના કપાળપરનો પરશેવો લોહ્યો.

સરસ્વતીઃ—"મામા! તમારો આશીર્વાદ માથે ચઢાવીએ છીએ, પણ હું ધારછું કે તમે આશીર્વાદ દેવામાં જરા ઉતાવળ કરી છે. હું જાણુંછું કે હું જે કહીશ તેથી તમારા મનને દુઃખ થશે પણ તે કહ્યા વગર ચાલે તેમ નથી. મેં જોઇ લીધું છે કે મ્હારાથી દાકતર સાહેબ જોડે લગ્ન કરી શકાશે નહિ."

શેઠ જગજીવનદાસ આ સાંભળી અજાયબી પામ્યા. એ તો તેમના સ્વપ્નામાં પણ ન હોતું કે આ જોડાં વચ્ચે કાંઇ કડવાશ પેદા થશે.

"સરસ્વતી! સરસ્વતી! આ તું શું બોલેછે.? આ શબ્દો તારા મોઢામાંથી હું કેમ સાંભળવાની આશા રાખું? તું જાણે છે કે આ શબ્દોથી મારા મનમાં કેટલું દુઃખ થાય છે!"

"માફ કરજો, મામાજી! હું જાણું છું કે તમને દુઃખ ઘણું થતું હશે, તોપણ જે ખરી વાત છે તે કહેવાની મને જરૂર છે. દાકતર સાહેબ પોતે પણ કબુલ કરશે, કે તેમની સાથેનો સંબંધ તોડી નાખવાનાં મારી પાસે મજબુત કારણો છે."

જગજીવનદાસ શેઠે હવે હુરીવલ્લભ તરફ નજર કરી. આ બધો વખત તે નીચે મોએ બેશી રહ્યો હતો.

તે બોલ્યો, "મુરબ્બી! સરસ્વતીએ પોતેજ સંબંધ તોડયો છે અને એમાં મારો કશો હાથ નથી. માટે જો તેજ એનો ખુલાસો કરશે તો ઠીક."

જગજીવનદાસે અજાયબીથી પુછ્યું–"પણ આ બધાનું કારણ શું?"

સરસ્વતીઃ–"કારણ ઘણું રહેલું છે. હું ખાત્રીથી માનું છું કે હુરીવલ્લભ કોઇ એક બીજી સ્ત્રીને ચાહે છે."

આ વખતે જગજીવનદાસને બહુ જ નવાઇ લાગી. તે એક પણ શબ્દ બોલી શકયા નહિ.

હવે હરીવલ્લભને ભાન થયું કે ભેદ ઉઘાડો થતો જાય છે તેથી સરસ્વતીના ઉપલા શબ્દોથી તે ચમકી ઉઠ્યો.

તેને બોલવું પડયું:—" ખોટું, બિલકુલ ખોટું છે ! જગજીવનદાસ શેઠ ! હું સોગનપૂર્વક કહું છું કે સરસ્વતી કાંઈ ભૂલ કરે છે."

જગજીવનદાસ શેઠે ખુલાસો માગ્યો:—" હું આ ગરબડ શું છે તે સમજી શકતો નથી. મને તેનો બરાબર ખુલાસો જોઇએ છીએ."

સરસ્વતી:—" ખુલાસો સ્હેલો છે. મેં મ્હારી પોતાની આંખોએ જોયું છે, અને કાનો કાન સાંભળ્યું છે, કે હરીવલ્લભ એક બીજી સ્ત્રી ઉપર પ્રેમ રાખે છે, તેને પોતાના ઘરમાં સંતાડી રાખી છે, જ્યાં મેં મારી નજરો નજર જોયું છે કે તેના ઉપર તેમનો પ્યાર છે, બોલો હવે એવા પુરૂષ સાથે સંબધ બાંધવાથી મને જરા પણ સુખ મળવાનો સંભવ છે ?"

જગજીવનદાસ શેઠ આ વાત માની શકયા નહિ. તેમણે પૂછ્યું:—" શું આ વાત ખરી છે, હરીવલ્લભ ?"

" જગજીવનદાસ શેઠ ! હવે જ્યારે બધું તમને કહી દેવામાં આવ્યું છે, તો છાનું રાખવામાં પણ માલ નથી. હું કબુલ કરૂં છું કે મેં એક સ્ત્રીને મારા ઘરમાં છુપી રીતે રાખી છે, પણ તેમ કરવામાં મેં કાંઇપણ ગુન્હો કર્યો નથી. એ લાચાર મનુષ્યને આશ્રય આપી, મદદ કરવી એ તો મારો ધંધો છે, તેમજ માણસ માત્રની ફરજ છે. આ દુઃખી સ્ત્રી મારે ત્યાં આશરો શોધતી રાતે આવી, તો શું હું તેને ધુતકારી કહાડું ? હું નાકબુલ નથી જતો, કે તેના ઉપર દેખીતો પ્યાર મેં દેખાડયો છે, પણ તે ફક્ત એક ભાઈ પોતાની બહેન ઉપર બતાવે તેટલોજ ! જગજીવનદાસ શેઠ ! પ્રભુ જાણે છે કે સરસ્વતી ઉપર મારૂં કેટલું હેત છે ! મેં તેને મારા ખરા અંતઃકરણથી ચાહી છે, પણ તેમજ તેણે, મને પોતાના અંતઃકરણથી ચ્હાવું કે નહિ તે તેની મરજીની વાત છે. પણ એટલું તો કહીશ કે એક પત્નિ તરીકેનો પ્યાર મ્હારો તો તેનાજ ઉપર છે."

હરીવલ્લભનું આ જુસ્સાદાર બોલવું શેઠે તેમજ સરસ્વતીએ સાંભળ્યું. શેઠને લાગ્યું કે હરીવલ્લભ ખરૂં બોલે છે.

સરસ્વતીને પણ લાગવા માંડયું કે હરીવલ્લભ નિર્દોષ છે, પણ આ સ્ત્રીનું નામ કે હકીકત કહેવાની ના મરજી, અને તેને લોકો ન જાણે તેમ સંતાડી રાખવાની તેની કાળજી સરસ્વતીના મનમાં હજી તાજી હતી.

શેઠે પૂછ્યું, " જયારે એવું છે તો તે સ્ત્રીનું નામ જણાવવાની તને શી અડચણ છે ?

" તેમ કરવાનું એક કારણ છે. તે સ્ત્રી પોતાની હાજરી ગામમાં જાહેર કરવા ખુશી નથી. તેણે મારા ઉપર વિશ્વાસ મુકયો છે, તો તેનો વિશ્વાસઘાત નહિ કરવામાં મારી ગૃહસ્થાઇ સમજુ છું. સરસ્વતીએ પણ એજ હઠ લીધી કે મને તેનું નામ કહો, પણ આપેલું વચન તોડવું તેના કરતાં ગમે તે અડચણ ભોગવવાનું હું પસંદ કરીશ. જો મારાથી બનતું હોય તો હમણાં હું તેનો ખુલાસો કરૂં, પણ મારૂં વચન મને તેમ કરતાં અટકાવે છે."

શેઠ ગુંચવાડામાં પડયા. હરીવલ્લભ ખરૂં કહેતો હશે ? તેની સત્યતા માટે તેમનો ઘણો સારો અભિપ્રાય હતો. જગજીવનદાસે આખરે રસ્તો શોધી કહાડયો. " જો એમજ હોય તો, હું તને કહું છું તેમ કર ! તું એ બાયડીને જાહેર કરવા માગતો ન હોય તો તેને

સમજાવીને તારા ઘરમાંથી કહાડ! આથી સરસ્વતીનો વ્હેમ જતો રહેશે, અને તમે સુખે રહી શકશો."

તેણે જવાબ દીધો "માફ કરો મુરબ્બી, મારાથી એમ પણ બની શકે તેમ નથી. આ સ્ત્રીને ગમે તો તેની પોતાની રાજીખુશીથી મારે ત્યાંથી જાય; પણ મારાથી તેને કહાડી મૂકાશે નહિ. હું તેને ફરજ પાડીશ નહિ."

જગજીવનદાસને તો બમણી ગુંચવણ થઇ. તેમને એમ પણ લાગ્યું કે સરસ્વતી આવા માણસને પરણવા ના પાડે છે તે કાંઇ ખોટું કરતી નથી, તેથી છેવટે બોલ્યા—"હરીવલ્લભ, હું તને બે રસ્તા બતાવું છું. તેમાંનો એક પણ લેવાને તું ના પાડે છે. તેં તારા ઘરમાં એક અજાણી સ્ત્રીને આશરો છૂપી રીતે આપ્યો છે. તેના ઉપર અજુગતું હેત બતાવે છે, અને તેને તારી રાજીખુશીથી બહાર કાઢવા તું ના પાડે છે. કોઇ અજાણ્યું આ ઉપરથી શું સમજે? એટલુંજ કે સરસ્વતી તારા ઉપર જે શક લઇ જાય છે તે ખોટો નથી. એવી સ્થિતિમાં સરસ્વતીને તારી સાથે પરણવા મારાથી ફરજ પાડી શકાય નહિ. તને ગમે તો એ સ્ત્રી માટે ખુલાસો કર, અથવા તેને તારા ઘરમાંથી કહાડી મુક. એમ થાય તોજ સરસ્વતી તારી સાથે લગ્ન કરી શકશે." આટલા શબ્દો શેઠ પક્કા નિશ્ચયથી બોલ્યા.

હરીવલ્લભે આનો કાંઇ પણ જવાબ દીધો નહિ. તેની આંખમાં આંસુ આવ્યાં. ગમે તે થાય તોપણ પોતાના ઘરમાંની પેલી દુઃખી સ્ત્રીને બચાવવાનો તેનો પાકો ઠરાવ હતો. "હું કાંઇજ કહી શકતો નથી, હું ફક્ત લાચારને બચાવવા ખાતરજ આ બધી હેરાનગતી ખમવા ખુશી છું. મેં જેટલું કહ્યું તેટલુંજ કહેવાનો મ્હને હક છે, અને તે ઉપરથી શું સમજવું તેનો આધાર તમારા ઉપર છે. હું હવે જાઉં છું. હું આપને પ્રણામ કરૂં છું, કાકાજી"

જગજીવનદાસે તેને અટકાવીને કહ્યું—"ઉભો રહે! હું કહું તે સાંભળ. તમને બન્નેને લગ્નના ગાંઠથી જોડાએલાં જોવાને હું ઘણો ખુશી છું. (ટેબલ ઉપર પડેલાં કાગળીયાં ઉચકીને) આ કાગળોમાં મેં મારૂં "વીલ" કર્યું છે અને તેમાં તમને બન્નેને વારસ ઠરાવ્યાં છે. હરીવલ્લભ! શું તું મને દુઃખી થઇને મરેલો જોવા ઇચ્છે છે?"

હરીવલ્લભનું હૈયું ભરાઇ આવ્યું: "જગજીવનદાસ કાકા! તમને દુઃખમાં મરી જતા *જોવા પહેલાં હું પોતે મરી જઇશ; પણ માત્ર વચનને ખાતર હું તમને સુખી કરી શકતો* નથી. તે સ્ત્રીને મેં વચન આપ્યું છે તે તોડવા કરતાં હું મોતને વધારે પસંદ કરીશ." આમ કહી તે બહાર જવા સારૂં બારણું ઉઘાડવા જાય છે, તે પહેલાં બારણું ઉઘડ્યું અને **દાકતર હરીવલ્લભની મેહેમાન**—લીલાવતી તેની સામે આવી ઉભી રહી!

જગજીવનદાસ શેઠની તેની ઉપર નજર પડી. અને તેમણે બૂમ પાડી; "લીલાવતી, લીલાવતી! તું અહીંઆં?"

હરીવલ્લભે પણ તેને આચીંતિ આવેલી જોઇ પૂછ્યું. "કેમ લીલાવતી, તું અહિં કેમ આવી?" પણ તે જવાબ દે તે પહેલાં હરીવલ્લભની નજર શેઠની તરફ ગઇ. તે ફીક્કા ફચ થઇ ગયા હતા, તેમના ચહેરા ઉપરથી લોહી ઉડી ગયું હતું; અને પડી જતા બચવા સારૂં ખુરશીનો ટેકો કરી લીધો હતો. સરસ્વતી પણ આ દેખાવ જોઇ અજાયબ થઇ.

હા ! જે સ્ત્રી માટે તે આટલી બધી વહેમી અને અદેખી બની હતી તે તો કોઇ જગજીવનદાસ શેઠની ઓળખીતી નીકળી !

તે શેઠ પાસે ગઇ અને તેમને બાઝી પડી. તેણે પૂછ્યું " મામાજી ! આ બાયડી કોણ છે ?"

શેઠે ઘણાજ ધીમા બેસી ગયેલા અવાજે કહ્યું: " એ લીલાવતી છે ! લીલાવતી, તે મારી પોતાની દીકરી !"

જગજીવનદાસ શેઠની આ અજાણી સ્ત્રી છોકરી ? સરસ્વતીએ નવાઇ પામી પોતાના મનમાં વિચાર કર્યો. "લીલાવતી ! તે તમારી છોકરી ! તે તો મરી ગઇ હતી."

શેઠે કહ્યુ: " હા, તેનાં સગાં વહાલાં તેમજ દુનિયાને મનથી તે મરી ગઇ હતી. પણ ખરેખર તે જીવતી છે. સરસ્વતી ! તારી સામે ઉભી છે તે માબાપને ન ગણકારનારી છોકરી છે. એને મેં પાળીપોષી મોટી કરી. દરેક રીતે સુખમાં રાખી અને આખરે તેની મરજીથી કાઠીઆવાડમાં ફરવા પણ લઇ ગયો. પણ ત્યાં તેણે મારી સઘળી આશા ને ઉમેદોને નિષ્ફળ કરી. તે રસોઇયા સાથે નાશી ગઇ અને મારા સમજાવવા છતાં પણ તેની સાથે પરણી ગઇ તેણે આપણા કુટુંબને કલંક લગાડયું છે અને તે દિવસથી મારે મનથી તે મુએલી છે. મેં એનું નામ બાળ્યું અને એમજ જાણ્યું કે મારે કોઇ છોકરી હતીજ નહિ.

આ ભાષણ બધાંએ મુગે મ્હોંએ સાંભળ્યું. લીલાવતી, જે આખો વખત ઉભીજ રહી હતી તેણે ત્યાંજ ઉભે ઉભે જવાબ દીધો:—" જગજીવનદાસ શેઠ ! હું કબુલ કરૂં છું કે મારી ભૂલ થઇ—અરે ભૂલ તો શું પણ ગુન્હો—હા ! જો તમે જાણો કે એ મારી ઉદ્ધતાઇથી મને કેટલું દુઃખ ખમવું પડયું છે ! કેટલો માર તે. નિર્દય ધણીથી ખાધો છે, અને કેટલો ભૂખમરો 'ને તંગી વેઠવી પડી છે, તે તમે જાણો તો મારા ઉપર દયા લાવ્યા વગર રહો નહિ. પણ અહીં અત્યારે હું તમારી પાસે દયા તથા ક્ષમા માગવા આવી નથી. હું એક જણને અહીં ઈન્સાફ અપાવવા આવી છું. મારે લીધે ગરીબ બીચારા હરીવલ્લભને શું શું ખમવું પડે છે, તે જાણુંછું. મારે લીધે તે પોતાની ભવિષ્યની પત્ની નજરમાં તે કેટલો હલકો પડ્યો છે, તે પણ હું જાણું છું. અને તેણે મારા ઉપર જે જે મહેરબાનીઓ—માયા ભરી વર્તણુંક રાખી છે, અને મને આપેલું વચન નહિ તોડવાના ઠરાવથી જે જે ગેરઇન્સાફ પામ્યો છે, તેમાંથી બચાવવા તથા ન્યાય અપાવવા ખાતર હું તમારી આગળ આવી છું." જગજીવનદાસ શેઠની આંખોમાં ગુસ્સો જણાતો હતો. તેમનું શરીર ધ્રુજતું હતું. અને ગુસ્સાને લીધે લાલચોળ થઇ ગયા હતા તે હવે હરીવલ્લભ તરફ ગુસ્સાથી બોલ્યાઃ—"હરીવલ્લભ ! મેં .તને શું હુકમ નહોતો કર્યો ? મેં તને ના નહોતી કહી કે, એ ઉદ્ધત છોકરીનું નામ પણ ન દેવું ? ને તેના પાપે મરવા દેવી.?"

હરીવલ્લભે હીમતથી જવાબ દીધો—" કાકા ! મેં તમારો હુકમ ન પાળ્યો, તેમાં મેં કશું ખોટું કર્યું છે એમ હું માનતો નથી. હું જાણુતોજ હતો કે ગુસ્સાથી ઉશ્કેરાઇને તમે આ પગલું ભર્યું છે તેથી આવો હુકમ કર્યો છે; અને તેથી જ્યારે પાંચ દિવસ ઉપર મને રસ્તામાં રાતે ટાઢથી થથરતી તે મળી, અને મારો આશ્રય માગ્યો, ત્યારે શું હું મારા નાનપણના મિત્ર—સગાંને ધુતકારી કહાડું ?—અને મેં જોયું કે તેને પોતાના ગુન્હાનો પશ્ચાતાપ થતો હતો

તેથી મેં તેને મારાથી બનતી મદદ કરી. તે મારી આગળ પોતાની ઉદ્ધતાઇ માટે પરતાવો ઘણો કરતી હતી. ખરૂં કહું છું, જગજીવન કાકા, કે તેણે જે જે દુઃખ વેઠયાં છે, તે તમે સાંભળો તો તમે તેને જરૂર દયા આણી માફ કર્યાં વિના રહો જ નહિ."

લીલાવતી થોડીવાર ઉભી રહી બોલીઃ— "જગજીવનદાસ શેઠ! તમને ગમે તો તમારો ગુસ્સો મારી ઉપર કહાડો, પણ ઇશ્વરની ખાતર હુરીવલ્લભ ઉપર ગુસ્સે થશો નહિ. તેણે ફક્ત પોતાની ફરજ બજાવી છે. એક માણસના અંતઃકરણમાં આગલો વહાલ કેટલી અસર કરે છે તે બતાવી આપ્યું છે. તેણે મારી ખાતર અનેક દુઃખો વ્હોરી લીધાં છે, મારે લીધે પોતાના ઉપર થતી ગેરઇન્સાફીનો અટકાવ કર્યો નથી. હું કદાચ મોતની અણી ઉપર આવી પહોંચી છું, અને છેલ્લી વખતે તમારૂં તથા તેનું મ્હોં જોવા સારૂ આ ગામમાં આવી હતી. મેં એની પાસે ઉતારો માગ્યો અને તેણે મને તે આપ્યો. એટલુંજ નહિ પણ મારી હાજરી છાની રાખવાનું વચન સુદ્ધાં પણ આપ્યું. ટુંકામાં એણે સગા ભાઇ કરતાં પણ વધારે હેતથી મારી મહેમાનગીરી કરી છે. જ્યારે એકંદર દુનિયાંએ ફક્ત મારી એકજ ભૂલને ખાતર— મૂર્ખાઇને ખાતર—મને તજી દીધી, ત્યારે તેણે મને મદદ કરી છે. મને તમારી આગળ મારૂં મ્હોં બતાવવા ગમતું નહોતું, પણ જ્યારે મેં આજે જાણ્યું કે મારે લીધે તે ભલો જુવાન મુસ્કેલીમાં આવી પડયો છે; અને મેં મારા કાનોકાન સાંભળ્યું કે તે પોતાની ભવિષ્યની પત્નિનાં જુઠાં આળ ખમતો હતો ત્યારે તેવા પરોપકારી માણસને ગમે તેવી અડચણોમાં ન્યાય અપાવવો એ શું ગેર વ્યાજબી છે! મારા વ્હાલા પિતાજી! જો મારે માટે તમને જરા પણ વ્હાલ હોય તો હુરીવલ્લભને માફ કરો. તેના ઉપર તમારી પહેલાંના જેવી મહેરબાની દેખાડો, અને તેને તમારી ભાણેજ સાથે મેળવી આપો. હું આ મકાનને વધારે વખત મારાં પાપી પગલાંથી અપવિત્ર બનાવવા નહિ રોકાઉં. મ્હેં તમારો ચ્હેરો જોયો છે; હવે હું સુખેથી મરીશ. તમે બોલો કે 'હુરીવલ્લભને મેં માફ કર્યું છે' એટલે હું મને પોતાને માફી મળેલી સમજીશ.—" એવો કયો બાપ છે કે જેને પોતાની છોકરીના આ પ્રમાણે બોલવાથી લાગણી ન થાય? જગજીવનદાસનો ગુસ્સો નરમ પડવા માંડયો હતો. ખરી રીતે તો ઘણે વરસે પોતાની તજી દીધેલી દીકરી મળી આવવાથી મનમાં ખુશી ઉત્પન્ન થતી હતી. તે તો તેને મરણ પામેલી જાણતા હતા, પણ આજે તો અચાનક પોતાની એકની એક દીકરી મળી આવી હતી, તેથી તેમનો આગલો પ્યાર પાછો તાજો થવા માંડયો. શું તે પોતાની ઉદ્ધતાઇ-મૂર્ખાઇનું-ફળ પુરેપુરૂં નહોતી પામી? શું તેને પરતાવો થતો નહોતો? ત્યારે તેને પાછી પોતાના ઘરમાં રાખવા તે ના પાડે? ગમે તેમ હોય તોપણ આખરે તે તેમનુંજ બાળક હતું. પોતાની ગુજરી ગયેલી પત્નિની આબેહુબ તે છબી હતી, અને તેથી તેનો ગુન્હો ગમે તેવો હોય તોપણ એક બાપ તરીકે તેના તરફ હેતથી તેમનું મન લલચાયું. તેમણે આંખમાં આંસુ સાથે કહ્યું:—" લીલાવતી! આખરે પણ તું મારીજ દીકરી છે. તારી એવીજ મરજી છે, તો જા મેં હુરીવલ્લભને માફ કર્યું છે."

તે દુઃખી સ્ત્રી ખુશી થયેલી જણાઇ; પણ તે બોલે તે પહેલાં હુરીવલ્લભે એ લાગ સાધી કહ્યું, જગજીવનદાસ શેઠ! આજનો દિવસ સઘળું માફ કરવાને માટેજ હોય એમ જણાય છે. ઇશ્વરની આજ્ઞા છે કે ગમે તેવી દુશ્મનાઇ હોય તોપણ તેને માફ કરવું. Forget and Forgive 'ભૂલી જાઓ અને માફ કરો'-એ મહાન સ્તોત્ર કેમ વિસારી દો છો? શું

તમે ઈશ્વરના ગુન્હા નથી કર્યા ? તમે તેની પાસે ક્ષમા નથી માગતા ? તો આ નાદાન બાળકીની ભૂલ માટે તમે માફી આપી તમારી ઉદારતા નહિ બતાવો ? તમે જુવો છો કે તે કેવી પસ્તાય છે ! તો તમારી ફરજ છે કે તેને માફી આપી તેને તમારી દીકરી તરીકે કબુલ કરવી. આ શબ્દો પુરા થઇ રહ્યા કે તરત પાસેના મંદીરમાંથી આરતીનાં ઢોલ તથા ઘંટના અવાજ સંભળાયા અને આ બધાની સામટી અસર તે શેઠ ઉપર થઈ. આંખોમાં આંસુ સાથે તેને વહાલથી પોતાની સોડમાં ચાંપી–"ફરીથી, એકવાર ફરીથી મારી લાડકી દીકરી લીલાવતી ! આવ મને ભેટ. આખરે ગમે તેમ તોપણ તું મારી દીકરી છે. મેં તને માફી આપી છે." આમ બોલતાં તે વૃદ્ધ શેઠની આંખમાંથી આંસુ પડવા માંડયાં.

હરીવલ્લભ બહાર નીકળી આવ્યો અને તેની પાછળ સરસવતી પણ ઓરડા બહાર ચાલી આવી.

* . * * * *

સરસ્વતીએ હવે પોતાની ભૂલ જોઈ હતી તેથી બહાર આવતાં બોલી;—"હરીવલ્લભ! હું કેવી શરમીંદી થઇ પડી છું–તે તમે જોતા નથી ? તમે મને માફ કરશો ?"

"તું તારી ભૂલ સમજે છે, એટલે બસ છે! હું ધારૂં છું કે હારો શક હવે દૂર થયો હશે!"

સરસ્વતીની આંખમાં આંસુ આવ્યાં. તે બોલી:–"શક ! હું હમણાં મ્હારી મૂર્ખાઇને ધીક્કારૂં છું, કે તમારા તરફ હું કેમ વ્હેમાઇ ? જ્યારે હું તમને એક બેવચની પુરૂષ દાખલ ગણતી હતી, ત્યારે હું એક કેવા સારા માણસને અન્યાય કરતી હતી ? ખરેખર તમારા જેવા પરોપકારી માણસો અને દયાળુ અંતઃકરણો આજ આ દુનિયાંમાં થોડાંકજ વસતાં હશે. અદેખાઇ અને વ્હેમથી હું આંધળી ભીંત બની ગઇ હતી," હરીવલ્લભે કહ્યું:– "મને વચન આપ, કે ફરીથી એ અદેખાઇને તું તારા અંતઃકરણમાં દાખલ થવા નહિ દે."

સરસ્વતી બોલી:– " પાછી અદેખાઇ દાખલ થાય ! જો હવે ફરીથી હું એવી મૂર્ખાઇ કરૂં તો મારા જેવી ગાંડી બીજી કોઇજ નહિ. નહિ, નહિ, હરીવલ્લભ ! મેં જબરી ઠોકર ખાધી છે; પણ તેથી મને બોધ મળ્યો છે. આજથી હું તમને વચન આપું છું, કે હવે હું કદીપણ અદેખાઇ લાવીશ નહી–વહેમાઇશ નહિ." અને તે વચન તેણે પાળ્યું. એક અઠવાડીઆ પછી આ જોડાંનાં લગ્ન ધામધુમથી કરવામાં આવ્યાં. ભીજબાનીઓ અપાઇ. લીલાવતિ જે મરી ગયેલી ધારવામાં આવી હતી તે જીવતી મળીઆવી હતી એમ આસપાસના લોકોના જાણવામાં આવ્યાથી જગજીવનદાસ ઉપર મુબારકબાદીઓ આવવા માંડી. તેના જીવતા આવવાની વાત ભળતીજ રીતે જોડી કાઢીને લોકોને સમજાવવામાં આવી. શેઠે પોતાનું 'વીલ' ફેરવ્યું અને ત્રણે જણને સરખી રીતે વારસ ઠરાવ્યાં.

( સંપૂર્ણ. ) મટુલાલ રતીલાલ શુ.

---

**પતિ પત્નીની અરસપરસ સહાય:** પુરુષોએ સ્ત્રીઓને અને સ્ત્રીઓએ પુરુષોને, એમ એક બીજાને નિભાવી લેવાની કોશીશ કરવી જોઇએ. કારણકે સ્ત્રીઓને કાંઇ પુરુષો વિના ચાલવાનું નથી, અને પુરુષોને સ્ત્રીઓ વિના ચાલવાનું નથી. બન્નેને એકબીજાની મદદ તો જોઈએજ. માટે હવે આપણે એકબીજાને નિભાવી લેતાં શીખવું જોઇએ, અને એવી રીતે નિભાવી લેતાં આવડે તે સારૂ એકબીજાની ખૂબીઓ અને એકબીજાની ખામીઓ આપણે જાણવી જોઇએ.

— પઢીયાર કૃત 'સ્વર્ગની સુન્દરીઓ.'

# विविधविहार.

## મ્હને મ્હારી બાયડી સાથે બનતું નથી, ત્હેનું મ્હારે શું કરવું?

( લખનારઃ વૈદ્ય અમૃતલાલ સુન્દરજી પઢિયાર. )

૪

( ચાલુ વર્ષના અંક ૧ ના પૃષ્ઠ ૨૪ થી ચાલુ. )

વ્હાલા બંધુ મોતીભાઇ,

પત્ર પહોંચ્યો, હકીકત જાણી, તમે લખો છો તે બધું બરોબર છે, અને સાચે સાચું છે. એમાં કાંઇ જ શક નથી. બીજાં બધાં દુઃખો ખમાય, પણ પોતાની બાયડી સાથે બને નહિ એ દુઃખ ન ખમાય, એ સાવ સાચી વાત છે; જેમ તમારો એ અનુભવ છે તેમ મને પણ એ બાબત વીતેલી છે; એટલે એ દુઃખ કેવું ખરાબ છે, અને કેવું મ્હોટું છે, તે હું બરાબર રીતે સમજું છું. એ માટે ગુજરાતના સૌથી જાણીતા કવીશ્વર દલપતરામભાઈએ પણ કહેલું છે કે—

( દોહરો. )

સઘળાં દુઃખ તો સાંખીએ, કાઢી કર્મનો વાંક;
ભુંડી જેની ભારજા, એ દુઃખ આડો આંક.

સ્ત્રી સાથે બને નહિ એ દુઃખ ઘણુંજ મ્હોટું છે, એમાં કાંઇપણ શક નથી, માટે જ એ દુઃખ મટાડવાની સૌથી વધારેમાં વધારે જરૂર છે. પોતાની બૈરી સાથે બને નહિ એ દુઃખ સૌથી મ્હોટું છે, માટેજ તેને સુધારવાની સૌથી વધારે જરૂર છે, અને એ દુઃખ સૌથી મ્હોટું છે માટેજ એ દુઃખ દુર કરવામાં જરા પણ બેદરકારી રાખવી વાજબી નથી. અને તેમ છતાં અફસોસ કે એ બાબતોમાં જ આપણે સૌથી ઓછું ધ્યાન આપીએ છીએ. જો એ બાબત ઉપર આપણે પુરેપુરું ધ્યાન આપીએ, સમજી સમજીને કામ લઇએ, પ્રેમ તથા લાગણીઓને બાજુમાં રાખીને કામ લઇએ, અને સ્ત્રીઓને પણ અંતઃકરણ છે, તથા તેઓમાં પણ અમર આત્મા છે, એમ સમજીને કામ લઇએ તો બહુ ટુંક વખતની અંદર જરૂર તેઓ સુધરી જાય, તેમાં કાંઈ પણ શક નથી. પણ "ખાટલામાં મ્હોટી ખોટ" એ છે કે, પ્રથમ તેનો પાયોજ નથી. એટલે કે સ્ત્રી સાથે બનતુંજ નથી. સ્ત્રી સાથે બનતું નથી એમ બોલતાં અને એવો કડવો અનુભવ લેતાં આપણને આવડે છે, પણ તેઓને સુધારવા માટે જે મહેનત કરવી જોઇએ તે મહેનત કરતાં આપણને આવડતી નથી. એ બાબતમાં આપણે બેદરકાર છીએ. તમને મ્હારી આ વાત બરોબર રીતે નહિ સમજાય, અને તમને એમ લાગશે કે, શું આવી બાબતોમાં તે કાંઈ બેદરકાર રહી શકાય? પોતાનું સુખ કોને ન ગમે? એવા મૂર્ખ કોણ હોય કે જે પોતાની સ્ત્રીને સુધારવા મહેનત ન લે?-તેના જવાબમાં મ્હારે જણાવવું જોઇએ કે, બેશક એટલું ખરું છે કે દરેક માણસો પોતાની સ્ત્રીને સુધારવા માટે કાંઇક કાંઇક મહેનત કરે છે, પણ એ બધું ઉંટવૈદના જેવું હોય છે. નાડ તપાસીને કામ લેતાં તેઓને આવડતું નથી; રોગ પારખીને દવા આપતાં તેઓને આવડતું નથી; પ્રકૃતિ સમજીને દવા કરવાનું તેઓને ભાન નથી; દેશકાળ જોઇને

દવા આપવાનું તેઓને સૂઝતું નથી; ઉમ્મરનું પ્રમાણ જોઇને તથા આસપાસના સંસ્કારો જોઇને દવા આપવાનું તેમને આવડતું નથી અને પોતાના જાતિઅનુભવના પ્રયોગો કરતાં તેમને આવડતું નથી; પણ માત્ર બીજાને મોઢેથી સાંભળેલી વાતો તેઓ કહ્યા કરે છે! અને તે પણ લાગણીથી નહિ, પણ તોરમાં ને તોરમાં ને તોરમાં કહ્યા કરે છે. ભલમનસાઇની રીતે નહિ, પણ ધમકાવવાની રીતે કહે છે. પ્રેમની રીતે નહિ, પણ હક્કની રીતે કહે છે. ધીરે ધીરે નહિ પણ બધું એકદમ આજને આજ જ થઇ જાય એવી આશા તેઓ રાખે છે. યુક્તિ પ્રયુક્તિથી નહિ પણ ગાળાગાળી કરીને કે મારામારી કરીને તેઓ સ્ત્રીઓને સુધારવા ઇચ્છે છે. માન આપીને નહિ પણ જુલમ ગુજારીને તેઓ કેળવવા ઇચ્છે છે. લાલચ આપીને નહિ પણ જોર બતાવીને તેઓ ફતેહ મેળવવા જાય છે, અને હદમાં રહીને ક્રમે ક્રમે આગળ વધવાની રીતિને નહિ પકડતાં તેઓ કૂદકે ને ભુસ્કે આગળ વધવા ઇચ્છે છે. એથી તેઓને હારી જવું પડે છે, અને નિરાશ થવું પડે છે. માટે પ્રથમ તો સ્ત્રીઓની સાથે કેમ કામ લેવું, તે વાતો આપણે સમજવી જોઇએ. અને જો એ સમજીએ તો પછી સ્ત્રીઓને સુધારવી એમાં કાંઇ બહુ મ્હોટી વાત નથી. કારણ કે માણસો જડ વસ્તુઓમાંથી પણ સુંદર આકૃતિઓ બનાવી શકે છે, જડ વસ્તુઓનો સંયોગ કરીને તેમાંથી પણ માણસો પોતાના બુદ્ધિબળથી અદ્ભુત શક્તિઓ ઉત્પન્ન કરી શકે છે, અને જે વસ્તુ ખરાબમાં ખરાબ ગણાતી હોય તથા બિલકુલ કિંમત વગરની રસ્તામાં રખડતી ચીજો ગણાતી હોય તેને પણ માણસો કિંમતીમાં કિંમતી બનાવી શકે છે, અને તેમાંથી પણ માણસો માન પાન મેલવી શકે છે, તથા પોતાનું નશિબ સુધારી શકે છે. હવે વિચાર કરો કે જ્યારે આવી વસ્તુઓને સુધારવાનું પણ માણસોમાં બળ છે ત્યારે શું સ્ત્રીઓને સુધારવાનું પુરૂષોમાં બળ નથી ? અથવા પુરૂષોને સુધારવાનું શું સ્ત્રીઓમાં બળ નથી ? બેશક, બંનેમાં એ જાતનું અગાધ બળ છે. કારણ કે તેઓમાં કુદરતી રીતેજ જ્ઞાન છે, લાગણીઓ છે, સ્નેહ છે, અંતઃકરણ છે, અને એક બીજાને સુખી કરવાની જિજ્ઞાસા છે; માટે તેઓ બહુ જલદીથી એક બીજાની ઉપર અસર કરી શકે તેમ છે, એટલુંજ નહિ પણ મને તો એમ લાગે છે કે, જગતની કોઇ પણ વસ્તુ મનુષ્યજાત તરફ જેટલી ખેંચાઇ શકે અને મનુષ્ય પોતે તેની તરફ જેટલો ખેંચાઇ શકે તે કરતાં પુરૂષો સ્ત્રીઓની તરફ કુદરતી રીતેજ વધારે ખેંચાય છે, અને સ્ત્રીઓ પુરૂષોની તરફ વધારેમાં વધારે ખેંચાય છે; તેથી જગતની કોઇપણ વસ્તુને માણસો જેટલી સ્હેલાઇથી સુધારી શકે તે કરતાં વધારેમાં વધારે સ્હેલાઇથી પુરૂષો સ્ત્રીઓને સુધારી શકે, અને સ્ત્રીઓ પુરૂષોને સુધારી શકે એમાં કાંઇ પણ શક નથી. અને તેમ છતાં આપણે જોઇએ છીએ કે,

હાલના વખતમાં વધુ ભાગે ઘેર ઘેર વર વહુને બનતું નથી. કદાચ બને છે તોપણ તે ઉપલકપણે બને છે, વિવેકને ખાતર બને છે, આબરૂને ખાતર બને છે, આપણે સારાં માણસ ગણાઇએ માટે કજીઓ ન કરવો જોઇએ, એમ ધારીને બને છે. આપણા ઘરની વાતો લોકોને કાને ન જાય તો સારૂં, એમ સમજીને પરાણે પરાણે બનાવ રાખે છે, લડીને પણ પાછાં ક્યાં જશું ? અંતે તો એનું એજ છે, એ કરતાં જરા ખમી ખાવું સારૂં છે, એમ સમજીને એક બીજાને નિભાવી લે છે. દુનિયામાં ઘેર ઘેર આવુંજ છે, આપણે કાંઇ નવાઇ નથી, એમ સમજીને રગસીયાં ગાડાં લોકો ચલાવ્યા કરે છે. કોઇ કોઇ વખત બોલાચાલી કરીને પાછી એક બીજાની માફ માગીને નિભાવ્યા કરે છે. કોઇ વખત કાંઇ આધાર

ન હોય તેને લીધે તેજમાં દબાઇને ખમી ખાય છે. કોઇ વખત એમ લાગી જાય કે, આમાં આપણું કાંઇ ચાલશે નહિ ને બોલ્યું બહાર પડશે, તે કરતાં આંખ આડા કાન કરવા સારા છે, એમ ધારીને ચલાવ્યા કરે છે, ઘણે ઠેકાણે માબાપના માનને ખાતર લોકો જેમ તેમ નિભાવી લે છે. ઘણે ઠેકાણે કુળના અભિમાનમાં માણસો ઘણી બાબતો સહન કર્યાં કરે છે. ઘણી વખત ઘણી જાતના ભયને લીધે કે સ્વાર્થને લીધે થીંગડાં દઇને ઘણી ધણીયાણી પોતાનું ગાડું ચલાવ્યે જાય છે, અને ઘણી વખત લાચારીને લીધે, તંગીને લીધે, દુઃખને લીધે અથવા પોતાનામાં કાંઇ આવડત ન હોય તેને લીધે માણસો નભાવ્યા કરે છે. પણ વિચારોના મળતાપણાને ખાતર, લાગણીઓના પુરને લીધે, સ્નેહનાં ઉંડાણને લીધે, જ્ઞાનની એકતાને લીધે, ફરજનાં બંધનને લીધે, કર્તવ્ય ઉપરના પ્રેમને લીધે અને આત્મા આત્માના તરફ ખેંચાય તેને લીધે તથા આપણે સૌ એકજ પિતાનાં બાળક છીએ અને તેનોજ અંશ છીએ, માટે અભેદ અનુભવવો જોઇએ. આવી સમજથી સ્નેહ રાખવાવાળાં તો જગતમાં કોઇકજ જોડાંઓ હોય છે. અને આપણે તો આ માંહેલા થવું જોઇએ; આપણાથી કાંઇ પોલમપોલમાં પડયું રહેવાય નહિ, અને આપણને કાંઇ ભાઉતી કે સ્વાર્થના હિતથી સંતોષ થાય નહિ; માટે આપણે તો આપણી બૈરીની સાથે વિચારોની એકતાનો આનંદ અનુભવવો જોઇએ. ત્યારેજ આપણી કેળવણીની કાંઇ સાર્થકતા થઇ ગણાય.

બંધુ ! સ્ત્રીઓને સુધારવાની બાબત જેમ સૌથી વધારે મ્હોટી છે તેમજ તે સૌથી વધારે જરૂરની છે; કારણ કે આપણા સુખદુઃખનો બધો આધાર જ એ બાબત ઉપર છે. માટે આપણી આખી જીંદગી બગડી જાય અને તેની પણ જીંદગી બગડી જાય એ કેમ સહન કરી શકાય ? યાદ રાખજો કે જેમ વધારે નબળો કેસ હોય તેમ ડાક્તરને તેની વધારે કાળજી રાખવી પડે છે, અને જેમ કિંમતી છોડ નબળો હોય તેમ સારા માળીને તેની વધારે સંભાળ લેવી પડે છે, તેમજ આપણને પણ આપણી બૈરીની સૌથી વધારે સંભાળ લેવાની જરૂર છે, કારણ કે આપણો કેસ લૂલો છે, અને જો એ કેસમાં હારી જઇએ તો આખી જીંદગી સુધી હેરાનગતિ ભોગવવી પડે તેમ છે, માટે એ કેસ આપણા લાભમાં ઉતરે તેમ કરવા આપણે જેટલી બને એટલી મહેનત કરવી જોઇએ. પણ વારંવાર બહુ દિલગીરી સાથે મ્હારે કહેવું પડે છે કે, એ બાબતમાં જેટલું ધ્યાન આપવું જોઇએ તેનો સોમો ભાગ પણ આપણે ખરેખરૂં ધ્યાન આપતા નથી, અને ધ્યાન આપતા નથી તેનું કારણ એ છે કે, કેટલીક વખત એ બાબતને આપણે વિસાત વગરની સમજીએ છીએ. કેટલીક વખત એ બાબતમાં આપણે ખોટો મિજાજ કરીએ છીએ. કેટલીક વખત એ બાબતમાં આપણે વિના કારણ કંટાળી જઇએ છીએ. કેટલીક વખત આપણને એમ લાગી જાય છે કે, આ કેસ સુધરી શકે તેમ નથી, તેથી આપણે નિરાશ થઇ જઇએ છીએ. કેટલીક વખત આપણને એમ લાગે છે કે હમણા નહિ, આગળ ઉપર વાત, એ નહિ સુધરે તો જશે કયાં ? ધીરે ધીરે એની મેળે ઠેકાણે આવશે, એમ સમજીને આપણે તેની તરફ બેદરકારી રાખીએ છીએ. કેટલીક વખત આપણને એમ લાગે છે કે હમણાં આપણને ફુરસદ નથી, એની સાથે ટાયલાં કોણ કર્યાં કરે, તે પડી ખાડમાં; આવી રીતે નાખતી કરીએ છીએ. કેટલીક વખત આપણે જાણી જોઇને મુંગા રહીએ છીએ, અને તેનું પરિણામ શું આવે છે ! તેની વાટ જોઇયે છીએ ને વખત ગુમાવીએ છીએ. કેટલીક વખત આપણને એમ લાગે છે કે, વખત વખતનું

કામ કરશે, આપણી ચાંચ એમાં બુડે તેમ નથી, માટે આપણે એના પ્રારબ્ધ ઉપર એને છોડીએ છીએ. કેટલીક વખત માબાપોની ખોટી શરમને લીધે ઘણી વાતો આપણે તેને કહી શકતા નથી. ઘણી વખત તેના હેતુઓ આપણે સમજતા નથી, તેથી ન્હાની વાતને મ્હોટું રૂપ આપી દઇએ છીએ; અને કેટલીક વખત આપણે બીજાઓથી દોરવાઇ જઇને વગર કારણે તેનો તિરસ્કાર કર્યા કરીએ છીએ; પણ સત્ય શોધતા નથી. આવાં આવાં કારણોસર ધીરે ધીરે તેની તરફ આપણે બેદરકાર બનતા જઇએ છીએ, અથવા વધારે સખત થતા જઇએ છીએ, એટલે તેમાંથી પરિણામ ઘણું ખરાબ આવે છે. એમ ન થાય માટે પ્રથમ આપણે તેનો વાંક કેટલો છે તે નક્કી કરવું જોઇએ, અને પછી કયા પાણીએ આ મગ ચડી શકે તેમ છે, તે સમજવું જોઇએ; અને એ પછી જે જાતના ઉપાયોથી તેની ઉપર તુરત અસર થાય તેવા ઉપાયો અજમાવવા જોઇએ. જો આવી રીતે વિચારી વિચારીને કામ લઇએ તો મ્હારી ખાત્રી છે કે ગમે તેવી ખરાબમાં ખરાબ ગણાતી સ્ત્રીને પણ બહુ સ્હેલાઇથી સુધારી શકાય એમાં કાંઇપણ શક નથી. અને યાદ રાખજો કે આ બધી હું કાંઇ તમને કલ્પિત વાતો કહેતો નથી, પણ અનુભવસિદ્ધ વાતો કહું છું; અને એનો સદ્ઉપયોગ થાય તો એનાથી ઘણાંએ માણસોનાં જીવન સુધારી શકે તેમ છે. હજુ આ બાબતમાં મ્હારે ઘણુંએ કહેવાનું છે, પણ આજે અમારી કૉલેજની મેચ છે તેમાં રમવા જવાનું છે, અને વખત થઇ ગયો છે, માટે હવે સાહેબ સલામ. બીજો કાગળ કાલે લખીશ.

તમારો
ચંદ્રશંકર.

---

## વડોદરા રાજ્યની સ્ત્રીકવિઓ.*

### દીવાળીબાઇ, રાધાબાઇ અને કૃષ્ણાબાઈ.

( લેખકઃ—રાહાભાઇ લક્ષ્મણ પટેલ. )

કોઇપણ દેશના ઇતિહાસમાં સ્ત્રીઓ તરફનું સાહિત્ય અગત્યની સેવા બજાવે છે. જગતના વ્યવહારમાં સ્ત્રીઓની સલાહ, તેમના તરફની સૂચનાઓ હમેશાં મૂલ્યવાન થઈ પડે છે અને તેની અપેક્ષા જનસમાજને રહેવી જોઇએ. સ્ત્રીઓમાં હૃદયની જે મૃદુતા, સુન્દરતા, સ્ત્રીઓમાં જે પ્રેમ, સહાનુભૂતિની લાગણી, સ્ત્રીઓમાં જે બુદ્ધિ, કલ્પના, નિસર્ગશક્તિ છે તેઓનાં તેમના તરફના સાહિત્યમાં જગતને કાંઇક સુન્દર, નવીન જાણવાનું મળે એમાં કોઇપણ પ્રકારનો શક નથી. જ્યાં સુધી કોઇપણ દેશનું સાહિત્ય પુરૂષ લેખકોથી લખાયલું રહે, ત્યાં સુધી તે દેશ જગતની એકજ બાજુ, અર્ધું જ જગત્ જોઈ શકે. જગતની બે બાજુ, પૂરેપૂરૂં જગત્, જગતની પૂરેપૂરી સુન્દરતા, તેની ન્યૂનતાઓ જોવા માટે, સમજવા માટે સ્ત્રીઓ તરફના સાહિત્યની આવશ્યકતા છે.

જો પાશ્ચાત્ય દેશો મિસિસ બ્રાઉનિંગ અને જ્યોર્જ એલિયટ, જેન ઑસ્ટિન અને મેરિયા એજવર્થ, મિસિસ ફ્રોસેટ અને મેરી કોરેલી, મિસિસ એનિબિસેન્ટ અને સિસ્ટર

---

* ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં વંચાયલો લેખ.

નિવેદિતા, મેડમ દસ્તેઇલ અને જ્યોર્જ સાંદ, તથા અન્ય અનેક વિદુષી સન્નારીઓ માટે અભિમાન રાખી શકે, તો હિન્દુસ્થાન લીલાવતી, સરસ્વતી, ગાર્ગી, મીરાંબાઇ, તરુદત્ત, આન્યેહર, મોલિ, સરલાદેવી ચૌધરી અને સરોજિની નાયડુ જેવી મહાન્ વિદુષી સન્નારીઓ માટે વાજબી રીતે મગરૂર થઇ શકે. સ્ત્રીવિદ્વત્તાનાં આ અને એવાં અનેક દષ્ટાંતો ઉપરથી, ઉચ્ચ અને ઉત્કર્ષક સાહિત્ય લખવાની શક્તિ સ્ત્રીઓમાં છે એ બિના સિદ્ધ થઇ છે.

સ્ત્રી–સાહિત્યના ઇતિહાસને, શિક્ષણના ઇતિહાસ સાથે ગાઢ સંબંધ છે. સ્ત્રીઓને શિક્ષણના જેવા જેવા સંસ્કાર થતા રહ્યા છે, શિક્ષણના જેવા જેવા લાભ મળતા રહ્યા છે, તે સંબન્ધમાં તેમને જેવી જેવી અનુકૂળતાઓ મળતી રહી છે, તેવું તેવું સાહિત્યને લગતું કામ તેઓએ બજાવ્યું છે. સ્ત્રીઓની માનસિક અને આધ્યાત્મિક શક્તિઓના વિકાસને જ્યાં જ્યાં પૂરતું સ્વાતંત્ર્ય અને અનુકૂળતા મળ્યાં છે, ત્યાં ત્યાં તેઓએ સમગ્ર મનુષ્ય જાતિને શોભા આપે તેવી સાહિત્યસેવા જગતને અર્પણ કરી છે; આમાં અમુક જાતિ, પુરુષજ, અમુક પ્રકારનું કામ બતાવી શકે એવું રહ્યું નથી.–**स्त्रीयं पुमांसं जातिं वा नेक्षते सद्गुणः क्वचित् ।** *

વડોદરા રાજ્યની સીમામાં પ્રેમાનંદ અને દયારામ જેવા પ્રથમ પંક્તિના તથા ધીરા જેવા બીજા વર્ગના કવિ થયા છે. વડોદરા એ માટે વાજબી રીતે અભિમાન રાખી શકે. વડોદરા સ્ત્રીકવિથી પણ વિહીન નથી એ આજના વિવેચન ઉપરથી માલમ પડી આવશે.

## સ્ત્રીકવિ દીવાળીબાઈ.

દીવાળીબાઇનો ક્યારે જન્મ થયો, ક્યારે તેમનું મરણ થયું, તે હજુ સુધી નિશ્ચિત સ્વરૂપમાં માલમ પડયું નથી. પ્રાચીન કાવ્યમાળાના સંપાદકોએ જણાવ્યું છે કે, તેઓ સંવત્ ૧૮૪૭ એટલે ઇ. સ. ૧૭૯૧ ની આસપાસમાં થઇ ગયાં. તેમના પિતા ડભોઇના બ્રાહ્મણ હતા. સંવત્ ૧૮૪૭ માં દુષ્કાળ પડયો ત્યારે તેમના પિતાએ તંગ હાલતને લીધે તેઓને નાની વયમાં એક રામભક્ત સાધુને સોંપ્યાં. તેમની કવિતા, તેમના ચરિત ઉપરથી માલમ પડે છે કે, તેઓ બાળવિધવા હતાં. સાધુ તરફથી તેમને મળેલા સામાન્ય વાચનલેખન જેટલા શિક્ષણની મદદથી, તુળસીદાસકૃત રામાયણાદિ ગ્રન્થો તેમણે વાંચવા માંડયા અને પોતાના જ્ઞાનમાં અભિવૃદ્ધિ કરી. ધીરે ધીરે રામપ્રત્યેની તેમની ભક્તિ દૃઢ થવા લાગી. સાધુ સાથે તેઓ એકાદ બેવાર અયોધ્યા પણ જઇ આવ્યાં. દિન પ્રતિદિન આ સન્નારીની ધર્મનિષ્ઠાની ખ્યાતિ થવા લાગી અને ગોરવા ગામના એક પાટીદાર જેઠાભાઇએ તેમને તેડાવી એક ઘર કૃષ્ણાર્પણ કર્યું. આ ઘરનું તેમણે રામજી મન્દિર બંધાવ્યું. આ મન્દિરની પ્રતિષ્ઠા થતી હતી તેવામાંજ તેમના ગુરુસાધુ મરણ પામ્યા. આ પછી વડોદરાના ઘેલાભાઇ નામના કોઇ રામભક્તને કાને દીવાળીબાઇની અનન્ય ભક્તિની વાત જતાં તેણે તેમને વડોદરે બોલાવ્યાં, સિંધવાઇ સમીપ એક ખેતર તેમને બક્ષિસ કર્યું તથા ત્યાં એક રામજીમન્દિર બાંધવા ગોઠવણ કરી આપી. આ રામજીમંદિર તૈયાર થવા આવ્યું હતું દર્મિયાન દીવાળીબાઇની કીર્તિ સ્થળે સ્થળે પ્રસરવા માંડી. આ સાથે તેમના પ્રત્યે ઇર્ષ્યા પણ થવા લાગી. ધર્મનિષ્ઠ સ્ત્રીપુરુષોની નિંદા થાય છે તેમ તેમની પણ થવા લાગી. આથી તેઓને ઉદાસીનતા થઇ. આ અરસામાં

---

* સારા ગુણને સ્ત્રીપુરુષ અગર જાતિ એમાંની એકેની અપેક્ષા રહેતી નથી, અર્થાત્ સારા ગુણ કોઇ પુરુષમાંજ, સ્ત્રીમાંજ અગર કોઇ અમુક જાતિમાં હોય એમ બનતું નથી વળી,

યાત્રાળુઓનો એક સંઘ અયોધ્યા જતો હતો તે સાથે તેઓ ગયાં અને ત્યાંથી પાછાં ફર્યાં નહિ. ત્યાંજ તેમનું મરણ થયું. દીવાળીબાઇએ રામાયણના કેટલાક પ્રસંગ ગરબીઓ અને ધોળમાં લખ્યા છે.

### દીવાળીબાઇના સમયની ગણનામાં દૃષ્ટિગોચર થતો દોષ.

દીવાળીબાઇના સમયની ગણનામાં સ્પષ્ટ દોષ થયો હોય એમ તેમની કવિતાના વાચન ઉપરથી મને સમજાય છે. તેઓ સન ૧૭૯૧ ની આસપાસ થઇ ગયાં એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. રામબાળલીલાના વર્ણનમાં, રામલક્ષ્મણ, ભરતશત્રુઘ્નના વિદ્યાભ્યાસ પછી વસિષ્ઠ ગુરૂ તેમની પરીક્ષા લે છે. આ પરીક્ષાને માટે દીવાળીબાઇએ "કામેટી" શબ્દ એક કરતાં વધારે વાર મૂક્યો છે. દૃષ્ટાન્ત તરીકે:—

" લીધી કામેટી ગોરે ત્યાંય, ભણી ગણી ઉતર્યો રે. "

---

" દીવાળી કામેટી લેવી સાર, રાયજી સાંભળો રે. "

---

" રાજા કામેટી લેશે કાલ, ગોર કહે બાળને રે. "

---

" કાલે આપો કામેટી થાય દુઃખ;ગોર કહે બાળને રે. "
" દીવાળી કામેટી આપે રામ, ગોર કહે બાળને રે. "

---

" પે'લી રાજપાટની કામેટી રાય, લેવા સજ થયા રે. "

મારા ધારવા મુજબ ' કામેટી " લેવી અગર આપવી એ પ્રયોગ અંગ્રેજી શિક્ષણના પ્રારમ્ભ પછી ઉપયોગમાં આવ્યો છે. આ ઉપયોગ અપભ્રષ્ટ છે, ગ્રામ્ય છે અને હાલ પણ ગામડાના લોકો તેજ સ્વરૂપમાં તેજ શબ્દનો ઉપયોગ કરે છે. દીવાળીબાઇનું નિવાસ-સ્થાન ડભોઇ અને વડોદરા ગણીએ તો તળ વડોદરામાં અંગ્રેજી પદ્ધતિને અનુસરતો નવીન શિક્ષણક્રમ સન ૧૮૭૨ માં તથા વડોદરાની બહાર સન ૧૮૭૪ માં દાખલ કરવામાં આવ્યો એમ વડોદરા રાજ્યની કેળવણીનો ઇતિહાસ તપાસતાં માલુમ પડે છે. આ રીતે દીવાળીબાઇનો જે સમય પ્રાચીન કાવ્યમાળાના સંપાદકોએ આપ્યો છે તેને અનુસરી દીવાળી બાઇને દીર્ઘાયુ ગણીએ તોપણ આ પ્રયોગ તે સમયમાં સંભવિત લાગતો નથી પ્રાચીન કાવ્યમાળાની ટીકા લખનારે પણ આ શબ્દપ્રયોગ માટે આશ્ચર્ય બતાવ્યું છે. તેમણે જણાવ્યું છે કે:—" કામેટી, એટલે પરીક્ષા, મૂળ કમિટી એવા અંગ્રેજી શબ્દ ઉપરથી આ શબ્દ થયો છે. તે વડોદરા તરફ એ વખત ભાગ્યેજ વપરાતો હશે છતાં દીવાળીબાઇએ વાપર્યો એ ન-

---

**शिशुत्वं स्त्रैणं वा भवतु ननु वन्द्यासि जगतो ।**
**गुणाः पूजा स्थानं गुणिषु न च लिंगं न च वयः ॥ भवभूति.**

**ભાવાર્થઃ**—તું બાળક છે અથવા સ્ત્રી છે તેની કાંઇ દરકાર નથી, પણ તારા સદ્‌ગુણોથી, આ જગતમાં તું પૂજનીય છે. ગુણવાળા સજ્જનમાં ગુણ પૂજાનું સ્થાન છે. લિંગ અગર વય નથી.

વાઇ સરખું છે. " આ રીતે તેમજ દીવાળીબાઇએ જે કવિતા લખી છે, તેમાં જે ચિત્ર રજુ કર્યું છે તે ઉપરથી માલમ પડે છે કે દીવાળીબાઇ સન ૧૭૯૧ ની આસપાસ નહીં પણ તે પછીના સમયમાં થયાં હોવાં જોઇએ.

## દીવાળીબાઈની કવિતા.

ગઇ રાજકોટ સાહિત્યપરિષદ્ વખતે સૌ. વિદ્યા બી. એ. એ ગુજરાતી સ્ત્રીકવિઓના સંબન્ધમાં એક ઉત્તમ લેખ લખ્યો હતો તેમાં તેમણે સ્ત્રીકવિઓના સંબન્ધમાં એક જાણવા જેવી રસિક બિના રજુ કરી હતી. તેઓએ જણાવ્યું હતું કે સ્ત્રી–કવિઓની કવિતામાં સામાન્ય રીતે સ્ત્રીત્વ પ્રગટ થયાવગર રહેતું નથી. મીરાંબાઇએ જગતના સોના રૂપાના અલંકારનો ત્યાગ કર્યો પણ શ્રીકૃષ્ણને ભિન્ન ભિન્ન અલંકાર સાથે સરખાવી, " પુરૂષોત્તમ " ની પેટી કરી, " ત્રીકમ " નું તાળું અને "કરૂણાનંદ"ની કુંચી ગણી એ અલંકારની સુરક્ષા કરી. સોના રૂપાના અલંકાર તુચ્છ ગણી તેઓએ ઇશ્વરભક્તિના અલંકાર ધારણ કર્યા. દીવાળીબાઇની કવિતામાં સ્ત્રીત્વનાં અનેક દૃષ્ટાન્ત છે તેમાંનાં એકાદ બે રજુ કરવા આજ્ઞા માગું છું એક સ્થળે સરસ્વતીને કરગરતાં તેમણે કહ્યું છે કેઃ—

" તેવી રીતે આઇજી સાર, હું બાઇ બાપડી જો,
" દીવાળી બાઇના પિયેર પ્રાણ, આપો વિદ્યા કાપડી જો. "

રામરાજ્યાભિષેક વખતે સીતાએ વસ્ત્રાલંકારના સંબન્ધમાં બતાવેલી ઉલટ એનું એક બીજું દૃષ્ટાન્ત છે.

## ઇશ્વર અને ઇશ્વરભક્તિ વિષેના તેમના વિચાર.

દીવાળી બાઇની કવિતામાં દૃષ્ટિગોચર થતી તેમની ઇશ્વરભક્તિ અતિ નિર્મળ, ઉચ્ચ, આડંબરરહિત તથા સમભાવયુક્ત છે. તેમની કવિતા પણ તેવીજ નિર્મળ અને આડંબર રહિત છે. ઇશ્વર અને ઇશ્વરભક્તિ વિષેના તેમના વિચાર સામાન્ય લોકસમૂહના તે વિષેના વિચાર કરતાં ઘણા ઉચ્ચ છે. દૃષ્ટાન્ત તરીકેઃ—

એ તો નહિ જુએ નીચ ને ઉંચ, સંતો રામના રે.
એને સરખા છે નીચ ને ઉંચ, સંતો રામના રે;

---

ઉંચ નીચ વિધવા સધવાય, રામજીને એક છે રે,
એને નથી ધનનું કામ, રામજીને એક છે રે;

---

એને જોઇએ નહિ નામ કે ધામ, સંતો રામના રે,
એને જોઇએ નહિ નાત કે જાત, સંતો રામના રે;
એને જોઇએ નહિ ફુલ કે પાન, સંતો રામના રે,
એને જોઇએ નહિ દખણા દાન, સંતો રામના રે;
એને જોઇએ એક ભજન, સંતો રામના રે,

---

એ તો જોશે એકજ નીત, સંતો રામના રે,
બીજી જોશે સારી રીત, સંતો રામના રે;

## સ્ત્રીગૌરવ, હૃદયની વિશાલતા.

અંગ્રેજી સાહિત્યમાં સ્ત્રી લેખકોને જ્યાં જ્યાં કોઇ પ્રસંગ મળ્યા છે ત્યાં ત્યાં તેમણે કાંઇક સ્વાતંત્ર્ય બતાવ્યું છે. સ્ત્રીજાતિજ બોલે તેવું કાંઇક તેમણે કહ્યું છે. સ્ત્રીત્વની, સ્ત્રીઓની પદવીના સંરક્ષણના વિચારની મુદ્રા તેમના લેખોમાં જણાઇ આવે છે. સ્ત્રીઓમાં પણ શક્તિઓ છે અને તે વિસારવા જેવી નથી એમ તેમણે તેમના લેખોમાં તેમ લેખોદ્વારા જણાવ્યું છે. દીવાળીબાઇની કૃતિમાં આવો કોઇ સ્પષ્ટ ઉલ્લેખ નથી છતાં તેમણે સ્ત્રીગૌરવ પ્રકટ કરે તેવા કેટલાક વિચાર બતાવ્યા છે. દૃષ્ટાન્ત તરીકે એક સ્થળે તેમણે કહ્યું છે કેઃ—

" ગુણ જેવા તેવા ગાઇએ, તીરથમાં ફરી જો;
ભૂલે ભાયડા મોકા મોટા, દીવાળીના ડરી જો.

' સામાન્ય રીતે પુરુષો જ્યારે લેખ લખે છે ત્યારે જગત્ પુરુષમયજ હોય, અન્ય કોઇને જગત્‌માં સ્થાનજ ન હોય એમ નરજાતિને ઉદ્દેશી અગર સંબોધી તે સર્વ લેખ લખે છે. દીવાળીબાઇએ આ સંબન્ધમાં અનુપમ ઉદાર અને વિશાળ હૃદય બતાવ્યું છે. તેમણે એક સ્થળે લખ્યું છે કેઃ—

" ભજો ભાયડા રામજી રામ, સંતો રામના રે,
ભજો બૈરાં રામજી રામ, સંતો રામના રે;
ભજો છોકરા રામજી રામ, સંતો રામના રે,
ભજો છોકરીઓ થાશે કામ, સંતો રામના રે."

## અનુમાન.

દીવાળીબાઇ અને અન્ય સર્વ સ્ત્રીકવિની ભક્તિમય કવિતા વિષે બે બોલ કહેવા આવશ્યક છે. કેળવણીની અંગ્રેજી પદ્ધતિ આ દ્લાકોમાં દાખલ થઇ તે પહેલાં શાળાઓની ગેરહાજરીમાં સ્ત્રીઓના શિક્ષણ વિષે વિચાર કરતાં એમ માલમ પડે છે કે, તે સમયમાં બ્રાહ્મણ જેવા કુટુમ્બમાં સ્ત્રીઓ ધર્મગ્રન્થ વાંચી શકે, પાઠ વગેરે કરી શકે તે માટે ગૃહમાંજ વડીલ વર્ગ તરફથી તેમને શિક્ષણ મળતું. વિધવાઓને કેવળ ધાર્મિક જીવન ગાળવાનું હોવાથી આ શિક્ષણ વધારવાને વિશેષ અનુકૂળ સંયોગ તેમને મળતા અને સાધુઓ તથા ભક્તના સંસર્ગમાં તેમનાં જ્ઞાન, ભક્તિ અને કલ્પનાશક્તિમાં અભિવૃદ્ધિ થતી. સ્ત્રીઓએ ભક્તિવિષયક કવિતા વધારે લખવાનું કારણ મને તો એજ જણાય છે. બીજું એક અનુમાન એ થાય છે કે તે સમયની સ્ત્રીકવિઓ કવિતા અગર વિદ્વત્તાના પ્રદર્શન માટે લેખ લખતી નહિ. તેમની આંતર ભક્તિના ઉદ્‌ગાર માત્ર તરીકે તેમની કવિતા હતી. અન્ય સુલક્ષણ ઉપરાંત, દીવાળીબાઇની કવિતામાં વધારે સારી બાબત મારા જોવામાં એ આવી છે કે, દીવાળીબાઇએ પોતાના સમયના સંસારની અને તેમાં વિશેષે કરીને સ્ત્રીઓની દશા, તેમની વૃત્તિઓનું તાદૃશ વર્ણન આપ્યું છે. તેમની કવિતાનું આ સુલક્ષણ મીરાંબાઇ જેવાં મહાન કવિમાં પણ જોવામાં આવતું નથી. રામાયણના પ્રસંગોમાં દીવાળીબાઇએ રામાયણના સમયને બદલે પોતાના સમયનું વર્ણન કર્યું છે એ તેમની કવિતાના દરેક ભાગમાંથી જણાઇ આવે છે. દશરથની રાણીઓને સીમન્ત, રાખડી બાંધવી, વરાવાજન, રાણીઓની ગર્ભાવસ્થા, તેમના વિચાર, હૃદયના ભાવ, બાળકોનો જન્મ, દેશનાં દાપાં, બાળકોની રમતો, બાળકના સ્વભાવ, તેમની આડાઇ, રાજપુત્રોનો અભ્યાસ, રાજ્યાભિષેક વગેરેમાં રામાયણના સમયની રાણીઓ અને પાત્ર કરતાં આધુનિક

સમયની સ્ત્રીઓ અને અન્ય પાત્રનું ચિત્ર આપવામાં આવ્યું છે. આ રીતે આધુનિક સમય અને તેને અનુસરતી કલ્પના તથા મનોભાવનું વર્ણન કરવામાં દીવાળીબાઇએ અન્ય સ્ત્રી કવિઓમાં શ્રેષ્ઠતા બતાવી છે; પરંતુ રામાયણના સમયને અનુસરતું ચિત્ર રજુ કરવાનો તેમનો પ્રયત્ન નિષ્ફળ ગયો છે. રામાયણનાં ઉચ્ચ પાત્રને એમણે સામાન્ય પંકિત ઉપર મૂકી દીધાં છે. તેમણે આપેલાં આબેહુબ વર્ણનો ઉપરથી માલમ પડે છે કે દીવાળીબાઇનો સમય બ્રિટિશ સત્તાની જમાવટથી બહુ પહેલાંનો હશે નહિ..

## રાધાબાઇ.

આ સન્નારી વડોદરામાં સંવત્ ૧૮૯૦ એટલે ઇ.સ. ૧૮૩૪માં થઇ ગયાં. તેઓ દક્ષિણી બ્રાહ્મણ હતાં. તેઓ પણ વિધવા હોય એમ જણાય છે. રામનાથ મહાદેવવાળા અવધૂતનાથ બાવા પ્રત્યે તેમને અપૂર્વ ભકિતભાવ હતો. તેઓએ તેમની સાથે યાત્રા કરી હતી. યાત્રામાં તેઓ કવિતા કરતાં. દીવાળીબાઇ રામભકત હતાં તો રાધાબાઇ રાધાકૃષ્ણનાં ભકત હતાં. રાધાબાઇની ભક્તિથી વૈષ્ણવો બહુ પ્રસન્ન રહેતા. રાધાબાઇનો કંઠ મધુર હોવાથી તેમનાં ભજન કીર્તનથી લોકો બહુ ખુશ થતાં. અવધૂતનાથ નાગડા સાધુ હતા એમ રાધાબાઇની કવિતા ઉપરથી માલમ પડે છે. અવધૂતનાથ પ્રત્યે રાધાબાઇનો એટલો પૂજ્યભાવ હતો કે તેમની કવિતામાં સ્થળે સ્થળે તેમનું નામ તેમણે લીધું છે.

## રાધાબાઈની કવિતા.

રાધાબાઇની કવિતામાં મહારાષ્ટ્રી, હિંદી અને ગુજરાતી ભાષાની જે મિશ્રતા, જે સંકરતા જોવામાં આવે છે તે જોતાં ગુજરાતી કવિતામાં તેમની કવિતાને સ્થાન આપવું એ મને યોગ્ય લાગતું નથી. મરાઠી અને હિંદી ભાષામાં પણ તેમને સ્થાન મળે તેવી પાત્રતા તેજ દષ્ટિએ તેમાં નથી. કોઈ પણ લેખ અગર કૃતિ અમુક ભાષાની છે એમ કહેવા માટે, તે લેખ અગર કૃતિને સાહિત્યમાં સ્થાન મળવા માટે, મારા ધારવા મુજબ તે શુદ્ધ અને શિષ્ટ ભાષામાં લખાવાં જોઇએ. હું કબૂલ કરૂં છું કે રાધાબાઇની કવિતામાં જ્ઞાન અને કવિતાશક્તિના આવિર્ભાવ છે; પણ તે કવિતા એવી સંકર ભાષામાં લખાયલી છે કે તે ઉપર જણાવેલી કોઇ પણ ભાષાના સાહિત્યમાં જગા મેળવી શકે નહિ. આ સંકરતાનાં—અશુદ્ધતાનાં અનેક દષ્ટાન્તો આપી શકાય એમ છે.

આ સંબન્ધમાં પ્રાચીન કાવ્યમાળાના વિવેચકે, તેમ સૌ. વિદ્યાએ રાજકોટ પરિષદ્‌ના તેમના લેખમાં દૃષ્ટાન્ત આપ્યાં છે. આ તથા એકાદ બે બીજાં દૃષ્ટાન્ત હું રજુ કરવા માગું છું:—

"સરસ તમાસા બરા હોઇગા,
સુખનું છે વિશ્રામ;
રામ ભજો બાઇ રામ ભજો,
હો જાવેગા કામ;
રામ ભજનકી લહે લાગી, જીકું રામ ભજનકી."

---

"ધન્ય ધન્ય કૃષ્ણા ચોર રે,
સુણો જગત જનાયા સોર રે:
દેવા કરે સેવા રાધીબાઈ રે,

માતા યશોદા બાઇ તણો કૃષ્ણરાયા રે;
જગમે કો હોય તેરા સાંયા રે."

" ગોકુળી વસલા કાન, રાધેરમણા રે,
એની કરે ગોપી જન સેવ, રાધેરમણા રે,
એ તો દેવનકો હે દેવ, રાધેરમણા રે,
યા કો જાણે કોઇક ભેવ, રાધેરમણા રે."

" ત્યારે રાધા બોલી બોલ, તુમિ સહુ છો ચોરા,
ખાઓગે હમરા મારા, ભગ જાઓ મેરા. "

" જેના અભંગ છે અપાર, જેમાં ભજનાયા અધિકાર,
જેમાં જોઇએ સારકા સાર, કરે ભજન પાવે પાર."

" ગેડી દડે રમિયા ગિરિધારી, મહીચે ભરલે ફોડે માટ,
નારીકો જઇ નીર ઉતાર્યો, કુબડીકો જઇ દીનો રાજ."

પ્રાચીન કાવ્યમાળામાં રાધાબાઇની જે કવિતા પ્રસિદ્ધ થઇ છે તે જોતાં રાધાબાઇએ શુદ્ધ ગુજરાતી કવિતા લખી હોય અગર તેઓ લખી શકતાં હોય તે વિષે શંકા રહે છે. રા. છગનલાલ વિદ્યારામ રાવળે "વસન્ત" પત્રમાં તેમની ત્રણ ગરબીઓ પ્રસિદ્ધ કરી છે, પરન્તુ પ્રાચીનકાવ્યમાળામાં પ્રસિદ્ધ થયેલી કવિતામાં આદિથી લઇ અન્ત સુધી જે સંકરતા જોવામાં આવે છે તે જોતાં રાધાબાઇ શુદ્ધ ગુજરાતી કવિતા લખી શકતાં તે સાબિત કરવા તેમના નામને મળતી કવિતા રજુ કરવા કરતાં, વધારે પ્રમાણની આવશ્યકતા રહે છે. સંશોધકોએ પણ રાધાબાઇની કવિતા વિષે લખતાં લખ્યું છે કે.—એ બાઇની કવિતા ગુજરાતી કહી શકાય તેવી નથી. તેમાં હિંદી મરાઠી અને ગુજરાતીનું એવું મિશ્રણ છે કે તે બધી ભાષા આવડનારજ સમજી શકે એમ છે, વળી તમામ કાવ્યોમાં મિશ્ર ભાષા હોવાથી ગુજરાતી વાંચનારને તેમજ ભાષા સમજનારને રસ ગ્રહણ કરવામાં કાંઇક ક્ષતિ થાય છે."

આ સ્ત્રીકવિની ગરબીઓ વડોદરામાં પ્રચલિત છે એમ પ્રાચીનકાવ્યમાળાના સંપાદકોએ લખ્યું છે પણ એ ગરબીઓ જે રા. છગનલાલે "વસન્ત" પત્રમાં રજુ કરી છે તે અગર તેવી બીજી હોય તો તે રાધાબાઇની હોય એ વિષે મને તો શંકા થાય છે. પ્રાચીનકાવ્યમાળામાં આ કવિની જે કવિતા મુકવામાં આવી છે તેની શૈલીથી "વસન્ત"માં રજુ કરવામાં આવેલી ગરબીઓની શૈલી કેવળ ભિન્ન છે એટલે તે સંબન્ધમાં વધારે સબળ અને ઐતિહાસિક પ્રમાણ આપવામાં ન આવે ત્યાં સુધી રાધાબાઇએ શુદ્ધ ગુજરાતી કવિતા લખી છે એમ માની શકાય નહિ.

## સ્ત્રીકવિ કૃષ્ણાબાઇ.

કવિ દલપતરામ ડાહ્યાભાઇએ પ્રસિદ્ધ કરેલા કાવ્યદોહનમાં "સીતાજીની કાંચળી" નામની, કવિના નામ વગરની કવિતાનાં લેખક સ્ત્રીકવિ કૃષ્ણાબાઇ છે એમ સંશોધન કર-

વામાં આવ્યું છે. કૃષ્ણાબાઇ વડનગરનાં નાગર સન્નારી હતાં. "સીતાજીની કાંચળી "ની કવિતાની એક હસ્તલિખિત પ્રત વડનગરમાંથી મળી આવી છે એમ બૃહત્ કાવ્યદોહનમાં જણાવવામાં આવ્યું છે. આ રીતે આ સ્ત્રી કવિ વડનગરનિવાસી હોવાની બિનાને ટેકો મળે છે. ઉપર જણાવેલી કવિતા ઉપરાંત તેમણે "હાલરડાં" લખ્યાં છે. તેમનાં કેટલાંક ગીત ગુજરાતમાં પ્રચલિત છે. " સીતાજીની કાંચળી " અને તેમની અન્ય કૃતિઓ ઉપરથી વાચકવર્ગને માલમ પડશે કે, કૃષ્ણાબાઇની કવિતા બીજા વર્ગની છે છતાં તેમની ભાષા, કવિતાની અંદર રહેલો રસ અને ભાવ, તે વર્ગના કવિઓ કરતાં ઉચ્ચતર પ્રકારનાં છે. કૃષ્ણાબાઈ કયા સમયમાં થઇ ગયાં એ નક્કી થયું નથી છતાં તેમનો સમય અતિ પ્રાચીન ન હોવો જોઇએ એમ એમની કૃતિઓ ઉપરથી માલમ પડે છે.

## પ્રાચીન સાહિત્યનું સંશોધન.

પ્રાચીન ગુજરાતી સાહિત્ય સામાન્ય રીતે પદ્યાત્મક છે. આ સાહિત્યનો ઇતિહાસ ઘણો ઝાંખો છે. ગુજરાતી સાહિત્યને લગતી ઐતિહાસિક સામગ્રી એકઠી કરવાની, તેને લગતું સંશોધન કરવાની, તેને લગતી તપાસ કરતા રહેવાની બહુ મોટી આવશ્યકતા છે.

પ્રાચીન કવિતા અને સાહિત્યના સંશોધન માટે સદ્દગત કવિ દલપતરામ, કવિ નર્મદાશંકર, સદ્દગત સાક્ષર મણિલાલ નભુભાઇ અને ડૉ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ, "ગુજરાતી" ના અધિપતિ રા. ઇચ્છારામ સૂર્યરામ દેશાઇ, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, શાસ્ત્રી નાથાશંકર, મર્હુમ રા. રતિરામ દુર્ગારામ, રા. છગનલાલ ઠાકોરદાસ મોદી, શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી અને શ્રીમન્ત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડની સરકારે જે શ્રમ લીધા છે તે માટે તેઓને ખરેખર ધન્યવાદ ઘટે છે. છતાં કહેવું જોઇએ કે આ પ્રકારના પ્રયત્નો જે બળ અને ઉત્સાહથી ચાલુ રહેવા જોઇએ તે બળ અને ઉત્સાહથી ચાલુ રહ્યા નથી. સામાન્ય રીતે કહેવામાં આવે તો આ દિશામાં આધુનિક પ્રવૃત્તિ શિથિલ છે, મંદ છે. ગુજરાતી ભાષાના અભિમાની, સાહિત્ય પ્રેમી સજ્જન વર્ગે આ બાબતમાં વધારે જાગ્રતિ, વધારે ઉત્સાહ, વધારે બળ બતાવવાં જોઇએ.

## પ્રાચીન હસ્તલિખિત પ્રતોનું સંગ્રહસ્થાન.

છેવટે આજના વિષયને ઉપયોગી જણાતી એક સૂચના અત્ર રજુ કરવી અનુચિત ગણાશે નહિ. સાહિત્યપ્રેમી વિદ્દર્ગના પ્રયાસથી પ્રસિદ્ધ અગર અપ્રસિદ્ધ, પ્રાચીન લેખોની હસ્તલિખિત જે જે પ્રતો મળી આવી છે અગર જે જે મળી આવે તેનો એક સાર્વજનિક સંગ્રહ ગુજરાત કાઠિયાવાડના કોઇ મધ્યસ્થળે, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી જેવી સંસ્થામાં રાખવાની જરૂર છે, જેથી આ વિષયમાં રસ લેતાં વિદ્વજ્જનને પ્રાચીન સાહિત્યની મૂળ હસ્તલિખિત પ્રત જોવાનું બની શકે. આ રીતે કોઇ અનુકૂળ મધ્યસ્થળે, આ પ્રકારનો સંગ્રહ રાખવાની યોજના અતિ મહત્વની અને ઉપયોગી થઇ પડશે.

---

સ્ત્રી–ઉપયોગી ઉત્તમ પુસ્તકો:—(નવલકથાઓ–)યોગિની, મૃદુલા, વાર્તાલહરી, પ્રિયકાન્ત. (જીવન ચરિત્ર–) અઘોરકામિની દેવી. (ગરબા સંગ્રહ ) ગીતમાળા ભાગ ૨. તથા (પાત્રી શાઇરો–) સુન્દરી સુબોધનાં પુસ્તકો, વર્ષ ચોથું, છઠ્ઠું અને આઠમું.

સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.

# आनन्दाश्रम.

## સ્ત્રીઓને માટે મંત્ર—તંત્ર.

( ૧ )

અમારો વિચાર થોડા વખતમાં અમારી ગુજરાતી ભગીનીઓના લાભઅર્થે **ઉત્તમ વસીકરણ મંત્ર તંત્ર ક્રિયાથી ભરપુર પુસ્તક** પ્રસિદ્ધ કરવાનો છે. પરંતુ તેમ કરતાં અવલ તેમાંની કેટલીક ક્રિયા વિગેરે અવલોકનાર્થે અત્રે પ્રસિદ્ધ કરીએ છીએ. જો ગુર્જર ભગીનીઓને તે રૂચીકર થઇ પડશે, તો અમે અમારો પ્રયાસ આગળ ચલાવીશું. કેટલાએક આજના સુધરેલા જમાનાના ઉછરતા જવાનીવાઓનું એવું માનવું છે કે–મંત્ર તંત્ર એ બધું ધતીંગ છે પણ અમે ખાત્રીપુર્વક કરીએ છીએ કે તેમની અનુભવની ખામીના પરીણામે તેઓ એવું બોલે છે. અને તેમ કરવાને અમને સબલ કારણ, અરે ! કારણો છે. ન માનો તો નીચેના પ્રયોગો અજમાવી જુઓ. ક્રિયાનો વિષય અમે પ્રથમ હાથ ધરી તેમાંની થોડીક અત્રે બતાવીશું.

### પ્રયોગ ૧.

જો તમારા પતિ તમારો અનાદાર કરતા હોય તો તેમને વશ કરવાને માટે આ પ્રયોગ તમને ઘણોજ ઉપયોગી થઇ પડશે.

अ—તમારા પતીની પથારી તમારે જાતેજ તૈયાર કરવી. પરંતુ ચાદરમાં બીલકુલ કરચલી રહેવી ન જોઇએ.

च—બાદ તમારા પતીના પગ તળાસવા. પરંતુ તેમ કરવા દેવા જો તેઓ ના પાડે તો તમારે તેમના જમણા પગનો અંગુઠો તમારી આંખે સાત વખત અડાડવો, અને તેમ કરવા દેવા પણ તેઓ જો–આ સુધરેલા જમાનાના હોઇ ના પાડે તો–તેમને પ્રણામ કરવા.

क—અને પછી સુતાં પહેલાં જો તમે સ્માર્ત હો તો **नमः शिवाय**, અને વૈષ્ણવ હો તો **श्रीकृष्णाय नमः** એ મંત્ર ૧૦૧ વખત બોલી પછી સુઇ જવું.

ड—પરતુ સવારમાં સુર્યોદય થતાં પહેલાં ઉઠી એક પણ અક્ષર બોલતાં અથવા બીજી કોઇપણ બાજુએ નજર કરતાં પહેલાં તમારા પતીના જમણા પગનો અંગુઠો રાતની માફક આંખે અડાડી, તેમના કપાલપર એક ચુમી કર્યો બાદ બીજા કામમાં પ્રવૃત્ત થવું.

આ પ્રયોગ સાત દિવસ અજમાવવો. પરંતુ તે દરમીયાન વાણીનો રોધ ખાસ પાળવાનો છે; એટલે બને ત્યાં સુધી બોલવું નહિ, અને બોલવું તો હસતે મ્હોડે મીઠાં વચનજ બોલવાં. આ પરેજનો ભંગ થવો જોઇએ નહિં.

અમને ખાત્રી છે કે આ પ્રયોગથી તમને ઘણોજ સુધારો જણાશે. અને તેમ જણાયે આ ક્રીયા હમેશને માટે તમે કરવા માંડશો તો તમારૂં અને તમારા પતીનું આયુષ્ય વધવાની સાથે વૃદ્ધાવસ્થાનાં કષ્ટ કદી તમને પ્રાપ્ત થશે નહિ.

### પ્રયોગ ૨ જો.

સુર્યોદય પહેલાં ઉઠી શૌચ અને સ્નાનવિધીથી પરવારી કુંકુમનો ચાંલ્લો કરી એક ચીત્તે શ્રીકૃષ્ણ પરમાત્માનું વીસ મીનીટ સુધી ધ્યાન ધરવું. ત્યારબાદ શ્રીગીતાનો એક અધ્યાય વાંચવો તેટલામાં તમારા પતિ પણ જાગ્રત થશે પછી તુરત શુદ્ધજળ અને એક પંચપાત્રમાં કુંકુમ તથા અક્ષત લઇ તમારે તેમના તરફ જવું. અને તેમના જમણા પગનો અંગુઠો શુદ્ધ જળથી ધોઇ તેનું ત્રણ વખત આચમન કરવું પછી અંગુઠાપર કુંકુમનો ચાંલ્લો

કરી તેપર અક્ષત ચોઢી દંડવત કરવા ને પછી પોતાના કાર્યમાં પ્રવૃત થવું. કદાપિ તમારા પતીને તેમના પગની પૂજા પસંદ ન હોય તો ત્હેમને પ્રણામ કરી ત્હેમની છબીની પૂજા કરશો તોપણ ચાલશે. બપોરે અથવા સુતા પહેલાં સાવિત્રીચરીત્ર અથવા એવા કોઇ ઉત્તમ સતીચરિત્રનાં પાનાં વાંચવાં અગર સાંભળવાં. આ પ્રયોગ દસ દીવસ કરવો, પણ યાદ રાખવું કે પ્રયોગ દરમીયાન ક્રોધ બીલકુલ કરવાનો નથી. આ પ્રયોગ ( જાપુ ચાલુ રાખવા )થી ઉત્તમ સુખની પ્રાપ્તી થાય છે. આ લોકમાં સુખસંપત્તિ ભોગવી અને આખરે પતિપત્ની બંનેનો વૈકુંઠમાં વાસ થાય છે.

### પ્રયોગ ૩ જો.

અનુકૂલ હોય તો, તમારા પતી જમવા બેસે તે વખતે તમારે જાતેજ તેમને પીરસવું અને તેઓ જમી ઉઠ્યાબાદ તમારે તેજ જગ્યાએ, તે જ તાટમાં જમવા બેસવું અને પ્રથમ પતીએ રાખેલા સૌભાગ્યના સાત ગ્રાસ લેવા ત્યારબાદ ભોજન શરૂ કરવું. આ પ્રયોગ એક માસ સુધી કરવો. પરંતુ તે દરમિયાન કોઇને કડવું વચન કહેવું નહિં અને જેમ બને તેમ બીજાનું કામ કરી તેમને પ્રસંન રાખવાં. આ પ્રમાણે કરતાંની સાથે તમારા પતી તમારા કહ્યાગરા થઇ જશે અને તમારૂં કલ્યાણ થશે.

### પ્રયોગ ૪ થો.

જો તમારા પતી વિદ્યાર્થી જીવન ગાળતા હોય તો તેમને માટે તો ઘણોજ સુલભ રસ્તો છે. એકસો એક બદામના શુદ્ધ બીજ લઇ તેને એક પ્યાલામાં મુકી પાણીથી ધોઇ શુદ્ધ કરવાં તે દરમીયાન **નમઃશિવાય** ( **અથવા શ્રીકૃષ્ણાય નમઃ** ) નો મંત્ર જાપુ બોલતાં જવું. પછી આ બીજ સાફ કરી રાખી મુકવાં અને દશદીવસ સુધી ૧૦—૧૦ બીજ તમારા પતિને સવારમાં ખાવા આપવાં. ને છેલ્લું શેષ વધે તે દસમે દીવસે તમારે ખાઇ જવું. પણ યાદ રાખવું કે, તમારા પતી જો સ્લાઇસેસ સાથે ઇરાનીની હોટેલની ચા પસંદ કરતા હોય અને તે વાત તમારા જાણવામાં આવે તોપણ તમારે આંખ આડા કાન કરવા. અથવા જો તેઓને સેંથી પાડી વાળ ઓળવાની ટેવ હોય તો પોમેટમ કાંસકો ટેબલ ઉપર રજુ કરી આરસો ધરી તેમને સુગમતા કરી આપવી. પરંતુ જ્યાં સુધી આ પ્રયોગ ચાલુ રહે ત્યાં સુધી, તમે વાંચી શકો તેમ હોય તો દરરોજ તમારે એક કલાક ધર્મપુસ્તકો વાંચવાં અને વાંચતાં ન શીખ્યાં હો તો હરિસ્મરણની દસ માળા કરી જવી. આમ કર્યેથી આ દુનિયાં સુધારી તમે તમારા પતિ સાથે નક્કિ તરી જશો.

આ પ્રયોગો બીનખર્ચાળુ અને બહુજ સહેલા છે. અમે જાણીએ છીએ કે કેટલાક પતિ રાજાઓ આ ક્રીયા કરવામાં તમને આડખીલ નાંખશે—અડચણ કરશે, અથવા હસીપણ કાઢશે. પરંતુ તમારે બીવુ નહિં. તેઓ ક્રોધ કરે તોપણ તમારે શાંતિથી રહેવું અને તેમને સારૂં લાગે તેમ કરવું. તુરત તમારે અમારો પ્રયોગ તેમને વાંચવા આપવો, વાંચનાંની સાથે અમારા પ્રયોગની અસર તેમના ઉપર થશે. અને તમને તે અજમાવવામાં પછી વિઘ્ન તેઓ નાંખશે નહિં. વિશેષ પ્રયોગો આગળ જતાં આપવામાં આવશે. જાદુગર.

**સીમંતિની આખ્યાનઃ**—સોમ પ્રદોષની કથા; સ્ત્રીઓએ ખાસ વાંચવા લાયક; મૂલ્ય, રૂ. ૦–૨–૦ ( સુન્દરી સુબોધના ગ્રાહકોને ફક્ત એક આને મળશે. )

**સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.**

# विद्याकला.

## તુલસી વિષે વધુ વિવેચન.

### (મેલેરીઆના અટકાવ તરીકે તેનો ઉપયોગ.)

'સુન્દરીસુબોધના ફેબ્રુઆરી માસના અંકમાં તુલસીની ઉપયોગિતા વિષે કેટલુંક સૂચન છે. પરન્તુ તે સંબંધી શાસ્ત્રીય અને વિસ્તૃત વિવેચન કલકત્તાના સુપ્રસિદ્ધ માસિક "The Dawn" (પ્રાતઃકાળ)માં ગયા વર્ષના સપ્ટેંબર અને ડિસેમ્બર માસના અંકોમાં શ્રીયુત શશિભૂષણ બેનરજીની સહીથી આવેલું છે તે જાણવાજોગ હોવાથી તેનો સારાંશ નીચે આપેલો છે:—

### ૧. આમુખ.

મેલેરીઆના જ્વરથી ગામડાંઓ અને શહેરોમાં હજારો લોકો પ્રતિવર્ષ મરણ પામે છે. એ રોગ જલદીથી ફેલાવો પામે તેવો (epidemic) છે. એણે એટલી તો ખરાબી કરી છે કે તે વિષે સરકારે મ્હોટી મ્હોટી કોન્ફરસો ભરી તેને મારી હઠાવવાના અનેકાનેક ઉપાયો કામે લગાડ્યા છે, પરન્તુ તેનો હજી નાશ થયો નથી . લાખો રૂપિયાનાં કિવનાઇનનાં પડીકાં સસ્તાભાવે વેચાય છે, પરન્તુ તેની કંઇ સફળતા પ્રતીત થતી નથી. આ પ્રમાણે સરકાર તેમજ ખાનગી વ્યક્તિઓ જે વખતે મેલેરીઆનો મહાપ્રશ્ન ઉકેલવા મથે છે તે વખતે મેલેરીઆના અટકાવ તરીકે તુલસી બહુ ઉપયોગી છે એવું પ્રજાવર્ગની જાણમાં લાવવામાં આવે, તે અકાળે તો નહિજ ગણાય. મેલેરીઆનો તાવ હમેશાં ગંદા પાણીને લીધે ઉત્પન્ન થયેલા મચ્છરો ઘણો ફેલાવે છે તે વાત સર્વ જાણે છે. તેથી બાગબગીચાઓમાં, ગટરો પાસે અને દરેક ઘર આગળ તુલસીના છોડ વાવવામાં આવે તો ઘણો ફાયદો થાય એમ છે.

### ૨. સર જ્યૉર્જ બર્ડવુડનો અભિપ્રાય.

મુંબાઇની ગ્રાન્ટ મેડિકલ કોલેજના માજી પ્રોફેસર સર જ્યૉર્જ બર્ડવુડે આશરે આઠેક વર્ષ ઉપર લંડનના "The Times" (ટાઇમ્સ) પત્રમાં એક ચર્ચાપત્ર લખ્યું હતું અને તેમાં મેલેરીઆના અટકાવ તરીકે તુલસીના ઉપયોગને સબળ પુષ્ટિ આપી હતી. તે વિષેનો એક દાખલો આપતાં જણાવ્યું હતું કે—

"When the Victoria Gardens and the Albert Museum were established in Bombay, the men employed on these works were at first so pestered by mosquitoes and suffered so much from Malarious fever that, on the recommendation of the Hindu manager, the whole boundary of the gardens was planted with holy basils and any other basils at hand, on which the plague of mosquitoes was at once abated and fever altogether disappeared from amongst the resident gardeners, although the site of the gardens had been one of the worst malaria-striken spots on the island of Bombay."

—જ્યારે મુંબાઇમાં વિક્ટોરીઆ ગાર્ડન અને આલ્બર્ટ મ્યુઝિઅમ સ્થાપવામાં આવ્યાં, ત્યારે કામ ઉપર લાગેલાં માણસો મચ્છરોથી એટલાં હેરાન થવા લાગ્યાં અને મેલેરીઆના જ્વરથી એટલાં તો પીડાવા લાગ્યાં કે, હિન્દુ વ્યવસ્થાપકની સૂચના ઉપરથી, તે બાગની ચારે બાજુની સિમા ઉપર જે મળ્યાં તે તુલસી અને તે જાતના બીજા છોડ વાવવામાં આવ્યા હતા; જેથી કરીને મચ્છરોનો ઉપદ્રવ એકદમ ઓછો થઇ ગયો અને બાગમાં રહેનારાઓમાંથી તાવ પણ તદ્દન જતો રહ્યો,—જો કે જે જગોએ બાગ આવેલો છે તે જગો મુંબાઇના ટાપુ ઉપર સૌથી વધારે મેલેરીઆથી પીડિત જગો તરીકે પહેલાં ગણાતી હતી.

### ૩. લેખકનો અનુભવ.

બાબુ શશિભૂષણ પોતાની જાતનો અનુભવ લખે છે કે—હું હિન્દુ હોવાથી ધાર્મિકક્રિયાઓ અને સંશુદ્ધાત્મક અને વૈદ્યકીય ગુણો માટે તુલસીના છોડ મ્હારા ઘરમાં ઉછેરૂં છું. અને પ્રસંગાનુસાર તેના પ્રયોગો કરવાની પણ મ્હને ટેવ છે. એક શિવરાત્રિના પ્રસંગે એક ઓરડીમાં હું શિવપૂજન કરતો હતો તે વખતે એ ઓરડીમાં એટલાબધા મચ્છરો હતા કે પૂજન કરવામાં મ્હારૂં સમગ્રધ્યાન લાગતું નહિ. તે વખતે મ્હને એકાએક સ્ફુરી આવ્યું કે જો હું મ્હારા શરીરે તુલસીનાં પાંદડાં (કે જે મ્હારા પાસે પૂજા માટે તૈયાર હતાં) નો રસ લગાડું તો આ ઉપ્લેણુ જંતુઓ નાશ પામે. અને તે વિચાર અમલમાં મુક્યા પછી જોકે મચ્છરો મ્હને અડકતા ખરા પરન્તુ તેમનો દંશ બીલકુલ લાગતો નહિ.

જો કે બધા નહિ તોપણ કેટલાકના જાણવામાં તો હશેજ કે તુલસીના પાંદડાનો રસ અંગ ઉપર લગાવવામાં આવે તો મધમાખીઓ દૂર જતી રહે છે; કારણ કે તેનામાં મધમાખીઓને સુસ્ત કરવાનો ગુણ છે. અને એવો વિચાર કરવાને કારણ છે કે તુલસીની ઉત્કટ ગંધથી, મધમાખીઓ અને મચ્છરો જતા રહે છે છતાં પણ માત્ર પ્રયોગ કરવા સારૂંજ— જેમકે પોતાની પથારી પાસે તુલસીનાં એક બે કુંડાં રાખીને સુઇ રહેવું—આ લોહી તરસ્યાં પ્રાણીઓને પોતાનું શરીર અર્પવું સલાહકારક નથી. એતો માત્ર બંધકોશના વ્યાધિવાળો જુલાબ માટે જેમ એરંડાના ઝાડ નીચે સુઇ રહે તેના જેવું છે ! પણ ઘણી વખત એવું જોવામાં આવે છે કે તુલસીના ઝાડઉપર બેઠેલા મચ્છરો એવી તો સુસ્ત હાલતમાં હોય છે કે તેમને અડીએ અથવા પકડીએ તોપણ તેઓ ઉડી જવાનું બીલકુલ મન કરતા નથી; પરન્તુ, આ પ્રમાણે કંઇ હમેશ બનતું નથી. આમ કેમ થતું હશે તેનું હજુસુધી કંઇ નિરાકરણ થયું નથી. પણ, જો કે તે છોડવાં હર હમેશાં મચ્છરોને પોતાની કુદરતી સ્થિતિમાં હાંકી શકતો નથી એ ખરૂં છે, પરન્તુ મેલેરીઆના અથવા તો બીજા જંતુઓને એક માણસમાંથી બીજા માણસમાં મુકે છે તે મચ્છરો, જે માણસો પોતાની ઓરડીમાં કે ઘરમાં તુલસીનું કુંડું રાખે છે તેમને કંઇપણ નુકસાન કરી શકતા નથી, કારણ કે તેની ઉત્કટ ગંધથી જંતુઓ તુરતજ નાશ પામે છે.

### તુલસીના શુદ્ધાત્મક ગુણો.

પોતાની ઉત્કટ ગંધથી મચ્છરોને અંકુશમાં રાખવા ઉપરાંત તેનામાં એક બીજો પણ ગુણ છે. હિન્દુ શાસ્ત્રો પ્રમાણે હવા શુદ્ધ કરવાનો તે રામબાણ ઉપાય છે, અને તેટલા માટે શું તેને મેલેરીઆ અટકાવનાર ગણી શકાય. ( Mala=અશુદ્ધ Aria=હવા ) પાદ્મોત્તર ખંડ પદ્મપુરાણ ) માં આપણે વાંચીએ છીએ કે,

तुलसी गन्धमादाय यत्र गच्छति मारुतः ।
दिशोदशः पुनात्याशु भूतग्रामांश्चतुर्विधान् ॥

તુલસીની ગંધ લઇને વાયુ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં દશે દિશાઓમાં ચાર પ્રકારનાં તત્વો ( જળ, તેજ, પૃથ્વી અને આકાશ ) ને તુરત પવિત્ર કરે છે–શુદ્ધ કરે છે

વળી, અગસ્ત્યસંહિતામાં વાંચીએ છીએ કે—

तुलसी विपिनस्यापि समन्तात् पावनंस्थलं
क्रोशमात्रं भवत्येव गांगेयस्येव पायसः ॥

ગંગાજળની માફક તુલસીનું વન પોતાની આસપાસ બબ્બે માઇલ ( કોશ ) ફરતી જગ્યા પાવન કરે છે.

આર્ય પૂર્વજો તુલસીને હવા શુદ્ધ કરે છે એમ જાણતા હોય તો તુલસી ઉછેરવાનુ શાસ્ત્રમાં વિધાન હોવુ જ જોઇએ અને તે છેજ. પાદ્મોત્તરખંડમાં તો એટલે સુધી કહ્યુ છે કે જે ઘરમાં તુલસીનો છોડ હોય તે ઘરમાં કોઇ પણ પ્રકારનો રોગ થતો નથી.

तुलसी काननं चैव गृहे यस्यावतिष्ठते ।
तद्गृहं तीर्थभूतं हि नायाति यमकिंकराः ॥

જે ઘરમાં તુલસીનાં વૃન્દ હોય તે ઘર તીર્થરૂપ છે અને યમકિંકરો ( છવલેણ દરદો ) તે ઘરમાં પેસી શકતા નથી.

### ૫. તુલસીના વૈદ્યકીયગુણ.

તુલસી માત્ર વાયુની શુદ્ધિ કરનાર સાધન છે એમ નહિ, પણ તેનામાં ઘણા પ્રકારના ઔષધ તરીકેના ગુણ છે, માટે પણ તે પ્રખ્યાત છે. આર્ય વૈદો જ્વર કફ, દમ, ક્ષય, શરદી, સલેખમ, નાસુર, આદિ અનેકાનેક દરદોમાં તુલસીનો ઉપયોગ કરે છે. શાર્ગંધરના પ્રમાણ ઉપરથી જણાય છે કે તુલસીથી સર્વપ્રકારના જ્વર મટે છે. જેમકે.—

पीतो मरिच चूर्णेन तुलसी पत्रजो रसः ।
द्रोण पुष्पी रसोप्येवं निहन्ति विषमज्वरान् ॥

તુલસીના પાનના રસમા મરિનો ભૂકો મેળવેલો અથવા દ્રોણ પુષ્પી ( ૧ ) નો રસ વિષમજ્વરોને હઠાવે છે.

અત્યારમા શનકનો બંગાળાનો સુપ્રસિદ્ધ શિવમલ ચક્રદત્ત કહે છે કે, તુલસીની સાથે અમુક દ્રવ્યો મેળવ્યાથી તે નાસુરનુ દરદ મટાડે છે.

વળી, તુલસી વિષે રાજ નિર્ઘંટમા છે કે,

गुणाः—कटुत्वं, तिक्तत्वं, उषणत्वं, सुरभित्वं ।
श्लेष्मा वात जन्तुभूत कृमिवान्तिनाशित्वं रुचिकारित्वं ॥

તુલસીમાં કડુ, તુરો, તીખો અને સુગધીદાર ગુણ હોવાથી તે ભુખ મટાડે છે અને તેનાથી, શરદી, સલેખમ, આતરડાના જતુ અને ઓકારી મટે છે.

* દ્રવ્યગુણ નામના ગ્રન્થમાં નીચે પ્રમાણે ગુણ બતાવ્યા છે

तुलसी कटुका तिक्ता हृद्योष्णा दाहपित्त कृत् ।
दीपनी कुष्ठ कृच्छ्रास्त्र पार्श्वरुक्कफवात वित् ॥

તુલસી કડુ, તુરી, મિષ્ટ, ઉત્તેજક, દાહ અને પિત્તકારક છે. વળી તે કોઢ, પ્રમેહ, પક્ષઘાત, શરદી, અને સલેખમનો પણ ઉપાય છે.

તુલસી સર્પદંશ માટે પણ ઉત્તમ ઉપાય છે. તુલસીના પાંદડાંના રસથી સર્પદંશનું ઝેર ઉતરે છે. જે આર્યભિષગો ( બંગાળાના વૈદ્યરાજો ) નાગનાં ઝેરનો દવા તરીકે ઉપયોગ કરે છે, તેઓ તેમાં પહેલાં તુલસીનો રસ મેળવે છે અને પછી આપે છે. મૈસુરના એક પાક્ષિક પત્ર " સાધ્વી "માંથી એક ઉતારો આપવામાં આવે છે તે પણ એમ જ જણાવે છેઃ

" તુલસી માત્ર મેલેરીઆ, કફ, સળેખમ અને ચોળીઆ માટે જ ઉપાય છે એમ નહિ પણ સર્પદંશ માટે પણ તે રામબાણ ઉપાય છે. તુલસીના છોડ પાસે કોઇપણ સર્પ જઇ શકતો નથી. કોઇને સર્પ ડસે તે વખતે એક મુઠો ભરીને પાંદડાં ચવરાવવામાં આવે છે અને તેના મૂળને માખણની સાથે ઘસીને જે જગાએ સાપ કરડયો હોય તે જગાએ ચોપડવામાં આવે છે. આવા ઘણાએક કેસોમાંતુલસીના મૂળનો રસ છે ધોળો હોય છે તે સર્પનું ઝેર ચૂશીને કાળો થઇ જાય છે. અને આટલા માટેજ તે છોડને દિવ્ય ગણવામાં આવે છે."

ગુજરાતી બ્હેનો ! તમારામાંથી કેટલીએ પોતાનાં ઘરનાં તુલસી સુકવી દીધાં હશે ! તમારામાંનાં કેટલાંને તુલસીનો છોડ ઘરમાં રાખવાનો રિવાજ જંગલી લાગ્યો હશે ! તમે તુલસીનાં પ્રદક્ષિણા કરતાં શરમાતાં હશો ! પરન્તુ તુલસીના આવા મહદ્ ગુણો જાણીને તુલસીવૃન્દને આપના ઘરમાં પધરાવશો તો ઘણાં સુખી થશો. "

## સુપ્રસિદ્ધ બંગાલી બાનુ-કવિઓ.



શ્રીમતિ-સરોજીની નાયડુ.



શ્રીમતિ ગિરીન્દ્ર મોહિની દત્ત.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમાં કહીએ તો,– સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે, સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે પતિતપાવન સેવાભગિની બની દુ:ખતિમિરમાં ડુબતા બાન્ધુના આત્મા–હૃદય ઉદ્ધારે માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી ઉલ્લાસમય કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે " સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશકય છે "

---

વર્ષ ૯ મું. ] ઈ. સ. ૧૯૧૨, એપ્રિલ: ચૈત્ર વૈશાખ વિ. સં. ૧૯૬૮. [ અંક ૮ મો.

---

## રમણીરત્નમાલા.

### શ્રીમતીગિરીન્દ્રમોહિનીદત્ત,

( ' માસિક મનોરંજન ' નામના મરાઠી માસિકના ૧૯૧૦ ના દિવાળીના અંકમાંથી ભાષાન્તર )

આશરે પચ્ચીસ વર્ષ ઉપર એક બંગાળી બાળિકાનો રચેલો ' કવિતા–હાર ' નામનો ગ્રન્થ પ્રગટ થયો, ત્હારે બંગિય સાહિત્ય સમ્રાટ શ્રીયુત રાય બહાદુર બંકિમચંદ્ર ચેટરજીએ એ ગ્રન્થ સંબંધી પોતાના ' બંગદર્શન ' માસિકમાં નીચેના ઉદ્ગાર કહાડયા હતા.

' આ ગ્રન્થમાં કેટલી જગા તો એવી પ્રતિમા પૂર્ણ છે, કે, તે એક ન્હાની વયની કુમારીની કલમથી લખાયું છે, એ વાત કોઈ કહે તો પણ ખરી મનાય નહી '

જ્હેની બચપણની ઉત્તમ પ્રતિમા જોઈને પરલોકવાસી શ્રીયુત બંકીમચન્દ્ર જેવા સાહિત્યાચાર્ય પણ મુગ્ધ થઈ ગયા તે બંગાળી સ્ત્રી–કવિ શ્રીમતી ગિરીન્દ્રમોહિની દત્તનો અલ્પ પરિચય વાચક બ્હેનોને કરાવવો એ આ લેખનો ઉદ્દેશ છે.

શ્રીમતી ગિરીન્દ્રમોહિનીનો જન્મ બંગાળી સંવત ૧૨૬૫ ઈ. સ. ૧૮૫૮ ના ભાદ્રપદ શુદી ત્રીજને દિવસે કલકત્તામાં ભવાનીપુર ખાતે એમના મોસાળમાં થયો હતો. ગિરીન્દ્રમોહિનીના પિતા શ્રીયુત હારાણચન્દ્રમિત્ર કલકત્તાથી ચાર ગાઉ દૂર આવેલા પાણીહાટી નામના ગામના કુળવાન કાયસ્થ હતા. પિતાના કુળની પેઠે ગિરીન્દ્રમોહિનીનું મોસાળ પણ પ્રસિદ્ધ હતું. એ નાના ' વેલિંગ્ટન રોડના દત્ત ' એ નામથી કલકત્તામાં પ્રસિદ્ધ હતા. શ્રી

ગિરીન્દ્રમોહિનીનો જન્મ કલકત્તામાં થયો હતો પણ એમનું બાળપણ ચોવીસપરગણામાં મઝીલપુર નામના ગામડામાં ગયું હતું. એજ ગામમાં હ્‌મેના મા બાપ રહેતાં હતાં. શ્રીયુત હારાણચન્દ્રમિત્રને ઘેરજ છોકરીઓની એક નિશાળ હતી. એજ નિશાળમાં ગિરીન્દ્રમોહિનીને પ્રાથમિક શિક્ષણ મળ્યું. બાળપણથી જ ભણવા ઉપર હ્‌મેને ઘણો શોખ હતો. એમની ઉમ્રની બીજી છોકરીઓ પેઠે રમવા તરફ હ્‌મેનું બીલકુલ લક્ષ્ય નહોતું. નિશાળની બધી ઉંચા પ્રકારની બક્ષિસો હ્‌મેણે મેળવી હતી. આ શાળામાં લેખન વાચન, હિસાબ કિતાબ, વગેરે સામાન્ય વિષયોનું પ્રાથમિક શિક્ષણ હ્‌મેણે પોતાના પિતાની પાસેજ મેળવ્યું. ત્હાર બાદ એમને નિશાળમાં એવું શિક્ષણ મળ્યું નહીં. તોપણ એ ન્હાની છોકરીને પ્રથમથીજ વિદ્યાભિરુચિ ઉત્પન્ન થયેલી હોવાથી, ગામના કોઇ પંડિતો પાસેથી સંસ્કૃત ભાષા અને ફલિત જ્યોતિષનું જ્ઞાન હ્‌મેણે બાળવયમાંજ પ્રાપ્ત કર્યું. એજ વયે હ્‌મેણે ગાયન વાદ્યનો પણ સારો અભ્યાસ કરીને એમાં પ્રવીણતા મેળવી હતી. બીન, સતાર, હારમોનિયમ, એ વાજીંત્રો એ છેક ન્હાનપણથી ઘણી સારી રીતે વગાડવા લાગ્યાં હતાં.

ગિરીન્દ્રમોહિનીની વય આઠ નવ વર્ષની થતાં ન થતાંમાં તો એમનામાં કાવ્યપ્રતિભા અને કાવ્યાનુરાગનો પ્રાદુર્ભાવ જણાવા લાગ્યો. જે વયે બાળકીઓ ઢીંગલા ઢીંગલી સાથે રમવામાં અને ધીંગામસ્તી કરવામાં મસ્ત હોય છે, તે વયે આપણી ચરિત્ર નાયિકાને સરસ્વતી દેવીએ પોતાની વીણાથી મુગ્ધ કરી નાંખી. આ વયે ભીંત ઉપર પડેલા પોતાના પડછાયા સાથે એ કેટલીએ વાર પદ્યમાં ગણગણાટ કરતી. આ છોકરી આગળ ઉપર ગાંડી થશે એવું એમની મા વારંવાર કહેતી; પણ આ ઘેલછા કેવી જાતની છે તે એમના પિતા બરોબર પારખી શક્યા હતા. ગિરીન્દ્રમોહિની કવિ થશે એ એમનું ભવિષ્યવચન અક્ષરશઃ ખરૂં પડ્યું.

ગિરીન્દ્રમોહિનીના પિતા હારાણચન્દ્ર કોઇ કોઇ વખત અંગ્રેજી ભાષામાં કાવ્યરચના કરતા હતા. ગિરીન્દ્રમોહિની બાર વર્ષની થઇ ત્હારે હ્‌મેણે એક દિવસે હ્‌મેને એક અંગ્રેજી કાવ્યનું બંગાળી ભાષાન્તર કરીને સમજાવ્યું. થોડીજ વારમાં એ વિદેશી કાવ્યનો મર્મ બંગાળી છંદોબદ્ધ કવિતામાં ગોઠવીને ગિરીન્દ્રમોહિનીએ પિતાને બતાવ્યો. એ વખતે એમના પિતાને કેટલું આશ્ચર્ય થયું હશે. એ કવિતા પાછળથી ગિરીન્દ્રમોહિનીના ' ભારતકુસુમ " નામના કાવ્યમાં તપોવન ' નામથી પ્રસિદ્ધ થઇ છે. ત્હારબાદ બાલિકાના કલ્પના વિકાસમાં સહાય કરવાના હેતુથી પિતા હ્‌મેને Paul and Verginia Theodocius Constancia ઈત્યાદિ પુસ્તકો અને વાર્તાઓ બંગાળી ભાષામાં સમજાવતા. એ તથા, 'મહાનાયક' 'કોકિલાદૂત' ' યોજનગંધા ' ' વાસવદત્તા ' યુસફઝુલેખાં ' ' કવિ કંકણ ' ઈત્યાદિના વાચનથી ગિરીન્દ્રમોહિનીની પ્રતિભા ઝળકી ઉઠી.

ગિરીન્દ્રમોહિનીનું લગ્ન દશમે વર્ષે થયું. બૌબાજારના શ્રીમન્ત જમીનદાર દુર્ગાચરણ દત્તનાં કનિષ્ટ પુત્ર નરેશચન્દ્રદત્ત હ્‌મેના પતિ થાય. લગ્ન થયા પછી હ્‌મેના શિક્ષણમાં જરાક અંતરાય પડ્યો, પણ તેથી હ્‌મેનો કાવ્યાનુરાગ લેશમાત્ર પણ ઓછો થયો નહીં. શિક્ષણના યોગથી એમની સ્વાભાવિક પ્રતિમા જુદા જુદા માર્ગમાં પ્રકાશવા લાગી.

શીવવા ભરવાના કામમાં, અને રસોઇમાં એ અત્યંત નિપુણ નીવડ્યાં. હ્‌મેનું પહેલું કાવ્ય ' ગણેશ વંદન ' છે. ત્હાર બાદ ૧૮૭૧ ની સાલમાં ' કવિતાહાર ' નામનો હ્‌મેનો પહેલો કાવ્યગ્રન્થ બહાર પડ્યો. આ પુસ્તકનો થોડોક ઇતિહાસ છે. ૧૮૭૦ ની સાલમાં ગિરીન્દ્રમોહિનીના પતિના એક જાગ્નન મિત્રે, ગિરીન્દ્રમોહિનીનાં ગદ્યપદ્યમાં લખેલા પત્રોમાંથી કેટ-

લાક, 'એક હિંદુ મહિલાના પત્રો' એ નામથી પ્રગટ કર્યાં પોતાના પત્રો પ્રગટ થયા છે એ જાણીને નવ વધુ ગિરીન્દ્રમોહિની અધમુવા થઇ ગયા વિરકત થઇને ન્હેમણે પ્રવાસમા નીકળેલા પોતાના પતિને લખ્યુ કે 'મ્હારી રચના લોકોમા પ્રસિદ્ધિ પામે એવી જો આપની ઇચ્છા જ હતી તો હુ આપને બીજુ કાઇ લખી આપત, પણ મ્હારા કાગળો શા સારૂ પ્રગટ કર્યા'

ત્યારબાદ થોડા દિવસોમા 'કવિતા-હાર' પ્રગટ થયો કવિએ પુસ્તકાકારમા પ્રસિદ્ધ કરેલુ આ પ્રથમજ કાવ્ય બહાર પડતા, બગાળી વર્તમાનપત્રોએ અત્યત આદર અને કૌતુક પૂર્વક ત્હેનો સત્કાર કર્યો આ ગ્રથ સબધી બકિમચન્દ્રનો અભિપ્રાય ઉપર આપ્યો છે એ ગ્રન્થ કવિને નામે પ્રગટ થયો નહોતો 'કવિતા-હાર' વાચીને પ્રસિદ્ધ બગાળી નાટકકાર શ્રીયુત દીનબધુમિત્ર એટના બધા મુગ્ધ થઇ ગયા હતા કે, ત્હેમણે પોતાની અમૂલ્ય નાટકાવલી ગિરીન્દ્રમોહિનીને અર્પણ કરી હતી 'હિન્દુપેટ્રિયટ' 'સ્ટેટ્સમેન' વગેરે જુદા જુદા અગ્રેજી પત્રોએ આ ગ્રન્થની કરેલી સ્તુતિ વાચીને ભારતમહિલાઓની શુભેચ્છક વિદુષી બાઇ મેરી કાર્પેન્ટર કવિને મળવા અત્યત ઉત્સુક થઇ ગઇ, પણ દુર્ભાગ્યે ત્હેમની એ ઉત્કઠા પૂર્ણ થઇ નહી.

ત્હાર બાદ થોડા સમય પછી ગિરીન્દ્રમોહિનીનો બીજો કાવ્યગ્રન્થ 'ભારત-કુસુમ' પ્રગટ થયો આ કાવ્ય સબધી 'રઇસ અને રૈયત' પત્રમા ડોકટર શભુચન્દ્ર મુકરજીએ નીચેના ઉદ્ગાર કહાડયા હતા

"આમાંની કેટલીક કવિતાઓ 'આર્યદર્શન' અને 'બગદર્શન' જેવા માસિક પત્રોમાં પ્રગટ થઇ છે, એ કહેવાથીજ આ કાવ્ય કેવુ સારૂ હશે ત્હેની કલ્પના થશે પરન્તુ કવિને કોઇ પ્રકારનુ શિક્ષણ મળ્યુ નથી, ત્હેનાં સર્વ કાવ્યો કેવળ સ્ફુર્તિથી લખાયાં છે, એ વાત ખાસ લક્ષમાં રાખવાજેવી છે આ કવિ જનાનામાં ઉછરેલી હોવાથી ત્હેનુ સઘળુ શિક્ષણ ખાનગી મહેનતથી મેળવેલુ છે 'કવિત્વશક્તિ કેવળ ઇશ્વરી બક્ષિસ છે' એ સિદ્ધાન્ત કવિના સબધમા અક્ષરશ લાગુ પડે છે કાવ્યમા પ્રગટ થયેલા વિચારોનુ સૌન્દર્ય અને વિશાલ કલ્પનાની વિચિત્રતા અને ખાસ કરીને વિચારોની શુદ્ધતા તેમજ ત્હેમના ખાનગી વર્તનમાં જોવામા આવતાં સૌજન્ય અને સ્વાર્થ ત્યાગ, એ બધા ગુણો જે સ્ત્રીમા એક સાથે મળેલા હોય એવી સ્ત્રી કોઇ પણ દેશમા ભૂષણરૂપ ગણાશે"

ઇ સ ૧૮૮૪ ની સાલમા ગિરીન્દ્રમોહિનીના પતિ નરેશચન્દ્ર પરલોકવાસી થવાથી ત્હેમના ઉપર વૈધવ્યનો દારુણ વજ્રઘાત થયો! એ પ્રસગે હૃદયેશ્વરના અવર્ણનીય વિરહથી એમના હૃદયમા શોકના જે વિલક્ષણ ઝરાઓ વહેવા લાગ્યા, ત્હેનુ યત્કિંચિત દર્શન ત્હેમના ત્હાર પછી થોડાજ સમયમા બહાર પડેલા 'અશ્રુકણા' કાવ્ય ગ્રન્થમા થાય છે આ કાવ્યના સ્વાભાવિક કરુણ સ્વરથી વાચકોનુ હૃદય પીગળી જાય છે શોક ઉપર સાધારણ કાવ્યો પ્રત્યેક ભાષામા કેટલાએ પ્રસિદ્ધ થાય છે, પણ ત્હેમાથી સાહિત્યમા કાયમનુ સ્થાન મેળવે એવી કવિતા ઘણી થોડી હોય છે શ્રીમતી ગિરીન્દ્રમોહિનીનુ 'અશ્રુકણા' કાવ્ય બગાળી સાહિત્યમા તો શુ, પણ વિશ્વસાહિત્યમાં શ્રેષ્ઠ પદ ઉપર બિરાજમાન થવા યોગ્ય છે 'અશ્રુકણા' કાવ્યનો શોક બીજા શોક કાવ્યો જેવા સકીર્ણ પ્રકારનો નથી, પણ અત્યત ઉદાત્ત-દિવ્ય છે નિર્દય કાળે કવિના લલાટમાંથી કુકુમનો ચાલ્લો લુસી નાખીને ત્હેમના ઉપર દુર્દૈવની આગ વરસાવી એ પરમ દુ ખની વાત છે, પણ તેજ કુકુમહીન લલાટને કવિયશના તેજોમય મુગટમણીની સુદર દિપ્તિથી ભરપુર જોઇને કાવ્ય દેવીના ભક્તોને કવિના દુ ખમાંજ મ્હોટું સુખ લાગે છે! 'અશ્રુકણા' કાવ્યમા કવિના હૃદયનો શોક જાણે કોઇ મૂર્તિમત

ડંબર, દ્વેષ, કે ગર્વ લવલેશ પણ જેનામાં નથી આવતો, છેક ન્હાનપણથીજ ત્હેમનો સ્વભાવ ઘણો દયાળુ છે. પારકાના દુઃખથી ત્હેમનું હૃદય દાઝે છે. ન્હાનપણમાં એ પોતાનાં વસ્ત્ર વગર સંકોચે અનાથ અપંગોને આપી દેતાં.

બાળપણમાં જ્યહારે એ નિશાળમાં ભણતાં હતાં ત્યહારે ત્હેમની સાથે ભણનારી એક અતિશય ગરીબ છોકરી સાથે એમને બ્હેનપણાં હતાં. એક દિવસે એ બ્હેનપણી કાન વીંધાવીને એમાં ' માકડી ' ( એક જાતનું કાનનું બંગાળી ઘરેણું ) ને બદલે દોરો ઘાલીને નિશાળે આવી. સરળ હૃદય ગિરીન્દ્રમોહિનીનું ધ્યાન જ્યહારે એ તરફ ગયું ત્યહારે ત્હેમણે પોતાની બ્હેનપણીને કાનમાં દોરો ઘાલીને આવવાનું કારણ પુછ્યું. એ બીચારી ગરીબ છોકરી ગિરીન્દ્ર મોહિનીને બીજો શો ઉત્તર આપે ! નીચે મ્હોએ ત્હેણે કહ્યું ' ગિરી ! હમે ગરીબ માણસ છીએ ત્હારા જેવી સોના મોતીની માકડી મ્હને ક્યહાંથી મળે બાઇ ! ' આ ઉત્તર આપતાં એ બાલિકાની આંખમાં આવેલાં આંસુ જોઇને પરદુઃખકાતર ગિરીન્દ્રમોહિનીનું હૃદય એટલું પીગળી ગયું કે ત્હેમણે તરતજ પોતાના કાનની ' માકડી ' કહાડીને એ છોકરીના કાનમાં પહેરાવી. ! આ પ્રમાણે પોતાની જણસો ગિરીન્દ્રમોહિની કાંઇ પણ વિચાર કર્યો વગર બીજાઓને આપી દેતાં. એવી વાતમાં એ મુરબ્બીઓની રજાની પણ વાટ નહોતાં જોતાં. ત્હેમની આ વિલક્ષણ દાનશીલતા માટે ત્હેમની મા જ્યહારે ઠપકો આપતી ત્યહારે એ કરૂણસ્વરે કહેતાં કે ' મા એમ શું કરે છે ? એ બીચારી છોકરીને માબાપ કોઇ નથી હો.

શ્રીમતિ ગિરીન્દ્રમોહિનીની અસામાન્ય બુદ્ધિ કેવળ કાવ્યમાંજ પ્રગટ થઇને રહી નથી. ગૃહકર્મોમાં ત્હેમની અલૌકિક ગતિ છે એ હમે ઉપર કહી ગયા છીએ. લલિત–કલા–ખાસ કરીને ચિત્રકળામાં એમને સારી માહિતી છે. ત્હેમણે ચીતરેલા ઉત્તમ ચિત્રોને બંગાળા પ્રાન્તમાં અનેક પ્રદર્શનોમાં ચાંદ મળ્યો છે અને ત્હેમનાં સારાં વખાણ થયાં છે. આ થોડી પ્રશંસાની વાત નથી. આ કળાઓનો અભ્યાસ પણ એમણે કેવળ ખાનગી રીતે કર્યો છે.

શ્રીમતી ગિરીન્દ્રમોહિનીનું જીવન દુઃખનું જીવન છે. દેવી સરસ્વતીનું કમલવન સદા કંટકોથી પરિપૂર્ણ છે. ત્હેમના પતિ નરેશચન્દ્રની પ્રકૃતિ કદી સારી રહેતી નહોતી. પ્રવાસમાં અને હવા ફેરમાં એમનુ ઘણુ આયુષ્ય ગયુ હતું. ગિરીન્દ્રમોહિની એ બધો સમય પતિની છાયાસ્વરૂપ રહેતાં, એમ કહેવામાં અતિશયોક્તિ ગણાશે નહી કેવળ પતિ એજ પ્રાણ છે એ ભાવનાવાળી આર્ય સહધર્મિણીઓના આદર્શ સ્થાને ગિરીન્દ્રમોહિની ખાસ શોભવા યોગ્ય છે. કેવળ પતિને માટેજ આપણુ આયુષ્ય છે, પોતાને કાંઇ સ્વાતંત્ર્ય નથી, એવીજ ત્હેમની સર્વદા ભાવના હતી. એજ ભાવનાથી ત્હેમણે પોતાનાં કાવ્યો લખ્યાં છે અને એજ ભાવથી રસિકો તે કાવ્યનો સ્વાદ ચાખે છે.

પતિદેવના પ્રેમની કામના માટેજ શ્રીમતી ગિરીન્દ્રમોહિનીએ કાવ્ય રચના કરી છે. અશ્રુકણાની છેવટની કવિતામાં કવિ કહે છેઃ—

तवे कि लिखिव ' शेष '–गान समापन ? हायरे ! हवे कि कभु ए कि वे जीवन ?
लिखिव कि तवे शेषहल अश्रुकणा ? ताहले मुहूर्त तरे और वांचिवना ?

છેવટે બંગાળી ભગિની શ્રીમતી ગિરીન્દ્રમોહિની જેવી કવિ અને ચિત્રકાર ગુજરાતમાં જલ્દી ઉદ્ભવો એવી પરમેશ્વર પ્રતિ પ્રાર્થના સાથે આ લઘુ લેખ સમાપ્ત કરીએ છીએ.

શિવપ્રસાદ દલપતરામ પંડિત

---

જ્યારે શું લખું કે, " શેષ "–ગાન સમાપન ? હાય રે ! થશે શું કદિ રહશે જીવન ?
લખું ત્યારે પૂર્ણ થયું હવે, અશ્રુકણા ? તેમ થતાં ઘડીકેય હવું હું જીવીશ ના !

# વિવિધવિહાર.

## " આ મ્હારૂં. "

" આ મ્હારૂં ! વિન્દુ ! એ મ્હારૂં, હોં ! "

નાચતી, કુદતી, હસતી અને પ્રફુલ્લતાની પૂતળી સરખી પાંચ વર્ષની છોકરી પોતાની માશીને વળગી પડતાં બોલી.

" ઓહો, એજને ? સદુ ! એજને ! જા વારૂ એ ત્હારૂં લઇ લે દોડ ! "

તે છોકરી દોડીને કોચ પર પડેલી એક છબી લઈ આવી.

" એ શું, કહેવાય માશી ! "–" એ ફોટો કહેવાય, તે આપણા અખિલભાઇની છબી છે. " વિન્દુ વ્હાલથી બોલી.

" અખિલભાઇ ! માશી ! એ આપણાં શું થાય વારૂં ! "

" એ મ્હારા ભત્રીજા–ને ત્હારા ભાઇ. ", સદુ સદ્ગુણ વાંકી વળી અને છબીની સુંદર પ્રતિમા પર પોતાના રાતા સુંદર ઓઠોથી ચુમ્બન કર્યું ! અને બાળકની અનુસરતી સરલતાથી પૂછ્યું,–" વિન્દુ, મ્હેં એમને જોયા છે શું ! એ મ્હને બહુ ગમે છે–બધા કરતાં વધારે વ્હાલા ! ,, તેણે પરવાળા સરખા ઓઠો ઉઘાડી મંજુલ સ્મિત કર્યું. વિન્દુ તેની સામું ટશ ટશ જોઇ રહી, અને તેના ખાડા પડતા ગુલાબી ગાલ પર એક તમાચો ધીમેથી માર્યો.

" મેર રાંડ ગાંડી ! આમતે થતું હશે ! કોઇ પારકા છોકરાને આમ ચુમ્બન કરાતું હશે ! ત્હારી બા જાણશે તો મારી નાંખશે. "

" બા તો અમદાવાદ છે, એ નહિં જાણે, પણ માશી, આજે મ્હારા માસા તેડવા ગયા છે તે એજ–અખિલભાઇને ! " છબી ધારી ધારીને જોતાં તે છોકરીએ પૂછ્યું.

" હા એજ. એ અહીં બે દિવસ રહીને પછી જશે. "

" જશે ! ત્યાં શું કામ ! "

" પરણવા. " કંઇક કંટાળીને વિન્દુએ ઉત્તર દીધો.

" કોની સાથે વિન્દુ ? "

" બાપરે ! આટલી પૂછાપૂછ ! પેલી નન્દકુમારી સાથે. " માશી હસી પડતાં બોલી, અને પછી જવાને ઉભી થતી'તી ત્યાં પોતાના ગોરા–ગોળમટોળ હાથે માશીની ઓંતામાં પરોવી સદુ બોલી.

" હેં વિન્દુ, ત્હમે ખિજાયાં છો ? "

" નારે બા ! આવી રૂપાળી છોડી પર શી રીસ ! "

" ત્યારે મ્હને માસા સાથે કેમ ન જવા દીધી ! "

" ત્યાં ત્હને કોણ સાચવે ? પણ ત્હારે શા માટે જવું' તું ! "

" હું એમને વ્હેલા જોત. એ કેવા છે, મ્હને બોલાવીને રમાડે તેવા કે, મ્હોટા માણુ-ની પેઠે જેમ મને ન બોલાવે તેવા છે ! "

" શિવ ! શિવ ! આ રાંડ ગાંડી છે ! મ્હોટા મ્હારાજાની ટગર કરે તેમ અખિલની કરે છે ! " માશી કંઇક આશ્ચર્ય અને રીસમાં બોલી અને પછી રસોડામાં ગઇ સદુ એક ગાદીવાળી ખુરશી પર ચ્હડી બારીમાં ડોકું નાખી બેઠી

એટલામાં ગાડીનો ખડખડાટ આવ્યો અને કંપાઉન્ડમાં બનાવેલી ન્હાની ગુલાબવાડીમાં બે જણા ઉતર્યા એક ઠીંગણા ઘઉંવર્ણા, અને માયાળુ મુખમુદ્રાવાળા ગૃહસ્થ સદુના માસા વિનોદરાય હતા, અને તેમની સાથે હસીને વાતો કરતા ચાલનારો એક અઢાર વર્ષનો સુન્દર અને ચપળ છોકરો તે તેમનો ભત્રીજો અખિલરાય હતો સદુની કાળી આંખ્યો વિલક્ષણ ગંભીરતા સાથે તેના પર ચ્હોંટી રહી, અને ત્યાંની ત્યાંજ બેસી તેમને રૂમમાં પ્રવેશતા જોવા લાગી

વિન્દુ અખિલને સપ્રેમ મળીને પાછી રસોડામાં કંઇ કાર્ય નિમિત્તે ગઇ એટલામાં વિનોદ માસાએ સદુને જોઇ

" આમ આવ, બેટા, જો આ આપણા અખિલભાઇ છે " શરમાતી શરમાતી, ધીમું હસીને ગાલમાં ખાડા પાડતી તે મધુરીબાળા ખુરશી પરથી કુદીને તેમની પાસે આવી માસાએ તેને વ્હાલથી ખોળામાં લીધી

" અખિલભાઇ ! આ મ્હારી સાળી સરિતા બ્હેનની પુત્રી સદુ છે, એ અહીંઆ થોડો સમય રહેવા આવી છે " માસાએ ઓળખાણ આપી અખિલે બાલ્ય લાલિત્યથી આવેષ્ટિત સદુની મુદ્રા ધારી ધારીને જોઇ અને પછી તેનો હાથ ઝાલી પોતાની પાસે કોચ પર બેસાડી

બીજે દિવસે પ્રભાતમાંજ એક અતિ મનોરમ ચિત્ર ન્હાની ગુલાબવાડીમાં બની રહ્યું હતું.

બેંચ પર બેઠેલા અખિલના અંકમાં સદુ માથું મુખી આળોટેલી હતી તેનું ગોરૂં મુખ લાલી મ્હોં અને શ્યામનેત્રો આનંદ વિલસિત હતાં તેઓ ગઇ કાલે બનેલા બીના બનાવ વિષે વાતો કરતા 'તા

" તમે મ્હારી છબી જોઇને શું કર્યું ? ત્હમને એ ફોટો બહુ ગમ્યો શું ! "

" મને બહુ ગમ્યો. મ્હેં તેના પર એક ચુમ્બન કર્યું, પણ માશી બહુ ખિજાયાં " તે છોકરી સરળ ભાવે હસી પડી.

અખિલ ચકિત થઇ તેના સ્હામું જોઇ રહ્યો, અને પછી તેના સુંદર કપોળ પર ચુમ્બન કર્યું.

આ પીકચર વિનોદરાય અને વિન્દુ બારીમાંથી જોતા'તા

" વિન્દુ આપણા અખિલ અને સદુને બહુ બને છે "

" હા ! બળ્યો કળીયુગ આટલા નહાના બાળકોને પણ ચાળા શિખવે છે "

માશી કંઇક હસીને બોલ્યાં વિનોદ માસા તો કંઇએ ન સ્હમજતાં તેમને ગેલ કરતાં જોઇ રહ્યા

તેજ દિવસે બપોરે જમીને વિનોદરાય અને અખિલ હિંચકે બેસી પાન ખાતા'તા વિન્દુમાશી પોતાની પુત્રી ચાતુરી અને સદુને ન્હાના ન્હાના પાન બનાવી ખવરાવીને રીઝવતાં હતાં એટલામાં ચાકર આવીને ટપાલ મુકી ગયો ધીમે ધીમે તેમણે બધા કાગળો વાંચી બાજુએ મુક્યા

' સદ્‌ગુણ ! જો આ કાગળ ત્હારા મ્હોટા ભાઇનો છે '

૫૫

હેં, ! મ્હારા મ્હોટાભાઇનો ! માસા ? બાને, નલીનીને, મ્હોટા ભાઇને, મારી સહિયર મધુરીને બધાના ખબર છે માસા !" હર્ષાતુર બાલિકા સફાળી ઉભી થઇ તેમની પાસે દોડી ગઇ.

"હા, બેટા. બધાં સારાં છે. પણ સદુ એમણે લખ્યું છે કે અખિલભાઇ સાથે સદ્‌ગુણને અમદાવાદ મોકલજો ત્હને ગમશે ને, બેટા !"

"હા માસા અખિલભાઇ સાથે મ્હને બહુ ગમશે."

"ત્હારે આ ત્હમારાં વિન્દુ ત્હમને નહી સાંભરે ? કૌતુકથી પ્રશ્ન મુકાયો "મારાં વિન્દુ !" તે વિલક્ષણ છોકરી ગંભીરતાથી આંખ્યો વિકસાવી બોલી. "હા,—ના, સાંભરશે કેમ ન સાંભરે ! મ્હને મારાં વિન્દુ બહુ વ્હાલાં છે.

"ત્યારે હમણાં ભલે અખિલભાઇ એકલા જાય તું પછી જજે હું મૂકવા આવીશ." માસાએ તેની સુંદર શ્યામ કેશ લટિકા બરફ સમાન લલાટ પરથી ખસેડી વ્હાલથી સમજાવ્યું. છોકરી પાછી વિચારમાં પડી પછી અખિલ સ્હામું જોઇ સરલ ભાવેં બોલી.

ના હું હમણાં જ્ઇશ. અખિલભાઇ સાથે આગગાડીમાં મને બહુ મજા પડશે, માસા. બધા ખડખડાટ હસી પડ્યા. સદુ વિનોદરાયના અંકમાં માથું નાંખી લાડતી લાડતી બોલી–માસા હું જાઇશ હોં ! માસા ! અખિલભાઇ સાથે મોકલજો. મોકલશોને ? હેં માસા!" વિનોદરાયે તેને વ્હાલથી હૃદયસરખી ચાંપી. હા, બા, મોકલીશ હો. અખિલભાઇને ગમશે તો મોકલીશ હો." સદુ આતુર આંખે અખિલના સ્મિતમય મ્હોં તરફ ફરી. તે યુવાન તેના સ્હામું પ્રિતિથી હસ્યો.

"વિનોદ કાકા, સદુ બ્હેનની સાથે જવાનું મ્હને કેમ ન ગમે? એવી રમતિયાળ ડાહી છોકરી સાથે જવાથી મ્હને બહુ આનંદ મળશે."

અખિલના વચનથી સદુ બહુ આનંદમાં આવી . ગઇ, માસાના ખોળામાંથી નીચે ઉતરી તે ચાતુરી સાથે રમવાને દોડી ગઇ. બાકીનું મંડળ ત્યાંજ વાતે બેસી રહ્યું.

"કેમ ત્હમારાં લગ્ન ક્યારે ખવરાવશો. વિન્દુએ પૂછ્યું."

"કાકાનો વિચારતો આવતા માસમાં કરવાનો છે પણ મ્હને નથી રૂચતું." તે કંઇક કંટાળાથી બોલ્યો.

"હું, અસલ વહુ અણગમતી છે શુ ? નન્દા છે મઝાની, પણ ભણેલી નથી."

"કાકી મ્હેં એમના ગામમાં ત્હમે જાણોછો તેમ આજેજ પગ મેલ્યો છે. મ્હેં એને એકવાર સિવાય વધુ જોઇ નથી. એટલે એના ગુણ વા દોષનો મ્હને કાંઇ અનુભવ પણ નથી, તેથી ગમની–અણગમનીનો મ્હારો વિચાર પણ બંધાયો નથી." અખિલ આમ બોલતાં ભૂમિ પ્રત્યે નેત્રો ઢાળી, લલાટ પર કર્ચલી પાડતો વિચારમાં પડી ગયો.

"ત્યારે શામાટે ત્હમને રૂચતું નથી ?" હવે વિનોદ માસાએ પ્રશ્ન કર્યો.

"એટલાજ માટે કે મ્હારે આગળ અભ્યાસ કરવો છે. હમણાં એ બેડી–બંધન નથી રૂચતું. ઓછામાં ઓછા સાત–આઠ વર્ષ પછી લગ્ન કરૂં. પણ મ્હારૂં કંઇ ચાલે એમ નથી." તે હવે મુક્ત મનથી બોલ્યો.

"ઠીક ત્યારે, અમદાવાદ તો જ્યોતિભાઇની પુત્રીના લગ્ન ખાવા જાઓછોને ?"

"હા, એમજ. પછી કાકા પાસે જઇશ."

ઉપના વાર્ત્તાલાપ પછી ત્રીજે દિવસે અખિલ સદુ સાથે અમદાવાદ જવા ઉપડ્યો તેનાથી છૂટાં પડતાં કરી લીધેલા કાકા-કાકી વિનોદકાકા અને વિન્દુ, બહુ કચવાયાં. પણ અખિલ રોકાઇ શક્યો નહીં. તેઓ અમદાવાદ પ્હોંચ્યાં. સદુના માતાપિતા સાથે અખિલનો મિલાપ થયો. તેમને તેના માટે સારૂં મત બંધાયું. જ્યા સૂધી તે અમદાવાદ રહ્યો ત્યાં સુધી હંમેશા અખિલ સદુને મળતો. બાલિકાનું સરલ હૃદય અપૂર્વ આનંદથી નિરંતર તેનાજ પ્રત્યે આકર્ષિત બની રહેતું. અખિલની શી સ્થિતિ હતી તેનો હરિજ કલ્પી શકે. મનુષ્ય કલ્પના તેને પ્હોંચી વળવા અશક્ત હતી

૩.

આજે રવિવાર હતો. સદુના પિતા મધુકરરાય, તેની માતા સરિતા અને ન્હાનો ભાઇ નલિની એટલાં બેઠેલાં હતાં સદુ એક જગ્યાએ બેસી "એકડા" ઘૂંટતી'તી. પોતાની પાસેનાં મંડળની વિનોદવાર્તામાં તેનું ચિત્ત જરાયે ન્હોતું.

" પણ સરિતા, આજે એક કંકોત્રી અને પત્ર આવ્યાં છે. એ વાત કરતાંજ હું ભૂલી ગયો. "

"કોની, ? " પત્નીએ આતુર સ્વરે પૂછ્યું.

" અનિલરાયના ભત્રીજા અખિલનાં લગ્નની. વળી સાથે અતિ આગ્રહ સાથે લખાયલો અનિલરાયનો પત્ર પણ છે. "

સદુની સ્લેટમાં ચ્હોંટેલી આંખો ક્યારની પિતા તરફ વળેલી હતી. તે ઉપલું સાંભળીને પોતાનાં "સ્ટૂલ" પરથી કુદીને પાસે દોડી ગઇ.

". હેં મ્હોટાભાઇ, આપણે જઇશું ને ? જઇશું હો, મ્હોટા ભાઇ ? " આ પ્રશ્નની સાથે સદુની આંખો અપાર ઔત્સુક્યથી છવાયલી હતી.

પ્રેમઘેલી માતાએ પુત્રીને હૃદય સરસી ચાંપી મુખ ચુંબન કર્યું.

" આપણે જઇશું, મ્હારી લાડની. અનિલરાયને ત્યાં ગયા વિના કંઇ ચાલે ? "

સદુના મ્હોટા ભાઇએ હાસ્યમયી મુદ્રાએ સંમતિ દર્શાવી, અને તે પછી ત્રીજેજ દિવસે તેઓ અખિલના લગ્નમાં જવાને નીકળી ચૂક્યા.

" મોઇ રાંડ એ છોડી ! મ્હને તો નો'તી ગમતી. ગઇ તો છૂટ્યાં જાણ્યે ! " આપણી આ ન્હાની નવલના નાયક અખિલની થોડીક ખબર આ સ્થળે લેવી આવશ્યક છે.

અખિલના પિતા સારી જેવી સંપત્તિ મૂકી અખિલની બાલવયમાં મૃત્યુ પામ્યા હતા, અને તેના સ્નેહાળ પણ જૂના વિચારના કાકાએ તેને ખૂબ સંભાળથી ઉછેર્યો હતો. તેઓ અખિલની માતા લલિતાગૌરીને ઘણું માન આપતા. ઘરમાં દરેલબુદ્ધિનાં લલિતાભાભીનુંજ ચાલતું. આ વાતમાં અનિલરાયનાં પત્ની પતિથી વિરૂદ્ધ હતાં. તેમને જેઠાણીનું આ સર્વમાન્ય ચલણ ગમતું નહી. તથાપિ અનિલરાય વૃદ્ધ ભાભી વિરૂદ્ધનો એક અવળો બોલ સાંભળતા નહી. આથી અનિલરાયની પત્ની જેઠાણી મ્હામે પ્રકટ વિરૂદ્ધતા બતાવી શકતી નહીં.

લલિતાભાભીના આગ્રહથી તેમણે અખિલની અસંમતિ છતાં પણ લગ્નનું કાર્ય આટોપી લીધું.

અનિલરાયના આગ્રહથી મધુરાય લગ્ન થઇ રહેવા પછી પણ એકાદ અઠવાડિયાં માટે રોકાયલા હતા.

ઘરની પછવાડેના કંપાઉન્ડમાં આંબો હતો. તેની નીચે બે બાંકડા ઢાળેલા હતા જ્યાં

ઘણુંકરીને પુરુષવર્ગ બેસતો વળી કોઇવાર બપોરે ",બેરક પાર્લામેન્ટ" મળી નિન્દક "ખેલો" પસાર કરતી.

સ્હાંજ પડવાને થોડી વાર હતી, અસ્તિમિત થતા અરુણદેવના અંતસમયના ઝાંખાં કિરણો બાંકડા પર સ્પષ્ટ પડતાં'તા. તેના પર ગાદી નાખી અખિલ બેઠેલો હતો. સદુ તેના સ્નેહાળ પાસામાં ચંપાઇને બેઠેલી હતી. તેના ખોળામાં અખિલે લાવી દીધેલા ફુલો હતા. જેનાં એક લઇ તે પોતાના ન્હાના ચોટલામાં નાંખવાની મ્હેનત કરતાં'તા.

સદુ ઉપર અખિલનો અજબભાવ હતો અને નિર્દોષ શિશુબાલિકા આખો દિવસ તેની પાસેજ રહેતી આ સરલ વર્તન–સરલ–નિષ્પાપ આકર્ષણ પર હમણા હમણાં કોઇની આંખ્યો મ્હોટી હતી હમણાં પણ કોઇની આંખ્યો તેમના પર સ્થિત થએલી હતી. એ કોણ?

૪.

રસોડાની બે બારીઓ કંપાઉન્ડ તરફ પડતી'તી; તેમાંની એક બારીમાં તેર વર્ષની કોઇ છોકરી લપાઇને ઉભેલી હતી. સુંદર ગુલાબી સાળુ અને તેજ રંગની ચોળી તેના શરીરમાં પ્હેરલાં હતાં. ચકચાકત ઘરેણાંઓ દરેક અવયવો પર શોભી રહ્યા હતા. તેનું મ્હો ગોળ મટોળ અને ઘાટિલું હતું. શરીરનો વર્ણ રતાશ પડતો–ઘઉંવર્ણનો હતો. આંખો કંઇક તીણી અને ઉછાંછળી હતી. તેની આંખ્યો અખિલ અને સદુના સુખી પિકચર પર ઠરેલી હતી.

અખિલ સ્નેહાળ અનિમિષ ચક્ષુએ સદુની ફુલ ગોઠવવાની પેરવી જોતો હતો. આટલા ન્હાના પરિશ્રમથી સદુ થાકી–કંટાળી અને ફુલ ખોળામાં મૂકી દીધું. અખિલ તેના સ્હામે મિઠાશથી હસ્યો. અને એક મ્હોટું સફેદ ફુલ તેના ચોટલામાં સંભાળથી ગોઠવ્યું.

"વ્હા, હવે ત્હમે બહુ મઝાનાં લાગો છો, સદુ!" તેણે બાલિકાને પાસામાં દાબી ચુંબન દીધું. બહુ આનંદે હસી.

"તમને તો મ્હારા પર બહુ હેત છે, હોં અખિલભાઇ! હું અમદાવાદમાં ત્હમને બહુ યાદ કરતી. મ્હારી બા કહે કે 'તું લખતાં શીખ ત્યારે અખિલભાઇને પત્ર લખજે.' એટલે હું રોજ મ્હારા મ્હોટાભાઇ પાસે બેસીને તેમ ન કરતી. એટલામાં તો તમારા લગન આવ્યાં એટલે આપણે મળી શક્યાં. આપણે મળ્યાં તે ત્હમને ગમ્યું ને, અખિલભાઇ!"

ઉત્તરમાં અખિલે પ્રેમાળ સ્મિત કરી તને વધારે પાસામાં દાબી. બાલિકાના નિર્દોષ વાગ્ધારા પાછી સરવા લાગીઃ—

"તમારા ઘરમાંને અખિલભાઇ, તમે ને લલિતા બા બેજ મ્હારા પર બહુ હેત રાખો છો. ત્હમારી વહુ–નન્દુભાભી તો હું પાસે જાઉં કે ઉઠીને ચાલ્યાં જાય છે. કાલેને તે એણે મને રોવરાવી."

અખિલ ધીમા, પણ સ્હેજ તપેલા સ્વરે બોલ્યોઃ—

"ત્હમને? શા માટે? ત્હમે તો બધાંને ગમો તેવાં છો."

છોકરીની કાળી આંખ્યોમાં ખૂબ આંસુ ધાઇ આવ્યા. અને દુઃખી અવાજે બોલીઃ—

"ત્હમે કાલે મ્હને એલચીદાણા, બદામ ને એવું બધું આપેલું તે હું પરસાળમાં રમતાં રમતાં ખાતી'તી, ત્યાં નન્દુભાભી આવ્યાં, તેમણે મ્હીડમાં મુઠ્ઠી ભરીને એ બધું બારી વાટેથી વાડામાં નાંખી દીધું. હું રોઇ પડી હોં અખિલભાઇ; એટલે એણે–' બહુ લાડકી બની છે તે જાણ્યું હવે. રાંડ બેવડી બેસવાય દેતી નથી' એમ બોલી ગાલપર માર્યું. એતો ચાલ્યાં ગયાં, અને હું ધીમે ધીમે રોતી'તી...કોઇ તમારા ઘરે તાણીને રોવાય? મ્હારી

બા કહેકે રોઈએ તો કાંઇ ગાંડાં કહે...એટલે હું ધીમે ધીમે રોતી'તી, એટલામાં બા આવી. એણે છાની રાખીને કહ્યું કે પરમ દિવસે આપણે ચાલ્યાં જશું. " તે હવે ચુપ થઇ. હજી તેના ગુલાબી ગાલોપર હીરાકણી જેવા ચમકારા મારતા અશ્રુબિન્દુ વહે જતાં'તાં

અખિલે તેને ખોળામાં લઇ ચુમ્બન કર્યું. તેની આંખોમાં ગુસ્સાને ચમકાર ચોખ્ખો દેખાતો'તો. તોપણ તેણે બને તેટલા મિઠાશવાળો અવાજ બનાવી કહ્યું.

" હું તો તમારા પરજ હેત રાખુછું, સદુ તમે મને બહુ વ્હાલાં છો. હુ તમને ફુલ અને ગજરા એવું એવું લાવી દઉંછું—એને કાંઇએ નહીં દઇએ. ત્હમે છાનાં રહી જાઓ. " પેલી બારીમાં ઉભેલીએ છાનીથી દાંત કચડયા.

પાછી સદુ રમતમાં પડી. તેતો વિસરી ગઇ, પણ અખિલનું મ્હોં કરમાયલું હતું

એ પછી બીજે દિવસે મધુરાય સહકુટુમ્બ અમદાવાદ જવા ઉપડયા. અખિલ તેમને સ્ટેશને મૂકવા ગયો'તો. કોણ જાણે કેમ પણ સદુને ટ્રેનમાં બેસાડતાં અખિલની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં. અને સદુ તો તેના હાથને વળગી ખૂબ રોઇ ! બાલહૃદયનો આ સ્વચ્છ પ્રેમ જોઇ મધુરાય અને સરિતા આશ્ચર્ય પામ્યાં.

ટ્રેન ઉપડી, બારીમાંથી દેખાતી સદુની સુંદર મુખાકૃતિ અને તેના મીઠા શબ્દો— " અખિલભાઇ આવજો હોં ! અખિલભાઇ, આવજો." એ અલોપ થયાં ત્યાં સુધી અખિલ આંસુભરી આંખ્યે તેમને જોઇ રહ્યો. પોતાની ચક્ષુમાંથી એક સરખી વહેતા આંસુના ધારાનું કારણ તે પોતે પણ ન સ્હમજી શકયો !

આ સમયે તેના શયનમન્દિરમાં જુદીજ લીલા હતી. બારીની કોર પર કુહોણી ટેકવી નન્દા ઉભેલી હતી. ત્યાં પાણીવાળીની તેના જેટલીજ છોકરી આવી. તેની સાથે અખિલની નવોઢાને ઠીક મન મળેલું હતું.

" કેમ બા, એકલાંજ છો ? ત્હમારા વર કયાં છે ? "

કંઇક શરમાતી, કંઇક ગ્હીડમાં, નન્દુ પળવાર ચુપ રહી. પછી કંઇક કર્કશ સ્વરે બોલી,—" તેમની અમને શી ખબર ? "

" જાઓ બા ! ત્હમને ખબર નથી ? "

" શું ? "

" પેલી રૂપાળી છોકરી આજે અમદાવાદ જાય છે તે તેમને મુકવા ગયા છે. હવે એ ત્હમારી પાસે આખો દિવસ રહેશે " પાણીવાળીની છોકરી હસીને બોલી. કારણકે એકાદે વખત મૂર્ખ નન્દુએ સદુ પરનો પોતાનો ખાર તેને જણાવી દીધો'તો. નન્દુ ચુપચુપ ઉભી થઇ રહી. પેલી છોકરી ચેષ્ટા કરતાં બોલી:—

" ત્હમે પણ બા ઉદાસ થયાં લાગો છો. એ ગઇ તેથી. "

નન્દુનો પિત્તો પૂરો ઉકળ્યો. તે અતિ કઠોર ખારિલા સ્વરે બોલી પડી:—

" મોઇ રાંડ એ, છોડી ! ગઇ તો છૂટયાં જાણ્યે. "

આ બોલતાં બોલતાં તે જાણે સાક્ષાત વેર અને તિરસ્કારની પ્રકટ પ્રતિમા જેવીજ દીસવા લાગી. પાણીવાળીની છોકરી એ જોઇ હસતાં હસતાં ચાલી ગઇ.

અખિલની બાલપત્ની પોતાના પતિપર રાષ્યેલી બની એકલીજ બેસી રહી.

( અપૂર્ણ. ) મિસિસ. ગુલ. એન. નૂરાંની.

## પરિતાપ.

" માતુશ્રી આજે ટપાલમાં કંઇ કાગળો આવ્યા છે ? " લાંબો પંથ કરવાથી ચડેલા શ્વાસને માર્ગ આપતાં મેં પુછ્યું.

" હા આવ્યા છે તો ખરા. મેં પેલા હીંડોળા ઉપર મુક્યા છે. એકાદ મોટું છાપું અને બે ત્રણ કાગળો છે. "

એકદમ મેં તે કાગળો લીધા, શરનામાના અક્ષરો ઉપર ઉતાવળમાંજ નજર ફેંકી. તેમાંના એક પત્ર ઉપર નજર પડતાંજ હૃદય આનંદથી ધડકવા લાગ્યું. તે ઇચ્છીત વસ્તુ હતી. મારા વ્હાલા મિત્રનો પત્ર હતો. તરતજ મેં તે ફોડયો અને વાંચ્યોઃ—

સ્નેહીચંદ્ર,

પત્ર મળ્યો. કાઠિયાવાડની કઠણ હવા હજી કયાં સુધી લેવી છે ? કઠણ હવાથી કાયા કઠણ થાય તે તો ઇચ્છવાજોગ છે, પરંતુ હૃદય કઠોર ન બની જાય એની કાળજી રાખશો. જો તેમ થયું તો મારા જેવા મિત્રની શી દશા ?

મેં સાંભળ્યું છે કે મોહમયીના દર્શન માટે આપનું હૃદય આતુર થયું છે. હું ઇચ્છું છું કે આપ તેમ જલદી કરો.

આપ વિના અહીં ઠીક પડતું નથી. આપ તો મારી ગુણિયલ ભાભીના સહવાસમાં અમને વીસરી જતા હશો, પરંતુ અમે તમને વીસરી શકતા નથી. મારા ભાભીને અમારા સવિનય પ્રણામ કહેશો.

લી૦ દર્શનાતુર.
વિહારી.

ઘણા દિવસથી જે પત્રની રાહ જોતો હતો તેની પ્રાપ્તિ થતાં મને અત્યંત આનંદ થયો. કાઠીયાવાડમાં હવાફેર માટે આવેલ હોવાથી સવારસાંજ ફરવા જવાનો મેં નીયમ રાખ્યો હતો, અને હું હમણાંજ ફરીનેજ ઘરે આવ્યો હતો. પરીશ્રમથી ઉત્પન્ન થયેલ પ્રસ્વેદથી સ્હેજ ભીના થયેલા કપડાં મેં કાઢી નાંખ્યા. બીજા કાગળો વાંચ્યા. તેમાં એક પત્ર મારા સાહેબનો હતો. મુંબઇમાં તબીઅત બગડી હોવાથી માંડમાંડ મેં રજા મેળવી હતી, રજા કરતાં વધારે દિવસો વીતેલા હોવાથી સાહેબે બનતી ત્વરાએ આવવા લખ્યું હતું, અને મારા વિના તેને નડતી અડચણો દર્શાવી હતી. સાહેબનો કાગળ ! તેની અવગણના કેમ થાય ? મેં જેમ બને તેમ જલદી જવાનો નિશ્ચય કર્યો, અને આજે ટપાલમાં આવેલ ' ગુજરાતી પંચ ' નો ખાસ સચિત્ર કોરોનેશન અંક જોવા લાગ્યો. અંક બહુજ આકર્ષક હતો, પરંતુ મન સ્થીર થયું નહીં મુંબઇ જવાના અને મિત્રના પત્રનો જવાબ આપવાના વિચારો મારા મગજમાં ઘોળાવા લાગ્યા. તરતજ હું પત્ર લખવા બેઠો.

સ્નેહીમિત્ર વિહારી,

ઘણા દિવસે પત્રદ્વારા દર્શન આપવા માટે અત્યંત ઉપકાર થયો. આપની ઉત્કટ ઇચ્છા છે તો હું હવે સત્વર ત્યાં આવીશ અને આપને મળીશ.

હું આપને વીસરી જાઉં ? એ બનેજ કેમ ? આપની ગુણીઅલ ભાભી તો બીચારી ગામડાનું ભોળું છે, પરંતુ મારા કુમુદ ભાભી શહેરી સુધરેલા, ભણેલા-ગણેલા, ડાહ્યા ડમરા અને ચબરાક છે એટલે એમના અવનવા સ્નેહમાં આપ અમને વીસરી જાઓ એ સંભવીત છે; અને મારા પત્રનો પ્રત્યુત્તર આપવામાં આટલા બધા દિવસોની ઢીલ એ તેની સાક્ષી પુરે છે.

ગુણીઅલે તમને બંનેને સાદી પણ શુદ્ધ અંતઃકરણની આશાષિ કહાવી છે. આપને સુખરૂપ ઇચ્છતો.

સ્નેહાભિલાષી

**ચંદ્ર.**

મારો મિત્ર વિહારી મુંબઇમાં એક પ્રખ્યાત ઓફીસમાં કલાર્ક તરીકે કામ કરતો હતો. ત્યાંથી તેને સારી આવક હતી. ત્રણ ચાર મહીના પહેલાં ૧૭ વર્ષની એક કન્યા સાથે તેના લગ્ન થયાં હતાં. કુમુદે હીંદુઓમાં જે કંઇ થોડી ઘણી કેળવણી અપાય છે તે પ્રાપ્ત કરી હતી. સ્વભાવે તે શાંત અને રાંક હતી, અને શાંત અને સરળ હૃદયના તે બંનેનો સંસાર સુખી હતો.

મારા મિત્રના સ્વભાવનું વર્ણન કરૂં ! આ કલમથી તે યથાસ્થીત બની શકે તેમ નથી. એની જોડી જગતમાં મળવી દુર્લભ હતી. તેના સહવાસમાં આવેલ દરેક માણસ તેના સ્વભાવના અત્યંત વખાણ કરે છે. આનંદ, શાંતી, ગંભીર્ય અને સત્યતાએ તેનામાં વાસ કર્યો હતો. ખાવાપીવામાં-ફરવા હરવામાં-તેમજ કામકાજમાં નિયમિતપણું એ તેનો ખાસ સદ્‌ગુણ હતો. કોઇનું પણ મન ન દુભવતાં સર્વ સાથે હળીમળીને ચાલવાને તે હમેશાં આતુર રહેતો હતો. હાઇસ્કુલમાંથી તેને અને મારે મિત્રતા બંધાઇ હતી, અને એક બીજાના સ્નેહથી દીનપ્રતિદીન તેમાં વૃદ્ધિ થતી ગઇ. હું અને તે દિવસમાં એકાદવાર પણ ન મલ્યા હોઇએ એવું ભાગ્યેજ બનતું.

હું મુંબઇ આવ્યો-નહીં-મારે આવવું પડયું. સાહેબના આગ્રહનું હું અપમાન કરી શકયો નહીં. પ્રભાતમાં મોહમયીના દર્શન થયાં. મારા મિત્રને મળવાને હું બહુ આતુર હતો. કોલેજનું કામકાજ આટોપી તરતજ હું ત્યાં જવા નીકળ્યો. અહીં તે વખતે મારા મનમાં કેવા કેવા અવનવા તરંગો ચાલતા હતા ! તે વખતે મારૂં હૃદય આનંદથી હલમલી રહ્યું હતું. વિહારીને હું આમ કહીશ અને તેમ કહીશ, તેની મશ્કરી કરીશ અને તેને બનાવીશ-એવા એવા અનેક વિચારો મસ્તિકમાં વારાફરતિ ઉત્પન્ન થતા હતા. પરંતુ અફસોસ ! મનુષ્યોની સર્વ મનોવાંચ્છિના એવી રીતે પરીપૂર્ણ થતી હોય તો પછી શું જોઇએ ? તેના ઘરમાં પગ મુકતાંજ મારો આનંદ ઉડી ગયો. મુખ નીસ્તેજ બની ગયું. મારો મિત્ર પથારીમાં નીઃચેષ્ટ પડયો હતો. તેની વૃદ્ધમાતા તેની સારવાર કરતી હતી, અને તેનું દુઃખ જોઇ આંખમાંથી અશ્રુઓ સારતી હતી. મૌન અવસ્થામાં હું પથારી પાસે જઇ બેઠો. મારા મિત્રે મારા તરફ નજર કરી. મુખ ઉપર આનંદ દર્શાવવાનો તેણે યત્ન કર્યો, પરંતુ વ્યર્થ. વિસેક દિવસ થયાં તેને સખ્ત તાવ આવતો હતો, અને પેટના દુખાવાથી વ્યાધીમાં વધારો થયો હતો. ખોરાક અને પોષણના અભાવે તેનું શરીર કૃશ બની ગયું હતું. મેં પુછેલા સવાલોના તેણે ધીમા ધીમા અવાજે જવાબ આપ્યો. તે વધારે બોલી શકતો નહીં. નજીવા પરીશ્રમથી તેને તામા ચડી આવતો. મેં તેને મારાથી બનતી હીંમત આપી, તેના આપ્તજનોને તેની સ હવાનો.

સુરમરણુ

પુરતી સંભાળ રાખવાનું કહ્યું, અને હું દુઃખી નીરાશ હૃદયે મારે ઘેર આવ્યો. આખો દિવસ એ મારા મિત્રની પથારી પાસે બેસી રહું એવી મારી તીવ્ર ઇચ્છા હતી; પરંતુ સ્વાર્થ, મનુષ્યોને પોતાનાં કર્તવ્યો બજાવવા નથી દેતો એ કોણ નથી જાણતું ? આ કારણને લીધેજ કોલેજમાં ગયા વગર ચાલે તેમ નહોતું. હમેંશા સાંજે હું તેને જોવા જતો. ડાક્ટરની સહૃદય કાળજીથી અને કુટુંબીજનોની સારવારથી તબીઅનમાં સુધારો થતો ગયો, અને નીરાશાના અંધકારમાં આશાના કીરણો ચમકવા લાગ્યા.

સાંજના પાંચ વાગ્યા હતા. વિહારીની પથારી આગળ એક ખુરશીઉપર હું બેઠો હતો. ઘેનને લીધે વિહારીની આંખો વારંવાર મીંચાઇ જતી. આંખ ઉઘડતાંજ તેણે મને જોયો. મારો હાથ તેણે પોતાની આંખો સાથે દાબવા યત્ન કર્યો. મેં તેના માથા ઉપર હાથ ફેરવ્યો અને કહ્યું, " વિહારી ! આજે તો તાવ મુદ્દલ નથી. હવે થોડાજ દિવસમાં સારૂં થઇ જશે. "

મારા શબ્દો તેને અસત્ય જણાયા હોય અથવા તો મારી માન્યતા ભુલભરેલી હોય તેમ તેણે મારા શબ્દોને હસી કાઢવાનો યત્ન કર્યો અને મારા કાન તેના મુખ આગળ લઇ જવાની તેણે મને ઇસારત કરી. મેં તેમ કર્યું. અસ્પષ્ટ અવાજે તે બોલ્યો, " ચંદ્ર ! મને તાવ નથી તેથી શું થયું ? પેટની વ્યાધી તો વધતીજ જાય છે. ઓહ......મને એવી તીવ્ર વેદના થાય છે કે......" તેની મુખચર્યા ઉપરથી તેને થતી તીવ્ર વેદના સાફ જણાઇ આવતી હતી.

" તેમાં ડરવા જેવું કંઇ નથી. વિહારી ! તને ખબર નથી કે દરદ ઘોડા વેગે આવે છે અને કીડી વેગે જાય છે. જેમ તાવ ગયો તેમ પેટનો દુખાવો પણ જશે, અને સૌ સારા વાના થશે. " મેં તેને હીંમત આપવા માંડી.

" નહીં નહીં, હું તે માનતો નથી ચંદ્ર ! પેટનો દુખાવો દિવસોદિવસ વધતો જ જાય છે–આ દરદ મને જીવલેણ જણાય છે. હું આ મંદવાડમાંથી કદી પણ ઉઠવાનો નથી– આ સંસારની મારી યાત્રા.........ચંદ્ર ! મને તું યાદ કરશે ?..."

શ્રમથી તે વધારે બોલી શકયો નહીં. મારી આંખમાંથી ઉષ્ણ અશ્રુબીંદુઓ શ્રવી પડયા, પરંતુ મેં તે રૂમાલમાંજ છુપાવ્યા. તે દિવસે મને જણાયું કે વિહારીએ જીવનની સર્વ આશા છોડી દીધી હતી. ભવિષ્યવેત્તાની માફક તે પોતાનું ભવિષ્ય ભાખતો હતો. આવી વાતથી તેના મન ઉપર ખરાબ અસર થશે એમ ધારી મેં આડી અવળી બીજી વાતો કહાડી. અંતે તેણે કહ્યું, " ચંદ્ર ! જા. મોડું થશે તો તને ટ્રેન નહીં મળે. મારા કર્મમાં તો દુઃખ લખ્યુંજ છે પણ બીજાને શા માટે દુઃખી કરવા ? " મારૂં હૃદય ભરાઇ આવ્યું, મેં તેની રજા લીધી.

મુંબઇના આરોગ્યભક્ષક હવા પાણીની અસર મને થવા લાગી હતી, અને તેથી હું મારા એક બીજા મિત્રની સાથે ગામડામાં રહેતો હતો. આમ હોવાથી વિહારી પાસે વધારે ૨ રોકાવાનું બનતું નહીં. તેની તબીઅત વધારેને વધારે બગડવા લાગી. અંતે ચાલુ જ-ના ધન્વંતરી અને અશ્વીનીકુમાર ગણાતા ડાક્ટર રાવને બોલાવવાની સુચના થઇ અને ધ. તે સુચનાનો અમલ થયો. ડાક્ટર રાવે ' ટ્રીટમેન્ટ ' માં ફેરફાર કર્યો, અને દરદ નિશ્ચા છે તમાં મટી જવાની આશા આપી.

હમેશના મારા નિયમ પ્રમાણે હુ સાંજે વિહારીને જોવા ગયો, ત્યારે મને આ ખબર મળ્યા તે દિવસે ડાકટર રાવની દવાથી ફાયદો થયેલો જણાયો તબીઅતમાં સુધારો છે એ વિચારથી, અને પુષ્કળ કામકાજ હોવાથી હુ બીજે દિવસે જઈ શક્યો નહી, ત્રીજે દીવસે તો મે નિશ્ચય કર્યો કે ગમે તેમ થાય–મારી પોતાની તબીઅત બગડતી હોય તો ભલે બગડે–પણ હવે ગામડે જવુ નહી, અને વિહારીની પાસેજ બેસી રહેવુ–જરૂર પડે તો કોનજને પણ થોડાક દીવસ માટે નમસ્કાર કરવા આવા આવા તરગોમા તણાતો હુ મારા એક બીજા મિત્રની સાથે વિહારીને જોવા આવવા નીકળ્યો રસ્તામા અમે બને મિત્રો કેટલી હોંશથી–કેટલા આનદથી વિહારી બાબત વાતો કરતા હતા પરતુ તેના ઘર આગળ આવતા એ આનદ ઉડી ગયો તેના ઘરની સઘળી બારીઓ ઉઘાડી જોઇને અમને અનેક અમગળ શકાઓ થવા લાગી લથડાતે પગે અમે આગળ આવ્યા, અને ઓ પ્રભુ ! અમે નજરે શુ જોયુ ! તેના કુટુબીજનો અને જ્ઞાતિલાઓ શોકપુર્ણ હૃદયે–નીસ્તેજ ચહેરે આંખમાથી આંસુ સારતા ઘરના ઓટલા ઉપર બેઠા હતા અમારા પગ ભાગી ગયા લથડીઆ ખાતા–નિશ્વાસ મુકતા માંડમાંડ ત્યા ગયા, અને અમે ખુબ રડ્યા–નાના બાળકની માફક રડ્યા તે દીવસે પ્રાતઃકાળમા મારો મિત્ર અમને તજી ગયો હતો–તેનો પવિત્ર આત્મા આ અસાર સસારને તજી ગયો હતો–તેનો જીવનદીપક સદાને માટે ઓલવાઈ ગયો હતો સ્નેહીજન જતા કેવુ દુ ખ થાય છે–હૃદયને કેવો આઘાત થાય છે, તેનો મને આજે બરાબર અનુભવ થયો આજે મે જાણ્યુ કે સ્નેહનુ બધન કેવુ અજબ છે અનભત્ત ' તુટીની બુટી નથી ' એ વાત સત્ય છે, લલાટે નીર્માણ થયેલુ મરણ કોઈથી નીવારી શકાતુ નથી, પરતુ મને એકજ વાતનુ અતિશય દુ ખ થાય છે ' છેવટના વખતે–તેના અતકાળ સમયે હુ તેની પાસે હોત, તો હદ મને કેટલી શાંતી થાત હુ તેના અવસાનકાળે તેની પાસે હોત તો ઇશ્વરસ્મરણથી તેનુ હૃદય નિર્મળ બનાવત, તેને પરમ શાતીનો અનુભવ કરાવત, તેના હૃદયની ઇચ્છાઓને–અતકાળની ઇચ્છાઓને પરીપૂર્ણ કરવાના વચનથી તેને ધૈર્ય આપત, જગતની ઉપાધીઓના વિચારથી તેના મગજને મુક્ત બનાવત–પોતાની પત્નીનુ પોતાની પાછળ શુ થશે તેના ઉચાટ ન રાખવાની વીનતી કરત–ટુકામા તેનો અવસાનકાળ શાતીમય બનાવત ' વિગેરે વિચારોએ વારા ફરતી મારા મગજને ઘેરી લીધુ જે મિત્રને મળ્યા વગર એક દીવસ પણ નહોતો જતો, તેજ મિત્રને તેના અવસાનકાળેજ માન ન મળાય–માત્ર એકજ દીવસની ભુલ માટે પ્રભુ આટલી શીક્ષા કરે, એ કેટલા દુ ખની વાત ! આ વાતનુ સ્મરણ થતા મને અનહદ પરીતાપ થાય છે આજ સુધીમા કદી પણ મને એવા પરિતાપનો અનુભવ નહોતો થયો શાબ્દીક વર્ણન માત્રથી, અનુભવ વિના એ પરિતાપનો ખ્યાલ આવવો મશ્કેલ છે પ્રભુ કોઇને એવા પરિતાપનો અનુભવ ન કરાવે !

* * * *

વિહારી ગયો, પણ સાથે બીજાને પણ મારતો ગયો તેની બાળવિધવાનો વિચાર આવતા હૃદય કપે છે તેના ઘર તરફ દ્રષ્ટી કરતા હૃદયનો પરિતાપ તાજો થાય છે તેની નિર્દોષ મૂર્તિ, તેનો મદવાડનો ખાટલો, તેના છેલ્લા શબ્દો એ વિગેરે પ્રત્યક્ષ થતા પરિતાપની પરીસીમા થાય છે એ પરિતાપ કદી પણ સમાવાનો નથી. જીવનપર્યંત એ પરિતાપ કાયમજ રહેવાનો હવે તો સહૃદય પશ્ચાતાપ એજ માત્ર એ પરિતાપ નિવારવાનુ પ્રાયશ્ચીત છે પ્રભુસ્મરણ

કરતાં હું એમજ પ્રાર્થું છું કે વિહારીના પવિત્ર આત્માને પ્રભુ શાંતી આપો !"

વિહારીના હસ્તાક્ષરો, તેણે લખી દીધેલા મારા લખાણો-તેના સ્નેહ ભરેલા પત્રો—તેણે આપેલી ભેટો વિગેરે મારી પાસે જે કંઇ હતું તે મેં મારા મિત્રના સ્મારક તરીકે રાખેલું છે. તેની એક પ્રતીકૃતી (ફોટો) ને મઢાવીને મારા 'સ્ટડી રૂમ'માં હમેશાં નજરે પડે તેમ રાખી મુકી છે, અને તે પ્રતીકૃતી નીચે મેં સ્વહસ્તે લખેલ છે કેઃ—

હતો તું સ્નેહનો સાથી, દીધો શું સ્નેહ તરછોડી;
ગયો પરિતાપ શું આપી, અરે મુજ પંખીડા મીઠાં.
પ્રભુના ધામમાં જાજે, અમર સુખ શાંતી ભોગવજે;
હૃદય આશીશ મારી છે, અરે મુજ પંખીડાં મીઠાં.

તારાચંદ.

---

## સ્વર્ગભૂવન.

* * *

સાધ્વીઓનાં સરળ હૃદયો જોઇ હું શાન્તી પામું.
આનંદથી અતિશય, અહા ! દેહને આત્મ નામું.

* * અ. સૌ. કપિલા.

૧.

" જ્યોત્સના ! ત્હારા શિવાય મને કિંચિત્ પણ ગમતું નથી."

" આનંદા ! એવું ના બોલો."

" ભાભી ! હું સત્ય કહું છું. સાસરામાં જાઉં છું પણ દિવસમાં એક વખત આપનાં દર્શન કરવાનું મને બહુ મન થાય છે. "

" ભાભીપર સ્નેહ રાખનાર નણંદ ! ત્હમારો પ્રેમ અવર્ણનિય છે. આપણા સંસારમાં ઘણી જગ્યાએ ભાભીનણંદને બારમો ચંદ્રમા હોય છે, પરંતુ ઉદાર અને કોમલ ભાવના આપણી સ્નેહગ્રંથીને સતત્ ઉચ્ચાશય પર સ્થાપવા પ્રયત્ન કરે છે; એ ઓછું હિતાવહ નથી. ત્હમે, સત્ય કહું તો બ્હેનથી પણ વિશેષ પ્રેમ રાખનાર સંસ્કારિક અન્તઃકરણવાળાં છો. સદ્ સંગતિ એ સાધુત્વનું પરમ ભૂષણ છે, એ સૂત્ર તમારા સમાગમથી મને પ્રત્યક્ષ થાય છે. પ્રસંગોપાત્ ભાઈના ગૃહને પાવન કરતાં દર્શન થાય એ ઓછું શ્રેયસ્કર નથી. "

" જ્યોત્સના ! સાંજના પાંચ વાગ્યા. મ્હારી ઇચ્છા છે કે આપણે આજે વિક્ટોરીઆ ગાર્ડનમાં ફરવા જઇએ તો ઠીક. "

" ચાલો; ગાડીવાનને કહું કે તે ગાડી તૈયાર કરે." જ્યોત્સનાએ કહ્યું.

રાજનગરમાં ધાર્શીરામની પોળમાં વિદ્યાસાગર નામના નાગર ગૃહસ્થનું કુટુંબ વસે છે. તેઓ શ્રીમંત અને વિદ્વાન હોઇ જાહેર પ્રજામાં આગેવાની ભર્યો ભાગ લેનાર છે. તેમનાં ધર્મ પત્નિનું નામ યશોદા બ્હેન છે. વિદ્યાસાગરને મણિધરરાય નામે એક પુત્ર છે. ચાલુ વરસમાંજ બી. એ. પાસ કરી તેઓ મુંબાઇમાં લા ક્લાસમાં પ્રવેશ્યા છે. તે શિવાય આનંદા નામની પુત્રી છે. મણિધરરાયની ઉમ્મર પચ્ચીસેક વરસની છે; જ્યારે આનંદાનું વય પંદર વરસનું છે. તેનું લગ્ન શ્રી રામજીની શેરીમાં વસતા માધવરાયના પુત્ર રમણિક સાથે કરવામાં

આવ્યું છે. રમણિકલાલ હાલ બી. એ. કલાસનો અભ્યાસ કરે છે. રમણિકલાલ કામપ્રસંગે આબુ માઉન્ટ તરફ ગયેલા હોવાથી ચારેક દિવસથી આનંદા પિયેરમાં રહે છે. નણંદ ભોજાઈ અન્યોન્ય પ્રત્યે બહુજ પ્રેમ રાખે છે. પ્રાતઃકાળે આવેલા રમણિકલાલના પત્રથી આનંદા જાણતી હતી કે તેઓ પરમ દિવસે અત્રે આવશે. નણંદ ભોજાઇ એકલાં હોવાથી વિકટોરીઆ ગાર્ડન તરફ ફરવા જવાનું અને વખત કાઢવાનું યોગ્ય ગણ્યું. જ્યોત્સ્નાએ ગાડીવાનને શાંમા મારફતે ગાડી જોડવાની આજ્ઞા આપી. ગાડીવાને ગાડી તૈયાર કરી ખબર કહેવરાવી. નણંદ ભોજાઇ ગાડીમાં બેસી ગાર્ડન તરફ નિકળ્યાં.

૨.

ગાર્ડનની દક્ષિણ દિશાએ ન્હાના ન્હાના છોડવાઓ, મ્હોટાં મ્હોટાં વૃક્ષો અને સુંદર વેલિઓ ગાઢાં યુથમાં દૃષ્ટિગોચર થાય છે, તેમાં જુદી જુદી જગ્યાએ બાંકડીઓ ગોઠવેલી છે. જ્યોત્સ્ના તથા આનંદા ગાડીમાંથી ઉતરી બાગમાં ફરી આ દિશા તરફ આવ્યાં. અને પસંદ કરી એક બાંકડી પર બન્ને બેઠાં.

"જ્યોત્સ્ના ! બાગની રસિકતા સમ આપણા સંસારની રસિકતા ન થઇ શકે ? અહીં જેટલી રમણિયતા આપણને આનંદ પ્રકટાવે છે, તેટલી રમણિયતા આપણા સંસારમાં ન બની શકે ? આ સુંગધિવર્ધક પુષ્પછોડો, આ આનંદપ્રદ રળિયામણી વેલીઓ આપણા સંસારમાં ન પ્રકટી શકે ? ભાભી ! સાચે સાચું કહો. આર્યસંસારમાં આમાંનું શું ન થઇ શકે ?"

"બહેન ! ત્હમારૂં કહેવું સત્ય છે. સત્ય છે તેટલું શ્રેયસ્કર છે. શ્રેયસ્કર છે તેટલું ઉચ્ચાશયી છે. આપણા સંસારની રસિકતા, મિષ્ટતા, આવાં દૃષ્ટાંતોમાં છલબલ છે. અન્ય આશ્રમમાં ન કરી શકીયે તેટલું આ આશ્રમમાં થઈ શકે તેમ છે. પરંતુ મ્હોટામાં મ્હોટી ભૂલ માત્ર એટલીજ છે કે એવાં પાત્રોરૂપી સાંકળની કડીઓ ગોઠવનાર આ માળી જેવા માત્ર ગણ્યા ગાંઠ્યા છે. આપણી જાતીમાં એ ઉદ્દેશસમ વર્તન કરનાર ઘણાં થોડાં છે. એ પ્રયત્નમાં રહેનાર આર્યમાતાઓ, સન્નારીઓ, ભગિનીઓ, માત્ર જગતની બત્રીસીએ જ ચઢે છે. સત્ય પરનાં આવરણો દૂર કરનાર એ વિરાંગનાઓના પ્રયત્નને આપણે દાબી દેવા શ્રમ કરીએ છીએ. પરંતુ જ્યાં સુધી આપણે ઢાંકપિછોડો કરીશું ત્યાં સુધી આપણી ઉન્નતિ થવાની નથી. આર્યસંસારમાં શું નહોતું ? વિરાંગનાઓ, રમણિઓ, - સાધ્વિઓ, સતિઓ, અને સમર્થ પ્રજા ઉત્પન્ન કરનારી સન્નારીઓ પૂર્વ સંસારમાં હતી. વર્તમાનમાં ક્યાં નથી ? છે, તેમનું અનુકરણ કરવાનું આપણાથી ક્યાં બન્યું છે ? કહે છે ત્હેમનું સાંભળે છે કોણ ? માત્ર ચાલતી પરંપરાને અંધશ્રદ્ધાથી વળગી રહેવાની પ્રવૃત્તિ કરી છે. બહેન ! કિંચિત્ કવચિત્ પણ એવું ન માનશો કે આર્યસંસારની હું અવગણના કરૂં છું ? ! મ્હારો ઉદ્દેશ એટલોજ છે કે સાકર સાથે મળેલો કચરો દૂર કરવો, કોલસામાં સંતાયેલા હીરાને શુદ્ધ કરવો. એ સુવર્ણમાં મળેલા ત્રાંબાને ધૂરૂં કરવું. આમ થયા પછી ત્હમે જુઓ કે એ સંસાર, કર્ત્તવ્યક્ષેત્રમાં વિજયદુર્ગ પર કેટલો બધો આગળ વધે છે ? ત્યારે જ આપણે આર્ય પ્રજા થવાનું અભિમાન યોગ્ય રીતે કરીશું. આર્યસંસારમાં "સુગંધિવર્ધક પુષ્પ છોડો, રમણિય લત્તાઓ, વિશ્રામ આપનારાં વૃક્ષો પ્રકટાવવાનું ત્યારેજ બળ આવશે. અને એ બળ નવો યુગ પ્રવર્ત્તાવશે."

" જ્યોત્સના ! સત્ય કહો છો અને વારતવે એમજ થવું જોઇયે. "

" ઠીક, માત્ર ભાર વહન કરવાના ઉદ્દેશે જો સંસારની ધૂંસરી ખેંચવામાં આવે તો નિશ્ચયાત્મક છે કે તેનું પરિણામ દુઃખ–કલેશ શિવાય અન્ય કાંઇજ ન આવી શકે. સ્ત્રી અને પુરૂષ અથવા તો પતિ–પત્ની, નાટ્યભૂમિપરનાં જેમ ખરાં પાત્રો છે તેજ સંસારનાં આગળ પડતાં પાત્રો છે. નાટ્યભૂમિપરનો પ્રયોગ નાયક નાયિકાના બાહ્યાંતર રંગોથી અન્વેષિત હોવાને લીધે અનુકૂળ કે પ્રતિકૂળ છાપ પાડે છે, અથવા તો તે પ્રયોગનું વાસ્તવ સ્વરૂપ દર્શાવે છે, તેમ સંસાર ભૂમિપર પતિ પત્નીના સંસ્કારો ત્હેમનું આદર્શરૂપ દર્શાવે છે. ઉભયની અન્યોન્ય પ્રત્યેની શી ફરજો છે, બ્હારનું ત્હેમનું કર્ત્તવ્ય કેવા પ્રકારનું હોવું જોઇયે, પ્રજા પ્રત્યે ત્હેમનો શો ધર્મ છે એ જાણવું, માનવું, આચરવું આવશ્યક છે. એમાં જેટલી ભૂલ તેટલો વિનિપાત નિર્માણ. "

" ભાભી ! ભાભી ! જુવો તો ખરાં, પેલાં તારાલક્ષ્મિ અને માલતી તથા સુમતિ આ તરફ આવતાં જણાય છે. હમણાં તેઓ અહીં આવી પહોંચશે. જુઓ તારાલક્ષ્મિ અને માલતી કેટલાં બધાં ભભકાબંધ છે ! મ્હેં તો સાંભળ્યું છે કે માલતી જ્યારે બ્હાર નિકળે છે ત્યારે મોં પર પાઉડર ફેરવી, હમણાં મુંબાઇથી મંગાવેલાં ફેન્સી પોલકાં અને ચિનાઇ સાડી ધારણ કરે છે. દૂરથી તે કેવાં મઝેનાં દેખાય છે ? મારા ભાઇને ત્હમારે માટે પણ એવો પોષાક મોકલવાનું કહીશ. " આનંદાએ કહ્યું.

" ઠીક, ભાભી પર નણંદ સ્નેહ નહિ દર્શાવે તો બીજું કોણ દર્શાવશે ? મ્હારા તરફ તો એટલો પક્ષ, સ્નેહપાશથી ત્હમારા શિવાય કોણ કરશે ? પરંતુ મ્હારે કહેવું જોઇયે કે શરીરને શણગારવાના બાહ્યાલંકારો અને વસ્ત્રો આંતર્ પ્રકાશ કરાવવાને કેવળ અશક્ત છે. " મૃદુહાસ્ય કરતાં વિનયસહ જ્યોત્સનાએ કહ્યું.

" એટલે "

" શું, ત્હમે એટલું પણ ન સમજ્યાં ? "

" સમજીશ, સમજીશ, ભાભીની મૃદુ વાણિનું પાન કરતાં અવસ્ય સમજીશ. "

" આનંદા ! તારાલક્ષ્મિ અને માલતીનું બાહ્યરૂપ પ્રત્યેકનાં ચક્ષુ આકર્ષે એમાં શું એમની મહત્તા વધવાની ? સુમતિનું સાદું પણ સ્વચ્છ વસ્ત્ર અને ઉમદા ગુણોથી ઝલઝલ અંતઃકરણ બન્ને બહેનોના બાહ્ય સ્વરૂપ કરતાં અધિક મૂલ્યવાન અને વંદન કરવા યોગ્ય નથી ? બન્ને બહેનોના ગૃહસંસારથી તમો સારી રીતે જાણીતાં છો. તેઓ તમારા સસરાના પિત્રાઈ ભાઈનાં સંતાનો છે અને અવન્તિરામના પુત્ર તથા તેમના ભાણેજ સાથે પરણ્યાં છે. બન્નેમાંથી એકનો સંસાર ફલપ્રદ કે વિજયવંત નિવડ્યો છે ? બેશક સાદાઇ અને સ્વચ્છતામાં જેટલી મહત્તા છે તેટલી ભભકામાં નથી. જેની કીંમત આપણે કરાવવા માગીએ છીએ તે તો માત્ર અંતઃકરણ છે. ઉન્નત અને ઉમદા ગુણોથી વિભૂષિત એ રત્ન અનેક શુભાશયો, શુભ વાંચ્છનાઓનું જનક અને પોષક છે. ત્હમારા ભાઇ પાસેથી માત્ર કીંમની તે મોહક વસ્ત્રોની બક્ષિસ અપાવ્યા કરતાં તેમના સ્નેહની સહજ ઝાંખી પણ થાય તો તે મ્હારે મન તો અમૂલ્ય છે. "

" જ્યોત્સના ! મ્હારા ભાઇનું મહદ્ ભાગ્ય કે આવું સદ્‌વિવેકી રત્ન મળ્યું. ખરેખર ! ત્હમારા ગુણોથી તે રત્ન ચમક્યું દિપવાનું ? સુખી દંપતિ ત્હમને ધન્ય છે ! "

" કેમ બહેનો સુખી તો છોને ?" ત્રણે સમિપ આવતાં આનંદાએ પૂછ્યું.

" હા ! ઠીક આપણે મળ્યાં. " સુમતિએ કહ્યું.

જ્યોત્સ્ના, આનંદા તથા તારાલક્ષ્મિ વગેરેને બેસવા જેટલી જગ્યા નહોતી તેથી જ્યોત્સ્ના અને આનંદા તેમની સાથે ફરવા ઉઠ્યાં થયાં. ધીમે ધીમે તેઓ પશ્ચિમ દિશાએ સાભ્રમતીવાળા વિશાળ મેદાન અને વહેતાં નીરને નિરખવા તથા શિતલ પવનની લ્હેરીઓમાં આનંદ માણવા તે તરફ વળ્યાં; અને ઉપરના ચોકમાં બે બાંકડીઓ ખાલી હતી ત્યાં લાગ જોઇ બેઠાં.

" આનંદા, ખરેખર ! સુમતિનું શરીર તો હમણાનું બહુ સૈવાઇ ગયું હોં ?" તારાલક્ષ્મિએ કહ્યું.

" હા. પહેલાં એનું વદન પ્રફુલ્લિત રહેતું. કોણ જાણે શાથી તે સુકાઇ ?"

" આનંદા બહેન ! જાણીને શું પૂછતાં હશો ? એનો સમજો કોને ? શિશિરકુમાર બે માસથી અજમેર તરફ નોકરી માટે ગયા છે, તે......માલતીએ કહ્યું.

" માલતી, એમ મશ્કરી શું કરવા કરતી હોઇશ ? " અંતરથી ઉદ્ભવેલા આનંદે પણ બહાર વિનયની ખાતર દેખાડનારા મૂખે શરમાઇ સુમતિએ કહ્યું.

" ચાલો, બા, ત્યારે મશ્કરી; ત્હમેને ન ગમે એટલે મશ્કરી. હવે નહિ બોલીએ " માલતીએ કહ્યું.

" ના, ના, માલતી બહેન એતો ન ગમે એમ માનવુંજ ભૂલભરેલું છે. પતિનું નામ સાંભળવું કોને ના ગમે ? પણ કાંઈ છાતીને ચીરી મન આપણાથી જોવાય તેવું છે ! " હાસ્ય કરતાં કરતાં આનંદાએ કહ્યું.

" એક પ્રવાહમાં બધાં ઢળ્યાં. ' સુમતિએ કહ્યું.

" ના, એમાં ઢળવા જેવું નથી. કહો મ્હારા સમ, ત્હમને શિશિરકુમારના વિયોગનું દુઃખ નથી લાગતું. આંતર્ સંતાડી, ના બોલો તો ત્હમને ત્હેમના સમ—ખરેખર કહો—એમના વિયોગે શરીર નથી લેવાતું ?" માલતીએ કહ્યું.

સુમતિ શરમાઇ ગઇ. જવાબ ન અપાયો, મૂખ બીડાઈ ગયું. પણ આંતરવૃત્તિ તેથી શાન્ત ન થઈ. પતિના સમ સહન કરવાનું આંતર્ વૃત્તિને ન રૂચ્યું. તેમાં તો સહસા આનંદનો ઉભરો ચડવા લાગ્યો. બીડાયેલા મૂખે જવાબ તો ન અપાયો પણ સહસા હસી પડાયું.

" જોયું, સ્વામિનું સ્મરણ થતાં ચાણી સુમતિ કેવી શરમાઇ ગઈ ? પણ એતો અમે જાણીયેરતો. " તારાલક્ષ્મિએ કહ્યું.

" જ્યોત્સ્ના બહેન ! આ સરિતાનાં પાણિ મનુષ્યના જીવનને કેટલો બોધ આપે છે !" વાત ફેરવવાના ઉદ્દેશથી સુમતિએ કહ્યું.

" સુમતિ બહેન ! જલ અને મનુષ્યજીવન સર્વદા એકજ માર્ગપર વહે જાય છે. જલબિન્દુનું વરાળરૂપ થવું, ત્યાંથી જન્મ ધરી પૃથ્વીપર પડવું, ત્યાંથી અનેક બિન્દુઓ સાથે સ્નેહભાવના—જગત્ એ કુટુંબ છે—એમ ગણી વહન થવું, અને વિધવિધ તરંગોમાં વિચરી સ્વામિ સાથે અભિન્ન થવું એ પ્રણાલિકા તેમની પુરાણી છે. "

" અહો ! પ્રત્યેક વસ્તુમાં પ્રેમજ્યોતિ કેટલી બધી બલવત્તર છે ? સ્નેહિઓ સ્નેહનાં

પાત્રો છે. યોગ્ય વિચારથી ગોઠવાયેલાં એ પાત્રો કેટલાં સુખી થાય છે ? ખરેખર ! સ્ત્રીપુરૂષો પણ એ પ્રેમભાવનાનાં બંધનમાં બંધાયેલાં છે. " સુમતિએ કહ્યું.

" સત્ય છે, બ્હેન ! સત્ય છે. પ્રેમ શિવાય આ સૃષ્ટિમાં બીજું કશુંજ નથી. એ પ્રેમ વિશ્વનું ઉત્પત્તિ–પોષક કાર્ય છે. એ કાર્યબંધક નહિ પણ ધર્મ છે. ધર્મની પવિત્ર ભાવનાઓ અનેક શુભ હેતુના ગર્ભરૂપ છે. આપણે સ્ત્રીઓએ પણ એ કલ્યાણમયી જ્યોતિનાં પાત્રો બનવાનું છે. પુરૂષો આપણા અને આપણે પુરૂષોના પ્રેમનાં અન્યોન્ય ભોક્તા છીએ." જ્યોત્સ્નાએ કહ્યું.

" પણ, એ માનવું ભૂલ ભરેલું છે કે પુરૂષો આપણા કરતાં ચઢતા દરજ્જાના કે આપણા પૂન્ય છે ? ! પરમેશ્વરે આ સૃષ્ટિ રચી છે, અને સઘળાં તેનાં છીએ. સઘળાં સમાન છે. આપણે પુરૂષોની બરોબર છીયે. કેટલાક એક તરફી વિદ્વાનો આપણી મહત્તાને નષ્ટ કરે છે એ ઘણુંજ ધિક્કારવા પાત્ર છે. " માલતીએ કહ્યું.

" માલતી બ્હેન ! ત્હમારૂં માનવું અઘટિત છે. એ ભાવનાથી આર્યાઓ કદાપિ સુખી થઇ શકે નહિ. પુરૂષ અને પ્રકૃતિનું આ કાર્ય છે. સત્ય છે કે એકલો પુરૂષ અથવા તો એકલી પ્રકૃતિ કાંઇ પણ કરવા શક્તિવાન નથી. જે જે રસ્તો દેખાય છે તે પુરૂષ પ્રકૃતિના સંયોગનું ફલ છે. અનેક વિદ્વાનો અને આર્યરૂષિઓના વિચારો પ્રતિકુલ દ્રષ્ટિથી જોવા હિતાવહ નથી. સ્વરૂપમાં હું કહું છું કે આપણે જ્યારે પ્રેમભાવનાથી પુરૂષોને પ્રસન્ન કરી સુખ મેળવવાની અભિવાંચ્છના રાખીએ છીએ ત્યારે આપણે નિઃસંશય પ્રેમસમુદ્રના કિનારે આવેલાં અનુભવાઇએ છીએ. આથી જ્યારે આપણે સમાન હકનો દાવો કરતાં ત્હેમના તરફ કર્કશ રૂપથી ઉભાં રહીએ છીએ ત્યારે એ કિનારાથી હજારો માઈલ દૂર ઉભેલાં જણાઇએ છીએ. કદાપિ પુરૂષોનો વિનય એમ છતાં સહન કરે, તોપણ તેનાં ભવિષ્ય ફલો આપણી ઉન્નતિના પ્રતિબંધક રૂપે ઉગેલાં જોઇએ. આથી બીજારૂપે કહુંછું કે આપણા પૂર્વકાળના આર્યસંસાર તરફ દ્રષ્ટિ કરતાં શું નથી સમજાતું કે તેમાં ઉત્તમ રત્નો હતાં, અને તે સર્વ પતિપરાયણ ધર્મને લીધેજ. જુઓ, આપણા ઇતિહાસ ગ્રંથો, ધર્મ ગ્રંથો, ત્હેમાં શું સત્ય છે, તે સમજો. પતિના પ્રેમમાં ઓતપ્રોત રહેનાર એ આર્યાઓ સંસારથી શું નથી તરી ગઇ ? તત્ત્વરત્ન મહા પુરૂષના એક સૂત્રનો અર્થ કરો ? યુકલીડની ભૂમિતિમાં શું એક વ્યાખ્યા એવી નથી કે બે સીધી સમાન્તર લીટીઓ અવકાશ ઘેરી શકતી નથી ? જ્યોત્સ્નાએ કહ્યું.

વખત થઇ જવાથી બધાં ઉઠયાં; પોતપોતાની ગાડીમાં બેશી ઘર તરફ વિદાય થયાં.

જ્યોત્સ્ના તથા આનંદા ઘેર આવ્યાં. બહુ વખત ગયો હતો, તેથી જમી પરવારી જ્યોત્સ્ના તથા આનંદા સુવાના ઓરડામાં ગયાં. બન્નેની પથારીઓ સાથેજ કરવામાં આવી હતી. પાન સોપારી ખાધા પછી કેટલીક વારે આનંદાએ કહ્યું:—બ્હેન ભાભી ! ફરવા ગયાં હતાં, ત્યારે તમે કાંઇક બોલ્યાં હતાં તે સંબંધમાં ક્યારનુંએ મારા મનમાં એમ થતું હતું કે નિરાંત મળે એટલે પુછું. અત્યારે ઠીક લાગ છે. મને કહો કે પેલી ભૂમિતિની વ્યાખ્યા જેવું હમે શું બોલતાં હતાં ? સંસારમાં ભૂમિતિનો શો સંબંધ ? મને તો એમાં જરાએ સમજ્યું પડી નહિ."

" બ્હેન ! સ્વર્ગ એ પવિત્ર ભૂમિ છે, જ્યાં જ્યાં પવિત્રતા હોય છે ત્યાં ત્યાં સ્વર્ગનો આવિષ્કાર થયેલો હોય છે. "प्रसन्न देवता त्यां रहे, ज्यां पामे सन्मान सुंदरी !" એ

આદિ યુક્તિઓનો ભાવાર્થ એટલો છે કે જેમ જેમ જીવનકલા ઉન્નત દશામાં પ્રવેશે છે તેમ તેમ તેની પ્રભુતા નજીક નજીક આવતી જાય છે. જ્યાં જ્યાં ઉત્તમ સંસ્કારો છે, ત્યાં ત્યાં દેવવાસ છે. જ્યાં જ્યાં દેવવાસ છે ત્યાં ત્યાં વાતાવરણ દૈવિ છે. જ્યાં જ્યાં દૈવિ વાતાવરણ છે ત્યાં ત્યાં દેવભૂમિ છે. જ્યાં જ્યાં દેવભૂમિ છે ત્યાં ત્યાં દેવભુવનો સ્વર્ગભુવનોજ છે. એવો યુક્લિડની એક વાખ્યા એવી છે કે;–બે સીધી સમાન્તર લીટીઓ અવકાશ ઘેરી શકતી નથી. સત્ય છે. એ વાખ્યા તેણે ઘણોજ વિચાર કરી ઘડી છે. તેની ભૂમિતિનાં પુસ્તકો એક જાતનું તત્વજ્ઞાન છે, એમ હમારા ભાઇ એકવાર મ્હને કહેતા હતા. અને આ વાત પણ હેમણેજ મને કહી હતી. પુરૂષ અને પ્રકૃતિ અથવા તો સ્ત્રી અને પુરૂષ ધારો કે સમાન હક માગતાં સીધી સમાન્તર લીટીઓ જેવાં પાત્રો છે. હેમને આપણે ગમે ત્યાં જોઇશું, ગમે તે અવસ્થામાં નિહાળીશું, ગમે તેટલે છેટે, કે ગમે તેટલા વખતે જોઇશું તોપણ તેમની ખોટી ધારણાના પરિણામે સંયુક્ત થવા શિવાય આગળને આગળ વધવાનાં પરિણામમાં એ થવાનું કે તેમના અનેક જન્મો થાય તો પણ તે તેવીને તેવી સ્થિતિમાં રહેવાનાં. પરંતુ તેઓ સહેજ નરમ, વિનયવાળાં, નમે હેવાં, પ્રેમાળ અન્તઃકરણનાં બને તો ગમે ત્યારે પણ એકત્ર થયા શિવાય રહે નહિ. જ્યારે તેઓ એકત્ર થાય ત્યારે સંસારના વિસ્તૃત અભિમાનને મર્યાદામાં લેવાનાં, અને મૂળતત્ત્વ તરફ વળવાનાં. આ સંયોગ જેમ સ્ત્રીપુરૂષોમાં છે તેમ પુરૂષ પ્રકૃતિમાં છે. એ ભાવનાથી જગતની આટલી બધી વિસ્તૃતતા રહેલી છે. સ્ત્રી અને પુરૂષ અન્યોન્ય પ્રેમભાવનાથી ચહાય અને અન્યોન્યની ઉન્નતિ થવા ઉપાયો યોજે, તેમજ એ યોજનાઓથી અનેકને સુખી કરે તો શું આ જગતમાં સ્વર્ગ ન બને? જો એને સ્વર્ગ કહીએ તો એવાં દંપતિવાળાં ગૃહો સ્વર્ગભુવનો ન કહી શકાય? જ્યોત્સનાએ કહ્યું.

" ભાભી! ધન્ય છે, ધન્ય છે! તમારી યોજના વાળાં એ સ્વર્ગ ભુવનો ખરેખર! વંદન કરવા યોગ્ય છે ?" આનંદ અને આશ્ચર્ય વચ્ચે આનંદાએ કહ્યું.

ચિદ્દિલાસ–મંદિર — હીરાલાલ ગોપાળદાસ દેશાઇ.

---

## સમીસાંઝની સહેલગાહ.

સરોવરનાં સારો દિવસ પ્રશાંત રહેતાં જલ સંધ્યાકાળની સુરકીથી ધબક ધબક થતાં હતાં. ટેકરીઓ પછવાડે અસ્ત થતા સૂર્યદેવના પ્રકાશથી પૃથ્વીના છેડાપર લટકતાં વાદળાંમાં સોનેરી ઉજ્જ્વલ રંગો ઝબકી રહ્યા હતા. સરોવરના બંધને ડાબે નાકે પગથીઆંને અડી પાણીની વેણીમાં હાલતી હોડી તરફ નજર કરતી તો ઘડીકવેળા બંધ પરના બગીચાને વીંધી જતા માર્ગપર દૂર દૂર નજર ફેંકતી સુંદરી ઉભી હતી. સૂર્યનારાયણ જેમ જેમ નીચે ઉતરતા હતા તેમ તેમ શીતળતા અને ઉત્સાહ વ્યાપતાં હતાં; તપેલી ભૂમિમાંથી મારતો બાફ પવનથી ઠંડો થઇ ગયો હતો. સુન્દરીના મુખનું સૌંદર્ય કુદરતથી ખીલતું હતું પણ સખીને વાર લાગવાથી મન કચવાતું હોવાથી અસુંદર રેખાઓ મુખપર પથરાતી. ખોવેલા સૌંદર્યને વિરૂપ થતું સ્થૂલદૃષ્ટિ જોતી તો મનુજ જીવનની અંતર્યામિની દૃષ્ટિએ અસુંદરતાથી સૌંદર્યલક્ષ્મીનો બ્હાર અધિકતર પ્રદુર થતો જોઈ પૂજ્યભાવથી વિનીત થતી અને અંતરમાં અલૌકિક અનુભવથી સાધુ આનંદ પામતી.

નીચે નમી ઇજનેર સાહેબનાં પત્નીને બોરસળીનો હાર ધરતા માળીથી અને આઘે આઘેથી સંભળાતા મોટરનાં અવાજથી, ધ્યાનથી નિશ્ચલ ઉભેલી સુન્દરી હાલી અને હાર લઇ માળીને હોડી તૈયાર કરવાનો હુકમ આપી સખીનો આદર કરવા આગળ વધી. હલેસાં લઇ માળી ઉભો ત્યાં તો મોટર આવી પ્હોંચી અને સ્મિતમાં છૂપાયલી પણ સખીને પ્રત્યક્ષ થતી દિલગીરી ( regret ) સાથે બીજી સુન્દરી ઉતરી.

" સ્વર્ણબ્હેન, આવતાં મોડું થઇ ગયું પણ ત્હેનું નિમિત્ત જાણશો ત્યારે ઠપકો દેવા કરતાં ખુશ થશો. "

" વાર થાય માટે ઠપકો દેવાનો હોય નહિ. રાત પડી જવાના ભયથી સ્હેજ ફચવાઇ હતી. ચાલો લ્યો હલેસું અને જઇએ ટેકરીપર. "

બન્ને બ્હેનપણીઓ ન્હાના ડક્કાપરથી હોડીમાં બેઠી. માળીએ દોરડું છોડયું. હોડી હલેસાંથી પાણીની છાતીપર સરવા લાગી. બંધ પાછળ પાછળ ખસવા લાગ્યો. ટેકરીઓની સાંકડી નેળમાંથી આગળ વધતી હોડીમાં બેસનારીઓ સમક્ષ વિશાળ થતાં સરોવરનો જલપટ, તે પર તેજ અંધારની થતી રમત લીલોતરીથી ઝુકેલી ટેકરીઓનું મનોહર લાવણ્ય, અને એ બધાં સાથે ગેલ કરતો કે તોફાનનો પવન નૌકાવિહારિણીઓ પાસે હૃદયંગમ, અવનવું, ચેતક દર્શન અંતર્ અને બાહ્યદૃષ્ટિથી કરાવતો.

જળકૂકડી અને બગલાંના જૂથ તરતાં ત્યાં સુન્દરીઓ હલેસાં ખેંચી લઇ હોડીને મંદ મંદ ગતિએ તરવા દેતી. એ મંદ ગતિ સાથે જલપંખીઓની જળપટે થતી ધીમી પણ માપબદ્ધ ચાલથી થયેલો લયબંધ કોઇક સ્થળે માંછલું ભક્ષવા વડવાગળે મારેલી ડુબકીથી ભંગ પામતો.

કુંજગિરિ પાસે હોડી પ્હોંચી. માળીએ જમીનપર ઠેકડો મારી હોડી નાંગરી. હોડીમાંથી ઉતરી સુન્દરીઓ સીડીથી ચડતાં કરતાં ટેકરીને ફરતી કેડીએથી કુંજ તરફ ચાલી. સંધ્યાકાળના શીતળ વાતાવરણમાં કસરતથી શરીરમાં વિશેષ સ્ફુર્તિ અને શક્તિ આવ્યાં હતાં. પ્રકૃતિ સૌંદર્ય વિશે ગુફતેગો કરતી ઘડીક તો ઘડીક મધુર કંઠે એવા સૌંદર્ય વર્ણવતાં ગાયન ગુંજતી અલબેલીઓ સાધુતાના યૌવનમાં આનંદભર મ્હાલતી કેડી કાપતી હતી.

કેડીથી ફંટાતા અને ન્હાનકડા અખાતપર થઇ જતાં પૂલ પાસે આવી પ્હોંચતાં પૂલને સ્હામે પારથી સાવજની ત્રાડ ગાજી ઉઠી; ગુંજન ગુફ્તેગોની ગંભીરતા ઉડી ગઇ અને સાવજ દર્શનનો પ્રતાપી વિલાસ કટેરા મારફત પૂલ ઓળાવની સુન્દરીઓને સિંહના પાંજરા પાસે લઈ ગયો. પાંજરાનાં આંગણામાં ગગન વીંધતી જાળીની અંદર મ્હોટા પ્હાણા પર ચંદ્રપ્રકાશમાં સાવજ પડયો હતો. ઇજનેરવધૂ સ્વર્ણસુન્દરીએ મધુર ધ્વનિપલ્લવી કરી. પરિચિત માયાળુ સ્વર સુણતાંજ વનરાજ ધીમી પણ રાજવી ચાલે સળીઆ પાસે આવ્યો અને નારીદેહમાં વસતા હૃદયને નમી માથાપર હાથદ્વારા તે હૃદયનો સ્નેહાશીર્વાદ લીધો.

જંગલના બ્હાદુર બાદશાહને માણસની કરામતે કેદી બનાવ્યો છતાં ત્હેનું રાજહૃદય માનવી પ્રત્યે વિનયી અને હેતાળ રહેલું જોઇ વિલાસિનીઓ અજબ અનુભવ અનુભવતી નીરવ પાછી ફરી. કોઇ એવી ઊંડી મનોવૃત્તિમાં ઉતરી ગઇ હતી કે ટેવાવરાને લીધે ચાલતો દેહ ગિરિપરની સની કુંજના મધ્યભાગમાં ચંદ્રકિરણ સાથે રમતા ફુવારા આગળ જઇ ઉભો અને સતીની આરસ મૂર્તિનો ધવલ પ્રકાશમાં ખીલતો પુનિતપ્રભાવ ચિંતનથી નિશ્ચેતન થયલા દેહ પર પડયો ત્યારે શાંતિ છૂટી પડી અને સ્વર્ણા હિમાનીને આલિંગી બોલી પડી; '

" બ્હેન, હમ્મેશ થતા અનુભવોથી આજે ચેતનનું વિરલ પૂર જીવનમાં ઉભરાયું છે તેમ આત્માને હવે થાક ચ્હડયો છે. સતીની સન્મુખ જલ અને પ્રકાશની કેલિ નીરખતાં આવો બાંકડા પર બેસીએ. "

" જે અલૌકિક બનાવ વાંચવા રહેવાથી મ્હને મોડું થયું ત્હેની મ્હારાપર અસર થાય પણ ત્હમારા પર તેવીજ અસર થયલી જોતાં આશ્ચર્ય થાય છે. આપણાં આત્મા પણ ઈશ્વરને હાથે વાગતી વીણાના સુસંવાદી તારો હશે. "

" ઠીક સંભાર્યું. ચાલો ત્હમારા અનુભવની મ્હને ભાગીદાર કરો " એમ બોલતી સ્વર્ણસુન્દરીએ હિમાનીનો હાથ પકડી પોતાની સાથે બાંક પર બેસાડી.

" આજે આત્માને થાક ચ્હડયો છે ત્યારે એ અનુભવ લેવો રહેવા દે. થાક વધારે ચ્હડશે અને ઘેર જતાં મોડું થશે તો અરણિકુમાર ચિંતાતુર થશે. "

' થાક પણ થાકથી ઉતરે છે. આપણે સાથે છીએ એટલે ત્હારા ભાઇને ચિંતા રાખવી નહિ પડે. અત્યારેજ ત્હારો અનુભવ લેવા જેવી સ્થિતિ છે અને તે છટકવા દેવા બીલકુલ વૃત્તિ નથી. "

" ભલે ત્યારે. ખરી વાત છે કે આત્માનો થાક અપાર્થિવ અનુભવથી નાશ પામે છે. ત્હને યાદ હશે કે એક લેખકે ' ભગિનીસ્નેહનો વિશ્વક્રમમાં શો હેતુ છે ? ' એવો પ્રશ્ન એના એક પ્રસિદ્ધ થયલા પત્રના અંતિમ ભાગમાં પૂછ્યો છે. "

" હા. સારી રીતે સ્મરણમાં છે. એ હેતુ શોધવા ત્હેં પૃથ્વીપર નામાંકિત થયલાં ભાઈ બ્હેનનાં જીવન ચરિત્ર વાચવા માંડયા હતાં તે પણ હું જાણું છું. શું આજે કોઈ અલૌકિક ભાઇબ્હેનનું જીવન વાંચવામાં આવ્યું ? "

" સ્વર્ણો, ત્હારી ધારણા સાચી છે. યુરોપના સુવિખ્યાત સંગીતકારનું નામ તો ત્હેં સાંભળ્યું છે ને ? બન્ને ભાઇબ્હેનની સગીત રચવાની પ્રતિભા જેવી અજબ હતી તેવોજ ત્હેમનો સ્નેહ આત્મહારી હતો. ભેળાં રહેતાં કે છૂટાં તોપણ અન્યોન્ય પ્રત્યે બન્નેની ગાઢ પ્રીતિ હતી. ત્હેમના આત્મા એકજ વીણાના, ઇશ્વરને હાથે સૂરમાં લવાતા અને બજાતા તાર હતા. તેઓ સંગીતપલ્લવીથી સંલાપતાં, શબ્દ જેવાં પાર્થિવ સાધનદ્વારા આવિર્ભાવ પામી શકે નહિ એવી એમની મનોવૃત્તિઓ સૂક્ષ્મ અને ગંભીર હોવાથી સંગીતદ્વારાજ તેઓ પ્રકટ થતી. પોતપોતાના વાદ્યસમીપ બેસી તેઓ કલાકોના કલાકો લગી અન્યોન્યથી ગ્રહણ થાય એવો–શાબ્દિક સંલાપ કરતાં અધિક મધુર અને સમર્થ સંલાપ ચલાવતાં. બુદ્ધિની સત્તા પામી ન શકે એવો એમના આત્માનો સંબંધ લાગણીભર્યો અને સફલ હતો. બુદ્ધિથી પર અને જીવનમાં ચમત્કારી લાગતી લાગણીના તારથી તેઓ પોતપોતામાં સંદેશા ચલાવી શકતા. જર્મનીમાં આવેલા ઘરમાં બ્હેન સ્વર્ગવાસી થઇ ત્યારે ઇંગ્લંડમાં રસિક મહેફિલમાં બેઠેલા ભાઇને કોઈ અચિંતિત ભયંકર આફતનો એકદમ ઝટાકો લાગ્યો અને પોતાનો આત્માનો ભૈરવ અવસાદ થતો અનુભવાયો ત્યારે પીઆનો તરફ તે ધસી ગયો અને શીઘ્ર સંગીતદ્વારા પોતાના ઉદ્વેગનું પૂર રેલાવી દીધું. રુદનભર્યા અપાર્થિવ સંગીતથી અનુગ્રહ થઈ રસિકો અભિમંત્રિત થયા. થોડા દિવસ વીતે, તેજ કલાકે થયલા બ્હેનના મૃત્યુના પત્રથી સમાચાર ત્હેને મળ્યા. દુઃખદ બીના વાંચતાં જ તેણે ચીસ પાડી અને એટલો બધો વ્યથિત થયો કે મગજમાંની એક રક્તવાહિની તૂટી ગઇ. આ ઘાથી ક્ષીણ થતા ત્હેના દેહપર જે વિદારણ થયું હતું

તે રુઝાવી શકે એવું જીંદગીમાં એક સુખ રહ્યું ન્હોતું એટલે ચીરાયલા તંતુઓમાંથી લોહી અદશ્ય રીતે દ્રઝતું. જોતજોતામાં, એ ભાઇબ્હેનના સુદમસંવાદી આત્માઓને અનુકૂળ એવા લોકમાં પોતાની બ્હેન નિકટ વસેલા તે પણ ચાલ્યો ગયો."

શાંત રહી એકચિત્તે સાંભળતી સ્વર્ણસુન્દરી સખીના મુખારવિંદપરથી પ્રસ્વેદકણ લુછતી બોલી: " પદ્મિનીએ જયદેવના ખોટા મૃત્યુસમાચાર સાંભળતાં જ દેહ પાડ્યો, બર્થેલોએ બીજા ખંડમાં મૃત્યુશય્યાએ સૂતેલી પત્નીના સ્વર્ગવાસના ખબર થતાંજ દેહ છોડ્યો તેવુંજ આ બે ભાઇબ્હેનના પ્રસંગમાં બન્યું. પતિની ચેહમાં બળી મરવાથીજ સતી થવાતું નથી પણ સ્નેહની ચેહમાં ભસ્મીભૂત થવામાં જ ખરૂં સતીત્વ રહેલું છે."

" આ કથા મનુષ્યજીવનના એવા અલૌકિક પ્રસંગની બનેલી છે કે આપણે વધારે વાતચિત કે ચર્ચા કરવા કરતાં An attitude of reverent contemplation *રાખવું ઉચિત છે. " એટલું બોલી હિમાની ઉઠી અને બોરસળીની કુંજમાંથી ફુટતી સુગંધના ફુવારામાં વિરાજતી સતીની મૂર્તિ આગળ પોતાના ગળાં અને વેણીના પુષ્પોની તથા વસ્ત્રોમાં મઘમઘતા સેન્ટ અત્તરાદિની સુગંધના અંતરપટમાં રાખી પોતાના આત્માની સુરતિ વૈવેદરૂપે ધરતી હોય એમ ઘડી અધઘડી ઉભી. પવિત્રતાએ આપેલું ઓજસ્ ત્હેના મુખપરથી ચંદ્રપ્રકાશને પણ વિશેષ પવિત્ર કરતું લાગતું હતું.

બન્ને સખીઓ ઘેર જવા પાછી ફરી. તળેટીએથી હોડીમાં બેઠી. સાંકડી નેળમાંથી જવાને બદલે ટેકરીની પ્રદક્ષિણા ફરી હોડી બંધબળી સરવા લાગી. ચંદ્ર પૂર બ્હારમાં ખીલતો હતો. પ્રકાશનાં પૂર રેલી રહ્યાં હતાં. પાણીનાં ઉછળતાં મોજાં સાથે કિરણો ગેલ કરતાં હતાં.

બંધે પ્હોંચતાં હોડીમાંથી ઉતરી મોટરમાં બેસી બન્ને સખીઓ પોતાને મુકામે જોતજોતામાં પ્હોંચી ગઇ. રસ્તામાં સ્વર્ણસુન્દરી મોટર હાંકતી હતી અને હિમાનીએ વર્ડ્ઝવર્થ, હર્શલ, રેનન આદિ ભાઇબ્હેનો વિશે સુરમ્ય વાતો કરી. R.

---

## આવિર્ભાવ.

મન્દિરમાં આજ મહોત્સવ છે. દેશ દેશાન્તરથી અસંખ્ય યાત્રાળુઓ–કંગાલ સંત સાધુઓ વિગેરે આવીને દેવને દ્વારે ઉપસ્થિત થયા છે. રાત્રી હતી. મન્દિર બન્ધ હતું. તેની બ્હારના ચોગાનમાં બધા એકઠા મળ્યા હતા–કોઇ બેઠા હતા,–કોઈ ઉભું હતું, તો કોઈ સુઇ રહ્યું હતું. કોઇએ ગાન શરૂ કર્યું હતું, કોઈ અગ્નિ સળગાવીને હોમ કરતું હતું,–તો કોઇ ધૂપ ધૂણી સળગાવીને આરતી કરતા હતા. કોઇ ધ્યાનમાં મગ્ન હતા તો કોઈ રન્ધનમાં મસ્ત હતું. ચારે બાજુ એજ કર્મકોલાહલ મન્દિરની શાન્તિ ક્ષુબ્ધ કરતો હતો.

આ બધાથી વિચ્છિન્ન થઇને ગુરૂ અને શિષ્ય–બે સન્યાસી મન્દિરના પુષ્પોદ્યાનમાં વૃક્ષ નિચે બેઠા હતા. કોઇને મ્હોંયે શબ્દ નહતો,–જાણે કોઇનો વિરાટ આવિર્ભાવ નિષ્પન્દ થઇને જુવે છે. પુર્ણિમાની રાત્રિ–જ્યોત્સ્નાના પ્લાવનમાં સમસ્ત વિશ્વ મગ્ન હતું. ઉદ્યાનની અન્દર પવનના સુવાસથી બધું મઘમઘી રહ્યું હતું; આકાશનો પ્રકાશ, પવનનો મર્મર, પુષ્પ પલ્લવની સુગન્ધ દેવતાને ચરણે જાણે પૂજા નૈવેદ્ય અર્પે છે. પવન આવીને ફુલ વિગેરે ઝાડી પાડીને દેવતાને ચરણે સ્તુતિકૃત કરે છે–સુવાસ ત્યાં આશ્રય શોધે છે. આરતીના પ્રદીપને મુખે જ્યોત્સ્ના સળગે છે.

લાંબા વખત પછી નીરવતા ભંગ કરીને શિષ્ય બોલ્યો—" આજ આ આંખની સ્હામે હું શું જોઉં છું ? ઠાકુર ! આ કોનો આવિર્ભાવ ? '

ગુરુએ કહ્યું —" નથી જોઈ શકતો વત્સ ! સ્હામેજ ત્હારા દેવ છે ! આ જો ! આનોકે વાતાસે ગન્ધ દેવતાનો અપરૂપ પ્રકાશ પરિપૂર્ણ થઇને ફૂટી ઉઠે છે. આજ જાણે જ્યોત્સ્નાના સ્મિત હાસ્યથી તે આપણા પ્રાણ ભરી મુકે છે—વાતાસના સ્પર્શથી હાથ અડકીને તે આપણા બધા પાપ, બધી ગ્લાની લ્હોઇ નાખે છે આજ આપણું જીવન પવિત્ર થયું ! આજ આપણે દેવતાના દર્શન પામ્યા કેટલા દિવસથી ઠાકુર આપણને બોલાવતા હતા ! આપણે સંસારની માયામાં મુગ્ધ થયેના ત્હેમને ચરણે આવી ન્હોતા શકતા દયાળુ પ્રભુએ તોપણ આપણને ત્યાગ્યા નહતા માર્ગના કંટકો એક એક દૂર કરીને આપણને પાસે ખેંચી લાવ્યા ઇશ્વરની એ દયાની વાત આજ ત્હને કહું છું—આજ ત્હેમને જોયા છે—આજેજ તે કહેવાનો દિવસ છે ! હું સંસારની માયામાં એક વાર ડૂબેલો હતો ! અપર્યાપ્ત ધનરત્ન સુખ સમ્પદ સ્ત્રી, પુત્ર, કન્યા—એમનેજ લઇને મગ્ન હતો ભગવાનને કદિ પણ બોલાવ્યા નહતા પ્રભુએ જોયું કે, હું નષ્ટ થતો જાઉં છું એક એક ઐશ્વર્ય, સમ્પદ વિગેરે લઇ લેવા માંડ્યા, તોપણ મ્હારી આંખ ઉઘડી નહિ ત્હારે, દેવે એક એક માયાના બન્ધનો કાપવા માંડ્યા સ્ત્રી ગઇ, પુત્ર ગયો, કન્યા ગઇ, તોપણ હું અન્ધજ રહ્યો—જીવનનો એક માત્ર આધાર ન્હાના પુત્રને હવે જરાપણ વિના મુકતો નહિ દિવસને રાત ત્હેને આંખને આંખ આગળજ રાખતો વિચાર તો કે, જમ હવે કેવી રીતે ત્હેને લઇ શકશે !? એક દિવસ જરાક આંખ અળગી થઇ જોતજોતામાં તો દૈવે ત્હેને ઉપાડી લીધો ! આટલા દિવસે આંખ ઉઘડી ! સારા માણસની માફક નહિં—ક્ષણ રૂદ્ર મૂર્તિનું રૂપ ધારણ કરીને દૈવે મ્હારી આંખમાં આંગળા ખોસીને આંખ ઉઘાડી આપી હૈયાના હીર મ્હારા પુત્રને, મ્હોં ઉપર લોહી સાથે, ક્ષુદ્ર કીટની માફક મ્હે ધૂળમાં આળોટતો જોયો ! તે રક્ત જોઇને મ્હને થયું કે એ મ્હારા પુત્રનું રક્ત નથી— એ મ્હારા દેવની રક્ત આંખ છે ! '

શિષ્ય વચ્ચે બોલ્યો—' કેવી રીતે એમ બન્યું દેવ ? '

—" પ્રભુ મ્હારા ચોર થઇને આ ના છોકરાને ચોરીને નાસી ગયા ! '

—" ચોર ?! દેવ, આપનો નિવાસ ક્યાં ? '

— ' પનારાપૂર ' —" પનારાપૂર ? "

શિષ્ય ચીસ પાડીને બોલી ઉઠ્યો—" ત્યારે સાંભળો, ઠાકુર, સાંભળો મ્હારી વાત સાંભળો હું હતો લુટારાઓનો સરદાર ! કેટકેટલા લોકોની ધૂળધાણી, કેટકેટલી નરહત્યાઓ આ જીવનમાં કરી હશે તે કહી શકતો નથી એક દિવસ એક ગામમાં લૂટ પાડવા ગયો હતો રહાજિથી જ મ્હારી ટોળીને જંગલમાં છુપાવી રાખીને હું ગામમાં તપાસ માટે ગયો રસ્તામાં જોયું કે, એક છોકરો છે,—શરીર ઘરેણાંથી ભરેલું છે, લોભને નિવારી ના શક્યો— ઠાકુર, લોભ ન વારી શક્યો ! ન્હાના છોકરાને મારવાની ઇચ્છા ન હતી પરન્તુ શું કરૂં ? ત્હેના શરીરે હાથ અડકાડતાંજ તે ચીસો પાડવા લાગ્યો મ્હે પકડાઇ જવાના ભયથી કમરમાંથી છરા કહાડીને તરતજ ત્હેની છાતીમાં બેસાડી દીધો ઠાકુર ! એ ટલા ખૂન કર્યાં છે, પરન્તુ એવું કદિ નથી જોયું—લોહીથી જાણે ભૂમિ રંગાઇ ગઇ—ડોળાએ જાણે કેવી રીતે મ્હારી સ્હામે જોયું કે, હું ગાંડો બની ગયો ! ઠાકુર ગાંડો થઇ ગયો ! મ્હને એક સાધુએ દયા કરીને કહ્યું ત્હમારી પાસ આવવાનું ત્હણે કહ્યું કદિ જો કોઇ ત્હા મગન કરી શકે તેમ હોય તો

તે તેજ છે. પ્રભુ ! આપો મ્હને સાન્ત્વના, આપો મ્હને શાન્તિ, કરો મ્હને ક્ષમા."

સન્યાસી સ્તબ્ધ બનીને કેટલોક વખત બેસી રહ્યો.

ગુરૂએ કહ્યું—"આ અસહ્ય કષ્ટ એજ ત્હારૂં સત્ય છે—જે શાન્તિ મિથ્યા તે મ્હારી પાસે માગીશ નહિં."* બકુલ.

---

# आनन्दाश्रम.

## પ્રણય-કલહ.

માનિની—"ઓહો ! આજ તો કંઇ બહુ વ્હેલા આવ્યા છો ને શું ?"

ખરૂં પૂછો તો હું આજ રોજના કરતાં દશેક મીનીટ મોડો આવ્યો હતો પણ હું બારણામાં પેસતો હતો ને બૂટ કહાડતો હતો એટલામાં તો એ મ્હારી રાહ જોયા વિના મ્હારી પાસે થઇને એકદમ ચાલી ગઇ અને મ્હારા સામું પણ ન જોયું તેથી મને નિશ્ચય થયો કે ગઇ કાલે મ્હેં એને કંઇક માઠું લાગે એવું કર્યું હશે. દિવાનખાનામાં પેસતાં પેસતાં મ્હેં ઘણોએ વિચાર કરવાનાં ફાંફાં માર્યાં કે એવું તે મ્હેં શું અણછાજતું કર્યું હશે, પણ મને કંઇ સુઝ પડી નહિ. માનિની તો જઇને હાર્મોનિયમ વગાડવા બેસી ગઇ હતી અને હું એક ખુરશી પડી હતી તે ઘસડીને આગળ ધીમે ધીમે લઈ જવા લાગ્યો કે હું એની પાસે બેસીને એ વગાડતી હતી તે સાંભળ્યાં કરૂં.

ખુરશીનો ખડખડાટ સાંભળીને આડુ જોઇને એ બોલી:—"આમ ખુરશીને ખેંચી લાવતાં ગાલીચો બગડશે એટલો વિચાર નથી આવતો ?"

મ્હેં ખુરશી બે હાથે ઉપાડીને એના તરફ આણી.

"હજી કેટલા આઘા આવ્ય આવ્ય કરવું છે ?

હું તો હજી બે હાથ છેટે હતો એટલામાં પોતે બોલ્યાં. મ્હેં ખુરશી ત્યાંની ત્યાંજ મૂકી અને તેના ઉપર હું બેઠો.

માનિનીનો હાથ બહુ કોમળતાથી હાર્મોનિયમ ઉપર ચાલતો હતો અને એની વગાડવાની ખુબી ઓર હતી એટલે હું તો બેઠે બેઠે એનું મ્હોં નિહાળતો હતો અને એના કાળા ભ્રમર જેવા વાળ નિરખી નિરખીને મોહ પામતો હતો. એ ગાયન વગાડતી હતી તે લાંબું હતું અને તેમાંની અઘરી કડીઓ એક કરતાં વધારે વાર એણે વગાડી એટલે લગભગ અર્ધ કલાકે તે સમાપ્ત થયું એટલે એણે ગાયનનું પુસ્તક વાજા ઉપરથી લઇને બંધ કરી, હું બેઠો હતો તેની બીજી બાજુએ એક ખુરશી પડી હતી તે ઉપર મૂક્યું.

"આ કયું ગાયન હતું ?" મ્હેં પૂછ્યું.

એ એના ગળામાં મંદ મંદ સ્વરે ગાતી હતી પણ મ્હારો પ્રશ્ન એણે સાંભળ્યો નહિં હોય એમ હું કેમ માની શકું ?

"હેં કે" ! મ્હેં કહ્યું ઉત્તર ન મળ્યો.

"આ કઇ ચીજ ત્હેં વગાડી ?" મ્હેં ફરીથી પ્રશ્ન કર્યો. એણે મ્હોં મ્હારા તરફ ફેરવીને શાન્ત ચિત્તે ક્ષણ વાર મ્હારા સામું જોયું અને પછી બોલી:—

"હં ! હવે મ્હોંમાં બોલવાની ગુભ જડી કે ? અહીં" (ઘડીઆળ સામું જોતે જોતે) "અર્ધો કલાકથી આવ્યા છો પણ એક શબ્દે બોલવો ગમતો ન હતો અને હવે"—

" હવે શુ કામ છે બોલીને તમને જ્યારે મૂગા મુગા બેસી રહેવાનુ ઠીક પડે ત્યારે હુ કઇ ના કહેતી નથી તો પછી તમને ગમે ત્યારે મ્હારે બોલવુજ જોઇએ એવી આશા શાની રાખો છો ?"

આ સાભળીને મ્હારાથી જરા હસી જવાયુ મ્હારી ભૂલ તો થઇ (ને તેનો મને પસ્તાવો પણ થયો ) તે જોઇને આશ્ચર્ય બતાવી ભ્રમર-ભાગુ ચઢાવીને એ બોલી-" હસવુ શાણે આવે છે જે ? "

" વ્હલી ! હુ હસતો ન હતો "

" જાઓ, જાઓ, ખોટા ઢોંગ ના કરો તમે જરૂર હસતા હતા "

" વારૂ, ત્યારે તુ કહે છે તો તેમ હુ ધારૂ છુ કે હુ હસ્યો હોઇશ પણ'—

" પણ તે એવુ શુ હસવા જેવુ હતુ કે તમે દાત કાઢી કાઢીને હસતા હતા ?"

આ વખતે મને લાગે છે કે ૯ નક્કી હસ્યો હઇશ

" કઇક હસવા જેવુ તો હશેજ નહિ તો તમે ફરીથી શાના હસો ? અરે ના, તમે હસતા ન્હોતા તમે કે દહાડે હસો છો ' તમે તો દાત કાઢો છો "

" વ્હાલી, હુ ઘણોજ દીલગીર છુ પણ તુ જુવે છે કે તુ ઘડીમા કઇક બોલે છે ને ઘડીમાં કઇક તેથી ઉલટુજ કહે છે "

" શુ ?" એણે ઠડ પેટે ઉત્તર આપ્યો, અને મ્હારો ખુલાસો જાણવાની રાહ જોતી હોય એમ બતાવ્યુ

' જો ! તુ હમણા કહેતી હતી કે તમને ગમે ત્યારે શુ મ્હારે વાત કરવીજ જોઇયે-અને તે પછી તરતજ તું કેટલી બધી વાતે વળગી છુ ?

" આહો ! " એમ કહીને એ તો સંગીત-પુસ્તકના પાના ફેરવવા મડી પોતે અબોલા રહેવાનું ઠરાવ્યુ હતુ તેજ પ્રમાણે વર્તશે એમ મને લાગ્યુ તેથી મને વિચાર થયો કે યા-હોમ કરીને ઝપલાવ્યા શિવાય છુટકો નથી

' હમણા તુ કહેતી હતી કે તમારૂ હસવુ માતુ નથી '

" તેમા શુ ખોટુ છે ? તમે તો દાત કાઢી કાઢીને હસતા હતા "

" અને પછી ત્હે કહ્યુ કે હુ તો ન્હોતો હસતો "

" તમે દાત કાઢતા હતા એમ મ્હે કહ્યુ ત્યારે તમારૂ હસવું કેવા પ્રકારનુ હતુ તે મ્હે જાણ્યુ હતુ '

" ત્યારે શુ હુ મ્હારા દાત બધ કરીને બનાવતો હતો ? "

" જાઓ, જાઓ ચેના ના કાઢશો "

" પણ વ્હાલી, એમા મ્હે ખોટો સવાલ શો કર્યો ? ત્હે કહ્યુ કે હુ દાત કાઢતો હતો ત્યારે એ વાત ખરી હતી કે ખોટી તે હુ જાણવા માગુ તેમા શુ ? "

" તે હા તમે દાંત તો કાઢતા હતા સ્તો "

" ઠીક ત્યારે પણ—"

' પણ શુ ? તમારૂ મ્હો તે વખત કેવુ વરવુ દેખાતુ હતુ તે જોયુ હતુ ?"

આ વાત મ્હે કરવાનુ ન્હોતુ ધાર્યુ અને ઓચીતુ આમ સભળતા, મ્હારા મનમા વિચારની મ્હે દોરી બાધી હતી તે તુટી ગઇ

" પણ વ્હાલી ! આપણે આમ શા માટે વઢીએ છીએ ?'

" વઢીએ છીએ ! '

" નહિ તો શુ ? "

" હુ ન્હોતી જાણતી કે આપણે વઢતા હોઇશુ પણ તમે કહો છો ત્યારે હુ ધારૂ છુ કે તેમ હશે "

" વ્હાલી, આમ મને ચીઢવ નહિ. ખરે, મ્હારાથી તને ખોટું લાગે એવું કંઇક થઇ ગયું હશે પણ, પ્રિયા, તું નક્કી માનજે કે જો કંઇ એવું થયું હશે તો અજાણેજ થઇ ગયું હશે. કહે તો ખરી-શું છે ? "—એમ કહીને મ્હેં ખુરશી પાસે ખસેડી અને એનો હાથ ઝાલવાનું કર્યું. પણ એણે પોતાનો હાથ ખેંચી લીધો.

" જાઓ, મને અડકશો નહિ. "

" ખરે, પ્રિયા, એટલું બધું શું છે તે તો કહે ! એવી તે મ્હેં શી મ્હોટી ભૂલ કરી છે ? "

" ના રે ના, તમને ક્યાં કશું લાગે વળગે છે. "

" પણ તને આમ મ્હારા ઉપર ખોટું લાગે તે શું મને ગમે કે ? "

" બધુંએ ગમે, ન ગમતું હોય તો એમ કરો ખરા ? "

" પણ મ્હેં શું કર્યું તે તો કહે ? "

" તમને મ્હારી ક્યાં દરકાર છે ? દરકાર હોય તો વળી એવું કરો અને જાણો નહિ એમ બને ? "

" વ્હાલી, પણ કહે તો ખરી, શું હતું ? "—હું એની પાસે જઇ કાનમાં વ્હાલથી બોલ્યો.

" કંઈ નહિ, થયું તે થયું, હવે એનું શું ?-પણ તમે એવું અજાણ્યા થઇને કરો"-

" વ્હાલી ! તું નથી જાણતી—કેટલીક વાર હું કેવો વિચાર-શૂન્ય બની જાઉં છું ! હમણાં તો વળી તેમાં મ્હારે કામનો ગડગચ્ચો એટલો છે કે ત્હારી પાસે આવું છું ત્યારે પણ મ્હારા મગજમાંથી એ વિચાર ખસતા જ નથી. "

" કાલ તો કંઇ એવા બાવરા બની ગયા ન્હોતા. શનિવારે મ્હારી વર્ષગાંઠ છે તે તો તમને સાંભરતુ હશે. ટીપુને માટે નવો ગલપટો લાવવાનું તમને યાદ આવ્યું-મ્હારા પિતાની તબીયત કેમ છે તે પૂછવાનું સાંભર્યું. "—

" પણ ત્હેં મ્હારા ગજવામાં " ટીપૂ " નું નામ લખી લખીને ચોડીઓ ભરી હતી તો પછી હું એને માટે નવો ગલપટો ખરીદી લાવું એમાં મ્હારી યાદદાસ્તની શી ખુબી રહી ?"

" વારૂ, પિતાજીની તબીયત પૂછવાનું તો સાંભર્યું હતું ! "

એ તો રોજની ટેવ પડી ગઇ છે. તેમાં યાદશક્તિની વાત ક્યાં આવી ! પણ ત્હારી વર્ષગાંઠ છે એ તો મને નક્કી સાંભરતું હતું. "—કંઇક રસ્તો સુઝ્યો એટલે મ્હેં ધાપ મારી.—" અને કેટલાક દિવસથી હું વિચારમાં ને વિચારમાંજ હતો કે ત્હારે માટે હું એવું શું લાવું કે તને ગમે. એનો મને બહુજ ઉદ્વેગ થયાં કરતો હતો, અને—"

" ના, ના, એવો ઉદ્વાવો બુદ્વાવો કરશો નહિ. તમારા કામનો ઉદ્વાવો ક્યાં ઓછો છે કે વળી આ અણસર્જી પીડા હોરો છો ! "-મને કારી ઘા લાગે એમ એ બોલી.

ત્યારે મ્હારી એ ચિંતા દૂર કર અને તને શું વધારેમાં વધારે ગમશે તે કહે. "

" પણ મ્હારે કંઇ જોયતું હોય ત્યારે કની ? "

" નહિ, નહિ, પ્રિયા, એમ નહિ ચાલે. તને કંઇક તો મ્હારે લાવી આપવું જ જોઇશું, અને તું નહિ કહું તો પછી મને જે સુઝશે તે હું લાવીશ. ત્હારે માટે હું એક લાલ સાડી લેતો આવીશ. "

" નહિ, હો ! એવું કંઇ લાવતા નહિ. "

" ત્યારે શું લાવું !

" મ્હારે કંઇ જોયતું નથી. "

" વ્હાલી, ત્હારી વર્ષગાંઠને દહાડે હું તને કંઇએ ના આપું એ કંઇ બને ?"

" પણ મ્હારે જોયતું ન હોય તો પછી તમારે પરાણે પરાણે આપવાની શી જરૂર છે!"

" મ્હારી પાસેથી તો ત્હારે પરાણે પણ કંઈ ચીજ રાખવીજ પડશે. તે વિના ચાલવાનું નથી અને તને શું ગમે છે તે તું કહેતી નથી તો હું લાલ સાડીજ લાવવાનો છું. સાચું કહું તો મ્હેં તો એ ક્યારનીએ "—

" વ્હાલા શું કહો છો ? તમે લઇ તો મૂકી નથી ને ? "

" પ્રિયા, તેમાં શું ? મ્હેં લઈ રાખી હોય તો પણ શું થઇ ગયું ? "

" પણ વ્હાલા, મ્હારી નવી ચોળીની જોડે એ ભળતી નહિ આવે હોં ! "

" હું તો હંમેશ એમ ધારતો હતો કે લાલ સાડી ગમે એ રંગનાં બીજાં કપડાં જોડે શોભે. "

" અરે, પણ એમ ના હોય. તમે તે ગાંડા ખાંડા થયા કે શું ? "—એને ધાસ્તી લાગી કે હવે તો સાડી પેહેર્યાં વિના છુટકોજ નથી !

હું ધીમે ધીમે વધારે પાસે પાસે આવતો ગયો. આ વખત તો હાથ ઝાલતાં એણે પાછો ખેંચી લીધો નહિ.

એની કમરે મ્હારો બીજો હાથ વીંટાળીને છાતી સરસી ચાંપીને હું બોલ્યોઃ—" વ્હાલી ! ચિંતા કરીશ નહિ. ત્હારે માટે હું લાલ સાડી નહિ લાવું હો ! "

" પણ તમે કહ્યું કે હું તો ક્યારનોએ લાવ્યો છું ને ? "

" ના રે ના, પ્રિયા, હું તો એમ કહેવા જતો હતો કે દુકાનોમાં હું એને માટે ક્યારનીએ શોધ કર્યા કરતો હતો. એટલામાં તું વચ્ચે બોલી ઉઠી. "

" વ્હાલા, મને આટલી બધી શું કરવા બ્હીવડાવી મારી ? "

મ્હેં એને છાતી સરસી ખુબ જોરથી ચાંપીને મધુર મુખ ઉપર એક ચુમી લીધી.

" એક દુકાનમાં મ્હેં કંઇક કંઇક જોયું છે "—મેં ધીમે સાદે એના કાનમાં કહ્યું.

" મને નહિ કહો ? "

" એક સુંદર નાજુકનું લોકેટ છે ને તેના ઉપર નાજુકડાં પીરોઝ ખુબસુરત નંગ જડેલાં છે. "

મ્હારી વ્હાલીની આંખો ચકિત થઇ. એ લોકેટ હું ક્યારે પેહેરૂં એમ જાણે પુછતી હોય નહિ તેમ મ્હારી સામું ધ્રુજતે શરીરે એક ટશે જોઇને જણાવવા લાગી. એને પીરોઝ શિવાય બીજાં નંગ ગમતાંજ નથી.

" પીરોઝ નંગ વાળા લોકેટની ઉપર વળી હીરા જડેલા છે ! " મ્હેં બીજી ચુમી લઇને કહ્યું.

" અને હું ઝવેરીને કહેતો આવ્યો છું કે જો એ લોકેટ મને પુછ્યા વિના કોઇને આપીશ તો ત્હારા શેઠને કહીને ત્હારી દુકાનનું ભાડું વધરાવીશ. "

" મ્હારા વ્હાલા ! " એમ કહીને પોતાનું મ્હોં ઉચું કરી ચુમ્બન ફરી કરાવવા માટે મ્હારા મ્હોં સરસું લાવતાં લાવતાં એ બોલીઃ—" મ્હારે માટે તમે હંમેશાં કેટલી બધી ચિન્તા રાખો છો ? "

આહા ! શો એનો મ્હારા ઉપરનો વ્હાલ ! ગઇ રાતની વાત એ ભુલી ગઇ હો—કે મ્હારો અપરાધ એણે ક્ષમા કર્યો હોય—તે કંઇ મ્હારા સમજવામાં આવ્યું નહિ, અને મ્હારો શો અપરાધ હતો તે પણ હજી લગી હું જાણતો નથી. છ.

# વિદ્યાકલા.

## ત્હાડમાં દહીં અખરાતું કેમ નથી ?

" જોને વળી મોટો આવ્યો છે મને શીખવનારો. દુધ આમ આખરવું. ધાન તેમ ઢાંકવું, દાળ આમ ઓરવી, ભાત તેમ ઓસાવવો ! અરે તારૂં ડહાપણ રસોડા બહારજ રહેવા દે ! રાંધવાની વાતની તને શી ખબર પડે ! કડછી સુદ્ધાં કોઇ દિવસ હાથમાં લીધી નથી અને મને મોટો રાંધવાનો ઉપદેશ કરવા આવ્યો છે ! આજ પચ્ચાસ વરસથી રાંધતાં રાંધતાં હું ઘરડી થઇ ગઇ અને આજ કાલનો છોકરો જોને વળી મને શીખવવાને નીકળ્યો છે ! મોટો બી. એ. થઇ ગયો તેમાં શું થયું ? અંગ્રેજી ભણ્યો એટલે તું કંઇ શું બધું જાણી બેઠો કે શું ? રાંધવાની વાત તો અમે બૈરાંજ વધારે સમજીયે. છાનોમાનો ખા હવે. થોડું ઓછું અખરાયું છે તેમાં શું આ દહીં ખવાયજ નહિ. બા ! આજ કાલના અંગ્રેજી છોકરાં બહુજ નાક છુટીયા થઇ ગયાં છે. એક તો હુડકેટ કરવી અને વળી પોતાના ડહાપણમાંથી પાછો હાથ ન કાઢવો.

ઉપર પ્રમાણે મોટું પુરાણ ગંગા ડોશીયે ચલાવ્યું હતું તેની છોકરીનો છોકરો કૃષ્ણલાલ મુંબઇથી તરતજ પરીક્ષા આપી અમદાવાદ જતો હતો ત્યારે વચ્ચે રસ્તામાં પોતાને મોસાળ મામા, મામી અને હેતાળ ડોશીને મળવા સુરત ઉતર્યો હતો. આજે સખત ટાઢને લઇ દહીં જરા બરોબર અખરાયું નહોતું તે ઉપરથી કૃષ્ણલાલે દહીં ત્હાડના દિવસમાં કેમ આખરવું એ વિષે ડોશીને જરા કહેવા ગયો એટલામાં તે છેડાઈ ગઇ અને ઉપલી પડ ચલાવી.

તેનો મામો જે પાસેજ બેઠો હતો તે જરા હળવેથી ડોશીને કહેવા લાગ્યો કે બા પણ કનુભાઇ શું કહે છે તે જરા સાંભળ તો ખરી !

" અરે ભાઈ એ તે શું વળી કહેવાનો હતો. એને તે શી ખબર પડે. અમારી બાયડીની વાતો " ડોશીયે જરા નરમપણે કહ્યું.

" પણ બા કદાચ તે કહે છે તે ખરૂં પણ હોય તે તો કોલેજમાં રસાયણશાસ્ત્ર શીખે છે અને એમાં આવું બધું જ્ઞાન હોય છે ખરૂં, માટે કહુંછું કે તે શું કહે છે તે સાંભળીયે તો ખરાં " મામાયે કહ્યું.

" બસ કરો ભાઇ ! તમે પણ તેનીજ હારનાને. બન્ને અંગ્રેજી શીખેલા વકીલી ભણતરમાં કદાચ તે શાસ્ત્ર કામ લાગતું હશે. પણ કંઇ રાંધવાનું તે વળી એ શાસ્ત્રમાં ક્યાંથી હોય. " ડોશી પાછી ગુસ્સો કરી બોલી.

કૃષ્ણલાલે હળવે રહીને કહ્યું કે " મામા. જવા દોને આ વાત. અત્યારે જરા મોટી બાની તબીયત ઠેકાણે નથી પણ જરા મોડેથી આપણે આ વાત કાઢીશું એટલે તે સાંભળશે. અરે એમ પણ શું કામ. આજ રાત્રે હું પણ એક નાની દોણીમાં દુધ આખરીશ અને દોણીને ધાબળીમાં વીંટાળી દઇશ. અને આ મોટી દોણીની સાથેજ બીજા આખરેલાં દહીં સાથેજ મુકીશ પછી જો જો તો ખરા કે કાલે મારૂં દહીં કેવું અખરાય છે તે પછી મારૂં હીં કેવું ચોસલાં બંધ અખરાઇ જાય છે અને મોટીબાનું દહીં કેવું તેવું ને તેવું દુધ જેવું હે છે તેની કરજો પરીક્ષા. "

" કનુભાઇ તુ કહે છે તેમજ આપણે કરીશું. અને જોઇએ તો ખરાં કે અખતરો વો થાય છે તે " મામાયે જરા હસીને કહ્યું.

ડોશી જરા શાન્ત થઇ અને કહ્યું કે " ઠીક ભાઇ તમે કહોછો તેમ કરીશું. વહુ આજ રાત્રે કનુભાઇ કહે છે તેમ દુધ આખરીશું. જોઇયે તો ખરાં ભાઇસાહેબની ચતુરાઇ.

કોલેજમાં શું આવું આવુંજ શીખવતા હશે કે શું ! અંગ્રેજી ભણતર આવું છેક બાયલું હશે તે મને આજજ ખબર પડી."

આમ બપોરે જમતાં જમતાં કર્યું હતું તે પ્રમાણે રાત્રે પછી કૃષ્ણલાલે કહ્યું તે પ્રમાણે દુધ આખર્યું. અને દોણીની આસપાસ એક ગરમ કામળી વીંટાળી રાખી.

બીજે દિવસે ગંગા ડોશી રાંધતાં રાંધતાં કહેવા લાગ્યાં કે " વહુ લાવો જોઇએ કાલ વાળું દહીં. જોઇયે તો ખરાં કે અંગ્રેજી અક્કલ કેવી છે તે !"

વહુયે સાસુજીની આજ્ઞા પ્રમાણે તાકામાંથી દોણી આણી અને તેમાંનું દહી જોઇને બોલી કે " ખરે બા આતો દહીંના ચક્રાં થઇ ગયાં છે. જુવો આ ચમચાવતી હું કાઢુંછું તે."

ડોશીયે અજાયબ થઇને કહ્યું કે " આપણું દહી પણ આજે તેવુંજ થયું હશે તે દોણી લાવો જોઇયે."

તે દોણીમાંનું દહી જોઇ વહુ બોલી કે "આપણું તો દહીં કંઇ જરાયે અખરાયુંજ નથી"

એટલે તો ડોશી રસોડામાંથી હાથ ધોઇ બહાર આવ્યાં અને બોલવા લાગ્યાં કે "લાવો મારી પાસે જોઇયે !" અને બન્ને દહી બારીકાઇથી જોવા લાગ્યાં અને એકદમ બૂમ પાડી કે " કનુભાઇ નીચે આવ. આમાં કંઇ રાત્રે દવા તો નાંખી દીધી નથી ને !" કૃષ્ણલાલ નીચે આવ્યો ત્યારે ડોશીયે તેના સામું હસીને કહ્યું કે " અલ્યા કનુ તારૂં દહી તો સરસ ચોસલા થઇ ગયું છે અને સાવ મોળું પણ લાગતું નથી. તેં શું જાદુ કર્યો છે તે મને કહેતો ખરો."

ડોશીના કાલના અને આજના બોલવામાં કેટલો ફરક પડયો છે તે જોઇ કૃષ્ણલાલ રાજી થયો અને ડોશીને કહ્યું કે " બા તેનું કારણ એટલુંજ કે મેં ધાબળી વીંટાળી હતી અને તેં કંઇ વીંટાળ્યું નહોતું "

" અરે ધાબળીમાં તે વળી શું એવું છે કે દહીં અખરાઇ જાય "

" જો તું વધાર કરવાને કડછી તપાવે છે ત્યારે કડછીનો દાંડો બહાર હોય છે છતાં તે કેવો તપી જાય છે. ત્યારે આ દાંડો તો ચુલામાં નથી તે એટલો બધો કેમ તપી જાય છે બા ?"

" અરે એ શું પુછે છે વળી ! દાંડો તો તપેજતોને"

" ત્યારે તપેજ એમ છે તો પછી લાકડું એક છેડે સળગે છે છતાં બીજો છેડો કેમ આપણે લઇ શકીયે છીયે. એ કેમ નથી તપતો."

" ખરે ભાઇ ! લાકડાં હલાવતાં હાથ સુદ્ધાં પણ જરાયે દાઝતો નથી એનું કારણ શું હશે ?"

" બા કડછી એટલે લોઢું અને લાકડાના જુદા જુદા ગુણ છે. લાકડામાં ગરમી એક છેડેથી બીજે છેડે જઇ શકતી નથી અને લોઢામાં ગરમી એકદમ સઘળા ભાગમાં ફેલાઇ જાય છે. લાકડાના જેવા ગુણને ઉષ્ણતારોધક કહે છે અને લોઢાના ગુણને ઉષ્ણતાવાહક કહે છે. હવે આપણી કામળી છે, ઉનની બનાવેલી અને ઉન, લાકડાની જેમ ઉષ્ણતારોધક છે.

દુધે અખરાવવાને માટે હંમેશાં દુધમાં થોડો વખત ગરમી રહેવી જોઇયે છીયે અને એટલા માટેજ આપણે દુધ તપાવીને પછીજ આખરીયે છીયે. આ ત્હાડના દહાડામાં ગરમ ગરમ રસોઇ-પણ એકદમ ઠરી જાય છે, તો આ દુધ પણ ત્હાડું પડી જાય તેમાં શી નવાઇ. એટલે દોણીમાંનું દુધ એકદમ ઠંડું પડી જઇ અખરામણ બરોબર થતું નથી. આટલાજ માટે વળી માટીના વાસણમાં દહીં સારૂં અખરાય છે. દોણીની કલાઇ પણ લોખંડ જેવી જ ધાતુ છે અને તે પણ લોખંડની જેમ ઉષ્ણતાવાહક છે અને માટી જરા ઉષ્ણતારોધક છે એટલે માટીના વાસણમાં દહીં સારૂં અખરાય છે. પણ માટીનું વાસણ જોઇયે તેટલું સારૂ દોણી જેવું થઇ શકતું નથી માટે હવે આપણે દોણીમાંથી દુધની ગરમી બહાર ચાલી ન

જાય તેટલા માટે કંઇક યુક્તિ કરવી પડે છે. અને તેટલા માટે ઉનની કામળી મેં દોણીને લપેટી હતી. અને અંદરનું દુધ એકદમ ઠંડુ પડી ન જતાં આખરાતા સુધી જરા ગરમ રહે છે અને તેને લઇ સારૂં અખરામણ થાય છે.

" ખરે ભાઇ તું કહે છે તે સાચું લાગે છે."

મામીયે વચ્ચે કહ્યું કે કનુભાઈ તમે કહો છો તે પ્રમાણે જ્યારે લાકડું ઉષ્ણતારોધક છે ત્યારે કડછીને જો લાકડાનો હાથો કરાવીયે તો પછી હાથ દાઝવાની કોઈ દહાડો બીકજ નહિં.

" અલબત. મામી. તમે બરોબર જ કહો છો. કેમ બા કરાવી લાવું. આજે આપણી કડછીને લાકડાનો હાથો."

" અરે તું પણ ખરો તારી મામીની હોંશ પુરી પાડનારો. આજ સુધી વળી કોના હાથ કડછી વતે દાઝવાથી નકામા થઈ ગયા છે તે વળી હાથો કરવાને નીકળ્યાં છો મામી ભાણેજ. મારે તો ન જોઇયે એવી સાહેબ લોકની કડછી. પણ કનુ તું કહે છે તે પ્રમાણે ઉના પાણીના બંબાને કામળી વીંટાળી રાખીયે તો પાણી જલદી ઠંડુ પડી જાય છે તે ન પડી જાય ખરૂં ?"

" હા તે પણ ખરૂંજ છે. ઉનું પાણી એમ કરવાથી એકદમ ટાઢું પડતું નથીજ. અને એવીજ રીતની હાલમાં વીલાયતી શીશીયો આવે છે તેમાં શીશીની આસપાસના ભુગળામાં ઘણીજ ઉષ્ણતારોધક ચીજો ખુબ ભરેલી હોય છે એટલે તે શીશીમાં દુધ કે ચ્હા તેવીને તેવીજ લગભગ ૨૪ કલાક સુધી ગરમ રહે છે. આવી શીશી મુંબઇમાં સાત આઠ રૂપૈયાની મળે છે."

મામીયે કહ્યું " હવે મને પણ સમજણ પડી કે પીતળના પ્યાલામાં ચા બહુ ગરમ લાગે છે અને કાચનામાં તે ગરમ નથી લાગતી તેનું કારણ.

" હા, મામી તમારૂં પણ કહેવું બરોબર છે. લોખંડ, પીતળ વગેરે સર્વ ધાતુઓ ઉષ્ણતાવાહક છે અને રૂ, ઉન, લાકડું, કાથી, વાળ, પીછાં, કાગળ, કાચ, માટી વિગેરે ઉષ્ણતારોધક છે. ડોશી વળી આશ્ચર્યથી બોલી ઉઠી કે " હા ભાઈ તે પણ ખરૂં. એટલાજ માટે અમે લોઢાના તવાની નીચે માટીનો કંટીવાળો કરીયે છીયે પુરણ પોળી કરતી વખત."

" હા માટી લગાડવાથી તવો એકદમ તપી જતો નથી અને પોળીને ધીમે ધીમે તાપ લાગવાથી તે એકદમ બળી ન જતાં ધીમે ધીમે શેકાય છે.

" હવે આ તને ખબર પડી હશે કે આપણે ઉનનાં કપડાં શિયાળામાં કેમ પ્હેરીયે છીયે તે. જેને આપણે ગરમ લુગડાં કહીયે છીયે તે કંઇ ઉનાં કે ગરમ હોતાં નથી પણ આપણા શરીરની ગરમી અટકાવી રાખનારાં તે હોય છે." ડોશી બોલી " ઠીક ભાઇ તેં પણ અમને ખુબ શીખવ્યું આજે" કૃષ્ણલાલે કહ્યું " કે આ હવે તને ખબર પડી હશે કે શિયાળામાં શણગાં કેમ એકદમ ઉગતા નથી-તે" ડોશીયે કહ્યું " હા તેમાં પણ કંઇ એવુંજ ગુણ હશે. કેમ ઉગતા નથી વારૂ ?"

કૃષ્ણલાલ · " સણગાં ફુટવા માટે પણ થોડી ગરમી જોઇએ છીયે અને તેટલા માટે જો શણગાને પણ ગરમ કપડાંમાં વીટાળ્યાં હોય તો તે સારાં ફુટે છે."

એટલામાં બહારથી મામા આવ્યા તેણે આવીને તુરતજ પુછ્યું કે." કનુભાઇ તારૂં દહીં કેવું થયું છે વારૂ"

ડોશી બોલી કે " ખરે ભાઇ" કનુનું દહીં તો સરસ થઇ ગયું છે" ત્યારે મામાયે કહ્યું કે " જોયું બા. આ અંગ્રેજી શીખેલાના અક્કલ" ડોશી હસીને બોલી " હા ભાઇ આજ લગી હું અંગ્રેજી શીખેલાને ધીક્કારતી હતી પણ આજ મને ખબર પડી કે તે પણ બહુ વ્યવહારૂ જ્ઞાન મળે છે ખરૂં.'

વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ.

---

# સુન્દરીસુબોધ.

વર્ષ ૯ મું.] ઇ. સ. ૧૯૧૨, મે. વૈશાખ-જ્યેષ્ઠ. વિ. સં. ૧૯૬૮ [અંક ૯ મો.

## काव्यकुंज.

### પોપટજી પઢો !

પઢોજી પોપટ પ્યારા રામ !
સીતારામ, રાધેશ્યામ,
શામાસ્યામ, ઉરઆરામ:— —પઢોજી૦

હરે મુરારિ ! શ્રી ગોવિન્દ ! માધવમુકુન્દ ! પરમાનન્દ !
પરમપુરુષ, રાઘવ, સર્વેશ ! નારાયણ–ત્રિલોક નરેશ !
અલખ–નિરંજન–નિર્ગુણધામ ! અખિલ બ્રહ્મ–પ્રભુ પૂરણકામ !
જપોજી જાપે શ્રીપતિ નામ ! —પઢોજી૦

પોપટિયો પ્રિય લાગે રંગ, સુડોળ શોભે સુન્દર અંગ;
કંઠ કાંઠલો, સુહાગ લાલ, નમણું રકું નાક મૃણાલ;
મીઠા, મધુરા બોલ રસાળ, શ્રવણે પડતાં ઉપજે વ્હાલ,
ભજોજી હરદમ નરહર નામ ! —પઢોજી૦

વૃક્ષઘટામાં કરતા વાસ, ફળ આમી વિચરો આકાશ;
પડ્યા પિંજરે સુન્દર બન્ધ રમરતાં સદ્‌ગુરુ લ્યો આનન્દ;
પઢોજી પોપટ ! ન બનો મુગ્ધ, પંખીમાત્રમાં તમેજ શુદ્ધ. —પઢોજી૦

સૌ. વ.–

છત્ર સમા તમ મહિયર લાડી! મોટા વડલાની નવી છાયા,
માને હૈયે દુધ પીધાં રે લાડી! પીજો નવનીત નેહની માયા.

નાની કનકની વેલ તું લાડી! મારો કુંવરજી વિરાટ વાધે,
એ હેમ ને ક્ષેમનાં લગ્ન રે લાડી! સંસારને શીળાં છાજે;
સૌભાગ્ય કુમકુમ ઘોળું રે લાડી! સૌભાગ્યબીજ કહાવું.
તારે આયે પૂનમ પ્રગટો રે લાડી! પૂનમ શાં જગને ઉજાળો.

મૂલજી દુર્લભજી વેદ.

---

## વસન્તના ભણકા.

( ગરબી. )* ઘનગન વનમાં નાચે વસન્તડી,
હૈયાની કુંજ મારી હવે ઝવે.
ઝીણેરી એક તહિં બોલે કોયલડી,
ડોલે વસન્તડી ફૂલે ફૂલે.—ઘનગન૦ ૧

ઊજળા આકાશમાં ઉઘડે વસન્તડી,
દિન દિન રંગ કંઇ નવલા ઝરે;
રગે રંગે મ્હારી ચમકે આંખલડી,
ઠમકે વસન્તડી ધરણી પરે,—ઘનગન૦

રસ રસ કરતી રેલે વસન્તડી,
તરસી જગત અમીબિન્દુ ઝીલે:
હૈયે મ્હારે ધારા ફૂટે મીઠલડી,
લૂટે વસન્તડી છલકે ખીલે—ઘનગન૦ ૩

ઝાડીના ઝુંડમાં હિંચે વસન્તડી,
પાને પાને કળી મીંચઇ હસે.
ઘેલી ઘેલી મ્હારી લાગે વાતલડી,
જાગે વસન્તડી નસે નસે.—ઘનગન૦ ૪

લીલા લલિત નવી લાવે વસન્તડી,
ઘેરાં ઘેરાં મ્હારાં નયણાં ફરે:
હૈયે નવલ મ્હેક મ્હેકે રસિકડી,
મ્હેકે વસન્તડી શમણે સરે.—ઘનગન૦ ૫

ઝીણું ઝીણું કંઇ ગુંજે વસન્તડી,
ઊંડા ઊંડા ઉર ભણકા ઉઠે.
આવે આવે સખિ! વાજે વાંસલડી,
આજે વસન્તડી એ શું છૂટે?—ઘનગન૦ ૬.

અરદેશર ફ૦ ખબરદાર.

---

* આ ગરબી નવી રચી છે.

# નાચ.

( ગરબી ) એક રસિયો રહ્યો દૂર દૂર,
થનગન નાચે રે !
એના નાચે જગત ચકચૂર
રસભર રાચે રે !–(ધ્રુવ)

રસિયો નાચે પ્રીતિના ચોકમાં,
જાગે જગત ઝમકારે રે,
પદ પદે નવજ્યોતિ ઝરે ઊડી,
જાગે જીવન અમોઘ રે,
હો ! થનગન નાચે રે ! ૧

નાચે આકાશ, નાચે તારલા ને
નાચે સૂરજ ને ચન્દા રે,
નાચે ધરા, નાચે સિન્ધુ ધમકતો,
હૈયે મ્હારે નાચે પડછંદા –
હો ! થનગન નાચે રે ! ૨

ઊડે આનન્દ એક નાચે અનગેલડો,
રેલે અખંડ રસહેલી રે,
ભરતી ભરાય જગઅંગે ઉછળતી,
રંગે ભીંજાય ઘેલી ઘેલી,
હો ! થનગન નાચે રે ! ૩

નાચે રીઝાય કોઇ, નાચે ખીજાય કોઇ,
નાચે ભીંજાય સહુ સાથે રે
વાંકી ચૂંકી પડે પગલી જગતની,
તોય રાખે* ધરી નિજ હાથે,
હો ! થનગન નાચે રે ! ૪.

આવી દિશાઓ ધીમે બોલતી ને
જામે પુનીત ગીત ઘેરા રે,
ભુવન ભુવનમાં ઉઘડે આંખનડી,
નાચે હૈયે શમણાં અનેગ
હો ! થનગન નાચે રે ! ૫

રસિયા ! આવો કુમકુમ પગને,
નચે દઇએ સહુ તાળી રે
નાચો, નાચો, મ્હારા રસિયાના નાચમાં
તાગી ન જાય કદી ખાની
હો ! થનગન નાચો રે ! ૬

# विविधविहार.

## આ મ્હારૂં.

(અનુસંધાન ગયા અંકથી)

સહુ ગઇ તે દિવસ આખો અખિલને ઉદાસિનતા પૂર્ણ અને એકાન્તમય લાગ્યો. જ્હારે તે ઘેર આવ્યો ત્યારે તેના ખીસામાં એક ન્હાની છબી હતી. એ કેટલાક તેણે બે દિવસ અગાઉ સહુનો લેવરાવેલો હતો. આજે તેની કૉપી તે લેતો આવ્યો હતો.

તે પરબ્હારો પોતાના ઓરડામાં ગયો. ઓરડામાં કોઇ ન્હોતુ. મેજપર લેમ્પ બળી રહ્યો હતો. કપડાં બદલ્યા વિનાજ તે એક ખુરશીપર બેઠો. પેલો ફોટો કાઢ્યો અને એક ધ્યાનથી જોવા લાગ્યો. જોતાં સાથે હૃદયમાં વિચાર આવવા લાગ્યા.

"કેવું નિર્દોષ", સરલ, મધુરૂં મુખ! કેવી બાલિશતાભરી હાસ્ય છટા!—એ એક સુન્દર બાલિકા-શિશુ બાલિકા! અને હું ?- હરિ હરિ! આ શી લાગણી અનુભવાય છે? શા માટે નિર્જિવ પ્રતિબિમ્બ જોતાં હું ધરાતો નથી?... એ જતાં હું શા માટે શૂન્યવ..........."

તેની પીઠે ધસારો લાગ્યો. તેની વિચારમાળાનો મણકો સરી પડ્યો. તેણે ચમકીને પછ-વાડે દૃષ્ટિ ફેરવી. ત્યાં કોણ હતું? અખિલની નવોઢા પત્ની નન્દકુમારી ઉભેલી હતી. ખાનાંમાં છબી મુકી દઇ અખિલ હવે તેના પ્રત્યે ફર્યો.

અણગ્હમણુ, અશિક્ષિતા, તોયે પોતાનેજ આશ્રયે પડેલી તે બાલિકાને જોતાં અખિલનું મ્હોં દુઃખાન્વિત બની રહ્યું. અદેખાઇના આંસુથી ચકમક થતી આંખ્યો નન્દુએ નીચી ઢાળેલી હતી. અખિલે દયામય ભાવે તેનો હાથ લઇ પાસામાં બેસાડવાનું કર્યું, પણ તે પ્રસ્તરવત્ સ્થિર ઉભીજ રહી. ભરેલા, આરોગ્યતા સૂચક લાલાશવાળા ગાલો પર આંસુના બિન્દુ સરવા લાગ્યા.

"શા માટે રૂવે છે?" પતિએ સ્નેહભરિત સ્વરે પૂછ્યું.

ઉત્તરમાં વિશેષ રૂદન!

"મ્હારા સમ, બેસ મ્હારી પાસે, અને નિરાંતે વાત કર".

પતિએ બળ કરી અન્તે પત્નીને બેસાડી. પણ ઉત્તર ન મળ્યો. હવે રૂદન બન્ધ થયું હતું, અને મ્હોં પર રોષની અપ્રિય ઘટા છવાયલી હતી. અખિલે ઘણું કર્યું, અનેક રીત્યે મનાવી. પણ નન્દાની જિહ્વા જાણે અવાચક થઇ ગયેલી હતી.

આજે દશ દિવસ તેમના લગ્નને થયા હતા. માત્ર દશ દિવસમાં આવું રોષાન્વિત મુખ; ક્રોધોત્પાદક હઠિલાપણું અને કલેશ તે કેમ સાંખી શકે? અખિલની આ વિદ્યાર્થી જીવનસૃષ્ટિમાં અનુભવ વિના એટલું બધું ધૈર્ય ક્યાંથી હોય કે આ અજ્ઞાન પત્નીને સ્હમજાવી શકે? હવે તે પૂરો ખિજવાયો. તેને જેમની તેમ બેસી રહેવા દઈ તે ઉભો થયો. મુખમાંથી ઉગ્ર વાક્ય બ્હાર પડ્યું.

"આવું રિસાળ પૂતળું બનીશ તો જોઇ લેજે! સ્હમજાવી સ્હમજતી નથી તે?!"

કોણ જાણે કેમ? નન્દાના જડવત્ ઓષ્ઠ ઉઘડ્યા. રોષથી, દ્વેષથી, તેનો સ્વર કંપાયમાન બનેલો હતો.

"પેલાં હસતાં પૂતળાંને જોયાં કરો."

વિજળીનો આંચકો લાગ્યો હોય તેમ અખિલ ચમક્યો. આરિયાળા સરખો પોતાનું હૃદય તપાસવા લાગ્યો. ક્રોધ ઉડી ગયો. પણ ચુપચુપ બ્હારીમાં ઉભો રહી વિચારમાં પડ્યો.

નન્દકુમારીએ ઉઠીને મ્હોં ધોયું, પાણી પીધું. અને નીચે જવાને દાદરના પગથિયાં પર પગ મેલ્યો. બે ત્રણ ક્ષણ પગ ત્યાંજ સ્થિર થઇ રહ્યો પછી પાછો ઉપર લઇ લીધો. સાડીના પાલવ સાથે રમતાં ઉભી થઈ રહી. અંતે શરમાતાં, વિલાયલા મ્હોંએ અખિલની પાસે ગઇ. હવે હૃદયમાં પતિનો તુચ્છકાર કરવા માટે પરિતાપ થતો'તો. અખિલ ક્યારનો પત્નીની ચેષ્ટાઓ તિરછી આંખ્યે જોતો'તો. પોતાની પાસે આવેલી જોઇ તેનું હૃદય પિગળ્યું. પતિએ પત્નીની અને પત્નીએ પતિના સ્હામું જોયું દૃષ્ટિ મળી. બંનેનું મ્હોં મલક્યું. પતિએ પાસે આવી પત્નીના શુભ્ર લલાટપર હૃદયદાન દીધું. રોષ-કલેશની સમાપ્તિ થઇ. બન્ને પર્યંકપર જઇ બેઠાં.

"શા માટે તું આમ કલેશ કરે છે? હવે મ્હને કૂહે."

પત્ની વિચારમાં-કાંઇક શરમમાં નીચું જોઇ રહી, પછી અચકાતાં ધીમે સ્હાદે બોલી:- "તમે મ્હારાપર ભાવ નથી રાખતા, પેલી સદુ પર મરી જીટો છો. એ શું નથી જાણતી!"

પતિ ખડખડાટ હસી પડ્યો-

"ગાંડી રે! એ ન્હાનાં બાળકપર ઈર્ષા આવી? ત્હારા પર હું ભાવ નથી રાખતો કે!"

"ભલે અમે ગાંડાં, પણ એ મ્હારી ચાડી કરે ને તમે સાચું માનો. એને આખો દિવસ લઇને બેશી રહો. નવાં પરણેલાં પણ બેઘડી દિવસેય બેસો નહીં. આજે હવે એ ગઇ છે. તમે બપોરના ઉદાસિન જ દેખાઓછો એ શું હું જોતી નથી? એને ફુલ લાવીને દેતા'તા. મ્હને કોઇ વાર યાદ કરીને લાવી........." નવોઢાનો રોષમય સ્વરવાયુ રુંધાયો, અને આંખ્યોમાંથી આંસુ પડવા માંડયાં. અખિલે તેને પાસામાં લઇ રૂમાલથી આંસુ લ્હોયાં.

"નન્દા, છાની રહે. મ્હારા સમ હવે જો રોઇશ તો! એતો બે દિવસમાં ગઇ અને આપણે જન્મભર સાથેજ છીએ ને? ન્હાનાં બચ્ચાં પર મ્હને બહુ ભાવ-પ્રીતિ રહે છે, તેમજ એ મધુભાઇની સદુ. એમાં શા માટે આવો શોક?-સંશય?"

પતિની દયામય આંખોમાં પત્નીએ તાકીને જોયું અને બોલી:—

"એમને? ત્યારે તે દિવસે એની ચાડીઓ સાંભળી તમે કેવા ન્હીડાયા હતા?"

"તું કહાં હતી?"

"રસોડાની બારીમાં."

"હું શું ખોટું ન્હીડાયો'તો?"

"એટલે શું?"

"ત્હારો વાંક ન્હોતો? એ બાળકી ખોટું બોલે?"

"ના, ના, બાળકો તો સાચાં બોલાં. અમે ખોટાં. બસ!"

પાછું ચક્ષુવાટે જળ વહન થવા માંડયું. અખિલ પુનઃ કલેશનો આરંભ જોઈ બહુ કંટાળ્યો.

"ત્હારી આંખ્યો તો જાણે અખૂટ નીરવાહિકા (ન્હેર) જ છે ને શું? સાળાં પાણી તાંજ નથી?"

પતિનાં વચનોથી "બળતાંમાં ઘી હોમાયું"! અશ્રુ પ્રવાહ વધ્યો. સાથે પતિનો ખીજ પણ વધ્યો,-ને તરતજ પર્યંકપરથી ઉતરી મેજ પાસે જઇ કંઈ વાંચવા બેઠો. વાંચવામાં

ચિત્ત ન્હોતું. દશ દિવસમાંજ તેને જે પોતાની નવોઢાનો અનુભવ મળ્યો'તો તેના પરથી સમસ્ત જીવનમાં શાં શાં પ્રસંગો ઉદ્દ્ભવિત થશે તેનો તે વિચાર કરતો'તો તેણે જોયું કે પત્ની હવે પર્યંકપરથી ઉઠી જઇ મ્હોં ધોતી'તી. અખિલને લાગ્યું કે તે કદાપિ પાછી આવશે પોતાની ભૂલનો પશ્ચાત્તાપ કરશે. પણ ના—તે આવી તો નહીં. પણ પતિ મ્હામે જોયા વિનાજ નીચે ઉતરી ગઇ.

ધીમે ધીમે અખિલનું મન શાન્ત થયું. અને વાચવામાં મન પરોવાયું. ત્યાં દાદરપર પગરવ સંભળાયો અને ચાકર ઉપર આવ્યો.

" અખિલભાઇ, માજી જમવા બોલાવે છે. "

" કહે જો કે આજે ભૂખ નથી. "

" તો માજીએ કહેવરાવ્યું છે કે બપોરના તે મને મળ્યા નથી તો જરાવાર બેસી જાઓ. "

" એમ ! જા વારૂ. હમણાંજ આવું છું. " ઉત્તર સાંભળી ચાકર ગયો. અખિલે પુસ્તક મૂકી દીધું. નિઃશબ્દ રીતે ખાનું ખોલ્યું. સદુની સુંદર પ્રતિમા દૃષ્ટિપાત થઇ, ચોરી કરતો હોય તેમ તેણે તે ચોતરફ જોઇ ઉપાડી, તાકીને નિર્જિવ પ્રતિબિમ્બ મુગ્ધની જેમ જોઇ રહ્યો, પાપ કરતો હોય તેમ અચકાતાં તે છબી પર નમ્યો, અને અવિચારી—યંત્ર વશની જેમ પ્રતિમાપર ચુમ્બન કર્યું !

તે સાવધ થયો. " હું મૂર્ખ છું. " એવી ભાવના ઉદ્દ્ભવી, પણ મૂર્ખતાથી વિમુખ થવાનું અસાધ્ય હતુ, મૂર્ખતા પ્રિયતમ દિસી અને ફરી ચુમ્બન કરી દેવાયું ! તેને હવે પોતાની સ્થિતિનું ભાન થયું. તેણે ચુપચુપ તે છબી પોર્ટમેન્ટોમાં મૂકી દીધી અને પછી માતાને મળવાને નીચે ગયો.

ઉપલા સર્વ પ્રસંગોને આજે દશ વર્ષ વ્યતીત થયાં છે. અને તેટલા પ્રસંગનું ઉત્પન્ન કરી આપણે વાર્તા વર્ણનમાં આગળ વધીશું.

સમગ્ર હિન્દની અલકાપૂરી—મુમ્બઇમાં આવેલુ તે વૈભવવત મદિર આપણે આપણી દૃષ્ટિ મર્યાદામાં લેવાનું છે. એ મન્દિરનું સ્વચ્છ, ઉત્તમ ટેસ્ટથી શૃગારિત અને વૈભવશાળીતાની પ્રત્યેક નિશાનીઓ દેખાડતુ તે સુંદર દિવાનખાનું ચિત્તાકર્ષક જણાય છે. ડાબી તરફની બારી પાસે ઇઝીચેરપર એક બાલિકા આળોટેલી છે, હાથમાં વર્ત્તમાનપત્ર ધરેલુ છે, વિચારમય મુદ્રામાં અપૂર્વ ગ્લાનીની મ્લાનતા છવાયલી છે.

બહુ ઉંચી નહીં તેમ બહુ નીચી નહીં તેવી તે પ્રમાણસરની સુંદરી હતી. કાળા ભ્રમર કેશના કુદરતી ' કર્લ 'થી શોભતાં સુશ્વેત લલાટવાળુ ગુલાબી મુખ ભરેલું અને અપૂર્વ સુઘટિત હતુ, ચમક ચમક થતી આંખ્યો તારક વૃન્દને લજ્જાયમાન કરે તેવી તેજસ્વિતા પૂર્ણ હતી. દરેક અવયવો ભરેલા, ઘાટમાળાં અને અપૂર્વ સૌન્દર્યમાં શોભી રહ્યાં હતાં. ગૌરતામયી ત્વચામાંથી આગિઅતા દર્શક ગુલાબી છાયાં ફૂટી રહી હતી, અને સંક્ષિપ્તમાં સૌંદર્યતાની સર્વ કળાથી વિલસિત થયેલી તે પંદર—સોળની વયના વચ્ચે રાચતી કુમારિકા કોઇનું પણ મન સુગમતાથી હરી લેવાને શક્તિમયી હતી.

એ નવયૌવના બાળા આપણે જોયલી એકવારની બાળભાવમાં મસ્ત, રમકડાં જેવી સુન્દર અને અખિલ સાથે મૈત્રિમાં પડેલી બાલિકા સદુ—સદ્ગુણકુમારી જ છે. આજે તેણે યૌવન સરિતામાં પોતાના ચર્ણાંગુજ રહેજ રહેજ બોળ્યાં છે, દેહવાટિકા એ યૌવનનીરની આછી આછી છાંટથી અપૂર્વ સુંદરતા અને નવીન લાલિત્યથી સુવિકસિત બની રહી છે

તે જે વૈભવશ મન્દિરમાં વિરાજેલી છે તે તેની વિધવા મામી ઉમિયાગૌરીનું છે. જેમણે તેને અમદાવાદથી તેડાવેલી હોવાથી અત્રે આવેલી હતી. ઉમિયાગૌરીના તેડાવવામાં અને મધુરાયભાઇના મોકલવામાં એક ગુપ્ત સંકેત હતો. અને તે સંકેત, કુમારિકા રહેવાનીજ વાતો કરતી સદુથી ગુપ્ત રાખવાનો પ્રત્યેક પ્રયત્ન થયો હતો. તો જોકે સદુ જાતિ ચાંચલ્યથી ક્યારની સ્હમજી ચૂકી હતી કે પોતાના માટે કોઇ સુખકર સ્વામિનો લાભ મળે એટલા માટેજ તેના માતા પિતાએ તેને બોમ્બે મોકલી હતી.

આપણે ઉપર જોયું તેમ સદુ પેપર ધરી મ્લાન વદને બેઠેલી હતી. ત્યાં પાસેના ડૉકટરની પુત્રી કુંજબાળા તેને મળવા આવી. એ કુમારિકા સદુની સમવયસ્ક નવીન સખી હતી.

"કેમ વ્હેન, શા વિચારમાં ?"

"વિચાર શું હોય વ્હેન, આવો, બેસો." બંને બેઠાં. વાતો ચાલી.

"મ્હારા પિતાજી અને કાકી બ્હાર ગયાં એટલે હું તમારી પાસે આવી." કુંજે કહ્યું.

"અત્યારે બ્હાર ?"

"હા, મ્હેં ત્હમને કાલે કહેલું ને કે પેલા અખિલરાય વકીલને જોવા જવાના છે, તેમને ત્યાં ગયાં છે."

"ઉત્તર સાંભળી સદુની શોકાર્ત મુદ્રા વિશેષ શોકાર્ત બની. આંખોમાં આંસુ ઉભરાયાં અને મૌન્ય બેસી રહી.

"ત્હમે એમને ઓળખોછો, સદુ?" કુંજે પ્રશ્ન મૂકયો.

"એ મ્હારા...ને...મ્હારા પિતાજીના મિત્ર થાય છે. એમનાં પત્ની કોઇ કૌટુમ્બિક કંકાસને લીધે વર્ષદહાડો થયા પોતાને પિયર જતાં રહ્યાં છે. એટલે મંદવાડમાં માત્ર એમના વૃદ્ધ માતુશ્રી લલિતાગૌરી જ હશે. બીજું કોઇ ન મળે ! હરિ ! હરિ ! બોલતાં બોલતાં સદુએ ઉંડો નિઃશ્વાસ નાંખ્યો. કુંજ ચકિત થઇ તેના સ્હામું જોઇ રહી;–વ્હેન ! ત્હમે એમને છેલ્લાં કયારે મળેલાં ?'

"૭ વર્ષ પ્હેલાં જ્યારે એ બી. એ. એલ. એલ. બી. થયા તેની થોડુંક પૂર્વે, અમે મળેલાં હતાં. ત્યાર પછી, મ્હેં એમને વા એમણે મ્હને કદિ–અદ્ય–અદ્યાપિ પર્યન્ત જોયાં નથી. તોપણ વ્હેન કુંજબાળા–તોપણ અમારી પ્રીતિ..................થાઇ સે, મિત્રાચારી દ્રઢતર થઈ છે."

થોડીવારે કુંજ જવા ઉઠી, સદુ તેને દ્વારપર્યંત મૂકવા ગઈ.

" વ્હેન, એક કૃપા કરશો કે ? " તેને જતી અટકાવી સદુ આતુર સ્વરે બોલી.

" શા માટે નહીં, સદુ ? "

" તમારા પિતા વિગેરે અખિલરાયને જોઇને આવે ત્યારે મ્હને તેમના ખબર પૂછીને કહી જશો ! " સદુએ કહ્યું.

" ઓ ! એમાં શું ? હું ત્હમને તરતજ કહી જઇશ. લ્યો આવજો . હોં " કુંજ આમ બોલીને જતી રહી. અને સદુ તરતજ પોતાના બેડરૂમમાં ગઈ.

બારણું બન્ધ કરી કળ દઇ તે પોતાની ટ્રન્ક પાસે બેસી ગઇ. ટ્રન્ક ખોલી તેમાંથી એક ન્હાનું સુંદર બોક્સ કહાડયું. બોક્સમાં એક કેબિનેટ સાઇઝનો ફોટો તથા ન્હાનું ગુલાબી

કવર હતાં. એ સદુએ પોતાની વિન્દુ માશી પાસેથી મેળવેલી અખિલની છબીજ હતી. આજે દશ વર્ષ થયા છતાં પણ સદુએ તે છબી સાચવી રાખી હતી. તેની નીચે તેના પોતાના શિખાઉ અવસ્થાના અક્ષરે “ આ મ્હારૂં ” અને “ અખિલરામ ” એટલું લખેલું હતું. અને પેલાં ગુલાબી કવરમાં એક પત્ર હતો. ૭ વર્ષ પૂર્વે અખિલ જ્યારે બી. એ. એલ. એલ.બી. થયો ત્યારે સદુના પિતા મથુરાયભાઇએ એક અભિનન્દન પત્ર લખ્યો હતો. જે તે વિનયશીલ યુવાને વિનયપૂર્ણ પ્રત્યુત્તર લખ્યો હતો. અને સાથે એ ગુલાબી કવરમાં સદુ ઉપર એક ન્હાનો પત્ર નંખાયલો હતો. જેમાં મર્યાદિત પણ અતિશય સ્નેહાળ મૈત્રિનો ભાવ સુવ્યક્ત થયો હતો. સદુનાં મનમાં એ પત્ર તેનું જીવન સર્વસ્વ આદરનું ધન હોય એટલો પ્રીતિપાત્ર હતો. અને અદ્યાપિ પર્યંત તેણે પેલી છબી સાથે એ પત્ર પણ જેમનો તેમ જાળવી રાખ્યો હતો.

તેણે ફેરો આંસુભરી–અનિમિષ ચક્ષે ધારી ધારીને જોયો. પછી હૃદય સરસો ચાંપી અનેક ચુમ્બનો લીધાં. પાછો ખોળામાં મૂકી તે એ છબી પ્રત્યે જોઇ રહી. એ તેનો પ્રિયતમ પ્રાણ મારો હતો. પાસે તેની સહધર્મિણી નન્દુ નહોતી. તેના કાકા અનિલરાય અથવા બીજું કોઇ બોમ્બેમાં ન્હોતું. પરાંમાં વસુ તેનો હૃદયકાન્ત ભયંકર તાવમાં પડ્યો હતો. તો પણ તે સ્નેહપિપાસુ અભાગિની અખિલનું મુખ સરખું પણ જોવા જઇ શકે એમ ન્હોતું. તે આ સર્વ વિચારોમાં ગાંડી સરખી થઇ રોઇ પડી. નવધાર આંસુએ તેના દુઃખથી ફિક્કા પડેલાં કપોળો સ્નાન કરવા લાગ્યા. સંક્ષિપ્તમાં તે જાણે પોતાને ભૂલીજ ગઇ. આખું જગત તેને માત્ર અખિલમયજ ભાસ્યું. બસ તેતો કોઇ પણ ભોગે તેને મળવાને તલપી રહી.

“ સદુ બ્હેન...ઓ સદુ બ્હેન ! ”

બ્હારથી નોકરનો તેને બોલાવતો સ્હાદ સાંભળી સદુ ચમકી. ઝટ આંસુ લોહી સ્વરભંગ ગુપ્ત રાખવા ધીમા અવાજે પૂછ્યું.

“ કેમ ? ”

“ કુંજબાળા બ્હેન ત્હમને બોલાવે છે. ડ્રોઇંગ રૂમમાં બેઠેલાં છે. ”

ઉત્તર સાંભળી તે જાણે દોડીને... ઉડીને ગઇ. કુંજે તેને સમાચાર કહ્યા. જેનો સાર આ પ્રમાણે હતો.

અખિલ ટાઇફોઇડ ફિવરમાં પડ્યો હતો. સિકનેસ ભયંકર હતી. વળી ઓછામાં પૂરૂં લલિતા બા પણ જ્વરમાં પડ્યા હતા. નન્દકુમારીને ત્રણ અર્જન્ટ, તાર કર્યા છતાં કંઇ જવાબ ન્હોતો. જો કે અખિલની સેવામાં એક નર્સ હતી છતાં કુંજબાળાના પિતાના કહેવા પ્રમાણે કોઇ અંગત સગાંની બહુ આવશ્યકતા હતી

બસ, આટલા ખબર જ સદુને ભ્રમિત બનાવવાને જોઇએ તે કરતાં વિશેષ હતા. ઉશ્કેરાટમાં તેણે એક કાગળની કાપલી પર અખિલનું એડ્રેસ લખાવી લીધું. અને તરત ચાલી ગઇ. કુંજને એક પણ ઉપકારનો શબ્દ કે “ આવજો ” એટલું કહેવાનું પણ તેને ભાન ન રહ્યું ! તે એડ્રેસ પોતાના રૂમમાં મૂકી તેની મામી પાસે ગઇ.

હિંચકા પર છત્રીશ–સાડત્રીશ વર્ષની એક રમણી પાન ખાતી બેઠેલી હતી. તેનો દેખાવ સાધારણ શોભીતો હતો. કોર વિનાની કાળી રેશમી સાડી અને સફેદ ઝાલર ઝુલર વિનાનું પોલકું પ્હેરેલાં હતાં. મુખ ગંભીર, અનુભવી અને પ્રશાંત હતું નિર્મળ, મ્હોટી, કાળી આંખોમાં

એક જાતની ઉંડી ઉદાસિનતા છવાયલી હતી. તે સદુની ઉમિયા મામી હતાં.

"કેમ બા, ત્હારૂં મ્હોં આમ શેં પડી ગયું છે?" સદુને પોતાની પાસે આંસુભરી આંખે અને પડેલી મુદ્રાએ આવતી જોઇ તેમણે વ્હાલસોયા સ્વરે પૂછ્યું.

"મામી, મ્હારે એક રજા લેવાની છે?" તેનાં રોતાં, કરગરતાં અને દયામણાં દુઃખી મ્હોં પર મામી પળવાર જોઇ રહ્યાં.

"અને એ રજા માટેજ તું આવી રોતી રોતી બની ગઇ છો કે? આવી હસતી મ્હારી દીકરીનું રોતું મ્હોં બનવામાં એ રજાનું કારણ સમાયલું છે શું?"

મામીની પ્રશ્નાવલિ સાંભળી સદુ નીચું જોઇ રહી. તેના ગાલપર મોતી જેવા અશ્રુબિન્દુ સરી પડ્યા. માંડ માંડ તે બોલી:—"હા, મામી."

તેને રોતી જોઇ મામીએ તેને છાતી સરસી ચાંપી શાન્ત કરી. પછી સદુએ ધીમે ધીમે પોતાની મતલબની વાત કરી. મામી તો છક્ક થઇ ગયાં.

"બાપરે! જોઇ આ ગાંડી છોડી!" તેમણે આશ્ચર્ય ચકિત થઇ કહ્યું:—"કોઇ યુવાનને જોવા જવું છે? એની બાયડી નથી, એની મા માંદી છે, પણ અલિ? એમાં ત્હારે શું? એ અખિલરાયને જોવા જવાનું શું કારણ? એ કોણ છે? સદુ આ સાંભળી વધારે રોવા મંડી, મામી સ્હેજ નરમ પડી માયાળુ, પટામણા સ્હાદે બોલી;—"બેટા, પણ હું ત્હને ત્યાં કેમ મોકલું? વખતે તું એને જોવા જાય ને તાવ ઉડે તેવો હોય તો કેમ થાય? ત્હારા પિતા મ્હને મારીજ નાંખે ને? તું બા ડાહી થઇ ને છાની રહે? હું ત્યાં ત્હને કેમ મોકલું?"

"મામી, મ્હને માફ કરો. એમને જોવા જતાં (હું મરી જાઉં તોયે ચિન્તા નહીં. મામી, જુઓ તમારે પગે લાગું? મામી, ઇશ્વરને માટે મ્હને રજા દીયો?" અને તે શ્રમિત બાળા સાચે સાચ મામીના પગે માથું મૂકી રોઇ પડી. મામી આશ્ચર્ય ચકિત થઇ તેની સ્હામું જોઇ રહ્યાં, અને સત્વર તેને ઉઠાડી પોતાના હૃદય સરસી ચાંપી.

"બેટા, તું ભણેલી, ચંચળ, ડાહી તો પણ છોકરૂં તો! ત્યાં હું ત્હને નહીં જવા દઉં" આ છેલ્લો ઉત્તર સાંભળી સદુ ઉઠીને ઉભી થઇ અને ચુપચુપ ત્યાંથી ચાલી ગઇ.

ત્રણ વાગ્યે ચ્હા પીવાનો ટાઇમ હતો. બ્હારથી ઉમિયામામીનો પુત્ર સુન્દરલાલ આવતો એટલે, મામી, સદુ અને સુન્દર ચ્હા પીવા બેસતાં. એ પ્રમાણે તે દિવસે સુન્દર આવ્યો, મામીએ ચ્હા મંગાવી. ચ્હા આવી.

"જા, સદુ બ્હેનને બોલાવ." મામીનો આ હુકમ સાંભળી ચાકર હસ્સ થઇ ગયો. "બાઇ, એતો ગયાને? ગાડી જોડાવીને ક્યાંક ગયા. ત્હમને ખબર નથી શું?"

ઉમિયામામી અને સુન્દરલાલ આ સાંભળી સજ્જડ ચમકયા.

"ગઇ? મ્હેં ના પાડી તોયે? અરેરે એ હઠિલી તો જો?" આમ બોલતાં જ મામી ચ્હા પટકીને કપડાં બદલવા ગયાં. ડ્રેસિંગટેબલની ઉપરજ એક કવર મામીના નામ સાથે પડેલું હતું. તેમણે તે તરત ઉપાડી ફોડ્યું. જેમાંથી સદુના હસ્તાક્ષરની પત્રિકા સરી પડી.

"મ્હારાં વ્હાલાં મામી,

મ્હને ક્ષમા કરજો. આ વખત રકઝક કર્યાનો નથી. હું અખિલરાયને ત્યાં જાઉં છું. તમનું સરનામું મ્હારા ટેબલપર પડેલું છે.

લી. ત્હમારી સદુ.

આ પરાયા યુવાન માટેની પોતાની કિશોર ભાણેજની દોડા દોડી જોઈ તેઓ વિચારમાં પડી ગયા, સદુના મેજ પરથી અખિલનું સરનામુ લઇ તેઓએ તરત ગાડી ભાડે મંગાવી અને સુંદરલાલને બધું કહી વિદાય થયા.

સદુ જ્યારે અખિલના બંગલે પ્હોંચી ત્યારે તેની આંખો રોવાથી સુઝીને લાલ થયેલી હતી. હંમેશ સુન્દર રિતે ગોઠવાયલા રહેતા કેશ વિખરાઇને કપાળ અને કપોળ પર ઝુલતાં'તા. આ સર્વનું ત્હેને ભાન ન્હોતું. પેલા શૂન્ય સ્મશાનવત્ જણાતા બંગલામાં જવા સિવાય તેને કશોએ વિચાર ન્હોતો આવતો. તે ઉતરી અને ગાડી પાછી મોકલી પોતે બંગલામાં ધસી ગઇ.

પ્હેલાજ ઓરડામાં લલિતાગૌરી કોચ પર આળોટેલાં હતાં. કપાળ પર કાંઇ લેપન કરેલું હતું. એ બિચારી દુઃખાર્ત જનનિ ચોધાર આંસુએ રોઇ, નીચું મુખ કરી પડેલી હતી. એટલે તેમણે સદુને પોતાની પાસે આવી તો'યે જોઇ નહીં

"માતુશ્રી!" આ અણચિન્ત્યા વત્સલ સ્વરે તેઓ ચમક્યાં અને પોતાની પાસે ઉમેળ સ્વરૂપવતી બાળા પ્રત્યે જોયું.

"આવો બેટા, ત્હમે કોણ છો? કેમ આવ્યાં છે?" તેમણે સદુને બેસાડતાં પૂછ્યું.

"જી, હું મધુકરરાય ભાઇની પુત્રી સદ્ગુણકુમારી છું. અખિલરાય...ભાઈની ખબર પૂછવા–તેમને જોવા અને ત્હમને અત્રે ઉપયોગી થઇ શકતી હોઉં તો અત્રે રોકાવાને આવી છું.'

"ભલે આવ્યાં બેટા, મ્હારા અખિલે ત્હમારી ઘણી વાર વાતો કરી છે પણ ત્હમને છે ન્હાનાં હતાં ત્યાર સિવાય પાછાં આજેજ જોઉં છું. કાલની હું તાવમાં પડી છું. હમણાં થોડો ઉતર્યો છે. વળી મ્હડશે. પણ બા, મ્હારૂં કંઇ નહીં. આપણે ઘરનું માણસ મરીયે તે છૂટયાં. પણ બેટા, એ મ્હારો કુલદિપક ભયંકર તાવમાં પડયો છે, એને ભગવાન ઉગારે તો બસ દિકરા." લલિતાગૌરી પાછાં રોવા લાગ્યા. સાથે સદુ પણ રોઇ.

"સદુ, છાની રહે બા. તું ત્હારા માતાપિતાની રજા લઇને આવી છે કે?"

"માતુશ્રી, હમણાં મ્હને અખિલરાય પાસે લઇ જાઓ. પછી હું ત્હમને બધા ઉત્તર દઇશ." તેની ઇચ્છા જાણી લલિતાગૌરી સદુને ત્હેની પાસે લઇ ગયાં. સદુ પોતાના પ્રાણાધાર છતાં પારકીના પતિને મૃત્યુ શય્યામાં પડેલો જોઇ બ્હી ગઇ, તે એકદમ બોલીઃ—

"ભગવાન, દીનાનાથ, એમને ઉગારજો. જોઇએ તો મ્હને લ્યો પણ એમનો વાંકો વાળે થવા દેશો નહીં." લલિતાગૌરી આ છોકરીનો વિચિત્રભાવ જોઇ અજબ થયાં. તો પણ તેમને સદુ પર અપાર સ્નેહનો ઉમળકો આવ્યો.

ચારના ટકોરા પડયા, લલિતાગૌરી તાવ મ્હડવાથી સુતાં'તાં. અખિલ પાસે નર્સ સારવારમાં રોકાયલી હતી. અને સદુ સમીપની ખુરશીપર બેસી કંઈક દવાનાં કામમાં રોકાયલી હતી. તેણે તે પુરૂં કરી નર્સને સોંપ્યું. અને પોતે પોતાનો હૃદયકાન્તના સ્હામું જોતી, નન્દાનો સૌભાગ્યચન્દ્ર આ ભયંકર મંદવાડમાંથી ઉઠે એવી પ્રાર્થના કરતી બેઠી હતી. તેણે આવીને ચ્હા સરખીએ પીધી ન્હોતી.

"સદુ, સદુ, મ્હારી દીકરી!"

પોતાની સ્નેહાળ મામીનો સ્વર ઓળખી અશ્રુસ્નાન કરતી આંખો સદુ એ બારણા તરફ ફેરવી.

"બેટા તું..." ઉશ્કેરાયલાં મામી મ્હોટેથી બોલવા લાગ્યાં, પણ સદુ પોતાનું ભાન ભૂલી નહીં. તેણે મામીને ચુપ રાખ્યાં અને પછી પોતાને હાથે દવા પિવરાવી નર્સને કંઇક

પૂછ્યું...“ હા, મિસ, મિસ્તર અખિલને હવે સારૂં થઇ જશે.” આ તેના પ્રશ્નનો ઉત્તર મળતાં સદુ બ્હાર મામી આગળ આવી.

“ સદુ આ શું ? લોકો શું બોલશે ? ચાલ પાછી. જુવાન છોકરીઓ આમ ગાંડી ને જેમ કોઇને ઘેર દોડી આવતી. હશે શું ? શું નાક કપાવવું છે ? ચાલ, પાછી ચાલ.” સદુ મામીના રોષભર્યા ઉદ્‌ગારો સાંભળી રોઇ પડી.

“ મામી, હું દુઃખી છું. લોકોની મ્હને પરવા નથી. જો અખિલરાય ઉઠશે તો હું પાછી આવીશ. નહીં તો...ઓ મામી ! મામી ! ત્હમે મ્હારા ખાતરજ એ પાછા ઉઠે એવી પ્રાર્થના કરો. એ મ્હારા દેવ–હૃદયારાધ્ય દેવ છે. મામી ! હું પાછી નહીં આવું.”

તેણે એ પછી મામીને રહમજાવી, કરગરી, રોઈને પણ ત્યાંજ રાખ્યાં. બીજે દિવસે લલિતાગૌરીને તાર બાહુજ મ્હડયો. એટલે મામી હવે ખરેખરાં ઉપયોગી થયાં.

“ હું ન્હોતો જાણતો સદુ, કે ત્હમે આવી સહાય કરશો. ત્હમારૂં ઋણુ હું કેમ વાળી શકીશ ?”

અખિલના સારા થવા પછીનો આ નવમો દિવસ હતો કે જ્યારે અતિશય નિર્બળ બનેલો અખિલ ઇઝીચેર પર શાલ ઓઢી પડયો હતો અને સદુ મેજ પર તેના માટે ઉનું દૂધ ઠંડુ પાડતી હતી.

આજે કેટલાયે દહાડાથી તે સદુની પોતા માટેની કાળજીભરી સારવાર જોતો હતો. આજે પણ તેઓ તે રૂમમાં અકસ્માતિક એકલા પડયા. અને અખિલે ઉપલું વાકય ઉચ્ચાર્યું.

અખિલના શબ્દો સાંભળી તેણે નિઃશ્વાસ નાંખ્યો, અને પરાણે હસીને તે બોલી.

“ ના, ત્હેમાં શું ? ઋણની આશાએ મ્હેં કંઇજ કર્યું ન્હોતું. ત્હમે સિકનેસમાંથી ઉઠયા એજ મ્હારો બદલો.”

“ નન્દા,–મ્હારી પરણેતરને ત્રણ તાર કર્યા, પણ આવી નહીં. આવી તો નહીં પણ એક કાગળ લખીને ખબરે ન પૂછાવી, અને ત્હમે–માત્ર સ્નેહ–બાપ સે, મિત્રતાના સંબંધથી માત્ર કોઇના મ્હોંએથી મ્હારા મંદવાડના ખબર સાંભળી દોડયા આવ્યા. માતાપિતાની ત્હમે બ્હિક ન રાખી, કે ન રાખ્યું તમે તમારાં મામીનું વચન, આવ્યાં, પણ જોઇને ગયાં નહીં, વળી મામીને પણ સાથે રોકી મ્હારાં વૃદ્ધ માતુશ્રીની અને મ્હારી સારવાર કરી. ત્હમે માત્ર પરાયાં. અને એ મ્હારી સહધર્મિણી ! બાલ્યકાળના ત્હમારા ઇશ્વરપ્રેરીત શબ્દો–“ આ મ્હારૂં.” એ ત્હમે ભૂલી ગયા હશો. પણ ત્હમારો ભાવ તેવોજ છે. હું કોઇકનો છું. છતાં આટલો પરિતાપ ત્હમે વેઠયો.” અખિલ થાક ખાવા રોકાયો. સદુ દૂધ પાસે લાવી બોલી.

“ ત્હમે બહુ વાત શા માટે કરો છો ? થાકી જશો. લિઓ, આ દૂધ પીઓ.” આંખમાંથી ઝરતાં આંસુ અખિલથી ગુપ્ત રાખવા માટે બનતો પ્રયાસ કરતાં તેણે પોતાનું મ્હોં ફેરવી નાંખ્યું. અખિલે દૂધ પીધું. સદુએ એલચી દાણા આપ્યા. સદુ પાછી ઊઠી એટલે અખિલે ચલાવ્યું.

“ વળી ત્હમારા પિતાનો પત્ર આવ્યો તેમાં ત્હેમણે ત્હમને ત્હમારા સ્વમનનાં પગલાં ટે ઠપકો ન આપતાં ધન્યવાદ આપ્યો. અને મ્હને બરાબર સારૂં થાય પછીજ ત્હમને અમદાવાદ આવવાનું લખ્યું છે. “ ઝાડ તેવાં ફળ ” ક્ષમતાવાન માતાપિતાનું ક્ષમતામય સંતાન હોય તેમાં શી નવાઈ ?”

"આપની સદ્‌વૃત્તિના આકર્ષણમાંજ એ સર્વ સમાયલું છે" તે બાલિકા વિષાદપૂર્ણ સ્વરે બોલી, અખિલ એકિટશે તેનાં સુન્દર મ્લાનમુખ પર જોઇ રહ્યો.

"સદુ ! તમારૂં બાલ્યકાળનું હાસ્યપૂર્ણ ઉલ્લાસિત મુખકમળ ફરી હું ક્યારે જોઇશ ! શું ત્હમે આવાં ઉદાસિનજ રહેશો ?"

આ લાગણી ભર્યા પ્રશ્નની સાથેજ સદુની આંખમાં પાણી ઉભરાવા લાગ્યાં, તે જેમ તેમ બોલી શકી;—"અખિલરાય, તે દિવસો સ્વપ્નવત્ હતા. ત્યારે સત્ય સ્થિતિનું ભાન ન્હોતું, માત્ર એક મૂર્ખ પણ મધુર વિચારમાં હું હર્ષ નિમગ્ન રહેતી એ સ્વપ્ન મિથ્યા હતું અને મિથ્યાજ સાબિત થયું. અખિલરાય ! આગલી પ્રસન્નમૂર્તિ સદુની પ્રસન્નતા હવે ગઇજ ! સદાકાળને માટે ગઇજ !" તેનાથી રૂદન અટકાવ્યું અટકાવાયું નહીં, તે રોઇ પડી.

"સદુ, મ્હારી પર દયા કરી રડશો નહીં. મ્હારાં પાપ ત્હમે ભોગવો છો." અખિલે ગદ્‌ગદિત્ કંઠે કહ્યું.

સદુ ઉઠી, ઓરડામાં આંટા મારવા લાગી, તેનું દરેક પગલું, ચાલવાની ગતિ, તેનું ચિત્ત કેટલું અસ્વસ્થ હતું તે દેખાડી દેતુંતું, જ્યારે તેનો અશ્રુપ્રવાહ ધીમો પડ્યો ત્યારે તે ઉભી રહી.

"અખિલ, આપને એક પ્રશ્ન પૂછવાની રજા છે ?"

"શા માટે નહીં ?"

"તે આપનાં અંગત જીવનને લગતો સવાલ છે, અને કદાપિ તે પૂછવાનો મ્હને હક ન હોય." સદુ બોલી.

"ના, ત્હમારે પૂછવું હોય તે પૂછો, ત્હમારો બધોયે હક છે." તેણે મિઠાશથી કહ્યું.

૧૦

"નન્દકુમારી શા માટે આજે વર્ષ દિવસથી ત્હમને મૂકી જતાં રહ્યાં છે ?" અખિલ આ પ્રશ્નથી ગુંચવાડામાં પડ્યો. તે ધીમેથી બોલ્યો,–

"એનો ઉત્તર આપવામાં એક અડચણ છે."

"એ અડચણ ત્હેમને છે કે ત્હમને ?" સદુ નિરાંતે એક સોફા પર ગોઠવાતાં બોલી.

"તેને પણ નહીં, તેમ મ્હને પણ નહીં, અને...અને કદાચિત ત્હમને હોય." તેણે અચકાઈ અચકાઇને ઉત્તર દીધો.

"ઓઃ ! ત્યારે તો કંઇ નહીં, જો કે મ્હને શા માટે અડચણ હોય તે હું સ્હમજી શકતી નથી. તો પણ ત્હમે કંઇ ફિકર કરશો નહીં, હું શાંતિથી સાંભળીશ." તેના ઉત્સુક મ્હોં પર અખિલે તાકીને જોયું, અને બોલ્યોઃ—

"વારૂ, જો ત્હમારી ઇચ્છા છે તો સાંભળો,–" તે આમ બોલીને પાછો વિચારમાં પડ્યો, અને પછી ચલાવ્યું.

"મ્હારી મૂર્ખતાની તે વાત છે, સદુ, અને તે મૂર્ખતા એજ કે, એક પાંચ–સ્હાડા પાંચ વર્ષની છોકરી સાથે મ્હારૂં હૃદયતન્ત્ર સંધાયું. ત્હમે માનશો નહીં પણ સદુ, તે વાત તદ્દન સાચી છે, મ્હેં તેની છબી પડાવી, મ્હારી પાસે રાખી. મ્હારાં લગ્ન પછી થોડા દિવસ હું તેની સાથે રહેવાનો આનંદ મેળવી શક્યો. તે જ્યારે મ્હારી સાથે હતી, ત્યારે નન્દાએ તેની બહુ ઇર્ષા કરી. એકાદિ વાર તેને તેણે રોવરાવી. એ સર્વ વિષે અમારા વચ્ચે ચર્ચા થઇ. કંકાસનું એ પ્રથમ મૂળ હતું, અને પછી સદુ; મ્હારી પત્નીના મનમાં શંકા પ્રવેશ થઈ ! તે મ્હારા પ્રત્યે ઉંચે મને રહેવા લાગી, અનેક વાતમાં તે શંકિત થતી, અને અનેક

કૌટુમ્બિક કંકાસનું ભાગવત બોલી મ્હને મ્હારી વિદ્યાર્થી અવસ્થામાં દુઃખી કરતી. વળી તેના મનમાં દૃઢપણે ખટકો રહેતો કે પેલી ન્હાની બાળા તેની પ્રતિસ્પર્ધી રૂપ હતી, મ્હારી પ્રીતિનું પાત્ર હતી. તેનેજ હું ચ્હાતો'તો અને નન્દાને ધિક્કારતો'તો. પણ એ સહુ ખોટું હતું. સદ્ગુણ! હું ના નથી પાડતો કે એ છોકરી મ્હારી પ્રેમમૂર્તિ ન્હોતી, પણ હું ઇશ્વરના સોગંદ લઇ કહું છું કે નન્દા પ્રત્યે મ્હને હંમેશાં દયા અને તેને સંતોષ આપવાનો ભાવ રહેતો. જો એણે મ્હારી સાથે પ્રેમાળ અને સુખકર વર્તન રાખ્યું હોત તો અમે સુખી થાત, પણ તેની વિરૂદ્ધ ચાલો એ મ્હને દુઃખી અને અસંતોષી બનાવી મેલ્યો!

"એક વાર હું કોર્ટમાંથી ઘેર આવ્યો, અને મ્હારો કબાટ કંઇ કાર્ય નિમિત્તે ખોલ્યો, પેલી ન્હાની બાળાની છબી મ્હારી દૃષ્ટે પડી, મ્હેં ઉપાડી, કાર્ય પ્રસંગ ભૂલી જઇ ત્યાંજ ઉભાં ઉભાં હું એ જોઇ રહ્યો. એટલામાં નન્દા આવી હશે, મ્હેં તેને ન જોઇ અને આન્તરોર્મિને વશ થઇ એક ચુમ્બન કર્યું. ચોરી પકડાઇ, કદી ન થયેલો એવો મ્હાન કલેશ અમારા વચ્ચે ઉદ્દભવિત્ થયો. એ સર્વેનું પરિણામ આ...ત્રણ તારો કર્યાં છતાં એ આવી નહીં. મ્હારી ભમ્બિન સિકનેસ...કે જેમાંથી જીવવા કરતાં મરી જવું મ્હને વિશેષ પ્રિયકર હતું એ સિકનેસમાં ત્હમે આવી મ્હારી ચાકરી કરી પણ તેણે કેવી ચાલ ચલાવી તે જુઓ?" અખિલ થોભ્યો. તેની આંખોમાં લાગણીનાં આંસુ ઉભરાતાં'તાં. સદુ તેને સાંભળતી શાંત ઉભી હતી. પણ તેનું મ્હોં દુઃખથી હદ બ્હાર ફિક્કું પડી ગયું હતું.

અખિલે પાણી પીધું અને ફરી ચલાવ્યું:—

"અમારો સંસાર દુઃખી નિવડવામાં બીજાં અનેક કારણો હતાં. જો હું વેકેશનમાં ઘરે આવું તો એકજ કુચલો તૈયાર હોય. 'બળ્યું ત્હમારૂં ભણવું. હવે મેલીને તો જુદાં થવાય. તમારા જવા પછી અમારી પર પસ્તાળ પડે છે. તમારી ડોશીની તાણી ટપલી ખાઇને અધમુવાં થઇએ છીએ.'—જો મ્હારી મા પાસે બેસું તો' યે જીવ ખાઇ જાય. હું કહું કે પ્રભાતબ્હેન પાસેથી લખતાં શીખ. તો કહેશે કે, 'અમારે ભણીને છકી નથી જવું.'... વળી ધર્માન્ધતા અને જૂના વિચારની મૂર્ખતાઓ દરેક ત્હમને કહેવા બેસું તો આખું ભાગવત થાય. અહો સદુ! સ્વર્ગસ્થ સાક્ષર શ્રી નવલરામભાઇએ ખોટું નથીજ કહ્યું કેઃ—

"ગુણનું કજોડું ભૂંડું સર્વથી સંસારમાં,
લાહ્ય જેની ના કદિ હોલાય, દેશી..."

આવી પત્ની સાથે પ્હાનું પડયું—તેમાં પણ ઇર્ષિત સંસાર અને વળી મ્હારૂં મન અન્ય સ્થળે અનુરાગિત થયેલું. સદ્ગુણ! આ મ્હારી કહાણી છે. આવો દુઃખી મ્હારો સંસાર છે, અને સુખ? તે ક્યાં છે? કહો, શા માટે પ્રભુએ મ્હને મારી ન નાંખ્યો!" તે દુઃખી યુવાનની આંખમાંથી આંસુ પડયા. સદુ—નિસ્તેજ મૂર્તિ દુઃખી બાલિકા કમળપત્ર સરખી હાથેલીમાં મ્હોં ટેકવી રોતી'તી.

"અખિલરાય, ત્હમે એ અપૂશબ્દ બોલશો નહીં. એ ભયંકર શબ્દ બોલી મ્હને દુઃખી કરશો નહીં."

અખિલ દુઃખનું કડવું હાસ્ય હસ્યો. કે જે હાસ્ય રોવા કરતાંએ વિશેષ ખરાબ હતું. સદુ ફરી બોલી.

"આપને જો બાળા આટલી દુઃખદાયિની બની તેનું નામ આપે કેમ ન કહ્યું?"

"સદુ! ત્હમે ભૂલો છો. તે બાળાના સ્મરણ માત્રથી મ્હને સુખ થાય છે. મ્હારા દુઃખી જીવનમાં તે એકજ સુખસૂર્યનું પ્રકાશિત બિમ્બ છે. તે એક વારની શિશુબાળા મટી હવે સુગુણ–સુરૂપસંપન્ન મધુરી બની છે. અને તેનું નામ...નામ...મિસ સદ્‌ગુણ, ત્હમે સ્હમજ્યાં સદુ?"

પ્રીતિના આ મર્યાદિત એકરારથી સદુના મ્હોંપર લાલાશ ધાઇ આવી, પણ એક ક્ષણમાંજ સુંદર મુખ ફિક્કું બની ગયું. તે કરગરતા દુઃખી સ્વરે બોલીઃ–' મ્હને માફ કરો! અખિલરાય, મ્હને માફ કરો. નન્દાબ્હેનને દુઃખી કરનારી હુંજ પાપિણી છું."

"ના, ત્હમે તો પુણ્યશાલિની દેવી છો. ત્હમે અમને દુઃખી કર્યાં નથી. દુઃખરૂપ તો આપણી સાંસારિક દુષ્ટ રૂઢી છે. તોપણ સદુ! સાંભળો ત્હમે મ્હારી મૂર્ખતાથી બંધનવશ નથી. હું ખરાંઅંતઃકરણથી ઈચ્છું છું કે ત્હમારી જીવનવેલી કોઇ સુખદાયી યુવક સાથે જોડાઇ આનન્દકુસુમથી કુસુમિત થાઓ. સદુ, ત્હમને સુખી જોવાં એજ મ્હારી એક છેલ્લી મહેચ્છા છે. ત્હમને સુખી જોવામાંજ મ્હારી સુખદષ્ટિ હવે તો સમાયલી છે."

તેનો અવાજ ધીમો અને નિરાશિત થતો ગયો. સદુ એક શબ્દ પણ બોલી નહીં, અને મુંગી મુંગી રોતી'તી. તે થોડી વારે ઉઠીને બ્હાર ગઈ, અને ઉમિયામામી તથા લલિત–ની
ગૌરી અખિલ પાસે આવીને બેઠાં. પણ તેઓએ જોયુ કે અખિલનું મ્હોં આજે અપ–ાળા
વિચારવન્ત અને દુઃખપૂર્ણ હતું. તે શામાટે આજે આટલો ચુપ બની બેઠો હતો, –માં ઘેર
રહમજી શક્યું નહીં. ' આપણે શું કરવું
જે બધી પીડા ને ફરિયાદ એકઠી
૧૧
–યું છું, અને મ્હારા પતિને હમેશ પ્રસન્ન
અમદાવાદમાં આવ્યાને સદુને પાંચ મહિ–દિવસ મ્હાવરો પાડ્યા પછી આમ કરવું એ તો
મધુરાય દ્વારા પત્ર મોકલતો. –ય છે. વળી, મ્હારા દમ્પતીજીવનના આરંભથીજ હું
આજે મધુરાય, સવિતા અને આ પ્રસગે કરતી–દાખલા તરીકે એમનો ઓવરકોટ કાઢ-
ભાઇએ સદુના નામનો પત્ર તેને ખીંટીએ વળગાડતી, ઇત્યાદિ; અને આટલા દિવસ સુધીમાં હજી
સ્નેહભીની ચક્ષુએ તરત વાંચી દીધી નથી.
–રી કાળજી માટે મ્હારો ઉપકાર માનતા, પણ હવે તો મ્હોંડેથી
માત્ર ચાર લાઇનનો –મણે મૂકી દીધું છે, એટલું જ નહિ પણ, હું જે કાંઈ કરૂં છું તે,
આવ્યાં. "ગરીબ બિચા– –ા હકનું થયું હોય–પગામાથી જ પડ્યું હોય–એમ એ ગણતા હોય
એમના માવિત્રપણ –. છતાં તેથી, હુ નથી કાંઇ ઓછું આણુની કે નથી લગાર પણ પાછી
"ગુજરી ગયાં, રોજ એમના તરફ કાળજી રાખી, ઉપર કહેલા હકીમની સલાહ પ્રમાણે
"હાં, અખિઉનારી સ્ફૂર્તિ આપનાર એવું બીજું કાંઇક પણ હું હમેશાં કરી રાખું છું.
મ્હેં અખિલરાયને યે તે ઘડીએ બહુ હોય કે થોડી, તો પણ ગમે તેમ કરીને, એમને તે પી-
એ આવ્યાંજ નર્દ સત્ય કહુ છું કે એની અસર ચમત્કારિક થાય છે.
આ બોલતાં રોઇાંત બીજી કેટલીક બાબત માટે પણ હું ખાસ ચીવટ રાખું છું. શિયાળામાં
–વવાને સમયે સ્વચ્છ ગગડીમાં દેવતા પાડી ત્હેની પાસે એમની આગામખુરશી
એક વર્ષ " " મૂકું છું, રાત્રે જમવાનો વખત જેમ બને તેમ નિયમિત રાખું છું, અને
સધાયું. અખિલનું ગુ ભાવે છે તે ખોળી કાઢી ભોજનમા તે તૈયાર ગખવા હમેશ તત્પર
આવી સુન્દર અ

રહું છું. આવી આવી અનેક ન્હાની પરંતુ ઉપયોગી ક્રિયાઓથી, પતિની સત્કારવિધિ પાછળ જેટલો શ્રમ લેવો હોય તેટલો લઈ શકાય, અને પોતાની શક્તિ, સ્થિતિ, પ્રેમ ઇત્યાદિ અનુસાર આ વિધિને, ઇચ્છા થાય તેટલી આકર્ષક ને સફળ, કોઇ પણ હોંશીલી પત્ની બનાવી શકે. પરંતુ આ સર્વ સામગ્રીમાં તાત્ત્વિક આવશ્યકતાની જે બે ચીજ છે તે ભુલાવી ન જોઇએ ને હમેશ હાજર રહેવી જોઇએ. **એક તો એમના થાકેલા શરીરને માટે પ્રોત્સાહક ખાનપાન. અને બીજી એમના કંટાળેલા મનને માટે સુપ્રસન્ન આનન્દમય આત્મા.**

"પણ આવી આવી ખોટી ટેવ પાડીને તું ત્હારા વરને બગાડશે, હોં," એમ મ્હારી એક સહીપણીએ મ્હને શીખામણ આપી—જે પોતે સારી પત્ની તરીકે પંકાઇ નથી. પણ આટલા સમયના મ્હારા અનુભવથી હું ખાત્રી આપું છું કે મ્હેં એમને બગાડ્યા નથી; એટલું જ નહિ પણ વાસ્તવિક પરિણામ તેથી તદ્દન ઉલટું છે. હું ના નથી કહેતી કે ઘરમાં પગ મૂકવાની ક્ષણેજ મ્હારા પતિ દુનિયાના મીઠામાં મીઠા સ્વભાવવાળા માણસ જેવા લાગતા નથી, તેમ જે પત્નીએ આખો દિવસ ગૃહચિન્તા ને ગૃહકાર્યનો ભાર ઉપાડ્યો છે, તે પત્ની માટે તે બહુ થોડો સદ્ભાવ બતાવે છે. ખરેખર, તે ક્ષણે તો એમ પણ લાગી જાય છે કે આ સદ્ભાવ એમનામાં કદી આવશે પણ નહિ. આમ લાગવા જેવું થાય તો પણ હું એટલું સમજું છું કે એમાં એમનો વાંક કે ઉપાય નથી. આખા દિવસની દોડાદોડી ને ચિન્તા પછી કોઈ પણ પુરુષની આવી દશા થાય. અને આ દશા ક્ષણિક જ છે એમ પણ હું જાણું છું. ત્હેને સારૂ હું જે જે ઉપાયો અજમાવું છું, અને જે અજમાવવાની પ્રત્યેક ગૃહિણીને હું ભલામણ કરૂં છું, તે ઉપાયો, ઘરમાં પગ મૂક્યા પછી થોડીક જ મિનિટમાં મ્હારા પતિને સૌથી વધારે હસમુખા તથા સમભાવવાળા સોબતી કરી મૂકવામાં, સંપૂર્ણ રીતે વિજયવન્ત થયા છે. પત્નીનો પ્રેમ, દમ્પતીજીવનના ધર્મ વગેરે ઉચ્ચ દૃષ્ટિઓને દૂર રાખીએ, (જો કે ધર્મ ને પ્રેમ એ દ્વન્દ્વની પ્રેરણા તથા નિયંત્રણા ખરી પત્નીને માટે, તેમ જ હરકોઇ ઉચ્ચ મનુષ્યને માટે બસ છે, પરંતુ દલીલને ખાતર પ્રેમ–ધર્મની દૃષ્ટિને બદલે કેવળ નફાટોટાની દુનિયાદારીની ફિલસુફીથી આ વર્તન તપાસીએ,) તો પણ હું જે જે સ્વાર્થત્યાગ કરૂં છું ને શ્રમ વેઠું છું ત્હેનો, સુખી આનન્દી ને પ્રેમમય દમ્પતીજીવનથી, મ્હને તો સોળેસોળ આના બદલો મળે છે.

આમ હકીકત હોવા છતાં, એવી અગણિત પત્નીઓ છે કે જે આથી તદ્દન ઉલટી રીતિ રાખી, પતિના થોડી પળના ખરાબ મિજાજને હમેશના ચ્હીડીઆપણામાં પરિવર્તન પમાડે છે. પોતાના વરને બગાડનારી તો તેઓ છે. ખરે, મ્હારા પોતાના ઓળખાણની એવી ઘણી સ્ત્રીઓ છે કે જેઓ, પતિને પાછા ફરવાનો સમય થાય ત્યારે ભોજન માટે શણગાર સજવામાં રોજ ગુંથાય છે, બીજી કેટલીક તે સમયે અમુક બ્હાર ગયેલી હોય છે, ત્રીજી વળી ખાવાપીવાની કે છોકરાંની ભાંજગડમાં પડી હોય છે, ચોથી તે વખતે વાંચવામાં કે વાજીંત્ર વગાડવામાં એવી તો નિમગ્ન બની જાય છે કે તેમાંથી સ્હેજ માથું ઉંચું કરવાની કે સ્મિતથી અબોલ આવકાર આપવાની પણ જરૂર જોતી નથી, અને વાચન કે સંગીતમાંથી કાંઇ પણ ફુરસદ મળે તો જમવાનું બહુ જ મોડું થયું હોય તેમ વાજી લેતા સુધી લાંબાં બગાસાં ખાધાં કરે છે!

લગ્નસુખનો નાશ કરવાનો આ ખરેખરો નિશ્ચિત માર્ગ છે.

અંગ્રેજી. કાન્તિલાલ છગનલાલ પંડ્યા.

## ત્હમારી ભવિષ્યની પત્નીને ત્હમે વફાદાર છો ?

Who is the happy husband ? He
Who scanning his unwedded life,
Thanks Heaven, with a conscience free,
' Thus faithful to his future wife.*

જુના જમાનામાં બાળલગ્ન હશે, બાળવિવાહ હશે અને હાલ પણ બાળલગ્ન-બાલવિવાહ છે. મ્હોટી વયનાં લગ્ન થાય છે અને એને પરિણામે લગ્નના સુખ દુ:ખના વિચાર થાય છે. સ્ત્રીઓ અજ્ઞાન છે, કેળવાયેલી નથી, વ્હેમી છે એટલે એ પતિને સુખી કરી શકતી નથી એવો એમના ઉપર આક્ષેપ છે તે કેટલેક અંશે ખરો છે. પણ સ્ત્રીઓને એકલાં કે સખીના જોડે બ્હાર જવા દેવામાં નથી આવતી, પરપુરૂષની હાજરીમાં સખ્ત મલાજો પાળવા ફરજ પાડવામાં આવે છે, કોઇની સાથે-પતિની સાથે પણ નાટક-પાર્ટી વગેરે સ્થળે જવા દેવામાં આનાકાની કરવામાં આવે છે. આ બધુ શા માટે-કારણ એજ કે પત્ની-સ્ત્રીઓ પોતાના પતિને વફાદારજ રહે એવી આશંકા-કુમાર્ગે જવાની કે પડવાની બીતિજ. સ્ત્રીઓનું મનોબલ પુરૂષો કરતાં વધારે હોય છે એ સર્વમાન્ય વાત છે અને એમની પોતાનીજ ઇચ્છા શિવાય સત્ય માર્ગેથી પતિત કરનાર વિશ્વમાં કોઇ નથી એ જાણતાં છતાં ત્હેમના પર વિશ્વાસના અભાવને લીધેજ એમના ઉપર આટલો અંકુશ રાખવામાં આવે છે. આવો અંકુશ મૂકતાં પહેલાં, મુકવાનો વિચાર કયા પહેલાં કેટલા યુવાનોએ આત્મપરીક્ષા કરી છે ? તેઓ પોતાની પત્નીને વફાદાર રહ્યા છે ?" મન, કર્મ કે વાણીથી પવિત્ર રહ્યા છે ? આટલોજ વિચાર થાય-થતો હોય તો ખરેખર અનેક કુટુમ્બો સુખી થાય. નાટકશાળામાં, પાર્ટીઓમાં, મંદિરોમાં, લગ્નપ્રસંગોમાં-પવિત્ર દિવસોએ રસ્તામાં જતી આવતી સુંદરીઓ પ્રત્યે પુરૂષોના વિચારો અને પુરૂષોની વાતો અને પુરૂષો માટે સ્ત્રીઓની વાતો અને વિચારોની તુલના કરી શકીયે તો સ્ત્રીઓ કરતાં પુરૂષો દોષીત ઠરશે એમ મ્હારી માન્યતા છે. આટલા માટે સ્ત્રીઓ સારી છે કે નહિ, ત્હેમનામાં દોષ કાઢતાં પહેલાં ત્હમે ત્હમારી પત્નીને વફાદાર છો કે કેમ એ પ્રશ્ન વારંવાર ઘડીયે ઘડીયે પૂછ્યા કરો અને ત્હમે સ્વર્ગ સુખ મેળવશો.

રોમના સુપ્રસિદ્ધ વીર સ્કીપીઓની પુત્રી અને દેશભક્ત ટાઇબીરીયસ ગ્રેકસ અને કેયસ ગ્રેકસની માતા કોર્નેલીઆ પોતાની એક સખીના નવાં કરાવેલાં ઘરેણાં જોતી હતી. ત્યાર પછી સખીએ કોર્નેલીયાને એનાં ઘરેણાં બતાવવા કહ્યું. આના ઉત્તરમાં કોર્નેલીયાએ પોતાના બે પુત્રને લાવી કહ્યું કે-મ્હારાં આ ઘરેણાં અને ત્હેને માટે હું મગરૂર છું." આ જગ વિખ્યાત વીરમાતા રૂપી ઘરેણાં સદાને માટે ચળકતાં શી રીતે રહ્યાં તે જાણવાની જરૂર છે. આ બન્ને યુવાનોને માતાએ એવી તે શિખામણ શી આપી કે આ યુવાનો યુવાવસ્થાના વિષય રૂપી ખાડામાં ન પડયા ? વ્હાલ સોઇ વીરપત્નીએ બન્ને પુત્રોને ભવિષ્યની પત્નીને વફાદાર થવા-થતાં શિખવ્યું હતું. જે સ્ત્રીને સહધર્મચારિણી નહિ કે પોતાના જેવા-પોતાના પિતા જેવા વીરપુત્રોની માતા કરવા માગતા હોય ત્હેમને પતિ તરીકે સર્વ રીતે લાયક થવા આગ્રહ કર્યો હતો. આ બન્ને પુત્રોને ઉંચી માનસિક અને નૈતિક કેળવણી આપવામાં કોર્નેલીઆએ અથાગ

---

* જે યુવાન પોતાની કુવારી જીંદગીનું સિંહાવલોકન કરતાં ઇશ્વર માથે રાખી શુદ્ધ અંતઃકરણથી રહી શકે તો તે આચાર તેમજ વિચાર પવિત્ર રહ્યો છે અને ભવિષ્યની પત્નીને વફાદાર છે તેજ સુખી પતિ છે.

શ્રમ વેઠ્યો હતો અને જ્યારે બન્ને વીરો દેશને માટે મૃત્યુને શરણ થયા ત્યારે વીરમાતાને છાજે ત્હેવી રીતે સહનશીલતા દાખવી હતી. એક જણ કૉર્નેલીયાને આશ્વાસન આપવા ગયો ત્યારે માતાએ એટલુંજ કહ્યું કે "એકાઇ (બન્ને ભાઇઓ) જેવાને જન્મ આપનાર હું દુર્ભાગી છું એમ માનતી નથી."

પુત્રોને પવિત્ર–નીતિમાન્–ઉચ્ચ વિચારવાળા જોઇ માતાના હર્ષનો પાર ન રહે તો પછી આપણો મંગલમય સ્નેહમય પ્રભુ પોતાના અંશજ યુવાનોની પવિત્રતા જોઇ આનંદિત થાય એમાં શી નવાઇ? પવિત્ર જીવન ગાળ્યા પછી–પવિત્ર સંસ્કાર પાડ્યા પછી–પવિત્ર વિચાર રાખ્યા પછી લગ્ન સંસ્કારમાં–લગ્નની આશાઓમાં–થનારી પત્નીના સહવાસસૌખ્યનાં સ્વપ્નામાં જે આનંદ–જે સત્યસુખ રહેલાં છે તે આનંદ તે સુખ અપવિત્ર જીવન ગાળનારને મળતાં નથી. પવિત્ર–નિર્દોષ–ઉત્સાહભર–શુદ્ધ હૃદય વાળી કન્યાનો હસ્ત આપણા હાથમાં હોય, ચોરીમાં શાસ્ત્રના ઉચ્ચ મંત્રો ભણાતા હોય પવિત્રતાનું વાતાવરણજ થઇ રહ્યું હોય ત્યાં આપણા જીવનનું દિગ્દર્શન કરતાં આપણામાંના કેટલા ઇશ્વર પ્રત્યક્ષ કહી શકશે કે તેઓ વિચારમાં–વાતોમાં પવિત્ર હતા અને પાસે બેઠેલી ઉછરતી કુસુમ કળીને સર્વ રીતે લાયક છે? બાલવિવાહ અયોગ્ય છે એ વાત ખરી પણ તે સાથે મ્હોટી વયે લગ્ન થતાં સુધી આચારમાં એટલુંજ નહીં પણ વિચારમાં પણ અપવિત્ર રહેવું એ અયોગ્ય છે–પાપ છે. મનુષ્યના હૃદય જોઇ શકાતાં હોત, ત્હેમના વિચારો વાંચી શકાતા હોત તો જણાત કે પુરૂષો પોતાની સ્ત્રીઓ તરફ–ત્હેમના વર્તન તરફ આશંકા દર્શાવે છે છતાં તેઓ જાતેજ ક્ષણેક્ષણે દુષ્ટ વિચારોના ભોગ થઇ પડે છે. પોતાની ભવિષ્યની પત્નીને કેટલા વફાદાર છે? એ મહા પ્રશ્ન ત્હેમને સુજતો જ નથી.

ડૉ. જોન્સન એક સ્થળે કહે છે કે "સામાન્ય રીતે લગ્ન એ મનુષ્યની સારામાં સારી સ્થિતિ છે અને જેટલે દરજ્જે મનુષ્ય આને માટે ના લાયક તેટલે દરજ્જે તે સ્થિતિ ખરાબ" ઘણાનું એમ માનવું છે કે પુરૂષો સ્વતંત્ર છે, ત્હેમને કેટલેક દરજ્જે છૂટ છે, અને લગ્ન થતાં સુધી ત્હેમને સ્વચ્છંદવર્તન રાખવામાં પાપ નથી. લગ્ન પછી પણ નિરંકુશ જીવન ગાળવામાં પુરૂષો કેટલેક સ્થળે માન–હિમત ગણે છે: જ્યારે સ્ત્રીઓ દુષ્ટ ગણાય છે. વળી કેટલાક એવો અભિપ્રાય આપે છે કે લગ્ન થતાં સુધી ગમે તેમ વર્તે પણ જો પછી જો તેઓ પવિત્ર રહે તો બસ છે. પરંતુ આ વિચાર હાનીકારક છે એટલુંજ નહિ પણ પરિણામે દુઃખદ છે. લગ્ન પહેલાં જેવું જીવન ગાળીયે તેવુંજ જીવન પછીથી ઉદ્દભવવાનું. બી ખરાબ રાખીયે, બી ખરાબ હોય ત્હેની દરકાર ન રાખીયે તો પછી વૃક્ષ સારાં થાય એમ ઇચ્છીએ એ કેવી મૂર્ખતા?

એક સ્થળે 'સ્ત્રીકેળવણી' ઉપર એક વિદ્વાન્ વ્યાખ્યાન આપતો હતો. વ્યાખ્યાન દરમિયાન વક્તાએ પ્રશ્ન કર્યો "હાલની સ્ત્રીઓ–કન્યાઓ પત્ની થવાને યોગ્ય છે?" મ્હારી પડોશમાં એક નવીન કેળવાયેલી સ્ત્રી બેઠી હતી ત્હેણે સહજ મ્હોટે સાદે ઉત્તર આપ્યો "સ્ત્રીઓ તો પતિને માટે યોગ્ય છે પણ વાંધો એટલોજ છે કે યુવાનો–હાલના યુવાનો પત્નીને માટે લાયક નથી" દરેક યુવાન એમ જ સમજે છે કે પોતે બી. એ., એમ. એ. એલ. એલ. બી, એલ. એમ. એન્ડ એસ. થયો છે. પૈસા કમાય છે એટલે લગ્નને માટે લાયક છે અને જે કન્યા ભાગ્યશાળી હશે તેજ ત્હેમને વરશે. હવે આજ કન્યાને માટે એમ ખબર મળે કે તે અમુકને ચાહતી હતી–ત્હેના સખી મંડળમાં અશ્લીલ વાતો કરતી હતી અને પુરૂષોની અયોગ્ય ટીકા કરતી હતી તો ત્હેને પરણવા તૈયાર થશે કે? તેજ ઘડીયે–તેજ

કાળે - ત્હેને અપવિત્ર ઠરાવી તિરસ્કારશે. પરંતુ પોતે પોતાની ભવિષ્યની પત્નીને કેટલે દરજ્જે વફાદાર રહ્યા છે ત્હેનો વિચાર કરશે ? મિત્રોમાં—કલબોમાં—ઝ્મીયો જોતાં—રસ્તામાં—વાતોમાં સ્ત્રીઓની અણુછાજતી ટીકા કરતાં અટક્યાં છે ? જે પુરૂષ—જે યુવાન્ પોતાની ભવિષ્યની પત્નીને વફાદાર રહ્યો નથી તે યુવાનને પરણતાં બચી જનાર કન્યાજ ખરેખર ભાગ્યશાળી છે.

યુવાવસ્થામાં—મિત્રો—કલબો—પુસ્તકો ને જનસમાજના અનેક સંયોગોમાં હોવા છતાં વૃત્તિઓ ઉદ્ભવે નહિ, વાસનાઓનો અંકુર ન ફુટે એમ માનવું એ અયોગ્ય છે. પરંતુ એ વાસના વૃત્તિ દબાવતાં શીખવામાં—ત્હેમના ઉપર અંકુશ રાખવામાં—ત્હેમને સન્માર્ગે લઇ જવામાંજ મનોબળ—ઉચ્ચ કેળવણી—સત્સંગ—સન્માર્ગદર્શક પુસ્તકો અને ઇશ્વર શ્રદ્ધાની જરૂર છે.

પોતાની ભવિષ્યની પત્નીને વફાદાર નિવડવા માટે પવિત્ર વિચારો—પવિત્ર કર્મો કરવાની ઓછી આવશ્યકતા નથી. ક્ષુદ્રસ્નેહ—કામવાસનાને બદલે પવિત્ર સ્નેહ ખિલવવો એ પ્રત્યેક યુવાનનું કર્તવ્ય છે. એવા સંયોગોમાં આવતાં—એવા વિચારો ઉદ્ભવતાં પોતે પોતાની પત્નીને વફાદાર છે કે કેમ ! એ પ્રશ્ન પૂછશે અને પરમકૃપાળુ પ્રભુ ત્હેને વફાદાર થવાને પુરતું બળ આપ્યા વિના રહેશે નહિ.

ભોગીન્દ્રરાવ ર. દીવેટીયા. બી. એ.

---

# વિદ્યાકલા.

## સ્ત્રીઓ તથા બાળકોને ઘરગતુ દવાઓ.

(અનુસંધાન ગયા વર્ષના ૩૩૫ પાનેથી.)

**પ્રદરના ઉપાયો**—વ્હેનો વાયુ પછી સ્ત્રીઓમાં બીજો જે મોટો રોગ છે તે પ્રદર અથવા લોહીવા છે. એ રોગોથી પણ ઘણી વ્હેનો બહુ હેરાન થયા કરે છે, અને માત્ર રોગને લીધે શરીરે દુઃખી થાય છે. એટલુંજ નહિ પણ એ રોગને લીધે શરીર અશક્ત થવાથી બીજા ઘણા રોગો તેમાંથી લાગુ પડે છે, અને એ રોગને લીધે વહેલું ઘડપણ આવે છે. તથા વહેલું મોત આવે છે; એટલુંજ નહિ પણ એ રોગને લીધે ઘણી બાઇઓને છોકરાંઓ થઇ શકતાં નથી, અને ઘણી બાઇઓને છોકરાં થાય છે, તો પણ તે છોકરાં રોગી હોય છે, તથા તે છોકરાંઓ ઓછાં આયુષ્યવાળાં હોય છે. આવી રીતે એ રોગની અસર બાળકોમાં પણ ઉતરે છે. માટે એ બાબતમાં ખાસ સંભાળ રાખવી જોઇએ; છતાં પણ ખોટી શરમને લીધે હજારો બ્હેનો ન્હાની ઉમરમાંથી જ એ રોગથી હેરાન થયા કરે છે. અને તેમ છતાં તેના કાંઈ પણ સાચા ઉપાય તેઓ લેતાં નથી. માટે એવા બહુ ખરાબી કરનારા રોગના સ્હેલા સ્હેલા ઘરગતુ ઉપાયો આપણી બ્હેનોએ જરૂર જાણી લેવા જોઇએ. કારણ કે એ જાણવામાં તેઓનું હાલનું તથા ભવિષ્યનું સુખ રહેલું છે, માટે તેના થોડાક સૌથી સ્હેલાઇથી બની શકે તેવા સાદા સાદા ઉપાયો જણાવવાની રજા લઉં છું.

૧ એરંડીયાનો જુલાબ લેવો, અને પછી થોડું થોડું એરંડીયું થોડા દહાડા સુધી દરરોજ લીધા કરવું.

૨ ગુલાબના ફુલનો ગુલકંદ બજારમાં તૈયાર વેચાતો મળે છે. તે ગુલકંદ દરરોજ બેથી ચાર તોલા સુધી ખાવો.

૩ મોટાં આમળાંનો મુરબ્બો થોડા દહાડા સુધી ખાવો.

૪ લીલાં તાજાં અંજીર ખાવાં અથવા પીપળાની કે પીંપરની પાકેલી પેપડીઓ ખાવી.

પાકેલાં ઉમરાં ખાવાં. પેપડીઓ તથા ઉમરાંમાં બહુ જીવાત હોય છે, માટે જેમાં જીવડાં ન હોય તેવી પેપડીઓ તથા ઉમરાં ખાવાં, અને પેપડીઓની મોસમ ન હોય તો પીપળાનાં કુણાં કુંપળીયાં ખાવાં. તે ત્રણ ચાર દિવસ ખાવાથી પ્રદર મટે છે; અને લોહી પડતું બંધ થાય છે.

૫ જાસુદનાં ફુલ નંગ પાંચ સાત સાકરની સાથે ખાવાથી પ્રદર મટે છે.

૬ જીરૂં અને સાકર તેનો ઘીમાં આથો કરીને ખાવાથી પ્રદરમાં ફાયદો થાય છે.

૭ ખેરનો ગુંદ અથવા શીમળાનો ગુંદ ઘીમાં તળીને ખાવાથી અગર તેનો પાક બનાવીને ખાવાથી પણ પ્રદર મટે છે.

૮ તાંદલજાની ભાજીનાં મૂળીયાંને વાટી તેનો રસ તોલા ચાર લઇ તેમાં સાકર તોલો એક નાંખીને પીવાથી પ્રદર મટી જાય છે.

૯ બીલીપત્ર વાટી તેમાં મરી અને સાકર નાંખી ભાંગની પેઠે ગાળી લઈ તે પાણી થોડા દિવસ પીવાથી પ્રદર મટી જાય છે.

૧૦ પાકેલાં કેળાં લઇ તેમાં અરધા કેળામાં અરધો તોલો ફટકડી મીલાવી તે ખાઇ જવાથી પ્રદર મટી જાય છે.

૧૧ સુખડના તેલનાં આઠ દશ ટીપાં પતાસામાં નાંખી તે પતાસું ખાઇ જવાથી પ્રદર મટી જાય છે. સુખડનું તેલ ન મળે તો સુખડના વહેરને રાતે પાણીમાં ભીંજવી રાખી તેમાં સાકર નાંખીને પાણી ગળી લઈ, સવારમાં તે પાણી પી જવાથી પણ પ્રદર મટી જાય છે. એ માટે સુખડનો વહેર તોલા ચાર પાણીમાં ભીંજવવો, અને બે દહાડા સુધી તે પાણી વાપરવું. પછી બીજો તાજો વહેર ભીંજવવો. પાણી પાશેર લેવું અને સાકર રૂચિ પ્રમાણે નાંખવી.

૧૨ ચાર તોલા તલને રાતે પાણીમાં ભીંજવી રાખવા, અને સવારમાં તેને બે હાથે ચોળી નાંખવાં એટલે તેની ઉપરથી ફોતરી નીકળી જશે. પછી તે તલમાં નાગકેશર તોલો અરધો તથા જાવંત્રી તોલો પા, સાકર તોલા ચાર માંખણ તોલા ચાર મીલાવીને ખાઇ જવું. તેથી થોડા દિવસમાં પ્રદર મટી જાય છે. તલ માખણ તથા સાકર ચાર તોલા ખાવામાં વધારે લાગે તો બબ્બે તોલા લેવું.

૧૩ કેશર તોલો પા, એલચી તોલો એક, જાયફળ તોલો એક, વંશલોચન તોલો એક, નાગકેશર તોલો એક, શંખજીરૂં તોલો એક, તે બધાંનો ભુકો કરી તેમાંથી અડધો તોલો ભુકો લઇ એક તોલા ઘી તથા એક તોલા સાકરની સાથે ખાવું જોઇએ, અને તે પર દુધ પીવું. તેથી પ્રદર મટી જાય છે.

૧૪ બ્હેનો પ્રદરને માટે સૌથી સારો અને ખાત્રી ભરેલો તથા તદ્દન નિર્દોષ ઉપાય એ છે કે, હરડાં, બેડાં, અને આમળાં એ ત્રણે સરખે વજને લેવાં તેમાંથી દશ તોલા લઈ તેને કોરાં માટીના વાસણમાં રાતને વખતે ભીંજવી રાખવાં. અને તે વાસણ અગાશીમાં અથવા છાપરા પર ખુલ્લી હવામાં મુકવું. તે વાસણ ઉપર લુગડું બાંધી રાખવું. તેમાં પાણી શેર અડધો ખવું. તે પાણી બીજે દિવસે સવારમાં ગાળી લેવું, અને પછી તેમાં પાછું બીજું પાણી ખી મુકવું. એ ગાળેલું અડધો શેર પાણી દિવસમાં બે અથવા ત્રણ વખત ગાળીને પી નું. તેમ ત્રણ ચાર દિવસ કરવાથી બહુ સખ્ત પ્રદર પણ તુરતજ નરમ પડી જાય છે, અને ણા દિવસ તે દવા પીવાથી પ્રદર મટી જાય છે. પણ આ પાણી પીવામાં ઘણી બ્હેનોને હુ કંટાળો લાગે છે, કારણ કે ત્રિફળાનું પાણી બહુ તુરૂં લાગે છે. માટે જેનાથી એ પાણી પી શકાય તેણે હરડાં બેડાં અને આમળાંનો ભુકો કરી તેમાં ઘી, સાકર નાંખી તેનો આથો નાવવો, અને તે આથો દરરોજ બે થી ચાર તોલા સુધી ખાવો, તેથી પ્રદર મટી જાય છે. ાથો પણ ન બની શકે તેમ હોય તો હરડાં, બેડાં, આમળાંની બારીક ભુકી તોલો એક

વજનમાં લઇ તેમાં સાકરનો ભુકો તોલો એક મીલાવીને ફાકી ભરી જવી, અને તે ઉપર ટંડુ પાણી પીવું અથવા દૂધ પીવું. તે પ્રમાણે કરવાથી પણ પ્રદરના રોગમાં બહુ ફાયદો થાય છે.

બ્હેનો આ બધી દવાઓ બહુજ સ્હેલી છે. અને સૌથી સ્હેલાઇથી બની શકે તેવી છે; છતાં પણ આ દવાઓની ખબર ન હોવાને લીધેજ ઘણી બ્હેનો બહુ હેરાન થયા કરે છે, માટે પોતાની તન્દુરસ્તીને જરૂર હોય તેવી દવા તો દરેક બ્હેનોએ ખાસ જાણી લેવી જોઇએ. બીજું આવી સાદી દરેક દવા માટે આ વાત સમજી લેવા જેવી છે કે, એ દવાઓથી કાંઇ થોડાકજ કલાકમાં મોટો ફાયદો થઇ જતો નથી, પણ અઠવાડીયું, પખવાડીયું અથવા જુનો રોગ હોય અથવા રોગનું જોર બહુ વધારે હોય તો એથી પણ વધારે દહાડાઓ સુધી જેને જે દવા માફક આવે તેનું તેણે સેવન કરવું જોઇએ, તોજ ખરેખરો લાભ મળી શકે. કારણ કે, આવી સાદી સાદી ઘરગરાઉ દેશી દવાઓ પેટમાં જાય તેથી કોઇ પણ 'જાતનું નુકશાન થતું નથી; પણ આગળ જતાં ધીમે ધીમે તેનો વધારે વધારે ફાયદોજ થતો જાય છે. માટે આવી સાદી દવાઓનું વધારે દિવસ સેવન કરવામાં કંટાળો ખાવો નહિ, પણ રોગનું મુળ જાય ત્યાં સુધી પરહેજી પાળીને દવા કર્યા કરવી. (અપૂર્ણ.)

---

## મુસાફરીની ટોપી (જોકીકેમ્પ) મોટા પુરૂષો માટે ખાસ.

### (સૌ. નર્મદા કાશીરામ ત્રિવેદી.)

આ ટોપી બે સોયાથી ગુંથાય છે, લોખંડના જરાક લાંબા બે સોયા લેવા. ને ઉન વાદળી અગર બ્લુ પરસેલા પસંદ કરવું.

પહેલેથી શરૂ આ ટોપીને માથાના ચાંદામાં નવ કળી આવે છે. માથાના માપ પ્રમાણે કળીઓ નવ અગર દશ જોઇએ. અને નાનાં બચ્ચાંને આઠ કળી, એકેક કળીએ એક ટાંકો સેવો. હવે નીચે પ્રમાણે શરૂ કરો.

પહેલા નવ ટાંકા માંડો ને બે હાર સાદી ગુંથો; પહેલી હાર એકેક ટાંકે એકેક આંટો સો એટલે બમણા ટાંકા થશે પછી એક પર્લ અથવા બખીઆની હાર લેવી. પછી એકહાર પ્લેન એટલે સાદી ગુંથો.

૧ લી હાર—એક આંટો લઇને એક સાદો ટાંકો લો ને બીજો એક સાદો ટાંકો એમ હાર પૂરી થતા સુધી લેવું. પછી હાર પર્લ.

૨ જી હાર—એક આંટો લઇને સાદો ટાંકો પછી બે સાદા ટાંકા એમ હાર પૂરી થતા સુધી—પછી હાર પર્લ.

૩ જી હાર—એક આંટો લઇને એક ટાંકો સાદો, પછી ત્રણ સાદા ટાંકા એમ હાર પૂરી થતા સુધી—પછી હાર પર્લ.

૪ થી હાર—એક આંટો લઇને એક સાદો ટાંકો પછી ચાર સાદા ટાંકા લેવા એમ હાર પૂરી થતા સુધી—પછી હાર પર્લ.

૫ મી હાર—એક આંટો લઇને એક સાદો ટાંકો પછી પાંચ સાદા ટાંકા એમ હાર પૂરી થતા સુધી—પછી હાર પર્લ.

૬ ઠી હાર—એક આંટો લઇને એક સાદો ટાંકો પછી ૭ સાદા ટાંકા એમ હાર પૂરી થતા સુધી—પછી હાર પર્લ.

હવે પહેલો આંટો લઇને એક સાદો ટાંકો ફરી આંટો લઇને એક સાદો ટાંકો, ફરી

# रमणीरत्नमाला.

## શ્રીમતી સરોજિની નયડુ.

હિન્દુસ્તાનની હાલની સુશિક્ષિત સન્નારીઓમાં શ્રીમતી સરોજિની નયડુનું સ્થાન ઘણું ઉચું છે. વિદુષી તરીકે, લેખક તરીકે, કવિ તરીકે અને સ્ત્રીઓનાં હિતનાં તથા પરોપકારનાં સર્વ કાર્યોમાં ત્હેમનું નામ આપણા દેશમાં જ નહિં પરન્તુ યુરોપ દેશમાં પણ સુપ્રસિદ્ધ છે. આવી સન્નારીની જીવનકથા જાણવા જેવી જ હોય અને તેથી અહિં તે આપવામાં આવી છે.

૧૮૭૯ ની ફેબ્રુઆરિની તેરમી તારીખે સરોજિનીનો જન્મ દક્ષિણ હૈદરાબાદમાં થયો હતો ત્હેમના પિતાનું નામ ડૉક્ટર અઘોરનાથ ચટ્ટોપાધ્યાય છે. તેઓ પૂર્વ બંગાળામાં સંસ્કૃતના અને યોગવિદ્યાના જ્ઞાનમાં પંકાયલા બ્રહ્મગ્રામના ચૅટરજી કુટુંબના વંશના છે. અઘોરનાથ ચટ્ટોપાધ્યાયે ૧૮૭૭ માં એડિનબરો યુનિવર્સિટિની ડૉક્ટર ઑફ સાયન્સની ડીગ્રી લીધી અને ત્યાર પછી બૉનમાં બહુ કુશળતાથી અભ્યાસ કર્યો. હિન્દુસ્તાન પાછા ફર્યા પછી ત્હેમણે હૈદરાબાદમાં નિઝામ કૉલેજ સ્થાપી અને તે વખતથી હાલ સુધી તેઓ ત્યાં કેળવણીના પ્રસારના કાર્યમાં સતત ઉદ્યોગથી અને અનેક મુશ્કેલીઓને વેઠીને મંડ્યા રહ્યા છે.

સરોજિનીના પિતાનાં ઘણાં સંતાનોમાં તે સહુથી મ્હોટાં છે. ત્હેમનાં બધાં સન્તાનોને બહુ ન્હાની વયથી અંગ્રેજી શીખવવામાં આવ્યું હતું. તેઓ લખે છે "મ્હેં હઠ પકડી અને અંગ્રેજી બોલવાની ના જ પાડી. તેથી એક દિવસ, જ્યારે હું નવ વર્ષની હતી ત્યારે, મ્હારા પિતાએ મ્હને એક ઓરડીમાં આખો દિવસ પૂરી રાખવાની શિક્ષા કરી. તે શિક્ષાની અસર એવી થઇ કે ઓરડીમાંથી બ્હાર નીકળ્યા પછીથી આજ સુધી મ્હેં ત્હેમની સાથે કે મ્હારી માતા સાથે કદી અંગ્રેજી સિવાય બીજી કોઇ ભાષામાં વાત કરી નથી. હું બાલક હતી ત્યારે વિચારશીલ, ગંભીર અને દૂર દૂરની દુનિયાના સ્વપ્નમય ખ્યાલોમાં ગૂંચાયેલી રહેતી પરન્તુ કવિતા લખવાની તીવ્ર ઇચ્છા મ્હને કદી થઇ ન્હોતી. મ્હારા પિતાએ મ્હને ઘણીજ શાસ્ત્રીય પદ્ધતિથી શિક્ષણ આપ્યું એમનો વિચાર એવો હતો કે મ્હારે આગળ જતાં કોઈ મહા ગણિત કે વિજ્ઞાનશાસ્ત્રી નીવડવું; પરન્તુ ત્હેમની પોતાના તરફથી અને મ્હારી માતા જે બંગાળીમાં ઘણાં સુન્દર કાવ્યો લખતી ત્હેની તરફથી મળેલા કવિતાના સંસ્કાર વધારે બળવાન નીવડ્યા. એક દિવસ, હું જ્યારે અગીયાર વર્ષની હતી ત્યારે, એલજિબ્રા (અક્ષરગણિત)નો એક દાખલો મેળવવાની માથાકૂટ હું કરતી હતી; કેમે કર્યો એ દાખલો આવેજ નહિ પરન્તુ તેજ ક્ષણે એક આખું કાવ્ય મ્હારા હૃદયમાં સ્ફુરી આવ્યું. તેજ વખતે મ્હેં તે લખી લીધું. આ દિવસથી કવિ તરીકેનું મ્હારૂં જીવન શરૂ થયું. તેર વર્ષની વયે "લેડી ઑફ્ ધી લેક" નામનું એક લાંબું તેરસો લીટીનું કાવ્ય ૭ દિવસમાં લખ્યું; તેજ ઉમ્મરે મ્હને, તબીયત નરમ હોવાથી મ્હારા ડાક્ટરે ચોપડી બિલકુલ હાથમાં લેવાની મના કરી હતી ત્હેને ચીઢવવા ખાતરજ મ્હેં બે હઝાર લીટીનું એક આખું નાટક લખ્યું. આ નાટકનું વસ્તુ પ્હેલેથી કાંઇ પણ મનમાં ધાર્યું ન્હોતું. જેમ આવ્યું ત્હેમ વિચાર કર્યા સિવાય હું લખેજ જતી આ વખત મ્હારી તબીયત હમેશને માટે લથડી ગઇ અને નિયમસર અભ્યાસ બંધ કર્યો હતો, તેથી મ્હેં બેસુમાર આતુરતાથી પુસ્તકો વાંચવા માંડ્યાં. મ્હને લાગે છે કે ચૌદ અને સોળ વર્ષની ઉમ્મર વચ્ચેના વર્ષોમાં મ્હેં સહુથી વધારે વાંચ્યું હશે. મ્હેં એક નવલકથા લખી, માસિકો માટે પુષ્કળ લેખો લખ્યા. તે વર્ષો દર્મિયાન મ્હેં ઘણું સંગીન કામ કર્યું."

પંદર વર્ષની ઉમ્મરના અરસામાં હેમના જીવનની મુખ્ય લડતની શરૂઆત થઇ. ડૉ. ગોવિંદરાજુલુ નયડુ, હેમના પતિ, ઘણા જૂના પ્રતિષ્ઠિત કુટુંબના છે પરન્તુ બ્રાહ્મણ નથી. જ્ઞાતિના ભેદથી આ બેના વિવાહ સ્હામે વાંધો ઉઠાવવામાં આવ્યો–સરોજિનીના કુટુમ્બ તરફથી તેમજ ડૉ. નયડુના કુટુમ્બ તરફથી. ૧૮૯૫ માં સરોજિનીને નિઝામ સરકારની સ્કૉલરશિપથી હેમની મરજી વિરૂદ્ધ વિલાયત મોકલી દેવામાં આવ્યાં. વિલાયતમાં તેઓએ લંડનની કિંગ્સ કૉલેજમાં તેમજ ગર્ટન કૉલેજમાં અભ્યાસ કર્યો, અને થોડો વખત વચમાં ઇટલીમાં મુસાફરી કરી. ગર્ટન કૉલેજમાં હેમની તબીયત ફરીથી લથડી. ૧૮૯૮ ના સપ્ટેમ્બરમાં તે વિલાયતથી પાછાં ફર્યાં અને તે વર્ષના ડિસેમ્બરમાં ન્યાત જાતનો ભેદ ન ગણતાં ડૉ. ગોવિન્દરાજુલુ-નયડુ સાથે લગ્ન કર્યું. કુલવાન બ્રાહ્મણ કન્યાનું અન્ય વર્ણના ગૃહસ્થ સાથે લગ્ન થયાથી લોકોમાં ઘણી ચર્ચા થઇ,-જેને જેમ ફાવ્યું તેમ લોકો બોલ્યા, પરન્તુ સરોજિનીનું હૃદય સામાન્ય સ્ત્રી હૃદય ન્હોતું. હેમનાં કાવ્યોમાં દેખાતી હેમના હૃદયની ઊંડી લાગણી પરથી સમજાય છે કે હેમનો પતિ તરફનો ભાવ કેવો શુદ્ધ અને ઊંડો હતો. એવો પ્રેમ–નિઃસ્વાર્થ સાત્વિક ઊંડો હૃદયનો પ્રેમ મનુષ્યે કરેલા ન્યાત જાતના કૃત્રિમભેદ સ્વીકારતો નથી. શ્રીમતી સરોજિની નયડુ સાથે જેમને પરિચય છે તેઓ જાણે છે કે આ લગ્ન કેવું સુખી નીવડ્યું છે અને હેમના અનેક રીતે આદર્શમય જીવનથી હેમના લગ્ન વખતે લોકોમાં થયેલી વિરૂદ્ધતા નાશ પામી છે. એમને ઘણાં સંતાન છે અને એ સંતાનો વિશે પણ એમણે કેટલાંક સુન્દર કાવ્યો લખ્યાં છે.

આપણા દેશમાં બે બંગાળી સન્નારીઓએ અંગ્રેજીમાં સુન્દર કાવ્યો લખી ઇંગ્લાન્ડમાં ખ્યાતી મેળવી છે–તરૂઆલા દત્ત અને સરોજિની નયડુ. તરૂઆલાએ અંગ્રેજીમાં તેમજ ફ્રેન્ચમાં બહુ સુન્દર કાવ્યો લખ્યાં છે અને હેમનાં તથા સરોજિની નયડુનાં કાવ્યો સામાન્ય લોકોમાં જ નહિં પરન્તુ આર્થર સાઇમન્સ અને એડમન્ડ ગૉસ જેવા સુપ્રસિદ્ધ સાક્ષર વિવેચકનાં પણ સન્માનપાત્ર થયાં છે એ આપણને થોડા ગૌરવનું કારણ નથી. તરૂઆલા દત્ત માત્ર બાવીશ વર્ષે સ્વર્ગવાસી થયાં છતાં તે પ્હેલાં હિન્દુસ્થાન ઇન્ગ્લાન્ડ, ફ્રાન્સ અને અમેરિકા સુધી હેમનાં કાવ્યકુસુમોની સુવાસ પસરી હતી. સરોજિની નયડુનાં કાવ્યો હેમનાંથી કાંઇ જૂદા પ્રકારનાં છે અને હેમાંનાં ઘણાં પુસ્તક રૂપે છપાયાં છે અને વખતો વખત ઇન્ડીયન લેડિઝ મેગેઝીનમાં તેઓ હજી કાવ્યો લખે છે.

તરૂઆલા દત્તની તબીયત ઘણી નાજુક હતી અને તે કારણથી હેમના મન ઉપર પણ એક પ્રકારની ઉંડી શોકગ્રસ્ત છાયા પડી હતી. આ છાયા હેમનાં સર્વ કાવ્યો ઉપર સ્પષ્ટ જણાય છે. અત્યંત ધાર્મિકતા હેમનાં કાવ્યોમાં સ્થળે સ્થળે જણાય છે. સરોજિનીનું જીવન વધારે આનન્દજનક તથા ઉત્સાહપૂર્ણ છે તેથી હેમનાં કેટલાંક કાવ્યોમાં "રમતિયાળ સુન્દરતા," નિર્દોષ બાલકો જેવી નિખાલસ વૃત્તિ જણાય છે. હેમનાં કેટલાંક કાવ્યો બહુજ ઊંડા તત્વજ્ઞાનનાં અને જીવનના મહા પ્રશ્નો ઉકેલવાનો માર્ગ સુઝાડનારાં પણ છે. અંગ્રેજી સાહિત્યમાં પણ શોધ્યાં જડે એવાં ઉત્તમ કાવ્યો આ બે આર્ય સન્નારીઓએ લખ્યાં છે એમ એમના ગ્રન્થના પ્રસિદ્ધ અંગ્રેજ વિવેચકોનું કહેવું છે.

હેમનાં સર્વ કાવ્યો અંગ્રેજીમાં હોવાથી તે કાવ્યોની પરીક્ષા અહિં અશક્ય છે. "ગોલ્ડન થ્રેશોલ્ડ" નામના પુસ્તકમાં હેમનાં કેટલાંક કાવ્યો પ્રસિદ્ધ થયાં છે અને મી. આર્થર સાઇમન્સે આ પુસ્તકનો પુરસ્કરણ લેખ લખ્યો છે.

અનેક સુન્દર કાવ્યો લખવા ઉપરાંત શ્રીમતી સરોજિની નયડુએ થોડા વર્ષ ઉપર હૈદરાબાદમાં આવેલી ભયંકર રેલ વખતે સંકટમાં સપડાયલા કુટુમ્બોના દુ:ખનિવારણાર્થે ઘણા પ્રયત્ન કર્યા હતા. તેઓ ઉત્તમ કવિ હોવા ઉપરાંત બહુજ ઉત્તમ વક્તા છે અને સ્ત્રીકેળવણી તથા સ્ત્રીઓની ઉન્નતિના સર્વ પ્રયત્નોમાં અગ્રેસર ભાગ લે છે. આવાં સ્ત્રીરત્નો દેશમાં ઠેર ઠેર થાઓ એ અમારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. D. ..

---

## શ્રીમતી સત્યબાલાદેવી.

આ વિદુષી સન્નારી શ્યામાખ્યાનાથ ચટ્ટોપાધ્યાય નામના જાગીરદારની પૌત્રી છે અને તેનો જન્મ ઈ. સ. ૧૮૯૨ માં બેલપુરમાં થયો હતો. એના પિતા બાબુ શરત્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની એકની એક પુત્રી છે અને એણે એને ઘણી સારી કેળવણી આપી છે. આઠ વર્ષની ઉમ્મરે એણે એના પિતા જોડે હિંદુસ્થાનના ચારે ધામની યાત્રા કરી હતી, ચૌદ વર્ષની ઉમ્મર સુધી બેથુનની નીશાળમાં ત્હેને કેળવણી આપવામાં આવી હતી. તેને વાજીંત્રમાં અને ઇશ્વરનાં જ્ઞાનમાં સારૂ શિક્ષણ આપવામાં આવ્યું છે. મહાગઢના કોઈ શાસ્ત્રી પાસે તેણે સંસ્કૃત વાજીંત્ર, શાસ્ત્ર સંગીતરત્નાકર ને સંગીતપારીજાતનો અભ્યાસ કર્યો છે અને બનારસના પંડિત દુર્ગાશંકર શાસ્ત્રીની શિષ્યા તરીકે તેને શુદ્ધ રીતે સામવેદનું ગાન કરતાં આવડે છે. આ બાનુને વીણા ઘણી સારી રીતે વગાડતાં આવડે છે; ને તેની ખ્યાતી છેક અમેરિકા સુધી થઇ છે. સઘળા વાજીંત્રોમાં વીણા એ ઘણું અઘરૂં વાજીંત્ર છે; જે બરાબર શીખતાં બાર વર્ષ લાગે છે. તેને ઘણી થોડી મુદતમાં સત્યબાલા દેવી શીખી શકી છે. તે ઉપરાંત તેને સંસ્કૃત, બંગાલી, ગુજરાતી, મરાઠી, પંજાબી, હિંદી, પરસ્યન, તામીલ, અને ઈંગ્લીશ ભાષાઓનું જ્ઞાન છે. આ બ્હેનની ઉમ્મર હાલ વીશ વર્ષની છે અને તેનું લગ્ન ડૉક્ટર દેશાઇ નામના એક વિદ્વાન દાક્તરની જોડે થયું છે. આપણા ગુજરાતમાં વીશ વર્ષની ઉમ્મરે માંડ લખી વાંચી શકવા જેટલું પણ જ્ઞાન આપણે પ્રાપ્ત કરી શકતાં નથી તેમને આ વિદુષી સન્નારીનો દાખલો લક્ષમાં લેવાની જરૂર છે. આ સન્નારી હાલ અમેરિકામાં છે અને ત્યાં તેનું સંગીત એટલું બધું લોકપ્રિય થઇ પડ્યું છે કે હિન્દી અને સંસ્કૃત ભાષાઓ નહિ જાણનાર અમેરિકનમાં પણ તેનાં ગાયનો ગ્રામોફોનની પ્લેટમાં ઉતારી સંખ્યાબંધ ખપે છે. મુંબઇમાં પણ તે મળે છે.

સૌ. અરવિંદા.

---

# आनंदाश्रम.

## માશીબા.

અમારા ઘરની પાસે એક ચરોતરના ગૃહસ્થ રહે છે. જ્ઞાતિએ તો બ્રાહ્મણ છે જનાં આચાર વિચાર બધો નાગર જ્ઞાતિના જેવો જ રાખે છે. તેમના ઘરમાં મ્હારે કાંઇ મ્હેજ કામ હોવાથી જવું પડ્યું. હું તો મનમાં સંકોચાતો સંકોચાતો તેમના ઘરમાં ગયો ત્યારે તે ગૃહસ્થના ઘરમાં એક વૃદ્ધ વિધવા તાપણીના અંગારા હાથેથી હલાવતાં બેઠાં હતાં. " ઘરમાં ભાઇ છે ? " મ્હેં પ્રશ્ન કર્યો. ત્યારે ત્હેમણે સ્હેજ ધ્રુજતે થરથરને સ્વરે જવાબ આપ્યો ' કોણ છે એ ? હેં ! ભાઇ ? " આંખોની ભમર ઉપર હાથ મુકી પોપચાં ઝીણાં કરી વળી કહ્યું " અરે ! હા !! ત્હમને ઓળખ્યા. આવો, બેસો. આ છૈયો લગાર સુતો છે અને ભાઈ તો

ઉપર હશે, બેસોને બા! બેસો હું તેને ધાંટો પાડું છું." મ્હેં કહ્યું "ના માજી ના, હુંજ ઉપર જાઉંછું, ત્હમે તસ્દી ના લેશો. જુઓ! ઘરડું હાડ છે તેથી ત્હમને શ્રમ, આપના કરતાં હું જ ઉપર જઇશ."

આનાં વૃદ્ધ કેટલાં બધાં માયાળુ છે તેનો ખ્યાલ કરતો હું ઉપર ગયો. વાતમાં ને વાતમાં મ્હેં પૂછ્યું "આપનાં માતુશ્રી જે નીચે બેઠાં છે તેમની કેટલી ઉમ્મર થઇ?" "એ મ્હારાં માતુશ્રી નથી તેતો મ્હારાં માશીજી છે. મ્હારાં માતુશ્રી તો મ્હારે ગામે રહે છે." આ વાત સાંભળી મ્હારા મનમાં વિચાર થયો કે માશીજી પોતાની ભાણેજને ઘેર કેવી રીતે આવે? પરંતુ તેનો સંશય પણ તે ગૃહસ્થે તરતજ ભાગ્યો કે "મ્હારી વાઈફ એકલી હોવાથી તેને ઘર ચલાવવામાં ખબર ન પડે તેથી તે અહીં આવીને રહે છે. વળી એમને બિચારાંને કાંઇ પ્રજા નથી. તેથી ગામમાં પડી રહે તે કરતાં અહીંજ રહે તે સારૂં. હું પણ તેમનો છોકરો છુને?" મ્હેં હાવકું મ્હોં કરી જવાબ આપ્યો "હાસ્તો. આપણા શાસ્ત્રમાં સાસુ માતા સમાન ગણાય છે અને આ તો સાસુનાં બ્હેન એટલે એમને તો માને ઠેકાણે પાળવાંજ જોઇએ." "ના ના આ તો મ્હારી સગી માશીજી ન હોય તે તો મ્હારી વાઈફના ફાધરના મશીયાઇ પિત્રાઇ કાકાની દિકરી છે, એટલે લગાર દૂરનું સગપણ ખરું પરંતુ તેતો મા કરતાં પણ વધારે ભાવ રાખે એટલે એમને અહીં રાખ્યાં છે."

આ મા કરતાં પણ અતિશય સ્નેહ રાખનારાં માશીજી અમારા ઘરની સ્હામેજ રહે છે. આપણને કોઈ એવી ખબર નહીં કે આતે આટલાં દૂરનાં માશીજી મુઆં હશે. કારણ કે આખુ ગામ ત્હેમને અમારા પડોશીનાં માતુશ્રી તરીકેજ ઓળખતું. હવે મ્હને ત્હેમનો પુરેપુરો પરિચય પડ્યો. રોજ સ્હવારમાં તેમનાં દર્શન કરૂં છું અને જન્મની સાફલ્યતા સંપાદન કરૂં છું. કારણ કે માશીજીબા પરમ જ્ઞાની હોવાનો ઢોંગ રાખે છે. બે શબ્દ ગીતાના તો બે ભાગવતના—અને બે પંચીકરણના વાતચીતમાં વારંવાર બોલવાના! વળી સ્હવારના પ્હોરમાં—જો કે પોતે માંદા હોવાનો સારી પેઠે ઢોંગ કરે છે તોપણ બધાં ના કહે તો પણ—સ્નાન કરવામાં બે તરફ ગગડીઓ ધખાવવાનાં અને શુદ્ધ અશુદ્ધ વાક્યોથી ભગવાનને રીસલાવવાનાં. કારણ કે ત્હેમની મૂળ ઇચ્છાજ એ કે બધાં મ્હને ભાવિક ભક્તમાં ગણે. જો કે રસોઇ પોતે વરસમાં હોળી અને દિવાળી વચ્ચેજ કરે છે તો પણ પાંચ બૈરાં એકઠાં મળ્યાં હોય તો પોતાનો પાકશાસ્ત્રનો સંપૂર્ણ અનુભવ અતિશય વાક્ચાતુર્યથી સર્વને કહી સંભળાવે છે. તે વખતે જો કોઈ ત્હેમની ભૂલ કાઢવા પ્રયત્ન કરતું તો ભાગ્યેજ ફળિભૂત થતું. કારણ કે આ અમારાં માશીજીબા જ્યાંસુધી શાન્ત હોય ત્યાં સુધીજ ઠીક હતાં નહીં તો જોયા જેવી કરતાં. લગાર જો વાતમાં વાંધો પડ્યો તો ભલભલા માણસને થરથરાવી નાંખતાં. તો પછી બીજાં બૈરાંનું શું પુછવું? એક વખતે એક પડોશીની બૈરી પાણી કાઢવાનું દોરડું માશીજીબાની આજ્ઞા લઇને લઇ ગઇ. કારણ કે તેમના ઘરમાં તેમના શિવાય કોઇનો અમલ ચાલતો નહોતો. દોરડું કર્મસંયોગે કુવામાં પડી ગયું. તે વાત માશીબાને ખબર પડી. પછી તો જોઇ લ્યો મઝા? ન થવાની થઇ પડી! આખો મોહલ્લો ગજાવી મુક્યો. અને મોટા મોટા મરદોને પણ પોતાના વિકાળ તડુકાથી ગભરાવી નાંખ્યા. પેલી બીચારી એટલી બધી નરમ થઇ ગઈ કે બજારમાંથી તેના કરતાં પણ સારૂં દોરડું લઇ માશીબાને આણી આપ્યું ત્યારેજ માશીબા લગાર ટાઢાં થયાં. આટલું છતાં માશીજીબા પોતે ભાગ્યનો બીરૂ હોવાનો બહુ સારો પ્રપંચ કરે છે. જો કોઇ છોકરાને તેની માએ ધમકાવ્યું હોય તો અથવા તો બીજા કારણથી પનિ

પત્ની બાપ દિકરા વચ્ચે બોલાબોલી થઇ હોય તો સામા પક્ષની ઝાટકી કાઢી નાખતાં ભોગ લાગ્યા હોય કે તેમની પાસે કોઇ ન્યાય ચુકવવા આવે. આટલું છતાં પણ આ અમારાં માશીઓ જેમ મુંબાઇ સરકારને Legal Remembrancer ન્યાય મન્ત્રી છે તેમ પોતે સમય ન્યાતોમાં Social Remembrancer અથવા સંસારી બાબતોના મંત્રીનો માનવંત ઓદ્દો ભોગવતાં હતાં કારણ કે કોઇ મરી ગયું હોય અથવા તો કોઇને ત્યાં લગ્ન થયું હોય અથવા તો કોઇનું વિવાહ કે વર્ષિ હોય તો તેની સૂક્ષ્મ બારીકી ખોળી કાઢી તરત તેનો નીવેડો આણતાં. આમ હતું ખરૂં તો પણ પોતે સાક્ષાત્ દયા સાગર ન હોય તેમ કોઇ જ્યારે પોતાના દુઃખની વાતો માશીઓ પાસે કરતું ત્યારે તે ગળગળાં થઇ જતાં અને મ્હામા માણસને એમજ બતાવતાં કે ત્હારી બહુજ લાગણી મ્હને થઇ છે પછી તેની તો પાછળ નીંદા તો કરવાનાં. કારણ અમારાં આ માશીઓ પુરેપુરાં વિઘ્નસંતોષિ છે. કોઇનું સારૂં તો ઇચ્છી શકતાંએ નથી તેમજ જોઇ પણ શકતાં નથી. આમ જરા શાન્ત હોય ત્યારે ડાહી ડમરી વાતો ઘરઘરતે સ્વરે કરે પરંતુ તરત કાંઇ થયું કે ત્હેની નીંદા કરવામાં પાછી પાની ન કરે. ઘરમાં પણ ત્હેમનુંજ કહ્યું થવાનું. અમારા પડોશીનાં પત્ની—અને વાઇફ. લગાર નરમ તબીયતનાં છે અર્થાત્ નાજુક છે તેથી પાણી બાણી તથા ઘરનું કામ થઇ શકતું નથી. તેથી ચાકરથી કામ લેવું પડે છે પણ મગદુર શી કે ચાકર આડો અવળો ચાલે? કારણ કે તેને ધમકાવીને પાણી પાણી કરી નાખે ત્યારે રહે. ઇશ્વર કૃપાથી આ અમારા પડોશીના ઘરમાં ચૌદ મહીનામાં ચૌદ ચાકરો બદલાયા હતા. ત્હેમને કાઢી મુકી માશીના પગાર બગાર નહીં આપવા દેવાનાં. કારણ ત્હેમણે ત્હેમની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું તેથી ત્હેમના બારજ વાગ્યા. એતો એમનાથી થઇ નહોતું શકતું, નહીં તો થઇ શકે તો ત્હેમને દુનિયાં પારજ કરવાનું બાકી રાખે. અમારાં પાડોશીના ખરાં માતુશ્રી આજ કહીએ તો ભૂલ નથી કારણ કે જે મૂળ માતા છે તે તો અત્રે આવી રહેવાની હીમ્મત કરી શકતાં નથી તે બિચારાં બીજે કોઇકને ત્યાં પોતાનું જીવતર પૂર્ણ કરે છે. પરંતુ આ માશીમા આગળ ટટ્ટુ ચલાવવા સમર્થ થયાં એ નથી ને થશે પણ નહીં. હાય ભાઇ! હાય! હિન્દુ ઘર સંસારમાં પણ તેવાં માશીઓની જરૂર છે.

આધ્યાત્મિક.

---

## પાંડિત્યવર્ધક ચૂર્ણ.

( બે ઘડીની ગમ્મત )

(દોહરા)

અકલકરાનાં મૂળીઆં, લેજો અરધા શેર;  
ઢોંગ ધતુરાનાં વળી, લેજો બી પાશેર. ૧

વાતોની વડવાઇ તો, પંદર તોલા લ્યોજ;  
પોથીમાંનાં રીંગણાં, શેર સવા ખરીદોજ. ૨

વિઘ્નતણા સતોનું, વંચકપુર પાશેર;  
આપવડાઇ એળીઓ, લ્યો નવટાંક સુપેર. ૩

આપખુદીનો અર્ક તો, લેજો તોલો એક;  
ધરમ ધુતાની પુંઠી, લેજો તોલા બેક. ૪

હુંપદ હીરવણી તણા, ફુલ અધીંળ વિશેષ;<br>
સઘળું કરી એકત્રને, ખાંડો બળથી બેશ. ૫

નિર્મળ જળ ગટરોતણું, લેજો અઢી શેર,<br>
ગળણે અતિશ્યોક્તિ તણે, ગળાવજો શુભપેર. ૬

બુત છાપખાના તણો, દવા બનાવે એહ;<br>
અસખ્ય સેવક હાથથી, પીજો આપ સનેહ. ૭

પીવાથી મહા મૂર્ખ પણ, થાયે જ્ઞાની કાં ન !<br>
મહાપંડિત મહાજ્ઞાની તે, થાશે બહુ વિદ્વાન. ૮

હવા એરડાની લિયે, ચરી પાળવી એહ;<br>
પંડિત વડવૃક્ષો તણી, હવા જ લેતો તેહ. ૯

ઉજડ જ્યાં ખડેર છે, ભાષણ ભસવાં ત્યાંય;<br>
છતું અરધ નહિ જાણતો, થાશે પંડિતરાય ! ૧૦

શુક.

---

# बालमित्र.

## બાલકાવ્યો.

[ આપણો સંસાર અને જીવન પલટાતાં જાય છે એવામાં બાલવિનોદનાં જૂનાં સાધનો—ગીતો, ઉખાણાં, વાતો, રમતો આદિ લુપ્તપ્રાય થતાં જાય છે તે વખતે એ સાધનો સંઘરવાનો, તેમનું શોધન કરવાનો અને નવીન ભાવના પ્રમાણે નવાં સાધનો યોજવાનો પ્રસંગ પ્રાપ્ત થતો જાય છે. આવા પ્રસંગ પર યથાશક્તિ સેવા કરવા થયલી વૃત્તિ બેવડી ' તે ઉત્તેજન પામી છે. ઇ. સ. ૧૯૦૪ માં આપણી વાંચનમાલાનું પુનઃશોધન થયું ત્યારે રા. રા. ન્હાનાલાલ દલપતરામ કવિએ કેટલાંક બાલકાવ્યો રચી વાંચનમાલા કમિટિ પર મોકલ્યાં હતાં. કમિટિને પસંદ પડયાં તેટલાંને એમણે નવી વાંચનમાલામાં સ્થાન આપ્યું પણ બાકી રહેલામાં ઘણો ભાગ રસિક અને વિચારપૂર્ણ હોવાથી તે અપ્રસિદ્ધ રાખવાં દુરસ્ત ન લાગ્યું. સંગ્રહ ન્હાનો હોવાથી કર્તાએ જાતે તે પ્રગટ નથી કર્યો. કેટલાંક બાલકાવ્યોને પોતાના અપ્રતિમ ઈન્દુકુમાર નાટકમાં એમણે સ્થાન આપ્યું છે. આ કાવ્યસંગ્રહ મ્હોડે કરાવી રા. રા. શિવાભાઇ જેઠાભાઇ પટેલે પોતાના બાળકોની કેળવણીનાં બીજ નાંખ્યાં હતાં. એ કાવ્યો પ્રસિદ્ધ કરવાની મ્હને પરવાનગી મળી એવામાં રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆએ મુંબાઇમાં બાલકાવ્યોનો કરાવેલો સંગ્રહ પણ મ્હારી પાસે આવ્યો. આ બે સંગ્રહ ઉપરાંત મ્હેં સ્વતંત્ર સંગ્રહ પણ કરવા માંડયો હતો. બાલકોનો શિક્ષક, પિતા કે ભાંડુ તરીકે જોઇયે તેવો પરિચય ન હોવાથી સંગ્રહ છપાવતાં હિમ્મત ન ચાલી, અને સંગ્રહ એમને એમ પડી રહ્યો. દરમ્યાન એ સંગ્રહમાંથી વાનગીઓ વખતો વખત સુન્દરીસુબોધમાં છાપી માતાઓનું અને શિક્ષકોનું એ દિશા તરફ લક્ષ ખેંચવાનું રચ્યું. આ પ્રસિદ્ધિથી આપણાં બાલ અને બાલાઓ માટે નવનવાં કાવ્યો રચાશે અને આપણાં બાલકોનાં જીવનમાં કવિત્વ અને સંગીતથી આવતો આનંદ ફેલાશે તો મ્હારો આ ક્ષુદ્ર પ્રયાસ કૃતકૃત્ય થયો મનાશે.—R ]

## મા.

( ગઝલની ધુન. )

અહો ! મા તે મા
બીજા વનના વા
ભના ભોળા બા—
કરે હાલે હા
અહો ! મા તે મા

૨

કાલા ઘેના મા—
ન કહે કઇ ના
ઓઠ ઓઠ બા—
કરે ગાયા ગા !
અહો ! મા તે મા

૩

અહા ! એ તો મા—
સુણી ધાતા ધા
શૂરા પૂરા બા—
ઝીને આડા ઘા
અહો ! મા તે મા

મીઠી નજરે મા—
ટાળે દિનના દા
મોંઘી મોરી મા
અભયનું જ્યૂ પા
અહો ! મા તે મા

લલિત.

---

## દૂધ.

ગોરા ઘીના ગાવડીના દૂધ
મીઠા અમીના માવડીના દૂધ

વાછડી ધાવે ગાવડીના દૂધ
બ્હેનડી ધાવે માવડીના દૂધ.

વગડે વગડે ગાવડીના દૂધ
ઘરમાં ઘરમાં માવડીના દૂધ

દેહને પાળે ગાવડીના દૂધ
પ્રાણને પાળે માવડીના દૂધ

ન્હાનાલાલ દ. કવિ.

# पत्रमंजूषा.

મે. " સુન્દરી સુબોધ "ના તંત્રી સાહેબ,

વિ. વિ. " ગુજરાતી કહેવત સંગ્રહ " નું પુસ્તક વાંચતા નીચેની કહેવત સમ્બન્ધી શંકા ઉદ્ભવી છે.

૧. ડાહી સાસરે જાય ને ઘેલી શિખામણ દે.

૨. ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ દે.

૩. ડાહી સાસરે જાય ને ઘેલીને શિખામણ દે.

" ગુજરાતી કહેવત સંગ્રહ " માં " ડાહી સાસરે જાય ને ઘેલી શિખામણ દે " એમ છે. બલસારે કૃત " ગુજરાતી-ઇંગ્લિશ ડિક્શનેરિ " માં " ડાહી સાસરે ન જાય ને ઘેલીને શિખામણ દે " એમ છે ને ત્રીજી કહેવત કેટલાક માણસોને બોલતા સાંભળી છે. જ્યહારે ત્રણેનો અર્થ કરીયે જોઇએ ત્યહારે દરેકમાં વિરોધ લાગે છે, તો જો કોઈ સાક્ષર પ્રસ્તુત કહેવતમાં કઈ કહેવત સાચી છે તે બાબત ખુલાસા સહિત જણાવશે તો ત્હેમનો આભારી થઈશ. વળી આથી જન સમૂદાયને લાભ થશે એ જૂદો !

લીંબડી. દુબળ.

---

**શોકજનક મરણ:** જણાવતાં દિલગીરી થાય છે કે, આ પત્રના તંત્રીના જ્યેષ્ઠ પુત્ર ગિરીશભાઇનું તા. ૭-૪-૧૨ ના રોજ ચૌદ વર્ષની ઉમ્મરે ટાઇફોઈડ તાવથી મૃત્યુ થયું હતું. પરમ પ્રેમસ્વરૂપ પ્રભુ ત્હેમના અમર આત્માને શાન્તિ અર્પો, એ પ્રાર્થના છે.

ગિરીશભાઈની એક માસ લગભગની સખ્ત બીમારી અને તે પછી અકાળ અવસાનના દુઃખદ પ્રસંગે અનેક સહૃદય બ્હેનો અને બંધુઓ તરફથી જાતે તથા પત્રદ્વારા આ પત્રના તંત્રી તરફ પ્રીતિ અને દિલસોજી દર્શાવવામાં આવી છે ત્હેને માટે અન્તઃકરણપૂર્વક ત્હેમનો આભાર માનવામાં આવે છે.

તંત્રીની પોતાની તબિયત નાદુરસ્ત હોવાથી તથા માનસિક અસ્વસ્થતાને લીધે આવેલા ઘણા પત્રોના ઉત્તર ન આપાઇ શકાયાને માટે બ્હેનો અને બન્ધુઓ માફ કરશે એમ વિનંતિ છે.

---

**સુન્દરીસુબોધના** અંક વખતસર નહિ પ્રકટ થઇ શકયાથી **માર્ચ, એપ્રિલ** અને **મે** ના અંક એક સાથે બ્હાર પાડવાને બની શકતો પ્રયાસ કર્યો છે; અને જુન માસની શરૂઆત લગભગમાં તે મહિનાનો અંક પણ પ્રકટ થશે એટલે આ પત્રની અનિયમિતતા માટેની ફરિયાદ ઓછી થશે, એમ આશા છે.

**સ્ત્રીસાહિત્ય વાંચનમાળા** તથા **ભેટનું પુસ્તક** વેળાસર બ્હાર પાડવાનું જણાવવામાં આવેલું હતું, પરન્તુ ઉપર જણાવેલ કારણને લીધે આ બંનેના સંબન્ધમાં પણ ગ્રાહક બ્હેનો અને બન્ધુઓની પાસે અમારે દિલગીરી પ્રદર્શિત કરવી પડે છે. ભેટનું પુસ્તક ઓગસ્ટ માસની આખર સુધીમાં ગ્રાહકોને પ્હોંચાડી આપવા ગોઠવણ કરવામાં આવશે અને અને **સ્ત્રીસાહિત્ય વાંચનમાળાનો** પ્હેલો અંક સુન્દરીસુબોધના નવીન વર્ષના એટલે સપ્ટેમ્બરના અંકની સાથે પ્રકટ થશે. આમ થવાથી આ પત્રના ગ્રાહકોને લવાજમ ભરવાનું પણ સુગમ થશે. **સ્ત્રીસાહિત્ય વાંચનમાળાના** ગ્રાહકો જેમણે અગાઉથી પૈસા ભરેલ છે ત્હેમના લવાજમની પ્હોંચ થોડા વખતમાં આ પત્રમાં આપવામાં આવશે.

કૌટુમ્બિક વિપત્તિ અને અસાધારણ મનોવ્યથાના સમયમાં સુન્દરી સુબોધના સર્વ ગ્રાહક બ્હેનો અને બન્ધુઓ તરફથી તંત્રી તરફ જે પ્રીતિ અને લાગણી દર્શાવવામાં આવ્યાં છે તથા પત્રની અનિયમિતતા તરફ ઉદાર વૃત્તિ પ્રદર્શિત કરવામાં આવી છે, ત્હેને માટે ત્હેમનો ઉપકાર માનવામાં આવે છે.

---

**વધારો**—આજના અંક સાથે એમ્પાયર એજન્સી કાલબાદેવી રોડ મુંબાઈવાળાના હેંડબીલ વહેંચવામાં આવ્યા છે તે તરફ ગ્રાહક ભગિની તથા બંધુઓનું લક્ષ મેળવવામાં આવે છે.

# લવાજમની પહોંચ.

| | |
|---|---|
| રા. સાકરલાલ અમૃતલાલ | અમદાવાદ. |
| રા. હરિલાલ નાનાલાલ જાની | ,, |
| રા. મૂળજીભાઈ દ્વારકાંદાસ | મુંબાઈ. |
| રા. મૂળજી દુર્લભજી વેદ | મુંબાઈ. |
| ઑ. સે. સર. ભગવતસીંહજી લાયબ્રેરી ગોંડળ. | |
| રા. કથનાથજી ગોકળદાસ | રાજુળ. |
| સ. શુ કન્યાશાળાના મહેતાજી | કડી. |
| રા. એમ. સી. પરીખ | બીખાપુરા. |
| રા. ઠાકરશી વાઘજી કોટક | વાંકાનેર. |
| રા. મોરારજી લાલજી કપાની | કગંથી |
| રા. બંસીધરલાલ દામુભાઈ | અમરેલી. |
| મીસીસ ગુલબાનુ એન. નૂરાની | ભાવનગર. |
| સૌ. ધીરજલક્ષ્મી | ઉમરેઠ. |
| સૌ. ભદ્રામતી જસભાઈ | પેટલાદ. |
| રા. માણેકલાલ એસ. સંઘવી | મુંબાઈ. |
| રા કરશનદાસ વિરજી | જુનાગઢ. |
| રા. કલ્યાણજી જયકૃષ્ણ ભટ | મુંબાઈ. |
| કીકીબ્હેન નાનાભાઈ | મોટાવરાછા. |
| સે. ભાઈશંકર નાનાભાઈ લાયબ્રેરી અમદાવાદ. | |
| રા. અંબાલાલ રતનલાલ | ખંભાત. |
| રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી | મુંબાઈ. |
| ઑ શીમનલાલ હરિલાલ સેતલવાડ | ,, |
| રા. ટી. કે. ઠાકોર | ,, |
| મીસીસ ઇન્દગવરી કુંવરરાય | ,, |
| રા. જગજીવન નારાયણ મ્હેતા | ,, |
| રા વેલજી લધા | ,, |
| રા. ચીમનલાલ પોટલાલ શાહ | ઘાટકુપર. |
| રા. કાનજી હંસરાજ ખત્રી | મુંબાઈ. |
| રા. મૂળજી વિ. શાહ | ,, |
| રા. વૃજલાલ ખીમજી | ,, |
| રા. ભગવતીશંકર ભવાનીશંકર | ,, |
| રા. ધનજી જાદવજી આણદાણી | ,, |
| ગ માણેકલાલ રાવજી દોશી | ,, |
| રા. મંગળદાસ ગંગારામ પકવાસા | ,, |
| ગ. ચુનીલાલ જાદવજી મોદી | ,, |
| ગ ડુંગરશી નરસી | ,, |
| રા. તારાચંદ શામજી | ,, |
| રા. ગી. એમ. શ્રોફ | ,, |
| રા. કરશનદાસ નિસનજી | ,, |
| રા. જીવણલાલ એમ. ઠાકોર | ,, |
| રા. પોપટલાલ ધારશી | ,, |
| અ. સૌ. ઇન્દગવરી નાગરજી | ,, |
| બ્હેન કમળાગૌરી મગનલાલ કે. | ,, |
| રા. હીરાલાલ રણછોડદાસ | ,, |
| ગ. ભાઈલાલ વનરાવનદાસ | ,, |
| રા. દામોદર કાનજી વૈદ્ય | ,, |
| રા. જીવણલાલ નારણદાસ પોરેચા | ,, |
| રા. હરજીવન મોતીચંદ | ,, |
| રા. પુરસોતમ રતનશી | ,, |
| શ. ખીમજી આસર વીરજી | ,, |
| રા શીકમદાસ મોરારજી | ,, |
| ગ. જુગટપ્રસાદ શંકરપ્રસાદ | ,, |
| સૌ. હિરાકુવર C/o પ્રાગજી પ્રાણજીવન | ,, |
| રા. હરખચંદ એચ. શાહ | ,, |
| રા. ગીરજાશંકર ભગવાનજી ત્રિવેદી | વાંદરા. |
| સૌ. ઇન્દિરાદેવી મહારાણી શંકર શર્મા | ,, |
| સૌ. કુન્દનવિદ્યા અંબાલાલ બુલાખીરામ | મુંબાઈ |
| રા. કેશવજી દયાળ મીસ્ત્રી | ,, |
| બ્હેનશ્રી બચુબાઈ C/o કાનજી કરશન | ,, |
| મીસીસ હરગોવન નાગરદાસ | મુંબાઈ. |
| રા. માધવજી પીતાંબર | ,, |
| ગ મોતીલાલ પંડ્યાજી | ,, |
| રા. હરીલાલ જી પંડ્યા. | ,, |
| સૌ. નર્મદાગૌરી | મુંબાઈ. |
| રા. લખમીદાસ કેશવજી | ,, |
| રા. મણીલાલ બાળકૃષ્ણ | ,, |
| રા. નરોત્તમ ભગવાનદાસ | ,, |
| બ્હેન લીલાવતી જીવનદાસ પીતાંબર | ,, |

| | |
|---|---|
| શ્રી. ખટાઉ વલ્લભજી જોશી | ,, |
| મીસીસ માણેકબાઇ ડૉક્ટર | ,, |
| સૌ. મોતીબાઇ ધનજી લક્ષ્મીદાસ | ,, |
| રા. લલ્લુભાઇ ઝવેરદાસ | ,, |
| રા. જગજીવન જસરાજ | ,, |
| રા. માણેકલાલ પુરશોત્તમ | ,, |
| રા. મંછુભાઇ સાંકરચંદ ઝવેરી | ,, |
| રા. પુરશોત્તમ વીરજીભાઇ મેરાઇ | ,, |
| રા. દામોદર ત્રીકમજી ભાટીયા | ,, |
| રા. નારાયણ ઉમરશી | ,, |
| રા. હરિદાસ કૃષ્ણદાસ ચોથાણી | ,, |
| રા. ગોવીન્દલાલ નરભેરામ | ,, |
| રા. જેઠાભાઇ મૂળજીભાઇ | ,, |
| રા. કેશવલાલ મૂળચંદ છત્રરાજ | ,, |
| રા. ભુલાભાઇ જી. દેસાઇ | ,, |
| રા. મણીલાલ વાડીલાલ | ,, |
| રા. લલ્લુભાઇ પ્રેમાનંદ | ,, |
| રા. મેઘજી રામજી | ,, |
| રા. હીરાભાઇ શામળભાઇ | ,, |
| રા. મનહરરામ એચ. મ્હેતા | શાંટાક્રુઝ. |
| રા. હીમતલાલ ગણેશજી | ,, |
| રા. મોતીચંદ જી. કાપડીયા | મુંબાઇ. |
| રા. મોતીલાલ નાનચંદ | ,, |
| રા. ભીમજી નારણજી | ,, |
| રા. રણછોડલાલ પ્રભુલાલ | વડોદરા. |
| સૌ. ગંગાબ્હેન C/o ગોરધનદાસ વાઘજી મુંબાઇ. | |
| રા. ખોજા બદેઅલી ઇસ્લામ | ,, |
| મે. ભુલેશ્વર લાયબ્રેરીના સેક્રટરી | ,, |
| રા. ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ | ,, |
| રા. રેવાશંકર જગજીવન | ,, |
| રા. મનસુખરામ સૂર્યરામ ત્રીપાઠી | ,, |
| રા. લલ્લુભાઇ આશારામ શાહ | ,, |
| રા. દયાશંકર ગરબડદાસ | વડોદરા. |
| માધવદાસ મોરારજી | મુંબાઇ. |
| ,, ધરમદાસ ભગવાનદાસ | ,, |
| રા. કેશવલાલ ગોકળદાસ | ,, |
| રા. ઉમાભાઇ પી. મ્હેતા | ,, |
| રા. એમ. એમ. વકીલ | ,, |
| રા. ઇશ્વરલાલ કે. દેસાઇ | ,, |
| રા. હાજીમહમદ અલારખીયા | ,, |
| રા. મણીલાલ અંબારામ | ઘાટકોપર. |
| રા. મુળજી રણછોડ ભાટીયા | મુંબાઇ. |
| રા. તુલસીદાસ વલ્લભદાસ | ,, |
| રા. વિઠલદાસ વસનજી | ,, |
| રા. કોરજી મુળજી શેઠ | ,, |
| રા. ભગવાનદાસ વિઠલદાસ | ,, |
| રા. માધવજી કેશવજી | ,, |
| ડૉ. જેઠાલાલ વનમાળીદાસ | ,, |
| સૌ. ચુનીગવરી વરજદાસ | મુંબાઇ. |
| રા. વરજીવનદાસ દ્વારકાદાસ | ,, |
| રા. લીલાધર ઝવેચંદ | ,, |
| બ્હેન પદ્મની પ્રાણગોવિન્દ પટેલ શાન્ટાક્રુઝ. | |
| શે. ધનજી ખેતસી શાહ | મુંબાઇ. |
| રા. રઘનાથજી દાજીભાઇ | ,, |
| અ. સૌ. સવિતા બ્હેન | મુંબાઇ. |
| રા. શંકરલાલ ઘેલાભાઈ | ,, |
| બ્હેન ચંદન અમરચંદ | ,, |
| રા. પુરશોત્તમ જીવણદાસ મુલજી | દાદર. |
| રા. છગનલાલ કાનજી | મુંબાઇ. |
| રા. મગનભાઇ ડાહ્યાભાઈ | ,, |
| રા. દામોદર લક્ષ્મીદાસ | ,, |
| રા. રંગીલદાસ નરભેરામ વકીલ | ,, |
| સૌ. ગુણવન્તલક્ષ્મી ઉત્તમરામ કે. | ,, |
| રા. કુંવરજી એમ. સંઘર | ,, |
| રા. બીહારીલાલ મનસુખલાલ | ,, |
| રા. ચીમનલાલ ભીખારીદાસ | ,, |
| રા. જમનાદાસ કલ્યાણજી | ,, |
| સૌ. પુષ્પાવતી C/o જગનાથ | ઘાટકોપર. |
| રા. છોટાલાલ છગનલાલ | મુંબાઈ. |
| બ્હેન મધુમતિ C/o શિવલાલ ઉ. | ,, |
| રા. મોતીભાઇ લખમીદાસ | ,, |
| મેનેજર હીન્દુલોજ | ,, |
| રા. છોટુભાઈ અનુપરામ વકીલ | ,, |
| મીસીસ કુન્દનલક્ષ્મી રમણિકરાય | ,, |

| | |
|---|---|
| રા. ગોવીંદલાલ શંકરલાલ | મુંબાઇ. |
| રા. લક્ષ્મીદાસ દેવજી | „ |
| રા કેશવલાલ ચન્દુલાલ | „ |
| રા. અમૃતલાલ માણેકલાલ | „ |
| રા. કેશવલાલ વાડીલાલ | „ |
| સૌ. રતનબાઇ એ. આચાર્ય | „ |
| રા. જમનાદાસ મનોરદાસ | મુંબાઇ. |
| બ્હેન સુરજગૌરી | „ |
| રા. વલ્લભજી રામજી | „ |
| રા. પ્રેમજી દેવજી | „ |
| બાઇ પરસનકુંવર માણેકલાલ | „ |
| બ્હેન ધનગૌરી C/o મણિલાલ ઉ. | „ |
| મો. ધીઆબાઇ C/o શેઠ મુગરજી દયાળ | „ |
| રા. નરોત્તમ ભાણજી | શાન્ટાક્રુઝ. |
| શાહ ચુનીલાલ ગુલાબચંદ | મુંબાઇ. |
| રા. ભોગીલાલ મોહનલાલ | „ |
| સવિતાગૌરી નારણદાસ | „ |
| રા. પુરોહીત મૂળશંકર દેવજી | „ |
| રા. વૈદ્યશાસ્ત્રી રત્નસિંહ ગોવીંદજી | „ |
| રા. હીમ્મતરામ કેશવરામ | „ |
| રા. ભગવાનદાસ માધવદાસ | „ |
| રા. લીલાધર સુન્દરજી | „ |
| રા. મનસુખરામ કે. મ્હેતા | „ |
| સૌ. વસન્તબા C/o ચન્દ્રશંકર ન. પંડ્યા | „ |
| સૌ. હીરાબાઇ | „ |
| બાઇ ગુલાબ હરિભાઇ | „ |
| રા. એલ. વસન્તરાય નરભેરામ | „ |
| સૌ. ચતુરલક્ષ્મી બાલકૃષ્ણ | „ |
| મીસીસ ગવરીબ્હેન બાપુભાઇ | „ |
| રા. ઇશ્વરલાલ ધીરજરામ | „ |
| રા. કરશનદાસ પિતાંબરદાસ | „ |
| રા. નારાયણ હરિભાઇ | „ |
| ધી. ન્યુગોપ મેન્યુ. કંપની | „ |
| બાઇ ચુનીગૌરી કેશવલાલ | „ |
| રા. ઠાકરશી દયાળ | મુંબાઇ. |
| રા. રેમચંદ અમરચંદ | „ |
| રા. છોટાલાલ મોતીચંદ શેઠ | મુંબાઇ |
| રા. તુલસીદાસ કુંવરજી | એડોની. |
| રા. ધનપ્રસાદ હીરાલાલ | અજમેર. |
| રા. મણિલાલ દયારામ | „ |
| રા. મણિલાલ નાગરદાસ | આબુ. |
| રા. શિવલાલ શંકરલાલ | „ |
| રા. પી. આર મ્હેતા, વકીલ | અલાહબાદ. |
| રા. બાબુ લક્ષ્મીરામ | આગ્રા. |
| રા. મોતીભાઇ લખાભાઇ | આણંદ. |
| રા. ચીમનલાલ હીરપારામ દવે | „ |
| રા. રવજી ધરમશી | અકોલા. |
| રા. વંશરાજી કાનજી | „ |
| રા. ચતુરભુજ ઓધવજી | „ |
| અ. સૌ. જસવંતીબ્હેન | આમોદ. |
| મે. આમોદ જનરલ લાયબ્રેરીના સે. | „ |
| રા. હરિશંકર કૃષ્ણારામ | ઉમરેઠ. |
| સે. ઉમરેઠ નેટીવ જનરલ લાયબ્રેરી | „ |
| શાહ એ. ડી. ધરમશી | કજગામ. |
| બાઇ જમના C/o દેવચંદ ન. | કરાંચી. |
| રા. ઉધારામ તારાચંદ | „ |
| રા. જેરામદાસ દ્વારકાદાસ | „ |
| રા. લાલજી હરજીવનદાસ | „ |
| મે. ગુજરાતી હીન્દુ કન્યાશાળાના માસ્તર | „ |
| રા. નારાયણજી લક્ષ્મીદાસ | „ |
| રા. ઠાકરશી હંસરાજ | „ |
| રા. માવજી વિસનજી આસુદાણી | „ |
| મીસીસ મોરારજી વલ્લભદાસ | „ |
| ધી ગમનલાલ મોરારજી લાયબ્રેરી | |
| રા. ગોરધનદાસ હરીભાઇ | „ |
| રા. ત્રીભુવન મથુરભાઇ | „ |
| રા. વ્રીજલાલ વાલજી | „ |
| રા. હરિદાસ લાલજી | „ |
| રા. રૂપચંદ ગોરધનદાસ | „ |
| રા. ચુનીલાલ ઉજમશી | „ |
| રા. અમરશી લાલજી | કલકત્તા. |
| રા. જેઠાભાઇ રામચન્દ્ર | „ |

| | |
|---|---|
| રા. રણુછોડ વી. મોરારજી | „ |
| મીસીસ ત્રીવેણી દામોદર | „ |
| રા. ચાંપરશી વિઠ્ઠલદાસ | „ |
| બાઈ મીઠીબાઇ નારણદાસ | „ |
| રા. બાલકરામ એસ. દવે | કાનપુર. |
| સે. ગુ. જ્ઞાનાશ્રમ લાયબ્રેરી | „ |
| રા. મોહનલાલ રણછોડદાસ | કોલંબો. |
| રા. ભાણજીભાઇ પ્રાગજી | „ |
| રા. દામોદરદાસ બી. શેઠ | ગણદેવી. |
| રા. મહાશંકર છગનલાલ જોશી | ગોધરા. |
| રા. માર્તન્ડરાય રતનલાલ | ગોધરા. |
| સૌ. અજવાળી ગૌરી રણછોડદાસ | ચુડા. |
| સૌ. મોંઘીબ્હેન | ચોરપાડ. |
| રા. ત્ર્યંબકલાલ વીરજી રાવળ | જામનગર. |
| રા. કૃષ્ણલાલ મોરારજી | જામ ખંભાળીયા. |
| રા. કરીમમહમદ માસ્તર એમ. એ | જુનાગઢ. |
| પ્રો. હરિલાલ મા. ભટ | „ |
| રા. જશવંતરાય મયાશંકર | „ |
| રા. છગનલાલ હરિલાલ બી. એ. | „ |
| રા. નરભેરામ જસરાજ | „ |
| રા. રામપ્રસાદ નૃસિંહપ્રસાદ | „ |
| અ. સૌ. ચંપકલક્ષ્મી | „ |
| રા. સી. જે. ભટ્ટ ડૉ. | જેતલસર. |
| રા. રામપ્રસાદ મગનલાલ | જેતલસર |
| રા. નટવરલાલ કનૈયાલાલ | જેતપુર |
| મીસીસ મણિબાઇ હરિભાઇ | જોધપુર |
| ધી યુનીયન રીડીંગરૂમ લાયબ્રેરી | જંબુસર |
| રા. વરજીવનદાસ અમૃતલાલ | „ |
| સૌ. લીલમગૌરી કનૈયાલાલ | „ |
| રા. મણિલાલ પ્રેમાનંદ | „ |
| રા. પ્રાણલાલ મગનલાલ | ડાસરા |
| રા. માસ્તર જટાશંકર મોનજી | તલાજા |
| રા. તીરથમલ ચન્દુમલ | તાતાસીંધ |
| રા. નારણદાસ મેઘજી | „ |
| રા. ધમનલાલ ગંગારામ | નગરસર |
| રા. ધનશ્યામલાલ ધરમદાસ | તાતાસિંધ |

| | |
|---|---|
| રા. અમૃતલાલ છ. શાહ | ડાંગધ્રા |
| રા. સોમાભાઇ કાળીદાસ | દહેગામ |
| રા. બા. પ્રહ્લાદજી સેવકલાલ | સિદ્ધપુર |
| મે. જ્ઞાનવર્ધક સમાજના સેક્રેટરી | દેલવાડા |
| સૌ. કુંદન બ્હેન | દહેગામ |
| રા. હરિનારાયણ ગણપતરાય | ધર્મજ |
| રા. ચન્દુલાલ પરસોત્તમ | દોહદ |
| રા. ચન્દુલાલ બાપુજી ત્રીવેદી | દીસી |
| રા. એલ. રતિલાલ છોટાલાલ | „ |
| રા. મગનભાઇ હરિભાઇ | ધર્મજ |
| સે. ધર્મજ નેટીવ જનરલ લાયબ્રેરી | „ |
| રા. ગીરધરલાલ બાપાલાલ | ધોળકા |
| રા. સુનીલાલ લલ્લુભાઇ | „ |
| રા. મોહનલાલ વિ. નાગજી | ધોરાજી |
| અ. સૌ. પ્રભાવતી | „ |
| રા. મણિલાલ નાગરદાસ | ધંધુકા |
| રા. પ્રતાપરાય છોટમલાલ | „ |
| રા. ગીરધરલાલ શામળદાસ | „ |
| રા. છોટાલાલ ત્રીભોવનદાસ | નડીયાદ |
| રા. શિવલાલ છગનલાલ | „ |
| સૌ. મંગળાગૌરી C/o. સુનીલાલ | „ |
| સૌ. ગંગાગૌરી | „ |
| રા. મુકુન્દરાય હરસુખરાય | „ |
| અ. સૌ. મહાયશ | „ |
| સૌ. ગંગાલક્ષ્મી છોટાલાલ | „ |
| ત્રીપાઠી જડાવશંકર હીરાશંકર (વ.૮-૯) | „ |
| રા. નંદલાલ ઘેલાભાઇ | નવપાડા |
| શેઠ છોટાલાલ હાથીવદાસ | નવાપુર |
| રા. મોતીલાલ નરોતમદાસ | „ |
| રા. આનન્દરાવ હરિવલ્લવદાસ | નાગપુરસીટી |
| રા. ભોગીલાલ અંબાલાલ | „ |
| રા. ભગવાનદાસ બાપાલાલ | પાટણ |
| બાઇશ્રી જતન બા ગોંસાઇજી શિવલાલગર | નાપાડ |
| રા. ગણપતરામ કેશવરામ શર્મા | પાટડી |
| સૌ. ચંચળલક્ષ્મી મહીધરભાઇ | પાટણ |
| સૌ. ચંચળબ્હેન શિવલાલ | „ |

શ્રીમદ્ હેમચન્દ્રાચાર્ય જૈનપુસ્તકાલયના સે. ,,
રા. છગનલાલ પ્રેમચંદ શાહ પાદરા
રા. મોતીલાલ રતનજી પાલણપુર
રા. પરમાનંદ રણછોડદાસ ,,
રા. મગનલાલ ચીમનલાલ ,,
રા. ત્રીવેદી ગજાનન બાલાજી પેટલાદ.
રા. મહેશરાય નટવરરાય ,,
રા. એમ. ડી. દિવાનજી ,,
સૌ. કનુબહેન ,,
દેશાઇ પરભુલાલ મૂળચંદ ,,
રા. રાજ્યગુરુ મણિશંકર આણંદજી પોરબંદર
રા. સુન્દરજી હીરજી ,,
રા. કલ્યાણજી જીવણદાસ ,,
રા. લખમીદાસ વસનજી ,,
રા. જમનાદાસ રામજી ,,
પ્ર. હર્ષદરાય કરપુરરાય બારામતી
રા. છોટાલાલ ચતુરભાઇ બોરસદ
મીસીસ વિરમતી મગનલાલ ભરૂચ
બહેન ધનલક્ષ્મી ,,
રા. કુંવરજી આનંદજી શાહ ભાવનગર
સૌ. સંતોષલક્ષ્મી ,,
સૌ૦ કાન્તાલક્ષ્મી માનશંકર ,,
સૌ. કુન્તાલક્ષ્મી એમ. દેશાઇ ,,
રા. રતિશંકર ગીરજાશંકર ,,
રા. મનસુખરામ પ્રાણજીવન પટેલ ,,
રા. સારાભાઇ વિજયશંકર ,,
રા. મોતીચંદ ગીરધર બી. એ. ,,
રા. ગુલાબચંદ આનંદજી ,,
રા. રતિલાલ કાળિદાસ ત્રીવેદી ,,
મે. મુરારજી આણંદજી ટના. ,,
રા. રાયચંદ ફતેચંદ ,,
રા. ચુનીલાલ ત્રીભોવનદાસ ઠક્કર ,,
સૌ. કુસુમકુમારી C/o શંકરપ્રસાદ હ ,,
મીસીસ એચ. વી. ત્રીવેદી ,,
સૌ. વિદ્યાલક્ષ્મી ,,
પ્રો. મણિશંકર રતનજી ભટ ,,
દિવાનસાહેબ પ્રભાશંકરભાઇ ,,

સે. શ્રી. દશાશ્રીમાળી હિતેચ્છુ સભા ભાવનગર
અ. સૌ. વિદ્યાલક્ષ્મી ,,
રા. કાન્તીપ્રસાદ શંભુપ્રસાદ ,,
રા. ઇન્દ્રાશંકર દુર્લભજી ,,
રા. વિઠ્ઠલભાઇ સામળપ્રસાદ ,,
મે. બી. એ. એન્ડી સાહેબ ,,
રા. કપિલરાય ભુપતરાય ,,
રા. ત્રીકમલાલ કબાભાઇ ,,
રા. કાન્તીલાલ માનશંકર માંકડ ,,
રા. આણંદજી નાનચંદ કચ્છભુજ
રા. વીરજી પ્રાગજી કચ્છમાંડવી
ઓ. સેક્રેટરી બધરહુડ મોડાસા
રા. એમ. જે. વાયદ માંગરોર
રા. જાડેજા રૂપસિંહજી દેવીસિંહજી ભાવનગર.
રા. પુરશોત્તમ ડી. એસર મદ્રાસ.
રા. અરદેશર ફરામજી ખબરદાર ,,
બ્હેન સૌભાગ્યલક્ષ્મી જયંતિલાલ મોરબી
બહેન રાધાબાઇ મગનલાલ ,,
સૌ. શાન્તાલક્ષ્મી માંગરોળ
રા. સાકરલાલ હરજીવનદાસ ,,
રા. સુંદરલાલ દેવશરામ વોરા ,,
રા. રમણિકલાલ ઉદેશિવ માલીયા
રા. ભગવાનલાલ નરભેરામ રનાલા
રા. ભાનુસુખ નિર્ગુણરામ રાજકોટ
રા. માધાણી રાયચંદ વિઠલદાસ ,,
બાઇ દુધી દીપચંદ ધ્રાંગધ્રા
રા. જગતંતરાય કલ્યાણરાય રાજકોટ
મીસીસ સાવીત્રી મહેન્દ્રરાય ,,
રા. અચરતલાલ પુરશોત્તમદાસ ,,
રા. લક્ષ્મીલાલ કાનજી ,,
બ્હેન હરકુંવર રેવાશંકર ,,
રા. દામોદર ગોરધનદાસ ,,
મેસર્સ. પી. સી. શુધ રીબડા
રા. સુર્યરામ સોમેશ્વર લુણાવાડા
શેઠ ધીરજલાલ ચુનીલાલ વડોદરા.
રા. મનવંતરામ કૃષ્ણસુખરામ ,,
મીસીસ સમજુબા ગોવિંદભાઇ ,,

| | | | |
|---|---|---|---|
| ધી. ફાઈન નીટીંગ કુંપની | ખારેજડી | ડૉ. ખાદવજી હંસરાજ | ભુજ |
| રા. હરીપ્રસાદ મંછારામ | આણંદ | અ. સૌ. મુળીબાઇ | " |
| રા. છોટાલાલ મોહનલાલ | રાજકોટ | રા. છોટુભાઈ ચકુભાઇ | બામરા |
| બ્હેન વિજયાગૌરી | ભાવનગર | રા. જીવાભાઇ કુબેરભાઈ | મરોલી |
| રા. ઝીણાભાઈ ભીમજીભાઈ | દાદર. | રા. રતનશી રામદાસ પાન્ડે | કચ્છ માંડવી |
| રા. ચીમનલાલ અંબાલાલ | મહેમદાવાદ | રા. પુલચંદ ભુગલદાસ | મુંબાઇ |
| અ. સૌ. બાથી પ્રતાપબા | ગાંગડ | સૌ. તાપીબાઇ શીવગર મોતીવાળા | " |
| રા. મૂલજી શવચંદ | રંગુન | રા. સુરજરામ વી. દીક્ષીત | " |
| રા. વર્ધમાન રામૈયા | કજગામ | રા. મોતીલાલ વાસુદેવ | " |
| મે. શિક્ષક પુસ્તકાલયના અધ્યક્ષ | વડોદરા | રા. દયાળજી કુંવરજી | " |
| મે. સ્ટેટ લાયબ્રેરીના સેક્રેટરી | વડોદરા | રા. હીરાલાલ ઘેલાભાઇ | " |
| રા. જગન્નાથ પુરસોત્તમ | રંગુન | રા. છગનલાલ કેશવજી | " |
| રા. મોહનલાલ સુન્દરજી | " | રા. હરિભાઇ ઝવેરભાઇ | ઝાડેશ્વર |
| રા. જેવંત હરખચંદ | " | અ. સૌ. ચંચળબ્હેન | મુંબાઇ |
| રા. હરીદાસ ત્રીભોવનદાસ | " | રા. ચન્દુલાલ એલ. (વ-૮-૯) | વઢવાણકેમ્પ. |
| રા. હંસરાજ નાનજી શાહ | " | રા. હરગોવીંદ ત્રીભોવનદાસ | રંગુન |
| " એ. આર. ભીમાણી | " | રા. મોહનલાલ કશળચંદ | જેતુ |
| " વિજયશંકર વિશ્વનાથ | " | રા. પરસોત્તમદાસ રણછોડદાસ | ઉાકા |
| " વાલજી ત્રીકમજી મ્હેતા | " | રા. શંકર હરિભાઇ | પુના |
| " વી. એમ. પંડયા | " | રા. હીરાલાલ એસ. | વડોદરા |
| " વિશ્વનાથ હરકીશન | " | " મુકુન્દરાય રણછોડરાય | અમદાવાદ |
| સૌ. હિરાગૌરી | ઘોઘાદર | રા. દિનકરરાવ મોતીલાલ (વ.૭-૮-૯) | " |
| મીસ દીવાળી પોપટલાલ | જામનગર | " નંદલાલ નાથાલાલ | " |
| ભીમજી મુળજી | જેતલસર | " ઉમાભાઇ જસભાઇ (વ. ૮-૯) | " |
| બ્હેન સુરજબાઇ ભગવાનજી | ધોરાજી | " શેઠ ચુનીલાલ ત્રીજભુખણદાસ | " |
| રા. ભીમજી નરસી | તીરપર | " જીવણલાલ વરજરાય | " |
| રા. જયશંકર અંબાલાલ (વ ૮-૯) | ચાંગા | " વ્યંકટરાય મોતીલાલ | " |
| રા. ભાનુપ્રસાદ નાનાભાઇ (વ ૮-૯) | પેટલાદ | " લક્ષ્મીશંકર રામકૃષ્ણ શાસ્ત્રી | " |
| રા. પરમોદરાય મોતીલાલ | પ્રતાપગર | " ગીરધરલાલ પરમોદરાય | " |
| મીસીસ મણિભાઇ મગનલાલ | પાલડીયા | અ. સૌ. તારાગૌરી | " |
| શ્રીમતિ લલિતાદેવી | બીલીમોરા | રા. અંબાલાલ નરસીલાલ | " |
| મીસીસ ત્રિવેદગૌરી ડાહ્યાભાઈ | ભરુચ | રા. નરસીલાલ માધવલાલ (વ. ૮-૯) | " |
| રા. ખરશેદજી અરદેશર | ભાવનગર. | રા. ઇશ્વરલાલ નરભેરામ (વ. ૮-૯) | " |
| રા. રમણિકરાય પ્રેમાશંકર (વ. ૮-૯) | " | રા. બા. કેશવલાલ હીરાલાલ (વ.૭-૮-૯) | " |
| રા. હીરાભાઈ મણીભાઇ | ભુજ | રા. મણિલાલ ગંગાદાસ | " |
| રા. લક્ષ્મીદાસ પુરૂષોત્તમ | કાલીકટ | રા. ચીમનલાલ મોતીલાલ (વ.૭-૮-૯ | " |

| | |
|---|---|
| ધી. ફાઇન નીટીંગ કંપની | બારેજડી |
| રા. હરીપ્રસાદ મંછારામ | આણંદ |
| રા. છોટાલાલ મોહનલાલ | રાજકોટ |
| બ્હેન વિજયાગૌરી | ભાવનગર |
| રા. ઝીણાભાઈ ભીમજીભાઈ | દાદર |
| રા. ચીમનલાલ અંબાલાલ | મહેમદાવાદ |
| અ. સૌ. બાથી પ્રતાપબા | ગાંગડ |
| રા. મૂલજી શવચંદ | રંગુન |
| રા. વર્ધમાન રામૈયા | કજગામ |
| મે. શિક્ષક પુસ્તકાલયના અધ્યક્ષ | વડોદરા |
| મે. સ્ટેટ લાયબ્રેરીના સેક્રેટરી | વડોદરા |
| રા. જગન્નાથ પુરસોત્તમ | રંગુન |
| રા. મોહનલાલ સુન્દરજી | ,, |
| રા. જેવંત હરખચંદ | ,, |
| રા. હરીદાસ ત્રીભોવનદાસ | ,, |
| રા. હંશરાજ નાનજી શાહ | ,, |
| ,, એ. આર. ભીમાણી | ,, |
| ,, વિજયશંકર વિશ્વનાથ | ,, |
| ,, વાલજી વીકમજી મ્હેતા | ,, |
| ,, વી. એમ. પંડ્યા | ,, |
| ,, વિશ્વનાથ હરકીશન | ,, |
| સૌ. હિરાગૌરી | ધોડાદર |
| મીસ દીવાળી પોપટલાલ | જામનગર |
| ભીમજી મૂળજી | જેતલસર |
| બ્હેન સુરજબાઇ ભગવાનજી | ધોરાજી |
| રા. શ્રીમદ્ નરસી | દીસપર |
| રા. જયશંકર અંબાલાલ (વ ૮-૯) | ચાંગા |
| રા ભાનુપ્રસાદ નાનાભાઇ (વ ૮-૯) | પેટલાદ |
| રા પરમોદરાય મોતીલાલ | પ્રતાપનગર |
| મીસીસ મણિભાઈ વજલાલ | પાડલીયા |
| શ્રીમતિ લલિતાદેવી | બીલીમોરા |
| મીસીસ વિરંદાગૌરી ડાહ્યાભાઇ | ભરૂચ |
| રા. બરજોરજી અરદેશર | ભાવનગર |
| રા. રમણિકશંકર પ્રેમાશંકર (વ. ૮-૯) | ,, |
| રા. હીરાભાઈ મણીભાઇ | ભુજ |
| રા લક્ષ્મીદાસ પુરુષોત્તમ | કાલીકટ |

| | |
|---|---|
| ડૉ. આણંદજી હંસરાજ | ભુજ |
| અ. સૌ. મુમીબાઇ | ,, |
| રા. છોટુભાઈ ચકુભાઇ | બીલીમોરા |
| રા. જીવાભાઇ કુબેરભાઈ | મરોલી |
| રા. રતનશી રામદાસ પાન્ડે | કચ્છ માંડવી |
| રા. ફુલચંદ લુલદાસ | મુંબાઇ |
| સૌ. તાપીબાઇ શીવગર મોતીવાળા | ,, |
| રા. સુરજરામ વી. દીક્ષીત | ,, |
| રા. મોતીલાલ વાસુદેવ | ,, |
| રા. દયાળજી કુંવરજી | ,, |
| રા. હીરાલાલ ઘેલાભાઇ | ,, |
| રા. છગનલાલ કેશવજી | ,, |
| રા. હરિભાઇ ઝવેરભાઇ | ઝાડેશ્વર |
| અ. સૌ. ચંચળબ્હેન | મુંબાઇ |
| રા. ચન્દુલાલ એસ. (વ-૮-૯) | વઢવાણકેમ્પ |
| રા. હરગોવીંદ ત્રીભોવનદાસ | રંગુન |
| રા. મોહનલાલ કશળચંદ | જેતુ |
| રા. પરસોત્તમદાસ રણછોડદાસ | ડાકોર |
| રા. શંકર હરિભાઇ | પુના |
| રા. હીરાલાલ એસ. | વડોદરા |
| ,, મુકુન્દરાય રણછોડરાય | અમદાવાદ |
| રા. દિનકરરાવ મોતીલાલ (વ.૭-૮-૯) | ,, |
| ,, નંદલાલ નાથાલાલ | ,, |
| ,, ઉમાભાઇ જસભાઇ (વ. ૮-૯) | ,, |
| ,, શેઠ ચુનીલાલ ત્રીભુખણદાસ | ,, |
| ,, જીવણલાલ વજેરાય | ,, |
| ,, વ્યંકટરાય મોતીલાલ | ,, |
| ,, લક્ષ્મીશંકર રામકૃષ્ણ શાસ્ત્રી | ,, |
| ,, ગીરધરલાલ પરમોદરાય | ,, |
| અ. સૌ. તારાગૌરી | ,, |
| રા. અંબાલાલ નરસીલાલ | ,, |
| રા. નરસીલાલ માધવલાલ (વ. ૮-૯) | ,, |
| રા. ઇશ્વરલાલ નરભેરામ (વ ૮-૯) | ,, |
| રા. બા. કેશવલાલ હીરાલાલ (વ ૭-૮-૯) | ,, |
| રા. મણિલાલ ગંગાદાસ | ,, |
| રા. ચીમનલાલ મોતીલાલ (વ ૭-૮-૯ | ,, |



પંચવટીની સુન્દરતા–સુવર્ણમૃગ



શ્રી રામચન્દ્રજીની પર્ણકુટી–પંચવટી

# સુન્દરી સુબોધ

વર્ષ ૯ મું.] ઇ.સ. ૧૯૧૨, જુન: જ્યેષ્ઠ-આષાઢ, વિ. સં. ૧૯૬૮. [ અંક ૧૦ મો.

## ઉદયગુંજન.

ભારતવાસી બંધુઓ પ્રત્યે બે બોલ:

૧. ઓ ભારતવાસી બંધુઓ ! ત્હમે જ્યાં સુધી ત્હમારી ગૃહદેવીને સાક્ષાત્ ગૃહદેવી અને સાક્ષાત્ ગૃહલક્ષ્મી તરીકે ન સ્વિકારતાં-તેને પ્રાચીન પદવી ન આપતાં-તેના યોગ્ય હક લૂંટી લેશો, ત્યાં સુધી તમારા પોતાના હકો પણ લુંટાઈ જશે. ત્હમો ત્હમારી પદવીથી ભ્રષ્ટ થશો અને ત્હમારા દેશને પણ ભ્રષ્ટ કરશો.

૨. ત્હમો જ્યાં સુધી ત્હમારી ગૃહદેવીઓને સદ્ગુણના અલંકારોથી-સત્ય કેળવણીનાંજ આભૂષણોથી-તેના મનને નહિં શોભાવો-નહિ દીપાવો, ત્યાં સુધી ત્હમોએ સુવર્ણનાં રત્નજડીત આપેલાં આભૂષણો કેવળ ત્હમારૂં તથા ત્હમારા દેશનું ભોપાળું દેખાડનારા થવાનાં છે.

૩. ત્હમોએ ત્હમારી ગૃહલક્ષ્મીને ત્હમારા હૃદયમાં ઉચ્ચ સ્થાનકે નથી બેસાડી, ત્યાં સુધી ત્હમારો ભારતદેશ કે તમારી ભારતીપ્રજા કદાપિ પણ ઉચ્ચ સ્થાનકે બેસવાની નથી.

૪. ત્હમોએ ત્હમારી ગૃહિણીને નિખાલસ હૃદયની સહાયક મિત્ર નથી માની; પણ ત્હેને ઘરનું કામ કરનાર મજાર જાણી છે, ત્યાં સુધી ત્હમો પણ ગુલામગીરીમાંથી છુટી શકવાના નથી.

૫. ત્હમો જ્યાં સુધી ત્હમારી ગૃહદેવી તરફ માન ભાવથી નથી વર્તવાના ત્યાં સુધી ત્હમારી તરફ કોઈ પણ કેળવણીમાં આગળ પડેલી પ્રજા માન ભાવથી જોનારી નથી; ઇશ્વર પણ ત્હમારૂં કલ્યાણ કરવાનો નથી.

૬. ત્હમે ત્હમારા વ્યવહારમાં ત્હમારી ગૃહદેવીને પ્રકૃતિસ્વરૂપ નહિ ગણો, ત્યાં સુધી પ્રકૃતિ પણ ત્હમારાથી વિમુખ રહેવાની છે.

૭. ત્હમે ત્હમારી ગૃહલક્ષ્મીને અર્ધાંગના નહિ ગણો—તેને અર્ધાંગનાને ઘટતું માન આપશો નહિ—તેની સંભાળ રાખશો નહિ, ત્યાં સુધી ત્હમો નક્કી જાણજો કે તમારૂં અરધું અંગ નકામું છે—જડરોગ—પક્ષાઘાતના રોગવાળું છે. અને તે રોગને લીધે ત્હમો કોઈપણ ત્હમારી ધારેલી દેશોદય કે આત્મોન્નતિની મુરાદ પાર પાડી શકવાના નથી.

૮. જો ત્હમો ત્હમારા દેશનો, ગામનો, પ્રજાનો અને કુટુંબનો ઉદય કરવાની સ્હેજ પણ આશા રાખતા હો તો તે ઉદયનું બીજ—ત્હમારા દેશની બાલાઓને સુશિક્ષિતા કરવી. અને તેને ત્હમારી મિત્ર ગણી ત્હેની યોગ્યતા પ્રમાણે, કર્તવ્યપાલન શીખવવું તથા ધર્મમૂર્તિ બનાવવી.

૯. ત્હમે ત્હમારા દેશમાં જડ દેવીની મૂર્તિને અમૂલ્ય અલંકારોથી શોભાવો છો, અમૂલ્ય વખતનો ભોગ આપી તેની આરાધના કરોછો, તેને બેસવાને વિશાલ મંદિરો બંધાવી પત્થરા ખડકી હજારો રૂપીયા ધૂળમાં મેળવો છો. તે માટે થતો પૈસાનો વ્યય પાણીની પેઠે કરો છો. તેને નમી નમીને માન આપો છો. ત્હેના ઉત્સવો કરોછો, તેને ત્હમો આદ્યશક્તિ ગણો છો, ત્હેને ત્હમો ભવમોચની, સુખદાયીની ગણો છો. ત્હેને ત્હમો સુખનું કેન્દ્ર સ્થાન ગણો છો; ત્હેને માટે પ્રાણ આપવા તૈયાર થાઓ છો. ત્હેને ત્હમો સંકટસહાયિની ગણો છો. ત્હેને ત્હમે સાક્ષાત લક્ષ્મીસ્વરૂપ ગણો છો. પણ શું તેથી ત્હમારો, ત્હમારા દેશનો કે પ્રજાનો ઉદય થવાનો છે? નહિજ. પણ જેટલો શ્રમ તમો તે કાર્યમાં કરો છો, જેટલું ધ્યાન તેમાં રાખો છો, જેટલી શ્રદ્ધા ને આશા તેમાં રાખો છો, તેટલીજ શ્રદ્ધા વિગેરે ત્હમારા દેશની બાલાઓ—જગદંબા રૂપ જીવન્ત દેવીઓ ઉપર રાખો; જેથી ત્હમારૂં કાર્ય વિના વિલંબે ને વિનાવિઘ્ને સિદ્ધ થશેજ.

૧૦. ત્હમો ત્હમારા દેશની બાલાને કલ્પવૃક્ષ સમાન યા તો કામધેનુ સમાન શક્તિમાન નહિ ધારો ત્યાં સુધી ત્હમારી કોઈ પણ આશા ફલીત થવાની નથી.

ગુરૂકુલઃ દેવલાલી

નાગરદાસ હ. પાઠક.

દેવની મૂર્તિને પૂજો કે ત્હેની ભાવના દિલમાં રાખો; સદ્ગુરુનાં વચનો સાંભળો, અથવા ત્હેનાં દૃષ્ટાન્તો જીવનમાં ઉતારો; પણ એક સત્ય કદિ વીસરશો નહિ, અને તે એ છે કે—દરેક પ્રાણી અને વસ્તુ ઇશ્વરનું મન્દિર છે, જેની સંભાળ તથા સદુપયોગ એ ઉત્તમ પ્રભુસેવા છે.

# કાવ્યકુંજ.

## ખિન્ન સખીને.

( લલિત ) નજર ફેરવી શૂન્ય વૃત્તિથી
કયમ ઉભા પ્રિયે ! આમ ખેદથી ?
ઉતરી મ્હો જતુ રક કા દિસે ?
અપરિચિત ત્યાં દુ ખ શું નસે ?

દરદી દિલનુ કા ન કહો મને ?
હૃદય હેતથી એ સ્વીકારશે
ન શિખિયે સખિ ! ખિન્ન તો થતાં.
સ્મિતની સુરખી છાવી ખલકમાં !

કષ્ટક દુ ખિયા જ્યા જગે ઝુરે–
વિતક આપણા ત્યા વિસારિયે
ઇતરનાં સખિ ! દોહ્યલાં હરિ
જીવન–માધુરી સગ મ્હાલવી !

લલિત

## ત્હારી છબિ.

ત્હારી છબિ પ્રિય ! વ્હાલી નકી છે,
ત્હારી છબિ ઉરની ઉરમાં છે !
તુ ઉરમા તો એ ઉરમાં છે
વ્હાની ! છબિ ત્હારી

આકૃતિની તુજ એક પ્રતિકૃતિ,
ભાવિ વિકૃતિ કાલ વિષે સ્મૃતિ,
સાચા પ્રેમની આછી નિશાની
ત્હારી છબિ ? બાલે !

સૌમ્ય, મનોહર, શાન્ત અતિ છે,
ઉજ્વલ ત્હારી પ્રિયે ! પ્રતિમા છે ?
ભર્ગ વરેણ્ય કપોલ વિરાજે
ત્હારી પ્રતિકૃતિમાં

ત્હારી છબિ, પ્રિય ! ત્હારી છબિ એ,
હૈયાની ત્હારી જ છબિ એ
વ્હાલી એ મ્હારા જ ઉરે છે–
ત્હારી છબિ, વ્હાની !

## હાલરડું.

નહિં કોઇ દુવજોરે, અમારાં પુષ્પ રૂપાળાંને.

પુષ્પ રૂપાળું, સુગન્ધવાળું, વ્હાલું વ્હાલું વ્હાલું રે;
નહીં કોઇ દવલું કહેજો રે અમારાં પુષ્પ રૂપાળાંને.

શાન્તીદાતા સુખ વીધાતા, એપર અમ સહુ આશા રે;
સ્નેહેથી સાચવજો રે અમારાં પુષ્પ રૂપાળાંને.

કોમળ દીલનું, કંઠે કુમળું, સ્હેજ મહીં રડનારૂં રે;
નહીં કોઈ રડવા દેજો રે અમારાં પુષ્પ રૂપાળાંને.

જમતાં રમતાં હરતાં ફરતાં, વાત પરસ્પર કરતાં રે;
નહીં કોઇ કડવું કહેજો રે અમારાં પુષ્પ રૂપાળાંને.

એક ટકોરી ધીરી ધીરી, બીજી નખની ભારી રે;
નહીં કોઇ મારજો રે અમારાં પુષ્પ રૂપાળાંને.

જે જન કહેશે તે તે સહેશે, મન મુંઝાઇ રહેશે રે;
પરન્તુ મુંઝાવા ના દેજો રે અમારાં પુષ્પ રૂપાળાંને.

જે માગે તે આપી દેજો, આપો નહીં તો અમને કહેજો;
પણ ના એને ઠગજો રે અમારાં પુષ્પ રૂપાળાંને.

ભૂલ કરે તો મારી દેજો, સત્ય તજે તો તજશું કહેજો;
નહીંતર વ્હાલે મળજો રે અમારાં પુષ્પ રૂપાળાંને. ભિક્ષુક.

---

## "વિનતિ."

મુંઝાણી મધદરિયે ઘેરાણી મ્હને નાથ! ડૂબતી બચાવો!
આત્મ તૃષાથી ટળવળું હું, મોહનજી! પિયુષ પાઓ!

ઘોર અંધારે ઘૂમું બ્હાવરી, અંધકારને ઉલટાવો!
અરધે મારગે પડીછું ભૂલી, સત્યના રસ્તા બતાવો!

ઉલે અંધારા આંખે, આજ નેત્રે ઉજમાળો!
ધૂ ધૂ કરીને ધૂમે અગ્નિ, રહાય જ્વાળા માંહિ થાઓ!

ધૂધવે અંતરનો ધૂમાડો, હૈયાની આગ ઉથાપો!
ભમતો બળતો ડૂબતો આત્મા, અમર શાંતિ મ્હેને આપો!

દ્દાસમ હીરજી ચારણિયા.

# લગ્નમાં ' સપ્તપદી' વેળા ગાવાનું.

( રાગ-સીમડીયે કેમ નતરો વરરાજ )

મલકાતે મુખડે ગોરી ! વદીયા વરરાજ—આપણાં બે તન-મન જુદાં જોડીએ.
મનભર મગળ વરતાવા સાથે રહી સાનમાં—પ્રીતેથી પગ ઉપાડી ચાલીએ.
ભલું ! ભલું ! ભૂપ મારા પ્રિતમ પાતળીયા ! પ્રીતેથી પગ ઉપાડી ચાલીએ.

પહેલું પગલું તે ધીરે ચાલો મૃગલોચની ! સંસારી કર્ત્તવ્યોમાં રાચીએ.
ભલું ! ભલું ! ભૂપ મારા પ્રિતમ પાતળીયા ! સંસારી સુખકરપથને સાધીશું.
પ્રિતમને તો ' પરમેશ્વર ' માનીશું; વ્હાલાને કાયા વેચી રાચીશું.

બીજું પદ ધીરે ધીરે ચાલો સુખદાયિની ! ભોજન અમૃત જેવાં આરોગીએ.
ભલું ! ભલું ! ભૂપ મારા પ્રિતમ પાતળીયા ! ભોજનીયાં અન્ન સુધારી આપીશું,
પ્રીતમને તો 'પરમેશ્વર' માનીશું; વ્હાલાને કાયા વેચી રાચીશું.

ત્રીજું પદ ધીરે ધીરે ચાલો સુખદાયિની ! અઢળક ધન- સંપત વૈભવ માણીએ.
ભલું ! ભલું ! ભૂપ મારા પ્રિતમ પાતળીયા ! આવેલું ધન વિવેકે રાખીશું,
પ્રિતમને તો ' પરમેશ્વર ' માનીશું; વ્હાલાને કાયા વેચી રાચીશું.

ચોથું પદ ધીરે ધીરે ચાલો સુખદાયિની ! દુઃખનો વિસામો તમને લેખીએ.
ભલું ! ભલું ! ભૂપ મારા હૈયાના હારલા ! સુખના સાયરમાં રંગે રાખીશું,
પ્રિતમને તો 'પરમેશ્વર માનીશું; વ્હાલાને કાયા વેચી રાચીશું.

પંચમ પદ ધીરે ધીરે ચાલો મદકારિણી ! ગુણીયલ-જશવંતા પુત્રો પામીએ.
ભલું ! ભલું ! ભૂપ મારા હૈયાના હારલા ! ધર્મે રહી કુખલડી અજવાળીશું,
પ્રિતમને તો ' પરમેશ્વર ' માનીશું; વ્હાલાને કાયા વેચી રાચીશું.

છઠ્ઠું પદ ધીરે ધીરે ચાલો સહચારિણી ! ઋતુવત્ હસતાં મળતાં હાલીએ,
ભલું ! ભલું ! ભૂપ મારા હૈયાના હારલા ! ઋતુવત્ હળતાં મળતાં હાલીશું"
પ્રિતમને તો ' પરમેશ્વર ' માનીશું, વ્હાલાને કાયા વેચી રાચીશું.

સાતમું પગલું પ્રેમે ચાલો સહચારિણી ! જીવતર ગોઠી પણ નેહે બાંધીએ.
ભલું ! ભલું ! ભૂપ મારા પ્રિતમ પાતળીયા ! સુખ દુઃખમાં સાથે રહીને ચાલીશું,
પ્રિતમને તો ' પરમેશ્વર ' માનીશું; સંસારને સ્વર્ગધામ બનાવીશું.

હરિશંકર વિદ્યાર્થી.

થોડા વખત પછી મ્હારી કમલાની મા માંદી પડી અને એને લાયક બીજી દુનિયામાં જ્યાં જગ્યા હોય ત્યાં વિદાય થઇ. પ્રેમ સ્વાર્થી છે. મ્હેં ધાર્યું હતું કે મ્હારી કમલા હવે પાછી મ્હારી થશે. તરત તો તે મહાન્ શોકસાગરમાં ડુબી. એનું મ્હોડું નિસ્તેજ થયું, હસવું સમુળગું ગયું અને આખો દિવસ માતા પાછળ વિલાપ કરવા લાગી. મ્હારા આશ્વાસનથી તે ચ્હીડાતી, મ્હારા સ્નેહથી તે રૌદ્રસ્વરૂપ ધારણ કરતી. મ્હેં જાણ્યું કે વખત વખતનું કામ કરશે, માટે હું મુંગો રહ્યો. પરન્તુ અફસોસ ! દિવસો ગયા પણ ફેર પડયો નહિ. તેણે ત્હેની માતા પાછળ રંડાપો લીધો ને સુખને છેલ્લી સલામ કરી. તે હીણભાગી માતા મરતાં મરતાંયે મારાપર વેર વાળતી ગઇ અને મ્હારા સંસાર—સુખ ઉપર પાણી ફેરવતી ગઇ !

આમ કયાં સુધી ચાલે ? હું અકળાયો; અને આ વર્તન સાંખી શકયો નહિ. હું હજી ત્હેને મ્હારી લાડલી કમલાજ સ્હમજતો અને જે રીતે ત્હેને કહેવાની ટેવ હતી, જે રીતે કહેવાનો મ્હારી લાંબી સેવાએ મ્હને હક આપ્યો હતો તે રીતે મ્હેં ત્હેને કહ્યું–વિનવ્યું. તરત તે એક સિંહણ સમાન ગાજી; એ સંબધી બોલાવાનો મ્હને તેણે પ્રતિષેધ કર્યો, “ મ્હને હવે સંસારમાં સાર દેખાતો નથી. માના નિસ્વાર્થ પ્રેમ વિના જીંદગી બધી રાખ સમાન છે. ” હું ચમકયો. સાબાશ બૈરીની જાત ! શાબાશ મારી સહચરી ! શાબાશ મારી સંસારતારિણી ! સંસારત્યાગનો આ નવો પ્રચાર મ્હેં ત્યારેજ જાણ્યો. થોડા દિવસમાં બીજો નવો ફેરફાર દેખાયો. હું ત્હેને અકારો થઇ પડયો. એકદમ મ્હારા સ્વભાવમાં, મ્હારા આચરણમાં એને અસંખ્ય ખામી માલમ પડી; અને તેનું રસ લઇને વિવરણ કરવા માંડયું. જેને એ એક વખત ઇશ્વર તરિકે પૂજતી તેમાં એને નખશીખ દુર્ગુણો ખદબદતા દેખાયા. આખો દિવસ મ્હારી અધમતાના વર્ણનથી મ્હારા કાન પાકી ઉઠયા. મ્હારી જાતને હું ખરેખર એક રાક્ષસ જેવી માનવા લાગ્યો.

માણસ અન્યાય કયાં સુધી ખમી શકે ? ઇસુખ્રિસ્તની સહનશીલતા સહુને સુલભ નથી; અને તે ધરાવવાનું ડોળ પણ હું ઘાલતો નથી. સુરદાસ આપોઆપ સીધો નહિ ચાલે; પણ ચિન્તામણીના ચેતતા ડામથીજ ચમકે–જાગે ત્યારેજ ! હું પણ અંતે જાગ્યો; અને આટલા વર્ષ થયા મ્હારી કરેલી સેવા–જે જે દુઃખ, અગવડ, નુકશાન, ધર્મસ્ખલન મ્હેં આ સ્ત્રી માટે સેવ્યાં તે સર્વે મ્હારી નજર આગળ ખડાં થઇ મ્હને દોષ દેવા બેઠાં ! મને બેહદ સંતાપ થયો. હું પણ વિફર્યો. હિંદુ ધણીની જુલમી વર્તણુક મ્હને યાદ આવી; પણ એ નીચતા અને કુરતા કોની સ્હામું ? મારી કમલા–મારી રમાડેલી, લડાવેલી, મૂર્ખ પણ નિર્દોષ પ્રિયતમા સ્હામુ ? નહિ. નહિ. એ પાપાચાર કરતાં ગમે તે દુઃખ વધારે સારૂ મ્હેં બને તેટલું કહ્યું. ઉત્તર મળ્યો “ તમે શું કર્યું ! જે કાંઇ કર્યું તેથીજ હું વધારે દુઃખી થઇ. ત્હમે ન રાખી હોત તો મ્હારી મા મ્હને સાથે રાખત–સુખી થાત–અને ત્હેની સેવા કરવાની મ્હને વધારે તક મળત.” સાબાશ મારી કમલા ! આ શીરપાવ હું સહન કરી શકયો નહી. ક્રોધાવેશમાં જીભપરથી કાબુ ગયો. બહુએ કહ્યું–બહુએ સાંભળ્યું !

એ દુઃખના મહિના પણ ચાલ્યા. પહેલાં એકલો હતો; હવે છતાં સ્વજને રખડતો રહ્યો; સંસારમાં નિર્જનતા તો હતી, તેમાં ભડકા ઉઠયો ! હોંશ, આશા સર્વેના ચૂરા થયા. મનને દબાવી સ્ફુરતાં હ્રદયઝરણાંને, સુકવી–દિવસને રાત અંતરને અશ્રુપાનવડે નીચોવતાં દિવસો ગુજારવા લાગ્યો. મ્હારી મટી ગયેલી મ્હારી કમલા !–તે તો ગમગીનીમાં ગીરફતાર

રહી. તે શોકના નિરંકુશ સ્વચ્છંદમાં મસ્તાન રહી; હું અપમાનીત પ્રેમની મગરૂરીમાં દૂર રહ્યો. દુઃખ વેઠવું દુઃસહ થયું. અમે છુટાં પડયાં!

અમે હવે ભાગ્યેજ બોલતાં. ગાઢ સંબંધી છતાં, નિર્બંધ થઇ વિજન થયાં. પણ જ્યારે હું વિચારમાં નિમગ્ન થતો અને ત્હેનું હાસ્ય કે શબ્દ કાનને અથડાતા ત્યારે મ્હારા મનમાં અનેક તરંગો ઉછાળા મારતા; નષ્ટ થયેલી મધુરતાનું સ્મરણ મીઠાશ પ્રસારતું; ભૂતકાલ વર્તમાન થતો; અને જે સુખ અનુભવ્યાં હતાં, જે અંતરની ઉર્મિયો મેળી અમે પ્રેમસાગર ઉછાળતાં, જે હું અને તુંનો ક્ષુદ્ર ભેદ ભેદી અમે ઐક્ય અનુભવતાં, જે હૃદયના ઉભરાતા ઉમળકા ઝીલી અમે પ્રેમમયતાને પામતાં, તે સમય જ્યારે યાદ આવતો ત્યારે મ્હારૂં હૃદય ચીરાઇ જતું.

મ્હેં બદલી કરાવવાનું નક્કી કર્યું. ગેરહાજરીથી અંતરના વ્રણ રૂઝાશે એમ ધારી મ્હેં દેશનિકાલ કબૂલ કર્યો. વખત વહ્યો પણ ધારણા સફલ ન થઇ. પચિસો ગાઉ દૂરથીયે મ્હારી કમલાની યાદ મ્હને સાલતી, અને ત્હેની પ્રતિમા મ્હારી આગળ નીશદિન ખડી થતી. મહિને દહાડે પૈસાના મનીઓરડર મોકલવા શીવાય બીજો સંબધ અમારે રહ્યો નહિ હતો. હું કઠણ થવા માગતો, અને હૃદયપ્રેરણાઓને નાશ કરવા કંઇ કંઇ ઉપાયો યોજતો, અનેક અભ્યાસો આરંભતો, પણ દુઃખાયેલું દીલ ન્હાનાં બાલકની પેઠે છાનું રહેવા ના પાડતું. પણ દિવસો કોની દયા ખાય છે. અશ્રુ અને હાસ્ય બન્નેની અવગણના કરી સમયનો પ્રવાહ આગળનો આગળ વધે છે! મ્હારે પણ એમજ થયું.

થોડાંક વર્ષ પછી એક દિવસ બહારથી ફરી ઘેર આવ્યો. ચોમાસાનું ઘેરાયેલું આકાશ મનને બેચેન બનાવી, વિરહની લાગણીઓ પ્રેરી, મ્હારૂં દુઃખ તાજું કરતું હતું. મ્હારા અરણ્ય જેવા ઘરમાં પેસવું મ્હને હમેશ માથા વ્હાડજેવું લાગતું; પ્રેમ વિના હૃદય નહીં, ગૃહદેવી વિના ઘર નહિ; સ્મશાન પણ વધારે વ્હાલું લાગતું. નોકરે કહ્યું " ઉપર કોઇ મળવા આવ્યું છે. " હું ઉપર ગયો. આ કોણ ? શું મ્હારી કમલા ! કોઈ ભયંકર રોગથી પીડાતા શરીરનાં શુકાયેલાં અવયવોમાં મ્હારી કમલાનાં સુકોમલ ગાત્રો ઓળખતાં મને વાર લાગી. પણ શો ફેરફાર ! વાટ જોતાં થાકેલું શરીર ઉંઘને વશ થયું હતું. ત્હેને જોતાં મ્હારૂં હૃદય કંપ્યું. પ્રેમને મગરૂરી વચ્ચે હું અનિશ્ચીત ઉભો. પ્રેમ ઉછળ્યો. પાછલી વાત વિસારે પાડી ત્હેને હૈયાસરસી ચાંપવા મન થયું; અનુભવેલાં દુઃખ અને અન્યાયે અતડા થવા કહ્યું; ત્હેની શારીરિક દુર્બલતા જોઇ મ્હારા મનમાં ધ્રાસકો પડયો. મ્હેં ધાર્યું હતું કે કોઈ દિવસ પણ એવો પ્રસંગ આવશે; અને પશ્ચાતાપથી પવિત્ર થયેલી પ્રિયાને હું એકવાર ફરી મ્હારી કરીશ પણ આ શરીર—

તે જાગી; પીળાં પડી ગયેલાં નિસ્તેજ નેત્રો મ્હને જોઇ ચમક્યાં. વાત શી રીતે કરવી એ મુંઝવણ પડી. ભૂતકાલને આઘો ખસેડી મ્હેંજ વાત ઉપાડી. એમ થયું કે આ શિક્ષાપાત્ર સ્ત્રીને ભલમનસાઇ દેખાડવી એ ખોટું. પણ પ્રેમાળ હૃદય–વાટજોતાં થાકેલાં, હારેલાં દુઃખીત હૃદયે કોઇનું કદિ માન્યું છે કે મ્હારૂં માને ! મ્હેં ત્હેની ખબર પુછી.

ઉત્તરમાં તે રડી. ડુસકે ડુસકે પાપનો પશ્ચાતાપ કરી એણે મને શરમીન્દો કર્યો. સ્નેહસાગર ઉછળ્યો. એનું રૂદન હું સ્થિર ચિત્તે સાંભળી શક્યો નહી, ગમે તેવી દોષ, ભલે તો

(સરૈભરા)માં રહેલાં બે ત્રણ ઉંસાં ડગરા, એ રીતે પાચ છ માણુસો હોય, તેમા વળી એક દીવો સળગતો હોય અને જે દીવાને માટે એવી ગણુના કરવામાં આવી છે કે બારથી સોળ માણુસના જેટલી હવા જોઇએ છીએ। અહિ દીવાને પુરતી ખુલી હવા મળતી નથી તો બાળકને શીરીતે મળી શકે ? માટે ખુલી હવા વાળુ સ્થાન મેળવવુ બહુ નાનુ સ્થાન પસદ નહિ કરો અને કદાચ અનુકૂળતા ન હોય તો પુષ્કળ હવા અજવાસ મળે એવુ નાનુ સ્થાન પણુ ચાનશે પરતુ ત્યા માણુસોની ભીડ તો નજ થવી જોઇએ અને દીવો બળતો રાખવો પડે, તે દૂર-બને તો ઓરડીના બારણા આગળ બ્હાર રાખવો

૩—પ્રસૂતિના સ્થાનમાં દિવસના ત્રેવિશ કલાક, ઓગણુસાઠ મીનીટ, અને સાઠ સેકડ, ખુલ્લી હવાને આવવા દો।—દિવસે કે રાત્રે, શિયાળામાં કે ઉનાળામાં બારી બારણાંને એક ક્ષણુ પણુ ન અડકાવવા, એ સમજુ બ્હેનોનો ધર્મ છે ગરમ કપડાં પહેરવાં—સોડ બિછાનાં અને ઓઢવાના રાખવાં અને હવા તથા અજવાળાને માટે સર્વ માર્ગ ખુલ્લા રાખવા

૪—તમને પોતાને અને બાળકને શરદી થઇ જશે, વાયુ થઇ જશે એ બધા વહેમોને મો હાથના ઊંડા કુવામા ફેકી દેજો

૫—જે હવા જીવનને આપનાર છે-જીવાડનાર છે, તેના વિના એક ક્ષણુ પણુ પ્રાણિ માત્રને ચાલતુ નથી, તેવી હવાને શ્વાસમા લેવાથી અને શરીર ઉપર તેનો સ્પર્શ થવાથી શરદી થશે એ અજ્ઞાનપણુાનો વ્હેમી મત દૂર કરો

—બાલકૃષ્ણ.

---

## સ્ત્રીઓ તથા બાળકોને ઘરગતુ દવાઓ;

(ગયા અકના પૃષ્ઠ ૩૪૨ થી અનુસધાન)

**અશક્તિ દૂર કરવાના ઉપાયો**—બ્હેનો આ પછી સ્ત્રીઓમાં જે મોટો રોગ છે, અને જે રોગ ઘણી સ્ત્રીઓમા છે તે રોગ અશક્તિ છે તે અશક્તિને લીધે નબળાઇ, સુસ્તી સાધાઓમાં કળતર જઠરાગ્નિની મદતા દસ્તની કબજીયત અથવા બદ દસ્ત આવવા વગેરે ઘણી બાબતો અશક્તિને લીધે થયા કરે છે માટે અશક્તિના ઘરગતુ અનુભવી સામાન્ય ઉપાયો જાણિ લેવા એ પણુ બહુ જરૂરતુ છે માટે તે બાબત પણુ હુ કહુ છુ

બ્હેનો અશક્તિ મટવા માટે ઘણી જાતની દવાઓ છે, અને એ બધી દવાઓમાં ઘણી દવાઓ તો બહુ કિંમતી હોય છે અને તેમ છતા જેટલી મટવી જોઇએ તેટલી અશક્તિ મટતી નથી, એવા ઘણા દાખના હુ જાણુ છુ કારણુ કે આપણી બ્હેનો એમ સમજ્યા કરે છે કે, બધા રોગો માત્ર કાંઇક દવા ખાવાથીજ મટી જાય છે, પણુ બ્હેનો આ સમજણુ બહુ ભૂલભરેલી છે કારણુ કે જ્યાં સુધી પ્રકૃતિના નિયમો સમજીએ નહિ, અને તે નિયમો પ્રમાણે વર્તીયે નહિ, ત્યા સુધી એકલી બહારની દવાઓ ખાવાથીજ કઈ બધી જાતના રોગો મટી શકે નહિ માટે દવાની સાથે પથ્ય પાળીએ એટલે કે કુદરતના નિયમો પ્રમાણે વર્તીએ, અને જે કારણુસર રોગ થયો હોય તે કારણો અટકાવવાના ઉપાયો કરીએ, અને એ કારણો વધે એની ચીજોથી દૂર રહેવુ, તેનુ નામ પથ્ય છે, આ પ્રમાણે કરી ઓસડ લઇએ તોજ ફાયદો થય માટે અશક્તિ મટવા સારૂ પ્રથમ જે પથ્ય પાળવાની જરૂર છે તે હુ કહુ

છું, અને જો એવા સાદા સાદા નિયમો ઘણા દહાડા સુધી ધ્યાન રાખીને પળાય તો કોઇ પણ જાતની આકરી દવાઓ ખાધા વિના પણ નબળાઇ તથા બીજા રોગો બહુ સહેલાઇથી મટી શકે છે, માટે એવા સાદા સાદા કુદરતી ઉપાયો બતાવું છું:—

૧. સારી સોબતમાં રહેવું, અને હસમુખો સ્વભાવ રાખવો, તથા જેમ બને તેમ પોતાનો વખત આનંદમાં જાય તેમ કરવું. એટલે થોડા દહાડામાં અશક્તિ મટી જાય છે.

૨. જે પુસ્તકો વાંચવાથી આનંદ મળે, જે વાંચવાથી હૃદયનું બળ વધે, જે વાંચવાથી વિકારો ઓછા થાય, જે વાંચવાથી કાંઇક ઉત્તમ પ્રકારના કામકાજમાં રોકાઇ રહેવાનું મન થાય અને જે વાંચવાથી આપણા અંતરમાં કાંઇક નવો પ્રકાશ થાય, તેવાં પુસ્તકો ખાસ કરીને જરૂર વાંચવાં અગર કોઈ પાસે વંચાવવાં. એમ કરવાથી પણ ધીરે ધીરે જેમ જેમ વિચારોની મજબુતી થતી જાય અને મન ઉંચા વિચારોમાં રોકાતુ જાય તેમ તેમ અશક્તિ ઓછી થતી જાય છે. કારણ કે મન જ્યારે ઉંચી બાબતોમાં રોકાયેલું રહે ત્યારે તેને દેહની નબળાઇના બહુ ખ્યાલો આવી શકતા નથી, તેથી તનદુરસ્તી સુધરતી જાય છે. કારણ કે ઘણી જાતના મંદવાડો ભયને લીધે તથા આપણું મન મંદવાડના વિચારો કર્યા કરે તેને લીધેજ થાય છે. માટે મંદવાડના વિચારો મનમાં ન આવી શકે એવી બાબતોમાં મનને રોકેલું રાખવાથી પણ ઘણી જાતના રોગો ઓછા થઈ જાય છે માટે ઊંચી જાતના વાંચનમાં મનને રોકેલું રાખવાની જરૂર છે.

૩. દરરોજ બની શકે તો કસરત કરવી. એ કસરત શરીરને ભારે પડે નહિ તેવી સાદા પ્રકારની તથા આનંદ આપે તેવી જાતની હોવી જોઈએ. અને કસરત કરવાનું ન બની શકે તો તાજી ખુલી હવામાં ગામ બહાર પા માઇલ, અરધો માઇલ, માઇલ અથવા બે માઇલ સુધી બની શકે તે પ્રમાણે સવાર સાંજ ફરવા જવું; એથી પણ ધીરે ધીરે અશક્તિ મટી જાય છે. કસરતને બદલે આપણી ગરીબ બ્હેનો પોતાના ઘરનાં સાદાં જરૂરનાં કામોમાં વધારે રોકાયેલાં રહે, અને પોતાથી બની શકે તે નાનાં મોટાં કામો કર્યા કરે તો એથી પણ નબળાઈ દૂર થઇ જાય છે, કારણ કે કામ કરવાથી લોહી વધારે સારી રીતે ફરી શકે છે, તેથી શરીરમાં ગરમી આવી જાય છે અને ભુખ લાગે છે તથા થાકને લીધે ઉંઘ પણ મજેની આવી જાય છે. પણ આ બાબતમાં આપણી બ્હેનો બહુ વિરૂદ્ધ રીતે વર્તે છે! જેમકે, જેઓ શ્રીમંત હોય તેઓ વિના કારણ વાત વાતમાં બિછાનામાં પડ્યાં રહે છે, અને એરંડીયું પીધા જેવું મોઢું કરી ચીરડાઉ બની કાંઇ કામ કરતાં નથી, અને કંટાળા ભરેલા કલાકો બિછાનામાં પડે પડે કાઢે છે. ત્યારે તેને બદલે ગરીબ વર્ગની તથા અતિશય ઘરસંસારમાં આસક્તિવાળી જે બાઇઓ છે તેઓ પોતાના ગજા ઉપરાંત વેતરૂં કર્યા કરે છે અને આશાએશ લઇ શકે તેવી સ્થિતિમાં હોય તથા આશાએશ લેવાની ખાસ જરૂર હોય, છતાં પણ પોતાના અતિશય હાયવોયવાળા સ્વભાવને લીધેજ તેઓ શાંતિમાં રહી શકતાં નથી. અને વિના કારણ વગર જરૂરની ઉપાધિઓ ભોગવ્યા કરે છે, તથા જે કામ પોતાની મદદ વિના સારી રીતે થઇ શકે તેમ હોય તેવા કામમાં પણ પોતાની અધીરતાને લીધે માથું માર્યા કરે છે. અને વહુ દીકરીઓને વગર જરૂરે પોતાના સ્વભાવને લીધેજ ટોકયા કરે છે. આમ થવાથી તેઓની તંદુરસ્તી સુધરી શકતી નથી, અને સારી સારી જાતની દવાઓ ખાધાં છતાં પણ આવી જાતની પરહેજી ન

પાળવાને લીધે તેઓના રોગો મટતા નથી. માટે તાજી હવા અને જરૂર જેટલી કસરત અથવા કામકાજ એ પણ નબળાઈને મટાડનારી વસ્તુ છે.

૪. તબીયત જ્યારે નબળી રહેતી હોય અને શરીરમાં સુસ્તી નબળાઈ આવ્યા કરતી હોય, ત્યારે આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે, કોઈ પણ જાતનો ન પચે તેવો ભારે ખોરાક ખાવો નહિ, પણ જેમ બને તેમ હલકો ખોરાક ખાવો, અને તે પણ ચાહીને એક બે કોળીઆ ઓછું ખાવું. આવો નિયમ રાખવાથી જલદીથી નબળાઈ દૂર થાય છે. કારણ કે પેટ ઉપર થોડો બોજો પડવાથી જઠરાગ્નિ જલદીથી જાગી શકે છે. તેથી સુસ્તી જલદી મટે છે, પણ તેને બદલે આપણી બ્હેનોમાં એવી ઉંધી સમજણ પેશી ગઈ છે, તેઓ એમ એમ સમજે છે કે ઓછું ખાઈએ તો શક્તિ કયાંથી રહે ? માટે અશક્તિના વખતમાં તેઓ ચાહીને દાબી દાબીને વધારે ખાય છે. કારણ કે તેઓ એમ સમજે છે કે, ખુબ ખાઈએ તો શક્તિ રહે તેથી તેઓ પોતાની જઠરાગ્નિ પચાવી શકે તે કરતાં ઘણું વધારે ખાય છે, પણ તેનું પરિણામ એ થાય છે કે પેટ ઉપર અતિશય બોજો વધી જવાથી લોહીનું ફરવું મંદ પડે છે, માથું ભારે થાય છે, અને બેચેની વધતી જાય છે. પણ ઓછું ખાવાથી શરીરમાં જાગ્રતિ રહે છે, અને જલદીથી તબીયત સુધરી શકે છે. માટે જ્યારે શરીરમાં અશક્તિ હોય છે ત્યારે શક્તિ મેળવવા સારૂ ખાસ ચાહીને બે કોળીઆ ઓછું ખાવું. આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે.

૫. જેના શરીરમાં અશક્તિ હોય, તેથી માથું ભારે લાગતું હોય, ખોરાક પચતો ન હોય, પગમાં તથા કેડમાં કળતર થતી હોય, અને જીવને ઉદાસી જેવું લાગ્યા કરતું હોય ત્યારે સવારના પહોરમાં વહેલું ઉઠીને દિવસ ઉગ્યા પહેલાં ગરમ પાણી દશ તોલા પી જવું. એ પાણીને સારી પેઠે ઉકાળવું, અને પી શકાય તેવું ગરમ ગરમ પીવું. તે પ્રમાણે થોડા દિવસ પાણી પીવાથી દસ્ત સાફ આવે છે. આંતરડામાં ભરાઈ રહેલો મળ પાચન થઈ જાય છે, તેથી જઠરાગ્નિ ખુલે છે, ગળામાં તથા છાતીમાં બંધાઈ રહેતો હોય તે છૂટો પડે છે, અને શરીરમાં ઉષ્ણતા આવી જાય છે. તેથી થોડા દહાડામાં અશક્તિ મટી જાય છે. આ પાણીનો નિર્દોષ અને કુદરતી પ્રયોગ ઘણા રોગોમાં ખાસ અજમાવવા જેવો છે, અને તેના ફાયદા તમે હમણા ધારી શકો તે કરતાં ઘણા વધારે છે એ ખાત્રી રાખજો

૬. નબળી તબીયતવાળી બાઈઓને જમ્યા પછી બપોરને વખતે હલકી જાતના મોસમી ફળો જરૂર પ્રમાણે ખાવાથી બહુ ફાયદો થાય છે. કારણ કે ફળોમાં મગજને તાજગી આપનારૂં, તથા લોહીને સુધારનારૂં, અને રૂચિ ઉત્પન્ન કરનારૂં, તથા શક્તિ આપનારૂં તત્ત્વ છે. તેથી પોતાની તબીયત સમજીને જો ફળોનો ઉપયોગ કરતાં આવડે તો એથી પણ ઘણી જાતના રોગો મટી જાય છે. કારણ કે તે હોંશે હોંશે ખાઈ શકાય છે. એટલુંજ નહિ પણ બધી જાતના ફળોમાં કાંઈક કાંઈક ઉત્તમ ગુણો રહેલા છે. અને બધા દેશોમાં અને બધી મોસમમાં કોઈક કોઈક જાતના ફળો મળ્યા કરે છે માટે પોતાની પ્રકૃતિ સમજીને પોતાની સ્થિતિના પ્રમાણમાં ફળોનું સેવન કરવું એ પણ બહુ ઉત્તમ અને કુદરતી ઉપાય છે.

૭. નબળાઈ દૂર કરવા માટે બકરીનું દુધ એ બહુ ઉત્તમ ઉપાય છે. કારણ કે બકરીઓ બધી જાતની ઔષધિ ખાય છે. એટલે બકરીનું દુધ બિમાર માણસોને ખાસ ઉપયોગી છે, પણ ઘણી બ્હેનોને બકરીનું દુધ પીવું ગમતું નથી કારણ કે બકરીના દુધમાં ઘણી બ્હેનોને

એક પ્રકારની અણુગમતી વાસ લાગે છે, તેનો સ્વાદ પણ જરા ખારાશ પડતો લાગે છે તેથી એ દૂધ પીવું ગમતુ નથી તેથી બકરીના દુધનો જેવો લાભ લેવો જોઇએ તેવો લાભ લેવાતો નથી પણ જો એ દૂધનો લાભ લેવાય તો ઘણી જાતના રોગો બહુ સહેલાઇથી વગર દવાએ મટી શકે તેમ છે. છતા પણ જેને બકરીનુ દૂધ પસંદ ન પડે તેણે ગાયના દૂધનો ઉપયોગ કરવો પણ એક દરે દૂધનો ખોરાક વધારે રહે તે મ નબળી તબીયતવાળાને વધારે ફાયદો થાય છે કારણ કે દૂધમા નબળાઇ દૂર કરનારાં ઘણાં તત્વો રહેલા છે, અને તે બહુ સહેલાઇથી પચી જાય એવી વસ્તુ છે. માટે બીજા સાદા ખો- રાકની સાથે અથવા આગળ પાછળ પણ દૂધનો વધારે ઉપયોગ કરવાની જરૂર છે.

બ્હેનો! આ બધા સાદા કુદરતી ઉપાયોનો જો બરોબર લાભ લેતાં આવડેતો એથી અ શક્તિ તથા બીજા ઘણી જાતના રોગો બહુ સહેલાઇથી મટી શકે છે, પણ ઘણા માણસોને આવી સારી સારી બાબતો ઉપર ભરોસો બેસતો નથી, અને તેઓને કાઇક આકરી આકરી દવાઓ આપવામાં આવે ત્યારેજ તેઓને સંતોષ થાય છે માટે થોડીક સારી સારી દવાઓ પણ જણાવવી જોઇએ, તેથી હવે તેવી ઘરગતુ દવાઓ જણાવુ છું

૧ નબળી તબીયત માટે દ્રાક્ષારસનુ સેવન કરવુ એ સૌથી ઉત્તમ વાત છે કારણ કે દ્રાક્ષારસથી શરીર તથા મન તુરતજ તેજીમાં આવી જાય છે તેથી સુસ્તી ઉડી જાય છે, દ- સ્ત સાફ આવી જાય છે, જઠરાગ્નિ ખુલે છે અને જીવ આનંદમાં રહે છે. માટે તોલો બે તોલા દેશી બનાવટનો ચોખ્ખો સારો દ્રાક્ષારસ લેવાથી તુરતજ ફાયદો થાય છે, પણ એની બનાવટ જરા કઠણ છે, અને તેમાં ઘણી દવાઓ પડે છે, તથા તેને બનાવતાં ઘણો વખત જાય છે, માટે તે ઘેર બનાવવા કરતાં કોઇ સારા વૈદ્યને ત્યાંથી તૈયાર વેચાતો લઇ લેવો એ વધારે સારૂ છે

૨ ભાગ તોલો એક અને મરી તોલા બે,-તેને બારીક વાટી જુના ગોળમાં અથવા મધમાં તેની વટાણા જેવડી ગોળી કરી રાખવી તે ગોળી દરરોજ એક સવારે તથા એક રાતે ખાવાથી, અને તે ઉપર થોડુ ગરમ દૂધ પીવાથી થોડા દહાડામાં સાધારણ પ્રકારની નબળાઇ મટી જાય છે અને એ ગોળીનુ સેવન કરવાથી ચોખ્ખી ભુખ લાગે છે, તથા મ જેની ઉંઘ આવે છે, અને શરીરમા જાગ્રતિ આવી જાય છે માટે એ ગોળી સુસ્તીના વખતમાં ખાસ વાપરવા જેવી છે

૩ પીપરી મૂળનો બારીક ભૂકો કરી તેમાંથી પાવલી ભાર લઇને, તે પાશેર અથવા અડધા શેર દૂધમાં ઉકાળી ઘર તેમા સાકર નાખી પીવાથી શરીરમાં ઝમઝમાટી આવી જાય છે, અને થોડા દહાડામાં કળતર થતી મટી જાય છે પીપરીમુળનો ભૂકો ખુબ બારીક વાટવો અને તે લુગડે ચાળેલો વાપરવો એથી જલદી અસર થાય છે

૪ ગળોનુ સત્વ મધમાં ચાટવું, અથવા ગળોનો રસ કાઢી તેમાં મરીનો ભૂકો અને મધ નાખીને પીવો તેનુ સેવન ઘણા દિવસ કરવાથી અશક્તિ મટી જાય છે.

૫ ધોળી મુસળી, સતાવરી, ગોખરૂ, આખરો, કૌવચબી, આકસધ, પીપરી મૂળ તથા સફેદ મરી,-એ બધુ સરખે વજને લઇ તેનો બારી ભુકો કરી તેમાથી તોલો એક અડધા શેર દૂધમાં ઉકાળી તેની રાબડી બનાવી તેમા સાકર નાખી તે-પીવાથી નબળાઇ મટી જાય છે.

આ બધી દવાઓ ન મળે તો તેમાંથી જેટલી મળે તેટલી દવાની રાબડી બનાવવી. એક બે દવા ઓછી હોય તો પણ કાંઇ અડચણ નહિ.

આ સિવાય અશક્તિમાં ખાવા માટે ઘણી જાતના પુષ્ટિ આપનારા પાક બને છે, તેવો કોઇ સારો પાક પોતાના આડોશી પાડોશીમાંથી જે જાણતા હોય તેની પાસેથી શીખી લેવો, અથવા તેમની પાસે બનાવવો. એવા પાકો ઘણી જાતના થાય છે. જેમકે, સૌભાગ્ય સુંઠનો પાક, ચમેડનો પાક, ચોપચીનીનો પાક, ગોખરૂનો પાક, સાલમનો પાક, લસણનો પાક, નાળીએરનો પાક, તુલસીના બીનો પાક, પીપરાની પેપડીનો પાક, સફેદ અણોઇનો પાક, બીલામાનો પાક; વિગેરે ઘણી જાતના પાકો બનાવાય છે. અને તે બધા પાકો જુદી જુદી તબીયતવાળાને જુદા જુદા પ્રકારનો ફાયદો કરે છે, પણ એ બધા પાકો બનાવવાની વિગત કંઇ આ ઠેકાણે આપી શકાય નહિ કારણ કે એ બહુ લાંબી વાત છે અને આપણે તો માત્ર સારી સારી ઘરગતુ દવાઓજ જાણવા ઇચ્છીએ છીએ. એટલે એવા પાકો શીખવાનો જેને શોખ હોય તેણે કોઇ અનુભવી માણસો પાસેથી એ બાબતો શીખવાની તજવીજ કરવી જોઇએ, અને જો મને બીજા કોઈ નિવૃતિના વખતે પૂછશો તો હું પણ તે ખુશીથી બતાવીશ.

—વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.

---

# વિવિધવિહાર.

## સ્ત્રીઓના જિહ્વાસ્ત્રનું સંયમન.*

( મરાઠી ભાષામાં દર માસે એક સચિત્ર પત્ર નામે ' માસિક મનોરંજન ' છપાય છે. તેના સંપાદક કાશીનાથ રઘુનાથ મિત્ર છે. એમના સતત પ્રયાસને લીધે એ પત્ર સર્હું ભાષામાં નમુનારૂપ થઇ પડ્યું છે. એ પત્રના ઓકટોબર માસના અંકમાં શ્રીયુત ' શારદાશ્રમવાસી ' નામના લેખકે ' स्त्रीयांचें जिव्हास्त्र संयमन ' નામનો એક લેખ લખ્યો છે તે ઉપરથી અત્રે તેનો અનુવાદ કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ પત્રમાં ઘણા સારા લેખો આવે છે અને પ્રસ્તુત લેખ બ્હેનોને પસંદ પડશે તો ભવિષ્યમાં તેમાંથી કોઇ કોઇ વખત વાનગી ચખાડવાનો આ અનુવાદકર્તાનો નમ્ર આશય છે. )

' બળ્યું ભઇ, હું તો હવે કંટાળી ગઇ. મુઆ આ ધોબીથી ! ગઇ ખેપમાં બે કપડાં પ્રસ્ત્રીથી બાળીને આપ્યાં ને આ ખેપે ત્રણ બાળી નાખ્યાં !—ચંદ્રમુખ પણ ક્યાં પાંસરો છે ? નિશાળેથી આવતાં આવતાં સ્લેટ ફોડીને ઘેર લઇ આવ્યો. તેને કોઇની જરા પણ બીક પણ છે ? કહે છે કે ઠોકર વાગવાથી પડી ગયો અને સ્લેટ ફુટી ગઇ ! બીજા છોકરાઓ સાથે ધીંગામસ્તી કરતો હશે, બીજું શું હોય ?—પેલી કામ કરનારી કાશી પણ ખાઇપીને પછવાડે મંડી છે. દરરોજ કાંઇક ને કાંઇક ફોડ્યા વિના, ભાગ્યા વિના, અને છેવટે કાંઇ નહિ તો શડ્યા વિના પણ તેને ચેન પડતુ જ નથી ! બપોરે વાસણ વીછળતાં વીછળતાં પરમ દિવસે જ આણેલો પેલો વેલબુટ્ટીનો નવો પ્યાલો એણે ફોડી નાંખ્યો !—દાણાવાળાએ ચોખા મોકલ્યા છે, તેમાંથી પણ જાળાં વગરના પાશેર ચોખા નીકળે તો તેના બાપના જ સોગન—! '

વિનોદચંદ્રે સંધ્યાકાળે કોર્ટમાંથી આવીને ઉમરા ઉપર પગ મૂકતાં વેંત જ વસંતે ઉપર મુજબ ઘરના ગેઝેટના તારના તાર ફડોફડ વાંચી બતાવવાની શરૂઆત કરી.

---

* જિહ્વા સ્ત્રીનું સંયમન—એટલે જીભ વશ રાખવી તે.

બ્હારથી થાકી પાકીને ઘેર આવ્યા પછી સરિમલ વદનમાંથી નીકળતા મધુરા શબ્દ અને ઉની ઉની ચાના પ્યાલાવડે આવકાર મળવાને બદલે ઉપર પ્રમાણે ઘરગથુ 'રોઇટર' ની સલામી મેળવવાનું જે પુરુષના કપાળમાં દુર્ભાગ્યે ચોંટયું હોય છે તે પુરુષ ખરેખર દયાને જ પાત્ર છે ! કેટલાકને આવી જ પરંતુ જરા ફેરફારવાળા સ્વરૂપની સલામી મળે છે. 'આજે તો ઘરમાં લાકડાં નથી, ' કોલસા અત્યારે ચાલે તેટલા પણ નથી,' ' દુધની ખાંડ થઇ રહી છે,–એવી એવી કંઇ વરધી પતિને બારણામાં જોતાં જ અપાય છે ! ઉદ્યોગ ધંધામાં થયેલા શ્રમને નિવારવાનું, બ્હારની દુનિયામાંના દુઃખો વિસરવાનું, વ્યવસાયની જંજાળમાંથી છૂટીને વિશ્રામ લેવાનું સ્થાન—એટલે કે ગૃહ જ માત્ર તે સ્થાન છે. પરંતુ ગૃહિણીની—ગૃહદેવતાની પ્રસન્નમૂર્ત્તિ ન દેખતાં રોદણાં રડવાના સુર કાનના પડદા સાથે અથડાવા લાગે, નજીવા કામ વિશેની કટકટનો પાઠ ઘરમાં પગ મૂકતાંની સાથેજ સાંભળવો પડે, અથવા તો પાછે પગલે દાણાવાળાને ત્યાં, કોલસાવાળાને ત્યાં અથવા લાકડાવાળાની વખારે જવાનું દેવીનું ફરમાન છૂટે તો દુનિયામાં કાંઇ જ રસ નથી એમ ધારીને કોઇ પણ પતિ નિરાશ થાય એમાં કાંઇ આશ્ચર્ય છે ? પતિ ઘેર આવતાં જ–'પ્રમોદ તાવથી ધીકી ગઇ છે; કલાકેક પ્હેલાંજ ગભરાઇ ગઇ હતી; તાવનાં ચિન્હો સભાળ રાખવા જેવાં દેખાય છે; ડાકટરને હમણાંજ બોલાવો તો ઠીક ' એમ કહેવું, અથવા ' કુસુમ નિશાળેથી દરરોજ આ વખતે ક્યારની ઘેર આવી ગઇ હોય છે પણ આજે હજીસુધી તે આવી નથી; કાંઈ રસ્તો બસ્તો ચુકી તો નહિ હોય ? કોઈ મોટર અથવા વિકટોરિયાની અડફટમાં તો નહિ આવી ગઈ હોય, જરા તપાસ તો કરી આવો' એમ જણાવવું એ જુદી વાત છે અને નાની નાની નજીવી ફરિયાદોની યાદી આગળ ધરવી એ જુદી વાત છે. પ્રમોદને ખરેખર વધારે તાવ આવ્યાથી પતિને તાબડતોબ ડાકટરને ત્યાં મોકલવો, અગર કુસુમની તપાસ માટે પાછે પગલે જવાને કહેવું એ ગેરવ્યાજબી નથી, કારણ, એવા પ્રસંગ કાંઇ દરરોજ આવતા નથી; અને તે મહત્ત્વના હોવાથી તેવે વખતે સુખ તરફ ધ્યાન આપવું ઇષ્ટ પણ નથી.

હાલના વખતમાં અપચાનો અથવા તો અજીર્ણનો વિકાર બહુ થઇ આવે છે. વીશીઓમાંના નિઃસત્વ તથા સ્વાદ રહિત અન્નને લીધેજ આ વિકાર બહુ ફેલાવો પામ્યો હશે એમ કહી શકાતું નથી. ઘરમાંજ અન્ન ખાવાનું જેમના નશીબમાં હોય છે તેવા પણ કેટલાક ગૃહસ્થોને આ ખરાબ વિકાર લાગુ પડ્યાનું જણાય છે; સંસારમાંની ચિંતા, તેનાથી થતો નિદ્રાનો નાશ, મગજ ઉપર થતું વધારે દબાણ વગેરે બીજી બાબતો તેનું કારણ હોય તોપણ ઘરમાં જમવા બેઠા પછી પત્નીએ અથવા ઘરના બીજા કોઈ માણસે બડબડ કરવાનો અથવા ફરિયાદો કરવાનો ક્રમ રાખ્યાથી ઘણા લોકો નિશ્ચિંતે બે કોળીયા અન્ન પણ ખાઈ શકતા નથી અને તેને લીધે પેટમાં ગયેલું અન્ન પણ સારી રીતે ન પચતાં ચુંકાયા કરે છે. ' આજે આખો દિવસ મારા માથામાં દુઃખ દુઃખ થયા કર્યું છે, આપણી ચંદનનો અને પાડોશીના બાબુનો કજીયો થયો અને બાબુએ ચંદનને જોરથી મુકો માર્યો તેથી મારી મોના સરખી દીકરી આખો દિવસ રોતી હતી ! પાડોશણ ચંપા પણ રોજને રોજ કાંઈ ને કાંઈ માગવા આવે છે—એ ઘડી પહેલાંજ થોડો લોટ મળશે કે એમ પૂછતી હતી. આસતેલવાળાએ [illegible] બાટલીનો એક પૈસો વધારે લીધો—મુઓ, કંઇ [illegible]તાં કાંઇ સાંભળે જ નહિ ! ભાવ [illegible] તે, તેને હું શું કરૂં એમ કહેતો [illegible] પહેલાં તમારા વિશે પુછતો [illegible]ના—તે હમણાં હમણાનો ઉપરા છાપરા [illegible] સમજાતું નથી. મોરો

રુચ્યો દેખાય છે કોઇ ! તમારો સ્વભાવ પડ્યો શંભુના જેવો ભોળો ! એકાદેક, દિવસ કાંઇ નવી યુક્તિ કરીને ફસવશે હોં ! બપોરે મોટાભાઇ આવ્યા હતા તે કહેતા હતા કે હમણાં હમણાં બે ત્રણ દિવસથી પિતાજી તાવથી બહુ પીડાય છે. બાની તબીયત પણ ક્યાં સારી રહે છે જે ? ને તેટલામાં તો પિતાજીનું દુઃખ—! એવા પ્રકારની દિલમાં અરૂચિ ઉત્પન્ન કરનારી તમતમાટ વાનીઓ મળેથી અન્નનું પાચન થવું અને તેમાંથી શરીરને શક્તિ તથા ઉત્સાહ મળવા શક્ય પણ છે ખરાં કે ? એકાદ સ્ત્રી વિનોદી ભાષણ કરનારી હોય અને તે જમવાની વખતે તેની વિનોદપૂર્ણ ભાષામાં વાતો કરે તો અપચાની બીક રહે નહિ. પરંતુ વિનોદની કળા પણ બહુ થોડાંને જ સુલભ હોય છે. સ્વાભાવિક વિનોદ હોય તો જ ઠીક; પણ તાણી તોડીને વિનોદ કરાવવાનો પ્રયત્ન કરવો એ કાંઇ ઇષ્ટ નથી. કૃત્રિમ વિનોદ અંતઃકરણને વિશેષ કંટાળો આપવાનું જ સાધન થઇ પડે છે.

પોતાનો પતિ ચીડીયા સ્વભાવનો થાય નહિ એવી જો પત્નીની ઇચ્છા હોય તો તેને સુખેથી નિદ્રા આવે એવી બાબતો તરફ તેણે વિશેષ ધ્યાન આપવું જોઇએ. નિદ્રાસુખને અભાવે મજ્જાતંતુ નિર્બળ થાય છે અને તેને લીધે મનુષ્યનો સ્વભાવ સ્વાભાવિક રીતે પ્રેમાળ હોય તોપણ ચીડીયો તથા તીખો બને છે. તેજ પ્રમાણે ઉજાગરા તથા અપચા વચ્ચે પણ ગાઢ સંબંધ છે. અંતઃપુરમાંની વાતોમાં હર હમેશ રોદણાં સાંભળવાનું જેમના નશીબમાં હોય છે તેમના સરખા દુર્ભાગી પુરુષો બીજા હોતા નથી. ' જેઠાણીએ આજે સવારે ચીડાઇને મને આમ કહ્યું ' અને ' દેરાણીએ તો મને આજ આમ મ્હેણાં માર્યાં ' તથા ' સાસુજીએ જેઠાણીનું ઉપરાણું ખેંચીને મારી વગર ફોગટની પત્તર ઓખણી ! ' એવા પ્રકારની વાતો સિવાય—અથવા ' મારે અમુક જ ફાસીનનું લુગડું જોઇએ ' ' મારે ફલાણો દાગિનો તો અમુક ધાટનોજ જોઇશે ' એવાં રૂસણાં વિના—અથવા પોતે કેવા મૌનપણે બધું સાંભળી રહે છે, કેટલી અડચણો પોતાને ખમવી પડે છે અને તેમ છતાં પણ ' દેડકાનો જીવ જાય છે અને છોકરાંને મન મઝા થાય છે ' એવી પોતાની સ્થિતિ કેવી થઇ છે—એ સિવાય બીજો આનંદજનક વિષય પથારીપુરાણમાં નીકળે નહિ, તો પતિને સુખે નિદ્રા કેમ કરીને આવે ? પૃથ્વીના તળઉપર જો કોઇપણ સ્થળે સ્વર્ગ હોય તો તે અહીંયાંજ છે ' એવું તેને કેમ લાગે ? એરંડાના ઝાડનાં જુથનાં જુથ જેવાં કંટાળા ભરેલાં અંતઃપુર પ્રવચન અથવા રોદણાંથી ભરેલા પથારીપુરાણ કરતાં પુરુષના જીવનમાંના રસને નહિ જેવો કરવાને બીજા કશાથી પણ વધારે મદદ મળતી નહિ હોય ! બહુ નવા ઉછરતા યુવાનોને તથા સ્વભાવમાં ઉત્સાહી મધ્યમ અવસ્થાના પુરુષોને થનારા નિદ્રાનાશ રોગનું મૂળ તેમની અર્ધાંગનાની જિહ્વાઓ (જીભો)માં જ હોય છે—એવું શોધને અંતે જણાઇ આવશે.

સાસરામાં રહેનારી સ્ત્રીઓએ પણ અંતઃપુરમાં નિશ્ચયપૂર્વક જિહ્વાસંયમન કરવું (ઓછું બોલતાં શીખવું) જોઇએ. ઘરમાં વડિલ માણસો હોય એટલે પુરુષોને તેમની સ્ત્રીઓના સંભાષણનો લાભ અંતઃપુર સિવાય બીજી કોઇ જગ્યાએ મળી શકતો નથી. અંતઃપુરમાં બાહ્ય દુનીયાની વાતો ન થાય, તેમની કજીયાકંકાસ વિષયક અનેક અનિષ્ટ બાબતો અંતઃપુરની બ્હારજ રહે એવી સરકારી મનના પુરુષની સ્વાભાવિક ઇચ્છા હોય છે; પરંતુ જો અંતઃપુરમાં કે બાહ્ય જગતમાં એક સરખાંજ ગેદણાં રડવાનાં ભરેલાં હોય, દિવસની માફક રાત્રિના શાંત વખતે પણ કર્મની કટકટ અને ટકટક પછવાડે લાગેલી જ છે એવી તે પુરુષની ખાત્રી થાય તો તેને નિરાશા થાય, નવલકથાઓ તથા કાવ્યના ગ્રંથો વાંચીને મનમાં રચેલા સંસાર-

સુખનો પ્યાલો ઢોળાઈ જાય અને સુખસ્વપ્નનો અર્થ ઉલટોજ હોય છે તથા મનોમય સૃષ્ટિમાંનાં રમણીય ચિત્રો જગતમાં કોઇપણ દિવસ દૃષ્ટિગોચર થવાં શક્ય નથી–એવી ખાત્રી થઇ–જીવન નીરસ લાગે એ તદ્દન સ્વાભાવિક છે. ઘરટંટાનું–ભાઇઓ ભાઇઓ વચ્ચેના વૈમનસ્યનું–કુટુંબોમાંનાં મહાભારત યુદ્ધોનું–મૂળ પથારીપુરાણમાં નીકળેલી નજીવી ઘરકથામાં જ હોય છે–એ કાંઇ કહેવાની જરૂર રહેતી નથી.

પતિપત્નીના અંતઃકરણમાં આડો પડદો ન હોવો જોઇએ એ વાત ખરી છે; પરંતુ પતિને કઇ વાત ન જણાવવી ઇષ્ટ છે એનો પણ વિચાર પત્નીએ કરવો જોઇએ. તેજ પ્રમાણે પોતાની સખીએ કેવળ વિશ્વાસથી જે બાબતો કહેલી હોય અને જેની સાથે પોતાના પતિને કાંઇજ સંબંધ ન હોય કેવી બાબતો તેની પાસે ન કહેવી એ સખીપણાની દૃષ્ટિથી પ્રત્યેક સ્ત્રીનું કર્તવ્ય છે. બ્હેનો ! તમને તમારી સખીઓની બાબતમાં જેટલો સ્નેહ લાગે છે અને તેમના સુખ વિશે તમને જેટલી કાળજી રહે છે તેટલી તમારા પતિને રહેવી શક્ય નથી અને તેને લીધે કદાચિત્ તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને રહેનારી તથા તમારી પાસે પોતાના મનની સર્વ ગત પૂર્ણપણે દેખાડનારી તમારી સખીનું નુકશાન થવાનો પણ સંભવ છે.

સ્ત્રીઓ કરતાં પુરૂષો શરા હોય છે એવી સમજ સર્વત્ર પ્રચલિત છે. પરંતુ પુરૂષોની સહનશક્તિમાં એક મોટો દોષ છે તે આપણે વિસરી જવો જોઇએ નહિ. તરવારના ઘા રહેવાને પ્રસંગવશાત પુરૂષ તૈયાર થશે; પરંતુ રોજ તેને સોયથી ટોચ્યાં કરીએ તો તેનાથી સહન થઇ શકશે નહિ. બંદુકની ગોળીઓનો વરસાદ વરસે તોપણ હરકત નહિં પરંતુ બણબણાટ કરનારી માખીઓ શરીર ઉપર બેસવા માંડે તે સહન ન થાય એમ શું ઘણી વખત નથી લાગતું ? સંસારમાં એકાદ મોટી આપત્તિ આવી પડે તો પુરૂષ તે ધૈર્યથી સહન કરી શકે છે, પરંતુ રોદણાં સિવાય અન્ય કાંઇજ સાંભળવામાં ન આવે એવું થાય અને નજીવી બાબતોમાં મ્હેણાં ટુણા સાંભળવાં પડે એટલે તેને કોલાબે || કે થાણે || જવાનો પ્રસંગ આવતો ન હોય શું, એવી તેને બીક લાગવા માંડે છે.

પોતાના પતિને સંસારની બાબતોમાં–વિશેષે કરીને વૈવાહિક સ્થિતિની બાબતમાં– **नास्ति तत्सुखलेशःसत्यम्** —એમ થાય નહિ એવું જો પત્નીને લાગતું હોય તો તેણે પોતાની **चर्पट पञ्जरी** * બંધ કરવી જોઇએ.

બ્હેનો ! થોડો સીધોસટ રસ ચખાડ્યો, તેથી ચીડાશો નહિ. પોતાની પત્નીને નિષ્કારણ મનનો તાપ ભોગવાવનારા તથા તેનું જીવન વિના કારણ દુઃખીદુઃખી કરવાને અજાણપણે કારણ થનારા પુરૂષોને પણ જિહ્વાસંયમનના ઉપદેશનો ઘુંટડો થોડા વખતમાં પાવા ઇશ્વરઇચ્છા અનુકૂળ હશે તો–વિચાર છે.

ભાનુ.

|| આ સ્થળોએ ગાંડા લોકો માટે હોસ્પીતાલો ( દવાખાનાં ) છે.

* આ ચરણ શ્રીમચ્છંકરાચાર્યે રચેલા **द्वादशपञ्जरिका** નામના સુપ્રસિદ્ધ સ્તોત્રમાં છે. ' ત્હેમાં ( સંસારમાં ) ખરે ખર જરા પણ સુખ નથી !' ( મૂળમાં **चर्पट पञ्जरि** શબ્દ છે પરંતુ આ ચરણ તે સ્તોત્રમાં જણાતું નથી. )

# " મરતી વખતની ધાંધલ તથા રોવા કુટવાની ચાલ. "

લેખકઃ—ડાહ્યારામ બોઘલરામ શુકલ. ( સરસવાણી. )

એ પરમકૃપાળુ પરમેશ્વર ! અમારા આર્યભાઈઓના સંસારમાં પ્રચલિત કુરીતિનો જડમુલથી નાશ કરી, અજ્ઞાન રૂપી અંધકારના કુપમાંથી બહાર કાઢી અમો આંધળાને જ્ઞાનના પ્રકાશમાં લાવવા સદ્‌વિદ્યા પ્રાપ્ત કરવાનો માર્ગ સુઝાડ.

વ્હાલા ભાઈઓ ! મનુષ્ય જીવન એક અમુલ્ય વસ્તુ છે, જગદીશ્વરે જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન કરી ત્યારે દસ્ય અને અદસ્ય એવી બે વસ્તુનું સમર્થન કરતાં માણસ એજ સર્વશ્રેષ્ટ વસ્તુ સિદ્ધ થઇ. આવું સર્વશ્રેષ્ટ મનુષ્ય જીવન પ્રાપ્ત થયાબાદ તેનો કેવી રીતે વ્યય કરવો એ એક વિચારવા જેવી વાત છે. કારણ મનુષ્ય જીવન પુનઃ પ્રાપ્ત થવું સર્વથા અસંભવ છે. તો પછી આવી કષ્ટ સાધ્ય વસ્તુનો કેવળ નિર્થક, મનોકલ્પિત ધિક્કારવા લાયક સંસારના ખોટા રીત રિવાજ પાછળ વ્યયકરવો એ ઘણું નિદ્ય ગણાય. જેમ વ્યસની પોતાના વ્યસનને પુજે છે. જુગારી પોતાના જુગારમાં મસ્ત રહે છે. ચોર પોતાના ધંધાને સર્વશ્રેષ્ટ માને છે. તેમ આપણે પણ અયોગ્ય જણાતા છતાં પોતાના રીત રિવાજને વળગી રહીએ છીએ; એટલે જેથી જેને બાળપણથી ટેવ પડી હોય છે તેવીજ તે આગળ સંસારમાં નીકળી આવે છે. તેમ આપણે પણ થોડીક મુદતથી ચાલતા આવેલા રીત રિવાજના ભક્ત બની આજુબાજુનો—લાભ હાનીનો લગાર પણ વિચાર કર્યા સિવાય " अंधेनैव नियमानायथा अंधाः" ની માફક ચાલ્યા જઈએ છીએ એ ઘણું શોચનીય છે. વર્તમાન જમાનામાં જ્યારે કૉન્ગ્રેસકાન્ફરન્સદ્વારા અનેક પ્રકારના સુધારા પાછળ મહાન્ પ્રયત્ન કરી રહ્યા છીએ ત્યારે આપણા સંસારમાં પ્રચલિત આવા કુધારા પ્રતિ દુર્લક્ષ અપાય એ ઓછું શરમાવા જેવું નથી. આપણા શ્રીમદ્ કૃષ્ણ પરમાત્મા ધર્મવીર અર્જુનજીને ઉપદેશ કરતા થકા ગીતાજીમાં સ્પષ્ટ કહે છે કે—

वासांसि जीर्णानि यथा विहाय नवानिगृहणाति नरोपराणि
तथा शरीराणि विहायजीर्णा नन्यानि संयातिनवानिदेहि

જેમ મનુષ્ય જીર્ણ વસ્ત્રનો પરિત્યાગ કરી નવીન વસ્ત્ર ધારણ કરે છે તેમાં તેને શોક થતો નથી તેમ જીવાત્મા પણ જીર્ણ દેહનો ત્યાગ કરી નવિન દેહ ધારણ કરે છે. આવા નાશવાન્ શરિરનો શોક કરવો નિરર્થક છે છતાં મ્હારા આર્યભાઈઓના સંસાર બંધારણમાં આ રિવાજ ક્યાંથી પ્રચલિત થયો હશે એ એક વિચારવા જેવી વાત છે. જેમ મનોઇપ્સિત વસ્તુ પ્રાપ્ત થતાં આનંદ થાય છે તેમ ઇષ્ટ વસ્તુનો નાશ થતાં શોક થાય એ વાત સ્વાભાવિક છે. પરન્તુ હર્ષ અને શોકની હદ હોવી જોઈએ. આપણા ભાઈઓમાં તો મુવા પાછળનો શોક હદ ઓળંગી એટલો તો આગળ વધી ગયો છે કે બીજી સુધરેલી પ્રજા આગોકકારક રિવાજનું હાસ્ય કરે છે. મ્હારા ભોળા ભાઈઓની મરણ સમયની અને ત્યાર પછીની રોવા કુટવાની ચાલ કંટાળો આપે તેવી છે. જેમ જાજરૂ સાફ કરનાર ભંગીને મલીન વસ્તુની વાસ આવતી નથી તેમ આ હાસ્યાસ્પદ રિવાજની ગંધ આપણને આવતી નથી, પણ બીજી સુધરેલી પ્રજાનું તો તેથી નાક ફાટી જાય છે, કારણ તેઓ સમજે છે કે આ એક અયોગ્ય, મ-

હાલારત નુકશાન તથા દુઃખ થાય તેવી ચાલ છે. આપણામાં પણ થોડાક સમજુ લોકથી આ રીત સહન થતી નથી. પરન્તુ ઘોર અંધકારમાં ગણ્યો ગાંઠ્યો સમજુ વર્ગ તેના માટે શું કરી શકે તેમ છે ! ! જેઓની પાસે પોતાની ખોડ બતાવનાર જ્ઞાનરૂપ દર્પણ નથી તેવા અજ્ઞાની અભણ ભાઈઓમાં વિદ્યાનો પ્રચાર કરી કુરીતિ તજાવવી એ ઓછા પુણ્યની વાત નથી !!

આપણામાં જ્યારે કોઈ મનુષ્ય બીમાર—માંદુ પડી મરણની અણીપર હોય છે ત્યારે હેના આત્માની શાન્તિ માટે પરમાત્માની પ્રાર્થના કરવી બાજુએ મૂકી આપણે શાસ્ત્રોક્ત નહિ એવી કેટલીક કુરીતિથી તેના આ સંસારમાં થોડા સમયના પરોણારૂપ પ્રાણને અનેક રીતે હેરાન કરીએ છીએ ! એટલે પ્રથમ તો આપણે હેને ઠંડા પાણીમાં ઝબોળીએ છીએ, ને તે પછી ગાયના છાણ વગેરેથી તરતમાં લીંપેલી જમીનપર દર્ભ પાથરી ઘણી અયોગ્ય રીતે ભેજવાળી જમીનપર સુવારી તેના પ્રાણ નીકળવા વિકાસ પામેલા વદનમાં દહીં-સુવર્ણ-તુલસી વગેરે મુકીએ છીએ ! આથી બિચારો બે ઘડી વધુ જીવવાને બદલે તરતમાંજ મરી જાય છે. હવે મરી ગયા પછી પણ આપણે અજ્ઞાન વશ બની, મડદું ભારે થઇ જશે—લોકમાં આપણી ખોટી વાત થશે—આપણે વધારે વખત ખોટી થવું પડશે—માટે જલદી કાઢો, ચાલો ઉતાવળ કરો, આવા ઉદ્‌ગારો કાઢતા મ્હોટા વાંસ લાવી દર્ભની દોરીથી બાંધી નિસરણી જેવું બનાવી તેપર મુડદાને સુવારી તેજ દોરીથી સખ્ત બાંધી ઉપાડી 'રામ બોલો ભાઇ રામ ! રામ બોલો ભાઇરામ !' —આવા શબ્દોનો ઉચ્ચાર કરતા ફાળપર ફાળ મારતા ચાલીએ છીએ ! આથી મરનાર ઉપર આપણે કેટલી નિર્દયતા વાપરીએ છીએ એ વાત વધારે સ્પષ્ટ કરવાની આવશ્યક્તા નથી.

મરણ કાળ શાન્તિનો છે ધાંધળનો નથી ! ને આ વખતની શાન્તિથી આપણને ઘણું જાણવાનું મળે છે તો પછી આ સમયે આવું તોફાન શા માટે જોઇએ ? મરણ પામ્યું તેને બાળી મુકવાનું તો છેજ, તો પછી ઘડી બે ઘડી વધુ ખોટી થવાય તે માટે કેમ ધિરજ રાખતા નથી ? ને મરનાર પર આગળ પાછલનું વેર હોય એવો વર્તાવ શા માટે કરો છો ! તમે પોતે તો મ્હોટા રાગ તાણી 'મ્હારા બાપરે' 'મ્હારા ભાઇરે' 'હું હમારૂં સુખકમલ ક્યારે દેખીશ'? આવા ઉદ્‌ગારોદ્વારા શોક જણાવો છો, ત્યારે મુડદાને ઉપાડી ચાલતી વખતે તમારા ટાંટીયામાં જોર ક્યાંથી આવે છે ? તમો રામ નામ લ્યો છો પણ સમજીને લેતા નથી. એટલે જેમ વસ્ત્ર પીનાર માણસ પોતાને ઓછી મહેનત માલમ પડે માટે રામો રામો કહી ઝીંક મારે છે તેમ તમો પણ ઓછું વજન લાગે માટે રામો રામો કહો છો ! પણ રામ હમારી માયા અકળ છે. શરિરમાં બીજાં તત્વો હોવા છતાં રામ—જીવ રમી ગયા પછી શું દશા થાય છે આવા પ્રત્યક્ષ દ્રષ્ટાન્તથી આપણે સમજવાનું છે કે આખરે આપણા રામ રમતાં આ દશા પ્રાપ્ત થવાની ! માટે જેટલાં દાન પુણ્ય કર્યાં—જેટલું પ્રભુસ્મરણ કર્યું તેજ સાથે છે, એવું સમજી રામ રામ કહેતા નથી. બાળતાં વખતની આપણી રીત ઘણી વિચારવા લાયક છે. જે પોતાના હૃદયને નિર્દય બનાવી મુડદાને કે થોડીક વાર પહેલાંના પોતાના સમ્બન્ધીને બે ઠોસા વધારે લગાવે તેનેજ વધારે હિંમતવાન્ ડાહ્યો અને લાગણીવાળો ગણો છો, આશું આપણી રીત અયોગ્ય નથી. ! દક્ષણી, પારસી, મુસલમાન વિગેરે ભાઈઓની મુડદાને ઉપાડવાની રીત આપણે જોઇ હોયતો આવો વર્તાવ કદાપિ કરીએ નહિ એટલુંજ નહિ પણ જો આપણાં ધર્મશાસ્ત્રમાંનો અંત્યેષ્ટિ સંસ્કારનો વિધિ જાણ્યો હોત તો આ રિવાજ આપણામાં દાખલ થાત નહી. અંત્યેષ્ટિ સંસ્કારના વિધિમાં

સ્પષ્ટ લખે છે કે મુડદાની સદશ જમીનને ખોદી વેદી બનાવી તેમાં શુષ્ક કાષ્ઠ પાથરી મુડદાને સુવારવું. ને તેપર ચંદન કાષ્ઠ, ગૂગળ, કોપરૂં, સરસવ, વગેરે બીજા 'સુગંધિત પદાર્થો સાથે સત્રામણુ કે તેથી વધુ પ્રમાણમાં ઘૃત યુક્ત વેદમંત્રોના ઉચ્ચારદ્વારા મૃતાત્માના પંચ ભૂતાત્મક શરિરને પંચતત્વમાં લીન કરવું. 'આવાં શાસ્ત્રોક્ત વીધિને નહિ જાણતાં તમો જેમ ગોઠે તેમ મુડદાને ફૂંકી મુકવામાંજ તમારા કર્તવ્યનું ઇતિશ્રિત માનો છો તે શું યોગ્ય છે? જુઓકે આ સંબંધમાં જેટલું લખીયે તેટલું ઓછું છે. પરન્તુ સમજુનો ટૂંકામાંજ સમજી આ રીત સુધારવાનો તથા પ્રાચીન પ્રણાલી પ્રમાણે મુડદાને પંચતત્વમાં લીન કરવાનો માર્ગ પકડશેજ માટે હું પણ આ વિષયને આટલાથીજ સમાપ્ત કરી, રોવા કુટવાની. ચાલ વિષે યથામતિ બે શબ્દ લખીશ.

એક તરફ પુરૂષો મુડદાને ' રામ બોલો ભાઇરામ ' ના પોકાર કરતા ઉપાડી ચાલવા માંડે છે ત્યારે બીજી તરફ જાણે ધુંધવાતો જ્વાળામુખી પહાડ ફાટયો હોયની તેમ આપણી સ્ત્રીઓ રડતી કકળતી—છાતીમાથાં કુટતી—માથાના કેશ તોડતી—પડતી આખડતી એકદમ મુડદાની પાછળ નીકળી આવે છે. આ દેખાવ જોનાર અજાણ્યો માણસ તો એમજ સમજે કે આ સૌ મરનારની પાછળ તેની બળતી ચીતામાં પડી ભસ્મીભૂત થવાનાં જ હશે! પણ થોડેક દૂર ગયા બાદ તેમનો આ જુસ્સો એકાએક મંદ પડે છે; ને તે સૌ એક સ્થળે ઉભાં રહી છાતી ઉઘાડી કરી ' હાયરે હાયરે ' ના પોકારદ્વારા કુદી કુદી કુટે છે. આમાં પ્રથમ તો જાણે હાર પામેલી કોઈ સેનાનો નાયક પોતાની સેનાને મનોવેધક શબ્દોથી કેસરીઆં કરવા ઉશ્કેરતો હોય તેમ એક બાઈ સઘળી બાઇઓને ઉશ્કેરે છે, ત્યારે બીજી તેના તાલમાં તાલ મીલાવી કુટે છે. આ પ્રસંગે ઘણો વિચિત્ર દેખાવ થઇ રહે છે. અહિં આટલું નાટક ભજવ્યા બાદ સઘળા છેડાવાળી– રડતાં (જ્યાં મરણ થયું હોય ત્યાં) ઘેર જાય છે ને ત્યાં પણ ઉપર પ્રમાણે ઘડીબા લીધા બાદ સૌ બેસે છે ને રડે છે. એટલામાં રિવાજ મુજબ પોતપોતાની જ્ઞાતિની—લાગતા વળગતાની સઘળી સ્ત્રીઓ ત્યાં જમાં થઇ જાય છે, તે પછી એક સરઘસના આકારમાં સઘળાં જાણે એક લશ્કરની ટૂંકડી ચાલતી હોયની તેમજ જળાશયના માર્ગ તરફ પ્રયાણ કરે છે. માર્ગમાં ચાલતાં પણ સૌ સ્થળે (ચકલે—ચકલે) ઉભાં રહી ઉપર લખ્યા વિધિ પ્રમાણે કુટે છે—રડે છે—ચાલે છે; આમ કરતાં તેઓ કેટલીક વખતે જળાશયે ('નદી, તળાવ કે કૂવા ઉપર) પહોંચે છે ને સ્નાન કરે છે. તે પછી જો મરનાર જુવાન હોય તો સઘળાં ભીનાં વસ્ત્ર પહેરે છે, નહિતો જેને જેવાં ઘટે તેવાં વસ્ત્ર પહેરી સૌ તૈયાર થઇ જાય છે. ને જે 'રીતે આવ્યાં તેજ રીતે પાછાં ઘરતરફ વળે છે ને તે પછી સૌ પોતપોતાના સ્થાનકે જાય છે.

બન્ધુઓ! આતો એક સામાન્ય રીત થઇ પણ બીજી કેટલીક વિશેષ રીત કે જે હાલ આપણા સંસાર બંધારણમાં પ્રચલિત છે તે સંબંધી થોડું ઘણું લખવું ઉચિત સમજુંછું. પ્રથમ તો જો મરેનાર જુવાન હોય ને તેની પાછળ કોઇ બાળા વિધવા થવાની હોય તો આપણી સ્ત્રીઓ તેને મ્હોટો ત્રાસ થયો માની બહુજ બેહુદીરીતે કુટે છે અને પછાડો ખાય છે. એટલુજ નહિ પણ જેના સૌભાગ્યનો સૂર્ય અસ્ત પામ્યો છે ને રૂદીના નિશ્ચયે જેનાં સૌભાગ્ય ભૂષણ ઘડી બે ઘડીમાં ઉતારી લેનાર છે તેવી બાળાને દાઝયાપર ડામની માફક વસ્ત્રઅલંકાર વગેરેથી ખુબ સજાવી જાણે કોઇ રાજ્યમાં ખાલી પડેલું મહારાણીનુંપદ તેને

પ્રાપ્ત થવાનું હોય ને ખાસ ઘણાં તેનાં સહાયક હોઇ માંગળિક પ્રસંગે ગીત ગાવા એકઠાં થયાં હોય એવી સઘળી તૈયારી કરી આ સેનાની નાયક તરીકે સાથે લેઇ. । તેનું મહારાણી પદ ફક્ત જલાશયે પહોંચવા સુધીનુંજ હોય છે. ત્યાં તો સઘળી બાઇઓ મલી તેનાં સૌભાગ્ય ભૂષણ લૂંટી લે છે. આથી બિચારી તે બાળા પોતાના બન્ને કરકમલોથી શિરોભાગને આચ્છાદાન કરી ' મ્હને કોઇ આ બળતી આગમાંથી બચાવો ' એવા આર્તસ્વરથી ખૂબ રાગ તાણીને રડે છે. આ આર્ત રૂદનથી સાધારણ પુરૂષનું તો કાળજું પણ ફાટી જાય છ બીજી બૈરીઓ નિર્દય થઇ તેને પોતાની સાથે ( ઘર તરફ ) લે છે, જ્યાં આબાઇને ં કરતાં વધારે જોરથી કુટવું પડે છે. જો આમ જોરથી કુટવામાં તે પ્રમાદ કરેતો બીજાએ તેની નિંદા કરે છે. આ ( તથા મરનારના દશમાના દિવસે માથું મુંડાવાનો ) પ્રસંગ ઘં દયાજનક છે ને ત્હેને યથાર્થ ચિતરવા લેખનીમાં શક્તિ નથી. તોપણ એટલું તો લખ સિવાય ચાલે તેમ નથી કે ' આ વખતે મૃતાત્માના નજીકનાં સંબંધીને પછાડો ખાવી પ છે તેથી તેમને વસ્ત્રનું ભાન રહેતું નથી. એટલુંજ નહિ પણ જ્ઞાતિનાં બીજાં બૈરાંઓ માથ પરના સાલ્લાનો છેડો ઉતારી કમરે બાંધી ગયું રાજ્ય પાછું વાળવા જેમ કોઇ બહાદુ લડવૈયો શત્રુની સેનામાં પોતાનું શૌર્ય બતાવતો હોય તેમ લાંબાટૂંકા હાથ કરી ફરે છે. આ પ્રસંગ ઘણો ત્રાસદાયક છે છતાં અમારા અજ્ઞાનથી તે કયાં સુધી આ દેશમાં પ્રચલિત રહે

(૫) મૃતાત્માના કુટુંબમાં થોડીક મુદ્દત વિત્યાબાદ આ શોક વિસારે પડે છે ખરો પણ જ્યાં સુધી મરનારને પુરેપુરા બાર માસની મુદ્દત થઇ નથી ત્યાં સુધી રોવાકુટવાનું ચાલુજ રાખવું પડે છે; તેમાં કેટલાક દિવસ સવાર સાંજ ને તે પછી એક સાંજેજ રડવું પડે છે. આમાં વિશેષ વિચારવા જેવી વાત એ છે કે-ખાસ ઉત્સવ-પર્વના દિવસોએ તો જ્ઞાતિની સઘળી સ્ત્રીઓ રડવા માટે જમા થાય છે ને મરનારને ત્યાં જાણે કોઇ મેળો ભરાયો હોય તેવો દેખાવ થઇ રહે છે! બધાં એ કાંઇ લાગણીવાળાં હોતાં નથી. કેટલાંક રડવા, તો કેટલાંક નવાજુની વાત સાંભળવા આવે છે. આ પ્રમાણે મિથ્યા લીટ-લાળ વગેરે નાંખી, વાતોના તડાકા ને છિંકણીના સપાટા મારતું સર્વે મંડળ વેરાય છે. આવા અયોગ્ય ચાલ સમજુ ગણાતા આર્યભાઇઓના સંસારમાં ક્યાંથી પ્રચલિત થયા હશે ?

(૬) ગામ પરગામનાં નજીકનાં કે લાગતાં વળગતાં સંબંધીઓ-સ્ત્રી અને પુરૂષ મરનારની મોંકાણે આવે છે તેમાં જે ખાસ નજીકના સંબંધી હોય તે આ ટોળાનો નાયક ગણાય છે. ને તેના તરફથીજ આ મુસાફરીમાં સઘળાં ને અન્ન-વાહન વગેરે મળે છે. આ ટોળામાં કેટલાંક લાગણીવાળાં ને ઘણાંક બિન લાગણીવાળાં હોય છે. માર્ગમાં યત્કિંચિંત પણ શોક બતાવ્યા સિવાય આખા દેશના તડાકા મારતું આ મંડળનો સંઘ જ્યારે મરનારના ગામની પાદરે આવે છે ત્યારે સામાવાળાને ખબર પડતાં જેમ શત્રુની સેનાને પહોંચી વળવા તૈયારી થતી હોયની તેવી સઘળી તૈયારી થઇ રહે છે. પુરૂષોને તો (સર્વસ્થળે) રાગમાં રાગ મીલાવી ઓરેરે-રેરે. ની-રાગણીજ કરવાની હોય છે, ત્યારે સ્ત્રીઓને છાતી ઉઘાડી કરી કૂટવું પડે છે! નાજુક ગણાતી આપણી સ્ત્રીઓમાં આ શૌર્ય ક્યાંથી આવે છે તે સમજી શકાતું નથી. મરનાર વૃદ્ધ હોય તો સઘળાં હસવા રમવા જેવું કરી વિદાય થાય છે.

આ સિવાય બીજા પણ કેટલા જ્ઞાતિના ખાસ રિવાજ હોય છે પણ તે સૌ લેખ વિસ્તાર ભયથી આ સ્થળે લખી શકતો નથી. પણ સમજુ તો આટલાથીજ સમજી શકશે કે આ રિવાજ ઘણોજ ત્રાસદાયક, નિંદ્ય! ને ધિક્કારવા લાયક છે. પ્રિય પાઠક ઘપિ ત્હારો સમય મેં વધારે લીધો છે ખરો પણ તેથી તું નારાજ થઇશ નહિ, કારણ હસ્તગ્રાહી વિષયને તાદૃશ્ય બતાવવો એ લેખકનો સામાન્ય ધર્મ છે છતા હું હવે ત્હારા વધુ સમયને નહિ લેતાં ઉપસંહાર રૂપે બે શબ્દો લખી પ્રસ્તુત વિષયને સમાપ્તિ કરીશ.

બન્ધુઓ! આ રિવાજ ક્યાંથી—ક્યારે—અને—કેવા પ્રકારે પ્રચલિત થયો હશે એ વિવાદાસ્પદ વિચારને બાજુએ મુકતાં અત્રે સહજ પ્રશ્ન થાય છે કે, આપણે કોનો શોક કરીએ છીએ? આપ કહેશો કે આત્માનો, તો તેના જવાબમાં કહેવાનું માત્ર એટલુંજ કે આત્મા પોતાનાં પ્રારબ્ધ કર્મ ભોગવવા માટેજ અનેક જન્મ ધારણ કરે છે તે તે પૂર્ણ થતાં માયાના (શરિર) પાશમાં મુક્ત થાયછે. આ સંબંધી ગીતાજીમાં સ્પષ્ટ લખે છે કે.

नैनं छिंदंति शस्त्राणि नैनंदहति पावकः
नचैनं क्लेदयंत्यापो नशोषयति मारुतः

ત્હેને (આત્માને) શસ્ત્ર છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી ભિંજવી શકતું નથી, ને વાયુ શોષી શકતો નથી. આવા અજર અમર આત્માનો શોક કરવો મિથ્યા છે. હવે આપ કહેશો કે શરિર જે અમારા અનેક સુખદુઃખમાં મદદગાર હતું તેનો શોક કરીએ છીએ પણ તેનો એ શોક કરવો કેવળ નિરર્થક છે. કારણ આત્મા ગયા પછી નકામુ સમ-

જી આપણે જ હેને ભસ્મ કરીએ છીએ. એટલે ચૈતન્ય વસ્તુ દુર થયા બાદ જડ પ્રકૃતિથી કોઇ પણ અર્થ સિદ્ધ થઇ શકે તેમ નથી, આથી સિદ્ધ થાય છે કે આત્માનો કે શરીરનો શોક કરવો મિથ્યા છે કારણ ' जातस्याद्दिध्रुवोमृत्युर्ध्रुवंजन्ममृतस्यच ' જેનો જન્મ થયો તેનો અવસ્ય નાશ થવાનો છે, ને જે નાશ પામ્યું તે અવસ્ય જન્મવાનું છેજઃ માટે કોઇના નાશ પામવાપર શોક નહિ કરવો જોઇએ. વળી ગુરૂડપુરાણમાં પણ લખે છે કે,

प्रेतोयमश्नुते अश्रुपातं न कुर्वीत दत्वादाघां जलांजलि
श्लेष्माश्रुवान्धवैर्मुक्तं तदा प्रेतोयमश्नुते

ચીતા છાંટયા પછી તો આંસુ નજ પાડવા. કેમ કે જે મરનારનાં સગાં લીંટ, લાળ, આંસુ, વગેરે ગંદા પદાર્થ નાંખે છે તે મરનારને ખાવા પડે છે. માટે શાસ્ત્રથી વિરૂદ્ધ તેમ યુક્તિથી પણ અયોગ્ય ભાસતા આ કુધારાનો ત્યાગ કરવો એજ શ્રેયસ્કર છે.

બન્ધુઓ ! ઘણા દિવસના સ્નેહને લીધે તથા આપણા સાંસારિક સ્વાર્થને માટે ઇષ્ટ સંબંધીના મુવાથી શોક થાય એ વાત સ્વાભાવિક છે. પણ આ રીતે શોક જણાવવાથી આપણી મુર્ખાઇ ઠરે છે, એટલુંજ નહિ આ રીતથી તનમનની ખરાબી થાય છે, માટે ઇશ્વરે દયા લાવી માણસનું જીવન આપી જે સારા સારના વિવેકથી સન્માર્ગે ચાલવા બુદ્ધિ આપી છે તેનો સન્માર્ગે—સત્કર્મમાંજ વ્યય કરવો એ માણસપણું છે. જો આ પ્રમાણે આપણે ન વર્તિએતો ઇશ્વરદત્ત બુદ્ધિનો ગેરઉપયોગ કર્યાનું મહાન પાપ ભોગવવા છતાં દુઃખરૂપ ભવાબ્ધિમાં વારંવાર જન્મમરણ રૂપ ધક્કા ખાવાજ પડે. માટે આપણા વૃદ્ધો—જ્ઞાતિના આગેવાનો પ્રતિ પણ મ્હારી નમ્ર પ્રાર્થના છે કે જેમ માબાપ પોતાનાં ઉચ્છૃંખલ છોકરાંને સુધારવા તેમના નિસાસા લે છે, અને પોતે દુઃખ પામે છે તોપણ પોતાની ફરજ બજાવવામાં પાછાં પગલાં ભરતા નથી; જેથી છોકરાં મોટપણે ' માબાપ કહેતાં હતાં તે ખરૂં ' આમ તેઓને સંભારે છે, તેમ તમો પણ જો આવા કુધારાનો જડમૂળથી નાશ કરવા યત્ન કરશો તો હમણાં તમો લગાર નઠારા કહેવાશો પણ જેમ વખત જેમ તમારા કરેલા સુધારાનાં સ્વાદિષ્ટ ફળો તેઓ ચાખતાં જશે તેમ તેમ તમારૂં યશોગાન કરશે ને તે પુણ્યના પ્રતાપે તમારો અમર આત્મા જીવન મુક્ત થશે.

બ્હેનો ! તમારી અજ્ઞાનતાએજ આ સિવાય બીજા પણ અનેક કુધારાએ અમારા સંસારમાં ઘર ઘાલ્યું છે તોપણ તે સંબંધી અત્રે કાંઇપણ નહિ કહેતાં માત્ર એટલુંજ કહું છું કે આ વિદ્યાના જમાનામાં તમોએ ભણીગણી વિદ્વાન થઇ પુરૂષોનાં સહાયક બની આ રિવાજનો સમૂલ નાશ કરવો જોઇએ. કારણ આ રિવાજથી પુરૂષો કરતાં વધુ ખરાબી તમારી છે. તેમ બીજા સુધરેલા દેશની સ્ત્રીઓ હાંસી કરે છે. અને આ રિવાજથી તમારા શરિરમાં અનેક રોગ—શત્રુને દાખલ થવાનો માર્ગ કરી આપો છો એ ઘણું શરમાવા જેવું છે. માટે હું વધારે લખતો નથી તોપણ તમો સમજુ છો એટલે સમજીને આ નઠારા રિવાજને અવસ્ય તિલાંજલી આપશોજ. - ઓ પરમકૃપાળુ પરમેશ્વર ! અમારામાં એવું સમર્થ આપો કે અમો રૂઢી રૂપી રાક્ષસીના દાસ નહિ બનતાં સદ્વિદ્યાથી પ્રાચીન પૂર્વજોએ પ્રાપ્ત કરેલી કીર્તિના અધિકારી થઇએ. અસ્તુ !

---

વ્હાલાંના વિયોગ કરતાં બીજો વધુ દુઃખકર પ્રસંગ નથી પણ ખરો પ્રેમ રોવાના ધતીંગ અને કુટવાની ધાજધુમથી કદિ જણાઈ શકે ? પ્રભુ પ્રાર્થના અને શુભ ઈચ્છા કરેજા મરણ પામેલાં સ્વજનનું કલ્યાણ થાય છે

# समयतरंग.

## એક અત્યંત દારૂણ અકસ્માત.

( ટાઇટેનિક આગબોટનું ડૂબી જવું. )

એપ્રિલ મહિનાની તા. ૧૪ મી રવિવારની મધ્યરાત્રીએ મહાસાગરના ઇતિહાસમાં કદી નહિં થયો હોય એવો ત્રાસજનક અકસ્માત થયો હતો.

ટાઇટેનિક નામની સ્ટીમર ( આગબોટ ) જમતની સર્વ સ્ટીમરો કરતા ઘણીજ મોટી હતી. ઘણાજ કાબેલ ઇન્જનેરોએ મળીને તેની રચના એવી કરી હતી, કે ગમે તેટલો ભાર આવે પણ એ ઝીલી શકે ને કદી પણ મહાસાગરમાં ડૂબી જાય નહિં. એટલી એટલી સાવચેતી છતાં કુદરતના ગૂઢ નિયમો આગળ મનુષ્યની અલ્પ બુદ્ધિની નિર્બળતા માલુમ પડી આવે છે તેનું આ એક દૃષ્ટાન્ત છે. સ્ટીમર ટાઇટેનિક ભારે વજનથી ડૂબે તેવી તો નહોતી, પરંતુ ઍટલૅન્ટીક મહાસાગરના બરફના ભયંકર પહાડો આગળ તેનું જોર ચાલી શક્યું નહિં, ને એવા એક પહાડ સાથે અથડાઇને એ સ્ટીમરના ચુરેચુરા થઇ ગયા, ને તેમાં બેઠેલા ૨૩૪૦ માણસોમાંથી ૧૬૩૫ મનુષ્યના પ્રાણનો નાશ થયો. બાકીના ૭૦૫ ઘણી વિટંબનાઓ ભોગવ્યા પછી બચી શક્યા.

આ દારૂણ અકસ્માતના વર્ણન વાંચી વાંચીને આપણને કંપારી છૂટે છે. આખમાંથી આંસુ ગરે છે. પ્રભુ એવો વખત કોઇને પણ કદી ન દેખાડે.

દસમી એપ્રિલને દિવસે દુનિઆમાંની સહુથી મોટામા મોટી સ્ટીમર—ટાઇટૅનિક—ઈંગ્લંડમાં આવેલા સાઉથૅમ્પટનના બારામાંથી નીકળી. એ દિવસ ઘણો મહત્વનો ગણાયો હતો. કારણ કે એ સ્ટીમર ચલાવવાના કામમાં સેંકડો લોકો જેને આજ સુધી કાંઈ રોજી મળતી નહોતી તે લોકોને રોજી મળી હતી, અને બાળબચ્ચાંના રક્ષણાર્થે ચાર પૈસા કમાઇશું, એ આશાએ સર્વ ખલાસીનાં મન પ્રફુલ્લ થયાં હતાં. આ વિશાળ સ્ટીમરને પહેલ વહેલી ચાલતાં જેણે જોઇ હશે તેની નજર આગળથી એ દેખાવ કદિ વીસરાવાનો નથી.

ટાઇટૅનિક સ્ટીમર એક અપૂર્વ નૌકા હતી. આવી મોટી, આવી સુંદર, અને આવી સગવડ વાળી નૌકા આ એકજ હતી. જાણે એક આખુ સુંદર શહેરનું શહેર સમુદ્રપર ચાલતું હોયની ! એનાપર ૧૭ તુતક હતા. અંદર અગીઆરેક માળ હતા. ખાવાના, સુવાના, અને રમવાના ઓરડા સર્વ કોઇ રાજાધિરાજના મહેલ કરતાં પણ ચઢીઆતા હતા

કૅપ્ટન સ્મિથ નામનો ઘણોજ અનુભવી, અને દીર્ધદૃષ્ટિવાળો પુરૂષ આ સ્ટીમરનો કમાન હતો. ૨૩૪૦ મનુષ્યનો ભાર વહન કરતી આ સ્ટીમરે અનેક તાળીઓ હર્ષનાદ અને આશીર્વાદ લઇને પોતાનું પ્રથમ તેમજ કમનસીબે છેલ્લું પર્યટન શરૂ કર્યું.

સ્ટીમર ઉપડી ત્યાર પછી સહુ સહુને રસ્તે પડયાં, અને એના મહત્વનો ખ્યાલ પણ મનમાંથી જતો રહ્યો. એટલામાં મંગળવાર તા. ૧૬મી ને દિવસે હૃદયભેદક સમાચાર આવ્યા. પરંતુ અકસ્માતની ગંભીરતાનો ખ્યાલ એકાએક તો કોઇને પણ આવ્યો નહિં. "ટાઇટૅનિક બરફના પહાડ સાથે અથડાઇ, એનામાં ફાટ પડી!" આ પ્રમાણે તાર પ્રથમ આવ્યો, પણ

એ રૂપે એવી તો હતી જ નહિં તેથી એમ લાગ્યું કે એ ધીમે ધીમે કિનારે આવતી હશે. અને ' વાયરલેસ ટેલિગ્રાફી ' ( દોરડાં વગરનાં તાર ) ની મારફત બીજી આસપાસની સ્ટીમરો ની સહાયતા માગતી હશે. સહુને એમ લાગ્યું કે આ ' વાયરલેસ ટેલિગ્રાફી ' ના શોધકને ધન્ય છે. પરંતુ આ સર્વ આશા ભંગ થઈ ગઇ રફતે રફતે સમાચાર આવ્યા કે મનુષ્યનું બળ નિરર્થક ગયું છે. અને અનેક પ્રયાસ છતાં આ વિશાળ સ્ટીમર દાનવ રૂપ આઇસ બર્ગ ( બરફનો પહાડ ) સાથે અથડાઇને તેના ચુરેચુરા થઈ ગયા છે; ને ઘણાં મનુષ્યનો નાશ થયો છે.

દોઢ બે હજાર પ્રાણનો વિનાશ ! વિચાર કરતાં કંપારી છૂટે છે ! માત્ર છૂટાં છવાયાં થોડાં માણસો બચ્યાં–આ અકસ્માતના પરિણામે અનેક સ્ત્રીઓ, અને બાળકો નિરાધાર થઇ ગયાં. બાલકો માબાપ વિનાનાં થઇ ગયાં. જુવાન. આશા ભર્યાં પ્રાણ જતા રહ્યાં. પ્રેમી જોડાં તૂટી ગયાં અને સદાને માટે વિયોગી થઇ ગયાં ! કેટલી માતાઓના છોકરાઓનો જીવ એમાં ગયો હશે ?

જ્યારે સ્ટીમર આઇસ બર્ગ સાથે અફળાઇ ને ક્ષણે તો ભયની ગંભીરતાનો યથાર્થ ખ્યાલ કોઇને આવ્યો નહિં. માત્ર કપ્તાન અને બીજા અધિકારીઓના મનમાં ચિંતાનો પ્રવેશ થયો હતો. રાત એટલી શાન્ત હતી, અને અકસ્માતનાં કોઇ પણ ચિહ્ન જણાતાં નહોતાં તેથી જરા પણ ગભરાટ માલુમ પડતો નહોતો. સહુ સહુને કામે લાગેલાં હતાં. કોઇ નિદ્રાવશ થયાં હતાં, કોઈ સુવા જવાની તૈયારી કરતાં હતાં અને ઘણાં તો પાનાં રમતાં હતાં. વહાણ તદ્દન સ્થિર હતું, અને કોઇક વખતે સહેજ નીચે જતા હોઇએ એવો આંચકો આવતો હતો. પણ ભાગ્યેજ કોઇને તે માલુમ પડયો હશે ! બીજી જ ક્ષણે થવાના કાજગરા અકસ્માતનું કાંઇ પણ ચિહ્ન માલુમ પડતું નહોતું. પરંતુ થોડીક વાર પછી વાત ચાલી કે સ્ટીમર બરફના પહાડ સાથે અફળાઇ, તોપણ કોઇને ભય લાગ્યો નહિં. એટલામાં ' લાઇફ બોટ્સ ' ( જીંદગીના રક્ષણાર્થે રાખેલા મછવા )ના ગવેર્ ખસેડી નાંખેલા માલુમ પડયા. અને તે મછવા પાણીમાં ઉતારવાને માટે સઘળા ખલાસી તૈયાર થઇ ઉભેલા હતા.

પ્રભુકૃપાથી એક બચી ગયેલ ઉતારૂ જણાવે છે કે, આગળના પૃષ્ઠ ઉપર જે કપ્તાન ઉભો હતો તેણે સહુને Life-belts ( જીંદગી બચાવવાના પટા ) પહેરીને સજ્જ થવાની તથા મછવા ઉતારવાની આજ્ઞા આપી. અમે પહેરેલાં કપડાં ઉપરજ ' લાઇફ બેલ્ટ્સ ' ધીમે ધીમે પહેરવા માંડયા. તે વખતે પણ અમને એમ લાગ્યું કે માત્ર અગમબુદ્ધિ વાપરીને કપ્તાને એ આજ્ઞા કરી હશે. અને એમ ધાર્યું કે થોડા વખતમાં અમે સુવા જઇ શકીશું. પરંતુ જ્યારે સ્ત્રીઓ અને બાલકોને મછવામાં બેસાડી દેવાની આજ્ઞા થઇ ત્યારે સર્વે સાવચેત થયાં અને સમય બારીક આવ્યો છે એમ લાગ્યું. લોકોની ગીરદી એકદમ થવા માંડી. પહેલા મછવામાં ઘણા ખરા ખરા પુરૂષોજ હતા કેમકે તુતક ઉપર પ્રથમ તેઓ જઇ પહોંચ્યા હતા. જ્યારે સ્ત્રીઓ તથા બાળકોની ઘણી ગીરદી થવા માંડી ત્યારે એકદમ આજ્ઞા થઇ કે, "સર્વ પુરૂષોએ મછવાથી દૂર રહેવું ને સર્વ સ્ત્રીઓએ નીચેના તુતક પર જવું." પુરૂષો સર્વે મૌન ધારણ કરીને કઠેરાને પકડીને બાજુપર ઉભા રહ્યા, અથવા સામાન બાંધવા લાગ્યા તુતક પરની હોડીઓને નીચેના તુતક ઉપર ઉતારવામાં આવી અને તેમાં સ્ત્રી બાળકો ચુપકી

થી દાખલ થયાં. કેટલીક સ્ત્રીઓ જે પોતાના પતિ પાસેથી ખસવાને સાફ ના કહેતી હતી, તે ત્યાંજ રહી. કેટલીક સ્ત્રીઓને તો જોર જુલમ કરીને ખેસેડીને મછવામાં ધકેલવામાં આવી.

માત્ર એકાદ ક્ષણ કાંઇક ગભરાટ જણાયો. પરંતુ તરતજ બધું શાંત થઇ ગયું, અને ત્યાર પછી ગભરાટનું એક પણ ચિહ્ન માલુમ પડ્યું નહોતું. પ્રવાસી તેમજ નૌકાધિકારીઓને એ માટે ખરેખર ધન્યવાદ ઘટે છે. જરા પણ ગરબડ, અવ્યવસ્થા, કે મછવામાં બેસવા માટે ખેંચાખેંચ કાંઇજ થયું નહોતું. સ્ત્રીઓ પણ જરા આક્રંદ કરતી નહોતી. એક ક્ષણ પછી ભર દરીએ તરફડીઆં મારવાં પડશે એવું સહુને માલુમ હતું તે છતાં સર્વે અત્યન્ત શાન્ત રહ્યાં હતાં.

પતિથી દૂર ખસેડીને સ્ત્રીઓને મછવામાં બેસાડવામાં આવી તે વખતનો દેખાવ અત્યંત હૃદયદ્રાવક હતો. કેટલીક તો પોતાના પતિની પાસેથી ખસવાને સાફ ના કહી અને તેમની સાથેજ રહીને મૃત્યુવશ થઇ.

સ્ત્રીઓ અને બાળકોથી મછવા ભરાઇ ગયા, અને જ્યારે તે હંકારાયા અને અંધારામાં અદૃશ્ય થયા ત્યારે પુરૂષોને મછવામાં બેસવાની આજ્ઞા થઇ. એ આજ્ઞાનો અમલ પણ ઘણીજ શાન્તિથી થયો.

સ્ત્રી બાળકનું પ્રથમ રક્ષણ કરવું એ સુધરેલી પ્રજા પોતાની મોટી ફરજ ગણે છે. સ્ત્રીઓ અને છોકરાં બેસે અને જગ્યા ખાલી રહે તો જ એકાદ પુરૂષને તે મછવામાં બેસવાની પરવાનગી મળતી. ત્યાર પહેલાં તેનાથી સ્ટીમર પરથી ખસી શકાય નહિં. એકાદ પુરૂષ વગર પરવાનગીએ મછવામાં બેસવા જતો હતો તેને એકદમ બંદુકની ગોળીથી મારી નાખવામાં આવ્યો હતો, એટલો સખ્ત આ કાયદો પળાતો હતો. એવે પ્રસંગે એવો સખ્ત કાયદો હોય તોજ વ્યવસ્થા રહી શકે.

કર્નલ ઍસ્ટર (અમેરીકાનો એક કરોડાધિપતિ) અને અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સના પ્રેસીડન્ટ મિ. ટાફ્ટના એ. ડી. કૉં મેજર બટ્ જેઓ આ કમનસીબ સ્ટીમરમાં હતા તેમની ધીરજ અને સહનશીલતાની ઘણી પ્રશંસા કરે છે. બન્નેએ સ્ત્રીઓને ઉતારવામાં, તથા તેમને આશ્વાસન આપી આનંદમાં રાખવામાં ઘણીજ મદદ કરી હતી. એક નાજુક તબીયતની નવવધૂ (નવીન પરણેલી બાલિકા) ને તો ઍસ્ટરે પોતેજ હાથ પકડીને મછવામાં બેસાડી હતી.

મિ. સ્ટૅડ જે મહાન વૃદ્ધ પુરૂષ ઇંગ્લીશ વર્તમાનપત્રની તવારીખમાં ઘણોજ નામાંકિત હતો તે પણ આ સ્ટીમરમાં ડૂબી ગયો. એક ઉતારૂ કહે છે કે સ્ટીમર અથડાઇ તે પછી થોડીકવાર પછી સ્ટૅડને તુતક પર ઉભેલો તેણે જોયો હતો. અને સ્ત્રીઓ તથા બાળકોને મછવામાં ઉતારવામાં ઘણોજ મદદભૂત થયો હતો. અને છેવટની ઘડીએ જ્યારે જાણ્યું કે હવે બચવાનો કાંઇજ ઉપાય નથી, ત્યારે પથારીમાં જઇને સ્વસ્થ થઇને સૂતો અને એજ સ્થિતિમાં શાન્તપણે દેહ પ્રાણ છોડ્યો.

જ્યૉર્જ ઍડન નામનો ઉતારૂ કહે છે કે, "છેલ્લી ઘડીએ કમાનને ઓઠલો ઉભેલો મેં જોયો હતો. એક મોજું આવ્યું, અને તેનાથી તે નીચે પડ્યો, પણ પાછો તે ઉભો થયો. બીજું મોજું આવ્યું ને એ ડૂબી ગયો. છેવટ સુધી તેણે ઘણીજ હિંમત બતાવી હતી અને

ઘણીજ સમય સૂચકતા વાપરી હતી. પોતે પ્રાણ છોડયો તે ક્ષણે લોકોને સૂચના આપી કે **' ત્હમે બ્રિટિશ થજો '** એટલે બ્રિટિશ પ્રજાનો ઉત્તમ સ્વભાવ છોડશો નહિં અને બ્રિટિશનામ યશસ્વી બનાવજો. જે લોકો પાણીમાં તરફડીઆં મારતા હતા તેમને પણ તે મદદ કરતો હતો. તેના દૃષ્ટાન્તનુ અનુકરણ બીજા અધિકારીઓ, અને ખલાસીઓએ પણ કરવા માંડયું હતું." '

સ્ટીમર ડૂબવાની ધાસ્તી ખરી જણાઈ કે તરતજ ઉતારૂઓ અને પોતાના આત્માની શાન્તિને માટે ત્હેના ઉપરના બેન્ડ (વાજુ વગાડનાર ટોળી)ના માણસોએ એકઠાં થઇ ઇશ્વર સ્તુતિ કરવા માંડી હતી અને છેક છેવટની ઘડી સુધી એટલે આગબોટ પાણીમાં ડૂબી ગઇ ત્યાં સુધી તે બેન્ડમાંથી ગંભીર અને શ્રદ્ધા ભર્યું અન્ત.કાળના અદ્ભુત સરોદ પૂરતું સંગીત ચાલુ હતું. સર્વે કોઇ કબુલ કરેછે કે વહાણના અધિકારીઓ તથા ખલાસીઓની વર્તણુક ઘણીજ પ્રશંસનીય હતી. મછવાને પાણીમાં ઉતાર્યા તે વખતની વ્યવસ્થા ઉત્તમ હતી. મછવામાં બેસાડવામાં સ્ત્રીઓની પદવીમાં કાંઇ ભેદ ગણવામાં આવ્યો નહોતો. કેટલાક મછવામાં પૂરતાં માણસો નહોતાં તેનું કારણ તેમની પોતાની અનિચ્છાજ હતી.

ટાઇટૅનિકના અકસ્માતમાંની એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે. સંખ્યાબંધ ધનવાન મનુષ્યો તેમાં મૃત્યુવશ થયાં અને બધી ગરીબ સ્ત્રીઓ અને બાળકોને બચાવવામાં આવ્યાં હતાં.

મિ. વિડ્નર, અને મિ. હૅરિસ નામના બે લક્ષાધિપતિઓએ પોતાની પત્નીઓને મછવામાં બેસાડી અને પછી તેઓ મૃત્યુવશ થયા.

મિ. ઈસીડૉર સ્ટ્રૅાસ ( એક ઘણોજ શ્રીમાન સદ્‌ગૃહસ્થ ) અને તેની પત્નીએ સાથેજ પ્રાણ છોડ્યા. પતિથી દૂર ન ખસવાના આગ્રહમાં એ ઘણીજ દૃઢ રહી હતી.

ન્યુયૉર્કની મિસીસ ઍડગર મૅયર ટાઇટૅનિક પરનાં સર્વ મનુષ્યની પ્રશંસા કરે છે તેના ધણીએ ઘેર રહેલા બાળકની સ્મૃતિ કરાવીને તેને 'મછવામાં' ધકેલી હતી. તે કહે છે કે કાર્પેથીઆ ( જે સ્ટીમરે આવી પ્હોંચીને ત્હેમને મછવામાંથી બચાવી લીધાં તે ) માં મારા સુદ્ધાં ૭૦ વિધવા હતી !

અકસ્માત થવાની આગમજ ' વાયર્લેસ ટેલિગ્રાફી 'થી પાડોશમાં ફરતી સ્ટીમરોને ખબર આપવામાં આવી હતી. પણ તે સમાચાર પહોંચતાં ધાર્યા કરતાં વધારે વિલંબ થયો અને એટલામાં આ સર્વ વિનાશ થઇ ગયો.

કાર્પેથિઆ ' નામની સ્ટીમર પર જેવા સમાચાર પહોંચ્યા કે તરતજ તે મદદ કરવાને ઉપડી જે લોકો કાર્પેથીઆ આવી પ્હોંચી ત્યાં સુધી મછવામાં રહી શક્યા તેમને માટે થોડાક ગરમ ખોરાક તૈયાર કરી રાખવામાં આવ્યો હતો. જેટલા બચ્યા તેટલા લોકોને કડકડતી ઠંડીમાં ચાર પાંચ કલાક મછવામાંને મછવામાં રહેવું પડયુ હતું. જે ઉતારૂઓ બચ્યાં છે તે કહે છે કે આવા કારી અનુભવથી સર્વ સ્તબ્ધ થઈ ગયાં હતાં અને કોઇ પણ પ્રકારની લાગણીનું પ્રદર્શન કોઇએ પણ કર્યું નહોતુ.

આ અકસ્માતનાં વર્ણન વાંચતાં વાંચતાં આપણી આંખમાંથી આંસુ પડે છે. સમસ્ત જગત એ સ્ટીમર પરના ઉતારૂઓ, ખલાસીઓ, સર્વની સહનશીલતા, અને હિંમતની

સિંચ્યું સ્નેહ જગાડયો ત્યાં તનખો અમી [1]આત્મજે;
કર્યો ભડકો [2]જીવનમિત્રે વાંચતાં અન્ય પત્રને.

ચુમ્યા પત્રો, લીધા પાસે, શાન્તિ ત્યાં ચિત્તમા થતાં;
પડીને ગાઢ નિદ્રામાં, ઉડયો હું સ્વપ્નમાં તદા

(મન્દાક્રાન્તા) આવી બેઠો હૃદય ગમતી, કો સરિતા કિનારે,
પાસે પૂર્વે નજર પડતી, પુષ્પ ઉદ્યાન ભારે;
સૂકાયાં ત્યાં કમલ, વિકસ્યાં [3]કૌમુદીમાં [4]કુમુદો,
ઉડન્તાં કો શીત અનિલની લ્હેરમાંથી ચકોરો.

(અનુષ્ટુપ) ભરી ફાળે ધસે મળવા, ચન્દ્રને સરિતા પ્હણે,
અત્યન્ત સ્નેહની મૂર્તિ, ચકોર ઉડતું ઉંચે.

(શાર્દૂલ ) છોડીને, [5]સવિતા, [6]પ્રવૃત્તિકર, જે છે ચન્દ્ર [7]ઉત્તેજક,
આપી હુંક, [8]ઘનેભરી જળ સદા, જે પોષને જીવન;
ઠંડા ચન્દ્ર શું મોહી, તું ઉછળતી ઘેલી થઇ મ્હાલતી ?
**પ્રેમાન્ધો નહિ દેખતાં જગમહીં વિવેક બુદ્ધિ થકી.**

(અનુષ્ટુપ) ચકોર ! પ્રેમમાં લુબ્ધ, યોગ્યાયોગ્ય વિચાર, ના;
શ્રેષ્ટ સૂર્ય મુકીને તું– ચન્દ્રને ભજતો સદા.

તેજ કાંઇ નથી ચંદ્રે, સૂર્ય આધાર તેહનો,
છતાં માની મહાન્ તેને, ક્ષણુ ના એક છોડતો.

(શિખરિણી) ન દોષો દેખે છે પ્રણયી હૃદયો, સ્નેહભર જ્યાં,
વિના પ્રેમી, ત્હેના નિરસ વ્યવહારો જીવનના.
કદિ હોયે પ્રેમી, અનઘડ, અને ક્ષુદ્રજન જો,
મનાયે ઉત્કૃષ્ટ, સુવિનય અને જ્ઞાન મહીં તો.

(અનુષ્ટુપ) કમળ્ ને, ચંદ્ર છે પાસે, તોયે તે ચન્દ્રને તજે,
ગ્રીષ્માંશુ[9] દૂર છે ત્હેના વિરહે ઝુરીને મરે.

કુમુદ્ ખીલે વિકાસે ને, અનિલે રમતો ફરે,
તથાપિ આ' કમળ્ માને, સૂર્યને અધિકો ખરે.

(શાર્દૂલ ) આપે જો કો ફળ સુરસ, ને ચિત્ત આહ્‌લાદકારી,
હોયે જો કો અધિક, ગુણમાં, સત્વમાં, જ્ઞાન માંહી,
રાખે જો કો પરમ મમતા સ્વાર્થને દૂર મૂકી,
ત્હોયે ત્હેને અવગણી, ખરે, **પ્રેમી ચાહેજ પ્રેમી.**

સાંન્તા—કુઝ ભોગીન્દ્રરાવ ૨-દિવેટીયા.

૧ છોકરો—સ્નેહ ૨ પત્ની. ૩ ચન્દ્રતેજ. ૪. રાત્રે ખીલતાં કમળમા ૫ સૂર્ય. ૬ પ્રવૃત્તિ અર્પનાર ૭ ચન્દ્ર ને તેજ આપનાર છે. ૮ વાદળ ૯ સૂર્ય

# रमणिमणिमाला.

## "જોન ઑફ્ આર્ક"ની ઇશ્વર પ્રેરણા.*

જોન મ્હને બૂમ પાડીને બોલાવતી હતી. આથી હું વિસ્મિત થયો, કારણ કે હું ત્હાં હતો, એવી ત્હેને ખબર નહોતી. મ્હારા મનમાં મ્હેં જાણ્યું કે આયે સ્વપ્ન છે. સ્વપ્નાં અને અદ્રશ્ય નારો–આ સર્વ પરીઓની મોહકૃતિ હતી. મ્હારી છાતી ઉપર મ્હેં ક્રૉસનું ચિહ્ન કર્યું, અને પ્રભુને ઇંદ્રજાળિક શક્તિ વિદારવા પ્રાર્થના કરી. હવે મ્હને વિદિત થયું કે હું જાગૃત હતો, કારણ કે મ્હને બંધનમુક્ત કરવા, પ્રભુ, નામનો ઉચ્ચાર બસ હતો. પુનઃ મ્હારા નામનો પોકાર મ્હેં સાંભળ્યો ઘટામાંથી બહાર નીકળ્યો કે મ્હેં જોનને જોઇ. તે સ્વપ્નમાં હોય, એમ લાગતી નહોતી. ત્હેની રૂરૂદિશા શમી ગઇ હતી, અને મ્હેં ત્હેને બે વર્ષ પૂર્વે દીઠી હતી, તેવીજ હર્ષમાં લુબ્ધ હતી. ત્હેના મુખારવિંન્દ ઉપર આદિકાળની શક્તિ જળહળી ત્હેની છાયામાં પ્રતિબિંબિત થઇ રહી હતી. જાણે ઇશ્વરપ્રેરણામાં ડુબી જઇ હમણાં સૃષ્ટિની નવચેતનામાં આવતી હોય તેમ ભાસતું હતું. ઐહિક દેહને ગાળી નાખી જાણે પુનર્જીવન પ્રકટતી હોય, તેવી ત્હેની કાંતિ છાયા દર્શાવતી હતી. જાણે હમણાંજ દોડી જઇ બધાને આ વાતથી વધાવી લઉં, એવું મ્હને મન થયું. ઉતાવળમાં અને ઉતાવળમાં ત્હેની પાસે ધસી જઇ મ્હેં કહ્યું:—

"જોન, ત્હને શું કહું ! ત્હેં તો કલ્પનાય નહિ કરી હોય. મ્હને એક સ્વપ્નું આવ્યું, અને એ સ્વપ્નામાં તું અહિંયાજ ઉભી હતી—"

હાથ હલાવી જોને કહ્યું, "નહિ, નહિ, સ્વપ્નું નહિ–"
મ્હારૂં હૃદય ધબકવા લાગ્યું, મ્હને બીક લાગી.
"જોન, સ્વપ્નું નહિ ? ત્હને કેમ ખબર પડી ?"
જોને મ્હને પૂછ્યું, "હમણાં તો સ્વપ્નામાં છે."
"હું ? હું ? હું ધારૂં છું કે જાગૃત છુ."

---

* 'જોન ઑફ્ આર્ક' ફ્રાંસના એક ગરીબમાં ગરીબ ખેડુતની છોકરી હતી. ત્હેને લખતાં વાંચતાં નહોતું આવડતું. ઇગ્લંડની ગાદી ઉપર ઇ. સ. ૧૪૨૨માં છઠ્ઠો હેનરી આવ્યો, ત્હારે ફ્રાંસ અને ઇંગ્લાંડ વચ્ચે લડાઇ સળગી. અંગ્રેજ લોક વિજયી થયા, અને આખું ફ્રાંસ પરદેશીઓની બીકથી હલમલી ગયું. એવામાં આ ખેડુતની છોકરીને એમ લાગ્યું કે મ્હને 'ફ્રાંસ બચાવવા ઇશ્વર તરફથી પ્રેરણા થઈ છે. પહેલાં તો કોઇને ત્હેના સ્વર્ગીય સંદેશામાં શ્રદ્ધા નહોતી. પણ ધીમે ધીમે જોને પોતાની બહાદૂરીથી લોકોનાં હૃદય હરી લીધાં. ત્હેણે દુષ્મનોને ઑરલીઅન્સમાં સખ્ત હાર આપી, અને એક પછી એક કિલ્લા જીતી લઇ, આખા ફ્રાંસમાં ફ્રેંચ સત્તા સ્થાપી. ઈ. સ. ૧૪૩૦માં ડયુક ઑફ્ બરગંડીએ ત્હેને કેદ કરી. ફ્રાંસના કૃતઘ્ની લોકોએ ત્હેને બચાવવા કાંઈ પણ પ્રયત્ન કર્યો નહિ. છેલ્લે ત્હેને ઇગ્લેંડમાં ડાકણ ઠરાવી જીવતી બાળી નાંખવામાં આવી હતી.

જોનનો ઇતિહાસ ત્હેના સેક્રેટરીએ ફ્રેંચભાષામાં લખેલ છે, ત્હેનો આ થોડોક અનુવાદ છે. જોન શૂરવીર હતી. જોને સ્ત્રીની શક્તિ પરિપૂર્ણ રીતે બતાવી. બહાદૂરોનાં હૃદય હરી જતાં એવા રણસંગ્રામોમાં જોન સિપાઇઓને પાનો ચ્હડાવી ઘૂમતી. જોનમાં સાધુતા, સ્વદેશપ્રેમ અને આત્મત્યાગની વૃત્તિઓ બહુ અસાધારણ હતી. એવી સદ્વૃત્તિઓવાળી બાળાઓ ગુજરાતમાં પણ ઘેરઘેર જાગો એવી લેખકની ઇશ્વર પ્રતિ પ્રાર્થના છે

"તું જાગૃત છે. જ્હારે ત્હેં તે ઝાડ ઉપર ચિહ્ન કર્યું, ત્હારે ય તું જાગૃત હતો."

મ્હારૂં શરીર થંડુગાર થઇ ગયું. કારણ કે હવે મ્હને વિદિત થયું કે જે સૃષ્ટિ મ્હેં જોઇ તે ઇંદ્રજાળિક હતી. મ્હારા પતિત પાદો પુનિત ભૂમિ ઉપર ઊભા હતા–પુનિત ભૂમિ જેના ઉપર સ્વર્ગીય છાયા ઝૂકી રહી હતી. મ્હારૂં શરીર થરથર ધ્રૂજવા લાગ્યું. બીકથી મ્હેં ચાલતી પકડી. જોને કહ્યું:—

"ભાઈ, બી મા! મ્હારી સાથે ચાલ. આપણે પેલા ઝરણના તટ ઉપર બેસી વાતો કરીએ. હું ત્હને બધી છૂપી વાતો કહીશ."

અમે ત્હાં ગયા. જોન બોલવા મથી. પણ મ્હે ત્હેને અટકાવી પૂછ્યું, "મ્હને પહેલાં આ કહે. હું ઘટામાં હતો; ત્હને કેમ ખબર પડી કે એ વૃક્ષ ઉપર મ્હેં નિશાની કરી?"

"જરાક સબુર કર. ભાઇની એય હું કહીશ."

"નહિ, મ્હને હમણાંજ કહે. એ પ્રૌઢ છાયા કોની હતી?"

"હું બધું કહું. તું બીશ મા. એમાં કંઇ ભય નથી. એ તો સ્વર્ગના લશ્કરનો સરદાર મીશલ હતો."

મ્હે ફરી ક્રોસનું ચિહ્ન મ્હારી છાતી ઉપર બંન્ને હાથથી છાતી ઉપર અદબ કરીને વિપત્તી વિનાશકે આંકયું. મ્હારા પાપી પગોએ એ ભૂમિ અભડાવી હતી. હું ધ્રૂજતો હતો.

"જોન, ત્હને બીક ન લાગી? ત્હેં તે મુખ જોયું? ત્હેની છટા ત્હેં જોઇ?"

"ના. આ પહેલોજ વખત ન હોતો. પહેલાં તો મ્હને બીક લાગી હતી."

"જોન, ત્હેં પહેલાં ત્હેને ક્યારે જોયો હતો?"

"ત્રણ વર્ષ અગાઉ–લગભગ.

"ઓહો! ત્રણ વર્ષ ઉપર! પછી એ વારંવાર દર્શન દેતો હતો?"

"હા. ઘણી વખત."

"એથીજ ત્હારો સ્વભાવ વિકૃત થઇ ગયો. એથીજ ત્હને ગાંભીર્ય આવ્યું. હવે મ્હને ખબર પડી. ત્હેં મ્હને પહેલાં કેમ ન કહ્યું?"

"કારણ કે મ્હને દેવણા નહોતી. હવે કહીશ. હવે રજા છે. પણ હમણાં તો ત્હને થોડાક દિવસ એ વાત ગૂઢ રાખવી પડશે, હો?"

"મ્હારા સિવાય કોઇએ એ આકૃતિ શું નથી દીઠી?"

"ત્હારી અને બીજાની સામિપ્યમાં પણ મ્હને એ આકાર દેખાયો હતો. પણ આજે રૂપ બદલાઇ ગયું. મ્હને ત્હેનું નિમિત્ત પણ જણાવવામાં આવ્યું. પણ હવે એ છાયા કોઇ ચર્મચક્ષુથી જોવા નહિ પામે."

"ત્હારે મ્હારે માટે પણ સંદેશ હતો? અને એમાં રહસ્ય પણ છે?"

"હા. પણ એની વાત પછી."

"અજાયબ જેવું. એ જ્વલંત તેજ પામે હોય અને દષ્ટિએ ન પડે?"

"વળી એ આવે છે પણ દેવદૂતોને લઇને કેટલાક મોક્ષાત્માઓ પણ આવે છે અને

વાતો કરે છે. મ્હને એ નાદના ભણકારા વાગે છે, પણ બીજા નથી સાંભળતા એ પ્રેરણાઓ મ્હને ઘણી પ્રિય છે. હું ત્હેને પ્રેરણા કહી બોલાવું છું." જોન 'પ્રેરણા' શબ્દ ઉપર ભાર મૂકી બોલી.

"જોન, એણે ત્હને શું કહ્યું ?"

"બધું. ફ્રાંસ સંબંધી બધું."

"શું બધું ? ત્હને શી શી બાતમી આપી ?"

જોન દીર્ઘ નિશ્વાસ નાખી બોલીઃ—

"દુઃખ, દુઃખ ! દુ.ખ અને આપત્તિ. એ સિવાય કંઇ નહિ."

"શું તેઓએ ભવિષ્ય ભાખ્યું હતું ?"

"હા. મ્હને પહેલાંથી જ બધી ખબર હતી. મ્હારા મુખ ઉપરની ગંભીર મુદ્રા ત્હેના થીજ હતી. આનંદ અને આશાને અવકાશ તો હતો જ. વળી વધારે. ફ્રાંસને સ્હાય અને ફ્રાંસની સ્વતંત્રતા. પણ એ સર્વનું નિમિત્ત કોણ હતું, ત્હેની મ્હને ખબર નહોતી. પણ હવે—આજે મ્હને બધું વિદિત થયું છે."

જ્યહારે જોને આ કહ્યું, ત્યહારે ત્હેનાં ચક્ષુ ઝળકવા લાગ્યાં. એ ચળકાટ હજુ મ્હને યાદ છે. રણશીંગા ફૂંકતાં હતાં, ત્યહારે યોદ્ધાઓને શૂર ચ્હડાવતો એજ ચળકાટ હતો.

જોનની છાતી ધબકતી હતી, અને ત્હેના ચહેરા ઉપર સુરખી છવાઈ રહી હતી.

"પણ આજે મ્હને ખબર છે." જોન બોલી. "હા, પ્રભુએ પોતાનાં પતિતમાં પતિત પ્રાણીને પસંદ કર્યું છે. ત્હેની આજ્ઞાથી—ત્હેના રક્ષણથી—ત્હેની શક્તિથી—મ્હારી શક્તિથી નહિ—હું લશ્કરોને રણમાં ઘૂમાવીશ, ફ્રાંસને સ્વતંત્ર કરીશ, અને ત્હેના રાજભક્ત રાજયુવરાજને મુગટ પહેરાવીશ. અને એ આપણો નૃપવર થશે."

હું વિસ્મિત થયો અને કહ્યું—

"તું જોન ? નાનું છોકરૂં ! શું તું સરદાર બનીશ ?"

"હા એક બે પળ સુધી હું જલાઇ ગઇ. કારણ કે હું હજી બાળકજ છું. બાળક અને અજ્ઞાન. યુદ્ધકળાથી અજ્ઞાન એટલુંજ નહિ, પણ છાવણીની જીંદગી અને યોદ્ધાઓની સગાતથી પણ અજ્ઞાન. પણ એ સમો ગયો. હવે એ કાળ નહિ આવે. હું નિર્ભીક થઇ ગઇ છું. હવે પ્રતિપક્ષીઓ ફ્રાંસ ઉપરથી હાથ નહિ ઉઠાવે, ત્યહાંસુધી હું પાછી નહિ ફરૂં. મ્હારી પ્રેરણા સર્વદા સત્ય છે, અને આજે ખોટી હોય નહિ. હું વૉકોલિઅરના ગવરનર(હાકેમ) પાસે જઇશ, અને મ્હને યુવરાજ તરફ રવાના કરવા થોડાક સિપાઇઓ માગીશ. એક વર્ષ પછી દુશ્મનોને એવો ધક્કો પહોંચશે કે અન્તની શરૂઆત ચાલુ થશે, અને અન્ત પણ તુરત દૃષ્ટિગોચર થશે."

"એ ધક્કો ક્યહારે લાગશે ?"

"મ્હને ત્હેની પ્રેરણા નથી [illegible] ત્હેને માટે નિર્મિત થઈ છું. દશ અઠવાડિયામાં ઇગ્લાંડની મહેનત ધૂળ [illegible] યુવરાજના શીર્ષ ઉપર ફ્રાંસનો મુગટ શોભશે. ઇશ્વરની એ ઇચ્છા [illegible] એ કહ્યું છે. હું નિઃશંક છું. કારણ કે એ પ્રેરણા તો સત્યજ છે."

આ આશ્ચર્યજનક વાણી હતી મ્હારી તર્કશક્તિમાં આ બધુ અશક્ય ભાસતુ હતુ. પણ મ્હારા હૃદયમાં સત્યના ભણકારા વાગતા હતા. મ્હારી તર્કશક્તિ વિરૂદ્ધ મ્હારૂં હૃદય મ્હને ઘસડી જતું હતુ, અને એમાં મ્હેં હમણાં સુધી, સત્યભાવના રાખી છે. મ્હેં તરત કહ્યુ —

" જોન, ત્હારા વેણમા મ્હને શ્રદ્ધા છે. હુ આનન્દમાં ઝૂલું છું, કારણ કે એ દારૂણ યુદ્ધમાં હું ઘૂમીશ અને ત્હારી સાથે જ ઘૂમવાનો છુ. "

જોન અજાયબીથી બોલી, " એ યુદ્ધમા હું જઇશ, ત્યહારે તું મ્હારી સંગાથે લડશે, પણ ત્હને ત્હેની ક્યહાંથી ખબર ? "

" હું ત્હારી સાથે કૂચ કરીશ—આપણા બાળગોઠિયા સાથે "

" સારી વાત એમજ વિધિમાં છે. હમણાંજ મ્હને ખબર પડી. પણ ત્હને ક્યહાંથી વિદિત થયું કે તું કૂચ કરશે તો મ્હારીજ સાથે, હ ?

મ્હેં જોનને કહ્યુ, " હમણાંજ ત્હેં બધી વાત કરીને ? "

પણ એ ત્હેના સ્મરણમાં નહોતું.

એથી મ્હેં જાણ્યું કે જ્યારે તે વાત કરતી હતી, ત્યહારે તે સુષુપ્તિ જેવી કોઇ સ્થિતિમાં હતી. વર્તમાનકાળમાં તો તેણે મ્હને બધુ છૂપું રાખવા કહ્યુ, અને મ્હે ત્હેને વચન આપ્યું કે મ્હારા મોઢામાંથી આ બાબત વિષે ચૂંક ચાં નહિ નીકળે.

* * * *

જોનની ફેરવાયલી પ્રકૃતિ તે દિવસે બધા જોઇ રહ્યા ત્હેની વાણીમાં આત્મશક્તિ ઉદિત થઇ રહી હતી. ત્હેના ચક્ષુમાં નવલું ઓજસ્ દીપતુ હતુ. ત્હેની છટામાં વિચિત્રતા અને પ્રૌઢતા દેદીપ્યમાન થઇ. કઇ પણ ગર્વ કે અહંભાવ વિના અધિકાર અને કાણુની છાયા પાડતાં હતાં. વરિષ્ઠશક્તિની આ આત્મપરિતૃપ્તતા અને ત્હેમાંય ત્હેનું એ વિષે અજ્ઞાન જ્યહાં સુધી ત્હેનો આદેશ પરિપૂર્ણ થયો, ત્યહા સુધી ત્હેના અંગોમાં ઝળકી રહ્યાં હતાં.

તે આશા રાખતી હતી કે ગવરનર ઉચ્ચ પુરૂષ હોઇ ઉચ્ચ પુરૂષને; સાંભળશે પણ નહિ, ત્હેણે તે પણ ન વિચાર્યું ગરીબ ખેડુતની છોકરી, ગવરનર આગળ—એ કેવું દેખાય? પોતાના સદ્ગુણોને તે ન ડુબાવતી, અને અન્ત સુધી પોતાનું સારૂં નામ જાળવી રાખ્યું વૅકોલિઅર જઈ શું કરવું ત્હેનો મ્હે વિચાર કર્યો લોકોની નજર ચુકાવી જ્યહારે અગત્ય પડે ત્યહારે હાઝર રહેવું, એ મુદ્દો મ્હને ગમ્યો

બપોરે હું ચાલ્યો અને વૅકોલિઅર જઇ એક શાંત જગ્યામાં ઉતારો લીધો બીજે દિવસે બાદશાહી કિલ્લામાં ગયો અને ગવરનર સાથે ઓળખાણ કાઢી. આવતે દિન ભોજન લેવા ત્હેણે મ્હને પોતાને ઘેર આમ ત્રણ્યો. તે પોતે શૂરવીર યોદ્ધો હતો ત્હેનામાં અજબ બળ હતું ઘણીખરી જીંદગી છાવણીમાંજ પસાર કરી હતી, અને યુદ્ધને તે પ્રભુનું લ્હાણું ગણતો તે બખતરમાં સજ્જ રહેતો, અને એક લાંબી શમશેર ત્હેને પડખે હમેશાં ઝૂલતી હતી જ્યહારે ત્હેની ભવ્યતા અને વિકરાળ ચહેરો મ્હે જોયો ત્યહારે હું સમજ્યો કે ત્હેને જોઇને એ બાપડી ખેડુતની છોકરીનાં હાંજાજ ગગડી જશે, અને માત્ર પત્ર આપીનેજ સબુરી પકડવી પડશે

બીજે દિવસે હું શ્હેનશાહી કિલ્લામાં ગયો ગવરનર બીજા મેજો કરતાં એક ઉંચા મેજ ઉપર બેઠો હતો મોટા મેજ ઉપર સરદારો હતા, અને ન્હાના મેજ ઉપર હું અને બીજા કેટલાક પરોણા બેઠા હતા બારણે બખતર પહેરેલા સિપાઇઓની ચોકી પહેરો ભરતી હતી

વાત એકજ હતી ફ્રાંસની નિરાશ સ્થિતિ સામાપક્ષનો સરદાર ઑરલીઅન્સને ઘેરો ઘાલશે, એવી લોકવાયકા હતી વાતવાતમાં બધા ઉશ્કેરાઇ ગયા અને વિચાર ઉપર વિચાર ચલાવવા મંડયા કેટલાકે કહ્યું કે તે એકદર વિજયી થશે, અને કેટલાકે કહ્યું કે કિલ્લો ઘેરો ઘાલવા પછીજ મળશે કેટલાકે ખાત્રી આપી કે ફ્રાંસના યોદ્ધાઓ બહાદૂરીથી લડશે પણ બધાએ કબૂલ કર્યું કે ઑરલીઅન્સ પડશે, અને સાથે સાથે ફ્રાંસ પણ જમીનદોસ્ત થશે થોડી વાર પછી આ ચર્ચા પૂરી થઇ અને સઘળે શાંતિ વ્યાપિ બધા પોતાના વિચારોમાં મગ્ન હતા ઉશ્કેરણી પછીની આ શાંતિ ગંભીર પ્રકારની હતી એટલામાં એક નોકરે આવી ગવરનરના કાનમાં કઇ વાત કરી ગવરનર બોલ્યો—

"શું મ્હારી સાથે વાત કરશે?"

"હા. હુઝુર સાહેબ'

"હં! અજાયબ જેવું. અંદર લાવ"

અંદર આવનાર જોન અને ત્હેનો કાકો હતો. બિચારો ખેડુત બધાને જોઇને ગભરાઇ ગયો પોતાની રાતી ટોપી ઉંચકી નમ્રતાથી સલામ કરતો ભપકા અને આજૂબાજૂના દેખાવમાં અંજાઇ જઇ વચ્ચમાં એકદમ અટકીને ઉભો થઇ રહ્યો પણ જોને મક્કમ પગલે આગળ વધીને ગવરનર સ્હામે આવી કુરનેશ બજાવી મ્હને ત્હેણે ઓળખ્યો, પણ પોતાની મુખમુદ્રા ઉપર તે વિષે એક પણ ચિહ્ન ન બતાવ્યું બધા ધન્યવાદ આપવા મંડયા અને ગવરનરે પણ કહ્યું, "આફ્રીન, આફ્રીન છોકરી તો બહાદૂર લાગે છે!" થોડીક વાર જોનને માથાથી તે પગ સુધી જોઈ બોલ્યો—

" વારૂ, ત્હને શું જોઇએ છીએ, બાપુ!"

" સાહેબ, મ્હારી એવી આકાંક્ષા છે કે ત્હમે મ્હને યુવરાજ પ્રતિ મોકલાવી કહેવરાવશો કે હમણાં યુદ્ધ કરે નહિ, કારણ કે પ્રભુ તેને જલદી સ્હાય મોકલશે."

બધા અજાયબીમાં ડૂબી માહીં માહીં કહેવા લાગ્યા, " મૂરખી છોકરી! બિચારી ગાંડી થઇ ગઇ છે."

ગવરનરે ધૂરકી નાખીઃ " આ શું! રાજા અથવા યુવરાજને તું કહે છે તેમ કોઇ પણ સંદેશાની આવશ્યકતા નથી. તું ત્હેની શું કરવા ફિકર કરે છે? બોલ, બીજું ત્હને શું કામ છે?"

" એ કે થોડાક સિપાઇ સાથે મ્હને યુવરાજ પાસે મોકલો. હું લશકરની સરદાર થઇશ, કારણ કે પ્રભુએ નિર્મ્યું છે કે હું દુશ્મનોને, ફ્રાંસની બહાર હાંકી કાઢી યુવરાજના રાજ્યાભિષેકની ક્રિયા કરીશ."

" શું તું? ઘેલી છોકરી!"

" હા. પ્રભુએ મ્હને નિર્મી છે."

" સાચે! ત્હારી મુરાદ ત્હારે બર આવશે?!"

" આવતે વર્ષે યુવરાજના શીર્ષ ઉપર મુગટ શોભશે, અને તે આખા ફ્રાંસનો નૃપવર થશે."

બધા હસી પડયા. શાંતિ પ્રસર્યાં પછી ગવરનરે કહ્યું.

" ત્હને આવા સંદેશા કોણે કીધા?"

" મ્હારા સ્વામીએ."

" કયા સ્વામીએ?"

" સ્વર્ગના સ્વામીએ."

ઘણા બબડયા, " અરે, બિચારી ગાંડી થઇ ગઇ છે." કેટલાક બોલ્યા, "ત્હેનું ચિત્ત ભ્રમિત થઈ ગયું છે." ગવરનરે ત્હેના કાકાને બોલાવી કહ્યું:-

" અસ્યા! આ ઘેલી છોકરીને ઘેર લઇ જઇ ખુબ ફટકાવ ત્હેની ઘેલછા માટે એ ઉત્તમ ઔષધિ છે."

જોન પાછી ફરી સાદાઇથી બોલી.—

# ગૃહધર્મ.

## 'બાળશિક્ષણ અને માબાપોનો છોકરા પ્રતિ ધર્મ.

" A child is the father of man."

( બાલક એ મનુષ્યનો પિતા છે. )

બાળકોની પ્રાથમિક કેળવણી ઉપર તેના ભવિષ્યનો અને ઉંચી કેળવણીનો આધાર છે. આપણા દેશમાં જેટલી સભાળ ઉંચી કેળવણી આપવા માટે લેવાય છે તેથી અર્ધી પણ પ્રાથમિક શીક્ષણ માટે લેવાતી નથી, એ શોચનીય છે. દેશની ઉન્નતિનો અને અવનતિનો આધાર ભવિષ્યની પ્રજા ઉપર છે, કોઇપણ દેશના ઇતિહાસના દિગ્દર્શનથી આપણને માલુમ પડયા વગર નહિ રહે કે તે દેશની ઉન્નતિ તેના ભવિષ્યના ફરજંદોની કેળવણીને આભારી છે.

બાળક પાંચ વર્ષનું થાય કે ગામડી નિશાળમા કે સરકારી નિશાળમાં મુકવુ એજ માબાપનો ધર્મ આધુનિક સમયમાં મનાય છે, અને ગુજરાતીશીક્ષણક્રમ પુરો કર્યો કે ઇંગ્રેજી શાળામાં છોકરાને બેસાડવો એમાં માબાપો પોતાની વડાઇ અને લ્હાવો સમજે છે. પરંતુ નિશાળમાં બાળકને મુકતા પહેલાં જે મોટામાંમોટી જોખમદારી માબાપને માથે છે, તે તેના ભવિષ્યના વિકાસને માટે છે; અને તેમ કરવા માટે જે જે સાધનો જરૂર જોગા હોય તે યોજવા જોઇએ.

દરેક સુધરેલા દેશોમાં બાળકની માનસિક શક્તિનો વિકાસ થાય તેવા પ્રકારની કેળવણી ખાસ કરીને અપાય છે, આવી પદ્ધતિનું શિક્ષણ આપણા દેશની શાળાઓમાં નથી અપાતું એટલે કે આપણી પ્રાથમિક શીક્ષણ પદ્ધતિ હજુ ખામીવાળી છે; તેથી તેના ઉપર વિશ્વાસ રાખી બાળકોને માબાપોએ ઘરનું શીક્ષણ–રીતભાત ( dicipline ) વિગેરે શીખવવા ખાસ ધ્યાન આપવું જોઇએ છે.

માતા પિતાના વર્તનની છાપ બાળકોમાં હમેશાં પડે છે. માબાપ દુર્ગુણી હોય તો તેમના ફરજંદોમાં તેવા દુર્ગુણો આમેહુબ આવે છે. માટે માતા પિતાએ પોતાના સંતાનોને નાનીવયમાં સારા વિચારો, અને ઉમદા ધર્મ–નીતિના પાઠોની કેળવણી આપવી; અને પોતાનું વર્તન પણ શુદ્ધ અને સાત્વિક કરવું.

સંતાનો સારા નીકળે તો ઉદય સત્વર થાય મનુષ્યો ફળને તાત્કાળીક મેળવવા તિવ્ર ઇચ્છા પ્રકટાવતા હોય છે, આ ઇચ્છા ત્હેમને બહુધા ફ્લ આપે છે. નિશ્ચયનું પરિણામ હમેશાં સાનુકૂળજ હોય છે. બાળકોના સંબંધમાં પણ આજ પ્રમાણે છે.

બાળહૃદય હમેશાં અન્ય હદયો કરતાં ઘણું સુશીલ અને કોમળ હોય છે. ન્હાના છોડને જેટલો વાળવા ધારીએ તેટલો વળે. બાળક એક પવિત્ર શુદ્ધ સાત્વિક પ્રેમની પ્રતિમા છે. તત્ સબંધિ ભાઇ દેવચંદનું કહેવુ અક્ષરસઃ સત્ય છે કે—

" અરે ઓ ! બાળ બાળુડા ! બહિરને અંતરે રૂડા !
ફરે તું ગેલ કરતો રે ! ઉરે આનંદ ધરતો રે !
સ્વ–પરનો ભેદ નહિ તારે ! કઇં નહિ જોઇએ ત્હારે !
ગમે ત્યાં જાઇ ગમે ત્યાં રહે ! નથી કંઇ ભાન છુ ક્યારે !

ધિક્કારવા જેવી છે નોકરોના સરકારો બાળકોમાં આવે તો તેથી બાળકોની રહેણીકરણી ઉપર બહુજ ખરાબ અસર થાય છે અને ભવિષ્યમા ખરાબ કુટેવો પડે છે

બાળકોને અનુકરણ લાયક અને આચારવિચારમાં શુદ્ધ હોય એવા મનુષ્યોનો સંબંધ હોય તો કાંઇ હરકત નહિ આવા ગુણો નોકરોમા હોતા નથી તેથી લાભને બદલે હાની થાય તે સ્પષ્ટ છે

મહા વિદ્વાન કોબેટ કથે છે કે—

"અમે છોકરાઓનુ બહોળુ કુટુંબ ચલાવ્યુ છે અમારે ત્યાં નોકરો રહેતા, પણ શું અમે અમારા બાળકોને નોકર ચાકરની દેખરેખ નીચે રાખતા? નહિ—કદી નહિ એક કલાક પણ નહિ જ્યારે અમે બહાર જતા ત્યારે અમારા બાળકો અમારી સાથેજ બહાર આવતા ત્હેમની જ્ઞાનશક્તિઓ વિકાસ પામે, તેમ અમે મદદ આપતા અને સારા સાત વિચારો—દેખાવોની ત્હેમના કોમળ મગજ ઉપર છાપ પાડે તેવા પ્રયત્નો કરતા" છોકરાઓને ઉછેરવામાં નિયમ, નિશ્ચય અને પવિત્રતાની જરૂર છે

ધર્મનું જ્ઞાન, અને ધર્મને ચહાતા બાળકોને નાનપણથીજ માતાપિતાએ શીખવવુ જોઇએ છે ત્હેનો ઉમદા દાખલો મુસલમીન, અને ક્રીસ્ચીઅન (ખ્રિસ્તી) લોકોમાંથી આપણને મળે છે માબાપો નાનપણથીજ "કુરાને શરીફ" ના સીપારા (સૂત્રો) બાળકોને મુખપાઠ કરાવે છે, અને નિયમિતરીતે આઠે દિવસે દેવળમા કૃપાળુ પ્રભુની પ્રાર્થના કરવા પોતાની સાથે ત્હમને તેડી જાય છે આથી બાળક પુખ્ત વયે પહોચે છે, અને દુનિયાના વિવિધ રંગો અને વિવિધ અનુભવોની કસોટીએ કસાય છે, ત્યારે ઇશ્વરનુ ભજન કરવાનુ ભૂલી જતો નથી

અઠવાડીઆમા એક વખત પણ જેણે આ પૃથ્વી, તારા, અને અગણિત ગ્રહો રચ્યા છે તે મહાન પ્રભુનુ સ્મરણ કરવાથી અને તેના દયાળુ ગુણોનો યશ ગાવાથી ચિત્તને શાંતિ મળે છે

ખ્રીસ્તિ ધર્મપ્રવર્તક મહાન ઇસુ ખ્રીસ્ત સમીપ જ્યારે ન્હાના બાળકો આવ્યા, ત્યારે ત્હેના શિષ્યોએ ત્હમને ધમકાવ્યા, પરંતુ ક્ષમાસાગર ક્રાઇસ્ટે કહ્યુ કે—

"ન્હાના છોકરાંને ત્હેમના ખરા અને વિશુદ્ધ પ્રેમથી મ્હારી સમીપ આવવા દો ત્હેમને મના કરશો નહિ કારણ કે એવા વિશુદ્ધ હૃદયોથી સ્વર્ગનુ રાજ્ય બનેલુ છે" સત્ય છે એવા પવિત્ર અંતઃકરણોજ પરમ સાધુતાના દિવ્ય સ્વરૂપો છે બાળકને કેળવવા માટે અન્યને ન સોપતા માતા પિતાએજ એ મહાન ફરજ સ્વીકારવી જોઇએ એકલી સ્ત્રીએજ બાળકને ઉછેરવાનુ અને કેળવવાનુ છે એમ માનવુ ભૂલ ભરેલુ છે પિતાનો ધર્મ બાળકની માતાને તેઓને ઉછેરવામાં અને કેળવવામા સહાયતા આપવા રૂપ હોવો ઘટે છે

છેવટે, આપણાં બાળકોને એવી રીતે કેળવણી આપવી જોઇએ કે ભવિષ્યને માટે લાયક થાય તથા દેશોન્નતિ, અને આત્મોન્નતિના કામો કરે સ્નેહ—પ્રેમનુ સામ્રાજ્ય સ્થાપે, સમગ્ર જગતમાં ભ્રાતૃભાવ ફેલાવે અને ઉત્કૃષ્ટ અનુકરણીય જીવન ગાળે

— પ્રભાકર, "શ્રીદેસાઇ બન્ધુમંડળ"

## પ્રાર્થના.*

( રાગ બિભાસ તાલ ઝંપા. )

થા, થા, મન સાવધ થા જરી
સાવધ થઇને ભજ તું શ્રી હરિ. ... ... થા, થા.
તે સુખદાયક તે દુઃખહારક મૂર્તિ મનોહર પ્રેમભરી... થા, થા.
કરતા હરતા તે સહુ જગના લેશે વિઘ્ન વિપત્તિ હરી .. થા, થા.
જગ દુદ્ધારક ભક્તજન તારક ઉદ્ધરશે પાપ વિમુક્ત કરી... થા, થા.
તે જગનાયક શાન્તિ પ્રસારક સ્મર તું સ્થિર તુજ ચિત્ત કરી... થા, થા.
પરમ પ્રભુનું સ્મરણ કર્યેથી ભવસાગર તું જઇશ તરી... થા, થા.

**નલિનકાન્ત નરસિંહરાવ, દીવટીયા.**

---

## પ્રભુ પ્રત્યે દીન પ્રાર્થના.×

( પ્રભુ મહિમા ગુણ ગાઓ રે, સર્વમંગળ થાશે—એ રાહ )

મ્હારે અનાથને આવો રે, એ વિનતી હમારી.
દીનદયાળ પ્રભુજી! હમારા દોષ ક્ષમા સહુ કરજો રે;
એ વિનતી હમારી.

ત્હારી પ્રજા ઘણી દુખી થઇ છે, એ સહુ લક્ષમાં લેજે રે;
એ વિનતી હમારી.

પાપ ઘણેરાં થાય છે હમથાં, જ્ઞાન તું હમને દેજે રે;
એ વિનતી હમારી.

બાળ ત્હમારાં જો બારણે આવે, હાથ ગ્રહોજ હમારો રે;
એ વિનતી હમારી.

બાળક કેરાં વચનો સુણીને, દીન જાણી ત્હમે તારો રે;
એ વિનતી હમારી. સૌ. અનુ.

---

* મૂળ બિભાસની સારી ગમઃ—

સારી ગ પ ધ સા, સા ધ પ ગ રી સા. (બધા શુદ્ધ)
ઉપર આપેલા પદની પ્હેલી બે કડીની સારીગમ—
સા સા ધપ ગધપ ગરી ગરીસા
ગપધપ ધસાસા, ધપ સારી સાગરી સાધપ ..... સા, સા.
ગપધપધ સાસાસાધ, સારીસા ગરીસાધપ
સાસાસાસા, ધપ ગરી ગરીસા... સા, સા.

× જે સમયે વૃષ્ટિ નહિ થવાને લીધે, ગત વર્ષનો ભયંકર દુકાળ ચાલુ રહેવાની ધાસ્તી ગુજરાતમાં પ્રાણીમાત્રનાં ચિત્તને વ્યથિત કરતી હતી, તે વખતના "એક સરળ હૃદયની બાળાના આ ઉદ્‌ગાર છે."

# स्वजन वियोग.

## १. मृत भगिनी प्रत्ये उद्‌गार.

શાણી ! સ્વર્ગે તું શીદ સધાવે, બાળુડાં તુજને પોકારે.— શાણી.

નમાર્યા તુજ બાળ રડેને, દામણાં દીસતાં ભારે,
નયને વ્હેતી ધાર આંસુની, તુજ વિણુ કોણુ દીલાસે
ભર્યાં નીજ હૃદયો ઉદાસે.— શાણી.

પિતા રડે, તુજ ભાત રડે ને, પ્યારી પીયુજી પોકારે,
શાણી સીતા ફરી ક્યારે મળે કહી, શોધે વારે બજારે;
ઢળ્યાં સતીનાં નેન જ્યારે.— શાણી.

ચ પકવર્ણી, મનહરણી પણ, હૃદય કઠણ શું ધારી,
તુજ વિયોગે પિયુ તલસે ને ઘેલો બન્યો ધૈર્ય હારી;
હવે પ્યારી ક્યાં ગઇ મારી ?— શાણી.

ભુવન સર્વે શૂન્ય દીસે ને વૈભવ નિરસ ભાસે,
તુજ રૂપી રવિનો અસ્તજ થાતાં, છાયું તિમિર ચોપાસે;
શાંતિ આ ઉર થકી નાસી.— શાણી.

રૂપ ને ગુણ ઉભય હતા તુજમાં, રત્નની ખાણ, ઓ બ્હેની !
પ્રાણપતિની પ્રતિમા તું પુરી, ક્યાં હવે મળશે, કહેની ?
હૃદયભરી વાત, તું બ્હેની !— શાણી.

આશ ભર્યું તુજ નાવડું ભાંગ્યું, ભરદરીયામાં આવી,
નાવિક બીચારા હાથ ઘસે, ત્યાંતો કનક કાયા ઝ પલાવી;
અમર તુજ નામ દીપાવી.— શાણી.

સૌ. બ.—

---

## ૨ પ્રિય બ્હેનડીનો સ્વર્ગવાસ.

(લલિત) અરર, બેનડી ! શું કરી ગઇ ? વીખુટી તુજથી હું પડી ગઇ;
તુજ વિના મને શા રીતે ગમે, મનડું માહરૂં તુજમાં ભમે.

નથી વિસારતી તુજને ઘડી, તુજ વિચારમાં હું સદા રહી;
તુજ રૂપી દીવો તો ઠરી ગયો, પરમતત્વમાં જઇ મળી રહ્યો.

નથી કર્યાં કદી કામ તે બુરાં, સદગુણી અને શીલથી ભર્યાં;
જશ લીધો ઘણો આંહિથી તમે, રહો સદા સુખી માગીયે અમે.

જુગલ જોડીઓ ક્યાં જતી રહી, મૃત્યુને જીતી સ્વર્ગમાં ગઇ;
સ્વર્ગમાં જઇ બેનીને મળી, માત તાહરી જાય છે બળી!

બહુજ બેનને લાડકી હતી, અરર! તેહની શી થઇ ગતી;
લઘુવયે અરે તું જતી રહી? સુખ તમેં જરા ભોગવ્યું નહિ.

વીરહ સહન તો પ્રિય! થતો નથી, શું કહું મુખે શોકની કથી?
વય વિના વધી તાહરી મતી, તેમ વાધતો શોક આ અતી.

ગુણ શું આચરૂં બેની! તાહરા, સદગુણો સ્મરૂં તાહરા ખરા;
સુખી રહો સદા બાળ એહનાં, માગું હું હવે ઈશ માહરા!

(દોહરા.) સહુ સાથે સરખાં રહી, કીધાં યશનાં કામ;
અમર તમારૂં રહી ગયું, આ દુનિયામાં નામ.

સગાં સહોદરને તજી, ચાલ્યાં પ્રભુને ધામ;
સદા શાંતિમાં રહો, અનુ યાચે કરી પ્રણામ.

બ્હેન અનુ—

## ૩. પતીનો વીયોગ અને અનુભવના ઉદ્‌ગાર.

(ગીત) અરર આ પ્રભુ! શું હવે કરૂં? વૈધવ્ય આપીયું, દુઃખ તો ખરૂં;
અરર! ઇશ આ! હાય શું થયું? પતિશ્રી માહરા કો હરી ગયું!
ઝડપ મારીને કાળ લઇ ગયો, અબળ જીવને રઝળતો કર્યો!
પ્રીય! તજી મને સ્વર્ગમાં ગયા, દીલ વિશે ન કાં લાવી કંઇ દયા!
મુજને મુકીને એકલા વળ્યા, વિપત દીવસો દેખવા રહ્યા;
દીલડું માહરૂં ડંખતુ, પ્રભુ! હીંમત હારી છું હું હવે, પિતુ!
દુઃખદ કષ્ટ આ જાય ના સહ્યું, સુખદ પ્રાણ લે, તુજપદે પ્રભુ!

પ્રેમકોર જેઠાભાઈ.

## ૪. પુત્રનું મરણ. માતાના શોકોદ્‌ગાર.

(ગઝલ.) અરર આ કેસુડાંઓ રે! ગયાં શું હાથથી ચાલી,
દીધાં છોડી પીતામાતા, દયા શું કાંઇ ના આવી?

હસંતુ મુખડું તારૂં, મીઠા ચાળા ગયા ચાલી,
અરે રે ક્યાં નિહાળું હું. હૃદય મુજ શોકથી ભાગી.

નથી કાંઇ અરે કીધું, નથી સંભાળ મેં લીધી;
હૃદય મારૂં ધવાયેલું, પડ્યું છે તું વિના ખાલી

નિહાળું દોડતો તુજને, નિહાળુ ખેલતો તુજને;
અરે ત્યારે હૃદય મારૂ, ભરાતુ હર્ષથી ભારી.

અચાનક દૈવના કોપે, પડ્યું તું શુલ ! અરે માંદુ;
પ્રીતિના દાહથી મારૂં, હૃદય ત્રાસ્યું, જિગર રોતું.

નથી તેં ઉષધ તો લીધી, દવાઓ અફુજ તે પીધી;
નથી કંઇ ઉષધ મેં લીધી, પ્રભુને પ્રાર્થના કરતી.

પરતુ ના પ્રભુજીએ, 'સ્તુતિ કાંઇ સુણી મારી;
અરર ઓ બાલુડાં મારાં ! પ્રભુ શું પ્રિન તેં કીધી.

સ્મૃતિ પ્રિય તુજ મુખડાની, રહું છું જોઇને સ્વપ્ના,
રમતો મુજ ખોળે તું, નિહાળું પણ, બધાં ફાંફાં.

અરે સ્વપ્ના મધુરાં છે, પરંતુ શોકનાં સ્વપ્નાં,
રમરૂ શું ને રમરૂ શુ ના, અવિચળ શાન્તિમાં તું રહો !

મણીલાલ ગગલભાઈ પધ્ધ

——:o:——

## ૫. એક બ્હેનનો વૈકુંઠવાસ.

(રાગ મારૂ) હાય હાય અરે ? વિપરીત, ઓચિંતુ રે શું થયું ?
દૈવ માનવે પડીઓ શુ વાદ, રતન રંકનું ગ્રહ્યું !

રમતાં રમકડાં રૂપે બ્હેન ! સ્વર્ગે શું રિસાઇ ગયા ?
ઝુરે જીવનપંખીના નેન, ભક્તિમા સમાઈ ગયાં.

બ્હેન ! ઉજ્વળ કોમળ પુષ્પ, ખીલીને ખરી પડયા;
કીયાં ભવનાં વાળ્યાં વેર, કર્મ આહિ નડયા !
હતાં સદ્ગુણ નીતિ ભંડાર, શોભાવશો સ્વર્ગમા,
શોચે છે તમ સાહેલી સાથ, હાય ઝાવી ચાલતાં.

દેખી દીનજનોનાં દુ:ખ, શાન્તિ તેને આપતાં;
બ્હેની ! ક્યાં જઇ જોઇએ મુખ, હૃદય રહ્યા જાપતાં.

માતા ભગિનીને પ્રિયભ્રાત ભેગા સ્વર્ગમા થયા,
દીધાં વિસારી ભ્રાતને તાત, વિશ્વતાત શુ ગર્યા

હવે મળવાની ફોગટ આશ ! ચિતામા ઝુકાવતી,
બ્હેની ! તમ વિણ સુઝે કાજ, ભક્તિ પણ ચુકાવતી

છોડી ફાની આ દુનિયા, બ્હેન, પ્રભુ પાસે જઇ રમે,
પામી શાન્તિ-અભયપદ, નાથ-પદે નિત્ય વિલસે.
ધરી પ્રાર્થન તાતજી પાસ, કુટુબ ઉદ્ધારજો,
ટાળી મોહને શોક સમસ્ત, અમોને તારજો

પડ્યા મણિલાલ મોતીલાલ

—— o ——

અનુરક્તતાઃ–એ બધાં વાનાં લઇને વિધાતાએ નારીની સૃષ્ટિ રચી અને પુરુષને સ્વાધીન કરી.*

પરંતુ સાતેક દિવસ થયા એટલામાં તો પુરૂષે આવીને બ્રહ્માને કહ્યું કે;—" મહારાજ! આ બલા આપે મને વળગાડી પણ એ તો મ્હારૂં જીવતર બગાડીને ધુળધાણી કરી નાંખે છે. આખો દહાડો એ બકબક કર્યા કરે છે. મને એટલું તો ચીઢવે છે કે ત્રાહ્ય તોબા! ને એક પળ પણ મને એકલો રહેવા દેતી નથી. એની મ્હારે આઠે પ્રહર સંભાળ રાખવી પડે છે. આથી મ્હારો બધો વખત એનામાં જાય છે. જરા જરામાં એ રોઇ પડે છે, અને કામ તો કશું કરતી નથી. તેથી હું એનાથી બહુજ કંટાળી ગયો છું અને આપને પાછી આપવા આવ્યો છું. માટે કૃપા કરી આપજ સંભાળો, કેમકે મ્હારાથી તો એની સાથે રહેવાતું નથી." આ સાંભળી બ્રહ્માએ કહ્યું:–" ઠીક ભાઇ! જેવી ત્હારી મરજી. ભલે મૂકી જા."

પણ વળી પાછા થોડાક દિવસ થયા, એટલે પુરૂષ પાછો આવ્યો અને પ્રજાપતિને કહેવા લાગ્યો કેઃ—" મહારાજ! મ્હેં એ પૂતળી આપને પાછી સોંપી ત્યારથી તો મ્હારૂં જીવતર બગડી ગયું છે. મને એના વિના એકલાં ચેન પડતું નથી. એ મ્હારી પાસે કેવું નૃત્ય કરતી! કેવું મધુર ગાયન ગાતી! એની આંખના ખૂણામાંથી કેવા કટાક્ષ મારતી! મ્હારી સાથે રમતી–મને આલિંગન દેતી–આહા! શાં એનાં નખરાં! શું એનું હાસ્ય–જાણે સુધાજ! શું એનું રૂપ! શું એનું માર્દવ! શો કોમલ સ્પર્શ! મહારાજ, એ તો મને પાછી આપો." બ્રહ્માએ કહ્યું:–" ભલે ભાઇ, લઇ જાઓ" એમ કહીને પાછી આપી.

વળી ત્રણેક દિવસજ થયા એટલે પાછો એ તો દેવ પાસે આવ્યો ને કહેવા લાગ્યો કે:–" મહારાજ! આ તો કંઇ સમજ પડતી નથી. ગમે તેમ હો પણ હવે તો એજ નિશ્ચય કર્યો છે કે આ સ્ત્રીથી મને આનંદને બદલે કષ્ટ વધારે થાય છે માટે એને રાખવીજ નહિ. એનું મ્હારે કામ નથી."

પણ બ્રહ્મા બોલ્યાઃ—" મૂર્ખ! ચાલ્યો જા અહીંથી; ઘડી ઘડી ત્હારી ફરિયાદ હું સાંભળવાનો નથી; ત્હારે ફાવે તેમ કરીને ચલાવી લે."

પુરૂષે કહ્યું:—" પણ કૃપાળુ! મ્હારાથી એની સાથે રહી શકાતું નથી." દેવે કહ્યું:–" ને વળી એના વિના ત્હારે ચાલતું પણ નથી! માટે જા, ત્હારૂં હું સાંભળતો નથી." એમ કહીને પોતાની પીઠ ફેરવી. આ જોઇને પુરૂષ બોલ્યોઃ–" હવે કરવું શું? એનો સમાગમ પણ ભુંડો અને વિયોગ પણ ભુંડો"!!

છ.—

* વર્તુલતા–ગોળપણું. વક્રતા–વાંકાપણું. નવપલ્લવ–નવાં પાંદડાંની કુંપળો આલિંગન શક્તિ–ભેટવું તે. તૃણ–ઘાસ, તરલતા–દૃઢ, સ્થિર નહિં રહેવું તે. ક્રુરતા–સખતપણું. કુસુમ–ફૂલ આરક્તતા–રતાશ, લાલી. વૃક્ષપર્ણ–ઝાડનાં પાદડાં. લઘુતા–ન્હાનાં હોવું તે. ગજ–હાથી. શુણ્ડાગ્રતા–સુંઢનો આગલો ભાગ, ચપળતા. નયનશોભા–આંખોની ખુબી ભ્રમરાવલિ–ભમરા. કટાક્ષ–વાંકાં જોવું તે. શશક–સસલું. ભીરુતા બ્હીક, મયૂર–મોર, મિથ્યાગર્વ–જૂઠી બડાઇ. ઉલ્લાસ–આનંદ ભરેલો ઉમંગ મેઘ વરસાદ. (અશ્રુ) ધારાસ્ત્રવ–(આંસુની) ધારા વ્હેવડાવવી તે. શુકવક્ષઃસ્થળ–પોપટની છાતી વજ્ર–કઠણમાં કઠણ હથિયાર. મધુ મધ. વ્યાઘ્ર–વાઘ-પ્રચંડજ્વાલા–જોરથી સળગી ઉઠવું તે. હીમ–બરફ, કાકપક્ષી–કાગડો કોકિલનો કલરવ—કોયલનો મીઠો અવાજ. બકવ્રત—બગલાની પેઠે ભલમનસાઇનો ડોળ કરીને પાપ કામ કરવાં તે. ચક્રવાકની અનુરક્તતા—ચક્રવાક પક્ષીઓ જ્યાં રહે છે ત્યાં સજોડે રહે છે, ત્હેમના જેવી (પુરુષની) સાથે રહેવાની પ્રીતિ.

# વિવિધવિહાર.

## જાપાનમાં સ્ત્રી-શિક્ષણ અને જર્મનીમાં બાલશિક્ષણ.

( લેખક—" ન્હાનુ દેસાઇ. " )

હિંદી ભાષામાં પ્રગટ થતા 'સરસ્વતી' માસિકના 'મે' મહિનાના અંકમાં પ્રસ્તુત લેખો પ્રગટ થયેલા છે. પ્રથમ લેખના લેખક સેઈન્ટ નિહાલસિંગ, અને બીજા લેખના લેખક ગુરૂ દયાલસિંગ છે. મરાઠીમાં પ્રસિદ્ધ થતા માસિક મનોરંજને પોતાના 'સાહિત્ય સમાલોચન'માં આનું ટુંકાણમાં અવલોકન કીધેલું છે. આ લેખ ઉક્ત માસિકમાંથી ભાષાંતર કરી અત્રે આપવામા આવ્યો છે.

(૧) મી. સેઈન્ટ નિહાલસિંગે પોતે લીધેલી જાપાનની મુલાકાત, પછી જાપાનમાં સ્ત્રી-શિક્ષણ એ નામનો એક લેખ લખ્યો હતો, જેમાં નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છેઃ—

**जापानमें स्त्री-शिक्षणः—**

" છોકરીઓને છોકરાઓ પ્રમાણે શિક્ષણ આપવું એવો જાપાનમાં કાયદો છે. છોકરો હોય કિંવા છોકરી હોય પરંતુ ત્હેને છથી સોળ વર્ષ પર્યંત ઘર આગળ અગર શાળાઓમાં શિક્ષણ આપવું એવું હોવાથી જાપાનમાં હાલમાં ત્રીસ લાખ બાળાઓ શાળાઓનો લાભ લે છે. જાપાનમાં દરેક માબાપો કેળવણીને ચહાતાં હોવાથી, તેઓ પોતાની બાળાઓને શાળાઓમાં મૂકતાં પહેલાં ઘર આગળ ' કિન્ડર-ગાર્ટન ' (રમત ગમતથી શીખવવાની ) પદ્ધતિપર થોડું ઘણું જ્ઞાન આપે છે. બાળાઓની 'પ્રાથમિક' શાળાઓમાં–લખવા, વાંચવા, અને હિસાબ ગણવાનું; અને તેજ પ્રમાણે સ્વદેશીય સાહિત્ય, ઇતિહાસ અને ઘર કામની સ્થૂળ માહિતીનું જ્ઞાન આપવામાં આવે છે. આ શાળાઓનો વખત સ્હવારના આઠ વાગ્યાથી તે બપોરના બે વાગ્યા સુધીનો હોય છે, અને દરેક કલાકને અંતે પંદર પંદર મિનિટની છુટી આપવામાં આવે છે. આ રજાના વખતની અંદર કસરત કરવા, રમવા તેમજ ખેલવા દેવામાં આવે છે. બાળાઓને માનસિક શ્રમ ઉપરાંત બીજુ કાંઇ કરવા દેવામાં આવતું નથી, અને તેથી આ બાબત પર ખાસ ધ્યાન આપવામાં આવે છે. દરેક અઠવાડીઆના ત્રણ કલાક કસરત માટે રોકવામાં આવે છે. કસરત નીરનીરાળા પ્રકારની શીખવવામાં આવે છે, અને તેને લગતું સાહિત્ય ત્હાંજ તૈયાર કરાવવામાં આવે છે.

જાપાનમાં નીતિ શિક્ષણપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. આ શિક્ષણ પહેલા ધોરણથી માંડીને તે શિક્ષણક્રમ પૂરો થતાં સુધી અપાય છે. નીતિશિક્ષણ માટે અઠવાડીઆના એકવીસ કલાકો રોકવામાં આવે છે જે નીચે પ્રમાણે છે—.

ત્રણ કલાક માતપિતાની ભક્તિ, બે કલાક ગૃહસ્થાશ્રમ સંબંધી સુખ, ત્રણ કલાક પ્રીતિ, ત્રણ કલાક રાષ્ટ્ર સંબંધી કર્તવ્ય, બે કલાક ઉદ્યોગોનું મહત્વ, બે કલાક કલહ ન કરવા બાબત, બે કલાક જુઠું ન બોલવા વિષે, બે કલાક પોતાના દોષો ન છુપાવવા માટે, અને બે કલાક બીજાને ત્રાસ ન આપવા માટેના ઉપદેશોમાં ગાળવામાં આવે છે. આ સિવાય સુઘડતા, સ્વચ્છતા, સત્યપણું, નિયમસરપણું, ઔદાર્ય, ભૂતદયા, કૃતજ્ઞતા, સ્વાવલંબન, સાર્વજનિક કાર્યોમાં પોતાની મદદ, પરોપકાર, દયાળુપણું, સહાનુભૂતિ, સ્વતંત્રતા અને બીજા

અન્ય વિષયોનું શિક્ષણ નામાંકિત સ્ત્રીપુરૂષોનાં જીવનચરિત્રોનાં ઉદાહરણો આપીને શીખવવામાં આવે છે.

'પ્રાથમિક શાળા' છોડયા પછીના અભ્યાસ માટે **જાપાનમાં** ઉચ્ચપ્રતિનું શિક્ષણ મેળવવાની ઘણીજ સગવડો છે. આવી જાતની શિક્ષણ આપનારી પાઠશાળાઓનો પુષ્કળ વિદ્યાર્થીઓ ઉલટથી લાભ લે છે. આ શાળાઓમાં-ગણિત, ચિકિત્સાશાસ્ત્ર, શારીરશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણિશાસ્ત્ર, ભૂગોળ, નીતિ, રસાયન શાસ્ત્ર, પાકશાસ્ત્ર, ભાષાજ્ઞાન, પોતાના દેશનો ઇતિહાસ તેમજ ગૃહિણીનું ખરૂં કર્તવ્ય વિગેરે વિષયો મૂખ્ય શીખવવામાં આવે છે. ગૃહિણીના ખરા કર્તવ્ય સબંધીનું જ્ઞાન ચૌદથી સત્તર વર્ષ પર્યંત આપવામાં આવે છે. આ સિવાય શિવણકામ, સંગીત, ચહા તૈયાર કરવાનું, શિષ્ટાચાર, અને બાળકોને ઉછેરવા સંબંધીનું જ્ઞાન પણ આપવામાં આવે છે.

સ્ત્રીઓની શાળાઓમાં શિક્ષકનું કાર્ય સ્ત્રીઓજ કરે છે સ્ત્રીશિક્ષક તૈયાર કરવાને 'નૉર્મલ સ્કૂલો' ઉઘાડવામાં આવી છે; આવી સ્કૂલોની સંખ્યા **જાપાનમાં** તેર છે. આ શાળાઓમાં શિક્ષકની પદ્દિ મેળવ્યા પહેલાં ભાવિ શિક્ષકોને અનુભવાર્થે સરકારી શાળાઓમાં શિક્ષણ આપવા કેટલાક દિવસો સુધી જવું પડે છે. આ 'નૉર્મલ સ્કૂલ'ના અભ્યાસક્રમના ત્રણ વિભાગ કરવામાં આવ્યા છે. પ્રથમ વિભાગમાં—અધ્યાપકત્વ, ઈંગ્રેજી ભાષા, નીતિ, ચિકિત્સાશાસ્ત્ર, રસાયન શાસ્ત્ર, ગૃહપ્રબંધ, બાળકોને ઉછેરવાનું, શિવણકામ, સંગીત, ચિત્રકળા, આરોગ્ય, નકશા દોરવાનું વિગેરે...બીજા વિભાગમાં—અધ્યાપકત્વ, ઇતિહાસ, ભૂગોળ, ચિની ભાષાનું સાહિત્ય, ઇગ્રેજી સાહિત્ય, જાપાની સાહિત્ય, નીતિ, સંગીત, અને આરોગ્ય. ત્રીજા વિભાગમાં—અધ્યાપકત્વ, રસાયન શાસ્ત્ર, ચિકિત્સાશાસ્ત્ર, ગણિત, ઈંગ્રેજીભાષા, પ્રાણિશાસ્ત્ર, નીતિ, સંગીત, કસરત વિગેરે વિષયોનો સમાવેશ થાય છે. કેટલીક હોંશિયાર સ્ત્રીઓને સરકારી ખર્ચે પરદેશ આગળ અભ્યાસ માટે મોકલવામાં આવે છે. ભણીને પાછા આવ્યા પછી સરકારી શાળાઓમાં ૭ વર્ષ રહીને શિક્ષણ આપવું, એવી રીતની સરત ત્હેમની સાથે કરી લેવામાં આવે છે.

જે સ્ત્રીઓને સરકારી મદદ લેવાની ઇચ્છા ન હોય, તેઓ સરકારી શાળામાં ઠરાવેલો અભ્યાસક્રમ પુરો કરીને **નિપ્પન જોશી દાઇ ગાકો**'' નામના વિદ્યાલયમાં ઉચ્ચ પ્રતિનું શિક્ષણ લેવા માટે દાખલ થાય છે. આ મહાવિદ્યાલય સન. ૧૯૦૦ માં સ્થાપવામાં આવ્યું હતું. આ વિદ્યાલય ખાનગી માલિકીનું છે, અને તેથી ત્હેને સરકારી મદદની જરૂર રહેતી નથી. આજ પર્યંત ૧૦૮૦ સ્ત્રીઓ ઉચ્ચ શિક્ષણ લઇને બહાર પડેલી છે. આ પૈકી કેટલીક ચિન અને સિયામમાં શિક્ષકોનું કાર્ય બજાવે છે. કેટલીક વર્તમાન પત્રો ચલાવવામાં સહાય કરે છે, ત્હારે કેટલીક મોટા મોટા વ્યાપારીઓને ત્હાં નોકરીએ રહેલી છે. તેમાંનો મોટો ભાગ સાર્વજનિક કાર્યોમાં રોકાયલો રહે છે. આ વિદ્યાલયમાં આઠ પ્રકારની કેળવણી આપવામાં આવે છે, જે નીચે પ્રમાણે છે.—

(૧) વિજ્ઞાન (૨) સંગીત. (૩) શિલ્પકળા (૪) ઇગ્રેજી સાહિત્ય. (૫) જાપાની સાહિત્ય. (૬) અધ્યાપકત્વ. (૭) વ્યાયામ. (૮) ગૃહકેળવણી.

વળી અહિં રસાયન શાસ્ત્રોના પ્રયોગો કરવા માટે મ્હોટી મ્હોટી પ્રયોગશાળાઓ છે.

જાપાની સ્ત્રીઓને ઔદ્યોગિક શિક્ષણ આપનારૂં એક વિદ્યાલય ટોકિયોમાં છે. ચિકિત્સા શાસ્ત્ર (દાક્તરી માહિતી સંબંધી)નું શિક્ષણ આપનારૂં એક વિદ્યાલય પણ છે. હાલમાં જાપાનમાં ઉત્તમોત્તમ ચિકિત્સકો આશરે ૧૫૦ છે, અને ૧૦૦૦ (માવજત કરનારી) નર્સો છે.

ઉપરની સર્વ સંસ્થાઓ ઉપરાંત 'સરદારોની પુત્રીઓને' સારૂ ત્હાંની મહારાણીએ એક મહાવિદ્યાલય સ્થાપ્યું છે. આ વિદ્યાલયમાં પાંચથી બાવીસ વર્ષ સુધીની બાળાઓ અભ્યાસાર્થે આવે છે. તેઓનું ઉંચામાં ઉંચુ શિક્ષણ આપણા અહિંના બી, એ; અને એમ, એ, ના સરખુંજ છે. આ વિદ્યાલયમાં દાખલ થનારી બાળા એક સર્વગુણસંપન્ન ગૃહિણી થઇને બહાર પડે છે. યુદ્ધમાં જખમી થયેલાંઓની માવજત, લલિતકળા, આદિરાતિથ્ય, ફુલોથી ભરવામાં આવતું નકશી કામ વિગેરેનું જ્ઞાન બીજા વિષયો ઉપરાંત અહિં આપવામાં આવે છે.

(૨) "જર્મનીમાં શિશુ શિક્ષણ":—

જર્મનીમાંના 'બાલ શિક્ષણ' સંબંધી ગુરૂ દયાલસિંગ નીચે પ્રમાણે જણાવે છે–;

"ન્હાનાં બાળકોને સુલભ અને મનોરંજક રીતે શિક્ષણ આપનારી કળાનો ઉદય જર્મનીમાંથી થયો છે; અને હાલમાં સઘળા સુધરેલા દેશોમાં તેનું અનુકરણ કરવામાં આવે છે. જર્મનીનું એકેએક ન્હાનામાં ન્હાનું ગામ 'કિન્ડર–ગાર્ટન' વગરની ઢબ શાળા વિનાનું નથી. કેટલાક ગામોમાં ગલીએગલીએ શાળાઓ છે, જ્હારે કેટલાક મહોલ્લાઓમાં ત્રણથી ચાર ચાર શાળાઓ હોય છે.

આ શાળાઓમાં જનારા બાળકોની ઉમર ચારથી સાત વર્ષની હોય છે. સ્હવારમાં જાગતાંજ ચાર વર્ષનો બાળક પોતાની માતાને કોફી! કોફી! એમ કહીને બૂમ મારે છે. તેની સાથેજ ત્હેની માતા ખાટલાપર એક ચિત્રની ચોપડી મૂકીને કૉફી તૈયાર કરવા જાય છે. બાળક ચિત્રાવલોકન કરી રહે છે તેટલામાંજ કૉફી તૈયાર થાય છે. તે પી રહ્યા પછી 'શુલ–શુલ' (School–School) નિશાળ–નિશાળ કહી પોતાની માતાને કપડાં પહેરાવવાની સૂચના કરે છે. ત્હારપછી માતા ત્હેને કપડાં પહેરાવે છે, અને એક ટીનની પેટીમાં માખણ, પાંઉ, રોટલી વિગેરે મૂકીને તે પેટી ત્હેના ગળામાં ભેરવે છે. બાળક પોતાની ખાવાની પેટી ગળામાં નાંખી નાચતો કૂદતો આનંદથી નિશાળે જાય છે.

આ શાળાઓનો વખત સ્હવારના આઠથી બપોરના બે વાગ્યા સુધીનો હોય છે. શાળાઓમાં શિક્ષકોનું કામ બહુધા સ્ત્રીઓજ કરે છે. બાળકો ક્લાસમાં આવતાંજ પોતાના સ્ત્રી શિક્ષકના હાથમાં હાથ મેળવી 'ગુટેન––માર્ગેન' (Good morning.) 'આપનો દિવસ ખુશાલીમાં જાઓ'–કહી પોતપોતાની જગાએ ગોઠવાઇ જાય છે. ત્હારપછી સ્ત્રીશિક્ષક ત્હેમના ગળામાંથી ટીનની પેટીઓ કહાડી એક ખીંટી પર લટકાવે છે પછી શિક્ષણની શરૂઆત થાય છે.–; પ્રથમ આજના દિવસનું નામશું? વિગેરે પ્રશ્નો પૂછીને અઠવાડીઆનાં નામ ક્રમે ક્રમે બોલતાં શીખવે છે. ત્હાર પછી આ મહિનાનું નામ શું? મહિનાનું નામ કહેવડાવ્યા પછી મહિનાના દિવસો અને વર્ષના મહિના વિગેરે બોલાવરાવે છે. પછીથી આજની તારીખ કઇ? આ પ્રશ્નોથી માંડીને કલાક, મિનિટ, સેકન્ડ વિગેરે કોષ્ટકો તૈયાર કરાવવામાં આવે છે. આટલું થયા પછી 'પ્રભુપ્રાર્થના' શરૂ કરવામાં આવે છે. તે પછીથી કવાયત કરાવીને પાંચ મિનિટની વિશ્રાંતી આપી ત્હેમની પાસે રાષ્ટ્રગીતો ગવરાવવામાં આવે છે. જેનો સારાંશ આ પ્રમાણે છે.—

"માતૃભૂમિ, પિતૃદેશ ઘણો પ્યારો છે! ઇશ્વર પ્રત્યે પ્રીતિ રાખવાથી તે આપણને દુઃખ માં મદદ કરે છે! બંધુભાવ એવી રીતે રાખવો કે તમે પોતેજ બધાના પ્રાણરૂપ થઇ રહો! સર્વની સાથે હળીમળીને રહેવું! હાની થતી હોય ત્હાંથી ઉઠીને ચાલ્યા જવું.

* * * *

"દેશની નારી, દેશનો પૈસો, દેશની ભૂમિ, અને દેશની કોમોને માટે જેટલું કરીએ તેટલું ઓછું છે! દેશની શક્તિ, દેશનુ રાજ્ય, દેશની સમાજો.વિગેરે આપણુજ છે, અને તે સંભાળી રાખતાં શીખવુ જોઇયે! આ પ્રમાણે કરવાથી યુગોના યુગો સુધી ત્હમારૂં ઐશ્વર્ય ટકી રહેશે!"

જે દેશમાં બાળકોનેચાર વર્ષની વયથી આવા પ્રકારના રાષ્ટ્રિય ગીતની છાપ ત્હેમનાં કુમળાં મગજો પર પાડવામાં આવે છે, ત્હારે તે દેશના લોકો પ્રમાણિક, શુરવીર તેમજ પૂર્ણ સ્વદેશાભિમાની થાય તેમા શુ આશ્ચર્ય?

રાષ્ટ્રગીતનો પાઠ આપ્યા પછી ત્હેમને થોડીવાર સુધી છૂટી આપવામાં આવે છે. આ રજામાં તેઓ ઘણુજ આનંદથી પોતાના વિદ્યાર્થી બંધુઓ સાથે રમે ખેલે છે. છૂટીનો સમય પુરો થતાંજ સ્ત્રીશિક્ષક સીટી વગાડે છે, એટલે બાળકો તરતજ એકઠાં થઇ જાય છે. ત્હાર પછી ત્હેમને ખીંટીપર લટકાવેલી ત્હેમની ટીનની પેટીઓ ઓળખીને લઇ લેવાનુ કહેવામાં આવે છે. દરેક બાળક પોત પોતાની પેટીમાંથી ખાવાનું કહાડી ખાવા માંડે છે, અને જેમને ખાતાં ન આવડતુ હોય ત્હેમને ત્હેમની શિક્ષકબાઇ ખાતાં શીખવે છે આ વખતે સ્હવારના, બપોરના તેમજ સ્હાંજના ખાણાનું લબાણથી વર્ણન કરાવવામાં આવે છે, અને તે સંબંધે પુષ્કળ શીખામણો ત્હેમની સ્ત્રીશિક્ષક આપે છે, જેવી કે બહુ ખાવું નહિ, સભ્યતા તેમજ સ્વચ્છતા રાખવી વિગેરે . . ... .

સ્હવારનું બાળકોનુ ખાણ પુરૂ થતાંજ 'કિન્ડર—ગાર્ટન' (બાલોદ્યાન) પદ્ધતિ પર ત્હેમને શિક્ષણ આપવાનુ શરૂ કરવામાં આવે છે. આ સ્ત્રીશિક્ષકોનુ બોલવુ એટલુ પ્રેમાળ અને એવું તો મીઠુ હોય છે કે સઘળાં ન્હાના બાળકો તે વખતે પોતાનાં વ્હાલા માતપિતા અને ઘરને પણ વિસરી જાય છે! તેમજ હરરોજ નિયમસર નિશાળમાં જવાને, સારૂ પોતાની માતાને કપડાં પહેરાવવાનું કહે છે!!"

---

## હીંદુ સ્ત્રીઓના મરણનું મ્હોટું પ્રમાણ.

(વડોદરા રાજ્યના વસ્તીપત્રકમાં જણાવવામા આવેલા કારણો)

વડોદરા રાજ્યના વસ્તીપત્રકનો ગુજરાતી રીપોર્ટ હાલમાં બહાર પડયો છે. વસ્તીપત્રકના રીપોર્ટો ઇંગ્રેજીમાંજ બહાર પડે છે પણ આ વરસ રાવબહાદુર ગોવીંદભાઇએ તે રીપોર્ટ ગુજરાતીમાં બહાર પાડવાની પહેલ કરી છે તેમાં આ દેશના પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ઓછી હોય છે અને સ્ત્રીઓનુ મરણ પ્રમાણ વધારે હોય છે ત્હેનાં નીચે જણાવેલાં કારણો આપવામાં આવ્યા છે.

## જુદી જુદી ઉમરનાં માણસોમાં સ્ત્રી પુરૂષોનું પ્રમાણ.

જન્મ સબંધી વસ્તીગણત્રીના આંકડા ઉપરથી જણાય છે કે છોકરીઓ કરતાં છોકરાઓ વધારે સંખ્યામાં જન્મે છે પણ જીંદગીના આરંભમાં છોકરીઓ કરતાં છોકરાઓ વધારે નાજુક હોય છે, તેથી છોકરાઓમાં મરણનું પ્રમાણ વધારે હોય છે અને પાંચ વર્ષની ઉમરે છોકરા છોકરીઓ લગભગ સરખાં થઇ જાય છે પણ ત્યારપછી પુરૂષો કરતાં સ્ત્રીઓમાં મરણનું પ્રમાણ વધે છે અને આ દેશના લગ્નના અને બીજા સંસારી રીતરીવાજોની વીચીત્રતાને લીધે ૧૦ થી ૨૦ વર્ષની સ્ત્રીઓમાં મરણનું પ્રમાણ વધતું હોવાથી પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ઓછી થઇ જાય છે

## સ્ત્રીઓમાં મરણનું પ્રમાણ વધારે હોવાનાં કારણો.

આ રાજ્યમાં પુરૂષો કરતાં સ્ત્રીઓમાં મરણનું પ્રમાણ વધારે હોવાનાં કારણો નીચે લખ્યાં પ્રમાણે હોવાં જોઇએ.-(૧) નાની છોકરીઓ તરફ દુર્લક્ષ, (૨) બાળલગ્ન અને અકાળે ગર્ભધારણ, (૩) અણુકીસબી દાયણો, (૪) ગર્ભપાત (૫) સ્ત્રીઓનું ઘરમાં ગોંધાઇ રહેવું અને અપુરતો ખોરાક ખાવો, (૬) વીધવાઓને પડતા સંકટ અને (૭) અતીશય મજુરી

**(૧) નાનીછોકરીઓ તરફ દુર્લક્ષ**-સાધારણ રીતે તમામ ન્યાતીમાં છોકરાના જન્મની ઇચ્છા રાખવામાં આવે છે અને કન્યાનો જન્મ કોઇને પસંદ પડતો નથી પુત્ર જન્મે છે ત્યારે સાકરો વહેચાય છે અને સગાંવહાલાં અને મીત્રમંડળમાં વધામણી મોકલવામાં આવે છે, અને છોકરી જન્મે છે ત્યારે એમાંનું કાંઇ થતું નથી છોકરીને પથરો કહેવામાં આવે છે અને છોકરા કરતાં તેના તરફ ઓછું લક્ષ અપાય છે જે ન્યાતોમાં વર મેળવવા સારૂ મોટું ખર્ચ કરવું પડે છે તેમાં તો આ સ્થીતી ખાસ નજરે પડે છે

**(૨) બાળલગ્ન અને અકાળે ગર્ભધારણ**--સ્ત્રીઓમાં મરણનું પ્રમાણ વધારે આવવાના-અને ખાસ કરી હીંદુ સ્ત્રીઓમાં તેમ થવાના આ કારણો મુખ્ય છે બાળલગ્ન ઘણાં થાય છે અને તેનું પરિણામ એ આવે છે કે સ્ત્રીનો બાંધો પરિપક્વ થતાં પહેલાં સ્ત્રીઓ માતા થાય છે, અને તેથી તેમના શરીરનું બંધારણ તુટી જઈ તેઓ અલ્પ વયે મરણ પામે છે આ કારણથી ૧૫ થી ૨૦ વર્ષની સ્ત્રીઓમાં મરણ ઘણાં થાય છે

**(૩)અણુકીસબી દાયણો**—સ્ત્રીઓમાં મરણનું વધારે પ્રમાણ આવવાનું આ પણ એક મુખ્ય કારણ છે. દાયણ તરીકે સાધારણ રીતે ગામની હજામડીને બોલાવવામાં આવે છે અને તેઓ એવો ગોટાળો અને એવી ભૂલો કરે છે કે સ્ત્રીઓને કાયમતી ઇજા થાય છે અથવા તેમને અસાધ્ય વ્યાધીઓ કાયમના રહી જાય છે

**(૪) ગર્ભપાત**-યુવાન વીધવાઓને ફરીથી પરણવાની છુટ નહી હોવાથી તેઓ વીષયની લાલચમાં ફસાય છે અને પોતાની આબરૂ સાચવવા સારૂ અણુકસબી લોકો પાસે ગર્ભપાત કરાવવા સારૂ દવા લે છે અથવા શસ્ત્રક્રીયા કરાવે છે અને તેથી ઘણીવખતે તેમનું અકાળે મોત થાય છે

**(૫) સ્ત્રીઓનું ઘરમાં ગોંધાઇ રહેવું અને અપુરતો ખોરાક ખાવો**-ગરીબ અવસ્થા સીવાય બીજા કોઇ કારણથી સ્ત્રીઓને અપુરતો અથવા હલકો ખોરાક આપવામાં આવતો

હોય એમ જણાતું નથી. પણ સ્ત્રીઓને ઘરમાં ગોંધી રાખવાનો બનાવ સામાન્ય છે અને તેથી તેમના આયુષ પર માઠી અસર થાય છે. ઉપરના વર્ગની સ્ત્રીઓ ઘરમાંજ ભરાઇ રહે છે, અને ઘરોમાં હવા અજવાળાની સગવડ જોઇએ તેવી હોતી નથી સ્ત્રીઓ ખુલ્લી હવામાં ફરવા જતી નથી અને તેથી ક્ષય અને એવા બીજા વ્યાધીઓની તે ભોગ થઇ પડે છે અને જુવાનીમાં મરણ પામે છે.

(૬) **હીંદુ વીધવાઓની દુર્દશા**–હીંદુ વીધવાઓની સ્થીતી દુ ખદાયક છે. ઘરમાં એક ખુણામાં તેમને ભરાઇ રહેવુ પડે છે અને જીવનના ઘણા સુખનો તેમને ત્યાગ કરવો પડે છે તેથી તેમની તંદુરસ્તી ઉપર માઠી અસર થાય છે.

(૭) **અતીશય મજુરી**–સ્ત્રીઓને–અને તેમાં ખાસ કરીને નીચેના વરગોમાંની સ્ત્રીઓને–ઘરમાં બહુ મજુરી કરવી પડે છે. કેટલાંક તવંગર કુટુંબો શીવાય, સામાન્ય રીતે નોકરો રાખવામાં આવતા નથી અને સ્ત્રીઓને ઘરમાં દળવાનું, ખાંડવાનું, અને સાફસુફ રાખવાનું કામ કરવાનુ હોય છે. તેમને રાંધવાનુ હોય છે એટલુજ નહીં પણ રસોડુ સાફ કરવાનુ અને એઠાં વાસણ માંજવાનાં હોય છે. તેમને ગામના કુવામાંથી પાણી કાઢી મોટાં વાસણોમાં ભરી માથા ઉપર મુકી તે ઘેર લાવવાનુ હોય છે. જ્યારે એક બાજુએ ઉપરના વર્ગની સ્ત્રીઓની તંદુરસ્તી કામના અભાવને લીધે બગડે છે ત્યારે બીજી બાજુએ હલકા વર્ગની સ્ત્રીઓને અતીશય શ્રમ કરવો પડતો હોવાથી તેમના શરીરને ભારે નુકશાની થાય છે અને તેથી અકાળે મરણ પામે છે.

## સ્ત્રીઓની સંખ્યા પુરતી ન હોવાથી લગ્ન ઉપર થતી અસર.

કણબી, વાણીઆ વીગેરે ન્યાતોમાં સ્ત્રીઓની સંખ્યા પુરતી નહીં હોવાથી કાઠીઆવાડમાંથી તે ન્યાતના લોકો બૈરીઓ લાવે છે. જે સ્ત્રી લાવવાની હોય છે તેની સ્થીતીની બરાબર તપાસ કરવામાં પોતાની ન્યાતમા સ્ત્રીઓની અછત હોવાથી જરા શીથીલતા રાખવામાં આવે છે. અને સ્ત્રીઓના પાલક અથવા વેચનારા તેના સબંધમાં જે હકીકત કહે છે તે ભરોસા ઉપર વગર તપાસે ખરી માની લે છે કોઇ કોઇ વખત એવુ બને છે કે કાઠીઆવાડમાંથી આણેલી કન્યા પાછળથી વીધવા નીકળે છે, અથવા કુંભાર, વાઘરી અથવા એવી બીજી હલકી ન્યાતની નીકળે છે, ત્યારે તેને કાઢી મુકવામાં આવે છે, અને તેનો ધણી થોડો વખત ન્યાત બહાર રહ્યા પછી ન્યાતને મોટો દંડ આપી અને તે ઉપરાંત ન્યાતને જમાડી પાછો ન્યાતમાં પેસે છે.

## કસ્બામાં સ્ત્રી પુરૂષોનું પ્રમાણ.

ગામડાં કરતાં કસ્બાઓમાં સ્ત્રીઓની સંખ્યાનું પ્રમાણ ઓછુ હોય છે. અને આ ખોટ નાના કસ્બા કરતાં મોટા કસ્બામા વધારે જોવામાં આવે છે. રાજ્યમાં સ્ત્રીઓની અછત વડોદરા શહેરમાંજ વધારે જોવામાં આવે છે શહેરમાં સ્ત્રીઓનું પ્રમાણ સઉથી ઓછું છે. બીજા કસ્બામાં આખા રાજ્યના એકંદર પ્રમાણ કરતાં સ્ત્રીઓનું પ્રમાણ વધારે જોવામાં આવે છે. આ ઉપરથી જણાય છે કે બીજા રાજ્યના લોકો આપણા કસ્બામાં આવવાને બદલે આપણા કસ્બામાંથી લોકો બીજે જઇ વધારે વસે છે.

—સાંજવર્તમાન ઉપરથી.

# बालमित्र–बालोद्यान.

## પાણીનાં ટીપા ક્યાંથી આવે છે ?

"બા, બા, જુઓ તો ખરાં" વાડીમાંથી ચુંટેલું ગુલાબ હાથમાં લઈ દોડતી આવતી મેના બોલી; "પાંદડીની વચ્ચે લપાયલું આ ટીપું તો જુઓ. કેવું મઝાનું છે!"

"ખરે મઝાનું છે", ફુલપર નજર નાંખતા તેની મા બોલી. હીરા પેઠે તેજ મારતું અ સ્વચ્છ ઝાકળનું બિન્દુ ફુલનાં અંતરમાં પડયું હતું "પણ માડી, ક્યાંથી એ આવ્યું!"

"વરસાદ ત્યાં મુકી ગયો હશે" માએ ખુલાસો કર્યો.

"વરસાદનાં નાનાં શેરાં પડે છે તે વાદળાં ક્યાંથી લાવે છે?" મેનાએ પ્રશ્ન કર્યો 'એ ક્યાંથી આવે છે તેની મને ખબર નથી"

"હાયબ ગયા ત્યારે દરીયો જોયલો યાદ છે ને?" તેની માએ પૂછયું. "હવે, સૂર્યન ગરમીથી દરીઆના પાણીની વરાળ થાય છે અને એ ગરમીથી ખેંચાઈ વરાળ આકાશમ જાય છે, અને તેનાં વાદળાં બને છે."

"વરાળ?" મેના બોલી "પણ વરાળ એટલે શુ?"

"ચહાદાનીમાં પાણી ઉકળતું હોય છે ત્યારે નાળચામાંથી વરાળ નીકળતી જોઇ છે ત્હેં ?

"હા! હા! એજ વરાળને?" મેના બોલી ઉઠી. તેની માએ કહ્યું: "એજ, વરાળ સૂર્યની ગરમી હવામાં પાણીનાં ટીપાં આકર્ષી લે છે. ઉપર પાછાં બધાં ભેળાં થાય છે એટલે વાદળાં થાય છે અને આપણી નજરે પડે છે. એવામાં પવન આવે છે અને પૃથ્વી પર તેમ ધકેલે છે એટલે જમીન પર પડી તેઓ જમીનને તાજી અને ફલદ્રુપ કરે છે."

"ઓહો! બા! કેવું મજાનું! મ્હને ખબરજ નહિ", મેના બોલી ઉઠી. જરા વિ ચાર કરી પ્રશ્ન પૂછયો—"પણ બા, છેવટે એમનું શું થાય છે? જમીનમાં બધાં સુકા નાશ પામે છે?"

'ના, બેટા, ઈશ્વરના રાજ્યમાં કાંઇ નાશ પામતું નથી. આ પાણીનાં નાનાં બિન્દુ દુ નીઆમાં બહુજ ઉપયોગી છે. જ્યારે નીચે પડે છે, ત્યારે જમીનમાં વનસ્પતિ ઉગી શકે માં જમીન પોચી અને તાજી કરે છે. જમીનની તળે ઠેઠ ઝાડ અને ફુલના મૂળીઆં લગી તેઓ દોડી જાય છે, દરેક મૂળીઆને એમનો ખપ છે કારણ કે પાણી વિના તેમને ચાલતું નથી.'

"માડી, પાણીનો શો ખપ મૂળીઆને પડે છે?"

"જો, કેટલાંક ટીપાં ગુલાબના છોડના મૂળીઆ પાસે જાય છે એટલે મૂળીઆં તેમ ચૂસી લે છે; પછી તેઓ રસમાં ભળી પાંદડાં અને ફુલ બનાવવામાં મદદ કરે છે. કેટલાં બીજાં ઝાડો પાસે જાય છે અને કેરીનાં કે કેળાના રસનાં મદદગાર થાય છે. કેટલાંક જમીનમાં દટાઇ જાય છે અને કેટલીક વારે નીકમાં ભેળાં થાય છે; આમાંથી વહેળો વહે છે ડુંગરો પરથી વહેળીઆં વહે છે અને રસ્તે રસ્તે તેમની નદી થાય છે; ને આખરે જે સમુદ્ર માંથી ટીપાં ગયા હતાં ત્યાં પાછાં આવે છે."

"હા બા, આનો તો વિચારજ કદિ મ્હને થયો ન્હોતો", મેના બોલી. "ફક્કડ વાત કહી! પણ કેટલાંક રસ્તે ભૂલાં પડી નાશ નથી પામતાં?"

" ના ઇશ્વરની સૃષ્ટિમાં નાશજ નથી કેટલાંક ટીપાં થોડીવાર રસ્તે ભૂલાં પડે છે, પણ તેમનું કામ કોઇને મદદગાર થવાનું હોય છે. કેટલીક વાર તરસ્યા પખીની તરસ છી· પાડે છે ત્યારે તે પાણીનાં ટીપાં જોઈ કેવુ રાજી થાય છે? કેટલીક વાર સૂર્યની ગરમીથી સુકાયલો છોડ હોય છે તે પાણીનાં ટીપાં મળવાથી કેવો હસે છે? અને કેટલીક વાર મ્હારી મેના તરસી હોય છે ત્યારે પાણી ન મળવાથી કેવી કોપે છે?"

" પણ પાણીનો એ અંત નથી?" મેનાએ પૂછ્યું. " આવી રીતે નાનાં ટીપાં નાશ નથી પામતાં?"

" ના, બ્હેન, કદી નાશ પામતાં નથી જૂદી જૂદી રીતે તને તાજી થવામાં મદદ કરી તેઓ હવામાં ઉડી જાય છે અને ત્યાંથી બીજાઓની સાથે નદીનાળામાં પડે છે અને આખરે પાછાં પોતાને ઘેર સમુદ્રમાં જાય છે."

" બા, કેવુ અજાયબ જેવુ! આવી સુદર વાત મ્હેં સાભળીજ નથી. હવેથી એ ટીપાં મ્હને બહુ વ્હાલાં લાગશે."

" વારૂ, બ્હેન, પણ જેણે એમને આવાં અજાયબ જેવાં બનાવ્યાં છે તે પ્રભુ ના વીસરતી. દરેકને સુખી કરવા, ઉગતા છોડને અને ગાતા પખીને મદદ કરવા, જંગલમાં ફરતા રાની પશુની તેમજ પોતાની માને વળગતી નાની છોકરીની તબીયત ખુશ કરવા પાણીનાં ટીપાં સ્વર્ગમાં વિરાજતો આપણાં સર્વનો પિતા મોકલે છે. બ્હેન મેના, પ્રભુની આટલી બધી કૃપા અજાયબ જેવી નથી? એના પર આપણું હેત કેટલું બધુ ઢળે છે?"

મેનાએ પોતાની માના ખોળામાં વ્હાલથી માથું મૂકયું અને બોલી.

" બા, એનાપર મ્હારી ઘણીજ પ્રીતિ થાય છે. તે બહુ કૃપાળુ છે"*

–R.

---

## બાલકાવ્યો.

### કોયલ.

ચોપાઇ.

કોયલડી! તું ક્યહાં સંતાય?
મીઠાં ગીતડાં ગાતી જાય.
શોક થકી તુ દીસે દૂર,
નિત્ય રમે હર્ષતણે પૂર.

મીઠો સ્વર તુજ અનુપમ દીસે,
હું નવ જાણુ તું ક્યહાં વસે
ક્યહાંથી શીખી અદ્ભુત ગાન?
ખરે સ્વર્ગ છે હેતું સ્થાન.

કુહૂ કુહૂ કરી વારંવાર,
અમી વરસતો તુજ ઉચ્ચાર,
શિખવે મુજને ગાન રસાળ,
આપુ આંબામોરની માળ

નરસિંહરાવ ભોળાનાથ.

---

* Friendly Greetings માં આવેલા G. Scott James ના લેખ પરથી.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમા કહીએ તો,–"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે," સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમા ડૂબતાં બાન્ધુના આત્મા–હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમા ઉદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસમયી કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. " સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે "

---

વર્ષ ૯ મું. ] ઇ. સ. ૧૯૧૨, ઑગસ્ટ:-શ્રાવણ, વિ. સં. ૧૯૬૮. [ અંક ૧૨ મો.

---

## ઉદય ગુંજન.

વ્હાલાંની વદાય

હે પ્રેમસ્વરૂપ પ્રભુ ! અમોને બધી વસ્તુઓનો આપનાર તું છે. વડીલો, બન્ધુઓ, મિત્રો, તેમજ સર્વ સગાંસંબંધીઓ વગેરે ત્હારી કૃપાથીજ અમને પ્રાપ્ત થાય છે, અને ત્હારીજ ઈચ્છા પ્રમાણે તેઓ અમને આ લોકમાં છોડીને પોતે પરલોકમાં ચાલ્યાં જાય છે. ત્હારી ઈચ્છા શુભ છે, ત્હારો હેતુ મંગલમય છે ! ' અમારાં પ્રાણપ્રિય' થોડા દિવસ પહેલાં અમોને છોડીને ત્હારી પાસે આવ્યાં છે. તેના મરણના દુઃખથી અમારૂં અંતઃકરણ અત્યંત વિહ્વળ થાય છે, પરંતુ આ લોકનાં અનિવાર્ય દુઃખ, ક્લેશ, અને મોહમાંથી છૂટી હવે તે ત્હારા સમાગમના સુખનો અનુભવ લેછે એવી અમારી જે દૃઢ શ્રદ્ધા છે, તેને લીધે અમારૂં સમાધાન થાય છે. હે પ્રભુ ! તેના આત્માને સદાકાળ ત્હારા ચરણમાં આશ્રય આપ. આનંદ ભરેલાં સુખથી તેના તરફ તું જો; અને ત્હારૂં પ્રેમામૃત તેને સદાકાળ પા.

—શ્રીયુત કેશવચન્દ્ર સેનકૃત નવસંહિતા.

( વિવિધ ગ્રન્થમાળા ભાષાન્તર કરનાર, ગ. ગો. બર્વે. )

## સ્વજન વિયોગના દુઃખથી આખું જગત્ દુઃખી છે !

—સિદ્ધાર્થયોગી નદી આગળ આવી પહોચ્યા. અહિં એક સુન્દર યુવતી આંખોમાંથી ચોધારાં આંસુ વહેવડાવતી અને માથાના છૂટા કેશને ટુપી કહાડતી આવી અને નમસ્કાર કરી સિદ્ધાર્થયોગીને કહેવા લાગી: " હે પ્રભો ! કાલે મને તપોવનમાં મળ્યા હતા અને મારાપર દયા બતાવી હતી, એજ આપ છો. હું થોડે છેડે એક ઝુંપડામાં એકલી પડી રહેતી હતી અને મારા એકના એક બાળકને ઉછેરતી હતી. તે છોકરો પાસે ઉગેલા ફુલના છોડવાઓમાં રમતો હતો, તેવામાં ત્યા એક સર્પ નીકળ્યો અને તે છોકરાને કાંડે લપેટાઇ ગયો. તે છોકરો તો હસતો હતો, અને તેણે રમતમાં તે સર્પનું મ્હોં પહોળું કર્યું અને પોતાનો હાથ તે મુખમાં નાખ્યો. પણ અફસોસ ! ઝાઝો વખત થયો નહિં એટલામાં તો તે રમતો બંધ થઇ ગયો તે ફીકકો પડી ગયો, અને તેણે ધાવવાનું પણ બંધ કર્યું. મેં લોકોને તે બાળક બતાવ્યુ ત્યારે કોઈકે કહ્યુ. ' હેને ઝેર ચ્હડયું છે. ' એક જણે કહ્યુ. 'તે મરી જશે' પણ અરે ! મારો તે પુત્ર મરે અથવા મારાથી જૂદો પડે એ વિચાર મને અસહ્ય લાગ્યો. આ બાળકની આંખમાં ફરીથી પ્રકાશ આવે, અને તે મને મા કહીને બોલાવે, એવી દવા વાસ્તે હું જ્યાં ત્યાં ફરવા લાગી, પણ કોઇએ મને તે દવા ન આપી. છેવટે એક સખસે મને એવી સલાહ આપી કે, ' પેલી ટેકરી ઉપર એક પવિત્ર મહાપુરૂષ વસે છે, તે કાષાય વસ્ત્ર પહેરે છે તેમને જઇને પૂછ, અને જો તેમની પાસે કાંઇ દવા હશે તો જરૂર તારા છોકરાનું દુઃખ દૂર કરવા તે આપશે. ' તે ઉપરથી હું ધ્રુજતી ધ્રુજતી આપની પાસે આવી, રડી; મારા બાળક ઉપરથી વસ્ત્ર ખેંચી લેઇને આપને તે બતાવ્યુંઃ અને આ બાળકમાં જીવન આવે તેને વાસ્તે આપની પાસે દવા માગી. હે પ્રભો ! આપે બીજાઓની માફક મને ધિક્કારી ક્હાડી નહિં, પણ દયાભરી આંખોથી તે બાળક તરફ જોયું અને કોમળ હાથથી તેનું શરીર તપાસ્યું અને પછી તે બાળકપર વસ્ત્ર ઢાંકવાની મને આજ્ઞા આપી અને કહ્યુ કે, ' બ્હેન ! એક ઉપાય છે. જો તુ, હું જે દવા કહું છું તે લાવી આપીશ તો આ દરદ મટશે. વૈદ્ય પાસે દવા કરાવવી હોય તો વૈદ જે કહે તે પદાર્થ લાવી આપવા જોઇએ. માટે હું તને કહું છું કે, એક તોલો સરસવના દાણા મને લાવી આપ,–પણ આટલું યાદ રાખજે કે **જે ઘરમાં બાપ, મા, બાળક અથવા નોકર વગેરે કોઈપણ ન મરી ગયું હોય એવા ઘરમાંથી તે લાવજે.** ' હે પ્રભો ! આ રીતે આપે મને કહ્યુ હતું."

સિદ્ધાર્થ શ્રમણે દયા લાવીને કહ્યુ. ' પ્રિય કિશોગૌતમી ! હા. મેં એમજ કહ્યું હતું. પણ શું તને તે દાણા મળ્યા ? "

" હે દેવ ! મારા ખભે બાળક રાખીને હુ અહિં જગલમાં તેમજ શહેરમાં ઝુંપડે ઝુંપડે અને ઘેરેઘેર ફરી, અને દરેક જગાએ જઇને હુ પૂછી વળી કે ' મારા આ બાળકને સારૂ દવામાં એક તોલો સરસવના દાણા જોઇએ છીએ તે મહેરબાની કરીને આપો, ' અને જેમની પાસે તે હતા, તે સર્વેએ મ્હને તે આપ્યા; કારણ કે ગરીબ લોકો, ગરીબ લોકો તરફ, બહુ દયાળુ હોય છે. પણ જ્યારે હું પૂછતી કે ' અહિં તમારા ઘરમાં કોઈ મરી ગયું છે ' ? પિતા કે માતા, સ્ત્રી કે બાળક કે નોકર, કોઇ મરી ગયું છે ? ' ત્યારે

તેઓ કહેતા કે ' બ્હેન ! આ શું પૂછે છે ? "જીવતાની સંખ્યા બહુ થોડી છે, **પણ મરેલાની સંખ્યાનો પાર નથી.** ' આ શબ્દો સાંભળી હું તેમનો ઉપકાર માની તે દાણા પાછા આપતી અને બીજે ઘેર જતી, અને ઉપર પ્રમાણેજ માગણી કરતી ત્યારે જવાબ મળતા કે,

' દાણા આ રહ્યા, પણ અમારો નોકર મરી ગયો છે '

' દાણા આ રહ્યા, પણ અમારો ભવો દાદો મરી ગયો છે '

' દાણા આ રહ્યા, પણ તેનો વાવનાર તે ઉગે તે પહેલાં તો ચાલ્યો ગયો છે '

" હે પ્રભો ! હું ઘેરઘેર ભટકી, પણ કોઇપણ એવું ઘર ન મળ્યું કે જ્યાં કોઇને કોઇ મરી ગયું ન હોય આ ઉપરથી જે મારૂં બાળક ધાવતું ન હતું તેમ હસતું પણ ન હતું, તે બાળકને ઝરા આગળ દ્રાક્ષના વેલાઓમાં મૂકીને આપને શોધવા આવતી હતી, એવામાં આપ માર્ગમાંજ મળ્યા બધા લોકો કહે છે કે ' તારૂં બાળક મરી ગયું છે, ' અને મને પણ ખાત્રી થાય છે કે તે મરી ગયું હોવું જોઇએ પણ જો તે મરી ગયું ન હોય, તો મને એવું ઘર તમે બતાવો કે જ્યાં મરણ ન થયું હોય અને સરસવના દાણા મળી શકે "

શ્રમણ સિદ્ધાર્થે ઉપદેશ આપવાનો આ યોગ્ય વખત છે, એમ વિચારીને બોલ ચલાવ્યો " વ્હાલી બ્હેન ! તેં શોધ કરીને, બીજાઓ જે નથી શોધી શકતા તે શોધી કહાડયું છે મારે તને જે કડવો પ્યાલો પાવાનો હતો, તે તેં જાતેજ શોધી કહાડ્યો છે જે બાળકને તું ચાહે છે, તે ગઇ કાલેજ મરણ પામેલું હતું **આજે તને ખબર પડી કે તારા જેવાજ દુઃખથી આખું જગત્ દુખી છે.** જે દુખને ભોગવનાર ઘણા હોય તે દુખ નો ડખ ઓછો થાય છે **જો તારાં આંસુ રોકી શકાતાં હોય તો મારૂં લોહી રેડવાને પણ હું તૈયાર છું.** પણ બ્હેન ! તે સત્ય હજુ મને જડયું નથી તેની હું શોધમાં છું જા તારા બાળકને અગ્નિદાહ દે '

**મ. ન. દોસી કૃત, ' શ્રીબુદ્ધચરિત ' ( ચરિત્રમાળા. )**

---

## જીવન મરણ અને પ્રેમ.

" જીવવું મરવું તો કોઇના હાથમાં નથી પ્રેમ એટલો બધો ગાઢ થવા દઇ પ્રભુ આપણને જૂદાં પાડે ખરો ? અને કદિ તેમ થાય તોપણ શું ?—આપણો અરસપરસનો સબન્ધ આટલા ટુંકા, ક્ષણિક જીવન માટે હોત તો તે પ્રેમરૂપી પોતાની દિવ્ય પ્રભા આપણા હૃદયોમાં શું કરવા પ્રેરત ?—ત્હને ખબર નથી કે ' પ્રભુ જે કરે છે તે આપણા સારા માટે '?—આપણા આત્માઓની ઉન્નતિનો, અનન્તકાળ પર્યન્ત સમ્મીલનનો એજ માર્ગ હશે

" પોતાની પ્રણયમૂર્ત્તિની ઉન્નતિ એજ પ્રેમી હૃદયનો ખરો ધર્મ છે —પછી સનાતનપ્રેમસાગરમાં જન્મ શું, મૃત્યુ શું ? . મ્હારે આ જીવનને બચાવવું નથી, મ્હારે ત્હેના આત્માનો ઉચ્ચ માર્ગ બંધ કરવો નથી મ્હારે મહાન પ્રભુની ઇચ્છાના પ્રવાહની આડે આવવું નથી, પણ એનું જીવન વધારે વધારે પ્રીતિમય—શક્તિમય થઇ રહો અને અન્તે જગદ્બાના તેજોમય સ્વરૂપેજ એનો આત્મા પર જીવન પ્રાપ્ત કરો ' !

—યોગિની અથવા સરસ્વતીના જીવન સુવાસ

# काव्यकुंज.

## ઇશ્વર સ્તવન.

ઘન ઘોર પડી ગઇ રાત હવે ! નહિ સુઝતું થઇ ગઇ ઝાંખ બધે !
ગભરાઉં ઘણો દીલગીરી ભર્યો, રડતો રડતો અથડાઇ પડયો !
પ્રભુ આંખ દીયો; અંધકાર રમું ! પ્રભુ પાંખ દીયો; પરમારગ છું !
દીલગીર થયો હૃદયું ધડકે ! જઉં હાય ! કીયાં ! મનડું છટકે !
છઉં બાળક ! તારક તુંજ હવે, પ્રભુ ! સર્વ દિશા ઘનઘોર બને !
ચિન્તા ચટકે મનડું બળતું; તુજ પંથ વિષે દિલડું ભળતું.
પણ હાય, પ્રભુ ! વિકરાળ રણે; ઘનઘોર પડી ગઇ રાત હવે !
પ્રભુ ! બાળક છું; જગનાયક તું ! તુજને ઘટતું નહિ ક્રુર થવું.
તુજ બાળક છું ! તું જ પાળ પિતા ! અસુરોથી બચાવ કૃપાલ ! સદા.
કરી વ્હાર, પિતા પ્રભુ ! શાન્તિ ભરો; રડતું હૃદયું કરતું મજરો ! ! !

વાસણા કેળીઆ

कासार.

---

## પુનીત પ્રયાણ.

પ્રિય જન બધાં પ્રાતઃકાલે પ્રવાસ પ્રતિ વળ્યાં,
સમય મધુરો શાન્તિ આવાહતો ગિરિમાર્ગમાં !
જનઉર તણી છુપી થાતી સચેતન ભાવના,
રસિક હૃદયે ઉંધ્યા ભાવો પ્રદીપન પામતા !

હૃદય ત્યજીને નિદ્રા પામે ફરી નવચેતના,
ગહન રચના જોઈ હૈયુ રહે ઉછળી જ આ !
અસ્ખલિત કલા દેખી હૈયું ધરેજ કૃતાર્થતા,
ઉર બલ નથી ગાવા લીલા તથાપિ અવર્ણ્ય આ

ત્વરિત ગતિથી વાધે સર્વે પુનીત પ્રયાણમાં,
ઉરરસિકતા માર્ગે દેખે બધે કવિતા પ્રભા !
મનહર જ આ માર્ગે હૈયું હરાય પ્રતિક્ષણે,
સ્થલ સ્થલ વિષે અદ્રિશૃંગો વિરાજીત જ્યાં દિસે !

વિભુકરથી આ બાંધ્યા માર્ગો પુનીત પ્રયાણના,
મનુજ મથતાં મિથ્યા ત્યાં કૈં થવા જ સુધારણા !
ક્ષતિ રસની ત્યાં થાતી, થાતી ન કાંઇ વિશેષતા !
રૂચિકર જ આ પ્હાડી રસ્તો પુનીત પ્રયાણમાં !

પ્રિય જન બધાં આવી પ્હોંચ્યા પ્રસિદ્ધ મુકામમાં,
દરશન કીધાં પ્રેમે જ્યાં છે વસી જ પુનીતતા !
કુદરત પ્રતિ પ્રેમે આવે રહ્યું ઉર ઉછળી,
ફરી પડતું કૈં ઉલ્લાસે ને પ્રજલ્પતું કૈં વળી !

કુંજ.

---

## કુસુમસંચય.

(આવી રૂડી આંબલીયાની ડાળ મૂકીને કાયલ ક્યાં ગયાં રે—એ ચાલ.)
ફુલડાં મધુરાં વેરાયાં, વીણી લ્યો સાહેલીઓ રે !
સુગન્ધ પસારી જગતમાં, પ્રભુએ કૃપા કરી રે;
તદપિ જ્યાં કંટક દેખો, ત્વરિત છેદી નાંખજો રે !
મધુરાં મધુરાં રહ્યાં જે, અહો થાળ ભરી રે !!

(સાખી) ગુલાબ, કેતકી, માલતી, જાઇ, જાઇ, સહુ રહોય,
ચંબેલી, ચંપા અને કુસુમો વિધવિધ હોય;
વીણી લ્યો સાહેલીઓ રે !

(સાખી) સુગન્ધ રંગ ભર્યાં કંઇ, રંગિત છે કંઇ માત્ર,
પરિમલ ગુણ છે એક જ્યાં, રંગ રહિત છે ગાત્ર;
વીણી લ્યો સાહેલીઓ રે !

(સાખી) શ્વેત શીલ શુદ્ધિ ગણો, પીત નમ્ર લેખાય,
ગુલાબી સુચવે સ્નેહ ને, રક્ત શૌર્ય ગણાય;
વીણી લ્યો સાહેલીઓ રે !

(સાખી) રંગ સુચવે ગુણને, સુગંધ સુચવે જ્ઞાન,
સુગંધ રંગ ભર્યાં અહીં, ભરજો સહુ ફુલદાન;
વીણી લ્યો સાહેલીઓ રે !

(સાખી) મંદસ્મિત કરતાં સહુ, પુષ્પ રહ્યાં ચોપાસ,
કુસુમ પાત્ર ભરી લ્યો તમે, હૃદય કરશે હાસ;
વીણી લ્યો સાહેલીઓ રે !

(સાખી) જ્ઞાન ગુણ કુસુમો સમા, અહીંને દિનરાત,
હૃદયથાળ ભરજો તમે, સુખીયાં થાવા કાજ;
વીણી લ્યો સાહેલીઓ રે !

—કુસુમ સ્નેહી.

## ગોપ ગુંથવા વખતે ગાવાની ગરબી.

( ફુલડા કટોરી...નો રાગ )

દિલમાં આનંદ તણી રેલ છલકી રહી રે બ્હેન,
સંગતમાં ગમ્મત શું મચી રે બ્હેન. દિલમાં.
દિલડાંના દોર આજ ગુંથીએ રે બ્હેન,
મનડાંના મોંઘા ખેલ ભણવા મડી રે બ્હેન. સંગતમાં.
સદ્ગુણો સુદઢ હાથમાં ધરી રે બ્હેન,
જીવનમાં રાખીએ જડેલ જીંદગી લગી રે બ્હેન. સંગતમાં.
દોરે દોરે રંગ દોયલા રે બ્હેન,
સદ્‌ગુણે સુવાસ છક છેલ ભભકી રહી રે બ્હેન સંગતમાં
એક ગુણમાં અનેક ગુંથીએ રે બ્હેન,
શીલમાં અનેક ગુણમેળ રચના રચી રે બ્હેન. સંગતમાં.
જ્ઞાન વીણ ગુણ શોભતા નથી રે બ્હેન,
ઝાડવીણ ચીમળી વેલ ધરણી લચી રે બ્હેન. સંગતમાં.
દેવી વિદ્યાનું વ્હાલ વ્હોર શું રે બ્હેન,
ટાળશું અજ્ઞાનના મેલ મનથી મચી રે બ્હેન. સંગતમાં.
દુર્ગુણ તમામ દૂર તો થશે રે બ્હેન,
જેમ દોર દોરનો ઉકેલ એકની પછી રે બ્હેન. સંગતમાં

ભાવનગર —રસિક.

## આત્મ કલ્યાણ.

(ભુજંગી)—ખરા આત્મકલ્યાણને જો ન જાણ્યું,થયુ શું બહુ પેર તે સુખ માણ્યું;
અમૂલો તને માનવી દેહ આવ્યો, ભજે ના પ્રભુ તો વૃથા એ ગુમાવ્યો.
કરે સ્નાન કે દાન ને સેવના એ, વળી ભેખ લે કે વિભૂતી લગાવે;
જપે જાપ માળા લઇ તીર્થ જાએ, વિના જ્ઞાન એ ભસ્મમાં હોમ થાએ.
ભણી શાસ્ત્ર તેં વાણીને શુદ્ધ કીધી, વળી રાગ ને રાગણી ઠીક સીખી;
વૃથા પુસ્તકોનો મહા ભાર તાણ્યો, ખરા જ્ઞાનનો સાર જો તેં ન જાણ્યો.
બધું જાણતાં એ નથી કાંઇ જાણ્યું, ન જો આત્મતત્ત્વે જરીએ પીછાણ્યું;
અભાગી ખરા, સુખ ક્યાં ? જો તું જાગી, રૂડા જ્ઞાનના પાનથી થા સુભાગી.
દઇ ભાષણો માન પામ્યો નરોમાં, થયો જાણીતો લેખથી સાક્ષરોમાં;
ભલે એ કર્યું; તત્ત્વ જાણ્યું જરી ના, મળે ક્યાંથી તો સુખ ? બેની સકીના !

કચ્છ—મુંદરા બહેન સકીનાબાઈ અબદલાભાઈ.

# ગૃહધર્મ.

## સત્સંગ.

( લેખક—ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. બી. એ. )

એક પુરાણમાં એવી કથા છે કે એક પ્રસંગે એક તપસ્વી અને એક સત્સંગી પુરૂષ વચ્ચે હરીફાઈ જામી. પહેલાએ તપના પુણ્યને શ્રેષ્ઠ ગણ્યું, ત્યારે બીજાએ સત્સંગના ફલને ઉત્તમ માન્યું. આમ મતભેદ થતાં બન્ને શેષનાગ પાસે ન્યાય અર્થે ગયા. છેવટે એવો નિર્ણય આપવામાં આવ્યો કે હજારો વર્ષના તપ કરતાં સત્સંગનું ફલ ઘણુંજ વધારે છે. આ ઉપરાંત બીજા ઘણા પ્રાચીન ગ્રંથોમાં ઘણે ઘણે સ્થલે જુદી જુદી રીતે સત્સંગનું માહાત્મ્ય સમજાવવામાં આવ્યું છે. શાસ્ત્રીઓ, પુરાણીઓ, સંન્યાસીઓ વિગેરે આપણા ધર્મગુરૂઓ હજારો વર્ષથી આપણા જનસમાજને આ પ્રકારનો ઉપદેશ આપ્યાં કરે છે. પરિણામે લગભગ દરેક હિન્દુના કાનમાં " સત્સંગ"—એ શબ્દ બાલપણથીજ વારંવાર પડવાથી ત્હેને તે ઘણોજ પરિચિત હોય છે, અને ત્હેનું માહાત્મ્ય સૂચવતી કથાઓ અને ભજનો ઘણીવાર સાંભળવાથી સત્સંગ કરવાના ધર્મની તેને જાણ હોય છે. પરન્તુ આ ઉપરથી જેઓ એમ માને છે કે ત્હેને વિષે કંઈ પણ વધારે વિવેચન કરવાની જરૂર નથી તેઓ મ્હોટી ભૂલ કરે છે. આ વિષય એટલો બધો ઉપયોગી છે અને તે સબંધી ખરા આચરણમાં સ્ત્રીઓ તથા પુરૂષોનો મ્હોટો સમૂહ એટલો બેદરકાર અને નિરૂત્સાહ હોય છે કે તે વિષે જેટલું કહેવામાં અને સમજાવવામાં આવે તેટલુ ઓછુંજ છે. બીજા સદ્ગુણો આચરવાના ધર્મની માફક સત્સંગ કરવાનો ધર્મ ઘણી ઘણી દલીલોથી તથા જુદાં જુદાં આકર્ષક ઉદાહરણોથી લોકોને સચોટ રીતે સમજાવવાની જરૂર છે. વળી, જમાનો બદલાવાથી જુના ઉત્તમ સિદ્ધાન્તોને આચારમાં ઉતારવાનાં નવાં સાધનો પ્રાપ્ત થાય છે અને કેટલાંક જુનાં સાધનો પ્રાપ્ત થતાં નથી અથવા ઇષ્ટ લાભ આપી શકતાં નથી. આપણા દેશમાં ઈંગ્રેજી રાજ્ય આવ્યાથી નવો જમાનો આવ્યો છે. એક બાજુથી નવા સંસ્કારો આપણા ઉપર પડે છે અને બીજી પાસથી વ્યવહારની સ્થિતિમાં પણ ઘણોજ મ્હોટો ભેદ થયો છે. આથી બીજી મહાન ભાવનાઓની માફક સત્સંગની ભાવનાને પણ નવી રીતે ચર્ચવાની તથા લોકોના હૃદયમાં ઉતારવાની ઘણી જરૂર છે. આ દિશામાં કંઈક પ્રયત્ન કરવાના હેતુથી આ લઘુ લેખ લખવામાં આવ્યો છે. " સુન્દરી સુબોધ " માસિકમાં આ લેખ પ્રકટ થતો હોવાથી કહેવાની ખાસ જરૂર નથી કે સ્ત્રીઓનાજ દષ્ટિબિન્દુથી આ નિબંધ લખવામાં આવ્યો છે.

સત્સંગથી થતા લાભ વિષે કંઇ કહેતા પહેલાં સત્સંગ એ શબ્દ જે અર્થમાં હું સમજું છું તે શરૂઆતમાંજ સ્પષ્ટ કરવો જોઈએ. "સત્સંગ" એ શબ્દ બે સંસ્કૃત શબ્દોનો બનેલો છે. સત્ અને સંગ, સત્ એટલે વિદ્વાન અને સદ્ગુણી મનુષ્ય, પછી તે સ્ત્રી હોય કે પુરૂષ, અને સંગ એટલે સબંધ આ ઉપરથી, કોઇ વિદ્વાન અને સદ્ગુણી મનુષ્યનો સબંધ એ સત્સંગનો અર્થ થાય છે કોઇ વિદ્યાર્થી રાત્રિદિવસ પોતાના ગુરૂની સેવા કરે અને શાસ્ત્રાદિ ગ્રંથો ત્હેની પાસેથી શીખે તો તે સત્સંગ કરે છે એમ કહેવું છે. જે મનુષ્યો શાસ્ત્રીઓ

અથવા પુરાણીઓની કથા સાંભળવા જાય તેઓ પણ સત્સંગ કરે છે. જે અવધૂત બાવાઓનાં અથવા સંન્યાસીઓનાં દર્શન કરવા તથા તેમનો ઉપદેશ સાંભળવા જાય તે પણ સત્સંગજ કરે છે. વળી જેઓ ભજન કીર્તનનું શ્રવણ કરે અથવા હરદાસની આનંદ સાથે ધાર્મિક બોધ આપે એવી કથાઓ સાંભળે તેઓ પણ સત્સંગીજ ગણાય છે. આટલા દાખલાઓ ઉપરથી જણાય છે કે કોઇ પણ પ્રકારના ધર્મગુરૂના ધાર્મિક ઉપદેશોનું શ્રવણ કરવું, ત્હેમની પાસે ધર્મના પ્રશ્નો ઉપર વાતચીત કરવી, એ અર્થમાં પણ સત્સંગ શબ્દ વપરાય છે. સામાન્ય રીતે આપણા આધુનિક ધર્મગુરૂઓ તથા શ્રદ્ધાળુ લોકો સત્સંગનો આટલોજ અર્થ કરે છે. મ્હને આ અર્થ ઘણો સાંકડો લાગે છે; ને વખતે સર્વ પ્રકારની ઉચ્ચ વિદ્યા તથા સર્વ ઉચ્ચ આચરણો ધાર્મિક ગણાતાં તે વખતે આ અર્થમાં "સત્સંગ" શબ્દ વપરાય તે યોગ્ય હશે. પરન્તુ હવે એ વિચાર બદલાય છે. "ધર્મ" શબ્દનો ઉપયોગ ઇશ્વર સંબંધી વિદ્યા તથા આચરણના અર્થમાં વપરાય છે, માટે "સત્સંગ" શબ્દ હવે આપણે ઉપર વર્ણવેલા મૂળ વિશાળ અર્થમાં સમજવો જોઇએ. કોઇ વિદ્વાન વક્તાનું સામાજીક કે નૈતિક વિષય ઉપરનું ઉચ્ચ ભાવનાઓથી ભરપૂર ભાષણ સાંભળવું એ પણ સત્સંગજ છે એમ આપણે માનવું જોઇએ. હાલ, ઘણાં શ્રદ્ધાળુ અને સદાચરણી સ્ત્રીપુરૂષો આવાં ભાષણ સાંભળવા નથી આવતાં અને જે વ્યાખ્યાનમાં ઇશ્વર વિષે કંઇ પણ કથા હોય તેજ સાંભળવામાં સત્સંગ સમજે છે. આ ખરેખર ઘણું શોચનીય છે. વાચક ભગિનીઓ ! આપણા પ્રાચીન ધર્મનું રક્ષણ કરવાનો ધર્મ આપણે શિર છે; પરંતુ એ શિવાય આપણે બીજાં ઘણાં કાર્યો કરવાનાં છે. આપણા લોકોની નીતિ સુધારવાને તથા ત્હેને યોગ્ય માર્ગે દોરવાને સ્થલે સ્થલે તે સંબંધી વિષયો ઉપર ભાષણો કરવાની, પુસ્તકો લખવાની તથા સંસ્થાઓ સ્થાપવાની જરૂર છે. બાળલગ્ન, વિધવાઓની સ્થિતિ, ગરીબોની સ્થિતિ, ન્હાની ન્હાની જ્ઞાતિઓની મ્હોટી સંખ્યા, વગેરે મ્હોટા પ્રશ્નો આપણી સ્હામે ઉભા છે અને તે દરેકનું કઈ પણ અંશે નિરાકરણ કરવા માટે પણ ભાષણો તથા પુસ્તકોદ્વારા લોકમતની જાગ્રતિ કરવાની જરૂર છે. આપણા હુન્નરો તથા કેળવણીના પ્રશ્નોના સંબંધમાં પણ એજ વાત લાગુ પડે છે. દેશની સ્થિતિ જે વખતે આવી છે અને કમર કસી કામ કરનારા થોડા છે તે વખતે, આ ઘણા ઉપયોગી વિષયો ઉપર જે થોડાં સારાં ભાષણો કરવામાં આવે તે આપણા સારા માણસો પણ " ધાર્મિક વ્યાખ્યાન સાંભળવું એજ સત્સંગનો અર્થ છે"—એમ માની સાંભળવા નહિ આવે અને પરિણામે લોકમત જોઇએ તેટલે અંશે નહિ જાગ્રત થાય તો પછી આપણા દેશનો ઉદ્ધાર ક્યારે અને કેવી રીતે થશે ? આ વિષે કંઇક પણ વિચાર કરવા મ્હારી વાચકોને ખાસ વિનંતિ છે. વિચાર કરતાં જણાયા વિના ભાગ્યેજ રહેશે કે આપણા દેશના હિતની દૃષ્ટિથી તેમજ સત્યની ખાતર, કોઇ પણ પ્રકારના ઉપયોગી વિષય ઉપર—પછી તે ધાર્મિક હોય કે સામાજીક, નૈતિક હોય કે ઔદ્યોગિક–વિદ્વાનપુરૂષ કે સ્ત્રીનો ઉપદેશ મેળવવો એજ સત્સંગ છે. સારી વસ્તુ કોઇ પણ સ્થલેથી ગ્રહણ કરવી એ નિયમને માન આપી વિદ્વાન મનુષ્ય કોઇ પરધર્મી પણ હોય અને ત્હેનો ધર્મ શિવાય બીજા વિષય સંબંધી ઉપદેશ પ્રાપ્ત કરવો એ પણ સત્સંગજ છે એ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે. વધારામાં જણાવવાનું કે મહાપુરૂષોનો ઉપદેશ જેમ શ્રવણથી તેમ વાંચનથી પણ પ્રાપ્ત કરી શકાય; માટે સારાં પુસ્તકોનું વાંચન કરવું એ પણ સત્સંગનો એક પ્રકાર છે.

હવે આપણે સત્સંગથી થતા લાભ તરફ દૃષ્ટિ નાંખીએ પહેલો લાભ એ છે કે સત્સંગથી આપણું જ્ઞાન વધે છે અને મન પણ ખીલે છે. સારાં પુસ્તકોનું વાંચન જેમણે કર્યું હશે ત્હેમણે પોતે આ લાભનો અનુભવ કર્યો હશે. ઉંચા પ્રકારનં જીવનચરિત્રો વાંચવાથી જુદા જુદા મહાત્માઓએ સારા સંસ્કારો કેવી રીતે પ્રાપ્ત કરી પોતાની શક્તિઓ ખીલવી તથા દેશની અથવા જગતની ઉંચી સેવા બજાવી અને આ ઉપરાંત ત્હેમણે લોકો, પોતાના મિત્રો તથા કુટુમ્બીજનો તરફ કેવું વર્તન ચલાવ્યું હતું,—એ બધું જ્ઞાન આપણને મળે છે. ઘણા ઉપયોગી વિષયો ઉપર લખાએલા પરંતુ પોતાને સમજાયું પડે એવા સારા નિબંધો વાંચવાથી પોતાનું તથા બીજાનું હિત સાધવા માટે જરૂરનું ઘણું જ્ઞાન મળી શકે છે. ઘણી દીલગીરીની વાત છે કે આપણા ગુર્જર સાહિત્યમાં બીજા દેશોનાં પ્રમાણમાં સરલ તથા ઉપયોગી પુસ્તકો ઘણાં થોડાં છે. પરન્તુ જે સારાં પુસ્તકો છે તે પણ સંખ્યાબંધ ક્યાં વંચાય છે ? ઈંગ્લાંડમાં ઘણાં સારાં પુસ્તકોની હજારો અને લાખો પ્રતો થોડાં વર્ષમાં ખપી જાય છે. આ ઉપરથી વિચારો કે ત્યાં કેટલા બધા લોકો આ પુસ્તકો વાંચતા હશે અને ત્હેમના મન ઉપર કેટલી બધી અસર થતી હશે ! એમ કહેવામાં કંઇ પણ અતિશયોક્તિ નથી કે આ પણ તે દેશની ઉન્નતિનું એક મ્હોટું કારણ છે. બ્હેનો ! ત્હમારે ત્હમારાં શરીર સુધારવાં હોય, ત્હમારા વિચારો વધારે સુન્દર કરવા હોય, ત્હમારી નીતિ શ્રેષ્ઠ બનાવવી હોય કે બીજાનું ભલું કરવું હોય તો એ વિવિધ વિષયોમાં માર્ગ દર્શાવનાર સારાં પુસ્તકો વાંચો. પરન્તુ એ તો નિર્વિવાદ છે કે સારાં પુસ્તકોના વાંચન કરતાં પણ મહાત્માઓનો પ્રત્યક્ષ સમાગમ ઘણો વધારે ફ્ળદાયી નીવડે છે. ત્હેમણે ઘણાં ઉત્તમ પુસ્તકો વાંચ્યાં હોય છે, મનુષ્યજીવનનું તથા મનુષ્યસ્વભાવનું દીર્ઘ નિરીક્ષણ કર્યું હોય છે અને ત્હેમણે તે વિષે ઉંડુ મનન પણ કર્યું હોય છે. આથી તેઓ પુસ્તકોના વાંચન સંબંધમાં ઘણી ઉપયોગી સૂચનાઓ આપી શકે એટલુંજ નહિ પરન્તુ તેઓ પોતાના વાંચન, અનુભવ તથા વિચારનો અમૂલ્ય સાર આપણને સંક્ષેપમાં આપી શકે છે. આ ઉપરાંત આપણા મનમાં જે શંકાઓ થતી હોય તે તેઓ દૂર કરે છે, અને આપણી સ્થિતિ સમજી આપણી ઉન્નતિનાં પગલાનું સૂચન તેઓ કરે છે. આમ જુદા જુદા પ્રકારનું જ્ઞાન મળવાથી મન કંઈક વિશાળ થાય છે, અને આપણે જાણીએ છીએ તેટલુંજ ખરૂં છે અથવા ઉપયોગી છે એવો ભ્રમ દૂર થાય છે. જે જ્ઞાન આપણે વાંચન અથવા શ્રવણથી પ્રાપ્ત કરીએ તે યથાર્થ રીતે સમજવા માટે આપણે પોતે થોડો થોડો પણ વિચાર કરવો પડે છે; અને શરીરની માફક મનની શક્તિઓ પણ વધારે વધારે કસાવાથી ખીલતી હોવાથી, જ્ઞાન પ્રાપ્ત કરવાથી મન થોડે ઘણે અંશે ખીલે છે. આથી વધારે ઉંચા પ્રકારનું જ્ઞાન મેળવવામાં સરલતા લાગે છે, એટલુંજ નહિ પણ વ્યવહારની જુદી જુદી બાબતોમાં, આસપાસની સર્વ સ્થિતિનો ઉંડો વિચાર કરી કામ કરવાની શક્તિ આવે છે.

સત્સંગનો બીજો લાભ એ છે કે તેથી હૃદય પવિત્ર અને ઉચ્ચ થાય છે અને નીતિ શુદ્ધ થાય છે. મનુષ્યમાત્ર સંસારમાં જુદે જુદે પ્રસંગે જુદી જુદી લાગણીઓ અનુભવે છે. કેટલીક લાગણીઓ ઘણી ઉંચી હોય છે, કોઇ મધ્યમ પ્રકારની હોય છે અને કોઇક નીચા પ્રકારની પણ હોય છે એ સર્વ કોઇ જાણે છે. આ સર્વ લાગણીઓના નિવાસસ્થાનને હૃદય કહેવામાં આવે છે. દુઃખી અથવા કંગાલ સ્થિતિ ભોગવતા મનુષ્યોને જોઇને

ઘણા મનુષ્યો દયાની લાગણી અનુભવે છે. કોઇ શ્રદ્ધાળુ ભક્તજનને અથવા સદાચરણી મનુષ્યને વ્યવહારની અનેક મુશ્કેલીઓ તરી જઇ સુખી થતો જોઈ ઘણા સંસ્કારી જનોનાં અંતઃકરણ આનંદની રેલ અનુભવે છે. વળી, પોતાનાં પ્રિય કુટુમ્બીજનો સાથે સંબંધમાં જુદે જુદે પ્રસંગે શુદ્ધ પ્રેમ તથા આનંદની અવનવી લાગણીઓ તો ઘણા લોકો દરરોજ અનુભવતાજ હશે. આ ઉપરથી જણાય છે કે અમુક સ્થિતિ કોઇ રીતે પ્રત્યક્ષ થતાં સામાન્ય જનો પણ ઉંચી લાગણીઓ અનુભવે છે તો પછી નવલકથામાં ઉંચાં પાત્રોનું ચિત્ર વાંચી, કાવ્ય નાટકમાં ઉત્તમ ભાવોનું આલેખન વાંચી અથવા કોઇ રસમય અને ઉંચી ભાવનાઓથી ભરપૂર નિબંધો વાંચી, તેમજ કોઇ ઉન્નત જીવન ગાળનાર મહાત્માના સાક્ષાત્ સમાગમથી, આપણાણા સારા સંસ્કારો જાગૃત થાય અને ઘડીભર પણ કંઇક ઉંચી ભૂમિકામાં વિહાર કરવા શક્તિમાન થઇએ એમાં શી નવાઇ ? જેમણે "સરસ્વતી ચંદ્ર" "કલાપીનો કેકારવ", "ઇન્દુકુમાર" વગેરે ઉંચાં પુસ્તકો વાંચ્યાં હશે, તેઓ કેવી ઉત્તમ લાગણીઓમાં તલ્લીન થઇ જાય છે તે તો તેઓ પણ શબ્દથી ભાગ્યેજ વર્ણવી શકશે એ પ્રમાણે રાનાડે, ગોવર્ધનરામ, ગોખલે, બૅનરજી, ઍનીબીસન્ટ વગેરે મહાત્માઓનાં ચિત્રદ્વારા અને ખાસ કરીને પ્રત્યક્ષમાં દર્શન થતાં હેમનું ઉદાત્ત જીવન આપણી દૃષ્ટિ સમીપ આવે છે. અને હેના વિચારથી ઘડીભર આપણું હૃદય હલમલી જાય છે. ટુંકામાં જણાવવાનું કે આ બન્ને પ્રકારના સત્સંગથી સારા સંસ્કારો અને લાગણીઓ પ્રબલ થાય છે અને તે સાથે કંઇક નીચી ભાવનાઓ તથા લાગણીઓનું બલ ઓછું થાય છે. અને નીતિનો ખરો પાયો હૃદયના સંસ્કારો હોવાથી હૃદય વધારે શુદ્ધ થતાં નીતિ પણ વધારે ઉંચી બને છે.

સત્સંગના બે મુખ્ય લાભ ઉપર વર્ણવવામા આવ્યા પરન્તુ એજ લાભોને અંગે બીજા કેટલાક લાભ સત્સગીને પ્રાપ્ત થાય છે. હૃદય વિશેષ શુદ્ધ થયાથી, બુદ્ધિ વધારે ખીલવાથી અને જ્ઞાન ઘણું વિશાળ થયાથી, સસારમા પ્રાપ્ત થતા જુદા જુદા ધર્મો યોગ્ય રીતે બજાવવાની શક્તિ અને વૃત્તિ વધે એ સ્વાભાવિક છે. દરેક મનુષ્યને પોતાના કુટુમ્બમાં પતિ વા પત્ની તરીકે, ભાઇ વા ભગિની તરીકે, માતા વા પિતા તરીકે ઘણી વિવિધ ફરજો અદા કરવાની હોય છે. કુટુમ્બકલહના પ્રસગોનુ અવલોકન કરનાર ઘણાને એમ લાગ્યા વિના ભાગ્યેજ રહ્યું હશે કે સસારના અનુભવ ઉપરાંત હૃદયની શુદ્ધિ અને બુદ્ધિની ઉંડી પહોંચથી સમાધાન સહેલાઇથી થઇ શકત. આ ઉપરાંત પોતાના જ્ઞાતિજનો, શહેરના વતનીઓ અને છેવટે દેશીઓ તથા મનુષ્યજાતિ તરફના ધર્મો દરેકને શિર છે.—અને જેમણે આવા મ્હોટા ધર્મો આચરી પોતાનુ જીવન સાર્થક કર્યું છે તેમજ પોતાનું નામ થોડે ઘણે અંશે અમર કર્યું છે હેમનું જીવન તપાસતાં આપણને શું જણાય છે ?—મ્હોટે ભાગે તો એજ જણાય છે કે હેમનું હૃદય ઉંચી ભાવનાઓથી હલમલી ગયુ હતુ અને તે ઉપરાંત પોતાના કર્તવ્યના પ્રદેશ વિષે હેમને ઉંડી માહીતિ હતી. વાંચનાર બ્હેનો ! આમ જો સત્સંગથી પોતાનાં બુદ્ધિ અને હૃદય ઉચ્ચ થતં હોય—અર્થાત્ આપણી પોતાની ઉન્નતિ થતી હોય અને બીજા તરફના આપણા ધર્મો પાળવામાં અનુકૂળતા મળતી હોય તો પછી સંસારમાં કરવાનું બીજું શું રહ્યું ? કંઇજ નહિ. ઇશ્વર પણ ઉચા પ્રકારના જીવનથી અને ધર્માચરણથીજ વધારેમાં વધારે પ્રસન્ન થાય છે. તો એમ સમજો કે સત્સંગ જીવન સફલ કરવાનું એક સમર્થ સાધન છે. વળી, આ લાભની ઝાંખી પણ થયાથી જે ઉંડો સંતોષ અને આનંદ થાય છે હેનું, તો

વર્ણન કરવું અશક્યજ છે. તો શું વધારામાં ઉમેરવાની જરૂર છે કે વ્યવહારનાં કાર્ય કર્યા પછી જે થોડો ઘણો સમય મળે તે કોઇ પણ પ્રકારના સત્સંગમાં ગાળવો એ સર્વેએ પોતાનો મ્હોટો ધર્મ સમજવો જોઇએ ?

હવે સત્સંગ કરવાના જુદા જુદા પ્રકારો વિષે કેટલીક સૂચનાઓ કરવામાં આવશે. વિદ્વાન અને સારા મનુષ્યોના ઉપદેશોનું શ્રવણ અથવા ત્હેમનો પ્રત્યક્ષ સમાગમ એ સત્સંગનો પ્રથમ પ્રકાર છે. આપણા લોકોમાં કથાની સંસ્થા છે અને કથા સાંભળવી એ ખરેખર સત્સંગજ છે. પરન્તુ આ સબંધમાં ધ્યાનમાં રાખવાની વાત એ છે કે કથા કહેનાર વિદ્વાન્ હોવો જોઇએ એટલુંજ નહિ પરંતુ ત્હેનું જીવન ઘણું પવિત્ર હોવું જોઇએ. હાલના વખતમાં કથા કહેનાર વર્ગનો મ્હોટો ભાગ સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન ધરાવતો નથી, અને સંસ્કૃત જાણતા હોય છે તો જે મહાન્ ગ્રંથો તેઓ લોકો આગળ વાંચે છે ત્હેના ઉન્નત ઉપદેશો યોગ્ય રીતે સમજતા નથી અથવા ત્હેમાં રસ તથા ઉત્સાહ લેતા નથી આમ હોવાથી, ત્હેમની કથાઓ એ શુષ્ક શબ્દોની ગુંથણી હોય ત્હેમાં શું આશ્ચર્ય ? કેટલાક કથા કહેનાર સારા પણ હોય છે. તો આ સંબંધમાં વિવેક રાખી, કોઇ ઉત્તમ શાસ્ત્રીની કથા સાંભળવાની તક મેળવવી. જો તેમ ન બની શકે અને સત્સંગનાં બીજાં કોઇ સારાં સાધન ન મળતાં હોય તો ત્હેમણે સામાન્ય કથાઓ સાંભળવી જોઇએ પરન્તુ જેમને એમાં રસ અથવા લાભ જણાતો ન હોય તેઓ સારાં પુસ્તકો વાંચી સત્સંગનો લાભ મેળવે તે પણ ઘણું ઇષ્ટ જ છે. ગુજરાતમાં હરદાસની કથાઓ, ભજનો તથા કીર્તનો ઘણાં થોડાં થાય છે; દક્ષિણમાં આ સંસ્થાઓનો પ્રચાર ઘણો છે. પરન્તુ જ્યારે તે પોતાના ગામમાં થતાં હોય ત્યારે તે સાંભળવાં જોઇએ. આ ઉપરાંત નવા પ્રકારનાં ભાષણો વિષે કંઇક કહેવાની જરૂર છે. અમદાવાદ, મુંબાઇ જેવાં કેટલાંક શહેરોમાં સ્ત્રીઓની સમાજો સ્થાપવામાં આવી છે અને ત્હેની સભાઓમાં પુરૂષોને આવવા દેવામાં આવતા નથી. તે સંસ્થાઓમાં વિદ્વાન્ પુરૂષો તેમજ સ્ત્રીઓ ભાષણો કરે છે, તે ભાષણો સાંભળવા જવામાં કોઇ સ્ત્રીને ભાગ્યેજ કંઈ હરકત હોઈ શકે. જે સ્ત્રીઓ વાંચી શકતી હોય અને ખાસ કરીને જે નહિ જેવું અથવા બિલકુલ ન વાંચી શકતી હોય ત્હેમને આવાં ભાષણો સાંભળવાથી ઘણો લાભ થવાનો સંભવ છે. આપણા દેશની હાલની સ્થિતિ વિષે, જુદે જુદે સ્થલે થતી હીલચાલો વિષે, દેશના મ્હોટા માણસો વિષે તથા દેશ તરફ અને ત્હેને અંગે સર્વ તરફની આપણી ફરજો વિષે ઘણું ઉપયોગી જ્ઞાન એ ભાષણોમાંથી મળી શકે. જે સ્થલે આવાં ભાષણો અપાય તે સ્થલેની સ્ત્રીઓએ આવાં ભાષણ સાંભળવા ચૂકવું જોઇએ નહિ

ઘણા વિદ્વાન નહિ પરંતુ પોતાના કરતાં ઘણું વધારે જાણનારા સારા મનુષ્યોનો સમાગમ એ સત્સંગનો બીજો પ્રકાર છે. આપણે જોઇ ગયા કે હાલ સ્ત્રીઓનાં મંડળો ઘણાં થોડાં સ્થલોમાં સ્થપાયાં છે અને બીજાં સ્થલોમાં કથાના શ્રવણ વિના બીજું સત્સંગનું સાધન મળતું નથી. જરા વિચાર કરતાં જણાશે કે સત્સંગના લાભ ઘણા વિદ્વાન મનુષ્યોના ઉપદેશો સાંભળ્યાથીજ મળી શકે એમ કંઈ નથી. હાલ ઘણા પુરૂષો ઉંચી કેલવણીનો લાભ મેળવે છે; પ્રમાણમાં ઘણીજ થોડી છોકરીઓ અંગ્રેજી ભાષાનો થોડો પણ અભ્યાસ કરે છે અને નિશાળમાં જતી છોકરીઓનો મ્હોટો ભાગ ત્રણ, ચાર કે પાંચ, ધોરણ સુધી ભણીને ઉઠી જાય છે. પરિણામે, વચલી અને ઉંચી કોમોમાં સ્ત્રીઓ કરતાં પુરૂષો સાધારણ રીતે

વધારે કેળવાએલા હોય છે. મ્હને એમ લાગે છે કે આ સ્થિતિમાં સ્ત્રીઓ, પોતાના વધારે વિદ્યાનાં સંસ્કાર વાળાં સ્ત્રીઓ અને પુરૂષોની પાસેથી ખાનગી રીતે કંઇક ભણ અથવા ત્હેમની સાથે કંઇક સારાં પુસ્તક વાંચવાથી ઘણો લાભ મેળવી શકે. હવે, ઞ લોકોની માફક આપણી હિન્દુ કોમમાં સ્ત્રીઓ અને પુરૂષો છૂટથી ભેગાં હરતાં ફરતાં એટલે કોઇ સ્ત્રી પોતાની ન્યાતના પણ ગમે તે સંસ્કારી મનુષ્ય સાથે આવો સંબંધ ખી શકે નહિ. આમ છતાં પણ પોતાના કુટુમ્બના કેળવાયેલા પુરૂષોનો લાભ કોઇ સ્ત્રી લઇ શકે. ઘણાં કુટુમ્બોમાં સ્ત્રીઓના પિતા, ભાઇઓ કે પતિ ભણેલા હોય અને બીજા સંબંધ કરતાં પતિ પત્નીનો સંબંધ વધારેમાં વધારે ગાઢ હોવાથી કે યેલા પતિનો સમાગમ દરેક સ્ત્રીએ સત્સંગનું ઉત્તમ સાધન ગણવો જોઇએ. મહાદેવ ગોવિન્દ રાનાડેનાં બીજાં પત્ની શરૂઆતમાં ઘણીજ થોડી કેળવણી પામેલાં ઘ પરંતુ લગ્ન પછી પોતાના પતિની ઇચ્છાથી ત્હેમની સાથે એક પછી એક ર પુસ્તકો વાંચ્યાં ધીમે ધીમે તે સ્ત્રીનું જ્ઞાન ઘણું વિશાળ થયું, ત્હેમના હૃદયમાં ઉત્તમ વનાઓએ વાસ કર્યો અને પરિણામે પોતાના મહાન પતિની ઉંચી પ્રવૃત્તિઓની કદર શકયાં, તે મહાત્મા પ્રતિ ઉચ્ચ પ્રેમની લાગણી અનુભવવા લાગ્યાં તથા ત્હેમના સં પોતાના વિચારોને પુસ્તક લખી જાહેર કર્યાં એટલુંજ નહિ પરન્તુ હાલ પણ લોકહિત ર કરવામાં આવતી પ્રવૃત્તિઓમાં પોતાનો હિસ્સો આપવા ચૂકતાં નથી. બધી સ્ત્રીઓને રા જેવા વિદ્વાન અને ઉત્સાહી પતિ નથી મળતા અને આપણાં કુટુમ્બોની રચનાને લીધે ચિત્ પતિના સમાગમનો લાભ દરરોજ ઘણો લાંબો સમય ન મળે; છતાં પણ સત્સં લાભની કદર કરનાર સર્વ ઉત્સાહી યુવતીઓએ પોતાના પતિને મળેલી થોડી ઘણી કેલવણીનો બનતો લાભ લેવા ચૂકવું ન જોઇએ આ ઉપરાંત, પોતાના કરતાં વધારે સ કેલવણી પામેલી સ્ત્રીઓનો સમાગમ વારંવાર અથવા દરરોજ નિયમિત રીતે કરવાથી ઘ લાભ થવાનો સંભવ છે.

સારાં પુસ્તકોનું વાંચન એ સત્સંગનો ત્રીજો પ્રકાર છે. પહેલા બે પ્રકારમાં ઉ મનુષ્યોના સમાગમથી લાભ થાય છે. ત્યારે ત્રીજામાં પુસ્તકોનાં વાચનથી કદાચિત્ એ ઓછા છતાં પણ ઘણા કીમતી લાભ થાય છે. પુસ્તકો આપણા એવા સન્મિત્રો છે કે ત્હે સાથે આપણે વાત કરવી હોય ત્યારે તે ખુશીથી કરી શકીયે, જ્યારે આપણા મનમાં સ વિચારો લાવવા હોય ત્યારે તે દ્વારા લાવી શકીએ, અને દુઃખ અથવા ચિન્તાના સમય જ્યારે આપણે આશ્વાસનની જરૂર અનુભવતા હઇએ ત્યારે તે પણ મેળવી શકીએ. વળી એવા મિત્રો છે કે જે કદાપિ મરણ પામતા નથી અને જેની સાથે હરીફાઇને લીધે કલ થવાનો સંભવ નથી. એક મહાન અંગ્રેજી લેખક કહે છે તે પ્રમાણે સારાં પુસ્તકો એ મ ત્માઓનાં આકાર પામેલાં જીવનસત્વ છે. આમ હોવાથી જ્યારે આપણે ઉત્તમ પુસ્ત વાંચીએ છીએ ત્યારે મહાત્માઓના ઉપયોગી ઉપદેશોનું આપણે શ્રવણ કરીએ છીએ. માન, પ્રેમ અને ઉત્સાહની લાગણીઓથી આપણું હૃદય મહાત્માઓનો સાક્ષાત્ સમાગમ ન નુભવતાં ભરાઇ જાય છે તેજ લાગણીઓએ શ્રેષ્ઠ પુસ્તકો વાંચતી વખતે આપણામાં વ કરવો જોઇએ. આ સંબંધમાં લક્ષમાં રાખવાની વાત એ છે કે જે પુસ્તકો આપણે વાં એ તે ઘણા ઉંચા પ્રકારનાં હોવાં જોઇએ. આપણા સદ્ભાગ્યે ગયાં થોડાં વર્ષમાં કેટલ

સારી નવલકથાઓ બ્હાર પાડવામાં આવી છે. છતાં નવલકથાઓજ વાંચીને સંતુષ્ટ થવું ન જોઇએ. કવિતાનાં ઘણાં પુસ્તકો આપણા સાહિત્યમાં છે અને ત્હેમાં કેટલાંક તો ઉંચા રસ અને ઉન્નત લાગણીઓથી ભરપૂર છે. પ્રેમાનંદ, કલાપી વગેરે કવિઓનાં કાવ્યો તો એકંદર ઘણી સરલ ભાષામાં લખાયાં છે. અને જેમણે આ કાવ્યો ન વાંચ્યાં હોય તે સર્વ વાચકોને તેમ કરવા મ્હારી ખાસ વિનતિ છે. નવલકથાઓ અને કાવ્યો સાથે સારા નિબંધનાં પુસ્તકો પણ વાંચવાં જોઇએ. કેટલાકમાંથી સંસાર વ્યવહારને લગતું ઘણું ઉપયોગી જ્ઞાન મળી શકે અને બીજા કેટલાકમાંથી આપણા દેશ અને સમાજને લગતા વિવિધ પ્રશ્નો વિષે વિશાળ માહીતિ મેળવી શકાય. એકલા વાંચવામાં રસ ન પડતો હોય તો બે ત્રણ અથવા ચાર પાંચ જણે અનુકૂળ સમયે એક સ્થળે મળી જોડે વાંચવું જોઇએ.

આ વિવેચન આપણે હવે ટુંકામાં વિચારી જઇશું. ઉત્તમ જ્ઞાન, પવિત્ર લાગણીઓ અને ઉન્નત ભાવનાઓને પારસમણિ સાથે સરખાવી શકાય; કારણ કે પારસમણિ લોઢાનું સોનું બનાવે છે તેમ જ્ઞાન વગેરે મનુષ્યના હૃદયને તથા મનને હલમલાવી મૂકે છે અને ત્હેને ઉંચી સ્થિતિએ પહોંચાડે છે. આ પારસમણિને ઉત્પન્ન કરનાર કોણ ? મહાત્માઓ. આથીજ એક લેખક જણાવે છે તે પ્રમાણે મહાત્માઓ પ્રતિ ઉત્કટ અનુરાગ અને અપ્રતિમ માનની લાગણી એ મનુષ્યહૃદયમાં વસતી સર્વ લાગણીઓમાં ઉત્તમ છે; અને આ લાગણીઓ પણ મનુષ્યને ઉન્નત બનાવે છે એનું પણ કારણ આજ. આ સર્વ ઉપરથી જણાય છે કે પોતાનું જીવન સફલ કરવા માટે તેમજ ઇશ્વરને પ્રસન્ન કરવા માટે બને તેટલો વધારે સમય મહાત્માઓના સમાગમમાં ગાળવાની જરૂર છે. આ માટે આગ્રહ અને ઉત્સાહથી પોતાનાથી થોડે કે ઘણે અંશે ઉન્નત મનુષ્યોનો સમાગમ શોધો તથા ત્હેમના ઉપદેશોનું શ્રવણ કરો અને સારાં પુસ્તકો દ્વારા પણ મહાપુરૂષોનાં વચન રૂપી સુધા રસનું પાન કરો

---

# વાર્તાલહરી.

## ડોક્ટર શરચ્ચંદ્ર.

જો દેખી દુ:ખી અન્યને, તમ હૃદય દુઃખે ના દ્રવ્યું,  
કદી શબ્દથી, કદી કર્મથી, સુખ ના દીધું–દુઃખ ના હર્યું,  
શા કામનું જીવ્યું, તમ્હારૂં ? જીવી જગમાં શું કર્યું ?

–ચંદ્રશંકર. ન. પંડ્યા.

રાત્રિના દશ વાગ્યા હતા. ગગન રૂપી ગરણીમાંથી ગળાઇને વરસાદ ઝરમર ઝરમર આવતો હતો. સૃષ્ટિ ચોપાસ તમસથી વ્યાપ્ત હતી, પરંતુ મુંબઇમાં ઓંટરોડના સરીયામ રસ્તા ઉપર કીટસન લાઇટનો જ્વલંત પ્રકાશ પ્રસરી રહ્યો હતો. અહિં સર્વત્ર શાંતિમય અંધકારમાં વિઘ્નરૂપ માત્ર સમીરનો સુસવાટ અને વરસાદનું ઝરમર ઝરમર ટપકવું—એ બે જ હતાં, છતાં પણ સર્વ શમશમાકાર અને બિભત્સ લાગતું હતું. આવી શાંતિમાં આ રસ્તા ઉપરના એક ઘરનું દ્વાર ઉઘડ્યું અને એક યુવાન અંદરથી આવી બારણા આગળ ઉભો રહ્યો અને આસપાસ નજર ફેંકતો વિચાર કરવા લાગ્યો.

વધારે કેળવાએલા હોય છે. મ્હને એમ લાગે છે કે આ સ્થિતિમાં સ્ત્રીઓ, પોતાના વધારે વિદ્યાનાં સંસ્કાર વાળાં સ્ત્રીઓ અને પુરૂષોની પાસેથી ખાનગી રીતે કંઇક ભણ અથવા ત્હેમની સાથે કંઇક સારાં પુસ્તક વાંચવાથી ઘણો લાભ મેળવી શકે. હવે, લોકોની માફક આપણી હિન્દુ કોમમાં સ્ત્રીઓ અને પુરૂષો છૂટથી ભેગાં હરતાં ફરતાં એટલે કોઇ સ્ત્રી પોતાની ન્યાતના પણ ગમે તે સંસ્કારી મનુષ્ય સાથે આવો સંબંધ ખી શકે નહિ. આમ છતાં પણ પોતાના કુટુમ્બના કેળવાયેલા પુરૂષોનો લાભ કોઇ સ્ત્રી લઇ શકે. ઘણાં કુટુમ્બોમાં સ્ત્રીઓના પિતા, ભાઇઓ કે પતિ ભણેલા હોય અને બીજા સંબધ કરતાં પતિ પત્નીનો સંબંધ વધારેમાં વધારે ગાઢ હોવાથી કે યેલા પતિનો સમાગમ દરેક સ્ત્રીએ સત્સંગનું ઉત્તમ સાધન ગણુવો જોઇએ. મહાદેવ ગોવિન્દ રાનાડેનાં બીજાં પત્ની શરૂઆતમાં ઘણીજ થોડી કેળવણી પામેલાં પરંતુ લગ્ન પછી પોતાના પતિની ઇચ્છાથી ત્હેમની સાથે એક પછી એક પુસ્તકો વાંચ્યાં ધીમે ધીમે તે સ્ત્રીનું જ્ઞાન ઘણું વિશાળ થયું, ત્હેમના હૃદયમાં ઉત્તમ વનાઓએ વાસ કર્યો અને પરિણામે પોતાના મહાન પતિની ઉંચી પ્રવૃત્તિઓની કદર શક્યાં, તે મહાત્મા પ્રતિ ઉચ્ચ પ્રેમની લાગણી અનુભવવા લાગ્યાં તથા ત્હેમના સંબ પોતાના વિચારોને પુસ્તક લખી જાહેર કર્યા એટલુંજ નહિ પરન્તુ હાલ પણ લોકહિત ક કરવામાં આવતી પ્રવૃત્તિઓમાં પોતાનો હિસ્સો આપવા ચૂકતાં નથી. બધી સ્ત્રીઓને રા જેવા વિદ્વાન અને ઉત્સાહી પતિ નથી મળતા અને આપણાં કુટુમ્બોની રચનાને લીધે ચિત્ પતિના સમાગમનો લાભ દરરોજ ઘણો લાંબો સમય ન મળે; છતાં પણ સત્સંગ લાભની કદર કરનાર સર્વ ઉત્સાહી યુવતીઓએ પોતાના પતિને મળેલી થોડી ઘણી કેલવણીનો બનતો લાભ લેવા ચૂકવું ન જોઇએ આ ઉપરાંત, પોતાના કરતાં વધારે સ કેળવણી પામેલી સ્ત્રીઓનો સમાગમ વારંવાર અથવા દરરોજ નિયમિત રીતે કરવાથી ઘ લાભ થવાનો સંભવ છે.

સારાં પુસ્તકોનું વાંચન એ સત્સંગનો ત્રીજો પ્રકાર છે. પહેલા બે પ્રકારમાં ઉ મનુષ્યોના સમાગમથી લાભ થાય છે. ત્યારે ત્રીજામાં પુસ્તકોનાં વાંચનથી કદાચિત્ એ ઓછા છતાં પણ ઘણા કીમતી લાભ થાય છે. પુસ્તકો આપણા એવા સન્મિત્રો છે કે ત્હે સાથે આપણે વાત કરવી હોય ત્યારે તે ખુશીથી કરી શકીયે,-જ્યારે આપણા મનમાં સા વિચારો લાવવા હોય ત્યારે તે દ્વારા લાવી શકીએ, અને દુઃખ અથવા ચિન્તાના સમય જ્યારે આપણે આશ્વાસનની જરૂર અનુભવતા હઇએ ત્યારે તે પણ મેળવી શકીએ. વળી એવા મિત્રો છે કે જે કદાપિ મરણ પામતા નથી અને જેની સાથે હરીફાઇને લીધે કલ થવાનો સંભવ નથી. એક મહાન અંગ્રેજી લેખક કહે છે તે પ્રમાણે સારાં પુસ્તકો એ મહ ત્માઓનાં આકાર પામેલાં જીવનસત્વ છે. આમ હોવાથી જ્યારે આપણે ઉત્તમ પુસ્તકે વાંચીએ છીએ ત્યારે મહાત્માઓના ઉપયોગી ઉપદેશોનું આપણે શ્રવણ કરીએ છીએ. માન, પ્રેમ અને ઉત્સાહની લાગણીઓથી આપણું હૃદય મહાત્માઓનો સાક્ષાત્ સમાગમ અ નુભવતાં ભરાઇ જાય છે તેજ લાગણીઓએ શ્રેષ્ઠ પુસ્તકો વાંચતી વખતે આપણામાં વાસ કરવો જોઇએ. આ સંબંધમાં લક્ષમાં રાખવાની વાત એ છે કે જે પુસ્તકો આપણે વાંચીએ તે ઘણા ઉંચા પ્રકારનાં હોવાં જોઇએ. આપણા સદ્ભાગ્યે ગયાં થોડાં વર્ષમાં કેટલીક

સારી નવલકથાઓ બ્હાર પાડવામાં આવી છે. છતાં નવલકથાઓજ વાંચીને સંતુષ્ટ થવું ન જોઇએ. કવિતાનાં ઘણાં પુસ્તકો આપણા સાહિત્યમાં છે અને ત્હેમાં કેટલાંક તો ઉંચા રસ અને ઉન્નત લાગણીઓથી ભરપૂર છે. પ્રેમાનંદ, કલાપી વગેરે કવિઓનાં કાવ્યો તો એકંદર ઘણી સરલ ભાષામાં લખાયાં છે. અને જેમણે આ કાવ્યો ન વાંચ્યાં હોય તે સર્વ વાચકોને તેમ કરવા મ્હારી ખાસ વિનંતિ છે. નવલકથાઓ અને કાવ્યો સાથે સારા નિબંધનાં પુસ્તકો પણ વાંચવાં જોઇએ. કેટલાકમાંથી સંસાર વ્યવહારને લગતું ઘણું ઉપયોગી જ્ઞાન મળી શકે અને બીજા કેટલાકમાંથી આપણા દેશ અને સમાજને લગતા વિવિધ પ્રશ્નો વિષે વિશાળ માહીતિ મેળવી શકાય. એકલા વાંચવામાં રસ ન પડતો હોય તો બે ત્રણ અથવા ચાર પાંચ જણે અનુકૂળ સમયે એક સ્થયે મળી જોડે વાંચવું જોઇએ.

આ વિવેચન આપણે હવે ટુંકામાં વિચારી જઇશું. ઉત્તમ જ્ઞાન, પવિત્ર લાગણીઓ અને ઉન્નત ભાવનાઓને પારસમણિ સાથે સરખાવી શકાય; કારણ કે પારસમણિ લોઢાનું સોનું બનાવે છે તેમ જ્ઞાન વગેરે મનુષ્યના હૃદયને તથા મનને હલમલાવી મૂકે છે અને ત્હેને ઉંચી સ્થિતિએ પહોંચાડે છે. આ પારસમણિને ઉત્પન્ન કરનાર કોણ ? મહાત્માઓ. આથીજ એક લેખક જણાવે છે તે પ્રમાણે મહાત્માઓ પ્રતિ ઉત્કટ અનુરાગ અને અપ્રતિમ માનની લાગણી એ મનુષ્યહૃદયમાં વસતી સર્વ લાગણીઓમાં ઉત્તમ છે, અને આ લાગણીઓ પણ મનુષ્યને ઉન્નત બનાવે છે એનું પણ કારણ આજ. આ સર્વ ઉપરથી જણાય છે કે પોતાનું જીવન સફલ કરવા માટે તેમજ ઇશ્વરને પ્રસન્ન કરવા માટે બને તેટલો વધારે સમય મહાત્માઓના સમાગમમાં ગાળવાની જરૂર છે. આ માટે આગ્રહ અને ઉત્સાહથી પોતાનાથી થોડે કે ઘણે અંશે ઉન્નત મનુષ્યોનો સમાગમ શોધો તથા ત્હેમના ઉપદેશોનું શ્રવણ કરો અને સારાં પુસ્તકો દ્વારા પણ મહાપુરુષોનાં વચન રૂપી સુધા રસનું પાન કરો.

---

# વાર્તાલહરી.

## ડોક્ટર શરચ્ચંદ્ર.

જો દુખી દુઃખી આત્માને, તમ હૃદય દુઃખેના દ્રવ્યું,<br>
કદી શબ્દથી, કદી કર્મથી, સુખ ના દીધું-દુઃખ ના હર્યું,<br>
શા કામનું જીવ્યું તમ્હારું ? જીવી જગમાં શું કર્યું ?

—ચંદ્રશંકર. ન. પંડ્યા.

રાત્રિના દશ વાગ્યા હતા. ગગન રૂપી ગરણીમાંથી ગળાઇને વરસાદ ઝરમર ઝરમર આવતો હતો. સૃષ્ટિ ચોપાસ તમસથી વ્યાપ્ત હતી, પરંતુ મુંબઇમાં ગ્રાંટરોડના સરીયામ રસ્તા ઉપર કીટસન લાઇટનો જ્વલંત પ્રકાશ પ્રસરી રહ્યો હતો. અહિં સર્વત્ર શાંતિમય અંધકારમાં વિઘ્નરૂપ માત્ર સમીરનો સુસવાટ અને વરસાદનું ઝરમર ઝરમર ટપકવું-એ બે જ હતાં, છતાં પણ સર્વ સ્મશમશાકાર અને બિભત્સ લાગતું હતું. આવી શાંતિમાં આ રસ્તા ઉપરના એક ઘરનું દ્વાર ઉઘડયું અને એક યુવાન અંદરથી આવી બારણા આગળ ઉભો રહ્યો અને આસપાસ નજર ફેંકતો વિચાર કરવા લાગ્યો.

આ યુવાનનું નામ શરચ્ચંદ્ર હતું. તેણે ગ્રાંડ મેડીકલ કોલેજમાં ચાર વર્ષ અભ્યાસ કરી યુનિવર્સીટીની એલ, એમ, એન્ડ, એસની પરીક્ષા પસાર કરી હતી. આજ પાંચેક વર્ષથી એક ન્હાનું દવાખાનું કાઢયું હતું. પાંચ વર્ષની ટુંક મુદતમાં પોતાના હસમુખા અને મીલનસાર સ્વભાવથી તેણે લોકોની પ્રીતિ મેળવી હતી. કોલેજ લાઇફમાં (વિદ્યાભ્યાસ કરતી વખતે) તેણે મોટા મોટા ઉદ્દેશો બાંધ્યા હતા અને તેની સિદ્ધિ અર્થેજ આ ધંધો લીધો હતો. જનસેવા અને પોતાના ધંધામાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવું એ બે તેના અંતિમ સાધ્ય હતાં.

અત્યારે ડૉ. શરચ્ચંદ્ર કોટ, પાટલુન, ટોપી અને વરસાદથી સંરક્ષણ કરવાના હેતુથી રબ્બરનો ઓવરકોટ ( મ્હોટો ડગલો ) પહેરી બહાર જવા બારણા આગળ આવી સાયકલ બહાર કાઢતો હતો. એટલામાં ડૉ. શરચ્ચંદ્રની પત્ની કાન્તા, આટલી રાતે પોતાના પતિને બ્હાર જતાં જોઇ સહજ આશ્ચર્યથી ઉતાવળી ઉતાવળી ડૉ. શરચ્ચંદ્ર પાસે આવી કહેવા લાગી, "અત્યારે તે આવા વરસાદમાં ક્યાં જાવ છો ? એવું તે શું નથી ચાલતું ?"

" મ્હારે જરા જરૂરી કામ માટે અત્યારે બહાર જવાનું છે " શરચ્ચંદ્રે ધીરે રહીને હસતે મુખે જવાબ આપ્યો. પાછો જરા બારણા બહાર નજર કરી અને ચ્હીડાઇને બોલ્યો, "સાલો, વરસાદ જંપવા નહિ દેતો, મ્હારે તો ગયા વિના નહિજ ચાલે." કાંતા ડૉ. શરચ્ચંદ્ર પાસે જઇને તેના ઓવર કોટના બટન કાઢતી કાઢતી બોલી, " આજતો-આવા વરસાદમાં નહિ જવા દઉં, " શરચ્ચદ્રે હસતે હસતે તેનો હાથ પકડયો અને ધીમે રહી અને યુક્તિથી વાત-માંને વાતમાં આવો ખસેડી દીધો અને કહ્યું, " મ્હારો ધર્મ છે ને મ્હારે અત્યારે જવું પડ-શે કારણ કે ઘણું ગંભીર કામ આવ્યું છે." આ સાંભળી કાન્તાને જે ગુસ્સો ચ્હડયો હતો તે દબાવી ત્હેણે નમ્રતાથી કહ્યુ " ધર્મ ? બળ્યું આવાં હંમેશનાં લફરાંથી હુતો કંટાળી ગઇ છું. " થોડીવાર સુધી કાંતા તથા ડૉ. શરચ્ચંન્દ્ર શાંત રહ્યાં અને પાછું કાન્તાએ મ્હોંહું મ્હડારી કહ્યું, " શું અમારા તરફનો તમારો કંઇ ધર્મ નથી ? તમારા આજે આવેલા મ્હે-માનોનો સત્કાર કરવાનો છે તે કોણ કરશે ? જ્યારે કોઇ અજાણ્યા માણસ તરફ તમારી ફરજ બજાવવાની હોય છે ત્યારે ત્યારે તમે મ્હને તો વ્હેતીજ મુકો છો. હું જે તમારી સહધર્મ-ચારિણી જેની પ્રતિ તમારે પવિત્ર ધર્મ બજાવવાના છે ત્હેને અને ત્હેની પ્રતિના તમારા ધર્મને વિસારો છો હોં ! " એક પાસ અજ્ઞાન દરિદ્ર માણસનું દુઃખમાંથી મોચન અને બીજી પાસ પ્રેમાળ પત્નીના પ્રેમનું સાંત્વન એ ઉભય ધર્મમાં પૂર્વને અગ્રસ્થાન આપી ત્હેણે ધીમે સ્વરે કહ્યું, " દર્દ દુઃખથી પીડિત મનુષ્યોને..." કાંતા વચમાંજ બોલી ઉઠી કે આરોગ્ય તેમજ અનારોગ્ય બંને સ્થિ-તિમાં જીવનનો પ્રેમમયજ ગાળવું જોઇએ; લગારે ત્હમે મ્હને ચાહો છો ? અજ્ઞાત કોઇ રોગી તરફના ધર્મનું તમારે પરિપાલન મારા તરફ પ્રેમપૂર્ણ લાગણીનું દર્શન છે એવું શી રીતે કહેવાય ? કદાચ એવી વ્યક્તિયો તરફથી તમને તમારાં ધંધામાં કંઇક લાભ મળતો હશે પરંતુ મ્હનેતો તેમાં બિલકુલ રસ પડતો નથી. કદીએ ત્હમે મ્હારી ઇચ્છાને તો ગણકા-રીજ નથી અને જ્યારે ત્યારે જાણે આપણો કંઇ સંબંધ જ હોય નહિ તેમ વર્તો છો." એકદમ અવાજ બદલી નમ્ર સ્વરે કાન્તાએ કહ્યું, " આજ ન જાવતો ! મ્હારો આનંદ સર્વો-પરી છે તો તમારો એક વાર તો બતાવો. " પોતાની ટોપી હાથમા લેઇ શરચ્ચન્દ્રે કહ્યું 'કા-ન્તા, આ કંઇ અમસ્તું કામ નથી. એ અગત્યનું છે માટેજ મ્હારે જવું છે. જવા દે હવે મ્હને. " શરચ્ચન્દ્ર પગથીઆં ઉતરતો હતો તેવામાં કાન્તાએ ગુસ્સામાં કહ્યું. " ઘણી ખરી

વખત ત્હમે આવુંજ કરો છો. કદીયે ત્હમે મ્હને ખુશી કરવા માટે ધંધામાંથી તો છુટા થયા જ નથી. નથી કરી મ્હારી સાથે ઘડીક વાત સરખીયે, કે નથી લઇ ગયા કોઇ દિવસ મ્હને બ્હાર ફરવા. નોકરોના કરતાંયે મ્હને કદી ચ્હડતી ગણી નથી." આ બધું મુંગે મ્હોડે સાંભળતા ડૉ. શરચ્ચન્દ્રે છેવટે કૃત્રિમ ક્રોધયુક્ત થઇ કહ્યું, " આ બધી નકામી બકબકાટ શી? નથી જાણતી કે હું ડૉકટર છું? નથી જાણતી ડૉક્ટરો કેવા પ્રકારની જીંદગી ગાળે છે તે? મ્હારે તો સદાયે ધર્મ ને આનંદ મ્હારૂં કામજ છે." કાન્તા આ સાંભળી ધીરી પડી બોલી કે આટલી આ ફેરા—એક વખત—તો રહો. ડૉ. શરચ્ચન્દ્રે એકદમ પોતાના ઓવરકોટનાં બટન કાઢ્યાં ને અંદરના ખીસામાંથી એક કાગળ કાઢી કાન્તાના હાથમાં આપતાં કહ્યું, " લે વાંચ, અંદર લખ્યું છે તે. હમણા મ્હારા ઊપર ટેલીફોન હતો તેથીજ મ્હારે બ્હાર જવું છે!! કાન્તાએ તે કાગળ હાથમાં લઇને વાંચવા માંડયો શરચ્ચન્દ્રે આતુરતાથી પૂછ્યું " કેમ, વાંચ્યો? તેનો ભાવાર્થ સમજી! પાયધુનિ આગળ એક ચાલમાં લ્હાય લાગવાથી થોડાં માણસો બળી ગયાં છે, અને તેમને ઉગારવાનો મ્હારો ધર્મ નથી? તો પછી મ્હારો આ ધંધો શા કામનો? આટલોએ પરોપકાર ન કરીએ તો પછી જીંદગીનું સાર્થક્ય શું? બીચારાઓની શી દશા થઇ હશે ત્હેની તો કંઇ કલ્પના કરી જો!!—જ્યારે હું જાણું છું કે આગથી દાઝેલાં માણસો આમ મરણ પથારીએ પડયાં છે અને ત્હેમને દવા કરી સેવા કરવાનું ગંભીર કાર્ય પ્રાપ્ત થયું છે ત્યારે પણ મિત્રમંડળ કે પત્ની સાથે શું વાર્તાલાપ કરવો અને આનંદ પામવો? ધાર કે કદાચ ફાયર એન્જીન(આગના બંબા)વાળા તથા અન્ય જનો સ્હાય કરવા ન આવ્યા હત, ને પોતાની ફરજ બજાવવાને બદલે આનંદ કરતા હત; તો બિચારા એ દુઃખી લોકની શી દશા થાત?" " ત્યારે તો હું કંઇજ નહિ ને?" કાન્તાએ જરા મ્હોઢું ચ્હડાવી કહ્યું. " તું એક ડૉક્ટરની સહચારિણી છું—ધર્મપત્ની છું." શરચ્ચન્દ્રે ગંભીર સ્હેરે કહ્યું.

" સહચારિણી?" ડૉ શરચ્ચન્દ્ર પ્રતિ એકી ટશે જોઇ કાન્તાએ કહ્યું. " ના, ના, ઘરની રખવાળણ! સહચારિણી નહિ હોંકે!" શરચ્ચન્દ્રે જરા જુસ્સાભેર કહ્યું " કાન્તા, કાન્તા, તું સમજ્યું—ન સમજ્યું બોલે છે. ત્હારે ત્હારા ધર્મ બજાવવાના છે; ને મ્હારે મ્હારા છે. તું ભાગ્યેજ ત્હારી ફરજો ચૂકતી હઇશ." કાન્તાએ નીચે જોઇ સવિનય જવાબ આપ્યો મ્હારે તો એકજ ધર્મ છે ને તે તમારા પ્રતિનોજ. પરંતુ તમારો ધર્મતો સારા નરસા બધા તરફનો—મ્હારી તરફનો તો નહિજ. કાન્તાના ચ્હેરા ઉપર દિલગીરી પ્રસરી રહી ત્હેણે જાણ્યું કે હવે કહેવું વ્યર્થ છે તેથી અંતે નિરાશ થઇ પાછી ફરી ઘરમાં ગઇ ને શરચ્ચન્દ્ર અંધારામાં ઉભો રહ્યો. વરસાદનું જોર વધ્યું, ટાઢી વધવા લાગી ને રાત્રિએ વધારે બિભત્સ સ્વરૂપ ધાર્યું. ત્હેણે ધાર્યું કે આવા વરસાદમાં હીંડતાં જવું મુશ્કેલ થઇ પડશે માટે સાઇકલ પર જવું, ઘરમાં ગયો ને સાઇકલ લીધી ત્યાં વિચાર થયો કે લાવ ને મ્હેમાનોની ક્ષમા માગતો જઉં. આવા વિચારે ત્હેણે ઓરડામાં જઇ મ્હેમાનોને કહ્યું, " આજ અગત્યના કામ માટે મ્હારે બ્હાર જવું છે એટલે તમારી સાથે રહી નહિ શકું. ક્ષમા કરજો મ્હને". આટલું કહી ડૉ. શરચ્ચન્દ્ર સાઇકલ ઉપર બેસી પોતાને રસ્તે પડ્યો.

સાઇકલ સડસડાટ રસ્તો કાપતી ચાલી ગઇ. વરસાદનાં ઝાપટાં અવારનવાર આવતાં હતાં, પરંતુ ઓવરકોટનું પૂર્ણ રક્ષણ હતું એટલે કંઇ પલળવાની ચિન્તા ન હતી. થોડાજ વખતમાં

કલાકમાં શરચ્ચંદ્ર પાયધુની આગળ આવી પ્હોંચ્યો ને પ્હેલાં કયાં જવું ત્હેનો વિચાર કરતો હતો. એટલામાં એક ઘરનું દ્વાર ઉઘડ્યું ને દીવાનો પ્રકાશ બ્હાર પડ્યો. તે જોઇ શરચ્ચન્દ્ર ત્યાં આગળ ગયો. ધ્રુજતે ધ્રુજતે પગલાં ભરતી એક ડોશી બ્હાર આવી આસપાસ જોવા લાગી. "ડોશીમા, કોને શોધો છો ?" શરચ્ચન્દ્રે પૂછ્યું. ડોશીએ પાસે જઇ કાને હાથ રાખીને "હે" કહ્યું, કારણ તે બ્હેરી હતી. શરચ્ચન્દ્રે મ્હોટેથી પૂછ્યું "કોનું કામ છે ?' ડોશીએ ધ્રુજતે કંઠે કહ્યું "હું દાક્તરને શોધું છું. આજે સ્હાંજે મ્હારી એકની એક દીકરી સુમતિ આગમાં દાઝી ગઇ છે. બિચારી બહુ પીડાય છે." ડોશી બાપડી રડી પડી. ડોશીને જોઇને શરચ્ચન્દ્રને દયા આવી ને મ્હોટે સાદે કહ્યું, "ડોશીમા, ધીરજ રાખો; હું ડાક્ટર છું. મ્હનેજ ત્હમે શોધતાં હશો. મ્હને ખબર ક્યારનીયે મળી છે પણ આવતાં જરા વાર થઈ. ચાલો, બતાવો મ્હને, કયાં છે દર્દી ?" શરચ્ચન્દ્રે સાઇકલ ઘરમાં લઇ એક ખુણામાં મુકી ડોશીએ દ્વાર બંધ કર્યું. બન્ને અંદર ગયાં. અંદર જતે જતે ડોશીએ પૂછ્યું. "તમારૂં નામ શરચ્ચન્દ્ર ?" ડૉક્ટરે કહ્યું, "હા" સુમતિના ખાટલા પાસે બેઉ જણ જઇ પ્હોંચ્યાં. સુમતિનું ડાબું પાસું બળી ગયું હતું. ઇજા સખ્ત થઇ હતી. બચવાની બહુ આશા ન હતી. કદાચ કોઇ સારા ડૉક્ટરને હાથે જશ લખ્યો હોયતો મટે પણ ખરૂં. શરચ્ચન્દ્રે ઓવર-કોટ કાઢયો ને ખીંટીએ લટકાવ્યો. પછી તે ખાટલા પાસે ગયો ને સુમતિને તપાસવા લાગ્યો. "કેમ સુમતિ બ્હેન, આમ પથારીમાં નિરાંતે સુઇ રહેવું કોને ન ગમે?"ત્હેની નાડ તપાસતાં હસતે હસતે શરચ્ચન્દ્રે ટોળમાં કહ્યું. "કામતો ન કરવું પડે. કેમ ખરૂં ને ? ફીકર નહિ હું તમને જલ્દીથી મટાડી દઇશ." શરચ્ચન્દ્ર આ બોલતો હતો પણ સુમતિતો અશક્ત થઇ ગયેલ હોવાથી આંખો મીંચી પડી રહી હતી. પરંતુ કેટલીકવાર શરચ્ચન્દ્ર સામું ઉપકાર દૃષ્ટિથી જોતી હતી.

"હમણાં લ્યો આ એક દવા દાઝેલા ભાગ ઉપર એ ચોપડો. તરત આરામ થઇ જશે." એમ કહી શરચ્ચન્દ્રે પોતાની બેગ (થેલી)માંથી એક દવાનો લેપ કાઢી ડોશીને આપ્યો. ત્હેની આંખમાં ઉપકારનાં આંસુ આવ્યાં. ડૉક્ટરે જવા તૈયારી કરી. જતે જતે ત્હેણે કહ્યું, "ત્હમે ઠીક કર્યું કે મ્હને તરત ખબર કરી. મ્હેં ત્હમારૂં ઘર ન્હોતું દેખ્યું એટલે પ્હેલાં લગાર ગુંચાયો હતો. આવતી કાલે હું કંઇક સારી દવા મોકલીશ જેથી સારો ફાયદો થશે. લ્યો. ત્યારે જઉં છું." શરચ્ચન્દ્રે ચાલવા માંડયું. સુમતિ ત્હેના તરફ ઉપકારદૃષ્ટિથી જોઈજ રહી હતી. ડૉ. શરચ્ચન્દ્રે ઓવરકોટ પાછો પ્હેર્યો; ડોશી દીવો લઈ આગળ થઇ બારણું ઉઘાડયું એટલામાં કંઇ સાંભરી આવ્યું હોય તેમ બોલી ઉઠી "અરે ! ઉભા રહો હું હમણાં આવું છું." આટલું કહી ડોશી લથડતે લથડતે ઉતાવળે અંદર ગઇ ને એક ન્હાના ઘરકોતરીઆમાંથી એક રૂપિયો લઇને આવી ડૉ. શરચ્ચન્દ્રના હાથમાં રૂપિયો મૂકીને કહ્યું, "આવજો" શરચ્ચન્દ્રે કહ્યું. "માફ કરો, હું વિઝિટ ફી લેતો નથી. બહુજ આગ્રહ હોય તો દવાનાજ પૈસા આપો," એમ કહી રૂપિયો પાછો આપી દીધો ને બહુ આનાકાની કરતે અડધો રૂપીઓ લીધો. "ગમે તેવું કામ હોય તો ગમે તે વખતે ખબર આપશો એટલે હું આવી હાજર થઇશ" ડૉક્ટરે જતે જતે કહ્યુ ડોશી જરા આઘી હતી તેથી તે સાંભળી શકી નહિ. એ ટવે પાસે આવી ને આતુરતાથી "હેં" કહ્યું, ડૉક્ટરે ત્હેને મ્હોટેથી કહ્યું. "આવું ગમે

તેવુ કામ હશે તો ગમે ત્યારે હુ આવીશ, બોલાવજો " ધીરેથી ત્હેણે કહ્યુ "પણ આનો કેસ બગડેલો છે " "તમારે બહુ આઘેથી આવવુ પડે છે," ડોશીએ કહ્યુ "હુ દીકરને મોકલીશ " પરતુ આવા મરણતોલ સમયે તમારે "શરચ્ચન્દ્ર બોલતો હતો એટલામા ડોશીએ "હે ?" કહ્યુ "મ્હારે ત્યા કોઇ નોકરને મોકલજો " ડૉક્ટરે કહ્યુ "પણ મૂઆ નહિ આવે, દુખ શુ છે તે એ જાણતા નથી " ડોશીએ દિલગીર થઇ કહ્યુ, " પણ પૈસાની કિમત તો જાણે છે ને ? આપો—' "હે ?" વચ્ચે ડોશીએ પૂછ્યું, " બચ્ચુ ત્હેરાને બહુ દુખ !' મ્હને આપવાના પૈસામાથી એકાદ આનો ત્હેમને આપજો લ્યો હવે જઉ છુ." ડૉક્ટરે સાઇકલ ઉપર બેસી રસ્તો પકડ્યો

* * * *

કાંતાએ ઘણીવાર સુધી પતિની રાહ જોઇ પછી નવેક વાગતા ઉંઘી ગઇ લગભગ ત્રણુ કલાકપછી ઉપરા ઉપરી ટેલીફોનની ઘટડી થઇ કાંતા ઝબકી ઉઠી ને અર્ધજાગૃતાવસ્થા-મા બબડી "આ વળી બીજુ લફરૂ આવ્યુ "ડ્યુટી ફરજ ! જ્યારે ઘટડીનો અવાજ બધ થયો ત્યારે કાતાએ પૂછ્યુ "ડૉક્ટર, તમે આ ઘટડીનો અવાજ સાભળો ? તમારે પાછુ જવાનુ આવ્યુ ' કઇ જવાબ ન મળવાથી ત્હેણે હાથ લબાવ્યો જ્યારે શર ચ્ચન્દ્રને પથારીમા ન જોયો ત્યારે ત્હેને સાભરી આવ્યુ કે " હાય ! ક્યારના ગયા છે તે હજુ આવ્યા નથી " એમ કહી ઉઠી દીવો લઇ ઘડીયાળમા જોયુ તો બે વાગ્યા હતા આશ્ચર્યથી "બે વાગ્યા !" એમ ત્હેના મ્હોડામાથી નીકળી ગયુ, ' વખતે આ પા પણ હશે ને મ્હને સૂતેલી જોઇ ઉઠાડ્યા વિના સૂઇ ગયા હશે ને પાછા કોઇએ બોલાવ્યા હશે તો ગયા હશે " એવા અનેકાનેક વિચારો ત્હેના મગજને ભમાવવા લાગ્યા. " અરે બિચા-રાને આ અર્ધી રાતે જવાનુ ક્યા આવ્યુ ?" લાગણી ભર્યાં શબ્દોમા કાન્તા બોલી. એટલા માં પાછી ટેલીફોનની ઘટડીઓ વાગવા મડી ને તેથી એ એકદમ ટેલીફોનવાળા ટેબલપાસે ગઇ, પોતાના કાન ભૂગળા આગળ ધરી ઉભી રહી " દશ વાગ્યાના ગયા છે અત્યારે બે થયા ચોર હલ્લાક ?... અસભવિત વાત હોય નહિ.. !" એવા વિચાર તે કરતી હતી. ઘણા ભયકર વિચારોએ ત્હેના મગજને ચકડોળે ચ્હડા યુ ત્હેના હૈયામા કઇ કઇ થઇ જતુ અને હતુ કાતાએ ટેલીફોનના ભૂગળામા બોલવા માંડ્યુ ભના ભગવાન્ ! અરે ! પ્રભુ !" એમ કહી નિશ્વાસ મૂકવા લાગી —દોડતી દોડતી તે પછી બારણા આગળ ગઇ ને સ્હામેના ડહેલામાથી પગીવાળાને હાક પાડવા લાગી. " એ, કોણ છે ત્યાં ? સભળાતુ નથી કે શુ ?" એટલામા એક પટાવાળો રઘવાયો રઘવાયો દોડતો ત્યાં આવી પ્હોચ્યો કાતાએ ત્હેને ટેલીફોનની ઘટડી તરફ આંગળી બતાવી કહ્યુ, "સાભળ, પોલીસ ચોકીમાથી આ ટેલીફોન છે ત્હારા શેઠને ભયકર અકસ્માત થયો છે માટે તુ રસિક ચન્દ્રભાઇને જલ્દી બોલાવી આવ કહેજે કે જલ્દી આવે જલ્દી જજે હો" કાંતાએ અદર જઇ કદાચ બ્હાર જવુ પડે ધારી લુગડાં પેરવા માંડ્યા ત્હેનુ ચિત્ત હરેક પ્રકારે વિચારથી ભરત હતુ આંખમા પાણી ભરાયુ હતુ નિશ્વાસ ઉપર નિશ્વાસ નીકળવા લાગ્યા હૃદય ભરાઇ આવ્યુ ત્હેણે આશાનો તદ્દન મૂકી દીધી હતી પરતુ હિમત રાખી બારણા આગળ ગઇ ને રામાને બૂમ પાડી "રામા, રામા, અહીં આવ" રામો આંખ ચોળતો ચોળતો ત્યાં આવ્યો કાન્તાએ મ્લાનમુખે કહ્યુ, "જો ત્હારા શેઠને ભયકર અકસ્માત્ થયો છે બહુ ઇજા

થઇ હશે માટે જા ઘરમાં જઇ તેમની ઓરડીમાં પથારી પાથર. દેવતા પાડજે ને ગરમ પાણી પણ તૈયાર કરજે. કારણ કે વખતે શેક બેક કરવો પડશે." આટલું કહી તે બીજી ઓરડીમાં ગઇ. " પટાવાળો હજુ કેમ પાછો ના આવ્યો? ડૉક્ટર નહિ મળ્યા હોય ? શું થયું હશે ! લાવ હું જ જઉં: લોકલાજ કેમ મૂકાય ? લોકો વાતો નહિ કરે ? " ઘડીકમાં જવા વિચાર થતો તો ઘડીકમાં ન જવાનો થતો, પતિપ્રેમમાં લોકલાજને સંક્રાન્ત કરી હેણે જવા નિશ્ચય કર્યો. તબેલામાંથી ગાડી મંગાવી ગાડીમાં બેસવા જતી હતી તેવામાં પટાવાળો હાંફ્યો હાંફ્યો પાછો આવી કહેવા લાગ્યો કે " મ્હને તો ત્યાં કોઇએ જવાબ ન આપ્યો. ઘણુંયે બારણું ઠોક્યું, ઘણીયે બુમો પાડી પણ કોઇ બોલે ત્યારે ને ? " આવો જવાબ સાંભળી કાંતાને સ્વાભાવિક રીતે ચીડ ચ્હડી. ચ્હડી, પછી "લાવને હું જ જઇ આવું," એવા વિચારથી તે ગાડીમાં બેસી ડૉ. રસિકચન્દ્રના મકાન પાસે આવી પ્હોંચી. ગાડીવાનને બારણું ઠોકવા તથા બૂમો પાડવા કાન્તાએ કહ્યું. ઘણીયે બૂમો બિચારાએ પાડી પણ કોઇએ બોલ્યું નહિ. કાંતાને એટલામા એક યુક્તિ સુઝી આવી. એક ઇંટાળો લઇ કાચની બ્હારીમાં મારવા કહ્યું. ગાડીવાને તેમ કર્યું ને કાચ ફુટવાનો મ્હોટો અવાજ થતાં બ્હારી પાસે સૂતેલ રસિકચન્દ્રે ઝબકી ઉઠી બ્હાર ડોકિયું કર્યું તો નીચે ગાડીમાં કોઇક સ્ત્રીને બેઠી જોઇ. " દાક્તરસા'બ, દાક્તર સા'બ, શરચ્ચન્દ્ર-ભાઇને ભયંકર અકસ્માત થયો છે. ઉતાવળ કરી અમારી જોડે ચાલોને " ગાડીવાને બૂમ પાડી. ' ડૉ. શરચ્ચંદ્રને ? હેં ? " ડૉ. રસિકચન્દ્રે આંખો ચોળતે ચોળતે પૂછ્યું. " હા, હા, ઉતાવળ કરોને જરા. " કાન્તાએ અધીરાઇથી કહ્યુ. "ચાલો આવ્યો, " કહી રસિકચન્દ્ર અન્દર ગૃહમાં ગયો.

" મ્હારી સમસ્ત યુવાન આશાઓ નષ્ટ થશે, સહુયે આકાંક્ષાઓ તણાઇ જશે. ક્ષણવાર પણ ત્હેનું હસમુખું મ્હોંડું જોવા ભાગ્યશાળી થવાશે કે નહિ ? " આવા આવા અનેક: વિચારો કાન્તાના વ્યગ્રચિત્તને કોરી ખાવા લાગ્યા. એટલામાં રસિકચન્દ્ર આવી ગાડીમાં બેઠો અને ગાડી ડૉ. શરચ્ચન્દ્રને જ્યાં અકસ્માત થયો હતો ત્યાં થોડી વારમાં આવી પ્હોંચી

* * * * * * *

વરસાદ હવે બન્ધ થયો હતો. માત્ર વિજળીનો ચમકાર ને વાદળાંનો ગડગડાટ શાંતિમાં વિક્ષેપ કરતાં હતાં. બન્ને જણુ ગાડીમાંથી નીચે ઉતર્યાં. ડૉ. શરચ્ચન્દ્ર રસ્તાની એક બાજુ એ પડ્યો હતો. ત્હેનો ઓવર–કોટ ફાટી ગયો હતો. સાઇકલ એક બાજુએ આઘી પડી હતી. ટોપી તો જણાતી પણ ન હતી. પગના નળામાંથી લોહી વ્હેતું હતું. નસ્કોરી પણ ફુટી હતી. સખ્ત ઇજા થઇને બેભાન થઇ ગયો હતો. પાસે એક ફાનસ ઝાંખું બળતું હતું. દેખાવ ઉપરથી કોઇ પોલિસનું જણાતું. હતું. કાન્તા આ બધું જોતાં વારને ગભરાઇ ગઇ ને બોલી ઉઠી "હાય હાયરે ! મ્હારૂં નસીબ ફુટી ગયું કે શું ?" ત્હેણે તો ઠુવો મુક્યો. ડૉ રસિકચન્દ્ર હિમ્મત રાખી દર્દીની પાસે ગયો ને ત્હેને બરાબર તપાસીને કહ્યુ "નહિ, કાન્તા, બ્હેન, ગભરાવ ના, એ જીવે છે. કંઇ પણ હરકત જેવું નથી." કાન્તા શરચ્ચન્દ્રની પાસે જઇ ત્હેનો હાથ ઝાલી વ્હાલથી ઉઠાડવા લાગી ત્યારે રસિકચન્દ્રે કહ્યું "વખતે એ હાથ કરમોડાયો હશે. આઘાં જાવ. મ્હને જોવા દો. " કાન્તા આઘી ગઇ ને ગાડીના પગથીયા ઉપર બેસી એકી નજરે પોતાના પતિ તરફ જોઇ રહી. રસિકચન્દ્રે જ્યારે શરચ્ચન્દ્રને ઉભો કરવા માંડ્યો ત્યારે

કાંતા બોલી ઉઠી " મ્હને તો બીલકુલ આશા નથી હોય ! હાયરે ! " ... શ્વાસનો અવાજ સંભળાવા લાગ્યો. ત્હેની આંખોમાંથી શ્રાવણ ભાદરવો વ્હેવા લાગ્યા. " કાન્તા બ્હેન, પૂર્ણ આશા રાખો. આમ ગભરાવ છો શું ? હમણાં એમને બોલતા કરૂં છું. આપીએ ઘણા ભયંકર અનેક અકસ્માતોમાંથી મ્હેં માણસોને બચાવ્યાં છે, " રસિકચન્દ્રે હિંમત આપતાં કહ્યું. " રસિકચન્દ્રભાઇ આપણે એમને ઘેર લઇ જઇશું ? બીનાં લુગડાં બદલાવી દઇએ. મ્હને લાગે છે કે ટાઢ ચઢી હશે. " " હા ચાલો એને ગાડીમાં મૂકીએ. " બંને જણે મળીને એને ગાડીમાં સુવાડ્યો ને ગાડી ઘરતરફ વળી. રસિકચન્દ્ર પોતાના ઘર આગળ ઉતરી પડ્યો. ને કહ્યું, " હું હમણાં દવા મોકલાવું છું તે એને ચોપડજો ને બીજી પાજો એટલે એને ભાન તરત આવશે. હું સ્હવારે આવી જઇશ હોં કે ! ગભરાશો નહિ. લગારે ચિન્તા જેવું નથી ગાડી નિર્મિતસ્થાને આવી પ્હોચી. શરચ્ચન્દ્રને ઘરમાં લઇ જવામાં આવ્યો, ત્હેને પથારીમાં સુવાડયો. કોરાં કપડાં પ્હેરાવ્યાં. ગરમ બુનસ ઓઢાડયું એટલામાં રસિકચન્દ તરફથી દવા આવી પ્હોચતાં કાન્તાએ દવા ચોપડી અને પાઇ, ને થોડીવારે શરચ્ચન્દ્રને ભાન આવ્યું. આંખો ઉઘાડી તો પાસે કાન્તાને દીઠી તેથી કહ્યું, " મ્હારા માથા ઉપર હાથ મૂક. " કાંતાએ તેમ કર્યું. શરચ્ચન્દ્રને તેથી શાંતિ વળી ને હાશ કરી શ્વાસ મૂકયો. બે ત્રણ દિવસ સુધી ત્હેને આ દરદ રહ્યું. રસિકચન્દ્ર દરરોજ આવતો હતો. શરચ્ચન્દ્રે એક રાતે કાન્તાને કહ્યું " કાન્તા, ત્હને બહુ દિવસના ઉજાગરા છે આજે તો સુઇ જા. રામો મ્હારી પાસે બેસશે ને જોઇશે તે આપશે. " ચિન્તા અને ઉજાગરાથી અસ્વસ્થ મને કાન્તાએ કહ્યું, " જ્યાં સુધી તમને તદ્દન આરામ થશે નહિ ત્યાં સુધી હું આ પથારી ત્યજવાનીજ નથી. " ડૉ. શરચ્ચન્દ્રનો વખત આનંદમાં ગાળવા કાંતા તે વાંચતી કે ગાતી અથવા તો વાર્તાલાપ કરતી હતી. એક રાત્રે ત્રણ વાગ્યે શરચ્ચન્દ્રના રોગે પાછો ઉથલો ખાધો, શરચ્ચન્દ્ર એકજ પાસા ઉપર પડી રહ્યો હતો. જે ઠેકાણે વાગ્યું હતું ત્યાં સખત સણકા આવતા હતા. વારે ઘડીએ રસિકચન્દ્રને મ્હેનત આપવી યોગ્ય નહિ ગણી કાંતાએ પતિના, ડૉ. મંગેશ નામના, એક મિત્રને બોલાવ્યો. પોતાના મિત્રને એકાએક શું થયું તે જાણવા મંગેશ તરતજ આવ્યો. પોતાની બેગમાં પછી ત્હેણે થોડીક દવા આપીને ચોપડવા કહ્યું. " તરતજ આરામ થઇ જશે. લગારે ગભરાશો નહિ, " મંગેશે કાન્તાને કહ્યું. ડૉ. મંગેશ ગયા ને શરચ્ચન્દ્ર નિરાંતે ઉંઘી ગયો. કાંતા ડોળાં ખાતી ખાતી ત્હેના માથા ઉપર હાથ ફેરવતી હતી.

દિવસ ઉપર દિવસ જવા લાગ્યા. ડૉ. શરચ્ચન્દ્રની પ્રકૃતિ સુધરતી ગઇ. થોડા દિવસમાં તો તદ્દન સારો થઇ ગયો. હવે કાંતાને માલુમ પડ્યું કે લોકોને ડૉકટરનો કેવો ખપ પડે છે. " મ્હારે મ્હારા પતિને માટે કેટલું કરવું પડ્યું ? આવું બીજાઓને કેમ નહિ કરવું પડતું હોય ? ડૉ. રસિકચન્દ્ર મ્હારી સાથે આવ્યા ત્યારે " આટલી રાતે કયાં ગયા ? " એવું એમની પત્નીને નહિ થયું હોય ? ડૉ. મંગેશને તેમ નહિ થયું હોય ? હું પણ એક ડૉકટરની પત્ની છું તો મ્હારે પણ મઝા-આનંદનો સ્વાર્થત્યાગ કરવો જોઇએ અને મ્હારા પતિના દરેક વિચારોને અનુમોદન, અનુમતિને સાહાય્ય આપવાં જોઇએ. ત્હેણે પોતાના પતિને કહ્યું, " ડૉકટર, આજથી હું કહું છું કે તમે તમારા ધર્મમાં મગ્ન રહેજો. હું પણ તમને અન્તઃકરણ પૂર્વક સહાયભૂત થઇશ. મ્હને આજેજ ડૉકટરની પત્ની તરીકેના ધર્મ માલુમ પડ્યા છે ને તમારા જીવનના ઉચ્ચ ઉદ્દેશ આજેજ મ્હેં જાણ્યા છે. "

" વ્હાલી હું તે દિવસે ત્હને મૂકીને 'મધ્યરાત્રિએ ચાલ્યો ગયો હતો તેથી ત્હને લાગ્યું તો હશેજ પરંતુ ધર્મ આગળ આનંદ ને મઝાનો ત્યાગ કરવોજ જોઇએ. પ્રથમ ધર્મને પછી બીજું." એમ કહી ડૉ. શરચ્ચન્દ્રે કાન્તાને સ્નેહદાન દીધું.

લે. વિનોદી.

---

# વિદ્યાકલા.

લેખક—સૌ. નર્મદા કાશીરામ ત્રિવેદી. ( હેડ મિસ્ટ્રેસ, જૈન ગર્લ સ્કૂલ, પાટણ.)

## ૧. પુરૂષની મુસાફરીની ટોપી ( ખુલ્લા મોંની ).

**ગૂંથવાની રીત.**

સાધન—લોખંડના અગર છત્રીના પાતળા લાંબા સોયા ૪. કાળું ને લાલ ઉન તોલા ૭, અગર બ્લુ ને ઘેરો લાલ તોલા ૭.

શરૂઆત—આ ટોપી ચાર સોયાપર ગુથાય છે. લોખંડના પાતળા નં. ૪ ના સોયા લાવો. પછી ટોપી શરૂ કરો

૧૪૪ ટાંકા માંડોને ત્રણે સોયા પર વ્હેચી લો. એટલે એકેક સોયા પર ૪૮ ટાંકા થશે. હવે એ સર્વ ટાંકાને નીચે પ્રમાણે ગુથો. હવે ત્રણ સોયા પર જે ટાંકા છે તેને ચોથા સોયા વડે ગુથો. ત્રણ ટાંકા પર્લ ને ત્રણ પ્લેન એ પ્રમાણે ગુથ્યા જાઓ. પછી જેટલો હવે ગળાપટીનો ભાગ પહોળો જોઇએ તેટલો પહોળો ગુથો. અથવા જો આશરે ગુથો તો આંગળ ચાર અથવા પાંચ આંગળ ગુથો, એટલે ગળાપટીનો ભાગ થશે. હવે કાન આગળનો જે ભાગ છે તે ગુંથવા ગમે તે સોયા પરથી બે બાજુએથી ૭ ૭ ટાંકા પેલા બે સોયામાં ઉમેરો એટલે તે સોયામાં ૮૬ ટાંકા રહેશે. જે ૩૬ ટાંકા રહ્યા તેને બંધ કરો એટલે તે મોઢાનો ભાગ ખુલ્લો રહેશે ને પેલા બે સોયા ઉપર ૫૪ ટાંકા ૫૪ ટાંકા થશે. એટલે બધા મળીને ૧૦૮ ટાંકા રહેશે. હવે એ ટાંકાને ગુથો, ત્રણ પ્લેન અને ત્રણ પર્લ—આ પ્રમાણે મોઢું લાંબુ કરવાને વાસ્તે છે, અથવા સાત આંગળ લાંબુ કરો, એટલે મોઢાનો ભાગ પુરો થશે. ને પછી માથાનો ભાગ શરૂ કરો. ૩૬ ટાંકા જે કાઢી નાંખેલા છે તે ટાંકા પાછા નવા કરો. ને પછી જે ૭ ૭ ટાંકા બે સોયા ઉપર ઉમેરેલા છે તે આમાં ઉમેરી લો. એટલે ત્રણ સોયા પર ૪૮ ટાંકા પાછા થશે. હવે માથાનો ભાગ ૪ અથવા ૪॥ આંગળ ગુંથો પછી ટાંકા સંકોચાવા સારૂં દરેક સોયા અગાડીથી ને પછાડીથી બબે ટાંકા ભેગા ગુથો કે જેથી કરીને દરેક સોયે બબે ટાંકા બંધ થાય. એમ હારો ગુંથ્યાજ કરવી જ્યાં સુધી ત્રણ ત્રણ ટાંકા રહે ત્યાં સુધી ગુથવું ને પછી ટોપીના ટાંકા બંધ કરો. ટાંકાને ગળાને વાસ્તે દોરી કરવી હોય તો દોરી કરો અગર કોઈપણ જાતનો ગલપટો કરવો હોય તો કરીને ટાંકા બંધ કરો એટલે ટોપી પુરી થઇ. આ પ્રમાણે ગુંથવી.

હિન્દુ લોકોના અપવાસ કરતાં. જૈન લોકોના અપવાસ ઘણા કડણ હોય છે તે લોકો સુદ, વદ ૮–૧૪ આંબળ, હોળી, પજુસણ ઇ તહેવારોને દિવસે દાતણ પણ કરતા નથી; જેથી મોંમાં દુર્ગંધી મારે છે અને પાસે જનારને પણ તેની ખરાબ વાસનું પરિણામ શોસવું પડે છે. અને તેથી નીચે લખેલી રકમોનું મજન તૈયાર બનાવી રાખવાથી અને અપવાસના અગાઉ દિવસે રાત્રે સારી રીતે ઘસવાથી ઉપરની યતી અડચણ દુર થાય છે.

| | | |
|---|---|---|
| ૧. મોરથુથુ | રૂ. ૨) ભાર | |
| ૨. ફટકડી | રૂ. ૪) ભાર | |
| ૩. ખડીઓખાર | રૂ. ૪) ભાર | |
| ૪. સોનાગેરૂ | રૂ. ૧૬) ભાર | |
| ૫. હેડાં | રૂ. ૮) ભાર | |
| ૬. બેડાં | રૂ. ૮) ભાર | |
| ૭. આમળાં | રૂ. ૮) ભાર | |

આ માલ સારો તાજો ને નવો લેવો. પ્રથમની ત્રણ ચીજોને દેવતા ઉપર લોઢી મુકી ફુલાવી નાખંવીને બાકીની ચીજો દરેક જુદી જુદી ઝીણી વાટી તેને કપડ છણ કરી નાંખવી, અને આ પ્રમાણે સાત ચીજોનું મિશ્રણ કરી કાચની શીશીમા તૈયાર કરી રાખવુ. આ દંતમજનથી મોંના રકતી, દાંતમાંથી નીકળતું લોહી, અને દુર્ગંધી દુર થશે.

# वैद्क.

( મળેલું. )

## કૉલેરાનો તાત્કાળિક ઇલાજ:

કૉલેરા ( કોગળિયું ) અથવા ત્હેના જેવા પ્રકારનો ઝાડો–ઉલટી થાય તે વખતે નીચે જણાવેલી દવા તરતજ આપી દેવાથી દર્દીને વેળાસર આરામ થશે ( દાકતર અથવા વૈદ્યને બોલાવવાની જરૂર નથી એમ સમજવાનું નથી, પરન્તુ ત્હેને આવતાં વાર થાય, અગર તેનો પત્તો લાગે તેમ ન હોય તો આ દવા આપવાથી સારો ફાયદો થશે. )

| | |
|---|---|
| ડુંગળીનો રસ. રૂ. ૦॥ ભાર. | આદાનો રસ. રૂ ૦॥ ભાર. |
| કપૂરનો અર્ક. ૨ ટીપાં. | હીંગનો અર્ક. ૨ ટીપાં. |

હીંગનો અથવા કપૂરનો અર્ક ન મળી શકે તો જરા જરા ચોખાપૂર હીંગ અને કપૂર ડુંગળી તથા આદાની સાથે વાટી નાંખવાં. દર્દ સખી જણાય તો તે ઓછું થાય ત્યાં સુધી દર અર્ધા કલાકે આપ્યે જવું, અને પછી પ્રમાણ ધીમે ધીમે ઓછું કરવું.

# વિવિધ વિહાર.

## દુઃખીને દિલાસો.

(ગીતિ) સત્ ચિદ્ર આનંદ લેવા, સેવા તત્ સત્‌ની કરવી પ્રેમે;
પરબ્રહ્મને પ્રણમો, કૃપાનિધિનિજ કરૂણારસ રેલે.

બેનો, આ જગત્ મુસાફરીમાં સુખદુઃખના ચક્રો ફરે છે. આપણે એજ ચક્રોમાંથી વહન કરવાનું છે. અને આપણી મુસાફરી સફળ નિવડે તે માટે શ્રી કૃપાળુ પરમેશ્વરની સ્તુતિ કરી તેને આધિન રહેવું. શ્રી પરમ કૃપાળુ પરમેશ્વરની શક્તિ એવી સબળ છે કે—

मूकंकरोति वाचालं पंगुं लंघयते गिरिम्

यत्कृपा तमहं वंदे परमानंद माधवम् ।

મૂંગાને તે બોલાવી શકે છે, અને લંગડાને પર્વત ઓળંગાવી શકે છે.માટે તે પ્રભુનિ પ્રાર્થના નિરંતર કરવી કે અંતરની આધિ દુર થઇ શાન્તીનું હૃદયમાં રાજ્ય થશે.

આ જગત્ મુસાફરીએ આવેલા જીવોનું એક નિર્ભય નાવ છે. બુદ્ધિ, વિનય, ડહાપણ, ચાતુરી, લક્ષ્મી, વિદ્યા, જ્ઞાન, સર્વ એની કૃપાથી મળી શકે છે.

મનની ઇચ્છા સબળ રાખી, મનની સબળતા એ બળીષ્ટ થવું. મન મનુષ્ય ઉપર રાજ્યકર્તા છે. સુખનું તેમજ દુઃખનું કારણ પણ મનજ છે. મનને જેમ વાળીએ તેમ વળે છે. સંસારે તારનાર ને બુરાડનાર મનજ છે. માટે મનની નિર્બળતા દુર કરી ઇશ્વિર ઉપર પૂર્ણ વિશ્વાસ રાખવો જેથી આ ભવ-મુસાફરીમાં વિઘ્ન આવશે નહિ.

સંસાર અસાર છે. પણ તેને ઇશ્વરની માયાથી મીઠો અમૃત જેવો માનેલો છે. દુનીયામાં કશું પણ મનુષ્યનું છે નહિ છતાં તે મારૂં મારૂં કરી મોહ કરે છે. આમ મોહવશ થયા વિના આવી પડતાં સુખદુઃખ સમાન ગણી ધિરજથી સહન કરી સંસાર સુખરૂપ માની લઇ સત નિયમે વર્તિ વહન કરવું એજ મનુષ્યનું કર્તવ્ય છે.

જગત્ મુસાફરીમાં શ્રી હરિના નામરૂપ સાથી રાખવો નીતિ રૂપી નાવે સત્યતાનું સઢ ચઢાવી આ અસાર સંસાર જે મહાનિધિ રૂપ છે તેને પાર ઉતરવું. શ્રી પરમ કૃપાળુ પરમેશ્વરની કૃપા મેળવવા યત્ન કરવો.

એ મુસાફરીમાં આદરેલાં યત્નમાં તોફાની પવન નહિ ધારેલે માર્ગે ઘસડી જશે. અને અનેક વિઘ્નો આવશે તોપણ તે સમયે આપણા મનરૂપી મિત્રને શ્રીહરિને સ્વાધિન કરવું જેથી સર્વ દુઃખોમાં સુખની છાયા થઇ આત્માને આનંદ રહેશે.

જગત્ મુસાફરીએ આવેલા જીવો ઉપર સહોદર સંબંધ રાખી દુનીયામાં વહન કરવું. ઘણાં હૃદય સરોવરમાં વસેલો હંસ સર્વનો એકજ છે. જે સર્વની સાથે એકજ નિયમથી વસેલો છે. એ હૃદય સરોવરનો હંસ સત્યરૂપી ચારો ચરી જ્ઞાનરૂપી માર્ગમાં વહન કરે છે. પણ અજ્ઞાનના અંધકારે તેને ઓળખી શકાતો નથી. માટે જ્ઞાનરૂપી જ્યોતિ પ્રગટ કરવા યત્ન કરવો.

જેમ ગુરૂનું માન ચેલાથી વધે છે. તેમજ આ જગત્ મુસાફરીના જીવોનું માન તેના સારા કર્મોથી વધે છે. સંસારની મુસાફરીએ આવેલો જીવ તેની પૂર્વની કૃતિ પ્રમાણે મતિ લઇ દુનીયામાં જન્મે છે તેથી તેના કર્માનુસાર બુદ્ધિએ કર્તવ્યપરાયણ રહી સુખ દુઃખ પણ

કર્મ પ્રમાણે લઇ શકે છે. માટે સંસારમાં જે જે સુખ અથવા દુઃખ આવી પડે તે સહન કરી દૈવ આધિન થઇ જગતનિયંતાની સાક્ષતાથી બીજાં કર્મ નહિ બાંધવાની ઇચ્છાથી સંસાર મુસાફરીનો માર્ગ શુદ્ધ અને સરલ કરવો.

પૂર્વના ઋષિ મુનિઓના જેવો પરમાનંદ ભોગવવાને શક્તિમાન થવાનો સત્સંગ કરી શુદ્ધ આચારવિચાર વર્તન રાખવું. પૂર્વના ઋષિ મુનીઓને ત્યાં શ્રી પરમાત્માએ કૃષ્ણરૂપે, કપિલદેવરૂપે વામનરૂપે એવા જન્મો લીધા છે, અને તેઓને પુત્રરૂપે સંતોષ આપ્યો છે, તે તેના શુદ્ધ આચાર વિચારને વર્તનનુંજ પરીણામ છે. આ જગત મુસાફરીએ આવેલા જીવોથી કાળનો ફેરફાર થવાને લીધે પૂર્વનું માત્ર સ્મરણ કરી તે માર્ગે વિચરવા યત્ન કરવાનું છે. હાલમાં તે પવિત્ર ઋષિઓ જેવાં કૃત્ય અને પરમાત્માની પ્રાપ્તિ થવી આકાશના પુષ્પ માફક આશા રાખવી તેજ છે.

આ કળીયુગમાં તો બનતી કોશીશે, સત્ય શિયળ જાળવી, સંતોષને દ્રઢતા રાખી; શ્રી પરમાત્માનું સ્મરણ કરવાને માત્રને કીરતારનું નામ હૃદય ગ્રંથીમાં ગુંથાઇ રહે અને શીલાલેખ માફક છપાઇ રહે એજ ઇશ્વર પ્રાર્થના કરવી, કે જેથી આ જગતયાત્રા સફળ થાય.

આપણા હૃદયમાં શાન્તીનું સામ્રાજ્ય સ્થાપવું એ આપણા પોતાનાજ હાથમાં છે. જેથી દુઃખ પ્રાપ્ત થાય તે વસ્તુનો "કુમારીકાના કંકણ"ની માફક ત્યાગ કરી ઇશ્વર સ્તુતિ કરવી જેથી શાન્તી થશે. સંસારમાં શાન્તી ભોગવવીએ પણ કર્માધિન છે. જેવાં કર્મો તેવુંજ શાન્તિ સદન મળે છે, માટે દુઃખથી ડરવું નહિ અને સુખથી હસવું નહિ પણ જે સ્થિતિમાં ઇશ્વર મુકે તે સ્થિતિ હર્ષથી ભોગવીને સારાં કર્મો કરવાં કે જે સંસારમાં બંધને મુક્ત કરે.

આ જગમાં કોઇજ સંપૂર્ણ નથી. આપણાથી સંપૂર્ણ થવાશે નહિ. આપણે પોતે અસંતોષથી આપણા ભાગ્યને દોષ દઇ જે ક્લેશ ઉત્પન્ન કરીએ તે નકામું છે. માટે સર્વ રીતે સંપૂર્ણ શ્રીપરમકૃપાળુ ઇશ્વરની પ્રાર્થના કરવી કે તે કૃપાળુ દુઃખ સમયે દિલાસો દઇ સંકટ વેઠવા શક્તિ આપે.

સંસાર સાગરમાં વસતા આધિ ઉપાધીને વ્યાધી જેવા મગર મત્સ્યો બચવા માટે અને પરમાનંદને પામવા માટે બનતી કોશીશ કરવી જેથી ત્રિવિધ તાપમાંથી બચી શાન્તીનો માર્ગ મળશે. આપણે "अहं ब्रह्मास्मि" હું બ્રહ્મ છું એવી ભાવનાવાળાં) થવાની આશામાં રહીને સંસાર ચક્રોના ફેરા બનતી કોશીશે દુર કરવા યત્નવાન થવું અને અસાર સંસાર જે ક્ષાર જેવો છું–એવી ભાવનાવાળાં તેને અમૃત સમાન બનાવી પરમાત્માના સ્મરણરૂપી અમૃતનું પાન કરવું જેથી અસાર સંસારનો સમુદ્ર સુગમતાથી નિતિજ્ઞાનના નાવથી તરી શકીશું.

સંસારયાત્રામાં પૂર્ણ સંતોષથી આપણી જગત મુસાફરી સફળ કરવી. યોગવાસિષ્ઠમાં પણ કહ્યું છે–

संतोषः परमोलाभः सत्संग परमंधनं
विचार परमं ज्ञान समंचपरमं सुखम् ।

સંતોષ પરમ લાભ છે, સત્સંગ પરમધન છે, વિચાર પરમજ્ઞાન છે, અને સમતા પરમ સુખ છે. એ ગુરૂ વસિષ્ઠના બોધને અનુસરી જગત્ મુસાફરીમાં સંતોષ અને શ્રી હરિની કૃતિના વિચારોનું મનન કરી ક્રોધરૂપી શત્રુનો પરાજ્ય કરીશું તો આપણે નિર્વિઘ્ન શાન્તી ધામને પામીશું.

આ જગત્ મુસાફરીમાં રામચંદ્રજીની માફક વિરક્ત રહી સર્વ કાર્યોમાં સાવધ રહી પ્રભુ પ્રત્યે પ્રેમ ધારણ કરીશું તો ભવસાગરને પાર જવા મુસ્કેલી નડશે નહિં. "પ્રેમ" આ શબ્દ ગોપીકાઓએ પોતાના હૃદય મંદીરમાં સ્થાપન કરી શ્રી કૃષ્ણ પમાત્માને વશ કર્યા છે. એ ગોપીકાઓને સમાધિ કે સાધના કરવી પડી નથી. પોતાના નિર્મળ પ્રેમથી પ્રભુમય બની હતી. માટે સંસારમાં આપણે પણ પ્રભુ પદમાં સ્વચ્છ પ્રેમનું બીજ અર્પણ કરવું જેનું મહાન્ વૃક્ષ થઇ આપણને મિષ્ટ ફળની પ્રાપ્તી થશે.

જગત્ યાત્રાના જીવોને પ્રભુને જોવાની ઇચ્છા હોય, કહે છે કે "પ્રભુ ક્યાં છે"? તો તે તેના અજ્ઞાનનુંજ કારણ છે. પરમેશ્વર તો સર્વવ્યાપી છે. એ પ્રભુ વિનાનો એક ઠામ ખાલી લાગતો નથી. જીવો જાણે છે કે પ્રભુ રમે છે કે શું? પણ તેજ તેની ભુલ છે. એ મહાન્ પ્રભુ આ જગતનો મદારી થઇ આખા જગતને ખેલાડી માફક ખેલ કરી રમાડે છે. કદી રડાવે છે, કદી હસાવે પણ છે. સહુ જીવોના કર્માનુસાર બુદ્ધિ, બળ, જ્ઞાન, લક્ષ્મી વિગેરે આપે છે. એ પ્રભુનો પ્રેમ જેણે મેળવ્યો છે તે જગતમાં પ્રભુ સમાન પૂજ્ય છે, એ પરમાત્મા મનુષ્યના પંચભૂતના દેહમાં પણ વસેલો છે. જ્યારે એ દેહમાંથી ઇશ્વર દુર થાય છે ત્યારે દેહને એક ક્ષણ પણ કોઇ રાખી સ્નેહ કરતું નથી. સ્નેહી સગાં સર્વએ કૃપાળુ પરમેશ્વરના આવાહનથીજ સ્નેહભાવ દર્શાવે છે. આ ઉપરથીજ ઇશ્વરનો સર્વ સ્થળે વાસ છે એમ સિદ્ધ થાય છે.

માણસોના હૃદય સરોવરમાં હંસરૂપે રહેલા પ્રભુ અજ્ઞાનથી દુર દેખાય છે પણ જ્યારે બિન્દુ સ્વરૂપ પરમાત્મા જ્યારે જ્ઞાનદિપકથી જોઇ શકાય છે ત્યારે તે નિરંતર સાથે અને સાથેજ છે. આ જગત્ જાત્રામાં જેમ જેમ તૃષ્ણાને તોડી મુસાફરી સફળ કરાય તેમ તેમ શાન્તીની છાયા પથરાઇ અમૃત ધારાએ સંતોષ થાય છે. માટે તૃષ્ણાને દુર કરી ઇશ્વર પરાયણ રહેવું એજ મનુષ્ય જન્મની સાર્થકતા છે.

જગત્ મુસાફરી સફળ કરનાર જીવો એ આડંબર બતાવી દુનીયામાં પૂજ્ય, કીર્તિવંત થવાનો ડોળ કરવો નહિ તેમજ અભિમાનથી દુર રહેવું. જેથી ઇશ્વરની કૃપારૂપી પુષ્પની સુગંધીઓ આત્મમાં ફેલાશે.

આ જગતના જીવોએ અસત્યનો ત્યાગ કરી મહાકષ્ટેપણ સત્ય જાળવવા કોશીશ કરવી તે માટે કબીર ભગતની કવિતા નિરંતર યાદ રાખવી "સતીયા સત નવ છોડશો સત છોડે પત જાય." સતને જાળવી સત ચિત્ આનંદને પ્રસન્ન કરી જગત મુસાફરીમાંથી નિર્વિઘ્ને શાન્તી ધામ આવવું એજ કર્તવ્ય છે. જગત જાત્રામાં દુઃખી જીવો પોકારે છે કે અમે પરાધીન ક્યાં સુધી રહીશું? પણ આ શબ્દને બોલવા અગાઉ વિચારવું કે દુઃખી અથવા સુખી શ્રીમંત અથવા ગરીબ દરેક આ સૃષ્ટિના જીવો સ્વાધીન છેજ નહિ કોઇ પરાધીન છે. આપણા જગત નિયંતાજી મરજી સુધીજ આ જગતમાં સ્વાધિનપણું ભોગવી, જીવવું અને છતવું છે. તે પ્રભુ જગતરાજની મરજી સિવાયે યશ, કીર્તિ, કર્તવ્ય આયુષ, આપણા હાથમાં નથી, ચક્રવર્તી શ્રી હરિ છે જ્યાં સુધી તેની કૃપા હશે ત્યાં સુધી આ માડેવી જગતબાજીમાં રમવું, જીતવું અને ઝઝવું છે. માટે તે પ્રભુની કૃપા મેળવવાને કર્તવ્ય પરાયણ રહેવું જેથી શાન્તી ધામ મેવાય. સંસાર સાગરથી પાર ઉતરવા માટે સત્ય નિયમ દયા ધીરજ અને શાન્તી

આટલા ગુણોને સેવવાથી શ્રી નિયંતારૂપ નાવ મનુષ્યને હાથ લાગશે અને ભવસાગરમાં પાર ઉતરવા તે શક્તિમાન થશે. આ ભવસાગરની મુસાફરીમાં પિંગલાએ કરેલો પ્રસ્તાવો જરૂર યાદ રાખવાનો છે.

आशा हि परमं दुःखं वैराग्यं परमं सुखम्
यथासंसिद्ध कान्ताशाम् सुखं सुखाय पिंगला ।

પિંગલાની માફક સર્વ આશાનો ત્યાગ કરી, શ્રી પરમેશ્વરમાં વૃત્તિ દોરી, મન વૈરાગી કરવું, એજ પરમાનંદની પ્રાપ્તીનો માર્ગ છે. છેવટે આપણે શ્રી સંજયનું વાક્ય પણ યાદ રાખવું:

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ।

માટે આ જગત યાત્રામાં શ્રી કૃષ્ણ પરમાત્મા આપણી સાથે રહો અને આપણી મુસાફરી નિર્વિઘ્ન સફળ થાઓ, એ પ્રાર્થના કરી વિરમું છું. અસ્તુ!

અ. સૌ. હરિસુખગૌરી.

---

ગ્રાહક બ્હેનો અને બન્ધુઓએ અવશ્ય વાંચવી !

# પત્ર વ્યવસ્થાની સૂચનાઓ.

**ભેટનું પુસ્તક. સ્ત્રી-સાહિત્ય વાંચન માળા. ગ્રાહક વધારનારને લાભ.**

## ભેટનું પુસ્તક અને નવા અંકઃ વી.-પી.

**સ્ત્રીલેખનો ખાસ અંક. ભેટ વ્હેલી કેમ મેળવવી ? પરદેશના ગ્રાહકોને વિનંતિ.**

૧. આ અંકનું છેલ્લું પાનું વાંચ્યેથી, આ પત્ર પ્રકટ કરવામાં કેમ વાર થઈ અને ત્હેને નિયમિત થવામાં કેવા સયોગો નડ્યા હતા તે સમજાયા વિના રહેશે નહિં. અમને શ્રદ્ધા છે કે જે બ્હેનો અને બન્ધુઓને સુન્દરી સુબોધના ચાલુ અંકો બ્હાર પાડવામાં આ ફરીથી થયેલી ઢીલ અયોગ્ય જણાઇ હતી, તેઓ પણ ક્ષમા આપવા કૃપા કરશે.

૨. સપ્ટેમ્બરથી નવું વર્ષ શરૂ થાય છે. આ માસથી બનતી તાકીદે અનિયમિતતા દૂર કરવા સંકલ્પ છે. પરન્તુ જુલાઇ-ઓગસ્ટનો આ અંક બનતી ત્વરા કર્યા છતાં ઓગસ્ટ મહિનાની આખર લગભગમાંજ બ્હાર પડી શકશે, એમ ધારતી છે. તેથી એવી યોજના કરવામાં આવી છે કે, સપ્ટેમ્બર અને ઓક્ટોબર મહિનાના અંકો ઓક્ટોબરની શરૂઆત સુધીમાં પ્રકટ કરવા. આથી સાધારણ નિયમિતતામાં પત્ર આવી જશે.

૩. ભેટનું પુસ્તક-એ વર્ષ માટેનું-પ્રેસમાં જવાની તૈયારીમાં છે તેથી તે પણ ઓક્ટોબરની શરૂઆત સુધીમાં બ્હાર પાડી શકાશે. અને ગ્રાહક બ્હેનો તથા બન્ધુઓના લવાજમ વસુલ કરવા માટે તે યોગ્યજ અને ઉત્તમ સાધન છે એમ અમારી ખાત્રી થયેલી હોવાથી તે નવલ કથાનું મ્હોટું પુસ્તક અને સપ્ટેંબર-ઓક્ટોબર મ-

હિનાઓના બે અંક ( જે હવેથી જૂદા જૂદા જ ક્હાડવામાં આવશે તે ) મળી ત્રણેનું એક મ્હોટું પાકીટ દરેક ગ્રાહક જેનું લવાજમ બાકી હશે ત્હેના તરફ વી. પી. કરી મોકલવામાં આવશે. આ વી. પી. સ્વીકારવા દરેક ગ્રાહક બ્હેન અને બન્ધુને ખાસ વિનંતિ છે. કારણ કે વી. પી. થી આવેલું પુસ્તક લઈ પૈસા ભરી દેવાને બદલે તે પાછું ક્હાડવાથી અમોને ઘણુંજ નુકશાન થાય છે; તે અમે ફરીથી એકવાર જાહેર કરવા રજા લઇએ છીએ. આ પત્રના ગ્રાહકો સઘળા સદ્‍ગૃહસ્થ અને સન્નારીઓ છે, અને તેથી જાણી જોઇને તો કોઈ ત્હેનો અસ્વીકાર કરેજ નહિ. પણ અમારો અનુભવ એવો છે કે, બેદરકારીથી પોતાનો મુકામ બદલ્યો હોય, પોતે પરગામ અથવા ધંધા રોજગાર માટે બ્હાર જવાના હોય તો, વી. પી. સ્વીકારવા ગોઠવણ ન કરવાથી, અમારી પાસે તે પાછું આવે છે, અને ટપાલ ખર્ચ તથા મહેનત નકામાં જાય છે. વળી પાછા એના એજ ગ્રાહકો તે ફરીથી મંગાવવા કૃપા કરે છે !–તો નમ્ર વિનતિ એટલીજ છે કે ઓક્ટોબરની તા ૫ થી ૧૫ સુધીમાં અથવા તે અરસામાં આ પત્રની ઓફિસ તરફથી જે વી. પી. આવે તે સ્વીકારવા દરેક ગ્રાહકે ગોઠવણ કરવા તરદી લેવી અને તે અરસામાં પોતાનો મુકામ બદલાવાનો હોય તો તે પણ જણાવવા મહેરબાની કરવી.

૪. **સુન્દરી સુબોધ અને ત્હેના અંગના અનેક લાભ ગ્રાહકોને એટલી ઓછી કિંમતે આપવામાં આવે છે કે,** ત્હેને માથે ટપાલ ખર્ચનું વધુ નુકશાન આવે તે બહુ ભારે થઇ પડે છે ! આ વાત અમારા પ્રિય વાચકોથી અજાણી નહિંજ હોય એમ અમે માનીએ છીએ. માટ **જો વી. પી. સ્વીકારવા ગોઠવણ થઇ શકે તેમ ન હોય તો તે ગ્રાહકોએ પ્હેલેથી મનિઓર્ડરથીજ લવાજમ મોકલી આપવા કૃપા કરવી.**

૫ **દરિયાપારના દેશોના ગ્રાહક મહાશયોને** જણાવવા રજા લઇએ છીએ કે ત્હેમને એક કાગળ લખવામાં એક આનાનુ ખર્ચ થાય છે તે જાણીતું છે. બીજાં પત્રો પરદેશના ગ્રાહકો માટે ઘણો વધારે દર રાખે છે તે વાત અમારા ધ્યાન ઉપર પણ લાવવામાં આવી છે. પરન્તુ **સુન્દરી સુબોધ** દરિયાપારના દેશોમાં વસતાં ગુજરાતી બ્હેનો અને ભાઇઓની પણ જેમ બને તેમ વધારે સેવા યથાશક્તિ બજાવે, માટે અમે ખાસ જરૂર ઉપરાંત લવાજમ વધારવા માગતા નથી. પણ ત્હેની સાથે **પરદેશનાં ગ્રાહકોએ મ્હેરબાની કરી મનીઓર્ડર કિંવા પોસ્ટલ ઓર્ડર મારફત વર્ષની શરૂઆતમાં જ બાકી રહેલાં લવાજમ મોકલી આપવાં જોઇએ.** કારણ કે તેઓને આ પત્ર નિયમિત રીતે વખતસર પ્હોંચે છે કે નહિ, તે પણ અમને ખબર પડતી નથી; તેમજ ત્હેમનું લવાજમ પણ આવતાં ઘણીવાર થાય છે અને વી. પી. ત્યા થઇ શકતું નથી. **માટે ઓક્ટોબરની લગભગ સુધીમાં જેમનાં લવાજમ આવ્યાં હશે તેઓ તરફેજ ભેટનું પુસ્તક મોકલી શકાશે, એમ પરદેશના ગ્રાહકોને જાહેર** કરવા અમે રજા લઇએ છીએ.

૬. **ભેટના પુસ્તક તરીકે–'બાલા' નામે સાંસારિક નવલકથાનું રસીલું; સુબોધક પુસ્તક સુન્દરી સુબોધના બે વર્ષના ગ્રાહકોને ભેટ આપવાનું છે.** આ સુન્દર નવલકથા, **યોગિની અથવા સરસ્વતી ( સાધ્વીઓ )** ના

**જીવન સુવાસ** નામની નવલ કથા જે **સુન્દરી સુબોધના** ગ્રાહકોને પ્હેલા વર્ષની ભેટ તરીકે આપવામાં આવી હતી અને જેની બીજી આવૃત્તિ એના સસ્તા સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રસિદ્ધ થઇ છે ( અર્થાત્ બે આવૃત્તિમાં મળી હેની ૬૮૦૦ **નકલો** બ્હાર પડી ચુકી છે, તેના સ્વતંત્ર અનુસંધાન તરીકે, દેશોન્નતિ અને સ્ત્રી-કેળવણીને લગતા વિષયોની રસભરી ચર્ચા શરૂ રાખશે. **સુન્દરી સુબોધની ભેટનાં પુસ્તકો કરતાં કદમાં તે પુસ્તક લગભગ બમણું મ્હોટું થશે.**

૭. **સુન્દરી સુબોધની** હાલ સુધીમાં બે વર્ષની **ભેટ** બાકી છે. **આઠમા** એટલે ગયા વર્ષની તથા **નવમા** એટલે ચાલુ **વર્ષ** જે આ **ઓગસ્ટમાં** પુરૂં થાય છે હેની. **દસમું વર્ષ** જે આ સપ્ટેમ્બરથી શરૂ થાય છે, હેની **ભેટનું** પુસ્તક હાલ તૈયાર થાય છે; તે ફેબ્રુઆરી લગભગમાં પ્રકટ થયેથી ગ્રાહકોમાં વ્હેંચવામાં આવશે

૮. જેઓ આ પત્રના **આઠમા વર્ષમાં** એટલે ઈ. સ. ૧૯૧૦ ના સપ્ટેમ્બર પ્હેલાં અથવા તે પછી ગ્રાહક થયા છે, હેમનેતો આ બે વર્ષની ભેટ ઉપર-આઠમા અને નવમા વર્ષના ગ્રાહક તરીકે હક થઇ ચૂકયો છે. તેથી હેમના તરફ **બાળાની** નવલકથા મોકલવામાં આવશે.

પણ જેઓ આ **પત્રના નવમા વર્ષમાં** એટલે ઇ. સ. ૧૯૧૧ ના સપ્ટેમ્બર પછી ગ્રાહક થયા છે. હેમની આગળ બે રસ્તો ખુલ્લા મુકવામાં આવ્યા છેઃ

( ૧ ) હેમણે નવમા અને દસમા વર્ષની ભેટ તરીકે **બાળાનું** પુસ્તક **ભેટ** લેવું ( પણ હેમને પછી દસમા વર્ષની જુદી ભેટની ચોપડી મળી શકશે નહિં. )-અથવા

( ૨ ) હેમણે **સુન્દરી સુબોધ મન્દિરમાં** મળતાં સ્ત્રી-ઉપયોગી પુસ્તકો પૈકી, **મૃદુલા** (ઉત્તમ, સુબોધક નવલ કથા-મૂલ્ય રૂ ૦-૮-૦)અથવા **ગીતમાળા ભાગ.૨.** ( રસીલાં ગીત ગરબીનો સુન્દર સંગ્રહ-મુલ્ય રૂ. ૦-૬-૦ ), એ બેમાંથી એક પસદ કરી તે વી. પી થી મોકલવા આ ઓફિસ તરફ વેળાસર લખવું.

( ૩ ) જેઓની તરફથી ઉપર જણાવ્યા મુજબ સૂચના નહિં આવે તેઓને, **બાળાનું** પુસ્તક લેવા હેમની સંમતી છે માની તે વી. પી. થી મોકલવામાં આવશે.

૯ જે ગ્રાહક બ્હેનો અને બન્ધુઓએ આ પત્રના નવા ગ્રાહક વધારવામાં મદદ કરી છે તેઓ **બનતી તાકીદે** પોતાની મારફત વધેલા ગ્રાહકોનાં નામ ઠામ તથા સંખ્યા આ ઓફિસ તરફ લખી મોકલવા તસ્દી લેશે તો ઉપકાર થશે. આપેલાં નામ અને સખ્યા અમારા દફતરની સાથે-કાંઈ ભુલ ન થાય માટે-મેળવી, હેમણે કરેલી ઉત્તમ સહાયના બદલા તરીકે તો નહિં, કારણ એવા પ્રયત્નો તો ફક્ત અંતરના ઉમંગથીજ થઇ શકે છે, પરન્તુ અમારી હેને માટે આભારવૃત્તિ પ્રદર્શિત કરવાને હેમને આપવાના ખાસ લાભની વ્યવસ્થા કરવામાં આવશે, આશા છે કે આ હકીકત આપવામાં વિલંબ નહિં થાય. **સપ્ટેમ્બરની આખર સુધીમાં નવાં ગ્રાહકો મેળવી આપનાર ગ્રાહકને પણ આ લાભ મળી શકશે.**

૧૦ **સ્રીસાહિત્ય વાંચનમાળાની** યોજના હજુ સુવ્યવસ્થિત થઇ શકી નથી અને તન્ત્રીની નાદુરસ્ત તબિયત વગેરે કારણોને લીધે, હેમાં કાંઇ આગળ પગલાં ભરી

શકાયાં નથી. તેથી દિલગીરી સાથે જણાવવું પડે છે કે, હજુ આશરે છ માસ પછી તે કામ ઉપાડી શકાશે.

**સ્રીસાહિત્ય વાંચનમાળાનું** અગાઉથી લવાજમ ભરવા કૃપા કરનાર ગ્રાહકોને વિનતિ કરવાની કે તેઓનું આવેલું લવાજમ ( રૂ. ૧-૧-૦ ) સુન્દરી સુબોધના લવાજમ પેઠે જમે કરવામાં આવશે અને તેથી જો હેમની પાસે એક વર્ષનું એટલે નવા વર્ષનુંજ લેવાજમ લ્હેણું હોય તો હેમણે ફક્ત ચાર આનાની ટપાલની ટિકિટો ( એક પૈસાવાળી ) મોકલી આપેથી હેમનું તે વર્ષનું કુલ લવાજમ વસુલ ગણવામાં આવશે.

**સ્રી—સાહિત્ય વાંચનમાળાની** યોજના આથી મૂકી દીધી છે એમ માનવાનું જરા પણ કારણ નથી. થોડાજ વખતમાં તે શરૂ થઇ શકશે, એમ ખાત્રી છે. પરન્તુ **સુન્દરી સુબોધના** પ્રકાશકની તરફ પૈસા લઇ રાખી મૂકવાનો આક્ષેપ કોઇથી થવા પામે નહિં એટલા માટે જ આ પગલું ભરવું યોગ્ય ધાર્યું છે. એ વાંચનમાળાનું લવાજમ ભરનારમાંથી જેઓ નવા વર્ષમાં **સુન્દરી સુબોધના** ગ્રાહક રહેવા નહિં માગતા હોય, હેમણે નોટપેડ કાગળ લખ્યેથી આ ઑફિસને ખર્ચે હેમને રૂ. ૧-૧-૦ પાછો મોકલી આપવામાં આવશે ( એક રૂપિયો હેમણે ભરેલા લવાજમનો તથા એક આનો જો હેમણે ટપાલ ખર્ચમાં વાપર્યો હશે તો તે પણ પાછો મળશે. ) **સ્રી સાહિત્ય વાંચન માળાનું** લવાજમ ભરનાર ગ્રાહકો, તે પ્રકટ થાય તે દરમિયાન પૈસા આ આફિસમાં જમે રાખવા માગતા હશે તો હેમણે લખ્યેથી તેમ કરવા હરકત નથી.

માટે ખાસ વિનંતિ કે **સ્રીસાહિત્ય વાંચનમાળાના** ગ્રાહકો જેમણે લવાજમ ભરી દીધેલું હોય હેમણે કાગળ સાથે ચાર આનાની ( એક પૈસાવાળી ) ટિકિટો જેમ અને તેમ વેળાસર મોકલી આપવા કૃપા કરવી. કે જેથી હેમના ઉપર વી. પી. મોકલવાની ભૂલ થવા પામે નહિં; અને ભેટનું પુસ્તક વ્હેલું મળી શકે.

૧૧. સપ્ટેંબર-ઑક્ટોબરના અંક તથા ભેટનું પુસ્તક વ્હેલું મેળવવું હોય હેમણે પોતાનું લવાજમ મનિઑડરથી મોકલી આપવું. આથી વી. પી. કરતાં થતો સ્વાભાવિક વિલંબ હેમને નહિ નડે. પરન્તુ મોકલનારે હેના મનિઑર્ડર ફારમના કુપનમાં નામ ઠામ તથા રકમ સ્પષ્ટ લખવાં; કારણ તેમ નહિ કરવાથી ભૂલ થવા સભવ રહે છે.

૧૨. નવા વર્ષમાં અનેક તરેહની નવી નવી યોજનાઓ ધારવામાં આવી છે, તે ધીમે ધીમે જેમ જેમ નવા વર્ષના અંક જોવામાં આવશે તેમ તેમ પ્રત્યક્ષ થયા વિના રહેશે નહિં. સુન્દરી સુબોધના પત્રજીવનનું દસમું વર્ષ જે શરૂ થાય છે તે નિઃસંશય હેની લોકસેવાની શક્તિમાં મહત્વનો વધારો થયેલો બતાવ્યા વિના નહિંજ રહે, એમ અમને સંપૂર્ણ શ્રદ્ધા છે,

સુન્દરી સુબોધનો સ્રી-લેખનો ખાસ મ્હોટો અંક જેમાં સુન્દર અને મનોહર ચિત્રો પણ પ્રકટ કરવામાં આવશે, તે આ વખત દીવાળીના શુભ પ્રસંગ ઉપર બ્હાર પડશે. આથી નવેમ્બરનો અંક આ વખત ખાસ અંક તરીકે પ્રકટ થશે અને તેથી સઘળી લેખક બ્હેનોને વિનતિ છે કે, તેઓએ કૃપા કરીને વેળા-

સર પોતાનાં લખાણ મોકલી આપવાં; કારણ કે મોડામાં મોડાં તા: ૩૦ મી સપ્ટેંબર સુધીમાં મળેલાંજ લેખ પ્રકટ થઈ શકશે. ગઈ વખત કેટલાક લેખ બહુજ મોડા આવવાથી ખાસ અંકમાં નહિં લઈ શકવાને લીધે અમારે કેટલીક લેખકભગિનીઓને ખોટું લગાડવું પડયું હતું; અને તેથી જ આ વિજ્ઞપ્તિ કરવી પડી છે.

—પ્રકાશક, સુન્દરી સુબોધ.

# पत्र मंजूषा.

## ભારતનાં રમણી-રત્નો:

### ( હિન્દની ઉત્તમ સન્નારીઓ—એક પ્રોત્સાહક ચર્ચા. )

૧.

સુન્દરી સુબોધ પત્ર નવ વર્ષથી ગુજરાતની, ગુજરાતણોની અને ગુર્જરાતી સાહિત્યની નિઃસ્વાર્થ સતત સેવા બજાવે છે. આ સુવિખ્યાત માસિકની અંદર કેટલાંએક ઉત્તમ સ્ત્રી-લેખકોનાં લેખો, વાર્તાઓ, અને નિબંધો એટલા બધા રસિક અને ઉપદેશક હોય છે કે આપણે ખરેખર એ પત્ર વાંચતાં આપણી ગરીબડી ગુજરાતનાં ભવિષ્ય માટે ઘણી ઉચ્ચ આશાઓ બાંધી શકીએ. સ્ત્રીઓને માટે પ્રકટ થતું, સ્ત્રીઓના લેખો પ્રસિદ્ધ કરતું અને સ્ત્રી-કેળવણીના પ્રસારાર્થે સતત પ્રયાસ કરતું, આવું માસિક ગુજરાતમાં એ એકજ પ્રસિદ્ધ થાય છે. અને ત્હેમાંના સુશિક્ષિત સન્નારીઓના લેખો, તેમજ સાંસારિક આદિ વિષયોના બન્ધુઓ તથા ભગિનીઓના લેખો, ત્હેમાં આવતા વિચારોની વિવિધતા, ત્હેની લોકપ્રિયતા, અને ત્હેનું ઓછું લવાજમ આ બધું જો સંપૂર્ણરીતે વિચારીએ તો તે ગુજરાતનાં ઉત્તમોત્તમ પત્રોમાંનું એક છે એમ કહી શકાય, એ નિઃસંશય છે.

સ્ત્રીઓ માટે પ્રકટ થતાં—यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः એ આદર્શ વચનો વાળા આ માસિકમાં પત્રમંજૂષાના વિભાગમાં અનેક બ્હેન અને બંધુ ચર્ચા કરે છે. અને એ ચર્ચાની ઉપયોગીતા અને રસિકતા ઉપરથી હું જે ચર્ચા કરવા માગું છું તે અયોગ્ય અને અસ્થાને નહિ ગણાય, એમ હું માનું છું.

૧૯૧૨ ના " રીવ્યુ ઑફ રીવ્યુઝ " એ નામના અંગ્રેજી માસિકના જાન્યુઆરી-ફેબ્રુઆરીના અંકોમાં દુનિયાના મોટા માણસો વિષે એક રસિક ચર્ચા ઉત્પન્ન થઇ હતી. એ ચર્ચાથી પ્રેરાઇ રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ ( એલ. સી. ઇ. ) એ વૈશાખ માસના વસંત માસિકમાં " અભ્યાસોત્તેજક ચર્ચા " એ નામનો એક લેખ મોકલી ભરતખંડના વીસ મહાપુરૂષોનાં નામો આપ્યાં હતાં; અને એ પત્રના તંત્રીને પણ અન્ય વિદ્વાનોને નિમંત્રણ કરવા લખ્યું હતું; જયેષ્ઠના માસના એ પત્રના અંકમાં ઘણા વિદ્વાનોએ પોતે પસંદ કરેલા નામો મોકલ્યાં હતાં અને હજુ પણ એ ચર્ચા ચાલે છે.

આ ચર્ચા ઘણી જ્ઞાનોત્તેજક, રસિક અને ઉત્કર્ષક લાગવાથી, હું એજ વિષય જૂદી રીતે રજુ કરવાની રજા લઉં છું.

આપણી પુણ્ય ભારતભૂમિ ઘણી પતિપરાયણા સતીઓ, યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરનારી વીરાંગનાઓ, તેમજ અસંખ્ય વિદુષી અને ધર્મચારિણી સન્નારીઓની જનેતા છે.

તેથી **ભરતખંડની દશ મહાન નારીઓની** ચર્ચા મ્હારા ધારવા પ્રમાણે ઘણી રસિક અને ઉત્તેજક થઈ પડશે તથા મ્હારી ગુજરાતી ભગિનીઓને તે જ્ઞાન સાથે ગમ્મત આપશે: એ ઇરાદાથી આ ચર્ચા હું ઉપસ્થિત કરૂં છું.

આ પત્રના તંત્રી પણ આ વિષય સંબંધી ગુજરાતના સુવિખ્યાત સાક્ષરો તેમજ લેખક—સન્નારીઓને નિમંત્રણ કરશે તો આ ચર્ચા વધારે ફલદાયી થશે એ નિઃસંદેહ છે.

દશ એ સંખ્યા મ્હારા ધારવા પ્રમાણે બહુ મોટી તેમ બહુ ન્હાની પણ નથી. મ્હારી મંદમતિ પ્રમાણે હું હિંદુસ્થાનની દશ સન્નારીઓના નામ આપવાની રજા લઉં છું.

| | | | | |
|---|---|---|---|---|
| સીતા | સાવિત્રી | અનસૂયા | લક્ષ્મીદેવી | ગાર્ગી |
| દુર્ગાવતી | ઝાંસીની મહારાણીલક્ષ્મીબાઈ | અહલ્યાબાઈ | ચાંદબીબી | સરલાદેવી |

રમણીક ત્રીવેદી.

૨.

સુન્દરી સુબોધના શ્રીયુત્ તંત્રી સાહેબ,

સેવામાં વિજ્ઞપ્તિ કે, મર્હૂમ મહાત્મા સ્ટેડના " રિવ્યુ ઓફ રિવ્યુઝ " માં અને તેને અનુસરીને સા. શ્રી. આનન્દશંકરભાઇના " વસંતમાં " **વીસ મહાન પુરૂષોના** નામ પસંદ કરવાની પ્રોત્સાહક ચર્ચા ઉભી થઇ છે. આવી ચર્ચામાં મહાન સ્ત્રીઓનાં નામ પણ ભેળવવાં જોઇએ, એવી સહજ સૂચના–હું ભૂલ ન કરતો હોઉં તો–સા. શ્રી. નરસિંહરાવભાઇ તરફથી થઇ છે.

વીસજ નામ કેમ, અને વધતાં કે ઓછાં કેમ નહિ?– એ વિષે ચર્ચા ચલાવવા કરતાં, તે સંખ્યા સ્વીકારવાથી કાંઇ બહુ લાભ કે હાનિ થઇ જવાની નથી; કારણ આ વિષયની ભૂમિકા એટલી વિશાલ છે અને આપણું જ્ઞાન એટલું બધું સંકુચિત છે કે, કોઇ ને કોઇને તો અતિન્યાય કે અન્યાય થવાનોજ!

મારા નમ્ર મત મુજબ સ્ત્રી અને પુરૂષો બંનેમાંથી ઉત્તમ નામ પસંદ કરવાં એ જેટલું લાભકારક છે તેટલુંજ ન્યાયપુરઃસર પણ છે; કારણ કે જગતની ઉન્નતિ એકલા પુરૂષો અથવા એકલી સ્ત્રીઓથી નહિ પણ બંનેના એકત્ર પ્રયાસથીજ થઇ છે અને થાય છે. પરંતુ પુરૂષોનાં નામની ચર્ચા ચાલી ગયા પછી, હવે એક કર્તવ્ય બાકી રહે છે. અને તે એ કે હિંદની ( દુનિયાંની પછી લઇશું તો ચાલશે ) વીસ મહાન નારીઓનાં નામની પસંદગી કરવી. તો, **" સ્ત્રીઓને આરેજ પ્રકટ થતા અને પ્રયાસ કરતા "** આપના માસિક દ્વારા હું તે નામ મારા નમ્ર વિચાર મુજબ આપના વાચક વર્ગ સમક્ષ મૂકવા રજા લઉંછું અને આશા રાખું છું કે તેની ચર્ચા આગળ વધતાં બોધદાયી નીવડયા વગર રહેશે નહિં.

## वैदिक–पौराणिक.

| પતિતપાવન મહિલાઓ: | વિદુષી સન્નારીઓ: |
|---|---|
| સીતા. | ગાર્ગી: |
| અનસૂયા. | મૈત્રેયી. |
| સાવિત્રી. | ખન્ના. |
| દમયન્તી. | લીલાવતી. |
| તારામતી ( હરિશ્ચન્દ્રનાં મહારાણી. ) | ભારતી ( મંડનમિશ્રનાં ધર્મપત્ની. ) |

## ઐતિહાસિક.

**ધાર્મિક સતીસ્ત્રીઓ:**
યશોધરા. ( બૌદ્ધ )
રાજેમતી. ( જૈન )
રાણકદેવી.
મીરાંબાઈ.
અહલ્યાબાઈ હોલ્કર.

**રાજકાર્યકુશળ બાનુઓ:**
મયણલ્લદેવી.
ચાંદબીબી.
નૂરજહાન.
જીજાબાઈ. (શિવાજીનાં માતુશ્રી. )
લક્ષ્મીબાઈ. ( ઝાંસીનાં રાણી )

આ લિસ્ટમાંથી કંઇક સુયોગ્ય નામ **સંખ્યાના બંધનને** લીધેજ મૂકી દેવાં પડયાં છે. સુપ્રસિદ્ધ પૌરાણિક સન્નારીઓનાં બાકી રહેલાં નામ ન ગણીએ, તોપણ રજ્યાબેગમ, મુમતાજમહાલબેગમ, સંયુક્તા, પદ્મિની, જયમતી, કૃષ્ણાકુમારી, રૂપસુંદરી, લક્ષ્મીદેવી (જેમણે ન્યાયનો એક ગ્રંથ લખ્યો છે ), સુભદ્રા ( જૈન સતી ), બેહુલા, સુજાતા, બેગમ સમરુ, દેવી ચૌધુરાણી, દેવી અઘોર કામિની, રામકૃષ્ણ પરમહંસનાં પત્ની,–આદિ અનેક ભારતગૌરવ દીપાવતી સન્નારીઓનાં નામ પણ ઉપર જણાવેલાં સાથે મુકી શકાય તેવાં છે.*

લિ. સેવક, **એક ગ્રેજ્યુએટ.**

[ આશા છે કે અમારાં સ્વદેશ પ્રેમી પ્રિય **વિદુષી બ્હેનો** અને **સાક્ષર બન્ધુઓ** આવી સુરસિક અને પ્રોત્સાહક ચર્ચામાં ઉમંગથી ભાગ લેવા પ્રવૃત્ત થશે.

આ વિષયને લગતાં પૈકી નીચે જણાવેલાં પુસ્તકો પણ ઉપયોગી થઇ શકશે. સુન્દરી સુબોધનાં પાછલાં તથા ચાલુ વર્ષની બધી ફાઇલો, ભારતનાં સ્ત્રીરત્નો ( ભાગ ૧-૨ ), સતીમંડળ, પતિવ્રતા સતીઓ, સતી ચરિત્ર સંગ્રહ, તથા સ્વ. શ્રી નારાયણ હેમચન્દ્ર કૃત જીવનચરિત્રનાં પુસ્તકો. વગેરે.

**—તન્ત્રી, સુ. સુ.** ]

ઓ દૂર કરવાને કેટલાંક વર્ષો ઉપર તેઓએ ઘણા પ્રયત્નો કર્યા હતા તેઓ
સ્પેક્ટેટર " નામનું મધ્યમ વિચારનું અઠવાડિક પત્ર તથા ' ઇસ્ટ એન્ડ વેસ્
ઉચી પંક્તિનુ માસિક પત્ર ઇંગ્રેજી ભાષામાં ચલાવતા હતા; અને કેટલાક
ત્હેમણે લખ્યાં છે. મર્હુમ મિ. મલબારીમાં સારૂં કવિત્વ હતું અને શુદ્ધ ગુજરા
વાની શરૂઆત કરનાર થોડા પારસીઓમાંના તેઓ એક હતા ત્હેમનાં "
"નીતિવિનોદ, " અને "અનુભવિકા, " વગેરે કવિતાનાં પુસ્તકો પણ લોકપ્રિય
મરણથી હિન્દુસ્થાને એક વિચારવંત સત્પુત્ર અને " હિન્દની આંઓએ પોતાં
વ્હાલો વીગ ગુમાવ્યો છે. " પરમકૃપાળુ પ્રભુ ત્હેમના અમર આત્માને શાન્તિ અ

અ સૌ. કાન્તા બ્હેનનો વૈકુંઠવાસઃ—દિલગીરી સાથે જણાવવું પડે છે કે,
' તંત્રી ' ના એકનાં એક પુત્રી અ સૌ કાન્તા બ્હેનનું, તા ૨૦-૬-૧૨ ના રોજ,
કાનના ટાંકામાં પગ ખસી જઈ પડી જવાથી, મરણ નીપજ્યું હતુ આ ત્રાસદાયક બ
ભાઈના પરલોકગમન પછી બરોબર અઢી મહિને બન્યો હતો! સ્વર્ગસ્થ બ્હેન
સમયે ફક્ત અરાઢ વર્ષની ઉમ્મરનાં હતા, ત્હેમનાં હૃદયની સરળતા, નિખાલસપણું અ
ણુતા વગેરે સ્વાભાવિક ઉચ્ચ ગુણો વિશે તન્ત્રી ઉપર આવેલા સહૃદય બ્હેનો અ
અનેક આશ્વાસન પત્રોમાં બહુ લખવામાં આવ્યું છે. પરન્તુ પ્રભુની અગીચ
વેગ તથા ગતિ કોઈ ક્યારેય પણ સમજી શક્યું નથી અને કદિય તે માનવબુદ્ધિથી સ
નાંજ નથી! તેથી એ પરલોકનિવાસી બ્હેન... અમર આત્મતત્વને પરમપ્રેમસ્વરૂપ
આપો, એટલી પ્રાર્થના કરવાનોજ આપણો અધિકાર. હે કરુણામૂર્ત્તિ પ્રભુ તેમ કરો!

સ્વર્ગસ્થ કાન્તાબ્હેન સુન્દરી સુબોધ અને ત્હેના વાચક મંડળ તરફ ઘણીજ મમત
કોઈ કદિ બ્હેન K–ની સહીથી આ પત્રમાં સ્ત્રીઉપયોગી લેખ લખતાં; અને આ દિલગીર
બન્યો એ અરસામાં વાંચનાર વર્ગના હિતાર્થે ઉપયોગી બનાવટ. નાં લખાણોની નોંધણું
હમેશને માટે અધૂરીજ રહી છે! ) સુન્દરી સુબોધમાં યથાનુકૂળતાએ પ્રકટ કરવાને
કરવામાં રોકાયલા હતાં તેથી આ પત્રને પણ ત્હેમના અકાળ મરણથી એક
એમ સમજાયા વિના રહેશે નહિં.

આ પત્રના ' તંત્રી ' ઉપર આવી પડેલી આવી અસાધારણ વિપત્તિઓના પ્રસં
સુબોધના વાચક મંડળ તથા અન્ય સહૃદય વર્ગ તરફથી ખરા જિગરની જે લાગણી
દર્શાવવામા આવી છે, ત્હેને માટે અન્તઃકરણપૂર્વક ઉપકાર માનવામાં આવે છે
પ્રસંગને લગતા પત્રોના ઉત્તર ન લખાયાને માટે પણ તે ક્ષમા યાચે છે. જણાવવા
જ મનાય કે, દૂર દેશોમાં વસતાં વાચક–બાન્ધુઓ તરફના સ્વર્ગસ્થ ગિરીશભાઇના >
ન્ધના દિલસોજીના પત્રો તો હજુ ચાલું જ હતા, એવામાં આ હૃદયભેદક અકસ્માત
તંત્રીને કાંઇ પણ લખવાને થઇ આવેલ માનસિક અશક્તિને લીધે તેમ થવા પામ્યું

' સહૃદય બ્હેનો અને બન્ધુઓ તરફથી આવેલા કેટલાક પત્રોમાં–" અમારી ...
આશ્વાસન આપજો, " " મારી પવિત્ર બ્હેનને તેમના આ અસાધારણ દુઃખોદધિ
કૃથી શાંતિ આપજો, " આવા આવા મમતા ભરેલા વચનો તંત્રીનાં ધર્મપત્નીને, અને
ભાઇનાં માતુઃશ્રીને ઉદ્દેશીને લખાયલા છે. ત્હેમને માટે પણ દિલગીરી સાથે ... ન્તતિના
છે કે, તંત્રીનાં ધર્મપત્ની અ. સૌ પ્યારૂં બ્હેનનો લગભગ બે વર્ષ ઉપર
અને ત્હેમણે પાછળ મૂકેલાં ત્રણ સંતાનો ( બે પુત્ર અને એક પુત્રી ) મા ... *
આમ થોડા સમયમાંજ પરલોકવાસ કીધો છે! દયાળુ પ્રભુ ત્હેમના આત્માને
પુણ્યધામમાં અનન્ત શાન્તિ આપવા કૃપાવાન થાઓ, એ નમ્ર હૃદયની યાચે તેઓ



પતિવ્રત:—પતિની સેવા કરતી પત્ની



પત્નીવ્રત —પત્નીને પ્રસન્ન કરતો પતિ

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમા કહીએ તો,–"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરા કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે;" સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુ:ખતિમિરમાં ડૂબતાં બાન્ધુનાં આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. " સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી...... સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે. "

વર્ષ ૧૦ મું. ]ઇ. સ. ૧૯૧૨, સપ્ટેમ્બર-ભાદ્રપદ, વિ. સં. ૧૯૬૮.[ અંક ૧ લો.

## ઉદયગુંજન.

### સમર્પણ અને નિવેદનઃ

૧.

અન્ત વિનાના, અનન્ત રૂપવાળા, અને અનન્ત અંગ,-હાથ, પગ, નેત્ર, તથા મસ્તકો-વાળા શાશ્વત પરમાત્માને નમ્ર વન્દન હો. અનેક નામવાળા, અમોઘ બળવાળા, અને સહસ્ત્ર-કોટિ યુગોને પણ પોતાની પાંખના એક ખુણામાં ધારણ કરનાર મહાકાલ જેનો અંશ માત્ર છે, એવા સર્વકાલ સ્વરૂપ પરમાત્માને સપ્રેમ પ્રણામ હો.

મહાસાગર રૂપી ખડીયામાં નીલગિરિ પર્વત જેટલું કાજળ હોય, કલ્પવૃક્ષની ડાળીની કલમ હોય, અને તે વડે પૃથ્વી રૂપી કાગળ ઉપર સાક્ષાત્ સરસ્વતી દેવી કદાપિ સર્વકાળ સુધી લખ્યાં કરે, તોપણ હે નાથ ! ત્હમારા ગુણનો પાર આવે તેમ નથી.

ઉપમાથી, દૃષ્ટિથી, કે, અનુભવથી પણ જેનો પ્રભાવ સમજી—માપી ન શકાય એવા, હે પ્રભો ! આ ચરાચર લોકના ત્હમે પિતા છો, પૂજ્ય છો, ગુરુ છો, આપ મહાનથી પણ મહાન છો ત્રણે લોકમાં, અને સમસ્ત બ્રહ્માંડમાં પણ આપના સમાન કોઈ નથી, તો પછી આપનાથી અધિક તો ક્યાંથીજ હોય ?

ત્હમેજ મ્હારી માતા છો, ત્હમેજ મ્હારા પિતા છો, ત્હમેજ મારા બન્ધુ છો, ત્હમેજ મ્હારા મિત્ર છો, ત્હમેજ મ્હારી વિદ્યા છો, અને ત્હમેજ મ્હારું દ્રવ્ય છો હે દેવના દેવ ! ત્હમેજ મ્હારું સર્વસ્વ છો.

કાયા, વાણી અને મનથી,—ઇન્દ્રિયોથી, બુદ્ધિથી, અહંભાવથી, કે પ્રકૃતિના સ્વભાવથી, હું જે જે કાંઇ કરું છું, તે સર્વ આપ પરબ્રહ્મ નારાયણને સમર્પણ કરું છું.

તેટલા માટે દેહને નમાવી, પ્રણામ કરીને, આપ પૂજ્ય પ્રભુને " પ્રસન્ન થાઓ ! " એમ પ્રાર્થના કરું છું. માટે હે દેવ ! જેમ પિતા પુત્રના, મિત્ર મિત્રના, અને પતિ પ્રિયાના અપરાધો સહન કરે છે, તેમ દયાસ્વરૂપ પ્રભો ! પિતા—સન્મિત્ર—અને પ્રિય બનીને આપ મ્હારા નિરંતર થયાં કરતા અપરાધો સહન્ કરો—ક્ષમા કરો.

૨.

ધર્મ, અર્થ, કામ, અને મોક્ષને સારી રીતે પ્રાપ્ત કરવામાં પતિપત્નીએ એક સરખાં આચરણ અને વૃત્તિથી તથા એકચિત્તથી અહોનિશ રહેવુઃ આમ થાય ત્યારેજ દંપતી જીવનમાં અભેદ આવી શકે.

ધન, વસ્ત્ર, પ્રેમ, શ્રદ્ધા, અને મીઠાં વેણથી સર્વદા સ્ત્રીને પતિએ પ્રસન્ન રાખવીઃ ત્હેનું અપ્રિય કદિપણ ઇચ્છવું—કરવું નહિં.

જે પત્ની નિરંતર પ્રીતિપૂર્વક અને નમ્રતાથી એકચિત્ત વડે પતિ અને કુટુમ્બની સેવા કરે છે, તે પતિની ધર્મસંપત્તિમાં સહભાગિની થાય છે.

જ્યાં પતિ પત્નીથી અને પત્ની પતિથી નિત્ય સંતોષ પામે છે, ત્યાં સુખ, સંતતિ, આબાદી અને કલ્યાણ નક્કિજ પ્રાપ્ત થાય છે.

મન, વચન, અને કર્મને નિયમમાં રાખનાર, સતી સ્ત્રી અને પવિત્ર પતિ જે સ્થાનમાં વસે છે, તે ખરેખર પૃથ્વી ઉપરનું સ્વર્ગજ છે.

વહુનું સારૂં બોલનારી તથા ત્હેના ઉપર પ્રેમ રાખનારી સાસુ, સાસુને અન્તઃકરણથી ચ્હાનારી તથા તે પાસે ન હોય ત્યારે પણ ત્હેનુ માન સાચવનારી વહુ, ભાભીનું સૌભાગ્ય સુખ જોઇ આનન્દ પામતી નણંદ, નણંદ તરફ અંતરના ઉમળકાથી વર્તતી ભાભી, એક બીજાને બ્હેન સમાન ગણતી દેરાણી જેઠાણી, અને વધારે કામ પોતેજ કરવું એવી અરસપરસની હરીફાઇ કરતી કુટુમ્બ સ્ત્રીઓ, જ્યાં છે;–અને ક્ષમા, શ્રદ્ધા, તથા સન્માન વૃત્તિથી સ્ત્રીઓની સાથે વર્તનારા પુરુષો, તથા દયા, પ્રેમ, અને સહનશીલતા પુરુષો તરફ રાખનારી સ્ત્રીઓ, જે કુટુંબમાં છેઃ તે સ્વર્ગ, કૈલાસ, અને વૈકુંઠથી પણ અધિક છે. કારણ કે, ત્યાં લક્ષ્મીજીને હૃદયમાં ધારણ કરતા સાક્ષાત્ શ્રીપૂર્ણપુરુષોત્તમ—નારાયણ નિરંતર વાસ કરીને રહે છે.

૩.

જેવાં માબાપ, ત્હેવાં બાલક !–છોકરાંને સારાં કરવાં હોય, ત્હેમને સત્ય, શીલ, પ્રેમ, ધર્મ, અને કલ્યાણનો વારસો આપવો હોય, તો માતા અને પિતાએ પોતે તે મહાન ગુણો સર્વદા હૃદયમાં અને જીવનમાં ધારણ કરવા.

જેવાં બી વાવશો, ત્હેવાં ફળ પામશો !–ઝેરી બી જમીનમાં વાવીને કોઇએ પણ અમૃતફળ મેળવ્યાં છે ? કોહી ગયેલાં બીજમાંથી મધુરતા ભરેલાં ફળફુલ કોઇને કદિય પ્રાપ્ત થયાં છે ? અનીતિ અને કુવિચારમાં વસતાં માબાપનાં બાલકો સુનીતિવાન, ધર્મપરાયણ અને પ્રભુકૃપાવાળાં થાય એવી આશા રાખવી, એ સડી ગયેલા દાણા વાવીને ઉત્તમ અન્નની રાહ જોવા સરખુંજ છે !

મનુષ્યો જેટલા પોતાનાં કુવિચાર અને કુકર્મોને માટે જોખમદાર છે, તેટલાજ તેઓ ત્હેવા પ્રકારની વૃત્તિ અને આચારવાળાં બાલકો પેદા કરવા માટે પણ જવાબદાર છેજ.

બાલકોની અનીતિ, અવિવેક, ગેરવર્તણુક અને દુર્વિચાર, વગેરે માતા પિતાની નજરે સ્હડે તો, કોઇપણ વખત, ત્હેમને સુધારવાની પળ વીતી ગઇ છે, એમ કદિય ન માનવું ! પ્રભુએ આપેલી પ્રત્યેક મિનિટ ત્હેની પ્રેરણાથી ઉત્પન્ન થયેલા ધર્મનું પાલન કરવાના પ્રયાસમાં જાય ત્હેના જેવું શુભ બીજું શું ?—પ્રયત્નમાં સફળતા મળે કિંવા ન મળે, તોપણ આપણે તો આપણું કર્ત્તવ્ય અવશ્ય કરવું.

બીજો ઉપાય ન જડે,—અને એમ ભાસે કે બાલકો સારાં થવાના સર્વ પ્રયત્નો નિષ્ફળજ છે, તથા પળભર નિરાશા ચોતરફથી આપણને ઘેરી લે, તોપણ બાલકોની મા બાપ દ્વારા સુધારણા અને ઉદ્ધારનો રાજમાર્ગ કદિય બન્ધ થતો નથી, એ સ્મરણમાં રાખવું.

પ્રથમ પોતે પોતાનાં વૃત્તિ વિચારમાં જેજે દોષ જણાય તે સુધારવા; અને પછી તે પ્રભુપન્થે વાળવા. તથા શ્રી હરિનું અહોનિશ પૂજન તથા પ્રાર્થન વડે શરણ લેવું. પરોપકારનાં કામ તે પણ પ્રભુની ઉત્તમ પ્રકારની પૂજા છે; અને "હે ઈશ્વર ! હું કાંઇ કરતો નથી. પ્રિય પિતા ! તું જ સર્વ કરે છે; અને ત્હારીજ કૃપાવડે અમારાથી સઘળું કર્ત્તવ્ય બને છે. માટે પ્રભો ! સન્માર્ગે જવાની પ્રેરણા કર અને બળ આપ." આવી આત્મ-અભિમાન વિનાની સ્તુતિ આપણને ઉન્નત કરતી પરમાત્માની પ્રાર્થના છે.

આવા સુપ્રયત્નોની સાથે ધીમે ધીમે બાલકોને,—**ક્રોધથી નહિં પણ પ્રીતિથી,**—આપણી સાથે પ્રભુપન્થ પર સ્હડાવવાનું શુભ કામ ચાલુ રાખવું. ધૈર્ય, આગ્રહ, વિવેક અને શ્રદ્ધા વડે ત્હેમાં મચ્યા રહેવું. ફળ આપવું ઈશ્વરની ઇચ્છા ઉપર છે અને ત્હેને યોગ્ય લાગશે તો તે કયેમ નહિં આપે ?—પરન્તુ આપણને તો માત્ર કામ કરવાનોજ અધિકાર છે, એ ભૂલી જવું નહિં.

જે દયાલુ પિતા મૂંગાને પણ બોલતો કરે છે, અને પાંગળાને પણ પર્વત ઓળંગવા બળ આપે છે, તે—માબાપમાં થયેલો સુધારો, બાલકોને સારાં કરવાના ત્હેમના ચાલુ પ્રયાસો અને પોતાના પવિત્ર ધામમાં આવ્યા કરતી ત્હેમની નમ્રતાપૂર્ણ યાચના જોઇ, ગમે ત્હેવાં બગડેલાં બાલકોનાં અન્તઃકરણમાં પણ તે પોતાની પરમકરુણાનું કિરણ પ્રેર્યા વિના રહેશે નહિં. પ્રભુની કૃપાને શું અશક્ય છે ?

૪.

બાપુ ! થોડું કલ્યાણ કરનારની પણ કદિ દુર્ગતિ થતી નથીજ.

જેઓ મન, વાણી, કર્મ અને બુદ્ધિવડે પાપકર્મમાંથી દૂર રહે છે. તેઓજ ખરા મહાત્મા છે; માત્ર શરીરનું દમન અથવા શોષણ કરનારાનું કરેલું તપ નથી.

જે જેના હૃદયમાં વસે છે, તે દૂર હોવા છતાં પણ પાસે છે; અને જે જેના મનમાં વસતાં નથી,—તે સમિપ હોવા છતાં પણ દૂર છે !

તું જે જે કરે છે, જે જે વિચારે છે, જે જે બોલે છે, જે જે લે છે, જે જે આપે છે, અને જે જે વ્રત—તપ—ભક્તિ વગેરે કરે છે,—તે તે સર્વ પ્રભુજીને અર્પણ કર.

કાયા, વાણી અને મનથી,—ઇન્દ્રિયોથી, બુદ્ધિથી, અહંભાવથી, કે પ્રકૃતિના સ્વભાવથી, હું જે જે કાંઇ કરું છું, તે સર્વ આપ પરબ્રહ્મ નારાયણને સમર્પણ કરું છું.

તેટલા માટે દેહને નમાવી, પ્રણામ કરીને, આપ પૂજ્ય પ્રભુને " પ્રસન્ન થાઓ ! " એમ પ્રાર્થના કરું છું. માટે હે દેવ ! જેમ પિતા પુત્રના, મિત્ર મિત્રના, અને પતિ પ્રિયાના અપરાધો સહન કરે છે, તેમ દયાસ્વરૂપ પ્રભો ! પિતા—સન્મિત્ર—અને પ્રિય બનીને આપ મ્હારા નિરંતર થયાં કરતા અપરાધો સહન કરો—ક્ષમા કરો.

૨.

ધર્મ, અર્થ, કામ, અને મોક્ષને સારી રીતે પ્રાપ્ત કરવામાં પતિપત્નીએ એક સરખાં આચરણ અને વૃત્તિથી તથા એકચિત્તથી અહોનિશ રહેવુંઃ આમ થાય ત્યારેજ દંપતી જીવનમાં અભેદ આવી શકે.

ધન, વસ્ત્ર, પ્રેમ, શ્રદ્ધા, અને મીઠાં વેણથી સર્વદા સ્ત્રીને પતિએ પ્રસન્ન રાખવીઃ ત્હેનું અપ્રિય કદિપણ ઇચ્છવું—કરવું નહિં.

જે પત્ની નિરંતર પ્રીતિપૂર્વક અને નમ્રતાથી એકચિત્ત વડે પતિ અને કુટુમ્બની સેવા કરે છે, તે પતિની ધર્મસંપત્તિમાં સહભાગિની થાય છે.

જ્યાં પતિ પત્નીથી અને પત્ની પતિથી નિત્ય સંતોષ પામે છે, ત્યાં સુખ, સંતતિ, આબાદી અને કલ્યાણ નક્કિજ પ્રાપ્ત થાય છે.

મન, વચન, અને કર્મને નિયમમાં રાખનાર, સતી સ્ત્રી અને પવિત્ર પતિ જે સ્થાનમાં વસે છે, તે ખરેખર પૃથ્વી ઉપરનું સ્વર્ગજ છે.

વહુનું સારું બોલનારી તથા ત્હેના ઉપર પ્રેમ રાખનારી સાસુ, સાસુને અન્તઃકરણથી ચ્હાનારી તથા તે પાસે ન હોય ત્યારે પણ ત્હેનું માન સાચવનારી વહુ, ભાભીનું સૌભાગ્ય સુખ જોઇ આનન્દ પામતી નણંદ, નણંદ તરફ અંતરના ઉમળકાથી વર્તતી ભાભી, એક બીજાને બ્હેન સમાન ગણતી દેરાણી જેઠાણી, અને વધારે કામ પોતેજ કરવું એવી અરસપરસની હરીફાઇ કરતી કુટુમ્બ સ્ત્રીઓ, જ્યાં છે,—અને ક્ષમા, શ્રદ્ધા, તથા સન્માન વૃત્તિથી સ્ત્રીઓની સાથે વર્તનારા પુરુષો, તથા દયા, પ્રેમ, અને સહનશીલતા પુરુષો તરફ રાખનારી સ્ત્રીઓ, જે કુટુંબમાં છેઃ તે સ્વર્ગ, કૈલાસ, અને વૈકુંઠથી પણ અધિક છે. કારણ કે, ત્યાં લક્ષ્મીજીને હૃદયમાં ધારણ કરતા સાક્ષાત્ શ્રીપૂર્ણપુરુષોત્તમ—નારાયણ નિરંતર વાસ કરીને રહે છે.

૩.

જેવાં માબાપ, ત્હેવાં બાલક !—છોકરાંને સારાં કરવાં હોય, ત્હેમને સત્ય, શીલ, પ્રેમ, ધર્મ, અને કલ્યાણનો વારસો આપવો હોય, તો માતા અને પિતાએ પોતે તે મહાન ગુણો સર્વદા હૃદયમાં અને જીવનમાં ધારણ કરવા.

જેવાં બી વાવશો, ત્હેવાં ફળ પામશો !—ઝેરી બી જમીનમાં વાવીને કોઇએ પણ અમૃતફળ મેળવ્યાં છે ? કોહી ગયેલાં બીજમાથી મધુરતા ભરેલાં ફળફુલ કોઇને કદિય પ્રાપ્ત થયાં છે ? અનીતિ અને કુવિચારમાં વસતાં માબાપનાં બાલકો સુનીતિવાન, ધર્મપરાયણ અને પ્રભુકૃપાવાળાં થાય એવી આશા રાખવી, એ શડી ગયેલા દાણા વાવીને ઉત્તમ અન્નની રાહ જોવા સરખુંજ છે !

પ્રેમ ભરી આ આરતી પ્રિયની,          જે કોઇ પતિ ગાશે; (૨)
આધિ, વ્યાધિ, ઉપાધિ ત્હેનાં (૨)          ક્લેશાદિક જાશે !          —ધન્ય૦
(રંગુન.)
વિઠ્ઠલરાય મોતીરામ પંડ્યા.

## પ્રિયની આરતી.

જયજય-જયજય-જયજય દેવી !          જય દેવી ! જય દેવી !
તું રસદેવી, તું અમિદેવી,          પ્રેમદેવી, ઉરદેવી !          —જય૦
શાન્તિ રસ વર્ષાવી, (૨)          ત્રિવિધતાપતનુ હરનારી;
આત્મ અમીરસ સિંચી, (૨)          ઉન્નતિ ગિરિપર સહચારી !          —જય૦
નીરસ આ સંસારે, (૨)          સ્વર્ગસમું સુખ ભરનારી;
સુલક્ષણા પ્રિય લલના ! (૨)          ગૃહદેવી ગૃહ રચનારી !          —જય૦
ભોજ્ય સમે જગજ્જનનિ, (૨)          જીવન સુખકર કરનારી;
સંકટ મિત્ર મધુરી, (૨)          દિલમાં ઉમંગ ભરનારી !          —જય૦
નયન દેવી, ઉર જ્યોતિ, (૨)          વિશ્વ વિષે રસ ઝરનારી;
પ્રિયંવદા, પ્રિયમૂર્ત્તિ, (૨)          મધુરકંઠી ઉરસરનારી !          —જય૦
ગુરૂ મુજ ઉત્તમ છે તુ, (૨)          સહનશીલતા સજનારી,
કોમલ હૃદયવતી, ને (૨)          સલુણી, ધૈર્યપ્રીતિ ધરનારી !          —જય૦
ગુણીયલ ! તુજ ગુણો આગળ, પ્રેમિલી ! તુજ પ્રીતિ આગળ,
રસીલી ! રસ સિંચન આગળ, મધુરી ! તુજ માધુરી આગળ,
બનિયો હું તુજ શિષ્ય, અને તુ મુજ નાયક પ્રિય મારી !
રૂંવે રૂંવે વસી રામા, (૨)          હૃદય દેવી, જીવન પ્યારી !          —જય૦
સાચે સાચું ઓ વ્હાલી ! (૨)          સ્થૂલ જુદાં,—નવ તું ન્યારી;
અંતર એકજ, ને છે (૨)          સ્વર્ગ મુજ જ્યાં તું પ્યારી !          —જય૦
(રંગુન)
પરીખ.

## પત્નીની આરતી.

શિવ શક્તિ સ્વરૂપ,          શક્તિ રૂપ પત્ની !          —ટેક.
મારી સોંપ્યું જીવન આ, (૨)          તન, મન, ને ધનથી;
સ્થાપી પ્રિય ! અર્ધાંગે, (૨)          તુજને શાસ્ત્ર વચનથી.          —જય શિવશક્તિ.
અગ્નિ દેવ સાક્ષી રાખ્યા'તા, (૨) સુફળ થવા સંસાર;
દક્ષીણા રૂપ તુજ પ્રસાદી, (૨)          પુત્ર અને પરિવાર.          —જય શિવશક્તિ.
આનન્દે રહું તુજ દર્શનથી, (૨)          પત્ની પ્રેમ પ્રભાવ;
દુનિયા-દરિયો સહજે તરવા, (૨)          તું મુજ સુન્દર નાવ.          —જય શિવશક્તિ.
વેદ વચનથી એકપત્ની મુજ(૨)          સ્થાપી ઉર તુજને;
એ મત શુભ સંસાર સુધારો,(૨) પ્રિય અમ દંપતીને !          —જય શિવશક્તિ.
ત્રિવેદી.

[ ગત વર્ષના **ખાસ અંકમાં** અમે કરેલી વિનતિ ઉપરથી અમારા ઉપર **"પત્નીની આરતી"** એ અથવા એવા મથાળાનાં કેટલાંક કાવ્યો આવેલાં હતાં; તે બે હપતે થઇને–ગયા વર્ષના સાતમા તથા આ અંકમાં પ્રકટ થયાં છે. પરન્તુ એનો એજ વિષય ફરી ફરીને સ્વીકારવાથી અમારા વાચકોને કંટાળો ઉપજે, એ સ્વાભાવિક હોવાથી,–હવે એ વિષય લેવાનો બંધ કરવામાં આવ્યો છે. અમારા એક મિત્રે આ **આરતીઓ** કૃત્રિમ હોવાનું અમને જણાવ્યું હતું; જ્યારે બીજાને ત્હેમાં અતિશયોક્તિ જણાઇ હતી ! અમને પણ ભાસ્યું છે કે ત્હેમાં કેટલુંક ત્હેવા પ્રકારનું છે. તથાપિ પત્નીને માથેજ પતિવ્રત અને સતીત્વની ભાવનાઓનો ભાર રાખી, પુરુષો પોતાને માટે કોઇ પ્રકારનું વ્રત અથવા ધર્મ છેજ નહિં એવી રીતે વર્તે, પત્નીઓ પાસે ઉમંગભેર પોતાનું પૂજન કરાવે અને આરતીઓ ઉતરાવે, તથા પોતાને ઇશ્વર સ્વરૂપ ગણાવે,–ત્હેવા મનુષ્યોની સમક્ષ—દુનિયામાં બીજું કાંઇ કર્ત્તવ્ય ત્હેમને પોતાને માથે પણ છે અને ત્હેમણે સ્વીકારવાનું એકપત્નીવ્રત તથા પવિત્રતાનું જીવન એવું ને એવુંજ આવશ્યક તથા કઠિન છે,—એ સત્ય રજુ કરાવવું, એટલો આ **આરતીઓ** પ્રકટ કરવાનો હેતુ હતો અને છે. જે જે **બન્ધુઓએ** કૃપા કરીને આ ચર્ચા પૂર્ણ કરવામાં સહાય કરી છે, ત્હેમનો ઉપકાર માનવામાં આવે છે; અને સ્ત્રીઓ તરફની ત્હેમની સન્માન વૃત્તિને માટે ત્હેમને ધન્યવાદ ઘટે છે.

આવા પ્રયાસો તરફ જ્યારે નવીન વિચારનાં મનુષ્યોને કૃત્રિમતા અથવા અતિશયોક્તિ લાગે છે; ત્યારે જૂના જમાનાનાં માણસોનો ત્હેને માટે શો અભિપ્રાય થાય, એ પણ જાણવા જેવું છે !—આ અંકના **આનન્દાશ્રમ**માંની **"રતન ડોશીની ધમકી"** વાંચવાથી પણ આનન્દ થયા વિના રહેશે નહિં.

—તન્ત્રી સુ. સુ.]

---

# वार्तालहरी.

## હરમુખરાય.

સુરત શહેરના ગોપીપુરામાંની સંગાડીઆ વાડના નાકામાં પેસતાંજ તાર ઑફિસનો પટાવાળો " હરમુખરાય દીવાન " " હરમુખરાય નૌતમરાય " એમ બૂમો પાડવા લાગ્યો. થોડે થોડે અંતરે બૂમો પાડતાં પટાવાળો આગળ જતો હતો, ત્યાં એક આઠ વરસની બાળિકાએ પટાવાળાને બોલાવ્યો. " ઓ તારવાળા ! મારા મામાનો તાર જલદી આપી જા તેઓ આજે પરીક્ષામાં પાસ થવાના છે. અને કયારના તારી રાહ જોયા કરે છે. " તારવાળો તે બાળિકાને તેના મામાનું નામ પૂછી તેની પાછળ હરમુખરાયના ઘરમાં ગયો. તારવાળાને દેખતાંજ સર્વ કુટુંબીઓના અંતઃકરણમાં આનંદનાં આંદોલનો ઉછળવા લાગ્યા, અને એક આધેડ વયની બાઇએ મોટે સ્વરથી બૂમ પાડી " હરમુખભાઇ ! મેડી પરથી નીચે ઉતરો, તમે પાસ થયા છો હો. તારવાળો તાર લાવ્યો છે. હવે મારી કીકીને એરીંગ તો જરૂર કરાવી આપવાં પડશેજ. " બ્હેનના ઉંચા સ્વરથી મળેલા ઇષ્ટ ખબરથી હરમુખરાય તરતજ ઉલ્લા-

સેમાં આવી ગયા અને જોસલેર દાદર ઉતરી નીચે આવ્યા. તાર લઇ ફાર્મપર સહિ કરી. પરબીડીઉં ઉઘાડતાંજ વાંચ્યું કે "Congratulations on your success with second class Honours." (બીજા વર્ગના માન સહિત પરીક્ષા પસાર કર્યા બદલ ધન્યવાદ) માતુશ્રીને તથા ઇતર કુટુંબીઓને શુભ સમાચાર હરસુખરાયે જણાવ્યા; અને તરતજ તેઓ પોતાની મેડીપર ગયા. કાગળની પેટીમાંથી એક કવર કાઢી તે પર ખંભાતના દીવાન સાહેબના નામનું શીરનામું કરી તેમાં અગાઉથી લખી રાખેલી અરજી દાખલ કરી કવર ટપાલમાં નાંખવાને તૈયાર કર્યું. (ખરા વિદ્યાર્થીઓ પોતાની મેળે પોતાની કીંમત આંકી પરીક્ષાનું પરિણામ અગાઉથી નક્કી કરી શકે છે.) ખંભાતમાં હાઇસ્કુલના હેડ માસ્તરની ખાલી પડેલી જગ્યા વાસ્તે આ અરજી હતી. પોતે સેકન્ડ કલાસ એમ. એ. હોવાથી તથા ખંભાતના દીવાન સાહેબના કાકા તરફથી ભલામણનો પત્ર મેળવેલો હોવાથી પોતાની અરજી મંજુર થવાની હરસુખરાયને પૂર્ણ ખાતરી હતી.

હરસુખરાયના નાના ભાઇ કરસુખરાય મુંબઇમાં ગ્રેહામ કંપનીની ઓફિસમાં ઘણા વખતથી નોકરીમાં જોડાયા હતા. મુંબઇમાં તેઓ કુટુંબ સાથે રહેતા હતા અને હરસુખરાયે એમ. એ. સુધીનો અભ્યાસ કર્યો ત્યાં સુધી હરસુખરાયની સ્કોલરશીપની રકમ ઉપરાંત સુરતમાં રહેલા મોટાં કુટુંબને જે ખરચ થતું હતું તે કરસુખરાય પૂરું પાડતા હતા એટલે કુટુંબીઓની તેમના તરફ સારી પ્રીતિ હતી. હરસુખરાયની બ્હેન અને વિધવા ફોઇને હરસુખરાયની પત્નિ તથા તેના બે નાના છોકરાઓ કુટુંબપર બોજારૂપ લાગતાં હતાં અને ઘણીવાર તેઓ તરફથી હરસુખરાયની પત્નિને ઘણાં મેણાં સાંભળવાં પડતાં આ મેણાંનો પ્રહાર તે બાઇ આરસીપર પડતાં કીરણોના પરાવર્તન પેઠે ફરીને પોતાના પતિને મુંબઇમાં પત્ર દ્વારા મોકલતી હતી! હરસુખરાયના પિતા ગુજરી ગયેલા હોવાથી હરસુખરાયની મા તો તદ્દને શાંત મનથી પોતાથી બનતું કામ કરીને દિવસો કાઢતાં હતાં. જ્યારે જ્યારે તેમને યાદ આવતું હતું કે હરસુખ ભણીને પરવારશે ત્યારે મોટી પદવી વાળી નોકરી તેને મળશે ત્યારે ત્યારે પોતાના ભવિષ્યના સુખની આશા માટે હરસુખની પત્નિનું ઉપરાણું કરતાં અને પોતાની દીકરી તથા વિધવા નણંદને બહુ વધારે બોલવા દેતાં નહિં. હરસુખરાયની બ્હેનની છોકરી તથા વિધવા ફોઇનો છોકરો મુંબઇથી કરસુખરાય તરફથી મોકલવામાં આવેલાં સુંદર કપડાં પહેરતાં અને હરસુખરાયના છોકરાઓને તે જોઇને મનમાં બળાપો થતો તેના કરતાં તેની માને વધારે થતો હતો હરસુખરાયના બાપ દાદાએ દીવાનગીરી ભોગવેલી હોવાથી સંસારીક વ્યવહારમાં તેમના કુટુંબને પોતાના કુળની લાજ આબરૂ પ્રમાણે વર્તવાને ઘણીવાર ઇચ્છા-અનુકૂળતાની વિરૂદ્ધ વધારે ખરચ કરવું પડતું હતું; અને કેટલીકવાર વિધવા ફોઇ ચાહીને વધારે ખરચ કરાવતાં હતાં. આવાં ફાલતુ ખરચ હરસુખરાયની સ્કોલરશીપમાંથી કે કરસુખરાય તરફથી મોકલાતાં નાણાંમાંથી થઇ શકતાં નહિં; તેથી હરસુખરાયે પોતાના સહઅભ્યાસી એક મિત્રના વ્યાપારી પિતા પાસેથી કરજે પૈસા લેવાની ગોઠવણ કરી હતી, ત્યાંથી જરૂર વખતે જોઇતા પૈસા વિધવા ફોઇ લાવતાં હતાં.

આવી રીતે લગભગ પાંચ વરસ સુધી હરસુખરાયનું કુટુંબ તંત્ર ચાલતું હતું. તેવે વખતે ખંભાતની દીવાન ઑફિસથી તેમને હાઇસ્કુલના હેડ માસ્તરની જગોપર માસિક રૂ. ૧૨૫ થી નીમ્યાનો હુકમ અત્યંત આવકાર પાત્ર થયો.

મળવાથી શા માટે ચીડાતા હશે ? બ્હેનની કીકી અને ફોઇબાનો બચુ નાનાં બાળક હોવાથી ચોમાસાનાં દિવસોમાં ખાંડવાળા પેંડા ખાતાં માંદા પડે તેથી તેને પેંડા ન અપાય અને મનુ (પોતાનો પુત્ર) મોટો હોવાથી તેને પેંડા આપવામાં આવે, તેમાં ફોઇ અને બ્હેન તરફથી વૃદ્ધ માતુશ્રીને આવડો મોટો સંતાપ શા માટે થતો હશે ? ઘરમાં હમેશાં સારાં કપડાં લાવી આપતાં છતાં આજે બ્હેનને એકાદશી નિમિત્તે બે રૂપીઆની સાડી લાવી આપતાં મનુની મા ઘરમાં પેસતાંજ માથું કુટી મને શા માટે વધાવતી હશે ? મનુને રોજ ભણાવું અને એક દિવસ બચુને શીખવવા બેસતાં મનુની મા સાંખી ન શકે ? પોતે રાત આખી દીવો બાળી સુઇ રહે અને માતુશ્રીથી એક દહાડો પોતાની ઓરડીમાં દીવો આખી રાત ભૂલથી બળતો રહ્યો તેમાં કુટુંબનું સર્વસ્વ ધન હરાઇ ગયા જેટલો ઉત્પાત ?—પ્રભો ! આ ઉત્પાત દૂર કરવા કેળવણીની જરૂર છે તે હું જાણું છું હું કેળવણી આપવાની લાયકાત ધરાવું છું છતાં કેમ આપી શકતો નથી ? આવા ઉત્પાત હું સંસ્કારી જન દૂર ન કરી શકું તો બીજા ક્યાંથી કરી શકે ? બીજાઓને એ ઉત્પાત, ઉત્પાત લાગતા હશે ! જાજરૂ સાફ કરવાની કામગીરીને લીધે ટેવાઇ ગયેલાં માણસોને વિષ્ટાની ગંધ નજ આવે. સંસ્કાર વિનાના માણસોને તો આવા ઉત્પાત ઉત્પાતજ નહિ લાગતા હોય ! મને તો તે બહુ ત્રાસ આપે છે; અને મારા જીવનમાં કદી શાંતિ નહિ આવે એવું કાનમાં ઘડીએ ઘડીએ કહ્યા કરે છે. આ ચકડોળે ચડેલું પાણી તેમાં તણાતાં કાદવ લાકડાં હાડકાં અને કચરો ક્યાં શાંતિ ધરાવે છે ! તેને કદી શાંતિ મળશે ખરી ? અહો ! કેટલી બધી અશાંતિ ! કેવડું મોટું વમળ ! અહા ! જડ પત્થર સાથે કેવડી મોટી પછડાટો ! સંસારમાં પણ તેમજ છે ના, ત્યાં તો શાંતિ નથીજ. આ વમળ થોડા વખત પછી બંધ થશે. પત્થર સાથેની પછડાટો બંધ પડશે. લાકડાં હાડકાં કાદવ કચરો બધાં સમુદ્રમાંથી કોઇ કિનારે જશે, સમુદ્રને તળીએ જશે યા જનાવરોના પેટમાં જશે, અને અંતે શાંતિ મેળવશે. હું ક્યારે શાંતિ મેળવીશ ? અરે આ મરેલું વાછરડું પણ શાંતિ મેળવશે ! હું તેની સાથે હોઉં તો ?……"

ભાવનગર શહેરમાં સૂર્યોદયનો સમય થતો હતો. મોટા વિશાળ રસ્તાપર આવેલી "બાર્ટન લાયબ્રેરી"ના મકાનમાં વર્તમાન પત્ર વાંચવાના વ્યાસંગીઓ એક પછી એક આવતા જતાં હતા. વરસાદના પાણીથી રસ્તો ધોવાઇને સાફ બની ગયો હતો. નાગરસન્નારીઓ પોતાના પતિને ઘેરથી પિતાને ઘેર તે રસ્તાપર થઇને જતી હતી; અને દીવાનોનાં ભવ્ય પણ ખાલી પડેલાં મકાનોથી શોભતા માર્ગને વધારે શોભાવતી હતી. એજ રસ્તાપર ભાવનગર સંસ્થાનના પોલીસ કમીશનર સાહેબનું મકાન આવેલું હતું, જ્યાં કેટલાક પોલિસના સિપાઇઓ બંદર પરથી એક લાસને ગાડીમાં નાંખી લાવ્યા હતા. રસ્તે જતા માણસોને જેમ જેમ આ લાસ વિષે ખબર પડતી ગઇ તેમ તેમ માણસોની ઠઠ વધતી ગઇ. કમિશનર સાહેબ ચાહ પી બહાર આવ્યા. માણસોની ઠઠમાંથી એકબે સારા દેખાતા માણસોને જમાદાર મારફત બોલાવ્યા અને બે ચાર માણસો "બાર્ટન લાયબ્રેરીમાં"થી બોલાવવામાં આવ્યા. તરતજ એ પંચની રૂબરૂ લાસની તપાસ કરી પંચ કેસ થવા લાગ્યો. લાસના કપડાંમાંથી કેટલાક કાગળો મળ્યા અને હાથની આંગળી પરથી એક સુવર્ણ મુદ્રિકા મળી. કાગળોમાં "હરસુખરાય નૌતમરાય દીવાન" એ નામ ઘણી જગાએ જોવામાં આવ્યું. તે ઉપર, તથા તે ઉપરાંત ખંભાત હાઇસ્કુલના હેડ માસ્તરનું "પૉકેટ ટા·

ઘમટેનશ " અને સુવર્ણમુદ્રિકા પરના H. N. D ના મોનોગ્રામ (સિક્કા) ઉપર પંચનું લક્ષ ખેંચવામાં આવ્યું, જે ઉપરથી ઠરાવવામાં આવ્યું કે આ લાસ હરમુખરાય નૌનમરાય દીવાન ખંભાત હાઇસ્કુલના હેડમાસ્તરની છે. સમુદ્રમાં તેમનું બૂડવું શાથી થયું, તે વિષે ચોકસ અનુમાન થઇ શક્યું નહિ તરતજ લાસને દરબારી ખરચે ઠેકાણે પાડી, મુડદા આવ પોલિસ કચેરીમાં રાખી ખંભાતના પોલિસ ખાતાંપર તાર કરવામાં આવ્યો. Harmukhrai N. Divan, High School Head Master, found dead ashore (હાઇસ્કુલના હેડમાસ્તર હરમુખરાય એન. દીવાનની લાસ કિનારે મળી હતી).

ખંભાતમાં આજે ગમગીની ફેલાઇ રહી છે, દરેક પોળમાં સ્વ હેડમાસ્તરનાં વખાણ થાય છે; તેના મૃત્યુ માટે આંસુ ખેરાય છે આવા મૃત્યુનાં અકળિત કારણ શોધવા અનેક કલ્પનાશક્તિ રોકાયેલી છે.

હરમુખરાયનું કુટુંબ બહુ દીલગીર હોયજ. માતુશ્રીને હરમુખરાયે મુંબઇ બોલાવી લીધાં હરમુખરાયની ફોઇ પોતે જે કંઇ થોડું ઘણું નાણું લુચ્ચાઇથી એકઠું કર્યું હતું તે લઇ પોતાના છોકરા સહિત તેના ભત્રિજા પાસે ભરૂચ રહેવા ગયાં અને બ્હેન ફોઇને લઇ પોતાને સાસરે પતિ પાસે રહેવા ગયાં. હરમુખરાયની પત્નિ પોતાના બાળકો સહિત સુરતમાં સસરાના ઘરમાં રહેવા ગઇ; હરમુખરાયની વિદ્યાર્થી અવસ્થામાં કરેલું કરજ હજુ ભરાયું નહોતું વ્યાપારી તેની પત્નિ પાસે ઉઘરાણી કરવા લાગ્યો. છેવટે નાઇલાજે સુરતનું ઘર વેચી વ્યાપારીનું કરજ ભરવામાં આવ્યું. નિરાધાર બની છતાં તે બાઇએ પોતાનો હઠ છોડી નહિં, મુંબઇમાં દીયરને ત્યાં બોલાવ્યા છતાં ગઈ નહિં. માત્ર પોતાની દાગીનાની થોડી ઘણી મીલકતપર તથા હરમુખરાયની જીંદગીના વિમાના રૂપિયા બે હજાર મહા મુશ્કેલીથી મળ્યા હતા તે ઉપર ભરોંસો રાખી તે બાઇ દિવસો કાઢવા લાગી.

— કલ્યાણરાય એન. જોશી.

( વડોદરા )

---

# विद्योकला—वैदक.

## "માતાઓને શીખામણ," અને ઇચ્છાનુસાર સંતતિ.*

( લેખક — ન્હાનુ દેસાઈ. )

આસ્ટ્રિયન પોલંડની લેમર્ગ યુનિવર્સિટીના પ્રોફેસર થિયોફિલસ ક્રૈમલે માતા-પિતાની ઇચ્છાનુસાર સંતતી ઉત્પન્ન થઇ શકે એવો પ્રયોગ પ્રસિદ્ધ કર્યો છે. પુરૂષ અગર સ્રીસંતતીજ નહિ, પરંતુ સંતતીના સ્વભાવાદિ ગુણ ધર્મ સુદ્ધાં માતા ત્હેની ગર્ભ અવસ્થામાં પોતાની ઇચ્છાનુસાર ઘડી શકવાને સમર્થ છે.

---

* " મરજી મુજબ પુત્ર કે પુત્રી પેદા કરવાં અને તેઓમા, લાવવાના ગુણ " મરાઠી માસીક મનોરંજનના ફેબ્રુઆરી અને માર્ચ ( ૧૯૧૨ ) ના અંકોમાંના मातृत्वाची थोरवी એ લેખ ઉપરથી.

જન્મ આપનારી સ્ત્રીની હાલત અને ત્હેના મનમાં ઘોળાતા ખેરાબ અથવા સારા વિચાર ની ત્હેના ગર્ભમાંથી ઉત્પન્ન થનારી સંતતી પર સારી છાપ પાડી શકે છે આ સિદ્ધાંતનું અને ત્હેના વિચારોનું આપણે અવસ્ય અનુકરણ કરવુ જોઇએ. સારા દેખાવો, અને સારા વિચારો વિગેરે માતાની નજરે પાડવું જોઇયે, જેથી ઘણા ફાયદા થઇ શકે છે.

માનસિક અને શારીરિક સંપન્નતાથી જન્મ લઇ આપણી જીવિતયાત્રા સુખમાં ગાળ વાનો દરેક બાળકને હક છે, અને આ હેતું આપણાપરનું કર્જ યોગ્ય રીતે ફેડવા બદલ પ્રત્યેક માતપિતાયે કાળજી રાખવી જોઇયે આપણાં છોકરાંઓ સારાં હોવાં જોઇયે એવું જ્હારે પ્રત્યેક મા બાપ ઇચ્છે છે ત્હારે તે સારાં નિપજાવવા બદલ યોગ્ય પ્રયત્નો કરવા જોઇયે. જન્મ આપનારાં માબાપ હષ્ટપુષ્ટ તેમજ નિરોગી હોવાં જોઇયે. ત્હેમને કોઇ પણ જાતનો રોગ હોવો જોઇયે નહિ, કારણકે આ વડિલોપાર્જીત સંપત્તિનો વારસો ત્હેમનાં બાળકોને અવસ્યમેવ મળે છે. ભાવિ માતપિતા સુસ્વભાવવાળાં, સુવિચારી અને સારાં વર્તન વાળાં હોવાં જોઇયે. નહિતર ત્હેમની અનિષ્ટ પ્રકૃતિનાં પ્રતિબિંબો ત્હેમની સંતતીપર પણ પડે છે. અને તેથી આ મનુષ્યદેહમાં સુખને બદલે દુ ખ અને ક્લેશ તેમને તેમજ તેમનાં સંતાનોને ભોગવવાં પડે છે.

ખરાબ માર્ગ તરફ વળતા મન અને ત્હેનાથી ઘડાતા કર્મનો વિકાસ સંતતીને લાગ વો જોઇયે નહિ; તે માટે ત્હેવા વિચારોને ઉત્પન્ન થવા દેવાજ જોઇએ નહિ. ભાઇચારાનું કાળસ કુહાડી, અને તેથીય વધારે ખરાબ, પેશ્વાઇસત્તામાં કુસંપ બીજ, વાવી પોતાના હાથમાં રાજ્યની લગામ ધારણ કરવાની ખટપટ કરનારી **આનંદીબાઇની** દુષ્ટપાપવાસના, ત્હેના પેટે જન્મ લેનારા બાજીરાવને લાગી, તેની ઇતિહાસ ચોક્ખી સાક્ષી પુરે છે **આનંદીબા-ઇનાં** આ કારસ્થાન ચાલતાં હતાં તે વેળાયે **બાજીરાવ** ગર્ભવાસમાં હતો તેજ લક્ષમાં લેવાની મુખ્ય વાત છે. આ પરથી માતાના ખરાબ આચાર અને વિચાર સંતતીને કેવી રીતે નડી પડે છે, તે સ્પષ્ટ દિસે છે.

સંતતી પેદા કરવાને લાયક નહિ હોનારાં માતપિતાની સંતતિ અનિષ્ટ અને અયોગ્ય થાય છે. આથી દુષ્ટ સંતતી પેદા કરનાર માતપિતા માબાપ પદને યોગ્ય નથી માતપિતાનું જોડું અનેક ગુણોથી ભરેલું હોવું જોઇએ, એટલે કે એકની બુદ્ધિ ચાલાક, ત્હારે બીજાનું શરીર હષ્ટપુષ્ટ, કિંવા પિતાનો સ્વભાવ જલદ ત્હારે માતાનો નમ્ર હોવો જોઇએ. ગર્ભધારણા દેશ પ્રસંગાનુસાર ન'રહેવી જોઇએ. ભાવિ સતતીના આયુષ્યક્રમ માંટે કાર્યક્રમનો વિચાર કરી પોતાની શારીરિક અને માનસિક સ્થીતિ સારી હોય તે વખતે તથા ત્હેમણે સંતતીના આયુષ્યક્રમ માટેની કજેલી સ્થીતિનો વિચાર સંતોષકારક લાગે તે વખતે ગભધારણ થવો જોઇયે.

આવી સ્થીતિમાં ગર્ભધારણ થયા પછી માતાને શીર જવાબદારીની શરૂઆત થાય છે. સંતતીને સારી નરસી બનાવવી તે ત્હેના હાથમાં છે. ગર્ભપિંડની ગ્રાહકશક્તિ તીવ્ર હોય ત્હેવે વખતે માતાએ પોતાનુ અંતઃકરણ શુદ્ધ રાખવું જોઇયે. ગર્ભવાસમાં ગ્રહણ કરેલા સંસ્કારો પર બાળકની ભાવિ જીવનયાત્રાનું ધોરણ બંધાય છે. બાળકોને નહિ મળી શકે ત્હેવી સ્વતંત્રશક્તિ ત્હેમનાં જન્મ સાથેજ આપવી જોઇએ; તેમજ યશસ્વી થવાનુ સામર્થ્ય પણ લાવવું જોઇયે ગર્ભપિંડની શારીરિક સ્થીતિ સારી કેવી રીતે રહી શકે તે આગળ પર જણાવ્યું છે.

બાળક બળવાન અને ચાલાક થવો જોઇએ, તે માટે માતાએ શ્વાસોશ્વાસ ક્રિયા, પાચન ક્રિયા, લોહી ફરવાની ક્રિયા, તથા પાચન શક્તિ, યોગ્ય કસરત મળે ત્હેવાં કામચપળતાથી કરી સારી રાખવી જોઇએ. આ ક્રિયા શુદ્ધ રાખવા તેમજ વધારવા માટે માતાયે પોતાના હાથ, પીઠ તેમજ પગના સ્નાયુઓને કસરત આપવી જોઇયે; તેમજ થાક ન લાગે ત્હેવી રીતે રોજ નિયમીત ખુલી હવામાં ફરવું જોઇયે, કેમકે થાક લાગવાથી ગર્ભપિંડની ઉત્સાહશક્તિ કમી થાય છે. દિવસમાં બે ત્રણ વાર પ્રાણાયામની ક્રિયા કર્યાથી પણ ફેફસાંને કસરત મળે છે. [એટલે પ્રાણાયામ એક નસકોરૂં દાબી બીજા નસકોરાં વડે જેમ બને તેમ ધીમે ધીમે શ્વાસ લેવો શ્વાસ લેતાં જેટલી વાર થઈ હોય તેટલી વાર શ્વાસને ઘુંટવો, અને પછી તેટલાજ સમયમાં ધીમે ધીમે બીજા નસકોરા વડે બ્હારક હાડવો.] આ શુદ્ધહવામાં છાતી કહાડી આનંદિત અંતઃકરણે કરવું જોઇએ. આ રીતે વ્યાયામ, અને પ્રાણાયામ હંમેશાં કર્યાથી ફેફસાં બળવાન થઇ માતા તેમજ બાળકની લોહી ફરવાની ક્રિયા સારી રહી શકે છે.

આપણા ગર્ભવાસી બાળકની પાચનશક્તિ ખરાબ ન થવી જોઇએ, માટે માતાએ પોતાની પાચનક્રિયા તરફ યોગ્ય કાળજી રાખવી જોઇએ. ક્ષણિક જાગૃતિ આપનાર પરંતુ પરિણામે નુકસાન કારક પીણાં ( દારૂ તેમજ, અમુક પ્રમાણમાં ચ્હા અને કૉફી ) પીવાં જોઇયે નહિ. સાદો અને પૌષ્ટિક એવો ખોરાક હંમેશાં લેવો. બધકોશથી ઘણા પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે, માટે માતાએ પોતાની મળશુદ્ધિની યોગ્ય કાળજી રાખવી જોઇએ. ઉપલી સર્વ પ્રકારની અને વિશેષમાં મળશુદ્ધિની યોગ્ય કાળજી લીધાથી ગર્ભપિંડની પાચનક્રિયા અને પાચનશક્તિ સારી રહી બાળક બળવાન અને ચાલાક નીપજશે ત્હેમાં કાંઈ સંશય નથી. શરીરસામર્થ્ય સિવાયનું જીવતર નકામું છે, માટે માતાયે પોતાના બાળકનું શરીરસામર્થ્ય વધારવા માટે પ્રથમથીજ મહેનત લેવી જોઇયે.

બાળકનો સ્વાભાવ પ્રેમાળ હોવો જોઇએ. આ સંસારયાત્રાનું વિકટપણું સુલભ અને સુખકર કરવાને સંપ અને મૈત્રિ સિવાય બીજું એકે સાધન નથી. માટે મિત્રતા કરવાને માટે બાળકનો પ્રેમાળ સ્વભાવ હોવો જોઇએ. આ ગુણનો ગર્ભપિંડપર વિકાસ પાડવા માટે પોતાનામાં તે ગુણ આણવો જોઇયે. એકલસુરો સ્વભાવ ન રાખતાં પોતાની બ્હેનપણીઓમાં અને સમાજોમાં ત્હેણે ભળવું જોઇયે ત્હેની કુટુંબ પ્રત્યે પ્રેમાળ વર્તણુંક હોવી જોઇયે, અને આવી રીતે ભળવાથી છોકરાંમાં સંસારી વાતપર પ્રેમ બંધાય છે. સારાંશકે બાળકનો પોતાના કુટુંબમાં સખાહ સંપ રાખવા માટે પ્રેમ થવો જોઇયે. માતાને પોતાના ગર્ભવાસી બાળક માટે માન હોવું જોઇયે, તેમજ ત્હેનાપર પ્રેમ અને વિશ્વાસ રાખવા પ્રયત્ન કરવો જોઇયે. ત્હેની મ્હોટી ઉમ્મરમાં, ત્હેના સ્વચ્છંદીપણાપર ત્હમારો દાબ ચાલી શકશે નહિ; માટે ત્હેના જન્મ અગાઉ ત્હમેજ પ્રેમ રાખતાં શીખો,–કારણ, તે વખતે જે પ્રેમ ત્હમે બાલકપર બતાવશો–બલ્કે–દ્દઢ કરશો, તેજ પ્રેમ ત્હમારા પ્રેમાકુળ બાલકમાં વૃદ્ધિ પામી ત્હમારી સંતતી તરફથી ત્હમને યથાયોગ્ય પાછો મળશે. નહિતર સંતતી એટલે એક જાતની આપત્તિ, એવી સમજુતીમાં જેને પેટે બાળકનો જન્મ થાય છે, તે પ્રેમને બદલે દ્વેષ તરફ વળી કુમાર્ગે જાય છે।

( આગળ ચાલુ )

# आनन्दाश्रम.

## રતનડોસીની ધમકી.

સવસતી શરી અમદાવાદમાં ભાઇ સુન્દરીસુબોધવાળાને પોચે—સીનોરથી લખતન રતનકોરના આસરવાદ વાચવા વારે સુંદરીસુબોધ ! તમને તો હવે સુ કરૂં, કે આટલે પચોતેર વરસે મારી ધયડી આખે ચસમા ચડાવીને ધ્રુજતા હાથમાં કલમ લેવડાવી. પેલા તમારા ખાયલા વહુઘેલા ધણીઓની આરતીઓ સાભળી મારા પેટમાં એવું તો, થઈ આવ્યું, કે મારા સમ, જો તમે પાસ હોતા અથવા એ રાગડો તાણનારી જો મારી ચીબાવલી વહુ પાસ હોતે તો મારી લાકડી વતી વાંસોજ ભાગી નાખતે. પણ મુઆ કળજુગના કારસ-તાનંજ એવા, કે કોઇ કોઇને પાસે રાખેજ સાનો ! મારી લાકડી ઉલટી છેડા પરથી ભાગી ગઇ. પણ ભાઈ !—તમે તો હવે ખરે ખરો કળજુગ બેસાડો છે, ને અમારી જુની આખે રોજ રોજ નવા કઉતક દેખાડો છો. નપટાઇનો હવે તમારા સંસારમા પારજ રહ્યો નથી. બળ્યો હવેનો સંસાર ! ધણીએ ધણીઆણીના તે વળી ગીત ગાવા સા ! પેલુ કે છે જે પટમો મારો પરમેસરને બઇરી મારો ગડ !—તેના કરતા પણ હવેના છોકરાઓ તો ચડી ગયા, ને બઇરીને પરમેશ્વર સુ પણ તેના કરતા પણ કોઇ મોટો હોય તો તાં બેસાડી આવે. ને હવેની છોકરીઓ તો—નામ લેતાએ ઉલટી થઇ આવે !—ધણીઓ એના ગીત ગાતાં લજવાય નહી, ને એને ધણીઓના ગીત ગાતાં લાજ નહી ને આજે પરણે ને કાલે જુના થઇ જાય. અમારા વખતમાં તો ભાઇ કાંઇ એવુ નોતુ. મારા જીવનાજ સમ જો ખોટુ કેતી હોઉ તો. પણ પયણીને ચાર વરસ સુધી ધણીએ મારૂ મોઢુ જોયુ હોયતો, કે મારૂ ઓડેલુ ધણીના દેખતા મારા મોડા પરથી કાડ્યુ હોયતો, પણ—હવેની છોકરીઓ તો, બધા જાણે છે રતો ! મારે સુ કામ ધયડે ઘડપણ લખવુ પડે!

બીજુ, ધણી પોતાની બઇરીના દેખતા એના વખાણ કરે ને, ને દોસદારોમા ગુણ ગાતા ફરે, એ તો, મા, આજના વખતમાં સાંભળુ અમારા તો કોઇ દાડો જુવાનીમાં સાસુ વખાણ કરે તો આંખમાંથી ટપટપ આસુ પડે ને આંખો રાતી રાતી ને ઉની થઇ જાય ને ધણીની બરીને તો વખાણ કરતા જો જીભ ઉપડે ને તો—સાસુજી કડકા કરી નાખે એવા હતા ! ને હવે તો બાયલાઓ બૈરીને છડે ચોક વખાણતા લજવાતા નથી. ને એ સાભળનારીઓને આખમા સુ, ગાલપર કંકુ ઢોળાય છે. ગાલ પર ને આંખો તો મોટી હરણ જેવી થાય છે, ને કોઇને તો એમા કઇ નવુજ લાગતુ નથી. ને વળી કેછે સુ જે અમારા તો કાળજા એક ને ખોળીઆ જુદા. તે એમ કરીએ રતો !—બોત તારીની !

ને બીજુ, ધણીઆણીને તાવ આવવો જોઇએ, પછી જુઓ નાક વગરના ધણીનુ મોડુ ! અહીં દોડે ને તહિં દોડે. બરફ લાવે ને દાક્તર લાવે. ફુલાગવાંટર મુકે ને આખે રૂમાલ મુકે. અરે, પગ દાબતાએ સરમ નહી ! મારી દેરાણી મરી ગઈ તારે ચાળીસ વરસની હતી, ને તીસ વરસ ભેગી રહી ને મારા દીયર 'વનમા'* હતા, પણ દેરાણીના ઓરડામા પગ મુકતાયે સરમ લાગે, ને રડવુ આવે તો બતાવે નહી, ને ઉલટા હસે ને વળી હેત હોય પણ જો

* ૫૧ થી ૫૮ સુધીની ઉમરનો મનુષ્ય વનમાં પેઠેલો કહેવાય છે; અને તેનું કારણ તે વર્ષોને છેડે વન ' આવે છે તે છે જેમકે એકા-વન આઠા-વન, વગેરે

નાના હોય તો, બીજા ઘરની વાતો થાય તો સાભળીં રહે ને ગધ બેરીને ખાટલાના પાયા બરોબર ગણે ! હવેના તો લડવા ઉભા થાય, ને રડવા માંડે, ને નહી તો નાસી જાય, ને ઘરની રાણી' ગઇ એમ કે'. ને છબીઓ ચીતરાવે ને એક ટેબલપર મુકે, ને એક ભીતે. માંડે, ને એકને લાકીટમા બીડે ને બે દાડા સુધી ખાવુ ભાવે નહી ધન ધનરે તમારી અકલ !

બીજુ, ભાઇ, હવે આરતીઓ બનાવી, તારે મંદીર ચણીને થાપન કરો, તેટલુ રહુ છે, ને પછી આરતી ઉતારો. કોણ જાણે મરી જઇસ તાર પેલા સુખ જોવાનુ બાકી રેમે. ઠાકોરજીના પદને બદલે બઇરીના કીરતનની ચોપડીઓ વેચાતી હોય તો તો મારા લલુને માટે મોકલાવી આપજો, કે જોઉ તો ખરી તમારી ચતુરાઇની રોચ હાલ એજ. વધારે ઓછુ લખાઉ હોય તો માફ કરજો, પણ જો મારી વહુને બગાડી ને મારી સામે કે મારા લલુસામે જો રાણી થવા આવી, તો ખબરદાર-મારી લાકડીને તમારા બનેનો વાંસો તઇયાર રાખજો. મીતી જેઠ વદ ૨ ને રવેઉ સવત ૧૯૬૮.

( રતન ડોશીના નમૂનેદાર કાગળ ઉપરથી વચાય એવુ સાફ કરી છાપવા મોકલનાર )

—K. G. M.

# ગૃહધર્મ.

## હિન્દુ લગ્નની ભાવના.*

કોઇ પણ દેશની પ્રગતિ અને ઉત્કર્ષ ત્યાંની પ્રજાના વિચારમાં લગ્નના આદર્શ તથા ઉદ્દેશ શા છે અને તે ઉદ્દેશ તેઓ કેટલે સુધી જીદગીમા ઉતારી શકે છે તે પર આધાર રાખે છે. સ્ત્રી અને પુરૂષનો સબધ દુનિયાની ઉત્પતિ વેળાથીજ થયેલો છે અને ત્યાર પછી સંસારમાં રીતરિવાજો, સલાહ સંપ વિગેરે ઉદ્દ્ભવ પામ્યાં છે. તેટલા માટે લગ્નનો આશય ફેરવતી વખતે ઘણી સાવધાનતા, પુખ્ત વિચાર અને દીર્ઘદ્દષ્ટિ રાખવાં જોઇએ છીએ. પરંતુ વાસ્તવિકરીતે એ સાવધાનતા અને પુખ્તવિચાર તથા દીર્ઘદ્દષ્ટિ રાખવાં તે તો ભાગ્યેજ બની શકે છે, કારણ કે લગ્ન એ અમુક અમુક વ્યક્તિનો સબધ છે અને તેથી ઉતપન થતાં સુખ દુઃખ એ અમુક અમુક વ્યક્તિને ભોગવવા પડે છે

કેટલીક વખતે સાહસિક અને અવિચારી સુચનાઓ બહાર જણાઇ આવેલીજ હરકતોને દૂર કરવાને આગળ કરવામાં આવે છે અને કદાચ ત્હેમાંની એકાદ સુચના એકદેશીય અથવા એકજાતીય વિઘ્ન નિવારવા માટે ક્રિયામા મુકાય છે, તો ઘણે ભાગે લાંબા કાળ સુધી ઘણાં સંકટો, વેઠવાં પડે છે અને તેમાં ખાસ કરીને જુવાન વર્ગ આવા વિચારોમાં ઝટ દોરવાઇ જાય છે કે તેમનું ઉછળતું લોહી, સસાર વ્યવહારનો બીન અનુભવ વિગેરે કારણો એકઠાં મળ્યાથી બાહ્ય જણાયલી હરકતો દૂર કરવાને તેઓ ' સુધારા ' કરવામાં માથુ મારે છે પણ તેઓ એવો નથી વિચાર કરતા કે આવા સુધારા, જે વિઘ્નોને દૂર કરે છે તેનાથી આવી પડતાં ગાઢ મ્હોટાં વિઘ્નો દૂર કરવાને તે સમર્થ થશે કે કેમ ? સમાજ એ ઘણા પાસે પાસે જોડ અવયોની રચના છે અને કોઇક અગત્યનાં ભાગમાંનો ફેરફાર બીજા ભાગોને અસર કર્યા વગર રહેતો નથી. લગ્નના નિયમોમાં કોઇ પણ લાભદાયક અને ઉપયોગી ફેરફાર કરતી વખતે વ્હોળા અને પાકા અનુભવ, વિપશ્યીય વિવેચક બુદ્ધિ, દીર્ઘદ્દષ્ટિ અને શાંત સ્વભાવ ઘણાંજ

* હિન્દુ યુવાનોને અપાયલા એક ઉપદેશ ( ઇંગ્રેજી ) ઉપરથી.

જરૂરના છે. વગર વિચારે કરેલા ફેરફારોથી લગ્ન રૂપી પાયા ઉપર બંધાયલા અને તેને લીધેજ જળવાયલા સંસાર રૂપી ઇમારતને નુકશાનકારક ધક્કો લાગે છે.

મ્હારાથી બનતે પ્રયત્ને હું તમને જણાવીશ કે લગ્નના ઉદ્દેશની છાપ સંસારના સુખ અને ઉન્નતિ પર, સામાન્ય ચાલ ચલગત પર અને સામાજીક વિકાસ પર, અને સાથે સાથે સુધારા સંબંધી આજ કાલના વિચારો છે તે પર, કેવી પડે છે; જેથી કરીને લગ્ન એ શું અને તેના પર કેટલી કેટલી બાબતો આધારભૂત છે તે તમને સારી રીતે સમજણ પડી શકશે અને વારંવાર ચર્ચાતા આ વિષય પર તમારે કેવા વિચારો બાંધવાના છે તે પણ તમને માલુમ પડી આવશે. કારણ કે અમુક વર્ષો પછી તમારે પણ આ પ્રશ્ન તરફ ઉતરવું પડશે અને તેનો નીવેડો આણવાને તમારો પોતાનો ભાગ પણ ભજવવો પડશે. હું ઇચ્છું છું કે તેનો ઉત્તર શોધી કાઢતી વેળાએ ઇશ્વર તમને એવી રીતે સહાય આપે કે જેથી હિંદનું શ્રેય થાય અને અવનતિ થતી અટકે.

પ્હેલાં આપણે સ્ત્રી પુરૂષનો અરસ્પરસ સબંધ કેવો છે તે પર વિચાર કરીશું.

વિશાળ દ્દષ્ટિએ જોતાં આપણને જણાય છે કે સ્ત્રી અને પુરૂષ તે માણસ જાતના અર્ધ ભાગ છે. ' અર્ધભાગ ' એ શબ્દથીજ તેમનો અન્યોન્યનો સંબધ શો છે તે જણાઇ આવે છે. બન્ને વર્ગ કાંઇ સરખા નથી તેમ વિરોધી પણ નથી. ખરી રીતે તો તે એક બીજાની ખોટ—ન્યૂનતાઓ પૂરી પાડે તેવા છે. પાશ્ચાત્ય પ્રજાનું વલણ ત્હેમને જીવનયુદ્ધમાં એક એકથી ચઢીઆતાં થવાનો યત્ન કરે, ધંધા રોજગારમાં અને આબરૂ હોદ્દામાં પ્રતિસ્પર્ધી થાય તેવાં બનાવવા તરફ છે. સ્ત્રીઓના હક પુરૂષોના કરતાં જૂદા હતા અને તે પર ઘણી ઘણી ચર્ચાઓ ક્રોધ અને તિરસ્કાર સાથે વાણી તેમજ લેખિની દ્વારા થાય છે, સ્ત્રી પુરૂષ ખરી રીતે એક બીજાનાં વિરોધી નથી કારણ કે એકની મદદ શિવાય બીજાની ઉન્નતિ થવી મુશ્કેલ છે. અક્ષરશઃ તેઓ અરસ્પરસની ન્યૂનતા પરિપૂરક છે અને સંયુક્ત થવાથી એકતા પામે છે. દરેક અર્ધ ભાગ અસંપૂર્ણ છે અને જ્યારે બન્ને એક એકની સાથે સંયુક્ત થાય છે ત્યારેજ એક અખંડ સ્વરૂપ બની રહે છે. આ એક નૈસર્ગિક સત્ય છે અને જે નૈસર્ગિક છે તે દિવ્ય પણ છે પરંતુ જે કુદરતના નિયમોથી વિરૂદ્ધ છે તે ઇશ્વરના નિયમોથી પણ વિરૂદ્ધજ છે અને પ્રથમથી જ તેનો નાશ સરજાયલો છે. આટલુંતો ગમે તે માણસ ગમે તેવાં પ્રમાણોથી સાબીત કરી આપી શકે, કારણ કે કુદરત એ ઇશ્વરનો બહિર્ભાવ છે અને જે જે નિયમો એમાં રહેલા છે તે તે ઇશ્વરનાજ વિચાર અને મનોરથનું પરિણામ છે. વનસ્પતિઓમાં, નેમાં તેમજ મનુષ્ય વર્ગમાં બન્ને જાતિઓ પરિપૂરક છે તેતો કુદરતીજ રચના છે અને આજ ...તનું સર્વગત સત્ય હિંદુ શાસ્ત્રમાં વર્ણવેલું છે, એજ હિંદુ લગ્નના આશયનો મૂળ પાયો અને એજ સત્ય તેના સાહિત્યમાંથી જણાઇ આવતા વિચારોમાં સર્વત્ર પ્રસરી રહેલું છે. અહીં ઉત્પત્તિ વેળાએ બ્રહ્માએ પોતાના શરીરના બે ભાગ કર્યા એક ભાગ સ્ત્રી અને બીજો ભાગ પુરૂષ. દેવની સાથે દેવીને પણ બેસાડવામાં આવી છે. વાસ્તવિક રીતે એ સ્ત્રી અને પુરૂષ, એ દેવ અને દેવી એકજ છે. ભાગવતમાં પણ કહ્યુ છે કે શક્તિ જ્યારે સંસાર તરફ ફરે છે ત્યારે માયા છે પરંતુ જ્યારે પોતાના સ્વામિ તરફ ફરે છે ત્યારે તો તે તદ્રૂપજ છે.

આ પ્રમાણે હિંદુધર્મમાં પુરૂષ અને સ્ત્રી પ્રથમથીજ, જૂદા જૂદા રૂપમાં છે છતાં એકજ છે અને આજ વિચાર તેમના લગ્નના આશયનો પાયો છે દક્ષઓ કંકામ એ અસં·

અર્વાંત અને સૃષ્ટિક્રમવિરૂદ્ધજ છે. કદી પણ ઇન્દ્રિયો અને મનને કબજો થઇ શકે ?

શારીરિક, માનસિક અને આધ્યાત્મિક દૃષ્ટિથી જોતાં જોકે સ્ત્રી પુરૂષ જૂદાં પડે છે પણ જ્યારે તેમની ભિન્નતાને એકત્ર કરીએ છીએ ત્યારે સમગ્રતા આવી રહે છે.

સ્ત્રીઓમાં બુદ્ધિ કરતાં પ્રેમ વધારે હોય છે ત્યારે પુરૂષોમાં પ્રેમ કરતાં બુદ્ધિ વધારે હોય છે. સ્ત્રી ચંચળ, તાત્કાલીક અને ગ્રાહક બુદ્ધિની હોય છે જ્યારે પુરૂષ સાવધાન અને વિચારપૂર્વક વર્તનારો હોય છે. જો આ ભેદને સરખાવીશું તો પુરૂષને સ્ત્રી ઉદ્ધત અને મનમો જી લાગશે. પણ બન્નેને એક યુગલ તરીકે એકઠાં કરો અને તરતજ તેઓ પરસ્પર સહાય કરનારાં લાગશે. સ્ત્રી સાહસિક વિચાર અને કર્મ કરતી અટકશે. પુરૂષને સ્ત્રીની બુદ્ધિમાં વધારે હોંશિયારી જણાઇ આવશે.

આટલા વાસ્તેજ, આપણે જો કોઇ પણ વિષયનું પૂરેપૂરી રીતે નિરીક્ષણ કરવું હોય, તો સ્ત્રી અને પુરૂષ બન્નેને એકઠાં ગણીનેજ કરવું જોઇએ. એકઠાં હોવાથી સમાનતા થાય છે. એકઠાં હોવાથીજ તેઓ બન્ને ન્યાયપૂર્વક વિચાર કરે છે અને આગમચેતીથી વર્તે છે. આવી એકની બીજાથી થતી પૂર્ણતાનો પ્રાચીનકાળના હિંદુઓ એ અંગીકાર કરેલો છે. જો પતિ આચાર્ય હોય તો પત્નિ આચાર્યા હોય છે. કાંઇ પણ ધાર્મિક ક્રિયા કરતી વેળાએ પુરૂષની સાથે સ્ત્રી હોવી જોઇએ છીએ. બ્રહ્મચારી આવી ક્રિયાઓ કરી શકતો નથી કારણ કે જેમ રાજાને પ્રધાનની જરૂર છે તેમજ પુરૂષને સ્ત્રીની જરૂર છે. અગાઉ ઇજીપ્તમાં પણ એવો રિવાજ હતો; કોઇ પણ જાતનાં પવિત્ર ધાર્મિક કર્મો એકલા આચાર્યોથી કરી શકતાં નહિ. ત્યાં તો એથી પણ એક પગલું આગળ હતું. પુરૂષ કરતાં સ્ત્રી ત્યાં વધારે પવિત્ર ગણાતી અને ધાર્મિક અનુષ્ઠાનોમાં તો પતિ પત્નિ કરતાં ઉતરતા પદનો ગણાતો. કેટલાંક ગૂઢ અનુષ્ઠાનોમાં તો સ્ત્રીઓની હાજરીની ખાસ જરૂર હતી. અને જો આચાર્ય પરણેલા નહોય તો કોઇક વૃદ્ધ સ્ત્રીને તેની સાથી બનાવવામાં આવતી.

પછીના વખતમાં સ્ત્રીઓને જૂદેજ પ્રકાર ગણવામા આવી અને ખ્રીસ્તિ ધર્મ જોકે સ્ત્રીઓનો વધારે અપરાધી છે, છતાં પણ તે વખતના હિંદુઓ આ ગુન્હામાંથી મુક્ત થઇ શકશે નહિ.

તે સમયના કહેવાતા તપસ્વી પુરૂષો જેઓ પોતાનો હલકો સ્વભાવ છોડી શકયા નહતા અને અકાલે તપસ્વી બનીને બેઠા હતા તેમણે સ્ત્રીઓને ઘણાજ ભયંકર શત્રુ જેવી, અને પોતાના લક્ષ્ય તરફ પહોંચતાં રસ્તામાં પાથરેલી જાળ સરખી ગણવા માંડી. હિંદી અને ખ્રીસ્તિ બન્નેએ. સ્ત્રીઓને, વાસ્તે, પુરૂષને, ઉતરનાર, બ્રહ્મચર્ય અને વિરાગમાંથી. અન. હરણ, કરનાર, રાક્ષસી, વગેરે અત્યંત નિંદ્ય ઉપનામ વાપર્યાં છે. આ વખતે એટલું સ્મૃતિમાં આણવું જોઇએ કે આ બાબતો જેમણે લખી છે તેઓ બધા પુરૂષો હતા અને પોતાના નીતિ બળની શિથિલતાને અને ઉચ્છૃંખલ વિકારોને દોષ દેવાને બદલે સ્ત્રીઓનો વાંક તેઓ કાઢતા હતા. જો સ્ત્રીઓએ પોતાના અનુભવની વાતો લખી હોત તો તેવાંજ ઉપનામો તેઓ પુરૂષોને લગાડત. યોગી થવાને ઇચ્છતો પુરૂષ સ્ત્રીમાં ઘણે ભાગે ઇન્દ્રિય ભોગનાં સાધન તજવા જેને એ માગતો હતો તેજ દેખતો હતો. તેવીજ રીતે યોગિની થવા ઇચ્છતી સ્ત્રી પુરૂષને પણ પોતાની યોગ પ્રાપ્તિમાં વિઘ્ન જેવો કેમ ન દેખે ?

ઉચ્ચ દૃષ્ટિથી જોતાં પ્હેલાં કહી ગયા તેમ સ્ત્રી એક સહાય સરખી મનાઇ છે, પણ અધમ દૃષ્ટિએ તે એક બંધનરૂપજ છે, એમ મનાયું હતું. —કાંચન.

જે બન્યું હતું તે સઘળું જલદીથી તેઓએ તેને કહ્યું: હવે એ ન્હાના બાળકને બચાવવાને કયો ઉત્તમ માર્ગ છે એમ વિચારતો તે થોડીવાર શાંત ઉભો રહ્યો. તે ખોની કીનારી ઉપરથી નીચે નજર કરતાં તેને માલૂમ પડ્યું કે પોતાનો તે બાલક મિત્ર કેડ સુધી પાણીમાં એક ખડક ઉપરના ઘાસને ઝાલીને તરતો હતો. પાણી પૂર જોસમાં વહેતું હતું અને તે છોકરાની જીંદગી હવે થોડા વખતની હતી. એટલામાં બહાદુર સાઇરસે ઉપરથી બુમ પાડી, " થોડી વધારે વાર તે ઘાસને મજબૂત પકડી રાખજે, હું ત્હારી મદદે આવું છું. " ત્યાર પછી સાઇરસ ખોમાં ટેકરાવાળી જમીન ઉપર પગ અને હાથ ટેકવી ટેકવીને ધીમે ધીમે ઉતર્યો ત્યાં ગયો–અને તે બાલકને ત્હેણે મજબુત પકડ્યો.

જ્યારે તે બાલ-રાજાના મજબુત હાથથી તેને પકડવામાં આવ્યો હશે, અને " હિમ્મત રાખ. પેલા ગોઠીઆઓ વધુ મદદ લાવે ત્યાં સુધી હું તને બચાવીશ "" એવા વીર શબ્દો જ્યારે તેને કાને પડયા હશે ત્યારે તે ન્હાના બાલકના હૃદયમાં કેટલો આનંદ પ્રસર્યો હશે ?*

# વર્તમાન રંગ.

## અમારૂં ગયું વર્ષ.

**સચિત્રમાસિક:**—પરમ પ્રેમસ્વરૂપ શ્રી પ્રભુની દયાથી **સુન્દરીસુબોધ** પત્રનું દસમું વર્ષ શરૂ થયું છે. શહેનશાહી દરબાર અને આ પત્રનો ૧૦૦ મો અંક એ બને મંગલ પ્રસંગો એકજ સમયે પ્રાપ્ત થવાથી, ગયા વર્ષમાં ૧૦૦ પૃષ્ઠનો, અનેક છબીઓ વાળો, **સચિત્ર ખાસ અંક** પ્રકટ કરવામાં આવ્યો હતો. ત્હેણે ઘણી લોકપ્રિયતા મેળવી હતી, એમ જણાવતાં આનન્દ થાય છે. ખાસ અંક પછીના આ પત્રના બધા અંકોને **સચિત્ર** કરવામાં આવ્યા હતા અને જો કે તે વ્યવસ્થા ફક્ત કામ ચલાઉ હતી, તોપણ અમારા વાચક મંડળને પ્રિય થઇ પડવાથી હજુ પણ એક વર્ષ તે અજમાયશ લંબાવવાનું દુરસ્ત ધાર્યું છે. આવી ખર્ચાળ યોજનાઓને કાયમના સ્વરૂપમાં સ્વીકારતા પ્હેલાં આ પત્રની આર્થિક શક્તિ અને સ્થિતિ સુધરવી જોઇએ; જેનો આધાર અમારાં ગ્રાહક બ્હેનો અને બન્ધુઓની પ્રીતિ ઉપરજ રહે છે. **સુન્દરીસુબોધ** વધુમાં વધુ સંખ્યામાં વંચાય એમ ગોઠવણ થાય, તો જ આ અજમાયશી ગોઠવણને કાયમની તરીકે સ્વીકારતાં કાંઇ હરકત આવે તેમ નથી.

**ના. શહેનશાહનું આગમન અને રાજ્યરોહણ–તેથી લાભ:**

ગત વર્ષમાં નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુની માનવન્ત પધરામણી આપણી પુરાણ પ્રસિદ્ધ ધર્મભૂમિમાં થઇ હતી; અને સ્વદેશી બન્ધુઓને તેથી વિવિધ પ્રકારના લાભ પણ થયા હતા. દુનિયાંના ઉન્નત લોકજીવનનાં રાજભક્તિ અને પ્રજાસેવા એ પ્રધાન સુચિન્હ છે, જે આ સમયે પ્રત્યક્ષ થયાં હતાં. શ્રીમાન્ રાજરાજેશ્વર જ્યોર્જ મહારાજે પ્રજા-કેળવણી માટે કરેલો પચાસ લાખ રૂપિયાનો વાર્ષિક ઉપહાર, બંગાલના અસંતુષ્ટ જનસમાજને સાન્તવન કરવા માટે તે પ્રાન્તના વિભાગોની કરેલી પુનર્વ્યવસ્થા, સમસ્ત લોક

* આ સાઇરસ ઇરાન અને ત્હેના આસપાસના મુલકોનો શહેનશાહ થયો હતો. તે હમેશાં સાચું બોલતો અને જૂઠાને પોતાનો દુશ્મન ગણતો.

સમૂહને આપેલો "આશા" નો સુબોધક મહામન્ત્ર, અને શહેનશાહી ઢંઢેરામાં પ્રજાનિયન્ત્રિત રાજ્ય રચના તરફ વળવાનું આપેલું વચન,—એ સહુ નવીન ભારતને નવાસૈકાની શરૂઆત લગભગમાં રાજમન્દિરમાંથી મળેલો મહાપ્રસાદ છે. આ ઉપરાંત નામદાર શહેનશાહ તથા શહેનશાહબાનુનું દરેક મનુષ્ય તરફ ઘણીજ દિલસોજી અને પ્રીતિભર્યું વર્તન આપણી પ્રજાની સ્વાભાવિક રાજભક્તિવાળી લાગણીઓ તે મહાન પરોણાઓની સેવા તરફ વાળે તથા ત્હેમને અતિ લોકપ્રિય બનાવે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

**હિન્દ હિતૈષીઓનાં મરણઃ**

ગત વર્ષમાં ટિટેનિક આગબોટ લગભગ પંદરસો માણસો સાથે જળશયન કરી ગઇ, એ અકસ્માત ખરેખર કુદરતનો એક મહા કોપ હતો. જે અનેક મનુષ્યો ત્હેમાં ડુબ્યાં, તે બધામાં કરોડાધિપતિ કર્નલ એસ્ટરે પોતાની નવીનવધૂને ત્યજીને પણ અબળ થઇ પડેલાં સ્ત્રી બાળકોને બચાવવામાં પોતાનો પ્રાણ સમર્પ્યો, અને ત્હેની સાથે દુનિયાંના પત્રકારોમાં ઉચ્ચપદ ધરાવનાર, અનાથનો બેલી અને જૂલમગારનો દુશ્મન, મહાન શહેનશાહોનો માનવન્ત મહેમાન અને મિત્ર છતાં ગરીબ રહેવામાં માન લેનાર, હિન્દનો પ્રબળ સહાયક અને દુનિયાંની સર્વ ઉન્નતિની હીલચાલોનો અગ્રણિ, તથા ફક્ત સત્યને ખાતર કરોડો રૂપિયાનો વારસો નાકબુલ કરનાર, સમર્થ પત્રકાર "રિવ્યુઓફ રિવ્યુઝ"ના અધિપતિ વિલિયમ ટિ સ્ટેડે પણ-૬૬ વયમાં હોવા છતાં-કર્મ ક્ષેત્રમાજ દેહ ત્યાગ કર્યો શ્રીયુત્ સ્ટેડના જેવા આ વર્ષમાં હિન્દે બીજા પણ મહાન સન્મિત્રો ગુમાવ્યા છે, અને તે શ્રીયુત એલેન. ઓ. હ્યુમ, કર્નલ ઓલ્કોટ તથા જનરલ બુથ છે. સિવ્હીલ સર્વિસમાં દાખલ થઇ, મહાત્મા હ્યુમે પેન્શન લેતાં સુધી હિન્દી પ્રજાનું દરેક રીતે હિત કરવા પ્રયત્ન કીધા; અને તે પછી ઇશ્વરકૃપાથી ત્હેમનેજ મંગલ હસ્તે હિન્દી નેશનલ કોન્ગ્રેસ સ્થપાઇ, જેમાંથીજ હાલની અનેક પરિષદો, સમાજો અને કોન્ફરન્સો જન્મ પામવા લાગી છે. હિન્દી લોકો એકજ મહાપ્રજા છે, એ ભાવના ભલે પ્હેલાં હશે પરન્તુ ત્હેને સર્વમાન્યસ્વરૂપમાં રજુ કરનાર કોન્ગ્રેસના પિતા શ્રીયુત હ્યુમના ઉપકાર તળે ભારત હમ્મેશાં રહેવાનું. આ મહાત્મા વિલાયતમાં હિન્દના હિતની અનેક હીલચાલોમાં ભાગ લીધા કરતા હતા અને ત્હેમના મરણથી આપણે એક પરમ હિતૈષી મિત્ર ખોયો છે. કર્નલ ઓલ્કોટ પણ બહુ ઉદારચિત્ત અને પ્રાજ્ઞ મહાત્મ પુરુષ હતા. તેઓ થિયોસોફિકલ સોસાયટીના પ્રમુખ અને હિન્દી પ્રજાનું હિત હૃદયે ધરનાર સજ્જન હતા.

આ દેશમાં મુક્તિફોજના નામથી જે અસ્પર્શ્ય જાતિઓનો ઉદ્ધાર કરવા માટે એક મ્હોટી સંસ્થા મચી રહી છે, ત્હેના સમર્થ સંસ્થાપક અને પ્રધાન મન્ત્રિ જનરલ બુથના મરણથી પણ આપણા દેશને તથા આખી દુનિયાની પછાત પડેલી કોમોની ઉન્નતિની હીલચાલોને એક સરખી હાની થઇ છે. સ્વર્ગસ્થ ધર્મગુરુ અને સંસાર સુધારક શ્રીયુત બુથ હિન્દુસ્થાનમાં પધાર્યા હતા અને ત્હેમની ધાર્મિક સંસ્થા દ્વારા આપણાં હજારો અજ્ઞાન, અસહાય, અનાથ ભાન્ડુઓનું કલ્યાણ થયું છે.

સેવાભગિની નિવેદિતા ( મિસ માર્ગારેટ નોબલ ) જેમની છબી અને જીવન તથા વિચાર ગયા ફેબ્રુઆરીના અંકમાં પ્રકટ થયેલ છે, ત્હેમને તો શ્રીયુત મલબારીની સાથે અમે હિન્દનાં મહાન સન્તાનોમાંજ ગણીએ છીએ. આ બંનેના દેહત્યાગથી પણ ભારતની કદીક

ઉદય પ્રવૃત્તિઓને વિચારવંત નેતા અને પ્રમુખ કાર્યભારીઓની ખોટ પડી છે, એ સુવિદિત છે.

વડોદરાના શ્રેય સાધક મંડળના પ્રધાન મન્ત્રિ શ્રીયુત્ છોટાલાલના દેહાવસાનથી તે ધાર્મિક સંસ્થા તથા ત્હેના અગ્રગણ્ય માસિક મહાકાલને મ્હોટી ખોટ પડી છે; અને ગુજરાતે એક સાક્ષર લેખક ગુમાવ્યો છે. શ્રદ્ધા છે કે, ઉક્ત મંડળની પ્રગતિની હીલચાલો ત્હેમના વર્તમાન આચાર્ય શ્રીયુત ઉપેન્દ્ર ભગવાનના આધિપત્ય નીચે પણ ત્હેવીજ આશાવાન અને સફળ નીવડશે.

નવા જાપાનના રચનાર, મહાપ્રારબ્ધશાળી, કર્મયોગી શહેનશાહ મુત્સુહીતોનું અવસાન પણ આ વર્ષના મહાન પુરુષોનાં મરણની યાદીમાં શોકજનક વધારો કરે છે. શ્રીમન્ મહારાજ મુત્સુહીતોના સમર્થ રાજ્યછત્ર નીચેજ જાપાને પોતાનો જીર્ણ દેહ ત્યજ્યો, નવીન જીવન સ્વરૂપ ધારણ કીધું અને જગતની મહાન પ્રજાઓમાં પોતાની ગણના કરાવવાનો અધિકાર પ્રાપ્ત કર્યો. આ યશસ્વી રાજરાજેન્દ્રની કાર્કિર્દી જાપાની બન્ધુઓના પ્રજા જીવનને ત્હેની અનેક પ્રવૃત્તિઓમાં એક સરખી રીતે અજવાળે છે. નવીન શહેનશાહનું રાજ્ય તથા જીવન એવાજ પ્રકારનું ઓજસ્વી, સંપત્તિવાન, અને સુખમય નીવડો એમ પ્રાર્થના છે. જાપાનના ઉદયની સાથેજ એશિયાના પ્રજાજીવનની જાગ્રતિ થઇ છે અને આખો એશિયા એટલા પુરતો ત્હેના મહાન ઉપકાર તળે છે.

**દુષ્કાળ કષ્ટ નિવારણ.**

ગયા વર્ષમાં જે સખ્ત દુષ્કાળ ગુજરાતના કેટલાક વિભાગો અને કાઠિયાવાડના ઘણા ભાગને વ્યથિત કરી રહ્યો હતો, ત્હેનો ત્રાસ ઓછો કરવા કેટલાંક મ્હોટાં ફન્ડો ઉભાં કરવામાં આવ્યાં હતાં; અને નામદાર સરકારની સાથે પ્રજાસમૂહે પણ યથાશક્તિ નાણાં ત્હેમાં ભરી સહાય કરી હતી. ગુજરાત સેન્ટ્રલ રિલીફ ફન્ડ, મુંબાઇનાં ધુરંધર પત્રો "ગુજરાતી" અને "સાંજ વર્તમાન" ને અંગે ત્હેમના દેશપ્રેમી અધિપતિઓએ ઉભાં કરેલાં ફન્ડો, તથા સૌ. જમના બ્હેન સક્કઇના પ્રમુખ પદ નીચે મુંબાઇની સન્નારીઓએ ફન્ડ કરી કીધેલી નાણાંની સહાય, એ સહુ ઉત્તમ પ્રકારની યોજના હતી. આ સર્વ પરોપકારી બ્હેનો–બન્ધુઓના મ્હોટા ઉપકાર નીચે આખી ગુજરાતી પ્રજા છે. સૌ જમનાં બ્હેન સક્કઇએ મિસિસ શેઠના વગેરે દેશહિતેષી બ્હેનોની સાથે આખા ગુજરાત–કાઠિયાવાડના દુષ્કાળપીડિત વિભાગોની જાતે મુલાકાત લઇ બની શકતી મદદ દરેક સ્થળે આપી હતી. મર્હુમ દાનવીર શ્રીયુત્ બ્હેરામજી મલબારીના ધર્માદા ફન્ડના ટ્રસ્ટીઓ અને શ્રીયુત ગોખલેવાળી પુનાની સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીના સભાસદોએ પણ આ ધર્મકાર્યમાં બહુ ઉમંગભેર સહાય કરી હતી.

**રાજભક્તિ અને સાહિત્ય, વગેરે:**

નામદાર શહેનશાહનો હિન્દમાં રાજ્યારોહણનો આ પ્રથમ પ્રસંગ હતો, અને ત્હેને અંગે કેટલાક રાજભક્તિનાં કાવ્યો તથા સન્માન સૂચક ખાસ અંકો પ્રકટ થયા હતા. આ પત્રના ખાસ અંક ઉપરાંત ગુજરાતી ભાષામાં "ગુજરાતી પંચ", "વસન્ત" વગેરે પત્રોના ખાસ અંકો પણ પ્રકટ થયેલા હતા અને તે ઉત્તમ વિષયોથી ભરપૂર હતા. દરેકે દરેક માસિકમાં નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુની છબીઓ આવી હતી અને વિવિધ પ્રકારના લેખો તે સમ્બન્ધે લખાયલા હતા. ઇનામી હરિફાઇથી "ગુજરાતી" પત્રને અંગે શ્રીયુત્ તાલિયારખાન તરફથી રાજગીત માગવામાં આવ્યાં હતાં, જેમાં એક ગુજરાતી બ્હેન (અ. સૌ. હરિસુખગૌરી) નું કાવ્ય પ્રથમ પંક્તિમાં મૂકાઈ ઇનામને પાત્ર

ગણાયું હતું: અને ગયા વર્ષના ખાસ અંકમાં તે પ્રકટ કરવામાં આવ્યું હતું. આ પ્રસંગને અંગે પ્રકટ થયેલાં કાવ્યોમાં શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિ ( એમ. એ, ) નું "રાજરાજેન્દ્રને" નામનું સુન્દર, ભાવપૂર્ણ, પ્રતિભાભર્યું કાવ્ય નિઃસંશય પ્રથમ સ્થાનને યોગ્ય છે. અને ત્હેને સચિત્ર પ્રકટ કરીને શેઠ હાજી મહમ્મદ અલ્લારખિયા શિવજી તથા માવજી ગોવિન્દજી શેઠે આપણી ભાષામાં એક મનોહર પુસ્તકનો ઉમેરો કર્યો છે. "ગુજરાતી પંચ"માં આવેલાં શ્રીયુત્ નરસિંહરાવ ભોળાનાથ તથા શ્રીયુત્ "લલિત" નાં કાવ્યો અને આ પત્રના ખાસ અંકમાં પ્રકટ થયેલ મૈ જમનાબ્હેન સક્કઇનો રાજ્યા રોહણ પ્રસંગનો લેખ બહુ સારી ભાવનાઓ આપણી સમક્ષ રજુ કરે છે. "વસન્ત" માસિકનો આખો અંક હિન્દ અને બ્રિટનના સંબન્ધ તથા સામ્રાજ્યને લગતા વિવિધ વિદ્વત્તાપૂર્ણ લેખોથી ભરપૂર છે. તે તથા "શાળા પત્ર" ની જ્યુબિલિને અસાધારણ પ્રસંગે જે ખાસ અંક પુસ્તકના સ્વરૂપમાં અનેક ઉપયોગી તથા જ્ઞાનોત્તેજક વિષયોવાળો, વિદ્વાનોની કલમથી લખાયલો પ્રકટ થયો છે, ત્હેને માટે તે બંને પ્રથમપંક્તિના પત્રોના સાક્ષર તન્ત્રીઓ એ પણ નિસંશય બહુ સારી સાહિત્યસેવા કીધી છે. સસ્તાસાહિત્યવર્ધક કાર્યાલયના પૂજ્ય મન્ત્રિ શ્રી અખણ્ડાનન્દજીની સમાજસેવા પણ ચાલુ છે. ત્હેમના સ્તુત્ય પ્રયાસોથી સ્થાપિત અને પ્રગતિમાન થયલી વિવિધ ગ્રન્થમાલા અને ચરિત્રમાલા બહુ સસ્તું અને સારૂં વાંચન ફેલાવી રહી છે. મહારાષ્ટ્રના સાહિત્યરત્ન શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતાનું ભાષાન્તર પણ તેઓએ ગુજરાતના પ્રજા વર્ગને બહુ સુલભ કીધું છે, જે ઉત્તમ કામ થયું છે.

**દેશ સેવા**

દક્ષિણ આફ્રિકાનાં આપણાં ભાન્ડુઓના સ્વદેશનું આત્મમાન સાચવી રાખવાના મહાભારત પ્રયાસ લગભગ નિષ્ફળ જેવાજ હજુ સુધી નીવડ્યા છે, એ શોક વાર્તા છે મહાત્મા મોહનલાલ ગાંધીને અમે ત્હેમની આત્મત્યાગી દેશભક્તિને માટે પ્રીતિવન્દન કરીએ છીએ, અને અમને શ્રદ્ધા છે કે જે પવિત્ર કાર્ય ક્રમમાં અમારી સ્વદેશાભિમાની બ્હેનો પણ પુરાણી સતીઓની પેઠે અસાધારણ સંકટો સહન કરવા તૈયાર થઇ છે, ત્હેનું સફળ વ્હેલું મોડું પણ જરૂર પ્રાપ્ત થવાનું.

આપણા પ્રાન્તમાં, સુરત અને અમદાવાદનાં વનિતા વિશ્રામ, મુંબાઇનું સેવાસદન, તથા નડિયાદ–અમદાવાદના અનાથાશ્રમ વગેરે જગતનાં અનેક દુઃખદર્દ ઓછાં કરવાને પ્રયત્ન કરી રહેલી સંસ્થાઓ ઘણુંજ ઉપયોગી અભિનન્દનીય કામ કરી રહી છે. વડોદરા રાજ્ય તરફથી પ્રજા કેળવણી અને અસ્પર્શ્ય જાતિઓના ઉદ્ધાર માટે ચલાવવામાં આવતી શુભ પ્રવૃત્તિ, મુંબાઇમાં 'સોશિયલ સર્વિસ લીગ' તરફથી શરૂ થયેલી લોકસેવા, અને આર્ય સમાજના લોકોદ્ધાર માટે સતત પ્રયાસો,–એ સર્વ પણ આપણી વધતી જતી વિશિષ્ટ ધર્મસંપત્તિ છે.

ગત વર્ષમાં સમાજિક સુધારણાને પ્રબળ શક્તિ આપવાના હેતુથી રજુ કરવામાં આવેલ હિન્દુ લગ્નને લગતો કાયદાનો ખરડો હિન્દી ધારા સભામાં પસાર થઇ શક્યો ન્હોતો, એ દિલગીરી ઉપજાવે છે. આશા છે કે જ્યારે ફરીથી બીલ રજુ કરવામાં આવશે ત્યારે તે વધારે સારો સત્કાર પામશે; અને ઑ. મિ. દાદ ભાઇએ હાલમાં રજુ કરેલું હિન્દી સ્ત્રીઓને અનાચારમાંથી બચાવવાનું ખાસ આવકારદાયક બીલ સર્વ લોકપક્ષોની સંમતિથી પસાર થશે.

**લેખકો–સહાયકોનો ઉપકાર:**

**સુન્દરી સુબોધના** નવમા વર્ષમાં અનેક દેશપ્રેમી બ્હેનો અને સાહિત્ય રસિક

બન્ધુઓએ હેમાં લેખ મોકલી, આપવા કૃપા કીધી હતી. સૌ. વિદ્યાગૌરી ( બી. એ. ) સૌ. શારદા ગૌરી ( બી એ, ) સૌ હરિસુખગૌરી, સૌ. ચન્દ્રમા, સૌ ઈન્દિરા, ગં. સ્વ. કૃષ્ણાબ્હેન વગેરે ભગિનીઓ,–તથા પ્રો. ન્હાનાલાલ કવિ ( એમ એ. ) રા. મૂલજીભાઇ વૈદ, રા. અમૃતલાલ પઢિયાર, રા શિવપ્રસાદ પંડિત, રા. રણજીતરામ વાવા ભાઇ, ( બી, એ, ) ગટુલાલ ધ્રુવ ( બી એ ), રા. ભોગીન્દ્રરાવ દિવેટિયા ( બી. એ ), રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ, રા જન્મશંકર ( લલિત ), રા કાન્તિલાલ પંડ્યા ( એમ. એ. ), રા રમણીયરામ ત્રિપાઠી, રા ઈન્દુલાલ યાજ્ઞિક ( બી. એ. ), શેઠ અરદેશર ખબરદાર, અને મિ. કરીમ મહમ્મદ ( એમ. એ. ),—વગેરે બન્ધુઓએ આ વર્ષમાં કરેલી પ્રબળ સહાયને માટે હેમનો ઉપકાર માનવામાં આવે છે, આ બધા કરતાં પણ અમારે વધુ આભાર તો ખાસ અંકમાં પોતાનાં લખાણ મોકલી, તે અંકને પોતાની હૃદય ભાવનાઓથી શોભાવનાર વિદુષી બ્હેનોનો પ્રદર્શિત કરવાનો છે. કારણ કે જો હેમની ઉમંગભેર સહાય ન હોત તો સ્ત્રીલેખવાળો તે અંક પ્રકટ થઇ શકેત નહિં, એ ખાત્રી છે. તેથી તે અંક માટેનો સર્વ ધન્યવાદ, જે આ પત્રને મળ્યો છે તે, હેમનેજ ઘટે છે.

"ધી લક્ષ્મી આર્ટ પ્રીન્ટિંગ પ્રેસ, મુબાઇ"–ના મેનેજર રા. બળવંતરાવ ત્રિપાઠી તથા "સત્યવિજય પ્રેસ"–અમદાવાદના મેનેજર રા સાંકળચંદ શાહનો પણ અહિં સપ્રેમ ઉપકાર અમે માનીએ છીએ. વડોદરા રાજ્યની જાહેર લાયબ્રેરીઓની લોક કેળવણી માટે ચાલુ પ્રયાસ કરી રહેલી ઉત્તમ સસ્થાનો પણ સ્ત્રીકેળવણીના વધારા તરફના હેના સત્પ્રેમને માટે આભાર માનવા રજા લઇએ છીએ

ઘણા સજ્જનોએ આ સત્કાર્યને સહાય કીધી છે અને કેટલાકે હજુ વધારે મદદ કરવા ઇચ્છા દર્શાવી છે, તે બન્ધુઓનો પણ આભાર આ પત્ર ઉપર છે. ગત વર્ષમાં સુન્દરી સુબોધ કેટલીક અનિવાર્ય મુસીબતોને લીધે વારંવાર બહુ અનિયમિત થઇ ગયું હતું. પરન્તુ ગ્રાહક બ્હેનો અને બન્ધુઓ, જેઓ તે અનિયમિતતાનું કારણ માનવશક્તિની બ્હારનું હોવાનું સમજ્યાં હતાં, તેઓએ તે તરફ ઘણીજ દિલસોજી, મમતા, શ્રદ્ધા, અને સહન શક્તિ બતાવ્યાં હતાં હેને માટે અમે હેમનો અન્ત કરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ.

## નવીન વર્ષની આશાઓ

પ્રભુની ઇચ્છા તો, નવીન વર્ષમાં સુન્દરી સુબોધ મંડળની યોજના જે બે વર્ષથી અમે નિર્ધારી છે, તે સફળ થઇ શકશે. હેને અંગે (૧) ફરતું પુસ્તકાલય, (૨) અબલા સહાય ફન્ડ, અને (૩) સાહિત્ય વાંચનમાલાનુ પ્રકાશન—આ ત્રણ વિભાગોમાં કામ કરવાનું તો ટુંકી મુદતમાં શરૂ થઇ શકશે. પ્હેલા બે પેટા વિભાગોના નિયમો વગેરે, ઈશ્વરેચ્છાતો, આવતા અંકમાં પ્રકટ થઇ શકશે હજી પણ બીજી લોકોપયોગી અને સમાજસેવાની યોજનાઓ વિચારમાં છે. રંક સુન્દરી સુબોધ પોતાની અલ્પ શક્તિથી આમાંનું કાંઇપણ કરી શકે તેમ નથી, એ અમે પણ માનીએ છીએ. પરન્તુ હેના તરફ ગુજરાતી પ્રજાની જે ગાઢ પ્રીતિ છે તે પોતાનું આત્મબળ પ્રેરી હેને આગળ કરવા મોખરી તો પોતાનો ધર્મ પૂર્ણ કરવાને તે તત્પરજ છે. અને પ્રભુ દયાળુ છે, તે સર્વ ન્યૂનતાઓ દુર કરવાને સમર્થ છે.

## 'સુન્દરી સુબોધ' મંડળ.

**વ્હાલી બ્હેનો અને પ્રિય ભાઇઓ !**

આ **પત્ર**ના (ગયા વર્ષના) છેલા અંકમાં વિદિત કર્યો મુજબ, હવે **સુન્દરી સુબોધ**ને અંગે, ત્હેના ગ્રાહકો અને સન્મિત્રો દ્વારા, ગુજરાતી બ્હેનો અને બન્ધુઓની યથાશક્તિ વધુ સેવા કરવા **સંકલ્પ** થયો છે. અમને સંપૂર્ણ અને દૃઢ શ્રદ્ધા છે કે, **પરમપ્રેમસ્વરૂપ દયાળુ પ્રભુ** તે કર્મક્ષેત્રમાં પણ આપણો **ધર્મનેતા** થશે.

**સુન્દરી સુબોધ** અમારા તરફથી પ્રકટ થાય છે, અને ત્હમે ત્હેને વાંચો છો, ત્હેમાં લેખ મોકલો છો, ત્હેને ત્હમારાં સુખશાન્તિ, કેલવણી અને સુધારણાનું સાધન ગણો છો; ત્હેની ન્યૂનતાઓ-ખામિઓ ત્હમે માફ કરો છો, ત્હેમાં આવતાં લખાણમાં રહેલો સુબોધ ત્હમે દિલમાં લ્યો છો, અને ત્હેના તરફ અસાધારણ પ્રેમ રાખો છો. આટલું તો ત્હમારા અમારા ઉપર આવતા પત્રોથી સાબીત થાય છે. પણ એટલુંજ શું બસ છે?

આપણે ગુજરાતી પ્રજાને હિન્દી સામ્રાજ્યમાં ત્હેનું જે ઉતરતું સ્થાન છે, ત્હેના ઉપરથી વધારે ઉચ્ચપદે લઇ જવાની છે; આપણે આપણી માતૃભાષાને ભગિની ભાષાઓની સમોવડ બનાવવાની છે; આપણે આપણાં દુઃખ દર્દથી પીડાયલાં ભાન્ડુઓને સુખશાન્તિ, ઉત્કર્ષ અને કલ્યાણની બક્ષીસ આપવા પ્રયાસ કરવાનો છે, એ ત્હમારા સ્મરણમાં છે?

આ જાગ્રતિની હીલચાલ માટે હવે **સુન્દરી સુબોધ** તૈયાર થયું છે; ત્હમારીજ ત્હેમાં ભળવાની વાર છે! ત્હેને અંગે ઉભા થતા આ **સુન્દરીસુબોધમંડળ**માં ભળવા અને તે દ્વારા સ્વદેશસેવા કરવા અમે ત્હમને સર્વને એક સરખી પ્રીતિથી આમંત્રણ કરીએ છીએ.

આશા છે કે આ **પત્ર**ના સઘળા ગ્રાહકો તથા વાંચનારા,-બ્હેનો અને બન્ધુઓ અમને આ સત્કાર્યમાં ઉમંગભેર સહાય આપશે. આ **મંડળ**ને લગતા નિયમો તૈયાર થાય છે, તે તથા ત્હેનો કાર્યક્રમ **સીલેખવાળા સચિત્ર ખાસ અંક**માં પ્રકટ થશે.

### શરૂઆતની પ્રવૃત્તિ.

**૧. ફરતું પુસ્તકાલયઃ**—કેટલાક દેશપ્રેમી સન્મિત્રોની સહાયથી વડોદરા રાજ્યની જાહેર લાયબ્રેરીઓને અંગે તથા મુંબાઇમાં **સોસિયલ સર્વિસ લીગ**ને અંગે જેવી રીતે પુસ્તકોની પેટીઓ ફેરવવાની યોજના છે,-ત્હેવાજ પ્રકારની આ **પુસ્તકાલય**ની ગોઠવણ થઇ છે. હાલ **૭ પેટીઓ** ચોપડીઓથી ભરેલી તૈયાર છે; અને બીજી ૭ પેટીઓની સગવડ થોડા સમયમાં થશે, એમ અમે માનીએ છીએ. દરેક પેટી જૂદે જૂદે ગામે પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થોને સોંપી, લોકોને કાંઇ પણ લવાજમ લીધા શિવાય વાંચવા દેવા,-મોકલવામાં આવશે. દરેક પેટીનું ખર્ચ આશરે રૂ. ૧૫-૦-૦ થી રૂ.૨૫-૦-૦(ચોપડીઓ સહિતનું) સુધી થાય છે અને આપનારનું નામ ત્હેના ઉપર, ઇચ્છા હોય તો, લખવામાં આવે છે. આશા છે કે ગૃહકેળવણીના પ્રસારની આ ઉત્તમ યોજનાને અમારી ઉદારચિત્ત બ્હેનો તથા બન્ધુઓ ઉત્સાહથી ઉપાડી લેશે. આ કામની સાધારણ શરૂઆત માટે પણ **૧૦૦** પેટીઓની જરૂર છે.

**૨. અબલા સહાય ફન્ડઃ**—આ ફન્ડ ખાતે હાલ વીસ રૂપિયા થયા છે. જે બ્હેનોને **સુન્દરી સુબોધ**નું લવાજમ આપવું ભારે પડતું હશે, અને ત્હેમની તરફથી ભલામણ કરનાર કોઇ પણ બ્હેન અથવા બન્ધુ જો અર્ધું લવાજમ આપવા ખુશી હશે તો, બાકીનું અર્ધું લવાજમ આ ફન્ડ તરફથી ભરવું, એટલી હાલને માટે વ્યવસ્થા થઇ શકી છે.

મન્ત્રી-સુન્દરી સુબોધ મંડળ.

# ગ્રન્થ સ્વીકાર.

( નીચે જણાવેલાં પુસ્તકોની પ્હોંચ ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે. અને ત્હેમનું સમાલોચન વિષય-વિભાગવાર ધીમે ધીમે પ્રકટ કરવામાં આવશે.—તંત્રી. સુ. સુ. )

### ભાષા—સાહિત્ય.

૧. ત્રીજી સાહિત્ય પરિષદનો અહેવાલ.
૨. "વસન્ત"નો બ્રિટિશ સામ્રાજ્ય અંક.
૩. "શાળાપત્ર"નો જ્યુબીલી અંક.
૪. નવલ ગ્રન્થાવલી—ભાગ ૧. રા. હીરાલાલ શ્રોફ.
૫. સાહિત્ય વિલાસ રા. રતનરામ ઉત્તરામ ભટ.
૬. પ્રેમાનન્દની પ્રસાદી રા. ભાનુસુખરામ મ્હેતા.
૭. લેન્ડોરના કાલ્પનિક સંવાદો. રા. મોહનલાલ દવે.
૮. ગુજરાતી નવલકથાનું સાહિત્ય રા. મણિભાઈ તંત્રી.
૯. રામાયણનું રહસ્ય. રા. મોતીલાલ ત્રિ. દલાલ.
૧૦. પ્રેમાનંદનાં નાટકો—નિબન્ધ. રા. નરસિંહરાવ.
૧૧. વડોદરા રાજ્યની સાહિત્ય સેવા. રા. મોદી.

### કવિતા.

૧. ભગવદ્ગીતાનું ભાષાન્તર.
૨. રાજા રાજેન્દ્રને.
૩. ન્હાના ન્હાના રાસ.
} પ્રો. ન્હાનાલાલ દલપતરામ કવિ.

૪. લલિતનાં કાવ્યો—મે. લક્ષ્મીચંદ માસ્તરની કં.
૫. કુંજલીલા, વિહાર. ૧—રા મૂલજી દુર્લભજી વેદ.
૬. હૃદયકુંજ. રા. ચિમનલાલ દામોદરદાસ ત્રિપાઠી.
૭. કાવ્ય કલિકા. રા "અંબુજ" અને રા. "ભ્રમર."

૮. કાવ્ય પીયૂષ.
૯. સિમંતિની આખ્યાન.
} રા. મણિલાલ છબારામ ભટ.

૧૦. સતીસંગીતાવલી—રા. કવિ મહારાણી શંકર શર્મા.
૧૧. દરામલીલા. રા. મણિશંકર મગનલાલ અયાચી.
૧૨. મહન્ત. મિ. K. V. Mehta.
૧૩. ચન્દ્રોન્મિલા. રા. વાલજી ભાણજી.

૧૪. બ્રિટિશ રાજ્યની બલિહારી.
૧૫. „ ,જાહોજલાલી. પ્ર—૧.
} રા. ઉમીયાશંકર જોશી.

૧૬. ચર્ચા પ્રકાશ. રા શિવજી દેવશી.

૧૭. ગીતસંગ્રહ.
૧૮. સ્થૂલિભદ્રજીની શીયળવેલ.
} રા. નેમચંદ કાપડિયા.

૧૯. ઉર્મિમાલા. રા. સત્યેન્દ્રરાવ દિવેટિયા.

### સ્વ. સૌ. સુમતીબ્હેન કૃત ગ્રન્થો.

૧. ગીતાર્થ સંગ્રહ. ૨ દક્ષિણ યાત્રા.
૩—૪. પ્રભુ પ્રસાદી, ભાગ. (૧-૨.) ૫ શાન્તિદા.
૬. સુરેશ ને યશોધરા. ૭ કમળકુમાર.
૮. પરમાર્થની પ્રતિમા. ૯. મધુરી.
૧૦. શ્રીગુણરત્ન કોષ. ૧૧. અરવિન્દકુમાર.
૧૨. દિવ્ય મેષપાળ બાલ.

### વિવિધ ગ્રન્થમાલા.

૧—૨. આર્ય ધર્મ નીતિ અને ચાણાક્ય નીતિસાર
૩. અબલા હિત દર્પણ.
૪-૫-૬, ૨૦-૨૧. સ્વામી રામતીર્થના સદુપદેશ.
૭. લઘુ લેખસંગ્રહ. ભાગ ૧ લો.
૮. સંસારમાં સુખ ક્યાં છે?
૯—૧૯. નવાયુગની વાતો.
૧૦-૧૧- યોગિની અથવા સરસ્વતીના જીવનસુવાસ.
૧૨. અક્ષરમાળા.
૧૩-૧૪. નવસંહિતા.
૧૫-૧૬. કાશ્મીરનો પ્રવાસ, કલાપીના સંવાદ.
૧૭-૧૮. સ્વામી વિવેકાનન્દના પત્રો
૨૨-૨૩-૨૪. દુર્ગાદાસ અથવા મારૂ સરદારો.

### ચરિત્ર માલા.

૧-૨. શ્રી બુદ્ધચરિત અને ઉપદેશ.

૩ થી ૮ } ભારતનાં સ્ત્રી-રત્નો.
૯ થી ૧૨. } પુસ્તક ૧ તથા ૨.

### જીવન ચરિત્રો.

૧. રાનડેનું ચરિત્ર. રા. સૂર્યરામ દેવાશ્રયી.
२. आयुष्यां तील आठवणी—रमाबाइ रानडे.
૩ શ્રીયુત ગોવર્ધનરામ રા. કાન્તિલાલ પંડયા

૪. ઇશ્વરચંદ વિદ્યાસાગર.
૫ દેવી અઘોર કામિની.
} રા. શિવપ્રસાદ પંડિત.

૬. સામ્રાટ્ જ્યોર્જ. રા. "બુલબુલ."
૭. પ્રેસિડેન્ટ ગાર્ફિલ્ડ-મિત્રમંડળ, પેટલાદ.
૮. સર્યુદાસજી—પંડિત નારાયણ પુરૂષોત્તમ.
૯. રાજર્ષી મોહજિત્—રા. ખીમજી વાલજી,

૧૦. સીતારામ ચરિત્ર
૧૧. અંજના સુંદરી.
} રા. નેમચંદ કાપડિયા.

### નવલકથા—વાર્તા.

૧ વિપિન—રા. રાજેન્દ્ર સોમનારાયણ

૨. જીવન પ્રભાત.
3 જીવન સંધ્યા.
} મિત્રમંડળ, પેટલાદ.

૪. દિવ્યમૂર્તિ—શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન.
૫. લતા અને લલિતા—રા. ચુનીલાલ વર્ધમાન.
૬. ટોડરમલ-પંડયા ડાહ્યાભાઇ ધનસુખરામ.
૭ વિકૃત બુદ્ધિનો વિવાદ-રા. જીવનલાલ અમરશી.
૮. પ્રિયકાન્ત—રા. રણછોડભાઈ વજુભાઈ.
૯, સંસાર શા માટે?—રા. ડાહ્યાભાઈ ઉત્તમરામ.
૧૦. મોહન ગુપ્ત—રા. ગણપતિરામ ઉ. ભટ્ટ.
૧૧. ટેલિસમેન—રા. ધીમતરામ પંડિત.
१२. विचार विलासित—रा. गोपाळ माटे.
१३. सुधारा. 'शारदाश्रमवासी.'
૧૪. દહિરા—સૌ પ્રિયમતી શુક્લ.
૧૫ સદ્ગુણી સુશીલા—રા. બગુભાઇ કારભારી.
૧૬. મ્હારી દૈયનેખલ બેરી-રા ખેલશંકર આચાર્ય.
૧૭ શ્વેતભાનુ-રા. માધુભાઇ દ્વિવેદિયા.

### વિદ્યાકલા-વૈદક.

૧. સારી સંતતિ-રા. વૈદ જટાશંકર લીલાધર
૨. પાકશાસ્ત્ર.-સ્વ. સૌ. કેશવબા.
૩. ઇંગ્રેજી શિક્ષક.-રા. વીરબલ મ્હેતા.
૪. ક્ષયરોગ-ડૉ. મહાદેવ પ્રસાદ.
૫. દરેક મનુષ્ય જાતે વૈદ -જે. પી. પંડિત અને કું.
6. A Chart of Natural Orders in Botany.-M K. Desai.

### વિવિધ.

૧. શ્રીજ્ઞાનેશ્વરીભગવદ્ગીતા. સસ્તુ સાહિત્ય મંડળ.
૨. સ્વર્ગની સુન્દરીઓ. } રા. અમૃતલાલ
૩. સ્વર્ગનાં રત્નો. } સુન્દરજી પઢિયાર
૪. હિન્દુસ્થાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન-સૌ. વિદ્યાગૌરી. તથા સૌ. શારદાગૌરી.
૫. ગૃહિણી સુવિચારમાલા -સૌ. માણેકબાઇ.
૬. મણિપ્રવાલ હાર.ભાગ ૨ } રા. અનંતપ્રસાદ
૭ બ્રહ્મસૂત્ર ( હિન્દી. ) } શ્રીવૈષ્ણવ.
૮. રાજમાર્ગનો મુસાફર } રા. ભોગીન્દ્રરાવ
૯. જીવનકલા } દીવેટિયા.
૧૦. સંગીતનીતિ વિનોદ.-મિત્રમંડળ, પેટલાદ.
૧૧. શ્રી કૃષ્ણજીવન. રા. જીવનલાલ અમરશી.
૧૨. બીજી બ્રહ્મક્ષત્રીય મહિલા પરિષદનો અહેવાલ.
૧૩ છઠ્ઠી બ્રહ્મક્ષત્રીય કોન્ફરન્સનો અહેવાલ.
૧૪. બ્રાહ્મણ કર્તવ્ય. રા ત્રીકમલાલ દવે
૧૫. વૈદિકમાર્ગ નિરીક્ષા. રા. મુનશી બળવંતરાય.
૧૬. નારીદર્પણમાં નીતિ વાક્ય. સૌ. રંભાબાઇ
૧૭. રવિસાગર મહારાજની જયન્તિ.
૧૮. ગુજરાતી હિન્દુસ્ત્રી મંડળના સભાસદોને નવા વર્ષમાં બે બોલ.-રા. ઉત્તમલાલ ત્રિવેદી
૧૯. વિદ્યાર્થીઓને બોધવચન. રા. જગન્નાથ.
૨૦. ઇશ્વરસ્વરૂપનું વર્ણન. } રા. અમૃતલાલ
૨૧. સુદામા ચરિત્ર સાર. } પઢિયાર
૨૨. માંસાહાર વિરૂદ્ધ અને વનસ્પત્યાહારના પક્ષમાં વૈદકીય સિદ્ધાન્તો -ડૉ. છગનલાલ
૨૩. સુવિચારમાળા. રા. મણીલાલ નથુભાઇ.
૨૪. પતિવ્રતા બારાખડી રા. ખીમજી વાલજી.
૨૫. અમૃતવાણી સૌ. જમનાં બ્હેન સક્કે.
૨૬. નવધા ભક્તિ. વનિતાવિશ્રામ, સુરત.
૨૭ સત્ય ધર્મ જ્ઞાન શિક્ષા.-રા. ભક્ત.
૨૮. જૈનશ્વે કોન્ફરન્સ હેરલ્ડ પર્યુસણ અંક.
૨૯. લાયબ્રેરી મિસલેની, અં-૧. વડોદરા

### पत्र मंजूषा.

## ભરતખંડની વીસ મહાન સ્ત્રીઓ.

૧. સતી સ્ત્રીઓ.

૧. સીતા સદગુણી તથા પતિવ્રતા સ્ત્રી. ૨ સાવિત્રિ ... ... ... ... સતી સ્ત્રી.
૩. દમયન્તિ ... ... ... પતિવ્રતા સ્ત્રી.

૨. ધાર્મિક તથા કર્તવ્યનિષ્ઠ સ્ત્રીયો.

૧. દેવહૂતિ ... ... . .. ધાર્મીક સ્ત્રી. ૨. મીરાંબાઈ ...સ્ત્રી કવિ તથા ભક્ત.
૩ યશોધરા ( બુદ્ધની પૂર્વાશ્રમમાં ધર્મ પત્નિ )... ... ... બૌદ્ધ ધર્મની પ્હેલી સેવિકા.
૪. સંગમિત્રા ( અશોકની પુત્રી ) .. ૧૯ વર્ષની ન્હાની વયે સિંહલ દ્વીપમાં જઈ ત્યાં રાજા તિષ્યની રાણીને દીક્ષા આપનાર તથા સ્વાર્થત્યાગ કરી તે બેટમાં બૌદ્ધ-ધર્મનો સફળ રીત્યે પ્રસાર કરનારી સાધ્વિ. ૫. ગાન્ધારી આત્મભોગ આપનારી સ્ત્રી

૩ રાજનિતી નિપૂણ તથા શૂરી સ્ત્રીયો

૧. પદ્મિની ... ... ... ... ચિતોડની શૂરી રજપૂતાણી ૨ કૃષ્ણ કુમારી ... ... ... શૂરી રજપૂતાણી.
૩. ઝેબુન્નિસા ... ... ... રાજકાર્ય કુશળ સ્ત્રી. ૪ ચાંદબીબી રાજ કાર્ય કુશળ તથા શૂરી રાણી.
૫. નૂરજહાન ... ... ... કુશળ રાજ્ય કર્તા. ૬ ઝાંસીની રાણી ... ... શૂરવીર રાણી
૭. અહલ્યાબાઇ હોલકર ... રાજકાર્ય કુશળ સ્ત્રી.

૪. વિદૂષિ સ્ત્રીયો.

૧. ગાર્ગી ... ... ... ... તત્વજ્ઞાન જાણનારી સ્ત્રી. ૨. મૈત્રેયી-તત્વજ્ઞાન જાણનારી સ્ત્રી.
૩. લક્ષ્મીદેવી ઉર્ફે બાલમભટ્ટ ... ... ... મિતાક્ષરા ઉપર બાલમભટ્ટિકા નામની પ્રમાણભૂત ટીકા લખનારી વિદૂષિ સ્ત્રી.
૪. જનિ ( દક્ષિણના ભક્ત નામદેવની દાસી ) ... ... ભક્તિના અભંગો લખનારી સ્ત્રી કવિ
૫. તરૂબાલા દત્ત ... .. અંગ્રેજી ભાષામાં ઉત્તમ કવિતા રચનાર બંગાળી સ્ત્રીકવિ

—નલિન કાન્ત નરસિંહરાવ દીવટીયા.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમા કહીએ તો,—"સ્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે," સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતાં બાન્ધુના આત્મા–હૃદય ઉદ્ધારે માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમા ઉદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસમયો કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે " સ્રી વિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી.... સ્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧૦ મું. ]ઇ. સ. ૧૯૧૨, ઓક્ટોબર–આશ્વિન, વિ.સં. ૧૯૬૮.[ અંક ૨ જો.


## ઉદયગુંજન.

વાંચવાનું કોને સૂઝે છે ?—જેનાં પુણ્ય ઉદય થયાં હોય તેને સારાં પુસ્તકો વાંચવાનું સૂઝે છે; જેનું નશીબ સુધરવાનું હોય તેને વાંચવાનું સૂઝે છે; જેની વિધાત્રી પાધરી હોય તેને વાચવાનું મન થાય છે; જેના ગ્રહો સારા હોય તેને સારાં પુસ્તકો વાંચવાનું સૂઝે છે, અને જેની ઉપર ભગવાનની કૃપા થઇ હોય તેનેજ વાંચવાનું સૂઝે છે.

પુસ્તકો એટલે શું ?—પવિત્ર ઋષિયોએ એમ કહેલું છે કે જે વેદ છે, એટલે કે જ્ઞાન છે, તે પ્રભુના શ્વાસોચ્છ્વાસ છે. તે જ્ઞાન પુસ્તકો દ્વારા આપણને મળે છે, એટલે પુસ્તકો તે દેવો છે, પુસ્તકો તે મહાત્માઓની પ્રસાદી છે; પુસ્તકો તે વિદ્વાનો, પંડિતો તથા સંતો તરફથી મળેલો સીધો કીંમતી વારસો છે, પુસ્તકો તે જ્ઞાનનો ભંડાર છે; પુસ્તકો તે જુદા જુદા વિદ્વાનોની બુદ્ધિનું પ્રદર્શન છે, પુસ્તકો જુદા જુદા દેશને તથા જુદી જુદી કોમને એક સાંકળમાં જોડનારી કડી છે; પુસ્તકો તે તેના અધિકારીઓના હૃદયમાં ઉથલ પાથલ કરનારૂં રસાયન છે, પુસ્તકો તે નવી જીંદગી આપનાર ફિરસ્તા છે; પુસ્તકો તે જીંદગીમાં અમૃત રેડનાર મહાન્ ગુરૂ છે; પુસ્તકો તે જીવાંત્માના

# काव्यकुंज.

## કોયલને.

રૂડલી, રૂડલી ઓ સખી ! રૂડલી મ્હારી બ્હેનડી, હો બ્હેન !
કોયલ કૂમળી ઓ બ્હેન !
દેતી ટહુકે મ્હારા ઉરમાં વાતો અવનવી, હો બ્હેન !
અતિ સોહામણી, હો બ્હેન !

(સાખી.) ઉદયો આજ પ્રભાતમાં, ટહુકો તુજ સંભળાય;
દુઃખ શોક ભૂલી ગયો, સ્વર્ગીય જન્મ જણાય.
સાથે ટહુકો લેતો જારી મનના મેલને, હો બ્હેન !
સંસારે સઘળા મેલ્યાં મનનાં વેરને, હો બ્હેન !

(સાખી.) કાળી પણ કોયલ રૂડી, બગ રૂડો ન કદાય;
ગુણું જગે પરખાય, તો આનન્દે દિન જાય.
એવા એવા મનમાં ભાવ • રૂડા ઉભરાય છે, હો બ્હેન !
તેવા ભાવોને તું સદા પ્રીતે વિકસાવજે હો બ્હેન !

(સાખી.) પ્રતિ વસન્તે આવજે, ભૂલીશ નહિં તું લગાર;
ટહુકે તુજ અજવાળતી જગત ઘોર અન્ધાર.
એવી કોયલ વ્હાલી ! રાત્રે મ્હને જગાડજે, હો બ્હેન !
હેત વધારજે, હો બ્હેન !
છોડી મુજને કોઈ બીજાં હૃદયો વધાવજે, હો બ્હેન !
પ્રેમ સુહાવજે, હો બ્હેન !

( અમદાવાદ. ગુજરાત કૉલેજ. )

-ભટ્ટ.

---

## " તરૂણ તપસ્વિની. "

મૃગપતિ વ્યાઘ્રાદિ, હિંસક જે, પશુ બનતાં પરવશ દીસે તે;
ચરતાં નિજ સ્વભાવ મુકીને, તાપસીની આગે.

જડ જન જંગલનાં આવીને, અંતરમાં ઉજમાળ બનીને;
નમવે મસ્તક વનદેવીને, પૂજ્ય દષ્ટિ ભાવે.

પ્રણુવ રાતદિન હૃદયે ધરતી, મૂર્તિ સુમંગળ સંકટ હરતી;
ઉર ઉજ્વલ કરતી તરુણી તે, નિજ વિભૂતિ વાટે.

બ્રહ્મચર્યનો મહિમા ભારિ, ક્રૂર હૃદય થાતાં વશ હારિ;
સતીએ અજિત પ્રભુ પણ જિત્યા, તેજ પ્રભાવ વડે.

(ભાવનગર કૉલેજ.) —"કાલિદાસ"

## બાલ-હાલરડું.

મ્હારૂં લાડીલું ફૂલ,
મ્હારૂં કોડીલું ગુલઃ
મ્હારૂં બાલ-બુલબુલ, હું ઝુલાવું ઝુલે.

બાલકનાં નયણાંમાં નવલખ નૂર છે,
નયણાંની નિંદમાં નવાણું લખ ફૂલ! —મ્હારૂં૦

બાલ-દંતકળીના હાસે હુલામણાં,
મલકાતું ઉંઘમાં અમીથી અમૂલ —મ્હારૂં૦

કાલુડા બોલ મને દીયલાં વધામણાં,
ઉંઘના અવ્યક્તવાદ છટો મંજુલ, —મ્હારૂં૦

જાગે બાલુડું અખિલ વિશ્વ મ્હારૂં જાગતું,
શય્યાની સોડ સ્વર્ગ-સમણાં પ્રફુલ . —મ્હારૂં૦

(ભાવનગર) -રસિક.

## રમણીમણિમાલા.

### સ્વ. ડૉકટર સૌ. આનંદીબાઇ.

૧.

યમુનાબાઇનો જન્મ ઈ.સ. ૧૮૬૪ના માર્ચની ૩૧મી તારીખે પુનામાં થયો હતો. તેમના પીતાનું નામ ગણપતરાવ અમૃતેશ્વર જોશી હતું. તેમને એક પુત્ર અને ત્રણ પુત્રીઓ હતી, જેમાં યમુનાબાઇ વચેટ હતાં. ગણપતરાવ કલ્યાણીમાં રહેતા હતા. જન્મથી ત્રણેક માસ પછી યમુના કલ્યાણીમાં ગયાં. દિન પ્રતિદિન તેમનું શરીર વધવા માંડ્યું. પાંચ છ વરસની વયે પાડોશીનાં સમવયી બાળકોને બોલાવી રમતમાં દિવસ કહાડવા લાગ્યાં. ઘર પાછળ

વાડો હતો. તેમાં જુદી જુદી જાતનાં બીજો રોપે, ઉગ્યા પછી મૂળ જોવાની લાલચે ઉપાડે, છોડ સૂકાય; અને એનાએ પ્રયત્ન ફરી આરંભે, તેથી પ્રસગોપાત્ત તેમની દાદી ધમકાવે. ઠપકો આપે, પણ એકાગ્રહી યમુના તે છોડે નહીં. બાળક-સ્થિતિમાં હોવા છતાં એકાગ્રહી વૃત્તિ, ધારણા શક્તિ, અને બુદ્ધિનો વિકાસ સારો હતો.

યમુનાબાઇને સાતેક વરસ થવા આવ્યાં. પિતા લગ્નની ચિંતામાં ઘેરાયા. કેટલીક અજ્ઞાત જ્ઞાતિઓમાં જેમ કન્યાવિક્રય વિશેષ જોવામાં આવે છે તેમ કૂળવાનો શોધતાં વરવિક્રય-કરવામાં પાછું જોવામાં આવતું નથી; આ બદીમાંથી ગણપતરાવ છૂટવાને પ્રયત્ન કરવા લાગ્યા. કંકુને કન્યા આપીશ પણ કૂળવાન શોધી કુવામાં નહીં પડું, એવી ગણપતરાવની પ્રતીજ્ઞા હતી. વરની તપાસ કરતાં કરતાં તેમને એમ ખબર પડી કે અહીંની પોષ્ટ ઑફીસમાં કોઇ ગૃહસ્થ આવ્યા છે, તેથી ગણપતરાવ, યમુનાબાઇનાં દાદી વગેરે જોવા ગયાં. તેમણે તેમની સાથે લગ્ન કરવાનો નિશ્ચય કર્યો, અને તે ગૃહસ્થને પોતાના પાડોશીને ત્યાં બોલાવ્યા.

રા. ગોપાળરાવ વિનાયક જોશી સંગમનેરકર, સંગમનેરના વતની હતા. કેટલાક વખતથી તેઓ પોષ્ટની નોકરીમા જોડાયા હતા. તેમની પ્રથમ વિવાહિતા પત્નિ એક બાળકને મૂકી થોડાજ વખતપર સ્વર્ગમાં સિધાવી હતી ગોપાળરાવને હવે લગ્ન ન કરવું એવો નિશ્ચય હતો; પરંતુ કાળ-ભાવિની સત્તા આગળ એ નિશ્ચય ઝાઝો સમય ટકયો નહીં. ગોપાળ-રાવ સુધારક હતા. કોઇ દુઃખી સ્રીને તેઓ આત્મકલ્યાણના માર્ગે દોરવાને ઉત્સુક હતા માત્ર માતાપિતા અને કુટુંબ વર્ગ એ યોજનાથી વિરૂદ્ધ હતો. એટલામાં ગણપતરાવે માગું કર્યું અને વડિલની તેમાં પૂર્ણ સંમતિ મળી ગણપતરાવ સાથે " હું એને કેળવણી આપું તેમાં તમારે વાંધો લેવો નહીં, " એવી પ્રતિજ્ઞા કબુલ કરાવી તેમનું માગું સ્વિકાર્યું. યમુનાનાં લગ્ન ગોપાળરાવ સાથે બન્ને તરફનાં કુટુંબોના પૂર્ણ પ્રેમથી કરવામાં આવ્યા

૨.

લગ્ન થયા પછી ગોપાળરાવે પોતાની પ્રતિજ્ઞા સંભારી. નોકરી કરવા થાણે જતા, અને સાંજના કલ્યાણી આવતા. અભ્યાસ માટે તેમણે બહુ પ્રયત્ન કર્યો, છતાં વિજય ન મળ્યો. આથી ગોપાળરાવે અલીબાગ બદલી કરાવી. યમુનાથી ગોપાળરાવને સંતોષ અને આનંદ થયો, જેથી મૂળનામ બદલી હવે તેને આનંદી સંજ્ઞાથી બોલાવવાનું તેમણે ઉચિત માન્યું. અલીબાગ આવ્યા પછી ભૂગોળ, વ્યાકરણ, ગણિત, મરાઠી ઇતિહાસ વગેરેની માહિતી આપી. આ અરસામાં આનંદીબાઇને પુત્ર જન્મ્યો અને મરણ પામ્યો. પુત્રના દેહવિલય પછી આનંદીબાઇનું લક્ષ અભ્યાસ તરફ વધારે વળ્યું, પરંતુ સાધનના અભાવથી ગોપાળરાવે પોતાની બદલી કોલ્હાપુર કરાવી.

કોલ્હાપુરમાં સ્રીશિક્ષણશાળા હતી. તેની અધ્યાપિકા મીસ માયસી નામની એક ઇંગ્રેજ સ્રી હતી. ગોપાળરાવે મીસ માયસીને મળી, આનંદીબાઇના અભ્યાસ સંબંધી ચોકસ કર્યું. મીસ માયસી પોષ્ટ ઑફીસ પાસેના બંગલામાં રહેતાં હતાં, એટલે શાળાનો વખત થાય ત્યારે આનંદીબાઇને સાથે તેડીજતાં, અને વખત પૂરો થયે મૂકીજતાં. હિન્દુઓના નસીબમાં જન્મથી " દ્વેષ " એ શબ્દ ઉતરી આવ્યો છે. સારૂં થતું નથી, અને કોઇનું કરેલું સાંખાતું નથી. કેટલાક કારભારીઓએ મીસ માયસીને આડું અવળું ભરવ્યું; જેના પરિણામે આનંદીબાઇના અભ્યાસમાં વિઘ્ન આવ્યું !

આ સંધિમાં ગોપાળરાવને કેટલાક મિશનરીઓ સાથે સારી ઓળખાણ થઇ. અને વાર્તાવિનોદમાં પ્રસંગોપાત્ આનંદીબાઇના અભ્યાસનો વિષય ચર્ચાવા લાગ્યો. રેવરન્ડ ગુડ્ડી-ને આનંદીબાઇને અધિક અભ્યાસ માટે અમેરિકા મોકલવાનું સમજાવ્યું; અને આ સંબંધમાં પોતાની સ્થિતિનો પત્ર લખી લાવવા કહ્યું ગોપાળરાવે પોતાની તમામ હકીકત લખીને મિ. ગુડ્ડીનને આપી. આ સાથે રે. ગુડ્ડીને એક લાંબો પત્ર માત્ર સ્વાર્થવૃત્તિનો લખી અમેરિકામાં રે. વાઇલ્ડર પર મોકલી આપ્યો. આ પત્રો ક્રિશ્ચિયન રિવ્યુ નામના પત્રમાં છપાયા.

કોલ્હાપુરમાં હરકત આવવાથી ગોપાળરાવ ત્યાંના પોલિટિકલ એજન્ટ સાહેબને મળ્યા. પોતાની હકીકત નિવેદન કરી; એજન્ટ સાહેબે મીસ. ફ્રેરકાર પર એક ભલામણ પત્ર લખી આપ્યો અને તેમની બદલી મુંબાઇ કરી આપી. ગોપાળરાવ ઇ. સ. ૧૮૭૯ માં મુંબાઇ આવ્યા. એજન્ટ સાહેબના પત્રવાળી સ્કૂલ પોષ્ટ ઓફીસથી દૂર હતી તેથી તેમાં આનંદીબાઇને ન મોકલતાં એસ.જી.પી. ખ્રીસ્તીધર્મપ્રસારક મંડળીની નીશાળમાં તેમને દાખલ કર્યાં. અહીંના અભ્યાસમાં આનંદીબાઇને બહુજ સહન કરવું પડયું. નિશાળે જતાં લોકોની મશ્કરીઓ, કાંકરા ફેંકાવા, ચાળા પાડવા, વગેરે દેખવું, વેઠવું પડયું !

રા. ગોપાળરાવના પિતા વામનરાવ તેમને મળવા મુંબાઇ આવ્યા. પુત્રવધૂના હાડ માંઠથી તેમની આંખો ફરી ગઇ; આ સંબંધમાં પુત્રને હદ કરતાં જાદે ઠપકો આપ્યો; અને છેવટે આ વર્તન આગળ ચાલુ રખાવશે તો પુનઃ પુત્રનું મોં નહીં જોવા સુદ્ધાંતનું કહ્યું અને મરણ સુધી એમજ પાળ્યું,

કેટલાક વખત પછી ગોપાળરાવે દેશાટન કરવા માટે રજા લીધી. પત્નિને કોઇ મિત્રને ત્યાં મૂકવાનું પૂછવા માટે મિત્રોના ઘેરે ઘેર ફર્યા. આવી સદ્ વર્તનવાળી, કેળવણી લેનારી સ્ત્રીને રાખવા માટે, તેનો ખાવા પીવાનો બંદોબસ્ત કરવાનું કોઇએ માથે રાખ્યું નહીં. છેવટે આનંદીબાઇના ભાઇને ત્યાં ગોઠવણ કરી ત્યાં મૂકી તેઓ દેશાટન કરવા ઉપડી ગયા. ગોપાળરાવના આવા વર્તનથી કોઇ ચકિત થતું હશે પરંતુ આ પાઠ અત્યારથી ન શિખવાડાય તો આગળ જે કાર્ય કરાવવું હતું તે ન થાત.

કેટલાક વખત પછી ગોપાળરાવની ભૂજ બદલી થઇ. ભૂજમાં અભ્યાસ કરાવવાનું કાંઇજ સાધન નહોતું. પત્નિએ પતિ પાસેજ અભ્યાસ ચાલુ રાખ્યો. દાદી સાથે નહોતાં, એટલે જમવાનું આનંદીબાઇને તૈયાર કરવાનું માથે આવ્યું. આથી કેટલેક પ્રસંગે તો ચણા-મમરા ખાઇને પડી રહેવું પડતું ! ભૂજ રહ્યાં તેટલામાં અંગ્રેજી બોલતાં આવડયું અને. સંસ્કૃતમાં ડૉ. ભાણ્ડારકરનાં બન્ને પુસ્તકોનો અભ્યાસ પૂરો કર્યો

પૂર્વે જણાવ્યા પ્રમાણે વાઇલ્ડરનો પત્ર તેમને ભૂજમાં મળ્યો. એમાં માત્ર તમો ઈશુને દેવ-ઇશ્વર માનો, તેની ઉપર શ્રદ્ધા રાખો, અને તે ધર્મ ફેલાવો એ સૂત્રોના વિવરણ શિવાય કાંઇ નહોતું ! આ પત્રો પણ ક્રિશ્ચિયન રિવ્યુમાં છપાયા. એક દિવસ રોશેલ ગામમાં એક બાઇ દાંતના દરદને માટે ડૉકટરને ત્યાં ગઇ; ડૉકટર બીજા કામમાં હતા, તેટલા વખતમાં ઉપરના પત્રોવાળો અંક તે બાઇના વાંચવામાં આવ્યો; તે ઘેર આવી, અને આનંદીબાઇને દીલાસાથી પત્ર લખ્યો; તેમજ અમેરિકા આવવામાં પોતે પુરતી મદદ આપશે એમ પણ જણાવ્યું.

દોઢેક વરસ ભૂજમાં ગાળ્યા પછી ગોપાળરાવની બદલી કલકત્તામાં થઇ. ઇ. સ. ૧૮૮૧ ની એપ્રીલની ૪ થી તારીખે તેઓ કલકત્તે પહોંચ્યા, કલકત્તામાં કૃષ્ણરાવ કરીને કોઇ

દક્ષિણી રહેતા હતા. તેમણે અહીંની પોષ્ટ ઓફીસમાં કોઇ દક્ષિણી આવ્યા છે એમ સાંભળી ગોપાળરાવને ઘેર ગયા. અહીં આનંદી બાઇને ઘરની નીચે રહેવું પડતું. તે જમીન ભેજાળ હતી; આથી તેમની તંદુરસ્તી બગડી. રા. કૃષ્ણરાવ આ બધું જોઇ આનંદીબાઇને પોતાને ઘેર તેડી ગયા સારી તબીયત થયા પછી આનંદીબાઇએ પાછો અભ્યાસ ચાલુ કર્યો. એવામાં કાંઇક અણધારેલી આપત્તિથી ગોપાળરાવની બદલી શ્રીરામપુર થઇ. શ્રીરામપુરની હવા બગડેલી હતી. ગોપાળરાવે આ બધી અડચણોથી દૂર થવા બે એક વરસની રજા માગી, પરંતુ દુર્ભાગ્યે રજા ન મળી.

ઉપર જણાવી ગયા તે બાઇ જેમનું નામ મિસિસ કાર્પેન્ટર હતું, તેમણે શ્રીરામનગરથી રોશેલ આવતા સુધીનાં ખર્ચનો બંદોબસ્ત કરી કાગળ લખ્યો. આ પત્ર મળતાંજ આનંદીબાઇએ અમેરિકા જવાનું નક્કી કર્યું. અમેરિકા જવાનો વિચાર સાંભળી તેમના કુટુંબમાં કલેષ—ઇર્ષા થઇ. પરંતુ દૃઢાગ્રહી ગોપાળરાવ આગળ કોઇનું ચાલ્યું નહીં.

એક દિવસે આનંદીબાઇએ શ્રીરામપુરમાં સમર સાહેબના પ્રમુખપણા નીચે પોતાનું અમેરિકા જવું" એ સંબંધમાં ભાષણ આપ્યું. જેથી કેટલાક લોકોએ તેની બહુ પ્રસંશા કરી હિંદુસ્થાનના પોષ્ટ ખાતાના ડાયરેક્ટર જનરલે તો એક પત્રમાં રૂપીયા સોની નોટ પણ મોકલાવી.

અમેરિકાનો વિચાર નક્કી થયો હતો. હવે કોઇના સંગાથનીજ માત્ર રાહ જોવાની હતી. બે ત્રણ મિશનરીઓનો સંગાથ પણ મળ્યો, અને "સીટીઓફ કલકત્તા" ( નામની આગબોટ ) જે નવમી તારીખે અમેરિકા જવાની હતી તેમાં જવા નક્કી કર્યું.

૩.

કાંઇક કારણવશાત્ "સીટી ઓફ કલકત્તા" વહેલી ઉપડી અને સાતમી તારીખે હિંદુસ્થાનને નમન કરતી આનંદીબાઇ અમેરિકા જવા ઉપડી ગઇ. તેને મીસીસ જોન્સન નામની બાઇનો સંગાથ ગોપાળરાવે કરી આપ્યો હતો પરંતુ આ સંગાથ કરી આપવામાં ગોપાળરાવે સજ્જડ થાપ ખાધી હતી. કારણ ઠેઠ અમેરિકા પહોંચતાં સુધી આ બાઇએ આનંદીબાઇને જેટલો ત્રાસ આપવામાં આવે તેટલો આપતાં બાકી રાખી નહોતી ! એક હિન્દુ જાતિની બ્રાહ્મણજ્ઞાતિની સ્ત્રીને ખ્રિસ્તી ધર્મમાં લાવવાનું પ્રથમ માન પોતાને ખાટી જવું હતું;પરંતુ તે બાઇ સમજતી નહોતી કે આનન્દીબાઇ એક ચૂસ્ત હિન્દુ સ્ત્રી હતી. મીસીસ જોન્સનનું જ્યારે કાંઇજ વળ્યું નહીં ત્યારે તેણે મીસીસ કાર્પેન્ટરની વાત ઉપાડી. આનંદીબાઇએ ખુલાસો કર્યો કે તેણી કોઇ ધર્મને માનતી નથી. માત્ર એક ઈશ્વર છે અને તેનાં આપણે બાળકો છીએ. એ સ્પષ્ટિકરણ સાંભળતાં મીસીસ જોન્સન સડક થઈ ગઇ. તેણે કહ્યું કે—હું તને ધની બોડમાં મુકવાને રાજી છું. પરંતુ તે બાઇના રક્ષણ તળે જવા દેવાની નાખુશી દર્શાવું છું. એના કરતાં બોસ્ટનમાં મીસીસ પારકર પાસેજ અને તેની મદદ માગ: ઉપરની હકીકત સાંભળતાં, અને પોતાના પ્રત્યે અનહદ પ્રેમ રાખનારની વિરૂદ્ધ વાત જાણતાં આનંદીબાઇએ ક્રોધ દાબી શાન્તિથી પણ કડક શબ્દમાં ચેકડી કરી કહ્યું;—"મીસીસ જોન્સન ! તમો કહો છો તે કદાપિ સત્ય હશે, પરંતુ બીજા દેશમાં તમારી તારવાની યુક્તિ કામે વળગાડતા પહેલ મારા દેશને તારો. તમારો દેશ તરશે તેનું અનુકરણ પાછળથી બધા કરશે. જ્યાં સુધી તમારા દેશમાં મીસીસ કાર્પેન્ટર જેવાં તર્યાં નથી, ત્યાં સુધી તમે બીજાનું આત્મકલ્યાણ શીરીતે

કરી શકશો ? ” આ ઉત્તર સાંભળ્યા પછી મીસીસ જોન્સને પથ્થરપર પાણી ઢોળેલું જાણી એને ઉપદેશ આપવાનું માંડી વાળ્યું, અને તેના પ્રત્યે માયાળુ વર્ત્તન દર્શાવવા ચુકી નહીં

આનંદીબાઇ અમેરિકામાં ન્યુજરસી પહોંચ્યાં. મીસીસ કાર્પેન્ટર અને બીજાં કેટલાંક માણસોએ તેમને બહુ આવકાર આપ્યો. આનંદીબાઇ મીસીસ કાર્પેન્ટરને ઘેર ગયાં, અને અહીંજ કેટલાક દિવસ ગાળવાનું ઉચિત ધાર્યું. મીસીસ કાર્પેન્ટરની છોકરીઓ સાથે આનંદીબાઇ રમતમાં ભળી ગયાં. તેની ગાવાની મધુરતા સર્વને આશ્ચર્યચકિત કરતી. મીસીસ કાર્પેન્ટરે તો આનંદીબાઇનું નામ “ આનંદનો ઝરો ” પાડ્યું હતું.

એક દિવસ આનંદીબાઇએ પોતાની દેશી મીજબાની મીસીસ કાર્પેન્ટરને અને પોતાની બહેનપેણીઓને આપી. પોતાની સાડીઓ દરેકને પહેરવા આપી. દરેકના લલાટમાં સુભાગ્ય દર્શક ચાંલ્લો કર્યો. અને પત્રાળીપર નીચે બેસવાનું આસન આપ્યું. આગળ રંગોળી પુરી, અગર બત્તીઓ ગોઠવી દીધી દાળ, ભાત, કઢી, શાક, અથાણાં, મુરબ્બો ચટણી વગેરે વાનીઓ પીરસી; અમેરિકાની સ્ત્રીઓને હિન્દુઢબથી કેમ ખાવું તેની સમજણ પડી નહીં. જ્યારે આનંદીબાઇએ જમવાનું ચાલતું કર્યું ત્યારે બીજાંએ અનુકરણ કર્યું. મીસીસ કાર્પેન્ટર કહે છે કે આવી મઝા અમે અમારી આખી જીંદગીમાં ભોગવી નથી ! પરદેશગમન કરનારી આનંદીબાઇનું આત્મલક્ષણ અને દેશ પ્રત્યેની પ્રેમ વૃત્તિ, પોતાના દેશનુંજ અનુકરણ કરાવવાની તિવ્રેચ્છા, શું દર્શાવી આપે છે ?

૪.

ફિલાડેલ્ફિયા અને ન્યૂયોર્ક એ બે સ્થળો અભ્યાસ કરવા માટે હતાં. ફિલાડેલ્ફિયામાં શિક્ષકો માત્ર સ્ત્રીઓજ હતી. તેથી ત્યાંજ અભ્યાસ કરવાનું ઠરાવ્યું. તેની ઉપરી મિસ બૉડલે કરીને એક પ્રેમાળ બાઇ હતી. તેવીજ રીતે સેક્રેટરી મિસ. જેમ્સ પણ માયાળુ હતી. પોતાની કોલેજમાં આનંદીબાઇને બોલાવવાને તેમણે આમંત્રણ આપ્યું. ત્રણ વરસના અભ્યાસ પેટે છસેં ડોલર એટલે લગભગ ઓગણીસેં રૂપીયા આપવાના ઠરાવી ત્યાં જવા નક્કી કર્યું. મીસીસ કાર્પેન્ટર આનંદીબાઇને મુકવા ફિલાડેલ્ફિયા ગયાં. કૉલેજની ડીન ( અધિષ્ઠાત્રી ) આનંદીબાઇ માટે બધી ગોઠવણ કરી રાખી હતી. ફિલાડેલ્ફિઆમાં બીજે દિવસે પહોંચ્યાં. ડીન અને મીસ જેમ્સ સામાં આવ્યાં. બીજે દિવસે ડીને આનંદીબાઇનું સ્વાગત મોટા સમારંભથી મોટા બંગલામાં કર્યું જ્યાં આશરે પાંચસો માણસો એકઠાં થયાં હતાં.

અભ્યાસ ચાલુ કર્યો. કેટલાક દિવસે સખત ટાઢથી “ ડિપ્થેરીઆ ” એટલે ગળાનો ચેપી રોગ લાગુ થયો. એમાં આનંદીબાઇની સ્થિતિ બહુ લથડી, પરંતુ ઇશ્વરકૃપાથી આરામ થયો, અને અભ્યાસ આગળ વધાર્યો ચોવીસ કલાકમાં સાત આઠ કલાક કરતાં તે વધારે વિસામો લેતાં નહોતાં. બે કલાક પત્રો લખવામાં, દોઢ કલાક જમવાને, એક કલાક પરચુરણ કામમાં અને બાકીનો તમામ વખત અભ્યાસમાં ગાળતાં.

બે એક વરસ પછી ગોપાળરાવ અમેરિકા આવવા ઉપડ્યા. એક દિવસ તેઓ આનંદીબાઇની ઓરડીમાં આવીને બેઠા આનંદીબાઇ બહાર ગયાં હતાં. મીસીસ કાર્પેન્ટરે તેમને બીજી ઓરડીમાં બેસાર્યા હતા. આનંદીબાઇ આવ્યાં તેવાંજ પોતાના ઓરડામાં ગયાં. અહીં ટેબલ ખુરશીપર ન્યૂસ વાંચતા એક માણસને જોઇ છક્ક થઇ ગયાં. પોતાના પતિની સ્નેહાલ મૂર્તિ જોઈ અર્ધ ઘટિકા સ્થિર ઉભાં રહ્યાં. પતિ પત્નિ મળ્યાં. આનંદસાગર ઉભરાયો !

ત્રીજે વરસે તેમણે દાક્તરની પરિક્ષા આપી. પરિક્ષાનું પરિણામ જણાવા અગાઉ એક શ્રીમંત સ્ત્રીએ તેમને સોનાની ઘડીઆળ ભેટ આપી. પાંચેક અઠવાડીઆ પછી રીઝલ્ટ ( પરિણામ ) જણાયું તેમાં આનંદીબાઇ પાસ થયાં. પતિપત્નિને આ સમાચાર જાણી વિશેષ આનંદ થયો. સને ૧૮૮૬ ના માર્ચની ૧૧ મી તારીખે પદવી દાન આપવાનો મોટો સમારંભ થયો. તેમાં પંડિતા રમાબાઇ પણ આવ્યાં હતાં. ગોપાળરાવ કહે છે કે કેટલીક આધેની સગાઇ જોતાં તેઓ ફોઇ થતાં હતાં. તેજ દિવસે આનદીબાઇએ ડિપ્લોમા મેળવી.

૫.

અભ્યાસ પૂર્ણ થયા પછી કોલ્હાપુરમાં દાક્તરની જગ્યાએ નોકરી મળવા સંબંધિ ખબર આવી. હવે ઘેર જલદી ઉપડી જવું એવું આનંદીબાઇએ ઇચ્છયું. કોલ્હાપુર સરકાર તરફથી આનંદીબાઇ તથા ગોપાળરાવને પહેલા વર્ગનું ભાડું પણ મળ્યું હતું. આ અરસામાં તેમની તબીયત લથડી. હવે જેમ બને તેમ જલદી દેશમાં જવું એમ ધારી ઈટુરીઆ સ્ટીમર. આગબોટની ટીકીટ લીધી અને ૨૦મી તારીખથી હિન્દુસ્થાન આવવા પ્રયાણ આરંભ્યું. દરીયાઇ મુસાફરીમાં તેમને કષ્ટ તો સહેજ ઓછું થયું, પરંતુ અશક્તિ દિવસે દિવસે વધવા લાગી. સ્ટીમર પરના ડૉકટરને મીસીસ કાર્પેન્ટરે બહુજ ભલામણ કરી હતી, તેથી ડૉકટર દસ દસ મિનિટે દવા આપતો અને સંભાળ લેતો. આમ કરતાં તેઓ લંડન પહોંચ્યાં. ત્યાં રહેવાનું આનદીબાઇને બહુ મન હતું પરંતુ મંદવાડના કારણથી ઝાઝું રહી શકાયું નહીં. તેમણે “ હેનઝાબા ” નામની સ્ટીમરની ટીકીટ લીધી, પરંતુ સ્ટીમરના માલીકને ખબર પડી કે તેઓ નેટીવ છે, એટલે તુરતજ ટીકીટ પાછી લેઇ પૈસા પાછા આપી દીધા. ચઢાવેલો સરસામાન નીચે ઉતારી નાંખ્યો. આ ભાંજગડથી આનંદીબાઇને બહુજ ત્રાસ પડયો.

**પી.એન્ડઓ.કુંપનીની** સ્ટીમરમાં તેઓએ મુસફરી ચાલુ કરી, અને ૨૬મી તારીખે જીબ્રાલ્ટર પહોંચ્યાં. વચમાં કષ્ટથી સ્થિતિ નરમ થઇ. તથા પોતાના દેશનું જમણ જમવાની વિશેચ્છા થઇ. આમ કરતાં કરતાં ૧૬મી નવેમ્બર સને ૧૮૮૬ના સવારમાં તેઓ મુંબાઇ આવી પહોંચ્યાં. કેટલાંક માનપત્રો અપાયાં. પેપરોમાં પણ આનંદીબાઈ એમ. ડીની પદવી સંપાદન કરી હિન્દુસ્થાન આવ્યાં એ સંબંધે લખાણો પર લખાણો આવવા લાગ્યાં. આ બધું છતાં તેમની તબીયત તો દિવસે દિવસે નરમ થતી ચાલી. પૈસાની તંગી પડી મળેલી નોકરી સરકારે ના પાડવાથી છોડી દીધી. પૈસાની કઢંગી સ્થિતિથી તેમને બહુજ ત્રાસ થયો. છેવટે લેડી રે તરફથી સો રૂપીઆ મળ્યા. કેસરી અને મરાઠા પત્રોના પ્રકાશકે પણ કેટલીક મદદ કરી છતાં મંદવાડમાંથી બચાયું નહીં. અંતે ૨૮મી ફેબ્રુઆરી ૧૮૮૭ના અશુભ દિવસે સ્વર્ગમાં સીધાવ્યાં !

આનંદીબાઇએ અનેક કષ્ટ વેઠી પોતાનો નિશ્ચયપાર પાડયો. પરદેશમાં રહેવા છતાં સ્વદેશવૃત્તિનો ત્યાગ ન કર્યો. ભાવિએ ગમે તેમ કર્યું, પણ પુરૂષાર્થ વૃત્તિએ તો સિદ્ધ કરી આપ્યું છે કે **अर्थं साधयामिवा देहं पातयामि !***

પરમાત્મન્ ! આર્યમહિલાઓમાં આવા કાંઇક સંસ્કારો પ્રેરિ આત્મોન્નતિના માર્ગે તેમને ચઢાવો એવી દીન પ્રાર્થના કરૂં છું. **इतिशिवम् ।**

( ચિદ્વિલાસ મન્દિર, ધમીજ. ) —હીરાલાલ ગોપાલદાસ દેસાઈ

* કામ સિદ્ધ કરૂંછું, અથવા–નેમ ન થાય તો–દેહ પાડુંછું !

# विद्याकला—वैदक.

## સ્ત્રીઓ તથા બાલકો માટે ઘરગતુ દવાઓ.

(ગયા વર્ષના દસમા અંકના પૃષ્ઠ ૩૬૭ થી ચાલુ.)

**ઝાડો બંધ કરવાના ઉપાયો.**

અશક્તિ પછી આપણી બહેનોમાં બીજો જે મુખ્ય રોગ છે, તે ઝાડાનો તથા મરડાનો છે. માટે એના પણ થોડાક સાદા સાદા ઘરગતુ ઉપાયો આપણે જાણી લેવા જોઇએ.

ઝાડાના રોગમાં પ્રથમતો એજ વાત ધ્યાનમાં રાખવાની છે કે, જ્યારે હોઝરી ઉપર ઘાતકીપણું ગુજારવામાં આવે અને હદ ઉપરાંત તેમાં ભાર ભરવામાં આવે ત્યારેજ ઝાડાની બિમારી થાય છે: માટે જ્યાં સુધી એ બધો વધારે પડતો નકામો કચરો પેટમાં ભરેલો હોય ત્યાં સુધી ઝાડાને બંધ કરવો એ સારી વાત નથી. કારણકે જો બળાત્કારે તેને બંધ કરી દઇએ અને પેટમાંથી કચરો નીકળવો રહી જાય તો પાછું તેમાંથી કાંઇ બીજું દરદ ઉત્પન્ન થાય છે. કારણકે શરીરની અંદરના પરમાણુઓની રચના એવી છે કે કોઈ પણ નકામી ચીજ તેઓ પોતાની અંદર રહેવા દે જ નહિ. આમ હોવાથી પેટમાં વધી ગએલા મળને જો આપણે નીકળવા ન દઇએ અને એકદમ તેને અટકાવી દઇએ, તો તેમાંથી કાંઇ બીજો રોગ થવા ભય રહે છે. માટે જ્યારે ઝાડો અથવા મરડો થાય ત્યારે પ્રથમ જે ઉપાય કરવાનો છે તે એજ કે, પોતાનેજ અનુકૂળ હોય તેવો એક હલકો જુલાબ લઇ સેવો. જેમકે, એરંડીઆનો અથવા સોનામુખીનો અથવા એવોજ બીજો કોઇ સારો જુલાબ લઇ લેવો અને ત્રણ ચાર દસ્ત સફાઈથી આવી જાય તેમ કરવું. એ પછી જ્યારે એમ લાગે કે, હવે પેટ સાવ હલકું ફુલ જેવુ થઇ ગયું છે, અને તેમાં કઇ ભાર જણાતો નથી એમ જણાય ત્યારે તે પછી ઝાડો બંધ કરવાની દવા લેવી અને તે પણ જ્યાં સુધી સાદી સાદી દવાઓથી ઝાડો બંધ થાય તેમ હોય ત્યાં સુધી કોઈ પણ જાતની આકરી દવાઓ પેટમાં ઘાલવી નહિ; કારણકે આકરી દવાઓ કોઇ વખત એજ વખતે ભારે પડે છે અથવા કોઇ વખત કેટલીક મુદત ગયા પછી પણ ભારે પડે છે. માટે જ્યાં સુધી સાદી દવાથી કામ ચાલે ત્યાં સુધી આકરી તથા અજાણી દવાઓનો ઉપયોગ કરવો નહિ, અને દેશી દવાઓ મળે ત્યાં સુધી પરદેશી દવાઓ વાપરવી નહિ. કારણકે વૈદક શાસ્ત્રનો એવો સિદ્ધાંત છે કે, જે દેશમાં જે માણસનો જન્મ થયો હોય તેને તે દેશની દવા સૌ કરતાં વધારે સારી રીતે લાગુ પડી શકે છે. કારણકે તેની પ્રકૃતિમાં જે જાતનાં હવા પાણી રહેલા છે તેજ જાતનાં હવા પાણી તે દેશમાં ઉત્પન્ન થએલી વનસ્પતિઓમાં પણ રહેલાં છે માટે દરેક માણસને પોતાના દેશી ઓસડિ વધારે માફક આવે છે. અને એ કુદરતી નિયમ છે. માટે બનતાં સુધી સાદા સાદા ઘરગરાઉ દેશી ઉપાયોજ આપણે કરવા જોઇએ.

૧. ઝાડો બંધ કરવા માટે સૌથી પહેલો ઉપાય એ છે કે, મોળું દહીં અને ભાત ખાવો, પણ જો તાવ હોય તો દહીં ખાવું નહિ. મોળું દહીં અને ભાત ખાવાથી ઝાડો મટી જાય છે. બે ત્રણ કલાક સુધી તેજ ખોરાક લેવો અને તે પણ છલોછલ પેટ ભરીને નહિ, પણ બહુ ઓછા પ્રમાણમાં જરૂર જેટલોજ લેવો જોઇએ. જો એમ કરવામાં આવે અને પેટ અગાઉથીજ સાફ થઇ ગયેલું હોય તો એથીજ ઝાડો મટી જાય છે.

ત્રીજે વરસે તેમણે દાક્તરની પરિક્ષા આપી. પરિક્ષાનું પરિણામ જણાવ્યા અગાઉ એક શ્રીમંત સ્ત્રીએ તેમને સોનાની ઘડીઆળ ભેટ આપી. પાંચેક અઠવાડીઆ પછી રીઝલ્ટ ( પરિણામ ) જણાયું તેમાં આનંદીબાઇ પાસ થયાં. પતિપત્નિને આ સમાચાર જાણી વિશેષ આનંદ થયો સને ૧૮૮૬ ના માર્ચની ૧૧ મી તારીખે પદવી દાન આપવાનો મોટો સમારંભ થયો. તેમાં પંડિતા રમાબાઇ પણ આવ્યાં હતાં. ગોપાળરાવ કહે છે કે કેટલીક આધિની સગાઇ જોતાં તેઓ ફોઇ થતાં હતાં. તેજ દિવસે આનંદીબાઇએ ડિપ્લોમા મેળવી.

૫.

અભ્યાસ પૂર્ણ થયા પછી કોલ્હાપુરમાં દાક્તરની જગ્યાએ નોકરી મળવા સંબંધિ ખબર આવી. હવે ઘેર જલદી ઉપડી જવું એવું આનંદીબાઇએ ઇચ્છયું. કોલ્હાપુર સરકાર તરફથી આનંદીબાઇ તથા ગોપાળરાવને પહેલા વર્ગનું ભાડું પણ મળ્યું હતું. આ અરસામાં તેમની તબીયત લથડી. હવે જેમ બને તેમ જલદી દેશમાં જવું એમ ધારી ઈટ્રીઆ સ્ટીમર. આગબોટની ટીકીટ લીધી અને ૨૦મી તારીખથી હિન્દુસ્થાન આવવા પ્રયાણ આરંભ્યું. દરીયાઇ મુસાફરીમાં તેમને કષ્ટ તો સહેજ ઓછું થયું, પરંતુ અશક્તિ દિવસે દિવસે વધવા લાગી. સ્ટીમર પરના ડૉકટરને મીસીસ કાર્પેન્ટરે બહુજ ભલામણ કરી હતી, તેથી ડૉકટર દસ દસ મિનિટે દવા આપતો અને સંભાળ લેતો. આમ કરતાં તેઓ લંડન પહોંચ્યાં. ત્યાં રહેવાનું આનંદીબાઇને બહુ મન હતું પરંતુ મંદવાડના કારણથી ઝાઝું રહી શકાયું નહીં. તેમણે " હેનઝાબા " નામની સ્ટીમરની ટીકીટ લીધી, પરંતુ સ્ટીમરના માલીકને ખબર પડી કે તેઓ નેટીવ છે, એટલે તુરતજ ટીકીટ પાછી લેઇ પૈસા પાછા આપી દીધા. ચઢાવેલો સરસામાન નીચે ઉતારી નાંખ્યો. આ ભાંજગડથી આનંદીબાઇને બહુજ ત્રાસ પડ્યો

પી.એન્ડઓ.કુંપનીની સ્ટીમરમાં તેઓએ મુસાફરી ચાલુ કરી, અને ૨૬મી તારીખે જીબ્રાલ્ટર પહોંચ્યાં. વચમાં કષ્ટથી સ્થિતિ નરમ થઇ. તથા પોતાના દેશનું જમણ જમવાની ઇચ્છા થઇ. આમ કરતાં કરતાં ૧૬મી નવેમ્બર સને ૧૮૮૬ના સવારમાં તેઓ મુંબાઇ આવી પહોંચ્યાં. કેટલાંક માનપત્રો અપાયાં. પેપરોમાં પણ આનંદીબાઈ એમ. ડીની પદવી સંપાદન કરી હિન્દુસ્થાન આવ્યાં એ સંબંધિ લખાણો પર લખાણો આવવા લાગ્યાં. આ બધું છતાં તેમની તબીયત તો દિવસે દિવસે નરમ થતી ચાલી. પૈસાની તંગી પડી મળેલી નોકરી સરકારે ના પાડવાથી છોડી દીધી. પૈસાની કઢંગી સ્થિતિથી તેમને બહુજ ત્રાસ થયો. છેવટે લેડી રે તરફથી સો રૂપીઆ મળ્યા. કેસરી અને મરાઠા પત્રોના પ્રકાશકે પણ કેટલીક મદદ કરી. છતાં મંદવાડમાંથી બચાયું નહીં. અંતે ૨૮મી ફેબ્રુઆરી ૧૮૮૭ના અશુભ દિવસે સ્વર્ગમાં સીધાવ્યાં !

આનંદીબાઇએ અનેક કષ્ટ વેઠી પોતાનો નિશ્ચયપાર પાડ્યો. પરદેશમાં રહેવા છતાં સ્વદેશવૃત્તિનો ત્યાગ ન કર્યો. ભાવિએ ગમે તેમ કર્યું, પણ પુરૂષાર્થ વૃત્તિએ તો સિદ્ધ કરી આપ્યું છે કે अर्थं साधयामिवा देहं पातयामि !*

પરમાત્મન્ ! આર્યમહિલાઓમાં આવા કાંઇક સંસ્કારો પ્રેરિ આત્મોન્નતિના માર્ગે તેમને ચડાવો એવી દીન પ્રાર્થના કરૂં છું. इतिशिवम् ।

( ચિદ્વિલાસ મન્દિર,-ધમીજ. ) —હીરાલાલ ગોપાલદાસ દેસાઈ

* કામ સિદ્ધ કરૂંછું, અથવા-તેમ ન થાય તો-દેહ પાડુંછું !

ત્યાંથી નાઠો જીવ લઈને તે નિર્જદેશ,
" ચાલો પતી પિડા ! કહીશું મરીગઈ વાટમાંરે. "
અહીં પડી બિચારી મરણ સંકટે તે સતીરે,
પણ કદી હરિની અકળ કળા ન કળાય,
આવ્યો કો પંથી ત્યાં કાઢી કૂપથી જીવતી રે;
આ નીચ કૃત્ય મનમાં નવ આણ્યું પતિ તણું રે,
અંતરમાં સમજીને ગઈ વહી પિતાને ઘેર,
ત્યહાં નહીં ગમ્યાથી આવી હું ઘર આપણું રે.
હવે માત પિતાને મેળી વળ્યો ક્રુર કર્મનો રે,
જ્યાં પેસે તે પુરુષ દ્વાર બની હોશીયાર,
દોડી આવે પેલી ભરી ઘડો પાણી તણો રે.
થયું ગભરાટે મુખ બહુ શ્યામ અને આંખો લચી રે,
આહા ! શું થાશે ? આ દે ધરા ! તું મુજને માર્ગ,
હવે જીવવાનો નહીં ઠામે કઇ,–ક્યાંથી બચાંરે ?
નહીં ગભરાઓ જરી ! રખે તમે ચમકો ઘણું રે;
જે ભૂલ થઈ ગઈ તે થાય કદી મુજનાથ !
નથી મ્હેં જણાવીયું મુજ માત પિતાને તે તણું રે.
કહીને અનેક વચનો આશ્વાસનનાં સુંદરી રે;
તેડયો ગભરાએલો ઘર ભણી નિજ ભરથાર,
માંડી સેવા કરવા કંથ તણી પ્રેમે ભરી રે.
કરતાં એમ ઘણા દિન ગયા ત્યહાં આનંદથી રે;
પ્રસવ્યો પુત્ર એકદા દ્વિજકન્યાને પેટ,
પ્રેમે ઉછેરે તે માત પિતા સંતોષથી રે.
હરખ્યું સકળ નગર આ વાત થકી પ્રીતે ઘણું રે;
પણ સંસ્કારો જન્મ તણા તે ક્યાંથી જાય ?
પ્રગટ્યું કર્મ અલૌકિક દિન જતે તે શિશુ તણું રે.
જ્યાં અર્પ્યું ઉપવિત બ્રહ્મચિન્હ સોહામણું રે,
માંડ્યું ભણાવવા તે બ્રહ્મતનુજને જ્ઞાન;
પણ તે કર્મ પ્રભાવે ભૂલે શીખવિયું ઘણું રે.
તજીને સંધ્યા કર્મ ફરે અહીં તહીં રણ વિષે,
મારે કાપે તોડે પક્ષિ પિચ્છ પશુ હાડ;
હણતો શ્વાન અનેક ફરે લઈ વિષ્ટા ભૂતળે રે
અતિ ખેદ થકી અટકાવે માતા પુત્રને રે,
મારી લાવે તેને નિજ પતિ કેરી પાસ;
ઘણું સમજાવે પણ સમજે નહીં ધરસૂત્રને રે.
આવું ચરિત્ર દેખી વિમાસે મનમાં સતીરે,

નથી મ્હારામાં કંઇ ભેદ દ્રદી આ જન્મ;
ત્યારે ક્યાંથી પાપી પુત્ર થયો આવો અતિ રે.
પૂછ્યું શંકાથી સંભારી પતિના કર્મને રે,
આવો પુત્ર થયો શો ! કેમ ફરી તમ મત્ય;
સાચું કહો મુજને સઉ છોડીને નિજ શર્મને રે.
આ સાંભળતાં ગભરાઇ તે બનીઓ રાંકડો રે,
પણ નહિં ત્રાસ થકી ત્યાં ઉત્તર કંઇ દેવાય;
સમજી શાણી મનમાં ભેદ દિસે કાંઇ ઉંડો રે.
સતીની ક્રોધ થકી આંખો થઇ રાતી ઘણી રે,
બોલી વદન થકી તે બની બહુ વિકરાળ:
સાચું કહે તું કોણ અને શી જ્ઞાતિ તવ તણી રે.
જોઈ કોપ થકી જ્વલતું સતી શરીર બિહામણું રે,
માંડયો ધ્રુજવા ભયથી વાયે પિપળ પાન,
લાગ્યો પગે સતીને પરતાઇ મનમાં ઘણું રે.
'દેવિ કોપ શમાવો ! દયા કરો આ દીનને રે;
'નિશ્ચે ક્ષમા કરો ! હું નિચ જાતિ ચંડાળ !'—
હા ! હા ! થજો ત્હને ધિક્કાર ! હજો શતધા ત્હને રે.
ઓ દુષ્ટ ! મ્હને ત્હેં ભ્રષ્ટ કરી અવતારમાં રે,
પણ છે તું પાપી આ દેહ તણો ભરથાર,
તેથી નહીં ઘટે મુજને જીવ્યું સંસારમાં રે.
વદીને એમ ત્વરાથી લીધો નિજ સુત અંકમાં રે,
ને ધ્યાન ધર્યું ત્યાં મનમાં શ્રી યદુનાથ;
પ્રગટી જ્વાળા પગથી ભસ્મ થઇ ક્ષણુ એકમાં રે.
જોવા મળીયા ત્યાં સઉ લોક સુણી આ કર્મને રે.
દે સઉ ક્રોધ થકી તે નિચ જનને ધીટકાર;
ભાવે સ્મરતા ભક્તિ થકી તે સતીના ધર્મને રે.
નવ કરશો સંચય દગાથી કે અવિચારથી રે,
જોવું સઘળું, વિદ્યા–પવિત્રતા–શીલ–ધર્મ,
તો આનંદે પ્રભુજી અર્પે સઉ સુખ પ્રેમથી રે.

—આધ્યાત્મિક.

# વિવિધ વિહાર.

## આપણી સ્ત્રીઓમાં વધતી જતી નબળાઇ.

હાલના વખતમાં આપણે દિન પ્રતિદિન આગળ વધતા જઇએ છીએ. કેળવણી પણ વધતી જાય છે. ઘણાક જૂના હાનિકારક રીવાજો દૂર થયા છે. પુરૂષ તેમજ સ્ત્રી વર્ગ વધારે કેળવાયેલો તેમજ સમજુ થતો જાય છે, બાળલગ્ન વિગેરે બીજા તંદુરસ્તીને નુકશાન કર્તા રીવાજો લગભગ નાબુદ થયા છે. સામાન્ય જનસમાજના જ્ઞાનમાં વધારો થયો છે સ્ત્રી કેળવણી વધી છે; અને ઝપાટાબંધ આગળ વધતી જાય છે. તેમ છતાં પણ આપણાં ઘણાં ખરાં કેળવાયેલાં કુટુંબોમાં ખાસ કરીને ઉચ્ચ જ્ઞાતિઓમાં સ્ત્રીઓની શારીરિક સ્થિતી આપણુને કેવળ દયાજનક લાગે છે, અને દિવસે દિવસે આપણી સ્ત્રીઓની તંદુરસ્તી સુધરવાને બદલે વધારે લથડતી જતી હોય એમ દેખાય છે.

અને સુધારા થવા છતાં પણ આપણી અબળાઓનાં શરીર તવાયેલાં અને હમેશાં કાયલીજ ઘેરે ઘેર જોવામાં આવે છે, આના વિચાર આપણને ઘણીવાર આવ્યા કરે છે. આવી સ્થિતી થવાનાં શાંશાં કારણો હસ્તિ ધરાવે છે તે શોધી કહાડવા આપણે પ્રયત્ન કરવો જોઇએ. કારણ કે વાસ્તવીક સ્થિતી બરોબર સમજ્યા શિવાય તે સુધારવાના સર્વે ઉપાયો ઘણે ભાગે વ્યર્થ જાય છે, માટે જે મુખ્ય કારણોને લીધે આ પરીણામ આવતું હોય તે શોધી કહાડી સત્વર તેના યોગ્ય ઇલાજ લેવાની ખાસ આવશ્યકતા છે.

માતાનો બાંધો નબળો હોવાથી પુત્રીઓ પણ સ્વાભાવિક રીતેજ નબળા બાંધાની થાય. કારણ કે મા તેવાં છોકરાં; તેથી જન્મથીજ નબળા બાંધાના સંસ્કાર તો આપણી પુત્રીઓને મળેલા હોય છે, પણ ત્યાર પછી પણ પુત્રીઓને ઉછેરવાની રીતથી પણ તે સંસ્કારોને વધારે પુષ્ટી મળે છે. કેળવાયેલાં કુટુંબોમાં પણ પુત્ર અને પુત્રીઓને ઉછેરવાની રીતમાં ઘણોજ ફરક જોવામાં આવે છે, છોકરીઓને છોકરાઓ જેટલો પુષ્ટીકારક ખોરાક આપવામાં આવતો નથી. દૂધ વિગેરે તો ભાગ્યેજ છોકરીઓ સુધી પહોચે! આ બાબત વિષે પુરતી ચર્ચા થયેલી હોવાથી આપણે હવે છોકરીઓની કેળવણીનો વિષય લઇશું.

કેળવણી જો કે છોકરા છોકરીઓ બંન્નેને અપાય છે, પણ તે ફક્ત માનસીક અને નૈતિક કેળવણીની બાબતમાંજ. શારીરિક કેળવણી કે જે કેળવણીનું મુખ્ય અંગ છે તે તો છોકરીઓની બાબતમાં તદનજ વિસારી મુકવામાં આવે છે. છોકરાઓ નાનપણુથીજ રમતગમત, મોઇદંડા, પાછળથી ફુટબોલ, હોકી, ક્રીકેટ વિગેરે રમે છે. બહાર ખુલ્લી હવામાં ફરવા જાય છે, કદાપી કસરત પણ કરે છે. પણ છોકરીઓને તો આમાંનું કાંઇ પણ મળતું નથી. તેતો ફક્ત સીદ્ધી નીશાળે જઇને ઘેર પાછી આવે છે. વળી કુટુંબની સ્થિતી સારી હોય તો ઘરકામની પણ કોઇ જાતની તસ્દી તેને આપવામાં આવતી નથી. આવી રીતે બાળપણમાંજ કોઇપણ પ્રકારની અંગકસરતનો અભાવ રહેવાથી હીંમત, દ્રઢતા, સહનશીળતા, ઉમંગ વિગેરે ગુણો તેનામાં બરાબર ખીલી શકતા નથી.

બાળલગ્ન એ તંદુરસ્તીને ઘણોજ હાનીકારક રીવાજ છે અને તે ઘણે ભાગે તો બંધ પાડવામાં આવ્યો છે પણ તે ફક્ત પુરૂષોની બાબતમાંજ—હવે છોકરાઓને સાધારણ રીતે

અરાઢ, વીસ, કે તેથી પણ વધારે વર્ષની મોટી ઉમ્મરે પરણાવવામાં આવે છે. પણ છોકરીનાં તો તેર વરસમાંજ—તેનો બાંધો પૂરેપૂરો ખીલ્યા શિવાયજ—લગ્ન કરી દેવાનો રીવાજ ચાલુ છે. એટલે જ્યારે છોકરાઓનાં લગ્નની ઉમ્મર આપણે યોગ્ય રીતે વધારી છે ત્યારે પણ છોકરીઓનાં તો **બાળલગ્ન** ચાલુજ છે. આપણા આવા એકતરફી બાળલગ્ન સુધારાથી કોઇપણ રીતે સ્ત્રીઓને ફાયદો થઇ શકે નહીં તે કુદરતી છે, પણ ઉલટું નુકશાન થાય છે. એક ગાડીનાં પૈડાં માંનું એક નાનું, નીચું અને નબળું હોય અને બીજું મજબુત, મોટું અને ઉચું હોય તો જ્યારે ગાડી ચાલે ત્યારે નીચા પૈડા ઉપર વધારે બોજો પડે અને છેવટે તે ભાગી પડે એવી કાંઇક સ્થિતી છે બાળલગ્ન હોવા છતાં પણ આપણી પહેલાંની સ્ત્રીઓ વધારે તંદુરસ્ત રહેતી હતી. કારણ કે અસલ છોકરાની ઉમ્મર પણ લગ્ન વખતે તેર કે ચૌદ વરસની હોવાથી લગ્ન થયા પછી ઓછામાં ઓછાં બે વરસ સુધી તો કન્યા સાસરે જતી નહોતી અને માબાપો પણ પુત્ર અને પુત્રવધૂને સબંધમાં આવવા દેતાં નહોતાં. બે વરસ પછી બીજાં બેત્રણ વરસ સુધીમાં વહુ વરસમાં ભાગેજ છુટક છુટક થઇને મહીનો માસ સાસરે રહેતી થતી. તે વખતે વળી મર્યાદાના નિયમોને લીધે એકબીજાના સમાગમમાં દીવસે તો અવાતું નહીં. અને રાત્રીએ પણ ઘણુંજ મોડાં મળી શકે આવી સ્થિતી હોવાથી સ્ત્રીનો ખરો સંસાર વહેવાર તો લગભગ અરાઢ વરસની ઉમ્મર પછીજ શરૂ થતો. પણ હવે તો વરની મોટી ઉમ્મરને લીધે લગ્ન પછી તુરતજ ત્હેમનો સહવાસ થાય છે અને પરિચય વધે છે. વળી વર વધૂ બંન્ને ભણેલાં હોવાથી વિવિધ પ્રકારની રસીક નવલ કથાઓ વાંચેલી હોય છે. તેમાં નાયક નાયીકાના પ્રેમની હકીકતો, એકબીજા વિના જીવન પણ અશક્ય થઇ પડે તેવા વર્ણનો વાંચી, જોઇ હોય છે નાટકોમાં પણ યુવાન છોકરા છોકરીઓ પ્રેમ અને તેનાં અનેક સ્વરૂપ નિહાળે છે ! આ બધાથી પોતે પણ તેવા પ્રેમના ભોક્તા ક્યારે થાય તેવી તીવ્ર ઇચ્છાના અંકુરો મનમાં ફૂટેલા હોય છે. તેથી લગ્ન થયા પછી તુરતજ એકબીજાના ગાઢા સંબંધમાં આવે છે. બાળવધૂ ઘણે ભાગે સાસરે રહેવું પસંદ કરે છે અને તેથી ખરી રીતે જોતાં બાળલગ્ન હતાં તે વખત કરતાં હાલના વખતમાં સ્ત્રીઓની તદુરસ્તીને લગ્ન વધારે નુકશાન કર્તા થઇ પડે છે. કેળવણીના પ્રસાદ તરીકે હાલ પતિ પોતાની પત્ની વિના લાંબો વખત રહી શકતો નથી અથવા રહેવાનું પસંદ કરતો નથી અને અનેક બહાને તેને તેડાવી લેછે. સંયુક્ત કુટુંબની પદ્ધતિ કરતાં પતિ પત્નીનું એકાંત સુખ વધારે પસંદ કરવામાં આવે છે અને વડીલોની મર્યાદા તથા દાબ દૂર થવાથી સહવાસ હદ ઉપરાંત વધી જાય છે. આથી પણ અસલના નબળા બાંધાને સખ્ત ધોકો લાગે છે.

યુવાન ઉમ્મરે પણ શરીરને કોઇપણ પ્રકારે કસરત મળી શકતી નથી. અસલની ખાંડવા, દળવાની તથા કુવેથી પાણી ખેંચી લાવવાના રીવાજો તો કેળવણીના વધારા સાથે લગભગ નાબુદ થયા છે અને જ્યાં સુધી આપણી સ્થિતી અનુકુળ હોય ત્યાં સુધી તેવા બોજા—જો બીજી રીતે યોગ્ય વ્યાયામ મળતો હોય તો—સ્ત્રીઓને માથેથી ઓછા કરવાની ખાસ જરૂર છે. વળી અનીતિ અને ભ્રષ્ટાચારની ધાસ્તીને લીધે આપણે તેમને દેવ દર્શન કે નદીએ નહાવા ધોવા જવાનું અને ખુલ્લી હવા મેળવવાનું સાધન પણ બંધ કર્યું છે ! આ પ્રમાણે ઘરમાં કે બહાર આરોગ્યવિદ્યાના નિયમ મુજબ તેમને અંગકસરત કે ખુલ્લી હવા મળતી નથી. વળી આપણે પાશ્ચાત્ય રૂઢી મુજબ સ્ત્રીઓને બહાર ખુલ્લી હવામાં નીયમસર

ફરવા, ટેનીસ કે એવી બીજી રમત રમવા લઇ જઇ શકતાં નથી. કારણ કે તેમાં આપણા સાથેની તથા રીવાજો આડે આવે છે અને જાપાનીઝ સ્ત્રીઓ માફક કસરતની પદ્ધતિસરની તાલીમ પણ તે લઇ શકતી નથી આ પ્રમાણે પૂર્વ કે પશ્ચિમ બેમાંથી એકે પણ જાતની અંગ બળવર્ધક રૂઢી હાલ આપણે સ્વીકારી શકતા નથી અને તેથી સ્ત્રીઓની સ્થિતી ઔર વધારે બગડતી જાય છે.

કેળવાયેલા કુટુંબોમાં સ્ત્રીઓને બે વખત રસોઇ કરવા શિવાય બીજુ કંઇ કામ હોતું નથી અને વળી સારી સ્થિતીવાળા ગૃહસ્થોને ત્યાં તો રસોઇઆ હોવાથી તેટલું પણ કામ સ્ત્રીવર્ગ કરતો નથી. આથી ફુરસદનો વખત પુષ્કળ મળે છે આ ફુરસદનો વખત વાંચવા લખવામા કે ભરવા ગુથવામાં ગાળવામાં આવે છે ઘરકામ માટે ભરવુ ગુથવુ ઘણુજ સારૂ છે પણ ઘણીક વાર તો આ શોખ એટલી હદ સુધી વધી જાય છે કે સ્ત્રીઓને પોતાનુ ભરત કામ મુકવાનું ગમતુંજ નથી, અને પરીણામે, આ વૃત્તિ બહુજ ખર્ચાળુ થઇ પડે છે, એટલુંજ નહી પણ લાંબા વખત સુધી એકજ નજરે બારીક કામ કરવાથી સ્ત્રીઓની આંખોને પણ નુકશાન થાય છે, તે પણ ભૂલી જવામાં આવે છે! કુદરતી નીયમ મુજબ મન એક સેકન્ડ પણ વિચાર વગર રહી શકતુ નથી. જો આપણે કોઇ કામમાં ગુથાયેલા હોઇએ તો વિચાર ઓછા આવે છે પણ જો કંઇ પણ કામ ન હોય તો મનમાં અનેક પ્રકારના વિચાર ઉદ્દભવે છે પતિપરાયણ સાધ્વી સ્ત્રીને પતિનાજ વિચાર આવ્યા કરે એ સ્વાભાવિક છે, વળી ચોપડીઓ વાંચવામાં મુખ્ય પસંદગી નૉવેલ કથાઓને આપવામાં આવે છે, જે વાંચતા પણ પ્રેમ ઉભરાઇ આવે છે. આપણા દેશમાં સ્ત્રીઓ અસલથીજ પતિ તરફ અત્યંત પ્રેમમયજ હતી પણ કદાપી આધુનીક સ્ત્રીઓની માફક પ્રેમની વ્યાખ્યા તેઓ સમજતી નહી હોય, તેથી પ્રેમની લાગણીઓ છતાં તેનો તીવ્ર વેગ અને પોતાની વૃત્તિઓને સમાવી શકતી હતી અને પતિ પરદેશ ગયો હોય તો લાંબો સમય આશામા દિન નિર્ગમન કરી શકતી હતી પણ હવે તો પ્રેમમય હ્રદયમાં પ્રેમની લાગણીઓનો વેગ એટલો બલવત્તર હોય છે કે પતિ સાંજના ધાર્યા વખતે પોતાના કામ ઉપરથી પાછા ન આવી શકે તો મનમા અનેક ચીન્તાઓ થાય છે. એટલે પછી લાંબો વિયોગ સહન કરવાની તો શક્તિજ ક્યાથી હોય આધુનીક અબળાઓની સ્થિતી કંઇક આવા પ્રકારની થવાથી સહજ બાબતોમા મનોવ્યથા ભોગવે છે અને અજાણતાં તંદુરસ્તીને નુકશાન કરે છે જેને પરીણામે ઘણાખરા દાખલામાં હીસ્ટીરીયા ( તાણુ ) જેવા માનસીક રોગનો તે ભોગ થઇ પડે છે

સ્ત્રીઓની નબળી તબીયતનાં અનેક કારણોમાંનુ એક ઉપરા ઉપરી આવતી સુવાવડો છે. એક સુવાવડના બોજામાંથી બરોબર મુક્ત થયા પહેલાં બીજાની તૈયારી થાય છે. કેટલીક બીચારી કાયલી અને મંદવાડ ભોગવતી સ્ત્રીઓ ગર્ભિત થાય છે અને પછી હમેશને માટે અશક્ત અને માંદીજ રહે છે! ઘણા ખરા દાખલાઓમા આને માટે પુરૂષોજ જવાબદાર છે. કારણકે પોતાની વાસના તૃપ્ત કરવા માટે પોતાની પત્નિની તબીયતનો તેઓ વિચાર કરતા નથી અને આ રીતે તેમના નાજુક બાંધાનુ સત્યાનાશ વાળે છે.

વળી સુવાવડ વખતે પણ યોગ્ય કેળવાયેલી દાયણની મદદ ન મળવાથી અને શાસ્ત્રીય રીતે બરોબર માવજત ન થવાથી પણ શરીરને હમેશનુ નુકશાન પહોચે છે. અભણ દાયણો, જેમને શરીરના જુદા જુદા ભાગનું તથા તેઓના એક બીજાની સાથેના સંબંધનું પણ પુરે

જ્ઞાન હોતું નથી, તેમને આપણી પત્નીઓનાં અમુલ્ય જીવનનું રક્ષણ સોંપીએ છીએ અને તેથી પરીણામ ઘણુંજ શોચનીય આવે છે. હીંદુઓમાં સ્ત્રીઓની જેટલાં મરણો થાય છે તેમાં અરધો અરધ મરણો સુવાવડમાં અથવા તે પછી તેની રહેલી કસરને લીધેજ થાય છે આપણામાં સુવાવડ એક ઘાત ગણાય છે. અને કેટલાક કેસોમાં આપણી સ્ત્રીઓ સુવાવડ પછી સંગ્રહણી, ક્ષય અથવા તેવા બીજા રોગથી પીડાતી સાંભળીએ અને જોઇએ છીએ.

ઉપર મુજબ આપણી સ્ત્રીઓનું છેક બચપણથી પ્રૌઢ ઉમર થાય ત્યાં સુધીની જીંદગીનું ટુંકું નીરક્ષણ કરતાં માલૂમ પડે છે કે તેઓ જન્મથી તે મોટી ઉમ્મર સુધી એવા સંજોગોમાં રહે છે કે, તેમનો નબળો બાંધો સુધરવાની જગોએ ઉલટો વધારે ને વધારે બગડતોજ જાય છે.

હાલમાં આપણો સંસાર કાંઇક પરીવર્તન સ્થિતીમાં છે. આપણા અસલના કેટલાક રીવાજો હાલના સંજોગોને પ્રતિકુળ હોવાથી આપણે છોડતા જઇએ છીએ, પણ હજુ તેમને બદલે આપણે પાશ્ચાત્ય લાભદાયક રીવાજો ગ્રહણ કરી શક્યા નથી. હાલ આપણે બંનેની વચ્ચે ગોથાં ખાઇએ છીએ. અને જેમ એક ટેકરી ઉપરનું રહેઠાણ આપણને માફક આવે નહી અને બીજી ટેકરી ઉપર આપણે રહેવા જતા હોઇએ તેવી હાલતમાં છીએ. પહેલી ટેકરી ઉપરથી આપણે ઉતર્યા છીએ. પણ બીજી ટેકરી ઉપર હજુ આપણે યોગ્ય સાધનો મેળવાથી ચઢી શક્યા નથી. એટલે આપણે એની વચ્ચે નીચી ખીણમાં છીએ. અને તેને પરિણામે આપણી સ્ત્રીઓની શારીરિક સ્થિતી પણ ઘણીજ નીચી (કંગાળ) થઇ ગઈ છે!

એવી શોકજનક સ્થીતિ સુધારવાને, તથા તેવી સ્થિતી ભવિષ્યમાં થતી અટકાવવા માટે આપણે આપણી બાળાઓને બચપણમાંથી ઉછેરવામાંજ તેમનો બાંધો મજબુત બને તેવી યોગ્ય સંભાળ જોઇએ. વળી પાશ્ચાત્ય રૂઢી મુજબ છેક મોટી ઉમ્મરે નહી તોપણ ઓછામાં ઓછા સોળવરસ પહેલાં તો આપણી કન્યાઓનાં લગ્ન નજ કરવાં જોઇએ, કે જેથી તેમના શરીરનું બંધારણ સુદ્દઢ થઈ શકે. શારિરીક કેળવણી કોઇ પણ પ્રકારે મળતી રહેવી જોઇએ અને તેમને હમેશાં ખુલ્લી ચોખ્ખી હવાનો લાભ આપવો જોઇએ. તેમના હૃદયો લાગણીવાળાં, પ્રેમાળ, પણ સહનશીળ, વૃતીઓને દબાવી શકે તેવાં દ્દઢ બનાવવાં જોઇએ. પુરૂષ વર્ગે ખાસ કરીને પોતાની વાસનાઓને કાબુમાં રાખી સ્ત્રીઓની શારીરીક હાલતપર બરોબર લક્ષ આપવું જોઇએ. વળી યોગ્ય રીતે કેળવાયેલી સમજુ શાસ્ત્રીય પદ્ધતિનો અભ્યાસ કરેલો હોય તેવી દાયણોનીજ મદદ મેળવવી જોઇએ. અથવાં સહેજ પણ વાંધા શિવાય સુવાવડ ખાતાઓનો લાભ લેવો જોઇએ. આ બાબતમાં મુંબઇનું રૂક્ષ્મણી સુવાવડ ખાતું કેટલું ઉપયોગી કામ બજાવે છે અને કેટલા કીમતી જીવો બચાવે છે તે તેનો રીપોર્ટ વાંચવાથી જણાશે.

આ પ્રમાણે ઉપાયો લેવાથી થોડા સમયમાં આપણે આપણી સહચારીણીઓને તંદુરસ્ત બનાવી, પોતે પણ ઘણે ભાગે સુખી થઇ શકીએ અને તેમની તરફની હમેશની ચિન્તાઓમાંથી કાંઇક મુક્ત થઇએ.

એલ્ફીન્સ્ટન હાઇસ્કુલ, મુંબાઇ. ભોગીલાલ કેશવલાલ પટવા.

(બી.એ, એસ.ટી.સી.ડી.)

## " બાળલક્ષણો."

સુજ્ઞ ભગિનીઓ અને હિંદની પવિત્ર બાળાઓ,

આ વિષય ઉપર જેટલું વિવેચન ના થાય એટલું ઓછું છે. સંપૂર્ણ વિવેચન કરવા મારી શક્તિ નથી. છતાં મારી અલ્પ મતિ પ્રમાણે " ફુલ નહિ તો ફુલની પાંખડી " અર્પી બે શબ્દો લખવા રજા લઉં છું ! આપણી કહેવત પ્રમાણે " પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય " એ વચન કેટલેક અંશે ખરાં પડે છે પણ સર્વ રીતે એમાં સત્ય રહેલું નથી. જે બાળકોને આપણે નાનપણમાં ચાલાક જોઈએ છીએ, તેઓ મોટી ઉમ્મરે મૂઢ જેવા લાગે છે અને જેવો કુમળી વયમાં મૂઢ જેવા લાગે છે અને જેઓ મ્હોં ઉપરની માંખ પણ ઉડાવી શકતા નથી તેઓ મોટી ઉમ્મરે પરાક્રમી નીવડે છે. આ લક્ષણોમાં જે ફેરફાર દેખાય છે તેનું ખરું કારણ (૧) મા બાપની તથા શિક્ષકની બાળકોના લક્ષણો તથા રહેણી કહેણી સુધારવાની કાળજીથી, (૨)પોતાના દેશના માણસોના આચાર વિચારની અસરથી(૩)કેળવણીથી અને આ શુભ પ્રયાસોના સેવનથી બાળક પરાક્રમી નીવડવા ભાગ્યશાળી થાય છે. " કુમળુ ઝાડ જેમ વાળીએ તેમ વળે" 'એ સુત્રના આધારે દરેક મા બાપે, પોતાના બાળકના ભવિષ્યના હિત માટે, પોતાના કુટુંબ અને દેશના કલ્યાણ માટે 'બાળકોના સ્વભાવને લગતું શાસ્ત્રવિજ્ઞાન" જાણવાની ખાસ અગત્ય છે. બાળકોના સ્વભાવ સુધારવાની ફરજ પુરૂષ કરતાં સ્ત્રીને માથે વધારે છે. કારણ કે માતાનો વ્હાલ પોતાનાં બાળક ( ૭ વર્ષ સુધીનાં છોકરાંઓ ) પ્રત્યે અપાર છે. અને તેઓની માનસિક અને શારિરીક સ્થિતિ સુધારવી એ કેળવાયેલી માતાઓની પ્રથમ ફરજ છે; તેમજ પ્હેલેથી તેમ કરી શકવાની ત્હેમને પૂર્ણ અનુકૂળતા પણ છે. દેશની ઉન્નતિનો આધાર આપણા બાળકો ઉપરજ છે. તે માટે જો માતા પોતાનાજ બાળકોના સ્વભાવથી અજ્ઞાન હોય, કેળવણી ના પામેલી હોય, તો તે પોતાના બાળકોને કેવી રીતે કેળવણી આપી શકશે? માટે બાળકોનું હિત સાધવા, અને દેશને આબાદ કરવા, તથા બાળકોના લક્ષણો સુધારવા તરફ ચાલો બ્હેનો! આપણે નજર કરીએ, જર્મની, ફ્રાન્સ, યુરોપ જાપાન વગેરે દેશોના વિદ્વાનોએ આ લક્ષણોની નોંધ લેવા પાછળ અથાગ મહેનત કરી, આવુ ઉત્તમ કાર્ય પાર પાડયું છે. તે ઉપરાંત એક ફ્રેંચ સ્ત્રી લેખકે " બાળ સ્વભાવ " નો ખાસ અભ્યાસ કરેલો છે, અને જન સમુહના હિતને માટે લેખ પણ પ્રગટ કર્યો છે. બાળકોના લક્ષણો સુધારવા આપણે તેઓની તરફ પ્રેમથી આપણું હૃદય અતિ કોમળ રાખવું જોઇએ બાળકોને રાજી રાખવા હમેશાં નવા નવા પદાર્થો બતાવવા તેથી તેમની બુદ્ધિ વધે છે. અને જ્યારે તેમને તે વિષયનું જ્ઞાન થાય છે, ત્યારે તે પદાર્થ વિષે પુછપરછ કરવા લાગે છે. આપણે જો તેઓની ટેવો સુધારવા તરફ લક્ષ નથી આપતા તો, તેઓનામાં રમતીઆળપણાના ગુણો આવે છે. અને એકદમ તેમનું ચિત્ત હમ્મેશા રમત તરફજ વળી જાય છે. માટે તે ટેવો સુધારવા ખાસ કાળજી રાખવી. બાળકોની અવલોકનશક્તિ કેળવવા માટે આપણે જાત જાતના રંગ બેરંગી આનન્દ ઉપજાવે તેવા નવીન પદાર્થો તેઓની પાસે રજુ કરવા. જે પદાર્થો લેવા તેમને બહુજ ગમે છે, તે પદાર્થના ગુણ જાણવા પણ તેમને વૃત્તિ થઇ તે શીખે છે. બીજું, હવે બાળકોની કુટેવો સુધારવા આપણે તેમની સ્મરણશક્તિનો લાભ લેવો જોઇએ, તેઓના મન ઉપર નાનપણથીજ (૧) સત્ય બોલવાની, (૨) વહેલા ઉઠવાની, (૩) આજ્ઞા પાળવાની, (૪) ઉદ્યમી રહેવાની, ( ૫ ) ચોરી ન કરવાની, (૬) અપશબ્દો ના બોલવાની, (૭) ઇશ્વર ભક્તિ કરવાની, ( ૮ ) પ્રફુલ્લિત મન રાખવાની, ( ૯ ) કસરત કરવાની, અને ( ૧૦ ) સત્સંગતની, વગેરે –સારી ટેવો પાડવાની જરૂરીઆતો ઠસાવવી, અને તે દૃષ્ટાંત કે વાર્તારૂપે સમજાવવાથી બાળકને

ગમ્મત સાથે જ્ઞાન મળે છે; અને તેની છાપ મન ઉપર ઉંડી પડે છે. બાળપણમાં લાકડીના ઘોડા, ઢીંગલા ઢીંગલીઓની રમતો વગેરે રમવાથી મન આનંદમાં રહે છે. ત્રીજું, બાલકોની વિવેકશક્તિ અને તર્કશક્તિ ખીલવવી એ પણ જરૂરનુ છે. કોઇ ગૃહસ્થ આપણે ત્યાં આવે તેને માન આપવું વગેરે રીતે આદરસત્કાર કરતાં શીખવવાથી ગૃહની શોભા દીપી નીકળે છે. તર્ક શક્તિથીજ વિવેક શક્તિ ખીલે છે. અને વિવેક શક્તિની મદદથીજ નવા નવા આચારવિચાર ઉત્પન્ન થાય છે. ચોથું બાળકની બધી લાગણીઓમાં બીકની લાગણી વિશેષ રહેલી છે. એક વિદ્વાન લખે છે કે "ઘણુંમો બાલકોનું અવલોકન કર્યાં પછી ફક્ત બેજ બાળકો બીક વિનાનાં માલુમ પડ્યા હતા." માટે આપણે બાળકોની બીક મટાડવાને તેઓનું અજ્ઞાન ઓછું કરવું. તથા સત્ય વસ્તુનું ભાન કરાવવુ જોઇએ. અને જેમ જેમ તેઓ અનુભવથી સમજતા થશે તેમ તેમ તેઓનામાં બીક ઓછી થશે. જ્યારે બાળક બહુ તોફાન કરે છે અને રૂવે છે ત્યારે તેઓનાં માબાપો "જો બાવો આવ્યો! જો વાઘ આવ્યો! સીપાઈ પકડી જસે!"—એવી એવી ધમકી આપી બાળકને ધાસ્તીમાં નાખે છે. આ છોકરાંઓ બીકણ બાયલા નીવડે તેમાં કોનો દોષ? મારે ક્હેનો! આપણે બાળકોને ડરાવવા કરતાં તેઓને હિંમતવાળા બનાવી અજ્ઞાન દુર કરાવતાં શીખવવું જોઇએ.

પાંચમું બાળહઠ છે. આપણામાં ચાર જાતની હઠ છે. તેમાં બાળહઠનું સમાધાન કરવું એ વધારે મુશ્કેલ છે. બાળકની દૃષ્ટીએ જે નવીન પદાર્થ દેખાય છે તે પ્રાપ્ત કરવા પોતે ઘણો ઇતિજાર હોય છે. એટલેથીજ પતતું નથી પણ પ્રશ્ન ઉપર પ્રશ્ન કર્યા કરે છે અને એવી આડાઇ લઇ બેસે છે કે "મને ફલાણું આણી આપો, ફલાણું આમ છે તેનું શું કારણ?–" વગેરે માગ્યા કે પુછ્યા કરે છે પ્રશ્નોના જવાબ બરાબર નથી મળતા તોજક લઇ બેસે છે. હવે આપણાથી જ્યાંસુધી બાળકના કહેવા પ્રમાણે થઇ શકવું સંભવિત છે ત્યાં સુધી તો ઠીક છે. પણ જે કંઇ અશક્ય છે, તે કરાવવા તે જ્યારે આગ્રહ કરે છે, ત્યારે તેને ધમકી આપવાની ટેવ બહુજ ખોટી છે. કેળવાયેલાં માબાપે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ. આ પ્રસગે નાની વયના શ્રીકૃષ્ણનો દાખલો બોધકર તેમજ અનુકરણ કરવા લાયક હોવાથી અહીં આપું છું "શ્રીકૃષ્ણ જ્યારે નાના હતા ત્યારે તેમણે તેની માતા યશોદાજીને કહ્યું કે "મા મને ચાંદો આકાશમાંથી નીચે ઉતારીને રમવા આપો." હવે આમ કરવું અશક્યજ હતું. છતાં બુદ્ધિશાળી યશોદાજીએ શ્રીકૃષ્ણને રાજી કરવા એક યુક્તિ લડાવી; એક જળપાત્રમાં ચંદ્રમાનું પ્રતિબિંબ પાડ્યું ને તે પ્રતિબિંબ બતાવી ચંદ્રમાને નીચે ઉતાર્યો છે, તેવી શ્રીકૃષ્ણને ખાતરી કરી આપી, તેના મનનું સમાધાન કર્યું. આ ઉપરથી આપણે એ સાર લેવાનો છે કે બાળકોની સાથે કામ લેવામાં હમેશાં બળ કરતાં કળ વાપરવી એ બહુજ ફળદાયક છે, યશોદાજી જેવી બુદ્ધિમાન માતાઓ આપણા દેશમાં નીવડો એજ મારી નમ્ર પ્રાર્થના છે.

બાળકોનું મન પ્રફુલ્લિત રાખવા આપણે તેઓનાં વખાણ પણ કરવાં. અને તેઓને સાબાશીના પોકારાથી વધાવી લેવાં. તેથી તેમની ઉત્સાહશક્તિ ખીલે છે. અને તેઓ ઉત્તમ ધોરણને અનુસરવાજ પ્રયાસ કરશે. આથી તેઓ સદ્ગુણી બની પોતાનું કાર્ય આગળ સાધતા શીખશે. જે બાળકોનો સ્વભાવ રમુજી હોય છે, તેઓને રમાડવા બહુજ ગમે છે. નાના બાળકોનો ઉદ્યોગ રમતમાંજ સમાયેલો છે. એનજીનડ્રાઇવર, રાજા, ગાર્ડ, વગેરે થવું બહુ ગમે છે. એટલે તેઓ દેખે છે તેવું કરે છે. આ તેમના અનુકરણ સ્વભાવનો લાભ લેવા માબાપે ખાસ કાળજી રાખવી જોઇએ કારણ તેથી તેઓની બુદ્ધિ ખીલે છે અને નીતિને પુષ્ટી મળે છે. વળી ઉપર કહ્યા પ્રમાણે બાળક એ નકલ કરનાર પ્રાણી છે માટે તેઓને

ઉત્તમ વસ્તુઓનુ અનુકરણ કરતા શીખવવુ કહેવત છે કે "જાય દક્ષણ પ્રણ ન જાય લક્ષણ!" માટે બાળકના હિત ખાતર તેમને માબાપે, ગુરૂએ અને જન સમાજે સર્વોત્તમ વાણી, સર્વોત્તમ વર્તન, સર્વોત્તમ વિચાર, અને સર્વોત્તમ કર્મ શીખવવાની ખાસ જરૂર છે

સાતમુ, આ બધા વિષયો ઉપરાંત માતાની પ્રથમ ફરજ તો એ છે કે બાળકોને નાન પણથીજ દરેક વસ્તુમાં નિયમિતપણુ જાળવવા શીખવવુ જોઇએ રમત ગમતમાં, ખાવા પીવા માં, નિશાળનુ લેસન કરવામાં, વગેરે દરેક બાબતમા નિયમિતપણુ જાળવવા શીખવવુ આથી તેઓની તદુરસ્તી ઘણીજ સચવાય છે અને બાળકોને તદુરસ્ત રાખ્યાથી આપણને "આરોગ્યતા" નો મોટો આશીર્વાદ મળે છે આરોગ્યતા વિના દરેક સુખના સાધનો એક એકડા વિનાનાં સો મીડાં જેવાં છે! માટે તેઓની તદુરસ્તી સાચવવા બહુ લક્ષ આપવુ બાળકોને નિરોગી અને તદુરસ્ત રાખવા પુરૂષ તથા સ્ત્રીએ લામા વખત સુધી બ્રહ્મચર્ય પાળવુ જોઇએ. અને પછી જ્યારે બાળકોને કેળવણી લેવાનો લાભ મળે તે વખતે કસરત વગેરેથી શરીરનો બાંધો મજબુત કરાવવો જોઇએ

બ્હેનો! બાળકોમાં સર્વોત્તમ ટેવો પાડી સર્વોત્તમ કાર્ય સાધવા મનુષ્ય પ્રયત્ન ઉપરાંત શ્રી ઇષ્ટદેવની સહાયતાની પણ ખાસ અગત્ય છે તેથી હમેશા શ્રી પ્રભુની પ્રાર્થના કરવી કે 'હે પ્રભુ! અમારા બાળકોમાં, સર્વોત્તમ ટેવ પાડવાની અને તે દઢ કરવાની અમને શક્તિ આપ' આ માગણી પૂર્ણ શ્રદ્ધાથી કરશો, તો ઇશ્વરકૃપાથી આપણાં બાળકોમાં જરૂર સર્વોત્તમ ટેવો પડશે અને તેથી તે ઉત્તમ મનુષ્ય થશે, એટલે 'એક ટકાના તેરના ટોળા'માંથી નીકળી "સો લાખોએ ના મળે એવી ઉત્તમ મનુષ્ય કોટીમાં, આવશે એ બે વર્ગમાંથી જેમાં રહેવાની મરજી હોય તેમાં રહેવા વાંચકની મુનસફી ઉપર સોંપી આ વિષય સમાપ્ત કરૂ છુ શ્રી ઈષ્ટ અમારા બાળકોમાં સર્વદા સર્વોત્તમ ટેવો બક્ષજો અસ્તુ!

—નવનીધરાય ન. મેઢ.

# पत्रमंजूषा.

## ૧. દસ મહાન હિન્દ સન્નારીઓ.

મે ! "સુન્દરીસુબોધ" ના તન્ત્રી સાહેબ !

તા શ રમણિક ત્રિવેદીના સુચનને અનુમોદન આપતા,
હુ નીચેનાં દશ નામ મોકલાવુ છુ, ત્હેને અવકાશ આપવા કૃપા કરશો.

સીતા લ ક રહ્યાં, ઘણા દુ ખ સહ્યા, ત્હોયે રટયા રામને,
સાવિત્રી સતીયે કૃતાન્ત યમને તોષ્યા, પતિસેવથી,
શ્રીતારામતિ ચાલિયા પતિપથે, સેવા ન સ્વપ્ને લહી,
પૂજે પુણ્ય પતિવ્રતા અનસૂયા, છે ધન્ય તે નાથને,
ગાર્ગીયે ષટવેદ જ્ઞાન ધરીને, મોડયા ઘણા માનને,
દુષ્ટો કૈરવ કીચકાદિક હણ્યા, તે તો સતી દ્રૌપદી
તુચ્છી સ્વર્ગ સુખો, ઘણા વન દુ ખો વેઠ્યા દમયન્તીયે,
મીરાં પ્રેમમયી, કર્યું વિષ સુધા, રાચ્યા ઘનશ્યામમા
રાણી રાણકદેવડી બળીમુવા ના તે વર્યા સિદ્ધને,
લક્ષ્મીબાઈ વીરાંગના રણ ચ્હડયા ઝાંસીપદે રાજતા,
આવા રત્ન અનેક ભારત! અહા! ત્હારા મહિ સચર્યા,
આશા અન્તરની વિશે! "ભરતમાં એવાં સતી સંચરો!"

(ભાવનગર કોલેજ) —કાલિદાસ

૨.

શ્રી. રા. સુન્દરી સુબોધના તંત્રી સાહેબ,

સવિનય નિવેદન કે, ઑગષ્ટના અંકમાં જે વીર આદર્શ ભારત લલનાઓના સંબંધે આનંદદાયક ચર્ચા ઉત્પન્ન થઇ છે, તે ખરેખર ઘણી ઉપયોગી છે. તેથી તે ચર્ચામાં ભાગ લેવા આ નીચે વીર સન્નારીઓનાં નામ જણાવ્યાં છે.

| પૌરાણિક– | | ઐતિહાસિક– | |
|---|---|---|---|
| પતિતપાવન મહિલાઓ. | વિદુષી સન્નારીઓ. | ધાર્મિક સતીસ્ત્રીઓ. | રાજ્યકુશળ વીરાંગના. |
| સીતા. | ગાર્ગી. | મીરાંબાઈ | જીજાબાઇ. |
| સાવિત્રી. | મૈત્રેયી | અહલ્યાબાઇ હોલકર | લક્ષ્મીબાઇ. |
| અનસુયા. | લીલાવતી. | વિરમતી. | ચાંદબીબી. |
| નર્મદા. | ભારતી. | જસમા. | મયણલ્લદેવી. |
| દમયન્તી. | દેવહૂતી | | |
| તારામતિ | સરસ્વતી. | | |

ઉપરપ્રમાણે મેં મારી મતિ અનુસાર નામ જણાવ્યાં છે. આ સિવાય અનેક ભારતીય વીરાંગના છે, પણ વીસેજ નામની ચર્ચા ઉપસ્થિત થઇ છે; એટલે કેટલીએક મહત્વની મહાન લલનાઓનાં નામ પણ બાકી રહી જાય છે. —જયન્ત

(સીનોર.)

૩.

## સ્ત્રીઉપયોગી પુસ્તકો ભેટ !

રા. રા. સુજ્ઞશ્રી,

અમારા તરફથી અવાર નવાર બહાર પડેલ બુકો,–ત્રણ મણકા * આપના ઉપર મોકલ્યા છે..... તે બુકો (ચોપડીઓ) ટપાલ ખર્ચ લઈ જે કોઇ મગાવે તેને મારા તરફથી મોકલવામાં આવે છે. આપ આપના પત્રમાં જાહેર કરશો કે આ સ્ત્રીઉપયોગી બુકો જે મગાવશે તેને મારા તરફથી મોકલવામાં આવશે. આટલું પરોપકારનું કાર્ય આપ જરૂર કરશો, એટલી વિનંતિ છે. લિ. સેવક,

(ભાવનગર) કાપડિયા મોતીચંદ ગીરધરલાલ.

૪

## પચીસ રૂપિયાનું ઇનામ !

### ('હિન્દુ સ્ત્રીસંસાર'—વિષે લખવાનો ઈનામી નિબન્ધ.)

મેહેરબાન તંત્રી સાહેબ,

નીચે લખેલો મજકુર અથવા તહેમાંનો કોઇપણ ભાગ આપને પસંદ પડે તો તે પ્રમાણે વ્યવસ્થા કરશોજી

* આ પુસ્તકોના નામ નીચે મુજબ છે:

| | | |
|---|---|---|
| ૧ | ગીતસંગ્રહ, (સ્ત્રીઉપયોગી)—બ્હેન મોંઘી ગિરધર | ટપાલ ખર્ચ એક પુસ્તકનો અર્ધો આનો અને ત્રણેનો એક આનો થશે. |
| ૨ | અંજના સુન્દરી—કાપડિયા નેમચંદ ગીરધર | |
| ૩ | શ્રી સ્થૂલિભદ્રજીની શીયળવેલ–પંડિત શ્રીવીર વિજયજી | |

સ્ત્રીકેળવણી અને સ્ત્રીસુધારણાનો હું ચુસ્ત હીમાયતી હોવાથી નીચે મુજબની યોજના તે વિષયના સંબંધમાં આપણાં ગૂજરાતી બાઈબ્હેન આગળ મૂકવા રજા લઉં છું.

'હિન્દુ સ્ત્રીસંસાર' આ નામનો એક ઈનામી નિબંધ (મ્હારી તરફથી શિરૂ કરવામાં આવેલી સૌ. ચંચળ-ચંદુલાલ દેસાઈ સીરીઝન અંગે) નીચેની શરતોએ લખાવવો; અને ત્હેમાંથી ઉત્તમ જણાય તે છપાવી, વિના મૂલ્યે લોકોમાં વ્હેંચી, આપણા સ્ત્રીવર્ગને ત્હેની પોતાની ગંભીર જવાબદારીઓનું જ્ઞાન આપવા યથાશક્તિ પ્રયાસ કરવો,—એ આ ઈનામી હરીફાઈ ઉભી કરવાનો હેતુ છે.

શરતો: ૧. ઉત્તમ જણાયલા નિબંધને પચાસ રૂપિયાનું ઇનામ આપવામાં આવશે.
૨. ઇનામી નિબંધ ઉપર તે છપાવવા વગેરેનો સર્વ રીતે મ્હારો હક રહેશે.
૩. સ્ત્રી અથવા પુરુષ, કોઇપણ આ હરીફાઇમાં ઉતરી શકશે.
૪. નિબંધ સુન્દરી સુબોધનાં પાનાં ત્રીસથી ચાળીસને આશરે જેવડો થવો જોઇશે.
૫. ભાષા જેમ બને તેમ સ્હેલી, ઘરગથુ, રસીલી, અને સાધારણ ભણેલી બાળાઓ હોંસથી વાંચે એવી રાખવી.
૬. સહુથી ઉત્તમ એકજ નિબંધ ન લાગે, અથવા એક કરતાં વધુ નિબંધોમાં, ત્હેમાંના ગુણદોષ વિષે વિચાર કરતાં ઇનામ વ્હેંચવું યોગ્ય જણાય તો પરીક્ષકને તેમ કરવા સત્તા રહેશે.
૭. પરીક્ષકતરીકે સુન્દરી સુબોધના તંત્રી સાહેબ કામ કરશે તો ઉપકાર થશે
૮. આ હરીફાઈ માટેના સઘળા નિબંધો તા ૩૧ મી ડિસેમ્બર ૧૯૧૨ પ્હેલાં મળી જવા જોઈશે.
૯. નિબંધના સરનામા ઉપર "ઈનામી નિબંધ—હિંદુસ્ત્રી સંસાર વિષે" આ પ્રમાણે લખવું; તથા અર્ધાઆનાની ટપાલની ટિકેટ સાથે મોકલવી આમ કર્યા શિવાય ત્હેની પ્હોંચ સ્વીકારવામાં આવશે નહિ.
૧૦. ઈનામની રકમ સુન્દરી સુબોધના વ્યવસ્થાપક પાસે અનામત રાખવામાં આવી છે સર્વ લેખક બ્હેનો અને ભાઈઓને ઈનામની ક્ષુલ્લકતા તરફ ન જોવા વિનંતિ છે.

જામનેર: (પૂર્વ ખાનદેશ.) —ચંદુલાલ અંબાલાલ દેસાઇ.
(એલ, એમ, એન્ડ એસ.)

૫.

## સ્ત્રીઓ અને બાળકોની ઘરગતુ દવાઓ.

"સુન્દરી સુબોધ" ના માનવંત અધિપતિ સાહેબ,

તસ્દી દેવાની કે, "સ્ત્રીઓ તથા બાળકોની ઘરગતુ દવાઓ"—એ નામથી એક લેખ સુન્દરી સુબોધમાં લાંબા વખતથી છપાય છે, ત્હેનો લાભ આપણી બ્હેનો લે છે કે કેમ ? અને એ ઉપાયો તેઓને ગમે છે કે નહી? તથા એ ઉપાયોની અજમાએશ કોઇ બ્હેનોએ લીધેલી છે કે નહી? અને એ અજમાએશનું શું શું પરિણામ આવેલું છે ? તેથી ફાયદો થયો છે કે નહીં ? એ બાબતની આપના ગ્રાહકો તથા વાંચનારાઓમાં ચર્ચા અને તપાસ ચલાવી ખુલાસો પુછવા મેહેરબાની કરશોજી. કારણ કે જો એ જાતના લેખોથી આપણી બ્હેનોને ફાયદો થતો હોય અને તેનો સારી રીતે લાભ લેવાતો હોય, તો બીજા એ જાતનાં વધારે ઉપયોગી લખાણ લખી મોકલું. માટે એ બાબતનો ખુલાસો મેળવવા સારૂ ચર્ચા ચલાવવા વિનંતી કરું છું.

વૈદ-અમૃતલાલ સુંદરજી પઢિયાર.

૬.

## "સુન્દરી સુબોધ"ને અભિનન્દન.

(હરિગીત)

જય જગ વિષે તુજ જન્મ છે! પરમાર્થ કાજે અવતરી,
દુનિયાં બચાવા ડૂબતી, સત્ય સેવ ત્હેં હાથે ધરી;
ઘણી ભગીનિઓના ભાગ્યમાં, કરે દિવ્ય નિત ફેરફાર છે,
ઓ સુન્દરી સુબોધ! તુજને ધન્ય, તુજને ધન્ય છે!
આબાદ કરવા દેશને, તું સતત મહેનત ઉર ધરે,
મહિલા દીપાવા મહીં વિષે, નિજસ્વાર્થને અળગો કરે,
શુભ જ્ઞાન વેરી લોકમાં, પરમાર્થ કરવા ચિત્ત છે,
ઓ સુન્દરી સુબોધ! તુજને ધન્ય તુજને ધન્ય છે!
નૂજ હિમ્મતે તું આવતું, અમ ગરિબઘર અજવાળવા,
લેખો મધુરી, ચિત્ર સુન્દર, ચિત્ત અમ આકર્ષવા;
ડૂબતાં જનોને દોર નાંખી, તારવા તુજ ધ્યાન છે,
ઓ સુન્દરી સુબોધ! તુજને ધન્ય, તુજને ધન્ય છે!
કંઈ આંધળાને આંખ આપી, દેખતાં ત્હેં છે કર્યાં,
હૃદયો વીંધી નિર્દય, નઠોર, સુપ્રેમનાં અંકુર ભર્યાં;
છે સ્વર્ગ આ દુનિયાંમહિં"— કર્યું સત્ય એ નહિ સાધ્ય ત્હેં,
ઓ સુન્દરી સુબોધ! તુજને ધન્ય, તુજને ધન્ય છે!
બાપુ! સફળ તુજ જન્મ છે, કર્તવ્ય પ્રિય ઉર તું ધરે,
માલીક બદલો આપશે, દુનિયાં બિચારી શું કરે!
શ્રદ્ધા-સબળતાથી તું વધ આગળ! મદદમાં ઈશ છે,
ઓ સુન્દરી સુબોધ! તુજને ધન્ય, તુજને ધન્ય છે!

—ફાસાર.

૭.

### સ્ત્રી લેખનો ખાસ અંક—

સુન્દરી સુબોધનો દીવાળીનો ઘણાં ચિત્રો વાળો મ્હોટો ખાસઅંક, ઉતાવળ કર્યા છતાં, ડિસેમ્બરની શરૂઆત કરતાં વ્હેલો પ્રકટ થઇ શકશે નહિં, એમ ધાસ્તી છે. ડિસેમ્બરનાઅંકથી પત્ર નિયમિત સ્વરૂપમાં આવશે, એમ અમે માનીએ છીએ. સ્ત્રી લેખના આ ખાસઅંક માટેનાં લખાણ મોડામાં તા. ૨૦ મી ઓક્ટોબર સુધીમાં મળશે, તોજ પ્રકટ થઇ શકશે.

—પ્રકાશક, સુન્દરીસુબોધ

## સ્વાગત સદન.

[ જે જે સાહિત્યપ્રિય બ્હેનો તથા બન્ધુઓ તથા પત્રપ્રકાશક સન્મિત્રો તરફથી 'સુન્દરી સુબોધ' મન્દિરને અવલોકનાર્થે પુસ્તકો, પત્રો, વગેરે મળ્યાં છે, ત્હેમનો ઉપકાર માનવામાં આવે છે; અને ત્હેમનો યોગ્ય સતકાર થતા થયેલા વિલંબને માટે અન્તઃકરણ પૂર્વક ક્ષમા યાચવામાં આવે છે. આશા છે કે હવે થોડાજ વખતમાં તે ધર્મકાર્ય અમે પૂર્ણ કરી શકીશું.

સ્ત્રીસાહિત્ય અને સ્ત્રીવાંચન ( અર્થાત્ સ્ત્રી ઉપયોગી પુસ્તકો ) જેને લગની યાદીઓ આ પત્રમાં તેમ અન્ય સ્થળે પ્રકટ થઇ છે, તે ઉપરથી સંપૂર્ણ માહિતી આપતો.

એક લેખ અમારા તરફથી તૈયાર કરવામાં આવ્યો છે. અને તે ગયા ડિસેમ્બર-જાન્યુઆરીના **ખાસ અંકમાં** આપવાની પણ યોજના કરવામાં આવી હતી; પરન્તુ અમારી લેખક ભગિનીઓનાં લખાણ વધી પડવાથી તે મુલતવી ખાતે રાખવો પડયો હતો. થોડા વખતમાં તે પણ **સુન્દરીસુબોધ**ના ગ્રાહકોની તેમજ ગુજરાતી વાંચનારી આલમની સેવામાં રજુ કરી શકાશે, એમ શ્રદ્ધા છે.

સમાલોચનાર્થે મળેલાં પુસ્તકો તથા બદલામાં મળતાં પત્રો વિષે ધીમે ધીમે આ વર્ષમાં અભિપ્રાયો પ્રકટ કરવામાં આવશે. લગભગ બે વર્ષની દરમિયાન મળેલ સાહિત્યનું આ પ્રમાણેનું ચાલુ અવલોકન, અને તે પણ વિષયવિભાગ મુજબનું, અમે માનીએ છીએ કે, અમારા વાચક મંડળને નિઃસંશય સુન્દર લાભ આપશે અને આપણી સાહિત્યસમૃદ્ધિનાં કેટલાંક ઉંચી જાતનાં રત્નો તથા સુગન્ધ અને સુવર્ણવાળાં પુષ્પો વિષે ત્હેને સુજ્ઞાત કરશે.

—તન્ત્રી, **સુન્દરીસુબોધ.** ]

## ઉપકાર સાથે સ્વીકાર.

૧. નીચે જણાવેલા **રિપોર્ટો તથા અહેવાલોની** પ્હોંચ સ્વીકારવા રજા લઈએ છીએઃ—

શ્રી વડનગરા કણબી હિતવર્ધક સભાનો ૧૯૬૭ ની સાલનો વૃત્તાંત–( બોર્ડિંગ હાઉસ અને વિશ્રામસ્થાનના રિપોર્ટ સાથે. ) અમદાવાદ.

શ્રી ખેડા જીલ્લાની પ્રથમ બેંતાળીસ ઔદિચ્ય બ્રહ્મ સમાજનો રિપોર્ટ તથા નિયમો વિગેરે. ( કિંમત એક આનો, પોસ્ટેજ સાથે દોઢ આનો )

નડિયાદ હિન્દુ નિરાશ્રિત ફન્ડનો ત્રણ માસનો રિપોર્ટ ( ૧૯૧૧ ) નડિયાદ.

શ્રી મહુવા બાજ ખેડાવાળ ઉદયાભિલાષી મંડળ, દ્વિતીય વાર્ષિક રિપોર્ટ (૧૯૦૯-૧૦)

શ્રી જીવદયાજ્ઞાનપ્રસારક ફન્ડનો રિપોર્ટ તથા હીસાબ ( ૧૯૬૬–૬૭ ), મુંબઈ.

અમદાવાદની બ્હેરા-મુંગાની શાળાનો બીજો વાર્ષિક હેવાલ, (૧૯૧૦).

શ્રી નડિઆદ પાંજરાપોળનો પ્રથમ રિપોર્ટ, ( ૧૯૧૨ )

રા. સા. શેઠ વસનજી ત્રીકમજી જે. પી. તથા શેઠ ખેતસિંહ ખીઅશી જે. પી. પાલીતાણા જૈન બોર્ડિંગ સ્કૂલનો તૃતીય ત્રિવાર્ષિક રિપોર્ટ. (૧૯૬૫–૬૭)

શ્રી જૈન ધર્મ વિદ્યા પ્રસારક ધર્મના નિયમો, પાલીતાણા

શ્રી ફતેસિંહરાવ આર્ય અનાથાશ્રમનો ત્રીજો વાર્ષિક રિપોર્ટ (૧૯૧૧), વડોદરા

શ્રી ભરૂચ હિન્દુ અનાથાશ્રમનો ત્રીજા વર્ષનો રિપોર્ટ ( ૧૯૧૦ ) ભરૂચ.

નડિઆદ હિન્દુ અનાથાશ્રમનો ૧૯૦૮–૧૧ સુધીનો રિપોર્ટ.

શ્રી જૈનશ્વેતાંબર મૂર્તિપુજક બોર્ડિંગનો ૧૯૦૯–૧૦ નો રિપોર્ટ, અમદાવાદ

શ્રી જૈનધર્મવિદ્યાપ્રસારક વર્ગનો તૃતીય ત્રિવાર્ષિક રિપોર્ટ, ( ૧૯૬૫ ૬૭ ) પાલીતાણા.

શ્રી કચ્છી જૈનબાળાશ્રમ ( કચ્છ–માંડવી ) નો ત્રિવાર્ષિક રિપોર્ટ (૧૯૧૨) પાલીતાણા.

શ્રી જ્ઞાનમન્દિરનો રિપોર્ટ ( ૧૯૧૦–૧૧ નો ) વઢવાણ શહેર

૨. પંચાંગો.

ધિ લક્ષ્મી આર્ટ પ્રિન્ટિંગ પ્રેસ, મુંબાઇ-તરફનું ઈ સ ૧૯૧૨ નું ઇંગ્રેજી કેલેન્ડર,–જેમાં વેલનાં પાંદડાંથી લચી પડતા અને પુષ્પપાત્રોવાળા એક સુન્દર " પેનલ ફ્રેમ "માં,

ને માટે ત્હેમને આપવું યોગ્ય છે. ફક્ત ચારજ રૂપિયામાં દર મહિને લગભગ સો પાનાં જેવડું પ્રકટ થતું, અને વર્ષે બે અથવા વધુ ભેટનાં પુસ્તકો આપતું, અનેક મનોહર ચિત્રો અને છબીઓવાળું આ માસિક દરેકે દરેક મરાઠી સમજનાર માણસે અવશ્ય લેવું જોઇએ. અને તે ઘણું વંચાતું હોવા છતાં—હિન્દુસ્થાનનાં પ્રશસ્ત માસિકોમાં સ્થાન લેનાર આ પત્રના ગ્રાહકોની સંખ્યા તેથી પણ વધી થોડા વખતમાં વીસ પચીસ હજાર અને વધારે થાય એમાં અમને કાંઇ આશ્ચર્ય જેવું જણાતું નથી.

આ ખાસ અંકમાં ઉત્તમ, અભ્યાસ પૂર્ણ લેખ અને સુન્દર છબીઓ તથા ચિત્રોની એવી રેલછેલ થયેલી છે કે ત્હેનું ગમે તેટલું લાંબું અવલોકન પણ અપૂર્ણજ રહે.

**રાજ્યારોહણ** ( આશરે ૩૦ પાનાં ), **બ્રિટિશ સામ્રાજ્ય અને હિન્દુસ્થાન** ( આશરે ૫૪ પાનાં ), **દિલ્લીની તવારિખ** ( આશરે ૧૬ પાનાં ), અને **સામાજિક સુધારણા તથા પ્રગતિ** ( આશરે ૪૪ પાનાં ),—વગેરેને લગતા વિષયો, લોકમાન્ય વિદ્વાનો જેમાં **ડૅા. ભાણ્ડારકર** અને **સર નારાયણ ચન્દાવરકર**નાં નામો પણ જોવામાં આવે છે, ત્હેમની કસાયલી કલમથી લખાયલા છે. પૂંઠા ઉપરનું **નામદાર શહેનશાહ અને શહેનશાહબાનુના રાજ્યારોહણ** પ્રસંગે પૂજન કરવાને **રાજભવનમાં** પ્રવેશતી **હિન્દ સુન્દરીનું** ભાવ પૂર્ણ ચિત્ર સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત ધુરંધરની જાદુઝરણી પીંછી વડે આલેખાયલું છે. **મહારાણીઓ રાજા મહારાજાની** છબીઓ ઉપરાંત અનેક યૂરોપિયન અને હિન્દી કૌંસિલરો અને મ્યુનિસિપલ પ્રેસિડેન્ટોની છબીઓ પણ આ અંકમાં જોવામાં આવે છે. પુરાણી ઇમારતો, નમૂનેદાર મકાનો દરબાર વખતના દેખાવો અને દિલ્લીના નકશો, વગેરે એટલું બધું સુન્દર ચિત્રકામ આ અંકમાં એકઠું કરવામાં આવ્યું છે કે **મરાઠી** ભાષા ન જાણનારને પણ **દિલ્લી દરબારની** યાદગીરી રૂપે તે રાખવા અમે ભલામણ કરીએ છીએ. આવો સારો અંક પ્રકટ કરવા માટે અમે પૂર્ણ પ્રીતિથી રા. મિત્રને અભિનન્દન આપીએ છીએ.

**" જૈનશાસન " નો દીવાળીનો ખાસ અંક** ( રોયલ આઠ પેજી ૧૪૦ પાનાં તથા ૨૦ છબીઓ સહિત. **મુખ્ય વિષયો** કાવ્યો–૧૪, ધર્મ–૧૦, સમાજ સુધારણા–૧૦, ઇતિહાસ–૫, વગેરે. )—પ્રકાશક, **શાહ હર્ષચંદ ભુરાભાઇ**, સમ્પાદક "જૈન શાસન," બનારસ.

ઇંગ્રેજી, હિન્દી ગુજરાતી તથા પ્રાકૃત ભાષાઓમાં લખાયલો અને જૈન સાધુ મહારાજો, પણ્ડિતો, તથા યુરોપિયન વિદ્વાનોની મ્હોટી છબીઓ વાળો આ **ખાસ અંક** અમને મહેરબાનીની રાહે ત્હેના સમ્પાદકે મોકલી આપ્યો છે, ત્હેને માટે ત્હેમનો ઉપકાર માનીએ છીએ. સામાજિક, ધાર્મિક અને ઐતિહાસિક વિષયોનાં ઉત્તમ લખાણો **હિન્દી અને યુરોપિયન** વિદ્વાનો તરફથી લખાયલાં ત્હેમાં પ્રકટ થયા છે અને ધર્મ ગુરૂઓના શાસ્ત્રીય લેખ પણ ત્હેમાં જોવામાં આવે છે. બનારસ સિટીમાં પ્રકાશનની અનેક મુસીબતો નડયા છતાં આવો ખાસ અંક પ્રકટ કરવા માટે " જૈનશાસન"ના અધિપતિને નિઃસંશય ધન્યવાદ ઘટે છે

**શ્રી નાગરવિજય–હાટકેશ્વર ચતુર્દશીનો સચિત્ર અંક** ( રોયલ આઠ પેજી, લગભગ ૩૪ પૃષ્ઠ અને ૩૬ આખાં પાનાં વાળાં આર્ટ પેપર ઉપર ચિત્રો તથા છબીઓ સહિત–)પ્રકટ કરનાર, ત્હેના તન્ત્રી રા. રા. ડાહ્યાભાઇ ધનસુખરામ, અમદાવાદ.મૂલ્ય રૂ ૧–૦–૦

ફેબ્રુઆરી અને માર્ચનો આ સંયુક્ત અંક રા ડાહ્યાભાઇએ **નાગર** જ્ઞાતિના ઇષ્ટદેવ શ્રી હાટકેશ્વરના ઉત્સવની નિથિને અંગે પ્રકટ કરવામાં જે ઉમંગ દર્શાવ્યો છે, તે ખરેખર

સન્માનપ્રદ છે. નાગર બ્રાહ્મણો હિન્દની સામાજિક રચનામાં જે ઉચ્ચ પદ પ્રાપ્ત કરી શકયા છે ત્હેને જેમ બને તેમ લાંબા વખત સુધી ટકાવી રાખવા માટે પ્રયાસ કરવાને પ્રકટ થયેલા આ પત્રને તે આખી જ્ઞાતિએ અવશ્ય સહાય કરવી જોઇએ.

આ પત્રનું વાર્ષિક લવાજમ ફક્ત બે રૂપિયા છે, જે પ્રમાણમાં બહુ નથી. રા હાલા ભાઇએ તીર્થો તથા દેવતાઓનાં ચિત્રો અને ગૃહસ્થો તથા સન્નારીઓની છબીઓને જેમ બને તેમ આકર્ષક કરવા જે અભિનન્દન યોગ્ય સુપ્રયાસ કીધો છે, ત્હેને પરિણામે આ અંક બહુ મનોરંજક થયો છે. આશા છે કે નાગર જ્ઞાતિની બ્હેનો અને બન્ધુઓ આ પત્રનાં ગ્રાહક થઇ ત્હેના પ્રચાર અને ઉપયોગિતામાં વધારો કરશે.

**સુવર્ણમાલાઃ** ( વર્ષ ૩ જું. અંક ૧ થી ૯.—દરેકમાં ગેવલ સોળ પેજી ઉંચા આર્ટ પેપરનાં ચોવીસ પાનાં વપરાયાં છે. સુવર્ણરજ—શકુન્તલા નાટકનો ઉત્તરાર્ધ, દીપાવલી—મૃચ્છકટિક નાટક, મહા શિવરાત્રી—શિવપુરાણમાંથી શંકરભક્તિ અને કાશીક્ષેત્રનું માહાત્મ્ય, હુતાશની—નલ દમયન્તીની કથાનો ઉત્તરાર્ધ, નૂતન વર્ષ—ગીત ગોવિન્દ, રામનવમી—રામાયણનો અયોધ્યા કાંડ, નાળિયેરી પૌર્ણિમા—ભગવતી ભાગવતમાંથી સુકન્યાની કથા, જન્માષ્ટમી—ભાગવતમાંથી પ્રદ્યુમ્ન જન્મ અને સ્યમન્તક આખ્યાન, અને ગણેશચતુર્થી—ગણેશ માહાત્મ્યમાંથી કથા એમ દરેક અંકની વ્યવસ્થા થઇ છે. પ્રકટ કરનાર, શ્રીયુત પુરુષોત્તમ અને કંપની, ધિ લક્ષ્મી આર્ટપ્રિન્ટિંગ પ્રેસના માલીક, મુંબાઇ. વાર્ષિક લવાજમરૂ.૨—૦—૦

ચિત્રો અને છબીઓ છાપવામાં તથા ચિત્રોની યોજના અને ગોઠવણી કરવામાં આખા મુંબાઇ ઈલાકામાં ઉત્તમ ગણાતા " ધિ લક્ષ્મીઆર્ટ પ્રેસ" નું આ કામ છે; એટલે ત્હેની સાથે એકવાર પણ કામ પાડનારને તો તે કામની સુન્દરતા, સફાઇ, ઉત્તમતા અને આકર્ષકતા વિષે કાંઇ આશ્ચર્ય લાગેજ નહિં. આ પ્રેસનું કામ એટલું તો સુસ્પષ્ટ અને મનોહર થવા લાગ્યું છે કે બીજી વધારે જૂની ચિત્રકામ કરનારી સંસ્થાઓને પણ હવે સુધરવાના પ્રયાસ કરવા પડે છે, તેથી એક રીતે શ્રીયુત પુરુષોત્તમ અને કંપની તથા "લક્ષ્મીઆર્ટ"ના ઉત્સાહી મેનેજરના ઉપકાર તળે આખા ઈલાકાનાં છાપખાનાં છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

" સુવર્ણમાલા " સીરિઝ—માં દર વર્ષે નવ અંક પ્રકટ થાય છે અને ત્હેને માટેનાં ચિત્રો શ્રીયુત ધુરંધર અને બીજા સુપ્રસિદ્ધ ચિત્રકારો પાસે તૈયાર કરાવી ગોઠવવામાં આવે છે તેથી ત્હેમની વિશિષ્ટ રચના અને શૈલિ સર્વત્ર મનોરમ થઇ રહે છે. દરેક વખતે જૂદા જૂદા વિષયો—ઇંગ્રેજી, મરાઠી, ગૂજરાતી અને હિન્દી એમ ચાર ભાષાઓમાં—આપણાં પુરાણો, નાટકો વગેરેમાંથી ત્હેને માટે લઇ, પ્રકટ કરવામાં આવે છે અને એમ કરવાથી આપણી પ્રાચીન ભાવનાઓ બહુ સુન્દર રીતે આપણી સમક્ષ મૂર્ત્તિમન્ત બને છે. પૂઠા ઉપર રંગબેરંગી ચિત્ર આપવા ઉપરાંત દરેક અંકમાં બાર ચિત્રો આપવામાં આવે છે. નિઃસંશય આ **ચિત્રમાલા** આપણા દરેકે દરેક ઘરમાં રાખવા યોગ્ય છે અને ત્હેમાં આપણાં નાટકો ધર્મ પુસ્તકો વગેરેનાં સુન્દર ચિત્રો આવતા હોવાથી ત્હેને ખાતર બે રૂપિયા જેવી રકમ ભારે નજ પડે એમ અમે માનીએ છીએ. ત્હેમનાં આવા ઉત્તમ કામ માટે અમે પ્રકાશકને અન્તઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

**શ્રી જૈન ચિત્રમાળા**, પ્રકટ કર્તા—રા. રા ભગુભાઇ કારભારી, તથા **રત્ન ગ્રન્થી** (વાર્તાસંગ્રહ) રચનાર—રા. ચતુર્ભુજ માણેક્શ્વર ભટ્ટ, ત્હેમના પ્રકાશક અને લેખક તરફથી મળેલાં, તે માટે ઉપકાર માનવામાં આવે છે. (સમાલોચન હવે પછી)

# समय तरंग.

**સ્ત્રીઓ માટે હિંદી તબીબી નોકરી**—સ્ત્રીઓ માટેની ખાસ હિંદી તબીબી સરવીસ સ્થાપવાના સંબંધમાં એક યોજના હિંદી વજીર સમક્ષ રજુ કરવામાં આવી છે. તેના ખરડા ઉપરથી જણાય છે કે, એ યોજનાનો હેતુ બાનુ તબીબોને હાલના કરતાં વધુ લાભ આપવાનો રહેલો છે. દરેક જીલ્લામાં સ્ત્રીઓ માટે અલાહીદી હોસ્પીટલ સ્થાપી તેને બાનુ તબીબોના હાથ નીચે મુકવાનું આ યોજનામાં દર્શાવવામાં આવ્યું છે. ઉપરાંત હાલની સિવિલ હોસ્પીટલ સિવાય દરેક જીલ્લામાં બીજી અલાહીદી હોસ્પીટલ ઉભી કરવી, જેને સરકારે નાણાંની મદદ આપવી અથવા તો સ્થાનિક સરકાર ખર્ચ આપે એમ પણ ઠર્યું છે. ગામડાંની હોસ્પીટલો પણ સ્થાનિક સરકારે નાણાંની મદદથી ખોલવવી. તેમાં બે પ્રકારની પંક્તિઓ રાખવી, જેમાંથી ચડતી પંક્તિની શાખામાં બાનુ સીવીલ સર્જનોને ત્રણ કે ચાર ગ્રેડમાં ગોઠવવી અને તેમનો માસિક દરમાયો રૂ. ૪૦૦ જેટલો રાખવો. ઉતરતી પંક્તિની શાખાની બાનુઓની પરીક્ષા લઇ તેમને ચડતી પંક્તિમાં લાયકાત મુજબ મુકવી.

**સુવાવડી સ્ત્રી માટે ખાસ સરકાર તરફની મદદ**—ઓસ્ટ્રેલીઆમાં દરેકને ત્યાં જન્મતાં બાળક માટે ચોક્કસ રકમ આપવા ઉપરાત, સરકારે હાલ એવી યોજના દાખલ કરી છે કે, જેની રૂએ દરેક સુવાવડી સ્ત્રીને તબીબી અને નર્સની મદદ મફત અને ફરજ્યાત આપવામાં આવશે.

**મિસિસ બિસેન્ટની રાખ ગંગાજીમાં પધારાવવાની છે.**—મીસીસ બીસંટે 'થીઓસોફી ઇન ઇંડીઆ' નામના પત્રમાં હાલમાં એક લેખ મોકલી, તેમા બનારસ આખી દુનીઆમાં પવીત્ર લાગેલું જણાવી તેણીને ગંગા નદીના પુલ નીચે બાળી પોતાની લાસની રાખ ગંગા નદીમાં નાંખવાની ઈચ્છા દર્શાવી છે.

**લગ્ન પછી થોડા કલાકમાં મરણ પામેલો વરઃ** કરાંચી ખાતે સાહટા કોમમાં શેઠના છોકરાનાં લગ્ન ગઇ ગોકળઅષ્ટમીને દીવસે કરવામાં આવ્યાં હતાં અને જે દીવસના સવારના અગીયાર વાગે પરણીને ઘેર આવ્યો તેજ દીવસે સાંજના માંડવામાં એક સ્પીરીટની બત્તી સળગાવતાં બત્તી ફાટી હતી અને વરરાજા સખ્ત રીતે દાઝી જઈ તે થોડાજ કલાકમાં લગ્ન પછી મરણ પામ્યો હતો સ્ડવારના લગ્નમાં ભાગ લેનારા રાતે તેને બાળવાને ગયા હતા. આ છોકરી પરણ્યા પછી થોડા કલાકમા વીધવા થવાથી કરાંચીના હીંદુઓમાં ભારે ચર્ચા થઈ રહી છે

**હિંદુ પતિવ્રતાના પવિત્ર શબ્દો.**—બંગાળનું "નાયક" પત્ર જણાવે છે કે, કલકત્તા મ્યુનીસીપાલીટીના માજી કલેકટર મી. એ. સી. દત હાલ મરણ પામ્યા છે. મરણ વખતે તેઓની વય ૭૭ વરસની અને તેઓની સ્ત્રીની વય ૭૦ વરસની હતી. મીસીસ દતે ગયા સોમવારે પોતાના મરણની પથારીએ પડેલા ભરથારની નાડ તપાસી અને જોઇ લીધું કે જે પળ જાય છે તેમા તે મરણ પામશે. નાડ તપાસવા પછી તેણી ઉઠી અને બોલી કે "હું વીધવા થવા જન્મેલી નથી અને જ્યાં સુધી હું જીવું છું ત્યાં સુધી હું મારા

# હિન્દની મહાન બાનુઓ.

## ( ત્રણસો રૂપિયાનાં ઈનામો: જાહેર હરીફાઈ! )

**હિન્દની મહાન સન્નારીઓનાં નામની** પ્રોત્સાહક ચર્ચા—સ્ત્રીઓના હિત અર્થે પ્રગટ થતા અને પ્રયાસ કરતા **સચિત્ર સુન્દરી સુબોધ** માસિક પત્રમાં શરૂ થઈ છે. પરન્તુ તે તરફ જેમ બને તેમ વધુ સખ્યામા આપણા ગૂજરાતી બ્હેનો અને ભાઈઓનું ધ્યાન ખેચવા, ત્હેને ઝાહેર હરીફાઈના રૂપમા મૂકી, ત્હેને અગે કાંઈ ઈનામો કહાડવાની કેટલાક સન્મિત્રોની સૂચના ઉપરથી, **સુન્દરી સુબોધના** અધિપતિએ ત્હેની અગત્ય સ્વીકારી, લગભગ **ત્રણસો રૂપિયાનાં પુસ્તકોનાં ઈનામ** આપવા જણાવ્યુ છે

એ ખરૂં છે કે, ફક્ત નામોની યાદીઓથી કાંઈ પ્રજાને દેખીતો ફાયદો સમજાય એમ નથી, પરન્તુ દરેક સ્ત્રી જે ઉત્તમ ગુણકર્મથી **મહાન** પદને પ્રાપ્ત થઈ છે, ત્હેના આદર્શ સદ્‌ગુણો, ઉચ્ચ જીવન, અનુકરણીય ચારિત્ર્ય, અને અસાધારણ બુદ્ધિપ્રભા,—વિષે દરેક કુટુમ્બમાં વિચાર, ચર્ચા, અને તુલના કરવામા આવે તો તેથી અવશ્ય લોકહૃદય ઉપર થોડી વધુ પણ છાપ પડ્યા વિના તો રહેજ નહિ

તેથી કોઈ પણ ધર્મ અથવા કોમની અને પ્રાચીન અથવા અર્વાચીન **હિન્દની વીસ મહાન બાનુઓનાં નામ** લખી મોકલવા સર્વને આમત્રણ કરવામાં આવે છે અને એવી વ્યવસ્થા કરવામા આવી છે કે, આ ચર્ચાની હરિફાઈમા ઉતરનાર દરેક સ્ત્રી પુરૂષને કાંઈને કાંઈ ઈનામતો મળી શકશે, તો પણ સ્ત્રીઓને મટે મુખ્ય ઈનામોમાથી કેટલાક ખાસ જૂદાં રાખવામા આવ્યા છે.

**નિયમો**—આ ઈનામી ચર્ચાની હરિફાઈમાં ઉતરવા ઈરાદો રાખનારે **એક આનાની** (એક પૈસાવાળી ટપાલની) **ટિકિટો સાથે—"ઈનામ કમીટી, સુન્દરી સુબોધ, અમદાવાદ"** એ સરનામે કાગળ લખવાથી, ઈનામની વિગત તથા શરતો અને આશરે ૮૦ મહાન બાનુઓનાં નામ, તથા ત્હેમના સત્કર્મોની ટૂંકી નોધ સહિતની, એક યાદી હેમને મોકલવામાં આવશે. અને તેથી નામોની પસદગી કરવામા બહુ સરળતા થશે, એમ આશા છે.

જે એક આનાની ટિકિટો કમીટી તરફ મોકલવામા આવશે, ત્હેમાંથી અર્ધા આનાની ટિકિટો ઈનામોની શરતો તથા નામની યાદી મોકલવામાં,—અને બાકીની અર્ધા આનાની ટિકિટો ઈનામની ચોપડીઓ (એક અથવા વધુ) જે દરેક હરિફાઈ કરનારને મળી શકશે, તે મોકલવામાં વપરાશે. આથી સમજાયા વિના રહેશે નહિ કે, આ ટિકિટો ફક્ત હરિફાઈ કરનારના પોતાના લાભ અર્થેજ માગવામાં આવે છે અહિ એટલું જણાવવાની જરૂર છે કે આ યાદીઓ તા. ૩૦ મી નવેમ્બર સુધીમાજ મળી શકશે તે પછી મોકલવામાં આવશે નહિ, અને છપાશે તેમ તેમ મોકલવામા આવશે તેથી ત્હેની વેળાસર માગણી કરવા વિનંતિ છે. હિન્દુસ્થાનની બ્હાર રહેનારને માટે પદર દિવસની મુદ્દત વધારવામા આવશે

આશા છે કે, દરેક બ્હેન અને બન્ધુ સુન્દરી સુબોધના અધિપતિની આ ઉદાર યોજનાનો લાભ લેશે આથી ત્હેમને આપણા દેશની **મહાન બાનુઓનાં** નામ તથા ગુણકર્મનુ સ્મરણ થશે એટલુજ . નહિ પણ તે ઉપરાન્ત એકાદ **ચોપડી** તો ત્હેમને **વિના મૂલ્યે** ત્હેમને મળશે, એ પણ દેખાતો એકજ ફાયદો છે

'સુન્દરી સુબોધ' મન્દીર— } ડાહ્યાભાઈ લક્ષ્મણભાઇ પટેલ.
જયેન્દ્રરાય ગુલાબરાય મુન્શી.
મન્ત્રીઓ




શ્રી બાલ કૃષ્ણનો બ સીનાદ.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઈના શબ્દોમાં કહીએ તો,–"સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમ કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂળ ઈચ્છાઓ અને ક્લેશોમાથી છુટી એ કુટુમ્બના ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે,' સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભક્તિની બની દુઃખતિમિરમાં ડૂબત બાન્ધુનાં આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિને સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસભર્યા કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે.—એજ આર્યસુન્દરીઓના જીવનની સફળતા છે. " સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહવિન પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી..... સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે.'

વર્ષ ૧૦ મું. ] ઇ. સ. ૧૯૧૨, નવેમ્બર-કાર્તિક, વિ. સં. ૧૯૬૮. [ અંક ૩ જો.

## स्त्रीलेखनो खास अंक.

૧. ભેટનું પુસ્તક તૈયાર થવામાં વિલંબ થવાથી, સ્ત્રી લેખનો-ચિત્રો વાળો ખાસ અંક નવેમ્બરમાં નહિં, પણ ડિસેમ્બરની આખરે બ્હાર પડી શકશે. આમ હોવાથી નવેમ્બરનો અંક વ્હેલો પ્રકટ કરવામાં આવ્યો છે.

૨. ભેટનું પુસ્તક ગ્રાહકોને તા. ૨૦ મી ડિસેમ્બર લગભગમાં મળી શકશે એમ આશા છે. જેમનું લવાજમ વસુલ થયેલું નથી, ત્હેમને તે વી. પી. થી મોકલવામાં આવશે-વી. પી. સ્વીકારવાને ગ્રાહક મહાશયોને વિનતિ છે.

૩. ખાસ અંકમાં બને તેટલા સારા લેખ અને સુન્દર ચિત્રો આવે તેમ ગોઠવણ થઇ છે; અને તેથીજ તે તૈયાર કરવામાં ધાર્યા કરતાં પણ વધુ વિલંબ થયો છે.

૪. આશા છે કે સુન્દરી સુબોધનાં વાચક બ્હેનો અને બન્ધુઓ ત્હેનાં ગ્રાહક વધારી, આ પત્રની ઉપયોગિતામાં અભિવૃદ્ધિ કરશે.*

—વ્યવસ્થાપક, સુન્દરી સુબોધ.

* નવાં ગ્રાહક વધારનાર ગ્રાહકોને મળવાનાં પુસ્તક, ત્હેમણે વધારેલા ગ્રાહકના પ્રમાણમાં

# ઉદયગુંજન.

## નવા વર્ષનાં આશીર્વચન.

" જય જય ગરવી ગુજરાત !
" જય જય ગરવી ગુજરાત !
" દીપે અરુણું પ્રભાત :
" ધ્વજ પ્રકાસશે ઝળળળ કુસુંબી, 'પ્રેમશૌર્ય'–અંકિત;
" તું ભણુવ ભણુવ નિજ સંતતિ સઉને પ્રેમભક્તિની રીત.
" ઉંચી તુજ સુન્દર જાત,
" જય જય ગરવી ગુજરાત !"

—કવીશ્વર નર્મદાશંકર.

ગુજરાતની ગૃહદેવીઓ ! આર્યભૂમિની આશા મૂર્તિઓ ! મ્હારી સુભગા ભગિનીઓ !–નૂતન વર્ષની મંગલમય, સુવર્ણમય, સુખમય, શાન્તિમય, અને આનન્દમય પ્રભાતમાં, ત્હમને–મ્હારાં ગુર્જર બાન્ધુઓને અન્તરના ખરા ઉમળકાથી અભિનન્દન આપું છું.

સર્વવ્યાપક, સર્વ શક્તિમાન, સર્વદર્શી, વિશ્વનિયંતા પ્રભુ ત્હમારું જીવન સુખમય, પ્રેમમય અને દયામય બનાવી,–ત્હમને આદર્શ **ગૃહિણી**, **પ્રેમાળ પત્ની**, **મમતાળુ માતા**, અને સદ્દગુણી **ભગિની** બનાવી,–ત્હમારા સુન્દર મનોમન્દિરમાં જ્ઞાનદીપ પ્રકટાવી,–સત્ય, સ્નેહ, શ્રદ્ધા, અને નીતિથી ત્હમારું અન્તર્ અજવાળી,–ત્હમને આત્મગૌરવ અને સૌભાગ્ય તથા દીર્ધાયુષ અને આરોગ્ય બક્ષો !

અમીઝરતી ભગિની ! નવીન યૌવનમાં અવિવાહિત હોઇ માતાના મમતાળા મંદિરમાં નિર્દોષતાથી –સરલતાથી–આલ્હાદથી તુ આમતેમ સરતી રહો હિંદુગૃહસંસારના દુઃખનો ત્હને જરાય અનુભવ ન હો. પ્રેમનાં મીઠડાં રમણીય ઝરણાંઓમાં પ્રભુ ત્હને સ્નાન કરાવો, ત્હને યોગ્ય પતિ અર્પી સુશીલ ગૃહરાજ્ઞી બનાવો !

શ્વશુરગૃહે તું સ્નેહાળ પતિની મીઠડી આત્મકુંજોમાં રમણ કરો, અને ત્હારું દંપતી જીવન સુખ સન્તોષ, ઉત્કર્ષને કલ્યાણમાં વ્યતીત થાઓ.

જે ઉલ્લાસ આજે ત્હમારામાં, ત્હમારા ગૃહમાં, ત્હમારાં સ્વજન મંડળમાં વિદ્યમાન છે, તે આનંદ સર્વદા જગત્ સર્વપર પ્રસરી રહો !—એક દીન લઘુ બન્ધુ બીજું શું ઇચ્છે ?

મંગલમયી ગૃહરાજ્ઞીઓ ! કલ્યાણકારી દેશભગિનીઓ ! સેવાધર્મનું સેવન કરજો ! સેવા એ મહાધર્મ છે, સેવા વડે ત્હમે ત્હમારા કુટુમ્બમાં–ત્હમારા ગૃહમાં–ત્હમારી સખીઓમાં પ્રીતિનું પાત્ર થશો ! સેવાથી–કિંતુ નહિં કે સત્તાથી–ત્હમે સર્વનું હૃદય ત્હમારા તરફ આકર્ષી શકશો. સેવાથી ત્હમે ત્હમારા પતિને તથા શ્વશુર ગૃહમાં સર્વને અવશ્ય પ્રિય થશો. ...બ્હેનો ! આપણા નામદાર શહેનશાહના યુવરાજ મહાશય' I serve '–હું' સેવા કરૂં છું ' એ જીવનમંત્ર ધારણ કરે છે, તે મહામંત્રને ત્હમે પોતાનો કરજો...બ્હેનો ! સુંદર, શોભાયમાન મૂલ્યવાન નવીન વસ્ત્રો અને મનોહર અલંકાર ધારણ કરવાં, સંસારના ક્ષણિક ભોગોમાં લુપ્ત રહેવું–સુવ્યય કરવા અર્થે મળેલું ધન તથા જીવન મોજશોખમાં–આહાર

વિહારના ઉપભોગમાં ખર્ચા કરવું, ત્હેના કરતાં તેજ-દ્રવ્યનો, જિંદગીનો, સમયનો સદુપયોગ કરવાનાં અનેક સાધનો આપણી પાસે નથી ? દુઃખાર્ત, અજ્ઞાન, નિરાધાર, નિર્ધન વિધવાઓને-બાલિકાઓને સહાય કરી, ત્હેમની શોચનીય સ્થીતિમાંથી ત્હેમનો ઉદ્ધાર કરવામાં મદદગાર થવું, એ શું વધારે પ્રશંસનીય નથી ? એથી શું સ્વર્ગની સીઢીનું પગથીઉં આપણે ચઢતાં નથી ? એથી શું પ્રભુનું પ્રીતિપાત્ર આપણે બનતાં નથી ? એથી શું હૃદય અને જીવન ઉલ્લાસ તથા વિકાસ પામતાં નથી ?...બ્હેનો ? સેવા વડેજ " ક્રીમીઅન લ્હડાઇ "માં દેશ બન્ધુઓને અમૂલ્ય સહાય કરનાર, ગરીબની માવજત કરનાર, પાષાણુ હૃદયના સૈનિકોની ભગિની અને માતા બનનાર, મિસ ફ્લોરેન્સ નાઇટેન્ગેલનું નામની કોનાથી અજાણ્યું છે ? એ સૈનિકો પાસે જ્યારે તે પરોપકારી, કલ્યાણકારીણી સ્ત્રી જતી ત્યારે ત્હેમના લડાઇના ઘાનું દર્દ ઓછું થતું અને ત્હેમનામાં નવું જીવન ઉત્પન્ન થતું. ત્હેના પડછાયાનું પણ ચુંબન કરવાને એ સૈનિકો કેટલા બધા આતુર રહેતા ?...અહા ! સેવા વડેજ સર્વ જીતાય છે. માટે સેવા કરતાં શીખજો ! ક્ષુધાર્તને અન્ન આપી ત્હેનું અંતર ઠારજો, તૃષાર્તને જલ આપી ત્હેનાં આશીર્વચન લેજો રોગીને-માંદાને-અશક્તને મીઠડાં સુધામય વચનો બોલી, મધુરી સહાય કરી, આશ્વાસન આપી કૃતાર્થ થજો !

પરમ પવિત્ર દેવિઓ ! સ્નેહાલ બનજો ! બીજાઓ ત્હમારા પર પ્રીતી રાખે એમ ત્હમારી ઇચ્છા હોય તો ત્હમારે અન્યપર પ્રથમ પ્રેમ દર્શાવવો જોઇએ. ગુરૂ થવાની મહત્વાકાંક્ષા હોય તો શિષ્ય થવું જોઇએ. સેનાપતી થવાની હૃદયવૃત્તિ હોય તો પહેલાં સામાન્ય સૈનિક થવું જોઇએ. આજ્ઞા આપવાની ઇચ્છા હોય તો પહેલાં આજ્ઞાપાલક થવું જોઇએ. પ્રીતીનું પાત્ર થવું હોય તો પહેલાં પ્રીતિની પ્રતિમા થવું જોઇએ ! જે પ્રેમને લીધે ત્હમારૂં હૃદય અન્ય પ્રત્યે આકર્ષાય છે એજ પ્રેમને લીધે ત્હમે અન્યનું હૃદય અવશ્ય આકર્ષશો ! માટે બ્હેનો ! સ્નેહાલ બનજો !

ભલે અસંખ્ય મહા વિપદો—મહા સંકટો ત્હમારા પ્રેમના અને સેવાના વિકટ માર્ગને વધારે કંટકમય, વધારે દારૂણ, બનાવવા મથે—પરંતુ હિંમત અને ધૈર્ય રાખી, દયાના દેવ, કૃપાનિધિ જગનિયંતામાં સંપૂર્ણ વિશ્વાસ રાખી, એ દિવ્ય પથે પળવા સતત પ્રયાસ કરજો. એ સ્નેહ અને સેવાનો પંથ ત્હમને અવશ્ય પરમધામમાં લઇ જશે. એજ પંથ ત્હમારૂં જીવન વધારે ઉન્નત અને વધારે દૈવી બનાવશે. ત્હમને પ્રભુની દયાનું પાન કરાવશે ! સ્નેહ, સેવા અને સ્વાત્મભોગના મહાવ્રતથી સાવિત્રીએ દૈવી જીવન, દૈવી શક્તિ અને દૈવી પવિત્રતા પ્રાપ્ત કર્યાં અને ત્હેને લીધે યમરાજના ક્રૂર પાશમાંથી પણ પોતાના પતિને બચાવ્યો. એ પથે વિહરતા જ સીતાદેવી અનેક મહાસંકટોનું ઉલ્લંઘન કરી શક્યાં હતાં; એ પંથેજ દૈવી તેજ પ્રાપ્ત કરી પોતાની પવિત્રતા અને પતિવ્રતનું રક્ષણ કરી શક્યાં હતાં. પુણ્યપવિત્ર પતિત પાવન હિન્દની મૈયાઓ, ત્હમને ધન્ય છે ! એ પવિત્રતા, સાધુતાનાં-'ફૂલ નહિં તો ફૂલની પાંખડી'-પણ મ્હારી બ્હેનો ! ત્હમે જિગરમાં ધારણ કરો; અને અમને ત્હમારા નિર્બળ, અચેતન થયે જતા દીનબન્ધુઓને ત્હમારા કલ્યાણમય જીવનથી, ઉન્નત વિચારથી, ધર્મ્ય સત્સંગથી સહાય થાઓ; અમારો ઉદ્ધાર કરો ! ગૃહસંસારની કુલદેવીઓ ! મીઠડાં, રસીલાં વચનો બોલજો ! ત્હમારાપર અજ્ઞાનના અથવા ક્રૂરતાથી જુલમ ગુજારવામાં આવે તોપણ ત્હમારી મિઠાશ ત્હમે ત્યજશો નહિં ! ત્હમારા પર અન્યાય થાય તોપણ ત્હમે શાન્ત અને નમ્ર રહેજો ! જો ત્હમારે મીઠડાં વચનો સાંભળવાં હોય તો મીઠડાં વચનોનોજ ઉચ્ચાર કરજો

જો સર્વને " ભાઇ બ્હેન " એ મીઠડાં શબ્દોથી બોલાવશો તો તે સર્વ પણ ત્હમને એ મધુર શબ્દોથી બોલાવશે !—બ્હેનો ! અગ્નિમાં ઘૃતની આહુતિ આપી હોય તો ત્હેની વૃદ્ધિ થાય કિંતુ તે શાન્ત પાડવા માટે તો જોઇએ શીતલ પાણી ! કટુ વચનોને પ્રત્યુત્તર, ત્હેવાજ શબ્દોમાં વાળશો તો કલહનો અંત નહિ આવતાં તે વૃદ્ધિ પામશે. માટે ત્હમે જ્યાં જ્યાં જાઓ, ત્યાં ત્યાં મીઠડાં શબ્દો બોલો. ત્હમારી મીઠાશ, ત્હમારૂં માધુર્ય ત્હમારા ગૃહમાં, જીવનમાં સર્વત્ર પ્રસારી, ત્હેની સુગંધિનો લ્હાવો લ્યો અને આપો ! વિચાર કરો કે જે માનસિક શાન્તિનો અનુભવ એક માંદો માણસ મીઠડા શબ્દોથી કરે તે શાંતિ શું ત્હેને દવાથી વા દ્રવ્યથી મળવાની હતી ? જો કોઇ પણ મનુષ્ય દુઃખમાં હોય, તો ત્હેને ત્હમારી પાસે બોલાવો અને "ભાઇ બાપુ ! કેમ રડે છે "ભાઇ ત્હને શું થાય છે ?" એવાં એવાં-સુધામય વચનોનો ઉચ્ચાર કરો અને તેથી શું ત્હેનું દુઃખ અર્ધું નહિ થાય ? અન્યને દુઃખમાં સહાય્ય આપી અંતરની આશીષ મેળવશો, તો ત્હમે ગમે તે સ્થિતિમાં હશો તોપણ ત્હમારા તિમિરશોકનો નાશ થઇ, ત્હમારા જીવનમાં ઉલ્લાસ જરૂર પ્રસરશે.

પૂજ્ય ભગિનીઓ ! ત્હમારી અજ્ઞાન બ્હેનોને ત્હમારાં જ્ઞાનની લ્હાણી કરજો અને ત્હેમનું જીવન વધારે ઉન્નત, વધારે પ્રેમાળ, વધારે કલ્યાણકર બનાવવા પ્રયાસ કરજો—ત્હેમને વિમળ સુખનો લ્હાવો લ્હેરાવજો, ત્હેમને જીવન પ્રભાતનાં દર્શન કરાવજો ! જે વિદ્યાને લીધે ત્હમને સ્વચ્છતા, સાદાઇ અને સરલતા પ્રાપ્ત થયાં છે, જે વિદ્યાવડે ત્હમે સુંદર, પ્રેમાળ અને ભલાં બન્યાં છો, જે વિદ્યાથી સર્વને પ્રિય થયાં છો, અને જે વિદ્યાદ્વારા ત્હમે ત્હમારાં સ્વજનમંડલમાં નિર્મલ આનંદની લહરો પ્રસરાવો છો, તે સદ્‌વિદ્યાનું દાન કરી ત્હમારી અંધકારમાં ડુબેલી ભગિનીઓને સહાય કરવાનો મહાધર્મ પૂર્ણ કરજો. જે બ્હેનો કલહ કંકાસમાં જીવન ગાળી કરી દુઃખી થઇ અન્યને દુઃખી બનાવે છે, ત્હેમના ઉપરનું અજ્ઞાનનું આવરણ ભેદી નાંખજો. ત્હેમની હૃદય વાટિકામાં વિદ્યાવારિનું સિચન કરજો. જ્ઞાન વિમાનમાં ત્હેમનાં જીવનને ઉન્નતિના—કલ્યાણના જ્યોતિર્મય સન્માર્ગે વહાવજો. સારી કેળવણી પામેલી બાનુ પોતાના પતિને, સંતાનને, અને સર્વને આનંદનું ઝરણું અને સુખનું સ્થાન થઇ શકે. ઇશ્વર ત્હમને આ સત્કર્મમાં સહાય્ય કરો !...પ્રભુપ્રેમના પવિત્ર પાઠો ભણજો અને જગતને ભણાવજો. ભરત ભૂમિની વીર બાલિકાઓ ! ત્હમારી આંતર શ્રદ્ધા અને ગૌરવને વિકસાવી,—સીતા, સાવિત્રી, દમયંતી એ આદર્શ ગૃહિણીઓ, પુત્રીઓ, પત્નીઓ અને માતાઓનું સ્મરણ કરી, ત્હેવું આદર્શ, ઉન્નત જીવન કરવા પ્રયત્ન કરજો. બ્હેનો ! ત્હમારા દૈવી, ઐશ્વર્યપૂર્ણ જીવનને અધમ કરનારા, ત્હમને પતિત કરનારા,—કલહ, કલેશ અને કંકાસથી—દુર્વિકાર, દુષ્ટ વિચાર તથા અધમ આચારથી ત્હમે નિરંતર દૂર રહેજો !...यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः એ મનુ મહારાજના મહાવાક્યનું સ્મરણ અમને સ્નેહ, સેવા, શાંતિ અને સ્વાત્મ ભોગના ઉદાત્ત પાઠોમાં કરાવજો ! જેમ એક સુંદર ગુલાબ જ્યારે તે ન્હાનકડી કળી હોય ત્યારે પણ મનમોહન હોય છે. અને પ્રફુલ્લિત બને છે ત્યારે પણ ત્હેની મોહિની ઝરતી સુગંધિથી સર્વ અંતઃકરણ સંતુષ્ટ કરે છે; તેવી જ રીતે બાલ્યાવસ્થામાં ત્હમે મીઠડાં વાક્યોથી, મધુરાં સ્મિત હાસ્યોથી, નિર્દોષ આનન્દથી, બધે આનંદનાં કીરણો પ્રસરાવજો, તથા યૌવન અને વૃદ્ધાવસ્થામાં પણ આદર્શ ગૃહિણી અને વત્સલ માતા તથા સચ્ચારિત્ર્યવાન સેવાભગિની બની ગૃહ—ઉદ્યાનના ગુલાબ રૂપે ત્હમારાં જીવનની મીઠી સુગંધ સર્વ હૃદયોમાં અને જીવનમાં રેલાવજો !

બ્હેનો !—When pain and anguish wring the brow, a ministering Angel Thou.* કવિવર સ્કૉટનાં એ મહાવાક્યો અક્ષરશઃ સત્ય પાડજો. ઉત્તમ પરિચારિકા બની દયાની દેવી, મમતાની મૂર્તિ અને સૌન્દર્યની સૃષ્ટા બનજો. પુત્રી તરીકે, પત્ની તરીકે અને માતા તરીકેની ત્હમારા ધર્મનું સત્યસેવન કરજો ! અને સર્વને સંતોષ આપી, સર્વ સ્થલે આનંદ પ્રસરાવજો !—ત્હમારા પતિની સહધર્મચારિણી, સ્નેહ મૂર્તિ અને પ્રિય સેવિકા બની ત્હેની પાસેથી—

" માહરા કુલમાં, બીજે, જ્યાં હો ત્હાં આ તપસ્વીની !
" નમો નમો મહા દેવી ! ૐમ્ નમો કુલયોગિની " !

એવાં સુન્દર, પ્રભુ પૂર્ણ, અર્થ ગમ્ભિર વચનો કહડાવજો.

બ્હેનો ! નૂતન વર્ષના મંગલમય દિને બીજું શું કહું ?—બીજું શું કહું ? ત્હમારાથીજ આપણી ભારતીમૈયા ત્હેની પુરાણપાવન ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરી શકશે. ત્હમારે લીધેજ બાલ, યુવાન અને વૃદ્ધ જનોમાં કર્તવ્યનો ઉત્સાહ આવશે. ત્હમારાં વચનો અને કર્મોજ ત્હેમનાં હૃદયને જ્વલન્ત અને ઉજ્જ્વલ બનાવશે. ત્હમારે લીધેજ પ્રભુનું સ્નેહ રાજ્ય સર્વ જગાએ પ્રસરશે. ત્હમારી સહાયથીજ આપણી દેશમૈયા સમૃદ્ધિનું સ્થાન, શારદાની શાલા, કલાનું કેન્દ્ર, ધનનું ધામ અને વીરોની વસુધા બનશે. ઈશ્વર ત્હમને તે સદ્ધર્મ–સન્માર્ગ બતાવો ! શ્રદ્ધા રૂહે છે કે પ્રભુ કૃપા અને ત્હમારી સહાયથી થોડાજ વખતમાં—

" સજાત જોડાં જાત ભોગથી પરહિતમાં પરવરશે,
" અડગ ધૈર્યનાં શૌર્યભર્યાં સંતાન હિંદમાં સરશે;
" ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે.
" પોતાના પ્રિય દેશી જનનાં દુઃખ પરસ્પર ધરશે,
" જન્મ ભૂમિનાં ભોળાં બાંહુ ભેળાં હળશે મળશે;
" ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુંદર હિન્દ થશે. "

પ્રભુ ત્હમારો વિકટ માર્ગ નિષ્કંટક કરો. ત્હમને તે ધર્મ કાર્યમાં સહાય કરો. બ્હેનો ! નૂતન વર્ષ ત્હમારું સફલ થાઓ ! ત્હમારું સર્વ રીતે મંગલ અને કલ્યાણ થાઓ ! અસ્તુ !

—રમણીક ત્રીવેદી.

---

# काव्य कुंज.

## " એ દિવ્યમૂર્તિ મનહરતી ! "

એ દિવ્યમૂર્તિ મન હરતી, ઉરમાંથી સ્નેહસર સરતી;
ધરી પ્રેમ વિવેક વિચરતી, કરી ક્રોધ કદી નહિં દમતી.
એ દિવ્યમૂર્તિ મન હરતી, મંદ હાસ્યથી મુખ દીપવતી;
વહે નયન નેહની જ્યોતિ, કરી પ્યાર પતિ રીઝવતી.
એ દિવ્યમૂર્તિ મન હરતી, "સ્નેહ વારી" સરિતા ભરતી;
વીણુ પતિ ગાંડી થઇ ફરતી, પ્રભુ જાણી પતિને નમતી.

---

* જ્યારે દુઃખ અને દર્દ અત્યંત પીડા કરે છે, ત્યારે સહાય કરનાર ફિરસ્તો તો તુંજ છે !

એ દિવ્યમૂર્તિ મન હરતી, જ્યાં ઝાળ ઝીગરની શમતી;
ને "શ્રાન્ત" શાન્તિ પ્રસરતી, ઉલ્લાસ વૃષ્ટિ જ્યાં રમતી.
એ દિવ્યમૂર્તિ મન હરતી, સંસાર સ્વર્ગ સમ કરતી,
પરમાર્થ કાજ નહિ ડરતી, દીલ લેશ કલેશ નહિ ધરતી.
એ દિવ્યમૂર્તિ મન હરતી, કટુ વચન સહન પણ કરતી;
કદિ વેણુ ક્રોધી નહિ વદતી, મીઠું મીઠું બોલીને હસતી.
એ દિવ્ય મૂર્તિ મન હરતી !

—कासार.

---

## સ્વામીસંગ.

( ગરબી. )

પ્રાણના વિકાસ સ્વામી સંગમાં રે લોલ,
સુખના સુભાવ જ્યાં સુહાય જો,
પ્રાણના વિકાસ સ્વામી સંગમાં રે લોલ.
સ્નેહના સુપાશ સ્વામી સંગમાં રે લોલ,
ગ્રંથિ ઉરઉરની જ્યાં સંધાય જો.
પ્રાણના વિકાસ સ્વામી સંગમાં રે લોલ.
પ્રેમના પ્રકાશ સ્વામી સગમાં રે લોલ,
રસની સમધાર જ્યાં રેલાય જો.
પ્રાણના વિકાસ સ્વામી સંગમાં રે લોલ.
ઉરના ઉજાશ સ્વામી સંગમા રે લોલ,
જ્યોતિ જ્યાં મીટમીટ પ્રગટાય જો.
પ્રાણના વિકાસ સ્વામી સંગમાં રે લોલ.
અમીના પ્રસાદ સ્વામી સંગમાં રે લોલ,
રસબસ જ્યાં ઘુંટડા પીવાય જો.
પ્રાણના વિકાસ સ્વામી સગમાં રે લોલ.
આશા-સુવાસ સ્વામી સંગમાં રે લોલ,
સુખદુઃખ જ્યાં પળપળ પલટાય જો.
પ્રાણના વિકાસ સ્વામી સંગમાં રે લોલ.
શાંતિ-શણુગાર સ્વામી સંગમાં રે લોલ,
અંતરનાં દુઃખ જ્યાં સમજાય જો.
પ્રાણના વિકાસ સ્વામી સંગમાં રે લોલ.
પ્રેમી વિલાસ સ્વામી સંગમાં રે લોલ,
અનુપમ જ્યાં વ્હાલપ ઉભરાય જો.
પ્રાણના વિકાસ સ્વામી સંગમાં રે લોલ.

ચાંપશી વિઠ્ઠલદાસ. ઉદેશી.

ખુશી થકી જગ ના ઠગો, કે વ્હેમ બીજો રોપશે;
શાંતિ તણો સંહાર કરવા સાધનો સૌ શોધશે,
ધારી હૃદયમાં ધૈર્ય વળી વિશ્વાસ રાખી દૃઢ અને;
સહન કરવું સર્વઃ સિંચન સ્નેહનું કરવું ઘટે. —સદ્વિલાષી.

## સીતાનું સુખ.

( ચાલો સાહેલી ભુવનેશ્વરીનાં સહુ મળી દર્શન કરીએ એ રાહ )

રાજ્ય રઘુવર ચરણ-કમળમાં, જ્યાં હોએ, ત્યાં ભોગવીએ;
સુખ વૈભવ સહુ આ સીતાનાં, સ્વામી સેવનમાં લઇએ. 'રાજ્ય.
વલ્કલ મ્હારે વસ્ત્ર સુશોભિત, વનફળ મધુ મેવા ગણીએ;
રામ સાથની મઢૂલી મ્હારી, મહેલ ઉંચો મન લઇએ. —રાજ્ય.
સાખી— રઘુ-મુખ-ચંદ્ર, ચકોર હું, ઝરતું અમી, અમીત,
દુહો— પ્રભુપ-પુષ્પ માલા ધરૂં ઉરે, ફરૂં હું અભીત;
હું સૌભાગ્ય-શિખર, પરવરતી, સુખ-સરિતા સરતી રહી એ;
આધિ, વ્યાધિ, ઉપાધિ સઘળી, પ્રભુ પાસે ભૂલી જઇએ. —રાજ્ય.
હરિગીત— નથી અવધમાં, નથી જનક પૂરીમાં,
સખી-સહોદરમાં નથી,
નથી સાસુ પાસે, માત પાસે નથી, નથી, બીજે નથી;
નથી અવનીમાં, નથી સ્વર્ગમાં, નંદન વને, ગણુતી નથી,
સુખ સાચું; સ્વામિન્ ! આપ ચરણે, સેતી તે ક્યાંઇ નથી.
તન-મન, ત્રિભુવન પતિને આપ્યું, કેમ પાછું લઇ એ શકીએ '?
વિજય, હર્ષ, મંગળ સહુ, મ્હારાં ' રામ ' અક્ષરો બે કહીએ. રાજ્ય.

—જન્મશંકર વિ. ગિરિજાશંકર વૈદ્ય.

## પ્રભુ સ્તુતી.

શરણુ ત્હારે ગમન મ્હારૂં, તવ પાદ ક્યારે પામું પ્રભુ ! હું ? ટેક.
ચરણે નમીને વંદુ તુજને, તરણ તારણ તું. પ્રભુ !
શરણે લઇને કૃપા કરીને, ઉગારરે પ્રિય ! ઉગાર તું !
રક્ષક બાલકનો થઇને તું, કર રહાજે અવિનાશી ! —શરણુ.
પાપો કરેલાં માફ કરજે, આત્મબળ પ્રભુ ! આપજે;
પતિતને પાવન કરી, તું, સત્ય માર્ગ વહાવજે;
સદ્બુદ્ધિની બક્ષીસ કરીને, પૂર્ણ પ્રભુ ! કર શિશુ આશા. —શરણુ.
અમ અંતરે સહુ એકતા, પ્રિય ! જ્ઞાનપન્થ બતાવજે;
સદ્ભાવના ઉર ખિલવીને, ગૂઢ પંક જાળથી રક્ષજે;
ષડ્રિપુથી બાલ બચાવી, કરુણા કરજે અહોનિશ. —શરણુ.
સ્મરણુ ત્હારૂં કરાવજે નિત, સત્ય નિયમ પળાવજે;
કઠિનતા અમ મન-ઉપવનની, ભેદી પ્રીતિ સ્ફુરાવજે;
આપમુખે સ્તુતિ કરૂં દીન બાલક, સ્વીકારજે પિતુ જગદીશ. —શરણુ.

# रमणी मणिमाला.

## પેશ્વાની સ્ત્રીઓ.

### (૨)

#### ગોપિકા બાઈ—બાળાજી બાજીરાવની સ્ત્રી.

આ બાઇ મલ્હાર ભિકાજી રાસ્તેનાં બ્હેન હોઇ મહારાષ્ટ્રના ઇતિહાસમાં તે ઘણાં પ્રસિદ્ધ છે. એમનું લગ્ન તા. ૧૧ જાન્યુઆરી ઇ. સ. ૧૭૩૦ ના રોજ મોટા ઠાઠમાઠથી થયું હતું અને તેમાં રૂ. ૩૪૩૫૫ ખર્ચાયા હતા. આ બાઇની કારકીર્દિ મોટી થઇ છે. એ શાણાં, રાજ્યકારણી અને મહત્વાકાંક્ષી હતાં. એમનું ચરિત્ર ઘણું મહત્વનું છે.

નાનાસાહેબ પેશ્વા ઇ. સ. ૧૭૬૧ માં પર્વતીપર સ્વર્ગસ્થ થયા બાદ એ પતિમરણથી વિહ્વળ થઇ નાશીક નજીક ગંગાપુરમાં આવી રહ્યાં. મોટા માધવરાવ પેશ્વાની સ્ત્રી રમાબાઇને અને આ બાઇને ઠીક ન હતું. પરંતુ માધવરાવનો દાબ અને ધાક વિશેષ હોવાથી કલહાગ્નિ પ્રજ્વલિત થયો નહિ. મોટા માધવરાવનું મૃત્યુ:થયા પછી નારાયણરાવ પેશ્વા ગાદી પર બેઠા તે વખતે એ પુનામાં આવ્યાં. એમના મનમાં રાજ્ય કામમાં પડી સર્વ રાજ્યકારભાર પોતાના તંત્રથી ચલાવવાની ઇચ્છા હતી પરંતુ એમની અને રઘુનાથરાવની પત્ની આનંદીબાઇ વચ્ચે મનસ્વી વેર ઉત્પન્ન થઇ નારાયણરાવ પેશ્વાના ખૂન સુધી વાત આવી. આ કલહનું વૃત્તાંત ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એનો દોષ અનેક વ્યક્તિ તરફ છે.

ગોપિકાબાઇ પંચવટીમાં ગંગાતીરે રહેતાં હતાં. તેમનો ખર્ચ દરસાલ રૂ. ૪૦૦૦ નો હતો. કારભારી તરીકે રામચંદ્ર નારાયણ ગોરે હતા. આ બાઇ જો કે મોટા માધવરાવની સાન્નિધ્ય પુનામાં નહતાં તોપણ તેમની કારકીર્દિમાં તેમનું મહત્વ કમી થયેલું નહતું. એમની સંમતીથી મોટાં મોટાં રાજ્યકાર્ય થતાં હતાં. મોટા માધવરાવ ઘણા માતૃભક્ત હોવાથી તેમણે આ બાઇની મરજી વિરૂદ્ધ વર્તન કદી પણ કર્યું નથી. ઉલટું તેમણે સર્વ રાજ્યકાર્ય સંબંધીના પત્ર આ બાઇને પોતે લખેલા છે. બીજા પ્રાંતપર સ્વારી લઇ માધવરાવ જતા તે વખતે તે પોતે તમામ હકીકતના પત્ર આ બાઇને લખતા હતા. તે પૈકી કેટલાક પત્ર બાળબોધ લિપીમાં છે; તે ઉપરથી ગોપિકાબાઇ બાળબોધ પત્ર સ્વતઃ વાંચતાં હતાં એમ જણાઇ આવે છે. આ પત્રો પૈકી એક પત્ર નમુના દાખલ અહિંયાં જેવો ને તેવો ઉતારીએ છીએ.

શ્રી

" તીર્થ રૂપ માતુશ્રી બાઇસાહેબ વડીલની સેવામાં.—

"બાળક માધવરાવના ચરણપર મસ્તક રાખી સાષ્ટાંગ નમસ્કાર વિજ્ઞાપના. ચંદ ૭. ૪. છેહેજ સુધી અત્ર કુશળ.—મુ. સિવગંગા નજીક શ્રીરંગપટ્ટણમાં વડીલના આશિર્વાદથી સુખરૂપ છીએ. વિશેષ આ તરફના સમાચારમાં હૈદરનાયકની સાથે સલાહ થઇ તે આ પ્રમાણે થઇ. શ્રીકૃષ્ણાસાપુર તથા નંદીગઢ, ગણેશગઢ અને દેવનહલી આ પ્રમાણે હૈદરખાનને આપવાં. આ પ્રમાણે કરાર થઇ બાકી તાલુકા સરકારમાં લઇ ત્રીસ લાખ ખંડણીનો કરાર થયો, મહાદજી શીશનીસને તેમના લશ્કરમાં મોકલેલ છે. જવાબ આવેથી સેવામાં લખીશ. ચિરંજીવ રાજશ્રી

નારાયણરાવને પુને રવાના કરશો, કેમકે તીર્થસ્વરૂપ રાજશ્રી દાદાસાહેબ આવ્યા પછી તેને પુને મોકલવા ઠીક પડશે નહિ. તેથી હાલમાં જ રવાનગી કરવી. વધુ વર્તમાન બાબાએ સેવામાં લખ્યું છે તે ઉપરથી સમજાશે. સેવામાં શ્રુત થાવ એ વિજ્ઞાપના "

મોટા માધવરાવ પ્રમાણે રઘુનાથરાવ ઉર્ફે રાઘોબા દાદા પેશ્વા સુધાં આ બાઇથી ઘણા બ્હીતા હતા અને તેમને સર્વ રાજકાર્ય કહેતા હતા. એ ઉપરથી આ બાઇ ઘણી માની, આબરૂદાર અને અધિકારી હતી, એમ દેખાય છે. રઘુનાથરાવ પેશ્વાના એક બે પત્ર અત્રે નમુના દાખલ રજુ કરીએ છીએ. તે ઉપરથી તેમના જેવા શૂરવીર સુદ્ધાં આ બાઇની કેટલી મહત્તા માનતા હતા તે સિદ્ધ થાય છે.

શ્રી શંકર.

તીર્થ સ્વરૂપ માતુશ્રી:બાઇ વડીલની સેવામાં —

"બાળક રઘુનાથના સાષ્ટાંગ નમસ્કાર, વિનંતી. અત્ર ૭.-૧૯ રમજાન ચૈત્ર વદ ૭ સપ્તમી સોમવાર સુધી કુશળ. મુકામ પરાંડેની નજીકમાં વડીલની કૃપાથી સુખરૂપ છીએ. વિશેષ બહુ દિવસથી વડીલ તરફથી પત્ર આવતો નથી, એથી કરી આશ્ચર્ય થાય છે. ચિરંજીવ માધવરાવ અને નારાયણરાવ એમના ઉપર વડીલની કૃપા છે તેવી અમારા ઉપર નથી એમ દેખાય છે. પહેલાં તો વડીલ હમેશ કૃપા કરતાં આવ્યાં હાલમાં પત્ર આવતો નથી, એ ઉપરથી વિલક્ષણ લાગે છે. અમે પણ બહુ દિવસ રાહ જોઇ, પરંતુ સવિસ્તરપત્ર આવ્યો નહિ, તેથી કૃપા કરી સર્વદા પત્રદ્વારા સંતોષ આપવો જોઇએ. આ તરફના વર્તમાન તો-જાનોજી ભોંસલે મોગલ સાથે મળ્યા તેમ અમારા તરફના પણ ચાર નીમકહરામ મળ્યા, વીસ પચીસ હજાર ફોજ અમારા તરફની મળી. તેથી કરી મોગલોએ જાસ્ત શેખાઇ કરી અમારા ઉપર દબાણ આરંભ્યુ, પરંતુ ઇશ્વર સાનુકૂળ છે. આ બેઇમાનીથી કંઇ થવાનુ નથી. બે મહિના પછી પુરેપુરો નીકાલ થશે. વડીલે સર્વદા કૃપા કરી આશિર્વાદ આપતા જવો. તેથી કરીને સર્વ શત્રુ જીતાશે. અમારી ફોજ દેશમાં કંઇજ નથી. મોગલોથી અમારી પાછળ અવાતું નથી, તોપો છોડી આવ્યાથી અમે મારી નાખીએ છીએ, એમ સમજી ભય પામી ગયા છે સાંપ્રત કેટલીક ફોજ પુને, જુન્નર, સાતારા, નાશીક એ પ્રાંતોમાં મોકલી જમિ કરશે માટે વડીલે સાવધ રહેવું. આજકાલ કિલ્લાપર રહેવું, નહિ તો દગો થશે સર્વ દોલતને નુકશાન છે. હવેલીના સુખ માટે નીચે નહિ રહેવું. ચાર દિવસ તસદી પડે તો કબુલ રાખવી. ગમે તે સમયે ફોજ અચાનક આવે તો પુનાથી શીંહીગડ (સિંહગઢ) પહોંચવામાં સંકટ આવશે. પછી અમે લખીએ છીએ તે સાંભરશે. પરંતુ યાદ આવેથી ફળ નથી. તેથી બહુ સાવધ રહેવું. નિદાન પાર્વતીબાઇ અને રમાબાઇ અને સગુણાબાઇ વગેરે સ્ત્રીઓ અને ચિરંજીવ નારાયણરાવ એટલાને તો સિંહીગઢપર મોકલવા. આપણે યોગ્ય વખતે જશો તો કામમાં આવશે. હું લખું છું તેથી વડીલે ખોટું નહિ લગાડવું. હું બાળક છું. આ કાળ સંકટનો, તેમાં બહુ સાવધ રહેવું. ગ્રહણ અને ષડગ્રહ આવ્યા છે. અને કંઇ આ વર્ષમાં બે ચાર યોગ ફરજ આવ્યા છે, તેથી પુનાના ભરોસાપર રહેવું નહીં. દગો થશે તો ફજેતીનો પાર નથી. ગોપાળ ગોવિંદ વગેરે કોઇ મોગલના લશ્કરમાંથી લખશે. તે ઉપર ભૂલશો નહિ. તે લબાડ છે. આજસુધી દોલતની ખરાબી કરી. હવે મોગલની પણ દોલત બુડાવશે. તે બાજુએ બધા નિમકહરામ બેઇમાની ભેગા થયા છે, ४०

શ્વર તેમનો સત્વરજ અંત લાવશે. બે દિવસ તેમણે આપણી બાજુ સાચવી રાખી પરંતુ તેનું કંઇ પરીણામ આવતું નથી. તેમાં ઇશ્વર ઇચ્છા પ્રમાણે. અમોને સુઝે છે તે લખીએ છીએ. આપ વડીલ છો. વિચારમાં આવે તે કરવું. બહુ શું લખવું ! એ વિનંતી."

શ્રી શંકર.

"તીર્થરૂપ માતુશ્રી ભાભી વડીલની સેવામાં—

" બાળક રઘુનાથના સાષ્ટાંગ નમસ્કાર. વિનંતી વિશેષ—વડીલે પત્ર મોકલ્યો તે મળ્યો. પરમ સમાધાન થયું. ખુલાસાથી લખ્યું એ પક્ષ ઉત્તમ. મનમાં જે સારી નરતી વાત આવે તે લખતા જવી. મને મળશે તે હું લખતો જઇશ. ચિત્ત પ્રશસ્તના થશે તેમાં ખોટું નથી. વડીલે કેમ લખ્યું એથી મને ખોટું લાગતું નથી. આપ વડીલ છો, તીર્થરૂપ નાનાસાહેબ ભાઉસાહેબ એમની જગ્યાએ આપ છો અને વડીલને વિચાર પણ સુઝે છે. કેવળ જેવી તેવી સ્ત્રીઓ પ્રમાણે આપ નથી. પ્રપંચ પરમાર્થ બન્ને વડીલને સમજાય છે તેથી વિસ્તારથી શું લખવું ? તથાપિ, વડીલને માહિતગીરી થાય માટે અહિંના કારભારનો હેવાલ અલાહીદા પુરવણીમાં લખ્યો છે. વાંચી બે વખત જોવો, અને આગળની વ્યવસ્થા કારભારી સમજાવવાની કરવી. સારાંશ મને ચિરંજીવ શાણો કરવો, તેણે દોલત કરવી. તેથી હાલમાં કરીએ છીએ. વિશેષ અમારૂં નામ યાદદાસ્ત પૂર્વથી છે. હવે વિશેષ આસ્થા નથી. વડીલની આજ્ઞા પ્રમાણેજ કરવું એજ હેતુ છે. રવાના રવીવાર પ્રાતઃકાળ. વધુ શું લખવું ? એજ વિનંતી".

ઉપલા પત્રો ઇ. સ. ૧૭૬૨–૬૩ ના સુમારના છે; પરંતુ પછી નારાયણરાવનો વધ થયા બાદ આ બાઇ અને રાધોબા દાદા વચ્ચે અત્યંત વિરોધ ગયો અને તે બાઇએ પુનાને સૂર્ય ગ્રહણ લાગ્યુ એમ કહી નાશીકમાં ગંગા કીનારે વાસ કર્યો. આગળ સવાઇ માધવરાવનો જન્મ થઇ તે મોટા થયા પછી તેમણે જ્યારે પત્ર વ્યવહાર શરૂ કર્યો તે વખત આ બાઇએ તેમને તે વખતે વડીલપણાના નાતાથી ઉત્તમ ઉપદેશ કર્યો છે. તે ઘણો મૂલ્યવાન છે. આ પત્ર ઘણા વર્ષ પૂર્વે પ્રસિદ્ધ થયો છે તથાપિ તેમાંનુ બોધામૃત ઘણું સુરસ હોવાથી તે પત્ર અહિંયાં ઉતારવા જેવો છે. તે નીચે પ્રમાણે:—

શ્રી.

" ચિરંજીવ રાજશ્રી માધવરાવ પ્રધાન એમને—

" પ્રતિ ગોપિકાબાઇ મુકામ નાશીક. આશિર્વાદ વિશેષ અહિંયાં ૭. ૪ માહે સફર-પર્યંત કુશળ જાણી. આપના કુશળ વર્તમાન યથારિથન હશે. વિશેષ તારો મોકલેલો પત્ર મળ્યો. હું નાનો છું, અને વડીલે તો સર્વ ત્યાગ કરી શ્રી ક્ષેત્રમાં વાસ કર્યો છે. તે વળી બધી માહિતી વડીલને છે. તેથી કઇ રીતે ચાલવુ તે સર્વ લખવા આજ્ઞા થવી, એમ લખ્યું.—સૂર્યગ્રહણ સંધિ અન્વયે કૃષ્ણપક્ષ થઇ લોપ થયો હતો તે હાલમાં વડીલના પુણ્ય ઉદય થકી દુષ્ટનો સંહાર અને સુષ્ટના પોષણાર્થ તમે આ કુળમાં જન્મ લઇ પુરંદરમાં ઉદયમા આવ્યા. તે કરતાં આ તરફથી લખવાનું કારણ દેખાતુ નથી. પરંતુ માનવદેહ—અને તમે લખ્યું તેમ કરતાં તુર્ત ચાલવાનું જે સુઝયું તે લખ્યું છે. તપસીલ કલમ બંધી—

૧. પ્રાતઃકાળની ઘડી રાત્રે ઉઠી દિશાએ જઇ પાદપ્રક્ષાલન–મુખપ્રક્ષાલન કરી, દિવાનખાનામાંના શ્રી મૃતિકા ગણપતીનું દર્શન કરી પ્રાતઃસ્મરણના શ્લોક બોલવા. પછી સૂર્યોદય

બરોબર વૈદ્યે હાથ જોવો. પ્રકૃતિ અન્વયે ઔષધ લેવું. પછી લખવા બેસવું. કિત્તા ઉપર હાથ ફેરવી પછી જે કાગળપર નીશાની કરવાની હોય તે લખ્યા પ્રમાણે વાંચવી. તે સમયે નજીક ગુરૂજી અને બીજા એક બે સંભાવિત યોગ્ય ગૃહસ્થ હોય તે હોવા જોઇએ. જાસતી હોવા જોઇએ નહિ. આ પ્રમાણે ત્રણ ઘડી.—કલમ ૧.

૧. કસરતશાળામાં જઇ દંડ કરવા. દિવસે દિવસ શક્તિ પ્રમાણે ચઢતા દંડ કરવા જોઇએ. સાથે સંભવિત ગૃહસ્થનાં ચાર પાંચ છોકરાં સમાન વયનાં હોવાં જોઇએ અને એક બે મલ અને હમેશ વિશ્વાસુ ગૃહસ્થ સાથે રહેવાના તે હોવા જોઇએ. ખિજમતદાર કારણ પ્રસંગે હોવા જોઇએ. મલે કુસ્તીના દાવ શીખવાડવા. પછી સમાન વયનાં છોકરાં સુદ્ધાં પ્રકૃતીને માફક હોય તે ખોરાક નીયમિતપણે લેતા જવો, આ પ્રમાણે દોઢ ઘડી. અને કુલ ઘડી સાડા ચાર.—કલમ ૨.

૧. સ્નાન કરવાના સમયે જોશીએ પંચાંગ વાંચી સંકલ્પ કહેવો. બાદ ગંગાષ્ટક બોલવું. સંધ્યા થોડી પણ બોલ્યા વગર કરવી. તર્પણ કરવું. ઉપાધ્યાએ પૂજા કરવી. તે સમયે દેવ ધરમાં પુરાણ અને બહારની બાજુએ ગાયન થવું જોઇએ. આપણે તુળસી પુલ માત્ર ચઢાવવાં. પછી નિત્ય દાન આપી ક્ષણવાર બેસવું. તે સમયે શાસ્ત્રી વૈદિક મહા શ્રેષ્ટ આવેલાને નમસ્કાર કરી યોગ્યતાનુરૂપ આદરસત્કાર કરી કંઇ વાતચીત કરવી, બાદ ઉપહાર કરવા જવું. આ પ્રમાણે સાડાત્રણ ઘડી. અને કુલ આઠ ઘડી—કલમ ૩.

૧. કચેરીમાં આવવું, તે સમયે સર્વને દર્શન આપી યોગ્યતા પ્રમાણે સુદૃષ્ટિ અને ભાષણ થવું જોઇએ. કચેરીમાં વધુ શબ્દ બોલવા નહિ. પ્રકીર્ણ પણ બોલવું નહિ. મનુષ્ય પરિક્ષા હોવી જોઇએ. એકાદ જણ ગેરશીરત રીતે સમજાવે તેનો પકો વિચાર કરી અપરાધ માલુમ પડે બીજા પાસેથી તેને નિશ્ચિત ઠરાવવું. આપણે નેત્ર કટાક્ષથી જોવું. અપરાધાનુસાર શાસન કરવું. પરંતુ સંભવિત ગૃહસ્થ ઘણા દિવસના આશ્રયનો, પ્રમાણીક, એવા એ ભુલચુક કરી હોય તો ક્ષમા કરવી. બીજાનાં છીદ્ર કાઢવાં નહિ. આથી તેનું અપમાન થાય છે અને તે તેના મનમાં દંશ રહે છે. સાધ્ય થયેથી તે નાશ કરશે. આપને લઘુપણું આવશે. સાનિધ્યના લોભમાં હલકા માણસ રાખવાથી જે કરીએ તે હાજી હા ભણે છે, પરંતુ જનસમાજ ખરાબ કહે છે. મહત્તાને હાની પહોંચે છે. આ પ્રમાણે ત્રણ ઘડી. અને કુલ અગીયાર ઘડી—કલમ ૪.

૧. ભોજનના પૂર્વે પીતાંબર પહેર્યા બાદ મોટા દેવ ધરમાં જઇ પુલ ચઢાવી નમસ્કાર કરી બ્રાહ્મણને જળ મુકી ભોજને બેસવું. તે સમયે વાતચીત કરવી, તે રાજસુય યજ્ઞમાંના બ્રાહ્મણ ભોજનસંબંધી વગેરે સર્વને યોગ્ય દેખાય તેમ બોલવું.. રસોઇ કરનાર અને શિષ્ય મંડળ સુશિક્ષિત વિશ્વાસુ હોય તે રાખવા. ઘડી બે. આ પ્રમાણે તેર ઘડી.—કલમ ૫.

૧. ભોજનોત્તર આચમન કરી, શતપદી કરી તાંબુલ-પાન ખાવું. બાદ બે ઘડી રાજવિલાસી રમત રમવી. એકાદ દિવસ નિદ્રા આવે ઘડી અરધી ઘડી સુવું. આ પ્રમાણે બે ઘડી. એકંદર પંદર ઘડી.—કલમ ૬.

૧. શાસ્ત્રી પાસે ભારતમાંના વિરાટ પર્વથી ચિંતનીય કરાવવી જોઇએ, અને વૃદ્ધ આશ્રિત જુના મનુષ્ય અને અન્યત્ર શાણા હોય તેમનાથી દિલ્હી અને મહારાજ સંબંધી બનાવ

કેવા બન્યા તે સાંભળવામાં આવવા જોઇએ, પોતાના વડીલની વાતો કારભારીને એકાંતમાં પુછતા રહેવી, અને તસબીરો તથા નકશા અનેક જોતા બેસવું. તે સમયે થાણા બુદ્ધિમાન હોય તે નજીક હોના જોઇએ. આ પ્રમાણે ચાર ઘડી. એકંદર કુલ ઓગણીસ ઘડી.—કલમ ૭.

૧. ખરડો લખવા બેસવું તે વખતે એક બે સંભવિત ગૃહસ્થનાં બુદ્ધિમાન છોકરાં જોવાને હોવાં જોઇએ. કુરદન બસ્તન, ગુણાકાર, ભાગાકાર કરવાનો સહવાસ બહુ હોવો જોઇએ, અને ગુરૂજીએ વિદ્યાભ્યાસ માટે બોલવુ ( ઠપકો આપવો ) જરૂરનું છે. પરંતુ લખવાની જગ્યાએજ બોલવુ. ત્યાં વિશેષ કોઇ હોવા જોઈએ નહિ. ઘડી ચાર. એકંદર ત્રેવીસ ઘડી.—કલમ ૮.

૧. લખવાનુ થયા બાદ થોડો કંઇ ઉપાહાર કરવાની ઇચ્છા હોય તો છોકરાંને સાથે લઇ કરવો. ત્યાર બાદ પાન ખાવુ. ઘડી એક. એકંદર ચોવીસ ઘડી.—કલમ ૯.

૧. ઘોડી ફેરવવા ચાર દિવસે જતા રહેવું. તે સમયે સાથે પટવર્ધન મંડળ અને અન્યત્ર સરદાર હોવા જોઇએ. તેમની સાથે ભાષણ કરવું તે સંતોષ વૃત્તિથી કરવું. પરંતુ અત્યંત લોભ ન હોવો જોઇએ અને વિરૂદ્ધતા પણ ન દર્શાવવી. કંઇ ચૂક થયે ક્ષમા થશે નહિ એવો ભય હોવો જોઇએ. યોગ્યતા જોઇ તેમની સાથે સંતોષથી ભાષણ કરવું. આઠ દિવસે બાગ જોવા ગયેથી ત્યાં ફળ અને ફુલ જે વસ્તુ લાવી આગળ મુકે તે યોગ્યાયોગ્ય જોઇ તેમને આપવી, અને આપણે આપવાનાં હોય તેમને આપણે આપી પછી આવવું. જે દિવસે સ્વારી જવાની ન હોય તે દિવસે કાગળ પત્ર દોલત પ્રકરણ હોય તે કારભારીએ સમજાવવાં જોઇએ; તે સમયે કોઇ હોવુ જોઇએ નહિ.

ચાર દિવસે એક વખત ભેટ લેતા રહેવું. તેમણેજ વાડામાં (વંડામાં)આવવાનો વેત રાખવો. પછી તેમને બહુ સંતોષથી બોલાવવા અને બાળકપણે બોલવાનો ડોળ દર્શાવવો. વાડામાંજ આજ રહેવું એવો આગ્રહ કરી રાખતા જવું. દિવાને રાજકારણના વર્તમાન અને આગળની યોજના કરવાનો વિચાર કરી વિનંતી કરતા રહેવું જોઇએ. તે સમયે અન્યત્ર કોઇ હોવું જોઇએ નહિ, અને તેમનો અભિપ્રાય બીજા પાસે નીકળવો જોઇએ નહિ. તેવી મસલત અસાધ્ય થતી નથી. બાતમી દરેક તરેહની રખાવવી, તેથી મસલતને બહુ બળ મળે છે. પદરના મનુષ્યને ચલાવવાને ફીકર કરવી નહિ. એ કુલ ચાર ઘડી. એકંદર અઠ્ઠાવીસ ઘડી-કલમ ૧૦.

૧. તીરંબાજી કરવા જવું. ત્યાં સરદાર, પાગે અને માનકરી બરોબર તીર કોણ કેવું મારે છે તે ધ્યાનમાં હોવું જોઇએ, અને હરેક રમતો જોવી તે સર્વત્ર સમાનતાથી જોવી. આ પ્રમાણે બે ઘડી. એકંદર ત્રીસ ઘડી.—કલમ ૧૧.

૧. દીપદર્શન થયા પછી સંધ્યામાં વસ્ત્રાંતર કરી બેસવું, સંધ્યા થયા પછી સ્તોત્ર પાઠ બોલવો. ત્યારબાદ પુરૂષ સૂક્ત અથવા પવમાનમાંના અધ્યાય બોલવા. તે સમયે આશ્રિતોએ નજીક રહેવું. પછી ભોજન માટે જવું. ભોજન થઇ ઉઠતા સુધી ચાર ઘડી.—કલમ ૧૨.

૧. ભોજનોત્તર પાન ખાવાને દિવાનખાનામાં ક્ષણભર બેસી પાન ખાવું. ત્યારબાદ કાર્ય કારણ મંડળી નજીક હોવી જોઇએ. તે વખતે બાતમીદારે ગુપ્ત વર્તમાન કહેવા જોઇએ. અને દરેક બાતમીના આવેલા પત્ર જોવા જોગ હોય તે જોવા. બાકીના પત્રનું વિશ્વાસુ મનુષ્ય હોય તેના તરફ કામ યોજવું. તેને કહેવું અને તે પર આ બાતમી પ્રમાણે અથવા

અપ્રમાણ કહે છે તેની પરિક્ષા હોવી જોઇએ. ત્યારબાદ નિદ્રા માટે જવું. આ પ્રમાણે ત્રણ ઘડી. એકંદર સાત,—કલમ. ૧૩.

એકંદર તેર કલમ લખી છે તે ધ્યાનમાં લઇ ચાલવાને ઉપયોગી થશે. વધુ શું લખવું ? એજ આશિર્વાદ.

ગોપિકા બાઇ તા. ૩ આગષ્ટ ઇ. સ. ૧૭૮૮ના રોજ ગંગાતીરે નાશીક પંચવટીમાં સ્વર્ગવાસી થયાં. તેમની ઉત્તર ક્રિયામાં નગદ રૂ. ૨૭૫૫૦ અને રૂ. ૫૫૭૯ નું કાપડ મળી ૩૨૫૨૯ રૂપિઆનો ખર્ચ થયો. ક્રિયા કર્મ નાશીકમાં દસ દિવસ સુધી ગંગાધર ભિકાજી રાસ્તેએ કર્યું. પછી પેશ્વાએ પુનામાં કર્યું. આ બાઇનો સર્વ પત્ર વ્યવહાર ઘણો મહત્વનો છે.

* * *

**રાધાબાઇ—બાળાજી બાજીરાવ પેશ્વાની બીજી સ્ત્રી**

બાલાજી બાજીરાવ પેશ્વાએ કોકણસ્થ, દેશસ્થ, કરાડા એ બ્રાહ્મણની પેટા જાતિમાં લગ્નવ્યવહાર રીવાજ દાખલ કરવા માટે પોતે દેશસ્થની કન્યા સાથે લગ્ન કર્યું. આ સ્ત્રીનું નામ રાધાબાઇ. એ નારોબા નાઇક નાખરેની પુત્રી. એનું લગ્ન તા ૨૭ ડીસેંબર ૧૭૬૦ ના રોજ થયું. આ બાઇ તા. ૧૧ નવેમ્બર ઇ. સ. ૧૭૭૦ ના દિવસે મરણ પામી. આ સ્ત્રીવિષે અધિક માહિતી મળતી નથી.

* * *

**સગુણાબાઈ—જનાર્દન બાજીરાવની સ્ત્રી.**

એ રામાજી નાઇક બીડેની કન્યા હતી. એનું લગ્ન તા. ૨૦ એપ્રીલ ૧૭૪૪ ના રોજ થયું. જનાર્દન બાજીરાવ અલ્પવયમાં સ્વર્ગવાસી થવાથી આ બાઇને પોતાની જીંદગી વૈધવ્યમાંજ કહાડવી પડી. પેશ્વાએ આ બાઇની યોગ્યતા સારી રીતે સાચવી હતી. એ નાસિક નજીક મોજે જલાલ પોરમાં તા. ૧૩ નવેંબર ઇ. સ. ૧૭૮૮ના રોજ મરણ પામી.

—જયન્ત.

---

# विद्याकला.

## સ્ત્રીઓ તથા બાળકો માટે ઘરગતુ દવાઓ.

લેખક. અમૃતલાલ સુન્દરજી પઢિયાર. (ગયા અંકના પૃષ્ટ ૪૨ થી).

### દવા લેવામાં સાવચેતી, શ્રદ્ધા અને હિંમતની જરૂર.

બ્હેનો ! આ બધી દવાઓમાં જે વજન બતાવેલું છે તે વજન પ્રમાણેજ બધા માણસોને કાંઇ અપાય નહિ. પણ દવા આપતી વખત રોગીની ઉમર, રોગનું જોર, તેના શરીરની સ્થિતિ, તેણે કયા કયા ઉપાયો અજમાવેલા છે તેની સમજણ, તથા રોગીની પ્રકૃતિ સખ્ત છે કે નરમ છે અને તે સહન કરી શકે તેમ છે કે ગભરાય તેમ છે, એ બધી બાબતોનો વિચાર કરીને પછી જેમ યોગ્ય લાગે તેમ દવા આપવી. બીજું એ પણ ધ્યાનમાં રાખવું કે, કાંઇ ધાણીભેળા ફીડા પડી જતા નથી. તેમજ દવા લઇએ કે તુરતજ એકદમ એજ વખતે કાંઇ મોટો લાભ-ગુણ થઇ જતો નથી; પણ જ્યારે તેની અસર શરીરમાં સારી રીતે પહોં

એ ત્યારેજ તેનો લાભ દેખાય છે. માટે દવા લીધા પછી ધીરજ રાખવી, પણ ગેરવાજબી ઉતાવળ કરીને વગર મુદ્દતની અનેક દવાઓ પેટમાં નાંખવી નહિ. એ સિવાય એ વાત પણ ધ્યાનમાં રાખવી કે, કોઇ પણ દવાથી મોટા રોગો કે જામી ગયેલા રોગો કાંઇ ઘડીકમાં મટી જતા નથી, પણ ધીરે ધીરે મટે છે. માટે જે દવા લેવી તેની એક દહાડો, બે દહાડા, આઠ દહાડા, પંદર દહાડા કે વધારે મુદ્દત સુધી, જેમ યોગ્ય લાગે તેમ લેવી જોઇએ, અને કોઈ દવાથી કદાચ તુરતજ મોટો ફાયદો ન જણાય, પણ રોગ વધે નહિ અને એટલો રહે અથવા કાંઇક જરાક પણ ફાયદો લાગે તો ઉતાવળ કરીને દવા બદલવી નહિ. પણ જે દવાથી જરાક પણ લાભ દેખાતો હોય તેનું ધીરજથી સેવન કરવું. એ વધારે ફાયદાકારક છે. આ બધી સુચનાઓ દરેક રોગની બાબતમાં તથા કોઇ પણ જાતની દવા કરતી વખત ધ્યાનમાં રાખવાની છે. કારણ કે ઘણી બ્હેનો બહુ ઉતાવળ કરીને ઉલટું શરીર બગાડે છે. એમ ન થાય માટે રોગના પ્રસંગોએ ધીરજ રાખવાની તથા હિંમત રાખવાની પણ બહુ જરૂર છે અને એટલુંજ નહિ પણ જો સાચી હિંમત હોય તો ઘણી જાતના રોગો આવતા અટકે છે. માટે બિમારી વખતે બિમાર માણસો તથા તેનાં સગા વહાલાઓએ ખાસ હિંમત રાખવી જોઇએ. કારણ કે એવી મજબુત હિંમત રાખવી એ પણ રોગને અટકાવવાનો તથા રોગને મટાડવાનો એક કુદરતી મહાન્ ઉપાય છે. માટે બ્હેનો બિમારી વખતે ધીરજ તથા હિંમત રાખતાં શીખવું જોઇએ.

## ઉલટીના ઉપાયો.

બ્હેનો ! ઝાડા પછી બીજો જે મોટો રોગ આપણી બ્હેનોમાં છે, તે ઉલટીનો રોગ છે. માટે એના પણ સાદા સાદા ઉપાયો જાણી લેવા જોઇએ. કારણ કે અજીર્ણને લીધે, કલેજામાં બગાડ થવાને લીધે તથા મહિના રહ્યા હોય તેને (ગર્ભ ધારણને)–લીધે, એમ ઘણા કારણોને લીધે ઘણી બ્હેનોને વારંવાર ઉલટી થયા કરે છે. માટે સાદા સાદા ઘરગતુ ઉલટીના ઉપાયો પણ જાણી લેવા જોઇએ. અને તે એજ કે.

૧. આમળાનો રસ, સાકર નાંખીને પીવો. તેથી ઉલટી મટી જાય છે. લીલાં તાજાં આમળાં ન મળે તો–સુકાં આમળાં મળે તો સુકાં આમળાંને રાત્રે પાણીમાં બીંજવી રાખી તે પાણી સવારમાં સાકર નાંખી પીવાથી ઉલટી બેશી જાય છે. આમળાં ચાર તોલા લેવાં, અને પાણી તેમાં પાશેર નાંખવું તે પીવાથી ઉલટી બેશી જાય છે. કદી તુરતને તુરત આમળાંનો રસ જોયતો હોય, અને તાજાં લીલાં આમળાં ન મળતાં હોય, તથા ઘણા કલાક સુધી આમળાંને પાણીમાં બીંજવી રાખવાનો પણ વખત ન હોય તો ચાર તોલા આમળાંને અડધો શેર પાણીમાં ઉકાળી, તેમાં સાકર નાખીને તેમાં પાશેર રહે ત્યારે ઉતારી લઇ તે પાણી સાવ ઠંડું થઇ જાય તે પછી પીવાથી પણ ઉલટી મટી જાય છે. એટલુંજ નહિ પણ આમળાંનો મુરબ્બો ખાવાથી પણ ઉલટીના રોગમાં બહુ ફાયદો થાય છે.

૨. મીઠાં લીંબુ, દાડમ, લીલી દ્રાખ વગેરે ફળોનો રસ પીવાથી પણ ઉલટી મટી જાય છે, તથા એવાં ફળોનું શરબત પીવાથી પણ ઉલટી મટી જાય છે.

૩. લીલાં નાળિયેરનું પાણી સાકર નાંખી પીવાથી ઉલટી મટી જાય છે, તથા કાચું નાળિયેર હોય તેમાંથી મલાઇ જેવું કુણું ટોપરૂં કાઢીને સાકર સાથે ખાવાથી પણ ઉલટી મટી જાય છે.

૪. વરીઆળીને પાણીમાં ભીંજવી રાખી તેમાં સાકર નાંખી તે પાણી પીવાથી પણ ઉલટી મટી જાય છે.

૫. ધાણાને પાણીમાં ભીંજવી રાખી તેમાં સાકર નાંખી તે પાણી પીવાથી પણ ઉલટી મટી જાય છે. તથા ધાણાની તાજી ભાજી કે જેને કોથમીર કહે છે તેને વાટી નાંખી તેનો રસ તોલા ચાર સુધી સાકર નાંખી પીવાથી પણ ઉલટી મટી જાય છે.

૬. હરડેનો ભુકો મધની સાથે ચાટવાથી તથા હરડેનો મુરબ્બો ખાવાથી પણ ઉલટીના રોગમાં બહુ ફાયદો થાય છે.

૭. ચંદન ( સુખડ ) ને ઘસી તેમાં સાકર નાંખી તે પાણી પીવાથી પણ ઉલટી મટી જાય છે. અથવા સુખડના વહેરને છ કલાક પાણીમાં ભીજવી તેમાં સાકર નાંખી તે પાણી પીવાથી પણ ઉલટીના રોગમાં બહુ ફાયદો થાય છે.

૮. જો ઉલટીની સાથે તાવ ન હોય, અને સખ્ત પ્રકારની ઉલટી ન હોય તો લીંબુનાં બે ફાડયાં ( ચીરીઓ ) કરીને લીંબુને જરા દેવતા ઉપર શેકી તેમાં મરી મીઠું ભભરાવીને તે લીંબુ ચુસી જવાથી ઉલટી મટી જાય છે. એ સિવાય લીંબુના રસમાં સાકર નાંખી તેનું સરબત બનાવી પીવાથી પણ ઉલટી મટી જાય છે. તેમજ આંબલીનાં પાંદડાં વાટી પીવાથી તથા પાકેલી આંબલીનું શરબત પીવાથી પણ કેટલીક જાતની ઉલટી મટી જાય છે, કારણ કે ઘણી જાતની ઉલટી થોડી ઘણી ખટાશથી મટી જાય છે. કેટલીક જાતની ઉલટી ગળાશથી મટી જાય છે. અને કેટલીક જાતની ઉલટી ઠંડી દવાઓથી મટે છે.

૯. તુલશીનો રસ મધમાં મીલાવી તેમાં બે દાણા મરીના નાંખી તે રસ એક ચમચો પી જવાથી પણ ઉલટી મટી જાય છે.

## ગર્ભવંતી સ્ત્રીઓને જે ઉલટી થાય છે તેના ઉપાયો.

૧. કુણી કુણી વડવાઇને અધકચરી બાળી તેની કાળી રાખ બનાવવી તે રાખ ત્રણ વાલથી માંડી પાવલીભાર સુધી મધમાં ચાટવાથી ઉલટી મટી જાય છે.

૨. પીપળાની છાલનો ઉકાળો પીવાથી ઉલટી મટી જાય છે.

૩. આવળનાં ફુલ તોલો એક દૂધમાં વાટી તેમાં સાકર નાંખી તે પીવાથી ઉલટી મટી જાય છે.

૪. કબાબનો બારીક ભુકો એક વાલથી ચાર વાલ સુધી મધમાં ચાટવાથી ઉલટી મટી જાય છે.

૫. દ્રાક્ષારસનું સેવન કરવાથી ઉલટી મટી જાય છે, અને તેથી ગર્ભને પણ બહુ પોષણ મળે છે. આ બધા ઉપાયો ગર્ભિણી સિવાય ઉલટી હોય તેમાં પણ કામ લાગે છે. માટે તબીયત સમજીને, દેશ કાળ જોઇને, રોગનું જોર વિચારીને તથા દરદીની સ્થિતિ સમજીને અને રોગનાં કારણો જાણીને જો દવા આપી હોય તો સાદી સાદી ઘરગતુ દવાઓથી પણ ઘણી જાતના મોટા મોટા રોગો પણ મટી જાય છે માટે બ્હેનો ! આ બધા નિર્દોષ ઉપાયો ધ્યાનમાં રાખજો અને પ્રસંગોપાત અનુભવીઓની મારફત તેની ખાત્રી કરી તેનો લાભ તમારા કુટુંબીઓને તથા પાડોશીઓને આપવાની મહેરબાની કરજો.

# आनन्दाश्रम.

## અધિક માસની અધિકતા.*

### ( પુરૂષોત્તમ ભગવાન પધાર્યા ! )

આજે રવીવારનો દીવસ હતો. રવીવાર એટલે નીવૃત્તીનો દીવસ! આજે કોલેજમાં જવું નહીં, અભ્યાસની ઉપાધી નહીં ! હું કંઇક લખવા બેઠો, પરંતુ કાંઇ સારો વીષય ધ્યાનમાં ઉતર્યો નહીં. અચાનક મને સ્મરણ થઇ આવ્યું. રવીવારે સવારમાં સર્વ સ્નેહીજનોને મળવા જવાનો મારો નીયમ હતો. લખવામાં ચીત્ત ન પરોવાતાં હું ઉઠયો. મારા ઘરથી થોડેજ દુરના માળામાં મારા કેટલાએક સ્નેહીઓ રહેતા હતા ત્યાં ગયો. અને આ સ્થળે ત્યાંથી મને જે સામગ્રી મળી તે હું આપની સમક્ષ રજુ કરૂં છું.

પહેલે દાદરે પગ મુકતાંજ ' પધારો, પધારો માસ્તર'ના શબ્દોચ્ચારથી સ્વાગત કરી મારો એક મીત્ર મને પોતાના દીવાનખાનામાં લઇ ગયો. અમે બંને હીંડોળા ઉપર બેઠા. તરતજ ચાહના પ્યાલા આવ્યા. હૃદયનો ચાહ આ ચાના પ્યાલામાં આવી વસ્યો હોય તેમ તે પીવાનો મને અત્યંત આગ્રહ થયો, અને ઇચ્છા ન હોવા છતાં પણ તે ચાહને ઇન્સાફ આપવો પડયો.

અમે બન્ને મીત્રો હીંડોળે હીંચતાં વાતો કરતા હતા, એટલામાં મારા મીત્રનાં પત્ની નાની પોટકી જેવું કંઇક સોડમાં સંતાડતાં બહાર નીકળ્યાં. મેં પુછ્યું, " ભાભી આજ આ બધી શી ધામધુમ છે ! "

ભાભીને બદલે મારા મીત્રેજ વચમાં માથું માર્યું ! " શું તને ખબર નથી કે પુરૂષોત્તમ સ્વામી પધાર્યા છે ! આતો બૈરાંઓનો અધીક માસ ! આપણને-પુરૂષને તે સાથે કંઇ પણ લાગે વળગે નહીં. એકલી બાઇઓજ પુરૂષોત્તમ માસમાં પુણ્યના પોટલાં બાંધી આપણો ઉદ્ધાર કરવાની છે ! પુરૂષોને અગવડ અને દુઃખ વેઠવું પડે તેની કાંઇ પરવા નહીં. બસ સવારનો પ્હોર થયો કે બગલમાં બે ચાર લુગડાંની પોટકી લઇ આ ચાલ્યાં-' રત્નાકર સાગરકી જય ' કરવા ! ધણી ભલે ભુખ્યો મરે કે હાથે ચુલો ફુંકીને ભૂખ ઓલવે, પણ તેની તેઓને શું પરવા ! એ પણ અધિકમાસની અધીકતા જ તો ! "

મારા મીત્રના મુખમાંથી વધારે શબ્દો નીકળે, તે પહેલાં તો મારાં મીત્રપત્ની છણકો કરી ત્રાડ પાડતાં બોલ્યાં, " હવે રાખો. ઘણું થયું. તમારી ટેવ તો હજુએ ન ગઇ. આટલી આટલી તમારી સગવડ સાચવીએ તોપણ તમને તે બાબતનો કંઇ હીસાબ છે ? ધણી બીચારી મારી બ્હેનપણી મને બોલાવવા આવી'તી, પણ તમને તો ચા વગર ઘડીએ ચાલે નહીં !-એટલે ન છુટકે મારે તેને ના પાડવી પડી, અને મારે સોના જેવો સાથ ગુમાવવો પડયો તેની સાથે જો ગઇ હોત તો સરખી સરખીને કેવી મજા આવત. બળ્યું,

* આ લેખ અમને પુરૂષોત્તમ મહિનાની લગભગમાં મળ્યો હતો પરન્તુ બીજા વિષયોના દબાણથી તે મુલતવી રાખવો પડયો હતો. આશા છે કે હાલ પણ ત્હેની પ્રસિદ્ધિ લાભકારક થશે. કારણકે આવા વિષયોની ઉપયોગીતા અમુક સમય અગર અમુક પ્રસંગ ઉપર આધાર રાખતી નહિં હોવાથી, તે કોઈ પણ સમયે વંચાયેથી ' ગમ્મત સાથે જ્ઞાન ' આપી શકે એમ છે, એવું અમે માનીએ છીએ.-તંત્રી, સુ સુ.

કોઇ દહાડોય મનનુ ધાર્યું તો થયુ નહી લ્યો હવે ઘર સંભાળજો હુ દરીએ ન્હાવા જાઉ છુ "

ભાભી સાહેબ રોફમાં ને ગેરમીજાજમાં મારી સમક્ષ પોતાનુ અપમાન થવાથી મારો મીત્ર પોતાનો ' કડપ ' બતાવવા હીંડોળા ઉપરથી કુદકો મારીને ઉઠયો, પરતુ ભાભી સાહેબ તો ક્યારનાએ દાદર ઉતરી ગયાં હતાં એટલે બડબડાટ કરતાં તે ઘરમાં પાછો આવ્યો તેનો ગુસ્સો શાંત પાડવાને મે વાત બદલી નાખી પૂર રસમા આવેલી અમારી વાતોમાં અચાનક ભંગાણ પડયુ પાડોશમાં કંઇ કજીઓ થતો હોય તેમ જણાયુ શાંત ચીત્તે અમે સાંભળવા લાગ્યા

* * * * *

–" તમને ડોશીઓને તો કંઇ ધધોજ નથી તમારે પોતાને માટે તો ઠીક પરતુ બીજાને શા માટે આગ્રહ કરો છો ? ધર્મદાન જેની ઇચ્છા હોય તેનુ છે ધોકો મારીને ધર્મ કરાવવાનુ નથી તમારે માટે તો અપવાસ કરવા દરીયામાં ન્હાવુ વીગેરે કર્મો યોગ્ય છે, પરતુ જેઓને પોતાના ધણીની સેવા કરવાની છે, જેઓનો ખરો પ્રભુ પોતાનો પતી જ છે તેઓને જો પતીની સમંતિ ન હોય તો તે કર્મોથી શુ ફાયદો થાય ?"

વૃદ્ધ ડોશી ખળભળી ઉઠયા ' તમે આજકાલના જુવાનીઆ કહેવાયા એટલે તમારામાં શરમનુ તો નામ નીશાને નહી' અમારી બૈરાંની વાતોમાં તમે વળી શુ જાણો ? આ બધા અધીક માસમાં આટઆટલાં ખટકર્મો કરે છે તે શુ જખ મારવા કરતા હશે ? તમારા મનમાં તો એમજ હશે કે રખે અમારી બાઇડીઓ દરીયા સુધી ચાલીને કે અપવાસ–એકટાણાં કરીને કરમાઇ જાય ! એમ હોય તો બધા સુધરેલાઓ પોતાની બાઇડીઓને આરામખુરશી ઉપર બેસાડી રાખો, એટલે તમારો ઉદ્ધાર થઇ જશે !—"

" માતુશ્રી, મારી કહેવાની મતલબ એવી નથી તમેજ વીચાર કરો કે સ્ત્રીઓ અસખ્ય માણસોની વચ્ચે ન્હાય, એ શુ મર્યાદા ગણાય ? વળી ત્યાં અસખ્ય માણસોની ભીડ હોય એ ભીડમાં કચરાતા જવુ એ શુ સ્ત્રીઓને છાજે છે ? "

" તમે અગ્રેજી ભણ્યા એટલે ઉધરી ગયા તમને તો શરધાનુ નામ નહી ! અરે તું અધીક માસના માતમની વાત તો કોઇની પાસેથી સાંભળ અધીક માસમા ન્હાવાનુ અને એક વખત જમવાનુ કેટલુ બધુ પુન્ય કહેલુ છે ? "

" તમે તો માત્ર બ્રાહ્મણના મોઢેથીજ સાંભળ્યુ હશે, પરતુ મે તો એ વાચેલુ છે. શ્રી પુરૂષોત્તમ ભગવાને સતીઓના ધર્મ વિષે કેવો ઉપદેશ કર્યો છે ? તેણે પોતેજ કહ્યુ છે કે પ્રથમ પતીની દરેક પ્રકારની સગવડ સાચવવી–પતીમાં જ પ્રભુની ભાવના રાખવી જે સ્ત્રી પતીની અવગણના કરીને મને પુજે છે તેના ઉપર હુ કદી પણ પ્રસન્ન થતો નથી "

' હરી બાપુ ! તુ જીત્યો ને હુ હારી પણ આજે તો તારી વહુને તેડીજ જવાની ! સઘળી બાઇડીઓ 'બીચારી વહુને કેમ સાથે નથી લાવ્યાં ? ને બીચારીને તમારી સાથે લાવતા હો તો બે ઘડી તેનો પગ પણ મોકળો થાય ' એમ કહી મને પીખી નાંખે છે અમે જીવતાં છઇએ ત્યાં સુધી તો તમારો વીચાર કંઈ કામ લાગવાનો નથી, ને અમે ન હો ઇએ ત્યારે તમે ફાવે તેમ કરજો

* * * * *

દસબાર સ્ત્રીઓનુ ટોળુ ધીમે સાદે કંઇક ગાતુ હો। એમ ગણગણતુ દાદર ઉપર ચઢયું, અને મારૂ લક્ષ તે તરફ ખેચાયુ હુ બ્હાર આવ્યો સઘળી સ્ત્રીઓ બીનાં વસ્ત્રો

પણ શું કેવું ? એને રડયાને કાંઇ છાપવાનું જડતું નથી, જે આવાં આવાં વઉવારૂને બગાડવાનાં છાપે છે ? પણ આપણે શું, બા ? મેં તો મારે નાના છૈયાને બોલાવીને કહ્યું, જે આવા શટયા વેડા મારે ત્યાં નહિં ચાલે. ત્યારે રડયો એતો હસ્યો. (આ કળજુગનાં આદમીએ શાં થયાં છે?) નથી કાંઇ કહીએ એની રીસ ચડતી, ને નથી કોઇ માનતું. ત્યારે આપણે શું બા ? એમનું લાગ્યું એ ભોગવશે. ને મારૂં ચાલે ને તો સુંદરીસુબોધ વાળાનું છાપું તો મારા ઘરમાં શું–ડેલીએ ને શેરીમાં આવતું બંધ કરીદઉં. પણ નાનો છૈયો તો પીટયો કેછે જે ઘરની ચારે વઉઓ જૂદુ જૂદુ મગાવે છે ( છે રાંડોને કંઇ કમાવાની ફકર ચંતા ?–ભાયડો કમાય ને તમે તમારા ચાળા ચટકામાં ઉડાવે જાઓ, મારો બાપો કરૂં!)–ને કે છે જે હું પૈણીશ ત્યારે હું યે મગાવીશ. મરો ત્યારે–કરો તમને ફાવે તેમ. ને પસતાઓ ત્યારે સંભારજો, ડાહી દાઢીમાને ! પણ ન માને ત્યારે મારે શું બા ? આપડે તો કેવાનાં શરીગત ! કેમ ખોટું કઉં છું, રતનકોર વઉ ?

( ડાહીડોશીના બોધદાયક કાગળ ઉપરથી, ત્હેમના સુધારા વધારા સાથે ઉતારો કરી, ત્હેની નકલ સુન્દરી સુબોધ તરફ મોકલનાર–) —K. P. C.

---

# વિવિધ વિહાર.

## સ્પાર્ટન રાજ્યમાં સ્રીશિક્ષણ.*

ગ્રીસદેશ જુદા જુદા સંસ્થાનોમાં વહેંચાયલો હતો અને પ્રાચીનકાળમાં ત્હેમાં જુદા જુદા પ્રકારની, રાજકીય અને સામાજીક સંસ્થાઓ અસ્તિત્વમાં આવેલી હતી, તે વાત ઇતિહાસ પ્રસિદ્ધ છે. ગ્રીસનો ઇતિહાસ એટલે સામાજીક અને રાજકીય સંસ્થાઓની એક પ્રકારની પ્રયોગશાળાનો અહેવાલ, એમ કહેવું અયોગ્ય નહીં ગણાય. ગ્રીસદેશના એક મુખ્ય સંસ્થાન સ્પાર્ટામાં આવેલી સંસ્થાઓ સર્વ રીતે ચમત્કારીક હતી. સ્પાર્ટન લોકોમાં બે રાજા હતા; અને એક લોકસભા હતી કે, જેમાં પ્રજા તરફના સો સભાસદો વિરાજતા. સ્પાર્ટામાં કાયદા વગેરે બાંધનારાં મનુષ્ય પૂર્ણજ્ઞાની, પૂર્ણઅનુભવી અને પુખ્તવિચારના હતા અને તે સર્વેનું લક્ષ સંસ્થાનની પ્રજા બલવાન સ્વાતંત્ર્યપ્રિય, સ્વહિતકારીણી અને દેશહિત તેજ સ્વહિત એમ માનનારી થાય, એ હેતુ તરફ હતું. તેમણે પ્રજાવર્ગમાં દાખલ કરે સામાન્ય નિયમો પણ એટલા બધા ચમત્કારિક હતા કે લોકોએ તે પ્રથા વડે સેંકડો વર્ષ પર્યંત કેમ ચલાવ્યું હશે ને માટે આશ્ચર્ય થાય છે. લોકો ઘેર રહી વિલાસમાં લોભાય અને તેમ થાય તો પ્રજા સમૂહ નિર્બળ થાય, તેથી એ અટકાવવા તે લોકોએ સાર્વજનિક ભોજનશાળાની વ્યવસ્થા કરી હતી. આ ઠેકાણે ૨૧ વર્ષ થી ૬૦ વર્ષ સુધીની ઉમરના મનુષ્યો જમવા જતા. ત્યાં તેઓને આપણાં ગામડાંના લોકો જે ખોરાક ખાય છે તેવો ખાવાને મળતો, ને અમુક પ્રમાણમાં અને નિમેલે સમયેજ મળતો. આવા પ્રકારની આત્મસંયમ અને સ્વાર્થ ત્યાગની વૃદ્ધિકરની સંસ્થાઓ સ્પાર્ટનોમાં શરૂ કરવામાં આવી હતી અને તે તેવીને તેવીજ અવિચ્છિન્ન રીતે સેંકડો વર્ષ પર્યંત હયાતીમાં રહી શકી હતી. ઉક્ત સંસ્થાઓ માટે પ્લુટાર્ક વગેરે ઇતિહાસકારોનો બહુ આદર હતો. સ્પાર્ટનો શૂરવીર, દૃઢ મનના, બળવાન અને સ્વદેશાભિમાની હતા. તેનું કારણ તેમની વિશિષ્ટ સંસ્થાઓ જ હતી, એવો તેમનો અભિપ્રાય છે.

---

* શ્રીયુત્ રા.બ. ચિંતામણ વિનાયક વૈદ્ય (એમ. એ. એલ એલ.બી)ના લેખ ઉપરથી.

સ્પાર્ટા શહેરમાં ઇતર બાબતો પ્રમાણે સ્ત્રીશિક્ષણ માટે પણ ચમત્કારિક નિયમ હતો. પ્રજા સુદ્રઢ અને નિરોગી થાય તે માટે બાળકની માતા પણ સુદ્રઢ અને નિરોગી જોઇએ, એ લક્ષમાં રાખીને ત્યાંના વિચારકોએ સ્ત્રીઓની શારીરિક કેળવણી માટે યોગ્ય વ્યવસ્થા કરી હતી. એ શિક્ષણ બહુધા શારીરિક હતું અને પુરૂષોનાં શિક્ષણ કરતાં તે થોડુંજ જૂદું હતું. બાળકના વર્ગો પ્રમાણે, બાળકીના વર્ગમાં શિક્ષણ અપાતું. કુસ્તીકરવી, દોડવું, રમવું, વગેરે શારીરિક કસરત ઠરાવેલ રીતીએ અને ઠરાવેલ સમયે કરવામાં આવતી. મુખ્ય લક્ષ શરીર સુદ્રઢ અને સુંદર થાય તે તરફ હતું. તે શિક્ષણથી તૈયાર થયેલા પુરૂષો પ્રમાણે સ્ત્રીયો પણ ઉંચી, સુંદર અને મજબુત બાંધાની હતી. બાલ્યકાળમાં બાળક બાળિકાના વર્ગો એક સ્થળે ભેગાજ શિક્ષણ લેતા. સર્વને વર્ષમાં એક સ્થળે ભેગા થવું પડતું જે દિવસ પવિત્ર અને આનંદકારક તેઓ માનતાં અને તેથી બધા સ્પાર્ટાનો તે દિવસે એક સાથે મળી આખો દિવસ આનંદમાં ગાળતા. તે દિવસે તરૂણ પુરૂષો અને તરૂણ સ્ત્રીઓની કસરત જોવાને સર્વલોક ભેગા થતા. સ્નેહ લગ્નો કરવાનો રિવાજ સ્પાર્ટન લોકોમાં હતો અને સ્ત્રીઓને કોઇ પણ પ્રકારનું શિક્ષણ લેવામાં બાધ નહોતો. સ્પાર્ટન સ્ત્રીઓ સશકત, સુન્દર અને સબળ હોય તો સર્વ રીતે તે સન્માનપાત્ર ગણાતી અને તેથીજ સ્પાર્ટાની સ્ત્રીયોના રૂપસૌંદર્યની ખ્યાતિ જે સમગ્ર ગ્રીસ દેશમાં હતી તે કાંઈ ખોટી નહોતી

આવી સ્ત્રીઓની પ્રતિભા પુરૂષો ઉપર સર્વદા પડે તેમાં કાંઇ નવાઇ નથી. લગ્ન કરવાનો રિવાજ પણ સ્પાર્ટનોમાં વિલક્ષણ હતો. લગ્નને દિવસે અથવા તેની એકાદ દિવસ અગાઉ નૂતન વધૂના સર્વ કેશ કાપી નાખીને તેને કદ્રૂપી બનાવવામાં આવતી. પોતાની સ્ત્રી ઉપર પતિની તેના રૂપને લીધેજ વિશેષ આસકિત થાય નહી, એવો હેતૂ આ રિવાજનો હતો. કન્યા કુવારી હોય, ત્યાં સુધી તે પોતાના પિતાને ત્યાં રહેતી, અને તે પ્રસંગે તે કન્યા અને તેના પતિનો મેળાપ કવચિતજ થતો. તાત્પર્યએ કે કોઇ પણ રીતે સ્ત્રી પુરૂષોનાં શરીર તથા પ્રકૃતિ અશક્ત ન થતાં, તેમની પ્રજા સુદ્રઢ અને નિરોગી થાય એવા પ્રકારના બની શકે તેટલા સર્વ ઉપાયો લોક વર્ગ માટે યોજેલા હતા. સ્પાર્ટન લોકોની સ્ત્રીઓને માટે—જ્યારે એક બીજા રાજ્યની રાણીએ સ્પાર્ટન રાજ્યની એક રાણીની મશ્કરીમાં કહ્યું હતું કે, સ્પાર્ટાની સ્ત્રીઓ ત્યાંના પુરૂષો ઉપર અમલ કરે છે ! ત્યારે તે સ્પાર્ટન રાણીએ પ્રતિઉત્તરમાં જણાવ્યું હતું કે " સ્પાર્ટન સ્ત્રીઓને પેટે પુરૂષોનો જ જન્મ થાય છે. " અને આવા બળવત્તર, દેશાભિમાની જવાબથી ત્હેને બોલતી બંધ કરી નાખી હતી. કહેવાનો ભાવાર્થ એ કે સ્પાર્ટા દેશની સ્ત્રીઓ પુરુષોની સમાન જ હતી અને આ સત્ય પણ હતું.

સ્પાર્ટામાં શિક્ષણનું ધોરણ એક પ્રકારનું હતું એ આપણે ઉપર જોયું, ત્યારે હાલમાં આપણે ત્યાંના સ્ત્રી શિક્ષણ માટે વિચાર કરતાં ટલા વગર ચાલતું નથી કે; આપણું સ્ત્રી શિક્ષણ પણ ...ીજી દિશાએ એકમાર્ગીજ છે ! સ્પાર્ટન સ્ત્રીશિક્ષણ શારીરિક હતું ત્યારે હાલનું આપ... શિક્ષણ કેવળ બુદ્ધિને લગતું છે! બુદ્ધીના વિકાસ પ્રમાણે શરીરની વૃદ્ધી બરોબર થવી જોઇ..., એ સ્પષ્ટ જ છે. કેવળ પુસ્તકો દ્વારા વિદ્યા શીખેલ સ્ત્રીઓ કોઇ પણ ઉપયોગની નથી. તે ... સંસારના ઉપયોગની નથી, તેમ કોઇ પણ પ્રકારની પ્રગતિના ઉપયોગની પણ નથી રહેતી. હાલ ...ાળામાં જનારાં બાળક બાળિકાઓ અશક્ત, હાથ પગ નિર્બળ, દુબળા બાંધ પ્રમાણે ગળી ગ... ...ાં, નિસ્તેજ, આંખો ઉંડી ગયેલી, અને કેટલાએક ચશ્માની જરૂરીયાતવાળાં જોઇને દિલ-

ગીરી થયાવિના રહેતી નથી. આમના ઉપર અમારી ભાવી પ્રજાની મહાન આશાઓ છે !–એવા વિચાર મનમાં એક પ્રકારની નિરાશા ઉત્પન્ન કરે છે, અને સ્પાર્ટન શિક્ષણની પદ્ધતિની આપણા દેશમાં કેટલી જરૂર છે તેનું ચિત્ર આંખોની સામે મૂર્તિમાન થાય છે. જ્યારે આપણે આપણા પુરૂષ શિક્ષણના સુધારા માટે પણ પૂર્ણ દુર્લક્ષ દઇ આંખ આડાકાન કર્યો છે અને કર્યે જઇએ છીએ, ત્યારે પછી સ્ત્રી–કેળવણી માટે તો પુછવું જ શું ? પુરૂષ શિક્ષણ માટે જે થોડું ઘણું આપણે લક્ષ દઇએ છીએ, તેનુ ધ્યેય તો ઉદરપોષણ માટે છે. પણ સ્ત્રી શિક્ષણમાં તે સવાલ નથી. સ્ત્રીઓના ઉદરપોષણની ફરજ પુરૂષો ઉપર હોવાથી તેમના શિક્ષણ માટે તો આપણે પૂર્ણ બેદરકારજ રહીએ છીએ અને કેટલેક સ્થળે તો એમ સ્પષ્ટ બોલાય છે કે ક્યાં સ્ત્રીઓને નોકરી ધંધો, કે વકિલાત કરવા જવી છે, કે તેઓને ભણાવીએ ? ભણવું–કેળવણી લેવી એ તો પુરૂષોનું કામ, સ્ત્રીઓનું નહી ! આમ બોલીએ અને આવી રીતિને આપણે જીવનવ્યવહારમાં ગ્રહણ કરીએ છીએ, ત્હેનું વિપરીત ફળ પ્રત્યક્ષ છે ! હાલ જે શિક્ષણ સ્ત્રીઓને આપવામાં આવે છે, તેમાં શારીરિક શિક્ષણ ઉપર જો વધારે ધ્યાન આપવામાં આવે તો તેમાં હરકત શું છે ?—તેવું લક્ષ આપણે દેતા નથી, એ કેવળ એક જાતનો આપણો અંધાપો અને આત્મહત્યા છે સ્ત્રીઓને શિક્ષણ દેવુંજ જોઇએ, એમ પશ્ચિમની પ્રજાઓ બોલતી અને બોલે છે; તે પ્રમાણે આપણે પણ આરડવા લાગ્યા છીએ ! પણ ત્હેમની રીતિઓનો વિવેક પૂર્વક સ્વીકાર આપણે નથી કરી શક્યા એ ખુલ્લું છે. યુવાનોને તેમ કન્યાઓને દેવાના શિક્ષણમાં ફક્ત બુદ્ધિને લગતું શિક્ષણ આપી તેમનાં શરીર આપણે બગાડીએ છીએ; અને ત્હેનું પરિણામ સુધરેલી કેળવાયલી જ્ઞાતિઓમાં યુવાન પુરૂષો અને સ્ત્રીઓનાં મરણની વધતી જતી સંખ્યામાં ચોખ્ખુ જણાઇ આવે છે. સ્પાર્ટાનો ઇતિહાસ શારીરિક કેળવણીની જરૂર આપણને શીખવે છે, કારણ તન અને બુદ્ધિ બંને એક સરખાં ખીલાવવાની જરૂરછે.*

—ચન્દ્રશંકર કરૂણાશંકર દ્વિવેદી.

---

## પત્નીનું મરણ અને પતિનો શોક !

(હરિગીત) આ જગતમાં છે ન્યાય કે અન્યા (ય) સમજ કૈં ના પડે,
સંસારમાં સ્વાર્થી પુરૂષના સ્વાર્થની ગતિ ના દીસે !
નિજ પતિ પાછળ બાલિકા સતી ધર્મ ધારી સૌ તજે,
યૌવન ભર્યું જીવન દમી, રડતાં મરણ નિત્યે ચહે.
પત્ની જતાં, આ જગત ઉંદરડી મુવા સમ લેખીને,
'ખોવાયું જૂનુ ખાસડું, કાલે નવી લાવીશું,' કહે :
કરી તિલક, મ્હયે પાઘ, મ્હેપિ પાન,—અધુંયે લાલ છે !
પ્રેમી પુરૂષના પ્રેમની હદ આથી બીજી ક્યાં હશે !
મુકી આગ, ને હુઠવો મુકી, શબ અર્ધુંયે બળ્યું હોય ના,—
પાછા ફરી સમશાનથી, તજી શોક દે કંસારમાં !

---

* Physical exercise is an indispensable part of education since brain and muscle alike atrophy–if neglected, but grow and help each other greatly if used and not abused."

કાઠિઆવાડ તરફનાં કેટલાંક ગામોમાં એવો રીવાજ ચાલે છે કે, જ્યારે કોઇ સ્ત્રી મરી જાય છે ત્યારે તેનો પતિ વરવા લાયક ઉમરનો ( અથવા ઉંચા કુળનો અગર પૈસાવાળો ) હોય તો તે સ્ત્રી ગમે તેટલી નાની વયની હોય, ગમે તેવી સારી સુલક્ષણી સન્નારી હોય, તોપણ તેનો બિલકુલ શોક કરવામાં આવતો નથી; ને એક ગૃહિણી તરીકે તો નહીં, પણ એમ મનુષ્ય તરીકે પણ તેના મૃત્યુ માટે જરા પણ કોઈ દિલગીરી બતાવતા નથી. ઉલટું તેઓ ( ઘરના વડીલો ) બોલે છે કે " એમાં શું થયું ? વહુ ગઇ તેતો ઘરની એક ઉદરડી મરી, પગનું જૂનું ખાસડું ફાટયું ! કાલે સવારે તેના કરતાં બીજી સવાઇ આણીશું." આ શબ્દ ખરેખર લાગણીવાળા મનુષ્યને હ્રદયભેદક થઇ પડે છે. આવા પાષાણ હ્રદયનાં મનુષ્યો તે વિધુર ( જેની સ્ત્રી મરી ગઇ હોય છે તે )ને તેજ વખતે નવડાવે છે, કપાળે લાલ કંકુનો ચાંદલો કરે છે, ને કંસાર રાંધી જમાડે છે ! આ નિર્દય નિષ્ઠુર હ્રદયના માણસો માટે જે કહીએ તે થોડું છે. કારણ કે આ પાપી લોકો તો આવી વર્તણૂકને શુકન માને છે !

આટલેથીજ તેઓ અટકતા નથી. પણ સ્મશાનમાં જાય છે, ત્યાં પણ તેઓને સ્મશાન વૈરાગ્ય પણ નહી થતાં, તેઓ પોતાના દુષ્ટ કૃત્યમાં રચ્યા પચ્યા રહે છે. હજુ તો ચેહ ખડકાઇ અગ્નિસંસ્કાર થયો ન થયો ને અગ્નિ લાગી ન લાગી હોય, ત્યાં તો એ દાંભિકો મોટા ગગન ફાટી જાય તેવા અવાજથી તાણીને ખુખવો (-ડુઠવો અથવા ભેંકડો) મુકી, હ્રદયમાં કાંઇ ન હોય પણ ડોળઘાલુ ખોટે ખોટાં આંસુ લુછતા, નાક છીંકતા, શ્વાસ મુકી શાન્ત થયાનો દેખાવ કરી કોરે જઇ બેસે છે. પણ શું તેઓ ત્યાં શોકના ભારથી દબાએલા હ્રદયને સ્વસ્થ કરવા જાય છે ? ના ભાઇ ! ના. તેઓને ખેદ નથી તેઓના હ્રદયમાં શોકનું એક બિન્દુ પણ નથી ! ત્યાં જઇ તેઓ તો નવા વેવીશાળની વાતો કરવા મંડી પડે છે. ફલાણે ઘેરે કન્યા છે, ફલાણાની કન્યા સારી છે, ફલાણે કરીએ તો સારું, એમ અંદર અંદર વિચાર ચલાવે છે. એટલામાં વળી જેને ત્યાં કન્યા હોય છે તે બીજા ડાહ્યા ( સગ.જ્ઞાનિયા.) મારફત કહેણ મોકલાવે છે, વાત કહેવડાવે છે, ને એમ વાતચીત ચલવતાં હજુ તો અરધું શબ બળી પણ નથી રહ્યું હોતું, ત્યાં નવા વેવીશાળની વાત પણ નક્કી કરી લે છે; ને ઘેર ગયા પછી ખાનગીમાં ગોળ પણ ખાઇ લે છે !

આ રીતિ કહો કે યમકૃતિ કહો, તે એટલી તો મને દુષ્ટ લાગે છે કે તેને માટે જેટલો ધિક્કાર દર્શાવીએ તેટલો ઓછો છે. ને તે નાબુદ થવાની જરૂરજ છે. આપને યોગ્ય લાગે તો આ વિષયને આપના સ્ત્રી-હિતેચ્છુ માસિકમાં ઉપાડી લેશો.

—ઠાકરશી મકનજી પરિખ.

## स्वागत सदन.

**ઉપકાર સાથે સ્વીકાર:** ( અવલોકન અનુકૂળતાએ હવે પછી. )

Critical Examination of the Transcript of Aitpoor or Atapura Inscription.—By Panditji Mr. Mohanlal Vishnulal Pandia.

First Report of the Seva Sadan, (Bandra centre). From 15th January 1911 to 30th June 1912.

દુષ્કાળપીડિત વિભાગોમાં મુસાફરી; ( સચિત્ર ) સૌ. જમના બ્હેન સક્કઇ, મુંબાઇ.
કલાપી કૃત 'માલા અને મુદ્રિકા.'—પ્રકાશક, રા. મણિશંકર રત્નજી ભટ્ટ. ભાવનગર.
કાઉન્ટ ટોલ્સ્ટોયની ટૂંકી વાર્તાઓ. (વિભાગ ૧ લો )— રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા, બી.એ. સૈન્ટાક્રુઝ.
નારી દર્પણમાં નીતિ વાકય. (આવૃત્તિ ૩ જી)—સૌ. રંભાબ્હેન રામજી. ભાવનગર.
શ્રી પર્વતાખ્યાનમ્-શાસ્ત્રી કાશીરામ કૃષ્ણ શર્મા. 'આનન્દ' ઑફિસ. (પાટણ)
મહાત્મા ગૌતમ બુદ્ધ. ( સચિત્ર )-રા. હર્ષદ રાય મ્હેતા. વડોદરા.
સત્ય ધર્મ પ્રકાશ. ( શાસ્ત્રોક્ત )-રા. મૂળશંકર માણેકલાલ યાજ્ઞિક, બી. એ, ભરૂચ.
શ્રી ગૌતમ સ્વામીનો રાસ શ્રી જૈનધર્મ પ્રસારક સભા, ભાવનગર.
લેખમાળા મણકો.-૧. "લગ્ન." " " " " "
ઉત્તમ બોધ—(આવૃત્તિ ૨ જી ) " ઉત્તમનું મિત્રમંડળ, " ભાવનગર.
સુવર્ણમાલા-"સુવર્ણરજ" અને "દીવાળી"ના અંકો.-લક્ષ્મીઆર્ટ પ્રેસ,મુંબાઇ.
જૈન શ્વેતાંબર કોન્ફરન્સનું સિંહાવલોકન. શ્રી જૈ. શ્વે. કોન્ફરન્સ, મુંબાઇ.
વનિતા વિશ્રામનો અહેવાલ ( ૧૯૬૭-૬૮ નો ) અમદાવાદ.
"ત્રિમાસિક."—(નાગરજ્ઞાતિના હિતાર્થે પ્રકટ થતું પત્ર.) ભાવનગર.
અનાવિલ વિજય, અને સંસાર સુધારાનું દર્પણ. ( માસિક પત્ર. ) મુંબાઇ.

## ગુજરાતીનો દીવાળીનો સચિત્ર ખાસઅંક, ૧૯૧૨.

( રૉયલ ચારપેજી, ૧૧૨ પૃષ્ઠનો, ૪૭ છબીઓ-ચિત્રો-આકૃતિઓ સહિત. મુખ્ય વિષયોઃ ૧૫ કાવ્યો, ૩ ઇતિહાસ, ૮ સમાજ-સાહિત્ય, ૧ પ્રાણિવિદ્યા (સચિત્ર), ૧૦ વિદ્યા-વિજ્ઞાન, ૭ વિવિધ, ૩ વાર્તાઓ, ૮ હિન્દુ દાનવીરોનાં જીવનચરિત્ર, અને ૨૩ ચિત્રપરિચય, વગેરે. ) પ્રકાશક, "ગુજરાતી"ના આધપતિ, મુંબાઇ.

ભાષા સાહિત્યની અભિવૃદ્ધિ, લોકોપયોગી જીવન પ્રવૃત્તિ, અને સમાજની નિસ્વાર્થ સેવાને માટે ઈલાકાનાં આપણી ભાષાનાં હિન્દુ પત્રોમાં 'ગુજરાતી' બહુ વાજબી રીતે પ્રથમપદ પામ્યું છે. લોકપ્રિયતા અને ફેલાવામાં આ સાપ્તાહિક દૈનિકપત્રો કરતાં કોઇ રીતે ઉતરતું નથી, એટલુંજ નહિં; પણ ' દુષ્કાળ ફન્ડ ' જેવા પ્રજાહિતના પ્રયાસો તથા ત્હેની કર્તવ્ય પરાયણ નિડરતા માટે તે દિનપર દિન લોકો તરફથી વધુ વધુ પ્રેમભર્યો સત્કાર પામતું જાય, એ સ્વાભાવિક છે.

'ગુજરાતી'નો ચાલુ સાલનો ખાસઅંક અમને મળ્યો છે, ત્હેને માટે ત્હેના પ્રકાશકનો ઉપકાર માનીએ છીએ. આ અંકની છપાઇ, સફાઇ, વસ્તુ, અને ચિત્રો તથા વિષયોની પસંદગી, એ સર્વ ઉત્તમ છે. ત્હેમાંનાં ઘણાં ખરાં લખાણ સુપ્રસિદ્ધ વિદ્વાનોએ લખેલાં છે, અને કેટલાક વિષયો અસાધારણ મહત્વના હોઇ, આ ખાસઅંક સાહિત્યનું એક ઉપયોગી પુસ્તક બન્યો છે. ઇતિહાસ-ભાષાસાહિત્ય-અને વિદ્યા વિજ્ઞાનના ગંભીર લેખોની સાથે, રસભર્યા-વિનોદ પૂર્ણ વિષયો તથા મધુરાં કાવ્યો આ અંકની વિષય વિવિધતા પ્રતીત કરે છે. હિન્દુ દાનવીરોની છબીઓ તથા સુરત અમદાવાદનાં ઐતિહાસિક - ચિત્રોની પસંદગી પણ પ્રશંસનીય રીતે થઇ છે; અને જીવન ચરિત્રો તેમજ 'ચિત્ર પરિચય તે વિશે સારી માહિતી આપે છે. મ્હોટાં ચિત્રોમાં ' શ્રમવ્યથિતા, ' ' બ્રાહ્મણનો સ્વાર્થ, ' અને રમણીય '

મુંઝવણ ' બહુ આકર્ષક છે, પરન્તુ હેમનાથી અને સર્વથી ઉત્તમ તો અમને '' એક નિષ્ઠાનું સેવાફલ ' વાળું ભાવપૂર્ણ ચિત્ર ભાસે છે. એકંદર જોતાં આ ખાસઅંક સર્વાંગ સુન્દર છે અને તે પ્રકટ કરવાને માટે 'ગુજરાતી'ના અધિપતિને સર્વ રીતે અભિનન્દન ઘટે છે.

**मनोरंजन—दीवाळीनो अंक, ૧૯૧૨,**

( રોયલ આઠપેજી, ૨૪૦ પૃષ્ઠ, અને ૧૦૦ કરતાં વધુ ચિત્રો–છબીઓ અને રંગીન ચિત્ર વાળો. મુખ્ય **વિષયોઃ** ૮ કાવ્ય, ૭ વાર્તા, ૨ વિદ્યા–વૈદક, ૩ સમાજ, ૩ વિનોદ, ૭ વિવિધ, તથા ૧૨૭ વર્તમાન ઝાહેર સંસ્થાઓની હકીકત, વગેરે. ) સંપાદક, શ્રીયુત **કાશીનાથ રઘુનાથ મિત્ર**, અધિપતિ–**મનોરંજન**, મુંબાઇ.

**મનોરંજન**ના ગત વર્ષના **ખાસ અંક** વિશે અમે ગયા માસના અંકમાંજ અમારો અભિપ્રાય આપ્યો છે. અને આ **ખાસ અંક** ત્હેની વિશિષ્ટતા, વાઙ્મય અને સમાજની સેવા, તથા ચિત્રોની આકર્ષકતામાં ત્હેનાથીય ચ્હડે તેમ છે, એ મનોરંજનના સંપાદકના શ્રમ, ઉત્સાહ અને સાહસને સર્વ રીતે શોભા ભર્યું છે. **મનોરંજનના** ખાસ તથા સામાન્ય અંકો જોઇ, ફક્ત ચાર રૂપિયાના વાર્ષિક લવાજમમાં કેટલું બધું અને કેવું સારૂં–કલા.કલ્પના પૂર્ણ અને રસિક, સુબોધક સાહિત્ય ત્હેના વાચકોને પ્રાપ્ત થાય છે, એ સમજાયા વિના રહેતું નથી; તથા ભગિનીભાષાઓનાં ઉત્તમ માસિક પત્રો **મનોરંજન, પ્રવાસી, સાહિત્ય,** તથા **સરસ્વતી** જેવાંની ગુજરાતીમાં કેટલી મ્હોટી ન્યૂનતા છે તે પણ સ્પષ્ટ થાય છે. **મનોરંજને** જે લોકપ્રિયતા અને ફેલાવો મેળવ્યાં છે, તે પૂર્ણરીતે યોગ્ય છે; અને **મરાઠી** સહજ સમજનારને પણ આ પત્ર વાંચ્યેથી ફાયદોજ છે, એમ કહેવાની જરૂર નથી. કારણ કે કોઇપણ નિર્દોષ બાલક બાલિકાના હાથમાં પણ તે પત્ર નિઃશંકપણે મૂકી શકાય એવું છે.

ચાલુ વર્ષનો **ખાસઅંક** ૪૦ કરતાં પણ વધારે વિદ્વાનોનાં લખાણથી શણગારાયલો છે, અને ત્હેમાં વિશેષ ખૂબીની વાત એ છે કે, ૧૨ લેખ સન્માનિત વિદુષી બ્હેનોનાં છે. મુખ પૃષ્ઠનું અને પૂંઠા પરનું, એ ચિત્રો બહુ મનોહર છે, એટલુંજ નહિં પણ **मस्तानी, गान मुग्धा, कुंजविहारी, त्यांत पवढी का मौज आहे ? तल्लीनता,** અને **विचारतरंग** વાળાં ચિત્રો ખરેખર અનુપમ છે. હિન્દુઓના **सोळसंस्कार**નાં ચિત્રો અને **મહારાષ્ટ્રીય રંગભૂમિ**ના ઉત્તમ દેખાવો અને ત્હેમાં **तुकाराम,** અને **प्रल्हाद नाटक**માંથી તથા **હેમ્લેટ**. વગેરેમાંની પસંદગી બહુ સારી થઇ છે. મહારાષ્ટ્રની ઝાહેર સંસ્થાઓનાં ચિત્રો તથા હકીકત અને પુણા ફેન્સીફેર (ધર્માદા બજાર)નું સચિત્ર વર્ણન આ અંકની લોકોપયોગિતામાં ઘણો વધારો કરે છે. નિઃસંશય આ અંક **મરાઠી** સમજનાર તથા ન સમજનાર સર્વને પસંદ પડે હેવો થયો છે અને ત્હેને માટે અમે ત્હેના સંપાદકને પ્રીતિપુર્વક ધન્યવાદ આપીએ છીએ.

**करमणूक—दीपावलीनो अंक, ૧૯૧૨.**

[ સુપરરોયલ આઠપેજી, લગભગ ૮૦ પૃષ્ઠ, અને ૨૫ આખાં પાનાનાં ચિત્રો–છબીઓ તથા પૂંઠા ઉપર રંગીન ચિત્ર સહિત. મુખ્ય વિષયોઃ ૭ કાવ્યો, ૫ વાર્તાઓ ( સચિત્ર ), ૨ વિનોદ, તથા ૨૫ રમુજી પ્રસંગો ( સચિત્ર ), વગેરે. ]–સંપાદક, શ્રીયુત **હ. ના.** આપટે, અધિપતિ–''કરમણુક,'' પુણા. મૂલ્ય, ૨૦–૬–૦.

કરમણુકનો દીપાવલીનો અંક ત્હેના સંપાદકે અમારા ઉપર મોકલી આપવા માટે

અમે ઉપકાર માનીએ છીએ. આખો અંક શરૂઆતથી અંત સુધી વાંચવા લાયક છે અને મનોહર ચિત્રો તથા સચિત્ર પ્રસંગોથી તે ભરપૂર હોવાથી એક- રસીલું પુસ્તક બન્યો છે. પ્રારંભની વાર્તા એક લેખક ભગિનીની કલમથી લખાયલી છે. દરેક પૃષ્ઠની શરૂઆતમાં જુદા જુદા વિદ્વાનોનાં પુસ્તકોમાંથી જે સદ્‌વિચાર ઉતારવામાં આવ્યા છે, તે ખરેખરા સુબોધક છે. પુંઠા ઉપરનું રંગીન ચિત્ર, પ્હેલા પાને આશીર્વચનવાળો ચિત્ર સમુદાય, " ઉગતાં ફૂલ " તરીકે તે પછી આપેલાં બાલકોનાં ચિત્રો અને અન્તે " નિસર્ગ દેવીની ભેટ " રૂપે પુષ્પ પાત્રોનાં ચિત્રો એ વ્યવસ્થા બહુ આનન્દન બની છે. સચિત્ર વિનોદી પ્રસંગોમાં મૃદુવક્રોક્તિ સ્થળે સ્થળે જોવામાં આવે છે અને તે ' જખમ કર્યા શિવાય ' ગમ્મત સાથે જ્ઞાન આપે તેમ છે. मातृ प्रेम, जलदेवी, आशा, અને हिंदी एक फुल च, એ ચિત્રો આ અંકની સુન્દર ચિત્રમાલામાં પણ પ્રથમપદ લે છે. દુઃખનિવેદનવાળું ચિત્ર પણ ત્હેવું જ ઉત્તમ છે. આવો સારો અંક પ્રકટ કરવાને માટે ત્હેના સંપાદકને અભિનન્દન ઘટે છે.

## આર્યપ્રકાશ—મહર્ષિઅંક, ૧૯૧૨.

[ રોયલ આઠપેજી, લગભગ ૧૨૦ પૃષ્ઠનો, ૩ છબીઓ સહિત. મુખ્ય વિષયોઃ ( ચાર ભાષામાં ) ૯ ઇંગ્રેજીમાં, ૩ હિન્દીમાં, ૧૦ ગુજરાતીમાં,-મહર્ષિ દયાનન્દની જીવનપ્રવૃત્તિ વિશે ગદ્ય લેખ; તથા ૧૧ કાવ્યો, ત્હેમાંથી ૧ સંસ્કૃતમાં અને ૧૦ ગુજરાતીમાં અને ત્હેનાં સફળ]-સંપાદક શ્રીયુત્ પરધુભાઈ વ્હાલાભાઈ શર્મા,મુંબાઇ. મૂલ્ય, રૂ. ૦-૧૦-૦

મહર્ષિ દયાનન્દજી આ ાણી ગુર્જરીમૈયાનું અમૂલ્ય પુત્રરત્ન હતા, એ સત્યની સ્મૃતિ અત્યારે અમને ઉત્સાહ અને આનન્દ આપ્યા વિના રહેતી નથી. એ મહાત્મા હિન્દુસ્થાનની ઉન્નતિના ઇતિહાસમાં જે ઉચ્ચસ્થાન મેળવી શકયા છે અને દુનિયાંના મહાન પુરૂષોમાં પણ ગણના કરાવવાનો અધિકાર ત્હેમનાં ભારતોદ્ધારનાં સત્કર્મો અને સદ્વિચારને લઇને ત્હેમને પ્રાપ્ત થયો છે, તે નિઃસંશય ગૂજરાતી પ્રજાને દરેક રીતે શોભાભર્યું છે. તથાપિ ત્હેમની જીંદગીના પ્રસંગો અને ત્હેમના જીવનના મહાન ઉદ્દેશોની જે અસર હિન્દ ઉપર થઇ છે, ત્હેનું સવિસ્તર આલેખન શરૂ થતાં ત્રીસ વર્ષ ચાલ્યાં ગયાં છે એ પણ આપણા ગૂજરાતી બન્ધુઓની ખૂબીજ છે ! પરન્તુ આવા એક નહિં પણ અનેક ખાસ અંકોની જરૂર છે. નવીન ભારતમાં પ્રજાતવની ભાવના અને સામાજિક તથા ધાર્મિક ઐકયની આવશ્યકતા સજાગતાથી જાગ્રત કરનાર આ મહર્ષિની સ્વદેશોદ્ધારક પ્રવૃત્તિઓ અને ત્હેની દિનપર દિન વધતી જતી અસરનો ઇતિહાસ લખાવો આપણી ભાષામાં તો હજી બાકીજ છે; અને તે લખાશે ત્યારે ત્હેના લેખકને આવાં સાધનો બહુ ઉપયોગનાં થઇ પડે એ સ્વાભાવિક છે.

' આર્યપ્રકાશ'ના સંપાદકે " મહર્ષિ "અંક પ્રકટ કરીને ગૂજરાતી પ્રજા ઉપર ઉપકાર કીધો છે, અને એમના આ શુભ પ્રયત્નને માટે ત્હેમને નિઃસંશય ધન્યવાદ ઘટે છે. પ્રારંભમાં આપેલી આર્ય સમાજના પ્રવર્ત્તક તરીકે શ્રીમદ્ દયાનન્દ સ્વામીની છબી દ્વારા ત્હેમની વિચારશીલ, ભવ્ય મુખાકૃતિનું દર્શન થાય છે; અને દેવલાલી ગુરુકુલનાં બાલકોની તથા મુંબાઈ આર્ય સમાજની વ્યવસ્થાપક સભાની છબીઓ પણ સુન્દર છે. વિષયોમાં યૂરોપિયન અને ભારતીય વિદ્વાનોનાં સ્વામીજી અને આર્ય સમાજ વિશેનાં જૂદા જૂદા દૃષ્ટિબિન્દુથી લખાયલાં લખાણો આવેલાં છે, જેમાં એક વિદેશીય ભગિનીનો લેખ પણ જોવામાં આવે

છે. આ અંક એક સફળ પ્રયાસ છે અને ત્હેમાંથી ઘણું નવું જાણવાનું, વિચારવાનું મળે છે.

## જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડ–'પર્યુષણ અંક,' ૧૯૧૨.

[ રોયલ આઠપેજી, લગભગ ૧૬૦ પૃષ્ઠનો, ૪ છબીઓ સહિત,–સપ્ટેમ્બર–ઓક્ટોબરનો ત્રણ ભાષામાં પ્રકટ થયેલો સંયુક્ત અંક. મુખ્ય વિષયો. ૨૫ કાવ્ય, ૭ ધર્મ, ૪ ઉદ્બોધન, ૬ જીવન ચરિત્ર, ૩ સાહિત્ય, ૭ વિવિધ, વગેરે. ત્હેમાં ૩ ઇંગ્રેજીમાં અને ૧ સંસ્કૃતમાં છે ]–તંત્રી, શ્રીયુત્ મોહનલાલ દલીચંદ દેશાઇ, બી. એ. એલ. એલ. બી મુંબાઇ.

જૈન બન્ધુઓની ધાર્મિક અને સામાજિક સુધારણાની વિશાળ પ્રવૃત્તિમાં "જૈન શ્વેતાંબર કોન્ફરન્સ"નું આ પત્ર આગળ પડતો ભાગ લેતું આવ્યું છે એ જાણીતું છે. પર્યુષણ અંક પ્રકટ કરીને ત્હેના તંત્રીએ જૈન સાહિત્યમાં એક સારા પુસ્તકનો વધારો કીધો છે. જૈનધર્મના અને બીજા વિદ્વાનોના ઉપયોગી લેખ આ અંકમાં પ્રકટ થયા છે અને એક લેખકભગિનીનાં પણ એક કરતાં વધુ લખાણ ત્હેમાં જોવામાં આવે છે. કેટલાક જૈન અગ્રેસરોની જીવનચરિત્ર સાથે છબીઓ ત્હેમાં આપવામાં આવી છે. અને કાવ્યો તથા ગદ્ય લેખ જૂદા જૂદા દષ્ટિબિન્દુથી તથા વિવિધ પ્રસંગોને લઇને લખાયલાં હોવાથી, અંક રસિક તેમજ ઉદ્બોધક થયો છે, જેને માટે ત્હેના તંત્રીને ધન્યવાદ ઘટે છે. આવા ધાર્મિક અને સામાજિક ચર્ચા ચલાવતાં ખાસ અંકોની ઘણી જરૂર છે, કારણ કે ત્હેમાં આવતું સાહિત્ય પુસ્તકોમાં ભાગ્યે પ્રાપ્ત થાય છે અને છૂટક અંકોમાં સાધારણ રીતે ખોવાઇ અપ્રાપ્ય થઇ જાય છે.

## પટેલ બન્ધુ–દીવાળીનો ખાસ અંક, ૧૯૧૨.

[ રોયલ આઠ પેજી, ૧૧૨ પૃષ્ઠનો, એક છબી વાળો, નવેમ્બર—ડિસેમ્બરનો સંયુક્ત અંક. મુખ્ય વિષયોઃ ૧૪ કાવ્યો, ૫ કૃષિ, ૪ આધ્યાત્મિક–માનસિક, ૨ સમાજ, ૨ સાહિત્ય–વિજ્ઞાન, ૮ વિવિધ, ૩ વાર્તા વિનોદ, વગેરે. ] તંત્રી, શ્રીયુત કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા, પાટીદાર યુવક મંડળ તરફથી, સુરત.

ગૂજરાતની વસતિમાં પાટીદાર કોમ મહેનત, ધૈર્ય, ખંત અને ઉત્સાહ માટે ઘણું ઉંચું સ્થાન ધરાવે છે. કુસંપ, અજ્ઞાન, અને દુર્દૈવને પરિણામે કેટલોક સમય પડતી હાલત અનુભવ્યા પછી, છેલ્લા પચીસ વર્ષથી પાટીદાર બન્ધુઓ જે મહાપ્રયાસ કરી રહ્યા છે, ત્હેનું સુફળ ત્હેમને પ્રાપ્ત થવા લાગ્યું છે; અને હજી પણ તે પ્રયત્નો ચાલુ રાખ્યે–એક બે દશકમાં અનેક રીતે અવશ્ય ત્હેમને મળવાનું, એમ દઢ શ્રદ્ધા છે. ત્હેના અનેક રાજદ્વારીઓ, વિદ્વાનો, સુધારકો અને દેશહિતચિંતકો દ્વારા આ કોમ જે સામાજિક ઉન્નતિને માટે મહેનત કરી રહી છે, ત્હેનો અહેવાલ " પાટીદારોની પ્રગતિ " એ નામથી ખાસઅંકમાં આપવામાં આવ્યો છે તે ઉપરથી સિદ્ધ છે.

આ ખાસઅંક પાટીદાર કોમના એક અગ્રેસર વિદ્વાન રા. બા. ગોવિન્દભાઇ હાથીભાઇ દેસાઇને અર્પણ થયેલો છે, અને ત્હેમની છબી પણ શરૂઆતમાં મૂકેલી છે. પાટીદાર અને બીજી કોમોના લેખ આ અંકમાં જોવામાં આવે છે અને તે સઘળા વાંચવા લાયક તથા પ્રોત્સાહક છે; પરન્તુ ત્હેમાં કૃષિ તથા કૃષિકારને લગતા છે તે ખાસ ઉપયોગી થઇ પડે ત્હેવા છે. આવો સારો અંક પ્રકટ કર્યાને માટે પત્રના તંત્રીને તથા 'પાટીદાર યુવક મંડળ'ને અમે અભિનન્દન આપીએ છીએ.

## લાયબ્રેરી મિસલેનીઃ ઑગસ્ટ ૧૯૧૨. પુસ્તક ૧. અંક ૧.

પુસ્તકાલયોની સુધારણા અને અભિવૃદ્ધિ માટે પ્રયાસ કરતું આખા હિન્દુસ્થાનમાં પ્હેલું અને એકજ પત્ર. (રોયલ આઠ પેજી, લગભગ ૬૦ પૃષ્ઠ તથા બે છબીઓ વાળું–સચિત્ર ત્રિમાસિક) ઇંગ્રેજી, મરાઠી અને ગુજરાતી, ત્રણ ભાષામાં પ્રકટ થાય છે] તંત્રી, શ્રીયુત **જે. એસ. કુડાલકર**, એમ. એ, એલ એલ. બી; વડોદરા. વાર્ષિક લવાજમ, રૂ.૨–૦–૦

"ઝાહેર લાયબ્રેરી એજ પ્રજાનું મહાવિદ્યાલય છે," એવું કર્તવ્યસૂત્ર ધારણ કરતું આ પત્ર, વડોદરા રાજ્યના નામદાર મહારાજા સાહેબના લોકોદ્ધારના અનેક પ્રયત્નો પૈકી ફક્ત એકની પ્રગતિ સૂચવે છે; છતાં એ એકજ પ્રયાસ કેટલો મહાન, કેટલો આશાજનક, કેટલો ભવિષ્યવાન છે, એ વિશે ત્હેનો આ અંક જોવાથી ખાત્રી થયા વિના રહેતી નથી. ઝાહેર પુસ્તકાલયોની હીલચાલ ફરજિયાત કેલવણીના પરિણામરૂપ છે, એ સત્ય છે. તથાપિ પ્રાથમિક કેળવણીથી શરૂ કરીને મહાવિદ્યાલય પર્યન્તનું જ્ઞાન આપવાનો ત્હેને અધિકાર છે, એ પણ વિસારવા જેવું નથી. નામદાર મહારાજા સાહેબના આ શુભ પ્રયાસનાં ફળ વડોદરા રાજ્ય બ્હાર પણ થવા લાગ્યાં છે, એ ત્હેની "ફરતી લાયબ્રેરીઓ" વાળી યોજના મુંબાઇ અને અમદાવાદમાં સ્વીકારાયાથી પ્રતીત થાય છે. અને હજુ તો કાર્યક્રમની શરૂઆત માત્ર થઇ છે. વડોદરામાં પ્રજાકીય પુસ્તકાલયોની અભિવૃદ્ધિને માટે એક"લાયબ્રેરી કલબ"પણ સ્થપાઇ છે. આ ત્રિમાસિકનો પ્હેલો અંક ત્હેના ઉદ્દેશ પૂર્ણ કરવાની શક્તિની સારી ખાત્રી આપે છે, તથા આપણે જ્યારે અજ્ઞાનમાં ઉંઘીએ છીએ ત્યારે બીજા ગતિમાન દેશોમાં જનસમાજની જાગ્રતિ અને ઉદ્ધાર માટે શું શું કરવામાં આવે છે અને આપણી પોતાની કેટલી બધી ન્યૂનતા તે કર્તવ્ય પરત્વે છે, એ પ્રત્યક્ષ કરે છે. આવા ઉપયોગી પત્રનો ગુજરાતી સામયિક સાહિત્યમાં વધારો સર્વ રીતે આવકાર દાયક છે. આ અંકમાં નામદાર સર સયાજીરાવ મહારાજ તથા ઝાહેર લાયબ્રેરીની હીલચાલના ડાયરેકટર મિ. બોર્ડનની છબીઓ આપવામાં આવી છે. અમને આશા છે કે હાલનું ત્રિમાસિક લોકપ્રિય થઇ થોડાજ વખતમાં માસિક થાય, એવો આશ્રય ત્હેને પ્રજા સમૂહ તરફથી મળશે.

**બાલકોનો બન્ધુ,** (પુ. ૧–અંક ૧: આશ્વિન, ૧૯૬૮) પ્રકાશક, શ્રી શ્રેય:સાધક અધિકારી વર્ગ. લેખક, શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાન, વડોદરા. (ઉભી સોળપેજી, ચોસઠ પૃષ્ઠનું,–બાલકો માટેજ પ્રકટ થતું માસિક પત્ર.) વાર્ષિક લવાજમ, રૂ. ૧–૦–૦

હિન્દની ભગિની ભાષાઓમાં બાલકોને માટે કેટલાંક સારાં માસિક પત્રો છે, અને યૂરોપ–અમેરીકામાં તો ત્હેવાં ઉત્તમ પત્રો ઘણાં છે. આપણી ગૂજરાતી ભાષામાં અત્યાર સુધી અમારી જાણમાં આવું એક પણ પત્ર ન્હોતું, પરન્તુ તે ખોટ લોકોપયોગી સાહિત્યની ઉન્નતિ માટે પ્રયત્ન કરતા વડોદરાના શ્રેય:સાધક અધિકારી વર્ગના આ સત્પ્રયાસે પૂરી પાડી છે. એ વર્ગના એક સન્માનિત વિદ્વાને 'વિદ્યાર્થીનો સાચો મિત્ર,' 'બાલકોને કેવી રીતે કેળવવાં,' વગેરે બાલકો અને તરુણોને માટેનાં પુસ્તકો તો પ્રકટ કીધાં હતાં, પરન્તુ બાલકોને માટેના આવા એક ચાલુ પ્રયત્નની ઘણી જરૂર હતી અને તેથી આ પત્ર સપ્રેમ સત્કારને યોગ્ય છે.

આ અંકમાં ચારેક મધુરી, બાલકોને ગમે ત્હેવી, કવિતા છે; દીવાળીના દિવસોના

ત્હેમને વાંચવો ગમે ત્હેવો વૃત્તાંત છે, ઉદ્યોગ અને સદ્વિચાર માટે સુબોધ છે, તથા ગમ્મત મળે ત્હેવી ન્હાની મ્હોટી વાર્તાઓ છે. સર્વ રીતે તે બાલકોના હાથમાં મૂકવા લાયક છે. અને લવાજમ પણ બહુ નથી. ઉપરાંત બાલકોમાં વ્હેંચવા માટે ફક્ત એક રૂપિયામાં એક અંકની ૨૫ નકલો આપવાની યોજના કરવામાં આવી છે તે પણ આશા છે કે ત્હેના ફેલાવામાં સહાયક થશે. નિર્દોષ, રસિક અને ઉપયોગી વાંચન પૂરૂં પાડવાના આવા ભવિષ્યવાન અને પ્રશંસનીય પ્રયાસને માટે આ પત્રના તંત્રી તથા પ્રકાશકને અમે અભિનન્દન આપીએ છીએ.

**બાલશિક્ષક,** ( પુ. ૨—અંક ૧: ઑગસ્ટ, ૧૯૧૨ )–સંપાદક, શ્રીયુત **મહાશંકર લલુભાઈ ભટ્ટ,** વડોદરા. ( સુપરરૉયલ–સોળપેજી, બત્રીસ પૃષ્ઠ અને તે ઉપરાંત ૧૩ ચિત્રોનું,–બાલકો માટેજ પ્રકટ થતું, સચિત્ર માસિક પત્ર. ) વાર્ષિક લવાજમ, રૂ. ૧–૪–૦.

આ પત્ર ત્હેના પ્હેલા વર્ષમાં અમારી દૃષ્ટિએ ચ્હડયું ન હતું. તથાપિ ત્હેનો ચાલુ અંક જોતાં તે પણ ઘણું સારૂં કામ કરે છે, એ સ્વીકારતાં આનન્દ થાય છે. કારણ કે આપણી ભાષામાં એક કરતાં વધારે આવાં પત્રોને માટે સ્થાન છે, એ આપણી વધતી જતી જરૂરિયાતો આપણને જણાવ્યા વિના રહેતી નથી. આ સચિત્ર માસિકનુ મુખ પૃષ્ઠનું ' કેળવણી બાલશિક્ષકને વધાવી લે છે ' એ આર્ટપેપર પરનું ચિત્ર, તથા યૂરોપિયન પ્રજાઓનાં બાલકોનાં ચિત્રો, ત્હેની આકર્ષકતામાં વધારો કરે છે.

આ અંકમાં છોકરાંને વાંચવા ગમે ત્હેવી બોધદાયી કવિતા છે, અને ગમ્મત સાથે જ્ઞાન આપે ત્હેવા વિદ્યા તથા સુબોધના જૂદા જૂદા વિષયો અને વાર્તાઓ છે. એકંદર ત્હેને રસિક, મનોરંજક અને સરલ બનાવવા માટે સારો પ્રયાસ કરવામાં આવ્યો છે. બાલકોને આ પત્ર ઉપયોગી થઇ પડશે એમાં કાંઇ સંશય નથી. લવાજમ પણ બહુ નથી તેથી શ્રદ્ધા છે કે ત્હેને જનસમાજ તરફથી યોગ્ય આદર મળશે. રા. મહાશંકરના આ સ્તુત્ય અને આશાજનક પ્રયાસને માટે ત્હેમને ધન્યવાદ ઘટે છે.

**ભીંતે લટકાવવાનું કાર્તિકી પંચાંગ, ૧૯૬૯.**–મુંબાઇના સુપ્રસિદ્ધ "ધિ લક્ષ્મી આર્ટ પ્રિન્ટિંગ વર્ક્સ" તરફથી પ્રકટ થયેલું આ પંચાંગ ત્હેનાં બધાં કામની પેઠે કલ્પના–કલાથી વિભૂષિત અને બહુ મનોહર છે. શ્રી વિષ્ણુ અને લક્ષ્મીજીના ત્રિરંગી સુન્દર ચિત્રો ત્હેને આકર્ષક બનાવે છે. વિક્રમ સંવત અને ઇસ્વીસન બંનેની તિથિઓ ત્હેમાં આપવામાં આવી છે આ પ્રેસ તરફથી બ્હાર પડતી ચિત્રાવલી "સુવર્ણમાલા"ની ભેટ તરીકે તે આપવામાં આવ્યું છે, આવું સુન્દર પંચાંગ તૈયાર કરવાને ગ્રાહકોને ભેટ આપવાને માટે "લક્ષ્મી આર્ટ પ્રેસ" ને અમે પ્રીતિપૂર્વક અભિનન્દન આપીએ છીએ.

**શ્રી સત્યનારાયણ ડાયરી, વિ. સં. ૧૯૬૯.**—અમદાવાદના "પ્રિન્ટિંગ વર્ક્સ એન્ડ બુકસ એજન્સી"ના ઉત્સાહી અને સાહસિક મેનેજર શ્રીયુત જીવનલાલ અમરશી તરફથી પ્રકટ થયેલી પાકા પૂંઠાની સોનેરી અક્ષરના નામવાળી, સારા કાગળ ઉપર છાપેલી આ ડાયરીમાં ઘણી ઉપયોગી હકીકત સમાવેલી છે. અને તે ગજવામાં સ્હેલાઇથી રહી શકે ત્હેવી છે. રા. જીવનલાલના આ નવીન પ્રયાસની અભિવૃદ્ધિમાં ત્હેમને અમે વિજય ઇચ્છીએ છીએ.

## બાલ-ગ્રન્થાવલી માટે યોજના.

આ પત્ર તરફથી સ્થાપિત થયેલા, સ્ત્રી-બાલકોની સુધારણા અને પ્રગતિ માટે પ્રયાસ કરતા, 'સુન્દરીસુબોધ મંડળ' ને અંગે એક સ્વદેશપ્રેમી બન્ધુ તરફથી 'બાલોપયોગી ગ્રન્થાવલી' પ્રકટ કરવા માટેના ફન્ડની શરૂઆત કરવા નીચે મુજબ ઉદાર માગણી થઇ છે.

"સુન્દરી સુબોધના અધિપતિ જોગ, અમદાવાદ.

"પ્રિયભાઇ,

વિનંતિ કે, આપણાં સાધારણ કેળવણી પામેલાં બાલકો અને બ્હેનો માટે સ્હેલાં અને સસ્તાં, ઉપયોગી પુસ્તકોની ગૂજરાતી ભાષામાં ઘણી જરૂર છે. તેથી આવાં પુસ્તકો રચાવવા તથા પ્રકટ કરવા માટે જો કોઇ ફન્ડની શરૂઆત ત્હમે કરી શકતા હો, તો રૂ. ૩૦૦ (ત્રણસો) ની રકમ ત્હેને માટે હું મોકલું છું; જેની વ્યવસ્થા ત્હમને ઠીક લાગે તેમ સદર્હુ કામને માટે કરશો.

લિ. સ્નેહાંકિત.

અમદાવાદ. તા. ૨૮-૧૧-૧૨. બળદેવજી લાલજીભાઈ ધ્રુ ના યથાયોગ્ય."

રા. રા. બળદેવજી તરફથી રૂ. ૩૦૦ (ત્રણસો) મળ્યા છે, તે ઉપકાર સાથે ઉપર જણાવેલ કામને માટે સ્વીકારવામાં આવ્યા છે. 'સુન્દરીસુબોધ મંડળ' ના અંગનું આ ફન્ડને ગણવા છતાં ત્હેની વ્યવસ્થા એક સ્વતંત્ર કમીટી દ્વારા કરવામાં આવશે.

નીચે જણાવેલ સદ્‌ગૃહસ્થોએ આ ફન્ડ કમીટી તરીકે કામ કરવાને સંમતિ આપી છે: (ત્હેને માટેના નિયમો હવે પછી પ્રકટ થશે)

રા. રા. બળદેવજી લાલજીભાઇ ધ્રુ બી. એ., એલ એલ. બી.
" " મણિલાલ ડાહ્યાભાઇ નાણાવટી, બી એ., એલ એલ. બી., સોલીસીટર.
" " હરસિદ્ધભાઈ વજુભાઇ દિવેટિયા, એમ. એ., એલ એલ. બી
" " શિવભાઈ બાપુભાઇ દુર્કાલ.
" " રામમોહનરાય જસવંતરાય, તન્ત્રી-સુન્દરી સુબોધ.

આ ફન્ડની વ્યવસ્થા વગેરે સઘળું કામ માટે 'તંત્રી-સુન્દરીસુબોધ" આ ફન્ડના 'મંત્રી' તરીકે કરશે. ત્હેમાં હાલ સુધીમાં નીચે મુજબ રકમો ભરવામાં આવી છે:

| | |
|---|---|
| રૂ. ૩૦૦-૦-૦ | રા. રા. બળદેવજી લાલજીભાઇ ધ્રુ. |
| " ૩૦-૦-૦ | સ્વ. સૌ. કપિલબા (તરફથી). |
| " ૨૦-૦-૦ | તંત્રી. સુન્દરીસુબોધ. |
| રૂ. ૩૫૦-૦-૦ | |

આશા છે કે દેશપ્રેમી બ્હેનો તથા બન્ધુઓ તરફથી આ ફન્ડને ઉત્સાહભરી સહાય મળશે.

રામમોહનરાય જસવંતરાય.
મંત્રી સુન્દરીસુબોધ મંડળ, અમદાવાદ.

## समय तरंग.

બાળકોનું ભયંકર મરણપ્રમાણ—મુંબઈના આરોગ્ય ખાતાના અમલદાર ડો. ટર્નર ગયા જુલાઈ, ઓગસ્ટ અને સપ્ટેંબર માસનો મુંબઈની સુખાકારીનો રીપોર્ટ બહાર પાડયો છે. તે ઉપરથી જણાય છે કે, એ વખતમાં શેહેરની સુખાકારી સારી નહોતી કોલેરા સિવાય જે કે બીજા

રોગોનો ઉપદ્રવ નહોતો તોપણ આંતરડાનાં, દમના, જ્ઞાનતંતુ નબળાઈના અને ક્ષયના રોગોથી વધુ મરણો થયાં હતાં ટુંકમાં નીપજેલાં ૯૯૩૪ મરણોમાંથી ૪,૦૪૯ અથવા તો ૪૨ ટકા જેટલાં મરણો એકથી પાંચ વર્ષનાં બાળકોનાં થયાં હતાં અને ૨,૯૮૯ મરણો દુધમલ બાળકોનાં નીપજ્યાં હતાં. દુધમલ બાળકોનાં મરણ ૧૯૦૮-૦૯ ની સાલમાં ઉપર જણાવેલા મારોમાં થયાં હતાં તે કરતાં જરાક ઘટાડો દેખાડે છે તોપણ ૧ થી ૫ વર્ષનાં બાળકોનું મરણપ્રમાણ ગયા પાંચ વર્ષ કરતાં સૌથી વધુ આવ્યું છે. તેમાં તાવ, અતિસાર અને દમનાં રોગનાં મરણ પ્રમાણ બહુ હતાં; એ મરણ પ્રમાણ નીચેના આકડાઓ ઉપરથી જણાશે:—

| સન | એક વર્ષની અંદરના મરણ | ટકા. | | ૧ થી ૫ વર્ષની અંદરનાં મરણ | ટકા. |
|---|---|---|---|---|---|
| ૧૯૦૭ ... ... | ૨૬૮૫ | ૧૧.૧૨ | ૧૯૧૦ .... ... | ૨૮.૩૨ | ૧૩.૩ |
| ૧૯૦૮ .. ... | ૨૯ ૨ | ૯ ૯૭ | ૧૯૧૧ ... .. | ૨૭.૬૫ | ૧૧.૯ |
| ૧૯૦૯ ... ... | ૨૭. ૨ | ૯. ૪૯ | ૧૯૧૨ .. ... | ૨૭ ૯૧ | ૧૪.૮. |

બાળકોનું મરણપ્રમાણ અટકાવવા માટે (૧) ગરીબ સ્ત્રીઓ માટે સુવાવડખાનાં સ્થાપવાં અને મફત ડાકટરી મદદ સાથે કેળવાયલી દાઈઓની મદદ આપવી (૨) દેશી દાઇઓને કેળવણી આપવી તથા તેમને પરવાના આપવા (૩) સર્ટીફીકેટ કે પરવાના વગરની સ્ત્રીઓને દાઇઓ તરીકે કામ કરતી અટકાવવી. (૪) અને મ્યુનિસિપાલીટીએ દુધશાળા સ્થાપવી જ્યાંથી ગરીબ સ્ત્રીઓ સસ્તે પૈસે સ્વચ્છ દુધ ખરીદી શકે આ સુચનાઓનો અમલ થોડા વખતમાં થઈ શકે એમ લાગતું નથી અને જ્યાં લગી આ પ્રશ્ન ગંભીરતાથી હાથમાં ધરવામાં નહીં આવે ત્યાં લગી મામલો સુધરવાનો સંભવ નથી ગરીબોને છોકરા ઉછેરવાનું શિક્ષણ આપવાની મ્યુનિસિપાલીટી તરફની કોશિશ ઓછી થતી નથી. મ્યુનિસિપલ દાઇઓ ગરીબોનાં મકાનોમાં જાય છે અને ત્યાંની સ્ત્રીઓ સાથે એ બાબતમાં વાતચીત કરી તેઓને સમજુતી આપે છે સેનીટરી વીઝીટરો પણ સેનીટરી એસોસીએશન તરફથી જાય છે આરોગ્ય ખાતાને બીજાં કામો હોવાથી તે આ કામ આટલી હદ સુધી કરે છે આવતા વર્ષના અંદાજ પત્રમાં રૂ. ૧,૦૦૦ ની માગણી કરી છે. જો તે આપવામાં આવશે તો ગરીબ સ્ત્રીઓને સુવાવડ વખતે મદદ કરવામાં તેનો ઉપયોગ કરવામાં આવશે. ગરીબ સ્ત્રીઓને બાળકોને ખોરાક આપવાની રૂઢિ શીખવવાની જરૂર નથી પરંતુ તેમની બીમારી દરમીયાન સારી માવજત માટે હોસ્પીટલની સગવડ અને માતાઓ કામે જાય ત્યારે બાળકોને ખોરાક આપવા સારુ નાણાં સંબંધીની મદદ આપવાની જરૂર છે. કોર્પોરેશને આ પ્રશ્નની તપાસ ઉપાડી લેવી જોઇએ, અને સુવાવડ વખતે તે સ્ત્રીઓની સ્થિતિ સુધારવા અને દુધમલ બાળકોની માવજત કેવે પ્રકારે થવી જોઈએ, તે સબંધી વિચાર કરવા એક કમીટી નીમવી જોઈએ

જાહેર રસ્તાઓ ઉપર કુટવાની રૂઢિ, ઉપર અંકુશ-વડોદરા રાજ્યમાં કડી પ્રાંતના ફોજદારી ન્યાયાધીશે જાહેર કર્યું છે કે-એ પ્રાંતમાં મરણ પ્રસંગે સ્ત્રીઓ છતી ઉઘાડી મુકી, ઘણું નિર્લજ્જ દેખાય એવી રીતે જાહેર રસ્તાઓ ઉપર કુટે છે કેટલીકવાર તો છાતીમાંથી લોહી વહે અને કુટનારને કાયમની ઈજા થાય એવી રીતે સ્ત્રીઓ પોતાના હાથના પ્રહાર કરે છે કોઈ કોઇવાર તો સ્ત્રીઓની હાર તથા ભીડથી રસ્તો બંધ થઈ જાય છે અને એમ સાર્વજનિક રસ્તો બંધ થવાથી અને ઉપર કહેલી સ્થિતિ જોવાથી જનારાઓને ઘણો ત્રાસ ઉત્પન્ન થાય છે. અબળા સ્ત્રીઓ આવી રીતે છાતી ઉઘાડી મુકી જાહેર રસ્તામાં કુટે તથા લોકો તે તમાસો જુએ, એ બીલકુલ અયોગ્ય, ત્રાસદાયક, નિર્લજ્જ અને અનીતિવર્દ્ધક છે; માટે તે બંધ પાડવાને ચાંપતા ઉપાય લેવાની જરૂર છે. આથી લોકોને ખબર આપવામાં આવે છે કે કોઇ પણ કસ્બા કે ગામની સ્થળ સીમામાં જાહેર રસ્તા ઉપર સ્ત્રીઓએ કુટવું નહીં જો કુટશે તો જાહેરનામા વિરૂદ્ધ વર્તન કરવા બદલ કામ ચલાવી શિક્ષા કરવામાં આવશે દરેક નાતના લોકોએ આ જાહેરનામાની હકીકત પોતાના સ્ત્રી વર્ગને સમજાવી તે વિરૂદ્ધ નહી વર્તવા સમજાવવી કે જેથી કામ ચલાવવાનો પ્રસંગે આવે નહીં

# अनुक्रमणिका. ડિસેમ્બર ૧૯૧૨, ખાસ અંક.

## જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ; ખાસ અંક ( ચાલુ ).

४ धर्म सुबोध.

देशप्रीति. सौ. બાલુમા સાંગણવાવાળાં ૨૭૭
ભામિની ભૂષણ સૌ. માલિની ગૌરી ૨૭૮
અભિમાનીજીવનેસ બોધન બ્હેનસકીનાબાઇ ૨૭૮
સખીઓને બોધ. સૌ. મહાલક્ષ્મી પાઠક. ૨૭૮
સખીઓને શીખામણ સૌ. કુન્દન બ્હેન ૨૮૦

रमणी मणिमाला.

મહારાણી પદ્માવતી. સૌ. ગમન ગૌરી. ૨૮૧
દ્રૌપદી અને સત્ય ભામા. સૌ માણેકબાઇકવિ.૨૮૬
કલાવતી. બ્હેન મ- ૨૮૯
સીતાજીનું સતીત્વ. સ્વ.સૌ કપિલબા ૨૯૦.

ज्ञानसुगन्ध.

ના. લેડી સીડનહામનું ભાષણ. ( પૃષ્ઠ ૭૫૨ ),

## બાકી રહેલા સ્ત્રી-લેખ.

આ નીચે જણાવેલા લેખ, હવે પછીના અંકોમાં બનતી અનુકૂલતાએ પ્રકટ કરવામાં આવશે.)

### विविध विहारः

१. जीवन चरित्रो.

१ શ્રી ભરત ચરિત્ર સૌ. ધનલક્ષ્મી.
૨ બુદ્ધચરિત્ર. બ્હેન નિર્મળા.
૩ રાનાડે અને ગૃહતંત્ર. સૌ. ગમનગૌરી
૪ પ્રહ્લાદ ચરિત્ર. સૌ. હિરાલક્ષ્મી.

२. विविध विषयो.

१ સ્ત્રી કેળવણી. સૌ. બાલુબા.
૨ સ્ત્રી કેળવણી. સૌ. મોંઘીબ્હેન.
૩ સ્પાર્ટાની સ્ત્રી કેળવણી સૌ. પ્રિયમતિ શુકલ
૪ સ્ત્રીઓએ શુ જાણવું જોઇએ? બ્હેન ચંદ્રવિદ્યા
૫ વેદમાં સ્ત્રીનુ સ્થાન. મિસિસ સુરજબ્હેન.
૬ સ્ત્રીઓમાં દેશપ્રેમની ખામી સૌ. જ્ઞાનમણી
૭ જ્ઞાન મેળવવાની જરૂર બ્હેન નિર્મળા
૮ સ્ત્રી પરીક્ષા. બ્હેન કીકીબ્હેન
૯ સુવર્ણમાલા સૌ. જ્ઞાનમણી.
૧૦ રત્નહાર. સૌ. બાલુબા
૧૧ અભિમાની સગાંને ઠપકો સૌ. કૃષ્ણાગૌરી
૧૨ દીપાવલી જોઇ થતા વિચાર સૌ. કુસમગૌરી.
૧૩ ઉપલકીયો સુધારો ! સૌ. મહિલા.
૧૪ પ્રાસંગિક ઉદ્ગાર. સ્વ સૌ વસન્તી બ્હેન.
૧૫ આપણી વફાદારી સૌ. સુકનાબ્હેન.
૧૬ પ્રાસંગિક નોંધ. સૌ. ગમનગૌરી
૧૭ લંડનની વિખ્યાત નગરી. સૌ. ગમનગૌરી
૧૮ અમેરિકામાં ધનાઢ્ય સ્ત્રીઓ સૌ. ગમનગૌરી.
૧૯ આત્મસખીનાં પત્રો. સૌ. જ્ઞાનમણિ.
૨૦ મનના વિચાર. સૌ. સવિતાગૌરી
૨૧ સુન્દરીને શિખામણ. નિર્મળાદેવી

गृहधर्म.

૧ અધિકારીસ્ત્રી બ્હેન લાડકુંવરબાઇ.
૨ સ્ત્રીની ઉન્નતિનો ઉપાય સૌ. અનસુયા દેવી.
૩ માતૃધર્મ. બ્હેન હિરાબ્હેન.
૪ સ્ત્રીઓમાં હોવા જોઇતાગુણ સૌ. ચંચળલક્ષ્મી.
૫ ગૃહ મન્દિરની સ્વચ્છતા. સૌ. કૃષ્ણાગૌરી.
૬ સ્ત્રી ધર્મ. બ્હેન દયાવતી જે ગણેશ
૭ આપણે કરવાનાં દાન. સૌ. વિજયાલક્ષ્મી.
૮. અમારી બ્હેનોની અંધશ્રદ્ધા. બ્હેન જડાવબ્હેન

४ काव्यकुंज.

૧ મહાન વ્યક્તિઓને સૌ. વિજયાલક્ષ્મી.
૨ ઉઠો બ્હેનો ભણો વિદ્યા સૌ. બાલુબા
૩ મિત્રને બોધ. બ્હેન સંતોષબાઈ.
૪ પુત્રીને શિખામણ. બ્હેન કીકીબ્હેન
૫ સનાતન સ્ત્રીધર્મ. સૌ. કનુબ્હેન.
૬ સ્ત્રીબોધ. સૌ. હિરાલક્ષ્મી.
૭ યોગ્ય લગ્ન. સૌ મણિબ્હેન
૮ જાગો જીવન ! સૌ. વ-
૯ સ્વામી સ્નેહ. સૌ. વિજયાલક્ષ્મી.
૧૦ પતિ સ્તવન. સૌ. વસન્ત -
૧૧ પતિ પ્રભુનું પૂજન. એક સન્નારી
૧૨ મુગ્ધાની પતિ પૂજા સ્વ.સૌ ત્રિગુણીબ્હેન.
૧૩ અમે ઘેલાં ! - સૌ. હેમકુંવર.
૧૪ પતિસેવા. સ્વ. સૌ. ધુમનબ્હેન.
૧૫ પતિભક્તિ. બ્હેન પતિવ્રતા.
૧૬ ગયેલ ભગિનીને સૌ. વિનોદબ્હેન.
૧૭ વીર સ્વાગત.. સૌ. જ્ઞાનમણિ.
૧૮ લગ્ન ઉત્સવ. સૌ. હરિસુખગૌરી.
૧૯ સ્ત્રી-સુબોધ ગં. સ્વ હીરા બેન.
૨૦ વિશ્વની માયા. સૌ. સવિતાગૌરી.
૨૧ પ્રભુ પ્રાર્થના. સૌ. સવિતાગૌરી.
૨૨ શંકા સમાધાન. બ્હેન સંધ્યા.
૨૩ માતાને શીખામણ. નિર્મળાદેવી.

वार्तालहरी.

પાપી.હૃદયનો પશ્ચાત્તાપ. બ્હેન શાન્તિ.

# ખાસ અંકની છબીઓ.

મુખપૃષ્ઠ—સ્વર્ગસ્થ શ્રી ગિરીશભાઇ તથા સ્વર્ગસ્થ સૌ. કાન્તા બ્હેનઃ આ પત્રના તન્ત્રિના ગત વર્ષમાં પરલોકવાસી થયેલ–પુત્ર અને પુત્રી.

૧ ના. વાઇસરોયની તન્દુરસ્તી માટે ગુર્જર સુન્દરીની પ્રભુ પ્રાર્થના.

૨ મુંબાઇના માજી ગવર્નર સાહેબનાં બાનુ, ના લેડિ સિડનહામ.

૩ ગોંડળનાં ના રાણીસાહેબ, શ્રી સૌ નન્દકુંવરબા, સી. આઇ. ત્રીજી ગુજરાત સાહિત્ય પરિષદ્‌નાં સ્વાગત મંડળનાં પ્રમુખ અને 'ગોમંડળ પરિક્રમણ'નાં લેખક.
ઑ. બૅરોનેટ સરદાર સર ચીનુભાઇનાં પત્ની, શ્રી સૌ.સુલોચનબ્હેન (અમદાવાદ)

૪ ગોંડળનાં રાજકુમારી, ના. શ્રી બાકુંવરબા તથા શ્રી લીલાબા.

૫ બાંકીપુરની મહિલા પરિષદ્‌નાં પ્રમુખ, શ્રી સૌ. રાધાબાઇ સુબીઇકર. (નાગપુર)
ઑ ના. સર નારાયણરાવ ચન્દાવરકરનાં પત્ની, શ્રી સૌ. લક્ષ્મીબાઇ. (મુંબઇ)

૬ સ્વર્ગસ્થ રા. બ લાલશંકર ઉ ત્રિવેદી.–સ્ત્રી કેળવણી, અબલોન્નતિ અને બાલ સંરક્ષણનાં ધર્મકાર્યોમાં જીવન ગાળનાર ભારતભક્ત મહાત્મા. (અમદાવાદ)
સ્વર્ગસ્થ રા. રા. બળદેવજી લાલભાઇ પ્રુ. બી. એ. એલ એલ. બી, 'સુન્દરી સુબોધ મંડળ' ને અંગે 'બાલ ગ્રન્થાવલી' ફન્ડની શરૂઆત કરનાર દેશ મૈયાનો ઉત્સાહી સત્પુત્ર (અમદાવાદ)

## સુન્દરી સુબોધનું લેખક મંડળઃ—

૪ સૌ. જમનાબાઇ નગીનદાસ સક્કઇ,(મુંબાઇ.)–ગુજરાતી હિન્દુસ્ત્રીમંડળનાં પ્રમુખ, અને સેવાસદનનાં ઉપપ્રમુખ. 'અમૃતવાણી' નાં સંગ્રહ કર્તા, 'દુષ્કાળનો અનુભવ,' વગેરેનાં લેખક.

૫ સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ, બી. એ. અમદાવાદ આર્યમહિલા પરિષદ્‌નાં પ્રમુખ તથા સૌ. શારદાગૌરી સુમન્તરામ મ્હેતા બી. એ, 'પુરાણની વાતો' નાં લેખક.–ગુજરાતની પ્હેલી ગ્રેજ્યુએટ બ્હેનોઃ અમદાવાદ.
'સુધાહાસિની,' તથા 'હિન્દુસ્થાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન,'–નાં ભાષાન્તકાર.

૬ શ્રી સુલોચના બ્હેન, અમદાવાદ.–વનિતા વિશ્રામનાં સંસ્થાપક અને વ્યવસ્થાપક.

૬ સૌ. ઇન્દિરા આ પત્રના તન્ત્રિના વડીલભાઇ સ્વ. રા રા. નીલકંઠરાય જસવંતરાયનાં પુત્રી,–અને આદ્ય સંપાદક શ્રી બન્ધુ સમાજના સભાસદ રા. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયાનાં પત્ની (ધારણ કરેલા નામથી કવિતા, વાર્તા, વગેરે, લખે છે.)–તથા સૌ. અરવિન્દા બ્હેન, આ પત્રના આદ્ય સંપાદક શ્રી બન્ધુ સમાજના સભાસદ રા. રા. શિવભાઇ બાપુભાઇ દુર્કાલનાં પત્ની. વિવિધ વિષયોપર ગદ્યલેખ લખે છે–અને, 'વાર્તા લહરી' નાં સંગ્રહ કર્તા. (અમદાવાદ.)

૭ સૌ વિજ્યા લક્ષ્મી હુર્ષદરાય ત્રિવેદી, મુંબાઇ.–પોતાના નામથી તથા ધારણ કરેલા નામથી કવિતા, વાર્તા, વગેરે લખે છે.
સૌ હરિસુખગૌરી, રા. રા. વામનરામ કપિલરામનાં પત્ની, ભાવનગર.–કવિતા તથા ગદ્ય લેખ લખે છે.

સૌ. બબી બ્હેન, સુંબાઇ—કવિતા, વાર્તા, વગેરે લખે છે.

સ્વર્ગસ્થ સૌ. વસન્તી બ્હેન, રા. રા. દુર્લભરામ જ્યેષ્ઠારામ ભટ્ટનાં પત્ની. અમદાવાદ—કવિતા તથા ગદ્યલેખ લખ્યા છે.

સૌ. કૃષ્ણાગૌરી હીરાલાલ રાવળ, સુંદરામપુર.—વિવિધ વિષયોપર ગદ્યલેખ લખે છે. 'સદ્‌ગુણી હેમન્કુમારી' નાં લેખક.

સ્વર્ગસ્થ સૌ. પ્યારૂ બ્હેન, આ પત્રના તન્ત્રિનાં પત્ની—તથા સ્વર્ગસ્થ સૌ. કપિલબા, આ પત્રના તન્ત્રિનાં ભગિની તથા સ્વ. રા. રા. બળદેવજી દુનાં પત્ની. અમદાવાદ: સુન્દરી સુબોધની ભેટનાં પુસ્તકો 'બાલા' અને 'યોગિની' ત્હેમને અર્પણ થયેલાં છે. ત્હેમની તથા સ્વ. સૌ. કાન્તુ બ્હેનની નોટબુકોમાંથી વિવિધ વિષયો વખતોવખત આ પત્રમાં પ્રકટ થાય છે,

**ખાસ અંકના વધારાની છબીઓ.***

| | | | |
|---|---|---|---|
| ૧ | નડિયાદ, અનાથાશ્રમમાં ઉછરતું અનાથ બાલક. | | |
| ૨ | અનાથ બાલકોનું ગ્રુપ | પૃષ્ઠ | સામે |
| ૩ | અનાથ અપંગોનું ગ્રુપ | પૃષ્ઠ | સામે |

* આ છબીઓ પ્રકટ કરી શકવાને માટે અમે શ્રીયુત્ મંત્રીજી, 'અનાથાશ્રમ નડિયાદ' એઓનો ઉપકાર માનીએ છીએ.

# पत्रमंजूषा:

પત્ર ૩ જો: સૌ. મોંઘી બ્હેનની ઇચ્છા મુજબ,—સ્થળ સંકોચને લીધે ચાલુ નવલકથા હાલ શરૂ થઈ શકે તેમ નથી પરન્તુ આવતા વર્ષથી આ પત્રનો મ્હોટો માસિક વધારો (ઘણાં ચિત્રોવાળો) પ્રકટ કરી, પત્રનું કદ ૧૦૦ પાનાંનું કરવા વિચાર છે, ત્હેમાં તે અવશ્ય દાખલ થશે.

પત્ર ૪ થો: બ્હેન સૌ. દક્ષાને ત્હેમના સવિવેક પ્રશ્ન માટે અમે ધન્યવાદ આપીએ છીએ. શ્રી રાધાનો શ્રી કૃષ્ણ સાથે અમે કલ્પેલો દાંપત્યસંબન્ધ પુરાણ ગ્રન્થો કરતાં વૈષ્ણવ ધર્મની ઉચ્ચ ભાવના ઉપર વધારે આધાર રાખે છે. શ્રીમદ્ ભાગવત, ગીતગોવિન્દ, વગેરેમાં જૂદીજ વસ્તુસ્થિતિ છે, એ અમને સુજ્ઞાત છે પરન્તુ પ્રભુપ્રેમના વિલક્ષણ સ્વરૂપ તરીકે આ દાંપત્ય ભાવના લોકહૃદયમાં પ્રચલિત છે, અને અમે એજ અર્થમાં તે સ્વીકારી છે. શ્રીકૃષ્ણને આઠ પટરાણીઓ હતી કે કેમ ?—આ સવાલ પણ વિચારવા જેવો છે. ત્હેને માટે શ્રીયુત્ બંકીમ ચન્દ્ર સેન ચટ્ટોપાધ્યાય કૃત 'શ્રીકૃષ્ણ ચરિત્ર' એ ગ્રન્થ રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ એ,એલએલ બી, એઓના સુન્દર ભાષાન્તરમાં આપણને પ્રાપ્ત થયો છે, તે જોવા અમારી ખાસ ભલામણ છે

પત્ર ૬ ઠ્ઠો: બ્હેન 'સત્યા'ને પોતાની ભગિનીઓ માટે વધુ સહનશીલતા, વધુ શ્રદ્ધા રાખવા સપ્રેમ વિનંતિ છે. જેવાં દૂષણો તેઓ સ્ત્રીઓમાં જુવે છે, ત્હેવાંજ અને તેથી અધિક દોષો પુરૂષોમાં પણ હોય છે ! અર્થાત્ એકલી આપણી બ્હેનોજ સદોષ છે એમ નહિં. છતાં અમે માનીએ છીએ કે, સારા વિચાર હૃદયમાં આવ્યા શિવાય સારાં લખાણ લખી શકાય નહિં; અને કદાપિ આચાર અને વિચારમાં ભેદ રહેતો હશે, તો તે પણ ઓછો થવાનો આ એક સન્માર્ગ છે, એમાં કાંઈ સંશય નથી કારણ કે શુભ વિચારને હૃદયમાં સ્થાન આપ્યાં કરવાથી સમય જતાં ત્હેનું સત્ફળ મળ્યા વિના રહેજ નહિં, એમ અમને પૂર્ણ શ્રદ્ધા છે

સહૃદય બન્ધુ રા. कासार, તથા બ્હેન સૌ. ગૌરી, વગેરે બ્હેનો અને બન્ધુઓ સુન્દરી સુબોધને પોતાનુંજ ગણે છે, એવી ત્હેમની શુભ ઇચ્છાઓ માટે ત્હેમનો અમે ઉપકાર માનીએ છીએ

—તન્ત્રિ, સુ. સુ.

# સુન્દરી સુબોધ મંડળ, અમદાવાદ.

૧ સુન્દરી સુબોધ માસિક પત્રના સર્વ ગ્રાહકો, લેખકો, તથા સહાયકો,–સ્ત્રીઓ અને પુરૂષો,–આ મંડળમાં સભાસદ થઈ શકશે.

૨ ત્હેમાં સભાસદ થવા ઈચ્છનાર સ્ત્રી અથવા પુરૂષે નીચે મુજબ **સંકલ્પ** સેવો પડશે. **“ સ્ત્રીની ઉન્નતિ ઉપર જગતની ઉન્નતિનો આધાર છે; તેથી પવિત્ર ગૃહિણીઓ વડે ગૃહ,–સુજ્ઞમાતાઓ વડે પ્રજા,–અને સાધ્વી સ્ત્રીઓ વડે સ્વદેશ–નો ઉદય થાય; તથા પ્રાણી માત્રનાં સુખ, સન્તોષ, આનન્દ, ઉત્કર્ષ અને કલ્યાણમાં વધારો થાય, એમ કરવા હું નિરંતર યથાશક્તિ પ્રયત્ન કરીશ.”** અને તે પ્રમાણે બને ત્યાં સુધી વર્તવા પ્રયાસ કરવો પડશે.

૩ આ મંડળનું મુખ્ય જીવન સૂત્ર ‘ **ચ્હાઓ અને સેવો !** ’ (LOVE AND LABOUR ! ) એ રાખવામાં આવ્યું છે; અને ત્હેવું વર્તન રાખવામાં **સભાસદોને** બની શકતી સઘળી મદદ **મંડળ** તરફથી આપવામાં આવશે.

૪ આ **સંસ્થાને** અંગે હાલ ત્રણ પ્રવૃત્તિ શરૂ કરવામાં આવી છે. **૧. ફરતું પુસ્તકાલય, ૨. બાલ ગ્રન્થાવલી,** અને **૩. અબલા સહાય ફન્ડ.**

૫ સભાસદ થવા માટે કાંઈ પણ લવાજમ રાખવામાં આવ્યું નથી. જેની ઇચ્છા–અનુકૂળતા હશે, તેઓ તરફથી જે કાંઈ મદદ **મંડળનાં** ફન્ડને મળશે, તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે. સૌ. પારવતી બ્હેન તરફથી આવેલ રૂ. ૧–૦–૦ ઉપકાર સહિત **મંડળ** ખાતે જમે કરવામાં આવ્યો છે. **મંડળ** તથા ત્હેના અંગની સંસ્થાઓનો અહેવાલ અને ફન્ડોનો હીસાબ **સુન્દરી સુબોધમાં** વખતો વખત પ્રકટ થશે.

## ૧. ફરતું પુસ્તકાલય.

૧. સારાં વાંચવા લાયક પુસ્તકોની **પ્રવાસ પેટીઓ** વાચનાર વર્ગમાં વિના ખર્ચે ( અથવા ઓછામાં ઓછા ખર્ચે ) ફેલાવી, કેળવણીનો વધારો કરવામાં મદદ કરવી, એ આ પ્રવૃત્તિનો હેતુ છે.

૨. ત્હેનું નામ સુન્દરી સુબોધ ફરતું પુસ્તકાલય રાખવામાં આવ્યું છે. લગભગ પંદરથી પચીસ ચોપડીઓની એકેકી પેટી કરી, જૂદી જૂદી પેટીઓમાં ત્હેના પુસ્તકો ગોઠવી વાંચનારામાં ફેરવવામાં આવશે. દરેક પેટી ઉપર જૂદો નંબર રહેશે; અને પુસ્તકોની યાદીઓ ( પેટી દીઠ–તથા વિભાગ વાર રાખવામાં આવશે, અને તે) અનુકૂળતા મુજબ સુન્દરી સુબોધમાં પ્રકટ થશે.

૩. રૂ. ૧૫ થી રૂ. ૨૫ સુધીનું ખર્ચ એકેકી પેટી ( પુસ્તકો સાથે ) તૈયાર કરાવતાં થાય છે. આ સંસ્થાને સહાય કરનારામાંથી જેમની ઇચ્છા રૂપિયાને બદલે તૈયાર પેટી આપવાની હશે, તેઓ તેમ કરી શકશે. પરન્તુ સામાન્ય નીતિની અથવા રાજ્યકર્તાની વિરૂદ્ધનાં, તેમજ કોઇ પણ કોમ અથવા ધર્મની લાગણી દુઃખાય ત્હેવાં પુસ્તકો કોઇ પેટીમાં આવી ગયાં હશે, તોપણ તે બાતલ થશે. પેટી તૈયાર કરાવવા માટે આપેલી રકમમાંથી જે કાંઈ વધશે, તે ફરતા પુસ્તકાલયના ફન્ડમાં ઉમેરવામાં આવશે

૪. પેટી આપનારની ઈચ્છા મુજબ પુસ્તકોની યાદીઓમાં તે પેટી જેના તરફથી અથવા જેના સ્મરણાર્થે આપેલી હશે, ત્હેના નામથી ઓળખવામાં આવશે.

૫. ફરતા પુસ્તકાલયની જૂદાં જૂદાં શહેરો માટે શાખાઓ સ્થપાતી હશે, તો ત્હેમને અનુકૂળતા મુજબ મદદ કરવામાં આવશે.

---

શ્રી સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું—અમદાવાદ.

. ફરતા પુસ્તકાલયની પેટીઓ મંગાવવા મોકલવાનું રેલ્વે ભાડું-હાલને માટે આ સંસ્થાના ફન્ડમાંથી આપવામાં આવશે. અર્થાત્ તે મંગાવનારે આપવાનું નથી. પરન્તુ નીચે મુજબના નિયમો ત્હેણે પાળવા પડશે.

અ) પેટી મંગાવનારે રૂ ૧૦ અનામત આ સંસ્થા ખાતે રાખવા પડશે. ચોપડીઓ, પેટી વગેરેને નુકશાન થયું હશે તો તે સદહું રકમમાંથી વસુલ કરવામાં આવશે ચોપડીઓ નહિં મંગાવવી હોય, ત્યારે તે આખી(અથવા બાકી રહેલી)રકમ પાછી આપવામાં આવશે. પેટી આપનારની ભલામણ ઉપરથી, અથવા મંત્રીને યોગ્ય કારણ જણાશે તો, રકમ અનામત લેવાનો નિયમ અમુક મંગાવનાર માટે મુલતવી રાખી શકાશે.

આ) પેટી તથા, ત્હેમાંનાં પુસ્તકો અને ત્હેનું પત્રક વગેરે માટે મંગાવનાર જવાબદાર રહેશે, અને કાંઇ નુકશાન થયેલું જણાશે તો તે ત્રણ માસની અંદર મંગાવનારે ભરી દેવું પડશે.

(ઈ) મંગાવેલી પેટી એક માસમા પાછી મોકલવી પડશે; પરન્તુ તે મુદતમાં વધારો માગવાની જરૂર જણાય તો મંત્રીને લખ્યેથી, અનુકૂળતા મુજબ, તેમ થઇ શકશે.

ઉ) પેટીની ચોપડીઓ લેવાનો પ્રથમ હક સ્ત્રીઓનો, અને પછી પુરૂષોનો છે. સુન્દરી સુબોધના ગ્રાહક હોય કે નહિં, પણ સર્વને તે પુસ્તકો વાપરવાનો હક છે. ચોપડીઓ વગેરેની જવાબદારી મંગાવનારને સિર હોવાથી, તે આપવાની બાબતમાં, તથા નુકસાન થતું અટકાવવા અથવા વસુલ કરવાની બાબતમા યોગ્ય વ્યવસ્થા કરવાની પેટી મંગાવનારનેસત્તા છે

ઋ) આ પુસ્તકાલયની પેટીઓ મંગાવનારે સઘળી બાબતમાં મંત્રી ( અથવા વ્યવસ્થાપક કમીટી)નો ઠરાવ છેવટનો ગણવો પડશે.

૬ પેટીઓ તથા પુસ્તકો વગેરેને સ્વાભાવિક ઘસારાથી થતા નુકશાનનું ખર્ચ આ પુસ્તકાલયના ફન્ડમાંથી કરવામાં આવશે.

એક સ્વદેશ પ્રેમી સન્મિત્ર તરફથી ૬ પેટીઓ પુસ્તકોથી ભરેલી મળી છે, ત્હેમનો અને બીજી ૧૪ પેટીઓ તૈયાર કરાવવાની વ્યવસ્થા થઈ છે, તે આપનાર બ્હેનો અને બન્ધુઓનો અમે ઉપકાર માનીએ છીએ. દરેક પેટી યાદીઓમા ન્હદાં ન્હદાં નામથી ઓળખવામાં આવશે. આ રીતે પોતાનાં સ્વજનનાં પ્રીતિસ્મારક તરીકે ત્હેમનો ઉપયોગ કરવાનો સન્માર્ગ અમારા પ્રિય વાંચનાર સમક્ષ ખુલ્લો મુકી શકાય છે, તે માટે અમને આનન્દ થાય છે.

**અમદાવાદ શહેર** ખાતે ' ફરતા પુસ્તકાલય ' ની એક શાખા સ્થાપવામાં આવી છે, જે માટે કામ કરવાનું કેટલાક સન્મિત્રોએ સ્વીકાર્યું છે; જો કે હજી કાંઇ ધ્યાન ખેંચવા લાયક કામ શરૂ થઇ શક્યુ નથી. અમારા એક બન્ધુએ આ યોજનાને અંગે અઠવાડિયામાં એક બે દિવસ ( અથવા વધારે ) જૂદે જૂદે સ્થળે સ્ત્રીઓ માટે વાંચન કલાસોની શરૂઆત કરવાનું પણ માથે લીધુ છે, એમ જણાવતાં અમને સન્તોષ થાય છે. પ્રભુ કૃપાથી આ સત્કાર્ય ધીમે ધીમે વધારે વધારે સફળ થતું જશે, એમ શ્રદ્ધા છે.

## ૨. अबला सहाय फन्ड.

૧. આ ફન્ડનો હેતુ આપણી બ્હેનોને યથાશક્તિ સર્વ રીતે સહાય કરવી એવો છે. પરન્તુ હાલને માટે ત્હેમને સસ્તુ વાચન પૂરૂં પાડવુ, એટલી શરૂઆત થઇ શકી છે.

૨. જે બ્હેનોને સુન્દરીસુબોધનું લવાજમ આપવું ભારે પડતું હશે, ત્હેમને માટે ભલામણ કરનાર અર્ધું લવાજમ આપવા ખુશી હશે, તો બાકીનું અર્ધું લવાજમ આ ફન્ડ ખાતેથી આપવામાં આવશે; અર્થાત્ આ પત્ર અર્ધી કીમતે ત્હેમને મળશે.

૩. આ ફન્ડમાં નીચે મુજબ રકમો ભરાઇ છે, જે માટે તે ભરનારનો ઉપકાર માનવામાં આવે છેઃ

રૂ. ૧૦-૦-૦ એક સન્મિત્ર.
" ૧૦-૦-૦ તન્ત્રી, સુન્દરી સુબોધ.
" ૫-૦-૦ સૌ. દેવકાબાઇ રોકરશી છેડા (કેશુ-કચ્છ)

કુલ રૂ. ૨૫-૦-૦

## ૨. बाल ग्रन्थावली.

૧. બાલકો અને સાધારણ ભણેલી સ્ત્રીઓને માટે સારાં પુસ્તકો લખાવી સસ્તી કિંમતે પ્રકટ કરવાં, એ આ ગ્રન્થાવલીનો હેતુ છે. હેની શરૂઆત સ્વ. શ્રી. બળદેવજી. લાલજીભાઈ ઘ્રુ. બી. એ, એલ એલ. બી, એઓએ ૩૦૦-૦-૦ ની મ્હોટી રકમ આપીને કીધી છે. આ ફન્ડમાં નીચે મુજબ રકમો ભરાઇ છે.

રૂ. ૩૦૦-૦-૦ સ્વ. શ્રી બળદેવજી લાલજીભાઈ ઘ્રુ.
" ૩૦-૦-૦ સ્વ. સૌ કપિલમા.
" ૨૦-૦-૦ તન્ત્રી, સુન્દરી સુબોધ
" ૪૦-૦-૦ રા. રા મણિલાલ ડાહ્યાભાઈ નાણાવટી, બી. એ, એલ એલ બી, સોલીસીટર.
" ૧૦-૦-૦ રા. રા. શિવભાઇ બાપુભાઇ દુકોલ.
" ૫-૦-૦ રા. રા. રોકરશી પુંજાભાઈ છેડા (કેશુ-કચ્છ)

કુલ ૪૦૫-૦-૦

હાલમાં આ ગ્રન્થાવલીને અંગે બે પુસ્તકો પ્રકટ કરાવવા તૈયારી ચાલે છે.

**હિન્દની મહાન બાનુઓનાં** નામની ત્રણસો રૂપિયાની ઇનામી હરીફાઇ જે આ મંડળને અંગે ઉભી થઇ છે, હેની ઇલ્થી મુદત કમીટી તરફથી તા. ૧૫ મી મે ૧૯૧૩ની ઠરાવવામાં આવી છે.

'**હિન્દુ સ્ત્રીસંસાર**'. આ વિષય ઉપર સૌ ચંચલ-ચંદુલાલ દેસાઇ સીરીઝને અંગે, ડૉ. ચન્દુલાલ અંબાલાલ દેસાઇ, એલ. એમ. એન્ડ એસ, તરફથી ગયા ઓક્ટોબરના સુન્દરીસુબોધમાં રૂ. ૨૫ નું ઇનામ જાહેર થયું હતું. આવેલા નિબંધો પૈકી રા. સન્મુખલાલ ઝવેરીલાલ (મુંબાઈ), એઓના નિબન્ધને માટે રૂ. ૨૦ અને બ્હેન હીરા બ્હેન મથુરભાઇ (ભુવાલડી) એમના નિબન્ધને માટે રૂ ૫ આપવાનો નિર્ણય થયો છે. બ્હેન હીરા બ્હેનને આ ઇનામ ઉપરાંત સુન્દરી સુબોધ મન્દિર તરફથી રૂ ૫ નાં વાંચવા લાયક પુસ્તકો પણ આપવા ઠરાવવામાં આવ્યું છે. આ બ્હેન અને બન્ધુને અમે અભિનન્દન આપીએ છીએ. સદરહું રકમ તથા પુસ્તકો હેમને મોકલી આપવામાં આવ્યાં છે. ડૉ. ચન્દુલાલના કેળવણી અને સંસાર સુધારાની અભિવૃદ્ધિના આવા સત્પ્રયાસ માટે હેમનો અમે ઉપકાર માનીએ છીએ.

**ઠરાવ:** તા. ૧૪-૪-૧૩.-'બાલગ્રન્થાવલી' ની ફન્ડ કમીટી ઠરાવે છે કે,-આ ગ્રન્થાવલીના સંસ્થાપક શ્રીયુત બળદેવજી લાલજીભાઇ ઘ્રુ-અને કમીટીના સભાસદ રા. રા. હરસિદ્ધભાઇ વજુભાઇ દિવેટિયાનાં પત્ની સૌ. ભાનુમતી (અમથી બ્હેન)-ના શોકજનક મરણ માટે તે અન્તઃકરણ પૂર્વક દિલગીરી પ્રદર્શિત કરે છે, અને હેમનાં સંબન્ધીઓને સપ્રેમ દિલસોજી આપવા રજા લે છે.

'**સુન્દરી સુબોધ**' મંડળ તથા હેને લગતી સર્વ સંસ્થાઓ માટેનો પત્ર વ્યવહાર નીચેને સરનામે કરવો. મંત્રી, '**સુન્દરી સુબોધ**' મંડળ, અમદાવાદ.

# અમારા વાચક મંડળનો અભિપ્રાય.

સુન્દરી સુબોધ-માસિક વધારા સાથેનું પ્રકટ કરવાની જે એક નવી યોજના અમે આ **ખાસ અંક**માં અમારાં પ્રિય વાંચનાર બ્હેનો અને બન્ધુઓ સમક્ષ મુકી છે, તે વિશે અમે ત્હેમનું ખાસ ધ્યાન ખેંચવા માગીએ છીએ.

જેઓ પોતાનાં સ્ત્રીઓ, બાલકો અને કુટુંબીજન માટે એક મ્હોટા, ઉપયોગી, ઉત્તમ પત્રની જરૂર જુવે છે, તેઓને માટે **સુન્દરી સુબોધનો માસિક વધારો** પ્રકટ કરવાની ખાસ ઉપયોગી યોજના તૈયાર થઇ છે. બત્રીસ પાનાંનું આ પત્ર જ્યારે ગ્રાહકોને સવા રૂપિયામાં મળે છે, ત્યારે ત્હેનો ચોસઠ પાનાંનો ઘણાં ચિત્રોવાળો '**માસિક વધારો**' ત્હેમને ફક્ત સવાબે રૂપિયાજ વધુ ખર્ચેથી મળી શકશે. અર્થાત્ **સુન્દરી સુબોધ**નાં ગ્રાહકોને દરેક અંકમાં **પાંચથી દશ ચિત્રો-છબીઓ** સાથે, **૧૦૦ પાનાંનું માસિકપત્ર** ફક્ત વાર્ષિક **રૂ. ૩-૮-૦** ના લવાજમમાંજ આપવામાં આવશે!

આ અંકમાં અમારાં પ્રિય વાચક બ્હેનો અને બન્ધુઓનો અભિપ્રાય મેળવવા અમે છાપેલાં કાર્ડ મૂકયાં છે, જેમાં દરેક દરેક ગ્રાહક અને વાંચનાર આ શુભ યોજના વિશે પોતાનો મત લખી મોકલવા કૃપા કરશે તો ખાસ ઉપકાર થશે. **સુન્દરી સુબોધ** તરફ ત્હેના વાચક મંડળની જે ઉંચા પ્રકારની લાગણી છે, તે જાણવાને પણ આ અભિપ્રાયો સારૂં સાધન થઇ પડશે.

આ યોજનાને અંગે અત્યારથીજ **સુન્દરી સુબોધ**ના વિશાળ લેખક મંડળ તરફથી જૂદાં જૂદાં કામો ઉપાડી લેવાની અનેક ઉદાર માગણીઓ થવા લાગી છે. તેથી જો અમારાં વ્હાલા વાંચનાર આવી મહત્વની પ્રવૃત્તિને પોતાની સંમતિ આપશે, તો ખરેખર ત્હેમને એક મ્હોટામાં મ્હોટું ગુજરાતી સચિત્ર માસિકપત્ર ઘણીજ સસ્તી કિમ્મતે મળી શકશે. હાલ સુધીમાં અમારી ન્યૂનતાઓ તરફ સદ્ભાવ અને આ **માસિક વધારા**ની લોકોપયોગી યોજના તરફ સહાય દર્શાવવામાં આવ્યા છે, તે જોતાં અમને તેની સંપૂર્ણ સફળતા માટે જરા પણ સંશય રહેતો નથી. પરમ કૃપાળુ પ્રભુ તેમ કરવા કૃપાવન્ત થાઓ અસ્તુ!

---

# ગ્રાહકો અને વાચકોને વિનંતિ.

અમારા વ્હાલા ગ્રાહક અને વાંચનારને સવિનય વિનંતિ કરવા અમે રજા લઇએ છીએ કે, જૂજ લવાજમમાં આ **પત્ર** કેટલું ઉપયોગી અને મહત્વનું કામ કરે છે; અને ત્હેની **ભેટ, ખાસ અંક**, વગેરે બની શકે તેટલાં સુન્દર, ઉત્કર્ષક બનાવવા શ્રમ લેવામાં આવે, તે તેઓથી અજ્ઞાત નથી. તો તેઓ પણ આ **પત્ર**નાં જેટલા અને તેટલા ગ્રાહકો વધારી, ત્હેની ઉપયોગીતામાં અભિવૃદ્ધિ કરવા કૃપા કરશે. **સુન્દરી સુબોધનાં** ગ્રાહકો વધ્યેથી ત્હેનાં વાંચનારને પણ લાભજ છે; કારણ કે આ પત્રના ગ્રાહકોની વધતી જતી સંખ્યાના પ્રમાણમાં દિનપર દિન સારી સારી યોજનાઓ ત્હેને અંગે થયેજ જાય છે, એ જાણીતું છે

લખોઃ—**સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.**

સુન્દરી સુબોધનાં ગ્રાહકો અને વાંચનાર માટેજ ખાસ !

# એક નવી યોજના.

**ઉપયોગિતામાં થયેલો વધારો:**

**સુન્દરી સુબોધ** માસિકની ઉપયોગીતામાં દિનપર દિન વધારો થયે જાય છે. પ્હેલાં આ પત્ર ફક્ત ચોવીસ પાનાંનું હતું. ત્હેના માસિક **બત્રીસ પાનાં** કરવામાં આવ્યાં; અને ગયા વર્ષથી ત્હેમાં **ચિત્રો** પણ દાખલ થયાં, સ્ત્રી લેખનો **ખાસ અંક** ધીમે ધીમે બમણો મ્હોટો, અને પછી **સો પાનાંનો**, અનેક **ચિત્રો વાળો** કરવામાં આવ્યો છે. આ ઉપરાંત **ભેટનું** પુસ્તક વિના મૂલ્યે, અને વીસ પચ્ચીસ રૂપિયાનાં વાંચવા લાયક પુસ્તકો લગભગ પડત કિંમતે, ગ્રાહકોને મળે છે!–આટલું થયા છતાં **લવાજમમાં વધારો થયો નથી** અને કરવાનો વિચાર પણ નથી **સચિત્ર સુન્દરી સુબોધ** ગ્રાહકોને સવા રૂપિયામાં મળ્યાંજ જશે.

**વધી ગયેલી જરૂરિયાતો**

પરન્તુ એક મ્હોટા પત્રની ઘણીજ જરૂરિયાત દરેક રીતે હવે જણાવા લાગી છે. **સ્ત્રી લેખના** ખાસ અંક માટે બાનુઓનાં લખાણ લગભગ ૩૦૦ પાનાંનાં અમને મળ્યાં હતાં **પત્રમા** ઉપયોગી અને જરૂરના વિષયો ફક્ત જગો નહિં મળવાથીજ પ્રકટ થઇ શકતા નથી અને લાંબી **ચાલુ નવલ** કથાની પણ વારંવાર માગણી થવા લાગી છે. ગયા વર્ષના **ખાસ અંક** માટે મળેલા અભિપ્રાયોમાં તથા અમને મળતા કાગળોમાં **સુન્દરી સુબોધ** જેવું પત્ર ઘણું મ્હોટું હોવાની બહુ જરૂરિયાત દર્શાવાઇ છે. અર્થાત્ સ્ત્રીઓ–બાળકો–અને કુટુંબીજન માટેના આ માસિકનું કદ વધારવાની ફરજ હવે સર્વ રીતે ત્હેના પ્રકાશકને સમજાવા લાગી છે.

**અનિયમિતતા માટે ફરિયાદ:**

**સુન્દરી સુબોધ** મ્હોટું કરવાના વિચારમાં એક ફરિયાદ અમને નડી છે. ઘણા સન્મિત્રો અને ગ્રાહકો તરફની આ પત્રનું કદ વધારવાની યોજનાને સંપૂર્ણ સંમતિ મળી છે; પરન્તુ તેઓએ **સુન્દરી સુબોધની ચાલુ અનિયમિતતા** માટે વાજબી ફરિયાદ કીધી છે!–આ અનિયમિતતા ઘણે ભાગે અનિવાર્ય કારણોને લીધે થવા પામી હતી; છતાં પણ અમારાં વ્હાલાં ગ્રાહકોને તે વિશે અમારો એટલોજ જવાબ છે કે, હવે પછીના અંકો પણ જો નિયમિત રીતે પ્રકટ નહિં થઇ શકે, તો અમો આવતા વર્ષથી **સુન્દરી સુબોધને** મ્હોટું કરી, જે **માસિક વધારો** કહાડવા વિચાર કર્યો છે, તે બ્હાર પાડીશું નહિં આ **પત્રને** નિયમિત કર્યો પછીજ ત્હેના **વધારા** માટેનો વિચાર અમલમાં મુકવામાં આવશે.

**સુન્દરી સુબોધને પણ થતો લાભ:**

આ માસિક પત્રનો જે **વધારો** કહાડવા વિચાર છે, તેથી આ સુન્દરી સુમોધની પોતાની ઉપયોગિતામાં પણ અભિવૃદ્ધિ થશે, એમાં શક નથી. છતાં આ પત્રનું લવાજમ એનું એ રહેશે. અર્થાત્ બત્રીસ પાનાંના **સચિત્ર** સુન્દરી સુબોધનું લવાજમ ફક્ત સવા રૂપિયો હાલ છે તેમજ રાખવામાં આવશે અને ત્હેનાં ગ્રાહકો વધતાં જશે તેમ તેમ ત્હેમાં સુધારા વધારા હાલ થાય છે, તેમજ કરવાના ચાલુ રહેશે.

# ' માસિક વધારો ' સહિત—સુન્દરી સુબોધ.

**પત્રમાં શું શું આવશે?**—બત્રીસ પાનાં તો ચાલુ પત્રનાંજ હેમાં દાખલ થશે; પણ બાકીનાં **ચોસઠ પાનાં** માટે વિષયોના ચાર વિભાગ નીચે મુજબ નિર્માણ થયા છે.

**૧. વાર્તા—નવલકથાઃ** આ વિભાગમાં એક સુબોધક, રસીલી, ચાલુ નવલકથા સંપૂર્ણ મધુરી વાર્તાઓ, નાટકો અને ગમ્મતનાં લખાણ આવશે.

**૨. ઉપયોગી વિષયોઃ** સુન્દરીસુબોધ માટે આવતી, પરન્તુ સ્થળ સંકોચને લીધે પ્રકટ નહિં થઇ શકતી, જૂદી જૂદી ઉપયોગી બાબતો, સ્ત્રીઓના હિત માટેજ લખાયેલાં ખાસ લખાણ, મહાત્માઓનાં ચરિત્રો, અને વર્તમાન સમયમાં બનતા બનાવોની નોંધ, એમને એવા વિષયો વગેરે બીજા વિભાગમાં દાખલ થશે.

**૩. સાંપ્રત સાહિત્યઃ** દરેક પત્રમાં આવતા વાંચવા લાયક વિષયો, પ્રકટ થયેલાં પુસ્તકોમાંથી ઉત્તમ ગ્રન્થોનો સાર, યાત્રા—પ્રવાસોનાં ખાસ વર્ણનો, ઉત્તમ વ્યાખ્યાનોના સાર, વગેરે. ત્રીજા વિભાગમાં આવશે.

**૪. બાલકો માટે વિભાગ—માંઃ** સુન્દરીસુબોધમાં નહિં આવી શકતા બાલકોને રસ પડે તથા ઉપયોગી થાય એવા વિષયો, વાર્તાઓ, કવિતાઓ, વગેરે પ્રકટ થશે

**મ્હોટામાં મ્હોટું: સોંઘામાં સોંઘું !**

ટૂંકામાં કહીએ, તો **મરાઠી મનોરંજન, હિન્દી સરસ્વતી,** અને **બંગાળી પ્રવાસી,** જેવાં સ્વદેશી ભાષાઓમાં પ્રકટ થતાં મ્હોટાં **માસિકોને** પગલે પગલે ચાલવા આ **પત્ર** પ્રયાસ કરશે. કદમાં એ **માસિક** પત્રોના કરતાં તે મ્હોટું અથવા સરખું થવા છતાં, કિમ્મતમાં હેમનાથીય હેને વધારે સસ્તું રાખવા બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે, અને આપણી ગુજરાતી ભાષામાં તો તે એક **મ્હોટામાં મ્હોટું અને સોંઘામાં સોંઘું** માસિક પત્ર થશેજ, એમાં જરા પણ સંશય નથી અમારી તરફથી આટલું કર્યા પછી, હવે જે કાંઇ રહે છે, તે કરવાનું અમારાં પ્રિય ગ્રાહકો અને વાંચનાર બ્હેનો તથા બન્ધુઓને માથે છે.

**નવી યોજનાની સફળતાઃ**

**સ્ત્રી સાહિત્ય વાંચનમાલાની** ગયા વર્ષમાં ધારેલી યોજના આ ' **વધારો** ' કહાડવાની વધારે અગત્ય જણાયાથી હાલને માટે મુલતવી રાખવામાં આવી છે. તેથી આશા છે કે, હેનાં અગાઉથી થયેલાં ગ્રાહકો પણ આ યોજનામાં સામેલ થશે. **સુન્દરી સુબોધનાં ગ્રાહકોને ખાસ લાભ** તરીકે હેમની પાસેથી તથા હાલમાં ગ્રાહકોમાં નામ નોંધાવનાર હેના સઘળા વાંચનાર પાસેથી, જો તેઓ ગ્રાહક થવા પ્રથમથી પોતાની ઇચ્છા જણાવશે, તો વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૩-૮-૦ ( ટપાલ ખર્ચ સાથે ) લેવામાં આવશે. **જૂન માસની આખર સુધીમાં નામ નોંધાવનારનેજ આ લાભ મળી શકશે.** ત્યારપછી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૪-૦-૦ લેવામાં આવશે. હિન્દુસ્થાન બ્હારના ગ્રાહકોમાં, પ્રથમથી થનાર માટે **પાંચ શિલિંગ** અને પાછળથી ગ્રાહક થનાર માટે **છ શિલિંગ** રાખવામાં આવ્યા છે. કોઇ પણ ગ્રાહકે લવાજમ પ્રથમથી મોકલવાનું નથી અગાઉથી **એક હજાર** ગ્રાહક થયા શિવાય આવી ભારે ખર્ચની યોજના સફળ થઇ શકે નહિં. તેથી જો પુરતા ગ્રાહકો તરફથી સંમતિ અમને મળી જશે, તોજ આ **માસિક વધારો** પ્રકટ થશે. અને હેનો પ્હેલો અંક **વી. પી.** કરી લવાજમ વસુલ કરવામાં આવશે.

લખો.—સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.

આપણા લોકપ્રિય વાઈસરૉય નામદાર લૉર્ડ હાર્ડિંજની
તન્દુરસ્તી માટે ગુર્જર સુન્દરીની



પ્રભુ પ્રાર્થના.

આપણા લોકપ્રિય ગવર્નર સાહેબના બાનુ



Photo Published by special permission kindly granted

નામદાર લેડિ વિલિંગ્ડન.

Lakshmi Art—Bombay

ગોંડળનાં માનવન્ત રાણીસાહેબ–



નામદાર સૌ. નન્દકુંવરબા, સી આઈ

મ્હેલા હિન્દુ બેરોનેટ સર ચીનુભાઇનાં પત્ની–



માનવન્ત સૌ. સુલોચના બ્હેન.

# ગોંડળના નામદાર રાજકુમારી







શ્રી બાકુંવરબા.

શ્રી લીલાબા.







સૌ. વિદ્યાગૌરી, (બી એ )



સૌ. શારદાગૌરી (બી એ )





શ્રી સુલોચના બ્હેન.





સૌ. ઇન્દુબા.





સૌ. સુખગૌરી.



સૌ. બળી બ્હેન.



સ્વ. સૌ. વસન્તી બ્હેન.



સૌ. કૃષ્ણાગૌરી.



સ્ત્રી લેખનો ખાસ અંક.

# સુન્દરીસુબોધ

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો,– સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય કુટુંબપોષક થાય સ્વસ્થ થાય શરીરે બળવતી રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલ્પોમાંથી છુટી એ કુટુમ્બના કલ્યાણ કરવા શમ્મિમતિ અને ઉત્સાહિની બને કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શાન્તિ આપે અને વૃદ્ધ વર્ગની કલ્યાણવાસના તૃપ્ત કરે " સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાસંગિની બની દુઃખતિમિરમાં ડૂબતા બાન્ધુના આત્મા–હૃદય ઉદ્ધાર, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમાતાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે;—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે " સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે "

વર્ષ ૧૦ મું ] ઇ. સ. ૧૯૧૨, ડીસેમ્બર–માર્ગશિર્ષ, વિ. સં. ૧૯૬૯ [ અંક ૪ થો

## ઉદયગુંજન.

### સ્ત્રીકેળવણી અને સ્ત્રીકર્તવ્યઃ–

સ્ત્રીઓના શિક્ષણ માટે (વડોદરાનાં નામદાર મહારાણી સાહેબ . લખે છે કે. આદર્શરૂપ સ્ત્રી કેળવણી એવી હોવી જોઈએ કે તે વડે વિદ્યાર્થિઓ મનુષ્ય તરીકેનાં સર્વ કર્તવ્ય બજાવવાને યોગ્ય થાય—માતા તરીકેના પુત્રી તરીકેના પત્ની તરીકેનાં કૌટુંબિક કર્તવ્યો તથા પ્રજાનાં ઉપયોગી અંગ તરીકેનાં, રાજ્ય તરફના કર્તવ્યો બજાવી શકે " દરેક જાતનો ધંધો કરવા માટે પણ ઉંચા સામાન્ય શિક્ષણની જરૂર તેમણે સર્વત્ર સ્વીકારી છે " પોતાનાં સંતાનની માતા તરીકનાં કર્તવ્ય બજાવવાં એ બેશક સ્ત્રીની ફરજ છે પોતાના કુટુંબની સંભાળ ઉપરાંત સમસ્ત જનસમાજને પોતાનું કુટુંબ સમજીને તેનું રક્ષણ કરવું અને પોતાની આસપાસ જગતમાં જે દુઃખ દૃષ્ટિગોચર થાય તેનું નિવારણ કરવું એ વધારે મોટી ફરજ છે. .

—" હિન્દુસ્થાનના સામાજિક જીવનમાં સ્ત્રીનું સ્થાન.

( ભાષાંતર કરનાર–સૌ. વિદ્યાગૌરી તથા સૌ. શારદાગૌરી. )





...નમાં તથા જ્ઞાનમાં વધારો કરવા વિ-
ધિરૂપ ... તેનું આ કાર્ય ત્રિકાલાબાધિત છે. માનવી હૃદયમાં પ્રેરણા કરી ગ્રંથરૂપે તેજ પ્રગટ થાય છે. તેથી ગ્રંથ, સમાચારપત્રો, ચોપાનિયાં દેવદૂતો જેવાં લાગે તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. ગુજરાતી ભાષામાં પ્રગટ થતાં ચોપાનિયાંમાં 'સુંદરી સુબોધ' નામનું આ ચોપાનિયું દેવદૂત જેવું સ્ત્રીઓને ચિત્તાકર્ષક લાગતુ હશે એવું સહેજ દેખાઇ આવે છે. તેનાજ નામ પરથી ઉપરનું મથાળું સૂઝી આવ્યુ. સુંદરી સુબોધ પોતાના નામને અનુરૂપ કૃતિ કરતું આવ્યું છે. વાંચક બહેનોનું માનસિક સૌંદર્ય તે વધારવા સહાય્ય કરે છે, એવું મારી બહેનો કબુલ કરશે. સુંદરી સુબોધ તેના સ્ત્રીલેખકો, અને પ્રેમી વાંચકો હાલના જમાનાની સ્ત્રીઓને અને સ્ત્રીકેળવણીને એક ભૂષણજ છે. સ્ત્રી જાતીની આશાઓ, ભાગ્ય અને સાધ્ય, સુધારો અને સુખ યોગ્યરીતે ચર્ચાવા અને સુવિચારોનો પ્રસાર તે દ્વારા કરવા આવાં પુસ્તકો એક ઉત્તમ સાધન છે. અને હાલના જમાનામાં તે પોતાનું કામ કરી શકે છે તેથી સ્ત્રીઓનું હિત ચ્હાનારાઓને તેથી ઘણી સારી આશાઓ ભવિષ્યમાં પુરી થવાનો સંભવ જણાય છે. આ માસિકના પ્રસારથી આપણને સ્પષ્ટ જણાય છે કે સ્ત્રીઓમાં વાંચનની અભિરુચિ ઉત્પન્ન થતી જાય છે. આ વાત કાંઇ નાની નથી. વાચનાભિરુચિ એ દેશના ઉદયનું પૂર્વ સુચિન્હ છે. અને સર્વ પ્રકારની પ્રગતિ, સુખશાંતિ એ તેનું ભવિષ્ય અને દિવ્ય અંતિમ ફળ છે !

સ્ત્રીઓમાં આવી રીતે જ્યારે વાંચનની પ્રીતિ ઉત્પન્ન થએલી જણાય, ત્યારે તે યોગ્ય રીતે અને બનતા પ્રયત્નોથી અવશ્ય ઉત્તેજન આપવા યોગ્ય છે. તેમને સમજાય, પસંદ લાગે, મનનું રંજન થાય, સર્વ વિષયો સુગમ થઇ જ્ઞાન મેળવી શકાય, આવી યોજનાઓ જરૂર કરવી જોઇએ. અમદાવાદ, સુરત, ભરૂચ જેવાં તથા તેથી જરા નાનાં શહેરોમાં પણ સ્ત્રીઓ માટે સારાં ગ્રંથાલયો હોય અને તેમાં તેમને પ્રિય થાય એવી સર્વ સગવડો કરી આપવામાં આવે તો બેશક તેમની વાચનાભિરુચિ વધારવાનું શ્રેય આપણને મળ્યા વગર રહેશે નહિ. લાયબ્રેરીઓ એટલે ગ્રંથાલયો સ્ત્રીઓ માટે એક ખરેખર 'સુબોધસરિતા'જ છે. મહાપર્વ સમયે સ્ત્રીજાતિ પુણ્યસરિતા સ્નાનથી આનંદ અને પવિત્રતા મેળવી શકે છે, અને ઉત્તમ સસ્કાર તેના મન ઉપર થાય છે તેમ આ હાલના જ્ઞાનપર્વમાં ગ્રંથાલય રૂપી સુબોધસરિતા આપણને ઘણી લાભકારી થશે.

વડોદરા શહેરમાં તેના લોકોપકારી નરેશની કૃપાથી સેંટ્રલ લાયબ્રેરી નામની એક અપ્રતિમ સંસ્થા સ્થાપન થઇ છે. સૂર્ય કિરણોની પેઠે તે આખા રાજ્યમાં જ્ઞાનપ્રકાશ ફેલાવા માંડી છે. તેના હેતુ, વ્યવસ્થા, કાર્યો સહુને આશ્ચર્ય અને સંતોષ પમાડે એવા છે. પુસ્તકો

અને પુસ્તકાલયો હવાની પેઠે સાર્વજનિક અને મોફત હોવાં જોઇએ, ત્યારેજ તેથી જનસુધારણા થઈ શકે એ સત્ય મહારાજાશ્રીને સારી રીતે જાણ થવાથી તે અમલમાં મૂકાયું છે.

પુરૂષવર્ગ કરતાં સ્ત્રીવર્ગને આત્મસુધારણા કરવામાં વધારે અગવડો હોય છે: પુરૂષ-વર્ગ શાળા, કૉલેજો વ્યાખ્યાનો, ગુરૂ ઇત્યાદિનો જેટલો અને જેટલા વખત સુધી લાભ લઇ શકે છે તેવો સ્ત્રીજાતિ લઇ શકતી નથી. તેથી તેમની પરિસ્થિતિ પૂરી રીતે ધ્યાનમાં લઇ તેમને અનુકૂલ થાય એવી રીતે તેમને માટે લાયબ્રેરીની સર્વ વ્યવસ્થા કરી આપવી અવશ્ય છે. જેમને નાનપણમાં થોડી ઘણી કેળવણી મળેલી હોય છે, એવો સ્ત્રી વર્ગ મોટાં શહેરોમાં અને મધ્યમ પ્રકારની લોકસ્થિતીમાં મોટા પ્રમાણમાં મળી આવશે. જૂના રિવાજો, રહેણી કરણી, અજ્ઞાન સ્ત્રીઓનો મોટો ભાગ ઇત્યાદિ કારણોથી તેમને ઘણી હરકતો આવે છે. ગૃહ-કૃત્યોનો બોજો સવારથી સાંજ સુધી ઘણીખરી સ્ત્રીઓને ઉઠાવવો પડે છે એ ખરું છે તોપણ વાંચનથી થતો નિર્મળ દિવ્ય, માનસિક આનંદ તેમણે અનુભવેલો હોવાથી તેઓ તે ઇચ્છે એ સ્વાભાવિક છે. ઘર બેઠાં સહેલાઇથી તેમને ગમે, સમજાય, વ્યાવહારિક અને નૈતિક, ધાર્મિક ઉપયોગી કેળવણી મળી મનોરંજન કરે એવાં પુસ્તકો મળવાની સગવડ કરવામાં આવે તો આજના કરતાં વધારે સ્ત્રીઓ તેનો લાભ ઉમંગથી લઇ શકશે એ મિથ્યા નથી. વડોદરાની સેંટ્રલ લાઇબ્રેરીના ખાતાએ આ બાબત વિષે સાગો વિચાર કરેલો છે. શહેરમાં એક સ્વતંત્ર મહિલા-પુસ્તકાલય છે. તથા આગળ જતાં ખાસ સ્ત્રીઓ માટે અને બાળકો માટે સર્વ પ્રકારની રમતગમત, મનોરંજન અને સુખકારક વ્યવસ્થાથી પૂર્ણ એવાં પુસ્તકાલયો બનાવ-વાની મહારાજાશ્રીની યોજના પણ ચાલે છે. તથા જ્યાં ઘણી વસ્તી છે એવી પોળોમાં તથા મહોલ્લામાં કોઇ સભ્ય સ્ત્રીની દેખરેખ નીચે એક (Travolling Box) પુસ્તકોની ફરતી પેટી ત્રણ મહિના સુધી સોંપવામાં પણ આવે છે તેથી આડોશી પાડોશી સ્ત્રી વર્ગ ભેગો થઇ અથવા સ્વતંત્ર પોતાને ઘેર બેશી આવી પેટીનો લાભ સારી રીતે લઇ શકે છે. આવી રીતે વધારે સ્ત્રીઓ વાંચી શકે અને સાંભળી પણ શકે. તેમનો ફુરસદનો વખત સારી રીતે ગાળ-વામાં આવી, સંસાર ચિંતામાંથી તેમને ઘડીવાર વિશ્રાંતિ મળે છે, સ્ત્રીવર્ગ ભેગો થઈ શકે, તેમને અરસપરસ સંગતીથી પણ કાંઇ લાભ થાય, શીખાય, રીતભાત સારી થાય ઇત્યાદિ અનેક લાભ થાય એવું છે. આવી ફરતી લાયબ્રેરીની વ્યવસ્થા મોટાં શહેરોમાં ઠેકાણે ઠેકાણે સુશિક્ષિત સન્નારીઓની મદદથી કરી લેવામાં આવવી ઇષ્ટ છે. તેથી તરુણ સ્ત્રીવર્ગ અને પ્રૌઢ કન્યાઓને સારું વળણ મળશે અને ભાવી પ્રજામાં એનાં સુપરિણામ જણાઇ આવશે.

સ્ત્રીજાતીએ કેવળ સંસારભારવાહક જ બની રહેવું, અને વિદ્યાનો આનંદ તથા સુખ બીલકુલ ચાખવુંજ નહિ, એવો ઇશ્વરી ઉદ્દેશ નથી. તે પરમ પિતા અને પ્રેમાળ માતા તો એવુંજ ઇચ્છે છે કે, તેમણે પણ સર્વ દિવ્ય સુખો તથા જ્ઞાન ચાખી પોતાની ફરજો ઉત્તમ રીતે બજાવવા સમર્થ થવું, અને પોતાની પ્રજાને પણ તેવી રીતેજ ઉછેરવી. એક સામાન્ય માનવી દેહધારી માતા પણ પોતાના પુત્રોની પેઠે કન્યાઓને સુખી જોવા ચાહે છે, ત્યારે તે જગન્માતા પોતાની બાળકીઓને અજ્ઞાનાવસ્થામાં પડી રહેલી જોઇ, શું સુખી થશે? નહીંજ થાય. માટે બહેનો! ગ્રંથાલય રૂપી સુબોધ સરિતામાં અક્ષય સ્નાન અને અમૃતપાન કરી સુવિચાર સૌંદર્ય પ્રાપ્ત કરી ખરી સુંદરીઓ બનવા જરૂર યત્ન કરશો એવી વિનંતિ કરવા માગું છું.

(વડોદરા.) —એક મહારાષ્ટ્ર ભગિની.

## ૨. ગ્રંથાલય.

પુસ્તકોના સંગ્રહને " લાયબ્રેરી " અથવા " પુસ્તકાલય " કહે છે. હાલમાં ઘણું કરીને આવી સંસ્થાઓમાં " વાંચનાલય " સાથે વર્તમાનપત્રો, દૈનિક, પખવાડીક, માસિક અને ત્રિમાસિક વિગેરે મુકવાની ગોઠવણ કરેલી હોય છે. વાંચનનો શોખ જુના સમયમાં જ્યારે છાપખાનાં નહતા ત્યારે પણ હસ્તલિખિત પુસ્તકોનો વિદ્વાન વર્ગમાં હતો. આવા હસ્તલિખિત પુસ્તકોના ભંડારોનું સંરક્ષણ પ્રાચીનકાળમા મ્હોટા મ્હોટા રાજાઓને ત્યાં અથવા ધર્મસંસ્થાઓમાં થતું અને પુસ્તકાલયના રૂપમાં ચોપડીઓનો સંગ્રહ થતો

એશીયાખંડની પશ્ચિમે આવેલા જુના સમયમાં પ્રસિદ્ધિને પામેલા પ્રાચીન શહેરનાં ખંડેરોમાંથી પુરાણી વસ્તુઓની શોધખોળ કરતાં, જે સમયે લોકો કાગળ અને શાહીનો ઉપયોગ કરતાં શિખ્યા નહતા તેવે સમયે પકવેલી માટીની ઇંટોના ઉપર લખેલા પુસ્તકોનો એક મોટો સંગ્રહ હાથ લાગ્યો હતો.

ત્યારપછી મીસર દેશમાં એલેક્ઝેન્ડ્રિયા શહેરમાંથી અને પૂર્વ યૂરોપમાં કોન્સ્ટાન્ટીનોપલ (ઈસ્તંબુલ)માં ગ્રંથનો મોટો સંગ્રહ હાથ લાગ્યો હતો એ ઇતિહાસમાં જગપ્રસિદ્ધ વાત છે.

પુરાણા કાળમાં સામાન્યવર્ગમાં શિક્ષણનો પ્રસાર ઘણો થોડો હતો તેથી આવા ગ્રંથોનો ઉપયોગ બહુજ થોડા લોકોમાં પ્રચલિત હતો. અર્થાત્ વિદ્વાન વર્ગમાંજ હતો. હાલમાં સુધરેલા દેશોમાં સામાન્ય લોકોમાં પણ વાંચનનો પ્રચાર વિદ્યાના પ્રસારને લીધે ઘણો થાય છે, અને તેથી કરીને " પુસ્તકાલયો "ની સ્થાપના તથા ઉપયોગિતા ઘણા પ્રકારે બહોળા વિસ્તારમાં આવતી જાય છે. સુધરેલા દેશોમા ' શાળા ' એ વિદ્યાનું મુખ્ય સાધન ગણાય છે. ગરીબવર્ગને ત્યાં મફત શિક્ષણ આપવામા આવે છે. તેમજ " પુસ્તકાલય " પણ શિક્ષણના સાધનરૂપ ગણાય છે, અને મફત વાંચન પુરૂ પાડવામાં આવે છે.

ઇંગ્લાંડમાં કેળવણીના ખર્ચને પુરી વળવામાટે મ્યુનિસીપાલીટી અને લોકલબોર્ડ જેવી જાહેર સંસ્થાઓને લોકો ઉપર કર નાંખવા સત્તા આપી છે તેજ પ્રમાણે સાર્વજનિક લાયબ્રેરી કાઢવા સારૂ કર નાખવાનો અધિકાર ઉપલી સંસ્થાઓને ઇ. સ ૧૮૫૦ ની સાલથી કાયદાપૂર્વક આપવામાં આવ્યો છે.

ગ્રંથ સંગ્રહ અને રક્ષણ કરવા માટે સ્થપાયેલા " પુસ્તકાલયો "માં પેરીસની " બીબ્લિઓ થેક નેશનલ " ન્યુયોર્કમાં " સાર્વજનિક લાયબ્રેરી " અને લંડનની " બ્રીટીશ મ્યુઝિયમ લાયબ્રેરી " એ સૌથી મોટાં છે. પહેલામા ૩૫૦૦૦૦૦, બીજામાં ૧૯૨૦૦૦૦ અને ત્રીજામાં ૩૫૦૦૦૦૦ થી ૪૦૦૦૦૦૦ પુસ્તકોનો સંગ્રહ છે ( અને અમેરિકાની કોન્ગ્રેસ લાયબ્રેરીમાં લગભગ ૧૭૯૦૦૦૦ તથા રશિયાની શહેનશાહી લાયબ્રેરીમાં લગભગ ૧૮૮૦૦૦૦ પુસ્તકો એકઠાં થયાં છે. )

બ્રીટીશ મ્યુઝીયમમાં ૧૦૦ કરતાં પણ વધારે વર્તમાનપત્રોની ફાઇલો રાખવામાં આવે છે. બ્રીટીશ ઈન્ડીઆ ( હિન્દુસ્થાન )માં છપાતાં દરેક પુસ્તકની એકેક નકલ સરકારના કાયદા મુજબ બ્રિટીશ મ્યુઝીયમમાં મોકલવામાં આવે છે.

હિંદુસ્તાનમાં આવી મોટી લાયબ્રેરીઓ ઘણી થોડીજ છે, અને તેનું મુખ્ય કારણ

વિદ્યાના પ્રસારનો અભાવ છે એમ લાગે છે. વાંચનનો શોખ હિંદીપ્રજામાં કેલવણીની અછતને લીધે બહુધા થોડો છે; એમ કહેવું ભુલભરેલું નથી.

કલકત્તામાં ઈમ્પિરીયલ અને મુંબઈમાં રોયલ એશિયાટીક સોસાઇટીની લાયબ્રેરીઓ સૌથી મોટી છે. પરંતુ ઉપર દર્શાવેલી લાયબ્રેરીઓ સાથે સરખાવી શકાય તેમ નથી.

હિંદુસ્તાનમાં સાર્વજનિક લાયબ્રેરીઓ બહુજ થોડી છે. હવે ચાલુ જમાનામાં લાયબ્રેરી અગર પુસ્તકાલયની જરૂરીઆત છે એમ લોકોના માનવામાં આવ્યું છે. અને તેને અંગે (જેના દાખલાપરથી બીજી સ્થાપવા વૃત્તિ થાય એવી) " મોડેલ " લાયબ્રેરીઓની યોજનાઓ અમેરીકા વિગેરે દેશોમાં થઇ છે. વિદ્વાન લોકોને લાભ વાંચનનો મળે અને સાધારણ વર્ગ તેવા લાભમાં ભાગ લઇ નાજ શકે એવી માન્યતા તદન દૂર થઇ ગઇ છે. મજુરી કરનાર વર્ગને પુસ્તકો દ્વારા શિક્ષણ આપવાનાં સાધનો આવી લાયબ્રેરીઓ પુરાં પાડે છે. સમાજના સર્વ પ્રકારના તેમજ સઘળા દરજ્જાના લોકોને માટે જુદા જુદા વાંચનની વ્યવસ્થા થઇ છે. આ દેશોમાં નાનાં બાળકોને માટે સરકાર તરફથી તેમને ઉપયોગી " કિન્ડર ગાર્ટન " (બાલકોને રમત ગમ્મત સાથે જ્ઞાન આપવાના સાહિત્ય) વિગેરેથી સંપૂર્ણ લાયબ્રેરી રાખવામાં આવે છે. " પુસ્તકાલય "ના બહોળા પ્રસારથી વિદ્યા પ્રતિ અભિરુચિ ઉત્પન્ન થાય છે અને જીવનપર્યંત વાંચનમાં સમય ગાળવાના લાભો મળે છે.

અમેરિકા સાર્વજનિક લાયબ્રેરીઓમાં ઘણું આગળ વધ્યું છે. લાયબ્રેરીમાં સાથે સાથે સુંદર ચીજોના પ્રદર્શનની વ્યવસ્થાઓ પણ તે દેશમાં કરેલી જોવામાં આવે છે. જેથી કરીને જનસમાજનું તેના તરફ આકર્ષણ થાય છે. છોકરાઓને ક્યા વાંચનની જરૂર છે, અને તેમની હાજતો કેવી રીતે પુરી પાડવી, વિગેરે વ્યવસ્થા કરવા માટે ખાસ ભાષણોદ્વારા લોકમત કેળવીને પ્રજાની અભિરુચિનો તે તરફ વધારો કરવામાં આવે " મેજીક લેનટર્ન (દીવા આગળ કાચ રાખી તેનાં ભીંતપર પડતાં ચિત્રો) દ્વારાએ ભાષણો આપી છેવટે પુસ્તકોની સૂચનાઓ પણ કરવામાં આવે છે. આવી યોજનાઓથી વાંચનનો શોખ વધે એ સ્વાભાવિક વાત છે.

લાયબ્રેરીમાં એક " ટેલીફોન " (દૂરથી વાત કરી શકાય એવું યંત્ર) રાખવામાં આવે છે જેની મદદવડે ઘેર બેઠાં પુસ્તકો મંગાવી શકાય છે. એકાદી ન્હાની લાયબ્રેરીમાં પુસ્તક ના હોય તો બીજી મ્હોટી લાયબ્રેરીમાંથી મંગાવી વાંચનારને આપવામાં આવે છે.

લાયબ્રેરીની આટલી બધી સગવડતા છતાં પણ જે લોકો તેનો લાભ લઇ શકતાં નથી તે લોકો સારૂ " ફરતી લાયબ્રેરી " ( *Travelling library* ) ની વ્યવસ્થા રાખવામાં આવી છે.

આવી ફરતી લાયબ્રેરીઓમાં એક પેટીમાં ૨૫ અગર ૫૦ પુસ્તક રાખી એકાદ ગીચ વસ્તીવાળા ભાગમાં એક જોખમદાર પ્રદસ્યને સોંપે છે, એક પેટીની ચોપડીઓ વંચાઇ રહે કે તરતજ બીજી પેટી મોકલવામાં આવે છે.

સુધરેલા દેશોમાં અને ખાસ કરીને અમેરિકામાં જે પ્રકારે લાયબ્રેરીનો પ્રચાર છે તેના પ્રમાણમાં હિંદુસ્તાનમાં કશુંજ નથી એમ કહીએ તો ચાલે. અહિંયા જે થોડી સાર્વજનિક લાયબ્રેરીઓ ચાલે છે તેમાં સર્વ લોકને ઉપયોગિ પુસ્તકો રાખવામાં આવતાં નથી બાળકોના ખપનાં પુસ્તકો બહુધા રાખવામાં આવતાં નથી.

હાલમાં વડોદરામાં શ્રીમંત સયાજીરાવ મહારાજ તરફથી અમેરિકાની પદ્ધતિ ઉપર

એક " લાયબ્રેરી " કહાડવામાં આવી છે. આ લાયબ્રેરીમાં " ફરતી લાયબ્રેરી "ની વ્યવસ્થા પણ છે.

મુંબાઇમાં હાલમાં આવાજ પ્રકારની " ફરતી લાયબ્રેરી "ની ગોઠવણ " સોશિયલ સર્વીસ લીગ " તરફથી કરવામાં આવી છે.

આવો પ્રયત્ન હિંદમાં દરેક મોટાં શહેરોમાં થવો જોઇએ તેથી વિદ્યાનો પ્રસાર થશે અને વાંચનનો શોખ વધશે. " સોશિયલ સર્વીસ લીગ "ની સંસ્થા તરફથી આ પ્રયાસ ઘણો સ્તુત્ય છે. અને એવાં સાર્વજનિક ફરતાં પુસ્તકાલયો ચલાવવા માટે દરેક સ્ત્રી પુરૂષોએ તન મન અને ધનથી મદદ કરવી જોઇએ. અસ્તુ !

( મુંબાઇ ) —સૌ. મનુગૌરી.

---

## ૩. મફત ફરતી લાયબ્રેરી.

### ( મુંબઇની ધી સોશિયલ સર્વિસ લીગ તરફની લાયબ્રેરી. )

મફત ફરતી લાયબ્રેરીનો ઉદ્દેશ ઘણો સ્તુત્ય છે. આવા ઉદ્દેશવાળી લાઇબ્રેરીઓ અમેરિકામાં પ્રચલિત છે, અને આપણે અહિં હાલમાં થોડા સમયથી વડોદરા રાજ્ય તરફથી ઉઘાડવામાં આવી છે. ઉપર જણાવેલા બન્ને સ્થળોના ઉદ્દેશો સારા અને સંતોષકારક હોવાને લીધે મુંબાઇની " સોશિયલ સર્વિસ લીગ " (સમાજ સેવક મંડળ) ના નેતાઓને આવા પ્રકારની યોજનાવાળી અર્થાત્ મફત ફરતી લાયબ્રેરી સ્થાપિત કરવાનો વિચાર ઉદ્ભવ્યો, અને તેને પરિણામે અમલમાં પણ મુકાયો છે.

આવી મફત ફરતી લાયબ્રેરીનો ઉદ્દેશ જનસમાજની જ્ઞાન મેળવવાના સાધનો અર્થાત્ પુસ્તકો વિગેરે પુરા પાડી સેવા કરવાનો છે. સામાન્ય અશિક્ષિત વર્ગોને આવા પ્રકારની મદદથી સામાજીક સુધારણામાં સારો ટેકો મળે છે. અજ્ઞાનતાને લીધે પઠાન વર્ગમાં અનાચાર અને દારૂ પીવાની બદી દાખલ થઇ છે તે વિદ્યાનો પ્રચાર થવાથી અટકે છે એ અક્ષરસઃ સત્ય છે. મેજીક લેન્ટર્ન દ્વારાએ આવી બદીના ચિત્રો તહેવારોના દિવસોમાં તેઓ તેમાં ન ફસે તેટલા માટે બતાવીને અટકાવવાનું કાર્ય પણ ઉપલી સંસ્થા કરે છે. તે ઘણું પ્રશંસનિય છે.

પ્રથમ તો મફત ફરતી લાયબ્રેરીવાળો ઉદ્દેશ કેવી રીતે પાર પાડવો એ મુખ્ય વિચાર લીગના કાર્યવાહકોને થઇ પડયો, કારણ લીગની પાસે આવા સાર્વજનિક કાર્યમાં તે રોકી શકે. એવી તેની આર્થિક સ્થિતિ નહતી અને કાર્યમાં રોકવા માટે જોઇતાં નાણાં સારૂ તે કાર્ય આરંભ્યા પહેલા અને તેમાં થોડીક પણ ફતેહ મળ્યા સિવાય જનસમાજને વિનંતિ કરવી એ અશક્ય હતું. વસ્તુ સ્થિતિ આમ હોવાને લીધે મિત્રોદ્વારાએ, આ સંસ્થાના શુભેચ્છકો તરફથી અને પુસ્તકોના પ્રકટ કરનારા તરફથી ચોપડીઓનો સમુહ ભેગો કરવો એવો નિર્ણય થયો, આશરે ૪૫૦ મરાઠી પુસ્તકો, અને ૨૫૦ ને આશરે ગુજરાતી પુસ્તકો એકઠા કર્યાં.

---

* અમદાવાદ શહેર માટે તથા ગુજરાતી પ્રજા માટે આવા " ફરતા પુસ્તકાલય "ની યોજનાની શરૂઆત ' સુન્દરી સુબોધ ' પત્રને અંગે સ્થપાયલા સુન્દરી સુબોધ મંડળ તરફથી કરવામાં આવી છે. જો કે આવી યોજનાઓનાં સુફળ પ્રાપ્ત થતાં વિલંબ જણાય એ સ્વાભાવિક છે, છતાં એ લોક કેળવણી 'શાળા–મિશન' પ્રવૃતિની પ્રમાણ મદદગાર હોવાથી, ત્હેના ઝટકીજ દેશોદયની સહાયક છે.

તંત્રી. સુ. સુ.

તા. ૨૩મી જુન ૧૯૧૨ ને શુભ દિવસે આ કાર્યની શરૂઆત કરી. ૫૦ પુસ્તકોનો એક જથ્થો એક નાનકડી લાયબ્રેરી બનાવે છે. આ સમુહમાંની ૨૫ ચોપડીઓ સહેલા. સાહિત્યની રાખવામાં આવે છે, આશરે ૧૦ પુસ્તકો ઇતિહાસ, જીવનકલા, ચારિત્ર, નિબંધ, પ્રવાસ વર્ણન ઇત્યાદિની હોય છે. વળી ધર્મશાસ્ત્ર અને પુરાણને લગતાં ઓછામાંઓછા આશરે ૫ પુસ્તકો આવી પેટીઓમાં મુકવામાં આવે છે.

આ સર્વ પુસ્તકોને એક લોખંડની પેટીમાં મુકેલાં હોય છે. આવી પેટીઓ જોડે પુસ્તકોનું એક જુદું લીસ્ટ તથા વાંચક અને લાયબ્રેરીઅનને માટે નિયમ અને સૂચનાપત્રની નકલ તેમજ એક લાયબ્રેરીઅનના ઘરની બહાર " ધી સોશિયલ સર્વિસ લીગ મફત ફરતી લાયબ્રેરી મુંબાઇ, " એ નામનું પાટીઉં રાખવામાં આવે છે. તેની સાથે લીગનો રીપોર્ટ, કાર્ડ અને લીગ તરફથી પ્રગટ થયેલી ખબર અંતરોની છાપેલી નકલો રાખવામાં આવે છે.

આવી લાયબ્રેરી ગમે તે સ્થળે ખોલી શકાય છે, અને એકાદ સંભાવિત સદ્ગૃહસ્થને ઉપર જણાવ્યા મુજબની પેટી સોંપવામાં આવે છે. તેણે તેનો રીપોર્ટ લીગને આપવો પડે છે. કે કેટલા માણસોએ આવાં પુસ્તકોનો લાભ લીધો જે લોકો વાંચી નથી શકતાં તેમને લાયબ્રેરીનો ચાર્જ લેનાર સદ્ગૃહસ્થને અઠવાડીયામાં એકાદ વખત વાંચી સંભળાવવાની વિજ્ઞપ્તિ લીગ તરફથી કરવામાં આવે છે અગર એકાદ સ્વયં સેવકને તેમ કરવા લીગ તરફથી મોકલવામાં આવે છે. આવી રીતે દરેક પેટી બે માસ એક સ્થળે રાખવામાં આવે છે, અને તે જગ્યાએ બીજા પુસ્તકોની બીજી પેટી મોકલવામાં આવે છે

આ **ફરતી લાયબ્રેરીનું** કાર્ય શરૂઆતમાં નાણાંની તંગીને લીધે ઘણું મંદ ચાલતું હતું પરંતુ મુંબઇના એક સુપ્રસિદ્ધ સખી ગૃહસ્થ શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાએ જ્યારે આ **મફત ફરતી પુસ્તકાલયની** યોજના જાણી ત્યારે રૂ. ૨૦૦૦)ની નાદર રકમ આ પુસ્તકાલયના ખર્ચ માટે ભેટ આપી પોતાની હમેશની ઉદારતા બતાવી આપી છે. અને આ સસ્થાને જે યશ મળ્યો છે તે ઉપલા સદ્ગૃહસ્થને લીધે છે તેમજ અન્ય ગ્રંથકારો તેમજ પ્રકાશકો અને મુખ્યત્વે કરીને વડોદરાના નામદાર ગાયકવાડે વડોદરા રાજ્ય તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો અને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ પોતાના તરફથી પ્રગટ થયેલાં તમામ પુસ્તકો આ સંસ્થાને મોકલી આપી મદદ કરી છે. અત્યારે આ પુસ્તકાલયમાં ગુજરાતી તેમજ મરાઠી પુસ્તકો ૪૨,૦૦૦ ને સુમારે છે. અને બધા મળીને કુલ ૪૮ સ્થળોએ આવાં નાના પુસ્તકાલયો ખોલવામાં આવ્યા છે. તેમાંના ૨૮ મરાઠી અને ૨૦ ગુજરાતી મથક છે,

મરાઠી લાયબ્રેરીમાંના ૧૨ એકદમ ગરીબવર્ગના લતામાં, અને ૧૬ પછાત પડેલા વર્ગોમાં છે, ૨ પછાત પડેલા વર્ગમાં, અને ૬ સાધારણ ભણેલા પરંતુ ગરિબ સ્થિતિના લોકોમાં તથા બે ગરીબ પારસી વસ્તીમાં આપવામાં આવેલ છે.

પછાત વર્ગોમાં વાંચનનો શોખ હજી થયો નથી તે પ્રવર્તાવવાનો આ સંસ્થાનો ઉદ્દેશ છે.

શેઠ સુખડવાળા તરફથી પુન. રૂ. ૧૦૦૦) ની મદદ મોકલી આપવામાં આવ્યાથી આ સંસ્થાએ આવાં પુસ્તકાલયો સ્ત્રીઓ તેમજ પુરુષો માટેનાં ઔષધાલયો જેવાં કે, કામા ઈસ્પિતાલ, ગોકલદાસ તેજપાલ, રૂક્મણી સૂતિકાગૃહ, જે. જે. હોસ્પીટલ વગેરે દવાખાનાંમાં રાખ્યાં છે.

સ્ત્રીવાંચન માટે મુંબઇમાં સારી લાયબ્રેરીઓ નથી તેથી આ સંસ્થા તરફથી તે ખોટ પુરી પાડવા જુદી જુદી ચાલીમાં સ્ત્રીલાયબ્રેરીઓ ઉઘાડી છે. તેનો લાભ મારી મુજ ભગિનીઓ લેશે એ સંપુર્ણ આશા છે.

આ લાયબ્રેરીઓ કેવી રીતે ચાલે છે તે તપાસના દરેક અઠવાડીએ આ સંસ્થાના કાર્યવાહકો અને સ્વયં સેવકો પોતાનાં મથકો તપાસીને લાયબ્રેરીઅનોને યોગ્ય સલાહ આપે છે. આવી તપાસ કરવાનું કાર્ય ઘણું જરૂરનું છે કારણ કે તેથી આ સંસ્થાને તે ઠેકાણાંઓની સંસારિક સ્થિતિ, માનસિક કેળવણી તથા તેમના આરોગ્ય વીગેરે બાબતોની માહીતી મળે છે.

વળી આ હીલચાલની સાથેજ એક " લાયબ્રેરીઅન્સ કલબ " ઉઘાડવાનું પગલું આ સંસ્થાએ ભર્યું છે. આનો ઉદ્દેશ ફરતી લાયબ્રેરી પછાડી મહેનત કરનારા સજ્જનો, તેની તપાસ રાખનારાઓ, તથા લાયબ્રેરીઅનો, વિગેરે સૌને મહિનામાં એક વખત ભેગાં કરી લાયબ્રેરી કેમ ચલાવવી ? અન્ય દેશોમાં આવાં કાર્યો કેમ કામ કરે છે તેની માહિતી ગૂજરાતી તેમજ મરાઠીમાં આપવામાં આવે છે. આ કલબની બે સભા, પુરૂષોની મળી હતી.

સ્ત્રીલાયબ્રેરીઅનોની આવી સભા સ્થાપવાની જરૂર છે.

ઉપલા મારા નાનકડા હેવાલથી વાંચકોને માલુમ તો પડ્યું હશે કે મુંબાઇમાં સોશિયલ સર્વિસ લીગનો ઉદ્દેશ, પરમાર્થિક કાર્યો કરવાનો છે. ગરીબોમાં વિદ્યાનો પ્રસાર કરવાનો છે અર્થાત્ આવા લોકોપયોગિ કાર્યો કરવાથીજ આપણી ઉન્નતિ છે. છેવટે ઉપલી સંસ્થાને આવા પરમાર્થિક કાર્યોમાં દિન પ્રતિદિન વધુ ફ્તેહ મળો તેમજ આ સંસ્થાનું અનુકરણ અન્ય સ્થળોએ થશે એમ ઇચ્છી આ લઘુ લેખ પુરો કરૂં છું. અસ્તુ !!

( મુંબઇ ) —સૌ. મનુગૌરી.

## ૪. અમદાવાદની ગુજરાત લેડીઝ કલબ.

આજકાલ પુરૂષવર્ગમાટે જાતજાતની કલબો ( મંડળો ) છે. રમત ગમતની કલબો, સંસાર સુધારાની કલબો, સાહિત્ય વિશે ચર્ચા કરવાની કલબો, વક્તૃત્વશક્તિ ખીલવવાની કલબો, વગેરે જૂદા જુદા ઉદ્દેશવાળી કલબો સ્થપાતી જાય છે. એવાં મંડળોમાં જનારાં પરસ્પર સમાગમનો મોટો લાભ મેળવે છે. એક બીજાના વિચાર જાણવા જણાવવા એ દરેક કલબમાં ઉપયોગી પરિણામ થાય છે. આવાં મંડળોમાં યુરોપમાં સ્ત્રીપુરૂષો સાથે ભાગ લે છે. આપણા દેશની જૂદી રીતભાતને લીધે પુરૂષો માત્ર એવાં મંડળોનો લાભ લે છે. સ્ત્રીઓ તેમની સાથે જતી નથી તેથી એવાં મંડળના લાભ તેઓ પામતી નથી. સ્ત્રીપુરૂષો એકત્ર થઇ એવાં મંડળોમાં જઇ શકે નહીં તો સ્ત્રીઓ માટે ખાસ એવાં મંડળ જોઇએ.

સ્ત્રીકેળવણીનો ધીમે ધીમે પણ સુદૃઢ રીતે ફેલાવો થાય છે અને તેને પરિણામે સ્ત્રીઓનાં ખાસ મંડળો ઘણાં મોટાં શહેરોમાં સ્થપાયાં છે અને સ્થપાતાં જાય છે. મુંબાઇમાં "હિંદુ સ્ત્રીમંડળ," પુનામાં મીસીસ રાનડેની " લેડીઝ કલબ " અને એવાં ઘણાં મંડળ ચારે તરફ પોતાનું કાર્ય કરે છે. અમદાવાદ શહેરમાં તેવા મંડળની આવશ્યકતા લાગવાથી ૧૮૮૮-૮૯ ની સાલના અરસામાં મીસીસ મોરકાર્ડ તથા મીસીસ ડોઘગ અને મીસ સોરાબજી બહેનોના પ્રયાસથી "ગુજરાત લેડીઝ કલબ" નામે એક સ્ત્રીમંડળ સ્થાપવામાં આવ્યું છે. સ્થાપનારાં ઉત્સાહી બાનુઓનો શુભ ઉદ્દેશ આપણી સ્ત્રીઓ તથા યુરોપીઅન અને પારસી સ્ત્રીઓ એકત્ર થઇ એકબીજા તરફથી શીખવાનું જાણી પોતાની ઉન્નતિ કરે એ હતો. તે માટે તેમાં અંગ્રેજી શીખવાનું, સીવવા ભરવાનું તથા ચિત્રકામ શીખવવાનું રાખ્યું હતું. જેને જે ઇચ્છા હોય તે શીખવવાનું એ સન્નારીઓએ માથે લીધું હતું. પરંતુ શીખનારાં કેવળ નિરુત્સાહ હોવાથી કલાસો ચાલી શકી નહીં. આ નિરુત્સાહજનક પરિણામથી

હારી ન જતાં આ કલાસોને બદલે એકઠાં થઇ રમત ગમતનો આનંદ મેળવી પરસ્પર પરિચય વધારી સહવાસનો લાભ મેળવવાનું શરૂ કર્યું. એ પ્રમાણે આ કલબનાં હિંદુ, યુરોપીઅન, અને પારસી મેંબરો શરૂઆતમાં વારાફરતી દરેક મેંબરને ઘેર દર અઠવાડીએ એકઠાં થતાં. ત્યાં બેઠી રમતો રમી વાતચીતનો આનંદ મેળવી રીફ્રેશમેન્ટ (ઉપાહાર) લઇ વિદાય થતાં. આ પ્રમાણે લગભગ સાત આઠ વર્ષ ચાલ્યા પછી મર્હૂમ ભોળાનાથ સારાભાઇના સ્મારક ફંડના વ્યવસ્થાપકોએ **ભોળાનાથ લીટરરી ઈન્સ્ટીટયુટ ફોર વીમેન**નું વિશાળ મકાન એલીફંટ રોડ પર બંધાવી નેશનલ ઇંડીઅન એસોસીએશનને સોંપ્યું અને એસોસીએશને એ મકાન "ગુજરાત લેડીઝ કલબ" ને વાપરવા આપ્યું છે. ખાનગી ઘરમાં કલબ ભરવામાં આવતી ત્યારે કેટલીક અડચણ પડતી તે એ મકાન મળવાથી દૂર થઇ છે. વળી ખુલ્લામાં રમવાની રમતો-બૅડમીંટન, ટેનીસ, વગેરે રમવાનાં સાધન આ મકાનમાં છે. તે ઉપરાંત લીટરરી ઈન્સ્ટીટ્યુટની લાઇબ્રેરીનાં પુસ્તક તથા માસિકો અને વર્તમાન પત્રો કલબનાં મેંબરો વાપરે છે. એ રીતે માનસિક ઉન્નતિનું સાધન પણ ત્યાં આવનારાં મેળવી શકે છે. એ લાઇબ્રેરીમાં વાંચવા લાયક પુસ્તકોનો સંગ્રહ છે. એક પુસ્તકોનું કબાટ કચ્છના રાવસાહેબના પ્રાઇવેટ સેક્રેટરી મર્હૂમ રા. રા. છોટાલાલ સેવકરામે પોતાની સ્વર્ગવાસી પુત્રી લીલાવતી સ્મરણાર્થે ભેટ આપેલું છે. ગુજરાતીમાં ઇતિહાસ તથા જીવનચરિત્રનાં ઘણુંખરાં પુસ્તકોનો સંગ્રહ એ ભેટમાં છે. ત્યાર પછી કેટલાંક અંગ્રેજી અને ગુજરાતી પુસ્તકો રા. બા. ભોળાનાથનાં પૌત્રી અને ઑનરેબલ મિ. લલ્લુભાઇ સામળદાસના પત્ની સ્વ. સૌ. સત્યવતી તરફથી એમનાં સ્વર્ગવાસી પુત્રી સૌ. જયુમિલીના સ્મરણાર્થે ભેટ આપવામાં આવ્યાં હતાં. પ્રથમ પુસ્તકાલય શરૂ કર્યું ત્યારે "ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી" તરફથી ઘણાં પુસ્તક તેમજ રા. બા. ભોળાનાથ સારાભાઇના કુટુંબ તરફથી એમની ભાણેજ સ્વ. સૌ. કમળાબ્હેનના સ્મારક તરીકે ભેટ આવેલાં હતાં. સ્થાનિક મ્યુનિસીપાલીટી તરફથી દર વર્ષે તે પુસ્તકાલયને રૂ. ૨૦૦ ની મદદ મળે છે તેમાંથી ઉપયોગી પુસ્તકો અને માસિકો લેવામાં આવે છે. પરંતુ ખેદની હકીકત એ છે કે આપણી હિંદુ બહેનો એ સંસ્થાનો લાભ લેતી નથી. કલબની ફી માસિક રૂ. ૦-૮-૦ છે જે રમવાનાં સાધનો જોતાં ભારે નથી. અને પુસ્તકો અને માસિકો તો સાર્વજનિક હોઇ સહુ તેનો લાભ લઇ શકે તેમ છે. તે માટે કાંઇ ખર્ચ કરવાનું નથી. કલબમાં હિંદુ સ્ત્રીઓ મેંબરો છે પરંતુ તેઓ જવલ્લેજ ત્યાં આવે છે. પારસી તથા યુરોપીઅન સ્ત્રીઓ એનો લાભ લે છે. આપણી હિંદુ સ્ત્રીઓને ખુલ્લી હવા ને કસરતનો લાભ મળે એ ઉદ્દેશથી એ જગાએ ઈન્સ્ટીટ્યુટ રાખી હતી. આપણી સ્ત્રીઓ જેનો શોખ હોય તે માટે ગમે તેટલે દૂર જાય પણ આ બાબતનો શોખ નથી તેથી જતાં નથી.

આનું કારણ એક એ છે કે આપણા લોકોમાં અને વિશેષે કરીને સ્ત્રીઓમાં રમતગમતનો શોખ નથી. અને વાંચનનો પણ જોઇએ તેવો શોખ નથી. રમતગમત માટે આપણા લોકોનો સામાન્ય અભિપ્રાય એ છે કે અમુક ઉમર-બાલત્વ પુરૂં થતાં રમત રમવી એ આ-છકલાપણાની નિશાની છે,-ગંભીરતાથી ઉલટું છે. આવી માન્યતાને લીધે, બાળપણ છોડવાની સાથે રમત ગમતો છોડી દેવાનો અભ્યાસ થાય છે. એ ખરૂં છે કે બાલ્યાવસ્થામાં જે નિશ્ચિંતતા અને પ્રફુલ્લિત મન હોય છે તે સંસારના અનેક વ્યવસાયને લીધે મોટી ઉમરે રહેતાં નથી પણ તેથી એમ નથી ઠરતું કે ન હોવાં જોઇએ. વ્યવસાઇ મનને તેનાથી દૂર કરી કાંઇક જૂદી પ્રવૃત્તિ તરીકે રમત ગમતની ખાસ આવશ્યકતા છે. એથી ખિન્ન થએલાં ચિત્ત પ્રફુલ્લિત

થય છે અને થાકેલાં મગજ વિશ્રાંત પામે છે. રમવાનો નિર્દોષ આનંદ છે અને તે આનંદ ન ભોગવવો એવું કાંઇ કારણ નથી.. શરીર અને મનમાં ઉત્સાહ આણનાર એ સાધન છે તો શા માટે તેનો ઉપયોગ ન કરવો ? ઉત્સાહથી જીવનની શિથિલતા દૂર થઇ બીજી પ્રવૃત્તિ સુકર બને છે. એકને એક જાતનું કામ કરનારનાં–કાંઇ ફેરફાર ઉદ્યોગથી–મન અને શરીર સશક્ત બને છે. માટે સર્વાંશે રમતગમત ઘટતા પ્રમાણમાં સર્વ કોઇએ કરવી જોઇએ. આ વાત આપણા પુરૂષ વર્ગે સમજવા માંડી છે. આપણી સ્ત્રીઓને પણ તે સમજવાની ખાસ જરૂર છે.

આપણી સ્ત્રીઓમાં એક જાતનો પોતાને હલકાં પાડવાનો સ્વભાવ હોય છે. અમારે બૈરાંને રમત ગમત શી, અમારે જે હોય તે હાલે, એવી એવી માન્યતાથી આપણા મનમાં ઠસી ગયું છે કે આપણે સમાજનું નિરૂપયોગી અંગ છીએ. અને એમ માની આપણી સંભાળ અને ખીલવણી જોઇએ તેવી આપણે પોતે કરતાં નથી. તેનું પરિણામ એ થાય છે કે પુરૂષોથી ક્યાંનાં ક્યાં આપણે પાછળ પડી ગયાં છીએ. સમય પ્રમાણે ચાલવી લેવું એ જરૂરનું છે, પણ આપણે કશાની જરૂર નથી–હવાની–ફવાની–વાંચવાની–ફરવા હરવાની–ટુંકામાં સુખ ભોગવવાની જ આપણે જરૂર નથી એ માનવું ભૂલ ભરેલું છે. અનુકૂળતા પ્રમાણે આપણાં શરીર, મન અને આત્મા ખીલવવાના સર્વ પ્રયત્ન કરવા જરૂર છે. તે માટે કલબ જેવાં મંડળો સ્થાપવાં. તેમાં શરીરકેળવણી માટે રમતો અને મન તથા આત્માની કેળવણી માટે વાંચન, નિબંધ, ભાષણો એ વગેરે રાખવાં જોઇએ દરેક માટે જુદાં મંડળો અશક્ય છે તેમ શરૂઆતમાં તેની જરૂર પણ નથી. એકલી રમત ગમત જોડે વાંચન વગેરે રાખવાથી બધી જાતની પ્રકૃતિવાળાને અનુકૂળ પડે એવો સંભવ છે. આવાં મંડળો સમક્ષ નિબંધ વાંચવા માટે કોઇ એમ કહેશે કે પુસ્તકો ઘેર વાંચી શકાય છે. વાંચતાં લખતાં બધાંને આવડે છે તો તેનો ઉત્તર એ છે કે આટલી બધી ઉચી કેળવણી પામેલા આપણા દેશના અને અન્ય દેશના પુરૂષોને પણ એની જરૂર છે. દરેક જણ બધાં પુસ્તકો તથા બધાં વિષયોનો અભ્યાસ કરી શકે નહીં તેમ દરેક બાબત વિષે વિચાર પણ કરી શકે નહીં. દરેક જણ એક દૃષ્ટિબિંદુ પણ રાખી શકે નહીં. અમુક બાબતના એક જણના વિચાર એવા નિબંધ–ભાષણદ્વારા જાણી તે ઉપર સ્વતંત્ર વિચાર કરતાં શીખવાનો એજ રસ્તો છે. આ જરૂર પુરૂષોને વિદ્વાનોને પણ છે તો આપણી સ્ત્રીઓને તો શતગણી વધારે છે. એકાદ પુસ્તક આ રીતે કોઇ સુપ્રસિદ્ધ વિદ્વાન વાંચે છે ત્યારે ઘણાં વર્ષોથી પાસ થએલા એમ. એ. થએલા ગ્રેજ્યુએટો પણ તે સાંભળવા જાય છે. એ શું બતાવે છે ? પુસ્તકો તો સર્વ કોઇ વાંચી શકે છે પણ વાંચવા વાંચવામાં ફેર છે. તેમજ નિબંધો અને ભાષણોથી ઘણા નવા વિચારનાં દ્વાર ઉઘડે છે. માટે સર્વ કોઇએ શીખવા માટે તત્પર વૃત્તિવાળાં થવું જોઇએ. જાણવાનું ઘણું છે અને સમય થોડો છે. માટે જે જાણ્યુ તે ખરૂં.

સ્ત્રીઓના ખાસ મંડળો–કલબો થાય તો તેમને શરીર–મન અને આત્મા કેળવવાનો વધારે પ્રસંગ મળે. રમવાથી ગંભીરતા જતી નથી રહેતી એ ઘણાં વિદ્વાન અને ગંભીર કાર્યો કરનાર યુરોપીઅનોને ઓળખનારથી અજાણ્યું નહીં હોય. ન રમનાર પણ બીલકુલ છુછ્છાં હોય છે એવા દાખલા પણ હોય છે. માટે યોગ્ય મર્યાદામાં રમતગમત સાથે જ્ઞાનવૃદ્ધિ થાય એવા ઉદ્દેશથી કલબોમાં ભાગ લેવામાં આવે તો એ ઉદ્દેશ પરસ્પરના સહવાસથી ઘણી સારી રીતે પાર પાડે.

(અમદાવાદ.) —સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ.

## ૫. શ્રી "જૈનધર્મ વિદ્યાપ્રસારક વર્ગ" એ શું છે?

### (તેની સંક્ષિપ્ત રૂપરેખા.)

પાલીતાણામાં "શ્રી જૈનધર્મ વિદ્યાપ્રસારક વર્ગ" નામક સંસ્થાને સ્થપાયાં આજ લગભગ દશ વર્ષ થઇ જવા આવ્યાં છે. ઉક્ત વર્ષ દરમ્યાન આ સંસ્થાએ શું શું કર્તવ્યો કર્યાં છે, તેનું પ્રદર્શન જો કે સંસ્થાદ્વારા સુપ્રસિદ્ધ કરવામાં આવેલા રીપોર્ટોમાં કરવામાં આવ્યું છે તોપણ એક પરોપકારી સંસ્થાની ઓળખાણ અવારનવાર પ્રસંગે આપ્યા કરવી અત્યંત આવશ્યક છે જેથી આ સ્થળમાં તે જૈનહિતકારિણી સંસ્થાની સંક્ષિપ્ત રૂપરેખાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

શ્રી જૈનધર્મ વિદ્યાપ્રસારક વર્ગ સ્થાપન કરવાનો ખાસ ઉદ્દેશ જૈનોમાં જ્ઞાનનો પ્રચાર જેમ બને તેમ ત્વરતમાં કેવી રીતે થાય તથા જૈનના બાળકોની કેળવણીદ્વારા ભવિષ્યમાં સારી ઉન્નતિ સુગમ કયા પ્રકારે થાય તથા જૈનમહિલાવર્ગને વિદ્યાનો આસ્વાદ આપી અજ્ઞાનતાના ખાડામાંથી સત્વર ઉદ્ધાર કયા પ્રકારે થાય ઇત્યાદિ જૈન સૃષ્ટિનાં હિતમાંજ સમાયેલો છે. જો કે ખાસ કરી કચ્છી જૈન બાળકો—મહિલાઓ વિગેરેની સ્થિતિ સુધારવા આ વર્ગ વિશેષ પ્રવૃત્તિ સેવી શકયો છે તોપણ વર્ગની આર્થિક સ્થિતિનો મજબૂત પાયો વિરચાતાં ભવિષ્યમાં આ વર્ગ વિશેષ ઉપકારક થઇ પડે એમાં આશ્ચર્ય નથી.

જૈનવર્ગમાં જ્ઞાનનો પ્રચાર કરવો, જૈન ગ્રંથોની પ્રસિદ્ધિ કરવી અને જૈનવર્ગમાં સાંસારિક સુધારાની યોજના કરવી એ પ્રકારના ત્રણ વિભાગોમાં વર્ગે પોતાના ઉદ્દેશની રચના રચી છે તેમાં પ્રથમ ઉદ્દેશ પાર પાડવા નિમિત્તે શ્રીજૈનધર્મવિદ્યાપ્રસારક વર્ગાન્તર ગત કેટલાંક પેટા ખાતાં ખોલવામાં આવ્યાં છે જેમાં રાવસાહેબ સર વિસનજી ત્રિકમજી, નાઇટ જે. પી. તથા શેઠશ્રી ખેતસિંહ ખીઅસિંહ જે. પી. ના ઉદાર આશ્રયથી એટલે કે પ્રત્યેક તરફથી રૂ. ૫૦૦૦૦ ની પ્રાપ્ત થએલી મળી એક લાખ રૂપિઆની રકમના વ્યાજમાંથી ચલાવવામાં આવતી 'શ્રી જૈન બોર્ડીંગ સ્કુલ'ની નિશાળનું એક ખાતું છે.

આ બોર્ડીંગ સ્કુલમાં લગભગ પચાશ વિદ્યાર્થીઓ સારી રીતે લાભ લઇ શકે છે. આ સ્થળમાં ખાસ જણાવવું જોઇએ કે આ વર્ગના ખાસ આત્મારૂપ શ્રીયુત શિવજી દેવસિંહ કે જેઓના ભગીરથ પ્રયત્નોનાં ફળરૂપ આ વિદ્યાપ્રસારકવર્ગ અને તેમાં સમાયેલા બીજાં અનેક ખાતાંઓ તથા તે તે ખાતાંઓથી થએલા ઉત્તમ લાભો છે. તેઓ શ્રી જૈનધર્મ વિદ્યાપ્રસારક વર્ગના ઓનરરી સેક્રેટરી તરીકે પોતાની પવિત્ર ફરજો અદા કરે છે અને તમામ ખાતાંઓના રીપોર્ટોદ્વારા તેઓશ્રીએ દરેક ખાતાંની કેટલી ઉપયોગિતા તથા ઉત્તમતા દેખાઇ શકી છે તે સુસ્પષ્ટ કર્યું છે; જેથી શ્રી જૈન બોર્ડીંગ સ્કુલ એ શું વસ્તુ છે, તેની શું આવશ્યકતા છે, તેણે આજ સુધી શું શું કર્યું છે, તે સંસ્થાને હજુ શું શું જરૂર છે, અને તેને આગળ વધારવાથી ભવિષ્યમાં શું ફળ દૃષ્ટિમાં આવવા સંભવ છે, ઇત્યાદિ બાબતો વર્ગના સેક્રેટરીએ સુપ્રસિદ્ધ કરેલા બોર્ડીંગ સ્કુલના રીપોર્ટોદ્વારા (અહેવાલ) જાણી શકાય તેવી છે. આ બોર્ડીંગનાં સ્થાપનથી દેખીતા લાભો થયા છે જેથી એ બાબત તેના રીપોર્ટોદ્વારા જાણી લેવા જરૂર દર્શાવી એટલુંજ લખવામાં આવે છે કે વિદ્યાનો પ્રચાર કરવારૂપ વર્ગનો જે ઉદ્દેશ છે તે ઉદ્દેશને અમુક અંશે આ ખાતાંએ પાર પાડયો છે.

જૈનોમાં જ્ઞાનનો પ્રચાર કરવો એ પ્રકારના ઉદ્દેશને પાર પાડવા નિમિત્તે વિદ્યાપ્રસારક વર્ગે જેમ બોર્ડીંગથી જૈન બાળકોનો ઉદ્ધાર થવા પ્રવૃત્તિ કરી છે તેમ જૈનમહિલાઓનું પણ જીવન સુધારવા આ વર્ગે દુર્લક્ષ સેવ્યું નથી તેની ખાત્રી આપવારૂપ પાલીતાણામાં વર્ગ-હસ્તક ચાલતું બીજું 'શ્રીજૈનવિધવાશ્રમ' નું ખાતું છે તથા આ સિવાય આજ વર્ગ-હસ્તક ચાલતી શેઠ રૂપશી ભારમલ જૈન શ્રાવિકાશાળા તથા મુંબઈ મહિલા સમાજ નામનાં બે ખાતાંઓ છે. ઉક્ત ખાતાંઓ સંબંધી સંપૂર્ણ હકીકત તો તે ખાતાંઓના ગત વર્ષમાં સુપ્રસિદ્ધ કરવામાં આવેલા રીપોર્ટદ્વારાજ જાણી શકાય તેવી છે તોપણ આ સ્થળમાં એટલું તો કહી શકાય તેમ છે કે પાલીતાણામાં ચાલતાં 'શ્રી જૈન વિધવાશ્રમ' નામનાં ખાતાંથી વર્ગ પોતાના ઉદ્દેશનો ઘણો ભાગ સફળ કરી શક્યો છે. આ બધી ફળશ્રુતિઓમાં ખાસ હેતુરૂપ વિદ્યાપ્રસારકવર્ગના આત્મારૂપ શ્રીયુત શિવજીભાઇ છે કારણ કે તેઓના અપાર પરિશ્રમના ભોગે આ વર્ગ દશ વર્ષમાં એક ન ધારવા જેટલી પ્રગતિ બતાવી શક્યો છે. આવી સંસ્થાઓ તરફ જો ધર્મપ્રિય સજ્જનોની ધન સંબંધી સારી સહાયનાઓની અમીદૃષ્ટિ રહ્યા કરતી હોય તો તેના કાર્યવાહકોને પ્રબળ સહાય મળે. આવા પરોપકારી સજ્જનો ધન દાનથી પણ કેટલેક અંશે ધર્મકાર્યમાં સહભાગી બને છે એમ કહીએ તો ખોટું નથી અને આવા પ્રકારનો ધર્મ પ્રેમ જેઓને વર્ગ એ શું વસ્તુ છે તેની જાણ થાય છે તેઓ દર્શાવતા પણ આવે છે. વિધવાશ્રમની જરૂર, વિધવાઓની પ્રાચીન અર્વાચીન સ્થિતિ, શ્રી જૈન વિધવાશ્રમના નિયમો, શ્રી જૈન વિધવાશ્રમનાં અભ્યાસનાં ધોરણો, વ્યવહારિક કેળવણી, વિધવાઓને ધાર્મિક શિક્ષણ, આશ્રમ માતા, રક્ષિકા, પુસ્તકાલય, શિક્ષણ પ્રકાર, ભરત ચિત્રનું કામ, ઇત્યાદિ અનેક પ્રકારનાં સુંદર બંધારણથી 'શ્રી જૈન વિધવાશ્રમ' ને વિરચવામાં આવ્યું છે અને ટુંક સમયમાં આ ખાતાંએ પોતાની ઘણીજ આગળ વધતી સ્થિતિ વર્ગને અને જનસમાજને પ્રત્યક્ષ દર્શાવી દીધી છે છતાં પણ કોઇપણ પ્રકારનાં સ્થાયી ફંડવિનાનું આ અલ્પ સાધનવાન વિધવાશ્રમ જો સારા પ્રકારે સરક્ષિત હોય તો તેમાંથી જે ફાયદાઓ જોવા વર્ગે આશા રાખી છે તે ફાયદાઓ સમીપમાં આવ્યા વિના રહેજ નહિં.

શ્રી જૈન બોર્ડીંગ સ્કુલ અને વિધવાશ્રમનાં વાર્ષિક પરિક્ષા પત્રકો તથા તે બન્ને ખાતાંઓએ તેઓની ટુંક સમયની સ્થિતિ છતાં જે જે ઉત્તમ પ્રકારની આશાઓ આપી છે, તે બાબત ખાત્રી આપતા કેટલાએક પ્રતિદિન વિદ્યાપરાયણ સજ્જન વર્ગના અભિપ્રાયો તથા બીજી કેટલીએક તેઓની ઉત્તમતાની ખાત્રી આપનારી વિગતો વિગેરેનો જો કોઇ મનુષ્ય તે તે ખાતાંના રીપોર્ટદ્વારા ખ્યાલ લે તો તેને એ ખાતાંઓ પ્રત્યે અપૂર્વ પ્રેમ થયા વિના રહેજ નહિં. સારાંશમાં કહીએ તો શ્રી જૈનધર્મવિદ્યાપ્રસારકવર્ગે પોતાના ઉદ્દેશની સાધારણ સફળતા અનેક દિશાઓમાં શ્રી જૈન બોર્ડીંગ સ્કુલ, શ્રી કચ્છી જૈન બાળાશ્રમ, શ્રી જૈન વિધવાશ્રમ, શ્રાવિકાશાળા અને મુંબઇ મહિલાસમાજ દ્વારા પ્રતીત કરી છે. પરન્તુ ઉક્ત ઓની સ્થિતિ જ્યાંસુધી તેની રક્ષા થવા સારી આર્થિક સ્થિતિપર વિરચાઇ નથી ત્યાં સુધી તે ખાતાંઓ ધર્મપ્રિય પુરૂષોની ઉદાર મદદ માટે ખાસ આવશ્યકતા દર્શાવે એ ાવિક છે.

પોતાના હવાલામાં ચાલતાં તમામ ખાતાંઓનું પોતાના ઉદ્દેશ અનુસાર પ્રવર્ત્તન થવા જૈનધર્મવિદ્યાપ્રસારક વર્ગની વ્યવસ્થાપક કમીટીના અધિકારીઓ તથા મેમ્બરો અને

સહાયકો સંપૂર્ણ કાળજી ધરાવે છે એ બાબતના પુરાવામાં વર્ગ તરફથી ગતવર્ષમાં બહાર પાડવામાં આવેલા જુદા જુદા ખાતાંના ૭ રીપોર્ટ્ઝ બસ છે.

જૈન ગ્રંથોની પ્રસિદ્ધિ કરવી એ વર્ગના ઉદ્દેશની બીજી યોજના છે. તેમાં વર્ગે પોતાની દશ વર્ષની નાની વયમાં લગભગ ૭૫) પોણોસો ગ્રંથોનું પ્રદર્શન કરી જૈનપ્રજાની ખાસ જૈનસાહિત્યથી સેવા ઉઠાવી છે. એટલુંજ નહિં પરન્તુ વર્ગે પુસ્તકો પણ એવા ઉચ્ચ પ્રકારનાં સુપ્રસિદ્ધ કર્યા છે કે જેઓ ચાલુ જમાનાને ઘણાં અનુકૂળ આવે અને જૈન ધર્મનું ગૌરવ સર્વાંશે સચવાય. આ પ્રકારની યોજનાનું નામ "પુસ્તક પ્રસિદ્ધિ ખાતું" રાખવામાં આવ્યું છે અને તે ખાતાં સંબંધીના તમામ નિયમો તથા બીજી કેટલીક જાણવા જોગ હકીકતો વર્ગના રીપોર્ટમાં ખાસ દર્શાવી છે જેથી જેઓને જૈન સાહિત્ય પ્રતિ ખાસ ભક્તિ હોય તેઓએ વર્ગના રીપોર્ટનાં અવલોકનરૂપ શ્રમ લેવો એ ખાસ અગત્યનું છે. આ યોજનાને સર્વાંશે વિજયવંતી કરવા વર્ગના આત્મારૂપ શ્રીયુત શિવજી દેવસિંહે પણ ખાસ પોતાની લેખક તરીકેની જીંદગીનો વર્ગને એક મોટા ભાગમાં ભોગ આપ્યો છે તેમજ વર્ગના આખા ઉદ્દેશનું સમર્થન થવા પોતાનાં એક વક્તા તરીકેનાં જીવનનો ભોગ આપવા આ મહાવીર પુરૂષે તાઢ તડકાની પણ દરકાર કરી નથી અને હજુ પણ એમનું જીવન એજ કક્ષામાં ચાલે છે.

પ્રાચીન જૈન ગ્રંથોનાં ભાષાન્તર, તથા ચાલુ જમાનાને અનુકુળ થાય તેવાં ધાર્મિક પુસ્તકોને નોવેલ-નાટક-કથાઓ વિગેરેના રૂપમાં રચી બહાર પાડવાં તથા જૈન સૃષ્ટિમાં સર્વ પ્રકારનો સુધારો થવા બોધ આપે તેવાં ખાસ પુસ્તકો બહાર પાડવાં ઇત્યાદિ વર્ગની યોજનાના સંકેતો છે તેને પુસ્તક પ્રસિદ્ધિ ખાતાંએ સંપૂર્ણ રીતે સાચવ્યા છે એટલુંજ નહિં પરન્તુ જૈનોને ઉપયોગી સાહિત્ય સારૂં, સુંદર, અને સત્વર કેમ બહાર આવે એ હેતુથી શ્રી જૈનધર્મવિદ્યાપ્રસારક વર્ગે પોતાના તરફથી ભાવનગરમાં 'આનંદ પ્રીન્ટીંગ છાપખાનું' ખોલ્યું છે કે જેમાં પુસ્તક પ્રસિદ્ધિ ખાતાંએ પોતાનું સંપૂર્ણ પ્રકાશ ન પામવાની ગતિ પકડી છે. આ સાધનથી પુસ્તકો સત્વર છપાય છે એટલુંજ નહીં પરન્તુ એથી પણ ત્વરાથી જૈનોને ઉપયોગી બાબતોનું વાંચન પ્રાપ્ત થાય એ ઉદ્દેશથી વર્ગના તરફથી એક "આનંદ" માસિકપત્ર પણ નીકળે છે. આ સિવાય વર્ગનાં પ્રત્યેક ખાતાંઓમાં "લાયબ્રેરીઓ"ની યોજના પણ રાખવામાં આવી છે કે જેથી વાંચનના અનુરાગી બાળક, પુરૂષ યા મહિલાને પ્રતિદિન લાભ મળી શકે. "વિદ્યાચંદ્ર-સુમતિ" જેવા અનેક સુંદર ગ્રંથોથી ગુર્જર ભાષાદ્વારા જૈનોનો સંસારસુધારો થવારૂપ વર્ગના ઉદ્દેશની યોજનાઓની અંદર સમાયેલી યોજના, વર્ગના આત્મા શિવજીભાઇએ ખાસ કરીને સંપૂર્ણરીતે સાચવી છે એટલુંજ નહિં પરન્તુ બાળલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ, વિગેરે કુરૂઢિઓના શ્રીયુત શિવજીભાઇ એવા તો કટ્ટા શત્રુ છે કે તેઓ પોતાની જીંદગીનો બહુ વિશેષ ભાગ ભાષણદ્વારા તે રૂઢિઓનું નિકંદન કાઢવામાંજ ગાળે છે.

સારાંશમાં, આ સિવાય હજુ વર્ગ તરફથી ચાલતાં નાનાં ખાતાંઓ ઘણાં છે પરન્તુ પ્રત્યેક બાબતનું સ્પષ્ટીકરણ કરવા અવકાશ નથી તેમ વર્ગ તરફથી એ બાબતનો અર્થાત્ વર્ગ એ શું વસ્તુ છે. અને તેના અંતર્ગત શું શું ખાતાંઓ શું શું ઉદ્દેશથી ચાલે છે ઇત્યાદિ તમામ પ્રકારનો પરિચય વર્ગના પ્રસિદ્ધ કરવામાં આવેલા રિપોર્ટોમાં ઘણીજ સ્પષ્ટતા સાથે

દર્શાવવામાં આવ્યો છે જેથી ધર્માવલંબી સજ્જનને વર્ગ અને વર્ગાન્તરગત પ્રત્યેક સંસ્થાના રીપોર્ટનું અવલોકન કરી ખાસ તનથી મનથી અને ધનથી પોતાનાં ધર્મપરાયણ જીવનનો ઉપયોગ આપી આ વિદ્યાપ્રસારક વર્ગનો ઉત્કર્ષ વહેલો વધતો જોવા જરૂર છે. ઇત્યલમ્.

(મુંબાઈ.) —વેલજબાઈ ખીમજી, સેક્રેટરી,
શ્રી કચ્છી જૈન મહિલા સમાજ.

---

## ૬. બ્રહ્મક્ષત્રિય મહિલા પરિષદ્.

જુદા જુદા ઘરસંસાર મળીને ગામની વસ્તી થાય છે, અને જુદાં જુદાં ગામ મળીને એક પ્રજા થાય છે, એમ કહેવાય છે. પરંતુ આપણે અહિંઆંનો જુદા જુદા ઘરસંસાર મળીને એક નાત થાય છે, અને જુદી જુદી નાતો મળીને પ્રજા થાય છે. આમ હોવાથી એક નાતની અંદર સુધારાની જે કંઇ હીલચાલ થાય તે બીજી બધી નાતો આગળ—સામાન્ય પ્રજા આગળ—રજુ કરવી જોઇએ, એમ ધારીને આ અમારી નાતની હીલચાલ સંબંધી આ લખવું યોગ્ય ધાર્યું છે.

અમારી નાતની પ્હેલી મહિલા પરિષદ આમોદમાં મળી હતી. તે સંબંધી એક લેખ. રા. પ્રાણલાલ ક્ષીરપારામે સુન્દરીસુબોધમાં લખ્યો હતો બીજી મહિલા પરિષદ અમદાવાદમાં ગયે વર્ષે મળી હતી. તેમાં થયેલા કામનો ટૂંક અહેવાલ અહિં આપ્યો છે.

પરંતુ એ અહેવાલ આપતા પ્હેલાં મહિલા પરિષદ્‌ની ઉત્પત્તિ શી રીતે થઇ તે જોવું ઠીક પડશે. આ સંબંધમાં લખતાં બીજી મહિલા પરિષદ્‌ના સ્વાગત મંડળનાં પ્રમુખ અ–સૌ રૂક્મણી બ્હેન જણાવે છે કેઃ—

"પૂર્વે બ્રહ્માએ અનેક પ્રકારની સૃષ્ટિ રચી પણ તેમાં વૃદ્ધિ થઇ નહિ; પણ જ્યારે "સ્વયંભૂ અને શતરૂપા એ પ્રમાણે સ્ત્રી પુરૂષનું જોડું ઉત્પન્ન કર્યું ત્યારેજ સૃષ્ટિની રચના "યોગક્ષેમ ફેલાઇ વૃદ્ધિ થઇ. તેજ પ્રમાણે પુરૂષોને એમ લાગે છે કે ઉંચા વિચારો, બુદ્ધિની "અભિલાષાઓ, અને વ્યવહારીક આપત્તોમાં, એકલા પુરૂષોથી યોગ્ય કાર્ય પુરૂં બની શકતું "નથી; તેટલા માટે પુરૂષો જીવનના બધા પ્રસંગોમાં સ્ત્રીને સખી–સહચરી અને સહાયકારક "તરીકે રાખવા પ્રયત્ન કરે છે

"ઉપલા દ્રષ્ટાંત પ્રમાણે આપણી નાતમાં કેળવાયલા બંધુઓએ ધાર્યું કે આપણે એકલા "મળી નાતના સુધારા વિગેરે કરીશું તેમાં જોઇએ તેવો ફાવશે થનાર નથી. માટે સ્ત્રીઓ આવા "કાર્યમાં લાભ લે તેજ અન્યોઅન્યના વિચારદ્વારા ધારેલી મુરાદો સત્વર બર આવશે."

ઉત્પત્તિ સંબંધી સૌ. રૂક્મણી બ્હેનના વિચારો જણાવ્યા પછી પરિષદ્ સંબંધમાં તેનાં પ્રમુખ ગં–સ્વ–કૃષ્ણા બ્હેનના વિચારો હું જણાવીશ. તેઓ બોલ્યાં હતાં કેઃ—

"આવી સભાઓ ભરવામાં આપણે દેખાદેખી વાંદર નકલ કરીએ છીએ, એવું કંઇજ "નથી. આપણા દેશમાં ચોતરફ જોઇએ તો રાષ્ટ્રીય સભાની ઉત્પત્તિ થયા પછી તેને અંગે "અનેક પ્રકારની કોન્ફરન્સો (સમાજો)ની ઉત્પત્તિ પણ આનુંજ પરિણામ છે. આપણી નાતના પુરૂ- "ષોની કોન્ફરન્સ આ સિવાય બીજું શું છે? આ ઉપરથી આપણે જોઇએ છીએ કે, જમાનાને "અનુસરીને આ બધાં ડગલાં ભરાય છે; એક માણસની કૃતિ નાગી ઉન્નતિનાં ચિન્હો ચોતરફથી "જણાય ત્યારે તેને વધાવી લેવાં એજ લાભકારક છે."

આ પછી આગળ ચાલતાં પરિષદ્થી થતા લાભ અને તેના ઉદ્દેશ સંબંધી તેઓ જણાવે છે કેઃ—

" કોઈ કહેશે કે આપણી નાતના પુરૂષોની કોન્ફરન્સથી શું લાભ થયો ? આના જવા-
" બમાં એટલુંજ કહેવાનું કે એક તો આપણે (સ્ત્રીઓ) એમને જોઇએ તેવી ધારેલા સુધારામાં
" મદદ કરતાં નથી; એટલે એમનાથી એક હાથે કેટલું થાય ? નિયમો એ કરે, પણ તેનો
" અમલ ક[ર]નો આપણે છે. એ આપણને ઘરનો કારભાર કરવામાં મંત્રી તરીકે માને છે
" અને આપણા ઉપર એમનો પૂર્ણ વિશ્વાસ છે, તેથી એમના ધારેલા સુધારા પણ પાર
" પાડવા એ આપણા હાથની વાત છે. × × ×.

" પરિષદ્ જેવા મેળાવડાનો મુખ્ય ઉદ્દેશ તો દૂર રહેવાથી થતા મતભેદ અને ભૂલ ભરેલા
" વિચારો દૂર કરી આપણામાં ખરેખરા સંપનો વધારો કરવો એજ છે. તમારા બધા જુવા-
" નોના મનમાં આવા વિચારો આવ્યા છે, તે ભવિષ્યમાં જે સારૂં પરિણામ નિપજવાનું છે
" તેનું ચિન્હ છે. પણ માળી જેમ બી વાવીને બેસી રહેતો નથી પણ ધીરજથી ફળ આવે
" ત્યાં સુધી તેની માવજત કર્યાજ કરે છે તેમ તમારે પણ ધર્મબુદ્ધિથી આ પરિષદ્ રૂપી
" છોડની માવજત કરવાની છે. "

**બીજી બ્રહ્મક્ષત્રિય મહિલા પરિષદ્માં ચર્ચવાને નીચેના વિષયો પસંદ કરવામાં આવેલા હતા.**

૧. સ્ત્રીઓ યોગ્ય ગૃહિણી શી રીતે થાય ?
૨. મોટી ઉમ્મરની સ્ત્રીઓની કેળવણી આગળ ચાલુ શી રીતે રહી શકે ?
૩. કન્યા કેળવણી આપણી નાતમાં કેવી રીતે આગળ વધારવી ?
૪. નાતહિત અને દેશહિતમાં સ્ત્રીઓની મદદની જરૂર ?
૫. રડવા કુટવા તથા ધાણીઆટાના હાનિકારક રીવાજો શી રીતે દૂર થઇ શકે ?
૬. વિધવાઓની સ્થિતિ સુધારવા માટેનાં વ્યવહારૂ પગલાંઓ ?
૭. સ્ત્રીઓની ધર્મ સંબંધી માન્યતાઓ, અને તેના ગુણદોષ ?
૮. બાળકોનું ગૃહ શિક્ષણ ?
૯. સ્ત્રીઓ પોતાનાં તથા બાળકનાં શરીર તંદુરસ્ત રાખી મજબૂત શી રીતે કરી શકે ?

આ બધા વિષયો ઉપર, તેમજ તે ઉપરાંત વરવિક્રય, અને દસાવિસાના સવાલ ઉપર પણ, લેખો વંચાયા હતા. પ્રમુખ તથા સ્વાગત મંડળનાં પ્રમુખનાં ભાષણો સુદ્ધાં બધા મળીને ત્રીસ લેખ વંચાયા હતા. આ વિષયોની યાદી જોતાં જણાય છે કે તે ઘણાજ ઉપયોગી છે. આજકાલ સ્ત્રીકેળવણીનો, તથા તેમની તંદુરસ્તીનો, તેમજ બાળશિક્ષણનો, તથા બાળકોને ઉછેરવાનો અને વિધવાઓની સ્થિતિ સંબંધના સવાલ આપણા દેશના આગેવાનોને પણ ઘણી ફીકર કરાવે છે. આવા વખતમાં મુખ્ય કરીને પોતાની જાતનેજ લગતા સવાલો સંબંધી ચર્ચા સ્ત્રીઓ કરે તેથી લાભ થવા સંભવ છે. જો દરેક નાતની સ્ત્રીઓ આવા સામાન્ય તેમજ કેટલાએક પોતાની નાતને લગતા ખાસ વિષયો સંબંધી ચર્ચા કરી વિચાર ચલાવે તો ઘણી કઠણ દેખાતી વાતોનો સ્હેલાઇથી ઉકેલ થઇ જાય. આવી નાતોની પરિષદ્માં ખાસ યાદ રાખવાની વાત એ છે કે અમુક નાતે બીજી નાતો પણ છે એ ભૂલી જવું જોઇએ નહિ. તથા વખત આવે, પ્રસંગ મળે, બીજી નાતોની સ્ત્રીઓ પણ કેળવણી વગેરેમાં આગળ વધે, તે તરફ લક્ષ આપતા રહેવું જોઇએ. કારણ કે કોઇપણ એકાદી નાત એકલીજ કદી પણ આગળ વધી પ્રજાની

નથી. આખા દેશમાં સામાન્ય સુધારો કરવો હોય તો સમસ્ત સ્ત્રીવર્ગે સાથેજ આગળ વધવું જોઇએ. ફક્ત એકાદ બે નાનો એકલી આગળ વધવાથી દેશને ખાસ લાભ બહુ ઓછો છે.

આ વખતે એક પ્રશ્ન ઉપર ખાસ વિચાર કરવો જોઇએ. તે પ્રશ્ન એ છે કે સ્ત્રીઓની પરિષદ્‌માં શાં શાં કામ થઇ શકે. આ પ્રશ્નનો આધાર સંસારમાં સ્ત્રીઓનું કર્તવ્ય શું છે, અને તેઓએ કરવાનાં કામ કયાં કયાં છે, તેના ઉપર છે. આ વિષય ઉપર હાલમાં બે જુદા જુદા મત થઇ ગયા છે. આપણામાંના સંરક્ષક વૃત્તિવાળા તથા રૂઢીચુસ્ત વર્ગનું કહેવું એમ છે કે સ્ત્રીઓનું આખું જીવન કેવળ પુરુષવર્ગના હિતને ખાતરજ છે, તેથી સ્ત્રીઓનો કર્તવ્ય પ્રદેશ માત્ર પુરુષોની સેવા કરવામાંજ સમાપ્ત થઇ જવો જોઇએ બીજો પ્રગતિ ચ્હાનારા પુરુષોનો મત એ છે કે સ્ત્રીઓનો કર્તવ્ય પ્રદેશ માત્ર ગૃહકાર્યમાં સમાપ્ત થઇ જવો જોઇએ નહિ. પણ જ્ઞાનહિતની, દેશહિતની, સંસારીક તેમ બીજી અનેક પ્રવૃત્તિઓમાં સ્ત્રીઓએ પણ પુરુષોની માફક ભાગ લેવો જોઇએ

આપણા ગૃહસ્થાશ્રમને અંગે ગૃહવ્યવસ્થામાં, સગવડને ખાતર, તેમજ સ્ત્રીપુરુષના શારીરિક બાંધાને અનુસરીને, સંસાર ચલાવવામાં સ્ત્રીપુરુષ વચ્ચે કામની વ્હેંચણી થયેલી લાગે છે. પુરુષને માથે બ્હારથી પૈસા રળી લાવી કુટુંબનું પોષણ કરવાનું છે. સ્ત્રીને માથે આ પૈસાની સુવ્યવસ્થા કરી ઘર ચલાવવાનું કામ છે પુરુષને માથે બ્હાર બજાર કરવાનું કામ છે. સ્ત્રીને માથે ઘરમાં છોકરાં ઉછેરવાનું તથા બાળપણમાં તેમને શિક્ષણ આપવાનું કામ છે. પુરુષને માથે છોકરાં મોટાં થયા પછી તેમને ઠેકાણે પાડવાનું કામ છે. આ રીતે કામના વિભાગ પડેલા આપણે જોઇએ છીએ. પરંતુ આ કામ ઉપરાંત પણ પુરુષવર્ગ પાસેથી, લોક સેવાનાં, શહેરસેવાનાં, દેશસેવાનાં, અને એવાં બીજાં અનેક કામોની આશા રાખવામાં આવે છે. અને આ બધાં કામ પુરુષો કરે છે પણ ખરા. આપણે ત્યાં લોકહિતને લગનાં કામ કરવાને વાસ્તે કંઇ જુદો વર્ગ નથી. પણ એવાં કામ પુરુષો પોતાના ધંધા ઉપરાંતના વખતમાં કરે છે. જો સ્થિતિ આમજ છે તો સ્ત્રીઓએ પણ પોતાનાં ઘરકામ ઉપરાંતના વખતમાં પુરુષોની માફક સમાજહિતના કામ તરફ લક્ષ શા માટે ના દેવું જોઇએ? જો પુરુષોને પોતાનું નિત્ય નિર્વાહનું કામ કર્યા પછી પણ આવો વખત મળે છે, તો સ્ત્રીઓને પણ તે માટે વખત કેમ ના મળી શકે? માટે જો સ્ત્રીઓ આવા સામાન્યહિતના સવાલો તરફ લક્ષ આપતી થશે, તો પોતાનું ગૃહકાર્ય બરોબર સંભાળી શકશે નહિ, એમ જે જુના વિચારના લોકો ભય રાખે છે તે તદ્દન ભૂલ ભરેલો જણાશે. મ્હારો તો નમ્ર પણ દૃઢ અભિપ્રાય એવો છે કે સ્ત્રીઓ જનસમાજના કામો તરફ લક્ષ આપતી થશે તો તેમનામાં પોતાના કર્તવ્ય(ફરજ)નો ખ્યાલ વધારે આવશે અને તેથી પોતાનું નિયમિત ગૃહકાર્ય ઉલટું વધારે સારી રીતે કરશે.

આ પ્રમાણે ઘરસંસારનાં કામ ઉપરાંત સ્ત્રીઓને માથે સમાજનાં બીજાં કામો સબંધી કર્તવ્ય છે, એમ સ્વીકારીએ તો મહિલા પરિષદ્‌ના કાર્યક્રમમાં છેક ઘરસસરને લગતી બાબતો ઉપરાંત બીજી સામાન્ય બાબતોનો પણ સમાવેશ કરવો જોઇએ. પરંતુ આ બધાં બ્હારનાં કામ કરવાની પોતાનામાં શક્તિ આવે તે માટે પોતાનું જ્ઞાન વધારવું જોઇએ.

આ વાત લક્ષમાં રાખીને દરેક રીતે, દરેક જણે, સ્ત્રીકેળવણીનો અને તેટલો ફેલાવો તેમજ વધારો કરવા પ્રયત્ન કરવા જોઇએ બરોબર કેળવાયલી સ્ત્રીઓની પરિષદ્‌માં ઘણાં ઘણાં કામો હાથમાં લઇ શકાય દાખલા તરીકે બાળ કેળવણીમાં સ્ત્રીઓની નજર સારી પહોંચે.

આ પ્રાથમિક કેળવણીનું કામ મ્યુનિસીપાલીટીના હાથમાં હોય છે. બાળકેળવણીના સંબંધમાં જુદી જુદી નાતોની **મહિલા પરિષદ્માં** સારી ચર્ચા ચલાવીને ઘણી જાતના સુધારા મ્યુનીસીપાલીટીને સૂચવી શકાય. વળી મ્યુનીસીપાલીટીના તાબાની બૈરાંઓની ઇસ્પીતાલની વ્યવસ્થા સંબંધમાં પણ ઘણું ઘણું સૂચવી શકાય. આતો એકજ દાખલો આપ્યો, પરંતુ આવા સ્ત્રીઓને લગતા, પણ જનસમાજના હિતનાં કામો સાધવા યુનિવર્સીટીની સભામાં કે ઠેઠ ગવર્નર અને વાઇસરોયની ધારાસભામાં પણ સ્ત્રીઓ ઘણી સૂચનાઓ મોકલાવી શકે. તે ઉપરાંત બસુ **બીલ** જેવી મહત્વની બાબતોના સંબંધમાં પણ આ પરિષદોમાં ચર્ચા ચલાવી સરકારને પોતાનો અભિપ્રાય જણાવી શકે.

છેવટે મ્હારી વિનંતી એટલીજ છે કે દરેક નાતે પોતાની પરિષદ્ વખતે બીજી નાતોના સંબંધમાં ઉદાર વર્તન રાખવું જોઇએ, અને વૈરભાવ થવા દેવો ન જોઇએ. તેમજ બધી નાતોએ એક બીજા સાથે સંપ વધારી ભેગા મળીને સ્ત્રીઓના હક સંબંધી તેમજ તેમના કર્તવ્ય, કેળવણી અને સુધારણા સંબંધી ચર્ચા કરવા કોન્ગ્રેસ જેવી મહા પરિષદો પણ વખતો વખત મેળવવી જોઇએ. —સૌ. "સેવિકા."

---

## ૭. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ.

ગુજરાતી સાહિત્યના અભ્યુદયનો ઇતિહાસ જાણનાર **ગુજરાત વર્નાક્યુલર સોસાયટી** જેવી સંસ્થાથી ભાગ્યેજ અજ્ઞાન રહી શકે. આ સોસાયટીની સ્થાપના પરલોકવાસી **અલેક્ઝાંડર કિન્લોક ફાર્બસ સાહેબે** ઇ. સ. ૧૮૪૮ ના ડીસેંબર માસમાં કરી હતી. આ સંસ્થા આપણા ગુજરાતના પાટનગર અમદાવાદમાં ગુજરાતી ભાષા અને સાહિત્યનાં અંગો ખીલવવા, વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન આપવા અને દેશીભાષા દ્વારા જ્ઞાન પ્રસરાવવા આજ લગભગ બાસઠ ત્રેસઠ વર્ષથી સબળ પ્રયત્ન આદરી રહી છે. તેમાં જીંદગી પર્યંતના ૫૮૩ મેમ્બરો છે જેમાં **૧૪૩** જેવડી મોટી સંખ્યા **સ્ત્રી-મેમ્બરોની** છે. એકી વખતે ૫૦ રૂપિયા ભરનાર જન્મ સુધીનો મેમ્બર બની શકે છે. પરંતુ સ્ત્રીઓને માટે જન્મ પર્યંતના મેમ્બર થવાની માત્ર રૂપિયા ૨૫ જ ફી રાખી છે; તેમજ જન્મ પર્યંતના શિવાય દરેક વર્ષની ફી આપીને વાર્ષિક મેમ્બર પણ થઇ શકાય છે. મેમ્બરોના બે પ્રકાર છે. જે દર વર્ષે પાંચ રૂપિયા લવાજમ ભરે તે પહેલા પ્રકારના અને જે બે રૂપિયા ભરે તે બીજા પ્રકારના મેમ્બર ગણાય છે. દરેક મેમ્બરને સોસાયટી તરફથી પ્રસિદ્ધ થતું માસિક "બુદ્ધિ-પ્રકાશ" બક્ષિસ મળે છે, તેમજ સોસાયટીની લાયબ્રેરીનાં પુસ્તકો અને ચોપાનીયાંનો ઉપયોગ કરવા દેવાય છે. એ ઉપરાંત જન્મ પર્યંતના મેમ્બરોને સોસાયટી એક રૂપિયાની કિંમત સુધીનાં જે નવાં પુસ્તકો છપાવે તે દરેકની એક એક નકલ બક્ષિસ મળે છે. આટલાં વર્ષોથી સાહિત્યનો અભ્યુદય આદરી રહેલી આ સંસ્થાએ જનસમાજમાં એટલી તો પ્રતિષ્ઠા જમાવી છે કે રૂપિયા બે લાખ જેવડી મોટી રકમનાં ટ્રસ્ટફંડોની વ્યવસ્થા તેને હસ્તક જૂદા જૂદા ગૃહસ્થો તરફથી સોંપાઇ છે. તે ઉપરાંત સોસાયટીની પોતાની મિલકત લગભગ પોણા બે લાખ રૂપિયા જેટલી જંજાવર થવા પામી છે. આટલી મોટી મિલકતવાળી સોસાયટી જેવા ઉદ્દેશ ધરાવતી બીજી કોઈ પણ સંસ્થા આ દેશમાં નથી. સોસાયટીએ પોતાની મિલકતમાંથી લગભગ ૪૪ હજાર રૂપિયા ખરચીને ૭૩ હજાર પુસ્તકો રચા-

વી અથવા અનુવાદ કરાવી બહાર પાડ્યાં છે, તેમજ ગ્રંથકર્તાઓને ઉત્તેજન આપવા લગભગ બે હજાર રૂપિયા ખરચીને તેમણે રચેલાં પુસ્તકોની વધતી ઓછી નકલો ખરીદી છે. સોસાયટીએ પ્રસિદ્ધ કરાવેલાં પુસ્તકોમાં સ્ત્રી ઉપયોગી પુસ્તકો પણ ઘણાં છે. વળી સ્ત્રીઓમાં જ્ઞાનનો ફેલાવો થાય એ હેતુથી સોસાયટીમાં દર વર્ષે **સ્ત્રી-શિક્ષણ પરીક્ષા** લેવાય છે, જેમાં પાસ થએલી સ્ત્રીઓને બહોળે હાથે ઇનામો અપાય છે. તે ઉપરાંત એક ગૃહસ્થે સોસાયટી હસ્તક સોંપેલા રૂપિયા બે હજારના ફંડમાંથી ખાસ **સ્ત્રી ઉપયોગી લાયબ્રેરી** ઉઘાડી છે અને સ્ત્રીઓ જ તેનો ઉપયોગ કરે એવા હેતુથી રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલ ખાડીયા કન્યાશાળામાં આ બધાં પુસ્તકો રાખવામાં આવ્યાં છે. સદ્દગત-કવીશ્વર દલપતરામ ભાઇએ એમનું જીવન સોસાયટીની સેવામાંજ ગાળ્યું હતું.

સોસાયટીના જીવનની શરૂઆતથીજ સદ્દગત કવીશ્વર તેમાં જોડાયા હતા અને તેમના સતત પ્રયાસથીજ આ સંસ્થા દિર્ઘાયુ થવા પામી છે. એ નર રત્નની કદર સોસાયટીએ પણ બુજી હતી. કેળવણીના સુરત હિમાયતી અને ગુજરાતના મશહુર સુધારક રા. સા. મહીપતરામભાઇ આ સંસ્થાના ઘણાં વર્ષ સુધી સેક્રેટરી હતા. તેમની પછી સોસાયટીની આર્થિક સંપત્તિ અને વિદ્વાન મંડળમાં પ્રતિષ્ઠા વધારનાર સદ્દગત રા. બા. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડી ઘણાં વર્ષ સુધી સેક્રેટરી રહ્યા. સોસાયટીની કારકીર્દિને સંપૂર્ણ જાહોજલાલીએ પહોંચાડનાર આ ખંતીલા અનુભવી અને કાર્ય કુશળ નરની તેમના મરણથી આ સંસ્થાને તો ખરેખરી ખોટ પડશે. અત્યારે આ સંસ્થાનું કાર્યતંત્ર મર્હુમ મહિપતરામભાઇના પુત્ર અને ગુજરાતના જાણીતા સાક્ષર ને સુધારક ધી ઓનરેબલ રા. બા. રમણભાઇને સોંપાયું છે. આમ એક પછી એક બાહોશ સેક્રેટરીયોએ આ સંસ્થાની કારકીર્દિમાં ઉત્તરોત્તર વધારો કર્યો છે અને હવેના આ વિદ્વાન સેક્રેટરીના અમલતળે પશ્ચિમ તરફના દેશોમાંની આવીજ સંસ્થાઓના જેવી નામના આ સંસ્થા પણ મેળવશે, એવી આશા રખાય છે.

ત્રેંસઠ વર્ષની આ વયોવૃદ્ધ સંસ્થાનું જીવન અત્યારે લખવું તે પિષ્ટપેષણ કરવું ગણાય, છતાં મારી સુજ્ઞ ભગિનિયોનું લક્ષ તે તરફ ખાસ ખેંચાય માટે બે બોલ લખવા લલચાઇ છું.

( અમદાવાદ—ખાડિયા ) —સૌ. ધનલક્ષ્મી.

## ૮. વનિતાવિશ્રામ, સુરત.

૧.

આપણા દેશમાં સ્ત્રીઓની સ્થિતિ બહુ કઢંગી થઇ પડી છે. મોટી વયની સ્ત્રીઓ અભણ હોવાથી તેના જુના વિચારો કેમે કરી બદલાતા નથી. આવાં કારણોને લીધે ગૃહવ્યવહારમાં તથા પ્રજાને બાલ્યાવસ્થાથી કેળવવાને આપણે ઘણાં પછાત પડીએ છીએ, એ હવે સર્વને સમજાયું છે.

સ્ત્રીઓની માનસિક સ્થિતિ સુધારવી એ પ્રથમ કર્તવ્ય છે. વિદ્યા શીખવેલી આવડે છે, કળા શીખવેલી આવડે છે, પણ મનોવૃત્તિમાં સહજ સુધારો થતો નથી. એમાં ખાસ કરીને પૂર્વના ઉચ્ચ સંસ્કારોની આવશ્યકતા છે. તથાપિ **यथासंगस्तथा जनः** ( જેવી સોબત તેવી અસર ) એ ન્યાયે યતકિંચિત્ જે સુસંસ્કારોની છાપ કુમળા હૃદયપર પડે તો તેથી ભવિષ્યમાં લાભ થવાની આશાથી, સ્વજનિની સેવા કરવાનું આ કાર્ય સંવત ૧૯૬૪ ની સાલથી આરંભ્યું છે.

જે કલાક ધાર્મિક, નૈતિક શિક્ષણસહ શાળા જ્ઞાન આપવાની જરૂર છે. દરેક ગૃહ દીઠ વાર્ષિક રૂ. ૧ ની ફી લઈ તેની જે રકમ થાય તેની તે તે ગામમાં કેળવણી આપવા વ્યવસ્થા કરવી જરૂરની છે. અને આવી વ્યવસ્થા જો કરવામાં આવે તો સ્ત્રીશિક્ષકોની તાણ ઘણે અંશે ઓછી થશે. અને વ્યવહાર સુખમય કરવાનો સર્વોત્તમ ઉપાય આજ છે.

કેળવાયલી બ્હેનોએ પ્રથમ આવા કાર્યમાં જાતિ ભોગ આપવા વ્રત લેવું જોઇએ. જો આવી બ્હેનો પહેલ કરશે તો પછી અન્યને બોલવાનો અવકાશ રહેશે નહિ. यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः (મ્હોટાં મનુષ્યોને પગલે પગલે ઇતર માણસો ચાલે છે.) એ ન્યાયે મોટાંની પાછળ નાનાંને ચાલવાનું સુગમ થઈ પડશે. નાનાંને બધી વાતનો ભય નડે છે તો તે ભય મોટાં માથે લઇ લે તો બીજાં સુખેથી પગલાં ભરી શકશે. આમ છે માટે બંધુઓ તથા બ્હેનો ! અંતિમ મારી એજ વિનતિ છે કે તમો જે જે વાતનું જ્ઞાન ધરાવતા હોય તેમાંથી કિંચિત્ અંશે આવી સંસ્થામાં જ્ઞાન આપવા કૃપા કરો કે જેથી થોડા સમયમાં ને થોડે ખર્ચે વિશેષ લાભ થાય.

આપણા હિંદમાં વિધવાઓની વૃદ્ધિ દિવસે દિવસે વધતી જાય છે. અનેક કારણોને લીધે ઘુસી ગયેલા રીવાજો એવા છે કે તેમાં બાળકીઓનો ઘાણ નીકળી જાય છે. એ બાળાનો જન્મ શી રીતે જાય અને શા આધારે જાય, એનો વિચાર સંબંધીઓ પણ ભાગ્યેજ કરતા હશે. અરે ! આપણી રંક અબળાઓનું બળ શું? તેના હિતાહિતનો વિચાર આ જગતમાં કોણ કરે ?

આવી રાત્રી દિન નિશ્વાસ નાંખતી અને દુઃખથી ઝુરતી બાળાઓના શાંતિમય, આનંદમય, નીતિમય, ધર્મમય, અને સંયમમય જીવન બનાવવાના આ જે ઉદ્યમ છે તેને બનતી મદદ આપી તે બાળાઓના અંતરની ઉંડી આશીષ મેળવવી.

આ સંસ્થા હવે શહેર બહાર પોતાનું મકાન બાંધવા વૃત્તિ રાખે છે તેને સારૂ લાઇન્સમાં વિશાળ જગ્યા ખરીદી છે. અને ત્યાં મકાન બાંધવું છે. જે ગૃહસ્થો આ કાર્યમાં લાગણી ધરાવતા હોય અને મદદ કરવાની વૃત્તિ હોય તેમણે પોતાના ઉદાર હાથ લંબાવી આ કાર્યમાં મદદ આપવી એ વિનતિ છે.

(હરિગીત.)—હે સુજ્ઞ ગૃહસ્થો ! દેશના આ કાર્યમાં વૃત્તિ કરો,
બહુ પ્રેમ ને ઉમંગથી નિજ શક્તિઓને વાપરો;
આ કાર્યમાં ધનની ગતિ કરવા કૃપણતા ના ચહો,
સાર્થક કરી શ્રમ ધન તણું ને શ્રેયના માર્ગે વહો.
પરિવાર અર્થે સંચતા બહુ શ્રમ કરી આ જગવિષે,
નિજ પુત્રીઓના શ્રેય અર્થે પૂંઠ તે ધરતા દિસે !
અબળા અનાથો ધર્મ સાધે એવી યુક્તિઓ કરી,
આશીષ લ્યો દુઃખી તણી સુખ પામશો તો ઉર ભરી.
ધન માર્ગ આવામાં ગયું તે સાર્થ બનીયું જાણવું,
અર્પણ થયું એ ઈશને, ઉર અવશ્ય પ્રમાણવું;
એથી અનર્થો અટકશે, પાળો સદા નિજ ધર્મને,
તમ આશ્રયે આ છે પ્રવૃત્તિ, ઉરમાં લહો સહુ મર્મને.

(સુરત.) —બાઈગૌરી મુનશી.

## ૯. વનિતા વિશ્રામ–અમદાવાદઃ ત્હેના હેતુ અને સાધનો.

આ આશ્રમને સ્થપાયે લગભગ પાંચ વર્ષ થયાં છે. તેનો ઉદ્દેશ વિધવા બાઈઓનું જીવન ધર્મનીતિ પરાયણ બને,–સંસારમાં વસતાં જીવનાં હૃદયની ઉચ્ચ સ્થિતિ તેઓ અનુભવે અને પોતાનું જીવન સંબન્ધીઓને બોજારૂપ ન થતાં તેઓના છત્ર નીચે રહીને સદુદ્યોગ કરવામાં તેમને સહાય મળે, એવો છે. અને તેની સાથે,–કુમારિકા, સૌભાગ્યવતી અને વિધવા, એ સર્વ બહેનોનો જીવનપ્રવાહ સાધુતામય બની, તેમની માનસિક અને આધ્યાત્મિક સ્થિતિ ઉચ્ચ મર્યાદાએ પહોંચે, એવી રીતનું ધર્મનીતિનું જ્ઞાન આપી તેમની જીંદગી સદુદ્યમમાં પ્રવૃત્ત થાય એમ કરવું, એવો પણ છે. આ સંસ્થામાં કન્યાઓને તથા સધવાઓને તેમના ધર્માનુસાર કેળવણી અપાય છે.

જે વિધવા બાઈઓ આશ્રમમાં નિવાસ કરે છે, તેમની પાસે ખાવા પીવા વગેરે માટે કાંઇ લેવામાં આવતું નથી. સધવા અને કન્યાઓને માટે પણ તેમના ખર્ચે રહેવા તથા ખાવા પીવાની ગોઠવણ કરવામાં આવી છે હાલમાં ૧૧ વિધવાઓ અને કેટલીક સધવા તથા કન્યાઓ પણ અહિં રહે છે. જે વિધવા બાઈઓની સ્થિતિ સારી હોય અને પોતાને ખર્ચે રહેવા ઇચ્છા હોય તો તેમ રાખવા પણ ગોઠવણ છે. આશ્રમને અંગે જે શાળા ઉઘાડવામાં આવી છે તેમાં મોટી ઉમરની બાઈઓ જે તદન નિરક્ષર હોય છે અને બીજી શાળાની કેળવણીનો લાભ લઇ શકતી નથી તેવાને શિક્ષણ અપાય છે. તેવી બાઈઓ આ શાળાનો સારો લાભ લે છે. મોટી ઉમરની ગુજરાતી શિક્ષણ લીધેલી બાઈઓને સંસ્કૃત અને ઇંગ્લિશનું જ્ઞાન તથા શીવણ, ભરત વિગેરેનું શિક્ષણ આપવામાં આ સંસ્થા બહુ ઉપયોગી કામ બજાવે છે. આ શાળાનો શિક્ષણનો સમય બપોરના બાર વાગતાંથી સાડાચાર વાગતાં સુધીનો નિમેલો છે, અને તે સમય મોટી ઉમરની બાઈઓને વિશેષ અનુકૂળ પડે છે.

નાની ઉમરની કન્યાઓ પણ દાખલ થાય છે ગુજરાતી, ઇંગ્લિશ, સંસ્કૃત, ભરત, ગૂંથણ, વિગેરે, જેનું શિક્ષણ જે બાઇને લેવું હોય તેને તેવું શિક્ષણ લેવા સવડ મળી આવે એવી ગોઠવણ આ શાળામાં રાખવામાં આવી છે. શિક્ષણને માટે કાંઇ પણ ફી લેવામાં આવતી નથી.

આશ્રમને અંગે એક સારું પુસ્તકાલય પણ સ્થાપવામાં આવ્યું છે. સંવત ૧૯૬૭–૬૮ ની સાલનો અહેવાલ જોતાં માલમ પડશે કે શિક્ષણશાળામાં ૨૩ વિધવા, ૨૭ સધવા, તથા પર કન્યાઓ શિક્ષણ લે છે. પરીક્ષામાં ૭૭ માંથી ૭૦ પસાર થઇ હતી સનાતન ધર્મ નીતિની પરીક્ષામાં ૧૩ માંથી ૧૧ પાસ થઇ, અને તેમાંથી ૬ શિષ્યાઓએ ઇનામ મેળવ્યું હતું. ગુજરાતી વર્નાક્યુલર સોસાયટીની સ્ત્રીશિક્ષણ પરીક્ષામાં ૫ માંથી ૨ પાસ થઇ હતી, જે બન્નેએ ઇનામ મેળવ્યું હતું.

**આશ્રમનું કામ જોઈ આપેલા અભિપ્રાયો —**

મુંબાઇના નામદાર ગવર્નર સાહેબનાં બાનુ લેડી સિડનહામે આ આશ્રમની મુલાકાત લેવા મહેરબાની કરી નીચે મુજબ અભિપ્રાય દર્શાવ્યો હતો

" વનિતાવિશ્રામ જોવાની અને બાઇ સુલોચના તથા તેમનાં માતુશ્રીની ઓળખાણ કરવાની તક ગઇ કાલે મળવાથી ઘણો આનંદ થયો છે. આ સંસ્થાથી મારા ઉપર ઘણીજ અસર થઇ છે. અને જે બાઇએ આવા ઉપયોગી કામમાં પોતાની જીંદગી ગાળવા ખુશી બતાવી છે તેમને ઘણોજ ધન્યવાદ ઘટે છે. તેમની ઉદારતાથી ઘણી દુઃખી જીંદગીઓ કે

પણ આશ્રમના વ્યવસ્થાપકો પાસે કાંઇ આધાર છે કે કેમ તે વિચારવા જેવું છે. આ બાબત ધ્યાનમાં લેતાં, ૧૦૨ બાઇઓની સંખ્યા સંતોષકારક ગણવી જોઇએ. આપણે એમ ચાહીશું કે અમદાવાદના કોઇ શ્રીમંત તરફથી તેને ઘરનું મકાન કરાવી આપવામાં આવે અને વળી અમદાવાદી શહેરીઓ તરફથી તેનું કાયમફંડ પણ લગભગ એક લાખ જેટલું કરી આપવામાં આવે. આ માટે એક વગવાળી કમીટી તાકીદે નીમવાની સૂચના અમદાવાદના શહેરીઓ તાકીદે ઉપાડી લે એ ઇચ્છવા જોગ છે." તે ઉપરાંત આ સંસ્થા માટે નિસ્વાર્થી જીવન ગાળનાર બ્હેનોની પણ ઘણી જરૂર છે.

ગૃહસ્થી બ્હેનો પણ પોતાના ગૃહકાર્યથી થોડો થોડો વખત બચાવી આવાં સત્કાર્યને મદદ કરી શકે તેમ છે. અને શહેરમાં વસતી વિધવા બ્હેનોના વડીલો તેમને અઠવાડીયામાં થોડા કલાકો આવાં સત્કાર્યોમાં ગાળવા માટે સમય આપેતો તેમાંથી તેઓ પોતાનું તથા પારકું બંને હિત સાધી શકે છે. બપોરનો સમય સાધારણ રીતે અવકાશનો હોય છે અને તે ઉંઘ, આળસ, કે કુથલીમાં ન ગાળતાં આવી સંસ્થાઓમાં આવી તેનો સદુપયોગ કરે તો તેથી સર્વને અવસ્ય લાભ છે. સ્ત્રીઓની ઉન્નતિના કાર્યમાં સ્ત્રીઓજ આગળ પડતો ભાગ લે એ ઇચ્છવા જેવું છે અને તેમ થાય ત્યારેજ આવી સંસ્થાઓનો ઉત્કર્ષ સુસાધ્ય થવાનો:–ઇશ્વર કૃપાથી વેળાસર તેમ થાઓ. અસ્તુ ! —સુલોચના.

## ૧૦. સેવાસદન, મુંબાઇ.

### ૧

આ વર્ષના સેવાસદનનાં પ્રમુખ બાઇ રમાબાઇ રાનાડે અને એક જોડ્યા સેક્રેતરી બાઇ જમનાબાઇ ન. સકકઇએ દુકાળ બદલ બહુ ધર્મ દાનનું કાર્ય ઉપાડી લીધું હતું. અને એ ખાતાના સહાયક ફંડ તરફથી લગભગ રૂ. ૧૧૦૦ દુકાળમાં સહાય કરવા માટે ખર્ચવામાં આવ્યા હતા.

સેવાસદન તરફથી ઘર વિનાના નિરાધારો માટે મલાડમાં એક આશ્રમ કાઢવામાં આવ્યું છે, કે જેનો અત્યાર સુધી ૪૫ નીરાધાર બચ્ચાં અને બાઇઓએ આશરો લીધો છે. આ આશ્રમનો ખર્ચ દીનપર દીન વધતો જાય છે. કારણ કે વખતના વહેવા સાથ અનાથ માણસો વધુ મ્હોટી સંખ્યામાં તેનો આશરો લેવા આવે છે. ગયા વર્ષમાં—એટલે કે તા. ૩૦ મી જુન ૧૯૧૨ સુધી-એ આશ્રમ માટે રૂ. ૨૩૬૯ ખર્ચવામાં આવ્યા હતા. પોલીસ અને મેજીસ્ટ્રેટો તરફથી મોકલેલાં રસ્તે રખડતાં છોકરાં એ આશ્રમનો મોહટે ભાગે લાભ લે છે. એ બચ્ચાં પાછળ રહેવા ખાવા અને કેળવવા માટે ખર્ચ બહુ કરવો પડે છે. વળી ૪૫ આસામીઓને રાખવા માટે હાલનો મલાડનો બંગલો પણ બહુ નાનો પડે છે અને એમને માટે એક મકાન બાંધવાની જરૂર દીનપર દીન વધતી જાય છે.

સરકારે મહેરબાની કરી ૧૧॥ એકર જમીન અંધેરીની નઝદીક આંબોલીમાં આપી છે, કે જ્યાં ગરીબ આબરૂદાર બાઇઓ અને બચ્ચાં માટે એક ઉદ્યોગશાળા બાંધવાનો ઇરાદો છે. હમે આશા રાખીએ છીએ કે "સુન્દરી સુબોધ" વાંચનાર બાનુઓ અને ગૃહસ્થો સદનનાં આ ભલાં કામ માટે ઘટતી મદદ આપશે. હાલ તુરત સદનનાં ગામદેવીનાં ઘરમાંજ એક ઉદ્યોગશાળા ચાલુ છે પણ પુરતી જગા ન હોવાથી તે હજી મોહટા પાયા ઉપર

મુકાઇ નથી. એ ખાતામાં સીવવાનું, વેતરવાનું, સંચા ઉપર મોજાં વગેરે ગુંથવાનું, એવું એવું કામ શીખવવામાં આવે છે. તે ઉપરાંત કાપડ વણવાનું, મીઠાઇ વીગેરે બનાવવાનું, અને છાપખાનાનું પણ કામ શીખવવામાં આવનાર છે. એ ખાતાં ઉપર ગયે વર્ષે રૂ. ૧૫૭૧ ખર્ચવામાં આવ્યા હતા.

આ ઉપરાંત ગુજરાતી, મરાઠી અને અંગ્રેજી શિક્ષણ પણ આપવામાં આવે છે. એટલુંજ નહીં પણ દરેક બાઇ પાસે દરરોજ ઘરનું પણ કામ કરાવવામાં આવે છે; જેમ કે ઘર સાફ રાખવું, દળવું, કપડાં ધોવાં, બત્તી કરવી વીગેરે, ઘરને લગતું સર્વે કામ કરાવવામાં આવે છે, વળી ગાણાં ગાવાનું, ડ્રોઇંગ ( ચિત્રકામ ), વગેરે માટે પણ વર્ગો ચાલુ છે.

**સદન**નાં ગામદેવીનાં ઘરમાં ગરીબો માટે એક દવાખાનું પણ ચાલુ છે કે જ્યાં ગરીબોને મુફત તપાસી દવા આપવામાં આવે છે. એટલુંજ નહીં પણ જરૂર પડે તો બીજી રીતની પણ મદદ કરવામાં આવે છે. આ દવાખાનામાં ત્રણ સ્ત્રી-ડૉકટરો કામ કરે છે કે જેઓમાંના એક લંડનનાં **એમ ડી.** ( ની ઉચી પરીક્ષામા પાસ થયેલાં બાઇ ) છે. આ મહીનાની આખેરીથી એક **હીંદુ** બાનુ તબીબ ( કે જેઓ પણ **વીલાયત**ની ડીગ્રી ધરાવે છે તેઓ ) આ દવાખાનાનું કામ કરવા ધારે છે. ગયે વર્ષે જે વોર્ડ ગરીબો માટે **સદન**માં ખોલેલા હતા તે હાલ જગાની તંગાસને લીધે બંધ કરવામાં આવ્યા છે. નાણાંની સગવડ થશે તો એક નવી ઇમારત બાંધવાનો ઇરાદો છે, કે જેથી ગરીબ બાઇઓને નર્સીંગનું કામ એજ ખાતામાં શીખવવાનું બને. દવાખાનાં અને વોર્ડ પાછળ ગયે વર્ષે રૂ. ૪૩૮૩ ખર્ચવા પડયા હતા.

હાલ **સેવાસદન** તરફથી ચાર બાઇઓ **નર્સીંગ** ( માંદાની માવજત ) નું કામ **જે. જે. હોસ્પીતલ** ( દવાખાના ) માં શીખે છે અને બીજી એક **સદન**ની **પુના**ની શાળામાંથી **સાસુન હોસ્પીતલ**માં જાય છે આ બાઇનો સઘળો ખર્ચ **મુંબાઇ**નાં **સદન**થી પુરો પાડવામાં આવે છે. એ ઉપરાંત બીજી ત્રણ બાઇઓને થોડીક મુદતમાં નર્સીંગ શીખવવા મોકલવાની છે. એક શિવાય આ સર્વે બાઇઓ **હીંદુ** છે. આ કામ માટે ( અભ્યાસ કરનારને માસિક અમુક રકમની મદદ મળી શકે એવું ) એક ખાસ **સ્કોલરશીપ ફંડ** ઉઘાડવામાં આવનાર છે, કે જેની મદદથી ગરીબ બાઇઓ નર્સ, તબીબ, શીક્ષક, વીગેરે, વીગેરે, જે કામ કરવા ઇચ્છતાં હોય તે કરી શકે. એવી અરજીઓ દીનપર દીન વધતી જાય છે અને હાલ બી કેટલીક બાઇઓએ **નર્સીંગ** શીખવવા માટેની અરજીઓ મોકલી છે અને ત્રણ **હીંદુ**બાઇઓ **મુંબાઇ**ની **મેડીકલ કોલેજ**માં જોડાવા ઇચ્છે છે. આ ફંડ માટે નાણાંની બહુજ જરૂર છે.

**સેવાસદન**નાં **હીંદુઆશ્રમમાં** હાલ ૧૬ દક્ષિણી અને ૪ ગુજરાતી બાઇઓ પોતાનાં નાનાં છોકરાં સાથે રહે છે. દક્ષિણી અને ગુજરાતી બાઇઓ પોત પોતાના રીવાજ પ્રમાણે રહે છે અને સર્વેના ધર્મને માનથી સાચવવામાં આવે છે. દક્ષિણીઓ માટે એક ચંચલ દક્ષિણી બાઇ મેટ્રન ( સંભાળ અને દેખરેખ રાખનાર ) તરીકે રહ્યાં છે અને ગુજરાતીઓ માટે એક પુખ્ત ઉમરનાં ગુજરાતી બાઇ નીમાયાં છે કે જેણી સંસ્કૃતનું સારૂં જ્ઞાન ધરાવે છે એ બન્ને **આશ્રમનાં** રસોડાંએ જુદાં છે. એક જગામાં રાખવાનું કારણ એજ કે સર્વે બહેનો એક બીજાં સાથે હળીમળીને રહે અને એક બીજાને પ્રેમની લાગ-

ણીથી જુવે અને સર્વે સાથે મળી ગરીબનાં સંકટ ટાળે. એ **આશ્રમ** પાછળ ગયે વર્ષે રૂ. **૧૦૧૫** ખર્ચવા પડયા હતા.

**પારસી આશ્રમ** પાછળ ગયે વર્ષે રૂ. ૯૪૩ ખર્ચવામાં આવ્યા હતા. એ આશ્રમમાંથી એક બાઇ આવતે વર્ષે **બી. એ.** ની પરીક્ષામાં જવાનાં છે.

બીજાં એક બાઇ સંચા ઉપર મોજાં વગેરે ગુંથવાનું શીખવે છે, એક બાઇ **સદન** તરફથી નર્સનું કામ શીખી, હાલ **પારસી જેનરલ હોસ્પીતલ**માં કામ કરે છે. બીજાં એક બાઇ **જે. જે. હોસ્પીતલ**માં **નર્સીંગ**નું કામ શીખે છે. એક બાઇ તાઇપ રાઇતીંગ, શોર્ટહેંડ ( વગેરે વ્યાપારી ઉદ્યોગને લગતી વિદ્યાઓ ) શીખી ગયાં છે; અને એક બીજાં શીક્ષક તરીકે પોતાનું ગુજરાન કરે છે.

**સેવાસદનના આશ્રમ**નાં નીયમ એમ છે કે કોઇ પણ ગરીબ પણ આબરૂદાર છોકરી અથવા બાઇ કે જેણી પોતાનો અભ્યાસ ચાલુ રાખવા માગતી હોય પણ જેણી પોતાને પૈસે તેમ કરવા અશક્ત હોએ તો તેણીને **સદન**માં લેવી અને **ખાતા**ને ખર્ચે તેને કેળવવી એ **ખાતા**નો મુખ્ય હેતુ એ છે કે ગરીબ આબરૂદાર બાઇઓને કેળવી તેમને ખરી સેવીકા બનાવવી અને તેઓ પાસે ગરીબોનું ભલું કરવા મુફત કામ મેળવવું. એવી બાઇઓ માટે **સેવાસદન**માં સર્વે સગવડ છે. હાલ **ગામદેવી**ની જગા ઉપર એક નવું મકાન ઉભું કરવામાં આવ્યું છે કે જ્યાં ૩૨ બાઇઓ સહેલાઇથી રહી શકશે; જો કે પૈસાની તંગીને લીધે સર્વેને **ખાતા**ની અંદરજ શીખવવું બની શકતું નથી અને તેથીજ બીજાં ચાલુ **ખાતાઓ**–જેમકે સ્કુલો, કોલેજો, વગેરેનો ઉપયોગ કરવો પડે છે. અગર જો એક બાઇ આખી જીંદગી સેવા કરવામાં અર્પણ ન કરી શકે તો જેટલો વખત તેણીએ **સેવાસદન**માં રહી અભ્યાસ કીધો હોય તેટલોજ વખત વધુ તેણી **ખાતા**માં રહી ગરીબોને પોતાના અભ્યાસનો લાભ મુફત આપે એ હમારો કાયદો છે. જો એક બાઇ કંઇક સબબથી આ પણ ન કરી શકે તો જેટલો ખર્ચ **સદન**માં તેણી ઉપર થયો હોએ એટલો બધો ખર્ચ હતે તે હક્તે તેણીએ વાજબી રીતે ભરી આપવો જોઇએ.

**સેવાસદન**નાં **ગામદેવી**માં નવાં મકાન બાંધવાથી હવે બહાર ગામના અથવા મુંબાઇનાં કોઇ પણ બાઇ કે જેઓ સ્કુલ કે કોલેજમાં જતાં હોય અને જેઓને મુંબઇમાં કોઇ જગોએ રહેવાની જગા નહીં હોય તો તેઓને એ **ખાતા**માં લેવા સર્વે ગોઠવણ થઇ શકશે

**સેવાસદન**ના ઈર્સ્તે રખડતાં છોકરાંઓને માટે ગયે વર્ષે રૂ. ૧૦૦૦ ખર્ચવા પડયા હતા. **પરદાનશી**નો ખાવા અને કેળવવા માટે, ધરના વર્ગો ખોલ્યા છે, કે જેથી ગરીબ બાઇઓને તેઓના માટે હાલનો મઝાડનો બંગલો પર્ણી બહુ વગેરે શીખવવું બને, એ વીભાગ તર- મકાન બાંધવાની જરૂર દીનપર દીન વધતી જાય છે. ે અને 'બહુ સારું' કામ થતું જાય છે.

સરકારે મહેરબાની કરી ૧૧। એકર જમીન એ ધિરીનીઆપવામાં આવ્યા હતા એ ઉપરાંત છે, કે જ્યાં ગરીબ આબરૂદાર બાઇઓ અને બચ્ચાં માટે એકાલુ વર્ષમાં એ શાખાને વધુ મદદ દે હમે આશા રાખીએ છીએ કે "**સુન્દરી સુબોધ**" મદાવાદની શાખા રૂ. ૪૦ ખર્ચી નર્સી સદનનાં આ ભલાં કામ માટે ઘટતી મદદ આપશે. હાલ ધરમાંજ એક ઉદ્યોગશાળા ચાલુ છે પણ પુરતી જગા ન હેમાં આવ્યો છે, કે જ્યાં બહુ સારું કામ

ણી ખાતાં પાછળ રૂ. ૨૨૧૭ ખર્ચવામાં

આવ્યા હતા. ઘરનું ભાડું વર્ષે દહાડે રૂ. ૨૨૭૦ થાય છે અને ગરીબોને તે લોકોનાં ઘરમાં શીખવવા, નર્સ ( સારવાર ) કરવા વગેરે માટે રૂ. ૧૫૦૦ વર્ષ દહાડે ખર્ચવા પડે છે. ઉપર લખેલાં ખર્ચ જોઇ વાંચનાર ખ્યાલ કરી શકશે કે એ ખાતાને પૈસાની કેટલી જરૂર છે.

**સેવાસદન**માં એક લાયબ્રેરી પણ ખોલવામાં આવી છે કે જે સવારથી સાંજ સુધી કોઇપણ જાતનાં આબરૂદાર બાઇઓ માટે ખુલી છે. એ લાયબ્રેરીને બનારસની **થીઓસોફીકલ મંડલી** તરફથી **મીસીસ એનીબિસેન્ત**નાં સઘળાં ચોપાનિયાં અને ચોપડીઓ બધાં મળી ૬૦ ભેટ મળ્યાં છે અને પરમહંસ રામકૃષ્ણ **મીશન** તરફથી **સ્વામી વીવેકાનન્દ**ના સઘળા ગ્રંથો ભેટ મળ્યા છે. એ ઉપરાંત કેટલીક કીમતી ચોપડીઓ નામ આપવા નહિં આપનાર દેશપ્રેમી માણસોએ ભેટ મોકલી છે.

હિન્દના પુત્રીઓને હમે અંતઃકરણથી વિનતી કરીએ છીએ કે, વધુ સેવીકા મેળવવા માટે હમને તમે મદદ કરો. અફ્સોસ ! **અજ્ઞાનતાને લીધે કેટલી ગમગીની; કેટલી લાચારી, કેટલુ અભણપણું છે ?** શું હિન્દમાં એવી દેશપ્રેમી બહુનો નથી કે જેઓ અંધકારમાં ડુબતાં ઘરોમાં જીંદગીની રોશની ઝળકાવવા ઉમંગ ન ધરે ? પરોપકારી જીંદગી ગુજારવાને શું કોઇજ ઇચ્છતું નથી ? ઘર વગરની અનાથ, અબળ, અજ્ઞાન સ્ત્રીઓ અને રખડતાં, લાચાર અને દુઃખી બાળકોની સંભાળ લેવા તૈયાર થાય એવી શું કોઇ બહેનો નથી ?–હિંદ આવી સ્ત્રીઓની ખાસ જરૂર છે. નબળાંને રક્ષણ આપવું, દુઃખીને દીલાસો આપવો, અજ્ઞાની ગુનેહગારો અને કમનસીબ માણસોને આપણાથી બનતી મદદ આપવી એવા મહાન હેતુથીજ **સેવાસદન**ને સ્થાપવામાં આવ્યું છે. એ લોકોપયોગી ખાતાને મદદની તેમ મદદ કરનારની બહુ જરૂર છે. બહેનો ! જાગ્રત થાઓ. તમારા વખત અને શક્તિ ઉપર તમારા દેશનો હક છે. જેઓ શીખવી શકતા હોય તેઓ શીખવવાનું કામ કરો. જેઓ બીમારોને સાજા કરી શકતાં હોય અથવા તો સારવાર કરી શકતા હોય તેઓ એ શક્તિઓનો ઉપયોગ કરો. મોડે અથવા વહેલે આપણને સર્વેને જે મળ્યું છે તેનો હીસાબ **પરમેશ્વર** પાસે આપવો પડશે. તે વખતને માટે આપણે તૈયાર રહેવું જોઇએ. જીંદગી ટુંકી અને ભરૂંસા વગરની છે. તેથી જે આજે કરી શકો તે કાલ ઉપર મુલતવી ન રાખો જો બન્ને ન બને તો વખત અથવા પૈસાનો ભોગ આપો. દુનિયામાં **સ્વર્ગ** ઉતારવામાં મદદ કરશો. તમને પણ **સ્વર્ગ** તરફથી મદદ નક્કિ મળશે અને તમારી પોતાની જીંદગીમાં પણ **સ્વર્ગ** જરૂર ઉતરશે.

( મુંબાઇ. ) –રાજકુંવર.

૨. સેવાસદનનાં ગુજરાતી આશ્રમનાં સુપરિન્ટેન્ડેન્ટ.

**સેવા** એજ મનુષ્યનું કર્ત્તવ્ય છે. દીન, અનાથ, અપંગ, દુઃખી, રોગી, એ સર્વ માટે **સેવા** એ મહાન ઉપદેશ છે. માનવદેહની સાર્થકતાને માટે **સેવા** એ ઉત્તમ ઉદ્યોગશાળા છે.

**સેવાસદન**માં સ્ત્રીઓને કેળવણી, પોષણ, ઉત્કર્ષ અને કલ્યાણના માર્ગે ચઢાવવામાં આવે છે. ભરત ગૂંથણ, શીવવું વેતરવું, રાંધણું કામ કરવું, ભણવું ભણાવવું અને છાપખાનાનું કામ, વણકરનું તથા શાળ ઉપર શીખવાનું કામ, બાળકોને ઉછેરવાનું કામ, ગરીબને દવા આપવાનું–તેમની માવજત કરવાનું કામ, માંદાને મદદ અને સ્ત્રીઓને સુયાણી તરીકેની સહાય, નિરાધારને આધાર, દુઃખીને દિલાસો તથા અપંગને સાધન, આબરૂદાર સ્ત્રીઓને બદબોઇથી બચાવવાનું કામ,–કુમાર્ગે ચઢતી અટકાવવાનું કામ, અને કોર્ટોમાંથી સ્ત્રીઓ

ને દંડ ભરીને પણ છોડાવી લાવી સન્માર્ગે ચઢાવવાનું સત્કાર્ય થાય છે. ઇંગ્રેજી, સંસ્કૃત, ગુજરાતી, ગણિત, વિદ્યા હુન્નરકલા, તથા બીજી વિવિધ ઉપયોગી અને જરૂરની વસ્તુઓ શીખવવામાં આવે છે.

આમન્ત્રણ.

૧. આવો આવોને વ્હેની! આજ, સદન માંહિ શીઘ્ર પધારો; ટેક,
કરવાને ઉત્તમ કાજ, વિદ્યામાં પ્રેમ વધારો.
(સાખી) સેવાસદન સોહામણું, નામ સુણી નિરધાર,
આવે જે ઉમંગથી, તેને લાભ છે અપરંપાર. સદનમાંહિ,-
બાલ અવસ્થામાં સદા, કરવો વિદ્યાભ્યાસ;
પણ વય ગઇ નહિં ધારતાં, મૂકો નહિં કદિયે નિશ્વાસ. ,,
માતાને મન બાલકી, પણ તે થાશે નાર,
ગુણીયલ ઘર શોભાવતી, અન્તે માતાઓ એ થનાર ,,
સુશીલ, શાણીઓ સખી! સમજો સારી પેર,
કેળવણી ક્યાંથી મળે, સુખે બેસાડી રાખો ઘેર. ,,
સોંપો બાળા સ્નેહથી, શીખે સેવા કામ,
ખોટી મોટપથી નહિં અટકો, એ છે પવિત્ર ધામ ,,
સદ્‌ગુણી સજ્જન બ્હેનીઓ, લેશો અલભ્ય લાભ,
પુણ્ય તીર્થમાં ચૂકીએ, તો તે આપણું મોટું અભાગ્ય! ,,
બાલપણે હુન્નર ભણો, યૌવનમાં પણ તેમ,
વૃદ્ધાવસ્થામાંય પણ, તમે વિદ્યાનો રાખોને નેમ. ,,
ઉત્તમ માનવ દેહ છે, મળ્યો કર્મે શુભ કાજ,
જ્ઞાન ગ્રહીને, એકયતા, તમે રાખોને સકળ સમાજ. ,,
સુખ, સંપત્તિ સૌ મળે, મળે વળી કંઇ માન,
ધર્મ ગણી સેવા કરો; ત્યાગો તેનું સહુ અભિમાન. ,,
પરોપકારી પ્રેમદા, આર્ય તણો અભિલાષ
નૈતમ કર્મો એ કરે, બ્હેનો! જન્મ ભૂમિની એ આશ. ,,
ભરત ભરોને આનવાં, ગૂંથણ શીવણ કામ,
જ્ઞાન લહો, વિદ્યા ગ્રહો, રાખો ભારતી માતનું નામ ,,
કરો પ્રેમથી ઉત્તમ કામ, નથી લેવા તમારા દામ,
આવો વનિતા! કરો વિશ્રામ, સેવાસદન મધ્યે આરામ.
સોંપો જિંદગી પર ઉપકારે, ધાઓ દુર્બળજનની વ્હારે.
તન મન ધનથી સેવા સારી, કરો ઉપકાર એહ ભારી
ટાળો દુઃખીયાંનાં દુઃખ જાતે, શીખો નર્સનાં કામ ભલી ભાતે.
આપો સ્કોલરશીપ રૂડી રીતે લહો સુન્દરી! સુબોધ પ્રીતે
કરો બાળા-બાળકની સેવા, તેથી રાજી રહેશે દેવા,
અંધ, અપંગ જનની વ્હારો, કરો દીન દયા ભલી ધારો!
બાળ કંઇક છે માબાપ હીન, ઘણી બ્હેનો છે નાથ વિહીન,
તેની સેવાનાં કામ રસાળ, દિયે ઘરજો ઉત્તમ કુળ બાળ!
પ્રભુએ તમને ઘણું દીધું, પેટ ભરીયું તે નવ કાંઇ કીધું,
અન્ય ઉપર કરી ઉપકારો, બ્હેનો! જીવન તમારૂં સુધારો.
(મુંબઇ) —રાજ.

# ૧૧. મહીપતરામ રૂપરામ અનાથાશ્રમ, અમદાવાદ.

સુરતના વતની પણ અમદાવાદ શહેરને પોતીકું ગણી તેની ઉન્નતિ માટે સર્વથા પ્રયાસ કરનાર **રા. સા.** મહીપતરામ રૂપરામ **નીલકંઠ સી આઈ. ઇ.** નો ૪ સ. ૧૮૯૧ ના મે માસમાં દેહાંત થયો. એ સમયે અમદાવાદના કૃતજ્ઞ જનોએ એ પરોપકારી પુરૂષનું સ્મરણ ચિરકાલ એ શહેરમાં રાખવા માટે તેનું **સ્મારક ફંડ** એકઠું કર્યું. તેના નાણાંમાંથી દુઃખી, અસહાય, અનાથ, અને નિરાશ્રિત મનુષ્યોને સહાયતા આપવા માટે એક **અનાથાશ્રમ** કાઢવાની યોજના કરી જેઓ જાતે પોષણ કરવાને અશકત હોય અને જેમનું પોષણ કરનાર કોઇ હોય નહીં તેવાં કમનશીબ નિરાધાર મનુષ્યોનું પાલન પોષણ કરી તેમને નીતિને માર્ગે ચઢાવવાં એ આ આશ્રમ સ્થાપવાનો હેતુ હતો. એ પ્રમાણે એ આશ્રમની સ્થાપના ૧૮૯૨ ના ડીસેમ્બરમાં થઇ. શરૂઆતમાં બારતેર હજાર રૂપીઆના ફંડથી એનો આરંભ થઇ, તેમાં બીજાં કેટલાંક નાણાંની મદદ આવી. કેટલાક પરોપકારી પુરૂષોએ જમીન, મકાન, તથા નાણાંનું દાન એ આશ્રમને કર્યું અને એ ફંડમાંથી આશ્રમ માટે મકાન બાંધ્યું. એ મકાન અને બીજી મીલકત થઇ. **આશ્રમની** સ્થાવર જંગમ કુલ મીલકત હાલ આશરે **દોઢ લાખ રૂપીઆની છે.** વળી તે ઉપરાંત દયાળુ સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ તરફથી વારંવાર પૈસા, કપડાં તથા ભોજનની મદદ **આશ્રમમાં** રહેનારાંને સતત મળતી રહે છે. એ **આશ્રમમાં** નીચે પ્રમાણે મનુષ્યોને દાખલ કરવામાં આવે છેઃ—

( ૧ ) નિરાધાર, આંધળાં, લૂલાં અને અપંગને.

( ૨ ) માબાપ વગરનાં નિરાધાર છોકરાંને, તે ઉમર લાયક થાય ત્યાંસુધી.

( ૩ ) ગુપ્ત રીતે જન્મેલાં અને માબાપે તજી દીધેલાં બાળકને ઉમર લાયક થાય ત્યાં સુધી.

(૪) વૈધવ્ય સ્થિતિમાં રહી નીતિપૂર્વક સદુદ્યમથી પોતાનું ગુજરાન ચલાવવાની ઇચ્છા રાખનાર અનાથ અને નિરાધાર વિધવાઓને તે સુનીતિ યુક્ત સદુદ્યમથી પોતાનું ગુજરાન ચલાવવાને શક્તિમાન થાય ત્યાં સુધી

ઉપર જણાવ્યા પ્રમાણેની સ્થિતિવાળાં મનુષ્યોને આશ્રમમાં રાખી તેમનું પાલણપોષણ કરવું, તેમને ઉપયોગી શિક્ષણ આપવું અને સ્વતંત્ર રીતે તથા સુનીતિથી તેમને પોતાનું ગુજરાન કરવા શક્તિમાન કરવા માટે આ સંસ્થાનો પ્રયાસ છે આજથી વીસ વર્ષ ઉપર આ સંસ્થા સ્થપાઇ ત્યારે આપણા દેશના આ ભાગમાં એવી કોઇ સંસ્થા નહોતી. અને તેમાં દાખલ થવા આવનાર ખરેખરાં નિરાશ્રિતજનોની સંખ્યાપરથી આ સંસ્થાની જરૂરીઆત સિદ્ધ થઇ આ પ્રાંતનાં ઘણાખરાં નાનાં મોટાં ગામથી અહીં આવી આશ્રય લેનાર મનુષ્યો દિનપરદિન વધતાં ગયાં. વાઘરીઆ, બ્રાહ્મણ, કણબી, કોળી, વગેરે ઘણી જાતનાં મનુષ્યો તેમાં દાખલ થવા લાગ્યાં તેમાં વખત જતાં મોટી ઉમરના કરતાં નિરાધાર બાળકોની સંખ્યા વધવા લાગી. છેવટે છપનીઆ દુકાળના વર્ષમાં એ **આશ્રમમાં** આઠસોથી નવસો બાળકો આશ્રય લેતાં હતાં. એ સંકટ પ્રસંગે જો એ સંસ્થા ન હોત તો એ બાળકોમાનાં કેટલાંક રઝળી રખડી મરી જાત અને કેટલાંકને ખ્રિસ્તી ધર્મના પરહિતકારી પુરુષો લઇ જાત ! આવા **આશ્રમની** જરૂરનો પરિપૂર્ણ અનુભવ થયા પછી મુંબાઇમાં એક **આશ્રમ** અને નડીઆદ તેમજ વડોદરા અને સુરતમાં એવા આશ્રમની સ્થાપના થઇ છે. **આશ્રમમાં** આ-

વર્તા મનુષ્યો જોતાં એમ જણાય છે કે મોટી ઉમરનાં અપંગ મનુષ્યો આવો આશ્રય સ્વીકારવાનું પસંદ નથી કરતાં. તેઓને કદાપિ ભિક્ષાવૃત્તિ વધારે અનુકૂળ પડતી હશે પરંતુ બાળકોને માટે આ **આશ્રમ** એક આશીર્વાદ રૂપ થઈ પડયું છે. જે બાળકો નિરાધાર હોઈ રખડી જાય અને અનીતિને માર્ગે ચઢી જગતને બોજા રૂપ થાય તેઓ પોતાની શક્તિ અનુસાર સુઉદ્યોગ કરી પોતાનું જીવન ગાળે એ લાભ જેવો તેવો નથી. વળી ગુપ્ત રીતે જન્મેલાં અને છોડી દીધેલાં બાળકો આવાં **આશ્રમ**ના આશ્રય વિના મૃત્યુને શરણ થાય, તેમને જીવિતદાન એ સંસ્થા આપે છે અને તેને લીધે કેટલી બધી હિંસા થતી અટકે છે એ કહેવાની જરૂર નથી.

લગભગ **દોઢસોથી બસો અને કોઈવાર તેથી પણ વધારે બાળકોની સંખ્યા આ આશ્રમનો આશ્રય** લે છે. એ છોકરા અને છોકરીઓને શાળામાં મોકલી શિક્ષણ આપવામાં આવે છે. કેટલાક છોકરાઓને મિલમાં ધંધો શીખવા મોકલવામાં આવે છે અને ખાસ કરીને ખેડુત વર્ગના છોકરાને **આશ્રમ**ની પોતાની જમીન છે ત્યાં ખેતીનું કામ શીખવવામાં આવે છે. છોકરીઓને મોટી ઉમરની થતાં યોગ્ય વર સાથે લગ્ન કરી આપવામાં આવે છે કેટલીકને હૉસ્પીટલમાં નર્સનું કામ શીખવવામાં આવે છે. આ ઉપરાંત છોકરીઓને શીવવાનું તેમજ રસોઇ કરવાનું કામ શીખવાય છે. ત્યાં રહેનાર બાળકો એક બીજા પ્રત્યે એવી મમતાથી વર્તે છે કે જોનારને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થાય છે. મનુષ્ય સર્વ એક પિતાનાં બાલક છે એ અનુભવ આ બાલકોના સ્નેહના દર્શનથી પ્રત્યક્ષ થાય છે. ખાસ કરીને ઘોડી દીધેલા બાળકો પ્રત્યે **આશ્રમ**ની કન્યાઓ અને છોકરાઓ અતિશય માયા રાખે છે. તેમાંનું કોઇ માંદું થાય તેવે પ્રસંગે એ છોકરાંની લાગણી કુટુંબી કરતાં કોઇ રીતે ઓછી હોતી નથી.

આ **આશ્રમ**માં પગારદાર સુપરિન્ટેન્ડન્ટ, કોઠારી રસોઇઆ, નોકર છે. આ શહેરના કેટલાક સત્પુરૂષો તેના ફંડમાં નાણાં વધારવા માટે રાત દિવસ પ્રયત્ન કરે છે. વળી કેટલાક દાકતરો ત્યાં કાંઇ પણ લીધા વિના બાળકો માંદાં પડે ત્યારે સહાયતા કરે છે. શહેરના દયાળુ ગૃહસ્થો ઘણીવાર પોતાને ત્યાં જમણવારના પ્રસંગે **આશ્રમ**નાં બાળકોને બોલાવી જમાડે છે. વેપારી વર્ગ, અહીંનો તેમજ બીજાં મોટાં શહેરોનો, પોતાથી બનતી પૈસા, વસ્ત્ર, પરચુરણ સામાનની કાયમ મદદ કરે છે તેથી **આશ્રમ**નો નિભાવ થવામાં ઘણી સહાયતા મળે છે.

આ **આશ્રમ**ની વ્યવસ્થા આદર્શરૂપ થવા માટે તન મન અને ધનથી સહાયતા કરનાર પરદુઃખભંજન સ્ત્રી-પુરુષોની જરૂર છે અને એવાં લોકકલ્યાણનાં કાર્યમાં તત્પર રહેનારાં મનુષ્યોની સંખ્યા વધશે ત્યારે જ આવી સત્સંસ્થાઓ ઉત્તમ દશાને પામશે.

(અમદાવાદ) —સૌ., વિદ્યા રમણભાઈ.

---

## ૧૨. હિંદુ અનાથ આશ્રમ, નડીઆદ.

મારી વ્હાલી બહેનો ! આપણી સ્ત્રી જાતી આદિકાળથીજ દયા અને દાનને માટે પંકાતી આવી છે, અને તેમાં પણ હિંદુસ્થાનની આર્ય બાનુઓ તો દયા, દાન અને નમ્રતા માટે ઘણુંજ ઊંચું સ્થાન ભોગવતી આવી છે; પણ કાળે કરીને ત્હેમાં કાંઈક ન્યૂનતા આવી છે. આપણે દુઃખીઆંઓનું દુઃખ જોઇ બેશી રહેવાનું નથી પરંતુ દુઃખીનાં દુઃખ ટાળવા

માટે યથાશક્તિ તન, મન અને ધનવડે સહાય કરવાની અતિ આવશ્યકતા છે. બહેનો ! આપણી પાસે દયા, દાન અને નમ્રતાનો અખુટ ખજાનો ભરેલો હોવા છતાં જો તેનો ઉપયોગ ન કરીએ તો ઈશ્વરનાં ગુન્હેગાર થઇએ છીએ. કેમકે સાધુપુરૂષો પોકારીને કહી ગયા છે કે, " **ત્હારી સંપત્તિ અને ત્હારાં સુખનાં સાધનો ત્હારા પોતાનાજ ઉપયોગ માટે નથી એ તું ભૂલીજા નહિં** " તેમજ શ્રી કૃષ્ણ માહારાજે પણ ગીતાજીના ૧૭ મા અધ્યાયના ૨૦મા શ્લોકમાં કહ્યું છે કે " **દાન કરવું એ આપણું કર્તવ્ય છે, એવા હેતુથી પ્રત્યુપકારની આશા વના જે દાન પુણ્યક્ષેત્રમાં અને સત્પાત્રને આપવામાં આવે છે તે સાત્વિકદાન છે.**" માટે દરેક સ્ત્રીઓએ પોતાનાથી બનતું દુઃખીનું દુઃખ દૂર કરવા હમેશાં યત્નવાન રહેવુંજ જોઇએ. આપણે હમેશાં ઘણું દાન કરીએ છીએ. પરંતુ તે દાન સત્પાત્રે થાય છે કે કુપાત્રે થાય છે ત્હેનો વિવેક કે વિચાર કરતાં નથી. હાલમાં જેને દાન આપીએ છીએ તેઓ તદ્દન ઠગારા, ચોર વ્યસની, અને તદ્દન અનીતિનાં કૃત્ય કરનારા ઠરતા જાય છે. માટે આપણા દાનના પ્રવાહનો રસ્તો હવે આપણે બદલવાની જરૂર છે. નહિં તો દેશમાં આળસુ અને નિરૂદ્યમીઓનો વધારો કરવામાં આપણુ કારણભૂત ગણાઇશું. હવે આપણા દેશમાં જગો જગોએ **અનાથ આશ્રમો, બાળાશ્રમો, ગુરૂકુળો નિરાશ્રીતાશ્રમો, વિધવાશ્રમો,** વિગેરે ઘણાં પરોપકારી આશ્રમો નિકળતાં જાય છે કે જેને દાન આપી પોષણ કરવાની ખાસ જરૂર છે. બહેનો ! આજે હું આપનું ધ્યાન " **નડીઆદમાં સ્થપાયેલા હિન્દુ અનાથાશ્રમ** " પ્રત્યે દોરવા માગું છું. સદરહુ **આશ્રમનું** સ્થાન મુંબાઇથી અમદાવાદ જતી તથા નડીઆદથી કપડવણજ જતી રેલ્વે લાઇન ઉપર આવેલું છે અને ગાડીમાં બેઠેબેઠે દરેક ઉતારૂ તે જોઇ શકે છે. હાલાં **આશ્રમોને** પ્રથમ મદદ–દાન આપવાની આપણી ફરજ છે. આ **આશ્રમમાં** બાલ, અબાલ, વૃદ્ધ, અપંગ અનાથોને પાળી ત્હેમની શારીરિક, માનસિક અને આત્મિક ઉન્નતિ થઇ તેઓ સદઉદ્યમથી નીતિપૂર્વક પોતાનો નિર્વાહ કરી શકે હેવા બનાવવા પ્રયત્ન કરવામાં આવે છે. **આશ્રમમા. અનાથમહ** ઉપરાંત, **શાળા, દવાખાનું, ગૌશાળા, પુસ્તકાલય** વિગેરે, પણ રાખવામાં આવ્યાં છે. અનાથ બાળકોને હારમોનિયમ ( વાજું વગાડવાની ) સાથે સંગીતનું પણ શિક્ષણ આપવામાં આવે છે. હાલમાં આ **આશ્રમમાં** ૭૫ ( પોણોસો ) અનાથ અને અપંગોનું પોશણ કરવામાં આવે છે. અને ત્હેમને સુથારી, દરજી, ભરત, ગુંથણનું તથા મિલોમાં કામ શિખવવાનો પણ પ્રબંધ કરવામાં આવેલો છે. રમત માટે પણ રમત ગમતનાં સાધન પુરાં પાડવામાં આવે છે. આ આશ્રમના અનાથોનું સ્વાસ્થ્ય કેવું સચવાય છે તે આ **ખાસ અંકમાં** પ્રકટ થયેલા આનાથોના ફોટા ( છબીઓ ) ઉપરથી જોઇ શકાશે. આ **આશ્રમે** એક દોઢ માસના અનાથ ધાવણા બાળકની પ્રાણરક્ષા કરી તે બાળકને ગામમાં ઉછેરવા એક બાઇને સોંપ્યું છે જ્યાં તે સુખપૂર્વક ઉછેરાય છે. બહેનો ! આપણે આપણાં બાળકોનું લાલન પાલન કરીએ છીએ તેવીજ રીતે જો દરેક બહેનો એમજ ધારે કે આપણે એક એક સંતાન વધારે છે અને તેનું લાલન પાલણ કરી ઉછેરવું એ આપણી ફરજ છે એમ સમજી યથાશક્તિ દાન આપવું જોઇએ, તો આપણા દેશીજનોની હાલત સુધરતાં કેટલીવાર લાગે ? આવું સમઝનાર જો માત્ર એક સો આર્ય બહેનો નીકળે તો આશ્રમમાંનાં સો ( ૧૦૦ ) એ અનાથ બાળકો મઝાથી પળે જાય. માત્ર ચાર વર્ષની અવસ્થામાં આ **આશ્રમના** કાર્યવાહકોની વિવેકપૂર્વક વ્યવસ્થાથી તેણે જાહેર પ્રજામાં ઘણું સારું માન

મેળવ્યું છે. આવી રીતે આ પરોપકાર સંસ્થાનો આરંભતો સારો થયો છે. અને હવે તેને ઉચ્ચતર સ્થાન પ્રાપ્ત કરાવવાની જરૂર છે. અને તેનો બધો આધાર દાનવીર માતાઓ અને બહેનોના દાન ઉપરજ અવલંબેલો છે. આવાં કાર્યો ધન વગર ચાલે તેમ નથી તેથી તેને આર્થિક મદદની ઘણીજ અગત્ય છે. પ્રત્યેક માતાઓ અને બહેનો ધારે તો કંઇને કંઇ આ સંસ્થા માટે બચાવી અનાથ બાળકોના લાભ માટે ઉપયોગ કરી શકે તેમ છે. આ **આશ્રમની** વીઝીટ લઇ **અ. સૌ. જમનાંબહેન સકકાઈ** અને ગંગા સ્વરૂપ **નહાની બેન ગજ્જરે** પોતાનો પૂર્ણ મનોભાવ પ્રદર્શિત કર્યો છે. આ **આશ્રમમાં** નહાનામાં નહાની રકમ ( એક મુષ્ટિ અનાજ ) નું પણ દાન સ્વીકારવામાં આવે છે. આ **આશ્રમ**માં રૂ. ૨૫૦ દાન આપી અનાથોને રહેવાનાં મકાનો બંધાવનાર ૫૮ દાનાઓ મળેલા છે. અને રૂ. ૭-૮-૦ તથા રૂ. ૩-૮-૦ આપી મહોટા અને નહાના અનાથોના પાલકપિતા અને પાલક માતાઓ ૬૮ મળ્યાં છે એમ હીસાબ ઉપરથી જણાય છે. બહેનો! આ બાબતમાં જેટલું બોલું-જેટલું કહું-જેટલું લખું તેટલું થોડુંજ પડવાનું. માટે આ લેખ પુરો કરતા પહેલાં મ્હારી વ્હાલી બહેનોને નમ્ર વિનતિ કરૂં છું કે તમારે ત્યાં આવતાં દરેક ટાણાં, લગ્ન, ઉપવિત, સીમંતોત્સવ, મરણ, સંવત્સરી, શ્રાદ્ધાદિ, તથા દરેક વ્રત અને તહેવારોના દાનના પ્રસંગે **આ અનાથ બાળકોને સંભારી** કંઇ પણ દાન આપવા સંબંધિ આ મ્હારી ભિક્ષા યાચનાને પૂર્ણ કરશો.

( નડિઆદ. ) —સૌ. સુરજ પટેલ.

---

## ૧૩. રૂક્મણી હીંદુ સુવાવડખાનું અને મહારો જાતિ અનુભવ.

ધન્ય છે તે દયાળુ, ધર્માત્મા શેઠ. ભ્રિજભુખણદાસ આતમારામ મહેતાને કે જેમણે પોતાના ખર્ચથી પોતાની વહાલી માતા રૂક્મણીબાઇનું નામ તેની પાછળ **રૂક્મણી હીંદુ સુવાવડખાનું** ( સુતિકાગૃહ ) કહાડીને અમર કરી પોતાની કીર્તિ વધારી હમો હીંદુ સ્ત્રીઓ ઉપર મહોટો ઉપકાર કીધો છે.

આ **સુવાવડખાના**ની યોગ્યતા જે સ્ત્રીઓએ તેનો જાતી અનુભવ લીધો છે તેઓને જેટલી ખબર પડી છે તેટલી કોઇ બીજાને કવચીતજ પડશે આ **સુવાવડખાના**ના બે વખતના મહારા અનુભવ ઉપરથી મ્હને એમ સમજણ પડે છે કે આવા વખતમાં **સુવાવડખાનું** સ્ત્રીઓને માટે ખાસ જરૂરી અને બહુ ઉપયોગી સંસ્થા છે. કારણકે મ્હારા જોવામાં અને સાંભળવામાં ઘણીજ વખત આવ્યું છે કે ' અમુક બાઇને છોકરૂં આવ્યું અને ગુજરી ગઇ; ' ફલાણી સ્ત્રીને છોકરૂં આવ્યું ને તેને સુવારોગ લાગુ પડયો; ' હમારી સ્ત્રીને છોકરૂં આવ્યા પછી માંદી પડી છે; અમુક સુવાવડી સ્ત્રીનું છોકરૂં મરી ગયું ' અને ' અમુક સ્ત્રી હંમેશ આજારી રહે છે, ' વગેરે, વગેરે. આવું કેમ થાય છે તેની મને હમણા લગી ખબર નહોતી અને મને ફીકર લાગી કે સુવાવડમાં મારૂં કેમ થશે? હું સમજી કે એ સઘળું પ્રભુની ઇચ્છા પ્રમાણે થાય છે. તેમાં કોઇનું ચાલતું નથી. પણ જ્યારે મેં **રૂક્મણી સુવાવડ ખાનાનો** અનુભવ લીધો ત્યાર ઉપલી દુર્દશાનું કારણ સમજાયું અને મારે પોતાને માટેની ફીકર દૂર થઈ અને હમો અજ્ઞાનો પ્રભુ નિર્દય છે એમ સમજતા હતાં એવો તે નથી એવી ખાત્રી થઇ.

તેઓ જે પ્રમાણે પોતાને ઘેર સુવાવડ કરે છે. તે પ્રમાણેજ આ **સુવાવડખાનામાં** પણ થાય છે; પણ ઘેર સુવાવડ કીધેથી બાઇ તથા તેનાં છોકરાંને માટે જેવો મૃત્યુ અને રોગનો ભય રહે છે તેટલો આ **સુવાવડખાનામાં** રહેતો નથી. મારા બે વખતના અનુભવમાં—જોવા પ્રમાણે જેટલી સ્ત્રીઓ આ **સુવાવડખાનામાં** આવી, તેટલી સર્વ સુખશાંતીથી સુવાવડ કરી પોતાનાં બાળક સાથે ઘેર ગઈ, એનું કારણ મારા જાતિ અનુભવ ઉપરથી એવું લાગે છે કે, હમો **હિંદુ** સ્ત્રીઓના જુના રીતિ રીવાજ, ગાંડી સમજ, બીન અનુભવી દાઇ, અજવાળા વગરની જગા, અસ્વચ્છ હવા, સારી દવા વગર, વગેરે કારણથી ઘણી સુવાવડી સ્ત્રીઓને ભયંકર રોગો થાય છે, અને તેઓનાં છોકરાં નિર્જીવ થાય છે; પણ શેઠજીના **રૂક્ષ્મણી સુવાવડખાનાંએ** તે સર્વ કારણો દુર કીધાં છે. અને તેજ કારણથી સુવાવડીમાંઇ તથા તેનાં છોકરાંઓ સુખરૂપ રહે છે.

આ **સુવાવડખાનું** શેઠની ભુલેશ્વરમાં આવેલી ત્રણ માળની મોટી **હવેલીમાં** છે. ૧૯૧૦ ના અકટોમ્બર મહીનામાં શેઠે પોતાનું ઘર ખાલી કરી ત્યાં પોતાને ખર્ચે પોતાની પુજ્ય માતુશ્રી રૂક્ષ્મણીના નામની યાદગીરી માટે આ **સુવાવડખાનું** સ્થાપ્યું અને પોતાના પુત્ર ડૉ. મંગળદાસ મનસુખલાલ મહેતા **બી. એ, એલ એમ એસ, એમ. આર. સી. પી. આઈ.** ને સ્વાધીન કર્યું. આ **સુવાવડખાનામાં** હાલના નવા સુધારા પ્રમાણે પ્રસુતીને ઉપયોગી અને **હીંદુ** સ્ત્રીને અનુકુળ એવી બધી દવા અને સાધનો રાખ્યાં છે. છેક નીચે દવાખાનું રાખ્યું છે. તેમાંથી છોકરાં તથા સ્ત્રીઓને સહવારે મફત દવા આપવામાં આવે છે. ત્યાં એક ટેલીફોન છે જે જરૂરની વખતે ડૉ. મંગળદાસને બોલાવવા માટે ઉપયોગમાં આવે છે પહેલે માળે અને બીજે માળે સુવાવડી સ્ત્રીઓને રહેવાને માટે, પ્રસવ માટે, અને પ્રસવ થયા પછી સુવાને માટે, જુદાં જુદાં દીવાનખાનાં રાખ્યાં છે. **સુવાવડખાનામાં** અજવાળું, હવા, શાંતિ, સ્વચ્છતા, ગોઠવણ, વિશાળ જગો પલંગ બીછાનાની ગોઠવણ અને બીજો સરસામાન જોઇને કોઇપણ નવા જોનારને આનંદ થયા વગર રહેશે નહી અને આ બધાની ગર્ભવંતી સ્ત્રીઓના મન ઉપર એવી અસર થાય છે કે તેમના મનમાંથી સુવાવડની બીક ઘણી ઓછી થઇ જાય છે. મેં પણ જ્યારે પહેલું આ **સુવાવડખાનું** જોયું ત્યારે મનમાં નિશ્ચય કર્યો કે પોતાને ઘેર સુવાવડ કરવાં કરતાં આવી રીતની સારી ગોઠવણવાળી જગ્યાએ સ્ત્રીની સુવાવડ થાય એ વધારે સારૂં છે અને તે પ્રમાણે હું અહીં બે વખત સુવાવડ માટે આવી ગઇ છું. અહીંયાં માતા અને તેનાં છોકરાં માટે જુદા જુદા પલંગ, બીછાનાં, ગરમ તથા સુતરાઉ કપડાં, ખાવાનું, વગેરે ચીજો રાખવાને માટે પાંજરાં વગેરે રાખ્યાં છે. ને તેજ પ્રમાણે સુવાવડીને સ્વચ્છ કપડાં હમેશાં આપવામાં આવે છે. સુવાવડીને પથ્યે એવો ખોરાક, તાજું દુધ, વગેરે, યોગ્ય વખતે યોગ્ય પ્રમાણમાં આપવામાં આવે છે, આ સઘળી વ્યવસ્થા સારી રીતે થાય તે માટે એક કંપાઉન્ડર, પાંચ પાસ થયેલી હોંશીયાર નર્સો અને આઠ દશ પુરૂષ અને સ્ત્રી નોકરો તથા એક બ્રાહ્મણ રસોઇઓ વગેરે રાખ્યાં છે અને તેઓને ત્યાં જ રહેવાની ગોઠવણ કરી આપી છે. આ સઘળાં માણસો. ડૉકતરના હુકમ પ્રમાણે ચાલે છે ને તેથી સુવાવડીની તથા તેનાં બાળકની પુરતી સંભાળ લેવાય છે. ગર્ભવંતી ઉચી કોમની (ગુજરાતી અથવા દક્ષિણી) સ્ત્રીઓને દિવસ અથવા રાત્રે કોઇ પણ વખતે અંદર લેવામાં આવે છે અને તેની ઇચ્છા પ્રમાણે એના સગાં વહાલાંને સુવાવડી પાસે થોડો વખત રહે-

વા દેવામાં આવે છે એજ પ્રમાણે ગર્ભવંતીઓનાં સ્ત્રી તથા પુરૂષ સગાં વહાલાંને ઠરાવેલા વખતે રોજ મળવા દેવામાં આવે છે.

ડૉ. મહેતા ને તેમના હાથ નીચેની **નર્સો** આ **સુવાવડખાનાંના** કામમાં ઘણુંજ કાબેલ છે. **નર્સ મીસીસ** રેચેલબાઇ એવી તો કાબેલ તથા હીંમતવાન છે કે ઘણીવાર તો **ડૉક્તરની** મદદ નહીં લેતાં પોતેજ ઘણી કાળજીથી સ્ત્રીઓને પ્રસવ કરાવે છે.

**ડૉ. મહેતાએ** કેટલાંક કઠણ અવસરમાં શસ્ત્રનો ઉપયોગ કરી છોકરાનો છુટકો કરીને ઘણા કીમતી જાનોનો બચાવ કીધો છે. આ ગર્ભવંતી સ્ત્રીઓએ જો પોતાને ઘેર સુવાવડ કીધી હોત તો બીન અનુભવી દાઇ પાસે સહેલાઇથી છુટકારો ન થતાં તેઓ નાહકનાં મૃત્યુ પામ્યાં હોત ! તે કારણથી ડૉ. મહેતાનાં જેટલાં વખાણ કરીએ તેટલાં ઓછાં છે. કેટલીક સ્ત્રીઓ જે સુવાવડ માટે પોતાને દેશ જવાની હતી તેઓએ આ **સુવાવડખાનાનાં** વખાણ સાંભળીને મુંબાઇમાંજ રહીને તેનો લાભ લીધો છે.

આ **સુવાવડખાનું** અને **દવાખાનું** ધર્માદા છે, તેથી કરીને કોઇપણ આસામીને આ સંસ્થાના રૂણમાંથી છુટવાને માટે એવી ગોઠવણ કીધી છે કે જતી વખતે ગરીબના લાભાર્થે એજ દવાખાનામાં પોતાની શકતી પ્રમાણે પૈસા આપી બદલો વાળે; આ સગવડને લીધે પૈસાદાર તેમજ મધ્યમ સ્થિતીનાં માણસો આ **ખાતાંનો** લાભ લેવાને સંકોચાતાં નથી. છેવટે હું મારી બહેનોને એવી વીનંતી કરૂં છું કે તેઓએ પોતે **સુવાવડખાનું** જોઇને પ્રસંગે તેનો લાભ લેવો.

આ **સુવાવડખાનાના** નિયમો તથા કોઇ પણ જાતની બીજી માહેતી એ **ખાતાનાં** વ્યવસ્થાપક પાસેથી મળી શકશે અને મ્હોટા આનંદથી તેઓને આપશે.

(મુંબઇ) **સૌ. ઇંદુમતી અનંતરાવ સબનીસ.**

## ૧૪. જૈનોની ધાર્મિક અને વિદ્યાવિષયક સંસ્થાઓ.

ગુજરાતમાં જૈનોની વસ્તી ઠીક છે. જૈનોના વર્ત્તમાન ચોવીશીમાંના છેલ્લા તીર્થંકર મહાવીર પ્રભુ નિર્વાણ પામ્યાને આજે ૨૪૩૮ વર્ષ થઇ ગયાં છે. **તીર્થંકર** એટલે તીર્થના **સ્થાપનાર. તીર્થ**માં ચાર સંસ્થાનો સમાવેશ થાય છે. **સાધુ, સાધ્વી, શ્રાવક** ને **શ્રાવિકા**. એ ચારે સંસ્થાઓ આજે પણ કાયમ છે.

જૈન સાધુઓ કંચન તથા કામિનીના ત્યાગી હોય છે. સચેત ( જીવવાળી ) વસ્તુને તેઓ ખોરાક પાણીમાં અથવા બીજા કોઇ પ્રસંગમાં લઇ શકતા નથી તેથી સચેતના ત્યાગી અને અચેતના તેઓ ભોગી કહેવાય છે. પૃથ્વી, પાણી, વાયુ, અગ્નિ, વનસ્પતિ વગેરે સ્થાવર જીવો તેમજ બાકીના જંગમ (ત્રસ) જીવો—એ સર્વે જીવોનું તેમણે રક્ષણ કરવાનું છે ને તેની દયા પાળવાની છે. **દયા એ જૈનોનો પરમ ધર્મ છે.** સર્વથા હિંસા કરવી નહિં, જૂઠું બોલવું નહિં, અદત્ત લેવું નહિ, બ્રહ્મચર્ય પાળવું, ને પરિગ્રહોનો ત્યાગ, એ પાંચ મહાવ્રત તેઓ બીજાં વ્રતો સાથે પાળે છે. અમુક પાંચ વસ્ત્ર ને પાંચ પાત્રજ તેઓ રાખી શકે છે. તેઓ નિર્દોષ ને ધર્મમાં ફરમાવેલી જાતિનો ( સૂઝતો ) આહાર હોય તોજ લઇ શકે છે ને બીજી ચીજો પણ તેજ પ્રમાણે હોય તો લઇ શકે છે. એક ગામમાં ચાતુર્માસ સિવાય, ઉપકાર થઇ શકે તેમ હોય તો વધારેમાં વધારે એકમાસ નહિતર એક દિવસથી વધારે રહી શકે નહિ. તેઓને એક સોય જોઇતી હોય તો પણ તેઓ શ્રાવકને ત્યાંથી યાચી

જાય છે, પણ તે સાંજ સુધીમાં પાછી પહોંચાડી જવી પડે છે. રાત્રે તેમનાથી આહાર પાણી વગેરે કશું લેવાતું નથી કે રાતવાસી કશુંએ રખાતું નથી. સવારસાંજ તેઓને પ્રતિક્રમણ કરવાનું હોય છે ને ધર્મના ફરમાન પ્રમાણે **સ્વાધ્યાય, વ્યાખ્યાન,** વગેરે કરવું પડે છે. તેઓને જીવનપર્યંત સામાયિકવ્રતમાં **( સમતાભાવમાં )** રહેવાનું હોય છે. આ અને બીજી આવી ઘણી બાબતો **જૈનસાધુઓ** પાળે છે અને શાશ્વત સુખ મેળવવા માટે **શ્રાવકોને ધર્મજ્ઞાન** આપે છે.

**દિગંબર, શ્વેતાંબર** અને **સ્થાનકવાસી,*** એવા ત્રણ મુખ્યભાગ જૈનોના છે. તેમાં દિગંબરમાં તો વર્તમાનકાળમાં તેમના ધર્મશાસ્ત્રો પ્રમાણેનાં **સાધુ, સાધ્વી** છે નહિ; કારણ કે; આજ કાળે ધર્મમાં કહ્યા પ્રમાણેની સ્થિતિમાં **સાધુ, સાધ્વીઓથી** રહી શકાય તેવો જમાનો-સમય નથી. શ્વેતાંબર અને સ્થાનકવાસીના **સાધુસાધ્વીઓ** છે. તેમાંથી ક્યા ફિરકાના **સાધુ સાધ્વીઓ તીર્થંકર પ્રભુના** ફરમાન પ્રમાણે વિશેષ કરીને વર્તે છે તે જોવાનું કામ સૌ સૌના **પંથના શ્રાવક શ્રાવિકાઓનું** છે. જે તેમાં સુધારો થાય તેવા ઉપાય લેવા તે પણ તેમનું કામ છે.

**સાધ્વીજીની સંસ્થાની** પણ **સાધુજીના** જેવી સ્થિતિ સમજવાની છે.

**સાધ્વીજીઓ** ધારેતો આજ કાળે સ્ત્રીકેળવણીમાં ઘણોજ અગત્યનો ભાગ ભજવી શકે. **સાધુ સાધ્વી** માટે ખાસ શાળાઓની જરૂર છે. અને તેમાં યોગ્ય અભ્યાસ કર્યા પછીજ તેમને દીક્ષા દેવામાં આવે તો ચતુર્વિધ સંઘ **( તીર્થ,** અર્થાત્-સમસ્ત જૈન કોમ )ની ઉન્નતિ વેળાસર થાય.

ભ્રષ્ટ થયેલા **સાધુઓમાંથી** કે સાંસારિક, રાજકીય સ્થિતિમાં જૈનને ટકાવી રાખવા માટે **ગોરજીની સંસ્થા** ઉભી થયાનું જણાય છે, પણ તેની સિફારસમાં હાલ કશું બોલવાનું મન નથી. એ **સંસ્થામાં** વિશેષ સુધારાની આવશ્યકતા છે.

**શ્રાવક** અને **શ્રાવિકા** એ જૈનધર્મ પાળનાર **સંસારી** લોકો છે, અને **સાધુ સાધ્વી ત્યાગી** છે **સાધુ સાધ્વીને** નિયમમાં ચલાવવા માટે **શ્રાવક શ્રાવિકાને** પ્રભુએ ફરમાશ કરી છે. અને **શ્રાવક શ્રાવિકાને** નિયમમાં ચલાવવા **સાધુ સાધ્વીને** ઉચ્ચપદે સ્થાપવામાં આવ્યાં છે. એટલે કે ઉભય વર્ગ એક બીજાની ભૂલ-ખામિ બનાવીને નિયમમાં ચાલવાનું કહી શકે છે. જૈન ધર્મમાં ખાસ, **સાધુઓને** કોઇપણ પ્રકારનું કાર્ય કરવાના હકો કે સ્વતંત્રતા આપેલી છેજ નહિ.

હાલમાં **પાશ્ચાત્ય** સંસર્ગથી **શ્રાવકોમાં** નાસ્તિકપણું અને દયાને સ્થાને બેદરકારી

*દિગંબર, શ્વેતાંબર અને **સ્થાનકવાસી** જૈનોમા બહુ તફાવત નથી; પહેલા બે મૂર્તિને પૂજે છે અને **સ્થાનકવાસી** નથી પૂજતા દિગંબર મૂર્તી પૂજે છે પણ ચક્ષુવિનાની અને તેઓના સાધુ મુનિઓને વસ્ત્ર દિશારૂપ ( અર્થાત્ વસ્ત્ર નહિ )-હોવાં જોઇએ એમ માને છે. આ પ્રમાણે મૂર્તિની વાત સિવાય ને સહજ ક્રિયાના તફાવત સિવાય શાસ્ત્રતત્વો પ્રાયઃ એક સરખાંજ છે. હાલના જમાનાને અનુસરીને ત્રણે ફીરકાઓ (વિભાગો)ની ઐક્યતાની વિશેષ જરૂર છે. તેમજ ત્રણે ફીરકાની એકત્ર કોન્ફરન્સ ભરવાની પણ જરૂર છે. હંમેશાં સંપથીજ દરેક કાર્યની સિદ્ધિ થાય છે, તેમા પણ એકજ ધર્મ અને એક પ્રભુને માનનારાઓમાં સંપ હોય તો વધારે સારૂં કામ તેઓ કરી શકે છે. સંપીને કોઈ પણ કાર્ય કરવામાં આવે તો પૈસા અને વખત વગેરેની બરબાદી થતી અટકે અને થોડી મહેનતે લાભ ઘણોજ થાય.

કે નિષ્ઠુરતા જોવામાં આવે છે; તેથી સ્થળે સ્થળે જૈનશાળાઓ સ્થાપવામાં આવે છે, તેનો હેતુ એવો છે કે નાનાં બાળકોને જો ધર્મના સંસ્કાર બાલ્યપણમાંથીજ આપવામાં આવશે તો મોટપણે તેઓ આસ્તિક ને ધર્મી થશે.

જૈન બાળક અને બાળાઓને માટે **જૈનશાળાઓ** જ્યાં જ્યાં સ્થપાયેલ છે, ત્યાં તેની અંદર બાળક અને બાળાઓને નીતિ અને ધર્મને લગતું શિક્ષણ આપવામાં આવે છે. આથી કરીને બાળકોનાં હૃદયમાં નાનપણથીજ **નીતિ** અને **ધર્મ**ની ઉંડી છાપ પડે છે. આવી **શાળાઓની સંખ્યા વધારવાની જરૂર છે.**

જૈનોના ત્રણે ફિરકાની અલગ અલગ કોન્ફરન્સો ભરાવા લાગી છે અને અલગ અલગ કોન્ફરન્સ ઓફિસો પોત પોતાના ફિરકાને લગતું કામ યથાશક્તિ કર્યા કરે છે. દોઢ, બે વર્ષને અંતરે જૂદે જૂદે સ્થળે કોન્ફરન્સો ભરાય છે. તેમાં પણ સ્વધર્મની, અને સ્વબંધુઓ, વગેરેની પ્રગતિનાં કાર્યો માટે ધારા ધોરણો બંધાય છે. જો કે હજુ જોઇએ તેવો લાભ લોકોને થયો નથી, પણ આ સત્કાર્ય આરંભાયું છે તેથી પ્રગતિ થવા આશા બંધાઇ છે.

રતલામમાં **જૈન ટ્રેનિંગ કોલેજ** અને કાશીમાં **જૈન પાઠશાળાઓ** તથા મુંબઇ અમદાવાદ, વગેરે સ્થળે **બોર્ડીંગ હાઉસ** જેવી સંસ્થા સ્થપાઇ છે, જેની અંદર ઓછા ખર્ચથી રહેવાનું અને નીતિધર્મ અને વ્યવહારોપયોગી શિક્ષણ આપવામાં આવે છે. તે પણ પ્રશંસાને પાત્ર છે. 'બોર્ડીંગ'ને બદલે ઘણાંખરાં તો માત્ર 'લોજીંગ'જ છે.* તેમાં હજુ ઘણા સુધારાને અવકાશ છે.

જૈનોની જૂદી જૂદી **સ્કુલો**ની પણ જરૂર હોવાને લીધે **પન્નાલાલ જૈન હાઇસ્કુલ** વગેરે સ્થપાઇ છે ને હજુ પણ સુધરેલા **જૈન ગ્રેજ્યુએટો**ના સ્તુત્ય પ્રયાસથી તેવી સંસ્થાઓ ખુલવા સંભવ છે તે પણ એક **પ્રગતિ**નું સાધન છે.

**વનિતાવિશ્રામ–શ્રાવિકાશાળા** જેવી સંસ્થાઓ પણ રાજકોટ, મોરબી અને જામનગર વગેરે સ્થળોમાં સ્થપાઇ છે. જેમાં વિધવા, સધવા તેમજ બાળાઓને નીતિધર્મ સંબંધી, વિદ્યાકળા સંબંધી, અને વ્યવહારોપયોગી શિક્ષણ આપવામાં આવે છે.

બહુજ થોડે સ્થળે **જૈન લાઇબ્રેરીઓ** પણ છે, જેની અંદર નીતિનાં, ધર્મનાં, વિદ્યાકળાનાં, કેળવણીનાં અને વ્યવહારોપયોગી પુસ્તકો તથા સામાહિક અને માસિક ચોપાનીઆનો ભંડોળ કરેલો હોય છે, તે દરેક લવાજમ ભરનાર–મેમ્બરોને લાયબ્રેરીમાં આવીને વાંચવા માટે તેમજ ઘેર વાંચવા માટે લઇ જવાને અમુક દિવસની મુદત સુધી આપવામાં આવે છે. તેથી પણ લોકોને ઓછે ખર્ચે જ્ઞાનનો લાભ ઠીક મલે છે. **લાઇબ્રેરી જેવી સંસ્થાઓ** તરફ જૈનોનું ધ્યાન હજી જોઇએ તેવું ખેંચાયું જણાતું નથી. આવી સંસ્થાઓની સંખ્યા **વધારવાની જરૂર છે.**

દરેક જાતના સદ્ગુણો સંબંધી અને અધ્યાત્મિક જ્ઞાનથી ભરપૂર વિષયવાળાં તેમજ વ્યવહારને પણ લગતાં પુસ્તકો, માસિક તથા સામાહિકોને શુદ્ધ અને સરલ ( જૂદી જૂદી ) ભાષાઓમાં પ્રકટ કરવાનો–પ્રસિદ્ધિમાં આણવાનો પ્રયત્ન ચાલુ થયો છે.

જૈનોમાં ધર્મ ધ્યાન કરવા બાંધેલા જુદાં મકાનો હોય છે તેને **ઉપાશ્રય–અપાસરા**

---

* 'બોર્ડીંગ'માં વિદ્યાર્થીઓને ખાવાપીવા તથા રહેવાની અને અભ્યાસ કરવાની બોર્ડીંગના સ્થાપકોની દેખરેખ નીચે સર્વ રીતે સગવડ કરવામાં આવે છે. 'લોજીંગ'–એટલે ફક્ત ભાડે રહેવાની જગો.

કહે છે. ઉપાશ્રય એ એક પવિત્ર ધર્મની જગ્યા છે. જેની અંદર સાધુઓ અને સાધ્વીઓ ઉતરે છે. ઉભયને માટે ઉપાશ્રય જૂદા જૂદા હોય છે. ત્યાં આગળ સવારના અને બપોરના સાધુ મુનિઓ બિરાજતા હોય ત્યારે તેઓ ધર્મનું વ્યાખ્યાન આપે છે. સાધુને ઉપાશ્રયે સ્ત્રીઓથી તેમજ સાધ્વીને ઉપાશ્રયે પુરૂષોથી વ્યાખ્યાનના સમય સિવાય, સ્ત્રીઓ અને પુરૂષોની અમુક સંખ્યા હોવા સિવાય એકલા દર્શનાર્થે જવાની પણ જૈનના ધર્મ શાસ્ત્રમાં મના છે. રાત્રીએતો બિલકુલ સ્ત્રીઓથી સાધુને ઉપાશ્રયે તેમજ પુરૂષોથી સાધ્વીને ઉપાશ્રયે ગમે તેટલી મોટી સંખ્યામાં હોય તો પણ જઇ શકાયજ નહિ. બાદ ઉપાશ્રયમાં સામાયિક, પ્રતિક્રમણ ને પોષધ વગેરે ધર્મક્રિયા સિવાય કોઇ પણ જાતની ક્રિયા થઇ શકતી નથી-કરવામાં આવતી નથી. ઉપાશ્રયમાં સાધુ સાધ્વી બિરાજમાન હોય તો પણ શ્રાવક અને શ્રાવિકાઓ ઉપાશ્રયમાં સામાયક, પ્રતિક્રમણાદિ ધર્મક્રિયાઓ કરવા જાય છે. **ઉપાશ્રય એ એક શાન્તિગૃહજ છે.**

દિગંબર અને શ્વેતામ્બર જૈનોમાં પ્રભુની મૂર્તિવાળાં દેરાસરો હોય છે. દેરાસરોનો જીર્ણોદ્ધાર કરવો કે ઉદ્યોગશાળાઓ સ્થાપીને શ્રાવકોનો ઉદ્ધાર કરવો ?-તેના પ્રશ્નો પણ હાલ કોઇ કોઇ સ્થળોમાં ચર્ચાય છે, તે પણ સુભાગ્યની વાત છે. કારણ કે દેરાસરોનો ઉદ્ધાર કરવા કરતાં **સ્વબંધુઓને ઉદ્યોગે લગાડીને તેમનો ઉદ્ધાર કરવામાં આવે તો ધર્મનો ઉદ્ધાર સાથેજ થશે.** માણસની આબાદી વધવાથી પૈસાની આબાદી થશે એટલુંજ નહિ પણ તેમાં વૃદ્ધિ થાય છે. અને પૈસાથીજ દરેક કાર્ય સિદ્ધ થાય છે. માટે હાલના કેળવાયેલા જૈન બંધુઓના મગજમાં પોતાના ધર્મ બન્ધુઓનો ઉદ્ધાર કરવાનો પ્રશ્ન ઉઠ્યો છે તે ઘણોજ પ્રશંસાને પાત્ર છે.

હાલતો જૂદી જૂદી જૈન સંસ્થાઓ વિષે ટુંકામાં આટલુંજ કહેવું બસ થશે. ત્રણે ફિરકાના વિચારશીલ અને વિદ્વાન બંધુઓ એકત્યનાથી મળીને જૈનોના ઉદ્ધારાર્થે ( નકામા પૈસા બરબાદ નહિ કરતાં ) **ઉદ્યોગ શાળાઓ, જૈન ટ્રેનિંગકોલેજો, બોર્ડીન્ગ હાઉસો, જૈનબાળશાળાઓ,** વગેરે સંસ્થાઓ સ્થાપીને, ધર્મનું, નીતિનું, વિદ્યાકલાનું તેમજ વ્યવહારોપયોગી શિક્ષણ આપી જૈન બંધુઓને સદ્વર્તનશાળી. સત્યનિષ્ઠ અને કર્તવ્ય પરાયણ બનાવવામાં સહાય આપશે તો જૈનકોમની જાહોજલાલી પૂર્વના જેવીજ પાછી પ્રાપ્ત કરી શકાશે એમ આશા રહે છે સંપ અને સમદષ્ટિ થશે તથા દષ્ટિમર્યાદાનું ક્ષેત્ર અને હૃદયભાવનાનું ક્ષેત્ર ટુંકાં અને સંકુચિત મટીને વિશાળ થશે, ત્યારેજ ઉન્નતિના શિખરે પહોંચી શકાશે, એ નિશ્ચય છે. અસ્તુ !

(મોરબી.) -નિર્મળા.

## ૧૫. કાર્લા-હિન્દુ સેનેટોરિયમ.

### ( ક્ષય રોગથી પીડાતા દર્દીઓને માટે આરોગ્ય ભવન. )

ક્ષય રોગ જેવા મહાપ્રબળ રોગમાં હજારો સ્ત્રી પુરૂષો તેમજ બાલકો દરવર્ષે સપડાય છે; અને તે સંખ્યા દિનપર દિન વધતી જાય છે. આ દર્દના રોગીઓમાં સ્ત્રીઓ વિશેષ હોય છે. શહેરની ગલીકુંચીને ગાઢી વસ્તીવાળા ભાગો, જ્યાં પવન કે હવા ઉજાસનું નામ ન હોય, તેવી જગ્યામાં ક્ષયનો પ્રચાર ઘણો વધારે થાય છે. દળણાં, ખાંડણાં વિગેરે ગૃહકામોમાં મદદ કરતા તૈયાર મળતા સંચાની અનુકૂળતાને લીધે મ્હોટાં શહેરની સ્ત્રીઓને સેવાની મહેનત ઓછી થવાથી તેઓ દિવસે દિવસે નરમ થતી જાય છે. ને ન્હાના ન્હાનાં શહેર કે ગામડાંમાં પણ એ રોગ લોકોમાં શરૂ થયો છે. ક્ષય રોગને દૂર કરવાના ઉપાયમાં દરદીને સ્વચ્છને

ખુલ્લી હવામાં રાખવો જોઇએ. ને તેને માફક આવતો સ્વચ્છ ને હલકો ખોરાક આપવો એ દવા કર્યા બરોબરજ છે. આવો યૂરોપ દેશના લોકાનો અભિપ્રાય છે. ઈંગ્લાન્ડ, જર્મની, વગેરે, દેશમાં લોકો પોતે અથવા સરકાર સારી હવા વાળી જગ્યાએ એ ક્ષય રોગવાળા માટે **આરોગ્યગૃહ** ( Sanitaria ) બાંધે છે ને તેથી ક્ષયરોગથી થતા મરણની સંખ્યામાં ઘણો ઘટાડો થાય છે.

મુંબાઇ ઇલાકામાં ક્ષયથી પીડાતાં પારસી કોમનાં માણસો માટે **આરોગ્યભવન** દેવલાલીમાં છે અને ત્યાં તે લોકો તેનો સારો ઉપયોગ પણ કરે છે. હિંદુ લોકોને એવી સવડ નથી. હિંદુઓની સખ્યા ઘણી છે, તેના પ્રમાણમાં ક્ષયરોગથી મરણ પણ પુષ્કળ થાય છે. એ હરકત દૂર કરવા ક્ષયરોગી હિંદુને મદદ મળે હેને માટે એક **આરોગ્યભવન** સ્થાપવા ડૉ. પિચી ફ્રિસને કરેલી સૂચના ઉપરથી કેટલાક હિંદુ ગૃહસ્થોએ ૧૯૦૬ માં માધવ બાગમાં હિંદુ લોકોની એક જાહેર સભા ભરીને હિંદુ ક્ષય રોગી માટે એક **આરોગ્યભવન** બાંધવાની વ્યવસ્થા કરવા માટે એક કમિટી નીમી. આ કમિટીએ ફાર્લા ગામની જગ્યા આરોગ્ય ગૃહ માટે પસંદ કરી શુમારે એંશી હજાર રૂપીયા કમિટીયે એકઠા કર્યા હતા. અત્યાર સુધીમાં એક લાખ રૂપિયાનું ખર્ચ તો થઇ ચૂકયું છે, તોપણ ૭ ન્હાનાં ન્હાનાં મકાન બંધાવાનાં બાકી છે. **આરોગ્યભવન** તૈયાર થયા પછી તા. ૧૩ એપ્રીલ ૧૯૧૨ ને દિવસે નેક નામદાર મુંબાઇના ગવ્હર્નર સાહેબ લોર્ડ સિડન હામને હાથે તેને ઉઘાડું મૂકવાની શુભ ક્રિયા થઇ હતી. સર્વ જાતની હિંદુઓને માટે આ સંસ્થા હોઇ, ગરીબ લોકોને ઔષધ, અન્ન, લૂગડાં, વગેરે જરૂરની સર્વ વસ્તુઓ મફત આપવામાં આવે છે. મધ્યમ સ્થિતિનાં માણસોને જગ્યાના ભાડાના દસ રૂપીયા આપવા પડે છે. હિંદુ ક્ષય રોગી માટે આખા પ્રાંતમાં આ એકજ **આરોગ્યભવન** છે વડોદરાના નામદાર મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ એપ્રિલ મહીનામાં એ સંસ્થા જોવા ગયા હતા. બધી વ્યવસ્થા જોઇ મહારાજા સાહેબ ઘણા પ્રસન્ન થયા હતા ને ઉદાર સહાય આપવા મહેરબાન થયા છે.

ભાવનગરના નામદાર મહારાજા સાહેબ, મોરબીના નામદાર ઠાકોર સાહેબ, વિગેરે બીજા રાજા રજવાડા તથા શ્રીમન્તો તરફથી આ સંસ્થાને મદદ મળી છે; પરંતુ હજી પૈસાની તાણ ઘણી છે. કારણ કે ઉપર કહ્યા પ્રમાણે કેટલુંક બાંધ કામ કરવાનું બાકી છે, અને ચાલુ ખર્ચ હાસ્પિટાલ તથા ત્હેની દવાઓ, ડૉક્ટર, આસીસ્ટંટ, કમ્પાઉન્ડર, માળી, નોકરો દીવાબતી, રોગીને ખાવા પીવાનું, જરૂરનો સર સામાન. વિગેરે માટે સુમારે એક હજાર રૂપિયાનું છે, જે આપવા માટે એક કાયમનુ ફંડ જરૂરનું છે. મુખ્યત્વે કરીને ડૉ. સર ભાલચન્દ્ર કૃષ્ણ ભાટવડેકર આને માટે મહેનત બહુ કરે છે. આવી પરોપકારી સંસ્થાને માટે દરેક હિંદુભાઇઓ અને બ્હેનોએ યથાશક્તિ મદદ કરવી જોઇએ.

( સેન્ટાક્રુઝ. ) સૌ. પ્રમીલા.

* કર્તવ્ય પાલનઃ—આપણાં કર્તવ્યનું પ્રેમથી પાલન કરવાથી નિઃસંદેહ આપણે તેનું ફળ પ્રાપ્ત કરી શકીએ છીએ, અને તે ફલ પણ કદી આજ સુધી કોઇએ પ્રાપ્ત ન કર્યું હોય તેવું સુંદર તે કર્તવ્યમાં આપણી કલ્પના શક્તિ પ્હોંચી શકે ત્યાં સુધીના વીચાર સીચો, અને જ્યાં સુધી તે કર્તવ્યમાં સફળતા ન મળે ત્યાસુધી દ્રઢપણે મંડયા રહો. આ પ્રમાણે કરવાથી હરકોઇ સુખ તથા ધન તથા વિજય પ્રાપ્ત કરી શકાય છે. જ્યાં સુધી કર્તવ્યમાં પાલનમાં આપણે શ્રદ્ધાથી લાગીશું નહીં, ત્યાંસુધી આપણે કદી પણ ફતેહ મેળવીશું નહીં. સંસારનું કાંઈ પણ કર્તવ્ય શ્રદ્ધાથી અને શુદ્ધ હ્રદયજ હાથ ધરો; તો સુજ્ઞજનો તેજ મુજબ વર્તશે અને આખરે તેની ફતેહમાં દેવી સહાય પણ અવશ્ય મળશે. સૌ. ગમન ગૌરી.

# ૧. हिन्द हितैषी महात्माओ.

## ૧. રા. બ. લાલશંકરભાઇનો સ્વર્ગવાસ.

જન્મ અને મૃત્યુ એ દેહધારી માત્ર માટે નિર્મિત છે. તે મનુષ્ય માત્ર સંપૂર્ણ રીતે જાણે છે, તે છતાં મૃત્યુની યાતનાથી સતત મુક્ત એવા મનુષ્યો તો વિરલાજ છે. એવા ભાગ્યવાન્ મનુજ જીવનને ધન્ય છે. એવા જીવનમુક્ત મનુષ્યને માટે તો રા. રા. નરસિંહરાવ કહે છે તેમ " મૃત્યુ મરી ગયું રે લોલ " એ ઉચ્ચાર સહજ કરી શકાય. એવા મનુષ્યો આ જીવનમાંથી દેહ છોડીને જાય છે, પરંતુ તેમનો આત્મા-તેમના સદ્ગુણની છાપ તો અનન્તકાલ સુધી રહે છે. અને એવા મહાન પુરૂષોના અમર જીવન ઉપરથી જગજ્જનને ચેતવણી મળે છે કે, આપણા જીવનની ઉન્નતિ કરવી તે આપણે સ્વાધીન છે, અને તેજ કારણસર મહાન્ સ્ત્રી પુરૂષોના જીવનવૃત્તાન્તનું વારંવાર મનન કરવું અતિ ઉપયોગી છે. એક મહાન નર મૃત્યુવશ થાય તો ત્યાર પછી શોક પ્રદર્શિત કરવો, એ એક રૂઢી જેવું થઇ ગયું છે. પણ એ માત્ર જ્યારે રૂઢીજ રહે અને તેનો કાંઇ વ્યાવહારિક ઉપયોગ ન થાય તો એ શોક પ્રદર્શન મિથ્યાજ કહેવાય. એવા નરના જીવન ચરિત ઉપરથી બોધ લઇને તેનું અનુકરણ કરવાનો પ્રયાસ સદા થવો જોઇએ અને તેજ જીવન્ વૃત્તાન્ત લખવાનો હેતુ છે.

અમદાવાદ પ્રાર્થના સમાજના અધ્યક્ષ, અનાથના બેલી મુરબ્બી લાલશંકરભાઇએ ચાર પાંચ મહિનાની માંદગી ભોગવી, ઑક્ટોબર મહિનાની ૧૮ મી તારીખે આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી સનાતન શાન્તિમાં વાસ કર્યો. અમદાવાદમાં, બલ્કે સમસ્ત ગુજરાતમાં એમનો ઠામ તો ખાલી જ પડ્યો. એવા *ઉત્સાહી કાર્યપરાયણ, દીન દયાળુ મહાત્માની ખાલી પડેલી જગ્યા લેનાર હાલ તો કોઇ માલુમ પડતું નથી.*

અમદાવાદની-અને ગુજરાત પ્રાન્તની પ્રત્યેક લોકોપયોગી સંસ્થા સાથે તેમનો અત્યંત નિકટ સંબંધ હતો; અને પ્રાર્થના સમાજ તથા રા. સા. મહીપતરામ રૂપરામ અનાથાશ્રમના તો તેઓ આધારસ્તંભ અને પ્રાણાધાર હતા એમ કહીશું તો જરા પણ અતિશયોક્તિનો આરોપ આવશે નહિં. આ પ્રકારના ઉદાર બુદ્ધિના, વિશ્વકુટુંબી ગૃહસ્થનું ચરિત્ર અત્યંત અનુકરણીય અને ઉત્સાહજનક હોય, એ સર્વ કોઇ કબુલ કરશે.

સત્કૃત્ય એ એક સુવાસિત પુષ્પ છે. પુષ્પની સુરભિથી સહુને આનંદ થાય છે. દુઃખિત જનો તેનાથી ક્ષણભર પોતાની પીડા વીસરી શકે છે. તે પ્રમાણે સત્કૃત્ય રૂપી પુષ્પની વાસ એક સ્થાને ન રહેતાં લોકોને અતિ સુખકારક થાય છે. લાલશંકરભાઇએ નિસ્વાર્થ બુદ્ધિથી અને નિરભિમાનથી અનેક પ્રકારની જે લોકસેવા બજાવી છે, તેનાં સુફલ ગુજરાતમાંજ નહિં, પણ ઊેક દક્ષિણ સુધી જોવામાં આવે છે. પારકાના દુઃખને પોતાનું કરવું, એ ભાવનાથી પ્રેરાઇને જીવન પર્યંત તેમણે કેવી રીતે જનસેવા કરી હતી, તે નીચેનો વૃત્તાન્ત વાંચ્યાથી કાંઇક સમજાશે.

રા. બ. લાલશંકરભાઇનો જન્મ અમદાવાદ પાસે આવેલા નારદીપુર નામના ગામડામાં ઇ. સ. ૧૮૪૫ માં આગસ્ટની ૨૩ મી તારીખે થયો હતો. તે ગામડામાંજ તેમના શિક્ષણનો આરંભ થયો હતો. થોડું શિક્ષણ લીધા બાદ તેમના પિતા તેમને લઇને અમદાવાદ આવ્યા,

અને ત્યાર પછી થોડું ગુજરાતી શિક્ષણ ત્યાંનીજ શાળામાં લીધું. તેમના પિતા યાજ્ઞિક હતા. તેથી એ શિક્ષણ પણ તેમને તેજ વખતે લેવું પડયું. પરંતુ તેની સાથે ગુજરાતી અભ્યાસ તેમણે મૂકી દીધો નહિં. તેમની બુદ્ધિ ઘણી તીવ્ર હતી, તેથી થોડા વખતમાં તે સમયની નૉર્મલ સ્કુલમાં દાખલ થયા, અને રૂ. ૫ ની સ્કૅાલરશિપ તેમને મળવા લાગી. થોડા વખત પછી ટ્રેનીંગ કૅાલેજમાં રૂ.૧૦ ની સ્કૉલરશિપ શરૂ થઇ. આને લીધે તેમને મોટી મદદ મળી. પરંતુ થોડાજ વખતમાં પિતાની ગરીબ સ્થિતિ, અને જુના વિચારને લીધે, તેમને નોકરી લેવાની ફરજ પડી. નોકરીમાં પડયા છતાં અભ્યાસ તો જારીજ રાખ્યો હતો. ગમે તે આપદા વેઠીને પણ અભ્યાસ તો કરવો એ એમની મોટી ઉમેદ હતી. તેમનાં માતુશ્રી નહાનપણમાંજ મૃત્યુ પામ્યાં હતાં, તેથી માનું સુખ તેમણે ઘરમાં જોયું નહોતું. તે ઉપરાંત સાવકીમા ઘરમાં હતી. નાગર બ્રાહ્મણ જેવી શ્રેષ્ઠ ગણાતી જ્ઞાતિમાં તે પ્રસંગે બાળલગ્નની રૂઢી હતી; તેથી તેમનું લગ્ન ઘણીજ બાલ્ય વયમાં થયું હતું. સ્વતંત્રપણે શિક્ષણ લેવા માટે, તેમજ સ્વતંત્ર થવાના માર્ગમાં આ એક મોટું પ્રતિબંધન હતું. તેમના પિતાએ કહ્યું કે, " મારા કહ્યા પ્રમાણે નોકરી ધંધે ન વ્હડો તો મારા ઘરની બહાર જઇને રહો ! "

આથી કરીને રા.બા. લાલશંકરભાઇને મોટી આપદા આવી પડી. તે વખતે સ્વ. રા. સા. મહિપતરામ રૂપરામ અમદાવાદની ટ્રેનીંગ કૉલેજના પ્રિન્સીપાલ હતા. તેમની પાસે તે સલાહ લેવા ગયા. **રાવસાહેબને** સર્વ હકીકત નિવેદન કરી. લાલશંકર જેવા હોંશિઆર વિદ્યાર્થી અધવચ્ચે અભ્યાસ મૂકી દે એ વાત તેમને જરા પસંદ પડી નહિં. તેથી તેમને એવી શીખામણ આપી કે, "પિતા જો ઘર બહાર કહાડી મૂકે તો ભલે કહાડે. સહકુટુંબ તમે સ્વતંત્ર જગ્યાએ જઇને રહેજો ને આપદા પડે તો બેલાશક મારી પાસે આવજો. લાલશંકરે પોતાના ગુરૂની શીખામણ અક્ષરે અક્ષર અમલમાં આણી. અનેક અડચણો વેઠીને માત્ર પોતાની હિંમત ઉપર તેમણે ટ્રેનીંગ કૉલેજનો અભ્યાસ સંપૂર્ણ કર્યો. રા. સા. મહિપતરામભાઇએ કરેલો ઉપકાર તે કદી વીસર્યા નહિં, અને પ્રસંગે પ્રસંગે તેમના ગુણાનુવાદ ગાતા. ગણિતનો વિષય તેમણે અથાગ શ્રમ લઇ આગળ વધાર્યો. એટલે સુધી કે એલ્ફીન્સ્ટન કૉલેજના વિદ્યાર્થીઓની સાથે

સોલાપુર પરગણામાં સંખ્યાબંધ મનુષ્ય અને ઢોરનું નુકશાન થયું. તે વખતે મુંબાઇના નામાંકિત મિલ એજન્ટ શેઠ મોરારજી ગોકળદાસની સોલાપુરમાં મિલ હતી. તેમણે તે પરગણાની વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઇને મુંબાઇના શેઠીઆ પાસેથી પૈસા એકઠા કરીને દુષ્કાળ સંકટ નિવારણાર્થે ફંડ ઊભું કર્યું. તે વખતે લાલશંકરભાઇ પંઢરપૂરના સબજજ્જ હતા. ભુખે મરતા લોકોનું દુઃખ ઘટાડવામાં તેમણે અથાગ મહેનત કરી. પરંતુ દુકાળને પરિણામે માબાપ વગરનાં નિરાધાર થઇ જતાં બાળકોની સંખ્યામાં અત્યંત વૃદ્ધિ થતી જોઇને તેમને ત્રાસ છૂટ્યો. ભૂખે મરતા લોકોનું રક્ષણ કરવા ઉપરાંત અનાથશાળાશ્રમની અગત્ય તેમને જણાઇ. તેટલા માટે તેમણે તન તોડીને મહેનત કરી. કોર્ટનું કામ સમાપ્ત કર્યા પછી દર શનિવારે સાંજરે તે પંઢરપુરથી મુંબાઇ જવા નીકળતા. ને રવીવારે આખો દિવસ શેઠીઆની મુલાકાત લઇને પંઢરપુરના બાળાશ્રમની અગત્ય વિશે તે લોકોને સમજણ પાડતા; ને તેમની પાસે પૈસા ઉઘરાવતા. પાછા રાત્રે મુંબાઇથી નીકળીને સોમવારે સવારે પોતાના કામપર હાજર થતા. એક પ્રસંગે શેઠ મોરારજીએ કહ્યું હતું કે "લાલશંકરભાઇમાં સાક્ષાત શંકરનો જુસ્સો છે. તેમના ઉત્સાહ અને ખંતનો પાર નથી. બીજા મનુષ્યો દુઃખની બૂમો પાડ્યાં કરે છે ત્યારે એ દુઃખની સામે બાથ ભીડે છે અને છેવટે વિજયી થાય છે." ખરેજ બોલે બોલ આ શબ્દો સત્ય છે. ગમે તે પંથના, ગમે તે ધર્મના લોકો પાસે જઇને તે અનાથ બાલકોનું દુઃખ નિવારણ કરવાને પૈસા માગતા. 'સુધારક' તરીકે એમની વિરૂદ્ધ ગમે એટલી લાગણી હોય તો પણ આવા ભૂતદયાના પારમાર્થિક કામમાં લોકો તેમને મદદ કરતા. પંઢરપુરમાં તો એ 'દેવમુનસફ' નામે હજી પણ ઓળખાય છે.

અનાથ બાળકો, અને અનાથ વિધવાઓ એ બન્નેનાં દુઃખનું નિવારણ કરવું એજ તેમનું લક્ષ્યબિન્દુ હતું. તેથીજ પોતાના ગુરૂ રા. સા. મહિપતરામભાઇનો સ્વર્ગવાસ થયો તે વખતે તેમની યાદગીરી કાયમ રાખવાને ફંડ એકઠું કરીને અમદાવાદનો અનાથાશ્રમ સ્થાપ્યો; જે સંસ્થાની ખરી કદર છપ્પનના દુકાળ વખતે જણાઇ. તે વખતે પણ તેમણે અત્યંત કષ્ટ વેઠીને, પોતાના દ્રવ્યની મદદ કરીને, તેમજ બીજા ગૃહસ્થો પાસે પૈસા ભરાવીને પુષ્કળ ખર્ચ ઉપાડ્યો, અને સંખ્યાબંધ રડતાં બાલકોનું પોષણ કરીને તેમનો આશીર્વાદ લીધો. અમદાવાદના આશ્રમના તો એ ખરેજ પિતા હતા; ને તેમાં નિવાસ કરતાં છોકરાઓ તેમને બાપાજીનેજ નામે ઓળખતાં. તેમના મૃત્યુને દિવસે જેટલાં બાલકો રડ્યાં હશે તેટલાં કોઇ દિવસ નહિં રડ્યાં હોય! છપ્પનના દુકાળ વખતે દરરોજ આશ્રમની મુલાકાત લેવા ને જતા. કાંઇ માંદગી આશ્રમમાં હોય ત્યારે તો સાંજ સવાર બે વાર તે જતા. દાક્તરને, સુપરિન્ટેન્ડેન્ટને ચેતવણી આપતા; અને પોતાનાં પેટનાં બાળકોની માફકજ સર્વે અનાથ બાળકોને ગણતા. તેમને પોતાને કાંઇ પણ સંતાન નહોતાં, પરંતુ આ અનાથ બાળકોના ઉપરતે ખરે પિતા સમાન ભાવ રાખતા.

અનેક પ્રકારનાં લોક હિતાર્થનાં કાર્યમાં તેમનું ચિત્ત પરોવાએલું રહેતું. તે સર્વનું સવિસ્તર વર્ણન કરવા બેસીયે તો તો મોટું પુસ્તક થઇ જાય. તેથી જે જે જાહેર સંસ્થાઓ સાથે તેમનું નામ જોડાએલું છે, તેમાંની થોડીકનાં નામ આપીનેજ સંતોષ માનીશું.

૧ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. ૨ અંજુમને ઇસ્લામ. ૩ પ્રાર્થના સમાજ. ૪ મહીપતરામ અનાથાશ્રમ. ૫ રા. બ. રણછોડલાલ ખાડીઆ કન્યાશાળા. ૬ શેઠ મણિલાલ લાઇબ્રેરી. ૭ આપારાવ ભોગાનાથ લાઇબ્રેરી. ૮ કાઉન્ટેસ ઑફ ડફ્રિન ફંડ—અમદાવાદ બ્રાંચ.

૯ નૅશનલ ઈન્ડીઅન ઍસોસિએશન—અમદાવાદ બ્રાંચ. ૧૦ અમદાવાદ, સેવાસદનબ્રાંચ. ૧૧ ગુજરાત સંસારસુધારાસમાજ. ૧૨ પુનર્વિવાહ ઉત્તેજક સભા. ૧૩ પરમેનન્ટ રીલીફ ફંડ. ૧૪ મિસ મેનીંગ ફંડ. ૧૫ લીલી મેમોરીઅલ. ૧૬ ભોળાનાથ લેડીઝ લીટરરી ઇન્સ્ટીટયુટ. આ વિગેરે ઉપર લખેલી સર્વ સંસ્થા માટે તેઓ તન તોડીને તેમજ દ્રવ્યનો વ્યય કરીને શ્રમ લેતા. જેવી રીતે માતપિતા પોતાની સંતતિની ઉન્નતિ માટે પ્રેમ સહિત પ્રયાસ કરે છે, તેજ પ્રમાણે પોતાને હસ્તક લીધેલી સર્વ સંસ્થાને તેઓ વાત્સલ્ય ભાવથી ઉછેરતા. ઉપર વર્ણવેલી સંસ્થાઓમાંથી ઘણીનાં મકાન પોતે માથા ઉપર ઉભા રહીને ઘણીજ કરકસરથી તૈયાર કરાવ્યાં છે. તે સર્વ તેમના સ્મારકસ્તંભ જેવાં સદા કાયમ રહેશે. તેમનાં **સંતત ઉદ્યોગ, દૃઢ આગ્રહ, કરકસર, ખંત, અને ઉત્સાહના** પરિણામે તેમણે ચલાવેલી સર્વ સંસ્થાઓના પાયા ઉંડા અને મજબુત છે.

માત્ર હિન્દુ કોમનીજ તેમણે સેવા કરી છે એમ નથી. અમદાવાદની અંજુમાનને ઇસ્લામના તે એક આધાર રૂપ—આત્મારૂપ હતા.

આપણા હિન્દુ સંસારમાં અનેક પ્રકારના સુધારા કરવાની જરૂર છે, તે વાત તેમના મનમાં ઘણીજ દૃઢ હતી. અને અનેક રીતે તે માટે તેઓ પ્રયાસ કરતા. સામાન્ય કેળવણી અને તેમાં વિશેષ કરીને સ્ત્રીઓની કેળવણી તથા ઉન્નતિ માટે તેમણે અનેક પ્રકારના ઉપાયો યોજ્યા હતા. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને તો તેમણે પુત્રીવત પાળી હતી; ને તેમાં પણ સ્ત્રી-ઉપયોગી પુસ્તકો તૈયાર કરાવવાં, ભાષણો અપાવવાં, તથા સ્કોલરશિપો અપાવવી, તે તરફ એમનું વલણ વિશેષ જોવામાં આવતું.

"કેળવણી અને સંસાર સુધારાના વિષયમાં તેઓ વૃથા વાદવિવાદમાં ઉતરતા નહિં પરંતુ શિષ્ટ ઉદ્દેશ લઇને લોકોપયોગી કાર્ય કરવું, એ તેમને વધારે પસંદ હતું."

આ કાર્યમાં એમની પદ્ધતિ માટે મતભેદ ભલે હો! પણ એમની કાર્ય પરાયણતાની પ્રશંસા તો એમના સહવાસમાં આવેલાં દરેકને કબુલ કરવી પડશે.

આપણા દેશમાં અનેક મોટાં કાર્યના આરંભ થાય છે, પણ તે પૂર્ણપણે ફલિભૂત થતાં નથી એનું મુખ્ય કારણ એજ છે કે આપણા લોકમાં દ્વેષભાવનું પ્રાબલ્ય ઘણુંજ છે. કોઇ પણ મહાન કાર્યનો આરંભ કોઇએ કર્યો તો તેમાં ખોડ શી છે તે તરફજ દૃષ્ટિ કરવામાં આવે છે. ને કાર્યવાહકના સ્વભાવમાં ખામી કઇ રહેલી છે તે શોધી કહાડવાનો પ્રયાસ થાય છે. આ પ્રમાણે ખીલતી કળીનું મર્દન થાય છે. અને તેથીજ આપણી ઉન્નતિ થતી અટકે છે. મનુષ્ય માત્રમાં કોઇ કોઈ પ્રકારની તો ખામી હોય, પરંતુ તેને માટે કોઈમાં જે કાંઇ સદંશ હોય તે શા માટે ભૂસી નાંખવા જોઇએ? આપણા દેશના અનેક વ્યવસાયમાં Resultant pressure* નથી. કારણકે એક બીજાની વિરૂદ્ધ વર્તન કરવામાં આવે છે, તેથી તેનો નાશ થાય છે. આ સ્થિતિ શું દયાજનક નથી? આનું કારણ શું છે? કારણ કે દરેક પક્ષ સામા પક્ષના દોષ તરફજ લક્ષ આપે છે. આ પ્રમાણે કદી એકત્ર થવાય નહિં. ગુલાબના ઝાડમાં કાંટા હોય તેથી કાંઇ ગુલાબ ફેંકી દેવાય નહિં. જ્યાં સુધી આપણે દરેક વસ્તુમાં સુન્દરતા નહિ જોઇએ ત્યાં સુધી પ્રેમનું ભાન આપણને થવાનું નથી. **સુંદરતા એટલેજ પ્રેમ.** અકબર બાદશાહે એક લીટી દોરી, અને પોતાના પ્રધાન બીરબલને કહ્યું

* શુભ પરિણામ તરફ લક્ષ આપવાની વૃત્તિ.

કે એ લીટીને એકકે બાજુથી લુછ્યા વગર ટુંકી કર. બીરબલે તે લીટીની નીચે એક બીજી પણ ઉપરની લીટી કરતાં લાંબી Parallel (સમાન્તર) લીટી દોરી અને તેથી અકબરની લીટી ટુંકી માલુમ પડી આવી. વધારે લાંબી લીટી દોરવામાંજ ડહાપણ છે. બબડાટ કરવો એ કેવળ વ્યર્થ છે.

આ પ્રમાણે એક સંપથી સ્નેહની દૃષ્ટિ રાખીને કાર્ય કરીશું, તોજ આપણું શ્રેય થશે. અને એજ વૃત્તિથી આપણે રા. બ. લાલશંકરભાઇના જીવનનું નિરીક્ષણ કરવું જોઇએ. તેમના સદ્‌ગુણો એટલા આગળ પડતા હતા, કે તેમની ખામી શોધવાનો કે જોવાનો અવકાશજ ન રહે. તેમનું જીવન અત્યંત સાદું, નીતિમય, અને મિતાહારી હતું. રહેણી કરણી અને પહેરવેશ વગેરે સર્વમાં એક સરખી સાદાઈ માલુમ પડતી હતી. Plain Living and High Thinking ( સાદું જીવન અને ઉચ્ચ વિચાર ) નો આદર્શ સંપૂર્ણ રીતે તેમણે પાળ્યો હતો. તેમનાં દરેક કાર્ય ઉત્સાહ, દૃઢતા, અને એકનિષ્ઠાથી ઝળકી રહેતાં. તેમનામાં એક જાતનો નીતિનો ઓજસ્ એવો હતો, કે સર્વ કોઇ તેમને આગેવાન તરીકે સ્વીકારતા ને માન આપતા. કામ એજ તેમના જીવનનો શોખ હતો.

नम्रत्वेनोन्नमंतः परगुण कथनैः स्वान् गुणान् ख्यापयन्तः ।
स्वार्थान् संपादयन्तो वितत बहुतरारंभयत्नाः परार्थे ॥
क्षान्त्यैवा क्षेपरूक्षा क्षरमुख रमुखान् दुर्मुखान् दुःखयन्तः ।
संत साश्चर्यचर्याजगति बहुमताः कस्यनाभ्यर्थनीयाः ॥

નમ્રતાથી જેઓ ઉંચા છે, પારકાના ગુણનું કથન કરીને જેઓ પોતાના ગુણ જાહેર કરે છે; પરાયા હિતને ખાતર જાણે તે સ્વાર્થ હોય એવી રીતે યત્નમાં મંડ્યા રહે છે; તથા નિંદાખોર દુષ્ટ લોકોને મુંગે મોઢે જેઓ ઠપકો આપે છે; એવા ચકિત કરી નાંખે તેવા ચરિત્રવાન સાધુ પુરૂષોને કોણ પૂજનીય ન ગણે ? ઉપર વર્ણવેલા સર્વ સદ્‌ગુણોથી અલંકૃત મહાન્ નર લાલશંકરભાઇના આત્માને પરમાત્મા સદા શાન્તિ આપો એટલી પ્રાર્થના છે.

તેમની સ્મૃતિ તેમના કરેલાં સત્કાર્યો અને તેમના સચ્ચારિત્ર્યને લીધે કાયમ રહેશેજ. પરંતુ તેમણે જનસમાજના શ્રેયને માટે જે જે અનેક કાર્ય કર્યાં છે, તેના બદલામાં યથાશક્તિ આપણે ઉપકાર વૃત્તિ પ્રદર્શિત કરવી એ આપણું કર્તવ્ય છે. અને એ રીતે વંશ પરંપરા એમની સ્મૃતિ જીવંત જાગ્રત રહે એવું કાંઇક સ્મારક કરવું જોઇએ. સ્ત્રીકેળવણી, સ્ત્રીઓની ઉન્નતિ એ એમનો અતિ પ્રિય વિષય હતો. તો જે સાધનથી સ્ત્રીઓની ઉન્નતિનો માર્ગ સરળ થાય, એવી કાંઇ સંસ્થા સ્થાપી હોય તો તેમનું નામ ચિરસ્મરણીય રહેશે. પ્રાથમિક શિક્ષણ માટે આપણા પ્રાન્તમાં અનેક કન્યાશાળાઓ છે, પરંતુ આપણો દેશ, આપણી સામાજીક સ્થિતિ એ સર્વને અનુકૂળ ઉચ્ચ શિક્ષણ માટે એક પણ યોગ્ય સંસ્થા નથી, તો તેવી એક સંસ્થા સારા મજબૂત પાયા ઉપર સ્થાપવાની અતિ અગત્ય છે. અમદાવાદ શહેર, તેમજ સમસ્ત ગુજરાત પ્રાન્તનાં સર્વ બન્ધુઓ અને ભગિનીઓને મારી એટલીજ નમ્ર વિનંતી છે કે સદ્‌ગત થએલા આ મહાન્ નરની સ્મૃતિ કાયમ રાખવામાં સર્વ કોઇ મદદ કરીને આ પ્રકારની એક લોકોપયોગી સંસ્થા સ્થાપશો તો યોગ્ય સ્મારક કર્યું કહેવાશે.

નવસારી. —સૌ. શારદા મહેતા.

## ૨. બહેરામજી એમ. મલબારી. *

જુલાઇ ૧૯૧૨ ની સાલમાં. મી. બહેરામજી.

મહેરવાનજી મલબારીનું મૃત્યુ શરીરપ્રકૃતિ નરમ હોવાથી સીમલામાં થયું. એમણે ભારતના હિતાર્થે પોતાનું તન મન અને ધન સર્વ અર્પણ કર્યું હતું. તેઓનું ચિત્ત પારકાનું ભલું કરવામાં નિરંતર પ્રવૃત્ત રહેતું, અનેક પ્રકારનાં કષ્ટો, ટીકાઓ અને લાંછનો સહન કરીને પણ પોતાના ઉદ્દેશોમાંજ તેઓ લાગી રહેતા. મી. મલબારીનું જીવન બહુજ ઉંચું હતું. દેશની વિધવાઓની દુર્દશા દેખી એમના કરુણ હૃદયમાં બહુ દુઃખ થતું. ભારતની સ્ત્રીઓની દશા સુધારવાને માટે મહા પરીશ્રમ લઇ વીચાર કરવાથી તેમને માલુમ પડયું કે અબળાઓના ઉત્કર્ષ માટે એક આશ્રમની પૂરી જરૂર છે.

તે પોતે જાણીતા સંસાર સુધારક હતા; પરંતુ તે સાથે બહુ જબરા લેખક પણ હતા. એમના વિનોદપૂર્ણ સમાજ–સુધારણા સંબંધીના લેખ જેમણે વાંચ્યા છે તેઓ તેમના ઉપર બહુ ખુશી થયા છે. અસાધારણ લેખનશક્તિના બળથી હેમણે પોતાનું નામ ઘણું બહાર પાડયું હતું. ભારતના ઉપરાંત યૂરોપના દેશો સુધીના મોટા મોટા વિદ્વાનો એમની યોગ્યતા જોઇ તેમના મિત્ર થયા હતા. આજ એમના જેવા વિદ્વાન સુધારકના મરણથી દેશ હિતૈષીને કેમ દુઃખ ના લાગે !

શ્રીયુત્ મલબારીનો જન્મ ૧૮૫૩ માં વડોદરામાં થયો હતો. એમના પિતા ધનજી ભાઇ મહેતા વીસ રૂપીયાના પગારમાં વડોદરામાં નોકર હતા. મલબારી મુશ્કેલીથી ૭ સાત વર્ષના થયા ત્યાં તો એમના પીતા ગુજરી ગયા, ખાવા પીવાનું કાંઇ ઠેકાણું નહિ હોવાથી એમની માતા ભીખીબાઇ પોતાના દૂરના સંબંધી મહેરવાનજી નાનાભાઇ મલબારીને ઘેર નાનપુરા ગામમાં રહેવા લાગ્યાં.

મહેરવાનજીની સ્ત્રી મરી ગઇ હતી. એમને એકકે પુત્ર પણ નહોતો. તેથી એમણે ભીખીબાઇ સાથે લગ્ન કર્યું. અને આ ચરિત્રના નાયક, (શ્રીયુત મલબારી) ને પોતાની પાસે રાખવા માંડયા. પાંચ વર્ષની ઉમ્મરમાંથીજ મલબારીએ શાળામાં જવાનો આરંભ કર્યો હતો. અસલી રીતી મુજબ પ્રથમ ગુજરાતીનો અભ્યાસ ત્યાં હેમને કરાવવા માંડયો. વિદ્યાર્થી અવસ્થામાંથીજ તેઓ બહુ ચંચળ હતા. એમના શરીરની ગરદન ભરેલી અને મજબુત હતી. ખેલ અને તમાશા એમને બહુ પસંદ હતા. આઠ નવ વર્ષની અવસ્થામાં પણ પોતે એવા મધુરા સ્વરથી ગાયન ગાતા કે જેથી આસપાસનાં દીંગ થઇ જતાં. પોતાના શિક્ષા ગુરૂથી ડરી બીજા છોકરાને માર ખાતા દેખી તેમને ઘણુંજ દુખ થતું; છતાં શાળાની બહાર એમની મસ્તી થોડી નહોતી. થોડા વખત પછી મહેરવાનજીએ એમને વહીને એક જગ્યોએ કામ શીખવાને મુકયા. પણ ત્યાં એમણે બરોબર કામ ન કર્યું ત્યારે તેમને ફરીથી શાળામાં મુકી ગુજરાતી અને ઇંગ્રેજી શીખવવા માંડયું. એમની મસ્તી અહીં પણ બંધ રહી નહીં. શાળામાં બહુ તોફાન કરતે કરતે એક વખત તે પકડાઇ ગયા. હેડમાસ્તરે એમને એક ડઝન ( બાર ) સોટીના ફટકા મારવાની સજા કરી. પહેલી સોટી પડતે જ મલબારી બેહોશ થઇ પડયા. શિક્ષકોએ હેમને પાણી છાંટી શુદ્ધિમાં આણ્યા. શુદ્ધિમાં આવતાં પહેલું કામ મલબારીએ એ કર્યું કે હેડમાસ્તર ઉપર જે હાથમાં આવ્યું તે ફા-

* હિન્દી ઉપરથી.

ગયા વીગેરે ફેકીને પોતાના ઘર તરફ ન્હાસી ગયા. નાસને નાસતે પોતાના મન સાથે દીનગીર થતા હતા કે, ઘરે પહોંચ્યને મ્હારી માતાને માસ્તર આ વાત કેમ નહીં કહે? પરંતુ ઘેર પહોચ્યા અને જોયું તો પોતાની માતા ભીખીબાઇ અચેત પડયા હતાં મલબારી પોતાની બધી વાત ભુલી ગયા આખો દિવસ બેસી રહી તેના ચાકરી કરવા લાગ્યા ત્રણ દિવસ અને ત્રણ રાત સુધી મલબારી નીરંતરપે તાની માતાની સેવા કરતા રહ્યા તોપણ તે બચી શકયા નહી.

માતાના મરણથી મલબારીને બહુ ચિન્તા થવા લાગી તે પોતે એક ચચળ બાળક હતા અને તેજ મુજબ તે હોશિયાર, ચતુર અને ગભીર માણસ પણ થવા પામ્યા એમને પોતાની માતાના એ-ાએક મૃત્યુથી બહુ દુ ખ થયું એમની માતા બહુ શુદ્ધ ચરિત્રવાળી અને ઉદાર હૃદયના હતાં દ ન અને દયાની લાગણી એમના હૃદયમાં એટલી બધી હતી કે પોતાની વ્હાલામાં વ્હાલી ચીજ તેઓ આપી દેતા અને હલકામાં હલકી જાતિના માણસો જોડે પણ સારો વ્યહવાર ચલાવવા ચુકતાં નહી. કોઇ કોઇ દિવસ એમને પોતાની આ વૃત્તિને લીધે પારસી સમાજમાં બહુ અનાદર પણ સહન કરવો પડયો હતો એમને બીજા વિવાહથી કદી સુખ મળ્યું નહોતું. માતા ભીખીબાઇના શુદ્ધ ચરિતનો પ્રભાવ પુત્ર મલબારી ઉપર બહુ પડયો માતા અને પુત્રમાં સ્નેહ પણ ઘણો હતો એક બીજા છુટાજનથી ચઢાતાં પોતાની જીંદગીમાં મલબારી એમની માતાને બહુજ વખત યાદ કરતા

માતાના મરણ વખત મલબારી ફક્ત બાર વર્ષના હતા તેમ એમના કોઇ પણ સબધી એમને તે સમયે ભણાવે તેમ નહોતું. તો પણ એમણે પોતાના જ દઢ નિશ્ચયથી ભણવાનું ધાર્યું તેથી સુરત આવી ત્યાંની મીશન સ્કુલમાં તેઓ ઈંગ્રેજી શીખવા લાગ્યા ત્રણ વર્ષ સુધી ત્યાંની પાઠશાળામાં ભણ્યા કર્યું. પાઠશાળાના મુખ્ય ઉપરી મિ. ડીક્સનને એમનો સ્હેજે જોઇ એમના ઉપર બહુ પ્રીતિ થઇ હતી અને તેઓ કહેતા કે ભવિષ્યમાં મલબારી અવશ્ય મહાન પુરૂષ થશે તે મલબારી સાથે બહુ પ્રેમ દર્શાવી બોલતા મલબારીને પણ એમની જોડે બોલવાથી થોડા દિવસમાં ઈંગ્રેજીનું સારૂ જ્ઞાન પ્રાપ્ત થયું શેક્સપિયર, મિલ્ટન, ટેનિસન, આદી મહા કવિઓના ગ્રંથો તેઓ સારી રીતે વાંચી તેમજ સમજી તેમા રસ લેવા લાગ્યા ૧૮૬૮મા મલબારીએ મેટ્રિકયુલેશનની (પ્રવેશક) પરીક્ષા આપી પરંતુ ગણીતમાં કમજોર હોવાના કારણથી તે પાસ કરી શકયા નહી ત્યાર પછી તેઓ મુંબાઇ ચાલ્યા ગયા, અને ત્યાંની એક શાળામાં વીસ રૂપીઆના પગારથી શિક્ષક થયા થોડા મહિના પછી એમને એક શાળામાં મહિને સાઠ રૂપીયા મળવા લાગ્યા અને ત્યાં વિદ્યાર્થીઓના ટયુશન (ખાનગી શિક્ષણ)ના મળીને સોદસો રૂપીયા એમને પડવા લાગ્યા હવે એમને દ્રવ્ય સબધી કાંઇ કષ્ટ રહ્યું નહીં આની દરમિયાન એમણે પોતાનો અભ્યાસ છોડયો નહોતો. તે ગણીતમાં બહુ કાચા હોવાથી ચાર વર્ષ સુધી તે પાકું કર્યા બાદ ૧૮૭૨ મા તેમણે મેટ્રીકની પરીક્ષા પાસ કરી.

મલબારીના દિવસ હવે સારો આવ્યો, મુંબાઇના પ્રસિદ્ધ ડૉક્ટર વિલ્સનને એમની જોડે પરીચય થયો ડૉક્ટર વિલ્સન ગુજરાતી ભાષા સારી રીતે સમજતા હતા મલબારીએ ગુજરાતી ભાષામાં કવિતાઓ બહુજ સારી રીતે રચી હતી. તે જનાની ત્યા રખડતી પડી હતી. એક દિવસ કોઇ મિત્રની સુચના ઉપરથી ડૉકટર વિલ્સનની નજરે તે આવી ડૉક્ટર સાહેબને તે બહુ પસદ પડી એનો મગ્રહ કરી ૧૮૭૫ માં "નીતિવિનોદ" ના નામથી તે બહાર પાડી. ગુજરાતી સાહીત્યની દુનિયામા એ પુસ્તકની બહુ પ્રસસા થઇ હતી તે વડે મલબારીનુ નામ પ્રસિદ્ધ થયું ત્યાર બાદ એમનો બીજો ગ્રંથ "India muse in India Garb" (હિન્દની કવિતા-ઇંગ્રેજી લેબાસમાં) એ નામનો ઈંગ્રેજીમાં

નીકળ્યો. એ પુસ્તકે મલબારીની વધારે પ્રસિદ્ધિ કરી. નામદાર મહારાણી વિકટોરીયા, મિસ ફ્લૉરેન્સ નાઇટીંગેલ, પ્રો. મેક્સમૂલર, રાજકવિ ટેનિસન, વગેરે ઘણા વિદ્વાનો અને મહાજનોએ એ ગ્રંથ વાંચી મલબારીની યોગ્યતા સ્વીકારી હતી.

૧૮૭૬ માં તેઓ પત્રકારની આલમમાં ઉતર્યા. મુંબાઇમાં કેટલાક યુવકોને મળીને 'ઇંડિયન સ્પેક્ટેટર' નામનું પત્ર કહાડ્યું હતું, તેમાં મલબારી લેખ લખવા લાગ્યા. અને પાછળથી તે બંધ થતું જોઈ ખરીદી પણ લીધું. મલબારીની લેખનશક્તિ જેવી જબરી હતી, તેવી તેમની આર્થિક શક્તિ નહોતી. એને લીધે એમને એ પત્ર ચલાવતા બહુ બહુ મુસ્કેલીઓ સહન કરવી પડી. આરંભમાં માંડ માંડ એના પચાસ સાઠ ગ્રાહક થયા. પણ મલબારીને પોતાને લેખો અને પ્રૂફો તપાસવાં પડતાં; અને સ્થાનીક ગ્રાહકોને ત્યાં પણ પોતાને પત્ર વ્હેંચવા જવું પડતું. ખર્ચની રકમ વધી જવાથી એમને પોતાની પત્નીનાં આભુષણો સુધી વેચવાં પડ્યાં હતાં ! આ બધી વિપત્તિઓને ધૈર્યપૂર્વક સહન કરી, તેઓ પોતાનું કામ કરતા ગયા; અને અન્તે એમને એ કઠિન પરિશ્રમનું ફળ એ મળ્યું કે ૧૮૭૯ થી 'ઇંડિયન સ્પેક્ટેટર' જાણીતું થવાનો આરંભ થયો. અને થોડા વખતમાં તે ભારતનાં મુખ્ય મુખ્ય પત્રોમાં તો શું પણ અમેરિકા, ફ્રાન્સ, અને ઇંગ્લાંડનાં પણ એકે એક પત્રો સુધીમાં તેમની લેખનશક્તિ, પ્રૌઢ વિચાર, અને નિરાભિમાનની પ્રસંશા થઇ. ભારતના તે સમયના વાઇસરોય લૉર્ડ રિપન સુધી તેની બહુ કિંમત સારી રીતે સમઝી, તે પત્ર વાંચવા લાગ્યા. પોતાના પત્રની આટલી ઉન્નતિના કાળમાં મલબારીને સુપ્રસિદ્ધ અર્થશાસ્ત્રવેત્તા મી. દીનશાહ એદલજી વાચ્છાની સહાયતા મળી. ૧૮૮૩ માં મલબારીએ દેશભક્ત મહર્ષિ દાદાભાઇ નવરોજજીની સલાહથી 'વૉઇસ ઑફ ઇન્ડીયા' (હિન્દનો અવાજ) એ નામનું એક પત્ર કહાડ્યું. પરંતુ તે બહુ દિવસ ચાલી શક્યું નહીં. અને તેને સ્પેક્ટેટરની જોડે ભેળવી દેવું પડ્યું.

મલબારી આ સમયમાં સમર્થ વિદ્વાન મેક્સમૂલરનાં "હીબર્ટ" ભાષણોના દેશની જુદી જુદી ભાષાઓમાં અનુવાદ કરાવવાને ફન્ડ એકઠું કરવા ભારતનાં મોટાં મોટાં નગરોમાં ફરવા લાગ્યા. એમણે સ્પેક્ટેટરમાં એવા હાસ્ય પૂર્ણ લેખો લખ્યા, કે જેના ઉપર લોકોની બહુ પ્રીતિ ઉત્પન્ન થઇ, અને "ગુજરાત અને ગુજરાતી" નામના પુસ્તક રૂપે તે પ્રકાશિત થયા ડૉક્ટર વિલ્સનના મૃત્યુ ઉપર એમણે "વિલ્સન વિરહ" નામનું ગુજરાતી કાવ્ય રચ્યું. એ કારણથી ગુજરાતી સાહિત્યમાં એમને એક મોટું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થયું. ૧૮૮૧ માં તેમનું "સરોદ-ઈત્તફાક" નામનું કાવ્ય પ્રકાશિત થયું. લોકોએ તે ગ્રંથ પણ બહુ પસંદ કર્યો. અને તેને પણ 'વિલ્સન વિરહ' અને 'નીતિવિનોદ' ની સાથે સ્થાન મળ્યું.

૧૮૮૩ માં મલબારીનું ધ્યાન દેશની વિધવાઓ ઉપર થતા અત્યાચારો તરફ ગયું. સામાન્ય રીતે સ્ત્રી જાતિનું કષ્ટ દેખીને તેમનું હૃદય સદા દુખી રહેતું. એમણે પોતાના પહેલા ગ્રંથ નીતિવિનોદમાં વિધવાઓનાં દુઃખો ઉપર બહુ આંસુ વહાવ્યાં હતાં. એમનો મત એવો હતો કે, કોઈ વિધવાની ઇચ્છા પુનર્વિવાહ વિરૂદ્ધ હોય તેણે પુનર્વિવાહ કરવો નહીં, પરંતુ બાળવિધવા કે જેણે પતિ કે વિવાહ એ શબ્દનો અર્થ પણ જાણ્યો ન હોય, તેણે આખું જીવન વૈધવ્યમાં વ્યતિત કરી, પારકી ખુશામતમાં તે ગાળવું, એ એક તેના ઉપર ભારે જુલમ થાય છે. બંગાળાના સુપ્રસિદ્ધ સુધારક પંડિત ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે બહુ ઉદ્યોગથી વિધવાઓના પક્ષમાં વિધવાવિવાહનો કાયદો પસાર કરાવ્યો હતો. મલબારીએ પણ તન મન ધનથી એવા પ્રકારનો એક વિષય હાથમાં લીધો. બાર વર્ષની

અંદરની છોકરી અને તેમજ સોળ, વર્ષની અંદરનો છોકરો, એનું લગન ન કરવું, એવો કાયદો પસાર કરાવવાને પ્રયાસ કરવા માંડ્યાથી લોકોએ તેમને બહુ બુરા અગર ભલા કહ્યા. પારસી હોઇ હિન્દુ જાતિ સુધારવાનું કામ પોતાને હાથ લેવાથી કેટલાક લોકોએ એમને બદનામ કર્યા. કેટલાક લોકોએ તો એમના ખાનગી કામમાં અંતરાય અને હરકતો પણ નાંખી. પરંતુ તે પોતાના કામમાં મશગુલ અને નિડર રહી, પોતાની લેખિની અને સહાયકોના બળ ઉપર વિશ્વાસ રાખીને લોકોની એવી ખરાબ વર્તણુક ઉપર તેમણે ધ્યાન આપ્યું જ નહીં. લોર્ડ રીપનને મળીને એમને ભારતની વિધવાઓની મુસીબતોનો પૂરેપૂરો ખ્યાલ એમણે આપ્યો. પહેલાં તો લોર્ડ રીપન જરા વિચાર કરવા લાગ્યા, પણ પાછળથી તેઓ મલબારીના પક્ષમાં ગયા. મલબારીએ પ્રયત્ન કરવામાં તો કાંઇ પણ બાકી ન રાખ્યું. પરન્તુ લોકોના મ્હોટા ભાગના વિરોધના કારણથી સરકાર બાળ-વિવાહ રોકવાનો વિષય હાથમાં લઇ શકી નહીં. થોડા દિવસ પછી ૧૮૮૩ માં એમના પ્રયત્નનું ફળ એ થયું કે, " સહવાસ-સંમતી " ( અથવા સમતિવય ) નો કાયદો પાસ થયો.

આ ધાંધળના સમય પછી મલબારીએ બે કામ મહત્વનાં કર્યાં. એક તો એ કે એમણે સુવિખ્યાત શ્રીયુત દયારામ ગીડુમલની સહાયતાથી સેવાસદન નામની એક સંસ્થા સ્થાપિત કરી. અહીં ભારતની સ્ત્રીઓને શિક્ષક, સુયાણી વિગેરેનું કામ શીખવવામાં આવે છે. બીજું એમણે સીમલાની પાસે ધર્મપુરમાં " ક્ષયના રોગીયો માટે આરોગ્યગૃહ " ની સ્થાપના કરી.

આ સમયની દરમિયાન પણ મલબારીની લેખિની શિથિલ નહોતી. વિલાયત જઇ આવ્યા પછી ૧૮૯૨ માં એમણે પોતાની વિલાયતની મુસાફરી વિશે " The Indian Eye on English Life " ( ઇંગ્રેજોના જીવન ઉપર હિન્દવાસીની દૃષ્ટિ ) એ નામનો ગ્રંથ પ્રકાશિત કર્યો. આ ગ્રંથ પણ લોકોએ બહુ પસંદ કર્યો. સ્પેક્ટેટર તો નીકળતુંજ હતું. અને તેના ઉપરાંત એમણે પોતાનાજ તન્ત્રીત્વ નીચે " East and West" ( પૂર્વ અને પશ્ચિમ ) એ નામનું એક માસિક પત્ર કહાડ્યું, જે હજી સુધી નીકળે છે. મલબારી બહુ નિરાભીમાની પુરૂષ હતા. ત્હેમને મન નીચ કે ઉચનો બીલકુલ ભેદ નહોતો. એમનો સ્વભાવ બહુ સરળ હતો. જેને એમનો એકવાર પરિચય પડતો, તે કોઇ દિવસ ત્હેમને ભૂલતા નહીં. ગરીબના તો તેઓ ખરા મિત્ર હતા. એમનામાં આત્મબળ પણબહુ હતું. પોતાના ઉદ્દેશો પૂરા પાડવા, એમને આર્થિક દબાણ અને શારીરિક મહેનત ગમેતેટલી સહન કરવી પડે તે લેતા; પરંતુ તે પોતાના સિદ્ધાંતને કદી મૂકતા નહીં.

૧૮૮૭ માં મહારાણી વિક્ટોરીયાની સુવર્ણ જ્યુબીલી ઉપર એમને મુંબાઇમાં શેરીફની અને સર નાઇટની માનવન્ત પદવી તથા ખિતાબ મળતાં હતાં, પરંતુ એમણે એમાંથી એકનો સ્વીકાર કર્યો નહોતો. લોર્ડ કર્ઝને " કેસરેહિન્દ ' નું પ્રથમવર્ગનું સુવર્ણપદ અને લોર્ડ મિન્ટોએ "સર" નો ખિતાબ આપવા માંડ્યા હતાં તેનો પણ તેમણે ઉપકાર સાથે અસ્વીકાર કર્યો હતો. એવા એ સરળ હૃદયના, અને એકમાર્ગી હતા. નામ કહાડવાના તેઓ જરા પણ ભૂખ્યા નહોતા; પરંતુ કામ કરીજ જાણતા હતા. આનું પરિણામ એ થયું હતું કે તેમની નિન્દા કરનાર માણસોને પણ તેમના હેતુની પવિત્રતા કબુલ કરવી પડી હતી; તથા તેમનાં સતકર્મોએજ તેમનું નામ જગપ્રસિદ્ધ કર્યું હતું.

( અમદાવાદ. ) —સૌ. સુ.

# ૩. વિલિયમ ટોમસ સ્ટેડ.

પ્રસિદ્ધ પત્રકાર વિલીયમ ટોમસ સ્ટેડનો જન્મ ઇ. સ. ૧૮૪૯માં થયો હતો. એના પિતા રેવરંડ વિલીયમ સ્ટેડ વિલાયતમાં હાઉડન-ઓન-ટાઇન નામના ગામમાં ધર્માધિકારી હતો. સ્ટેડના જીવનમાં જે સદ્ગુણો પ્રકાશી નિકળ્યા હતા, તે ગુણો બાલ્યાવસ્થામાંજ ત્હેનામાં ત્હેનાં માબાપે રોપ્યા હતા. સ્ટેડના પ્રાથમિક શિક્ષણની શરૂઆત ત્હેના પિતા પાસે થઈ હતી, જેનો ફુરસદનો સઘળો વખત સ્ટેડના શિક્ષણમાંજ ગાળવામાં આવતો. આ પ્રમાણે ત્હેનો પિતા ત્હેનો ધર્મ ઉપદેશક, શિક્ષક, મિત્ર અને રમતનો સાથી બન્યો હતો. બાલકનો કંટાળો કદિ ત્હેને આવતો નહિં. પોતે વાંચતો હોય, કામમાં હોય તોપણ બાલકો તો ત્હેની પાસેજ રમતાં.

સ્ટેડના પિતાની શીખવવાની પદ્ધતિ બહુ ઉત્તમ હતી. મધુર શબ્દોમાં બાળકની હોંશિયારી અને ઉદ્યોગનાં વખાણ કરી ત્હેમને તે ઉત્તેજન આપતો. બાલ્યાવસ્થાથીજ પિતાએ સ્ટેડને ચિત્રકલા શિખવવાનું શરૂ કર્યું હતું. અને તે માટે એક ન્હાની રંગની પેટી પણ આણી આપી હતી. કુટુંબની આર્થિક સ્થિતિ બહુ સારી ન હોવાથી, તેમજ તે સમયે કાગળો બહુ મોંઘા મળતા હોવાથી, જુના કાગળો કે લખેલા કાગળોની પાછલી બાજુએ ચિત્ર કાઢતો; અને તૈયાર થયેલાં ચિત્રો પોતાની અભ્યાસની ઓરડીમાં ખીલા મારી ભીંત ઉપર ટાંગતો. આ પ્રમાણે નાના સ્ટેડની ઓરડીમાં ઠેક હેઠળથી ઉપર સુધી ચિત્રો ભરાઈ ગયાં હતાં. આ ચિત્રો કંઇ બહુ સારાં નહોતાં, છતાં ચિત્રો જોઈને સ્ટેડ હમેશાં અભિમાનથી પ્રસન્ન થતો. સ્ટેડની માતાને એક રીતે, આ ચિત્રો નકામાં લાગતાં. પોતાનાં વ્હાલા બાળકનાં અભિમાનનાં કારણ રૂપ આ ચિત્રો એક દિવસ ત્હેણે ઉપાડી લઇ ફાડી નાંખ્યાં અને ભીંત સાફ કરી નાંખી. આથી નિર્દોષ બાલક સ્ટેડ બહુ દિલગીર થયો.

સ્ટેડને થોડું વાંચતાં લખતાં આવડ્યું એટલે એના પિતાએ એને લેટીન ભાષા શીખવવાનું શરૂ કર્યું. સ્ટેડની ઉમર પાંચ વર્ષની થતાંજ, ત્હેના પિતાએ ધર્મજ્ઞાન આપવાનું પણ યોગ્ય ધારી પવિત્ર બાયબલની કથાઓ વાંચી સંભળાવવા માંડી. સ્ટેડ અને ત્હેની મ્હોટી બ્હેન બન્ને સાથે ભણતાં અને બન્ને એકજ વર્ગમાં હતાં તેથી એકજ પુસ્તકો વાંચતાં. સ્ટેડના પિતાએ એવો નિયમ કર્યો હતો કે, જેનો પ્હેલો નંબર હોય તે આરામ ખુરશી ઉપર બેસે ને બીજો નંબર હોય તે ખુરશી ઉપર બેસે. હવે આ ખુરશી માટે ભાઇ બ્હેન વચ્ચે હરીફાઇ ચાલતી. બન્ને હોંશીયાર હતાં, પરંતુ ગરીબ સ્વભાવનાં ન હોવાથી બન્ને વચ્ચે બહુ તકરાર થતી. ત્હેમનો પિતા બહુજ શાન્ત હતો. બાલકો ચોકસ થાય એ ઉદ્દેશ વૃદ્ધ સ્ટેડનો હતો.

બાલકો અનેક પ્રશ્નો પુછતાં જેનો તે હમ્મેશાં ધીમેથી ઉત્તર આપતો. સવાલ ગમે તેવો ગાંડો હોય, વિચાર ગમે તેવો બેવકુફી ભરેલો હોય, ગમે તેટલી સમજફેર હોય, અથવા જવાબ ભુલ ભરેલો હોય, તો પણ સ્ટેડનો પિતા કદિ ગુસ્સે થતો નહિ. પણ તે હમ્મેશાં પ્રેમથી વાત કરી ભુલ બતાવતો. બાલકો પણ પિતા પાસે ખુલ્લા હ્રદયથી વાતો કરતાં અને પિતાને ઉત્તર આપતાં કે સાંસળનાં ત્હેમને કદિ કંટાળો આવતો નહિ. ફુરસદની વખતે પિતા બાલકોને જુદી જુદી તરેહનું જ્ઞાન આપતો. પુસ્તક કે વર્તમાનપત્રમાં વાંચેલી હકીકત તથા યોગ્ય લાગે એવી ખબરો, જમતી વખત કિંવા ફરવા ગયા હોય ત્યારે બાલકોને તે

કહેતો. સ્ટેડના પિતામાં એક એ ખૂબી હતી કે, ગમે તેવી નિરસ વાત હોય તો પણ તે રસિક બનાવી શકતો.

કોઇ પણ વાતનો મુદ્દો ખોળી કહાડી તે પ્રમાણે વિચારશક્તિ ખિલવવાનું કામ સ્ટેડના પિતાને બહુ ઉત્તમ રીતે આવડતું. આ શક્તિ પુત્રમાં પણ ઉતરી. દરેક બાળકને પોતાના પિતા સમક્ષ સ્વતંત્રપણે પોતાના વિચાર દર્શાવવાનો હક હતો, એટલે સ્ટેડના ગૃહમાં પ્રજાસત્તાક રાજ્ય જેવું હતું. ગમે તેનો, ગમે તે, મત હોય તે ઉપર શાન્તિથી વિચાર કરવામાં આવતો. તેથી પ્રત્યેકને પોતાના વિચાર જણાવવાનો ઉમંગ થતો અને એમ કરવા સ્ટેડનો પિતા મદદ આપતો. સર્વે નાનાં મોટાં એક બીજાના મત ઉપર ટીકા કરતાં, પિતાની ભુલ બાળકો પ્રેમથી સ્પષ્ટપણે જણાવતાં અને જરાપણ સંકોચાતાં નહિ. અજાણ્યાને આ વર્તન ઉદ્ધતાઇ ભરેલું લાગે પણ સ્ટેડના પિતાનો ચોખ્ખો હુકમ હતો અને હેને પોતાને જરાએ ખોટું લાગતું નહિ.

રવીવારે ધર્મશાસ્ત્રમાંથી દરેક જણને અમુક સૂત્રો મોઢે કરવાં પડતાં. દર રવિવારે એકેક અધ્યાય સમજાવવામાં આવતો અને તેમાંથી અમુક સૂત્રો મ્હોંયે રખાતાં. મ્હોંયે કરેલા સૂત્રના અર્થ બધાં બરાબર સમજતાં, ત્યારેજ બીજું સૂત્ર લેવાતું. આ અર્થ કરવામાં વાદ વિવાદ ચાલતા. દરેક જણે પોત પોતાનો અભિપ્રાય કેવી રીતે આપવો, બીજાની ભુલ કેવી રીતે શોધી કાઢવી, વાદવિવાદ કેમ કરવો, તે સર્વ બાબતનું જ્ઞાન છોકરાંને અપાતું.

રવિવારે દેવળમાં,—તથા બીજાંને ઘેર ગયાં હોય ત્યાં, જે કંઇ સાંભળ્યું હોય તે ઘેર આવતાંજ પિતાને કહેવાની ટેવ બાળકોને પાડવામાં આવી હતી. મોટા થયા પછી જાહેર ભાષણોની નોંધ કરતાં શિખવવામાં આવ્યું હતું. કેટલાક સાધારણ સાયન્સ ( વિજ્ઞાન )ના પ્રયોગ કરવા દેવામાં આવતા અને પિતા બાળકોને ત્હેમાં સ્નેહપુર્વક મદદ કરતો. ઇ. સ. ૧૮૬૧માં સ્ટેડને સીલ કોટ્સની નિશાળમાં મૂકવામાં આવ્યો. તે નિશાળમાં માત્ર બે વર્ષજ રહ્યો. ત્યાં ગણિતશાસ્ત્રમાં કાંઇ આગળ વધ્યો એટલુંજ; બાકી ત્યાં તેને બીજો ફાયદો થયો નહિ. ચૌદ વર્ષની ઉમ્મરે એટલે ૧૮૬૩માં સ્ટેડે નિશાળ છોડી. અને ન્યુકેસલ શહેરમાં એક ઓફીસમાં હિસાબ કિતાબ રાખવાની પદ્ધતિ શીખવા ઉમેદવાર રહ્યો. થોડા દિવસ પછી તેને ત્યાં કારકુનની જગ્યા મળી. આ અરસામાં "ધિ બોયઝ ઓન મેગેઝીન" નામના માસિક પત્રમાં ત્હેણે ઇનામી નિબંધો લખ્યા. આમાંનો 'ઓલીવર ક્રોમ્વેલ' ઉપરનો નિબંધ પરીક્ષકોને પસંદ પડ્યો અને સ્ટેડને ઇનામ મળ્યુ.

સ્ટેડની આંખે દરદ હોવાથી કેટલોક વખત તેને વાંચવા લખવાનું મુકી દેવું પડયું હતું. આ વખતે તે બીજા પાસે વંચાવી સાંભળતો પણ એથી એ વાંચનમાં આગળ વધી શક્યો નહિ. આ દરમીયાન રવિવારની શાળા તથા શહેર અને રસ્તાની આરોગ્યતા સુધારવાના કામમાં સ્ટેડે મન પરોવ્યું. કેટલાક દિવસ પછી સ્ટેડની આંખે આરામ થયો.

જે ઓફીસમાં સ્ટેડ કારકુન હતો, તે ઓફીસ આગળ ભિખારીઓના ટોળેટોળાં આવતાં; અને ત્હેને લીધે ભિખારીઓની સ્થિતિ તરફ સ્ટેડનું લક્ષ ગયું. "ધિ નોર્ધર્ન ડેલી એક્સપ્રેસ" રોજીંદા પત્રમાં ભિખારીઓ સંબન્ધે એક સંસ્થા સ્થાપવાની સ્ટેડે સુચના કરી કે જેથી લોકો ફસાય નહિ. ભિખારી દયાને પાત્ર છે કે નહિ તેની તપાસ કરી, ભિખારીઓની વાસ્તવિક સ્થિતિ શી છે તે જોવાની કેટલી જરૂર છે, તે તેણે એ નિબંધમાં જણાવ્યું હતું.

ડાર્લિંગ્ટન શહેરમાં પ્રસિદ્ધ થતાં " નોર્ધર્ન એકો " નામના પત્રમાં સ્ટેડ વારંવાર લેખ મોકલતો. એ લેખો વિશે તે પત્રના અધિપતિને બહુ સારો અભિપ્રાય હતો. ઇ. સ.

૧૮૭૧ માં જ્યારે સ્ટેડનું વય બાવીશ વર્ષનું થયું, ત્યારે તે પત્રના સંપાદકની જગ્યા ખાલી પડી. પત્રના માલિકે તે જગ્યા સ્ટેડને આપવા ઇચ્છા દર્શાવી. સંપાદકની જગ્યા માટે જોઇતી યોગ્યતા પોતાનામાં છે કે કેમ તે માટે સ્ટેડને શક હતો. પરંતુ અન્તે એ જગ્યા હેણે સ્વીકારી અને હેમાં તેને બહુ યશ મળ્યો. એ પત્ર સ્ટેડ પાસે આવ્યા પછી વધારે પ્રસિદ્ધિ પામ્યું. ઇ. સ. ૧૮૭૩ ના જુલાઈની તા. ૧૪ મીએ સ્ટેડે હેન્રી વીલસનની પુત્રી એમા લ્યુસીની સાથે લગ્ન કર્યું. પોતાનો મ્હોટો પુત્ર ગુજરી ગયો ત્યારે સ્ટેડે એક મૃત્યુલેખ લખ્યો હતો. આ મૃત્યુલેખમાં લગ્ન પહેલાં પોતાના મનમાં તેમજ લ્યુસીના મનમાં કયા વિચારો ઘોળાતા તે સંબંધી વિવેચન કર્યું છે. માબાપનું કર્તવ્ય તે પતિપત્ની બન્ને સમજતાં. અમર આત્માને મનુષ્ય રૂપમાં જન્મ આપ્યો છે, તે કાંઇ નકામો નહિ, એમ તેઓ સમજતાં. જગતમાંના દુઃખ અને પાપનો વિચાર કરનારને માથે જવાબદારી ભારે છે. કર્તવ્યનિષ્ઠ, સુશીલ, સદ્‌ગુણી, સશક્ત માનવદેહ ધર્યા શિવાય મનુષ્યની ઉન્નતિને બદલે અવનતિ છે,-એમ તેઓ માનતાં, પતિપત્ની દરરોજ એક ચિત્તથી પરમેશ્વરની પ્રાર્થના કરતાં. કારણ પ્રભુની સહાય શિવાય કાંઇજ બનવાનું નથી, એવી તેઓને દૃઢ શ્રદ્ધા હતી.

બલ્ગેરિયન લોકોના ઉપર ચાલેલા જુલમ વખતે મિ. ગ્લેડસ્ટને જે હીલચાલ શરૂ કરી હતી તે સમયે પોતાનામાં કેટલું પાણી છે, તે દેખાડવાની તક સ્ટેડને મળી. આ હીલચાલમાં આગળ પડતો ભાગ લેવા તે લંડન ગયો. આજ સમયે તે કાર્લાઇલ, કેનોન લાડન, વગેરે પુરૂષોના સબંધમાં આવ્યો અને તેઓ વચ્ચે પત્ર વ્યવહાર થયો. આ હીલચાલમાં સ્ટેડે લીબરલ ( આગળ વધતા વિચારવાળા ) લોક પક્ષને બહુ મદદ કરી હતી. આના સંબન્ધમાં સ્ટેડની લેખનશૈલીનાં ઘણાં વખાણ થયાં હતાં. ૧૮૮૦ માં મિ. ( હાલ લોર્ડ ) મોર્લિ " પેલમેલ ગેઝેટ " પત્રના સંપાદક થયા, તે વેળા સ્ટેડને મદદનીશ સંપાદકની જગ્યા હેમણે આપી. ત્રણ વર્ષ સુધી આ પત્ર આ બે સુપ્રસિદ્ધ લેખકોના હાથમાં રહ્યું. મોર્લિ રાજદ્વારી વિષયો લખતા, પત્રનાં લખાણ ઉપર દેખરેખ રાખતા અને ખાસ લેખ લખતા. સ્ટેડ બીજી વ્યવસ્થા કરતો. મોર્લિ ચોક્કસ, એક ધોરણવાળા, અને દૂરદર્શી લેખક હતા. આવા વિદ્વાનના હાથ નીચે કામ કરવાથી અને એમનાં સંસર્ગમાં આવવાથી સ્ટેડમાં નિયંત્રિતપણું આવ્યું. મોર્લિના વિચાર અને લેખનશૈલીની અસર સ્ટેડ ઉપર ખરેખરી થઇ.

ઇ. સ. ૧૮૮૩ માં મોર્લે સાહેબે સંપાદકનું કામ છોડી દીધું અને સ્ટેડ સંપાદક થયો. ત્યાર પછી ૭ વર્ષ સુધી આ પત્ર દ્વારા સ્ટેડે રાજકીય ચર્ચામાં પુષ્કળ ભાગ લીધો. કોઇ પણ પ્રજાકીય વિષય ઉપર લોકમત જાગ્રત કરવા યત્ન કરવો, એમાં સ્ટેડ એક્કો હતો. આ વર્ષો દરમિયાન આ પત્રનું મહત્વ પણ વધ્યું. કોઇ પણ નવીન કલ્પના એના મનમાં આવતી કે તરત તે સંબંધી ઉથલ પાથલ શરૂ કરતો. આયરલેન્ડના લોકોને "હોમરૂલ " સ્વરાજ્ય" આપવા તે તૈયાર હતો.

૧૮૯૮ માં સ્ટેડે " લડાઇ વિરૂદ્ધ લડાઇ " નામનું એક અઠવાડિક પત્ર કાઢવા માંડ્યું. ૧૯૦૪ માં દક્ષિણ આફ્રિકા જઇ ત્યાં શાન્તિ કરવા, બોયર લોકોને સમજાવવા હેણે પ્રયત્ન કર્યો હતો. ૧૯૦૬ માં સ્ટેડે જર્મની જઇ ત્યાંના પત્રના અધિપતિયો વિલાયત આવે એવી વ્યવસ્થા કરી અને બીજે વર્ષ ઇંગ્લેન્ડના પત્રના અધિપતિઓ જર્મની ગયા.

અમેરીકનોને રાજકીય તેમજ બીજી કેટલીક બાબતમાં સ્ટેડ બહુ મદદ આપતો. તેણે અમેરિકા સંબંધિ કેટલાંક પુસ્તકો લખ્યાં છે. ન્યુયોર્ક શહેરમાં દુનિયામાં શાન્તિ એ વિષય વ્યાખ્યાન આપવા તેમજ એક બીજી હીલચાલ શરૂ કરવા તે " ટાઇટેનીક સ્ટીમર " (આ-

ગબોટ) માં અમેરિકા જતો હતો. અને આજ પ્રવાસમાં તે ડૂબી જવાથી ત્હેનો અંત આવ્યો. જગતને આશ્ચર્ય કરી નાંખે એવાં કામોમાં ત્હેનું જીવન ગયું અને ત્હેનું મૃત્યુ પણ એવી રીતેજ થયું !

સ્ટેડને શાન્તિ પ્રિય હતી અને જગત્માં શાન્તિ ફેલાવવા તે હંમેશાં પ્રયત્ન કરતો. રાજ્યો રાજ્યો વચ્ચેના કલહ કાઢી નાંખી પંચમાર્ફત સંધી થાય, એસારૂ તે અથાગ પ્રયાસ કરતો.

શરૂઆતમાં આવા પ્રયત્નો ફળદાયક ન નિવડે એ સ્વભાવિક છે, પણ હેગ શહેરમાં મળતી સુલેહની કોન્ફરન્સ એ રાજકીય પંચ છે. આ કોન્ફરન્સ (સમાજ)માં સ્ટેડ હમેશાં જતો. બોયર લડાઇ વખતે બોયરો માટે સ્ટેડે ઓછી મહેનત કરી નહોતી. રૂશિઆ સંબંધી કેટલીક ગેરસમજ દૂર કરવામાં પણ સ્ટેડ હતો. સ્ટેડમાં દયા અને મદદ કરવાની વૃત્તિ આ બે ગુણ બહુ ખીલ્યા હતા. જુલમમાં કચરાયલા લોકોને મદદ કરવી, દુખીયોને સહાય આપવી. નિરાશ્રિનોને આશ્રય આપવો, આ એનો જાતિ સ્વભાવ હતો. આ માટેજ તેણે જન્મ ધર્યો હતો, એમ કહીયે તો ખોટું નહિ. આ સંબંધી કોઇ દિવસ ત્હેણે આળસ કર્યું નથી તેમજ જાતિનો ભેદ રાખ્યો નહોતો. હિંદવાસિઓ માટે ત્હેનો પક્ષપાત હતો. અનેક પ્રસંગે હિંદના હિતના વિષયો સ્વતંત્રરીતે ચર્ચી લોકસેવા બજાવી હતી. છાપાની સ્વતંત્રતા માટે તેણે અનેક લેખ લખ્યા હતા એટલુંજ નહિ, પણ જ્યારે જ્યારે ત્હેની મદદ માગવામાં આવતી ત્યારે ત્યારે તે આનંદથી આપતો, આનુ એક ઉદાહરણ બંગાલ સુપ્રસિદ્ધ વક્તા અને "બંગાલી" પત્રના અધિપતિ શ્રીયુત્ સુરેન્દ્રનાથ બેનરજીએ આપ્યું હતું. એક "સ્વદેશી"ની તરફેણદારી કરનારને કલકત્તામાં સ્વદેશી હીલચાલના સંબંધમાં પકડવામાં આવ્યો હતો. આ ગૃહસ્થ ખરેખર નિર્દોષ હતો. પરંતુ તપાસ દરમીયાન એને ૭ મહિના કેદખાનામાં રહેવું પડ્યું. છેવટે ૭ મહિને હાઇકોર્ટે નિરપરાધી તરીકે ત્હેને છુટો કર્યો. કેદખાનામાંથી છુટા થયા પછી ત્હેણે સુરેન્દ્રનાથ પાસે જઇ કેદખાનામાં વીતેલી બધી હકીકત જાહેર કરી. સુરેન્દ્રનાથે તે હકીકત સહી સાથે લખી આપવા ત્હેને કહ્યું અને તેણે તેમ કર્યું. સુરેન્દ્રનાથે એ હકીકત તરતજ સ્ટેડ ઉપર મોકલી અને સ્ટેડે તરતજ તે સમયના હિંદુસ્થાનના સેક્રેટરી ( પ્રધાન ) મિ. મોર્લિ ઉપર મોકલી, ભવિષ્યમાં એવું ન બને એમ કહેવડાવ્યું. અન્યાય ન થાય એમ કરવા માટે તે કેટલો તત્પર અને આતુર હતો તે આ ઉપરથી સ્હેજ જણાશે. સ્ત્રીઓને રાજ્યકીય તેમજ બીજા હક્ક મળવા જોઇએ, એવો સ્ટેડનો અભિપ્રાય હતો. સ્ત્રીઓને રાજ્યકીય કાર્યમાં ભાગ મળ્યો એટલે એમનાં છોકરાં ઉપર કંઇ કંઇ જવાબદારી પડવાની છે એની તેમને સમજણ પડવાની અને તેથી કામ બહુ સારૂં થવાનું આમ ત્હેનું કહેવું હતું.

આયર્લેન્ડને સ્વરાજ્ય આપી પછી ત્યાંના લોકોને ઇમ્પીરીયલ પાર્લામેન્ટમાં હક આપવો એવો સ્ટેડનો મત હતો. લશ્કરી સુધારણા સંબંધી વારંવાર લેખ લખી પ્રધાન મંડળનું ધ્યાન ત્હેણે ખેંચ્યું હતું. ૧૮૯૫માં રૂશિઆ સાથે યુદ્ધ કરવાની જરૂર નથી, એવું એણે પ્રમાણો સાથે બતાવી આપ્યું હતું.

ત્યાર પછી " ચેપીરોણો " સંબંધી હિલચાલ શરૂ થઇ. અને એ સંબંધી સર્વ બાતમી મેળવવા ત્હેણે અથાગ પ્રયત્ન કર્યો. આ બાતમી મેળવવા સ્ટેડે જ્યાં શરૂઆત કરી, કે તે જબરી લોક ટીકાને પાત્ર થયો. આવી બાતમી ખરી હોય તો પણ બ્હાર કહેવાય નહિ. અને પ્રસિદ્ધ કરવી ઠીક નહિ, એમ લોકો કહેતા; એટલુંજ નહિ પણ સ્ટેડની બાતમી તદ્દન ખોટી ઠરાવવા પણ યત્ન થયો હતો. સ્ટેડે મેળવેલી વિવિધ પ્રકારની બાતમીના સંબંધમાં એક વાત આવી છે. એક ન્હાની છોકરીને ત્હેના બાપે પૈસા માટે વેચી. ' લોઇડ્ઝ ન્યુઝ ' નામના અઠવાડિક પત્રના સંપાદકને તપાસ કરતાં એવું માલમ પડ્યું કે આ છોકરી સ્ટેડ

પાસે હતી ને હેના માબાપને કાંઇ ખબર નહોતી. આ ઉપરથી છોકરીને ફોસલાવી લઇ જવાનો આરોપ સ્ટેડ ઉપર આવ્યો. ખરૂં જોતાં આમાં સ્ટેડનો વાંક નહોતો છતાં ' પાડાનો દોષ પખાલી ઉપર !' –એ ન્યાયે, ૧૮૮૫ ના નવેમ્બર મહિનામાં સેંટ્રલ ક્રીમીનલ કોર્ટમાં સ્ટેડને ત્રણ મહિનાની કેદખાનાની સજા થઇ

શુદ્ધ મનનાં મનુષ્યોને લોકહિતનાં કામ કરતાં કેવી મુશ્કેલી નડે છે, એ આ ઉપરથી જણાય છે. સ્ટેડને ખમવું તો પડયું પણ જે અનીતિ ઉપર હેણે હથિયાર ઉગામ્યું હતું તે અનીતિ માટે કાયદો ઘડાયો. કેદખાનામાં રહીને સ્ટેડ પોતાનું પત્ર ચલાવતો અને ત્યાં બેઠે બેઠે રાજકીય હીલચાલ કરતો. અનેક દુઃખી લોકો હેનો આશ્રય માગવા આવવા લાગ્યા. ૧૮૯૦ માં " પેલ મેલ ગેઝેટ" નો સંબંધ છોડી, સ્ટેડે પોતે " રીવ્યુ ઓફ્ રીવ્યુઝ નામનું માસિક પત્ર કહાડયું. આ માસિક કાઢવાનો ઉદ્દેશ એટલોજ હતો કે ઇંગ્રેજી ભાષા બોલનારી પ્રજાની નૈતિક અને આર્થિક સ્થિતિ સુધારવી, અને તેમના ઉત્તમ ગુણોનો વિકાસ થાય, તેવી સ્થિતિ કરવી.

ઉત્તમ વિચાર અને તે સમયના સુપ્રસિદ્ધ પુરૂષના અભિપ્રાય એ પત્રમાં આવવા લાગ્યા. પોતાના ઉચ્ચ હેતુ બર લાવવા માટે સ્ટેડને રીવ્યુ ઓફ્ રીવ્યુઝ મોટું સાધન થઇ પડયું; કારણ કે તે ઘણું લોકપ્રિય થયું હતું. ૧૮૯૧ માં ભૂત સંબંધી કેટલીક હકીકત હેણે પ્રસિદ્ધ કરી અને "અમેરિકન રીવ્યુ ઓફ રીવ્યુઝ " નામનું બીજુ માસિક કાઢયું. આ પત્રની સર્વ વ્યવસ્થા કેટલાંક વર્ષ ડૉ. એ. શોના હાથમાં રહી –જોકે હેના ખર્ચની જવાબદારી સ્ટેડ ઉપર હતી. ૧૮૯૨ માં " ઓસ્ટ્રેલીઅન રીવ્યુ ઓફ્ રીવ્યુઝ " કાઢી, તેમાં પણ કેટલી ભુત સંબંધી હકીકત દાખલ કરી. ૧૮૯૩ માં સ્ટેડે " બોર્ડર લેન્ડ " (અથવા આલોક અને પરલોકની વચલો પ્રદેશ )એ નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું. ૧૮૯૯ માં રૂશિયા જઇ સ્ટેડે રૂશિયાના ઝાર બીજા નીકોલસની બે વાર મુલાકાત લીધી. આજ વર્ષમાં તેણે યૂરોપખંડમાં પ્રવાસ કર્યો અને રાજ્યો વચ્ચે સલાહ જાળવવા ઘણો પ્રયત્ન કર્યો. ૧૮૯૮–૯૯ માં હેગ કોન્ફરન્સ સારૂ અનેક સભાઓ હેણે ભરી. વર્તમાન પત્રમાં નવીન જીવન હેણે ધાલ્યું હતું. જાગ્રતી ઉત્પન્ન કરાવવાની હીકમત સ્ટેડમાં અસાધારણ હતી. મ્હોટા મ્હોટા માણસોની તે મુલાકાત લેતો, પત્રોમાં અનેક રીતે ચરિત્રો આપતો, અને જુસ્સાદાર લેખ લખતો. ઇંગ્રેજી ભાષા ઉપર હેને જબરો કાબુ હતો. વિકટમાં વિકટ વિષયના મુદ્દા સ્હમજી જઇ, તેના ઉપર સજડ વિવેચન કરવાની હેનામાં શક્તિ હતી. હેનું જ્ઞાન વિશાળ હતું અને લખાણનો પ્રવાહ અજબ હતો. ગમે તે માણસ તેની ભેટ લઇ શકતો. કામ હાથમાં લે કે તરત તે પૂરૂં કરતો હેની સ્મરણશક્તિ પણ અજબ હતી. મુલાકાત દરમિયાન થયેલી વાતચીત ભવિષ્ય સારૂં નોંધ લીધા વગર હેને સાંભરતી. તે હમેશાં ઉત્સાહીજ રહેતો; કંટાળો શું તે સ્હમજતો નહિ.

સ્ટેડનું લગ્ન ૨૪ વર્ષે થયું હતું. અને પતિપત્નીની વચ્ચે ગાઢો પ્રેમ હતો. સ્ટેડના કાર્યમાં હેની પત્ની સપ્રેમ મદદ કરતી. ઘરમાં કામ કરનાર એક ચાકરડી હતી; બાકી બધું કામ સ્ટેડની પત્નીનેજ કરવું પડતું. છોકરાં થતાં હેમને ઉછેરવાનું કામ, હેમનાં કપડાં શીવવાનું કામ, રસોઇમાં મદદ કરવાનું કામ, લુગડાં ધોવાનું કામ, અને તે ઉપરાંત સ્ટેડના કામમાં મદદ કરવાનું કામ, પત્ની કરતી. છોકરાં મોટાં થતાં ગયાં તેમ તેમ પિતાને મદદ કરતાં ગયાં. ડાર્લિંગટનમાં હેનું ઘર ગામથી બહુ દૂર હતું અને ઘરની પાસે ત્રણ એકર જમીન હતી અને ત્યાં ગાય—ઘોડા—બકરી—સસલાં—કુતરાં તથા બિલાડાની મંડળી રાખવામાં આવી હતી.

સ્ટેડ સાહેબ પત્રનું કામ કરી, આ સર્વ ઉપર દેખરેખ રાખતા હતા. ગામથી દૂર રહેલા હોવાથી શહેરની ધૂળ, ધમાલ તથા ગરબડ સ્ટેડના ઘરમાં નહોતી. બાગમાં નાના પ્રકારના સુંદર ફૂલો થતાં. વૃક્ષની ઘટા હતી અને બાલકો આનંદથી રમતાં. હેમનું જીવન હમેશાં શાન્તિમાં ગયું નહોતું; એમને પણ અનેક વિટમ્બણા આવી હતી. દુઃખી લોકોને ઘણીવાર શાન્ત કરવાનો પ્રસંગ પડતો. ૧૮૭૬ માં રૂશિયા સાથે યુદ્ધ ન કરવા સ્ટેડે બહુ પ્રયત્ન કર્યા હતા; આ વખતે લોકો યુદ્ધ તરફ એટલા હતા કે સ્ટેડ રૂશિયાનો મિત્ર છે, એમ માની તેમને મારી નાંખવાની ધમકી આપવામાં આવતી. એક વેળા મધ્ય રાત્રિયે ઘેર આવતાં "રખેને કોઇ ધમકી અમલમાં લાવે ને મને મારી નાખે" એવું એમને થયું; ઘેર પહોંચતાં પોતાની સ્ત્રી બાલકોને લઇ શાન્તિથી ઉંઘતાં જોઇ બોલી ઉઠ્યા કે, "મ્હને મારી નાંખવામાં આવે તો આ બિચારાં સ્ત્રી તેમજ બાલકનું શું થાય ?" પણ તેજ ઘડીયે બીજો વિચાર આવ્યો કે, જ્યાં લડાઇમાં હજારો સ્ત્રીઓ અને બાલકો અનાથ થાય છે તો તેવો પ્રસંગ ન જ થાય તેમ કરવાનાં કામ કરતાં મ્હારી એવી સ્ત્રી અને આટલાં છોકરાં અનાથ થાય તો શું થઈ ગયું ?" પોતાના સુખ માટે જનસમાજનું સુખ તેણે કદિ વિસાર્યું નથી સ્ત્રી તેમજ બાલકને લીધે કર્તવ્યભ્રષ્ટ થવા કદિ પણ હેમને વિચાર થતો નહિ.

પારકાના હકોનું રક્ષણ કરનાર, સ્વદેશનું કલ્યાણ ઇચ્છી દેશબન્ધુની ઉન્નતિ કરવા અહોરાત્રિ પરિશ્રમ કરનાર, દુઃખી અને જુલમમાં કચરાયલાને નિરંતર મદદ કરનાર, સ્ટેડ જેવું રત્ન ઇંગ્લાન્ડમાં પણ વિરલજ હોય છે.×

(સેન્ટાક્રુઝ) સૌ. પ્રમિલા દીવેટીયા.

## ૪. જનરલ બુથ.*

જનરલ બુથ દુનિયાંના મહા પુરૂષોમાંના એક હતા, એ વિષે બે મત નથી. વર્તમાન કાળમાંના શોધખોળની પ્રગતિને સૌ કોઇ ગાઇ રહ્યા છે, અને લોકો ભૌતિક ઉન્નતિના મેદાનમાં પોતાનું ખરૂં કર્તવ્ય સમજી કામ કરી રહ્યા છે; ત્યારે જનરલ બુથે એમની બુદ્ધિના બળથી નહીં, પરન્તુ—એમના દૃઢ ચરિત્ર બળથી મુક્તિફોજ નામની જગતમાં સર્વ સ્થળે પ્રસરી રહેલી ધાર્મિક સંસ્થાનો જન્મ કીધો તથા સારીરીતે તેને ચલાવી એવું મહાન કામ કર્યું કે, એમના ચરિત્રની મહત્તા પોતાની મેળે સિદ્ધ થઇ. એમણે પોતાના આ કામમાં બહુ અડચણો સહન કરી હતી. કટુ વચન અને અપશબ્દો તેને સાંભળવાં પડયાં અને ઉંવટ કેદખાના સુધી પણ જવું પડયું હતું; છતાં તેમણે પોતાના ઉદ્દેશ કદિ તજ્યા નહીં. એમને મિત્રો પણ દૃઢ મળ્યા હતા. મિત્રોની સહાયથી તે પોતાનું કામ કરતા ગયા, અને ઉંવટે ફળ એ મળ્યું કે બધી મુશ્કેલીઓ તેમની આગળ નાશ પામી. જે લોકો પહેલાં એમનું અપમાન કરતા હતા તેજ એમનો આદર કરવા લાગ્યા; અને પછીથી એમને સહાયતા કરવા લાગ્યા, મોટા મોટા રાજાઓની સમાન એમને ગણવા લાગ્યા, અને ગરીબ—દીન લોકોને મન તો તે સદાના રાજા કરતાં પણ અધિક બની ગયા હતા

બુથ મહાશયનો જન્મ ૧૮૨૯ માં ઇંગ્લાંડમાં નોટિંઘામ નગરમાં થયો હતો. એમના પિતા વ્યાપાર દ્વારા ધન ભેગું કરવાની ધમાલમાં નિરંતર રહેતા વિલિયમબુથ ન્હાનપણમાં તો કાંઇ બહુ ભણ્યા ન્હોતા, પરંતુ હીસાબ કીતાબ રાખવાનો પિતાનો આ ગુણ પુત્રમાં પણ આવ્યો હતો જનરલ બુથ જેમ હીસાબમાં હુશીયાર નીકળ્યા, તેમ બીજા કેટલાક ગુણ એમને એમની

× હિન્દી ઉપરથી. * મરાઠી ઉપરથી.

માતાના આવ્યા હતા. એમની મા બહુ સુશીલ અને ધાર્મિક સ્ત્રી હતાં. માતા અને પુત્રમાં પ્રેમ પણ અતિશય હતો. એમનું હૃદય બહુ ઉદાર હતું. તે દીન મનુષ્યનું દુઃખ દેખી શકતાં નહીં. એમનો આ વિચાર બચપણથી બુથનાં હૃદયમાં પ્રવેશ પામ્યો હતો; અને આનું સત્ફળ એ થયું કે, "મુક્તિફોજ" દ્વારા તેમણે પોતાની માતાની એ ધાર્મિક ભાવના મૂર્તિમાન કીધી. અત્યાર સુધીમાં એમનું લગ્ન થઇ, એમને ચાર સંતાન પણ થયાં હતાં. તેઓ પત્ની સહિત શહેરેશહેર ફરી ધર્મોપદેશ કરતા હતા. પાછળથી ૧૮૬૪ માં તે લંડન આવ્યા; ત્યાં એમણે એક ધર્મસભા સ્થાપિત કરી. આ સભાનું નામ "ખ્રિસ્તી મિશન" હતું. બુથ અહીં લોકોની સહાયતાથી ધર્મ ઉપદેશ કરતા હતા. ૧૮૭૮ માં એ સંસ્થાનું નામ "મુક્તી ફોજ" અને પોતાનું નામ "જનરલ બુથ" પાડવામાં આવ્યું.

પહેલાં લોકોએ મુક્તિ ફોજ સામે બહુ વિરોધ જણાવ્યો. આ ફોજના સૈનિકોના રંગ ઢંગ નવીન હોવાથી સાધારણ લોકો ઘણો ભય પામતા. આ વગેરેને લીધે જ્યાં સૈનિકો ગાઇને ધર્મોપદેશ કરતા, ત્યાં લોકો બહુ ધમાધમી કરતા તથા એમને એટલા હેરાન કરતા કે લાચાર બની જઇ ત્યાંથી તેઓનાં માણસોને ખસી જવું પડતું. છોકરાઓ એમને રસ્તે ચાલતાં ચીઢવતા. લોકો એમના પોશાકની હાંસી કરતા. ગલીએગલી અને ઘેરેઘેર એમનાં ગાવાના અને ધર્મ ઉપદેશ કરવાના ચાળા પાડવામાં આવતા. કોઇ એમને પાગલ કહેતા, કોઇ એમને મૂર્ખ કહેતા; કોઇ એમને ઢોંગી ગણતા, ને કોઇ ઠગ માનતા, એટલુંજ નહીં પણ લોકોએ પણ એક એવી ફોજ તૈયાર કરી, જે ફોજનું નામ એવું રાખ્યું કે જેનો અર્થ "મુક્તિ ફોજ તોડનારા" થાય. બહુ દિવસ સુધી એમની એજ અવસ્થા રહી. પાછળથી લોકો તેમની દૃઢતા અને સુજનતાથી માહિત થયા. મોટા મોટા વિદ્વાનોએ અને રાજપુરૂષો સુધીએ એમનાં કામ વખાણ્યાં અને ધીમે ધીમે મુક્તિફોજની પ્રસંશા થવાનો આરંભ થયો. સ્વર્ગીય સમ્રાટ્ એડવર્ડ મહારાજ, મહારાણી એલેકઝાંડ્રા, જાપાનના શહેનશાહ, અમેરીકાનાં સંયુક્ત રાજ્યોના પ્રેસિડેન્ટ વીગેરે મોટા મોટા પુરૂષોએ જનરલ બુથનું કામ જોઇ પ્રસન્નતા દર્શાવી હતી.

૧૮૮૦માં અમેરીકાનાં સંયુક્ત રાજ્યોમાં અને ૧૮૮૧માં ઑસ્ટ્રેલિયામાં એમની આ ધર્મસંસ્થાની શાખાઓ સ્થાપિત થઇ. થોડા દિવસમાં યૂરોપ અને બીજાં રાજ્યોમાં પણ મુક્તિફોજ આગળ પડવા માંડી. ૧૯૧૧ના સપ્ટેંબર માસ સુધી મુક્તિફોજનો પ્રચાર દુનિયાના જુદા જુદા ૫૯ (ઓગણસાઠ) દેશોમાં થઇ ગયો હતો, અને એમનાં પુસ્તકો લગભગ
ચુમ્મોતેર (?) ભાષાઓમાં છપાઇ ગયાં હતાં. તથા આ સમય સુધીમાં એની શાખાઓ ૮૫૮૨
કામ હાથમાં
દરમિયાન થયેલી વાતંત્ર. એમનું મુખ્ય સ્થાન લંડનમાં હતું. ફક્ત બ્રિટિશ દ્વીપોમાંજ
હીજ રહેનો; કંટાળો શું તે સ્હમજેત. એ કરોડની મિલ્કત હતી. અને ત્યાંથી "All the
સ્ટેડનું લગ્ન ૨૪ વર્ષે થયું હતુ એક માસિક પત્ર પણ નીકળતું હતું, જેમાં બધી
ાર્યમાં ત્હેની પત્ની સપ્રેમ મદદ કરતી. બધા દેશોમાં જ્યાં મુક્તિફોજ ઘણી આગળ
ામ સ્ટેડની પત્નીનેજ કરવું પડતું. છોક. ધુમથી ચાલતુ હતું. હિન્દી, ઉર્દૂ, મરાઠી, ગુજ-
ીવવાનું કામ, રસોઇમાં મદદ કરવાનું કાવિગેરે કેટલીક ભાષાઓમાં એમણે પુસ્તકો છાપ્યાં
ામમાં મદદ કરવાનું કામ, પત્ની કરતી. ઇંજેમાં દસ હજાર કરતાં પણ વધારે બાળકો શિક્ષણ
રતાં ગયાં. ડાર્લિંગટનમાં ત્હેનું ઘર ગામડ઼ા ધીમે ધીમે દુકાનદારી કરવા લાગ્યા. ભારતના
જમીન હતી અને ત્યાં ગાય—ઘોડા— ખેંચાયું હતું. ઉનનાં કપડાં બનાવતાં શીખવવાને
ાખવામાં આવી હતી. । અને અન્ય હલકી વર્ણને સુધારવામાં પણ આ

ફોજને સારી સફળતા મળી. કોઇ જરૂરના સમયે મુક્તિફોજ વાળા ભૂખ્યા લોકોને ભોજન અને સસ્તા ભાવે અન્ન પણ આપે છે—એ લોકો દેશી વેશમાં રહે છે; અને સારું કામ પણ ઘણું કરી શકે છે.

૧૮૯૦ માં જનરલ બુથે " In the Darkest England and the Way out " ( અન્ધકારમય ઇંગ્લેન્ડ અને તેમાંથી બ્હાર નીકળવાનો માર્ગ)એ નામનું પુસ્તક પ્રકાશિત કર્યું. આ પુસ્તકમાં લોકોની હાલત સુધારવા સંબંધી ઘણા ઉપાય બતાવ્યા હતા. લોકો એમનું કામ તો દેખી ચુકયા હતા; અને તેથી તેમને પસ્તાવો પણ થઇ ચુકયો હતો. આથી થોડા દિવસમાં જનરલને પંદર લાખ રૂપીયા મળી ચુકયા. અને કામનો આરંભ પણ થઇ ગયો. ઠેકાણે ઠેકાણે આશ્રય વગરના માણસ માટે સેવાશ્રમો ઉઘડયાં. સમુદ્ર કિનારે અને અન્ય સ્થળે વસતિ કરવા માંડી. આશ્રય વગરના ગરીબ લોકોમાં મુક્તિફોજે જે કામ કર્યું છે એનું અનુમાન નીચેના આંકડા પરથી જણાશે. ૧૯૦૯ માં ૬૪૨૫ પુરૂષોએ ફોજનું શરણ લીધું અને ૨૫૫૯ સ્ત્રીઓ અને બાળકીયો માટે સેવાશ્રમોમાં સ્થાન કરવામાં આવ્યું. શરણમાં રહેલા લોકો ધર્મ અને સદાચરણની શિક્ષા લીધે જતા અને એમની ફોજદ્વારા ચાલતાં કારખાનામાં કામ પણ કરતા હતા.

જો એમને પોતાનો દૃઢ વિશ્વાસુ અને આખો સમય મહેનત કરવા વાળો સાચો મિત્ર મળ્યો ન હોત, તો જનરલ આટલું બધું સારું કામ કરી શકયા નહિં હોત, એ નક્કિ છે. એમના ધર્મ પત્ની કેથરાઇન બુથ એમને આ કામમાં નિરંતર મદદ કરી હતી. કદી જો દેવી કેથરાઇન દરિદ્રતાના સમયમાં પતિની સહાયતા કરવા સાથે ન હોત, તો આજે મુક્તિ ફોજનું અસ્તિત્વ આટલું હોત નહીં. મુક્તિફોજનું કામ શ્રીમતી કેથેરાઇન છેવટ સુધી બહુ ઉત્સાહથી કરતાં હતાં. તે આ ઉન્નતિની હીલચાલનો એક મહાન ટેકો હતાં. ૧૮૯૦ માં એમનું મૃત્યુ થયું. આથી મુક્તિ ફોજના કામમાં બહુ ભીડ પહોંચી. હજી જનરલ બુથે આ દુઃખનો અનુભવ પણ કરવા માંડયો ન હોતો, એટલામાં તેમના ઉપર કુટુંબ સંબંધીની વિપત્તિઓ એક સાથે—તૂટી પડી ! એમની એક પુત્રી રેલ્વે તળે અકસ્માત્ કચરાઇ મરણ પામી. અને એમનો બીજો પુત્ર એમનાથી લડી અમેરિકા ચાલ્યો ગયો ! આ સર્વ પરિવારનાં દુઃખને બુથ બહુ ધૈર્યથી સહન કરી પોતાના કામમાં પ્રથમનાજ ઉત્સાહથી મશગુલ રહ્યા.

જનરલ બુથ બહુ સાદાઇથી રહેતા હતા. તે આહાર અને વિહારમાં નિયમિત રાખતા હતા. દારૂ અને તમાકુ પણ તે પીતા નહીં. એમનાં બધાં કામ નિયમસર હતાં. નિયમિત રહેવાના કારણથી એમનું શરીર મજબુત હતું; અને એંશી વર્ષની અવસ્થામાં પણ મોટર ગાડી દ્વારા હજારો માઇલ સુધીની મુસાફરી તેઓ સહન કરી શકતા. ૮૦ વર્ષની ઉમ્મરે ૧૯૧૨ ના ઓગસ્ટ મહીનાની વીસમી તારીખે તેમનો આત્મા પરલોકવાસી થયો. આખા ઇંગ્લાંડમાં અને આખી દુનિયામાં શોક છવાઇ રહ્યો; અને નાના મોટા સર્વે લોકને એમને માટે અતિશય દિલગીરી થઇ. સમ્રાટ જ્યોર્જ મહારાજ અને અન્ય બાદશાહોએ મુક્તિ ફોજના સંસ્થાપકના મરણ માટે ખિન્નતા દર્શાવી.

જનરલ બુથના મોટા પુત્ર જનરલ બ્રામવેલ બુથ પોતાના પિતાની ગાદી ઉપર બેઠી " મુક્તિ ફોજ"નું કામ કરવા લાગ્યા છે.

( અમદાવાદ )

સૌ૰ સુ૰—

# ૩. વાત્-ચર્ચા.

## ૧. આર્યન બ્રધરહૂડ કોન્ફરન્સમાં ભાષણ.

**માનવંત પ્રમુખ સાહેબ, વડિલો, બહેનો અને બન્ધુઓ,**

અનંત રંગોના પ્રવાહથી રંગાયેલી આર્યભૂમિ આજે અનેક વિષયોની ચર્ચાથી એક રંગભૂમિ સ્થાન થઈ પડી છે.

હિંદુઓનું બેસતું વર્ષ. માંગલીક તહેવારો અને માંગલીક કાર્યનો આરંભ આ બધું શું સૂચવે છે? સર્વનું હિત સૂચવે છે.–પ્રજાનું હિત ઈચ્છનારા બુદ્ધિમાન પુરૂષોની, દરેક કાર્યમાં સુધારાવધારા કરવાની ઇચ્છાઓ, અહિતકર્તા છે અથવા થશે, એવો મત–જાણ્યા સમજ્યા વગર આગળ પડતે કેળવણીના વિચારની ખામીએ એકદમ બાંધી દેતાં, ધીરજથી ભવિષ્યને માટે, યોગ્ય વિચાર કરવાની ઓછી જરૂર નથી. કર્મધર્મ રીતિનીતિની અજ્ઞાનતાએ, હિંદુસ્થાનમાં વસતી હિંદુ કોમમ વ્યાપેલો ઘોર અન્ધકાર, ધીમે ધીમે દૂર કરી હિંદુ વ્યક્તિને સર્વ સાહિત્યમાં ખીલવવાના પ્રયાસમાં, હિંદુપણામાં ભિન્નત્વ ધરાવતી દરેક હિન્દુ વ્યક્તિએ, મતભેદની ભાવનાથી જેમાં પોતાની કોમના હિતના સવાલો સમાયલા હોય, તેમાંજ ભેદબુદ્ધિથી સહાનુભૂતિ નહિ દર્શાવતા વિપ્રરૂપ થવું તે ઓછું ખેદ કરતા નહિ; સમજાય.–એટલું તો હવે ચોકસ થવા લાગ્યું છે કે દેશ અને પ્રજાની સ્થિતિરીતિનો મુખ્ય આધાર, દેશનો સ્ત્રીવર્ગ છે. આવી બુદ્ધિની ગેરહાજરીમાં ઘણાં વર્ષો થયાં આપણી સ્થિતિરીતિમાં કલેશકુસંપનાં દારૂણ દુઃખો સહન કરતાં આવ્યાં છીએ. હવે કાંઇક જાગ્રત થયો લાગે છે. સ્ત્રી તે શું બિચારી અબળા! એક નારીજાતિ!! હિંદુસ્થાનની સ્ત્રીઓની સ્થિતિ કોઇ પૂછે તો કહેવી? આ સવાલનો જવાબ આપવાને આજની "આર્યનબ્રધરહૂડ કોન્ફરન્સ તરફથી મને આમંત્રણ કરવામાટે કોન્ફરન્સના સેક્રેટરી મી. કીસનલાલ રતનલાલ દફતરીનો મારે આભાર માનવો પડશે.

પ્રથમ તો સ્ત્રીનો–એટલે કન્યાનો અવતાર જ દુઃખરૂપ મનાય છે. જેમતેમ બિચારી ઉછરી દશ–બાર વર્ષની વયે પહોંચે છે, અને તુરત એક વરરાજા શોધી સાસરે પહોંચતી કરવામાં આવે છે. બસ પત્યું–જગ જીત્યા!! સાસરે ગયાં–સાસુ, નણંદ, દેરાણી જેઠાણીની સાથે લડાઇ કલેશકુસંપમાં જીવન ગુજરતાની સાથે, શરીર ઉપર સોળ ઉઠે તેવા, કાચા કાનના બુદ્ધિહીન ધણીઓના માર ખાતાં શીખ્યાં-ફક્ત રાંધણીઉં, ચૂલાઓટ વાસીદાં,–વખત મળે તો એકબીજાની નિંદાકુથલી કદાચ જરાક શીખ્યા હોઇએ તો સાસરે ગયા પછી, અભ્યાસની ગેરહાજરીએ તદન ભૂલી જતાં શીખ્યાં–તેની સાથે આવી કાચી ઉમરે દુર્બળ અને ટૂંક મુદતે મરી જતી પ્રજા ઉત્પન્ન કરતાં શીખ્યાં–અને તેને લીધે સ્ત્રીઓમાં નાની અને કાચી ઉમરે મરવાનું પ્રમાણ પણ વધ્યું! દયાની લાગણીથી ફક્ત મારે એટલું જ પૂછવાનું છે કે ઉપરની બાબતોમાં યોગ્ય સુધારો કરવા, આપણા હિંદુપણાનું અભિમાન શું નાશ પામ્યું છે? આ બધું શું સૂચવે છે? મને તો અજ્ઞાનતા અને બુદ્ધિબળની ખામીજ લાગે છે.–દશ બાર વર્ષની છોકરીઓને ૫૦–૬૦–૭૦ વર્ષના ડોસાઓ કન્યાનાં માબાપને રૂપીઆની થેલીઓ આપી પરણવા લાગ્યા, અને આથી વિધવાની સંખ્યામાં પણ વધારો થયો. આ તે હિંદુકોમની ઉન્નતિ કે અધોગતિ!! 'બા, બા,' કે 'બાપા,' કરતો દશ બાર વર્ષનો કાલુંકાલું બોલતો બેટા, ઘરેણાં લુગડાં પહેરી ઘોડે ચડી વહુ પરણવા જાય, વરઘોડામાં માબાપ હરખાય! અને બિચારાં અજ્ઞાન નાદાન છોકરો કે છોકરી પરણવાનો બીલકુલ ભાવાર્થ સમજતાં નથી કે પરણ્યાં એટલે શું!

દેશ કે કોમમાં એક મહાન કાર્યનો આરંભ કરવામાં–સેંકડો મુશ્કેલીઓ મતભેદથી ઉભી થશે. સલાહ, સંપ અને ઐક્યતામાં અંતરાય દેખાશે. સમજુ અને નહિ સમજુ, બંન્નેજણ પરસ્પર વિરોધ પાડશે. પણ હિત અહિત અને લાભ–ગેરલાભના પરિણામ માટે જ્ઞાન, અભ્યાસ અને અનુભવથી યોગ્ય વિચાર કરવાનો અવકાશ નહિ લેતાં, ફક્ત વિતંડાવાદ શરૂ થશે. આથી પરસ્પર મમત

બંધાય છે.અને ઉન્નતિને બદલે અધોગતિ લેવાનો સમય ઉભો થાય છે. આમ થવાનું મુખ્ય કારણુ મને તો હિંદુકોમમાં અજ્ઞાનતા અને કેળવણીની. મોટી ખામી જણાય છે. પાંચ પચાસ કે સો બસો પાંચસો-બૅરીસ્ટર, બી. એ, એમ. એ, કે પ્રૉફેસર થયાં, તેથી શું મહાભારત જેવી હિંદુકોમની સાંસારિક સ્થિતિ સુધરી ગયેલી સમજવી ?

કોમના હિતમાટે એક સવાલ ખાસ વિચાર કરવા જેવો છે. જો હિંદુસમુદાયની હદમાં, અસંતોષનું કારણુ સમાયેલું હોય-તો સમય, વ્યવહાર અને સ્થિતિનો યોગ્યતાથી વિચાર કરી, જેમાં હિંદુપણાનું હિત સમાયેલું હોય, એવા દીર્ઘદ્રષ્ટિવાળા રસ્તાઓમાં હું નથી ધારતી કે કોઇને નાખુશ થવાનું કારણુ મળે.-બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય અને શુદ્ર વગેરે જાતિઓ, જે અત્યારસુધી હિંદુપણાનો દાવો ધરાવતી આવી હોય, તેવાંઓને કેટલાંક કારણોને લઇને અધિકાર થયેલા ગણવામાં આવ્યા હોય, તેઓને હિંદુપણાના હકનો દાવો ભોગવવા દેવામાં, કાંઈ મુશ્કેલીઓ જણાતી હોય,-તો સંતોષકારક નીવેડો લાવવામાં હિંદુ વ્યક્તિના એકત્ર બળનું પરિણામ કોમને પ્રબળ કરનારૂં ગણાશે.-આટલું તો ચોકસ જણાશે કે શ્રુતિ, સ્મૃતિ, વેદથી-બ્રાહ્મણ તે બ્રાહ્મણજ, અને વૈશ્ય તે વૈશ્ય,-બ્રાહ્મણ ક્ષત્રીય નહિ ગણાય,-અને તેમજ શુદ્ર વગેરે જન્મપ્રમાણે જાતિદર્શક તો ગણાવાંજ જોઇએ,-તેમાં શું ભૂલ છે ? પણ જો તે સર્વને ગુણકર્મથી જાતિ સોંપવામાં આવે અને જાતિરૂપ નહિ રાખતાં-એકરૂપનો દાવો કરવાના વિચાર ધરાવવામાં આવે, એ પણ એક અગત્યનો પ્રશ્ન સમજાય તેમ છે.-આટલું તો ખરૂં જ છે કે કોમની ગતિનું શુભ પરિણામ ન આવવાનું કારણુ કેળવણી અને બુદ્ધિબળની ખામીજ જણાય છે. આવી ઘણી ખરી બાબતોનું અવલોકન કરતાં આટલું તો કહેવું પડશે કે આ સંસારના બંધારણમાં સમયને અનુસરતાં-પ્રગતિને આગળ વધવામાં, કેવા કેવા પ્રકારની અટકાયતની મુશ્કેલીઓ સામે ઉભી થાય છે, તે સમજવા છતાં તે પ્રત્યે બેદરકાર બનવાની જોખમદારી કાંઇ ઓછી નથી. આ પ્રમાણે થતી અધોગતિનું મૂળ શું છે તે તપાસવાની અગત્ય છે. હિંદનાં દરેક બારણાં કુસંપ, અજ્ઞાન અને બુદ્ધિબળ વગર કેવાં દીસે છે તે શું આપણે જાણતાં નથી ? 'સંસાર સુધારો-સંસારસુધારો' આ બધું ખરૂં, પણ સંસાર કેમ સુધારવો—તેની મુખ્ય અગત્ય છે. મારૂં માનવું તો એમ છે કે સ્ત્રીપુરૂષનું જોડું એજ સંસાર છે.

અને જો તેમજ હોય, તો દેશ અને કોમના ભલા માટે-આ સ્ત્રીપુરૂષોના જોડાને કેળવણી, જ્ઞાન અને બુદ્ધિબળની મોટી આવશ્યકતા છે. આપણો સંસાર સુખરૂપ નીવડે એ સવાલ શું ઓછો અગત્યનો છે ? આવાં અજ્ઞાન જોડાંઓજ હિંદુસંસારની અધોગતિનું મૂળ સમજવું પડશે. અભણુ અજ્ઞાન સ્ત્રીની સાથે હાલના કેળવાયેલ પુરૂષનું જીવન, વિદ્વાના સંસ્કારવાળી કેળવાયલ સ્ત્રીરત્નનું જીવન, અભણુ અને અજ્ઞાન પુરૂષની સાથે-જીંદગીના તમામ દિવસો કલહ અને દુઃખરૂપ દેખાય છે. વળી કદાચ બન્ને ચતુર અને વિદ્વાન હોય છે તો પણ ગતિ તેવીજ જણાય છે. આવાં અનેક કારણોને લઇને હાલનો કેળવાયેલો પુરૂષ ઉત્તમ કેળવાયેલી સ્ત્રી (કન્યા),-તેમજ કેળવાયેલી સ્ત્રી, સંસ્કાર પામેલા પુરૂષ (વર) ને ઇચ્છશે. હાલ સંસારમાં આવી ભાવના પ્રદીપ્ત થઈ લાગે છે. સુધારાવધારા અને કેળવણીમાં આગળ વધેલા પુરૂષોને ભણેલીગણેલી સ્ત્રીઓ જોઇએ અને ભણેલી હુશીઆર છોકરીઓ માટે લાયક પતિ જોઇએ. આ પ્રશ્ન પણ વિચાર કરવા જેવો છે. કારણુ કે આખો ભવ કહો, કે સંસાર કહો, તેનાં સુખદુઃખ અને આ ભવસાગર તરવાને આ સ્ત્રીપુરૂષનું જોડુંજ છે. સંસારમાં સ્ત્રીપુરૂષો યોગ્ય કેળવણી વગર પોતાની ઉન્નતિ તો શું પણ ઉન્નતિનો વિચાર કરવામાં ભાગ્યેજ બુદ્ધિનો ઉપયોગ કરતાં હશે. હિંદુસમાજની દુઃખી સ્થિતિ કોમના સમજુ વર્ગને કંપારી છૂટે તેવી છે ! દુઃખી, દુઃખી દરેક બાબતમાં આખી સમાજ દુઃખી. શું હિંદુસમાજની સ્થિતિ સુખી જણાય છે ? સ્વકોમમાં તેમજ કુટુંબમાં અને દરેક નિર્ધનશ્રીમંતનાં બારણાંઓમાં દિન દુગે કુસંપકલેશની જ્વાળાઓ સળગતીજ હશે. જેમાં પણ સ્ત્રીવર્ગની દુઃખી સ્થિતિનું અવલોકન કરતાં છાતી ફાટી જાય તેવું છે ! મુખ્યત્વે સ્ત્રીઓની શારીરિક સ્થિતિ હાલમાં ખાસ ખેદ કરવા જેવી થઈ પડી છે. નાની મુગ્ધ બાળાઓ બિચારી પરણીને તુરત ટૂંક સમયમાં

મરવા લાગી છે. ઘણી પ્રકારના બુરા રોગોને વેઠતી જીંદગીસુધી ડાકટરો અને વૈદ્યોની દવા ખાનારી થઇ પડી છે !! અરે શું જુવો છો ? પંદર સોળ કે વીશ વર્ષની ઉમરમાં એ બાળકી દુર્બળ અને રોગીષ્ટ બે ત્રણ છોકરાં છોકરીઓને જન્મ આપનારી માતા થઈ પડી છે !! બસ–હવે આ જીવન શું ખતમ થવાનું ! આહાહા !! આજે આ ભારતની ભૂમિ કદાવર, જોરાવર, હિમ્મતવાન અને બુદ્ધિશાળી પ્રજાને ઉત્પન્ન કરવાને બદલે રોગીષ્ઠ, બુદ્ધિહીન અને એક દુર્બળ ઠીંગુજી જેવી પ્રજા ઉત્પન્ન કરવા લાગી છે ! હિંદુપ્રજાની શૂરનુર અને બુદ્ધિની શક્તિઓ લોપ થવાનું મૂળ કારણ શોધી, તેમાં યોગ્ય સુધારો કરવાની પહેલ કરનાર–આપણો હિંદનો "રૂઝવેલ્ટ" નામદાર સયાજીરાવ ગાયકવાડ જ છે. કોઇપણ પ્રકારના કોમના હિતને લગતા સુધારા–વધારા કરવાના વિચારો કરનારાઓએ, પ્રજાનું શારીરિક, માનસિક, અને નૈતિક બુદ્ધિબળ ખીલવવાના પ્રયાસ પ્રત્યે પ્રથમ પૂરતું લક્ષ આપવાની ઓછી જરૂર નથી. નામદાર ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં પ્રજાના લાભ માટે બાળલગ્નની અટકાયત કરવા–તેની સાથે ફરજ્યાત શિક્ષણ અને સ્ત્રીતંદુરસ્તીને બગાડો કરનાર કૂટવાના રિવાજ માટે ખાસ કાયદો ઘડયો છે. જો કે અગાઉના રિવાજને વગર વિચારે વળગી રહેનારી પ્રજા અમુક દંડ આપી કાયદાની બારીમાંથી છટકી એવાં લગ્ન કરે છે, પણ આ કાયદાની અસર ભવિષ્યના પરિણામ માટે ઉત્તમ ગરજ સારે તેમ છે. ગયા દુષ્કાળ *વખતે અમો શહેર ગામડાંઓની મુસાફરી કરતાં હતાં. એક વખતે અમો સ્ટેશન ઉપર ટ્રેનની રાહ જોઈ પ્લેટફૉર્મ ઉપર ફરતાં હતાં. બાળકનાં લગ્ન કરી એક જાન સ્ટેશન ઉપર આવેલી અમોએ જોઈ. વરરાજાને તેની માએ કેડમાં ઉચકી લીધા હતા—અને બિચારી પેલી કન્યાને તેના બાપે કમર પર બેસાડી હતી ! વરરાજાને બોલાવી મેં મારા ખોળામાં બેસાડયા. છોકરાની ઉમર છ કે સાત વર્ષની જણાતી હતી. છોકરાસાથે પ્રેમથી મેં વાત કરવા માંડી, પણ વરરાજા તો રડવા લાગ્યા. ! આ વખતે મને ઘણું દુઃખ લાગી આવ્યું કે, આવા ઘાતકી રિવાજોને વશ થયેલાં સંખ્યાબંધ અજ્ઞાત માબાપો દેશની પ્રજાને કેટલાં શ્રાપસમાન છે ?

દેશની ગરીબ પ્રજા બિચારી અજ્ઞાનતાના અંધકારમાં આથડર્યા કરે છે. હિંદની કરોડો સ્ત્રીઓમાં કોઇ ક્વચિત્ એવી સ્ત્રી પોતાની પ્રજા, કોમ અને દેશનું હિત ઇચ્છવાના વિચાર ધરાવતી હોય !! દેશપ્રદેશમાં શી શી હિલચાલોની શરૂઆત છે, તે શું આપણી કોમની તેમજ દેશની સ્ત્રીઓ જાણવાની હોંશ, હિમ્મત કે વિચાર કરતી હશે ખરી કે ? સ્ત્રી ઉન્નતિની આવી ઘણી બાબતોમાં હું જાણું છું ત્યાંસુધી પુરૂષ વર્ગનેજ બેદરકાર ગણું છું. પોતે મોટી કૉન્ફરન્સ, સભા કે મંડળમાં સંસારસુધારાના કે દેશની ઉન્નતિના સવાલોમાટે ભાષણો કરી કૃતાર્થ થયેલા સમજશે. પણ અફસોસ ! કે ઘરમાં આવી જાણવા લાયક બાબતો બિચારી ઘરની સ્ત્રી જાણતીજ નથી— બિચારી જાણે ક્યાંથી–પોતાના પતિ તેને પાસે બેસાડી, આવી બાબતો જ્ઞાનપૂર્વક સમજાવે છે. ખરા ? સ્ત્રીઓને તેની લેશ પણ ખબર હોતી નથી ! સ્ત્રીઓ રસોઈ કરે, ઘરનાં કામકાજ કરે, સંખ્યાબંધ પ્રજાને જણી તેની રખેવાળી કરે, માંદેસાજે કોઈને મળવા જાય, મરણ પ્રસંગે રડવા કૂટવા જાય, અને આવી આવી બાબતોમાં આખો ભવ પૂરો કરે !–બસ થયું ? નહિ ! નહિ ! વડીલો અને બંધુઓ ! આર્યદેવીઓને સુધારો. યોગ્ય કેળવણી વગર સ્ત્રીજાતિ બિચારી તદન અન્ધકારમાં અથડાય છે. સીતા, તારામતી, દમયન્તી, અનસુયા, ગાર્ગી, મૈત્રેયી–શૂરી રજપૂતાણીઓ, વગેરે મહાન સ્ત્રીઓ આ ભરતખંડમાં શું ન્હોતી પાકતી ? આ પ્રસંગે એક વાત યાદ કરૂં છું. જેટલા પુરૂષો સભામાં હાજરી આપે છે તેટલી જ હાજરીની સ્ત્રીઓની જરૂર નથી ? જે પુરૂષો પોતેજ સભા કે કૉન્ફરન્સમાં હાજરી આપે છે, તેઓ જ શામાટે પોતાની વહુદીકરીઓને આવવાની અટકાયત મૂકતા હશે ? પોતાની કોમના હિતના સવાલમાટે આવા પ્રસંગોમાં પુરૂષોની સાથે

* "દુષ્કાળના અનુભવથી મળતું શિક્ષણ"—એ નામનો સૌ. જમનાબ્હેને ખાસ લખેલો લેખ આ અંકમાં પ્રકટ થયો છે, તે જોવા વાંચનારને ભલામણ કરવામાં આવે છે. તન્ત્રી, સુ. સુ.

સ્ત્રીઓની હાજરીની શું અગત્ય નથી?-વળી એક વાત બીજી છે. કેટલીક સંખ્યા તો સુધારાનું નામ સાંભળતાં ભડકે છે. રખેને 'સુધારાવાળા' કહેવાઇશું!! સ્ત્રીઓ સભા, મંડળો અને પરિષદોમાં જવાથી 'સુધારાવાળી' થઇ જશે, કદાચ કેટલોક અજ્ઞાનવર્ગ ઓછી જરૂર પીછાને; પણ તેની સાથે ખેદથી કહેવું પડશે કે જે કેળવાયેલા ગ્રેજ્યુએટ્સ-બુદ્ધિબળમાં આગળ વધેલા છે, તેઓ પણ પોતાની ગૃહેશ્વરીને ઉન્નતિની હીલચાલોમાં હાજરી આપવાને કે તેમાં ભાગ લેવાને શા માટે અટકાવતા હશે?-આ ખોટું નથી? જેનાથી બની શકે તેમાં કોમ અને દેશના હિત ખાતર મદદ કરવી જ જોઇએ અને તે સ્ત્રીપુરૂષ બન્નેને ખાસ કુદરત તરફથી સોંપાયલી ફરજ છે. સ્વાર્પણ વગર અંતઃકરણ જ એક ક્યાં છે? છેવટે હું તો એટલું પણ કહીશ કે, સંસારસુધારા કરવાનું કામ પુરૂષોની મદદથી સ્ત્રીઓએજ ઉપાડી લેવું જોઇએ. પુરૂષોને દેશના ભલામાટે ઘણાં કામો કરવાને પડી રહેલાં છે,—પણ જ્યાંસુધી આપણી સ્ત્રીઓ કેળવણી વગર વ્હેમી, ઉજ્જડ, નબળી, હિમ્મત વગરની, અને પડદેનશીન જેવી છે,-ત્યાંસુધી કાંઇ થઈ શકે ખરૂં? એકલા પુરૂષો આગળ વધે પણ તેની સાથે ઘરમાં અજ્ઞાન સ્ત્રીની દશા સુધારવાની ઓછી જરૂર નથી. સ્ત્રીઓની શારીરિક માનસિક અને નૈતિક સ્થિતિમાં સુધારો કરવાને તેઓને માટે કેળવણીનાં સાધનો યોગ્ય પ્રમાણમાં ઉભાં કરવાની હું ખાસ અગત્ય જોઉંછું. ઇંગ્લંડ, જાપાન, ફ્રાન્સ, અમેરિકા, વગેરે, દેશોની સ્ત્રીકેળવણી જોતાં હિંદુસ્થાનની સ્ત્રીકેળવણી કંગાળ સ્થિતિ ભોગવે, એ દેશ અને કોમના દુર્ભાગ્ય નહિ તો બીજું શું કહેવાય? કહે છે કે, હિંદુસ્થાનની સ્ત્રીઓ જો ફેન્સી દાગીના અને રંગબેરંગી કપડાંલતાં પહેરવામાંજ કેળવણી માનતી હોય તો આ હિંદુસ્થાનની સ્થિતિ દિલગીર થવા જેવી છે.

આ પ્રસંગે માનવંત વડીલોને યાદ કરવાં જોઇએ. કોમ અને દેશસેવામાં પોતાના શુદ્ધ અંતઃકરણના ભાવે તન મન અને ધનથી પરિશ્રમ વેઠનાર માનવંત ઑન. સર. જસ્ટીસ ચંદાવરકર તેમજ ઑન. મી. ગોકલદાસ કહાનદાસ પારેખના ખાસ આભારી છીએ. તેઓનાં જીવન પ્રજાને ખાસ ધડારૂપ છે.

"કોઈપણ કાર્યની હદતો ઉંજ અને તેની કાર્યના આરંભમાં દરેકજગ્યાએ જરૂર જણાયેલી છે."

છેવટે, કૉનફરન્સમાં મૂકવાનાં આવેલા ઠરાવોમાં મારે ફક્ત સ્ત્રીકેળવણી અને તેઓની સ્થિતિ સંબંધી ખાસ બોલવાનું હોવાથી, વિશેષ બાબતો હાથ નહિ ધરતાં અને સ્ત્રીકેળવણીના વિષય ઉપર આટલું ટૂંકાણમાં બોલી મારૂં બોલવું સમાપ્ત કરતા પહેલાં જણાવીશ કે, સ્ત્રીઓની સ્થિતિ રીતિ ઉપર—દેશ અને કોમની સ્થિતિનો મુખ્ય આધાર સમાયેલો છે.

(મુંબાઇ) —સૌ. જમનાબાઈ નગીનદાસ સકઇ.

---

## ૨. આર્યનબ્રધરહુડનું પ્રીતિભોજનઃ (વિરૂદ્ધ અને તરફેણમાં.)

### ૧. અભેદ વિહારીઓ વિષયે.

જમાનાની સાથે આગળ વધતા સુધારકોને-આર્યપ્રજાના અગ્રેસર સંસારસુધારકોને, આ આર્યદેશના રીતરીવાજ, પોશાક અને ખોરાક, લાજશરમ, પરતંત્રતા, ધર્મ અને જ્ઞાતિભેદ વગેરે ઘણા કાળથી ચાલતી આવેલી રૂઢીઓ તરફ અતિ પરિચયને લીધે કંટાળો, છીટ, જુગુપ્સા, વિગેરે ઉત્પન્ન થવા લાગ્યાં છે. અને દૂરથી શોભાયમાન પણ પાસે જઇ દેખતાં પથ્થરમય ડુંગરની પેઠે યુરોપિયન પ્રજાના રીતરીવાજ, ખોરાક પોશાક. સ્વતંત્રતા વગેરેને, લાજશરમ છોડીને, ધારણ કરી જ્ઞાતિભેદ તોડી એકીકરણ કરવાને પાશ્ચાત્ય પ્રજાનું અનુકરણ કરવા લોકોને દાવમાં દોરવાય છે. અને તે પ્રમાણે મુંબઇમાં 'આર્યન બ્રધરહુડ' નામની સંસ્થા સ્થપાઇ છે. તેમાં અભેદભાવથી સઘળાએ સાથે ભોજન લીધું. થયું! તેથીજ જ્ઞાતિભેદ તુટી ગયો ને અભેદભાવ પ્રસરી ગયો! કેવી સરસ વાત! માત્ર સાથે જમવાથીજ સંપ અને અભેદભાવ આવી જશે?

સંપને અભેદ ધારણ કરવાનું પ્રથમ ક્ષેત્ર ગૃહ છે. પછી કુટુંબ, પછી પોતાની જ્ઞાતિ, પછી પોતાની કોમ, પછી પોતાનો દેશ, પછી સમસ્ત પ્રજા અને પછી આખું જગત્‌જ. આ રીતે ક્રમે ક્રમે આખા જગત્‌ને કુટુંબ તુલ્ય માનવાની શક્તિ પ્રાપ્ત કરી શકાય છે. પહેલા પગથિયા ઉપર ટકી રહેવાની આપણામાં શકિત ન હોય ને કુદીને ઠેઠ ઉપર ચડવાના પ્રયત્નો કરવામાં આવે તો છેક ઓચિંતલીયેજ ગબડી પડાય !

છતાં પણ પોતાના એક ધર્મનો કે એક જ્ઞાતિ ( દાખલા તરિકે–૮૪ જાતના બ્રાહ્મણો, અનેક જાતના વાણિયાઓ ) નો ભેદ ટાળીને અભેદ કરવાના પ્રયત્નો આદર્યા હોત તો પ્રશસ્ય હતું. મહેનત અને ઇચ્છા કંઇક અંશે પણ બર આવત ને લોકોનું હિત પણ થાત.*

અભેદ ભાવ પ્રકટાવનાર સુધારકોના મત કે વિચારો પણ ક્યાં એકત્ર છે ? અને જ્યાં અંદર અંદર એકત્રતા ન મળે, ત્યાં બીજાઓ સાથે તો તે ક્યાંથીજ થાય ? પ્રથમ હૃદયે હૃદયની, વિચારે વિચારની, મને મનની, અને આત્માએ આત્માની એકત્રતા કરીને અભેદ ભાવ કરવા પ્રયત્ન કરવામાં આવે તો વ્યવહારનો ભેદ સ્વયં નાશ પામશે. માત્ર વ્યવહારનોજ ભેદ તોડવાથી જીવનના મહા ભેદ તુટવાના નથી ! માટે જ્ઞાતિભેદ તોડવાની ઇચ્છાવાળાએ બુદ્ધિ અને જીવિતનાં બંધનને પ્રથમ તોડવાનાં છે. હૃદયનાં બંધન અને ભેદ જો તોડવામાં આવશે, તો વ્યવહારનાં બંધનો અને ભેદો સમેળે તુટી જશે, એમાં કાંઇ સંશય નથી.

' સ્વ ' ' પર ' નો ભેદ ટાળ્યા સિવાય, હૃદયના ભેદો અને બંધો તોડયા સિવાય, જ્ઞાતિભેદ તોડવા પ્રયત્નશીલ થનાર માત્ર દાંભિકો અને બગભક્તોજ છે–અનંતવિહારી–સ્વેચ્છાચારી વર્ત્તન કરવાનેજ માત્ર સંપ અને અભેદના નામમાં છુપાયલા એમના પ્રપંચોજ છે.

પ્રથમ સુધરો, કેળવાઓ અને તરવા તારવાને લાયક થાઓ અને પછીજ અન્યને તારવા પ્રયાસ કરો. આમ થશે તોજ તમે તરીને તારી શકશો. નહિ તો પોતે બુડશો ને અન્યને બુડાડશો. હૃદયક્ષેત્ર અને દૃષ્ટિ મર્યાદા વિશાળ બનાવીને સમભાવ ધારણ કરી અભેદ વિહારી બનો ! એજ હૃદય ભાવના અમરત્વ પામો, કારણ કે તેમાંજ મનુષ્યનો અને જગત્‌નો ઉત્કર્ષ છે.

( મોરબી. ) —બ્હેન ' N. V. '

---

## ૨. આર્યન બ્રધરહુડનું ખાણું.

( ઉછાંછળાપણું અને સાહસ એ અધર્મનાં બીજ છે ! )

બ્હેનો અને બંધુઓ ! આ લખાણના દોષ તરફ લક્ષ ન આપતાં ફક્ત સાર લેવા જે બોધ જણાય તે ગ્રહણ કરશો.

હાલમાં મુંબાઇમાં " આર્યન બ્રધરહુડ " નામની સંસ્થાએ તા. ૧૨ મી નવેંબર સન ૧૯૧૨ ને દિવસે જે જબરૂં સાહસ કર્યું છે, તે કોઇના ધ્યાનથી બહાર નહીં હોય. એ મંડળમાં જોડાએલા ઘણા છે, પણ થોડાજ વધારે સાહસીક બુદ્ધી બતાવી નાહક ફજેત થાય છે !

બ્રીટીશ રાજ્ય થતાં કેળવણીની ઘણીજ સારી સગવડ થઇ છે. તેનું પરીણામ જેમ બીજા દેશોમાં વિદ્યાથી બુદ્ધી વધે છે અને નવી શોધો થાય છે, તેમ આપણા દેશની પણ આબાદી થાય અને હુન્નર ઉદ્યોગ વધે. પણ તે દેશના ફાયદાની વાત બાજુપર રહી અને દેશ તો પાયમાલીની ટોચપર ચઢવા

*આપણા દેશમાં અસંખ્ય જ્ઞાતિઓ છે તેણે દેશને પાયમાલ સ્થિતિમાં મૂક્યો છે. એથી કુસંપ બહુ વધ્યો છે. ઇર્ષ્યા, સ્વાર્થ અને સંકુચિત દૃષ્ટિ તેથી એટલી બધી વધી પડી છે કે તેનું વર્ણન કરતાં આંખમાં આંસુ આવે છે ને હૃદય રોઇ પડે છે. આમ છતાં પણ બુદ્ધિ આર્યન બ્રધરહુડનાં ઉચ્છૃંખલ જમણની ધાંધલિયા રીતિ પસંદ કરતી નથી. વાણિયા બ્રાહ્મણ તથા બીજી કોમોમાં એકને બદલે અનેક નાતો થઈ છે; તો ' જ્યાં રોટી વહેવાર ત્યાં બેટી વહેવાર ' એટલી એક્તા કરવા જેવા, દરેક કોમમાં પ્રથમ પ્રયત્નથી પ્રારંભ કરવાની જરૂર છે.

લાગ્યો છે; કારણ આપણા દેશીભાઇઓમાં કુસંપ અને અદેખાઇ બહુ છે. પણ વળી આ વળી નવું ધતીંગ ઉભું કર્યું છે, જેથી દેશમાં ભ્રાતૃભાવ ફેલાવાને બદલે સુધારકોના એ "બ્રધરહુડ" ના ખાણાને લીધે પરીણામ તદન ઉલટુંજ આવ્યું છે! સાહસીકપણા અને ઉછાંછલાપણાનું બીજું શું પરીણામ આવે?–આનું કારણ એટલુંજ છે કે આપણા દેશમાં ફેલાતી કેળવણીમાં ધર્મના શીક્ષણનો અભાવ. દરેક યુવાનને પોતાના ધર્મની કેળવણી મળતી હોત તો આવો વખત ન આવત.

હાલમાં દ્વીજાતિ એટલે બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્ય, એ ત્રણે કોમમાંથી પોતાનો ધર્મ અને ગૌરવ તદન નાબુદ થઈ ગયાં છે, તેનું મૂળ કારણ પણ ઉપર મુજબ સમજવાનું છે. જરૂર જોગું ગુજરાતી ભણી મરજી મુજબ વર્તે; અને ઇંગ્રેજી ભણ્યો તો પછી પોતાના રોફમાં રહે, ને જ્ઞાતિબંધારણ તેને કંટકરૂપ જણાય તેથી તેનાથી દુર રહી ગોરી પ્રજાની રીતભાત અને રહેણી કરણીનું અનુકરણ કરવા જાય. એમ કરવાથી ઘરમા વડીલોનું અને સ્ત્રીનું મન કચવાય, તો તેની પરવા નહિં; ને કહેશે અમને ફાવે તેમ કરશું. તમને ધર્મ પાળવો હોય તો પાળો જો કોઇએ બારીકીથી તપાસ કરી હોય તો માલુમ પડશે કે સેંકડે પંચાણુ ટકા ખાવા પીવામાં, રહેણી કરણીમાં, તથા પરસ્ત્રી સંબંધ કરવામાં હદ બાહેર છુટ લે છે. ખોરાકની જણસ મુસલમાનના હાથની રાધેલી હોય, અને તે ગમે તે ચીજ હોય તો બી વાધો નહિં. પીવામા સોડા, લીમલેટ, બ્રાંડી, વીગેરે તો સહેલ થઇ પડયાં છે. અને કોઇ પણ અધમ અથવા મ્લેચ્છ જાતિની સ્ત્રી હોય તોપણ તેનો પ્રસંગ પાડવામાં વાંધો નહીં. પુરૂષો આમ વર્તે છે; ફક્ત સ્ત્રીઓનેજ માટે બધા નિયમો છે! પણ એવા એકપક્ષી કાયદા ક્યા શાસ્ત્રમાં છે તે કોઈ બતાવશે તો હું અત્યંત ઉપકાર માનીશ. અને છતાં પુરૂષો ધર્મ ભ્રષ્ટ થાય છે તેમના પાતકનાં ફળ સ્ત્રીઓને પણ સાથે ભોગવવાના છે.

આપણા મહાન્ પુજ્ય શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમુખથી અર્જુનગીતામાં કહ્યુ છે કે,

"સંસાર શું સરસો રહે, ને મંન મારી પાસ,
"સંસારમાં લેપાય નહિં, તે જાણું મારો દાસ."

આ ઉપરથી આપણે ગ્રહસ્થાશ્રમની કિંમત સમજવાની છે અને શાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે ચાલવાનું છે. માટે દ્વીજ જાતિએ ધર્મ ભ્રષ્ટ ન થતાં પોતાનો ધર્મ સાચવવો જોઇએ. અને સ્ત્રીઓ તથા શૂદ્રોએ ફક્ત સેવા કરવાની છે. એમને ખોટું લગાડવાનું નથી, પણ શાસ્ત્રકારોએ એ બંનેને સરખાં ગણી બાકીની જાતિઓને માથે વધારે મોટી ફરજો નાંખેલી છે. સ્ત્રીઓને માસિક રજસ્વલા, સુવાવડ, કસુવાવડ, બચ્ચાંની માવજત, ઘરનું કામકાજ, માણસો અને પશુ હોય તો તેનું પાલણ વગેરે કરવાનું છે, તેથી તેઓ પવિત્રતા આખો દિવસ જાળવી શકે નહિં. અને શૂદ્રોને પણ એવુંજ ઉતરતા પ્રકારનું કામ કરવાનું હોવાથી, શાસ્ત્રની સઘળી ફરજો તથા ધર્મની શુદ્ધતા તથા પવિત્રતાઈ ઈશ્વરના ફરમાન મુજબ દ્વીજાતિને પાળવાની છે. પણ એથી જે આવાં ખાણાં જેવી જગોએ જઇ જમી આવે છે અગર બીજે કોઈપણ સ્થાને ધર્મ ભ્રષ્ટ થાય એવી રીતે વર્તે છે તે પુરૂષવર્ગને એબ લગાડનારૂં છે. સ્ત્રીઓએ પણ પોતાનો વખત ફોકટ નહિં ગુમાવવો. પણ સારાં ધર્મનાં પુસ્તકો વાંચીને તેમાંથી અદ્ભુત અને અમુલ્ય જ્ઞાન મળે છે તે જ્ઞાનવડે સંસારમાં શું સાર છે તે સમજવો. અભ્યાસ અભ્યાસને વધારે છે ને થોડું સમજેથી વધારે સમજવાનું મન થાય છે.

આપણા હિંદુધર્મની અને હિંદુસ્થાન દેશની ઉન્નતિ કરવાના ઘણા રસ્તા છે. પણ સાહસ અને ઉછાંછળાપણું કરી અધર્મનો ફેલાવો દેશી ભાઇઓમાં કરવો એના જેવું ખરાબ રસ્તું કાંઈ નથી. તેથી તેમ કરનારને ગેરફાયદો થાય છે એટલુંજ નહિં, પણ તેમનાં સગાં સંબંધી તથા ન્યાતજાતમાં કુસંપ અને કલેશ થઇ પછી અધર્મને લીધે તેમની બધી રીતે પડતી થાય છે. માટે ડાહ્યા પુરૂષોએ હિંદુઓનો સનાતન ધર્મ પાળી, દેશની ઉન્નતિમાં મદદ કરવી જોઇએ. મને આશા છે કે "બ્રધરહુડ" સ્થાપનારા ગ્રહસ્થો આ વિષય ઉપર વિચાર કરીનેજ ફરીથી આવું સાહસ કરશે. કારણ કે તેમ કરવામાં કાંઈ સાર આવતો નથી અને કરનારા તથા તેમનાં સગાંમાં કંકાસ થઈ તેઓ દુઃખી થાય છે.

(કરાંચી.) —સૌ. મોંઘીબાઈ.

## ૩. આર્યન બ્રધરહુડનું જમણ અને તેથી ઉદ્દભવતા વિચારો.

"આર્યન બ્રધર હુડ" (મંડળ) ની ઉત્પત્તિ આશરે ચાર વર્ષ ઉપર મુંબાઇના નામીતા સોલીસીટર મી. દફતરીએ કરી હતી. બ્રધરહુડનો હેતુ આપણા દેશમાં જે જ્ઞાતિભેદ પ્રચલિત છે તે દૂર કરવાનો છે. જ્ઞાતિભેદમાં નહિ માનનારા કેટલાએક ગૃહસ્થો આ સંસ્થામાં જોડાયા હતા અને "બ્રધરહુડ" યથાશક્તિ આજ દિવસ સુધી પોતાનો હેતુ પાર પાડવાના પ્રયાસ કરતું હતું.

આ સંસ્થા હજુ બાલ્યાવસ્થામાં હતી તેટલામાંજ તેના સાહસિક સંસ્થાપકે જ્ઞાતિનું દુઃખ એક જ સપાટે ટાળી નાંખવાના ઈરાદાથી એક કોન્ફરન્સ (પરિષદ્) મુંબઇમાં દીવાળીના દીવસોમાં બોલાવી અને તેનાજ અનુસંધાનમાં જ્ઞાતિભેદ અથવા તો પંક્તિભેદ વગર હિંદુઓનું એક જમણ યોજ્યું. આ જમણમાં આશરે બસોએક હિંદુઓએ હાજરી આપી હતી; તેમાંના લગભગ સોએક ગુજરાતી હિંદુઓ હતાં. આપણે ગુજરાતી છઇએ તેથી અને આપણામાં જ્ઞાતિઓનું પરિબળ વિશેષ હોવાથી ગુજરાતી બંધુઓની સંખ્યા અહિંજ જણાવવાનું યોગ્ય ધાર્યું છે.

આ જમણથી ગુજરાતી જ્ઞાતિઓમાં મોટો ખળભળાટ ઉભો થયો છે અને તેમાં ભાગ લેનારા હિમ્મતવાન નરોનો જ્ઞાતિઓએ બહિષ્કાર કર્યો છે.

જ્ઞાતિઓનું આ પગલું શા આધારે લેવામાં આવ્યું છે, તે સમજી શકાતું નથી. શાસ્ત્ર, રૂઢી તેમજ સાધારણ બુદ્ધિથી વિચાર કરીએ તો દરેક સુજ્ઞ પુરૂષને એમ લાગ્યા વગર રહેશે નહિ કે, આ પગલું ઘણું અઘટિત અને જમણમાં ભાગ લેનારને અન્યાય કર્તા છે. શાસ્ત્રાધારે તપાસતાં જ્ઞાતિઓની આટલી મોટી સંખ્યા કોઇ પણ ઠેકાણે દૃષ્ટિગોચર થતી નથી. બહુમાં બહુ ચાર જ્ઞાતિઓ જોવામાં આવે છે. આ ઉપરથી એટલું તો સ્પષ્ટ છે કે, જ્ઞાતિના અગ્રેસરોની ફરજ આ જમણમાં ભાગ લેનારાનો બહિષ્કાર કરવા કરતાં જ્ઞાતિઓની સંખ્યા કમી કરવામાં રહેલી છે. આપણો પોતાનો ધર્મ પણ ચાર જ્ઞાતિથી વધારે જ્ઞાતિ કબુલ કરતી નથી અને "બ્રધર હુડ" ના જમણમાં જમવાથી જેટલું પાતક માણસ માથે વોરી લે છે, તેના કરતાં વિશેષ પાતક શાસ્ત્રોએ જેને સરખી પાયરી આપેલી છે તેનામાં ભેદ ગણવામાં છે.

સાધારણ બુદ્ધિથી વિચાર કરતાં પણ જ્ઞાતિબંધનમાં પરિણામે લાભ કરતાં હાનિ વિશેષ છે. જ્ઞાતિમાં જે ઈર્ષ્યા, મત્સર, વૈર, ઇત્યાદિ દુર્ગુણોએ નિવાસ કર્યો છે, તેને લીધે જ્ઞાતિથી થતા થોડા ઘણા ફાયદાઓને પણ તેણે નિર્મૂળ કીધા છે. ઘણી ખરી જ્ઞાતિઓ દારિદ્રયની દુહિતાઓ છે, અને તેને લીધે અનેક કુકર્મો પ્રતિ જ્ઞાતિના નિર્ધનો મચ્યા રહે છે. જ્ઞાતિના પટેલોનો વિચિત્ર ન્યાય છે, કારણ કે તેઓ પોતાની પટેલાઇ ખોઇ બેસવાના ભયથી વિદ્યા અને લક્ષ્મીમાં આગળ પડતાં જ્ઞાતિના કુટુમ્બો પ્રતિ તિરસ્કાર અને દ્વેષ રાખે છે અને તેને લીધે જ્ઞાતિના વિદ્વાન અને લક્ષ્મીવાન ગૃહસ્થોમાં જ્ઞાતિ પ્રત્યે જે ભાવ હોય છે તે નષ્ટ કરવામાં કારણભૂત થાય છે. પરસ્ત્રી સંબંધ, દ્યૂત, માંસ, મદિરા, અને [illegible] અન્ય દુષ્ટ કૃત્યો તથા વસ્તુઓના સ્વીકારમાં પ્રવૃત્ત રહેનાર ન્યાતીલાઓ જેનો જ્ઞાતિ બહિષ્કાર કરવાનું ઘણી વખત યોગ્ય ધારતી નથી, તેજ જ્ઞાતિઓ જો કોઇ જર્મની, જાપાન, અથવા ઇંગ્લેન્ડ વિદ્યા અથવા [illegible] શીખવા માટે જાય તો તેનો બહિષ્કાર કરવા નીકળી પડે છે!

આપણી જ્ઞાતીના આગેવાનો ઘણા અજ્ઞાન છે ને ત્હેમને દેશકાળને અનુસરીને કરવો જોઇતો ફેરફાર અગ્રાહ્ય હોય છે. કેવળ અંધશ્રદ્ધા, અજ્ઞાન, ને રૂઢીનુંદાસત્વ એ તેઓને લલાટે લખાયેલું હોય છે! લગ્ન મરણનાં ખોટા ખર્ચના મ્હોટા વરાઓ થાય છે ત્યારે સાધુ અને શયતાનને એક પંગતે બેસવું પડે છે. જ્ઞાનીઓની અન્દર દાખલ થયેલાં કુકર્મો ને સરો જે જ્ઞાતી પટેલો જોઇ શકતા નથી તે કેળવાયેલાઓ જોઇ શકે છે ને તેથીજ તેમની જ્ઞાતી ઉપરની શ્રદ્ધા ઓછી થાય છે.

વળી જ્ઞાતિબંધનને લીધે આપણે જે લોકોના આચાર તથા વિચાર આપણી સાથે સમાન છે તેમની સાથે ખાનપાનાદિનો વ્યવહાર રાખી શકતા નથી, કદાચ અન્ય કોમના મિત્ર સાથે

ખાનપાનાદિ વ્યવહાર રાખવામાં કેળવણીને લીધે આપણને બાધ જણાતો નથી, તોપણ જ્ઞાતિના ભયને લીધે આપણે તે કામ ચોરીથી કરવું પડે છે આવા ખોટા બંધનથી જ્ઞાતિઓ દેશનું નૈતિક બળ કેટલું કમી કરવામાં કારણભૂત થાય છે, વારૂ ? ઉપરાંત આ બંધનને લીધે વરને યોગ્ય કન્યા અથવા તો કન્યાને યોગ્ય વર મળવો ઘણે ભાગે મુશ્કેલ પડે છે. કેટલીએક જ્ઞાતિઓ તો એટલી બધી નાની થઇ ગઈ છે કે તેમાંનાં ઘણાં કુટુંબો દરેક પ્રકારનું સાધન હોવા છતાં પોતાનાં બાળકોને માટે પોતાની જ્ઞાતિમાં યોગ્ય જોડીદાર શોધવા અસમર્થ હોય છે. પરિણામે સુશીલ, વિદ્યાવતી, અને સદ્ગુણી શ્રીમન્તની પુત્રીને મૂર્ખ, દુષ્ટ, અજ્ઞાન અને નિર્ધન એવા જ્ઞાતિમાંથી મેળવેલા એકાદ પુરૂષ સાથે પોતાનો જન્મારો વ્યતિત કરવો પડે છે જેવી સ્થિતિ કન્યાની થાય છે તેવીજ વરની પણ થાય છે. ટુંકામાં જ્ઞાતિ બંધનને લીધે યોગ્ય યુગલો ભાગ્યેજ હાલમાં આપણા ગુજરાતમાં નજરે પડે છે. આવાં કજોડાંની પ્રજા પશુવત્ નીવડે તો તેમાં કંઈ પણ નવાઈ જેવું નથી. ઉપરનાં દુઃખોનો જો વિચાર કરીએ છીએ તો આપણી બુદ્ધિને હાલનો પ્રચલિત જ્ઞાતિભેદ રાક્ષસ લાગ્યા વગર રહેતો નથી.

વળી રૂઢી તપાસશું તો પણ આપણને માલુમ પડશે કે ન્યાતીલાઓને જમણમાં ભાગ લેનારાઓનો બહિષ્કાર કરવાનો જરાપણ હક્ક નથી. દરેક કોમના અસંખ્ય વિદ્યાર્થીઓ કોલેજની રેસીડન્સીમાં રહી અભ્યાસ કરે છે. રેસીડન્સીમાં કોઈકજ ઠેકાણે પંક્તિભેદ સચવાય છે, છતાં ન્યાતીલાઓ આ વિદ્યાર્થીઓ સામે કોઈપણ પ્રકારનાં પગલાં લેતા નથી. કેટલાએક ન્યાતીલાઓનો જરાપણ ડર રાખ્યા વગર અભક્ષ્યાભક્ષ્ય અને અપેયાપેય કરે છે છતાં પણ આવા કુકર્મીઓ તરફ ન્યાતિલાઓ એક અથવા બીજા કારણને લીધે આંખ મીંચામણી કરે છે, તે કોનાથી અજાણ્યું છે ? આનો અર્થ માત્ર એટલોજ કે તમે ગમે તેમ કરો પણ તમારે તમારાં કૃત્યો ન્યાતીલાઓ પાસે મોઢેથી કબુલ કરવાં નહિ; તો પછી ન્યાતીલાઓને તમો કેમ વર્તોછો તેની દરકાર નથી. પરન્તુ જમણમાં ભાગ લઈ તે કબુલ રાખવા માટેજ તમારો બહિષ્કાર થવો જોઇએ, એમ લાગે છે. અર્થાત્, ન્યાતીલાઓ જમણમાં ભાગ લેનારને શિક્ષા કરવા નીકળ્યા તેનું કારણ જમનારા સત્યવાદી થયા તેજ છે. ટુંકામાં આ વખતે તો ન્યાતિલાઓએ સત્યનેજ શિક્ષા કરવાનો હેતુ રાખ્યો હોય, તેમ પરિણામ ઉપરથી લાગે છે !

હવે સવાલ એમ ઉદ્ભવે છે કે, ન્યાતોના આટલા અન્યાય છતાં,-જ્ઞાતિઓથી સહેવાં પડતાં અનેક દુઃખો સહન કરવા છતાં અને લગભગ પચાસ વર્ષની અંગ્રેજી કેળવણી છતાં, ન્યાતીનું જોર તેનું ને તેનું જ જોવામાં આવે છે: તેનું કારણ શું ? કેળવાયેલા પુરૂષોમાંથી ન્યાતોમાં માનનારાઓ બહુજ થોડા છે. છતાં શા માટે ફક્ત સો ગુજરાતી સ્ત્રીપુરૂષોએજ હાજરી આપી ? આ સંખ્યા કોઈ પણ રીતે બહુ કહેવાય નહિ લાખોની મુંબઇની વસતીમાંથી આટલાજ માણસોએ ભાગ લીધો તે કોઇ પણ રીતે " બ્રધર હુડ "ના જમણની ફતેહ કહેવાય નહિ. જે લોકોએ તેમાં હિમ્મતથી ભાગ લીધો હતો તેઓ કદાચ કહેશે કે આ સંખ્યાની ગણત્રીમાં બીનકેળવાયેલા વર્ગને ગણત્રીમા લેવો ન જોઈએ કદાચ તેઓ કહે તે કબુલ રાખીએ તોપણ તેઓને એટલું કબુલ કર્યા વગર ચાલશેજ નહિ કે, આ સંખ્યા મુંબઈની કેળવાયેલી વસ્તીના પ્રમાણમાં પણ ઘણીજ ઓછી છે આશરે પચાસ વર્ષની યુનીવર્સિટીની કેળવણી પછી, તેમજ ત્રીશ વર્ષના સામાજીક સુધારકોના પ્રયાસો લક્ષમાં લેતાં, આ સંખ્યા ઘણીજ ક્ષુદ્ર દેખાય છે. તેનું શું કારણ હશે, વારૂ ? મને તો એમ લાગે છે કે જેમ આત્મા વગર દેહ કાષ્ટવત્ છે, તેમ દરેક સંસ્થા પણ આત્માના અભાવે નિર્જીવ રહે છે અને પ્રગતિ કરવા અશક્ય નીવડે છે. સંસ્થામાં આત્મા મૂકવા માટે સંસ્થાપકોમાં સંપૂર્ણ આત્મભોગની જરૂર છે પશ્ચિમના રાજ્યદ્વારી વિચારોએ આપણા ઉપર સંપૂર્ણ રીતે કેળવાયેલાઓમાં અને કેટલેક અંશે બીનકેળવાયેલાઓમાં પણ સારી છાપ બેસાડી છે અને તેનું કારણ આ વિચારો આપણને બક્ષનાર ભારત વર્ષના સ્વદેશાભિમાની પુરૂષોનો આત્મભોગજ છે. આપણા સમસ્ત દેશમાં અસંખ્ય માણસોએ રાજ્યદ્વારી જાગૃતિ પ્રગટાવવા પ્રયાસ

કરી આત્મભોગ આપ્યો છે તે સર્વના નામ સ્મરણ કરી આ લેખ લંબાવવા કરતાં આપણા ઇલાકાના હયાત પુરૂષો પૈકી લોકપ્રિય દાદાભાઈ, તીલક, તથા ગોખલેનાં નામ હાલને માટે બસ છે. આ ઉપરાંત સ્વર્ગસ્થ તથા હયાત બીજી અનેક વ્યક્તિઓએ રાજ્યદ્વારી ચળવળ વધારવા જાતિ ભોગ આપ્યો છે અને આપણી થોડી ઘણી રાજયદ્વારી જાગૃતિ તેનેજ આભારી છે.

તેવીજ રીતે પાંચ વર્ષના ટુંક સમયમાં રા. શીંદેએ અસ્પૃશ્ય જાતિના ઉદ્ધાર માટે એક માણસ આત્મભોગથી કેટલું કરી શકે તે બતાવી આપ્યું છે. આ ફત્તેહનું જાદુ સંસ્થાપકોએ તેમની સંસ્થાઓને અર્પેલા પોતાનાં જીવનનાજ પરિણામમાં છે. મારી અલ્પ માન્યતા પ્રમાણે મી. શીંદેનું કાર્ય જ્ઞાતિબંધન તોડવા કરતાં વધારે દુર્ગમ છે, છતાં પણ મી. શીંદે તેમાં ફાવ્યા તેથી. હું એટલાજ અનુમાન પર આવી શકું છઉં કે જ્ઞાતિ બંધનનાં દુઃખો નિવારણ કરવાની દાઝ સત્ય રીતે કોઇ સુધારકના હૃદયમાં નથી અને તેથી કોઇ પણ સુધારક વ્યક્તિ પોતાની આખી જીંદગીનો ભોગ તેમની સંસ્થાને આપવા તૈયાર નથી. જેને લઇને તે સંસ્થા નિર્જીવ, શુષ્ક અને આત્માવગરની માલુમ પડે છે ! મારી અલ્પ મતિ પ્રમાણે જો ફક્ત એકજ વ્યક્તિ ગામે ગામ અને શહેરે શહેર ભટકી મેમ્બરો ( સભાસદો ) એકઠા કરે અને દરેક જુદા જુદા ગામમાં જ્ઞાતિ વિરૂદ્ધ નાની મોટી સંસ્થાઓ સ્થાપે, તો જરૂર સો કુંટુમ્બો તો શું પણ સો હજાર કુટુમ્બો તે સંસ્થાઓમાં જોડાય. પરન્તુ આ કાર્યને માટે સ્વાર્થ ત્યાગી, હિંમતી અને કેળવાયેલા એકાદ બે વ્યક્તિના જીવનની જરૂર છે. અને આવી કોઇ પણ વ્યક્તિ નહિ હોવાથીજ આવી ઉત્કૃષ્ટ સંસ્થાઓ ઉપર પણ લોકોની શ્રદ્ધા બેસતી નથી. તેમજ આ સંસ્થાઓ માત્ર જ્ઞાતિઓમાં ખળભળાટ કરવા સિવાય કંઇ પણ સંગીન કામ કરી શક્તી નથી. અને સંસ્થા વિરૂદ્ધ લોકોને બોલવાનું કારણ મળે છે કે સુધારકો "પેટના બળ્યા ગામ બાળે છે !" એટલે કે જેટલા જ્ઞાતિબહાર રહેલા છે, તેઓ પોતાને માંટે જ્ઞાતિ વિરૂદ્ધ સંગમદ્વાર ખુલ્લું કરે છે.

ઇશ્વર ઇચ્છાથી આપણા ઉપર આ અંગ્રેજી રાજ્ય છે અને તેને લેઇને આવા કાર્યમાં તેઓ આપણાથી ઘણા આગળ વધેલા હોવાથી આપણને તેઓ તરફથી સહાનુભુતિ મળે છે. જો હિંદુ રાજ્ય હોય તો હું ધારૂં છઉં કે આવી જાતના સામાજીક વિપ્લવ કરનાર ખિલચાલો દાખલ કરવાને માટે રાજ્ય તરફથી પણ ભારે વિરૂદ્ધતા દર્શાવાઈ હોત. સુભાગ્યે આવું નથી; તે છતાં પણ આપણા હાલના સુધારકોમાં સંપૂર્ણ હૃદયની લાગણી અને નિડર હિમ્મત ધરાવતી કોઇ પણ વ્યક્તિ નથી. તેઓ તો ઐહિક મોજશોખ અને માનનાં સાધનો પોતાને અને પોતાના કુટુમ્બને માટે મેળવવા વાસ્તે લક્ષ્મીના પુજારી થઈ રહે છે; અને બીચારી અજ્ઞાન જ્ઞાતિઓને અને રાંક હિંદને "કન્ઝરવેટિવ," "ઓર્થોડોક્સ" ( સંરક્ષક અને જૂના વિચારવાળા ) આદી શબ્દોથી સુધરેલી ઢબમાં ગાળો દે છે ! વિલાયત આદીનાં દ્રષ્ટાન્તો આપી—ત્યાંના લોકો કેવા આગળ વધેલા છે તે બતાવવા પ્રયાસ કરવામાં આવે છે; પરન્તુ ત્યાંની માફક હિંદુસ્થાનના દરેક સ્ત્રીપુરૂષોને કેળવવા તે તેઓ પોતાની ફરજ સમજતા નથી. સુધારકો "વિધવા વિવાહ" વિગેરેના સુધારા કરવા ઠરાવો પસાર કરશે પણ તે પ્રમાણે ચાલવાનું કેટલામાં જોઇએ છીએ ? અને એવા માત્ર ઠરાવો કરવામાં પણ જેઓ ધામધૂમ કરી મૂકશે તેઓ ઓ. ગોખલેનાં "કેળવણીના બીલ" ને ટેકો આપવાની સભાઓમાં હાજર રહેવા ફુરસદ લેશે પણ નહીં ! કેળવણી વિના સુધારો કરવો અશક્ય છે. તેવો સુધારો કરવાનો પ્રયાસ કરવો नास्ति मूलं कुतः शाखा ( મૂળજ નથી તો શાખા ક્યાંથી હોય ? ) એના જેવું છે ! સર્વ અગ્રગણ્ય સુધારકોને પ્રથમ તો એજ વિનંતી છે કે પ્રથમ તેઓએ કેળવણીનો વિષય હાથ ધરવો. પ્રજાના મોટા ભાગે કેળવણી લેવાથી રજ્જુને સર્પ ધારતા રૂઢી સેવકો જ્યારે જ્ઞાનનો પ્રકાશ પામશે ત્યારે તેઓની ભ્રાંતિ આપોઆપ દૂર થશે. ઉપસંહારમાં જણાવવાનું કે, એક રૂપીઓ આપી શંખુમેળામાં હૃદય વગર જમી આવવું, તે વિશીમાં કે હોટેલોમાં જમ્યા બરાબર છે ! ત્હેનું પરિણામ માત્ર અજ્ઞાન જ્ઞાતિઓ જે ઉશ્કેરવા શીવાય બીજું કાંઈ આવી શકે નહિ અને તેથી કાંઇ લોકોમાં ખરો સુધારો થાયજ નહિં. માટે સુધારકોએ પોતાનાં બાળકોને યોગ્ય કેળવણી

આપી યોગ્ય ઉમ્મરે જ્ઞાતિભેદથી ડર્યા શીવાય લગ્ન કરવા છુટ આપવી કે જેથી કરીને જ્ઞાતિ એની મેળે દુર થવા ઉપરાન્ત કેળવણીની અભિવૃદ્ધિ થશે અને તેમનાં બચ્ચાંઓ આ સંસારમાં સુખનો પુરેપુરો લ્હાવો લઇ ભવિષ્યમાં ઘણી સારી સંતતિ પેદા કરવા કારણભૂત થશે. પરંતુ આટલેથીજ તેમની ફરજ અદા થતી નથી.. તેમણે પ્રજા સમૂહને અને ખાસ કરીને સ્રીવર્ગને બને તેટલી છુટથી કેળવણી આપવી, કે જેથી તેમના કામમાં પરિણામે બહુ સુગમતા થશે. એક સમયે જે દેશ વિદ્યા કળા ને વ્યાપારમાં, નીતી, ધર્મ, દયા ને ભ્રાતૃભાવમાં સર્વોપરિ હતો, તે આપણા આર્યાવર્ત્ત દેશમાં જો આધુનિક વહેમો, અંધશ્રદ્ધા અજ્ઞાન, ને કલ્પિત રૂઢીઓ હોત તો તે કદી પણ તેવું સર્વોપરિ પદ સંપાદન કરી શકતે નહિ. જે જે દેશોમાં જાતીભેદ નથી તે તે દેશોમાં પણ ગુણકર્માનુસાર ઉચ્ચ નીચનો પંક્તિભેદ માલૂમ પડે છે; તો પણ વિદ્યા બુદ્ધિ ને સદ્ગુણથી શ્રેષ્ઠતા મળે છે ને વિશ્વામીત્રની માફક વિદ્વતાથી બ્રહ્મર્ષી થવાય છે.

માંહો માંહે કુસંપ, દ્વેષ, વેર, ને કલહ, એજ આપણાં આર્યાવર્તની પડતીનું કારણ ઈતીહાસ જોતાં માલુમ પડે છે, માટે સર્વ જ્ઞાની સુધારકોને અને જ્ઞાતિજનોને વિનતી છે કે, ત્હેમણે જ્ઞાનથી, વિદ્યાથી, ધૈર્યથી, વિવેકથી ને સમજથી પોતાની સ્થીતીમાં દેશ કાળ ને સમયને અનુસરીને કરવો જોઈતો સુધારો અવશ્ય કરવોજ જોઇએ.

(મુંબાઇ) —સૌ. જ્ઞાનમણિ.

## ૪. આર્યન બ્રધરહુડનું પ્રીતિભોજન.

હું આશા રાખું છું કે આ લેખ વાંચ્યા પછી મારા વાંચનાર બંધુઓ અને બહેનો પુખ્ત વિચાર કર્યા પહેલાં ઉતાવળથી નિર્ણય કરવા દોડી જશે નહિ. એ બહુ દિલગીરીની હકીકત છે કે, પહેલેથી પ્રીતિભોજનના શુભ હેતુઓનો બુદ્ધિપુર્વક અનાદર કરવામાં આવ્યો છે અને જેમની પાસેથી આવા સ્તુત્ય કામને માટે મદદ અથવા આશ્રયની આશા રાખી હતી, તેઓ પાસેથી તે મળી શકી નથી.

આર્યન બ્રધરહુડના હેતુઓ જાણીતા છે. આપણા હિંદુસ્થાનને જો કોઈ પણ એક વસ્તુએ લાભની સાથે, તેના કરતાં પણ વધારે ગેરલાભ કર્યો હોય તો તે ન્યાતનું બંધારણ છે.'આ ન્યાતી બંધારણની સખ્તાઈ આખા હિંદુસ્થાનમાં સૌથી વધારે ગુજરાતમાં છે. એનેજ પરિણામે જ્યારે દક્ષિણી ન્યાતોમાં કાંઈ બૂમાટ કિંવા પોંચાટ નહિ થયો, ત્યારે આપણાં ગુજરાતીપત્રો અદ્ભુત શૂરાતનથી બિચારા બ્રધરહુડની સામે તુટી પડયાં અને એક રીતે કહીએ તો ન્યાતોને પ્રીતિભોજનમાં ભાગ લેનાર સામે ઠરાવો ઉપર ઠરાવો પસાર કરવાની ફરજ પાડી!

આર્યન બ્રધરહુડના ઉદ્દેશ મિ કિશનલાલ દફતરી અને સર નારાયણરાવ ચન્દાવરકર તરફથી સ્થાપિત થયા છે. નામદાર ગાયકવાડ મહારાજ તેના સભાસદ છે. આર્યસમાજ જે કામ ધર્મને નામે કરે છે, તેવું કામ ધર્મને આગળ કર્યા શિવાય કરવું એવા કાંઈ વિચારથી આ મંડળ ઉભું કરવામાં આવેલું છે. તેનો હેતુ કાંઈ પણ રીતે અપવિત્ર નથી, જેની સાબીતી તેમાં રાખેલી તદ્દન વનસ્પતિના ભોજન અને અન્નાહારની ગોઠવણમાં છે. એટલે જો કે ન્યાતિભેદ રાખવામાં આવતો નથી, પણ બીજી બાજુપર મદ્યમાંસાદિ હાનિકારક ચીજો પણ તેમાં દાખલ થઇ શકતી નથી.

હવે તેના જે દોષ કાઢવામાં આવ્યા છે. તે બે છે. એક તો બધા હિંદુઓ સાથે બેશીને જમ્યા; અને બીજો એમાં અસ્પ્રર્શ્ય ગણાતી ન્યાતોના બે ગૃહસ્થોએ આપેલી હાજરી 'મુંબાઈમાં વસનાર માણસને આ બંને બાબતો બહુ અચંબો ઉપજાવનારી તકરારો તરીકે માલુમ પડયા વિના નહિ રહે.

મુંબાઈમાં હરહંમેશ જૂદી જૂદી ન્યાતીનાં માણસો વીશીઓમાં, હોટલોમાં, ઇરાનીની દુકાનોમાં સાથે બેશીને ખાય છે, પીએ છે કોમ કોમનાં ખાણાંમાં પણ ભાગ લેવામાં લોકો માન સમજે છે. તો પછી આ પ્રીતિભોજનમાં વિશેષ શું હતું! બ્રાહ્મણો રાંધનારા હતા અને જમનારા એક બીજાની પત્રાવલીમાંથી ખાતા નહોતા. અસ્પર્શ્ય કોમનાં આદમીઓ સાથે લોકલ (ટ્રેન)માં નિત મુસાફરી કરીએ છીએ, અને ઘેર જઈ નહાતાં નથી. લાંબેની મુસાફરીમાં ખાઈએ, પીએ છીએ, છતાં બીલકુલ અભડાતાં નથી અને મુકામ પર જઇ સામાન બોળીને નહાતાં નથી!

જ્યારે દુનિયાંમાં બધા ધર્મોમાં બીજા ધર્મનાં માણુસોને આવવાને માટે દરેક રીતની સગવડતા કરી આપવામાં આવે છે, ત્યારે કમનસીબ હિંદુ ધર્મ અને હિંદુ કોમ પોતાનાં સંતાનોને પણ ખાવા પીવાની નજીવી ભાંજગડો ખાતર પોતાના વાડામાંથી ધકેલીને બહાર કાઢી મૂકે છે. જો કોઇનું તે લોકો ખાતા પીતા નહોત તો હું તેને ' નજીવી ભાંજગડ '' ન કહેત. પણ ખાનગીમાં બધા બધાનું ખાય છે, પીએ છે; અને બહાર માત્ર જે ઢોંગ ચલાવવામાં આવે છે, તેને ખાતરજ બહુ દિલગીરી થાય છે. દુનિયાંમાં બધેથી ન્યાત ગઇ છે, તે હિંદુસ્થાનના એક ખૂણામાં પણ-આવા ઢોંગ સોંગથી પણ-ક્યાં સુધી જળવાઈ રહેશે ? વિલાયત, દક્ષિણ આફ્રિકા, જાપાન, વગેરે ઠેકાણે જનારાઓમાં હિન્દુ મુસલમાનનો ભેદજ નથી એ ન્યાતવાળા ક્યાં નથી જાણતા ? જગન્નાથપુરીમાં હલકી કોમના હિંદુના હાથનું ઉંચા બ્રાહ્મણો પણ ક્યાં નથી ખાતા !. બંગાળામાં બ્રાહ્મણો મચ્છાહારી છે, ઘણી જગોએ બ્રાહ્મણો મદ્યમાંસનું નૈવેદ્ય દેવને ધરે છે, વામ માર્ગવાળા તે બધું ખાય છે એટલુંજ નહિ પણ તે ખાતી વખત ન્યાતિભેદ ગણતા નથી, વૈષ્ણવોમાં પણ પ્રસાદને માટે ન્યાતિભેદ નથી ગણાતો, ઢેડનું બનાવેલું સોડા લીંબુ આપણે પીએ છીએ, તથા સાહેબ લોકો જે અસ્પર્શ્ય ન્યાતીમાંથી નોકર રાખે છે તેમને આપણે કાંઈપણ છોછવગર અડીએ છીએ, અને મુંબાઈમાં ઘણા ખરા એક બીજાનું ખાય છે, પીએ છે ! આ બધું શું બતાવે છે ? તે એજ બતાવી આપે છે કે હવે ન્યાતી બંધારણ લોખંડી સાંકળો બાંધ્યે પણ રહેવાનું નથી. અને હિંદુ કોમ એટલાં માણુસોને પણ બહુ પજવણી શરૂ રાખ્યેથી ખોશે. મિ. બાલુ જેવા માણસને કોઇ પણ કોમ પોતાનામાં ગણવાને તૈયાર થાય, તેમને આપણે અસ્પર્શ્ય છે એમ કહી દૂર કરીએ છીએ, એ આપણી ગૃહસ્થાઈ અને આભાર બુદ્ધી છે.

ન્યાતોનું બંધારણ ધર્મ ઉપર આધાર રાખતું નથી; આ વાત આર્ય સમાજના વિદ્વાનોએ પૂરતી રીતે સાબીત કરી આપી છે.

जन्मना जायते शूद्रः संस्कार् द्विज मुच्यते । એ વાક્ય પણ આ વાત સાબીત કરી આપે છે. વેદ ભગવાનના મ્હોંમાંથી બ્રાહ્મણ, હાથમાંથી ક્ષત્રિય, પેટમાંથી વૈશ્ય, અને પગમાંથી શૂદ્ર પેદા થયા; આમ શાસ્ત્રમાં લખેલું છે. તો પછી ભગવાન કેમ ન અભડાયા, કે કેમ ન વટલાયા ? એટલે ખરૂં બોલીએ તો ધર્મનું નામ ન્યાતિબંધન માટે જે લોકો લે છે, તે જૂઠું બોલે છે.

જેમ ધર્મ ઉપર નથી, તેમ ન્યાતિ બંધારણનો આધાર નીતિપર પણ નથી. કારણ કે દરેક માણસને પોતાને દુનિયાંમાં સરખું સ્થાન, સરખો લાભ, સરખી અનુકુળતા મેળવવા હક છે.

આટલાં બધાં કારણો ન્યાતિઓની સામે હોવા છતાં, એક પ્રીતિભોજનમાં નામ આવ્યાં તેથી આટલો બધો બોબાટ મચી રહ્યો તેનું શું કારણ હોવું જોઇએ ? મારા પ્રિય વાંચનાર જેઓ લગભગ બધાને મારૂં કહેવું રૂચતું નહિ હશે તેઓ મને માફ કરશે પણ હું તો તેને ધર્મનો ઢોંગજ માનુંછું. આપણામાં કહેવત છે કે લાડુ ન અભડાય અને શાક અભડાય ! એટલે કે જે ચીજનો ઉપાય નજરે ન પડે તે કરવા જઈએ તો કરવીજ પડે. દાકતરને ત્યાંથી ગમે તેવા પદાર્થ ખાવાપીવાજ પડે. પણ તેની સાથે એવું કાંઈ દેખીતી રીતે ન થાય. ન્યાતીના આગેવાનો પારકાં માણસોને દરિયાપાર જઈ આવ્યા માટે સખ્ત સજા કરવા તૈયાર થશે પણ પોતાનાં સગાંને તે ઓછામાં ઓછી થશે. અત્યારે જ્યાં સુધી ફરજ નથી પડી ત્યાં સુધી આવા હોબાળા ચાલશે. પણ હવે તેના પણ દિવસ ભરાઇ ચુકયા છે. ન્યાતીઓ સમજશે નાહ, તો તેનો થોડા વખતમાં નાશ નક્કી છે.

ન્યાતીઓ સંભાળી રાખવા લોકો આટલો બધો આગ્રહ કેમ કરતા હશે, એ પણ વિચારવા જેવી વાત છે. ધર્મનું તો નામજ છે એ આપણે જોયું. તેનાં મુખ્ય કારણ બે છે. એક તો મોટાઇનું ખોટું અભીમાન છે. તેઓ એમ માને છે કે જેમ પોતે બીજાનું ન ખાય અને બીજા પોતાનું ખાણું ખાય તેમ પોતે ઉંચા અને પોતાની ન્યાત વડી છે. બીજું છોકરીઓની આપલેની કેટલીક સગવડ ન્યાતોને લીધે છે. ઘણી રીતે પોતાનાજ બંધારણમાં પુત્રીઓ પરણાવવાથી જેની સાથે પરણાવવાની તેની પસંદગી કરવી મુશ્કેલ છે, છતાં તે મુવાન વિષે દરેકે દરેક હકીકત જાણી શકાય છે.

એટલે અંધારામાં ભુસકો મારવો પડતો નથી પણ ન્યાતના આગેવાનોનું આ કારણ નથી. તેઓનાં છોકરાં ઘણું કરીને થોડું ભણેલાં હોય છે, તો તેમને જેવાં પોતાને મોટા ગણતા ન્યાતીલા ઉમંગથી પરણાવે તેવાં એ ન્યાતો વાળાને બીજેથી પણ સારા માણસો મળતા હોય તો કુદરતી રીતે ન પરણાવે. આજ પ્રમાણે બીજા બધા ન્યાતવાળાનું પણ આપણે તપાસીશું તો નજરે પડશે.

આર્યન બધરહુડનો હેતુ સારો હતો, એ વિશે મારા મનમાં તો એ મત બીલકુલ નથી. તેમ જમનારા જુદા જુદા બેસીને જમ્યા હતા તેથી જેને ન્યાતો વટાળ માને છે એવું પણ કાંઈ હોવું જોઇએ નહિ. પણ ન્યાતોના ત્રાસ આગળ ઘણા જમનારાને માફી માગી ન્યાતોની દયા લેવી પડી છે, એ દિલગીરીની વાત છે. આને હું પાછા પગલાં માનવા ના કહું છું. કારણ પોતાનાં સગાં વહાલાંથી જુદાં પડવાનું, અને તે ફક્ત ખાવા ખવડાવવાના કારણસર, તે પણ કદાચ બહુ ગંભીર કારણ મનાય. પણ ક્યારે કે એ માફી માગનારા કદી પણ પછી બીજા સાથે ભોજન લે નહિ ત્યારે પણ એ બનવું અશક્ય છે મુંબાઈમા શું ચાલે છે તેનો જેને અનુભવ છે તે તો એ માની શકશેજ નહિ. ત્યારે શું એમનું એમજ ચાલશે ?—ના. હવેના પાંચ કે દશ વર્ષ પછીના પ્રીતિભોજનમા આ વખતનો બદલો જરૂર વળશે.

( રાજકોટ. ) —સૌ. આર્યભગિની.

---

# વિવિધ-વિચાર.

## ૧. દુષ્કાળના અનુભવથી મળતું શિક્ષણ.

### ( દુકાળની આફતમાં ઢોરો તથા લોકોની સ્થિતિઃ ગામડાંઓમાં વસતી પ્રજાની દયાજનક સ્થિતિઃ દેશના લોકોને મજબૂત અપીલઃ )

ગઈ સાલમાં આપણા ગુજરાત કાઠિયાવાડમાં પડેલા દુકાળમાં જેમ બને તેમ એક મનુષ્ય તરીકેની ફરજ બજાવવાને મેં હિમ્મત કીધી હતી. આવા પ્રસંગે તેવા દુઃખી પ્રાણીઓને મદદ કરવાને મારી તરફથી ફંડ ઉઘાડવામાં આવ્યું હતું. જેમાં જાહેર પ્રજા તરફથી રૂપીઆ વીસ હજારની મદદ મળી હતી. મર્હુમ મી. એન. એમ. વાડીઆ ફંડના ટ્રસ્ટીઓએ મારી દુકાળ પીડિત વિભાગોની મુસાફરી દર્મિયાન ઢોરો તથા ગરીબ નિરાધાર લોકો અને સ્ત્રીઓને અનાજ કપડાંની મદદ કરવાને રૂપીઆ પાંચ હજારની રકમ મારી ઉપર મોકલી આપી હતી. તેમજ મુંબાઇના માજી શેરીફ મી. નરોતમ મોરારજી ગોકલદાસે ઉઘાડેલા દુષ્કાળ ફંડમાંથી રૂપીઆ બે હજાર મારી ઉપર મોકલી આપ્યા હતા. આટલો પ્રયાસ થતાં બને તેટલાં શહેર કે ગામડાંઓમાં જાતે જઈ ત્યાંની સ્થિતિ નજરેનજર નિહાળી ઢોરોને ઘાસ અને ગરીબ નિરાધાર લોકોને કપડાં-અનાજની બનતી મદદ કરવાને જ્યાં ત્યાં ફરવાનું સાહસ કરવામાં આવ્યું હતું. આવું મુશ્કેલ કામ ઉપાડી લેવામાં હું ઇશ્વરનો આભાર માનું છું કે તે દયાળુ પ્રભુએ મને આવે વખતે હિમ્મત અને શક્તિની બક્ષિસ કરી:—

પ્રથમ પંચમહાલ તાલુકામાં મુસાફરી કરવાને મારી સાથે ચાર હિમ્મતવાન બાનુઓ તૈયાર થયાં હતાં.–જેમાં એક કેળવાયેલાં ગૃહસ્થ પારસી બાનુ, બે લુવાણા બાનુઓ અને એક દક્ષિણી બાનુ હતાં—એકવીશ દિવસ અમોએ પંચમહાલ તાલુકામાં મુસાફરી કરી હતી. ત્યાર પાછી ગુજરાતમાં પચીશ દિવસ બીજા બે હિંદુ બાનુ સાથે મેં મુસાફરી કરી

હતી. જેમાં પંચમહાલની ટૂકડી જે સાથે હતી તે બાદ કરવામાં આવશે. ત્યાર બાદ કાઠિયાવાડમાં મેં ફક્ત એક લુવાણા બાઇ કે જેઓ પંચમહાલમાં મારી સાથે હતાં તેમની સાથે લગભગ એક મહિનો મુસાફરી કરી હતી. આ પ્રમાણે જૂદાં જૂદાં ઇલાકાઓમાં પૃથક પૃથક આશરે ત્રણ મહિના દુકાળ પીડીત વિભાગોમાં મુસાફરી કરવામાં આવી હતી. શહેર કે નાના ગામડાંઓના મુલાકાત લઇ જેમ બને તેમ આવા દુકાળના બારીક પ્રસંગે તેઓને કેમ રાહત મળે તેવા ઉપાયો લેવાને અમારાથી બનતી કોશિસ કરતાં હતાં. જેનો રિપોર્ટ વિગત મુસાફરી પૂરી કીધાં બાદ બહાર પાડવામાં આવી છે. જેમાં ઉપરની મૂખ્ય બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે સંપૂર્ણ વીગતો એકદમ બહાર પાડવાનું અનુકૂળ નહિ લાગવાથી પ્રસંગોપાત કેટલીક બીનાઓ જાહેરમાં મૂકવામાં યોગ્ય ધારવામાં આવ્યું છે. આટલું છતાં **સુન્દરી સુબોધ** માસીક પત્રના તંત્રીના ખાસ આગ્રહથી તે દુકાળ પીડીત વિભાગોની મારી મુસાફરીનો થોડોક અનુભવ રજુ કરૂં છું. હવે તે વખતે અમારા અનુભવ પ્રમાણે લોકો કરતાં વધારે દુઃખદાયક બીના તો એ હતી કે બિચારા મૂંગા પ્રાણીઓની સ્થિતિ ઘાસ અને ખોરાકની તાણને લીધે ભય ભરેલી દીસતી હતી. આવા ભૂખમરાથી સંખ્યાબંધ ઢોરોનો વિનાશ થતો અને જે જીવતાં હતાં તે દુર્બળ અશક્ત અને તદન હાડકાં ચામડાં જણાય તેવી સ્થિતિ ઉપર જણાતાં હતાં. આ ઉપરથી એમ નથી માની લેવાનું કે ફક્ત ઢોરોનીજ સ્થિતિ દુઃખી હતી—પણ તેની સાથે તેના માલીકો તેમજ ત્યાં વસતાં ગરીબ લોકોની હાલત પણ દુઃખીજ જણાતી હતી. વિશેષ મુસલમાન પડદેનશીન સ્ત્રીઓ તેમજ હિંદુવિધવા સ્ત્રીઓ કે જેઓ પોતાના બાળકો સહિત જીંદગી નિભાવવાના સાધન વગર અતિશય મુંઝવણ ભોગવતી માલમ પડતી હતી. આ તમામ લાજ આબરૂદાર અને મધ્યમ વર્ગની સ્ત્રીઓની સ્થિતિનો ચિતાર અમારી નજરે પડતાં અમારૂં હૃદય ઘણું ભરાઇ આવતું -અને કેટલીક જગ્યા તો એવી હતી કે તેવા દેખાવથી અમારી આંખમાંથી આંસુ પણ ખરતાં અને પ્રભુને અરજ કરતાં કે હે દયાળુ ! અમો આ લોકોને શું મદદ કરી શકીએ ! તું મદદ કર ! અને તેઓને નિભાવ ! બિચારા ઢોરો ઉપર તો મોટી આફત આવી પડી હતી. નાનાં ગામડાંઓમાં બળદ ગાડાંઓમાં બેસી અમો મુસાફરી કરતાં—સંખ્યાબંધ ઢોરોને જ્યાં ત્યાં જંગલોમાં ( ટોળા બંધ ) ઉભેલાં જોતાં—ઘાસ વગર ટળવળતાં હતાં—અને પગ છતાં ખોરાક વગર દુર્બળ સ્થિતિમાં જમીન ઉપર પડી ભૂખમરાથી મરણને શરણ થતાં. હતાં. સંખ્યાબંધ ઢોરો ઝાડની ડાંખળીઓ અને પાલા ઉપરજ નિભતાં હતાં.— આ પ્રમાણે ઢોરોને મરતાં ગુમાવી ઘણાં માલિકો દયા ઉપજે તેવી સ્થિતિમાં આવી પડેલાં દીસતાં હતાં —જેઓનું ગુજરાન–પોષણ અને ખેતીવાડીનો તમામ આધાર—એવા ઢોરોની સંખ્યાનો નાશ થતો જોઇ ગાભરા અને ચિંતાતુર જણાતાં હતાં. નાનાં નાનાં ગામડાંઓમાં જવા આવવાને તેમજ ઘાસ વગેરે ભાર લઇ જવા લાવવામાં બળદ વગર અથવા તો બળદોની દુર્બળ સ્થિતિએ લોકો કફોડી હાલત ભોગવતાં હતાં. પોતાના ઢોરોને નિભાવી રાખવામાં માલીકો પોતાનું પેટ અડધું ભૂખ્યું રાખી જેમ બને તેમ આવે વખતે ઢોરોના જાન બચાવવા જીવતોડ મહેનત કરતાં અમોએ જોયાં હતાં. આ વખતે ઘણાં ખરાં ઇલાકાઓમાં ઘાસની નીપજ તદન જુજ વિસ્તારમાં હોવાથી અસંખ્ય સંખ્યા ધરાવતાં ઢોરોને નિભાવી રાખવામાં ઘાસની તંગીથી ઘણી મુશ્કેલીઓ ઉભી થતી જણાતી હતી. આવે વખતે પહોંચી વળવાને ગમે

ત્યાંથી સેળભેળ કરી ઘસી મુસીબને આવતું ઘાસ—સંખ્યાબંધ ઢોરોને માફક નહિ પડતું હોવાથી તેવાં ઢોરો સુંઘીને નહિ ખાતાં પડતું મૂકતાં હતાં. અને ભૂખ દુઃખથી ટળવળીને અશક્ત અને દુર્બળ થઇ મૃત્યુ થતાં અમો નજરે જોતા હતા. ઇલાકાના ઘણાં ગામડાંઓમાં લોકોના નિર્વાહ અને સ્થિતિનો આધાર આવા દુઝણાં મહેનતું અને જોરાવર ઢોરો ઉપરજ હોય છે. આવી સંખ્યાનો નાશ થતાં તે લોકો બિચારા નિરાધાર થઇ પડયાં હતાં. વરસાદની અછતને લીધે ખેડૂતો—અને તેવે પ્રસંગે ખેતરોમાં બહોળા વિસ્તારમાં કામ કરતી સ્ત્રીઓ અને લોકો પોતાનું ભરણપોષણ કરવાને કામકાજના સાધન વગર અશકત નીવડે એ દયા ઉપજે તેવી સ્થિતિ જણાય છે. આવા લોકોને વખતસર મદદ કરી તેઓને નિભાવવા માટે નામદાર સરકાર તરફથી અને રાજારજવાડા અને પ્રજાવર્ગ તરફથી બનતી કાળજી રાખવામાં આવતી જોઇ અમોને સંતોષ થતો હતો. મહેનતુ લોકોને રોજી આપવા જુદી જુદી જગ્યાઓએ તળાવો અને રસ્તાઓ બાંધવાના કામે લગાડેલાં અમોએ જોયાં હતાં. તેઓ સંતોષી અને આનંદી ચહેરે કામ કરતાં માલમ પડતાં હતાં. તેમાં સંખ્યાબંધ સ્ત્રીઓને કામે લાગેલી જોઇ તેમને કપડાં વગેરે અમો આપતાં હતાં અને તે તેઓને ઘણુંજ ઉપયોગી થઇ પડતાં હતાં. કેટલાંક ગામડાં એવાં હોય છે કે ત્યાં જઇ તે ગામડાંઓની સ્થિતિ જોવાને ખરાબ રસ્તાઓને લીધે ગાડાંઓ નહિ ચાલવાથી તેમજ પગે ચાલીને જવામાં પણ કેટલીક મુસીબતો હોવાથી એમજ સમજવાનું કારણ મળતું કે ત્યાંની સ્થિતિ વધારે ગંભીર અને દુઃખદાયક હોય એ સંભવિત છે. કારણકે તેવા ગામડાના લોકો અને સ્ત્રીઓ ત્યાંથી અમારા મકાન ઉપર હાજર થતી તે ઉપરથી અમારે કબુલ કરવું પડતું. વિશેષ અનાજ વગેરેની સખ્ત મોંઘવારીથી બિચારા રોજ મહેનત કરી રોજનું અનાજ લાવી પોતાનું અને પોતાની પ્રજાનું પોષણ કરનારી પ્રજાની સ્થિતિ ખરેખર જોતાં દયા ઉપજે તેવી જણાતી હતી; પણ વળી મધ્યમ અને ખાનદાન કુટુંબો કે જેઓ લાજ આબરૂમાં રીબાય છે. તેઓની સ્થિતિ ખરેખર એક ખુણામાં બેસી અફસોસ કરવા જેવી હતી. કેટલાક બચરવાળ હિંદુ, મુસલમાન વિધવા સ્ત્રીઓ, કેટલાંક અનાથ રખડતાં રઝળતાં બાળકોની સ્થિતિ નિહાળતાં અમારાં હૃદય ભરાઇ આવતાં. છેવટે આટલું ટૂંકાણમાં ઉપર ઉપરથી જણાતી હાલ તુરત આટલેથી બંધ કરી વળી કોઇ બીજે પ્રસંગે વધારે બીના પ્રજા સમક્ષ મૂકી તેના ઉપાયો યોજવાની અપીલ કરવામાં—ઢોરો તેમજ તેવા નિરાધાર લોકોની સ્થિતિ સુધારવાને હું ધારૂંછું કે દેશનો શ્રીમંતવર્ગ જરૂર મદદગાર બનશે. હિંદુસ્થાનમાં અગાઉની અને હમણાંની સ્થિતિમાં નામદાર સરકારની હકૂમત તળે લોકોના સુખ અર્થે અમલદારો અને અધિકારીઓ પોતાની યોગ્ય ફરજો બજાવતાં જોઇ, અમોને સંતોષ થતો હતો. આપણા દેશના લોકો કેળવણીમાં હજી ઘણાં પાછળ છે. ગામડાંઓમાં ભણવા ગણવાની સ્કૂલો મારફતે સાધનો ખીલવવાની જરૂર વિચારવામાં આવી છે. અને તેવી કેટલીક જગ્યાએ તેવા સાધનો જોઇ અમોને સંતોષ થયો છે. પણ કેળવણી ઘણી કીમતી—ભારે હોવાથી જે માબાપોના છોકરાઓ અભ્યાસ આગળ વધારવાને ઇચ્છા ધરાવતાં હોય છે તેઓ અગાડી જતાં ભારે બોજા સહન કરવાની શક્તિ નહિ ધરાવતાં હોવાથી ભણ્યાં ન ભણ્યાં જેવી સ્થિતિમાં મજુરી—મહેનત કરવા મંડી જાય છે. અને બુદ્ધિને અગાડી ખીલવી શકતાં નથી. નિશાળની ફી જુદી જુદી ચોપડીઓના વર્ષો વર્ષ થતાં ખર્ચ વગેરે કરવામાં આવી નિર્ધન પ્રજા કે જેઓ પેટમાં ખા-

વાને પણ પુરતું મેળવવા મુશ્કેલી ભોગવે તો પછી પોતાના બાળકોને આવી વરસોવરસ થતી મોંઘી કેળવણી આપવામાં પૈસાનો જથ્થો લાવે પણ ક્યાંથી ? આ સવાલ ઓછો અગત્યનો નથી ? આમ થવાથી સંખ્યાબંધ પ્રજા બીનકેળવાયેલી અને અજ્ઞાન રહે છે, અને પોતપોતાના વેપાર ઉદ્યોગમાં ઘણી પછાત રહે છે. કેળવાયેલું મગજ ધરાવનારી પ્રજા ભવિષ્યમાં યોગ્ય સુધારા વધારા માટે પ્રયાસ કરે એ કેળવણીનાજ પ્રતાપ સમજવા. આવા ગામડાઓમાં કે શેહેરમાં પ્રાથમિક શિક્ષણ ફરજ્યાત અને મફત કરવાની હીલચાલ શરૂ કરવામાં આવે તો ભવિષ્યમાં તેવા અજ્ઞાન લોકો બુદ્ધવડે પોતાનો નિર્વાહ સારી રીતે ચલાવી શકે. ફક્ત લોકોની બુદ્ધિ ખીલવવાની પ્રથમ જરૂર છે. આવા ગામડાઓ કે શહેરોમાં મૂક્તિફોજના માણસો સંખ્યાબંધ ફરતાં ફરે છે અને લોકોને સંતોષ, આરામ અને ધિરજ વડે કામ ધંધે લગાડી તેઓની દુઃખી સ્થિતિ સુધારવામાં અને પોતાના ધર્મનો ફેલાવો કરવામાં જેટલી જેહમત તે લોકો ખેંચે છે તેમાંની એક રતીપુર પણ આપણા દેશમાંથી નિઃસ્વાર્થપણે સેવા કરવા હિંદના સપૂતો બહાર પડશે ખરાં ? મારૂં–તારૂં કરી હુંજ સુખ ભોગવું એવી સ્વાર્થિ ઇચ્છામાં જીવનારા લોકો કાંઇ વિચાર કરશે કે કેમ ? "મૂક્તિફોજ"ની માફક કામ કરવામાં આપણા દેશના મહેનતુ વિદ્વાન લોકો જો શ્રમ ખેડે તો હુન્નર ઉદ્યોગ અને કારખાના વડે તેવા ગામડાંઓમાં દુઃખી થતાં લોકોને કામધંધે લગાડી એક મોટું આવકારદાયક કામ કીધું એમ ગણાશે. આટલું લખ્યાં છતાં હજી જાહેર પ્રજાને જણાવવાની ઘણી બાબતોનો સમાવેશ મૂકી દેવો પડ્યો છે. પણ વખતો વખત પ્રજાને જણાવવા અને તેવા સાધનો ખુલ્લા કરવા આપણે આપણી ફરજ બજાવવાને તૈયારજ રહીશું. લખવું, કહેવું કે બોલવું ઘણું સહેલ છે પણ કામ કરવાને તૈયાર થઇ જવું ઘણું મૂશ્કેલ છે. જણાવવાનું ખાસ એટલું છે કે આવા આળસુ, અજ્ઞાન, બુદ્ધિવગરના દેશના ખૂણાઓમાં વસ્તી પ્રજાને કેળવણી અને બુદ્ધિબળમાં ખિલવો:—

( મુંબાઇ. ) સૌ. જમનાબાઇ નગીનદાસ સક્કઇ.

---

## ૨. ટર્કી અને બાલ્કન રાજ્યો વચ્ચે લ્હડાઇ.

ટર્કીનો પ્રાચિન ઇતિહાસ, તેના મહાન્ રાજ્યોનો વિસ્તાર, તેનાં સૈન્યબળનાં પરાક્રમો અને ઇસ્તંબુલ ( કોન્સ્ટાંટિનોપલ ) ની જાહોજલાલી ઈતિહાસના અભ્યાસકો—વાંચકોથી અજાણ નથી. વળી તે ઉપરાંત ઇતિહાસનું દર્પણ આપણને બતાવે છે કે એક સયય એવો પણ હતો, કે જ્યારે લગભગ આખો એશિયાખંડ ઇસ્લામી રાજ્યથી વ્યાપ્ત હતો; અને આફ્રિકાખંડના ઘણાક ભાગ ઉપર ઈસ્લામી ધર્મ માનનારાઓની વિજય ધ્વજા ફરકતી હતી. અર્વાચિન સમયમાં વસ્તુસ્થીતિ ઉલટી માલુમ પડે છે. હમણાં યુરોપખંડમાં માત્ર તુર્કસ્તાન, અને એશિઆખંડમાં ફક્ત ઇરાન એ મોટાં ઇસ્લામી રાજ્યો છે. આ સિવાઇ અફઘાનિસ્તાન વગેરે રાજ્યો છે, પણ તે પ્રમાણમાં ઘણાં નાનાં છે

લગભગ ૧૯ મી સદીથીજ ટર્કીપર ભય ઝઝુમે છે. ઇટાલી સાથેની ટ્રીપોલી સંબંધી લડાઇનો શ્રમ ઉતર્યો પહેલાંજ ટર્કીને એક નવાં યુદ્ધમાં ઉતરવા જરૂર પડી છે. આ લડાઈમાં ટર્કીની સામી બાજુએ બાલ્કન રાજ્ય છે. રૂમાનીયા, બલ્ગેરીયા, સર્વિયા, મેસીડોનીઆ, અને મોન્ટીનિગ્રો મળીને બાલ્કન પ્રદેશ ગણાય છે. બાલ્કનપ્રદેશ યુરોપના અગ્નિ ખુણામાં આવેલું છે. તેની ઉ[illegible] [illegible]બ નામે મોટી નદી, તથા ટીમોક નામે નાની નદી આવેલી છે. પૂર્વમાં કાળો સ[illegible] ટર્કી અને પશ્ચિમે ડાન્યુબ નદીનો થોડો ભાગ તથા સર્વિયા આવેલું છે.

લડાઇ સળગવાનું મુખ્ય કારણ એ હતું કે બાલ્કન રાજ્યોએ અમુક પ્રકારના અગાઉના કોલકરારની રૂઇએ મેસીડોનીઆ નામના પ્રાંતને સ્વરાજ્ય આપવાની ટર્કી સરકાર પાસે માગણી કરી. ટર્કી મેસીડોનીઆમા ઘટતા સુધારા વધારા કરવા કબુલ થયુ પરંતુ તેને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આનાકાની કરી. આવી વર્તણૂંક બલ્ગેરીઅનોને અસતોષકારક લાગી અને લડાઇ શરૂ થઇ.

તે સિવાય સપ્ટેમ્બર ૧૯૧૨ ની ૯ મી તારીખે કેટલાક ટર્કીશ લશ્કરી સીપાઇઓએ સરહદ ઉપરના કારાટેપ નામના એક ગામમાં બે બલ્ગેરીઅન લશ્કરી અમલદારોને ઘેરી લઇને મારી નાખ્યા. આથી બલ્ગેરીઅનોએ સખત વાંધો ઉઠાવી ગુન્હેગારોને શિક્ષા કરવાની માગણી કરી. આ બનાવના સંબંધમાં કોન્સ્ટાંટિનોપલના બલ્ગેરીઅન એલચીએ પણ ટર્કી સરકારનું ધ્યાન ખેંચ્યુ હતું.

વગેરે નાનાં કારણોથી ચકમક ઝરવાની શરૂઆત થઇ. તો પણ તે અથવા એવાં બીજાં કારણો એટલાં નજીવાં હતાં, કે માત્ર તેજ કારણોથી લડાઇ ઉભી થવા સંભવ ઓછો હતો. પરંતુ તેનાં પ્રાધાન્ય–મુખ્ય બાબત મેસીડોનીઆના સ્વરાજ્ય બાબતનીજ હતી. આ લડાઇની શરૂઆત ૧૯૧૨ ના અકટોબર માસની ૪ થી તારીખે થઈ

આ લડાઈમાં ટર્કીશ લશ્કરના એડ્રીઆનોપલ વિભાગના સેનાપતિ અબદુલપાશા નામે સરદાર છે. તેમણે જર્મનીમાં યુદ્ધકળાની પ્રવિણતા મેળવી છે. લડાઈખાતાના વઝીર તરીકે હુસેનના ઝીમપાશા નામના એક વીરને નીમવામાં આવ્યા છે. અને સમગ્ર સૈન્યનું સેનાધિપતિપદ તેમને આપવામાં આવ્યું છે. તેમણે ફ્રેંચશાળામા " સેંટસીર " ખાતે લશ્કરી તાલીમ લીધી છે તે ઉપરાંત ટર્કીના નામદાર સુલતાનના ભાઇ પ્રિન્સ વાહીદ-ઉદ-દીન અને નામદાર સુલતાનના એક ભત્રીજ પ્રિન્સ અબદુલ રહીમ માતૃભુમિ દેશબન્ધુઓની ખાતર આ લડાઈમાં સ્વયંસેવકો તરીકે બહાર પડયા છે. આવા દેશવત્સલ વીરોને ધન્યવાદથી વધાવી લીધા વિના ચાલતું નથી.

બલ્ગેરીઅન લશ્કરના વડા અમલદાર જનરલ ફીએફ નામે છે. સર્વિયાના રાજા પીટર જાતે લડાઇમાં ઉતરેલ છે, જો કે તેના લશ્કરની સરદારી જનરલ પુટનિક નામના અમલદારને સોંપવામાં આવી છે. મોંટિનીગ્રો તરફથી રાજા નિકોલાસના પ્રિન્સ પીટરે સરદારી લીધી છે.

લડાઈ મોંન્ટીનિગ્રોની સરહદ ઉપરનાં " બ્રિરેન " નામના મથકે તથા પૂર્વ સરહદપર આવેલાં " સ્કુતારી " નામનાં સ્થાનપર ચાલે છે.

લડાઈમાં બીજી જાણવા જેવી હકીકત એ છે કે તેમાં ફ્રેંચ અને જર્મન લશ્કરી શાળાઓની કસોટી થશે કારણ કે ઘણાખરા ટર્કીશ સરદારો જર્મનો પાસેથી યુદ્ધકળા શીખેલા છે, અને મોટે ભાગે તેઓ જર્મન શસ્ત્રોનો ઉપયોગ કરે છે. ત્યારે બલ્ગેરીઅન સરદારો ફ્રેંચો પાસેથી યુદ્ધકળા શીખ્યા છે, અને ફ્રેન્ચ શસ્ત્રો વધારે વાપરે છે.

ઉપર કહેવાઇ ગયું છે કે ટર્કી એક ઈસ્લામી રાજ્ય છે. અને આપણા ભારતખંડમાં મોટી સંખ્યામાં ઈસ્લામી કોમ વસતી હોવાથી ટર્કીના લાભાર્થે અનેક ઠેકાણે સભાઓ ભરી, કમિટિ નીમી, તે દ્વારા ફંડની વ્યવસ્થા તે કોમના આગેવાન બન્ધુઓ તરફથી કરવામાં આવી છે.

કલકત્તામાં ઓ. મી ગુલામહુસેનના પ્રમુખપણા નીચે મોટી સભા ભરાઇ હતી. જેમાં કેટલાક હિન્દુ બન્ધુઓએ ભાગ લીધો હતો, અને મિ. જીતેંદ્રલાલ બેનરજી નામના હિન્દુ સદ્ગૃહસ્થે સભામાં એક દીલસોજી ભરેલું ભાષણ કર્યું હતું

રંગુનમાં વિક્ટોરિઆ હોલમાં મિ અહમદ દાઉદના પ્રમુખપણા નીચે ઈસ્લામી બન્ધુઓની સભા ભરાઈ હતી. અને ટર્કીના લાભ માટે ફંડ ખોલતાં આશરે ચૌદ હજાર રૂપિઆ ભરાયા હતા. ઉપરની બન્ને સભામાં બ્રિટીશ સરકારના સુલેહના પ્રયાસ તરફ પસંદગી બતાવાઇ હતી. કરાંચીમાં ઈસ્લામી કોમની સભા ભરવામાં આવી હતી, અને ટર્કીની ફતેહ માટે ખુદાની બંદગી કરવામાં આવી હતી

મુંબાઇમાં, ટર્કીશ અને બાલ્કન યુદ્ધમાં ઘવાયેલા, ટર્કીશ સૈનિકોની સારવાર માટે, તથા તેમાંના મરણ પામેલાઓની વિધવા તથા બાળકોને મદદ કરવાને માટે ફંડ એકઠું કરવાની સભા મળી હતી. તેમાં પ્રમુખ સર કરીમભાઇ ઈબ્રાહીમે રૂ. ૨૦૦૦૦ (વીસહજાર), મી કાસમઅલી

જેરાજભાઈએ રૂ. ૨૦૦૦૦ ( વીસ હજાર ), મી. સુલેમાન કાસમ મીઠાએ રૂ. ૧૫૦૦૦ ( પંદરહજાર), અને મી. હાજી ઈસ્માયલ નુરમહમદે રૂ.૫૦૦૦ ( પાંચ હજાર ) ભર્યાં હતા. મુંબાઇમાં વસતા આરબ લોકોએ પણ પોતપોતામાં ઉઘરાણું કરી આશરે રૂ. ૧૫૦૦૦૦ ( દોઢ લાખ ) ની રકમ એકઠી કરી હતી. તે ઉપરાંત લખનૌ, સીમલા, લાહોર, પેશાવર, સિંધ, નાગપુર વગેરે જુદાં જુદાં સ્થાનોપર સભાઓ દ્વારા ફંડ એકઠાં થયાં હતાં. નામદાર આગાખાને ટર્કીના લાભ માટે રૂ. ૩૦૦૦૦ ( ત્રીશ હજાર ) બ્રિટિશ રેડક્રેસંટ ફંડમાં ભર્યા હતા. સર્વથી લક્ષ ખેંચનારી અને સંતોષકારક બીના એ છે કે આ લડાઈમાં આપણી બ્હેનોએ-સ્ત્રીવર્ગે ખાસ ઉત્સાહ બતાવ્યો છે. પોતાની ફરજ અદા કરવાની તકનો રૂડો ઉપયોગ કર્યો છે. તે સર્વ હકીકત નીચેની વિગતપરથી જણાશે.

રેડક્રેસંટ સોસાયટીની આગેવાની નીચે ટર્કીશ ભગિનીઓ હોસ્પીટાલો માટે કપડાં, તથા પાટાઓ તૈયાર કરવામાં ઘણું ઉમંગ ભર્યું કાર્ય કરે છે. ઉપરાંત તે બ્હેનો સ્વયંસેવિકા તરીકે મહોલ્લે મહોલ્લા, ગલીએ ગલી, અને ઘેરેઘેર ફરીને ઘાયલ સૈનિકોને માટેની સારવારને માટે નાણું ઉઘરાવે છે. અને લોકો તેમને પુન્યભાવે નાણાંની મદદ આપે છે. આ પરોપકારને માટે-સેવાની ખાતર તેમણે સ્વાર્પણ કર્યું છે. (૧) પ્રેમ (૨) ઐક્ય (૩) આશા અને (૪) ઉત્સાહ એ કલ્પવૃક્ષ સમાન ચોકની વચ્ચે તેમણે પોતાનું કાર્યક્ષેત્ર વિશાળ બનાવ્યું છે. ફ્રેંચ એલચીની પત્નિએ પણ ટર્કીશ બ્હેનો સાથે આગેવાની ભર્યો ભાગ ભજવ્યો છે. તેઓ ફ્રેંચ લોકોથી વસાયલા લતાઓમાં ફંડ ઉઘરાવે છે. આવી પુન્ય સેવાભગિનીઓને—પછી તે ગમે તે દેશ કે ધર્મની હો—તો પણ સર્વ પ્રકારના મતમતાંતરોને દૂર કરી કોટિ ધન્યવાદ આપવો ઘટે છે

લેડી લોથર નામની એક માનવન્ત દયાળુ બ્હેને સૈનિકોને મદદ કરવાનું એક ફંડ ખોલ્યું છે. તેમાં નામદાર વોઈસરોય લૉર્ડ મીંટોસાહેબે રૂ. ૧૦૦૦ ( એક હજાર ) ભર્યાં છે. નામદાર નિઝામે રૂ. ૧૫૦૦૦ (પંદર હજાર, અને તેમના વજીર સાહેબે રૂ. ૬૦૦૦ (છહજાર) ભર્યાં છે.

મદ્રાસમાં રેડક્રેસંટ સોસાઈટીના લાભ માટે પડદેનશીન બાનુઓની એક સભા તા. ૧૬ મી નવેમ્બર ૧૯૧૨ ને રોજ ભરવામાં આવી હતી. જેનાં પ્રમુખસ્થાને મિસિસ હાજી બાદશાહ હતાં. તે સભામાં રૂ. ૨૦૦૦ (બેહજાર) ની રકમ ભરાઈ હતી. કેટલીક દયાળુ બ્હેનોએ પોતાનાં કુલ્લ મુખત્યારીનાં ઝવેરાતો દયાથી પ્રેરાઈને ફંડમાં આપી દીધાં હતાં.

એવીજ બીજી સભા મિસ સાલેહ મહમદ તરફથી થયેલી સુચનાની રૂઇએ મેમણ કોમની બાનુઓની ભરાઇ હતી. તેમાં ભરાયલી રૂ. ૨૦૦૦) ની રકમ રેડક્રેસંટ સોસાઈટીનાં ખજાનચી પર મોકલવામાં આવી હતી.

કલકત્તામાં રેડક્રેસંટ સોસાયટીમાં નાણાં ભરવાનો ઠરાવ થયો ત્યારે કામદાર વર્ગની-ગરીબમાં ગરીબ મજુરણ બ્હેનોએ પણ પોતપોતાનો એકેક માસનો પગાર એ ફંડમાં ભરી દેવાની ઉદારતા દર્શાવી હતી !

તા. ૨૦ ઑક્ટોબર ૧૯૧૨ ને રવિવારને રોજ મુંબાઇમાં હાજી યુસફ હાજી ઇસ્માયલના પ્રમુખપણા નીચેની મુસલમાનભાઈઓની સભામાં તેજ કોમની એક ગરીબ બ્હેનીએ બીજી યોગ્ય વસ્તુને અભાવે પોતાની સાડીજ ફંડમાં આપી દીધી હતી, અને તેની આવી સ્વદેશ પ્રત્યેની એકીનથી સભામાં એટલી ઉંડી અસર થઇ, કે તે સાડીનું લીલામ થતાં તેના રૂ. ૧૫૦) ઉપજ્યા હતા. દારિદ્રતાના અંધકારમાં પૃથ્વીના અગોચર ખુણામાં છુપાયલું આ સ્ત્રીરત્ન સર્વદા પુન્ય છે; શાબાશીને પાત્ર છે.

કેટલીક સભામાં બાળકોએ પોતાનાં પુસ્તકો, સ્લેટો, ઘડીઆ, ટોપીઓ, પેન્સીલો, અને ખડનો જેવી પોતાની મુખત્યારીની ચીજો અંતઃકરણની ઉંડી લાગણીથી, સામાન્યરીતે નજીવી પરંતુ સ્વદેશ ભક્તિ અને દયાના સંયોગથી બનેલી અમુલ્ય વસ્તુઓ ફંડમાં અર્પણ કરી પોતાનો બાળપ્રેમ દર્શાવી, સભાસદોને પોતપોતાની ફરજ બજાવવા વિશેષ ઉત્તેજીત કર્યા હતા। માતૃભુમિની આ ભવિષ્યની આશારૂપ બાળકોને પ્રભુ દીર્ધાયુષ્ય આપો.

લડાઈના મેદાનમાં કૉલેરાનો ઉપદ્રવ વધી જવાથી લડાઇ કરતાં પણ વિશેષ ખુવારી એ પ્રાણઘાતક રોગથી થાય છે. એ જાણીને મિસઆલ્ટ નામની એક દયાળુ બાનુ કે જે એક કાબેલ નર્સ છે, તે "આનસ્ટીફ"ની કૉલેરાની હોસ્પીટાલમાં રોગીઓની સારવાર માટે સેવા અર્થે ગઈ હતી; અને પ્રસંશાપાત્ર કાર્ય બજાવ્યું હતું. પરંતુ હમણાં તેને પણ કૉલેરાનો રોગ લાગુ પડતાં તા.૪ થી ડીસેમ્બર ૧૯૧૨ ને રોજ બ્રીટીશ હોસ્પીટાલમાં લઇ જવામાં આવી છે અને તેનું કામ લેડીવેસ્ટ મેકોટ નામની બીજી દયાળુ બ્હેને માત્ર સેવા—પરોપકારાર્થે ઉમંગથી ઉપાડી લીધું છે. ઘાયલ ટર્કી સૈનિકોની સારવાર માટે મુંબાઇથી એક મેડીકલ મિશન ટર્કી તરફ ગયું છે. તેમને નામદાર ગવર્નર સાહેબ લૉર્ડ ક્લાર્કે સંદેશો કહાવ્યો હતો કે—"તમારાં મિશનના દયાળુ કામને માટે હું તેનો અંતઃકરણપૂર્વક ફતેહ ઇચ્છું છું જો તમે આ ચીઠી કોન્સ્ટાંટિનોપલના બ્રિટિશ એલચીને આપશો, તો તેઓ તમારા પરોપકારી ઉદ્દેશો પૂરા પાડવાને લગતી તમને યોગ્ય સુચના આપશે."

તે ઉપરાંત એક બીજું "ઑલ ઇન્ડીઆ ટર્કી મેડીકલ મિશન" તા ૧૫ મી ડીસેમ્બર ૧૯૧૨ ને રોજ મુંબાઇથી સ્ટીમર "સારડેના" માર્ફત ટર્કી જવા ઉપડી ગયું છે. તેમા મુબાઇના ડૉક્ટર ફીઝી, લાહોરના ડૉક્ટર નાઈમ, દીલ્હીના ડૉક્ટર અન્સારી, કલકત્તાના ડૉક્ટર વાદી, અને ડૉક્ટર મહમદઅલી વગેરે મળી કુલ ત્રેવીસ માણસો છે. કોન્સ્ટાન્ટિનોપલથી ડૉક્ટર સૈયદ ઉપરાંત બીજા બે ડૉક્ટરો તે મિશનમા ભળશે. દીલ્હીના "કોમરેડ" પત્રના અધિપતિ મી મહમદઅલીએ આ સંબંધે આશરે દોઢલાખ રૂપિઆનું ફંડ એકઠું કર્યું છે. જેમાંથી આશરે રૂ. ૩૦૦૦૦) ત્રીશ હજાર મેડીકલ સારવારનાં સાધનો ખરીદી મોકલવા માટે ઇગ્લાંડ ગી અમીરઅલીને મોકલવામાં આવ્યા છે

છેલ્લાં અઠવાડીઆના લડાઇ સમાચાર પરથી જણાય છે કે, સલાહ થવાની વિધિ ચાલુ થઇ છે. આપણે ઇચ્છીશું કે સત્વર સલાહ થઇ કલહ બંધ પડે, અને લાખોની સંખ્યાનો એક ભયંકર લોક સંહાર થતો અટકે ટર્કી અને બલ્ગેરીઅન બ્હેનોની સૌભાગ્યરક્ષિકા દેવિ તેઓનું સૌભાગ્ય અખંડ રાખવા અને દયાની દેવી બાળકોને અનાથ થતા અટકાવવા, બન્ને પક્ષના નેતાઓના હૃદયમાં સલાહ કરવાનું વલણ—બળ પ્રેરે એજ મહેચ્છા. અસ્તુ શાંતિ ! શાંતિ ! શાંતિ !

( ધોરાજી. ) બ્હેન ર.—

---

## પારસી કોમના ખરી જરૂરીઆતો.

આ સવાલ ઘણો ગંભીર છે, એ વાંચનાર કબુલ કરશે સુંદરી સુબોધના અધીપતીના આગ્રહથી હું લખું છું, પણ થોડી જગોમાં આ સવાલોને પુરનો ઈનસાફ ન આપી શકાય તેથી પહેલી વેળા મેં લખવા આનાકાની કીધી હતી પણ અધીપતી સાહેબે જે માન મને આપ્યું છે તેને લાયક થવાને કોઇબી યોગ્યતા મારામા નહીં છતાં, આ ગંભીર ચર્ચા ઉભી કરવાનું સાહસ હું કરૂં છું.

પારસી કોમને માટે બે મહાન સવાલ છે. એક બહારનો તથા બીજો અંદરનો આ કોમની લાયકાત, વિદ્યા, અક્કલ, અનુભવ અને કેળવણીની બક્ષીસોને લીધે તે ટૂંકી હોવા છતાં આખા હીંદુસ્તાનમાં આગળ પડતો ભાગ ભજવે છે. તેની મેળવેલી યોગ્યતા ઉપરાંત, કુદરતી બક્ષેસો પણ કાંઇ જેવી તેવી નથી. તોપણ નામદાર સર દીનશાજી દાવર જેવા જડજ સાહેબ જ્યારે તેના ભવીશ માટે અતી નીરાશા ભરેલ વિચાર બાંધે છે, ત્યારે નામદાર સર ફિરોઝશાહ જેવા જાણીતા વડા તે માટે બીજો અને તદન હલટો મત ઉચારે છે ! તો સવાલ ઉભો થાય છે-અને તે પૂરતો ગંભીર છે કે-આ બે સામસામા મતમાં સચ્ચાઇ શું છે અને કેટલી ?

પારસી કોમમાં બે સ્કુલ (મતવિભાગ) છે, જે એક બીજાથી તદન વીરોધી છે. માનપાત્ર પેપરોના અધિપતીઓ પણ આગ્રહથી પોતપોતાના મતની સચ્ચાઇ માની ખરા જીગરથી લડત ચલાવે જાય છે જરથોસ્તી કોન્ફરન્સ પણ એકમતી આકર્ષી શકી નથી; બલ્કે ને ઉભી થયા પછી ઝગડો વધી પડયો છે. હવે આપણે ટૂંકાણમાં જોઈશું કે તે તકરારમાં કેટલી વજુદ છે અને તેનો કઈરીતે નીવેડો આવી સકે

## પહેલો સવાલ-કોમને બહારથી જે ભય લાગુ છે-તે છે.

૧. પારસી કોમના મરદો બીજી (ઘણું કરીને યૂરોપીયન) કોમોની બાનુઓ સાથે અને તે કોમોના મરદો (કોઇક) પારસી સ્ત્રીઓ સાથે લગન કરવા લાગ્યા છે.

૨. બીજા ધરમના લોકો જરથોસ્તી ધરમમાં દાખલ થવા અને તેમ કરી પારસીકોમની સાંસારીક બાબતોમાં ભાગ લેવા ખાયેશ રાખે છે.

આ વીશય બહુ બારીક છે એમાં કાંઈ શક નથી. કુવામાંથી નીકળી હવાડામાં પડવા જેવો તેનો ચુકાદો થાય એમ પરીણામ ન આવે માટે બહુ ઝીણી નજરે જોવાની અગત્યતા છે.

એક હાથપર જોતાં બીજા ધરમનાં માણસો આપણા ધરમમાં આવે તો કોમને તો સજડ લાભજ છે. પણ તે આપણા ધરમનાં ફરમાનને અનુસાર થાય છે કે કેમ, તે બાબત ગંભીર મતભેદ છે. હાલ સુધીમાં બીજી કોમની બૈરીઓ પારસી ભરથારને મોટી સંખ્યામાં પરણી છે. આથી આગળ જતાં તે કોમની સ્ત્રીઓને હાલ બી લગન કરવાનાં સાંસાં છે તો પછી કેમ અને કેવી હાલત થવાની તે બાબત પુરતો વીચાર કરવા જેવો છે. ધરમના ફરમાનનો સવાલ હાથમાં નહીં ધરીએ, તો પણ આ વીચાર એક સખ્ત જવાબદારી ઉભી કરે છે, એમ સઉ કોઈ કબુલ કરશે.

સામી બાજુનો જવાબ એ પણ છે કે એમ કોમકોમનાં લગનથી પુશ્કળ નવું લોહી અને તાજો જુસ્સો આપણી કોમને મળશે. તે ઉપરાંત આપણી નજીવી સંખ્યા છે. તેમાં બી પુરતો વધારો એ મારગે થશે. અને કોઇબી માણસે પ્યારમાં પડી લગન કરવું એ ખરા જીગરની વાતો છે, તેને ધરમ યા સંસાર તરફથી અણઘટતું દબાણ કરવું ઘટીત નથી.

## બીજો સવાલ-કોમને અંદરની ધાસ્તી લાગુ છે-તે.

૧. બૈરીઓ અને મરદો વચ્ચે લગનનો એખલાસ થવામાં પૈસાની લાયકાત જોવામાં આવે છે. પ્યારનું, રૂપનું, તથા કેલવણીનું ફક્ત નામજ છે!

૨. ફેશન અને અણઘટતો ખરચ કોઇબી સાધારણ હાલતના કુંટુંબને હરહમેશ તંગીમાં રાખ્યાં કરે છે. પારસીકોમ જેવી કેળવાએલી, આગળ પડતી વસ્તીમાં જ્યારે થોડા માણસો પુશ્કળ તવંગર અને અઢંગ વગવસીલા વાળા છે, ત્યારે ઘના જણ ગરીબ છે, લાચાર છે, અથવા સાધનોની તંગીવાળા છે.

આ ભય અંદરના છે. દેખાવમાં પારસી કોમ જેવી બાહોશ, વીદ્વાવાન, ધુરંધર, તાલીમબાજ, વેપારકુશળ અને પૈસાદાર બીજી કોઈ કોમ થોડીજ હશે. પણ અંદર બધે અગર ઘણે ઠેકાણે અંધારૂં ઘબ છે! લગનનાં સાટાં એ સારીહાની વેચાણના અથવા બીજા વેપારના દસ્તાવેજી કોલકરાર જેવા ધંધા છે. પૈસાની મોહોકાણના મોટા કીસ્સા છે. અને નારીઓને પુરૂષો પસંદ કરે અગર મરદોને સ્ત્રીઓ કબુલ કરે, તે ગોઠવણીનો ઘણો મોટો આધાર તેમની થેલીઓના લંબાણ પર આધાર રાખે છે, એ શરમીંદગી સાથે કબુલ કરવું પડશે.

પુરૂશો હવે વીલાયતની પેઠે બેચેલર (કુંવારા) રહેવામાં કાંઇ મોટી આબરૂ અને હુંશીઆરી જોતા લાગ્યા છે ને રમતગમત તથા મોજશોખમાંજ સઘળો વખત અને સઘળો પૈસો ગુમાવવો એમાં કાંઈ બી ઓર મોટાઇ માનવા અને એકલપેટું સ્વાર્થીપણું ખીલાવવા લાગ્યા છે આટલે બધે હીસ્સે તો નહીં, તોપણ થોડે ભાગે સ્ત્રીઓનો પણ આ બાબતમાં વાંક છે. તેઓ મરદોને પોતાની શરગાળતા, માયાળુતા, કેલવણી, તથા અદબથી પોતાની તરફ આકર્ષી શકતી નથી અને હદીક તદન બેપરવા પણ રહે છે. પ્રમાણુંના ભાગોમાં શહેર જેવી આ બદી પ્રસાર પામી નથી. તેટલા પુરતા તે લોકો સુખી છે.

સાહેબ લોકોની મદમીને જોઇને આપણા તવંગર શેઠીઆ અને તે લોકોને અનુસાર આપણે સાધારણ હાલતનાં માણસો ખરચમાં, ફેશન પાછળ, અને ઠાઠમાઠમાં ગાંડાતુર થઇ જવા લાગ્યાં છીએ. વધારે દીલગીરીની વાત એ છે કે, આપણાં પેપરોનો આપણા જાહેર લોકો ઉપર એટલો કાબુ રહેલો દીસતો નથી, જેથી તે બદીનું રોકાણ થઇ શકે. અને જાહેર પ્રદર્શો, વીદ્વાનો અને ધરમ

ગુરૂઓ પણ આ બાબતમાં પૂરતુ ધ્યાન આપતા હોય એમ લાગતું નથી. આપણી આવક સારી હોય તો પણ આપણે તે બાહેર જઇ ખરચમાં કુદી પડીએ ને ભુસ્કા મારીએ, તેમાં કેટલો સાર નીકળે ? આ બાબત ખેંચાણકારક થઇ પડે એવી રીતે તે પર ચર્ચા ચલાવવાની જરૂર છે. અર્ધોડજન (છ) મોટાં પેપરો અને ડઝનેક (બારેક) નાનાં પેપરો તથા માસીક પત્રો તેમની હયાતી માટે આપણી પારસી કોમનેજ આભારી છે. તો તેમાં આવા સવાલ વધારે ખુબીથી, વધારે જોરથી ચર્ચાવાની જરૂર છે, એ કોઇ પણ કોમનો હીતેચ્છુ કબુલ કરશે.

અધીપતી સાહેબ ! આ હકીકત વીરો લંબાણ કરતાં પાનાંના પાનાં ભરાય એવી છે. આ ઉપરાંત બીજા ગંભીર પણ એવીજ અગત્યતાના હાથમાં લેવા લાયક સવાલો છે. પણ લંબાણના ભયે તે મુલત્વી રાખવા ફરજ પડે છે. આગળ ઉપર આપની કૉલમ તેને માટે ખુલ્લી હશે તો તે ઉપાડી લેવા તૈયાર થઈશ. કોઈ પણ ગુજરાતી હીંદુ પેપરમાં લખવાનો મહાવરો મને નથી. તેથી આ પહેલા યત્નમાં ઘણા દોષ થયા હશે તેની માફી હું ચાહું છું.

( કલકત્તા. ) —મિસિસ. જર.

---

# ઇસ્લામી બાનુઓ અને પરદાનો રિવાઝ.

મુસલમાન કોમ સઘળે સ્થળે પરદાના રીવાઝથી દોષયુક્ત અને ધિક્કારપાત્ર મનાઇ છે. પરન્તુ ન્યાયની દૃષ્ટિએ જોતાં તે દોષ એટલો બધો મહાન અથવા શોચનીય ભાસતો નથી. જો કોઇ પણ ધર્મ ગુરૂએ સ્ત્રીઓને સાથે રાખીને ધર્મ પ્રવર્તમાન કીધો હોય તો તે હમારા પયગંબર હજરત મહમદ સાહેબ છે; અને પરદાના રિવાઝના દેખીતા દોષ દૂર મુકી, પરદાની પાછળ જરા દૃષ્ટિ કરીશું તો, ઇસ્લામી સન્નારીઓ માત્ર પૂતળીઓ અગર રમકડાંજ નથી, એમ સમજાયા સિવાય નહીં રહે, એમ મારી ખાત્રી છે. હિંદુઓએ તે રિવાઝ આરબો અને તુર્કો પાસેથી લીધો અગર તેમનામાં પહેલાથી હતો, તેમ પણ કઈ વીદ્વાન જણાવે છે, તોપણ તેના સ્વીકારવાથી હિંદુકોમની બાનુઓ કાંઇ બહુ અધોગતી પામી નથી અને હાલના ઝમાનાનાં યૂરોપખંડના સ્ત્રીઓનાં તોફાન અને નાદાની જોતાં ઇસ્લામી ધર્મ પાળનારી ઓરતોનો કોઈ રીતે બહુ અધઃપાત થયો મને ભાસતો નથી પરદા પાછળથી ઘણી રજપુતાણીઓ હથિયારબંધ લડવા નીકળતી પરદા પાછળથી બેગમ નૂરજહાન, સુલતાન રઝિયા, બેગમ ચાંદબીબી, બેગમ ઝેબુન્નિસા, તથા બેગમ મુમતાઝ મહાલ, વીગેરે મહાન બાનુઓ પોતાનાં ઉજ્વળ કર્મોની કીર્તિ આસમાન સુધી ઝળકાવી રહ્યાં છે. તાઝો દાખલો લેઇએ તો, ભોપાળનાં નામદાર નવાબ બેગમ સાહિબા, અને તુર્કી બાનુઓ, તાન્જીર, મોરોક્કો તથા મિસરની સન્નારીઓ, તથા ઈરાનની સ્ત્રીઓ, પરદા પાછળથી પણ કેવા મહત્વનાં કાર્ય કરી રહ્યાં છે, તે નજરે જોનાર અથવા અનુભવ લેનાર જ સમજી શકે પરદાનો રિવાઝ આથી સારો છે એમ કહેવા હું નથી માંગતી. પણ પરદાને જ માથે સર્વ દોષનો બોજો નાંખનાર સમજતા નથી કે ઉંડી ખાઈમાંથી, તેમ ઉંચા ગગનમાંથી આદમજાતને જે કાંઇ કરવું હોય તે, પરમેશ્વરની મદદથી, સારી રીતે કરી શકે છે.

હાલ જે તુર્કી—બાલ્કન સંગ્રામ ચાલે છે, તેનો પરીણામ પરમેશ્વર ચાહે તેવો લાવે પણ એક વાતની સત્યતા આપણે સ્વીકારપાત્ર માનવી પડશે. તુર્કી લોકોની જાગૃતીની સર્વ હીલચાલમાં સ્ત્રીઓએ ઉપયોગી ફાળો આપ્યો છે અને નવું તુર્કસ્તાન સ્ત્રીકેળવણીનેજ ઘણે અંશે આભારી છે. તુર્કી અને ઈરાની લોકો એક પુરાણા સુધારાના વારસ છે. તેમનો ધર્મ આફ્રિકાના પશ્ચિમ છેડાથી એશિયાની પૂર્વ સીમા સુધી ઉષ્ણ અને સમશીતોષ્ણ કટીબંધમાં પ્રવર્તેલો છે. તેમની અસલી ફતેહો અને હાલના પરાજયો એ કાંઇ સ્ત્રીઓને પરદામાં રાખવાથીજ પરીણામ પામ્યા છે એમ નથી. ઇસ્લામી વાવટો બુલંદ આકાશમાં ફરકતો હતો ત્યારે, અને ખ્રિસ્તી પ્રજાઓનાં પ્રશંસનીય વીરત્વ આગળ આરબો, તુર્કો અને ઇરાનીઓ પાછા હટે છે ત્યારે, એમ માનવું એ બેશક ખોટું છે કે, પરદાના રિવાઝથી અગર ઓરતોને પછાત રાખ્યાથી એવો પરીણામ આવ્યો છે !

અતિ લાડથી ઉછરેલી પોતાની જાત મહેનતે કળા કોશલ્યમાં કુશળ થયેલી રાજકન્યાની વિદાયગિરિ થતાં ભાવનગરના નામદાર મહારાજાશ્રીને તેમજ સૌ. નામદાર મહારાણીશ્રી નંદકુંવરબાને હર્ષની સાથે છુટાં પડવા માટે દિલગિરિ બન્નેનો બોજો સહન કરવો પડે એ સ્વભાવિક છે. પરમેશ્વર સૌ. નામદાર મનહરબાને તેમજ તેના શિરતાજને દિર્ઘાયુષ બક્ષે-સુખી જીંદગી ગુજારી યશસ્વી થાએ એજ પ્રાર્થના કરી આશિર્વાદ દઈ આ લેખ પૂર્ણ કરૂંછું.

૨.

ભાવનગરનાં નામદાર કુંવરીશ્રી મનહર કુંવરબાના શુભલગ્ન મહોત્સવ પ્રસંગે થયેલા સ્ત્રી મેળાવડામાં રજુ થયલો હીંદુ બાનુઓ તરફનો સંવાદ, તથા ગરબો.*

કુમુદ—બ્હેન માલતી, આજે આ બાગ કેવો રમણીય લાગે છે. આ મધુમતીની વેલ પોતાના રંગ વીરંગી પુષ્પથી બહુ શોભી રહી છે.

માલતી—હા બ્હેન.

કુમુદ—પણ સખી જો તો ખરી—

જાઇ જુઇ કેવો ઉલર દીસે, (૨)
મોગરો ચંપો ખીલ્યો અતીસે. જાઈ જુઇ૦
જેની સુગંધી ગુલાબની કેવી, (૨)
અંગ ઉમંગ વધારતી બ્હેની. જાઈ જુઇ૦
કુદરતની કૃતી ન્યારી રસીલી (૨)
જે જોઈ હું ફરૂં છું વ્હીલી વ્હીલી. જાઈ જુઇ૦
પંકજ પુષ્પે ભ્રમર ગુંજારે (૨)
કુમુદ ખીલ્યું નથી ચંદ્ર આવારે. જાઈ જુઇ૦
ચાતક ઝંખે મેઘને માટે (૨).
વ્હાલી સખી રહ્યું સુખ વીકાસે. જાઇ જુઈ૦

માલતી— હા બહેન એતો—

વસંત શોભા રૂતુ વસંતે (૨)
સ્નેહી જનો રહે અંગ ઉમંગે. વસંત૦
ફળ ફુલ શોભે પ્રફુલીત કેવાં (૨)
રૂતુ વસંત તણા સહુ મેવા. વસંત૦
રસીલી મ્હારી સર્વ સુવાસે (૨)
મગ્ન થઇ મન અની ઉલ્લાસે. વસંત૦
આહા મધુરી વેલી આ કેવી (૨)
જેની કૃતી પ્રભુની શુભ એવી. વસંત૦

કુમુદ—બ્હેન આપણે પ્રભુની અલૌકીક કૃતી જોઈ મનને આનંદ આપ્યો પણ તેનું વર્ણન મ્હારાથી થઇ શકે તેમ નથી.

માલતી—હા બહેન, સત્ય છે. પ્રભુની અલૌકીક લીલા અને કૃતીનું વર્ણન કરતાં શેષનાગની સહસ્ર જીભ પણ પહોંચી શકતી નથી. બ્હેન, ચાલો હવે દેવમંદીરમાં જઇએ.

મધુમતી-બ્હેન માલતી, બ્હેન કુમુદ આપણે નક્કી કરેલે વખતે આપણી સર્વ સખીઓ આવી છે. તો ચાલો આપણે આનંદ મંગળનો ગરબો ગાઇએ અને પછી જઇએ.

*આ સંવાદ ત્રણ યુવતીઓએ કર્યો હતો. સૌ. સૌભાગ્યલક્ષ્મી, સૌ. મધુમતિ, સૌ. સુભદ્રા,

( ગરબો. )

સુંદરા કોયલડીને વિનવું રે, સુવર્ણ પાંજરું ઘડાવું, રત્નેથી જડાવું;
મંડપમાં શોભાવવા રે. સુંદરા૦
બોલ મધુરા, તું બોલજે રે, આવી છે પન્નેથી જાન, દેજે સન્માન;
ટહુકો મધુરો કરી રે. સુંદરા૦
કોયલડી ટહુકી કહે રે, શેરીએ સેત્રંજી પથરાવો, ગાલીચા બીછાવો;
મનહરબાનાં લગ્ન છે રે. સુંદરા૦
પન્નાના રાજવી આવીયા રે, ભાવથકી દેજો માન, ગાઈ ગુણ ગાન;
ગોહીલ કુળ રીતથી રે. સુંદરા૦
કોયલડી ટહુકી કહે રે, મનહરબાના શીરતાજ, પન્નાના મહારાજ;
વધાવજો મોતીડે રે. સુંદરા૦
શરપાવ સેલાંના આપજો રે. આપ્યાં સુકન્યાનાં દાન, કીર્તિ ગામેગામ
ગોહીલ કુળની વધી રે. સુંદરા૦
કોયલડી ટહુકી કહે રે, નંદકુંવરબા શ્રી માત, દેવી સાક્ષાત;
કરીયાવર આપજો રે. સુંદરા૦
ગજ, રથ ને પાલખી આપજો રે, આપજો શોભીતા અશ્વ, શણગારો સર્વસ્વ
મનહરબા મન રીઝવી રે. સુંદરા૦
કોયલડી ટહુકી કહે રે, પન્નાના રાજવી આપ, યશસ્વી અમાપ,
અમારું રત્ન સાચવો રે સુંદરા૦
વિદ્યા નિપુણ રત્ન મનહરબા રે, સોંપ્યાં તમારે હાથ, યશ કીર્તિની સાથ;
સુશીલ છે શક્તિ સમાં રે. સુંદરા૦
કોયલડી ટહુકી કહે રે, રાજ કન્યા ને પન્નેશ, દીસે બાળે વેષ,
સીતા રામજી સમા રે. સુંદરા૦
રક્ષા મણીધર તેની કરો રે, આપજો દીર્ઘાયુષ, એવી દઇ આશીષ,
ફુલડાંએ વધાવજો રે. સુંદરા૦
પન્ના પતિ ઘણું જીવજો રે, રાણા મનહરબાના કંથ, અવિચળ અખંડ,
કરો રાજ ભૂમીએ રે. સુંદરા૦
રાજકુટુંબ ઉભય રહો સુખી રે, એટલી ગાઈ આશિષ, નમાવીને શિષ,
હરિસુખ કોયલ બોલતી રે. સુંદરા૦
( ભાવનગર. ) —સૌ. હરિસુખગૌરી.

## અનીતિનો અટકાવ.

' બળતી બાળાને બચાવો, સુજન !
' કોઈ, 'બળતી બાળાને બચાવો, સુજન !'

હિન્દની વડી ધારા સભામાં ઓ. મિ. દાદાભાઈએ આ વિષયને લગતું એક બીલ રજુ કર્યું છે. અને ત્હેની કેટલી મ્હોટી અગત્ય છે તે નીચે જણાવેલા દાખલા જેમાં ધર્મને બહાને કુમળી વય અને બુદ્ધિની બાળિકાઓને ' જોગણ ' તથા ' દેવદાસી ' નું નામ આપી, અનીતિને માર્ગે ચઢાવવામાં આવે છે, તે ઉપરથી માલમ પડશે. આ ઉપરાંત, બીજી અનેક રીતે અજ્ઞાન બાળાઓને દલકામાર્ગો પર ઉતારી દેવામાં આવે છે, તે પણ અટકાવવાનો એ પારસી સદ્‌ગૃહસ્થના બીલ( કાયદાનો ખરડો )નો હેતુ છે.

૧. નારાયણ હુરોને અર્જુન નામની સ્ત્રી પાસેથી ગંગા નામની છોકરીને ભરણ પોષણ

કરવાના બ્હાનાથી લીધી. ત્યાર પછી નારાયણે તે છોકરીને જમના નામની ગુણકાને દસ રૂપીયે વેચી. પોલીસને તે છોકરી ગુણકાને ત્યાંથી મળી.

૨. માધુસંગ અને ગુનીને એક છોકરી હતી. આ છોકરીને ધર્મગુરૂ ગોવીંદની મદદથી સોલાપુર જીલ્લામાં દેવીના મંદિરમાં પરણાવવામાં આવી. આવી સ્ત્રીઓને મોરલી કહે છે. મંદીરમાં આ છોકરીને અનીતિના ધંધા માટે રાખવામાં આવી હતી. પોલીસને ખબર પડતાં છોકરીને છોડાવવામાં આવી.

૩. ભાનુ, અમીરી, અને કાસુ નામની ત્રણ નાયકણો હતી. આમાં અમીરીને છોકરી થઇ. આ છોકરી દસ વરસની થઇ એટલે અનિતી ધંધો ત્હેને શીખવવા માંડયો. ખબર પડયેથી તપાસ થતાં તે પકડાયાં.

૪. ભીમાતાઇને છોકરી હતી. માએ કોલાવા નામની ગુણકાની મદદથી છોકરીને મંદિરમાં વેચી. ત્યાં તે અનીતિની જીંદગી ગાળતી હતી. પોલીસે છોકરીને શોધી કાઢી બચાવી લીધી.

૫. સરસ્વતીને તેર વર્ષની ન્હાની બ્હેન હતી. તેને શંકર ગોડા નામના મંદીરના ભટની મદદથી પરણાવી ' જોગણ ' કરી હતી. અહિં અનીતિમાં રહેતી તે છોકરીને પોલીસે મંદીરમાંથી શોધી કાઢી હતી.

૬. ભારમાવા તાઈ નામની એક વૃદ્ધ ઉમ્મરની સ્ત્રીએ પોતાના છોકરાની છોકરીને દેવદાસી કરીને મંદિરમાં મુકી હતી, જ્યાંની અનીતિની જિંદગીમાંથી પોલીસે ત્હેને બચાવી હતી. આ કેસમાં ખુબી એ હતી કે, વૃદ્ધ માતાયે એવી બાધા રાખી હતી કે કુટુમ્બની જમીન પોતાના કુટુમ્બમાંજ રહેશે, તો છોકરીને દેવદાસી તરીકે અર્પણ કરીશ. ધિક્કાર છે, એવી દાદીને કે લોભને લીધે અનીતિના ખાડામાં પોતાની બાલકીને ઝીકી દેતાં ખંચકાતી નથી!

૭. બાસાવા વૃદ્ધ હતી. તેની એકની એક છોકરીને પોતે મંદીરમાં દેવદાસી તરીકે મોકલી. પોલીસને તે છોકરી મંદીરમાંથી મળી આવી.

૮. માલાવા નામની વૃદ્ધ સ્ત્રીને છોકરી હતી. ત્હેણે બાધા લીધી હતી કે ત્હેને છોકરી થશે તો ત્હેને ' દેવદાસી ' બનાવીશ। આ માનતા પાળવા, ત્હેણે છોકરીને દેવદાસી બનાવી હતી!

૯. તુકામા નામની વૃદ્ધ વિધવાને ચૌદ વર્ષની છોકરી હતી. ત્હેણે ગુણકા બનાવવા પોતાની છોકરીને મંદીરમાં દેવદાસી તરીકે અર્પણ કરી હતી.

ઉપર જણાવેલી હકીકત નામદાર સરકાર તરફથી એક યાદી બ્હાર પાડવામાં આવી છે, ત્હેમાંથી લીધી છે. ઉપર જણાવેલી સઘળી બાલિકાઓને બચાવી લેવામાં આવી હતી. કહેવાની જરૂર નથી કે તે દરેક કેસના આરોપીઓને સજા કરવામાં આવી હતી અને આમ થતું અટકાવવામાં, ધર્મમાં આડે ન આવવા ખાતર, નામદાર સરકારે કાંઇ નવો કાયદો કરવાનાં આગળ પગલાં ભરવાં દુરસ્ત ધાર્યાં નહોતાં. પરંતુ દિન પર દિન અનીતિ વધતી ગઇ. મુક્તિફોજ વગેરે મંડળોએ અનિતીને રસ્તે જતાં બાલકો માટે મંડળીઓ સ્થાપીને લોકોનું ધ્યાન ખેંચ્યું. ૧૯૦૩ માં આવી એક મંડળીએ કાયદામાં સુધારો કરવા સરકારને અરજી કરી અને લોર્ડ કરઝન સાહેબે જુદી જુદી પ્રાંતિક સરકારોના અભિપ્રાય માગ્યા; પરંતુ લોકોનાં ધાર્મિક કામકાજમાં સરકાર વચમાં પડે એ ઠીક નહિ, એ વિચારથી એ કામ અટકી પડયું.

શ્રીયુત્ ભુપેન્દ્રનાથ બસુએ આ બાબતમાં ઘણી મહેનત લીધી હતી. સત્તાવાળા પણ પોતાથી બનતું કરે છે; પણ અનીતિ ઘટી નથી. લોકો હજી ઘણા અજ્ઞાન છે અને લોકોની પોતાની તરફથી અનીતિ અટકાવવા હીલચાલ શરૂ થવી જોઇએ. શ્રીયુત્ દાદાભાઇએ વડી ધારાસભામાં બીલ ( કાયદાનો ખરડો ) રજુ કરતાં જણાવ્યું હતું કે થોડાં વર્ષ ઉપર કલકત્તામાં અનીતિનાં મકાનોમાં ત્રીસથી ત્રણ હજાર નાની બાળકીઓ હતી ! પુના તરફ આવી કન્યાઓનું વેચાણ પણ થાય છે. ધારવાડ તરફ મંદીરમાં અપાતી છોકરીઓની સંખ્યા પાંચ વર્ષમાં ૮૭૬ હતી ! બેલગામમાં ૮૩૬ તથા વીજાપુરમાં ૪૧૧ છોકરીઓ દેવદાસીને નામે અનીતિનો ધંધો કરે છે; પુનાના બાજોરી પરામાંજ ૪૨૦ મુરલીઓ છે ! આ ધર્મને નામે અજ્ઞાન કન્યાઓનાં વેચાણથી વધતી જતી અનીતિ અટકાવવી જોઇએ, એટલું તો હાલ ખાસ જરૂરનું પ્હેલું કામ કરવાનું છે. કેટલાક એમ કહે છે કે,

ખરાબ ચાલની સ્ત્રીઓ પાસેથી અગર મંદીરમાંથી આવી છોકરીઓને છોડાવીને તેનું શું કરવું? પરંતુ તે કાંઈ સવાલ નથી. અનાથાશ્રમો ઉઘાડવાં લાગ્યાં છે ને સરકારની તથા લોકોની મદદથી આ છોકરીઓ સારાં જીવન ગાળી શકે, એમ સઘળી સવડ થશે. આવી છોકરીઓનાં પ્રથમ કાંતો પૈસા લઈ હલકી તરેહનાં લગ્ન કરવામાં આવે છે, વેચાણ થાય છે, અનીતિના ધંધામાં પડે છે, અથવા તે દેવદાસી થાય છે ! કાયદામાં એવો સુધારો થવો જોઈએ કે, આવે ઠેકાણે સગીર બાળકીઓને રાખી શકાયજ નહિં. ખોટાં લગ્ન તથા અનિતી માટે થતાં વેચાણને માટે ભારે સજાથવી જોઇએ.

ઉપર પ્રમાણે કમકમાટી ઉપજાવે એવી અનીતિ દૂર કરવાનું કામ એક ઉદાર ચિત્ત પારસી ગૃહસ્થને સુઝયું, તે માટે એમનો આપણે જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. આવી અનાથ બાળાઓ સારાં આશ્રયસ્થાનને અભાવે, અજ્ઞાન-વ્હેમને લીધે, કે પૈસાને લોભે, અનિતીમાં પડે છે, તેમ કરતી તેને અટકાવવી, એ આપણા દેશનું ભલું ચ્હાનારાઓનું પ્રથમ કર્તવ્ય છે. આ સંબંધીની હીલચાલમાં આપણે સ્ત્રીઓએ પણ ભાગ લઈ, લડત ચલાવી, અનાથ બાલિકાઓની વ્હારે ધાવું તથા તેમને બચાવવી એ આપણી પણ કાંઈ ઓછી ફરજ નથી. પરમેશ્વર આ અનાથોને સહાય થાઓ અને આપણી શુભેચ્છા ઝટ અમલમાં આવો. †

( અમદાવાદ ) —સૌ. પ્રમીલા.

---

## પરસ્પર સ્હાય.

### ( શાખ વધારનારી પરસ્પર સહાયકારી મંડળીઓ. )

હિન્દુસ્થાન જેવા ગરીબ અને અજ્ઞાન દેશમાં, જ્યાં કેળવણી અને લક્ષ્મી ઓછાં છે, ત્યાંનો ખેડૂત વર્ગ દુઃખી અને નિર્ધન છે, અને જ્યાં દુષ્કાળ વારંવાર દર્શન દે છે,—એવા દેશમાં પરસ્પર સહાય કરનારી અને શાખ વધારનારી મંડળીઓની સ્થાપનાની ખાસ જરૂર છે, એ વાત દરેક સમજુ માણસ કબૂલ કર્યા વિના રહેશે નહિં.

આવી મંડળીઓ હિન્દુસ્થાનમાં આપણા માયાળુ બ્રિટિશ રાજ્યકર્તાઓએ લોકહિત અર્થે સ્થાપવાની શરૂઆત કરી છે. જર્મની અને ઇંગ્લેન્ડમાં આવી મંડળીઓએ બહુ સારો લાભ ત્યાંની પ્રજાના નિર્ધન વિભાગને આપ્યો છે. આયર્લેન્ડ જે આપણા હિન્દુસ્થાન જેવોજ ગરીબ દેશ છે, ત્હેના ખેડૂતોની સ્થિતિના સુધારા માટે પ્રયાસ કરવામા આ મંડળીઓ ઘણીજ મદદગાર થઈ પડી છે, અને હજી ઘણા સુધારાની આશા જે રાખવામાં આવે છે, તે પણ ત્હેનેજ આભારી છે. આયર્લેન્ડમાં સર હોરેસ પ્લંકેટ સાહેબે ઘણુંજ ઉપયોગી, મહત્વનું. અને આશા ઉપજાવે તેવું કામ કર્યું છે, એ જાણીતી વાત છે. તે દેશના ગરીબ અને અજ્ઞાન ખેડૂતોને અરસ્પરસ સહાયની વિવિધ હીલચાલોમાં ભેળવવા માટે ત્હેમને કેળવવાનું કામ ૧૮૮૯ની સાલમા શરૂ કરવામાં આવ્યું હતું. લોકોની વિરૂદ્ધતા હોવા છતાં ધીમે ધીમે ત્હેમાં ફત્તેહ અને યશ મળતો ચાલ્યો. માખણ, ઇંડાં, ભી, ઓર્જાર, વગેરેને માટે પ્હેલાં આવી મંડળીઓએ કામ કરવા માંડ્યું. પછી બેન્ક ( પેઢીઓ ) પણ સ્થાડવામાં આવી. અને આ સઘળા કામમાં ગ્રેટબ્રિટનના અરસ્પરસ સહાયકારી મંડળ તરફથી સારી મદદ મળી હતી. હવે લોકોને ખેતી કરવામાં ઉત્તેજન આપવા અને ખેડૂતોને જમીનની માલિકી અપાવવામાં પણ આ સંસ્થાનો ઉપયોગ કરવામાં આવે છે. ૧૯૧૧ની આખરે ૯૬૦૦૦ સભાસદો આ મંડળીઓમાં હતા; અને ૨૩૬ શાખ વધારનારી મંડળીઓ, ૧૭ મરઘી બતક વગેરેની ખીલવણી માટે મંડળીઓ; ૭૩ પરચુરણ મંડળીઓ; તથા ૧૭ સ્વદેશી ઉદ્યોગને ઉત્તેજન આપનારી મંડળીઓ હતી. અને બધી મંડળીઓએ મળીને તે વર્ષમાં સાડાચાર કરોડ રૂપિ-

---

† આ લેખ લખ્યા પછી, જાણીને દિલગીરી થઇ છે કે, ઓ. મિ. દાદાભાઈ જેવા દેશપ્રેમી સદ્ગૃહસ્થ વડી ધારાસભા માટેની ચૂંટણીમાં ફતેહમંદ થઇ શકયા નથી. ચૂંટણીના થોડા ગેરલાભોમાં, આવા સજ્જનોની યોગ્ય કદર થઈ શકતી નથી એ પણ છે. આશા છે કે નામદાર સરકાર પોતાની તરફથી નીમાતા સભાસદોમાં એ મહાશયને દાખલ કરશે.

યાનું કામ કર્યું હતું ! સ્ત્રીઓ પણ આવી મંડળીઓમાં બહુ સારી રીતે ભાગ લે છે. સર હોરેસ પ્લંકેટ સાહેબના શબ્દોમાં કહીએ તો, " અરસપરસ સહાય વિના ખેડૂત ( અને ગરીબ ) વર્ગનો ઉદ્ધાર નથી." વિલાયતમાં,–આરોગ્યતા જાળવનારાં શહેરોની સ્થાપના કરવામાં, સોંઘાં મકાન પૂરાં પાડવામાં તથા લોકોને કેળવણી આપવામાં, વગેરે અનેક રીતે આ મંડળીઓનો લાભ લેવામાં આવે છે. તે દ્વારા પુસ્તકોનો અને સુબોધનો પ્રચાર પણ લોકોમાં થાય છે. ૧૯૧૦માં વિલાયત ( ઇંગ્લેંડ, સ્કોટલેન્ડ અને આયર્લેંડ )માં ૨૨૭૩ મંડળીઓ હતી, જેમાં ૨૯૭૬૨૨૬ સભાસદ હતા. લક્ષ્મી, વિદ્યા અને વ્યાપારમાં આગળ વધેલા દેશોમાં પણ આવી રીતે આ મંડળીઓની ઉપયોગીતા જેટલી સ્વીકારાયલી છે, તેટલીજ અજ્ઞાન, ગરીબ દેશોમાં પણ છે. અર્થાત્ પરસ્પર સહાયકારી મંડળીઓની જરૂરિયાત વિશે બે મત નથી.

આખા મુંબાઈ ઈલાકામાં જૂદાં જૂદાં ગામોમાં આવી મંડળીઓની સ્થાપના થઇ ચૂકી છે અને હજુ પણ ઘણી વધારે સ્થપાયે જાય છે. આ મંડળીઓ ખેડૂતોને નાણાં ધીરી ત્હેમને ભારે વ્યાજે નાણાં ધીરનારાઓના પંજામાં ફસાતાં અટકાવે છે; સ્વદેશી હુન્નરોને ઉત્તેજન આપે છે; બી, ઘાસ, ઢોર તથા ઓજાર પૂરાં પાડે છે; વ્યાપાર ઉદ્યોગમાં સહાયક થાય છે; અને સઘળાં કામોમાં લોકો એક બીજાને મદદ જેટલી રીતે કરી શકે તેટલી રીતે ત્હેને ઉપયોગી બનાવી શકાય છે. આ મંડળીઓદ્વારા સુધારાનું કામ પણ શરૂ થયું છે; અને કોઇ કોઇ જગોએ ત્હેના સભાસદો અમુક વ્યસન વગેરે છોડી દેવા તથા બીજાં માણસોમાંથી ઓછાં કરવા તૈયાર થાય છે. ટૂંકામાં કહીએ તો આ મંડળીઓ એક એવી દેશોદયની સંસ્થા છે કે જે હિંદુસ્થાનના ભવિષ્યના ઇતિહાસમાં બહુ અગત્યનો ભાગ લેવાની છે, એમાં કાંઇ શક નથી.

પરસ્પર સહાયકારી મંડળીઓની એક સભા ( કોન્ફરન્સ ) ઈલાકાના ઉત્તર વિભાગને માટે, અમદાવાદમાં આ જીલ્લાના માનવન્ત કલેક્ટર મે. પેઇન્ટર સાહેબના પ્રમુખપણા નીચે મળી હતી. ત્હેમાં બધા જીલ્લાના ઘણા જાણીતા અને લોકહિત માટે પ્રયાસ કરતા સદ્‌ગૃહસ્થોએ હાજરી આપી હતી. સભાનું કામ મંડળીઓના ઉત્સાહી રજીસ્ટ્રાર મે. યુઇન્ક સાહેબની મારફત ચલાવવામાં આવતું હતું. પ્રમુખ સાહેબે સભાનું કામ શરૂ કરતાં બહુ વિદ્વત્તા ભરેલું ભાષણ કર્યું હતું. તેઓએ જણાવ્યું હતું કે, આવા પ્રકારની વાર્ષિક પરિષદ ભરવાથી ત્હેમાં કામ કરનારાઓ અરસપરસ મળી શકે છે, ત્હેમને પડતી મુશ્કેલીઓ વિશે તેઓ ખુલાસા માગી તથા આપી શકે છે અને ભવિષ્યમાં ત્હેના હિત માટે કેવાં પગલાં ભરવાં તે વિશે વિચાર થઈ શકે છે. આવી રીતે અનેક લાભ થાય છે. ૧૯૧૦–૧૧–૧૨ની સાલોના આંકડા જોતાં મંડળીઓની સંખ્યામાં સારો વધારો માલમ પડતો હતો. ૧૬૧ મંડળીઓ હયાતીમાં આવી હતી અને ત્હેમાં ૧૦૦૦૦ સભાસદ થયા હતા; તથા સાત લાખ રૂપીયાની મૂડી એકઠી થઇ હતી. મંડળીઓને સરકાર અથવા બેન્ક તરફથી મદદ મળે, ત્હેના કરતાં લોકોએ પોતેજ મદદ કરવાને આગળ આવવું જરૂરનું છે. પણ ફક્ત આંકડા ઉપરથીજ આ મંડળીઓની ખરેખરી સ્થિતિ સમજાઇ શકે નહિ. તે તો જ્યારે પૂરેપૂરી તપાસ કરી શકાય ત્યારેજ પૂર્ણ રીતે સમજાય. મંડળીઓ જેમ બને તેમ લોકપ્રિય થાય એમ વ્યવસ્થાપકોએ કાળજી રાખીને પુરતી તજવીજ શરૂ રાખવી જોઇએ.

ત્યાર બાદ રજીસ્ટ્રાર મે. યુઇન્ક સાહેબે ગયે વર્ષે દુકાળને લીધે મંડળીઓના કામકાજને જે હાનિ પહોંચી હતી, તે જણાવી હતી. તથા વાડિયા પરોપકારક ફન્ડના ટ્રસ્ટીયો તથા સર્વંટ્સ ઓફ ઇન્ડિયા (મહાશય ગોખલેની પુનાવાળી હિન્દ સેવા સમીતી )એ મદદ કરી. તે માટે ત્હેમનો તેઓએ ઉપકાર માન્યો હતો. કોન્ફરન્સનું કામ પછી આગળ ચલાવવામાં આવ્યું હતું.

ત્હેમાં નીચે મુજબ ઠરાવ પસાર થયા હતા. (૧) પૈસા બચાવવાની પેઢીની પદ્ધતિથી સભાસદો માટે સેવિંગ્સ બેન્કનાં ખાતાં ઉઘડાવવાં (૨) સભાસદોના લાભ સારૂ ગામડાની મંડળીઓ તરફથી બીની ખરીદી અને વેચાણ માટે કોઈ પણ મંડળી તરફથી સબ કમિટી નીમી શકાય. (૩) સભાસદોને માટે રૂા. ૧૦૦૦ ની શેરની રાખેલી હદ દૂર કરવી તથા ( ૪ ) મંડળીઓએ ત્રિમાસિક ઉપજ ખરચની તારીજ મોકલવી, વિગેરે. ઘણા સભાસદોએ હકતાની અમલ તથા વ્યાજનો દર ભારે હોવા બાબતની ફરિયાદ અને પૈસા મોકલવામાં થતી ઢીલ સંબંધી

ચર્ચા ચલાવી હતી, અને ખેડુત વર્ગ અને પાટીદાર વર્ગમાંથી જે સભાસદો ત્યાં હાજર રહેલા લેવામાં આવના હતા તેઓને ઘણા ખુલાસાઓ પરિષદ રૂબરૂ મુકવાના હોય એમ લાગતું હતું. આ પરિષદના કામકાજમાં એક ખાસ વખાણવા લાયક પદ્ધતિ એ હતી કે સઘળા સભાસદોને બોલવાને તથા પોતાની ફરિયાદો રજુ કરવાને તક આપવામાં આવી હતી. તથા મે. પ્રમુખ સાહેબ તથા રજીસ્ટ્રાર સાહેબ બહુજ દિલસોજી અને ધ્યાનપૂર્વક દરેકનું કહેલું સાંભળી યોગ્ય જવાબ આપતા હતા.

પૈસા સંઘરવાની પેટીઓની દરખાસ્ત રજુ થઈ તે વખતે એક માનવંત સભાસદે દાણા સંગ્રહ કરવાની રૂઢિની જે તરફેણદારી બતાવી હતી, તે પણ ખાસ વિચારવા જેવી હતી.

પછીથી અહમદનગરના ઓનરરી ઓરગેનાઇઝરે અહમદનગરના જિલ્લામાં પડેલા દુકાળ માં મદદ આપવા સોસાયટીઓને વિનંતિ કરી હતી.

કોનફરન્સમાં એ. સરદાર રા. બા, સોતીલાલ ( ભરૂચ ), ખા બા. મોદી (સુરત), રા. બા ખંડુભાઇ ( સુરત ), દિ બા. અંબાલાલ ( અમદાવાદ ) રા. સા. હરીલાલ દેસાઈભાઈ ( અમદાવાદ ), એ. રા બા રમણભાઇ ( અમદાવાદ ), એ. મિ લલ્લુભાઇ સામળદાસ ( મુંબાઇ ), તથા ડૉ મણિલાલ નંગાદાસ, વગેરે અનેક સન્માનિત સદ્‌ગૃહસ્થોએ હાજરી આપી હતી અને તેમાંના ઘણાએ ઉત્સાહથી ભાગ લીધો હતો. એ મી. લલ્લુભાઈની દરખાસ્ત અને એ. બા. બમનજી મોદીના અનુમોદનથી પ્રમુખનો ઉપકાર માની કોન્ફરન્સનું કામ પુરૂં કરવામાં આવ્યું હતું.

જણાવતાં સંતોષ થાય છે કે આ વખતની કોન્ફરન્સ ઘણી ફતેહમંદ નીવડી છે. અને આશા રહે છે કે, ભવિષ્યમાં આવી કોન્ફરન્સો મંડળીઓનું દિન પ્રતિદિન સારૂં થતું કામ પ્રદર્શિત કરે +

( અમદાવાદ ) —સૌ. મનોરમા.

## મહત્વના વિષયોની ટૂંકી નોંધ.

૧. ના. વાઇસરાય ઉપર ફેંકાયલો બૉમ્બઃ નામદાર શહેનશાહે રાજ્યારોહણ વખતે દિલ્હીને હિન્દનું રાજનગર બનાવવા ઈચ્છા જાહેર કરી હતી આ શાહેનશાહી ફરમાન અમલમાં લાવવા આપણા લોકપ્રિય વાઇસરાય નામદાર લૉર્ડ હાર્ડિંજ તથા તેમનાં બાનુની સ્વારીએ દિલ્હી શહેરમાં તા. ૨૩ ડિસેંબર ૧૯૧૨ ને દિવસે પ્રવેશ કર્યો. લોકોના હર્ષનાદ વચ્ચે વાઇસરાય સાહેબનો હાથી ચાંદનીચોકમાં આવી પહોંચ્યો, તે વખતે કોઈ દુર્બુદ્ધિ, પાપી મનુષ્યે તેમના ઉપર બૉમ્બ ( નાશકારક ચીજોથી ભરેલો દારૂનો બરણ ગોળો ) નાંખ્યો અને ત્યાંથી તે દુષ્ટ પલાયન કરી ગયો. હાથી ઉપર લૉર્ડ હાર્ડિંજ અને તેમનાં બાનુ સાથે બેઠાં હતાં. બૉમ્બ પડવાથી વાઈસરાય સાહેબનો છત્રધર માર્યો ગયો અને પોતાને પણ વાંસામાં મોટો જખમ થયો. લેડી હાર્ડિંજ પરમેશ્વરની કૃપાથી બચી ગયાં. આ મહાન બાનુની ધીરજ અને હિંમત, તેમણે જે હકીકતનો પત્ર લખ્યો છે, તેમાંથી હરકોઈ જોઈ શકે છે. અને તે ખરેખર અસાધારણ સહન શક્તિવાળાં સન્નારી છે એમ ખાત્રી થાય છે. આ પવિત્ર સતીએ પોતાના સ્વામીના ઉપર આમ કષ્ટ આવી પડયું છતાં ધૈર્ય રાખ્યું, અને ઘણી સારવાર કરી ઇશ્વરકૃપાથી હવે આપણને બહુ પ્રિય થયેલા વાઇસરાય સાહેબને આરામ છે. લેડિ હાર્ડિંજ ઉપર જે વિપત્તિ પડી તેમાં ભાગ લેવાને બધા દેશ દેશાન્તરમાં સ્ત્રીઓની સભાઓ મળીને મોટું ઉઘરાણું કરવામાં આવ્યુ છે, જેનો સારવાર કરનારી એક સંસ્થાને મદદ આપવામાં ઉપયોગ થશે. પરમ કૃપાળુ પરમેશ્વર આપણા પ્રિય હાકેમ અને તેમનાં બાનુને દીર્ઘાયુષ, સુખ, અને સંપત્તિ આપો, એમ તેને વિનંતિ છે. બૉમ્બ ફેંકનાર નરાધમ હજી પકડાયો નથી, પણ તેને પકડવાને એક લાખ રૂપિઆનું ઈનામ જાહેર કરવામાં આવ્યું છે

+ આ લેખને લગતી કેટલીક હકીકત સુન્દરીસુબોધના તંત્રી તરફથી મળી હતી, જેને માટે હેમનો હું ઉપકાર માનું છું.

રીતે વરસાદ પડ્યા કરે છે, ત્યાં ગયાં ત્રણ વર્ષો થયાં શોકજનક રીતે ઘણો થોડો વરસાદ પડવાથી નિર્વાહનાં સાધનો ઘણાં નબળાં થઇ ગયાં છે. અને તે ભાગ ઘણી દયાને પાત્ર બની રહેલો છે; કારણ કે તે જીલ્લાના અગીઆરમાંથી આઠ તાલુકામાં દુકાળની સ્થિતિ અસહ્ય જોવામાં આવે છે, તેની સામે ટક્કર લેવાની જરૂર છે આને પરિણામે તે જીલ્લા માંહેનાં ઢોરોનો મોટો ભાગ મરણ પામ્યો, અથવા બીજી રીતે અદૃશ્ય બન્યો, કે કાં તો ખાટકીના ઘરમાં વેચાયો !—અને તેનું કારણ માત્ર એજ છે કે ઘાસચારો સંપૂર્ણ રીતે મળી શકતો નથી. ગરીબ બીચારા ખેડુતો જ્યાં ઘણીજ ખરાબ રીતે દુકાળની અસર થવા પામી છે તેવા ભાગોમાંથી દુર ચાલ્યા ગયા છે; અને કોઇ જગ્યામાં ગામડે ગામડાં ઉજડ થઈ ગયાં છે; તેમાં ફક્ત થોડા હળ ખેડનારાઓ, મજુરો અને ગરીબ કારીગરો રહેલા છે. વળી આ દુકાળનું ખાસ સ્વરૂપ એવું છે, કે પીવાના પાણીની પણ તંગી પડી જાય તેવી ખરેખરી ધાસ્તી રાખવામાં આવે છે ! નામદાર સરકાર પોતાનાથી બનતી મદદ કરે છે; અને આપણાં ભાઇ બહેનોની તથા હેરાન થતાં મુંગાં પ્રાણીઓની દયા લાવીને આપણાથી બનતી મદદ કરવી એ આપણી ફરજ છે.

## કમીટીના હેતુઓ.

(૧) ઢોરોના રક્ષણને માટે જે પગલાં ભરવાનું કામ ઉપયોગી કે વ્યવહારૂ લાગે તેવાં પગલાં ભરીને નામદાર સરકાર તરફથી સંકટ નિવારણ માટેના ઉપાયોમાં ઉમેરો કરવો ( તે સ્થાનિક કમીટીઓ તથા સ્થાનિક અમલદારોની સાથે સહાનુભૂતિ વડેજ ).

(૨) માણસ જાતનાં દુઃખો કમી કરવા માટે દુકાળના વખતમાં જે બંધારણની વ્યવસ્થા કરવી પડે, તે વડે સરકારી પ્રયત્નોમાં ઉમેરો કરવોઃ આમાં પણ સહાનુભૂતિ વડેજ વર્તવાનું છે. અને ગરીબ નિરાધાર ખેતીકારો તથા બીજા દુષ્કાળની અસરથી પીડાતા લોકોનાં દુઃખો કમી કરવા માટે જે કાંઇ ઇલાજો જરૂરના લાગે તેવા યોજવા.

(૩) આ ઇલાકાની જે જે જગ્યામાં દુકાળની અસર થઇ હોય ત્યાં ત્યાં ખાનગી ગૃહસ્થોના નાણાંની મદદથી વ્યવસ્થા કરીને વ્હેંચી આપવા માટે નાણાંની રકમો એકઠી કરવી.

(૪) આ નાણાંનો ભંડોળ વધારવો તથા તે માટે જે જે પગલાં જરૂરી લાગે તેવાં ભરવાં.

## દુઃખ નિવારણની બેવડી યોજના.

દુઃખ નિવારણ કરવા માટેની યોજના નીચે મુજબ કરવામાં આવી છેઃ

(૧) ઢોરોનાં સંકટનું નિવારણઃ—

ઢોરોને માટે રહેવાના વાડા; ઢોરોને માટે રસોડાં; ઢોરોને માટે સસ્તા ઘાસચારાની દુકાનો; સસ્તુ ઘાસ વ્હેંચવું; ઢોરને દેશાવર મોકલી આપવાં; ઇત્યાદિ.

(૨) માણસોનાં સંકટનું નિવારણઃ—

બહારની મદદ નહિં લેનારા આબરૂદાર ગરીબ લોકોને મફત મદદ આપવી; ગરીબ રીબાતા લોકોને મફત કપડાં વ્હેંચવાં; કામ કરતા હોય તેવા લોકોની જરૂરીઆતો પુરી પાડવી; અનાજની સસ્તી દુકાનો ખોલવી; માબાપ વિનાનાં છોકરાંઓને, વિધવાઓને, નિરાધારો અને નિર્બલ માણસોને મદદ કરવી; તથા ખેડુતોને ખેતીનાં સાધનની મદદ આપવી.

આ પરોપકારના કામને માટે રૂા. ૧૦૦,૦૦૦ જોઇએ છે અને ઉપર જણાવેલા ફન્ડમાં અથવા તેના કોઇપણ ભાગને માટે ગમે તે રકમ આપી શકાશે.

**અહમદનગર દુષ્કાળ કમીટીના સેક્રેટરી, ગિરગામઃ મુંબાઇ.—**

એ સરનામે પૈસા મોકલવા તથા પત્રવ્યવહાર કરવો.

( અમદાવાદ. ) —સૌ. અરવિન્દા.

# पत्रमंजूषा.

૧ ઘરગતુ દવાઓનું સુન્દરી સુબોધમાં જે લખાણ આવે છે, તે ઘણું જ ઉપયોગી છે. ને અમે તો તેના ઘણા અખતરા પણ કર્યા છે તે દવા ગુણકારક છે. માટે મેહેરબાની કરીને તેવી દવાઓની હકીકત કાઢશોજ નહી. હમેશાં એવા લેખ આવેતો સારૂં. ઘણા ઉપયોગી છે.

—સૌ. બાલુબા સાંગણવા વાળાં. ( જવાશિયા. )

૨. ભયંકર રીવાજ. એક હમણાંજ તાજો દેખાવ જોયો, તે ઘણીવાર જોવામાં આવે છે; પણ આજ વધારે ત્રાસદાયક લાગ્યો અને મારૂં હૃદય હજી કાયમ ધડકે છે એક અગીઆર વર્ષની છોકરી વીધવા થઇ તેના વાળ આસપાસનાં સગા વહાલાએ મળી, તે બાળકીને પકડી રાખી, પરાણે ઉતરાવી નાંખ્યા! તેમ હાથ પગ કે નાક કાન કાપી નાખવાં કે આંખ્ય ફોડી નાંખવી એ રીવાજને જુલમ ગણવામાં આવે છે, તેમ વાળ કાઢી નાંખવાની રીત પણ એક જુલમ છે કારણકે તે પણ ઇશ્વરી બક્ષીસ છે. વધુ શું લખુ ? વીધવાઓની દયાજનક સ્થીતીથી કોણ અજાણ્યું છે ?—છતાં બહેરી દુનીયાં સાંભળે છે ક્યા ? ઘણાં ઘણાંએ લખે છે, ને મોટા અવાજે સંભળાવે છે કે આમ કરવું એ પાપ છે. પણ રાક્ષસી રીવાજના પંજામા ફસાનાર આંધળાં ને બહેરા લોકોનાં પડળ ને કાનની ધાક ઉઘડે છે ક્યાં ?

—એક આર્ય સ્ત્રી.

૩ સુન્દરીસુબોધ પત્રમાં આવતાં ઘણુંખરાં લખાણ મને વાંચવાં ગમે છે. વાર્તાલહરી, રમણીમણિમાલા, આનંદાશ્રમ અને વિદ્યાકળા, વૈદકના વિષયો બહુ રસથી વંચાય છે અને ઉપયોગી થઈ પડે છે. દરેક વાર્તામાં બોધ આવતો હોવાથી સુન્દરીસુબોધની વાર્તાઓ બીજાં પત્રો કરતાં વધારે વંચાય છે. બનેતો હવે બોધઆપતી ચાલુ મોટી નવલકથા આપો તો વધારે સારૂં.

—સૌ. મોંઘીબેન. ( કલકત્તા. )

૪. પત્નીને પ્રસન્ન કરતો પતિ—સુન્દરીસુબોધના ૧૯૧૨ના સપ્ટેમ્બર માસના અંકમાંના ચિત્રમાં શ્રી કૃષ્ણની પત્ની રાધા છે, એમ જણાવ્યું છે,—તે વિષે મને શંકા ઉત્પન્ન થઇ છે તેથી મહેરબાની કરી મારી શંકાનું સમાધાન पत्रमंजूषा મારફતે કરશો. એ વિનતિ છે. કેમકે ' શ્રીમદ્ ભાગવતના—દશમ સ્કંધ 'મા (શ્રીકૃષ્ણની) અષ્ટપટરાણી એના નામમાં રાધાનું નામ જણાતું નથી રાધા ફકત ગોપપુત્રી હતી અને બીજી ગોપીઓ કરતાં શ્રીકૃષ્ણને તે વધારે પ્રિય હતી, એમ હું જાણું છું. જો એમ હોય તો રાધાને શ્રીકૃષ્ણની પત્નીની જગાએ મુકવી એ યોગ્ય છે ?

—સૌ. દક્ષા. ( અમરેલી. )

૫ સ્ત્રીઓ વળી લખી શકે ?— એક બ્હેન પોતાના પત્રમાં કોઇ વિષય ઉપર લખતાં જણાવે છે કે ) "આ પ્રશ્ન મને મારી મેળેજ...ઉઠો થયો હતો. કોઈના કહેવાથી નહીં ઘણાકોને એવો શક જાય છે કે સ્ત્રીઓ વળી લખી શકે ?—તેથી આપની ખાનગી જાણ માટે જ મારે લખવું પડે છે, કે હું આપનું લોકપ્રિય માસિક વાચું છું અને સ્ત્રીલેખને ઉત્તેજન મળે છે તે હું જાણું છું; એટલેજ મને કાંઈક લખવાનો શોખ થાય છે. ઇશ્વર એ માસિકને અને તેના કાર્યવાહકોને લાંબુ આયુષ્ય આપે એવી પ્રાર્થના છે."

૬ પત્નીની આરતીઓ—વિશે જે કવિતાઓ સુંદરીસુબોધમાં પ્રગટ થઇ છે, તેના લખનારને ધન્યવાદ ઘટે છે. પણ આપણી સ્ત્રીઓ એટલા બધા માનને લાયક થઈ છે કે નહીં, તે વીચાર કરવા જેવું છે. જ્યાંસુધી ચાડી ચુગલી, નીંદાકુથલી, તથા કલેશકંકાસ વીગેરે કરીને સ્વામીને હેરાન કરતી તથા કુટુંબને રંજાડતી બાઈઓ સુધરે નહીં ત્યાં સુધી તેઓ આવાં ભારે વખાણને લાયક છે જ નહીં. બધા જાણે છે કે ઘેરઘેર માટીના ચુલા છે ! આપના પત્રમા સારાં લખાણ લખી મોકલનાર સ્ત્રીઓ પોતાના ઘરમા કેવી રીતે ઘરસંસાર નીભાવે છે, તેની આપ તપાસ કરો તો માલુમ પડશે કે, હજુ એટલું દુધ નથી !—સ્ત્રીઓને ઉતારી પાડવાને હું લખતી નથી, પણ હું તો જે ખરૂં છે ને જોઉં છું, તે લખ્યું છે

—સત્યા. (અમદાવાદ)

૭. અબલા સહાય ફન્ડ અને બાલ ગ્રંથાવલી.—વિનંતી સાથે લખવાનું કે, આજરોજ રૂ.૧૦ મનિઓર્ડરથી મોકલેલ છે. તેમાંથી રૂ. ૫ ( પાંચ રૂપિયા ) ' અબલાસહાય ફન્ડ ' જે તમોએ ઉઘાડેલું છે તેમાં મ્હારા તરફથી તથા રૂ. ૫) 'બાલ ગ્રંથાવલી 'નું ફંડ તમોએ ઉઘાડેલું છે તેમ રા. રા. ટોકરશી પુંજાભાઇ છેડા તરફથી જમા કરજો. અને રૂપિયા પ્હોંચેથી પ્હોંચ લખશો.

—સૌ. દેવકાબાઈ ટોકરશી છેડા. ( ડોંબુ-કચ્છ )

૮. સુન્દરીસુબોધ સ્ત્રીઓ માટેજ છે.—બ્હેનો ! આપણે જાણીએ છીએ કે આ માસિક ફક્ત આપણેજ માટે જન્મ પામ્યું છે. આથી ઘણી બ્હેનોએ જેમ જેમ જાણવામાં આવતું ગયું તેમ તેમ તેનો લાભ લેવો શરૂ કર્યો હશે. આ માસિકથી જે લાભ મ્હને મળ્યો છે તે આપ સર્વ બ્હેનો સમક્ષ મ્હારા જાતિ અનુભવ તરીકે હું અત્રે નિવેદન કરૂં છું, જે વાંચી આ માસીકની સર્વ વાંચક બ્હેનો ખરેખર ખુશી અને મગરૂબ થશો.

આ માસિક જ્યારથી આપણા હાથમાં આવવા પામ્યું છે, એટલે કે જ્યારથી પ્રગટ થયું ત્યારથી હું તેના લગભગ દરેક અંક નિયમસર સમજીને વાંચતી આવી છું. હું એટલું પણ અંહિં જણાવું છું કે શાળા છોડયા પછી જે કાંઈ અભ્યાસવૃતિ મ્હારાથી રાખી શકાઇ હોય તે ફક્ત આ માસિકનુંજ વાંચન છે. જેને પરિણામે આ સાથેના મ્હારા અલ્પ પ્રયાસની પ્રથમ પ્રસાદી બ્હેનોને ધરૂં છું.+

જે કાંઈ વિચાર મ્હારામાં ઉત્પન્ન થવા પામ્યા છે, અને જે થોડા ઘણા આ માસિકથી વિકાસ પામી કોઇપણ જાતના બંધારણ કે રૂપમાં આવી શકયા છે, તે ફક્ત આ માસિકને આધારે જ છે. આ માસિક દ્વારા કાંઇ પણ બ્હેનોની સેવા કરવાની મારી અભિલાષા ક્યારની હતી અને તે પરીપુર્ણ કરવાને મ્હેં આ પ્રયાસ કર્યો છે.

આ માસિકમાં આવતા કેટલાક વિદ્વતાવાળા અને ઉંચા આશયથી લખાએલા લેખો ઘણા આવે છે. પણ તેનાં વાંચનારા અને પુરેપુરૂં સમજનારાં અને ખાસ કરીને તેની મન ઉપર અસર થાય તેવાં અમારી આ તરફની બ્હેનોના સહવાસ, અભ્યાસ અને કેળવણી ઉપરથી હું માનું છું કે બહુજ થોડાં હશે: અને આ માન્યતાથી દોરાઇને મ્હેં વાર્તારૂપે આનંદ અને બોધ આપે તેવી ઘરગથુ અને સાદી ભાષામાં અંહિંની અમારી સામાજીક સ્થીતિ અને કેળવણી ધ્યાનમાં લઇ એક પ્રયાસ કર્યો છે. તેથી કદાચ મ્હારી સુજ્ઞ અને વિદ્વાન બ્હેનોને આમાંથી કાંઇ રસિક અને નવું ન મળી શકે તો મ્હને ક્ષમાપાત્ર ગણશે.

—સૌ. મંજરી. (પોરબંદર)

૯. સુંદરી સુબોધ કેવું કામ કરે છે?—આપની તરફથી પ્રગટ થતાં ' સુંદરીસુબોધ ' માસિક પત્રનાં જે વખાણ વિદ્વાનબંધુ મુ. કાસારે કવિતામાં લખ્યાં છે, તેમના અભિપ્રાયને હું અંતઃકરણથી મળતી થાઉં છું અને બીજાં પણ એ પત્રેનાં ઘણાં વાંચનાર થશે. આપના પત્રથી અમો સ્ત્રીઓને એક વાંચવાલાયક માસિકની ખોટ હતી તે પુરી પડી છે. અમારી જીંદગી આ પત્રના વાંચનથી સુધરતી જાય છે, અને અમને કુથલી નીંદા કરવાને બદલે સારા સારા રસીલા, ઉપયોગી વીશયો વાંચવા મળે છે. સાક્ષરબંધુ મુ. અમૃતલાલભાઈ પઢિયાર જેવા સાધુપુરૂષનાં ( જેમનાં દર્શન એક વખત મેં કર્યાં છે તેમનાં) લખાણ આપના પત્રમાં આવે તે યોગ્યજ છે. તે મુરબીભાઇના સવાલના જવાબમાં હું જણાવું છું કે, તેમની ' ઘરગતુ દવાઓ '. વાળો વીશય ઘેરેઘેર ઉપયોગી થાય એવો છે. મને તેમની દવાઓનો જાતી અનુભવ તો નથી, પણ મેં જ્યાં ત્યાં એનાં વખાણ સાંભળ્યાં છે. એ એક વીશય એવો છે કે જે સહુ કોઇને કામનો થઈ પડે છે. આવા વીશયો આવે છે તેથીજ સુંદરીસુબોધ સઘળે પંકાય છે. તેમાંના કેટલાક ભાગ તો બહુ વંચાય છે. વાર્તાલહરી, રમણીમણીમાળા, આનંદાશ્રમ, જ્ઞાનસુગંધ, કાવ્યકુંજ, વીદ્યાકળા અને પત્રમંજૂષા વધારે ઉપયોગી કામ કરે છે. સુંદરીસુબોધ મંડળની ગોઠવણ પણ સારી રાખી છે. તેના નીયમો પ્રગટ થશે ત્યારે અમે બે ત્રણ જણ અહીંથી મેંબર થઈશું. પુરૂષોથી મેંબર થવાતું હશે તો જણાવશો. આપ મુરબી સાહેબને તસ્દી આપું છું તે માટે માફ કરશો. પણ સુંદરીસુબોધ અમારૂં વહાલું

+ ' સાંપ્રત સમયનું સામાજિક ચિત્ર '—એ નામની વાર્તા આ અંકમાં પ્રકટ થઇ છે.

અને હંમેશનું સાથી થઈ પડયું છે, તેનું કારણ આપ જે મહેનત, ઉત્સાહ અને ખરચ ઉઠાવો છો તે છે. ચીત્રો પણ બહુ સારાં આવે છે. ઇશ્વર તમારી મહેનત બર લાવે, એમ અમારી વીનંતી છે. હજી આપના આવા સસ્તા અને સુંદર માસીકના ફક્ત અઢી–ત્રણ હજાર ગ્રાહક થયા છે, તે આપણા લોકની ખોટી કરકસર અને ખરા લાભ વીશે બેપરવાઇને લીધે છે. પણ સુંદરીસુબોધ ઘણું વંચાય છે અને લોકો તેને ચહાય છે, એમ હું જાતી અનુભવથી કહી શકીશ. એટલે ધીમે ધીમે તેના ગ્રાહકો ઘણાં થશે એમાં કાંઈ શક નથી વિદ્વાનબંધુ મુ कासारની જેવી એક કવીતા આ સાથે મોકલી છે, તે ખાસ અંકમાં પ્રગટ કરવા મહેરબાની કરશો. એમના જેવી તે સારી નથી પણ મારા મનની ઊર્મીથી લખેલી છે.

(હરિગીત) સુંદરીસુબોધ અમારો સુંદરીનો ખરો શણગાર છે,
સુંદરીસુબોધ નકીજ સાચો સ્ત્રીઓનો ઉરહાર છે;
સુંદરીસુબોધ સદાય વાંચે બહેનીઓ તો લાણ છે,
સુંદરીસુબોધ અમારી સુંદર જીંદગીનો પ્રાણ છે.
વાંચન રૂડું, ચિત્રો મઝેનાં, અજબ ઓછા મુલ્યમાં,
દર માસ આવી જીવન અમ ઓપે સુરત્ન અમુલ્ય આ;
પ્યારૂ અમારા પ્રાણ જેવું, એક પત્રજ એ થયું,
સહુ ઘર અને કુટુંબમાં વ્હાલું બની હૈયે વસ્યું.
સુંદર લખાણો સ્ત્રીઓનાંથી ભવ્ય ને ભરપુર છે,
બહુ બોધદાયક ખાસઅંક ચિત્રોથી સુશોભિત જે;
મનહર અને સુખદાયી દુનિયાં તણું જ્ઞાનજ આપતું,
સંસાર માંહે સ્વર્ગ નર્ક સુંદરીસુબોધ ઉતારતું.
દઇ ધર્મનો સુબોધ પ્રેમે સેંકડો બહેનો તણી,
અજ્ઞાન, દુઃખી જીંદગી સુધારીને મીઠી કરી,
શીખ આપી, દોશ બતાવી, માર્ગો સુચવી સારા સદા,
બહુ બંધુ, બહેનો, બાળકોનાં જીવનમાં અમૃત ભર્યાં.
વાંચો અમુલ્યજ પત્ર આ, ધારો સદાયે ચિત્તમાં,
સુંદરીસુબોધથી બોધ ને આનંદ લો, બહેનો ! અહાં;
સધવાનું છે સૌભાગ્ય, ને વિધવા તણો નીતી ગ્રંથ તે,
સુંદરીસુબોધજ સુંદરીનો સત્યગુરૂ, સદમાર્ગ છે —ગૌરી. (સુરત)

૧૦. ફરતું પુસ્તકાલય અને અબલા સહાય ફન્ડ—આ લખાણ જોકે નિશાળમાં કેળવણી લેવાથી બેનશીબ રહેલી સ્ત્રીનું છે, તોપણ તે ખરાદિલનું છે; તેથી ધ્યાનમાં લેવા મારી પ્રેમાળ વાંચનારી બહેનોને તથા મુરબ્બી વાંચક ભાઇઓને હું નમ્રતા ભરેલી અરજ કરૂં છું. સહુના ભલાની તે વાત છે; તેમાંથી સાર લઇશું તો આપણુનેજ ભવીષ્યમાં ફાયદો થવાનો છે. હું જે બે અક્ષર વાંચી લખી જાણું છું, તે મારા સ્વર્ગવાસી ભાઇનોજ પ્રતાપ છે. મારી કેળવણી વધારવાને તે ઉમંગી બંધુએ પોતાનાથી બની શકતું સઘળું કીધું હતું; ને તેમના દિલમાં પણ ઘણી ઘણી વાતો હતી પણ તે ભગવાનને ન ગમ્યું. ને એ ભલા ભાઇને પોતાના ધામમાં વહેલો બોલાવી લીધો ! અધીપતી સાહેબ ! હાલ મને આપનો દાખલો એવીજ તરેહનો યાદ આવે છે. મેં જ્યારે આપ મહાશય ઉપરનું કુટુંબીક વીપત્તી અને દુખભરેલી આફતની વાત જાણી ત્યારે મારાથી ઘણુંજ રડાઇ ગયું હતું. મારા ઘરમાં બી બધા બહુ દીલગીર થયા હતા. તેઓ એમ કહેતા હતા કે, 'ભલાંની ભલમનસાઇની હદ જોવા પરમેશ્વર આવી કસોટી પર આદમીને લીએ છે. પણ સારૂં કામ કરનારનુ હરહમેશ સારૂંજ થાય છે.'

આપ જે રૂડું કામ કરોછો તે આપને તથા આદસંપાદક બંધુસમાજને બહુજ પ્રસંશા ઘટે છે. સુંદરીસુબોધનું ચોપાનીયું મારા ભાઇના સ્વર્ગવાસ પછી હું મંગાવી શક્ત નહીં, પણ મારા

વડીલને મારા ઉપર દયા આવી અને થોડા અંક જોયા પછી આ માસીકપત્રનું લવાજમ તેઓજ દર વરસ ભરે જાય છે. જો કે હવે તો હું મારે ઘેરથી પણ મંગાવી શકું. કારણકે અહીં પણ મારા ઘરમાં બધાને તેમાં હવે રસ લાગવા માંડયો છે. એમને વાંચવાનો શોખ બહુ નથી; વેપારી લાઈન એટલે ફુરસદ ઓછી, ને ધંધામાં આખો દહાડો ગોંધાયા બી રહેવું પડે, એટલે વખત ન મળે. પણ ચિત્રો દાખલ થયા પછી તો તેઓ પણ ઘડી ઘડી નવરા પડે ત્યારે તે જુવે ને કદી વાંચે પણ છે. તેઓ અચંબો પામે છે કે સવારૂપીઆ જેટલી નાની રકમમાં ખાસ અંક, ચીત્રો-વાળું માસીક અને ભેટનું પુસ્તક આપવાં ફાવે કેમ ?

પણ મેં તેઓને સમજણ પાડી છે. હું ચાર પાંચ વરસથી સુંદરીસુબોધ લઉં છું. ને આખી ફાઇલ મારી પાસેની પાસે રાખું છું. ફરી ફરીને વાંચવાથી અણગમતું આવતું નથી ને ઓર ફાયદો બી થાય છે. તેની ભાષા જે પહેલાં અઘરી લાગતી અને ઝટ સમજાતી નહીં, તે હવે સમજાય પણ છે. મેં તેઓને બંધુસમાજ અને મે. રામમોહનરાયભાઇના હસ્તક ચાલતા આ ચોપાનીયાની હકીકત તેઓને કહી કે, આ વીદ્વાનો સુંદરીસુબોધ ચલાવે છે તે ફક્ત વેપારને માટે નહીં. એઓ સાહેબોએ હમણાં બી કેટલીક લાભકારક યોજનાઓની ગોઠવણી કીધી છે. સ્વાર્થ વગરની, ધમાલ વગરની, સ્ત્રીઓનાં હીતની ખરેખરી સાચી હીલચાલ જેવી હોયતો બંધુસમાજની દેખરેખ નીચે ચાલતું સુંદરી સુબોધ માસીકપત્ર અને તેનું મંડળ છે. મેં ત્રણ ચાર ગ્રાહક મેળવી આપ્યા છે, તેમાં કાંઈ વધારે કીધું હું માનતી નથી. અને તેનો બદલો લેવા પણ માંગતી નથી. પણ અધીપતી સાહેબે વાંચવા લાયક ચોપડી આપવાની લાલચ આપી છે; તેવી સારી ચીજ લેવાની કોણ ના કહે?

કોઇ પેપર લોકના ફાયદા માટે હરહમેશ મહેનત લીધા કરતું હોય તો તે સુંદરીસુબોધ છે. સુંદરીસુબોધ મંડળની જે જાહેરાત આ માસીકમાં દાખલ થઈ છે, તે ઉપરથી તેના હેતુ બેશક સ્તુતીપાત્ર લાગે છે. ફરતી પુસ્તકાલયો મારફત આપણી સ્ત્રીઓને ઘણીજ હીતકારક હીલચાલ શરૂ થઈ શકશે. કારણકે મફત, ઘેરબેઠે, વાંચવા લાયકની ચોપડીઓ મળતી હોય તો કોણ ના વાંચે? ને વાંચેથી જ્ઞાન વધે, ને જ્ઞાન વધે તેથી ભણેલી બહેનોના સંસારની પેઠે આપણાં કુટુંબની હાલત પણ સુધારી શકીશું. વાંચન બહુ સારી ચીજ છે ને સુંદરીસુબોધ પત્રની તરફથી આપણને પાઈ બી ખરચ્યા શીવાય ઘરને આંગણે પુસ્તકો મોકલી આપવા અધીપતી સાહેબ તૈયાર થયા છે એ પણ આપણાં સારાં ભાગ્યની વાત છે. અબળા સહાય ફન્ડની ગોઠવણી પણ એવાજ ઉદાર ચિત્તથી કરી છે. લાયક સ્ત્રીઓને ફક્ત પૈસાની તંગીને લીધેજ આ પેપર વાંચવા ન મળી શકતું હોય તેને, માટે જ્ઞાનનું આ ઉત્તમ સાધન છે. ત્રણસો રૂપિયાની ઈનામી હરીફાઇ મદ્દાન સ્ત્રીઓનાં નામ માટે ઉઘાડી છે તેમાંબી તેઓ સાહેબોની આપણી બહેનોના હીત માટે લાગણી દર્શાવી આપે છે.

હું તો એક ગરીબ સ્ત્રીછું. તોપણ સુન્દરી સુબોધ મંડળનાં ફંડખાતે રૂ. ૧ (એક રૂપિયો) મોકલી આપું છું તે જૂજરકમ કબૂલ રાખવા મહેરબાની કરશો. એક બહેનનો ઉમંગ જોઈ સુંદરીસુબોધનાં હજારો વાંચનાર ફક્ત થોડું થોડું આપશો તો પણ સારી શરૂઆત થશે. છેવટે હું અંતઃકરણની આશીષ આપું છું. કે, મહેરબાન બંધુસમાજના મેંબર સાહેબોનું તથા મે. રામમોહનરાય ભાઇનું પરમેશ્વર ભલું કરો.

—સૌ. પારવતી. (મુંબાઇ.)

૧૧. આત્મનિવેદન.—આ લેખ આપની હંમેશની સ્ત્રી-લેખકનો નહિં હોવાથી આશ્ચર્યનો લાગશે, તેમ હું વિદ્વાન લેખક નહિં હોવાથી અનેક ભૂલો દષ્ટિએ પડશેજ. પણ મ્હને, મ્હારા હૃદયમાં સારાં બીજો વવડાવી, અમૃત સીંચનાર આપનું પત્રજ છે. આર્યમહિલાઓનાં ચારિત્ર્ય અને સદ્ગુણોની સુંદર છાપ મ્હારા હૃદયમાં પાડનાર તેમજ સાહિત્યમાં ગડવાને મ્હારી ઉર્મિઓને જગાડનાર ત્હમારૂં પત્રજ છે. તો આ અલ્પ પ્રયાસ આપના તરફ મોકલું છું ત્હેની તરફ અવકૃપા તો નહિંજ થાય, એમ હું આશા રાખું છું.

પ્રિય બ્હેનો ! મ્હારા જીવનનું સર્વ હિત સુન્દરીસુબોધે જ કરેલું છે;–તેથી તે માસિકપત્રમાં મ્હારો આત્મવૃત્તાંત મૂકતાં મ્હને આનંદ થાય, એ સ્વાભાવિક છે. સર્વ કોઈ વિદ્વાન અથવા ધનવાન હોતું નથી; તેમજ ધનવાન અગર વિદ્વાન હોય તોપણ પોતાની વિદ્યા અને દ્રવ્ય સ-

માર્ગે વાપરતાં આવડતું નથી. તેવીજ રીતે મ્હારામાં લેખ લખવાની શક્તિ નથી તેમ અનુભવ નથી. તેથી સુભાવે જે કાંઈ રૂચીકર લાગે તે સ્વીકારશો.

મ્હારી કર્મકથા-મ્હારૂં પ્રથમ જીવન, બ્હેનો સમક્ષ ખુલ્લું પાડતાં હું શરમાઉં છું. અને આ સ્થાને ઉઘાડાં પડતાં મ્હને સંકોચ થાય છે. છતાં મ્હારા જેવી જીંદગી ગાળતી બ્હેનોને, ત્હેમાંથી યોગ્ય સદ્બોધ મળે અને તેઓ ધડો લેઈ સુધરે માટે હું આ હકીકત લખું છું: સંસાર સાગરનું મ્હારૂં શરૂઆતનું જીવન દૂષિત તેમ દુઃખી હતું, એમ જણાવતાં આજ મ્હને ગ્લાની થાય છે. હું એક સાધારણ રીતે ભણેલી સ્ત્રી હતી. અને તે વખતે શાળામાં માત્ર ભણતરજ અપાતું; નૈતિક કેળવણી તરફ પૂરૂં લક્ષ ન્હોતું. આ પ્રમાણે ચારિત્ર્યની ખીલવણીને અભાવે 'અધુરો ઘડો છલકાય!' તેમ નાનપણથી થોડા જ્ઞાનને બહુ માની, હું ખોટા ખ્યાલમાં તણાયે જતી હતી. જ્ઞાતિરીવાજના દુષ્ટ પ્રચાર મુજબ બાલ્યાવસ્થાથી અન્ય સર્વ બાલિકાની પેઠે હું પણ લગ્નઅવસ્થામાં ઠોમાઈ હતી. પરંતુ કર્મ કાંઇ ઉચ્ચતમ તેથી પતિ સુશિક્ષિત અને ઠરેલ મળ્યા નહિં તો મ્હારી વધારે અધોગતિ થાત. આ સમયે તો મ્હારામાં સારાસારનો વિચાર હતો નહિં. મ્હારી મંદબુદ્ધિથી મ્હને ભણેલી તરીકેનું અભિમાન, જ્ઞાનનો ડોળ, શારીરિક સુંદરતાનો મદ, અન્યની વધારે દેખાવડી વસ્તુઓનો મોહ, એવાં ખરાબ પરમાણુથી મ્હારૂં મન દૂષિત થયું હતું. પ્રેમ શું ત્હેની તો મ્હને ખબરજ હતી નહિં. પતિપ્રેમ જે આપણું ઇષ્ટ અને સર્વસ્વ છે, ત્હેને હૃદયમાં સ્થાન આપી શકી ન્હોતી. પ્રથમનાં બે વર્ષ શ્વશુરગૃહે મ્હારાં બહુ ખરાબ ગયાં. નિરંતર ક્લેશાદિની વિષજ્વાળા સળગ્યાંજ કરતી. મ્હારા પતિ સાહિત્ય પ્રતિ પ્રેમવાળા હોવાથી સારાં પત્રો, માસિકો, પુસ્તકો, વિગેરે, લાવી આપતા; તેમજ વખતો વખત સારી સલાહ પણ આપતા. પણ ઘરમાં જે વાગ્યુદ્ધ નિરંતર ચાલ્યાં કરતું ત્હેમાંથી મુક્ત થાઉં તો વાંચવાનું સુઝેને? સાસુ, નણંદ, વિગેરે સાથે તકરાર અને કજીયામાંજ દિવસ પસાર થતો. આવા જીવનમાં પ્રિયતમ વસ્તુનો સંભવ ક્યાંથી હોય? કોઇની સાથે મ્હને મૈત્રિ થઈજ નહિં. કોઈ કોઇ બ્હેન સાથે થાય ને બે દિવસ ચાલે, પણ લાંબો સ્નેહ સંબંધ રહેજ નહિં; કારણકે મ્હારો સ્વભાવ ચ્હીડીયો, અદેખો, અને તુંદમીજાજવાળો હોવાથી કોઇની સાથે બનતુંજ નહિં. નવરાશનો વખત કદિ મળે તો તે પણ નિંદામાંજ જતો; કારણ કે મ્હારી સાથે વાતો કરવા બેસનાર પણ મ્હારા જેવીજ સ્ત્રીઓ હતી! હાલ જીવનક્રમમાં ફેરફાર થયો છે અને જીંદગી સન્માર્ગે વળી છે, ત્યારે સમજાય છે કે પતિપ્રેમ જેવી અમૃતની વર્ષા શિવાયનું શુષ્ક જીવન મ્હને તે સમયે કપેમ આનન્દ આપતું હશે? પ્રિય પતિનો નિર્મળપ્રેમ જે સ્ત્રીના હૃદયમાં નથી, ત્હેની જીંદગી કેવળ વૃથા છે. ત્હેમની પ્રીતિ, કૃપા, સહૃદયતા વિના જીંદગીનું રહસ્ય સમજવું મુશ્કેલ છે. સ્નેહના દિવ્ય જ્યોતિનાં શુદ્ધ કિરણો પ્રગટાવી પ્રેમુમય પતિ પ્રેમમાં આત્મા મગ્ન થાય છે, એ અલૌકિક, અવર્ણનીય આનંદનું વર્ણન થઇ શકે તેમજ નથી.

મ્હારો વિષમય સંસાર ચાલતો હતો તે અરસામાં પ્રભુકૃપાથી સૌ.–બ્હેન સાથે મ્હને પરિચય થયો. ત્હેના સ્નેહાળ, આનંદી, પવિત્ર હૃદયની છાપ મ્હારા અંતર્ ઉપર સચોટ પડી. ત્હેમણે "સુન્દરી સુબોધ" નાં પાછલાં પુસ્તકોના લેખો મ્હને વંચાવી, ત્હેનું દિગ્દર્શન કરી, આધુનિક વિદુષી અને આત્મત્યાગી સન્નારીઓનાં ચરિત્ર દર્શાવી, પ્રાચીન આર્ય સતીઓનાં જીવન સમજાવી, ત્હેમનું જ્ઞાન, બુદ્ધિ, અનુભવ, અને ત્યાગ–એ સર્વ મહાન ગુણોના વિવેચનથી મ્હારૂં હૃદય જીતી લીધું. તે પ્રેમાળ બ્હેનનો સમાગમ મ્હને ધીમે ધીમે બહુજ ઉત્કર્ષક અને પ્રિયકર થઈ પડ્યો. ત્હેની પવિત્રતા તથા પ્રીતિ મ્હારા અન્તઃકરણમાં સ્થાપિત થઈ. આ બ્હેને મ્હારૂં જીવન નરકમાંથી ઉચકી લઇ સ્વર્ગીય બનાવ્યું છે, ત્હેને માટે ત્હેનો યોગ્ય ઉપકાર માનવાને મ્હને શબ્દો પણ જડતા નથી. પ્રભુના આદેશાને અનુસરીને એક ગરીબ, કુપથે ચઢેલી અબળાને સન્માર્ગ ઉપર લીધી, એ કૃપા હું કદિ પણ કેમ વીસરૂં? આ બ્હેન પૈસાવાળાં, વિદ્યાવાળાં, અનુભવવાળાં હોવાથી તુચ્છ વૈભવોની ખરી કિંમત સમજતા હતાં. તેથી આર્ય અબળાઓને સહાય કરવાં રહી તેઓ નિત્ય તન, મન, અને ધનથી ત્હેમના સુખમાં વધારો કરવાનો પ્રયાસ કરી રહ્યાં છે; ને પોતાના પ્રસંગમાં આવતી દરેક સ્ત્રીની સુધારણા માટે બનતા સર્વ પ્રયત્નો લે છે. બ્હેનો! મ્હારી આવી ગતિનું કારણ માતાપિતાએ અણુઘટનાં દેખાડેલાં લાડ અને અપૂરી કેળવણી, એજ હતું. માતા પિતાનો

સ્નેહ ઉત્તમ છે. પરંતુ બાલક કુપથે ન ચઢે હેને માટે હેમણે લાડની સાથે કાળજી પણ રાખવાની છે. અને કેળવણી જે આપવાની તે જ્યાં સુધી હૃદય અને બુદ્ધિને નિર્મળ, ઉજ્વળ ન કરે ત્યાંસુધી તે હાનિકર્તાજ છે ! કલ્યાણ થજો એ બ્હેનનું. ( એમની ઈચ્છા શિવાય હાલ હું એ પવિત્ર સાધ્વીનું નામ આપી શકતી નથી-અને નામ આપવા એમની બિલકુલ વૃત્તિ નથી )-પ્રભુ એમનું સર્વ રીતે સારૂં કરજો, પરંતુ એમના સહવાસમાં હું ન આવી હોત તો મ્હારૂં શું થાત, એ સવાલ વારંવાર મ્હને ભીતિ આપે છે. શ્રી રામચન્દ્રજીના ચરણસ્પર્શથી શલ્યાની અહલ્યા થઇ તરી ગઈ,-તેમ આ સતીનાં દર્શન અને સમાગમથી મ્હારૂં પણ બહુજ હિત થયું છે. હું જગન્નિયંતા પાસે એટલું યાચું છું કે, આવી વિદુષી-પવિત્ર-પરોપકારી સાધ્વી બ્હેનો ગૃહેગૃહે ઉત્પન્ન થાઓ.

લિ. આર્ય મહિલાઓની કિંકરી,—સૌ. મહિલા. ( ભાવનગર. )

૧૨. સુન્દરી સુબોધ અને હેના લેખકો.—સંસાર સુધારા અને સ્ત્રીકેળવણીને માટે અત્યંત ઉત્સાહથી પોતાનું કાર્ય કરનાર મરહુમ રાવસાહેબ મહીપતરામ રૂપરામ નીલકંઠની જ્ઞાતિના તરૂણ વિદ્વાનો તથા હેમના બન્ધુસમાજે ' સુન્દરી સુબોધ ' પત્રને જન્મ આપી ગુજરાતના પાટનગર અમદાવાદ તથા ' વડનગરા નાગર જ્ઞાતિ ' ના ગૌરવ તથા કીર્તિમાં ઘણો સારો વધારો કરેલો છે. સુન્દરી સુબોધ પત્રના જન્મથીજ એટલે પુસ્તક પહેલું, અંક પહેલેથી હું હેની ગ્રાહક છું. તેથી હેના નવ વર્ષના લાંબા અનુભવ ઉપરથી હું ખાત્રીપૂર્વક કહી શકું છું કે આ માસિક કેળવાએલા દરેક હિન્દુ કુટુમ્બમાં રાખવા જેવું છે, એટલુંજ નહિં પણ હેમાં આવતા વિષયો એટલા સાર્વજનીક છે કે, ગુજરાતી હિન્દુઓ ઉપરાન્ત જેમના કુટુમ્બમાં સરસ્વતિ દેવીએ પ્રવેશ કરેલો હોય હેવા પારસી તથા મુસલમાન અને ખ્રિસ્તીભાઇઓને તથા બ્હેનોને પણ તે વાંચવાલાયક છે. કુટુમ્બના કેળવાએલા આગેવાન ગૃહસ્થો તથા ઉત્તમ ગૃહીણીઓએ પોતાને માટે આ માસિક ખરીદ કરવા ઉપરાન્ત પોતાના કુટુંબની વ્હાલી બ્હેનો તથા ભાણીઓ અને પુત્રીઓ તથા વહુઓ માટે હેમને રહેવાનાં જૂદાં જૂદાં સ્થાન ( ગામ ) પર આનંદદાયક અને વિવિધ વિષયોની ચર્ચા ચલાવનાર મનોરંજક ' સુન્દરી સુબોધ ' પત્રની નકલો દરમાસે મોકલતાં રહેવું જોઇએ. હું પ્રથમ એ પ્રમાણે કરતી હતી, પણ તેમ કરવા જતાં મ્હને અતિ પ્રિય 'સુન્દરીસુબોધ' ની આખી ફાઇલ મ્હારી પાસે રહી શકી નહિ અને તુટક થઇ એ મ્હને પસંદ પડયું નહિ; અને તેથી અંતઃકરણને કાંઇક ગ્લાની થવાથી મેં તેમ કરવું છોડી દઈ, મ્હારી પુત્રી સૌ. બ્હેન કુસુમગૌરી પર અમદાવાદ ખાતે જૂદુંજ માસિક મોકલાવવા ગોઠવણ કરેલી છે; અને ઈશ્વરકૃપા હશે તો પુત્રવધૂને પણ હવે પછી લોકપ્રિય માસિક સ્વતંત્રપણે વાંચવા મળે એવી રીતે ગોઠવણ કરવા વિચાર છે. અર્થાત્ એકજ કુટુમ્બમાં આ એકજ જાતના માસિકની જૂદી જૂદી ત્રણ પ્રતો ખરીદ કરવા ઈચ્છા થાય છે. આ પ્રમાણે વિશેષ કિમ્મત ખર્ચવાનું મ્હને કોઈ કારણ પૂછે તો હેનો ખુલાસો એ છે કે,—આજકાલ ગુજરાતી ભાષામાં પ્રકટ થતાં અનેક માસિકોમાં ગૃહસંસાર અને સ્ત્રીકેળવણીના વધારા માટે સતત પ્રયત્ન કરનાર-શુદ્ધ અને ઉત્તમ ગુજરાતી ભાષામાં જૂદા જૂદા તરૂણ અને અનુભવી વિદ્વાનોની કલમથી લખાઇને પ્રકટ થતું 'સુન્દરીસુબોધ' માસિક લોકોને અને ખાસ કરીને કેળવાએલી બ્હેનોને એટલું તો પ્રિય થઈ પડેલું છે કે, તે દરમાસે વેળાસર પ્રકટ થએલું લેવાને તેનાં કેળવાએલાં ગ્રાહકો હંમેશાં ઘણાં આતુર રહે છે અને ટપાલમાં તેની વાટ જોયાં કરે છે; અને એકવાર હાથમાં આવ્યા પછી તેનો વિશેષ ભાગ ઉપર ટપકે જોયા ( વાંચ્યા ) વિના તૈયાર થએલી રસોઈ જમવા જવા ઈચ્છા થતી નથી.

આ લોકપ્રિય માસિક દિન પ્રતિદિન પોતાના વિષયોમાં તથા લોકોપયોગી સ્ત્રીકેળવણીના હિતને માટે વિશેષ નમ્રતિ બતાવતું જાય છે એ જોતાં હેનું ભવિષ્ય હિરાની માફક ઘણું ચળકતું જણાય છે. અને હેના આ અપ્રતિમ ઉત્સાહ અને ઉદ્યમને લીધે હું અને મ્હારા પતિ ( રા. હિરાલાલ વિદ્યારામ રાવળ-' બાળ સદ્બોધ રત્ન ' વગેરે ગ્રંથોના કર્તા ) ધારીએ છીએ કે, ભવિષ્યમાં તે મુમ્બઈના 'ગુજરાતી' પત્રની માફક બહોળો વિસ્તાર પામશે એટલુંજ નહિં પણ હમણાં જેમ સુપ્રસિદ્ધ ' ગુજરાતી ' પત્રે દુષ્કાળ ફંડમાં એક સારી રકમ એકઠી કરી હતી, તેમ સુન્દરી સુબોધ પણ હેના ' અબળાસહાયફન્ડ ' માં હેની ઉપરના વિશ્વાસ તથા પ્રેમને લીધે યોગ્ય રકમ એકઠી કરી

કરો. હવે જોઈએ છીએ કે-ગુર્જરી માતાની આ નમ્ર જ્યોતિષી લેખક પુત્રીનું આ ભવિષ્યકથન કેટલે દરજ્જે ખરૂં પડે છે. ?

થોડાજ સમય ઉપર ખેડાના શ્રીયુત રા. બ. કૃપાશંકર ભગવાનજીએ પોતાનાં કેળવાએલાં અને સદ્‌ગુણી ધર્મ પત્નિ-સૌ. શ્રીમતિ મહાલક્ષ્મીના મૃત્યુ પાછળ ત્યાંની સંસ્કૃત પાઠશાળાને રૂપિઆ એક હજારની ઉદારતાભરેલી સખાવત કરેલી છે. એજ પ્રમાણે પરોપકારી સદ્‌ગૃહસ્થ રા. બા. કૃપાશંકરભાઈ અને ત્હેમના જેવા બીજા નર-રત્નોએ અને શ્રીમંતોએ 'સુન્દરીસુબોધ' પત્રે ઉપાડેલી ફરતાં પુસ્તકાલયો (સ્ત્રીઓને ખાસ વાંચવા લાયક પુસ્તકોની પ્રવાસ પેટીઓ) ની પસંદ કરવા લાયક નવીન યોજનાને ઉપાડી લઇ પોતાના તરફથી યોગ્ય ઉત્તેજન આપવાની જરૂર જેવું છે.

'સુન્દરીસુબોધ'નો સ્ત્રી-લેખવાળો-સચિત્ર ખાસ અંક એટલો તો મનમોહક અને ઉત્તમ વિષયોથી ભરપુર હોય છે કે, હું દરવર્ષે મ્હારી શક્તિ અનુસાર ત્હેની બીજી પાંચ-સાત નકલો ખરીદ કરી જે જે મ્હોટાં સ્થાનોની કેળવાએલી અને શ્રીમંત બાનુઓ તરફ આ માસિક ન જતું હોય ત્યાં-અને મ્હારી બીજી બ્હેનોને તે (સુન્દરીસુબોધના નમૂના દાખલ) 'ભેટ' તરીકે મોકલું છું; અને આશા રાખું છું કે મ્હારી બીજી વિદ્યારસિક બ્હેનો પણ તે માર્ગ ગ્રહણ કરશે તો એ માર્ગે પણ તેઓ બીજી બ્હેનોમાં સ્ત્રી-ઉપયોગી વાચનનો સારી રીતે ફેલાવો કરી, તેમને પુરા કરી શકશે; તથા ત્હેમને ચાલુ આનંદ-ઉપયોગનું સાધન મેળવી આપશે. સુન્દરીસુબોધના ઉપયોગીપણા વિષે આટલી ટુંક હકીકત જણાવી હવે હું ચાલુ વરસના અંક બીજાના પૃષ્ઠ ૫૮ માં વૈદ અમૃતલાલ સુંદરજી પઢિયારે પુછેલી બાબત ઉપર મ્હારો નમ્ર વિચાર જાહેર કરવા ઇચ્છુંછું.

શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયાર પોતાનાં જૂદી જૂદી જાતનાં સ્વર્ગોનાં (અથવા કૈલાસના વૈભવ બનાવનારાં) અતિ ઉપયોગી-સુબોધક-અને લોકપ્રિય પુસ્તકો લખી-પ્રકટ કરી એટલા તો સુપ્રસિદ્ધ થએલા છે કે, હવે ત્હેમનાં પુસ્તકો વિષે અને ત્હેમની મધુર ભાષા તથા લખાણના ઉપયોગીપણાનાં વખાણ કરવાં તે-નેશનલ બેંકના સો ટચના સુવર્ણ ઉપર સોનાનો ગીલ્ટ (ઢોળ) ચડાવવા જેવું છે. રા. રા. પઢીઆરના લેખોની ભાષા એટલી સરલ અને મીઠી છે કે, હરકોઇ બ્હેન સહેલથી તે સમજી શકે તેમ છે. તેમની ભાષા જેમ અતિ ઉત્તમ તેમ વિચાર પણ ઉંચા પ્રકારના છે. ત્હેમના સ્ત્રીઉપયોગી વૈદક સંબંધીના લેખોથી સુન્દરીસુબોધ 'ના ઉપયોગી પત્રમાં એક પ્રકારે મહત્વનો વધારો થાય છે અને હરકોઇ કુટુમ્બ વત્સલ માતાઓ અને ભગિનિઓને તેમનો વિષય વાંચવો બહુ ગમે છે; કારણ કે ગૃહસંસારમા તેમના જેવી ઉપયોગી સલાહ અને દવા (દેશી ઔષધીની) ઘેર બેઠાં મળ્યાં જાય એ કોને પસંદ ન પડે વારૂ ? હું અને મ્હારી બીજી કેટલી એક બ્હેનો ત્હેમના વિષયો ધ્યાનપૂર્વક વાંચીએ છીએ. મ્હને તેમનાં બતાવેલાં દેશી ઔષધો ઘણાં પસંદ પડે છે અને જ્યારે જરૂર પડે ત્યારે હું મ્હારા કુટુમ્બમાં ત્હેનો કોઈ વાર ઉપયોગ પણ કરૂંછું અને ત્હેમની બતાવેલી સાદી અને ઘરગતુ ઔષધથી મ્હને સારો લાભ જણાએલો છે. હું એ ભાઇને વિનયપૂર્વક ભલામણ કરૂંછું કે તેઓ આવીજ રીતે 'સુન્દરીસુબોધ' માસિકમાં પરોપકાર વૃત્તિથી પોતાની અનુભવી કલમ ચલાવી ગુર્જર બ્હેનો ઉપર નિરંતર ઉપકાર કરતા રહેશે. શ્રીયુત પઢિયારના બીજા વિષયો પણ ઘણી સારી રીતે લખાય છે.

સુન્દરી સુબોધમાં આવતા રા રા. પઢિયારના વૈદક લેખ માટે ઉપર પ્રમાણે ટુંકો અભિપ્રાય આપેલો છે તે ઉપરથી કોઈએ એમ સમજવાનું નથી કે-ત્હેમાં લખનારા બીજા વિદ્વાનોનાં લખાણો ઓછા મહત્વનાં કે અધરી ભાષામાં લખાએલાં છે. વાસ્તવિક રીતે કહેવામાં આવે તો ખરી હકીકત એ છે કે-જેમ સુરત જેવા શહેરમાં, જૂદી જૂદી જાતનાં પકવાન, મીઠાઇ, ઘારી, દુધલો વગેરે મિષ્ટ ભોજન જમવાનાં હોય અને કોઇ પૂછે કે તમને શું ભાવે છે, તે વખતે ત્હેને શો જવાબ દેવો ? કારણ કે સર્વ પદાર્થો એક એકથી ચઢીઆતા અને સ્વાદીષ્ટ હોય, ત્યાં કોને સારા કહેવા અને કોને ઓછા સ્વાદવાળા કહેવા ? જેને જે ભાવે ત્હેનાં તે વખાણ કરે. એજ પ્રમાણે 'સુન્દરી સુબોધ'માં આવતા દરેક ઉપયોગી અને આનંદદાયક લેખોમાં કયા વિષયનું વર્ણન ન કરવું અને કોનાં વખાણ કરવાં એ એક ગુંચવણ ભરેલો સવાલ છે. પણ હાલ તો એ સઘળી લંબાણ બાબતો પડતી મૂકી રા. પઢીઆરે પૂછેલા પ્રશ્નનોજ ટુંકામાં ખુલાસો આપેલો છે.

'સુન્દરી સુબોધ'ના વિદ્વાન અને ઉત્સાહી તંત્રી પોતે એકવાર સઘળા વિષયો લખે તેના

કરતાં ત્હેમનાં લખાણની સાથે જૂદા જૂદા વિદ્વાનોના વિધવિધ વિષયો પણ પ્રકટ થતાં રહે, એ હમ્મેશાં ઇચ્છવા લાયક અને પસંદ કરવા જેવું છે.

સુન્દરી સુબોધના ઉપયોગીપણા વિષે અને વિદ્યાવિલાસી રા. પઢિયાર વિષે આટલું લખી માનપૂર્વક જણાવવાની રજા લઉં છું કે આ માસિકના ચાલુ વર્ષના અંક બીજાના પૃષ્ઠ ૫૦માં રા. 'હાસારે' જે હરિગીત છંદવાળા કાવ્યમાં સુન્દરી સુબોધને ધન્યવાદ આપેલો છે, તે ખરેખર અક્ષરે અક્ષર સત્ય છે. છેવટે હું સુન્દરી સુબોધના ઉત્સાહી અને વિદ્વાન તંત્રીને તથા ત્હેના અન્ય પ્રવર્તકોને ત્હેમના ઉત્તમ કાર્યમાં નિરંતર મચ્યા રહેવાને માટે ધન્યવાદ આપી ઇચ્છું છું કે, ત્હેમના શુભ યત્નનો બદલો પરમાત્મા તેમને આપે. અને ગુર્જર ભગિનિઓ તથા સર્વે દંપતિ સુખી થાય, એવી મ્હારા ખરા અંતઃકરણની નિરંતરની પ્રાર્થના છે તે ઇશ્વર સફળ કરો.

—સૌ. કૃષ્ણાગૌરી હિરાલાલ રાવળ. (સુંથરામપુર.)

## समयतरंगः—નામદાર લેડી હાર્ડિંજનો પત્ર.

### (આપણા લોકપ્રિય વાઇસરોય નામદાર લોર્ડ હાર્ડિંજ ઉપર દિલ્હી પ્રવેશ સમયે કોઈ દુષ્ટજને બોમ્બ ફેંકયો ત્હેનું બયાન.)

"ચાંદની ચોક આગળ થઇને સ્વારી પસાર થતી હતી અને સર્વત્ર હર્ષ ગર્જનાઓ થઇ રહી હતી, એવામાં એકાએક કાંઇ તૂટાતૂટ થઈ મ્હને સમજાઇ; અને હું (હાથીની બેઠક ઉપરથી) આગળ ઢળી પડી મ્હારી જગોપર પાછી બેસતાં, મ્હને આંખે ઝાંઝરાં આવી ગયાં અને માથામાં 'શું શું' અવાજ થવાની સાથે કાને બ્હેરાશ મારી ગઇ. વાઇસરોયે મ્હારી તરફ વળીને કહ્યું કે, 'બોમ્બ ફૂટયો હોય એમ ભીતિ રહે છે.' પાછા તેઓ ફરીથી બોલ્યા કે (હાથી) 'આગળ ચલાવો;' આથી સરઘસ આગળ ચાલ્યું. આટલા વખત સુધી મ્હેં લોકોને તદ્દન શાન્તિમાં જોયા, પરન્તુ અમે ફરી આગળ વધ્યાં એટલે પોકારો થયા અને ત્હેમાં 'સાબાશ !' એવો શબ્દ મ્હેં સાંભળ્યો. તે પછી હું બધી તપસીલો જોવા લાગી; હોદો પાછળ હઠયો હતો અને વાઇસરોય ફીકા પડી ગયા હતા. મેં ત્હેમને પૂછયું, કે 'તમારી ખાત્રી છે, કે તમને કાંઇ ઇજા થઇ નથી!' તેમણે ઉત્તર આપ્યો, કે 'મારી ખાતરી નથી. મને મોટો ધક્કો લાગ્યો છે. પણ હું ધારું છું કે હું આગળ જઇ શકીશ.' થોડીક પળ પછી તેમની પીઠ તરફથી જોવાને હું લગાર પાછી હઠી અને (મારાથી છેટેના) તેમના જમણા ખભા પાસે પહેરવેશ ફાટેલો હતો ત્હેમાંથી લાલચોળ માંસ મ્હારી નજરે પડયું. એટલે મેં વિચાર કર્યો કે 'તમે ઘાયલ થયલા છો,' એમ કહેવાથી તો તેઓ ગભરાશે. વળી લાગ્યું કે, ત્હેમને ન કહેવાથી હાથીની ચાલથી જે આંચકો ત્હેમને લાગે તેથી ઇજા વધી પડશે. મેં પાછું આસપાસ જોયું અને અમારી પાછળના છત્રિ ધરનારના પગ જોયા અને તેને મુએલો દીઠો. એટલે મેં શાંત રીતે તેમને કહ્યું કે, મ્હને સરઘસ અટકાવા દો, કારણ મને ધાસ્તી છે, કે આપણી પાછળનો માણસ મરી ગયો છે.' (અમે લગભગ ૧૫૦ વાર આગળ ચાલ્યાં હતાં) ત્હેમણે કહ્યું: –'અલબત એવા સંયોગમાં આપણે આગળ જઇ નહીં શકીએ!' મેં હાથીને અટકાવ્યો અને હાથી ઉપર આગળ બેઠેલા કર્નલ મેક્સ્વેલને ઇશારો કર્યો. તે દોડી આવ્યો અને વાઇસરોયે તેને કહ્યું: "પાછળના ગરીબ માણસ માટે ત્હમે કાંઇ કરી શકશો?" અને મેં કહ્યું કે, કર્નલ રોબર્ટસનને બોલાવવાની મારી ઇચ્છા છે. મને લાગે છે, કે વાઇસરોયનો ખભો ઘવાયલો છે. તેજ સમયે વાઇસરોયને લગાર મૂર્છા આવી અને તરતજ ચેતન ખોવા માંડ્યું. પાછી શુદ્ધિ આવ્યા પછી ત્હેમણે સરઘસનું કામ ચાલુ રાખવાની સૂચના આપી. તે પછી હોદ્દા ઉપરથી ત્હેમને હેઠળ ઉતારીને મોટરગાડીમાં બેસાડવામાં આવ્યા, ને પછી ઘેર લાવી તેમનાં લુગડાં ઉતારવામાં પડેલી મુશ્કેલીઓ સિવાય કંઇપણ ઇતિહાસ કહેવાનો નથી. ૭ ઘાઓથી પુષ્કળ લોહી નીકળ્યું હતું. ઘરમાં કોઇપણ ન હતું, પરંતુ ખાતાનાં માણસોએ સઘળું કામ કર્યું અને સારી રીતે તેમની બરદાસ્ત ઉઠાવી."



નડીઆદ—હિંદુ અનાથાશ્રમમાં ઉછરતું
બે માસનું અનાથ બાળક. સને ૧૯૧૧–૧૨.



નડીઆદ:—હિંદુ અનાથાશ્રમનાં અનાથ બાળકોનું ગ્રુપ સને ૧૯૧૧-૧૨.




નડીઆદઃ—હીંદુ અનાથાશ્રમનાં અપંગોનું ગ્રુપ સને ૧૯૧૧-૧૨.

સ્ત્રીલેખનો ખાસ અંક ( ચાલુ )

# સુન્દરી સુબોધ.

પુસ્તક ૧૦. } પોષ-માઘ-ફાલ્ગુન, ૧૯૬૯ / જાન્યુઆરી-ફેબ્રુઆરી-માર્ચ, ૧૯૧૩. { અંક ૫-૬-૭.

## उदय गुंजन.

**પ્રણય ભગવાનનું પ્રાર્થન**

ભગવન્! મ્હારા જીવનના પ્રભુ !—વ્હાલા ! મ્હારા પ્રાણના પુરુષોત્તમ !—પ્રિયતમ ! મ્હારા હૃદયના નાગપણુ !

મ્હારી પૃથ્વીના મૂર્તિમન્તા કામદેવ ! સૌન્દર્યના સ્વામી દેવેન્દ્ર ! સ્વર્ગસુખ અને મોક્ષશાન્તિના દાતા ! પરમપ્રેમરૂપ પ્રભુ ! મન, વાણી, ઇન્દ્રિય, દેહ અને આત્માના માલીક પરમેશ્વર ! દયા કરો, દયા કરો; પ્રિયનાથ ! દયા કરો.

સંસાર સમુદ્રના સમર્થ નાવિક ! જીવનવનના ઘનપન્થના સુદક્ષ નેતા ! મ્હારા કલુષિત, વિલોલ અન્તરને નિર્મળ, શાન્ત, સૌમ્ય બનાવનાર કૃપાળુ કાન્ત ! ત્હમારે પદે આ રંક જીવિત પડ્યું છે, તે પર પ્રિય પ્રાણ ! ત્હમારી કરુણાભીની ! દૃષ્ટિ નાંખવા કૃપાવન્ત થાઓ.

પ્રાણના યે પ્રાણ છો, દેવ ! દેહ પર સંપૂર્ણ ત્હમારું સ્વામિત્વ છે, નાથ ! આત્માનાયે આત્મ છો, પ્રભો ? પાલક, પોષક, અને શોષક, સર્વ આપજ છો; પ્રિયતમ ! હું રંક, દીન, અબલ બાલકના પ્રેમળ રખવાળ છો.

જીવનના સર્વાધાર સ્વામી ! આપ જીવનના યે જીવન છો. શું સબોધું, નાથ ! પ્રણયનાં વચનો શાં બોલું !—જે બોલું તે સર્વ ઓછું ઓછુંજ લાગે છે, જે વિચારું તે બધુંય અધુરું, અધૂરુંજ ભાસે છે, પ્રાણ ! હૃદયમન્દિરે મ્હારા રમીલા અલબેલાની મનમોહન મૂર્તિ સુરમ્ય, સુમધુર ડોલે છે; અવનવીન અણમોલાં પ્રેમ વચનો કંઇ કંઇ-લલિત હાસ્યમાં બોલે છે. પણ પ્રિય પ્રભો ! નથી તે આ વિલદગ્ધ માનવીથી પૂરાં સંભળાતાં, નથી સમજાતાં. મન-વચન-અને કર્મથી, તાપસી સમી તપ તપું છું, નાથ ! મ્હારી અજ્ઞાન અન્ધતામાં યથાશક્તિ, યથામતિ, પણ પૂર્ણ શ્રદ્ધાથી પૂજું છું, હૈયાના હાર ! ત્હમને: તથાપિ સર્વદા પ્રસન્નવદને ભગવન ! આજ પ્રસન્ન કેમ નથી દેખાતા ?

મ્હારા નયનના તેજ ! મ્હારા હૃદયના પ્રકાશ ! અમૃતના કુંભ સરીખા મ્હારા પ્રેમના ન્હાનકડા જીવનધામ ત્હમારી પુણ્ય મૂર્તિ પધરાવીને, ઓ દેવાધિદેવનાથ મહાદેવ ! ત્હમને શ્રદ્ધા, ભક્તિ, પ્રણયના અભિષેક આદરું છું, ત્હોય આજ પ્રસન્ન કેમ નથી થતા, નાથ ?

વિશ્વના વાસુદેવ ! ભુક્તિ, તૃપ્તિ અને મુક્તિના સ્વામિન્! રીતિ, નીતિ અને પ્રીતિના ઈશ્વર ! ઉક્તિ, શ્રુતિ અને સ્મૃતિના નાથ ! ત્હમારે પદેજ મ્હારું સદા ધ્યાન, વન્દન, પ્રાર્થન રહો ! વય, વિદ્યા, અને વિચારના સન્મિત્ર ! શરીર, ચિત્ત, અને પ્રાણના પ્રભુ ! મનોહર-

સુરથી ત્રિલોકને મુગ્ધ કરનાર ત્હમારી અનુપમ મુરલીનો મધુરો સ્વર સંભળાવો; દેવદાનવ આદિ પ્રાણિમાત્રને દિવ્ય દર્શનમાં વિલીન કરનાર ત્હમારા અલૌકિક, મોહિનીસ્વરૂપની ઝાંખી કરાવો. પ્રણયમૂર્તિ પ્રાણેશ્વર! પ્રેમનો બદલો પ્રેમથી પ્રભુ! આપ સકળ બ્રહ્માંડને આપો છો; ત્હમારા દિલદરિયાવનો પ્રણય પ્રસાદ ચરાચર વિશ્વને સમર્પો છોઃ એમ સર્વ ધર્મશાસ્ત્રો એક અવાજે વદે છે; તો દીનવત્સલ! આ સ્વલ્પ જીવિતમાં ઝૂરી મરતી-આપની પદ રજની રંક સેવિકા બાલ માછલી જેને આપના અગાધ પ્રેમસાગરનું એકાદ ન્હાનકડું બિન્દુ સજીવન, તૃપ્ત કરવાને શક્તિવાન છે, તેટલી દયા હેના ઉપર કરવાને માટે શા કાજે વિલંબ કરો છો, દયાનાથ!

પ્રણય ભગવન! આનન્દ, ઉલ્લાસ અને કલ્યાણનાં નિયંતા! આપ અમ અનાથના નાથ છો, નિર્બળ અબળાના ઉદ્ધારક સ્વામી છો. જડ જગતના ચેતનમય દેવ! ઉગતા સૂર્યની કાન્તિ સમા, ખીલેલ ચન્દ્રિકાની પ્રભા જેવા, મ્હારા તિમિર ભર્યા હૃદયમાં આપનાં સ્મરણ ઉત્સાહ અને ઉજાસ આપે છે, પ્રભો!

પ્રેમભક્તિથી જડ પ્રતિમાઓ સુપ્રસન્ન થઇ કલ્યાણકર બને છે, નાથ! ત્યારે શું આ રંક બાલિકાની પ્રેમભક્તિ અંગીકાર કરી, ઓ મ્હારા ચેતનવન્તા પ્રણયવલ્લભ! આપની અમોઘ કરુણા કલાના કિરણ રૂપ અભય વર નહિં આપો, પ્રભુ?-પતિરેવ ગતિઃ સ્ત્રીણામ્—' પતિ એજ સ્ત્રીની ગતિ છે, ' એ ધર્મશાસ્ત્રોનું મહાન વચન અહોનિશ જપું છું, નાથ!-ત્હમારા વિના મ્હારું જીવિત શું, ત્હમારા સિવાયના પ્રાણ પણ ક્યાં? આ જડ જીવનમાં પ્રભુપ્રેમનું અમૃત સિંચો, પ્રિય!-અબુધમાં બુદ્ધિનું, અશ્રદ્ધાળુમાં શ્રદ્ધાનું, અબળમાં બળનું, અનાત્મમાં આપના અમર ચેતનનું, આપના સ્વર્ગીય ઉર સરોવરમાંથી સજીવન જીવનનાં કૃપા ઝરણ વહાવો, પ્રાણ!-અબળાના સહાયક, દીન અબળાને ઉદ્ધારો, નાથ! પ્રીતમજીનાં જ્ઞાન, માન, અને પ્રીતિ દાન;-મીઠાં પ્રેમનાં વેણુ અને રસીલાં પ્રિય કહેણ; ફુલ લહરે લહકતી લીલીછમ સુરકુંજોમાં આનન્દ પાન અને દિવ્ય પ્રીતિકુંડોમાં અમૃતસ્નાન;-વૈકુણ્ઠના અનેરા ઓવારાનાં દર્શન અને આપની અમોલી પ્રણયમૂર્તિનાં કલ્લોલ લોલ હૃદયપૂજન તથા આત્મસ્તવન હજી અપ્રાપ્ય છે, પ્રભો!

પ્રણયનાથ! જગતના શુષ્ક અરણ્યમાં આપના પ્રેમની તરશથી પીડાતી બાલજોગણ આપ મહાન સાગરરાજને આંગણ ઉભી અલખ જગાવું છુંઃ ઓ મ્હારા આત્મના મીઠડા મહેરામણ! મ્હારી તીવ્ર તૃષા છીપાવો. કૃપાસિન્ધુ પ્રીતમરાજ! પ્રેમ-અલખને લખ બનાવો, સ્વામિન્!

શ્રીકૃષ્ણને હૃદયે રમતાં રાધિકાજી, શ્રીરામને અન્તર્ વસતાં સીતાજી, નારાયણના ઉરમાં વિલસતાં લક્ષ્મીજી, અને મહેશ્વરના ચિત્તમાં વિહરતાં ઉમાજી,-એમની રસકેલિની સુખસુધા પીવા આ જિગરની દીર્ઘકાળની વાંચ્છના છે. આ સંસારગોકુલમાં રાસ રમાડો, નાથ! અને ત્હમારા બ્રહ્માંડ વ્યાપી હૃદયમાં આ પ્રણયઘેલડા હૃદયને એકાદ લઘુતમ સ્થાન આપી, પ્રભો! આપની પ્રણય પ્રભામાં સમાવો હેને.

પ્રેમીલી મીરાંના પ્યારા ગિરિધરલાલજી! સંસારસમુદ્રમાં ડૂબકાં ખાતાં ઘણાંય વેષવારિ પીવાં પડશે; પણ હોય શું!-ત્હમારી કૃપા કટાક્ષ તે સર્વ ઝેરના ઘૂંટડાને અમૃત બનાવી દેવાને ક્યાં અસમર્થ છે? નાથ!-ત્હમારો સ્નેહ મ્હારા રંક હૃદયનો સાથી છે, તો આ અન્ધારા અન્તરમાં આપના અનન્ત પ્રેમનો અખંડ જ્યોતિ અવશ્ય પ્રકટાવશે.

મીરાં મ્હારા પ્રભુમાં સમાણી; ને હુયે એજ પ્રિયતમમાં સમાઇશ. મ્હારા વિશ્વવૃન્દાવનમાં જે સનાતન રાસ શ્રી શ્યામસુન્દર નન્દનન્દન, ખેલી રહ્યા છે, તે ભલેને અન્ય અનેક મીરાંઓ સાથે વિહરેઃ ત્હેમાં મ્હારે શું ? પ્રેમીજીવનની સાથે તેટતેટલાં સ્વરૂપ ધારણ કરતા શ્રી પ્રભુય ભગવાન ભલેને એક હોય કે અનેક, પણ આ હૃદયમાં તો નિઃશંક તે એકજ છે !

અન્તઃકાળના છેલ્લા શ્વાસ પણ સ્વામીને મુખડે મીંટ માંડીને ફૂંકાડવાની હોંશ છે; પ્રાણના અવસાનને પ્રાણનાથની ઝાંખી કરતાંજ વિહરવાની તૃષ્ણા છે. પ્રભુ પોતાને ભક્તના–પ્રેમિના દાસ કહેવડાવે છે; તે અબળ, દીન, પરન્તુ પ્રણયપૂર્ણ હૃદયની એ એક આશ, અનાથના નાથ, કાં નહિં પૂરે ?–જરૂર પૂરશે જ તો !

' માનવી પાઝાયો છે, જિંદગી સ્વપ્ન છે ! ' તથાપિ સ્વામીસુખનું મ્હારૂં જીવન સ્વપ્નું અખંડ રહેજો, પ્રભો !

આ વિના રંક માનવ બાલિકા બીજું વધુપ્રિય શું પ્રાર્થે, નાથ ?

( મુંબાઇ ) એક દીન બાલિકા.

---

# વાર્તાલહરી.

## પ્રિયબાલાઃ–પ્રભુને પ્યારૂં કોણ ?ઃ–*

લૉર્ડ કર્ઝનની કારકીર્દિમાં પડેલા બેંગાલના ભાગલાને લઇને ઉત્પન્ન થયેલ " બહિષ્કાર " અને " સ્વદેશી " હીલચાલ ઉજવવાનો દીવસ હતો. જોકે મહાન શહેનશાહના યશવંત હાથથી તે ભાગલા જોડી દેવામાં આવ્યા હતા, તો પણ " સ્વદેશી " ના વિજયની ખાતર તે દિવસ ઉજવવાનું બેંગાલના લોકપ્રતિનિધીઓ તરફથી નક્કી થયુ હતુ. પાટનગર કલકત્તામાં પ્રભાતથીજ લોકસમુદાયમાં ઉત્સાહ દેખાઇ આવતો હતો.

બાબુ અવિનાશચંદ્ર સેનની ખાનગી માલીકીની જગ્યા ઉપર એક મોટો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો, અને ત્યાં જાહેર સભા ભરાઇ હતી. તરૂણ પ્રિયબાલા પણ પિતા સાથે સભામાં હાજર થઇ હતી. સમયાનુસાર જુદી જુદી નાહોશ વ્યક્તિનાં ભાષણો થયાં. હમણાં પ્રખ્યાત વક્તા અબદુલકાદીરનું ભાષણ ચાલતું હતું. તેના મુખમાં શબ્દ હતા કે " બ્હેનો અને ભાઇઓ ! મ્હારી માતૃભૂમિનાં સંતાનો ! ! પ્રભુને પ્યારૂં કોણ ? " પરંતુ તેજ ક્ષણે ભાષણ અટકી પડયું. સભા વિખેરી નાખવા પોલીસ ખાતાને હુકમ મળેલો હોવાથી મિ. કાદરી બીજા શબ્દો બોલે તે અગાઉ તેનો સંપૂર્ણ અમલ થયો.

દરેક નાગરિક કાયદાને સંપૂર્ણ માન આપીને શાંતિથી સભાસ્થાન ખાલી કરતા હતા, અને લોકપ્રતિનિધીઓ તે માટે તેમને શાબાશી આપતા હતા. " પ્રભુને પ્યારૂં કોણ ? " એ પ્રશ્ન કરાયો, પરંતુ તેનો ઉત્તર આપવાનું ઉપર પ્રમાણે બની શકયું નહિ; તેથી ઘણાં ખરાંના મગજમાં એ પ્રશ્ન રમી રહ્યો હતો. પ્રિયબાલા પણ તેમાંની એક હતી.

ઘેર આવીને તેણે દાદીજીને પુછ્યુ. દેવને માટે પુષ્પહાર પરોવતાં દાદીજીએ જવાબ દીધો–બેટા ! ભક્તિ કરનાર પ્રભુને પ્રિય છે. " શાક સુધારતા માતાએ જવાબ દીધો. પતિવ્રત

* Leigh Hunt ના Abu Ben Adhem નામની કવિતામાં વાર્તા ઉપરથી ઉતારેલ.

પાળનાર સ્ત્રી અને પતિવ્રત પાળનાર પુરૂષ પ્રભુને પ્રિય છે. " વિધવા ફોઇબાએ જવાબ પરોપકારી અને નિઃસ્વાર્થ સેવા કરનાર પ્રભુને પ્રિય છે " ચોખા વીણતાં મોટી ભોજાઇએ જવાબ દીધો.—" વડીલની આજ્ઞા પાળનાર પ્રભુને પ્રિય છે. " બાળક પુત્રને પયપાન કરાવતાં નાની ભોજાઇએ જવાબ દીધો—" પોતાની ફરજ બજાવનાર પ્રભુને પ્રિય છે " પોપટનાં પાંજરામાં મરચાં નાખતી બાળક ભત્રીજીએ કહ્યું " ફોઇબા ! સાચાં બોલાં બાળક પ્રભુને પ્રિય છે " વૃદ્ધ દાદીજીને પુષ્પહાર પરોવવામાં મદદ કરતી માલીનીએ કહ્યું"—ઉદ્યોગી માણસ પ્રભુને પ્રિય છે " અને કોઠારની કુચી માતાને આપતાં વૃદ્ધ દાસી યમુનાએ કહ્યું—પ્રમાણિક અને વફાદાર માણસ પ્રભુને પ્રિય છે. "

" પ્રભુને પ્યારૂં કોણ !" એ વિચારમાં ને વિચારમાં મોડી રાત્રીએ પ્રિયબાલા નિદ્રાવશ થઇ. અર્ધ નિશા વ્યતિત થયા પછી તે જાગી અને ચંદ્રનું પ્રકાશીત અજવાળું કે જે તેના શયનગૃહને ખીલતા કમળ જેવું ભભકાદાર બનાવતું હતું, તેમાં એક દેવીને પોતાનાં સોનાનાં પુસ્તકમાં લખતાં જોઇ. પ્રિયબાલા બુદ્ધિશાળી હતી અને કેટલાક સંજોગોએ તેણીને બહાદુર બનાવી હતી. તેણે દેવીને પુછ્યું—" તમે શું લખો છો ? " દેવીએ પોતાનું મસ્તક ઉંચું કર્યું અને ઘણીજ મીઠાશ ભરેલી શાન્તી અને વાતસલ્ય ભાવથી પ્રિયબાલા તરફ જોઇને બોલ્યાં " જેઓ પ્રભુને પ્રિય છે તેઓનાં નામ લખું છું. " " અને તેમાં મ્હારૂં નામ છે !" પ્રિય બાલાનો એ પ્રશ્ન હતો. દેવીએ પ્રત્યુત્તર આપ્યો " ના, તારૂં નામ નથી " પ્રિયબાલાએ ધીમેથી તો પણ આનંદી સ્વરે કહ્યું " દેવી હું તમને પ્રાર્થના કરૂં છું કે પોતાના દેશ બન્ધુઓને ચાહનાર તરીકે મ્હારૂં નામ તમારાં પવિત્ર પુસ્તકમાં લખો. " દેવીએ તેની પ્રાર્થના સ્વીકારી અને " દેશબન્ધુઓને ચાહનાર " તરીકે પ્રિયબાલાનું નામ લખ્યું અને દેવી અદ્રશ્ય થયાં. બીજીજ રાત્રીએ દેવીએ શયનગૃહમાં પ્રિયબાલાને દર્શન દીધાં, અને પ્રભુને પ્યારાં એવાં નામો પ્રિયબાલાને બતાવ્યાં. અને જુઓ ! પ્રિયબાલાનું નામ સર્વથી ઉપર પહેલું હતું. તેણે જોયું કે **" દેશબન્ધુઓને ચાહનાર પ્રભુને પ્રિય છે. "**

( ધોરાજી ) —બ્હેન ર.

---

## રોમીઓ અને જ્યુલીએટ.

### ( ચાર્લ્સ અને મેરી લેમ્બ કૃત " શેક્સપિયરની વાર્તાઓ"માંથી. )

ઇટાલી દેશના વેરોના ગામમાં કેપ્યુલેટ અને મોન્ટેગુ નામના બે, પૈસાવાળાં, કુટુંબો વસતા હતા. એ બે કુટુંબો વચ્ચે એક જુની તકરારને લીધે કટ્ટી શત્રુતા હતી. આ દુશ્મનાઇની લાગણી એટલી બધી વધી ગઇ હતી કે કદાચ એક કુટુંબનો નોકર રસ્તામાં બીજા કુટુંબના નોકરને મળે તો બોલાચાલી થયાવગર રહેતી નહિ, અને ઘણી વખત તો મારામારી પણ થાય. આવી લડવાડોથી ઘણી વખત વેરોનાના શાંત રસ્તાઓમાં ખળભળાટ થતો હતો.

એક વખતે વૃદ્ધ લૉર્ડ કેપ્યુલેટે ખાણું આપ્યું. તેમણે ઘણીક સુંદર સ્ત્રીઓ તથા આબરૂદાર ગૃહસ્થોને આમંત્રણ કર્યું હતું. ખાણામાં વેરોનાની જાણીતી સુંદરીઓ આમંત્રણ સ્વિકારીને આવી હતી. મોન્ટેગુના કુટુંબના માણસો શિવાય દરેકને આવકાર આપવામાં

આવ્યો. ત્યાં આવેલી સુંદરીઓમાં એક રોઝેલીન પણ હતી. વૃદ્ધ લૉર્ડ મોન્ટેગુનો પુત્ર રોમીઓ એની તરફ પ્રેમની નજરે જોતો હતો. ખાણાને આગલે દિવસે રોમીઓને એના મિત્ર બેનવોલીયોએ કહ્યું:—

" રોમીઓ, રોઝેલીનમાં તું એવું તે શું જુએ છે ? આવતી કાલે મ્હારી જોડે તું આવે તો હું ત્હને રોઝેલીન કરતાં ઘણી ચ્હડતી સ્ત્રીઓને બતાવું. "

રોમીઓને રોઝેલીન સારૂ ઘણી લાગણી હતી તેથી એણે બેનવોલીયોનું કહેલું માન્યું નહિ. ઘણી વખત રોઝેલીનના વિચાર કરવા એ એકાંત શોધતો પણ રોઝેલીન એના પ્યારને ઉત્તેજન આપતી ન્હોતી. આ કારણથીજ રોઝેલીન તરફનું એનું મન ફેરવવા રોમીઓને ખાણામાં આવવા બેનવોલીયોએ આગ્રહ કર્યો. પોતે મોન્ટેગુ હોવાથી ત્યાં જવાનું ભયભરેલું હોવા છતાં રોઝેલીનને જોવાના મળનારા લાભથી છુપાવેષમાં મોંઢાપર બુરખો નાંખીને આ ખાણામાં જવાને, એ તૈયાર થયો.

તેમને વૃદ્ધ લૉર્ડ કેપ્યુલેટે ઘણો આવકાર આપ્યો. નાચવાનું શરૂ થયું. રોમીઓ એકાએક, ત્યાં નાચતી એક સુંદરીની અનુપમ સુંદરતા જોઇ સ્તબ્ધ થઇ ગયો. આસપાસના દિવાઓ પોતાનું તેજ જાણે એનામાંથીજ લેતા હોય એમ લાગ્યું. રાતના અંધકારમાં તેનો ઝળકાટ એક કાળા સિદ્દીએ પ્હેરેલા જવાહીર જેવો લાગતો. એનું સૌંદર્ય આંખને આંજી નાખે એવું હતું. તે પોતાની સખીઓ કરતાં એટલી બધી ખુબસુરત હતી કે રોમીઓથી એકાએક બોલી જવાયું કેઃ—

" આ બરફ જેવું સફેત કબુતર કાગડાના ટોળામાં કયાંથી ? "

રોમીઓના મોંઢેથી બોલાએલા શબ્દો વૃદ્ધ લૉર્ડ કેપ્યુલેટના ભત્રીજા ટીબાલ્ટે સાંભળ્યા, અને અવાજ ઉપરથી એણે રોમીઓને ઓળખ્યો. ટીબાલ્ટ સ્વભાવે ઘણોજ ઝનુની તથા ગુસ્સાવાળો હતો. પોતાને ત્યાં આનંદને પ્રસંગે એક મોન્ટેગુ છુપાવેષમાં આવે તે એ ખમી શકયો નહિ. તે ગુસ્સાથી તપી ગયો, અને કદાચ રોમીઓને ત્યાંને ત્યાંજ ઠાર કરત. પણ વૃદ્ધ લૉર્ડ કેપ્યુલેટ વચમાં પડ્યા ને કહ્યું કે—

"રોમીઓ આપણે ત્યાં પરોણો છે, તે ગૃહસ્થ છે અને આખું વેરોના તેને સદ્‌ગુણી કહે છે."

આવું આવું કહી ટીબાલ્ટને એમણે ઠંડો પાડ્યો, ટીબાલ્ટને પોતાની મરજીવિરૂદ્ધ શાંત પડવાની ફરજ પડી. પણ મનમાં એણે આ વાતનું સખ્ત વેર વાળવા નિશ્ચય કર્યો.

નાચ પુરો થયા પછી રોમીઓ આ સુંદરીની પાસે ગયો. પોતાના બુરખાનો લાભ લઇ તેણે હિમ્મત ધરી એ તેના હાથને અડક્યો અને અડકતાં અડકતાં એણે તે હાથને પવિત્રસ્થાનની ઉપમા આપી, એ બોલ્યો.—

" આ પવિત્ર સ્થાનને અડકી મ્હેં અપવિત્ર કર્યું છે. એ અપરાધનું પ્રાયશ્ચિત હું હાથને ચુંબન કરીને કરીશ. "

સુંદરીએ કહ્યુ–" ભલા પુજારી ! તારી ભક્તિ અતિશય સભ્યતા ભરેલી છે. પવિત્ર જનના હાથને જાત્રાળુ અડકેજ છે પણ ચુંબન કરતા નથી. " રોમીઓ કહે " પવિત્ર જન તેમજ જાત્રાળુ એ બન્નેને ઓઠતો હોય છેને ? " સુંદરી બોલી " હા, પણ એ ઓઠ પ્રાર્થના કરવામાંજ વપરાય છે ! " રોમીઓએ કહ્યુ " ત્યારે ઓ મ્હારા વ્હાલા પવિત્રજન ! એ ઓઠવડે હું ત્હમને પ્રાર્થના કરૂંછું તે સાંભળજો અને મ્હને નિરાશ ન કરશો. "

બન્ને વચ્ચે આવી વિનોદ ભરેલી વાતચિત ચાલતી હતી તેવામાં તે સુંદરીની માએ તેને બોલાવી લીધી. તેના ગયા પછી રોમીઓએ આ સુંદરી કોણ છે તેની તપાસ કરી. અને જ્યારે જેની અનુપમ કાંતિથી પોતે આટલો બધો અંજાઇ ગયો હતો તે તરુણી, પોતાના કુટુંબના કટ્ટા શત્રુ લૉર્ડ કેપ્યુલેટની એકની એક પુત્રી જ્યુલીએટ છે એમ એણે જાણ્યું ત્યારે અજાણતાંજ પોતાનાં કટ્ટા શત્રુના કુટુંબમાં પોતાનું અંતઃકરણ આમ ગુંથાઈ ગયેલું જોઇ તેને દુઃખ તેમ પશ્ચાતાપ પણ થયો. પણ જ્યુલીએટ તરફનું વ્હાલ તે હૃદયમાંથી દુર કરી શકયો નહિ. જ્યુલીએટને પણ તરતજ ખબર પડી કે જેની જોડે પોતે વાત કરી હતી તે રોમીઓ મોન્ટેગ્યુ હતો. રોમીઓ માટે ઉતાવળો તથા અવિચારી પ્રેમ પોતાને ઉત્પન્ન થયો તેથી એને દુઃખ લાગ્યું. પોતાના કુટુંબનો ધિક્કારપાત્ર રોમીઓ, તેજ એના પ્રેમનો આમ એકાએક અધિકારી થાય તે એને બહુ વિલક્ષણ લાગ્યું.

મધ્યરાત્રી થઇ ગયા પછી રોમીઓ પોતાના મિત્રોથી છુટો પડયો. ત્યાંથી તે જ્યુલીએટના ઘરના પાછલા ભાગના બાગની દિવાલ કુદી અંદર ગયો. એવામાં જ્યુલીએટ ઉપરની એક બારીમાં દેખાઇ. પૂર્વ દિશા સૂર્ય ઉગ્યા પછી જરાવારમાં તેજથી ઝળકી રહે તેમ આખી બારી એના સૌંદર્યના તેજથી છવાઇ રહી. બાગમાં ચંદની પાથરતો ચંદ્ર આ નવા સૂર્યની કાંતિથી દુઃખથી ઝાંખો પડયો હોય એમ જણાયું. એવામાં જ્યુલીએટે પોતાનો ગાલ હાથપર ટેકવ્યો. રોમીઓના મનમાં થયું કે એ સુંદર હાથ ઉપરના મોજાંને કેવું સુખ છે! હું એ મોજું બની શકું તો એ ગાલના સ્પર્શથી મ્હને કેવો આનંદ મળે? રોમીઓની હાજરીથી અજાણ જ્યુલીએટ, પોતે તે સ્થળે એકલીજ છે એમ ધારી ત્યાં વિચારમાં ઉભી હતી. તેણે એક ઉંડો નિશ્વાસ નાંખ્યો, અને "અરેરે"! એવા શબ્દો ઉચ્ચાર્યા.

આ સાંભળતાં રોમીઓ જ્યુલીએટ સાંભળે નહિ એમ બોલ્યો "રે! તેજસ્વી દેવદુત! એક વખત ફરીથી ત્હારો અવાજ સંભળાવ. ખરેખર, આમ ઉંચે ઉભેલી તું માણસની આંખને ઝાંઝવા વળે એવા કાંતિમાન પાંખવાળા ફિરસ્તા જેવીજ જણાય છે." રોમીઓ પાસે છે અથવા પોતે બોલે છે તે કોઇ સાંભળશે એવો જ્યુલીએટને ખ્યાલ પણ ન્હોતો. તે રાત્રીએ જન્મેલા નવા પ્રેમના આવેશમાંજ એણે મોટે અવાજે બોલવા માંડયું. "રોમીઓ" રોમીઓ! ત્હારૂં નામ રોમીઓ એ કેવું ખોટું? તું મ્હારે ખાતર ત્હારૂં નામ ફેરવી ન નાંખે? તું એમ ન કરે તો ભલે; પણ મ્હને તું ચ્હાય છે એવી પ્રતિજ્ઞા તો લે. પછી મ્હારે કેપ્યુલેટ રહેવું નથી." રોમીઓ તરતજ ઉત્તર આપત પણ વધારે સાંભળવાની ઇચ્છાથી ચુપ રહ્યો. જ્યુલીએટે તો પોતાનું અનુરાગી ભાષણ આગળ ચલાવ્યું "હે, રોમીઓ! ત્હારૂં નામ તું બદલી ન શકે? ત્હારૂં નામ કંઇ ત્હારા શરીરનો ભાગ નથી. એટલું કાઢી નાંખે તો હું આખી ત્હારી થઇ જાઉં. આટલો બદલો બસ નથી?" આ સાંભળી રોમીઓ વધુ વખત બોલ્યા વગર રહી શકયો નહિ. આ બધા વાકયો જાણે પોતાની હાજરીમાં પોતાનેજ સંબોધીને બોલાયા હોય તેમ રોમીઓએ કહ્યું, "ત્હને જે ગમે તે નામથી મ્હને બોલાવ. જોઇએ તો મ્હને કામદેવ કહે. ત્હને રોમીઓ નામ અપ્રિય હોય તો હું રોમીઓ નથી."

જ્યુલીએટ બગીચામાંથી આવેલો માણસનો અવાજ સાંભળી બીધી. અરે! મ્હારી હૃદયની છાની વાત અંધારા તથા રાતનો લાભ લઇ કોણે સાંભળી હશે? પણ એટલામાં તો રોમીઓનો અવાજ ફરીથી સંભળાયો; અને રોમીઓનો અવાજ આટલો અપરિચીત હોવા

છતાં પ્રેમે એને ખાત્રી કરી આપી કે બોલનાર રોમીઓ પોતેજ છે. ખાત્રી થતાંજ રોમીઓની સપભરેલી સ્થિતીનું એને ભાન થયું.

"તમે દિવાલ કુદી વાડીમાં કેમ આવ્યા ? અરેરે ! મ્હારૂં કોઇ પણ સગું તમને જોશે તો તમને જીવતા જવા નહિ દે."

"અફસોસ ! પણ જ્યુલીએટ ! ત્હારી કરડી નજરમાં ત્હારા બન્ધુઓની વીસ તરવાર કરતાં પણ વધારે ભય છે ! તું મ્હારી તરફ પ્રેમ ભરેલી આંખે જુએ તો તેમના વિષેની મ્હને જરાએ બીક નથી. ત્હારા પ્રેમવગર જીવવું તેના કરતાં એમને હાથે મરવું હું વધારે પસંદ કરૂં છું."

"આ જગ્યા તમે કેવી રીતે શોધી કહાડી ?"

"મ્હારા પ્રેમે મ્હને રસ્તો દેખાડયો ! તું મહાસાગરને પેલે પાર હોય તો પણ મ્હારા પ્રેમને બળે હું ત્હને શોધી કહાડું."

અજાણતાં રોમીઓએ પોતાની પ્રેમાતુર સ્થિતી જાણી લીધી હતી તે સાંભરતાં જ્યુલીએટ રાતી રાતી થઇ ગઇ. આ મોટેથી બોલાયલા શબ્દો પાછા ખેંચી લેવાતા હોય તો કેવું સારૂં ! સ્ત્રીઓના રીવાજ પ્રમાણે શરૂઆતમાં કાંઇક બેદરકારી દેખાડી, થોડી હા ના કરી, જરા લજ્જાનો ડોળ કરી પોતાનું મહત્વ વધારવાની એને પણ ઇચ્છા થઇ; પણ હવે એ અશક્ય હતું. એકાએક બોલાયલા અને રોમીઓએ અણધાર્યાં સાંભળેલા વાક્યો હવે મિથ્યા કેવી રીતે થઇ શકે ? જ્યુલીએટ ખુલ્લા દિલથી બોલી. "સુંદર મોન્ટેગ્યુ વ્હાલા રોમીઓ ! મ્હારો પ્રેમ તમે આટલી સહેલાઇથી મેળવી શકયા તેથી એ પ્રેમને અસ્થિર અથવા મ્હને ઉછાંછળી ગણશો નહિ. આમાં મ્હારી કંઇ ભુલ હોય તો માફ કરજો. આ બનાવ તો ફક્ત, રાત્રીના તમારા એકાએક અહિં આવી ચ્હડવાના અકસ્માતનેજ આભારી છે. જુઠી શરમ તથા ખોટી લજ્જાનો ડોળ કરતી ઘણી સ્ત્રીઓના કરતાં મ્હારો પ્રેમ વધારે સ્થિર નીવડશે." રોમીઓને આ વિચાર તો સ્વપ્ને પણ આવ્યો ન્હોતો. પોતાના મનમાં આ કશું આવ્યું ન્હોતું એમ જ્યુલીએટની ખાત્રી કરી આપવાને સોગંદ ખાવાને તૈયાર થયો તેટલામાંજ જ્યુલીએટ બોલી "આપણે આજે બહુ ઉતાવળું તથા અવિચારી પગલું ભર્યું છે." પણ રોમીઓએ તેજ રાત્રીએ વ્હાલની પરસ્પર પ્રતિજ્ઞા લેવાનો આગ્રહ કર્યો. જ્યુલીએટે ઉત્તર આપ્યો "મ્હારી પ્રતિજ્ઞા તો માગ્યા પ્હેલાજ મ્હેં આપી છે. તમારા પ્રત્યેનું મ્હારૂં વ્હાલ દરિયા જેવું ઉંડું અને અગાધ છે.

પ્રેમગોષ્ટિમાં પરોઢિયું થવા આવ્યું. જ્યુલીએટની જોડે સુનારી દાસીએ સુવા વાસ્તે તેને વારંવાર બોલાવી. થોડીવાર જઇને તુરત એ પાછી આવતી. તેણે કહ્યું "તમારો સ્નેહ શુદ્ધ હોય અને મ્હને પરણવાની તમે ઇચ્છા રાખતા હો તો તમારી સાથે લગ્નથી જોડાઇ તમારી દાસી થઇ તમારા સુખ દુઃખમાં ભાગ લેવા હું તૈયાર છું. કાલે હું માણસ મોકલું તેની સાથે લગ્નનો વખત નકી કરી મ્હને કહાવશો." આટલું કહેતાં કહેતાંમાં અને આ વાત નકી કરતાં કરતાં પતિ ત્રણ ચાર વખત દાસીની બુમોને લીધે જ્યુલીએટને અંદર આવજાવ કરવી પડી; ન્હાના બાળકો પક્ષીને જેમ નાનું છોકરૂં થોડે દુર સુધી જવા દઇ ફુદવા દે પણ જો જરા વધારે આઘે જાય તો બાપડા સુંદર દોરાથી પાછું ખેંચી લે તેમ, રોમીઓ દુર જાય તે જ્યુલીએટથી ખમાતું નહિ રોમીઓને પણ છુટા પડતાં એટલુંજ દુઃખ

લાગતું. પ્રેમી જોડાને રાત્રીના શાંતસમયે એકએકના શબ્દો જેવું મધુરૂં બીજું કયું સંગીત મળી શકે ? પણ આખરે, તેઓ એકએકને આરામ અને સુખમય નિદ્રા ઇચ્છી છુટાં પડ્યાં.

રોમીઓ નીકળ્યો ત્યારે પ્હો ફાટ્યો હતો. એ આ સુખદ મેળાપના અને વ્હાલીના વિચારમાં લીન હતો. ઉંઘ આવવી અશક્ય હતી તેથી તે ઘેર ન જતાં, પાસેના મઠમાં રહેતા ફ્રાયર લૅારેન્સ નામના સાધુ પાસે ગયો. આ ભલો સાધુતો અત્યારમાં ઉઠી પુજાવિગેરેમાં પ્રવૃત થયો હતો. સાધુ રોમીઓના રોઝેલીન તરફના પ્યારની હકીકત જાણતો હતો. રોમીઓને આટલો વ્હેલો એણે જોયો ત્યારે આજ પ્યારે આ યુવાનને ઉંઘવા નહિ દીધા હોય એવી કલ્પના એને થઇ. પણ વાતતો જુદીજ નીકળી રોમીઓએ રાતના બનેલી હકીકત કહી અને કહ્યું "હમારૂં લગ્ન કરવામાં ત્હમારી મદદની જરૂર છે." આ નવી વાત સાંભળી લૅારેન્સ સાધુના આશ્ચર્યનો તો પારજ રહ્યો નહિ. એમના હાથ અને આંખો ઉંચ્યા ચઢી ગયાં, અને એ બોલ્યા "ખરેખર, જુવાન માણસોમાં ખરા અંતઃકરણનો પ્યાર હોતો નથી પણ સૌંદર્યનો મોહજ હોય છે." રોમીઓએ કહ્યું "રોઝેલીનેતો મ્હારા પ્રેમનો બદલો વાળ્યો ન્હોતો પણ જ્યુલીએટ તો મ્હને પૂર્ણરીતે ચ્હાય છે, અને હું એને ચ્હાઉંછું; તો હવે આ વાતમાં ત્હમે ના ન કહેશો. અમારૂં લગ્ન કરી આપવા જરૂર કબુલાત આપશો." આ ભલા સાધુ કેપ્યુલેટ તેમજ મોન્ટેગ્યુ એ બન્નેના મિત્ર હતા. ઘણી વખત વચમાં પડી એમણે આ બે કુટુમ્બ વચ્ચેના કુસંપનો છેડો આણવા નિષ્ફળ પ્રયત્નો કર્યાં હતાં. એમના મનમાં લાગ્યું કે રોમીઓ અને જ્યુલીએટ લગ્નની ગાંઠથી જોડાશે તો, કદાચ આ લાંબા વખતની તકરારનો છેડો આવશે; વળી નાનપણથીજ રોમીઓ એમને બહુ પ્રિય હતો તેથી રોમીઓને એ કશાની ના કહી શકતા ન્હોતા; માટે કેટલેક અંશે સલાહ કરાવવાના ઉદ્દેશથી, અને કેટલેક અંશે રોમીઓ ઉપરના પક્ષપાતને લીધે, એમણે આ બે જણનો હસ્તમેળાપ કરાવવા કબુલ કર્યું. રાતના સંકેત પ્રમાણે મોકલેલા દુત મારફતે જ્યુલીએટે આ બધી ગોઠવણ જાણી. એ વખતસર ત્યાં આવી પ્હોંચી અને લગ્ન થયું. લગ્ન વખતે ભલા લૅારેન્સે પ્રાર્થના કરી કે "હે ઇશ્વર ! આ જુવાન મોન્ટેગ્યુ અને કેપ્યુલેટ વચ્ચેના સંબંધથી એ ઘરોની ઘણા વખતની શત્રુતા હમેશને વાસ્તે નાશ પામે એમ કર."

લગ્નવિધી પુરી થતાંજ જ્યુલીએટ ઘેર ગઇ. રોમીઓએ ગઈ રાત્રિની પેઠે ફરી, આજે પણ બાગમાં મળવા આવવાનું વચન આપ્યું હતું, તેથી, સારાં સારાં કપડાં પ્હેરી બ્હાર જવાનો વખતની જેમ અધિરૂં બાળક વાટ જુએ તેમ જ્યુલીએટ પણ અધિરી થઇ અને સાંજ પડવાની વાટ જોવા લાગી.

તેજ દિવસે બપોરના રોમીઓના મિત્રો બેનવોલીયો તથા મરકુશીયો ગામના રસ્તામાં આમથી તેમ ફરતા હતા. તેવામાં કેપ્યુલેટોની એક ટોળી એમને સામે મળીઃ કે જેમાં કેપ્યુલેટને ત્યાંના ખાણામાં રોમીઓને મારવા તૈયાર થયો હતો તે કડક સ્વભાવનો ટીબોલ્ટ પણ હતો. કાંઇ વાત ઉપરથી ટીબોલ્ટ અને મરકુશીયો વચ્ચે સખ્ત બોલાચાલી થઈ. એવામાં રોમીઓ અચાનક ત્યાં આવી પ્હોંચ્યો. ટીબોલ્ટે મરકુશીયોને પડતો મુકી રોમીઓનેજ ગાળો દેવા માંડી. સ્વભાવે નરમ હોવાથી કેપ્યુલેટ કુટુંબ તરફનો રોમીઓનો દ્વેષભાવ એના કુટુંબીઓ કરતાં ઘણો ઓછો હતો, ને જ્યુલીએટ ટીબોલ્ટને ભાઈ તરીકે ગણતી હતી તેથી, ને વળી જ્યુલીએટ જોડે પ્યારમાં પડ્યા પછી તો "કેપ્યુલેટ" નામ રોમીઓને પ્રિય અને

આનંદજનક થઇ પડયું હતું તેથી ટીબોલ્ટ જોડે લઢવાની એને બિલકુલ ઇચ્છા નહોતી. તેણે ટીબોલ્ટને સમજાવી શાંત પાડવા ઘણો પ્રયત્ન કર્યો. ટીબોલ્ટ બધા મોન્ટેગુઓ તરફ અતિશય તિરસ્કારની નજરેથી જોતો હતો. તેણે કોઇનું, પણ ન સાંભળતાં તરવાર ખેંચી. રોમીઓનો મિત્ર મરકુશીયો રોમીઓની ગુપ્ત વાતથી અજાણ્યો હોવાથી રોમીઓની શાંતિ, અને ટીબોલ્ટને સમજાવવાની આતુરતાનું કારણ કળી શકયો નહિ. મરકુશીયોએ ટીબોલ્ટને વધુ ઉશ્કેરવામાં કચાશ રાખી નહિ. આનું પરિણામ એ આવ્યું કે સરિયામ રસ્તામાં ઉઘાડી તરવારે મરકુશીયો અને ટીબોલ્ટ લઢયા, ને ટીબોલ્ટને હાથે મરકુશીયોનું મરણ નીપજ્યું. પોતાના વ્હાલા મિત્ર મરકુશીયોને મરણ પામેલો જોઇ, રોમીઓ પોતાનો ક્રોધ દાબી શકયો નહિ; અને રોમીઓએ ટીબોલ્ટને ઠાર કર્યો.

વખત બપોરનો હોવાથી આ ઘોર અને ખુની બનાવની વાત શહેરમાં તરતજ ફેલાઇ ગઇ; તથા ગામના લોકો ભેગાં થઇ ગયાં. મરકુશીયોના સંબંધીઓ અને મોન્ટેગુ ને કેપ્યુલેટના વૃદ્ધ લૉર્ડો પણ પોતાની પત્નીઓ સહિત આવી પ્હોંચ્યા. એમની પાછળ તરતજ વેરોનાનો રાજા પણ ત્યાં આવી પ્હોંચ્યો. રાજા ઘણા વખતની સુલેહનો ભંગ કરે એવી આ બે કુટુંબ વચ્ચેની તકરારોથી કંટાળી ગયો હતો. આથી આ પ્રસંગે કાયદા પ્રમાણે ગુન્હેગારને સખ્તમાં સખ્ત શિક્ષા કરવાનો નિશ્ચય કરીનેજ આવ્યો હતો. આ બધી હકીકત બેનવોલીયોની નજર આગળ બનેલી હોવાથી, રાજાએ સર્વે હકીકત એની પાસેથી સાંભળી. ત્યારબાદ લેડી કેપ્યુલેટ અને લેડી મોન્ટેગુએ રોમીઓની વિરૂદ્ધ અને બચાવમાં અરજ કરી. રાજાએ સર્વે હકીકતનો ન્યાયવૃત્તિથી તોલ કરી રોમીઓને દેશનિકાલની સજા ફરમાવી.

બિચારી કમનસીબ જ્યુલીએટ! એના લગ્નને તો ફક્ત થોડાજ કલાક થયા હતા તેવામાં હંમેશને વાસ્તે છુટા છેડા મળ્યા હોય એવી સ્થિતી એની થઈ ગઇ! આ ખબર મળતાંજ, પ્હેલાંતો રોમીઓ ઉપર રોષ ચઢયો અને ખુબ આંસુ પાડયા. "રોમીઓ દેખાવમાં કબુતર જેવો સફેત પણ સ્વભાવે કાગડા જેવો છે; બ્હારથી મેંઢાં જેવો ગરીબ પણ અંદરથી વરૂ જેવો ક્રુર છે; એની મુખાકૃતિ આનંદી અને આકર્ષક છે પણ એનું હૃદય દગો દે એવું છે;—આના આવા વિચારો જ્યુલીએટને થયા. આમ થોડા વખત સુધી નવા ઉત્પન્ન થયેલા ક્રોધ અને રોમીઓ તરફના વ્હાલ વચ્ચે જ્યુલીએટના મનમાં ખુબ યુદ્ધ ચાલ્યું, પણ આખરે, વ્હાલે જીત મેળવી. ટીબોલ્ટ સાથેના ઝઘડાના જોખમમાંથી બચી પોતાનો પતિ રોમીઓ જીવતો રહ્યો છે એ સાંભરતાં હર્ષનાં આંસુ આવ્યાં; અને ઘણુંએ ટીબોલ્ટ મરણ પામે તેથી દુઃખ થાય તેના કરતાં પણ વધારે દુઃખ રોમીઓના દેશપાર થવાથી થયું.

ટીબોલ્ટ સાથેના યુદ્ધ પછી રોમીઓ સાધુ લોરેન્સની ઝુંપડીએ ગયો હતો ત્યાંજ એણે રાજાએ કરેલી શિક્ષાની ખબર જાણી. ગામ બહાર રહેવાની શિક્ષા એને મરણ કરતાં પણ વધારે કઠણ લાગી. તે મનમાં બોલી ઉઠયો 'વેરોનાની બ્હાર જ્યાં જ્યુલીએટ નહિ ત્યાં તે કાંઇ દુનિયા છે? જ્યુલીએટ હોય ત્યાંજ સુખ છે. ખરેખર, બીજી બધી જગ્યાએ રહી જીવવું એ નર્કમાં રહી જીવવા બરોબર છે આવા અનેક વિચારો એના મનમાં ઉભરાયા અને એ ગાંડા માણસની પેઠે વર્તવા લાગ્યો. એણે દુઃખમાં માથું કુટવા માંડયું ને ભોંયપર આળોટવા માંડયું. સાધુએ એને શાંત પાડવા ઘણો પ્રયત્ન કર્યો પણ કોણ સાંભળે! એટ-

સામાં જ્યુલીઅટનો સંદેશો લઇ એક માણસ આવ્યો. તેથી એ ઉઠીને ઉભો થયો. રોમીઓને જરા શાંત પડેલો જોઇ સાધુએ કહ્યું "હેં ટીબાલ્ટનું તો ખુન કર્યું છે પણ, હવે ત્હારું તથા જેનું જીવન ત્હારામાંજ છે તે ત્હારી બૈરીનું પણ ત્હારે ખુન કરવું છે! જો મનુષ્યમાં પોતાને ટકાવી રાખે એવી હિમ્મત ન હોય તો મનુષ્યની પ્રતાપી આકૃતિ અને એક મીણના પુતળામાં શો ફેર? રાજાએ તો ત્હારા ઉપર ઘણી દયા દેખાડી છે. એમના મોંમાંથી ફક્ત, દેશપારનોજ હુકમ બહાર નીકળ્યો તેને બદલે ફાંસીનો હુકમ નીકળ્યો હોત તો! એ આનંદની વાત નથી કે હેં ટીબાલ્ટને, માર્યો છે! તું ટીબાલ્ટને હાથે મરણ પામ્યો હોત તો! જ્યુલીઅટ ત્હને પરણી હમેશને વાસ્તે ત્હારી થઇ છે એ ઓછાં સુખનું કારણ છે? રોમીઓ! જરા વિચાર કર. હું ખાસ કહું છું કે જે માણસ છેક નિરાશ થાય છે તેનો અંત દુઃખમાંજ આવે છે." થોડા વખત પછી રોમીઓ વધારે શાંત પડયો, ત્યારે સાધુ લૉરેન્સે રોમીઓને સલાહ આપી કે "તું જ્યુલીઅટને મળી સ્હવારના પાસેના ગામડા માન્ટુઆમાં ચાલ્યો જા. ત્યાં થોડો વખત રહેજે. દિવસ જતાં બધું અનુકૂળ થશે તેવે વખતે ત્હમારાં લગ્નની વાત હું જાહેર કરીશ. આથી ત્હમારા બન્નેના કુટુંબ વચ્ચે લઢવાઢનું સમાધાન થશે. આવા સંજોગોમાં રાજા પણ સર્વેની આજીજી સાંભળી ત્હને માફી આપશે; અને હાલ જેટલા દુઃખમાં જાય છે તેથી વીસગણા આનંદમાં તું અહિં પાછો આવીશ." રોમીઓને લૉરેન્સે સુચવેલો રસ્તો ઠીક લાગ્યો, ને રાત્રી જ્યુલીઅટને ત્યાં ગુજારી સવારના માન્ટુઆ તરફ નીકળી જવાનું નક્કી કરી ભલા સાધુની રજા લીધી. સાધુ લૉરેન્સે કાગળ મારફતે અહિંની સર્વે હકીકતથી વાકેફ રાખવાનું વચન આપ્યું.

રોમીઓ આગલી રાત્રે ગયો હતો તે બાગમાં જઇ, ત્યાંથી બારીમાંથી જ્યુલીઅટના ઓરડામાં ગયો. આગલી રાતતો પૂર્ણ આનંદ ને સુખની હતી. પણ દિવસે બનેલા અતિગંભીર બનાવો ને બહુ નજીક આવેલો છુટા પડવાનો વખત, આ રાતના આનંદમાં અને વાર્તાવિનોદમાં દિલગીરીનું તત્વ ઉમેરતા હતા. અણગમતું પરોઢિયું રોજ કરતાં વ્હેલું આવ્યું હોય એમ લાગ્યું. પરોઢિયામાં બોલતાં લાર્કપક્ષિનો મધુર અવાજ જ્યારે જ્યુલીઅટે વ્હેલો સાંભળ્યો ત્યારે, એતો રાત્રિએ મીઠા સરોદ કાઢતું નાઈટીંગેલ પક્ષી છે એમ મનને સમજાવવા વૃથા પ્રયત્ન કર્યો; પણ અફસોસ! તે લાર્કજ ગાતું હતું. એનું મધુર સંગીત આજે જ્યુલીઅટને કઠોર લાગ્યું. પૂર્વમાં દેખાતા સૂર્યના કિરણોએ, આ જોડાને છુટા પડવાનો વખત હવે થયોજ છે એમ જણાવ્યું. રોમીઓ દુઃખી હૃદયે જ્યુલીઅટથી છુટો પડયો, અને માન્ટુઆ જઇ પ્રત્યેક કલાકે કાગળ લખવાનું વચન આપ્યું. રોમીઓ બારીમાંથી ઉતરી નીચે જમીન ઉપર ઉભો રહ્યો ત્યારે પોતાનું મન ભયમાં હોવાથી, જ્યુલીઅટને પોતે કબરની અંદર સુતેલા શબનેજ જોતી હોય એવો ભાસ થયો. રોમીઓને પણ અમંગળ શંકાઓ થઇ. પણ સ્હવારના કોઇની નજરે પોતે પડે તો રોમીઓનું તો મરણજ નીપજે તેથી ઉતાવળથી તેઓ છુટાં પડયા.

આ કમનસીબ દંપતીપર આ વખતથી આફતો પડવામાં બાકીજ ના રહી. રોમીઓને ગયે થોડોજ વખત થયો હશે એવામાં લૉર્ડ કેપ્યુલેટે જ્યુલીઅટને પરણાવવાનો વિચાર કર્યો. ને એક વર શોધી કહાડયો. એનું લગ્ન થઇ ગયું છે એવું સ્વપ્ને પણ ન ધારનાર પિતાએ પુત્રીસારૂ પેરીસ નામના હુંશીઆર, ઉમદા અને શોખીન જુવાન કાઉન્ટને પસંદ કર્યો હતો.

રોમીઓની જોડે જ્યુલીએટનું મન મળ્યું નહોત તો જ્યુલીએટ આ પસંદગીને જરૂર કબુલ રાખત. જ્યારે પિતાએ પોતાનો વિચાર જાહેર કર્યો ત્યારે એ ગભરાઇ ગઇ. તેણે આજીજી સાથે કહ્યું કે "પિતાજી, લગ્ન કરવા માટે મ્હારી ઉમ્મર હજુ ન્હાની છે. વળી ભાઇ ટીબોલ્ટના મરણના દુઃખને લીધે હું જોઇએ તેટલી આનંદમાં નથી. હજુ ટીબોલ્ટની મરણ ક્રિયા પણ પુરી થઇ નથી તે પ્હેલાં આપણે ત્યાં લગ્નનો ઉત્સવ થાય તે આપણા કુટુંબને શોભે ?" આવી રીતે પોતાનું લગ્ન થઇ ગયું છે એ ખરી હકીકત ન જણાવતાં લગ્ન ન કરવાનાં બીજાં કારણો દેખાડ્યાં.

વૃદ્ધ લૉર્ડ કેપ્યુલેટે તેના કહેવા ઉપર ધ્યાન આપ્યું નહિ. અને ગુરૂવારે સવારે પેરીસ જોડે લગ્નવિધીથી જોડાવા તૈયાર રહેવા હુકમ કર્યો. વેરોનાની સૌથી ચઢતી કુમારિકા ખુશીથી કબુલ કરે એવો પૈસાદાર, સારા કુટુંબનો ને હુશીઆર વર પોતે પોતાની પુત્રી-વાસ્તે શોધી કહાડ્યો તે છતાં, આવી રીતે લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે જ્યુલીએટ ના કહે તે એનાથી ખમાયું નહિ. લૉર્ડ કેપ્યુલેટને તો એમજ લાગ્યું કે જ્યુલીએટ ઉપર ઉપર-નીજ ના કહે છે આથી તેણે આવી આજ્ઞા કરવાનું યોગ્યજ ધાર્યું.

હમેશાં દુઃખની વખતે જ્યુલીએટ ફ્રાયર લૉરેન્સની પાસે સલાહ લેવા જતી હતી. આ વખતે પણ તેણે એમજ કર્યું. તેણે સાધુને બધી હકીકત જણાવી અને શું કરવું તે વિષે સલાહ પુછી.

"અતિ સાહસિક ઉપાય લેવા ત્હારી હિમ્મત છે ?" સાધુએ પુછ્યું.

"હું મ્હારા પિતાની ઇચ્છા મુજબ, મ્હારા વ્હાલા ધણી જીવતાં હોવા છતાં પેરીસની જોડે લગ્ન કરવા કરતાં મરણ વધારે પસંદ કરૂં છું.

સાધુ કહે "તું ઘેર જા અને આનંદમાં હોય એવો ડોળ કર ને પિતાજીની મરજીમુજબ પેરીસને પરણવા કબુલ થા. આવતી કાલે રાત્રે હું આ દવાની બાટલી આપું છું તેમાંની દવા પી જજે, આથી ૪૨ કલાક સુધી તું શુદ્ધિવગરની મરણ પામેલી હોય એવી જણાઇશ. પરમદિવસે એટલે લગ્નની સવારે જ્યારે પેરિસ ત્હને પોતાને ઘેર તેડી જવા આવશે ત્યારે તું શબ જેવી દેખાઇશ. આ પછી ત્હને આપણા રિવાજ પ્રમાણે ખુલ્લી રાખી કેપ્યુલેટ કુટુંબના[1] દાટવાના ઓરડામાં લઇ જવામાં આવશે. આ પ્રમાણે સ્ત્રીની સ્વાભાવિક બીકને મુકી દઇ તું જો હિમ્મત ધરીશ તો ખાત્રીથી કહું છું કે બરાબર બેતાળીસ કલાક પછી તું સ્વપ્નામાંથી જાગી હોય તેમ એ ઉંઘમાંથી ઉઠીશ. ત્હારા ઉઠવાનો વખત થશે તે પ્હેલાં હું રોમીઓને સર્વે હકીકત જણાવીશ, તે રાત્રે મેન્ટુઆથી આવી, તું જાગૃત થઇશ એટલે ત્હને પોતાની જોડે માન્ટુઆ લઇ જશે.

રોમીઓ તરફના અતિશય પ્યાર અને પેરીસ જોડે લગ્ન થાય તે ભયને લીધેજ સાધુ-એ દેખાડેલા આ સાહસિક ઉપાય પ્રમાણે વર્તવા જ્યુલીએટમાં હિમ્મત આવી ને જ્યુ લીએટે સાધુએ કરેલી સુચના પ્રમાણે વર્તવા કબુલ કર્યું.

મઠમાંથી ઘેર ગયા પછી જ્યુલીએટ પેરીસને મળી થોડો લજ્જાનો ડોળ કરી તેણે પરણવાનું કબુલ કર્યું. આ ખુશ ખબરથી માતપિતા ખુશી થયાં અને વૃદ્ધપિતા જુવાનીના

૧ ક્રિશ્ચિયન લોકો મડદાં દાટે છે. અને અમુક કુટુંબના મડદાં અમુક દેવળમાં ને અમુક જગ્યા-એજ દાટવા એવો એઓનામાં રિવાજ છે.

ઉત્સાહમાં આવી ગયો ને પોતાનું કહ્યું ન માનવાને લીધે અળખામણી થઇ પડેલી પુત્રી પાછી માનીતી થઇ પડી.

પાસે આવતાં લગ્નની ધામધુમ ઘરમાં ગાજી રહી. સઘળી ચીજો ખર્ચના વિચાર વગર આણવામાં આવી અને વેરોનામાં કોઇ પણ દિવસ નહિ થયેલી એવી ધામધૂમની તૈયારીઓ કરવામાં આવી.

બુધવારની રાત આવી. જ્યુલીએટે બતાવેલી દવા પીધી. આ દવા પીતી વખતે એના મનમાં નીચેની શંકાઓ થઇ. " વખતે રોમીઓ જોડે મ્હારૂં લગ્ન પોતે ગુપ્ત રીતે કરાવ્યું છે તે છુપાવવા એણે મ્હને ઝેર તો નહિ આપ્યું હોય? ના, એતો ઘણો પવિત્ર સાધુ છે. રોમીઓના આવના પ્હેલાં હું જાગું તો મારી શી વલે થાય? ત્યાં પડેલાં કેપ્યુલેટોના શબો અને હમણાંજ મરણ પામેલા ટીબોલ્ટને જોઇ મ્હને બીક ન લાગે? વળી લોકો કહે છે કે આવી જગોએ ભુત હોય છે તે વાત ખરી હોય તો હું શું કરૂં? આવી આવી ચિંતાઓથી તેનું મન ઘેરાઇ ગયું પણ છેવટે રોમીઓ તરફના અનહદ વ્હાલે અને પેરીસ તરફના અણગમાએ એની આ ચિંતાઓ દુર કરી. તેણે દવા પીધી અને તે મુર્છાવશ થઇ.

પરોઢિયે પેરીસ મધુર વાજીંત્રો સાથે ભવિષ્યની વધુને ઉંઘમાંથી ઉઠાડવા આવ્યો ત્યારે, જીવતી જ્યુલીએટને બદલે એના ઓરડામાં એનું શબ નજરે પડ્યું. કેવો દુઃખમય દેખાવ! રેરે! પેરીસની આશાઓ કેવી નાશ પામી? ઘરમાં કેવો કોલાહલ થઇ રહ્યો! દુષ્ટ મરણે બિચારા પેરીસને તો પરણ્યા પ્હેલાંજ પોતાની વ્હાલીથી જુદો પાડ્યો. જ્યુલીએટની પાછળ એણે ઘણો શોક કર્યો. ઘરડા માતપિતાના શોકોદ્ગારની તો હદજ રહી નહિ. આટલી મોટી ઉમ્મરે તેમને આ એકની એક પુત્રી હતી. એને જોવાથીજ એમની આંખ ઠરતી. વળી જ્યારે માતપિતા તેને સારે ઠેકાણે પરણાવી સુખી કરવાની તૈયારીમાં હતા ત્યારેજ દૈવે આવી રીતે તેમની પાસેથી એને છીનવી લીધી ત્યારે પછી દુઃખમાં બાકી જ શી રહી!

લગ્ન વખતના જમણ સારૂ આણેલી સામગ્રી મરણક્રિયા કરતી વખતે થતાં ભોજનમાં વપરાઇ; મંગળ પ્રસંગે ગવાતાં ગીતોને બદલે રાજીયા ગવાવા લાગ્યાં; મધુર વાજીંત્રોને બદલે દુઃખજનક [1]ઘંટ વાગવા માંડ્યા. ને કન્યા જાય ત્યાં નાંખવાના પુલો શબ ઉપર ગોઠવાયા. લગ્નની શુભ ક્રિયા કરાવવા આવેલા ધર્મગુરૂની જરૂર હવે મરણક્રિયા વાસ્તે પડી. જ્યુલીએટને દેવળમાં તો લઇ જવામાં આવી પણ અફસોસ! એ ત્યાં જઇ લગ્નથી જોડાઇ સુખી સ્ત્રીપુરૂષોની સંખ્યામાં વધારો કરત તેને બદલે મરણ પામેલાઓની શોકનીય સંખ્યામાં વધારો કર્યો.

ખરાબ ખબર હમેશાં સારી ખબર કરતાં ઝડપથી ફરી વળે છે તેમ આ વખતે પણ બન્યું. ફ્રાયર લૉરેન્સે રોમીઓ ઉપર જ્યુલીએટ વિષેની સર્વ ખરી હકીકતવાળો પત્ર લખ્યો હતો પણ જાસુસ આ ખબર લઇ ત્યાં પ્હોંચે તે પ્હેલાંજ જ્યુલીએટના મરણની શોકમય ખબર રોમીઓને મળી. આ ખબર સાંભળી તે પ્હેલાં રોમીઓ અતિશય આનંદમાં હતો. આગલી રાત્રે એને એવું સ્વપ્નું આવ્યું કે જાણે પોતે મરણ પામ્યો છે. રખ્યું પોતાની પ્રિયાએ આવી ઘણાં ચુંબન કરી તેને સજીવન કર્યો. આ પછી તે એક દેશનો રાજા થયો હોય એવી કલ્પના થઇ. આવા ચમત્કારિક સ્વપ્નાથી એનું મન ઘણું

[1] ક્રિશ્ચયન લોકોમાં મરણ વખતે દેવળમાં ઘંટ વગાડવાનો રિવાજ છે.

પ્રસન્ન હતું તેવામાં વેરોનાથી એક માણસ આવ્યો આ માણસ કાંઇ પણ સારી ખબર લાવ્યો હશે એમ એણે ધાર્યું. પણ જ્યારે એ માણસે જ્યુલીએટના મરણની ખબર કહી ત્યારે એ અતિશય દિલગીર થઇ ગયો. રાત્રે સ્વપ્નામાં તો મને જ્યુલીએટે સજીવન કર્યો હતો પણ હવે મ્હારાથી મ્હારી વ્હાલીને સજીવન કરી શકાશે નહિ એવો દુઃખમય વિચાર એને થયો રોમીઓએ હવે વેરોના જઇ જ્યુલીએટના શબને નિહાળવાનો નિશ્ચય કર્યો. તેણે પોતાના નોકરને ઘોડો લાવવાનો હુકમ કર્યો.

વળી આ યુવાન પુરૂષે એક સાહસિક પગલું ભરવાનું પણ નક્કી કર્યું. એક કંગાળ હકીમ તથા તેની દુકાન તેને યાદ આવી માન્ટુઆના કાયદાવિરૂદ્ધ નક્કી છુપીરીતે એ મ્હને ઝેર વેચશે એમ તેને લાગ્યું. રોમીઓએ આ દુકાન શોધી કહાડી. તેણે હકીમ પાસે ઝેર માંગ્યું. હકીમે પ્હેલાં તો આનાકાની કરી પણ સોનામ્હોરથી મન લલચાયું. તેણે રોમીઓને, એક ટીપું ઝેર પીતામાં તો ગમે તેવા મજબુત માણસને પણ મરણને શરણ કરી દે એવું ઝેર આપ્યું. રોમીઓએ જ્યુલીએટને મન ધરાય ત્યાં સુધી જોઇ ઝેર પી એની જોડેજ સુઇ જઇ ત્યાંજ દટાઇ જવાનું નક્કી કર્યું.

રોમીઓ વેરોના પ્હોચ્યો. તેણે એક દીવો, કોદાળી ને એક બીજું હથિયાર સાથે રાખ્યાં હતાં. તેણે જ્યુલીએટની કબર ખોદવા માંડી તેનામાં "દુષ્ટ મોન્ટેગ્યુ" એવા શબ્દો સંભળાયા. આ બોલનારે આ માણસને "આવું અઘટીત કામ શા માટે કરે છે" એમ કહ્યું.

આવી રીતે રોમીઓને અટકાવનાર કાઉન્ટ પેરીસજ હતો તે પોતાની વ્હાલી જ્યુલીએટની કબરપર ફુલ ચઢાવવા અને તે સ્થાને આંસુ પાડી પોતાના દુઃખનો ઉભરો કાઢવા આવેલો હતો. આ વખતે રોમીઓનું અહિં આવવાનું કારણ એ કલ્પી શક્યો નહિ. સઘળા મોન્ટેગ્યુઓની માફક રોમીઓ પણ કેપ્યુલેટોનો કટ્ટો શત્રુ છે અને કેપ્યુલેટના મડદાઓને એ કોઇ પણ રીતે અપમાન કરવાજ આવ્યો હશે એમ એણે ધારી લીધું. આથીજ પેરીસે રોષ ભરેલા અવાજે રોમીઓને દુષ્ટ કામ કરતાં થોભવાનું કહ્યું. રોમીઓને જો વેરોનામાં જોવામાં આવે તો દેહાંત દંડની શિક્ષા રાજાએ ફરમાવી હતી તેથી પેરીસ રોમીઓને પકડી રાજાને સ્વાધિન કરવા તત્પર થયો.

રોમીઓ બોલ્યો "હે પુરૂષ! ટીબેલ્ટને મ્હેં કરેલી શિક્ષા ત્હારા સ્મરણમાં નથી? તું શાંત થા, મ્હને જવાદે, મ્હને નાહક ઉશ્કેર નહિ; એકનું ખુન કરીને તો પાપમાં પડ્યો છું; હવે ત્હારો વધ કરવાની ફરજ પાડી મ્હને વધુ પાપમાં ના નાખ." પેરીસે આ ચેતવણીને મિજાસમાં ગણકારી નહિ. તેણે રોમીઓને પકડવા પ્રયત્ન કર્યો. તેઓ લઢ્યા ને આ લડાઇમાં પેરીસ માર્યો ગયો.

રોમીઓ સામો માણસ કોણ છે તે જાણતો ન્હોતો. તેણે દીવો પાસે લઇ જઇ જોયું તો તે પેરીસ હતો. આ પેરીસનું લગ્ન જ્યુલીએટ જોડે થવાનું હતું તે તેને ખબર હોવાથી પેરીસને પોતાના જેવોજ હતભાગી ને આથી પોતાના દુઃખનો સાથી જેવો ગણી રોમીઓએ એને જ્યુલીએટની કબરમાંજ સુવાડવા નિશ્ચય કર્યો.

હવે રોમીઓએ જ્યુલીએટની કબર ઉઘાડી. જ્યુલીએટના અનુપમ સૌંદર્ય ઉપર દુષ્ટ મરણે પણ અસર કરી ન્હોતી એ દુષ્ટ રાક્ષસ જાણે એનાપર મોહી ના પડ્યો હોય અને પોતાનાજ આનંદ સારૂ એની કાંતી અને લાલી રહેવાને અર્થેજ રહેવા દીધી ના હોય!

જ્યુલીઅટની પાસે ટીબાલ્ટનું શબ પડેલું હતું. રોમીઓએ ટીબાલ્ટની માફી માગી ને જ્યુલીઅટને ખાતર તેને "ભાઈ" તરીકે બોલાવ્યો ને કહ્યું, "હવે હું હારા દુશ્મન શત્રુઓનો બધ કરવાની તૈયારીમાં છું." આવું કહી તરતજ રોમીઓએ વ્હાલી જ્યુલીઅટને એક છેલ્લું ચુંબન કર્યું. ત્યારબાદ માન્ટુઆના હકીમે આપેલું ઝેર પીધું અને પોતાની દુઃખી દેહનો ત્યાગ કર્યો. આ દવા કાંઇ જ્યુલીઅટે પાયેલી દવા જેવી ન્હોતી. એની સખ્ત અને નાશકારક અસર તો તરત થઇ.

હવે બીજી બાજુએ દવાના ઘેનનો વખત પુરો થવા આવ્યો હતો ને જ્યુલીઅટ ઉઠવાની તૈયારીમાં જ હતી. સાધુ લૉરેન્સને ખબર પડી હતી કે માન્ટુઆ મોકલેલો માણસ કમનસીબે પ્હોંચ્યો નથી તેથી એ પોતે ફાનસ ને કુહાડી લઇ જ્યુલીઅટને કબરમાંથી વખતસર કાઢવા આવી પ્હોંચ્યો. આવતાંજ ત્યાં એક સળગતું ફાનસ પડેલું દીઠું. આ સર્વ જોઇ સાધુ તો ચક્તિજ થઇ ગયો. એક બાજુએ તરવારો અને લોહીની નિશાનીઓ તથા બાજુમાંજ શબજેવા પડેલા રોમીઓ અને પેરીસને દીઠા.

આ બધું કેમ બન્યું અને આ હૃદયભેદક મરણો કેવી રીતે નીપજ્યાં તે વિષે કલ્પના પણ કરવાનો વખત લૉરેન્સને મળ્યો નહિ. જ્યુલીઅટ તરતજ જાગી. સાધુને પાસે ઉભેલો જોઇ જ્યુલીઅટને પોતે ક્યાં છે અને શાથી આ જગોએ આવી પડી છે તે સાંભર્યું,—સાંભરતાંજ "રોમીઓ, રોમીઓ" એ શબ્દો એનાં મોઢામાંથી નીકળ્યા. એવામાં જરા દુરથી સંભળાતાં માણસોના અવાજથી ભડકી સાધુએ કહ્યું. "જ્યુલીઅટ આ ભયંકર સ્થળેથી બ્હાર આવ. આપણી બધી ગોઠવણો અનિવાર્ય ઇશ્વરી બળે ઉંધી વળી ગઇ છે. આટલું બોલી વધારે પાસે આવેલા માણસોના અવાજથી ગભરાઇ સાધુ ન્હાસી ગયો.

બાજુએ નજર ફેરવતાંજ જ્યુલીઅટે રોમીઓને જોયો અને તેના હાથમાંના પ્યાલાને પણ જોયો. રોમીઓએ ઝેર પીને પોતાનો અંત આણ્યો છે એ વિષે એની ખાત્રી થઇ, આથી એણે પોતાનો પણ અંત આણવાનો નિશ્ચય કર્યો. પ્યાલામાં નજર કરી તો એક ટીપું પણ ઝેર અંદર રહેલું જણાયું નહિ. રોમીઓના હોઠ ઉપર થોડું ઝેર રહ્યું હોય તો તે પણ ચુંબન દ્વારા—ખેંચી લેવા યત્ન કર્યો પણ આખરે લોકો ઘણા પાસે આવી પ્હોંચ્યા છે ...

નો ઉંડો સ્નેહ; લગ્નની વાત બ્હાર પાડવાનો અનુકૂળ વખત આવે તે પ્હેલાં જ્યુલીઅટનો બીજો વિવાહ; ફરી લગ્નના મહા અપરાધમાંથી બચવા, પોતાની સલાહથી જ્યુલીઅટે પીધેલી ઉંઘની દવા; જ્યુલીઅટનું કૃત્રીમ મરણ; જ્યુલીઅટની ઉંઘ પુરી થાય તે પ્હેલાં આવી તેને લઇ જવા માટે આવવા રોમીઓને પોતે લખેલો કાગળ; કમનસીબે તે કાગળ પ્હોંચવામાં થયેલો વિલંબ; આ સર્વે હકીકતનું ફ્રાયર લોરેન્સે લૉર્ડ કેપ્યુલેટ અને લૉર્ડ મોન્ટેગ્યુની હાજરીમાં વિગતવાર વર્ણન કર્યું. આનાથી વધારે હકીકત ખબર ન હોવાથી તે કહી શક્યો નહિ. છેવટે પોતે જ્યુલીઅટને ઉઠાડવા આવ્યો ત્યારે પેરીસને અને રોમીઓને મરણ પામેલા જોયા; તેટલુંજ એ કહી શક્યો. આ વાતને પૂર્ણ કરવામાં ખુટતી વિગતો પેરીસના નોકરે અને રોમીઓ જોડે માન્ટુઆથી આવેલા નોકરે પુરી પાડી આ નોકરને પોતે મરણ પામે તો પોતાના પિતાને આપવાના કાગળો રોમીઓએ આપ્યા હતા. આ કાગળોમાં રોમીઓએ પોતાનું જ્યુલીઅટ સાથેનું થયેલું લગ્ન, હકીમ પાસે પોતે લીધેલું ઝેર અને જ્યુલીઅટની જોડે મરવાનો પોતાનો નિશ્ચય એ સર્વે જણાવેલુ હતું, અને માતપિતાની ક્ષમા માગી હતી. આ સર્વે વિગતો બરાબર મળતી હોવાથી ફ્રાયર લૉરેન્સપર આવેલો શક તો દુર થયો, અને એ નિર્દોષ છે એમ પુરવાર થયું, પણ સર્વેને એમ તો લાગ્યું કે આ ભલા સાધુએ પોતાની ભલી ઇચ્છાઓ પાર પાડવામાં ઓછા આડકતરા અને વધારે સરળ ઉપાયો યોજ્યા હોતતો કદાચ આવું ગંભીર પરિણામ આવત નહિ.

છેવટે રાજાએ કહ્યું " લૉર્ડ કેપ્યુલેટ અને લૉર્ડ મોન્ટેગ્યુ ! આ ત્હમારા અવિચારી હઠીલા તથા જંગલી કલહનું પરિણામ જુઓ. ઇશ્વરે ત્હમારા વ્હાલાં છોકરાં ત્હમારી પાસેથી છીનવી લઇ ત્હમારા અયોગ્ય કર્મની શિક્ષા ત્હમને કરી છે " આ બનાવથી આ લૉર્ડો પર ઘણી ઉંડી અસર થઇ. પોતાના વ્હાલાં છોકરાંનો ભોગ લેનાર આ કલહને આ બે વૃદ્ધોએ તેમની સાથે તેમની કબરમાંજ દાટી દેવાનું નક્કી કર્યું.

લૉર્ડ કેપ્યુલેટે લૉર્ડ મોન્ટેગ્યુને "ભાઇ" કહી બોલાવ્યા અને લૉર્ડમોન્ટેગ્યુ પાસે તેમનો હાથ પોતાના હાથમાં મુકવા કહ્યું. તેમણે કહ્યું " ભાઇમોન્ટેગ્યુ, ત્હમારા પુત્ર અને મ્હારી પુત્રીનું લગ્ન થયું છે. હું મ્હારી પુત્રીના પક્ષમાં ત્હમારી પાસેથી ત્હમારો હાથ માગું છું. "

" ભાઇ કેપ્યુલેટ, એટલાથી મ્હને સતોષ વળશે નહિ. ભલી અને પતિવ્રતા જ્યુલીઅટનું સ્મરણ હમેશ રહે એવું, આખા વેરોનામાં સર્વોત્તમ, કારીગરીવાળું એક સ્વચ્છ સોનાનું જ્યુલીઅટનું પુતળું હું ઘડાવીશ. "

લૉર્ડ કેપ્યુલેટે પણ રોમીઓનું એક તેવુંજ પુતળું ઘડાવવાનો નિશ્ચય કર્યો.

મૂર્ખ અને વૃદ્ધ લૉર્ડો ! હવે આ બધું શા ઉપયોગનું ? નિર્દોષ અને પવિત્ર દુર્જનોનાં ભોગ અપાયા પછીજ એમને એમની મૂર્ખાઇનું ભાન આવ્યું !

(મુબાઇ.) —સૌ. વિમળા સેતલવાડ.

---

## ચશ્માંની કથા.

તા. ૧૭ મીએ અચાનક મ્હારા ચશ્માંનો એક કાચ ફૂટયો. બીજેજ દીવસે એટલે તા ૧૮ મીએ મ્હારી પરિક્ષા હતી. એ નંબરના ચશ્માં તરતજ કોઇ દુકાનપરથી મળી શકે તેમ નહોતું. અને ચશ્માવિના એક ક્ષણ પણ ચાલે તેમ નહોતું. હવે મ્હારે શું કરવું ?–

મ્હારે નિખાલસ દીલથી કબુલ કરવું જોઇએ કે શરૂઆતમાંતો મ્હેં માત્ર શોખની ખાતરજ ચસ્માં પહેર્યાં હતા. જ્યારે હું ગુજરાતી બીજી ચોપડી શીખતો હતો અને અમારા નાના ગામડામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર પરિક્ષા લેવા આવ્યા ત્યારે તેમણે પહેરેલા ચસ્માં મ્હેં જોયા, અને ત્યારથીજ ચસ્માનો શોખ મ્હને પેદા થયો હતો, તે વખતથી "ચસ્માં એ વિદ્વતાનું ખાસ ચિન્હ છે! અને ચસ્માં પહેરવા એ ભણ્યાનું સાર્થક છે!" એ વાત મ્હારા મનમાં સજ્જડ ચોંટી ગઈ હતી વળી મ્હારી ઝીણી આંખો કે જેથી હું લજાતો તેને ઢાંકવાને માટે મ્હેં આ એક ઉત્તમ ઇલાજ માની લીધો હતો. ચસ્માની સાથે મ્હારે સજ્જડ દોસ્તી થઇ અને દિન પ્રતિદિન તે દોસ્તી એટલી ગાઢ બની કે હવે તો જમતાં કે ન્હાતાં પણ હું તેને છુટા મૂકી શકતો નથી? હેલાં અજવાળીયાંથી તો ઉંઘતી વખત પણ આંખ ઉપરજ રાખું છું!! પરંતુ કોઇ કોઇ વાર હું કંટાળું છું અને તેની મૈત્રિ છોડવા યત્ન કરૂં છું. પણ તે એટલા વફાદાર દોસ્ત છે કે મ્હને છોડે તેમ નથી!

હું તમને કહી ગયો કે મ્હારા ચસ્માનો એક કાચ અચાનક તુટી ગયો હતો. એ નંબરના ચસ્મા એક વખત મ્હારા મિત્ર મણીલાલ પાસે મ્હેં જોયા હતા તેથી, તરતને માટે તેમના ચસ્માથી ચલાવવું અને તે દરમ્યાન ઇંગ્લાંડથી ચસ્મા મંગાવી લેવા એ ધારણાથી હું મણીલાલને ત્યાં ગયો.

" મિ. મણીલાલ! મિ. મણીલાલ! મણીલાલના મકાનના દરવાજામાં પેસતાંજ મ્હેં સાદ દીધો. મ્હને કંઇ પણ ઉત્તર ના મળ્યો. રૂમના આગલા ભાગમાં બે ત્રણ સ્ત્રીઓ ચોટલા વાળતી હતી. મ્હારો સાદ સાંભળતાંજ "-મ્હારી ઝાંખી થતાંજ તેઓ જેમ જીવ લઇને નાસે તેમ એક બીજી સાથે અથડાતી, પડતી આખડતી ઓરડામાં દોડી ગઇ. તેમનામાં એટલો ગભરાટ ફેલાઇ ગયો કે એક સ્ત્રીના પગની ઠેસથી તેલનું કચોળું ફુટી ગયું અને સઘળે તેલ તેલ થઇ રહ્યું. બીજીના પગ નીચે અરીસો આવતાં તેના ટુકડે ટુકડા થઇ ગયા. ત્રીજીના હાથમાંથી દાંતીયો પડી જતાં તે ભાંગી ગયો. એકના માથા પરથી ઉતરી ગયું અને બીજીનો છેડો સરી ગયો. આ સઘળાથી હું તો આભોજ બની ગયો. હું આસપાસ જોવા લાગ્યો, પણ મ્હારા સિવાઇ ત્યાં કોઇ નહોતું. મ્હે મ્હારા પોતાના તરફ ધારી ધારીને જોયું કે શું હું કોઇ બદમાસ, ખુની, ચોર કે લુટારા જેવો દેખાઉં છું? આટલા બધા ગભરાટને દોડાદોડીનું કારણ શું છે? મ્હેં ફરીથી જેટલા બની શકે એટલા નમ્ર અવાજથી કહ્યું " મિ મણીલાલ ઘેર નથી?" પણ ઉત્તર નજ મળ્યો. અંદરના ભાગમાંથી ગર્જના જેવા જુદા જુદા સ્વરો સંભળાવા લાગ્યા. "ભાભીજી કહોને જવાબ આપોને" "તમે જવાબ આપોને તમારા વરને માટે પૂછે છે" હસવાનો અવાજ કાને પડ્યો "અમારા વર ને તમારા દિયર નહિ કે?" "ના બા મ્હને શરમ આવે, આપણા જેવાં લાજવાળા બૈરાંથી પુરૂષ સાથે વાત થાય કે?" એવી ચંદન વહુ કહેને મણીલાલ, સુધારાવાળાતો ઘણી ધણીયાણીના નામો લેને બા, માળા એજ નામની ફેરવે" અતિશય હસવાનો અવાજ આવવા લાગ્યો. પા કલાક સુધી આ હાસ્ય બંધ થયું નહિ મ્હારે શું કરવું? ચસ્માની ખાસ અગત્યના હતી મારા ને મણીલાલના મકાન વચ્ચે ઘણું જ અંતર હતું. જેથી ફરીથી આવી શકાય તેમ નહતું. હું તો મુંઝાયો. ઘરમાંથી ત્રુટક જુદા જુદા સ્વરથી સંભળાવા લાગ્યું 'એ" હસવાનો અવાજ "ઘરમાં" ફરી હસવાનો અવાજ. આગળ કંઇ સંભળાયું નહિ. હું કંટાળ્યો ને પાછો વળ્યો.

પાડોશીના મકાનમાંથી બહાર નીકળતા મણીલાલે મ્હને જોઇને સાદ દીધો. "હરિલાલ,

કેમ ચાલ્યા જાઓ છો ? આવો આવો." હું પાછો વળ્યો અને ચશ્માં માટે પૂછ્યું. મણીલાલ પાસેથી ખબર મલ્યા કે દીનશાહ નાણાવટીએ મંગાવવાથી ત્યાં મોકલ્યાં હતાં. હું મી. દીનશાહ નાણાવટીને ત્યાં જવા નીકળ્યો. મ્હને વિચાર આવ્યો કે "આપણી સ્ત્રીઓ નદી તલાવ પર પુરૂષવર્ગની દ્રષ્ટી પડે એવી જગ્યામાં મર્યાદા ન જળવાય તેમ ન્હાય, ભટજીની લાંબા લાંબા રાગની પૌરાણીક કથાઓ સાંભળવા બજાર વચ્ચે એકઠી થાય, મહારાજશ્રીના ચરણ સ્પર્શ કરવામાં રસઘેલી બને, રડવા કુટવામાં મર્યાદિત અવયવો ખુલ્લાં રાખે, આપસ આપસમાં જાગતા ઝઘડા વખતે દુનિયાંની પણ દરકાર ન રાખે તથા લગ્ન જેવા માંગલિક પ્રસંગમાં હલકી સ્ત્રીના મુખમાં પણ શોભે નહિ એવી બિભત્સ ભાવા ફટાણા ગાવામાં વાપરે અને આંગણે આવેલા સભ્ય માણસને વિવેકથી ઉત્તર આપવામાં અમર્યાદા માને. ત્યારે આપણા સ્ત્રીવર્ગમાં મર્યાદાનો અર્થ કર્યો હશે ?"

આંટરોડના પૂલ નજીક મિ. નાણાવટી રહેતા હતા. હું ઓટલા પર ચડયો અને બોલ્યો. "મિ. નાણાવટી" "અરે કોણ છે રે ? સરૂં રે ? પધારોજી, પધારો, અંદર પધારો." એક કોમળ સ્વર આવ્યો. હું અંદર ગયો. ત્યાં મિસિસ નાણાવટી "સાંજ વર્તમાન" વાંચતાં બેઠાં હતાં. મ્હને જોઇને ખુરશી તરફ આંગળી કરી તેઓ બોલ્યાં "આવોજી, બેસોજી. ઓહો ! કેવી ગરમ સીઝન છે ?" પંખાવતી પોતાને પવન નાખતાં મિસિસ નાણાવટીએ વાક્ય પુરૂં કર્યું. મ્હેં કહ્યું "બ્હેનજી, મિ. નાણાવટીને મ્હારે મળવું છે." "ઓરે ! શી ઉતાવલ પડીય, મળજોને બા ! આ ચીનાઇ પંખા સારા બને છે. હા ! ચીનની લોન માટે જાણ્યું ના ! ચીને આ લોન લીધી તેથી ફાયદો છે કે ઇંગ્લાંડ જર્મની વગેરે રાજ્યની લોન લીધી હોત તો ફાયદો હતો ? આપનો શું મત છે ?" મ્હારે ઉતાવળ હતી. મ્હેં ટુંકો જવાબ દીધો "હાજી, ચીને લોન લીધી છે." મિસિસ નાણાવટી બોલ્યાં— આ તેની પાસેનું નાનું સરખું જાપાન જુઓને ! હમણાં હમણાં કેટલી ઉન્નતિએ પહોંચી ગયું છે ! મીકાડોનો સ્વાત્મભોગ અર્વાચિન રાજ્યકર્તાઓને શું શિક્ષણ આપે છે ! તેથી જ તેના પર પ્રાણ પણ ઓવારી નાખે એટલે દરજ્જે પ્રજા તેના પર ફીદા છે. તેની પાછળ આત્મહત્યા કરનાર યુગલ જનરલ નોગી અને તેનાં પત્નિ તેનું પ્રત્યક્ષ દ્રષ્ટાંત છે. જાપાનનાં આ જોડાં માટે આપનો શું મત છે ?" મ્હેં ટુંકામાં કહ્યું. "તેની રાજ્યભક્તિ પ્રસંશાપાત્ર છે. "આપણે આશા રાખી કે હવે વાતોનો છેડો આવ્યો, પણ નહિરે ભાઇ, મ્હારી ભૂલ હતી." અને જનરલ નોગીની પત્નિની હિમત અને બહાદુરી કંઇ ઓછી ગણાય ! બાકી બબરચીના હાથમાંની છરી જોઇને જ મ્હને તો ધ્રુજારો છૂટે છે બા ! વાત ટુંકી કરવાના ખાસ ઉદ્દેશથી મ્હેં કહ્યું "હાજી," "અને કોંગ્રેસના પ્રમુખ ઑ. મધોલકર નિમાયા તેને માટે આપનો શો મત છે ? દરખાસ્તમાં તો ઓ. ગોખલે, આફ્રિકાવાળા ગાંધી વગેરેનાં નામો મૂકાયાં હતાં. "ચશ્માંના વિચારમાંથી જાગી મ્હેં કહ્યું. "જી, હા, પ્રમુખ નિમાયા છે ખરા" "આ પ્રમુખ બાબતના મતભેદથીજ મિ. સોનાવાળા કે જેઓ સાથે હું પ્રથમ લવમાં હતી તેમનાથી હું છૂટી પડી અને તે દરમ્યાન મિ. નાણાવટી સાથે મ્હને બૅન્ડસ્ટેન્ડ પર ઓળખાણ થયું, અને પછી તો જાણોજ છોને સ્ત્રીઓને વશ કરવાનાં પુરૂષોનાં ચરિત્ર !" તે ધીમું હસ્યાં. મિ. નાણાવટીનાં મેરેજ થયાને હજુ માસ પૂરો થયો ન્હોતો. આવી વાતોથી હું કંઇક વિશેષ નારાજ થયો. હું બોલું તે પહેલાં તો મિસિસ નાણાવટીની જીભ ચાલવા લાગી "પણ હા ! પ્રમુખ માટે આપનો શું મત છે ? આપ પ્રમુખ તરીકે કોને પસંદ કરો છો ?" હવે તો હું બહુ અકળાયો. મ્હારા ધૈર્યનો અંત

આવ્યો. આવતી કાલેજ એટલે તા. ૧૮ મીએ મ્હારી પરિક્ષા હતી. કેટલાંક પુસ્તકો હજુ તપાસી જવાનાં હતાં. તેમાં આવા વાદવિવાદ અને મત આપવાનો વખત મ્હારે લાવવો ક્યાંથી! મ્હેં દુંકામાંજ પતાવ્યું. " જી, મી. મધીલકર હુશીયાર માણસ છે. " " અરે! મારે! તમે તો કંઇ સમજતા નહિતો! હું તો પ્રમુખ માટેની તમારી પસંદગી પુછું છું." પ્રમુખ નિમાઇ ગયા હતા અને મ્હારા જેવા વિદ્યાર્થીના મતને લઇને તેમાં ફેરફાર થવા સંભવ ન્હોતો! મ્હારા મતની કોઇને જરૂરજ ન હતી!! વાતોનો પાર આવતોજ નહોતો. હું બહુ મુંઝાયો અને પ્રશ્નનો પ્રત્યુત્તર આપવાને બદલે મ્હેં સામો પ્રશ્નજ કર્યો " બ્હેનજી, મ્હારે મી. નાણાવટીને મળવાની ઘણીજ જરૂર છે, અને ઉતાવળ છે. " " મિ. નાણાવટી તમારા આવ્યા અગાઉજ દસ મિનિટે બહાર સીધાવ્યા છે. કહેતા હતા કે દીનાનાથજીને ત્યાં જવાનું છે અને રાત સુધી આવનાર નથી. " મ્હેં તરતજ ચાલતી પકડી. મ્હને ગુસ્સો આવ્યો કે નાણાવટી ન્હોતા અને રાત સુધી આવનાર ન્હોતા છતાં મ્હેં મ્હારો વખત ગુમાવ્યો. તરતજ મ્હને ખબર અપાયા હોત તો ઉતાવળી ચાલે કદાચ હું તેમને પકડી શકત. દીનાનાથના ઘર તરફ ચાલતાં મ્હને વિચાર આવ્યો કે " પુરૂષવર્ગમાં વધારે પડતું હરવું ફરવું, તેમની સાથે એકાંતમાં વખત પસાર કરવો, તેમની સાથે નાટક ચેટક જોવા જવું, રાત્રીના કલાકો તેમની સોબતમાં વ્યતિત કરવા, યુરોપનું અનુકરણ કરી "લવ"માં પડવું, નજીવા કારણસર એક બીજાથી છુટાં પડવું, તે વખતમાં વધારે પડતી અણઘટતી છુટ લેવી, આ ઉપર શરમના શેરડા વિના તેવી વાતો હરકોઇ પુરૂષવર્ગ પાસે ચર્ચવી, અને પતિ, પિતા કે ભાઇને મળવા આવેલ પુરૂષવર્ગ સાથે વિના કારણે નકામી લવરી કરી તેની મરજી ઉપરાંત રોકી રાખવો, આ બધું અતિ વિવેકમાં ગણાતું હશે? સ્ત્રીઓમાં મર્યાદાનો અર્થ કયો ગણાતો હશે?"

દીનાનાથની પત્નિ સુશીલા ઓશરીમાં ચોખા વીણતી બેઠી હતી, અને તેનું ન્હાનું બચ્ચું પાસે બેસીને રમકડાંવતી રમતું હતું, મ્હને જોતાંજ તે માથાપરનો છેડો સરખો કરતી ઉભી થઇ, મ્હેં પુછયું—બ્હેન! દીનાનાથ છે! મ્હારે તેમનું જરૂરનું કામ છે." ઘડીયાળ તરફ જોઇને ગંભીરતા અને નમ્રતાથી તેણે કહ્યું. જી, તેઓ બહાર ગયા છે, પણ સવાચારે આવવાનું કહી ગયા છે. આપને અવકાશ હોય તો દીવાનખાનામાં બેસો અને નહિ તો આપને કામ હોય તે લખીને ટેબલ પર મૂકી જશો તો આવશે ત્યારે તેમને આપીશ.". સવાચારમાં દસેક મિનિટની વાર હતી. મ્હેં કહ્યું. " હમણાં સવાચાર થશે, હું તેમની રાહ જોઇશ." હું દીવાનખાનામાં જઈ ખુરશી પર બેઠો. પોતાનાં ન્હાના બચ્ચાંને હાથ પર લઇ સુશીલા અંદર આવી, અને બહાર તેમજ અંદર ચકચકાટ કરતો પાણીનો લોટો પ્યાલા સાથે મ્હારી નજીકના ટેબલ પર મુકયો. પાનની પેટી પણ ટેબલ પર મૂકી, અને તે બહાર ચાલી ગઇ. બે મિનિટમાં તે " સુન્દરી સુબોધ " નો ખાસ અંક લાવી મ્હારી નજીક મૂકી ગઇ, અને પાછી પોતાનાં ગૃહકાર્યમાં ગુંથાઇ. થોડીએક વારમાં મી. દીનાનાથ, મી. નાણાવટી સાથે આવ્યા. જરૂરીઆત વાતચીત કરી ચરમાં લઇ હું મ્હારા મકાન પર આવ્યો.

વાંચીને મોડી રાતે હું સુતો. સ્વપ્નામાં મ્હેં "દેવી" ના દર્શન કર્યાં. દિવસનો બનાવ મ્હારા મગજમાં ઘોળાતો. તેથી તે વિષે મ્હેં તેમને પ્રશ્ન કર્યો."માતા! સ્ત્રીઓને માટે ખરો વિવેક અને મર્યાદા કઇ" દેવીએ :મીઠાશ ભરેલી શાંતી અને વાત્સલ્યભાવથી મ્હારા સામે જોઇને કહ્યું—" બેટા પ્રશ્નનો ઉત્તર " સુન્દરી સુબોધ " નાં સુજ્ઞ અને વિચારશીલ વાંચકોનેજ પૂછ " કે " સ્ત્રીઓને માટે ખરો વિવેક અને મર્યાદા કેઇ?"

(પીરાજી) —બ્હેન ૨.

નવીન અન્નપુર્ણાને પગે પડી બોલ્યો, દેવી ! ક્ષમા કરજે. તારા નીર્મળ પ્રેમને મેં લાત મારી મેં ! પાપ કર્યું છે. હું મારો અપરાધ કબુલ કરું છું. હવે તારે શરણે છું, તારે ગમે તેમ કર સાક્ષાત્ દયાનીજ મુર્તિ અન્નપુર્ણા મંદહાસ્યથી બોલી, નાથ ! જેમાં તમે સુખી તેમાંજ હું સુખી. તમારો પ્રેમરસ નિરામાં ઢોળાયો તો ત્યાંજ ઠરવા દેજો. એ પણ મ્હારૂંજ સ્વરૂપ છે. માટે તમે તેનું પાણીગ્રહણ કરીને રંક બાળીકાના ભાગ્યકોષને ઉઘાડો. મને સંસારની પરવા નથી. હું યોગીની થઇને મારૂં દુર્ગમ જીવન ઈશ્વિર સ્તવનમાં ગાળીશ.

નાં, ના, વ્હાલી, એ વાત કદી બનશે નહિ. ત્હારો વિયોગ આ જીગરમાં કાંટા સમાન ખુંચાશે. ત્હારા મહાન દીલરૂપી સીન્ધુની નિરાતો માત્ર ન્હાની માછલી છે. નિરા મ્હારી થશે છતાં આ હૃદય તો તને પુજશે. નિરા ત્હારી દાસીરૂપ છે. તું મ્હારો ઇષ્ટ દેવ અને હું તારો પુંજારી છું, મ્હારા અપરાધની ક્ષમા આપી તું એ વિચાર છોડી દે.

નિર્જન રાત્રી જ્યોત્સનાના પુર બ્હારથી ખીલી રહી છે.પ્રાણી માત્ર સુખાખી નિંદ્રા લે છે. એવા મધ્યરાત્રીને સમયે અન્નપુર્ણા પોતાના શયનગૃહમાં લેખન પીઠપર મસ્તક મુકી શુન્ય હૃદયથી રૂદન કરે છે, નવીન ગાઢ નિંદ્રામાં સુતો છે. થોડી વારે હૃદયનો ભાર હલકો કરીને સ્વસ્થ થઇ એક કાગળ લખવા બેઠી.

વાંચનાર, ચાલો એનો કાગળ વાંચીએ. દુઃખી અબળાનો કાગળ વાંચવામાં પાપબુદ્ધિ ગણાતી નથી. તેણે શું લખ્યું.

વ્હાલા નવીન ! વળી તે છેકી નાંખ્યું અને પ્રિય નવીન લખ્યું. વ્હાલા, છેકીને પ્રિય લખતાં તેનું હૃદય પાછું ભરાઇ આવ્યું. પાછો તેણે લખવાનો આરંભ કર્યો.

પ્રિય નવીન.—હું જાઉં છું, મારી પાછળ શોક કરશો નહિ. નિરાને ત્હમારી કરી સંસારને સ્વર્ગ, બનાવજો એવી મારી આશિષ છે. ઘરમાં રહીને ત્હમારા સુખના માર્ગમાં કાંટા નાંખવાને ગમ્યાં નહિ. મારી શોધ કરશો નહિ, કારણ હું જડવાની નથી. સંસારનું અમૃત, મને મળ્યું નહિ. આટલો વખત મેં;વિષનું જ પાન કર્યું. હવે તે અમૃત, શોધીને જીવનમાં શાંતી મેળવીશ. સ્નેહથી બંધાયલા તમે મને છુટવા નહિ દો; તેથી સાહસ કરીને છુટું છું ! ક્ષમા કરજો.

લી○ એક વખતની ત્હમારી અન્નપુર્ણા.

ટેબલપર કાગળ મુકીને નવીનને છેલ્લું સ્નેહદાન દેવા ગઇ. આ વખત તેની આંખમાંથી અખંડ આંસુ વ્હયાં જતાં હતાં. તે લુછવાની પણ તેને દરકાર ન્હોતી. અંતઃકરણ ચીરાઇ જતું હતું. ધ્રુજતે પગલે નવીનના પલંગ આગળ જઇને પુર્ણ પ્રેમથી ધીમેથી તેને છેલ્લું પણ ખરી લાગણીનું ચુમ્બન લીધું અને આખરે સંકલ્પ વિકલ્પને દુર ફેંકી, આશા તૃષ્ણાને હડસેલીને, મોહમાયાની જાળ તોડીને, તે સંસારના અજબ રસ્તે અદ્દષ્ટ થઇ ગઇ. આવો સ્વાર્થત્યાગ કોણ કરશે ?

(મુંબાઇ.) —સૌ. બબી બ્હેન.

---

## સ્ત્રી–કેલવણી.

"મળતાવડો સ્વભાવ, સાબુત વિચારશક્તિ, સારી સમજ, વાકેફકાર મન, શુદ્ધ (વૃત્તિઓનો) ઉંખ, ધાર્મિક નિયમો, કેળવાયલાં મનની નાની પ્રવિણતાઓ, ઉપયોગીપણું, વર્તણુકમાં સભ્યતા, ને દિલમાં નરમાશ"

એ સંગીન ગુણો સંપાદન થાય એવી સ્ત્રીકેળવણી જોઇએ. એ ગુણો સોના કરતાં વધુ કીંમતી છે. જે સ્ત્રીમાં એ ગુણો હોય તેને ખરીજ ધનવાન ધારવી.

—બ્હેન સુંદર.

# દીવાસાનો પવિત્ર દીવસ.

( સ્થળ: ચંચળ શેઠાણીનું દીવાનખાનું. )

ચંચળ શેઠાણી બધાંની રાહ જોતાં એક કોચ ઉપર બેઠા છે.

ચંચળ—( સ્વગત ) હજી સુધી કેમ કોઇ આવ્યું નહિ ? રામા સાથે બધે કહેવરાવ્યું તો છે, છતાં હજી સુધી એક જણી આવી નહીં. આજે તો દીવસ કેમે કરી જતો નથી. જો વિજ્યાલક્ષ્મિ આવશે તો ખુબ ગમત થાશે. તેને કહેવરાવ્યું છે એટલે આવ્યા વગર તો નહિ રહે. ( બધી સ્ત્રીઓ આવે છે. ) આવો, આવો, બધાં, હું ક્યારની રાહજ જોતી હતી. હવે એક વિજ્યાલક્ષ્મિ આવવાનાં રહ્યાં, તે આવે એટલે આપણી રમત શરૂ કરીએ. ( વિજ્યા આવે છે. ) આવો બ્હેન, તમે તો ઘણેજ દીવસે મોં દેખાડ્યું હોં !

વિજ્યા—( સ્મિત કરતાં ) અરે બ્હેન, તમેજ ક્યાંય શોધ્યાં જડતાં નથી ને ! શેઠને નવાં ખરાં ને ?

ચંચળ—બ્હેન, નવાં તો ખરાં પણ ભાજીને ભાવે ખપીએ છીએ. તમો ભાટીઆની પેઠ છે કે, “ વેચાય સહુ ત્યારે એક આવે વહુ ” ! આ જુઓને સોલીસીટર; તે વિના તમને ગાડીઘોડે ફેરવતા હશે ? લ્યો હવે, આજ દીવાસાનો દીવસ છે માટે ચાલો કંઇક ગમત કરીએ.

કમળા—બ્હેન, મારી મરજી તો ચોપાટ રમવાની છે. વખતે જશે અને ગમતે થશે.

રાધા—ના ના, બ્હેન, ચોપાટ શું રમે ! તે કરતાં ગંજીફો સારો.

રૂક્મણી—હવે ગંજીફો અને ચોપાટ બને ગયાં ઘેર, પાટલી પૈસાની રમત સૌથી સારી. કેમ બ્હેન ચંચળ ?

ચંચળ—હા, એ રમત ઠીક, મને પણ ગમે છે. કેમ વિજ્યા બ્હેન, તમારા ભાટિઆણીમાં તો આ રમત જગજાહેર છે.

વિજ્યા—હા, અમારી જ્ઞાતિમાં તો વાર તહેવારને દીવસ આજ ધંધો. તેમાંય આજ તો દીવાસો, એટલે કંઇ મણા નહિ !

ચંચળ—બોલો, કેટલા કેટલા રૂપીયા બધાં રમવા માટે લાવ્યાં છો ?

કમળા—બ્હેન, હું તો રમવા માટે રૂપીયા વીસ લાવી છું.

રાધા—ઓહો વીસજ ? જો રૂપીયા પચાસની નોટ, જોઇ લે.

કમળા—તે બ્હેન, તારો વર મોટો શેઠીયો છે, અને અમારે તો કેટલો ટુંકો પગાર છે !

તારા—બ્હેન, મારી પાસે રૂપીયા નથી, પણ આ કંઠી પેટે કોઇ રૂપીયા આપો, જો જીતીશ તો ઠીક; ને હારીશ તો બે ચાર દીવસમાં રૂપીયા આપી કંઠી લઇ જઇશ, કેમ ચંચળ બ્હેન, રૂપીયા આપશો ને ?

ચંચળ—હો ! ચાલ, કેટલા જોઇએ ?

( બધી સ્ત્રીઓ કુંડાળું વળી જાજમ ઉપર બેસે છે માત્ર વિજ્યા કંઇક વિચાર કરતી ઉભી રહે છે. )

ચંચળ—કેમ વિજ્યા બ્હેન, તમે કેમ ઉભાં છો ? આવી જાઓને.

વિજ્યા—બ્હેન, મને રમતાંજ નથી આવડતું.

ચંચળ—અરે, નહી આવડે તો શીખવીશું. પણ આજે તો રમવુંજ પડશે. ચાલો, આપણ બંને ભેરૂ થાશું.

વિજયા—બ્હેન, એક તો મને રમતાં નથી આવડતું, અને બીજું તો આ રમત જ મને પસંદ નથી.

કમળા—અરે, પસંદ શું ન હોય ! ગાંઠેથી પૈસા જ નહીં છુટતા હોય. એમ સોલીસીટરની વહુ થઇને લોભીયાં શું થાઓ છો ?

વિજયા—બ્હેન, અમે કાઠીયાવાડનાં એટલે ગામડીયાં તો ખરાં કે નહી ! એટલે એ રમતમાં અમને શું ખબર પડે ? તમે ગમે તેવાં તોય મુંબઇગરાં !

રાધા—અરે, એમ તો આ ચંચળ શેઠાણીનું પીયર ક્યાં કાઠીયાવાડમાં નહોતું ! પણ જુવોને થોડા વખતમાં કેવાં હોશીયાર થઇ ગયાં છે ?

કમળા—અરે, પણ સોલીસીટરે આંહી આવીને ખુબ પૈસા જમા કર્યા છે. તેમાંથી ઓછા ન થઇ જાય ?

વિજ્યા—(સ્મિત કરતાં) બ્હેનો, સોલીસીટરે પૈસા મેળવ્યા છે તે કાંઇ આવો ગેરઉપયોગ કરવા નથી મેળવ્યા. સદ્‌ઉપયોગ કરવા મેળવ્યા છે, સમજ્યાંને. તેતો કમાઇ જાણે, પણ તેનો ઉપયોગ તો આપણે સ્ત્રીઓને કરવાનો છે.

કમળા—એમ કે, તમે આવી રમતને ગેરઉપયોગ કહેતાં હશો ? (આડું જોઇ મ્હોં મરડે છે.)

વિજ્યા—બીજું શું?આવી રમત રમવી તે ગેરઉપયોગ નહીં ત્યારે શું સારો ઉપયોગ કહેવાય! ધારો કે, હું રમતાં રમતાં પચીસ ત્રીસ રૂપીયા હારી જાઉં, તેના કરતાં એટલા રૂપીયાના દાણા લેઇ—નીરાધાર—ગરીબ—અપંગ દુકાળીયાને ન સંતોષું?અને તેના આત્માનો આશીર્વાદ ન મેળવું? બ્હેનો, રમતાં પહેલાં તો આપણને કાંઇ વિચાર નથી થાતો, પણ પાછળથી જે પસ્તાવાનો વખત આવે છે તે આપણને સાલે એવો હોય છે. માટે એ રમતથી દુરજ રહેવું ઉચિત છે. કમળા બ્હેન, તમારા વર મહેતાગીરી કરે છે અને મહીને વીસ રૂપીયા તેમને મળે છે. અને તમે આજે રૂપીયા વીસ લઇને રમવા આવ્યા છો. હવે એ રૂપીયા તમે હારી જશો તો ? બીચારા હરગોવીંદદાસ સવારના આઠ વાગ્યાથી તે રાતના આઠ વાગ્યા સુધી જીવતોડ મહેનત કરે છે, ત્યારે રૂપીયા વીસ દેખે છે અને તમે કેટલી કરકસરથી ઘરખરચ ચલાવો છો તે તમારૂં મન જાણતું હશે? તેમાં તમે આજે એમના આખા મહીનાની કમાણી લઇ રમવા આવ્યાં છો, તે બહુ દીલગીર થવા જેવું છે. બ્હેન તારા તારા બ્હેન, તમે કંઠી માંડી રૂપીયા લ્યો છો. પણ હારી જશો તો ! અને સાસુ ડોકમાં નહિ દેખે ત્યારે પુછશે તો !

તારા૦—તો કહીશું કે, પીયર પડી છે.

વિજ્યા—અને તમારી મા પુછશે ત્યારે કહેશો કે સાસરે પડી છે ! પણ તેવામાં ને ભેગાં થશે તો તમારી વાત પકડાશે, તો સાસુ સસરા અને તમારા વરને શું કં રશો, તેનો તમને ખ્યાલ છે ? પહેલાં તો તમારી ચાલ ચલગતવિષે સૌને વહેમ આવશે; તમારા વરનો તમારા ઉપરથી વિશ્વાસ ઉઠી જશે, અને અભાવ થશે. સૌ તમને ફટ ફટ રશે. કારણ કે ખરી વાત તો તમે કહી શકવાનાં નહીં, ત્યારે તમારે વીશે તમારા પતિનો ંચો મત છે તે ઉગતાંજ શું કામ નષ્ટ કરો છો ! તમારા પતિ વિનોદરાય કોલેજમાં રો છે, હું એને સારી રીતે ઓળખું છું, દર રવિવારે તે અમારે ત્યાં આવે છે. બહુ ભલા,

આનંદી અને માયાળુ સ્વભાવના છે. તમારે વિષે એમનો ઘણો ઉંચો મત છે; કારણકે તમે સારા ઘરની દીકરી છો એટલે સારા ગુણનાં જ છો, એમ તે વાતમાંને વાતમાં જણાવે છે. તમે હજી સાસરે બહુ જતાં આવતાં થયાં નથી એટલે એના સ્વભાવની તમને શું ખબર ? માટે એ બધાંને વ્હેમ આવે એવું આચરણ આપણે શા માટે કરવું જોઇએ ? આ રમત શીવાય બીજી તમને કાંઇ રમતજ જડતી નથી ? બીજી રમતો રમવાની ક્યાં થોડી છે, બ્હેન ! કે જેથી આપણે આવા માંગલિક પતિના વ્રતના દીવસે જુગાર રમીએ ? માફ કરજો હો, તારા બ્હેન, કમળા બ્હેન, તમને આજે બહુ કહેવાયું છે.

( તારા તથા કમળા શરમથી નીચું જુવે છે. )

ચંચળ—બ્હેન ! તમે આજે કડવાં પણ બધાંનાં હીતના વચન કહ્યાં છે. અને અમારી બધાંની આંખ ઉઘાડી છે. ખરેખર બ્હેન, આ રમતનો ચડસ સૌથી ખરાબ તો છે. આ રમતનો ચડસ જેમ ઘણી બ્હેનોને છે તેમ મને પણ ઘણાં વરસ થયાં લાગ્યો છે. અને ઘણાય રૂપીયા હું હારી ગઇ છું. પણ મારા ઘરમાં મારો હોસાબ કોઈ પુછતું નથી. અને શેઠ પણ મ્હોં માગ્યું વાપરવા આપે છે, તેથી કોઇ દીવસ પકડાઈ નથી. પણ આજે મને પસ્તાવો થાય છે, કારણ કે આ રમત ઘણી ખોટી છે. પ્હેર દીવાસાને દીવસ હું અઢીસો રૂપીઆ હારી ગઈ હતી, પણ શેઠને આ વાતની ખબર પડવા દીવી નહોતી. બ્હેન, તે દીવસ મારો એવો તો ગયો હતો કે મારૂં મન જાણે છે ! પંદર દીવસ મને ખાવાનું ભાવ્યું નહોતું અને તે રૂપીઆ મારી નજર આગળ તર્યા કરતા હતા. અમારી ચાલીમાં રહેતા ગરીબ ભાડુતનું ભાડું એક દીવસ મોડું આવતું, અમે શેઠ ભૈયાને ધમકાવતા અને ભૈયો તે ગરીબ માણસોને ધકા મારી ઓરડીમાંથી બ્હાર કાઢતો, ત્યારે મને પેલા રૂપીઆ સાંભરતા. તે ગઇ ગુજરી વાત પાછી હું ભુલી ગઇ હતી, અને આજે રમવા તૈયાર થઇ ગઇ, તે મારે પણ કેટલું શરમાવાનું છે, બ્હેન ?

રાધા—ચંચળ બ્હેન, તમે તમારી વાત કરી એટલે હું પણ મારી વાત કરૂં છું. ગયા દીવાસાને દીવસ મેં એમની પેટીમાંથી રૂપીઆ પચાસની નોટ છાની માની લઇ લીધી હતી અને હારી આવી હતી, હીસાબ કરતાં પેટીમાંથી પચાસ રૂપીઆ ઓછા થયા જાણી પહેલાં મને પુછ્યું, હું તો હારી આવેલી તેથી વઢવાની બીકમાં જાણે કંઇ જાણતી ન હોઉં તેમ નામુકર ગઇ. હવે ભોગ મળ્યા બીચારા ઘાટીના ! એમણે ઘાટીને ખુબ માર માર્યો અને પોલીસ ચોકીમાં બેસાડી આવ્યા. પણ જેણે લીધું ન હોય તે ક્યાંથી આપે ? છેવટે ત્રણ દીવસ પોલીસ ચોકીમાં બેસાડી અન્તે રજા દીધી. હું તો આ બનાવથી આભીજ બની ગઇ, પણ કાંઈ બોલી શકી નહી. કારણકે બોલું તો મારા પણ બાર વાગી જાય ! મનમાં સમસમીને બેસી રહી, અને જુગાર રમવાના સોગન ખાધા, કારણકે મારે લીધે બીચારા ગરીબ માણસનો રોટલો ટળ્યો, પણ પાછો આજે દીવાસાનો દીવસ આવ્યો અને ગઇ વાત વીસારે પડી, એટલે વળી રમવાને તૈયાર થઈ ગઇ !

[illegible]—બ્હેનો, આ રમતનો ચડસ આપણી ભાટીઆ જ્ઞાતિમાં સૌથી વિશેષ છે. કોઈ પણ [illegible] તહેવારને દીવસ, રાતને દીવસ, જ્યાં જુઓ ત્યાં આ રમત જ રમાય છે. તમે બે બહુ ભોળાં તથા સાચા હૃદયનાં છો, માત્ર તમને સાચા વીચાર અને દૃઢ નિશ્ચયની ખામી છે. જુઓ આજે, તમારી ભુલની વાત, તમે બન્ને જાણીએ ખુલ્લા દીલથી કબુલ

કરીને ? વળી હવે તમને પસ્તાવો થાય છે, માટે સુધરતાં વાર લાગવાની નથી. ચંચળ બ્હેન, તમે ધનાઢયના ઘરમાં આવ્યાં છો અને વળી ચોથી વારનાં છો તેથી મોં માગ્યું તમને પહેરવા ઓઢવા, ખર્ચવા મળે છે, તેનો હીસાબ પણ તમને કોઇ પુછતું નથી, માટે તેનો તમારે સદુપયોગ કરવો ઘટે છે. બ્હેન, તમને યાદ છે કે પુનમને દહાડે આપણે ચોપાટીપર ફરવા ગયાં હતાં ત્યારે રસ્તામાં એક ભીખારણ આપણી પાછળ આવી હતી, તેની વાસે કેટલાં છોકરાં હતાં ?

ચંચળ—હા, મને યાદ છે પાંચ સાત છોકરાં હતાં. બીચારાં કંગાલ ભુખે ટળવળતાં હતાં.

વિજ્યા—બ્હેન, તેમાંનું એક તો સાત આઠ દીવસનુંજ હતું અને ટાઢનું થરથરતું હતું. તેના અંગ ઉપર નહોતું પહેરવા કે ઓઢવા, તેની પાસે ટાઢથી બચવા માટે કપડાંનો એક કટકો પણ નહોતો. તેમનો આવો કંગાળ દેખાવ જોઇ, કોના હૃદયમાં દયા ન આવે, બ્હેન ? આપણને ટાઢથી બચવા માટે, શાલ, રજાઇ અને કામળા તથા સુવા માટે પલંગ, ઉપર બે ત્રણ ગાદલાં બીછાવેલાં હોય છે, તેમ છતાં આપણને જાણે ટાઢ ઉપાડી જતી હોય, તેમ મોજાં અને સ્લીપર વગર જમીન ઉપર પગ પણ મુકી શકતાં નથી ! કહો હવે એમનાંમાં અને આપણામાં કેટલો તફાવત ? આશમાન અને જમીનનો ને ! આપણી પાસે તેને મદદ કરવાની શક્તિ હોય અને એ શક્તિનો ઉપયોગ કરીએ તો તે નીરાધાર અને કંગાળ માણસની આંતરડી, આપણને કેટલો આશિર્વાદ આપશે ? અને તેથી આપણને જે આનંદ થશે તે અનુભવથીજ ખબર પડે. આપણાં જુના કપડાં તે ગરીબને મન નવાં થઇ પડે છે. આપણું વધેલું અને ટાઢું અન્ન તેના ટળવળતા જીવને શાંત કરે છે. આપણે અને તે એકજ પિતાનાં છોકરાં છીએ, અને તેને ભુખે ટળવળતાં મુકી આપણને મિષ્ટાન્ન ઉડાવવાનો, અત્તર ફુલ, ગુલાબજળ, શાલ, દુસાલા, વાપરવાનો કશો હક નથી. ઈશ્વરે આપણને પૈસો આપ્યો છે, અને આવો સારો અવતાર આપ્યો છે, માટે જગતનિયંતાનો હંમેશ ઉપકાર માની, ગરીબ દુઃખી મનુષ્યોને હમેશ મદદ કરવી અને બધાને આપ સમાન ગણી તેમના સુખ દુઃખમાં ભાગ લેવો, તે આપણા અવતારનું સાર્થક છે. નહીં તો પોતાનું પેટ તો જાનવરો પણ ભરવામાં સમજે છે, તો આપણામાં ને જાનવરમાં ફેર શું ? આપણામાં સારૂં ખોટું સમજવાની ઈશ્વરે બુદ્ધિ આપી છે, તો સારાનો સ્વીકાર કરી ખોટાનો ત્યાગ કરવો જોઇએ. કેમ ખરૂં કે નહીં બ્હેન ?

ચંચળ—હારતો બ્હેન ! આજે તો તમે ખુબ કરી હો. આવું આવું તમે સમજો છો, જાણો છો, તેની તો મને આજ ખબર પડી. બ્હેન ! આવું કંઇ સમજાવતાં હો તો અમને પણ કંઇ આવડે.

વિજ્યા—બ્હેન ! તમે પોતેજ ભલાં છો એટલે સારો અર્થ ગ્રહણ કરી લ્યો છો. ખીજું હોય તો કહેશો કે તમારે શું પાટણી પંચાત ?

અને તેને કાઢીએ છીએ; ત્યારે તે ગરીબ માણસની આંતરડી એટલી કકળતી હશે કે ન પુછો વાત ! તે ગરીબ માણસ આપણને શાપ ઉપર શાપ આપતો હશે. એક તો જુગાર રમવાનું પાપ, રૂપીઆ છાના કાઢી લેવાનું પાપ, અને પતિ પાસે રૂપીઆ બાબત નામુકર જવાનું પાપ, અને તેથી ગરીબ માણસનો રોટલો ટળ્યો એ એક પાપ ! કહો કેટલાં પાપ ભેગાં થયાં. વળી રૂપીઆ ગયા બાબત પતિને ઉદાસી, અને હારી જવાથી આપણા મનમાં ઉદાસી, પકડાઇ જવાની બીક, ઘરમાં નોકરો ઉપર ધડા માર ! બ્હેનો, જુઓ આ દીવાસાનો મોંઘીક દીવસ ! જુઓ આ પતીના વ્રતનો ઉત્સવ બ્હેન, પતી છે તે આપણા પ્રભુ છે, તેમનાથી વળી દગો શું ? એવી એક પણ વાત ન હોવી જોઇએ, કે આપણે તેમનાથી છાની રાખવી પડે. બ્હેનો, પતીથી વીમુખ રહીને તેમની આજ્ઞાનો ભંગ કરીને તેમનાથી કલેશ કરીને, આપણે જે જપ, તપ, તિર્થ, વ્રત, વીગેરે કરીએ છીએ તે સર્વ વૃથા છે, આપણાથી એક દીવસ માળા ન ફેરવાય, અથવા મંદીરે દર્શન કરવા ન જવાય, આપણાથી સખીઓની રમત ગમતમાં ભાગ ન લેવાય તો તેનો સુખેથી ત્યાગ કરવો, પણ પતીની સેવાનો, તેમની આજ્ઞાનો, જરાપણ ભંગ ન થવો જોઇએ. પતી છે તેજ આપણા ઈશ્વર છે, તેજ આપણા પ્રાણના આધાર છે, જીવનની દોરી છે, તેમના વડેજ આપણે શોભીએ છીએ, તેમના વડેજ આપણને માન છે, તેમના વડેજ આપણે સુખી છીએ, અને તેમને લીધેજ આપણે રમત ગમતમાં અને આનંદ ઉત્સવમાં ભાગ લઇ શકીએ છીએ. તેમના વડેજ આપણો ચાંલ્લો ચુડો અખંડ છે. ટુંકામાં, આપણાં બધાં સુખનું મૂળ તેઓ છે. તેમની સેવાથીજ આપણને ધાર્યાં ફળ મળે છે. તેમની સેવાથીજ આપણા ઉપર ઈશ્વર રાજી થઇ આપણને સ્વર્ગ સુખ આપે છે. કહો હવે, આવા જે સર્વ સુખનું મૂળ જે પ્રભુરૂપ પતી તેમનાથી દગો કેમ કરાય ! નજ કરાય. અને આજના માંગલીક દીવસે, આવી જુગારની રમત રમી નાહક આપણા ઘરમાં કલેશ ઉભો કરવો ? આજે તો દીવાસાનો પવીત્ર દીવસ છે તેથી એવી રમત કરવી જોઇએ કે જેથી બધે આનંદ આનંદ થઇ રહે.

ચંચળ—બ્હેન, સારી વાત છે હો. હવે અમે આજથી સોગન લઇએ છીએ કે કોઇ દીવસ પૈસા પાટલીથી નહિ રમીએ.

વીજ્યા—બ્હેનો, આપણે જેઠ મહીનાની અગીઆરસને દીવસ અનેક બાધા લઇએ છીએ. કોઇ તો અમુક શાકની, દાળની અથવા હમેશ દર્શન કરી જમવાનું નીયમ લે છે, અને ખુશીથી આવી રમત રમવાને નીકળે છે. તેને બદલે આવી બાધા લેવાતી હોય તો ખોટું નહીં. ચોમાસાના ચાર મહીના બહુ પવીત્ર છે તે મહીનામાં તો બહુ પવીત્ર કામોજ થવાં જોઇએ, અને આજના આ પવીત્ર દીવસે તમોએ આ રમત કદિ નહીં રમવી એવો સંકલ્પ કર્યો, તેથી મને બહુ આનંદ થયો છે. ચાલો હવે આપણે ઈશ્વર મહીમાનાં ગીત ગાઇને, બાકીનો સમય પુરો કરીએ.

(જુનાગઢ.) —હેમકુંવર કૃષ્ણદાસ સંપટ.

---

રત્ન હાર: ૧. માણસે માણસે મતિ ભિન્ન હોય છે, કુંડે કુંડે પાણી ભિન્ન હોય છે, તુંડે તુંડે વાણી ભિન્ન હોય છે, અને દેશે દેશે રીતિ જુદી હોય છે; પરન્તુ પ્રત્યેકને અનુકૂળ થઇ રહેનારજ સ્વાહિત સાધી શકે છે. ૨. ચિત્તને હરણ કરનારી પ્રિયા છે, અનુકૂળ સ્વજન છે, સારા બન્ધુ છે, અને આજ્ઞા પરાયણ પ્રેમાળનો કરો છે; હાથીના સમૂહ ઘેર ઝુલી રહ્યા છે તથા હંસનાં ટોળાં જુમાં નાચી રહ્યાં છે; આટલું છતાં જ્યારે આંખ મીંચશો, ત્યારે એમાંનું કાંઇ નથી. ૩. ભલે રાજ્ય હોય, લક્ષ્મી હોય, અથવા બીજી અપૂર્વ સમૃદ્ધિ હોય; પણ ત્હેને માટે ગર્વ કરવો ઉચિત નથી. કારણકે ત્હેને છોડીને આ કલેવર ભસ્મ થવાનું છે.

—સૌ. બાલુબા સાંગણવા વાળાં.

તારા—ઓહો ! એમાં તો ગમે તે લખે ! ગોરધનરામ તો જુના વિચારના હતા. હવે તો એ વિચારનાં માણસો ગાંડાં ગણાય છે, મોહીની ? ત્હારાથી રંધાય છે કેમ ?

મ્હારાથી તો, બા, રંધાય નહિ. મ્હારા ફાધર (બાપ) મ્હને કામ કરવા દેજ નહિ ને મ્હને આવડે પણ નહિ. મધર (મા)ને હરકત હોય ત્યારે ફાધર કરી લે. હું તો પુસ્ત વીણી લાવું, કે ભરવા ગુંથવાનું કરૂં—ચુલામાં કાકડીએ હજી મ્હેં મુકી નથી. આવડશે ઘણુંએ, મ્હોટાં થઇશું ત્યારે. ને નહિ આવડે ને રસોઇયા નહિ મળે, તો હોટેલો ( વીશીઓ ) ક્યાં નથી ? એક વખત મ્હારા ફાધર ગામ ગયા હતા ને મધરથી થાય એમ નહોતું; ને દસવાગે મ્હારે નિશાળે તો જવું. તે આખો શીસો ગ્યાસલેટનો કોલસા ઉપર રેડયો પણ કોલસા સળગ્યા નહિ ને ખાવાનું થયું નહિ. ટાઇમ (વખત) થઇ ગયો એટલે બે આના લઇને મુંબાઇ ગઇ ને ખાવાનું ખાધું. મધરે ગંગાકાકીને બોલાવી રંધાવ્યું ત્યારે. આપણને તો સાંડસી પકડતાં પણ ન આવડે !

ચંદા—તારા ! એતો બહુ ખોટું. એમ જરા જરા તો આવડવું જોઇએ. સાણું શનિ રવીવારે ન થાય એવું શા કામનું ! તે દિવસોએ તો રસોઇ કરવી જોઇયે.

તારા—પણ જમવા શિવાય રસોડામાં જવુંજ ન ગમે ત્હેનું કેમ ! મને તો એમ લાગે છે કે સાહેબ પારસીની પેઠે આપણે પણ બ્હાર ટેબલ ઉપર ખાવાનો રીવાજ હોય તો સારૂં કે રાંધણીમાં પેસવુંજ નહિ. મારા ફાધર મધર પણ ના જ કહે છે. ચાહ પણ ફાધર કરે. મને તો એ કડાકુટનોજ કંટાળો !

મોહીની—તારા બ્હેન ! ત્યારે મને તો એવું એવું કરવાનો ઉલટો ઉમંગ થાય છે. નાનપણથીજ શીખવાનો શોખ રાખીએ તો ભારે ન પડે. ધીમે ધીમે શીખાય. શિવવા ભરવાનું ગમે, તેવું રાંધવાનુયે ગમે, રજા હોય ત્યારે રસોઇ શાખીયે, એમાં શું ? ને વખતો વખત જરા નજર રાખીયે ઘરમાં, નહિંતર કંઇ રસોઇમાં થવાનું હોય ત્યારે ધ્યાન આપીયે, એટલે બધું આવડે.

તારા—મોહીની ? તું તો હજી સાદીજ રહી. મ્હેં તો ત્હને કોઇ દિવસ ફ્રોક, કે લાંબી બાંયનો કબજો કે નવી ઢબનો ચણીયો પ્હેરતાં જોયુજ નહીં. માંથાના વાળની છુટી ગુંથેલી સેર પણ ત્હારે માથે તો દીઠીજ નહિ. મ્હને તો તારી પેઠે નિશાળે જવું આપણને તો, બા, ન ગમે. ત્હારી પેઠે હું જાઉં તો મને બધી છોકરીયો ને માસ્તરો પીખી ખાય. ચોપાટી ઉપર જોઇયે છીયે કે સ્ત્રીઓ કેવાં ફેશનેબલ ડ્રેસ પહેરી આવે છે ? મ્હને તો સારાં લુગડાં નજ ગમે. બે ઘડી કોઇ આપણા સામું જોઇ ન રહે પછી શા કામનું ? રોજ નવાં નવાં પડાં ન હોય તો પછી શું એનાએજ પ્હેર્યાં કરવાં ?

ચંદા—તારા બ્હેન ! હમારી નિશાળમાં પણ દરરોજ નવાં કપડાં જોઇયે. હમારી નિશાળમાં પારસીઓ નહિ એટલે ફેશનેબલ ડ્રેસ નહિ એટલુંજ.

તારા—પણ ચંદા ! મોહીનીને તો જો ! કાનમાં જુની તરેહનાં એરીંગ ! અંબોડો મત્યારથી !—ને છુટા વાળ રાખી લાસ લીલી પટીઓ બાંધે તો ! ટોપી નહિ—પગમાં બુટ તે શું ગામડીનાં જેવાં ! મ્હારાથી તો એક દહાડો એમ નિશાળે કે બ્હાર ન જવાય. આપણે [illegible] (સુગન્ધી) [illegible] મોજાં ઉભાં ને ઝીણાં પગ દેખાય એવાં તથા [illegible]ળમાં રજામા જ્યારે વાતો થાય છે, ઘેર અને માંથામાં ધુપેલનો નજ નાંખવું, કે જેથી વાળ અસર થાય છે, તે આપણે જોતાં નથી ! ૧ રહે.

મોહીની—હશે, બ્હેન, મ્હારે તમારો વાદ ન જોઇએ. અમે સાદાં ભલે રહ્યાં–મેલાં ગંદાં તો લુગડાં નથી પહેરતાંને–નકામો ડોળ શો ?

તારા—એમાં ડોળ શેનો ? જો આ ત્હારો કબજો ! છીંટના કેટલા પૈસા આપ્યા !–બે આને વાર કે એક આને ?

એક આનાનું નામ પડતાં બધી છોકરીયો હસી પડી ને મોહીની રોઇ પડી. ચંદા પણ હસવામાં ભળી હતી પણ જ્યારે મોહીનીને રોતી જોઇ ત્યારે તે પસ્તાઇ. ને પાસે જઇ મોહીનીને શાન્ત પાડી. ગરીબ બીચારી મોહીનીને સદ્દભાગ્યે લોઅર પરેલ સ્ટેશન તરત આવ્યું ને બધાં ઉતરી ગયાં. મોહીની ઘેર ગઇ. સર્વ હકીકત માને કહી, ને કહેતાં કહેતાં ડુસકે ડુસકે રોઇ. માએ મોહીનીને શાન્ત કરી–સ્હમજાવી–ફુલાવી–હસતી કરી.

મુંબાઇમાં કેટલીક મોહીનીઓને નિશાળ, સ્ત્રીસભા, અને સોસાયટીની ફેશનનાં અણુ ઘટતાં ખર્ચોની ક્રિશિયારીને લીધે ગેવું પડતું હશે ? ને કેટલી મોહીનીઓ સાદી રહેતાં–કેટલું ખમતી હશે ? ને કેટલીક મોહીનીઓ ખરચાળુ થઇ પિતા–કે પતિની પૈસાની ચિંતા વધારતી હશે ?

બ્હેન. P.—

---

## વસન્તને ઘેર.

વસન્ત—આવો મણિબ્હેન ! ત્હમે તો હમણાંનાં જણાતાંજ ન્હોતાં. કેમ તબિયત તો સારી છે ને ?

મણિ—હા. તબિયત સારી છે. જુવો બ્હેન, રવિવારે તો હું આવી હતી. ને ત્યાર પછી અમારે ઘેર મહેતા ને બધા સ્હાજના આવ્યા હતા, તે જમવા રોકાણા હતા. ને આજ સ્હવારે " કુમુદ " ને મળી આવી. તેથી ન્હોતું અવાયું.

વસન્ત—( જાણીને ) " કુમુદ " કોણ વળી ?

મણિ—આપણા જાણીતા સાક્ષર દેવજીભાઇને ત્હમે ઓળખતાં નથી !

વસન્ત—( જાણીને ) ના, બ્હેન એમને ત્હમે શું મળી આવ્યાં ને વાતો કરી ?

મણિ—ઘણી નવાઇની વાત ! ત્હમારા જેવાં ભણેલાં ને વળી સારી કવિતાઓ લખો, ત્હેમને એવા મ્હોટા સાક્ષર સાથે ઓળખાણુ નહિં ?

વસન્ત—ત્હમને ખાલી વ્હેમ છે. હું કાંઇ ભણેલી નથી. હું તો ત્હમારા જેટલુંયે જાણતી નથી. પણ કહો તો ખરાં, શીશી વાતો કરી ?

મણિ—વાતો શી કરે ? આતો મ્હારા દિયર ગયા ત્યારે " કુમુદે " કહાવ્યું હતું કે, " મણિ " કેમ નથી જણાતાં ? મ્હારે એમને મળવું છે. એમને જોયાંને ઘણો વખત થઇ ગયો. તેથી હું ગઇ હતી, હું ને મ્હારા દિયર ત્યાં ગયાં, બ્હેન. એમનાં ભાઇ ભાણેજ સાથે ઓળખ કરાવીને એમની સાથે શેકહેન્ડ ( હાથ હલાવવો તે ) કીધી અને ચ્હા પીધી. કાલે એઓ મ્હારે ઘેર આવવાના છે. ત્હમારી ઇચ્છા હશે ને આવશો તો ઇન્ટ્રોડકશન ( ઓળખાણ ) કરાવીશ. છે મરજી ?

વસન્ત—નાજી, મ્હને માફ કરો. મ્હને તો અજાણ્યા પુરૂષોમાં ફરવું–બેસવું કે બોલવું ગમતુંજ નથી, તે ત્હમે ક્યાં નથી જાણતાં !

મણિ—આવું મ્હોટું માન મેળવવાની તક મળે તે શા સારૂ ખોવી ? એવા મ્હોટા માણસ સાથે ઓળખ કરવામાં તો આપણી મ્હોટાઇ વધે છે. ખરે, બ્હેન, ત્હમે ભણેલાં છો, પણ વેદીયાં ઢોર ! અને પુરાં પાંચસો વરસ પ્હેલાનાં ! ત્હમે નવા જમાનાના વિચાર ગ્રહણ કરવામાં જરા પણ એક્ટિવ ( ચપળ ) નથી.

વસન્ત—કેવળભાઇ ત્હેમની પત્નીને તેવી છુટ આપતા નથી. ત્હેમની સ્ત્રીનું કયાંઇ નામ સાંભળ્યું છે ? નામ તો નહિ પણ ઓઝલ જેવું રખાવે છે. જેઓ આવી રીતે સ્ત્રીઓની છુટનાં હીમાયતી નથી, તેઓનાં હૃદય પણ દુબળાં ને મલીનજ હોય છે. ને ત્હેવાઓ અન્ય સ્ત્રીઓ સાથે છુટનો લાભ લેવા ચુકતા નથી. હું એવી છુટને કે મ્હોટા માણસની ઓળખ ને યોગ્ય નથી. પણ ત્હમારી આંખો કેમ રડેલી છે ?

મણિ—આ મ્હારે ગંગા આવ્યાં છેને, ત્હેમની સાથે આજ લઢવાડ થઇ.

" વસન્ત— " દેરાણી જેઠાણીને લ્હડાઇ તો થવીજ જોઇએ, પણ ત્હમે તો સુધરેલાં છો. શા માટે લડ્યાં ? કંઇ કારણ હશે ?

મણિ—જુઓ, આ તો ત્હમારે મ્હારે માયા થઇ તે કહેવાય. પણ મઝગામ અમારે મોટે ઘેર ગયાં હતાં ત્યાં મ્હારી સાસુને વાત વાતમાં કહે છે કે " મણિ ભાભીને તો પુરૂષોમાં બેસવું ને વાતો કરવી બહુ જ ગમે છે. મહેતાને ચોકશી આવ્યા તે રસોઇ કરતાં બ્હાર જઇને બેઠાને તે દાળજ દાઝી ગઇ ! " આ બોલ્યું કહેવાય ? મ્હને તે સમે એવું થયું કે, આને મારી લઉં તો સારૂં. પછી આજ ઘેર આવીને ખુબ રોઇ, જેથી એને મણિભાઇ ( દીયર ) ખુબ વઢ્યા. ડીકાભાઇ ને એની વહુ તો અંધવાડ જેવાં છે !

વસન્ત—હશે. કંઇ સૌનાં સ્વભાવ સરખા છે ? સહન કરી લ્યો.

મણિ—હશે શું ?—ત્હેનો સ્વભાવ બહુજ ખરાબ છે. હું બુટ મોજાં ને સારાં કપડાં પહેરી છત્રી લઇ મણીભાઇની સાથે ફરવા જાઉં ને એ તો ઘેરજ હોય ને તે કામ રસોઇ પાણીનું કરે. તેમાં તો કાંઇ મોઢું કરે, અને એ જો વહેલા ઘેર આવે તો કોઇની સાથે કહેવરાવે કે એતો કયારનાં ગયાં છે. એ પુછે એટલે પણ એમ નહીં કે, હજી હમણાં ગયાં છે.

વસન્ત—આચાર વિચાર જુદા; ને એનો ધણી ન રળે એટલે એને અદેખી આવે જે ન ગમે.—પણ ત્હમે " કુમુદ " નાં પુસ્તકો વાંચ્યાં છે. ઘણાં સરસ છે ખરૂં કની ?

મણિ—હું તો નવરી થતી નથી. ને શું વાંચું ? કમ્મર દુઃખે છે. પણ તે રૂપાળા કેવા છે ? ને બોલે છે એવું તો મીઠું ને મધુર કે એનાં સીવાય કોઇને બોલતાંજ આવડતું નથી. ત્હમે ભણેલાં છો અને " સુન્દરી સુબોધ " માંની ત્હમારી કવિતાનાં વખાણ મ્હારા સસરાજી બહુ કરતા હતા, પણ ત્હમે હવે કપડાં જરા ધાટીલાં ને સારાં પહેરો. ત્હમારા ઊળ[illegible] ો ત્હમેતો મૂર્ખ જેવાં લાગો છો.

આ જુવો, મ્હેં ગઇ દીવાળી ઉપર ત્રીસ રૂપીઆનાં આઠ પોલકાં ફિરંગી પાસે શીડાવ્યાં હતાં, કેવાં સારાં લાગે છે ? ને સાઇઠ રૂપીઆ સાળુ, ધાઘરા ને લેસના થયા, તોય જી તે કપડાં પુરતાં નથી. "

વસન્ત—" વધારે તો કપડાનો ખર્ચ નકામો છે, પણ સાધારણ જોઇએ ત્હેવાં તો હું [illegible]ર છું. પણ વખતે મુંબઇની ફેશન પ્રમાણે નહીં હોય, પણ તેથી શું ? એ કપડાં કંઇ [illegible]ડી દેવાય કે ? વળી હજી તો ત્હમારા દીયર ભણે છે, કંઇ રળતા નથી; આપણે કયાં કોઇને [illegible]પડાં બતાવવાં છે ને હુંશીયાર ગણાવું છે ? પણ મણિબ્હેન ! ત્હમે ક્યાં ક્યાં પુસ્તકો વાંચ્યાં છે ? "

મણિ—મ્હને તે યાદ નથી. કદી કદી વળી વાંચીએ, મણીભાઇ વાર્તાની ચોપડી લાવે તે, ત્હમારી પેઠે હમારો એ ધંધોજ નહિ તો.

વસન્ત—પણ ત્હમે ભુલો છો જરા બપોરનાં સારાં સારાં પુસ્તકો લઇને વાંચો. તો શું ? તમને પહેલાં નહિં ગમે, પણ પછી જરૂર બહુ સારૂં લાગશે. "

મણિ—ના, પણ બ્હેન, મ્હારે તો હવે ઇંગ્રેજી શીખવું છે. ને તે મણીભાઇ શીખવાડશે. એમને તો ત્રણ ચાર ચોપડી જેટલુંએ નથી આવડતું—ત્હમે ઇંગ્રેજી ભણ્યાં છો કે નહિ?

વસન્ત—ના, મ્હને ઇંગ્રેજી નથી આવડતું. શીખવાને મન થાય છે પણ કયાંથી શીખાય ! શીખવનાર કોઇ નહિ ઘરકામ પુરતું ને વળી છોકરાં. સાધારણ ગુજરાતી વાંચુ લખું છું તે પણ માત્ર રાત્રેજ હવે ત્હમારા ભાઇ શીખવે; પણ અમે તો ડોકજ રહીશું ને ત્હમે તો શીખશો.

મણિ—શું કહું વસન્ત બ્હેન ? ત્હમે કહેશો કે આવતી નથી. વળી ત્હમારા કરતાં એ મુકુંદભાઇ પાસે તો આવવાનું મન થાયજ છે. પણ આંહી સુધિ આવીયે ત્યાં રોયા પુરૂષો તો સામું જોઇ જોઇને થકવી નાંખે છે. જો કે હું કંઇ બહુ રૂપાળી નથી, પણ તોયે આ કપડાં ને છત્રી ને બુટ જોઇને કે કેમ— ?

વસન્ત—આપણે નીચું જોઇને ચાલીએ તો પછી શું ? વળી કોઇને સાથે લાવીએ. ભભકો થોડો કરીયે ને જરા વધારે સાદાઇ રાખીએ.

મણિ—" ત્હમે તે કેવાં અઢારમી સદીનાં છો ? પારસણો ને મડમો કેવી રીતે બધે એકલી ફરે છે ? તેમ ફરવાનું મ્હને તો બહુ મન થાય છે. આપણે તો,—લ્યો ને, આ હુંજ મણીભાઇ સાથે કે તેમનાં ભાઇબંધને હમારા પડોશી ચંદુભાઇ સાથે ફરવા જાઉં તેમાંએ લોકો વાતો કરે. બળ્યું આપણો તે અવતાર છે ?

વસન્ત—" વળી ત્હમેજ કહો છો કે, 'પુરૂષો સામું જોયાં કરે છે ! મ્હેતો ત્હેનો ઉપાય કહ્યો. "

મણિ—ત્હમે ફરવા નથી જતાં ? અમારી સાથે આવતાં હો તો કેમ ?

મુકુંદભાઇને આપણે જઇએ. હમણાં એ તો નથી નવરા, ' પણ તમારા તો ઘરમાં ઘાટીએ ના મળે ! ને વળી છોકરાં ! એ બધી માથાકુટ તમને કેમ ગમે છે. ? નહિં બેસવું—ઉઠવું—હરવું—ફરવું ને નહિં કંઇ વાત કે ચીત્ત—મણીભાઈ કે એ આવે ત્યારે ઉઠીને કામે વળગી જાઓ. "

વસન્ત—" શું કરવું કામ તો હોયજ ને, વળી બાળક. પુરૂષો સાથે વાતો કરીએ, પણ શી કરવી ? વળી અજાણ્યાં, નહિતો શા માટે ન બોલીએ ! પણ બહુ તો મ્હને પોતાને નથીજ ગમતું. કામ વિના શી વાત ? ફરવાતો એ મોડા આવે. ને વળી છોકરાંની જંજાળ. ઘાટી નથી રાખ્યો એટલે કે કસરત થાય ને પૈસાએ બચે ને દીલમાં જરા સ્ફુરતી રહે. પહેરવું, ઓઢવું, ખાવું પીવું, હરવું ફરવું, બુટ મોજાં ને પુરૂષોની સોસાયટી ( મંડળી ) તથા સાક્ષરોની ઓળખ, એતો સૌને ગમે. પણ ઘર ચલાવવું, કુટુંબ સભાળવું ને છોકરાં ઉછેરવાં તથા પતિનું સુખ જોવું તે પહેલી ફરજ છે. બાકીનું તો સઘળું એ, સમજ્યાં, ખોટા રોળ ને સઘળું પોલ ! પણ મણીબ્હેન, ત્હમે જ કહોને કે કપડાં લતાં સારાં કીમતી હોય ને બહુ ભારે દાગીના, હીરામોતીના શરીરે પહેરે, પણ ત્હેમાં મનુષ્યનું મનુષ્યત્વ શું વિશેષ છે, તે કહેશો ?

મણિ—ત્હમારી વાતમાં સમજ ના પડે. બાકી એ તો ખરૂંજ તો. ત્હમે શું જાણો

" એક નુર માનવી, હજાર નુર કપડા, લાખ નુર નખરાં, કરોડ નુર લટકા !" તમેજ જોજો આપા માળામાં જે સારાં કપડા પહેરતી હોય, ને ફેશનબંધ રહેતી હોય, ને સારા દાગીના પહેરતી હોય, તેની પાસે સ્ત્રીઓ ને પુરૂષો માખીઓની માફક હોય. ને બીજાં બધાંને સહુ ગરીબ ને જંગલી ધારે, સમજ્યાં.

વસન્ત—ઠીક, ઠીક, તેવી રીતે કપડાં આપણે નથી પહેરતાં. આપણે છે તે ઠીક છે. છો લોકો જંગલી ને ગરીબ અમને ધારે ને આસપાસ ન રહે. પણ કહો બ્હેન ! આપણે કૌલારાણીને વધારે માન દઇશું કે રાણકદેવીને ?

મણિ—"રાણકદેવીનું તો વઢવાણમાં દેરૂ છે તેજને ? જે ત્હમે તે દિવસે ત્હેની વાતપણ કરી હતી. પણ કૌલારાણી કોણ તે નથી ખબર.*

વસન્ત—ખબર નથી તો તે વાત પછી કહીશ. પણ એક હીરામોતીવાળી ને બીજી ત્હમે કહો છો તેમ જંગલી સમજ્યાં ! વળી, જસમાતો એક ઓડણ હતી ( જેણે પણ પતિ મરણ પછી સિદ્ધરાજની રાણી થવા કરતાં મરણ વધારે પસંદ કીધું હતું ) તે પણ હજી અમ્મર છે. બાકી હલકી સ્ત્રીઓ ઘણુંયે ઘરેણું પહેરે છે તેનું કેમ ? હોય તે ભલે પહેરે. પણ તેથી કંઇ મનુષ્યત્વ નથી આવતું અને નથી વધતું. સદ્ગુણ કરતાં શણગાર વધારે કીમતી નથી. આત્માની નિર્મળતા કરતાં શરીરની સુન્દરતા વધારે કીમતી નથી. આપણું સ્ત્રીઓનું સ્ત્રીત્વ તેવીજ રીતે તપસ્વીની સમાનજ દીપે છે. યોગ્ય સ્વતંત્રતા સારી છે પણ સ્વચ્છંદતા કદિ પણ સારી નથી. ને પાત્રવિના તે એકે ઠીક નહિં, સમજ્યાં. ત્હમને તો આ વાતજ નહિ ગમે, પણ બ્હેન ! હું તો બાળપણમાં એવીજ રીતે ઉછરી છું ને એ સંસ્કાર મનમાં દૃઢ થયા છે. પરણેલી સ્ત્રીને પહેલો પતિ ને પછી ઘર, બાળક, સંભાળવાંજ જોઇએ. ઉપરાંત ગમે તે જ્ઞાન મેળવી જીવન ઉજ્વલ કરે, પણ તે સર્વમાં પ્રથમની વાતો મુખ્ય છે. બાકીનો સુધારો નહિ પણ કુધારો ને ખાલી ડોળ ને ખુવાર થવાનું. બીજું શું ?

મણિ—હશે, લ્યો ત્યારે હું હવે ઉઠું. મુકુન્દભાઇ તો હજી ના આવ્યા.

વસન્ત—બેસોને હમણાં આવશે ?

મુકુન્દરાય આવ્યા ને એ સુધરેલાં મણિબ્હેન વાતો કરીને ગયાં. ત્હેમને સ્ત્રીઓના સહવાસ કરતાં પુરૂષોની સાથે સહવાસ અને વાતચીત વધુ ગમતાં. પતિનું બહોળું મિત્રમંડળ ત્હેમનું પોતાનું હતું, અને સર્વે ત્હેમની વાહવા કહેતા. એ યુરોપીયન પારસી બાનુઓના સરખાં થવા પ્રયાસ કરતાં. પતિને પગાર ટુંકો હતો, ઘર ખાલી હતું !

( મુંબાઈ. ) —સૌ. "જ્ઞાનમણી."

---

* ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાને મુસલમાનોએ હરાવ્યો, ત્યારે તે પોતાની પુત્રી દેવળદેવીને સાથે લઈ દક્ષિણમાં ન્હાશી ગયો હતો. ત્હેની રાણી કૌલાદેવી મુસલમાનોના હાથમાં આવ્યાથી ત્હેને દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન પાસે મોકલવામાં આવી હતી, જે ત્હેની [illegible] જોઇ ત્હેને પરણ્યો. ધર્મ અને પતિવ્રતનો ભંગ થવા દિલગીર નહિં થતાં, બાદશાહની મહેરબાનીનો લાભ લઈ, દુશ્મનોથી ન્હાસતા કરણરાજા પાસેથી પોતાની પુત્રીને પણ જોરજુલમથી મંગાવી લીધી અને ત્હેને પણ ધર્મભ્રષ્ટ કરી શાહના એક પુત્ર સાથે ત્હેનું લગ્ન કરાવ્યું હતું.

રાણકદેવીના પાલક પિતાએ ત્હેનો વિવાહ ગુજરાતના મહાન નરેશ સિદ્ધરાજ જયસિંહની સાથે કર્યો હતો, પરન્તુ ત્હેની ખૂબસુરતીની ખબર સૌરાષ્ટ્રના રાજા રાહખેંગારને પડવાથી તે ત્હેને જુનાગઢ લઇ જઈ ત્હેની સાથે લગ્ન કીધું. સિદ્ધરાજે આ ઉપરથી ગુસ્સે થઈ સૌરાષ્ટ્ર અને ગિરનારનો કિલ્લો કબજે કર્યો અને ખેંગારને મારી નાંખ્યો. પોતાના પુત્રોને મારી નાંખવાની બીતિથી પણ રાણકદેવી પતિવ્રત ચૂકી નહિં, પુત્રોના મરણ પછી, સિદ્ધરાજની પટરાણી થવાનું કહેણ પણ ન સ્વીકારતાં, વઢવાણ આગળ સતી થઈ બળી મરી હતી.

ાઇની વાત તો તું રહેવા દે. મ્હારા ત્હારા જેવી બે ચાર વ્યક્તિ થોડુંક સામાજીક બળ કરું કરે, તો કાંઇ વાર લાગે તેમ નથી." માલતી—"તું ગમે તેમ કહે, પણ આહિની ીતિ જોતાં મ્હને તો કાંઇ પણ આશા આવતી નથી. ભલે સુધારકો અને સ્ત્રીઉન્નતિ ષકો બણુગાં ફુંક્યા કરે, પણ જ્યાં સુધી સમાજની ખરી સ્થિતિથી જાણીતા થઇ તેને ારતે ચ્યારતે તે તરફ વાળે નહિં ત્યાં સુધી આપણી બ્હેનોના સૂર્યોદય થાય, ત્હેને હજી વાર " કુસુમ-"માલતી, તારી વાત બધી સાચી છે પણ બધેય પ્રથમ તેવુંજ હોય છે, અને જાગ્રતી ાવે છે ત્યારે બધું ધીમે ધીમે ફરી જાય છે. તું એટલુંજ જોને કે, હું અને તું બે હતાં, ાં આ લતાકુમારી ભળી. તો પ્રયાસ કરતાં રહીએ તો નકામાં કોઇ દિવસ નહિં જાય."

એટલામાં કોઇનો સાદ સંભળાયો, તેથી બધાં નીચે ઉતર્યાં; કારણ કે સાંઝ પણ પડી ી હતી. માલતી કુસુમની રજા લઇને જુદી પડી અને બીજે દિવસે આવવાનું કહેતી ગઇ. ્તાબ્હેન! આવજે. કાલે પણ આવજે." કહિ કુસુમ પાછો ઘરમાં ગઇ.

(પોરબંદર.) —સૌ. મંજરી.

---

## વિનોદિનીનો પ્રણય કોપ.

ઉનાળાના દિવસ છે, ચૈત્ર ઉતરી વૈશાખ મહીનો હમણાંજ બેઠો છે. ગરમી ઘણી પડે ' આપણી વાર્તા શરૂ થાય છે. ત્યારે સાયંકાળ છે, સૂર્યપુરીના શોખીન યુવાનો નદી કી-રે અથવા બાગમાં ફરતા જણાય છે, સિવાય સર્વે શાંત છે. આવે સમયે, સૂર્ય સુતા, ાપી નદીને કીનારે એક સુશોભિત બંગલીમાં, પાછળની નાની સરખી વાડીમાં, બેઠક ઉપર, ક યુવતી વિચારવંત બેઠેલી જણાય છે.

આ યુવતીની ઉમર આશરે વીશેક વર્ષની લાગે છે, તેનું ગૌરવર્ણું, એક ગુલાબી સ-ા અને કમજાથી આચ્છાદીત છે. હાથે એક સોનાની અને એક કાચની બંગડી પહેરેલી પગમાંનાં સાંકળાં અડધાં ઉઘાડાં જણાય છે. અને મુખ ઉપર ચાંલો અને કાને સાધારણ ારીંગ, એ વિના બિજા શણગાર જણાતા નથી. આ ઉપરથી તે સાધારણ અવસ્થાની ય એમ લાગે છે.

વિનોદીનીનું ચંદ્ર સમાન સુશોભિત મુખ, આજે કેમ પ્રફુલ્લિત જણાતું નથી! આસપાસના દર દેખાવને આજે તે મગન હૃદયે કેમ નિહાળતી નથી? વિચારગ્રસ્ત, ચિંતા ભરેલા મુખે ા તે આજે જમીન તરફ દ્રષ્ટી રાખી રહી છે?

તેનો પતિ પ્રેમરાય આજે સાયંકાળ થવા છતાં કચેરીમાંથી આવ્યો ન હતો. "આજે જી લગી એ કેમ ના આવ્યા? બહુ મોડું થયું." એમ બોલી વિનોદિની આળસ મરડી ભી થઇ. 'હવે તો આવે તો ઘણું સારૂં." તે ઘરમાં જવા ઉઠી.

પ્રેમરાય ઘણોજ સરળ દિલનો અને ભલો માણસ હતો તેની ઉમર લગભગ પચીશ ર્ષની હતી, અને પગાર સો રૂપીયાનો મળતો હતો. આટલી નાની ઉંમરમાં, આ પગાર સાથે, ને તેની બ્હેનોને કદાચ મદદ કરવા સમય આવતો, તો તે હર્ષથી અને આનંદથી તેમ રતો, અને પત્ની તેમાં તેને ઉત્તેજન આપતી; પતિ પત્નીને હજી લગી કલેશ કોઇ વખત ણુ થયો ન હતો; અને આજ પર્યન્ત સદા તે આનંદમાં નિમગ્ન રહેતાં. આજે પ્રેમરાય, જી લગી આવ્યો નહતો તેથી પત્નીનો જીવ કળવિકળ થઇ રહ્યો હતો.

જમીનપર દ્દષ્ટી રાખી, વિચારવંત પગલે ધીમે ધીમે વિનોદીની ઘર તરફ વળી, એટ-લામાં એકાએક તે ચમકી ઉભી રહી. કાન માંડી કાંઇ સાંભળવા લાગી.

વાડીના પાછલા ભાગમાં કોઇ બે જણનો વાત કરવાનો અવાજ ધિરે ધિરે આવતો તેણે સાંભળ્યો. તે, તે તરફ વળી, જરાક ચાલી પાછી અટકી, કારણકે એક સ્ત્રી પુરૂષ વાત કરતાં તેની નજરે પડયાં. સ્ત્રી અંધારામાં હતી અને પુરૂષ અજવાળામાં હતો; વિનોદીની તેમની વાત સાંભળી શકી નહિં, તેમ વધારે પાસે પણ જઇ શકી નહીં; તેથી તે સાધારણ જીજ્ઞાસાથી, ત્યાંજ અટકી પડી. એવામાં પુરૂષે પાછળ જોયું, તો "હાય, શું પ્રાણનાથ!" એમ બોલતી વિનોદીની પાછળ હઠી ગઇ."શું કોઇ સ્ત્રી જોડે ગુપ્ત વાત કરતાં મેં એમને દીઠા !ના, ના, એતો ના હોય,એમ એમની ઝંખના કરતાં, એમને એમનો આભાસ થયો,– ના, ના, પણ એ તો એજ હતા, મેં પ્રત્યક્ષ જોયાનો! શું એમ બને ? ના નહીંજ ! શું મને એ ઠગો દે ? કદી નહિં. ત્યારે એ કોણ ? ના એતો એજ હતા" એમ બોલતી સંકલ્પવિકલ્પ કરતી, અર્ડધી ગાંડા જેવી, ગમગીન ચ્હેરે વિનોદીની ત્યાંથી પાછી હઠીને ચાલી ગઇ. ઉદય કરણ કરી, ગમે તેમ રસોઇ કરી, પતિની રાહ જોતી બેઠી.

વિનોદીનીએ દેખેલાં પેલાં બે જણાં ત્યાંથી આગળ ચાલ્યાં, અને વાત કરતાં કરતાં વાડીના ઝાંપા લગી આવ્યાં.

"જો, જો, પ્રેમરાય, કોઇને કહેશો ના. સમજ્યા ભાઇ, હું તમને છાની માની કહેવા આવી છું" તે સ્ત્રી બોલી.

"નચીંત રહે, વિનોદને પણ નહિં કહું, જા." પ્રેમરાય ઉત્તર આપી ઘર તરફ વળ્યો.

વિચારગ્રસ્ત પ્રેમરાયને, આજે વિનોદીની સામી મળવા ના આવી એ યાદ રહ્યું નહિ. તે ઉપર ગયો, કપડાં કાડી એક આરામ ચેર ઉપર પડયો, એટલામાં વિનોદીનીના મોકલેલા નોકરે આવીને ખબર આપી કે વાળુની વખત થઇ છે. તેથી તે નીચે આવી ઠામ ઉપર જમવા બેઠો.

થાળીમાં તવેથાના અવાજે, તેની વિચારમાળા તોડી. અને ઉંચું જોયું તો ચંદ્ર મુખી વિનોદીનીનો મુખ ચંદ્ર રાહુગ્રસ્ત જોયો. 'કેમ તું આજે દિલગીર છે!" એમ બોલતાં તે પાછો વિચારમાં પડયો; અને "કાંઇ નહિં અમયાં." ડુસકાં ભરેલોએ જવાબ તેણે પુરો સાંભળ્યો નહિ.

બળતામાં ઘી હોમાયું ! પ્રેમરાયની આવી રીતથી, ત્હેનો હ્હેમાગ્નિ વધારે પ્રદીપ્ત થયો. પ્રેમરાય જમી રહ્યો કે, ડુસકાં ભરતી વિનોદિનીએ ઉઠી વધેલું ઢાંકી ઉપર જઇ પથારીમાં પડી, અને રડી રડી ઉભરો સમાવતાં તે ગાઢ નિંદ્રાને વશ થઇ. પ્રેમરાય વિચારમાંને વિચા- . પોતાની ઓફિસનું કામ બાકી હતું તે પૂરૂં કર્યા પછી આવીને સુઇ ગયો. બીજે .. સ્હવારમાં વ્હેલો ઉઠીને બ્હાર ગયો તે જમવા સમયે આવ્યો; અને જમીને પાછો ..રીમાં ગયો.

વિનોદિનીના વ્હેમની અને દુઃખની સીમા આવી, અને પ્રેમરાય કચેરીથી પાછો ..ને જુવે છે તો વિનોદીનીને છાતીફાટ રડતાં જોઇ, પ્રેમી પ્રેમરાય દુઃખની સાથે ..ે પામ્યો.

"પ્રિય વિનોદ ! તું કેમ રડે છે !" એમ મનાવી મનાવી તે પુછવા લાગ્યો, પણ વિનોદિનીએ જવાબ આપ્યો નહિ અને વધારે રડવા લાગી.

હતી, પણ આજ પરમદયાળુની આજ્ઞા મળી તેથી હું આવી છું. આપણો આ મેળાપ ક્ષણિક છે; પરન્તુ પરલોકમાં જ્યારે તું હારાં કર્તવ્ય પૂર્ણ કરી આવીશ ત્યારે આપણે પુનઃ મળીશું.

" બ્હેન ! તને હવે જલદીથી આરામ થઇ જશે. પ્રભુને મ્હારી તે પ્રાર્થના છે; અને તું પણ શ્રીમન્ નારાયણના પવિત્ર નામોચ્ચારનું શરણુ લે. તેથી પરમાત્મા કલ્યાણ કરશે.

" બ્હેન ! હને હવે આરામ થશે. પણ આજ પછીથી જે જીંદગી હને મળે, તેનો તું સર્વ રીતે સદુપયોગ કરજે. દરેક કામમાં ધૈર્ય, દયા, ક્ષમા, અને શાન્તિ રાખવાં. હૃદયને પ્રેમથી શણગારવું. ઉત્તમ પુત્રી, પવિત્ર ભગિની, આદર્શ ગૃહિણી અને સદ્ગુણી સ્ત્રી તરીકે વર્તી, તારે જીંદગીને પાવન કરવી.

દુઃખ સુખમાં એક સરખાં રહેવું; અભિમાન કે અતડાપણું ન રાખવું; સત્સંગ, નમ્રતા, અને પરોપકાર વૃત્તિ રાખવાં. ખોટી નાજુકાઇ, અને ખોટી શ્રીમન્તાઇ ન રાખવી. દરેક વસ્તુમાં પૂર્ણ લક્ષ આપવું. ગમે તેવું મોટું દુઃખ સહનશીલતાથી જીતાય છે; ગમે તેવું મહાન કષ્ટ પ્રભુ શ્રદ્ધાથી ઓછું થાય છે. દુનિયામાં દુઃખ અને દર્દથી બચી શકે એવું કોઇજ નથી. માટે આ વાત અવશ્ય દિલમાં રાખજે.

" સાસરામાં રહેવા માંડયા પછી પિયરનો બહુ લોભ ન રાખવો. સાસરિયાં સાથે પ્રીતિ વધારવી. પતિની અને શ્વસુર પક્ષની સેવા કરવી. પતિપરાયણ થવું. કામમાં મંત્રી તરીકે, સેવામાં દાસી તરીકે, ગૃહકાર્યમાં માતા તરીકે, અને રસવૃત્તિમાં સહૃદયિની તરીકે,–પતિની મદદગાર, હેમની સેવક, હેમની સંભાળ લેનાર, અને હેમના પ્રીતિસ્થાન રૂપ સ્ત્રીએ બનવું.

" વ્હાલી પુત્રી ! તમે બંને બ્હેનો શીયળવતી, સદ્ગુણી, સંપીલી અને સુખી થજો. પ્રભુ તમારૂં કલ્યાણ કરો. " આટલું કહેતાં કહેતાંમાં તો મને છાતી સાથે લગાડી છાતીફાટ રોતાં મેં માતુઃશ્રીને જોયાં ને હું બોલી ઉઠી કે, " બાઈ, બાઈ ! આ શું ! મને શીખામણ આપો છો ને તમે રડો છો ? "

હું નિદ્રામાંથી જાગ્રત થઇ કે તરતજ મારાં માયાળુ, વ્હાલાં માતુઃશ્રીની પ્રેમ અને દયાથી ભરેલી મૂર્ત્તિ પાસેથી અદશ્ય થઇ ગઇ. હું બિછાનામાં એકલીજ પડી હતી. પરન્તુ તેમની કલ્યાણકારી આશીષથી તાવ તદન ઉતરી ગયો હતો. શ્રીહરિ જગન્મંગલ જ્યોતિ, તેમના પવિત્ર આત્માને અક્ષય સુખ અર્પો અને તેમની આપેલી શુભ વચન રૂપી શિક્ષા અમારાં હૃદયને નિર્મળ કરી, તે સન્માર્ગે ચાલવા બુદ્ધિ પ્રેરો. અસ્તુ !

( ભુજ–કચ્છ. ) —સૌ. સાકર બ્હેન વિઠ્ઠલજીભાઈ દ્વિવેદી.

---

## ખરૂં વશીકરણ.

મ્હારી પ્રિય બ્હેનો !—મ્હારી અલ્પમતિ અનુસાર જે બે બોલ મ્હેં લખ્યા છે, હેમાં દોષ સુધારીને વાંચશો. કારણ કે મ્હારી ઉંમર ફક્ત ૧૩ વર્ષની છે. મ્હારી વિચારશ-ક્તિના પ્રમાણમાં જ હું લખી શકી છું, પણ હમે સહુ વડીલ બ્હેનોને હેમાંથી સાર ગ્રહણ કરવા હું વિનંતી કરૂં છું.

પતિની મરજી પ્રમાણે ચાલવાથી, પતિ પોતાની મેળેજ વશ થાય છે.

સાવીત્રી, દ્રૌપદી, દમયંતી, સીતા, સુકન્યા, રૂકમણી, વગેરે, સતીઓની રીત પ્રમાણે

ચાલી, સ્ત્રીઓના શીયળવ્રતને ધારણ કરી, પતીને સંતોષ આપે એવી બ્હેનો હાલના વખતમાં થશે તો સર્વ ઠેકાણે જય પમાડશે.

બ્હેનો ! જો આપણે હંમેશા પતીની મરજી પ્રમાણે ચાલીએ તો પતી પણ આપણી ઇચ્છા પાર પાડે છે. મંત્ર જંત્ર, દોરા ધાગા કરવાથી પતી વશ થાય નહીં. પતી વશ કરવાનો નીચેની વિદ્યાનો ઉપયોગ કરો.

( દોહરા ) હજૂરમાં હાજર રહી, કરવું પતીનું કામ,
પ્રેમ દેખાડો પ્રેમદા, ભજવું તેનું નામ;
વચન વદો સાચું સદા, સ્વચ્છ કરો સૌ કામ,
ઘર સંભાળો ખંતથી, મૂકો વસ્તુ ઠામ.
વ્યય કરજો વિચારથી, આવે જે ધન ધામ,
વખત વિચારી વર્તીએ, નહીં કંજુસાઇ કામ;
ટાપ ટીપ ઘરની કરો, સંગત તજો હરામ,
વચન નઠારા નહીં વદો, પતી વશ કરવા કામ.
શીયળ ખજાનો સાચવો, પતી એ સુંદરશ્યામ,
પાળો પતિવ્રત, પ્રેમદા ! વશીકરણ એ નામ.

હંમેશા સાચુ બોલવું, ઘરની તમામ વસ્તુ સ્વચ્છ રાખવી, જેમકે અનાજ, પાણી, વાસણ કુસણ, લુગડાં લત્તાં વગેરે. કદી નઠારાં વચન પતીને બોલવાં નહીં, નઠારી જગાએ ઉભા રહેવું નહીં, નઠારા પદાર્થ જોવા નહીં, નઠારી જગાએ બેસવું નહીં, નઠારી સ્ત્રીની સંગત કરવી નહીં, રસોઇ સ્વાદીષ્ટ બનાવી પતીને ભોજન કરાવવું.

બહાર જતા પતીને જે વસ્તુ જોઇએ તે આપવી. બહારથી આવે ત્યારે મધુર શબ્દે બોલી, પાણી લાવી એમની પાસે મુકવું, પતીના વચનનું ઉલંઘન કરવું નહીં.

ખરા ભાવથી પતીની ભક્તિ કરવી. કોઇ વાર પતીને ક્રોધ થાય તો દીન થઇ પતીને શાન્ત પાડવા, તેમની મનની મરજીથી વર્તી નમ્રતાથી શાન્ત પાડવા. આ રીતે આધીન રહેવાથી પતી વશ રહેશે. અને તે પ્રેમની ગાંઠ કોઇ દીવસ છુટશે નહીં.

જેવી રીતે બે દોરીના કટકાને વચેથી ગાંઠ મારીએ છીએ, અને જરા તાણીએ તો સખ્ત ગાંઠ પડી રહે છે, ને તે છુટતી નથી તેમ, પતીનો પત્ની ઉપર અને પત્નીનો પતી ઉપર પ્રેમ વધનો જશે, જેમ દોરીની ગાંઠ છુટે નહી, તેમ પતીપત્નીનો પ્રેમ જન્મારા સુધી છુટી શકશે નહીં.

સુરબાળાને સુશીલા એ બે બેનપણીઓ છે. તે એક બીજાને ઘેર આવે જાય, ને, વાતચીત કરી આનંદમાં દીવસ કાઢે છે. એકવાર સુરબાળા સુશીલાને ત્યાં ગઇ ને વાત કરવા માંડી, વાત કરતાં વાત નીકળી એટલે સુશીલાએ કહ્યું મ્હારા પતી હંમેશા આનંદમાં રહે છે, અને વળી આજે પણ તેઓને આનંદ થયો છે.

સુરબાળા—સારૂં બ્હેન, ત્હારા પતી આનંદમાં રહે છે તથા આનંદી આજે વધારે થયા તો ઘણું સારૂં. પણ મ્હારે તો ત્હારાથી ઉલટુંજ ચાલે છે.

સુશીલા—કેળવણી તને ઓછી તેથી એમ થતું હશે. પતી કેમ વશ કરવા તે વિશે આપણા જેવી સદ્‌ગુણી સ્ત્રીઓથી કેમ બોલાય ? તું વશીકરણવિદ્યાથી તદન અજાણી છે, ખરૂં કેની !

સુરબાળા—હા, એમ ખરૂં, પણ આજે ત્હારા પતી ચંદ્રકાન્ત વધારે પ્રસન્ન થયા, તેનું શું કારણ તે મને કહેશે ?

સુશીલા—હા, જો સાંભળ; હું કહું છું. એમણે મને કહ્યું કે આજે મ્હારે ઑફીસમાં વહેલા જવું છે, માટે રસોઇ વહેલી કરજે, મ્હેં કહ્યું સારૂં, એમ કહી રસોઇ ઉતાવળથી કરવા માંડી. રસોઇ થઇ'ને કહેવા ગઇ કે જમવાની વખત થઇ છે. ત્યારે એમણે કહ્યું હજુ વાર છે. થોડી વાર પછી જમવા આવ્યા. પછી મ્હેં કહ્યું કે મ્હારે અંગ્રેજી ભણવું છે. થોડું ભણી છું ને વધારે ભણીશ. એમણે કહ્યું સારૂં. હું નવરાસના વખતમાં શીખવીશ. તું ગુજરાતી ક્યાં સુધી ભણી છે ? મ્હેં કહ્યું કે હું ચાર ચોપડી શીખી છું. એ જમી રહ્યા ને હાથ મ્હોં ધોઇ આનંદથી પોષાક પ્હેરી ઑફીસમાં ગયા. હવે થોડી વાર રહીને આવશે. જો આવી રીતે અમે વારંવાર ગંમત કરીએ છીએ. સુરબાળા ! જો સાંભળ, મ્હારે ત્યાં બીલકુલ તકરાર થતી નથી. ત્હારા પતી રજનીકાન્ત સાથે ત્હારે કેમ તકરાર થાય છે ! તે મને સમજાતું નથી. માટે આજે તું ત્હારી મને બધી વાત કર !

સુરબાળા—સુશીલા ! હું શું કરૂં ! મ્હારી સાથે જરા જરા વાતમાં વાંકુ પાડે છે. એટલે હું ચીડવાઇ જાઉં છું.

સુશીલા—સુરબાળા ! એમ ચીડવાઇ ન જઇએ. કોઇ માણસનો સ્વભાવ એવો પણ હોય. પણ વિચાર કરી ધીમેથી શાન્ત પાડીએ.

સુરબાળા (મ્હીડાઇને)—કેવી રીતે એમને શાન્ત પાડીએ તે તુંજ કહેની.

સુશીલા—અહો ! તેમાં શું ! તેમના કહેવા પ્રમાણે કરીએ, ને એમના સામું જરા પણ બોલીએ નહીં. ક્રોધમાં હોય તે વખતે મધુર અને નમ્ર વચનથી શાન્ત પાડીએ. કોઇએ કહ્યું છે કે,—

(દોહરો.) કદી પતી ક્રોધાય નહીં, એકજ નમ્ર વાણીથી,
કદી પતી ક્રોધાય નહીં, સુંદરી જે હોય શાણીથી.

સુરબાળા—સારૂં, જ્યારે ચીડવાશે ત્યારે એમ કરીશ ને ત્હારી **વશીકરણવિદ્યાનો** ઉપયોગ કરીશ.

સુશીલા—જ્યારે ત્યારે એકનું એક ના કહી અને આપણો વાંક હોય તો તે વાતની માફી પણ માગવી.

સુરબાળા—શું ! વાંક ન હોય તો પણ કહેવું કે મ્હારો વાંક છે ?

સુશીલા—વાંક ન હોય, તો પણ સામું ના કહીએ સમજી !

સુરબાળા—સમજી, સમજી, હવે એમ કરીશું.

સુશીલા—જો તું કેટલું જોરથી બોલે છે ? આવી રીતે બોલે તો રજનીકાન્તને ખોટું લાગેજ તો ! જો એમ ન કહીએ. જ્યારે આનંદની વાત હોય છે, ત્યારે તું કેવી વિવેકથી વાત કરે છે ? તેવી રીતે પતી આગળ નમ્રતાથી બોલીએ અને તું આવી રીતે, બાંટા પાડીને બોલે છે ને ઘડી ઘડીમાં મ્હીડાઇ જાય છે, તેથીજ રજનીકાન્ત ત્હારે વશ નથી.

સુરબાળા—બેન, મ્હેં સાંભળ્યું છે કે વ્રત કરવાથી પતી વશ થાય. માટે એમજ કરૂં

સુરબાળા—વ્રત કરવા કરતાં એક મંત્ર છે હેનો જપ કરીશ. એટલે મ્હારા પતી એની મેળે મ્હારે વશ થશે.

સુશીલા—સુરબાળા ! ત્હારી આવી વાણીથી હું અંત્યત દીલગીર છું; કારણ કે પતી તો એકજ ઉપાયથી વશ થાય.

સુરબાળા—સુશીલ બ્હેન સુશીલા ! કેમ વળી પતી તો મંત્ર કે વ્રતથીજ વશ થાય તો ?

સુશીલા—ત્હારો મંત્ર કે વ્રત કોઇ પણ દેવ માનશે નહી. ને મ્હારી વિદ્યા સર્વ દેવ માનશે, માટે એજ કર.

સુરબાળા—સારૂં ત્યારે ત્હારી **વશીકરણવિદ્યાનો** હું ઉપયોગ કરીશ.

સુશીલા—અરે, સુરબાલિકા સમાન સુરબાળા ! હા બ્હેન, વિદ્યા મ્હેં તને બતાવી છે તે પ્રમાણે કર.

સુરબાળા—એવી હું કયાં ખટપટ કરૂં ?

સુશીલા—એમાં ખટપટ શાની ! હું તને સહેલી રીત બતલાવું છું, તેમજ કર.

સુરબાળા—( વિચાર કરીને ધીમેથી )-ઠીક ત્યારે, એમ કરીશ.

સુશીલા—ચોખ્ખુ બોલ, કે તેમજ કરીશ. તેમાં કાંઇ મહેનત પડવાની નથી. ફક્ત જીભ વાંકી ચુંકી થઇ જાય તે અટકાવવાની છે. તું સારૂં ભણી નથી, તેનું આ પરીણામ! મ્હારે ત્યાં થોડા દીવસ રહેજે, હું તને ભણાવીશ, પછી તું રજનીકાન્ત પાસે અભ્યાસ વધારજે.

જો બીજી એક મ્હારી બ્હેનપણી હતી, તે પણ આમજ કર્યે સુખી થઇ. હેણે એક કવિતા પણ જોડી હતી.

(વસંતતિલકા) હે બુદ્ધીશાળી, ગુણ સંપન્ન પ્રાણ પ્યારી !
છે બ્હેન ! એક વિનતી તુજ પાસ મ્હારી;
આધીન થાય પતી કેવળ જેવી રીત,
તેવો ઉપાય દરશાવ તું સીદ્ધ પ્રીતે.
યોજ્યા ઉપાય બહુ તો પણ સો શાણી !
સ્વામી થયા ન વશ તેથી અતી મુંઝાણી.

આ ઉપરથી મ્હેં હેને કહ્યું હતું કેઃ—

ચીતા વૃથા ન કર તું; વશ નાથ થાએ,
તેવો ઉપાય કહું, તે ધર ચિત્ત માંહિ;
રાખી સદા વિનયને, પતિ સેવ ભાવે,
થાશે સદા વશ, કદી નવ કષ્ટ આવે.

સુરબાળા—બ્હેન ! સ્વામી વશ કરવા સારૂ ઠીક ઉપાયો બતાવ્યા છે. હવે હું સંપૂર્ણ સમજી કે પતીની સેવા કરવાથીજ પતી વશ થાય છે.

સુશીલા—ઘેર જઇને મ્હારી વિદ્યાનો ઉપયોગ કરજે. ( બે જણાં છુટાં પડવાની તૈયારીમાં સુશીલાનો પતી ચંદ્રકાન્ત ઑફિસથી આવ્યો. )

ચંદ્રકાન્ત—કેમ ! શું વાતો કરો છો ?

સુરબાળા—કાંઇ નહી એતો અમારી બેનપણીઓની વાતો.

હું જાઉં છું એમ કહી સુરબાળા જાય છે, ને જે પ્રમાણે સુશીલાએ **વશીકરણ**

વિદ્યા ભણાવી હતી, તે પ્રમાણે ઘેર જઇ વરતી-સુરબાળા સુખે દીવસ કાઢે છે.

સુરબાળા ઘેર જઇ લુગડાં કાઢી થે 'વાર ખુબ રડી. પછી વિચાર કરવા લાગી કે હ-મણાં મ્હારા પતી આવશે એટલે મ્હેં ઘોઇને પોતાના પતી સારૂ ખાવાનું કાઢીને ધરતી વરતુઓ સાફ કરતી હતી એટલામાં રજનીકાન્ત આવ્યો. રજનીકાન્ત કપડાં કાઢી બેઠો હતો, ત્યાં સ્વચ્છ લોટામાં પાણી સુરબાળા લાવી.

રજનીકાન્ત આ જોઇને વિસ્મય પામ્યો કે કોઇ દીવસ નહીં, અને આજે આવું ક્યાંથી ! રજનીકાન્ત વિચાર કરવા લાગ્યો કે લાવ આજ એની પરીક્ષા લઉં !

રજનીકાન્ત—કેમ, આજે ક્યાં ગઇ હતી ?

સુરબાળા—વ્હાલા ! આજે મ્હારી બ્હેનપણી સુશીલાને ત્યાં ગઈ હતી.

રજનીકાન્ત—આજે ત્હારા આવા વિનય પ્રીતિના શબ્દ સાંભળી આશ્ચર્ય લાગે છે. આગળ હું તને પુછતો તો તું-મને ખાવા ધાતી; કાંઇ સુશીલાને ત્યાંજ તું આજ શીખી લાગે છે, કારણ કે તે છોકરી ઘણી ડાહી છે.

સુરબાળા—હા, તેમજ છે. હવે હું તમને કદી પણ ટુંકારા હુંકારા કરનાર નથી. અને હવે પછી આપ મહેરબાની કરીને ભૂતકાળની વાત વિસારે પાડજો. કારણ કે તે વાત યાદ આવતાં મ્હારૂં કાળજું કોરાઇ જાય છે.

રજનીકાન્ત—શું તને સુશીલાએ એક દિવસમાં આટલું બધું જ્ઞાન દઈ દીધું, તે તું બધીજ સુધરી ગઇ ? હું કાલે સુશીલા પાસે જઇશ અને તેને ધન્યવાદ આપીશ. અને તેનો ઉપકાર માનીશ; ખરેખર સુશીલા સુશીલજ છે.

સુરબાળા—સ્વામીનાથ ! હું પણ સુશીલાનો ઉપકાર માનું છું; હું જે તદન જ મૂર્ખ હતી તેને એક કલાકમાં સુધારી તે કાંઇ જેવી તેવી વાત છે ? હવે થોડા દીવસમાં સાસુજી, સસરાજી તથા મોટી બેન આવનાર છે. ખરૂં ?

રજનીકાન્ત—હા, ઘણુંકરીને કાલે રહવારમાંજ આવનાર છે. એટલેથી વાત અધુરી રહી, ને સુરબાળા કામકાજમાં પડી. પછી સુખરૂપ પતિપત્નીએ વાળું કર્યું. પછી બીજા દીવસે રજનીકાન્તનાં માબાપ ને બ્હેન સવારમાં આવ્યાં, તે વખતે સુરબાળા પોતાના પરચુરણ કામથી પરવારી ગઇ હતી. સાસુજીનાં તથા સસરાજીનાં દર્શન કરવા સારૂ સુરબાળા ઘરમાંથી બહાર આવી. અને પુજ્ય વડીલોને પ્રણામ કરી ખબરઅંતર પુછી, પછી શું જોઇએ છે તે પુછી લઇ ઘરમાં કામ કરવા લાગી. સુરબાળાની નણંદે કહ્યું કે, કેમ ભાભી ! ત્હમારામાં હમણાં બહુ ફેર થઇ ગયો લાગે છે ?

સુરબાળા—હા બ્હેન, તમારા આશીર્વાદથી. આવી રીતે અનેક પ્રકારથી ઘરનાં તથા જાણીતા માણસો તેને ધન્યવાદ આપતાં અને તે સુખમાં દીવસ કાઢવા લાગી. ( બ્હેનો ! સુરબાળા છોકરી કેવી ડાહી અને હોંશીઆર છે ? આ લેખમાંથી, આપણે બોધ લેવો અને સુશીલાની માફક આપણે બીજાંને બોધ આપવો. સુશીલાએ કહેલા વશીકરણવિદ્યાથી ઉલટું ચાલનારી એક સ્ત્રી દુઃખી થઇ હતી તેવું કરવું નહીં. )—કુબુદ્ધી કરીને એક સ્ત્રી હતી, તે ઘણી ક્રોધવાળી હતી, તેથી તેના ઘરમાં રોજ કંકાશ થતો તેથી તે એક વાર વિચાર કરવા લાગી કે મ્હારા પતીને મ્હારે વશ કરવો ત્હેવી ઇચ્છાથી કોઇ મૂર્ખ માણસ પાસેથી તે દવા લાવી અને છાની માની રાતે ત્હેને ખવડાવી. ત્હેનો પતી ઘણો ભોળો હતો તે દવા ખાઇ ગયો. પેલી દવા

ખાધા પછી ત્હેનો પતી ગભરાયો. કુબુદ્ધીએ ત્હેનાં સગાંવ્હાલાંને બોલાવીને કહ્યું કે, આ માંદા પડ્યા છે. એનાં સગાંવહાલાંએ વૈદને બોલાવ્યો. વૈદે નાડ જોઇને કહ્યું કે સારા થવાની આશા નથી. મૂર્ખ સ્ત્રી ગભરાઇ અને કહ્યું કે ગમે તે રીતે મ્હારા પતીને સારૂં કરો. ફરી પાછી વૈદે નાડ જોઇને કહ્યું–સારા થવાની આશા નથી,તો પણ હું દવા આપું છું. નસીબમાં હશે તો સારૂં થશે. વૈદે દવા આપી પણ કાંઇ સારૂં થયું નહીં. અને તે મૂર્ખ સ્ત્રીનો પતી મરી ગયો. પતીને વશ કરવા જતાં ઉલટો આખા જન્મારાનો રંડાપો ભોગવવાનો થયો ! માટે બ્હેનો પતીને વશ કરવાને આવી રીત કદી પણ શોધશો નહીં, પણ પતિને વશ રહિ પોતાના પતિને વશ કરવાની ઇચ્છા રાખજો. એટલે જેમ ભક્તને આધિન ભગવાન તેમ સતિને આધીન પતિ જરૂર થશે.

( વડોદરા. ) —સરલા.

---

## એક ચિત્ર.

( ચોપાઇ. ) શરદ પૂનમની શીતળ રાત, પ્રિયજન કેરી સુખની વાત;
સુન્દરી એક પલંગની માંહ્ય, સૂતેલી મુજથી જોવાય.
નિહાળી બાળાનું મુખ, ધાર્યું ત્હેને છે કંઇ દુઃખ;
પળે પળે શશિ તે જુવે, નિશ્વાસો નાંખીને રૂવે.
વૃણથી કૃષ બન્યું છે તંન, વેદના બહુ દીસે છે મન;
સ્થિતિ તેની નવ જોવાય, મન પાસે જવા લલચાય.
ધીમે પગલે ત્યાંતો ગઇ, પર્યંક પાસે ઉભી રહી;
બાળા મનમાં કંઇ ગણગણે, હળુ શબ્દ મુજ કાને પડે.
"વ્હાલા તમ વિણ નવ રહેવાય, મુકી કેમ ગયા છો હાય ?
"પ્રિયનો વિરહ દહે મુજ કાય, કયારે મળી બોલવશો લ્હાય ?
મ્હારૂં દુઃખ મને તો લહો, જાણો શું મુજ સ્થીતિ ? કહો."
સુન્દરી આમ લવે છે જ્યાંય, ધીમે રહી મ્હેં પુછ્યું ત્યાંય,
"સખિ ! શાને તું બાળે તંન ? દુઃખ કહે શું ત્હારે મંન ?
"તુજ નયને શે આંસુ વહે ? કારણ બ્હેની ! મુજને કહે.
"જે જે બનશે મ્હારા થકી, સઘળું તેમ કરીશ હું નકી."
જ્યારે આ શબ્દો મ્હેં કહ્યાં, આંસુ વહેતાં નયને રહ્યાં,
ઘણું ઘણું દાબીને મન, હળવેથી તે બોલી વચન.
"સખિ ! ત્હને હું શું શું કહું ? મ્હારે મન તો દુઃખ છે બહુ.
"ત્હેનો છે એકજ ઉપાય, તે ત્હારા થકી નહિં થાય;
"અન્તર બળતું જો મુજ માટ, સાંભળજે કહું છું તે વાત.
"પ્રીતિ લગ્ને પરણી છું નાર, મલ્યા મન માન્યા ભરથાર;
"હુંમાં જોઇ પતિનો પ્રેમ, રહ્યો નહિ મ્હને કંઈ નેમ.
"'પતિ, પતિ'! સદા હું કરૂં, હ્રદે અન્ય નહિ કંઇ ધરૂં;
"જ્યારે પીયુ રહે મુજ પાસ, થાતી મુજ હ્રદયમાં હાશ.

"સખિ! નાથ પરદેશે ગયા, આ રંકની નવ લાવ્યા દયા;
"અરે દોષ એમને શો દઉં? ગુન્હેગાર હું શાને થઉં?
"વ્હાલે વચન કહ્યાં છે જેય, યાદ સઘળાં મ્હને છે તેય;
"વિયોગ હુંથી વેઠાતો નથી, પ્રિયથી દૂર રહેવાતું નથી.
"ખાવું પીવું મ્હને ના ગમે, નિશદીન મન પીયુમાં રમે;
"સાંભરતું પ્રિય કેરૂં સુખ, લાગે છે મ્હને બહુ દુઃખ.
"તેથી નયને વહેતું નીર, પીયુને મળવા બની અધીર;
"સખિ! ઉપાય મ્હને શો કહે? જેથી મ્હારૂં દુઃખજ વહે."

"બ્હેન સુણી મ્હેં ત્હારી વાત, થાયે હૈયે ઘણો ઉચાટ;
"ફેડાય નહિ દુઃખ ત્હારી વતી, એનો ઉપાય છે તુજ પતિ.
"તોયે સાંભળી કહું બ્હેનડી! વિસારતી જારીયે ના વળી;
"રોયે ત્હારૂં દુઃખ નવ શમે, શેં તુજ કાયા વ્યર્થજ દમે?
"વહુઘેલા હોયે ભરથાર, વિયોગ સાલે અપરંપાર;
"કામ કરી ઝટ પાછા વળે, ઝટ પત્નીને આવી મળે.
"માટે વિયોગનો જે કાળ, કેમે કરી વિતાડવો હાલ;
"વાંચવું, શીવવું, ભરવું, આદિ, મન પરોવવું પ્રભુજી માંહિ,"

કરીને સખિને શાન્ત, ત્યાંથી પાછીજ હું વળી,
થયેલી તે અતિ ક્લાન્ત, પડી ગાઢ નિદ્રા વિશે.

( અમદાવાદ. ) —સૌ. મધુરી.

## હરસિદ્ધ માતાની પધરામણી.

ધન ધન! હરસિદ્ધી ઉજ્જનમાં, કે વરણુવ શાં કરૂં રે લોલ,
માતા! ત્હારૂં દર્શન મંડપ જોઈને, કે હું મનમાં ઠરૂં રે લોલ;
સિંધિયો દોલતરાવ સમશેર, કે જીત્યો, જીત્યો માતથી રે લોલ,
લીધું દિલ્હી કેરૂં તખ્ત, કે તુંજ પ્રતાપથી રે લાલ.

જેપુર, જોધપુર, બુંદી કોટ, કે જશે લીધા ઘણા રે લોલ,
લીધું લાહોર ને મુલતાન, કે બળમાં નહીં મણા રે લોલ;
ત્યાં થકી સિંધિયે ડેરા કીધ, કે સેના સાથે સહુ રે લોલ,
પુના ઉપર ઘેરા કીધા, કે વરણુવ શાં કરૂં રે લોલ.

પુને બાજીરાવ બળવંત, કે બેઠા આ ઘડી રે લોલ,
એવો તરવારે જસ આપ્યો, કે હરસિદ્ધ માવડી રે લોલ;
રાજા વિક્રમજી મહારાજ, કે દુઃખ તેનું ટળ્યું રે લોલ,

(વસંતતિલકા.) એકાન્ત આ સ્થળવિષે ઋષિ રોજ રહે છે,
ને બ્રહ્મસાથ અતિ તલ્લીન એ બને છે;
આહાર નિત્ય ફળનો કરી દિન ગાળે,
ને યોગ તેજ થકી એ ઈશને નિહાળે.

(અનુષ્ટુપ.) પર્ણકુટી ભણી આવે, પલાણી અશ્વને નૃપ,
દ્વારમાં ઋષિને દેખી, પંથી માગે મીઠું જળ.

(શાર્દૂલ.) 'મ્હારો જીવ જશે અરે ! જળ વિના, લાગી તૃષા આકરી,'
રાજા દીન બની અને કરગરે 'વારી મને દે જરી;'
બોલી આમ પથિક અશ્વ પરથી નીચે ઉભો ઉતરી,
ના આપ્યું કંઈ માન ધ્યાન નૃપને, ઋષિ ન બોલ્યા જરી.

(મન્દાક્રાન્તા.) પાયે લાગી ફરી ફરી કહે, રાય એ સિદ્ધને રે,
કિન્તુ ના ઉત્તર કંઈ મળે યોગીથી પંથીને રે;
કોપ્યો રાજા મુનિપર અતિ આંખમાં રક્ત લાવી,
બોલ્યો ક્રોધે કટુવચન તે દિલમાં રોષ લાવી.

(અનુષ્ટુપ.) 'ઢોંગ શું આ કર્યો છે ત્હેં ? પ્રતિકાર મળે ત્હને,'
પર્ણકુટી થકી ચાલ્યો, દાઝ દિલની કાઢવા;
મુએલા સર્પને જોઈ, ચાપેથી તે ઉપાડીયો,
લાવી ઋષિની ગ્રીવામાં, પ્હેરાવી ચાલતો થયો.
ઋષિ પુત્રે દીઠો સર્પ, મરેલો પિતુ કંઠમાં,
સ્નેહીને દુઃખમાં જોઇ, રહે શું ધૈર્ય શોકમાં ? -

(ઉપજાતી.) વદ્યો બની બાળક ક્રુદ્ધ તાપસી,
તેને ડસો તક્ષક નાગ તામસી;
થાયે અજાણ્યે પણ દ્રોહ જેહનો,
મીથ્યા ન થાયે કદી શાપ તેહનો.

(અનુષ્ટુપ.) સમાધી મુનીનિ છુટી, કંઠાભૂષણ જોઇને,
રાજાનું કૃત્ય માનીને, બાળકને શીક્ષા દીધી.

(હરિગીત.) રે, બાળ ! ત્હેં સાહસ કર્યું, રાજા અવધ્યજ હોય છે,
નરકે ગતિ છે તેહની જે રાજ્યદ્રોહી થાય છે;
શિષ્ય ! જા, ત્વરાથી મહેલમાં નૃપ એ પરીક્ષિતની કને,
'દિન સાતમે દઇ દંશ, કહેજે,-કરડશે તક્ષક ત્હને.'
સુણી બાળ વેગે સંચર્યો, આવી વદ્યો રાજા કને,
'મુજ ગુરુતણી જે શીખ છે તે, રાય ! હું કહું સુણ તને;
કલિ સમય આવ્યો નિકટમાં, સહુ સંત ચેતી ચાલજો,
ને ક્લેશકારી, દુર્વિકારી, ષડ્‌રિપુ સંહારજો.
સહુ આશ્રમો, ધર્મો અને નીતિ તદા નાશી જશે,
કુળ લાજ મર્યાદા તજી નારી પતિવ્રત ત્યાગશે;

સાધુ સહુ નિજ ઉદર માટે ઘરઘરે ફરતા ફરે,
જપ જાૂઠ જગમાં મેળવે, ને સૌખ્ય પાપીને મળે !

... ... ... ... ...

કલિથી ખરાબી છે ખરી, પણ એક વાતે ઠીક છે,
જે ધર્મ કર્મે કુશળ રહે તેને નહિ કાંઇ બીક છે;
બહુ યુગ સુધી તપ આદરે, તો પણ પ્રભુ દર્શન નહિં,
કલિમાં કદી મન દૃઢથી સાધે, તો પ્રભુ મળશે સહિ.

(અનુષ્ટુપ.) પુરાણે એમ ભાખ્યું છે, તક્ષકે નૃપને હણ્યો;
શુકયોગે તર્યો રાજા, કૃષ્ણના ગુણ સાંભળી !

—હીરાબ્હેન મથુરભાઈ.

## પરમેશ્વરને દીવાનો બનાવવાની કોશીસ.

"સત્ય બોલે તે તરે" એ તો ખરૂં જ છે; એ વીષે પાકી ખાત્રી તો મને આજે જ થઇ. એના વીષે તમારે સાંભળવું જ છે તો લ્યો હું કહું છું. ગઇ કાલે રાત્રે મને ઉંઘ આવી નહી, પવન બંધ હતો ને ઘામ બહુ થવા લાગ્યો; તેથી હું ગભરાઇને આખરે ઉઠયો. બારી પાસે ખુરશી નાંખી બેઠો. થોડીવારે પવન નીકળ્યો અને મારા મનને જરા શાન્તી થઈ. એટલામાં રસ્તા ઉપર કોઈ વાત કરતું જણાયું. હવે બહાર શી વાત થાય છે તે સાંભળવા તરફ મારૂં ધ્યાન ખેંચાયું ને તેમાંનો સત્યસાગર નામનો એક જણ બોલ્યો,—ભાઇ અસત્યરામ ! તું કહેતો હતો, તે આવુંજ સાચું કે ?

અસત્યરામેએ જવાબ દીધોઃ—શું કરૂં ? હું ઘણા જ કામમાં હતો.

સ—એવા તે શા કામમાં ?

અ—હું આવતી કાલે બોઅ્બે (મુંબઈ) જવાનો છું.

સ—યાર, તારી વાત મને બીલકુલ ગમતી નથી.

અ—તેનું કારણ તો કહેશો ?

સ—તેનું કારણ એટલું જ કે, આપની બોલેલી વાત એક પણ સાચી હોતી નથી. તેથી દીલગીરીથી મારે જણાવવું પડે છે કે, એવી-ઠંડા પહોરની લહેરોમાં ભળી જાય એવી વાત મને કહેશો નહીં.

અ—હું ખરેખરૂં કહું છું કે, એવી વાત કરવામાં મને બહુ જ આનંદ થાય છે.

સ—એમાં તમને એટલો બધો આનંદ શાનો થાય છે ? એ તો ઘણું જ શરમનું કામ.

અ—વાહ એમાં શરમ શાની ? એ તો જરા મશ્કરી અને મઝાહનો એક રસ્તો છે.

સ—વાત વાતમાં જાૂઠું બોલવું તે મશ્કરી અને મઝાહ ?

અ—અલબત્ત તમેં જોયું નહીં હોય, કે તમારા શીવાયે બધા મારી આવી રીતની વાતથી કેવા દબાઇને મારી ખુશામત કરે છે ? તેજ આનંદ.

સ—વાહરે વાહ ! આપ મોટા પ્રોફેસરના પુત્ર થઇ આવા વીચાર ધરાવો છો તેથી હું આશ્ચર્ય પામું છું.

અ—હાં...પણ એમાં નવાઈ શાની લાગે છે ?

સ—કેમ નહીં ? બીજાંની પાસેથી માન ખાટવાની ખાતર તમે કેટલું અણુઘટતું કરો છો ?

અ—પણ અણુઘટતું કેવી રીતે ?

સ—આપ જાૂઠું બોલો છો તે રીતે.

અ—બીજાની મશ્કરી કરી જરા અડાવવું તેને તમે જાૂઠું કહો છો ?

સ—હા.

અ—એ કાંઇ જુઠું કહેવાય નહીં.

સ—ત્યારે શું સાચું ? મારા મહેરબાન, મને કહેશો તો ખરા કે આપ આખો દીવસ મશ્કરીમાં જ ગાળો છો કે બીજા કશામાં ?

અ—તેમાં થઇ શું ગયું ?

સ—હવે મારે પુછવાનું એટલુંજ કે મશ્કરીમાં તમે કેટલો વખત સાચું બોલો છો ?

અ—હા...હા...હા ! એમાં સાચું એક પણ નહોય. એતો મશ્કરી...!

સ—ત્યારે તમારી વાતો બધી ગેબી કાવ્યના ગપાષ્ટક અધ્યાયમાં મુકવા જેવીજ હોયની ?

અ—હા.

સ—તો ગપ મારી બીજાને ભમાવવા તે શું જુઠું નહીં કે ?

અ—પણ જુઠું બોલવું તેમાં હરકત શી ?

સ—અસત્ય બોલવું તે મહાન ખોટું કાર્ય ગણાય છે

અ—તે શી રીતે !

સ—જગદીશ્વરના બનાવેલા નીયમનું ઉલંઘન કરીએ તો તેનું અપમાન કર્યા બરાબર ગણાય છે. અને તેનો અર્થ તેને દીવાનો બનાવવાની કોશીસ કર્યા બરાબર ગણાય છે. કારણ તમે કાંઇ પણ જુઠું બોલી અથવા આડે રસ્તે આખો દીવસ ચાલી રાત્રીએ દેવળમાં જઈ તેને કહો કે "હે પ્રભો ! અમે તારા દાસ છીએ અમારો અપરાધ ક્ષમા કર." આટલું કહેવાથી કદાચ એ દયાળુ તમારો અપરાધ વીસારી મુકે પણ બીજે જ દીવસે તો પાછા તમે એને એજ રસ્તે અર્થાત્ એથી પણ અધમ રસ્તે જાવ. વળી રાત્રી થાય અને ક્ષમા મ્હાવા જાવ ! તે બધી શી ગરબડ ? તમે શું પરમેશ્વરને ગાંડો માણસ ધાર્યો કે તમે અપરાધ કર્યા કરો અને એ દર વખત ક્ષમા આપે ?

અ—મિસ્ટર ! આપ તેને ગાંડાની ઉપમા કેવી રીતે લાગુ પાડો છો ?

સ—સાંભળો ! અધીરા ન બનો. તમારા ઘરની પાસે જીવણ ગાંડો છે તેને તો તમે ઓળખતા જ હશો. હું તમને એનો જ દાખલો આપું છું.

ધારો કે કોઇ પ્રસંગે તમને મારવાની ઈચ્છા થઈ આવી અને વગર કારણે તમે તેને (જીવણને) ધોલ મારી. વળી બીજે દીવસે તમને પસ્તાવો થવા લાગ્યો અને તમે એની પાસે જઇ કહ્યું કે જીવણ ભાઈ ! મારી ભુલ થઇ મને માફી આપી મારી સાથે વાત કરો. તરતજ તે અજ્ઞાન માણસ બધું વીસરી જશે ને તમારી સાથે વાત કરશે. વળી ચોથે દીવસે તમને ઉર્મી ઉઠીને તમે એને મારો; અને વળી ક્ષમા માગો ! એટલે તે તો ગાંડો તેથી બધું વીસરી જાય. પણ જે પરમાત્મા તેને પણ તમે એમ કરો છો, તે શું અજ્ઞાન કે ગાંડો માણસ છે ?

અ—નહીં જ. તે ગાંડો નથી પણ દયાળુ છે.

સ—હા. તે દયાળુ છે ખરો પણ તે અત્યંત અને સેંકડો અપરાધીની ક્ષમા આપવા મ્હારો નહિં.

અ—પણ જુઠું બોલવું તે શું અત્યંત કે સેંકડો અપરાધો બરાબર ગણાય કે ?

સ—ત્યારે શું આપ એમ કહેવા માગો છો, કે જુઠું બોલવું તે એક મોટું અને માનપત્ર આપવા લાયક ગણાય ?

અ—નહીં. નહીં. આમ ચીડાવ નહીં. પણ એ તો એક જગતનો નીયમ અને ધારો છે.

સ—જુઠું બોલવું તે જગતનો નીયમ કે ધારો છે એ તમે ક્યા શાસ્ત્રમાંથી વાંચેલું ?

અ—શાસ્ત્રમાં તો શું પણ ઘણા જણ કહે, તે વાત સાચી મનાય છે. અને ઘણાકને મોંઢે મેં એવી વાત સાંભળી છે, કે જુઠું બોલવું તેમાં પાપ નથી. અને તમારી પાસે તો હું તેથી ઉલટું જ સાંભળું છું તેથી મને નવાઇ લાગે છે.

સ—ઘણા જણ ભલે તે કહે પણ આપનું મન શું કબુલ કરે છે.

અ—મારૂં...મન...!–મારૂં મન તો અત્યાર સુધી ઉપર કહેલા માર્ગને માનનારૂં હતું પણ

હમણાં તમે આપેલા જીવણના દ્રષ્ટાન્તથી મને તમારૂં કહેવું ખરૂં લાગે છે પણ હજી બરાબર ખાત્રી મારા મનમાં નથી.

સ—આટલું આપ કબુલ કરશો એવી મને આશા નહોતી. હું ઘણો ખુશી થયો છું.

અ—પણ મારા મનમાં એક સંદેહ રહ્યો છે. આપ તસ્દી લઈ જરા કહો કે જુઠું બોલ્યાની ક્ષમા બીલકુલ હશે નહીં કે ?

સ—ખરી હોય પણ જે માણસ દીવસમાં પચાસ વખત જુઠું બોલે અને દશ વખત સાચું બોલે; તેને માટે ક્ષમા બીલકુલ છેજ નહીં.

(અસત્યશર્મા કાંઇ વીચારમાં પડયા હોય એમ જણાયું અને પછી થોડીવારે બોલ્યા મારે માટે પણ એમજ કે હે પ્રભો !...)

સ—આપનો આટલો પસ્તાવો જણાવી આપે છે કે, હવે આપ એવું બોલશો નહીં.

અ—નહીં હવે હું કોઈ દીવસ એવું બોલીશ નહીં જ. તેમ પ્રથમ અજ્ઞાનપણામાં બોલાયલા બદલ તેની ક્ષમાની હંમેશાં યાચના કરીશ. ( થોડી વાર અટકીને ) મને પહેલાં ખબર નહોતી.

સ—શી અને શેની ?

અ—" મશ્કરીમાં જુઠુ બોલવું તે પરમેશ્વરને દીવાનો બનાવવાની કોશીસ કર્યા બરાબર ગણાય છે "

સ—ઑલરાઈટ ( બહુસારૂં ), ભાઈ અસત્ય શર્મા ! તમે થોડા વખતમાં અને થોડું કહેવામાં જલદી સમજી ગયા તેથી હું તમને મુબારકબાદી આપું છું.

અ—મિ. સત્યસાગર ! હું આપનો ઉપકાર માનું છું. તમે મને મોટા ખાડામાંથી બહાર કાઢી જીવીતદાન દીધું છે.

સ—ઉપકાર ઇશ્વરનો માનો. હું તેને લાયક નથી.

બન્ને જણ છુટા પડે છે તે વખતે સત્યસાગરે કહ્યું, જો જો, ભાઈ ! મારાથી કાંઈ બોલાયું હોય તો માફ કરજો.

અ—વાહ એમ શું બોલો છો ! હું આપનો આભારી છું. સાહેબજી.

હું પણ ઉઠયો ને આ સાંભળેલી વાત વીષે વિચાર કરતો સુઈ ગયો અને તરતજ નિદ્રાદેવી પ્રસન્ન થઈ ગયાં.

(અમદાવાદ. ) —સૌ બ્હેન જયોતીમંયી.

---

# बाल मित्र.

## १. बाल कथाः બાલકોનું રામાયણ.

૧. સર્યુ નદિને કિનારે અયોધ્યા નામનું સુંદર શહેર છે. ત્યાં ઘણા કાળ ઉપર ઇક્ષ્વાકુ નામના રાજાએ રાજ્ય સ્થાપ્યું હતું. તે પછી તેની પાછળના દરેક રાજાને ઇક્ષ્વાકુ વંશના રાજા કહેતા. એ વંશમાં દિલીપ, અજ, દશરથ જેવા મોટા પરાક્રમી, અનેક પ્રકારે પ્રજાનું પાલન કરનાર ઘણા રાજાઓ થયા. દશરથ રાજાને સર્વ પ્રકારની અનુકૂળતા હતી; ફક્ત સંતાન નહોતુ, એટલુંજ દુઃખ હતું. તેને કૈકેઇ, કૌશલ્યા ને સુમિત્રા એમ ત્રણ રાણીઓ હતી. પુત્ર માટે યજ્ઞ, હોમ, આદિ ધર્મકાર્યો ચાલતાં હતાં, તેટલામાં પરમેશ્વરની કૃપાથી કૌશલ્યાને રામ, કૈકેયીને ભરત, અને સુમિત્રા ને લક્ષ્મણ ને શત્રુઘ્ન, એમ ચાર પુત્ર થયા. આ પુત્રોના જન્મ દિવસે પ્રજામાં ઘણોજ આનંદ થયો અને લોકોએ મોટો ઉત્સવ કર્યો. રામનો જન્મ ચૈત્ર સુદ નોમને દિવસે થયો તેથી તે દિવસ **રામનવમી** કહેવાય છે.

૨. છોકરાઓ ધીમે ધીમે મ્હોટા થયા, તેમ તેમ દરેક ભાઇઓ એક બીજા સાથે સ્નેહથી રમવા લાગ્યા. તેમાં લક્ષ્મણને રામ ઉપર ને શત્રુઘ્નને ભરત ઉપર વિશેષ ભાવ હતો. બધાંજ ભાઇઓ સાથે રહેતા, ખાતા, પીતા ને રમતા પણ સાથેજ. એ બધા છોકરા ન્હાનપણથી ઘણા નમ્ર સુશીલ ને માબાપનું કહ્યુ માનનાર હતા પાંચ વર્ષના થયા ત્યાર પછી વસિષ્ઠ ઋષીને ત્યાં લખતાં વાંચતાં, શસ્ત્ર વિગેરે કળાઓ તથા નીશાન તાકતાં, અને ઘોડે બેસતાં, એમ દરેક પ્રકારનું શીક્ષણ તેમણે મેળવ્યું. એ રાજપુત્રો આથી ઘણા હોશીઆર ને વિદ્વાન તેમજ શરીરે પણ મજબુત થયા.

૩ રાજકુમારો આટલી વિદ્યા શીખેલા જોઇ દશરથ રાજાને ઘણો આનંદ થયો અને તે છોકરાઓ ઉપર ઘણોજ સ્નેહ કરવા લાગ્યા એટલામાં એક દિવસ વિશ્વામિત્ર ઋષી દશરથ રાજા પાસે આવ્યા. રાજાએ યોગ્ય આદરસત્કાર કરી બેસવા કહ્યુ ને શી આજ્ઞા છે એમ પૂછી તેમની આગળ ઉભા રહ્યા. વિશ્વામિત્ર બોલ્યા " હે રાજા ! હું યજ્ઞનો આરંભ કરૂં છું. પરંતુ દુષ્ટ રાક્ષસો ત્યાં આવીને મને હરકત કરે છે ને તે પૂર્ણ થવા દેતા નથી. યજ્ઞનું રક્ષણ કરવું એ તમારા જેવા શસ્ત્ર વિદ્યામાં પ્રવિણ થયેલા ક્ષત્રી રાજાનો ધર્મ છે. એટલા માટે તારા વીરપુત્રો રામ અને લક્ષ્મણને મ્હારી સાથે મોકલ એટલું મ્હારી પાસે માગું છું. એ સાંભળી દશરથરાજા વિચારમાં પડયા. પણ વસિષ્ઠઋષીને પુછી પછી રામ લક્ષ્મણને મોકલવાનું કબુલ કર્યું. આથી રામ, લક્ષ્મણ ધનુષ્ય બાણ લઇ વડીલોને પ્રણામ કરી વિશ્વામિત્રની સાથે ગયા.

૪. વિશ્વામિત્ર, રામ અને લક્ષ્મણ ત્રણે ચાલતાં ચાલતાં પર્વતો ને નદીઓ ઓળંગતા, એક અરણ્યમાં આવ્યા. આ અરણ્યમાં એક તાટકા નામની રાક્ષસી રહેતી હતી. એ યક્ષણી જંભાસુર નામના દૈત્યના છોકરા સુંદની વહુ હતી ત્હેને મારીચ નામનો છોકરો હતો એ ઘણો પરાક્રમી પણ કૂર હતો તાટકા ને મારીચ ગાય બ્રાહ્મણને મારતાં ને યજ્ઞાદિકમાં હરકત કરતાં રામ, લક્ષ્મણ ને વિશ્વામિત્ર તે અરણ્યમાં પ્હોંચ્યા કે તરતજ તાટકાએ ભયંકર ગર્જના કરી એટલે વિશ્વામિત્રે રામને ત્હેને મારી નાખવાનું કહ્યુ. પરંતુ સ્ત્રી ઉપર હાથ ઉપાડવો એ ક્ષત્રિય ધર્મ વિરૂદ્ધ છતુ એમ રામે કહ્યું. એથી વિશ્વામીત્રે રામને સહમજાવ્યુ કે, કુર કર્મ કરનાર સ્ત્રીને શિક્ષા કરવી એ ક્ષત્રિયનો ધર્મ છે. ઇન્દ્રે મંથરાને, વિષ્ણુએ ભૃગુઋષિની પત્નીને શુક્રાચાર્યની માતાનો વધ કર્યો હતો વિશ્વામિત્રના કહેવાથી રામે તરત તેને મારી નાખી. એ પ્રમાણે તાટકાનું મરણ થયું. રામે ગૌતમ મુનીની પત્ની અહલ્યા ત્યાં શીલા ( પથ્થર ) થઇને પડેલી હતી, ત્હેનો ઉદ્ધાર કર્યો ને પછી ત્રણે જણ વિશ્વામિત્ર ઋષિના આશ્રમમાં ગયા પછી ઋષિએ યજ્ઞ કર્યો. ને રામ લક્ષ્મણ ત્હેનું રક્ષણ કરવા ત્યાં રહ્યા એ પ્રમાણે પાંચ દિવસ થયા પછી છઠ્ઠે દિવસે મારીચ સુબાહુ વિગેરે રાક્ષસોની ધાડ ત્યાં આવી અને તે રાક્ષસો યજ્ઞનો ભંગ કરવા લાગ્યા. એટલામાં રામે બાણની વૃષ્ટી કરી મારીચને ન્હસાડયો ને સુબાહુ તથા બીજા રાક્ષસોનો નાશ કર્યો. આ પ્રમાણે રામને હાથે ઋષિનું સંકટ દુર થયું, ને સર્વ જણ ત્હેમને આશીર્વાદ આપવા લાગ્યા.

૫. બીજે દિવસે સ્નાન સંધ્યા કરી વિશ્વામિત્ર રામ લક્ષ્મણને કહેવા લાગ્યા કે, મિથિલા રાજ્યમાં જનક રાજા કે જે ઘણોજ મોટો અને પરાક્રમી રાજા છે, ત્હેને ત્યાં મ્હોટો ઉત્સવ છે. ત્યાં મ્હારી સાથે તમે ચાલો. ત્યાં એક મ્હોટું ધનુષ્ય છે કે તે દેવ, દૈત્ય, રાક્ષસ

કોઇથી તે ઉપાડાતું નથી. આ આજ્ઞા સાંભળી રામ લક્ષ્મણે ત્યાં જવા હા કહી. વિશ્વામીત્ર ઘણા ઋષિઓને લઇ રામ લક્ષ્મણ સાથે તીર્થ કરતા કરતા જનક રાજાના નગરમાં આવ્યા. તેમના આવ્યાની ખબર પ્હોચતાંજ, રાજા આનંદથી સામા ગયા ને બહુ સત્કાર કર્યો. રામ લક્ષ્મણનું સ્વરૂપ ને લાવણ્ય જોઇ, તેઓ ઘણાજ આશ્ચર્યમાં પડ્યા, ને પુછ્યું કે, આ કોના છોકરા છે? વિશ્વામિત્રે કહ્યું કે, એ દશરથ રાજાના પુત્ર છે. આટલી ન્હાની ઉમ્મર છે પણ એમણે રાક્ષસોને મારી મ્હારા યજ્ઞનું રક્ષણ કર્યું ને અહિં શિવધનુષ્ય જોવા આવ્યા છે. આ પ્રમાણે વાતચીત કરી જનક રાજા પોતાના મહેલ તરફ ગયા. બીજે દિવસે જનકરાજાએ સભામાં બેશી શિવધનુષ્ય મંગાવી બધાંની સમક્ષ પોતાની પુત્રી સીતા તરફ જોઇને કહ્યું કે,—" જમીન ખેડતાં ત્હેમાંથી આ કન્યા મળી આવી હતી. ત્હેનું મ્હેં સીતા નામ પાડ્યું છે. તે લગ્નને યોગ્ય થઇ છે. ત્હેની સાથે લગ્નનાં માગાં ઘણા રાજાઓ તરફથી આવ્યાં છે. પણ જે કોઇ આ ધનુષ્ય ઉચકીને ખેંચે, ત્હેનેજ મ્હારી કન્યા પરણાવવી. એવા આજ સુધી ઘણાએ પ્રયત્ન કર્યાં પણ કોઇથી મ્હારી પ્રતિજ્ઞા છે તે પ્રમાણે થયું નથી." વિશ્વામિત્રે પોતાની પાસે રામને બેઠેલા જોઇ ઇસારત કરી કે તે ઉપાડીને ખેંચો. તરતજ રામે ઉઠી હજારો માણસ વચ્ચે તે ધનુષ્યને રમત કરતા હોયની તેમ ઉચકીને વાંકુ કર્યું ને એવું ખેંચ્યું કે ત્હેના બે કટકા થયા. રામચન્દ્રનું આટલું બળ જોઇ સઘળી સભા આશ્ચર્ય પામી. ને આવો તેજસ્વી જમાઇ મળેલો જોઇ જનકરાજાને આનંદ થયો. તેણે વિશ્વામિત્રને પુછીને દશરથ રાજાને સર્વ હકીકતની ખબર કરી, વિવાહ કરવા તેડાવ્યા, ને રામ તથા સીતાનું લગ્ન કર્યું. જનકરાજાને ઉર્મિલા નામની એક બીજી કન્યા હતી, તે લક્ષ્મણને દીધી તથા જનકરાજાનો ન્હાનો ભાઇ કુશધ્વજ હતો ત્હેને બે છોકરીઓ હતી, માંડવી ને શ્રુતકીર્તિ, એનું લગ્ન ભરત ને શત્રુઘ્ન સાથે કર્યું. લગ્ન થઇ રહ્યા પછી પુત્ર ને વહુઓને લઇ દશરથ રાજા અયોધ્યા જવા નીકળ્યા. રસ્તામાં રામે ધનુષ્ય ભાગ્યું એમ સાંભળી ગુસ્સે થયેલા જમદગ્નિના પુત્ર પરશુરામ મળ્યા, તે બોલ્યા: "રામ! ત્હેં શિવધનુષ્ય ભાગ્યું તેથી ત્હારી મ્હોટી કીર્તી થઇ હશે. મ્હેં વીસ વખત ક્ષત્રીઓનો નાશ કર્યો છે. તે આ ધનુષ્ય જે મ્હેં વિષ્ણુ પાસેથી આણ્યું છે, તે વાંકુ કરીને ભાગે તો ખરો ક્ષત્રિય કહેવાય. તે સાંભળીને રામે તરત તે ધનુષ્યને લઇ વાંકુ વાળી તે પણ ભાગી નાખ્યું. આથી પરશુરામ શાન્ત થઇ જઇ તરત રામના પરાક્રમનાં વખાણ કરવા લાગ્યા. દશરથ રાજાની સ્વારી મ્હોટા ઠાઠથી અયોધ્યામાં આવી પ્હોચી. ત્યાં રાજપુત્રના લગ્ન નિમિત્તે મ્હોટા આનંદ–ઉત્સવો થયા. કેટલાક દિવસ પછી ભરત પોતાને મોસાળ નંદિગ્રામ નામના ગામમાં જઇ શત્રુઘ્નને સાથે લઇ ગયો.* (અપૂર્ણ.)

(સૈન્ટાક્રુઝ.) —સૌ. પ્રમિલા.

## २. बाल काव्यो: બાળક અને ચાંદલીઓ.

" બા! ચાંદલીઓ મુજને આલ, છુટે છે તે પર બહુ વ્હાલ;"
" પાસે રાખી કરીશ જતન, રમવા તે સંગે બહુ મન."
" બાપુ! તે જ્યાં નવ લેવાય, તેની સંગે કેમ રમાય!"
" ચાંદલીઓ ઉંચે બહુ વસે. જો તજ રદામ જોઇ તે હસે."

" ના બસ મ્હારે જોઇએ તે, લાવોને મુજ માડી ! એ;"
" મ્હારું મન તો તેમાં વસ્યું, ના ઇચ્છું બા ! તે વિણુ કશું !"

આમ કહીને બાળક રૂવે, ચાંદલીઆ સ્હામું તે જુએ;
સ્હમજાવ્યું સ્હમજે નહિ તે, મૂકે નહિ હઠ લીધી જે.
જળ ભરી થાળી લાવી જ્યાંય, પ્રતિબીંબ દેખાડ્યું ત્યાંય;
" ભાઇ ! ચાંદલીઓ ત્હારો લે, હવે ખૂશ થયો ને, કહે !"

જોઇ ચાંદલીઓ લેવા ધસે, ભરતો મુઠી ખડખડ હસે;
હસતું બાળક નિર્ખી ત્યાંય, માનું મન હર્ષે ઉભરાય.

(અમદાવાદ) —સૌ મકુરી.

## ઇશ્વર પાસે એક આર્યબાલાએ માગેલો બાળ.

(પાંચાળી પ્રાણધાર—એ રાગ.)

ઇશ્વર— " બાલા ! દઉં કેવો બાળ ?" નિર્દોષી બાલા !
બાળા— " દેજો સુપુત્ર હે કરતાર," અવિનાશી દેવા !

* * * *

કોઇ બાળ ગૃહી કુહાડી, રઝળ્યો જંગલ ને ઝાડી,
બહુ વૃક્ષ જતો પાડી. નિર્દોષી.
આખર આવ્યો સર તીરે, વળ્યું વૃક્ષ તહિં તટ-નીરે;
ઘા દીધો ત્યાં વીરે. નિર્દોષી.
ઘા કરતાં કરથી છુટી, ઝટ જળ તળીએ જઇ બુડી,
નયને ધારા છુટી. નિર્દોષી.
કરતો તે બહુ કલ્પાંત, આ અરણ્યમાં એકાંત,
કરવા કો નો'તું શાન્ત. નિર્દોષી.
જળદેવી દયાથી આવ્યાં, દિલાસો સાથે લાવ્યાં,
બહુ બાળ મન ભાવ્યાં. નિર્દોષી.

દેવી— " વદ વત્સ ! તને શું થાયે ? આંખે આંસુ ન સમાયે,
ગાંડા ! કયમ ગભરાયે ? " નિર્દોષી.

બાળ— " પાડી કુહાડી, માડી ! જળમાં, ફરતાં આ ઝાડી,
કહું કરગરી લ્યો કાઢી." કુહાડી.
દેવીએ ડુબકી મારી, લાવ્યાં સોનાની સારી;
પુછ્યું " છે આ તારી ? કુહાડી.
જોઇ બાળે ધારી ધારી, ઓવી ઉઠ્યો મન મારી;
" નહિ નહિ એ નહિ મારી." કુહાડી.
કહે દેવી દઇ રૂપાની, હશે બાળ ખરે આ તારી;

બાળ— " નાજી, નહિ એ મારી. " કુહાડી.
આખર લાવી તે એની; કહે દેવી " આ છે કે'ની !
બાળ— " બસ, મારી એ ઢયોની." કુહાડી.
માતાએ મનમાં રીઝી, તેની તો તેને દીધી,
વળી દીધી બે બીજી. કુહાડી.
દેવી— નીતિ નિહાળી તારી, વરતે જો નરને નારી;
સુખ પામે સંસારી. નિર્દોષી.

* * * *

બાળા— " સુવર્ણે[1] નહિ ચળનાર,[2] સૌ સદ્ગુણનો ભંડાર,
ઈશ્વર દેયો એવો બાળ.[3] " અવિનાશી.
(ભાવનગર.) —બાળા.

## ૨. वाल विनोदः દેડકો દેડકી અને હાથી.

એક દેડકી હતી. તે બજારમાં છાશ લેવા જતી હતી. તેને રસ્તામાં હાથી મળ્યો

દેડકી કહે છે— છાપરા પગના હાથીઆરે, રૂડું રત્ન ચગદાશે.
હાથી કહે છે— ઉકરા પેટની દેડકી રે, તને દૈત દેખે છે !
દેડકીએ દેડકાને ફરિઆદ કરી—
વાડમાં બેઠા રાણા રાજીઆરે, મને ઉકરી કહે છે.
દેડકાએ જવાબ દીધો—
એરાં આવો ગોરાંદે પાતળાં રે, હાથી જખ મારે છે !*

(અમદાવાદ) —બે બ્હેનો.

## લાડુ ભટ !

બમન જમને કું આય, લડુ સક્કર બનવાય, દાલચીની દિલવાય, બડી મૌજ ઉડવાઇ !
મગન ખાવે પચીસ, રામશંકર બત્રીસ, આનંદરામ છત્રીસ, દાલ તીસ કટોરે !
કઢી દુને ભરવાય, ભાત પાતલ ન માય, અંગ સારે લપટાય, પીએ ભંગ કટોરે !
ઓરત ઘરકું પસ્તાય, લડુ થોડે કયું ખાય ? મુખ કીસકું બતલાય ? મેરી સૈયર સુજાય.

બધા ભુદેવો જમીને ઘેર ગયા. તેમાંથી એક મહારાજે પોતાની સ્ત્રી પાસે બે મરીના દાણા માગ્યા, કે તે ગળવાથી લાડુ પચી જાય. ત્યારે સ્ત્રીએ જવાબ આપ્યો કે, પેટમાં મરીની જગ્યા રાખી, તો એટલો લાડુ કેમ ન ખાધો !–તે ફીકરમાં પડી, કે હવે મારી સૈયરોમાં હું શું મ્હોં દેખાડીશ ?

(અમદાવાદ). —આપુ. (વર્ષબાર.)

---

૧. સુવર્ણે એટલે સુવર્ણથી અને સારાવર્ણ-રૂપ વાળી સ્ત્રીથી ચળાયમાન ન થાય તેવો. ૨ ચળાયમાન થનાર. ૩ ઇસપનીતિની એકવાર્તા ઉપરથી.

* 'સુંદરી સુબોધ માટે ખાસ' ત્રણ વર્ષની બાપુએ લખાવેલું અને બાર વર્ષની બાપુએ તારી મોકલેલું.

## બાલકોના ઉખાણા.

આપણી છોકરીઓ અને બાલકો એકઠાં મળી, જમીન ઉપર ઉંધા હાથ મુકી, દરેક હાથ ઉપર આંગળી મુકી મુકી, નીચે પ્રમાણે બોલે છે.

૧ ૨

અડકો દડકો, દહીં દડુકો, ૪ ઉકળતાં આધિરણમાંજ જો એ
પીલ્લુ પાકે, શ્રાવણ ગાજે ...ધરણમાં ઓરવામાં આવે તો જલદી ચડતી નથી.
ઊલમૂલ, દાતરડું ... ન્હોાળા પાણી સિવાય સારી થતી નથી તેનું કારણ ખાસ
સાકર, શેલ/...તાનામાં ઓગાયલી વસ્તુમાં પ્રવેશ કરી તેને પોચી અને નરમ
...વસ્તુના કણ છુટા પડે છે અને તેથી કરીને એ વસ્તુ જલદી ચડી જાય
ચ...થુ જલદી જાય છે.

...ને ઓગાળવાનો ગુણ ખાસ કરીને અગ્નિમાં છે એટલા માટેજ અગ્નિ ઉપર આધિરણમાં ઓરવાથી તે વસ્તુ જલદી ચડી જાય છે. આપણા શરીરમાં પણ પા-રવા માટે જઠર નામની એક જાતની અગ્નિ છે તે જો મંદ હોય છે તો ખોરાકનું ...ન સારી રીતે થતું નથી. તેથી સર્વ સંજોગો જોતાં વસ્તુ પકાવવામાં અગ્નિ વધારે ...યોગની છે. માટે આધિરણને બરાબર ઉકળવા દેવું.

**પાણી:** માણસના શરીરના વજનનો બે તૃતીઆંશ ભાગ પાણીનો છે. ખોરાકમાં દર સો રતલે,–ઘઉમાં તેર રતલ (શેર), ગાજરમાં નેવાશી રતલ, ચોખામાં પંદર રતલ, પટેટામાં પંચો-તેર રતલ, ડુંગળીમાં એંશી રતલ, ને દુધમાં શીત્યાશી રતલ પાણી હોય છે.

મગ, મઠ, ચણા, વટાણા, ઓળીઆ, વગેરેનું શાક કરવું હોય તો તેને પલાળવામાં આવે છે. ઘણા ( દક્ષિણી વગેરે ) લોકો રાત્રે પલાળી મૂકે છે. રાત્રે પલાળવાથી કોટાં ફુટી જાય છે અને તેથી પાપ લાગે એમ જૈનો માને છે, તેથી વહેલા સવારના પાંચ વાગે તે લોકો પલાળે છે. પલાળવાનું કારણ એજ કે પાણીમાં તે ફુલે છે, તેથી તેને ચડતાં વાર લાગતી નથી અને મીઠાશ પણ આવે છે.

**મીઠું:** ખોરાકમાં મીઠું નાંખવાનું કારણ એ છે કે એથી કરીને ખોરાક સ્વાદિષ્ટ લાગે છે. મીઠા વગરનું મોળું અન્ન સારૂં લાગતું નથી. અને અથાણા વગેરેની ચીજો મીઠું નહિં નાંખવાથી ગંધાઇ ઉઠે છે, એટલુંજ નહિં પણ તેના માપ કરતાં ઓછું પડયું હોય તો પણ ગંધાઇને બગડી જાય છે. બરાબર માપ સર મીઠું નાંખવામાં આવે તો જ તે સારી રહે ને સ્વાદિષ્ટ લાગે.

**મશાલો:** કેટલાક કુવાના પાણી કે બીજા કોઇ પાણીથી અથવા કોઇ ચીજ જાતેજ એવી હોવાથી જ્યારે ચડતી નથી ત્યારે તેમાં સાજીનાં ફુલ, ખારો કે સોડા વગેરે નાંખવામાં આવે છે. કેટલીએક ચીજો ચડી જાય એવી હોય, પાણી પણ ચડાવી આપે તેમ હોય છતાં, તુરીયાં, ચોળા, વાલોળ, ભાજી, વગેરેમાં સ્વાદ, રંગ અને સુંવાળાશને માટે ખારો, સોડા, સાજીનાં ફુલ, વગેરે નાંખવામાં આવે છે.

શાકમાં હળદર નાંખે છે તેનું કારણ એ છે કે તે સોઢી સુધારે છે, અને રંગ પણ સારો દેખાય છે. કેટલીએક ચીજોનો રંગ આંખને પણ અનુકૂળ પડે–ગમે તેવો–કરવો પડે છે.

**વધાર:** ચોળા, ગુવાર, વાલોળ, ફણસી, એવા શાકનાં વધારમાં હીંગની પહેલાં અજમો

અને પછી હીંગ મેલીને વઘારાય છે. અજમાથી શાક સ્વાદવાળું લાગે છે અને વળી તે શાકને પચાવવામાં ગુણ કરતા છે. ઘણા લોકોને હીંગ પસંદ નથી પડતી પરંતુ હીંગમાં પણ ગુણ છે. સ્વાદમાં તો જેને ઠીક પડે તેને સારી લાગે છે બાકી તે વાયુ હઠાવે છે. ધાણા જીરૂં ઠંડું છે ને સ્વાદમાં પણ વધારો કરનાર છે. મરચામાં પણ પાચન કરાવવાનો ગુણ છે વળી મરચા વિના શાક ફીકું અને મોળું–બેસ્વાદુ લાગે છે.

મેથીની ભાજીમાં સારી વડે ચણાના લોટથી વડી પાડવામાં આવે છે. દાણા મેથીની સાથે પાપડ તથા સેવ નાંખવામાં આવે છે.

ભીંડામાં ચીકાશ ન થાય એટલા માટે ઘણા લોકો ખાશ નાંખે છે, તે ઠીક છે; પણ ભીંડાને વઘારીને તેની અંદર પાણી નાંખ્યા સિવાય ઉપર પાણીની થાળી ભરીને મેલવામાં આવે તો પણ ચીકાશ થાય નહિ. તેલ જરા વધારે મેલવું જોઇએ.

ભીંડાને ચીરીને તેમાં મસાલો ભરીને આખા પણ વઘારાય છે. ઉપર પાણીની થાળી મેલવી. ચડી રહે ત્યારે તેમાં દંહી નાંખવામાં આવે તો વધારે સ્વાદિષ્ટ થાય.

રીંગણાં, ટીંડોરા, કાચા ટમેટાં, પાકાં કેળાં, વગેરેના કટકા કરી, ચીરીને તેમાં, ચણાના લોટની સાથે ખાંડેલ અજમો, હીંગ વગેરે મસાલો તથા તેલ મેળવીને ભરીને વઘારવામાં આવે છે. તેની અંદર પાણી ન નંખાય. એકલા તેલમાં ચડાવવાં જોઇએ. ઉપર પાણીની થાળી મેલવી કે જેથી વરાળનાં ટીપાં થાળીની નીચે બાઝશે ને તે શાકની અંદર પડશે.

**ઉંધીયું:** રીંગણાં, ટીંડોરાં, પાકાં કેળાં, પરેટા, સુરણ, શકરીઆં, કાકડી, વગેરેને ઉપર કહ્યા પ્રમાણેનો મસાલો ભરીને તેની સાથે વાલોળ, ફણસી, લીલવા, લીલા ચણા હોય તો તે, લીલા ચોળાના દાણા, લીલી તુવેર, મેથીની ભાજીનાં મુઠીયા, વગેરે ને, તેમાં જોઇએ તેટલું તેલ તપેલામાં નાંખી, તેમાં ખારાનું પાણી નાંખીને, દુધીયું કર્યાં પછી તેની અંદર તે દરેક ચીજ મેલી દેવી. કઠણ ચીજને નીચે મેલવી. જલદી ચડી જાય તેને ઉપર મેલવી, અને એમને એમ લીંધીયું ચડવા માટે મેલવામાં આવે છે. વઘાર બેસાડવો નહિ. તેમાં જોઇએ તેટલા ખારાના પાણી સિવાય પાણી નાંખવું નહિ તેમજ ઉપર પણ પાણીની થાળી મેલવી નહિ. ધીમે તાપે એકલા તેલમાં ચડાવવું. આ ચીજને ઉંધીયું કહેવામાં આવે છે. તેના મસાલામાં લીલા ટોપરાનું ખમણ નાંખવું.

**મેલવણી:** રીંગણામાં, લીલવા, વાલોળ, મોગરી, મોગરા, લીલી તુવેર, પરેટા, શકરીયાં, ટમેટાં, સાકરકોળું, મેથીની ભાજી, તાંદળજો વગેરમાંથી ગમે તે ચીજ નાંખીને સાથે શાક કરાય છે.

બોરામાં (વડી) ખારેક નંખાય છે. તુરીયામાં સેવ નંખાય છે. પાકાં ટમેટાંમાં બોરા [વડી] તથા સેવ નંખાય છે. દુધી અને કારેલામાં બોરા [વડી] અને ચણાની દાળ નાંખીને શાક થાય છે. ગુવારની સાથે ચોળા નાંખીને શાક થાય છે. તથા વાલોળમાં, રીંગણાં, મોગરી, મોગરા, વગેરે નંખાય છે. એમ એક ચીજમાં બીજીનું મિશ્રણ કરવાનો હેતુ એ છે, કે શરીરને ખોરાકમાંથી જે જે જાતનાં દ્રવ્યો જોઇએ તે મળે છે, અને એકની બીજા સાથે મેળવણી થવાથી સ્વાદ પણ જુદી જુદી જાતનો આવે છે.

**સુધારો:** કારેલાંને મીઠાથી ચોળીને પાણી કાઢી નાંખવાથી તેની કડવાશ ઓછી થાય છે. મીઠું ચોળીને તેને છાશ વડે ધોવાય પણ છે. કારેલાના શાકમાં પાણી ન નંખાય. એ-

કલા તેલમાં ચડાવવું ઉપર પાણીની થાળી મેલવી. તેને ખરૂં–આકરૂં કરવામાં આવે તો, કડવાશ ઘણી ઓછી થઇ જાય ને સ્વાદમાં સારૂં લાગે. કંરેલામાં કડવાશ ન રહે એટલા માટે બાફીને શાક વઘારાય છે.

મુળા, મોગરી, કોબીજને મીઠું ચોળી, તેમાં મરચું, ધાણા જીરૂં વઘારણી [ હીંગ) અને કાચું તેલ નાંખીને **વાસીયુ** બનાવાય છે. મુળાને ચોળીને તેમાંથી પાણી કાઢી નાંખવું.

**વિવિધઃ** કાકડીનું ડીંટીયું કાપીને તેને કાકડીની સાથે ઘમવાથી તેમાંથી ફીણ ( ઝેર ) નીકળે છે તે કાઢી નાંખવુ.

કાકડીમાં મીઠું અને તીખાં ( મરી ) ના ભુકો નાંખી ખાવામાં આવે છે, તે લાભ કર્તા છે. ઘણાં માણસો નવા પાણીની અસર ન થાય એટલા માટે કાકડીના કટકા ઉપર લીંબુ નીચોવીને પણ ખાય છે. કાકડી બહુ કુણી હોય તેથી તેમાં પાણીના ભાગ વધારે હોય છે; કેળાની છાલમાં, ચણાનો લોટ, સેવ અથવા ગાઠીયા નાંખીને શાક થાય છે. તેની અંદર કોકમ અથવા આમલી અને ગોળ ન ખાય છે લીલા વટાણા ( લીતવા) ના શાકમાં થોડી સાકર, લીંબુ, અને લીલા ટોપરાનું ખમણ ન ખાય છે

**વૈદકીયઃ** ક્ષારવાળા પદાર્થો વાપરવામાં આવે તો શરીરનું હાડપિંજર સારૂં રહે છે. નહિં તો પગનાં નળાને બીજાં હાડકાં પોચાં પડી જાય છે.

ચોખામાં તુવેર કે મગની દાળ ખાવાનો હેતુ એ છે કે, તેથી મેંદામાં સફેદી વાળાં પદાર્થો-નું–એટલે નાઇટ્રોજનવાળા દ્રવ્યમાં કારબન વાળું દ્રવ્ય મળે છે અને શરીરને પુષ્ટિ આપે છે.

**બિગાડઃ** માખણ છાશમાં રાખવાથી સારૂં રહે છે, બહાર રાખવાથી દુર્ગંધ ગ્રહણ કરે. છે માખણને એક કલાક ઉપરાંત રાખવામાં આવે તો તેમાં અસંખ્ય જીવોની ઉત્પતિ થાય એમ મનાય છે. તેથી જેમ બને તેમ થોડો વખત રખાય તેમ સારૂં. કેટલેએક ઠે-કાણે માખણમાં શીંગોડાના લોટ મેળવવામાં આવે છે ઘણે સ્થળે શિખંડમાં પણ શીંગો-ડાનો લોટ અથવા મેંદો નાંખવામાં આવે છે અને એજ પ્રમાણે ઘી તથા દુધમાં પણ દગો કરવામાં આવે છે। માટે એવી વસ્તુઓ જેમ બને તેમ ધ્યાન રાખીને શુદ્ધ ( દગા વિનાની ) લેવી.

**પાષ્ટિકઃ** છાશ એ ખોરાકને પચાવવામાં મદદ કરે છે. તરશ છીપાવે છે. ઠંડક કરે છે અને પુષ્ટિકારક છે માટે દહીં અને છાશ ખોરાકમાં વાપરવાથી લાભ છે [ શરીર તંદુરસ્ત અને માફક આવે તેવું હોય તો ઘણા ડોકટરો અને વૈદો દવા ઉપર દહીં અને છાશ લેવાનું કહે છે.

**પાકશાસ્ત્ર** માટે લખવા બેસીએ તો ઘણું લખાય તેમ છે, અને તેવું લખાણ ઉપ-યોગનું પણ ઘણું છે. છતાં પણ વિસ્તારના ભયને લીધે હાલતો આટલું બસ છે.

( રાજકોટ. ) —નિર્મળા.

## અથાણું કરવાની રીત.

(સ્વ સૌ. કાન્તાબ્હેનની નોટબુક ઉપરથી. )

૧. **કેરીનું અથાણું.**—મણકેરી હોય તો,–૭ શેર મરચાં, ૨।। શેર મેથી, ૧ શેર

હળદર, તથા નવટાંક હીંગ લેવી. અને મણ કેરીએ શેર ૦၊ મીઠું મસાલામાં નાંખવું. તૈયાર થયેલો મસાલો વધારીને કેરીમાં ભરવો.

**૨. રાઈતી કેરી**—મણ કેરી હોય તો–૧ શેર મીઠું, ૨ શેર રાઇ, અધોળ હીંગ, અને શેર ૧ હીંગ. કેરીના કડકા મીઠામાં આથીને સૂકવવા અને પછી ફીણી દેવા.

**૩. કેરીનો છુંદો.**—મણ છુંદો હોય તો શેર ૨ મીઠું લેવું. રાઇનો કરવો હોય તો રાઇ, અથવા મસાલાનો કરવો હોય તો તેમાં આથી, મીઠું મેળવવું તથા ગોળ શેર ૨ નાંખવો.

**૪. કેરીનાં ગોળચાં.**

મણ કેરીએ શેર. ૨ મીઠું, શેર ૨॥ રાઇ, તથા મણ ૦॥ ગોળ લેવો. કેરીનાં ગાંઠાં (કડકા) મીઠામાં આથવા અને એક રાત રાખવા. પછી વવડાવીને સૂકવી દેવાં અને ફીણી નાંખવાં.

**૫. લીંબુનું અથાણું.**

મણ લીંબુએ ૩ શેર મીઠું,૨ શેર હળદર, ૧ શેર મરચાં, તથા ૧૦ શેર ગોળ નાંખવો.

**૬. ખારીઆં.**

ભરૂચી (અથવા ન્હાનાં) આરીઆંના કડકા કરી, તેમાં મણ આરીઆમાં શેર. ૨ મીઠું મેળવી સૂકવવાં અને પછી શેર. ૨ રાઇ તથા શેર ૦॥ હળધરમાં તે ફીણી દેવાં.

**૭. ઓઢવાં અને કેરાં.**

દસ શેર ઓઢવાંમાં એક શેર મીઠું, અને દસ શેર કેરાંમાં એક શેર મીઠું લઇ, તેમાં તે આથી દેવાં.

૨. वैद्यक.

## નાના બાળકના રોગ.

**ગળું પડયું હોય તેનો ઈલાજઃ**—(૧)બે આનીભાર ઉંટરાતું દુધ અને બે આની ભાર ભેંસનું દુધ ભેગું કરીને પાવું. (૨) બે આનીભાર રાળ તેલમાં પલાળી તાળવાં ઉપર ભરી દેવી.

**વરાદ થઇ હોય તેનો ઈલાજઃ**—(૧) અજમો પાણીમાં વાટી ગરમ કરી આખા શરીરે ભરી દેવો. (૨) આવળની અંતરછાલ ચાવી થુંક સાથે બહાર કાઢી ગળી નાંખી જરા મીઠું અંદર નાંખી પાઇ દેવું.

**ભાર રહ્યો હોય તેનો ઈલાજઃ**—અડધો તોલો હીમજો ભાંગીને પાણી સાથે આપવી પછી તેને ચોળી નાંખી ગળી નાંખવી. અંદર એક આની ભાર ગોળ નાંખી પાવું. (૭ માસના છોકરાને એક રૂપીઆભાર દિવસમાં એક વખત પાવું. ૭ માસ ઉપરના છોકરાને બે રૂપીયા ભાર દિવસમાં એક વખત પાવું.)

**ઉટાંટીયો થયો હોય તેનો ઈલાજઃ**—(૧) બે રૂપીયા ભાર દુધ, અડધા રૂપીયાભાર મધ, બે આનીભાર મીઠું સર્વે ચીજો ભેગી કરી ગરમ કરી પાઇ દેવું. અથવા (૨) આંબાના લાકડાની ભસ્મ ચાર આની ભાર પાણીમાં નાંખી પાઇ દેવી.

**ફુટી નીકળે છે તે ગરમીનો ઈલાજઃ**—ઘીને સો વખત પાણી સાથે ધોઇ, ચાર દાણા એલચીના વાટી ધોયેલા ઘી સાથે મીશ્ર કરી શરીરે ચોપડવું.

**ઉધરસ થઇ હોય તેનો ઈલાજઃ**—બે આની ભાર સાકર, એક આનીભાર મીઠું અડધા શેર પાણીમાં નાંખી ઉકળવા દેવું. નવટાંક પાણી રહે એટલે ઉતારી ઠંડું કરી પાવું. દિવસમાં બે વખત.

**રતવાનો ઈલાજઃ**—શેમળનાં છાંડીયાં, જાળ બાવડીનાં મુળાડાં બંને ભેગાં ઘસી શરીરે ચોપડવું. અને ઘસેલી દવા ૭ આની ભાર લેઇ એક આની ભાર સાકર નાંખી પાઇ દેવું.

**શિયળ ધાવું:**—( ૧ ) પાનની જડ પાણી સાથે ઘસી ગરમ કરી શરીરે ચોપડી દેવી. ( ૨ ) એક રૂપીયા ભાર પાણીમાં ઉપરની જડ ઘસી ત્રણ દાણા ઇલાયચીના વાટી નાંખી ગરમ કરી પાવું.

**વાયણી, આંચકીનો ઇલાજઃ**—મોટા શંખને પાણી સાથે ઘસી અડધા રૂપિયાભાર પાવો.

**મોંની અંદર ચાંદીયો પડી હોય તેનો ઈલાજઃ**—આંબાનાં નવાં નીકળતાં પાન લાવી વાટી પાણી કહાડવું, કોરા રામપાત્રમાં નાંખી રૂથી દિવસમાં ચાર વખત ચોપડવું.

**વાઈ આવતી હોય તેનો ઈલાજઃ**—( ૧ ) કસ્તુરી ૧ ચણોઠીભાર પાન સાથે ખવરાવવી. અડધો તોલો કસ્તુરી પહોંચે તેટલા દિવસ સુધી ખવરાવવી. ( ૨ ) વાંદરાનું મુત્ર બે રૂપીયાભાર ત્રણ વખત દિવસમાં પાવું તેમ ત્રણ દિવસ સુધી પાવું.

**તાણનો ઈલાજ.**—પીંપળાના મુળમાંનં મુળાડી લાવી એક વાલ કેસર જારના દાણા જેટલું અફીણ ત્રણે ચીજો ઘસી એક તોલો પાવું તેમ દિવસ ત્રણ વખત પાવું.

## બીજાં દર્દો.

**પ્લેગની ગાંઠનો ઈલાજઃ**—( ૧ ) સાટોડાનાં પાદડાં બાફી આખાને આખા બાંધવાં. ( ૨ ) અળશીની પોટીશ કરી દિવસમાં ત્રણ વખત બાંધવી. ઉપર લીમડાનાં પાંદડાં ગરમ કરી બાંધવાં. ( ૩ ) ખારાના પાણીમાં બાજરીનો આટો નાંખી પોટીશ કરવી, જે ઠેકાણે ગાંઠ હોય તે ઉપર મુકી ધુળીયાનાં પાંદડા ગરમ કરી પોટીશ ઉપર મુકી પાટો બાંધવો ( ૪ ) ઇશ્વરવાણીનો ગરભ કાઢી બાંધવો. ( ૫ ) શીલારસ ચોપડી ઉપર તમાકુના પાંદડાં બાંધવાં ( ૬ ) કારબોલીક એસીડના ત્રણ ટપકાં ગાંઠમાં સોયની અણીથી ઉતારી દેવાં ( સયાજીવિજયમાંથી ઉતારો ) ( ત્રણ દિવસ સુધી સાંજ સવાર બંને વખતે એકજ ઇલાજ કરવો, ત્યાર બાદ અનુક્રમે )

**પ્લેગનો સનેપાતઃ**—( ૧ ) એક સારો જુલાબ આપવો. ( ૨ ) ગધેડાનાં તાજાં કપુરીયાં ઉકાળી પાણી ગળી નાંખી પાવું, અંદર કપુરીયાં ચોળી નાંખવાં નહિ તેમ બીજી વખત કામમાં લેવાં નહિ.

ગાંઠ ફુટે ત્યારે અંદરનો બીગાડ નીકળી ગયા પછી કાગળની ભુંગળીથી જસત ફુંકારવું તથા ઉપરથી પણ દાબવું ( કોરું જસત. )

**કોલેરાનો ઈલાજઃ**—નવટાંક ધાણા, નવટાંક કાળી દ્રાક્ષ, નવટાંક અરડુસાની અંતર છાલ, નવટાંક લીમડાની અંતરછાલ નવટાંક ખરસાંડીયો પીતપાપડો, સર્વે ચીજોને શેર પાણીમાં ભેગી પલાળી મુકવી. દશ કલાક બાદ ગળી નાંખી નવટાંક પાણી દીવસમાં ત્રણ વખત પાવું.

**ચુર્ણઃ**—હીંગ, જીરૂ, સુંઠ, વજ, મરી, પીપળ, વાયવડંગ, સીધાલુણ, હરડાંની મોટી છાલ, અજમોદ, ઉપલેટ, ચીત્રકછાલ, સર્વે ચીજો સમાન્તરે લેઇ ઝીણી ખાંડી નાંખવી. કપડાથી ચાળી નાંખવી. લીંબુના રસમાં અથવા ગોળમાં તેની ગોળીયો બોર જેવડી વાળવી. દિવસમાં બે વખત ખાવી. ચોરાશી જાતના વાયુ, બીજા લોહીવિકાર, દરેક જાતના તાવ, ખાંસી, હાંફણ, વિગેરે આઠ દિવસ ગોળીયો ખાવાથી મટી જાય છે.

**પીત્તના તાવનો ઉપાયઃ**—કરીયાતુ, સંચળ, દીકામારી, પીતપાપડો એકેક રૂપીયા ભાર લેઈ અશેર પાણીમાં ઉકાળવી. શેર પાણી રહે એટલે તેને ગળી નાંખી દિવસમાં ત્રણ વખત અધોળ અધોળ પાણી પાવું.

**ટાઢીયા તાવનો ઉપાયઃ**—કાળી જીરી, કડુ, અને અંદરજવ એકેક રૂપીયાભાર ભેગી ઝીણી ખાંડી નાંખવી, અડધા રૂપીયાભાર લેઈ દિવસમાં બે વખત ફાકી ફાકવી.

**મરડો થયેલો હોય તેનો ઇલાજઃ**—લસણની કળીઓમાં જરા જરા અફીણ ઘાલી દેવતા ઉપર મુકવી. અફીણ ખદખદે ત્યાં સુધી શેકવી. દોઢ પાઇભાર હીંગ ફુલાવવી, દોઢ પાઇભાર પાનમાં ખાવાનો ચુનો સર્વે ચીજો ભેગી કરી વાટી, મોટા ચણા જેટલી ગોળીયો વાળી સાંજ સવાર એક એક ખાવી.

**ખસના ફોલ્લા તથા લુખસઃ**—આંબલસારો ગંધક તોલો ૧, ઓદારશીંગ તો૦ ૧, પારો તોલો અડધો, મોરથુથુ તોલો પા. તુલશીનાં પાંદડાની સાથે પારો લસોટવો. પછી બાકીની બીજી દવાઓ સાથે ખલ કરવું, ગાયનું ઘી સો વખત પાણી સાથે ધોઇ મિશ્ર કરેલી દવાઓ નાંખી મલમ કરવો. શરીરે મલમ ઘસી બે કલાક સુધી તડકે ફરવું, તડકો ન હોય તો તાપણી કરી તાપવું તેમ ત્રણ દિવસ કરવું. ઠંડા પાણીથી ન્હાવું.

ઉપરની તમામ દવા બરોબર રીતે અનુભવેલી છે,

**ટીપ**—જે ઠેકાણે એક આનીભાર દવા લેવાની હોય તે હાલની ચાલતી એક આની નહિ પરંતુ બે આનીની અડધી સમજવી.

( રંગુન. ) —સૌ. લક્ષ્મીબાઇ પંડયા.

## ઉપયોગી દવાઓ.

( સ્વ. સૌ. પ્યારૂ બ્હેનની નોંધ ઉપરથી. )

**૧ બાળગોળીઓ.** નાનાં છોકરાંને ગળાવવાની ગોળીઓની યાદી. આ ગોળીઓ બે રીતે બને છે બધી ચીજોને ખાંડીને કપડછણ કરી, નાગરવેલના પાનના રસમાં બાંધીને ત્હેમાં અફીણનો કસુંબો ભેળવવો. પછી બાજરીના દાણા દાણા જેવડી ગોળીઓ વાળવી.

૧. રીત—એળીઓ, કાયફળ, પીત પાપડો, જાયફળ, કેસર, લવિંગ, કસ્તુરી (વાલ ૧), પીપળીમુળ, કરીયાતા નાની પાંદડી, વાવડીંગ, દીકામાળી, ઇંદ્રજવ, કડવાણી અજમો, જાવંત્રી તજ, એલચી, પીપર, હરડેદળ, સંચળ, અકલગરો, અને કીકામાર,—આ દરેક ચીજ એક પાઈ ભાર અને અફીણ બે પાઇભાર લેવું

૨. રીત—જાયફળ, જાવંત્રી, લવીંગ, તજ, એલચી, દીકામાળી, એળીઓ, ઇન્દ્રજવ, ચન બ રૈપચકાં, પીતપાપડો, વાવડીંગ, કડવી અજમોદ,પીપર, પીપળીમુળ, કેસર, હરડેદળ, ઉટાંટી—આ દરેક ચીજ એક પાઇ ભાર લેવી.

યાભાર મદ, બે પાચકચૂર્ણ. જમતી વખતે બીજો ખોરાક લેતા પ્હેલાં ભાત અને ઘીની સાથે ( ૨ ) આંનાના વાયુ ઉપર સારી અસર કરે છે, ખોરાક પચાવે છે, ને ભૂખ લગાડે છે કુટી નીકળે સુંઠ, તીખાં (મરી), પીપર, અજમોદ, સીંધવ, જીરૂં તથા શાહજીરૂં,—

ચાર દાણા ઇલાયચીના ઉધરસ થઇ હોય તો રૂપિયાભાર લેવી અને હીંગ એક રૂપિયા ભાર ફુલાવીને તેમાં બે અડધા શેર પાણીમાં નાંખાર કરવું.

પાવું. દિવસમાં બે વખત. , સફેદજીરૂં, સિંધવ, સુંઠ, કાળાંમરી, પીપર, અને અજમો,—

એટલી ચીજો દરેક એક રૂપિયાભાર લેવી અને તેમાં હીંગ અડધા રૂપિયાભાર ફુલાવીને મેળવવી. પછી ખાંડીને તૈયાર કરવું.

૩. દાંતે ઘસવાની દવા. એલચી, જીરૂં (ખાવાનું), કાથો (કવડીઓ), બદામનાં છોડાં, દાડમનાં છોડાં, બાવળની છાલ, તથા માયાં (શેકીને લેવાં) અને ફટકડી (ફુલાવીને લેવી). આ બધી ચીજો સરખે ભાગે લઇ ખાંડીને ચૂર્ણ કરી દાંતે ઘસવું.

**૪. ધુપેલની પડીમાં નાંખવાની ચીજો**

પડોપાંદડી ( નવટાંક ), કપુરકાચલી (શેર ૦।), સુખડનાં છોડીયાં (શેર ૦।।), વીરણના વાળા (નવટાંક) તથા શીશમનાં છોડીયાં ( શેર ૦।।। ).

**૫. કાથામાં નાંખવાની ચીજો.**

ચીનકબાલા, એલચી, તજ, જાયફળ, જેઠીમધનું છોડું ( થોડુ ) લવિંગ અને એલચી. એટલી ચીજો કાથાભેગી સરખે ભાગે ખડાવવી.

**૬. વાથી શરીરનો કોઈ ભાગ રહીગયો હોય તે માટે દવા**

કડવા સરગવાની અંતરછાલ, ગુગળ, રાઇ, તથા હીંગ,-એને વાટીને ચોપડવું.

**૬ કાળજે ડચુરા ઉપર** તથા હાથ પગની રગો ખેંચાયા ઉપરની દવા—

એળીયો, દીકામાળી, રેવચીનો ગોળ, તથા રસવતી—એ ચીજોને ખાંડી ઝીણી લસોટી, ઉની કરી ખદખદાવી, છાતીયે અથવા હાથે પગે જાડું ચોપડવું.

## ૨. गुंथण कला: મોજું ગુંથવાની રીત.

૫૩ ટાંકા માંડવા. ( ૧ ) પહેલી લીટી બધા સીધા.-પહેલો ઉંધો પછી બબે આંટા સાથે લેવા. બેવખત આંટી લઇને ચાર આંટા કરવા- ફરી બે વખત બબે સાથે લેવા. ૧ ઉંધો આ પ્રમાણે ૮-૧૦ આંગળ સુધી કરવું.

**પાનીં વાળવાની રીત**—એક ટાંકો ગુંથ્યાવગર લેવો અને બાકીના આંટા લઇને બબે લેવા. એક લીટી બધા સીધા પછી ૫૩ ટાંકાના ત્રણભાગ પાડવા. આસપાસના બે સોયા પર ૧૮-૧૮ આંટાને વચ્ચેના સોયાપર ૧૭ આંટા વચ્ચેના સોયાને સીધા ઉંધા ત્રણ વેળા ગુંથવા, પછી ચોથી વખત એક ટાંકો ગુથ્યાવગર લેવો અને બાકીના આંટા લઇને બબે ગુંથવા આ પ્રમાણે ચાર વખત કરવું. અડધો આંગળ વચ્ચેના સોયો એકવાર ઉંધું ને એકવાર ચતું એમ ગુંથવુ

( પાટણ. ) —————— —સો. નર્મદા કાશીરામ ત્રિવેદી.

## દોરાનું તોરણ કરવાની રીત.

**પારી કરવાની રીત.**

પહેલો ફેર. છત્રીસ સાંકળી કરવી.—

બીજો ફેર—એકદાણો, આઠજાળી, એકદાણો,- એમ કરવું.

ત્રીજોફેર—એકદાણો, એકજાળી એકદાણો, ત્રણજાળી, એકદાણો, બેજાળી, એકદાણો.

ચોથો ફેર—એકદાણો, એકજાળી, બેદાણા, એકજાળી, બેદાણા, એકજાળી એકદાણો.

પાંચમો ફેર—એકદાણો, એકજાળી, એકદાણો, એકજાળી, ચારદાણા, એક જાળી, એકદાણો.

છઠ્ઠો ફેર—એકદાણો, એકજાળી, બે દાણા, બે જાળી, બેદાણા એક જાળી, એક દાણો.

સાતમો ફેર—એકદાણો, બેજાળી, એકદાણો, ત્રણજાળી, એક દાણો એકજાળી, એકદાણો,

આઠમો ફેર—એકદાણો, ત્રણજાળી; એકદાણો ચારજાળી, એકદાણો.
નવમો ફેર—એકદાણો, ત્રણજાળી, એકદાણો, ચારજાળી, એકદાણો.
દસમો ફેર—એકદાણો, એકજાળી, એકદાણો, ત્રણજાળી, એકદાણો, બે જાળી, એકદાણો,
અગીઆરમો ફેર—એકદાણો, એકજાળી, એકદાણો. ત્રણજાળી, બેદાણા એકજાળી, એકદાણો.
બારમો ફેર— એક દાણો, એક જાળી, ચાર દાણા, એક જાળી, એકદાણો, એકજાળી, એકદાણો.
તેરમો ફેર— એક દાણો. એક જાળી, એક દાણો. ત્રણ જાળી, બે દાણા, એક જાળી, એક દાણો,
ચૌદમો ફેર—એક દાણો, એકજાળી, એકદાણો, ત્રણ જાળી, એકદાણો, બેજાળી, એકદાણો.
પંદરમો ફેર—એક દાણો, બે જાળી, એક દાણો, બે જાળી, એક દાણો, બે જાળી, એકદાણો.
સોળમો ફેર—એક દાણો, ત્રણ જાળી, બે દાણા, ત્રણ જાળી, એક દાણો,
સત્તરમો ફેર—એક દાણો, બે જાળી, એક દાણો, બે જાળી, એક દાણો, બે જાળી, એક દાણો.
અરાડમો ફેર—એક દાણો, એક જાળી, એક દાણો, ત્રણ જાળી, એક દાણો, બે જાળી, એક દાણો
ઓગણીસમો ફેર—એક દાણો, એક જાળી, એક દાણો, એક જાળી, ચારદાણા, એક જાળી, એક દાણો.
વીસમો ફેર—એક દાણો, એક જાળી, બે દાણા, ત્રણ જાળી, એક દાણો, એક જાળી, એક દાણો,
એકવીસમો ફેર—એક દાણો, બે જાળી, એક દાણો, ત્રણ જાળી, એક દાણો, એક જાળી, એકદાણો.
બાવીસમો ફેર—એક દાણો, ચાર જાળી, એક દાણો, ત્રણ જાળી, એક દાણો.
તેવીસમો ફેર—એક દાણો, ચાર જાળી, એક દાણો, ત્રણ જાળી, એક દાણો.
ચોવીસમો ફેર—એક દાણો, બે જાળી, એક દાણો, ત્રણ જાળી, એક દાણો, એક જાળી, એક દાણો.
પચીસમો ફેર— એક દાણો, એક જાળી, બે દાણા, બે જાળી, બે દાણા, એક જાળી, એક દાણો.
છવીસમો ફેર—એક દાણો, એક જાળી, એક દાણો,એક જાળી, ચાર દાણા, એક જાળી, એક દાણો.
સતાવીસમો ફેર—એક દાણો, એક જાળી, બે દાણા, બે જાળી, બે દાણા, એક જાળી, એક દાણો,
અઠ્ઠાવીસમો ફેર—એક દાણો, બે જાળી, એક દાણો, ત્રણ જાળી, એક દાણો, એક જાળી, એકદાણો,
ઓગણત્રીસમો ફેર—એક દાણો, ચાર જાળી, એક દાણો, ત્રણ જાળી, એક દાણો.

આ પ્રમાણે જેવડી પાટી લંબાણમાં કરવી હોય તેમ ઉપર પ્રમાણે ભાત લીધે જવી.

**કમાન.**

પહેલો ફેર—પાટીના પહેલા છેડાની દસ જાળીઓ મુકીને, અગીઆરમી જાળીથી કમાન શરૂ કરવી. સાંકળી સાઠ લેવી, અને વચલી સોળ પાટીની જાળીઓ મુકીને સત્તરમી જાળીમાં લેવું,
બીજો ફેર—ઉપર બે સાંકળી કરવી અને નીચે એક સાંકળી રાખવી, એરીતે ત્રીસ જાળીઓ કરવી.
ત્રીજો ફેર— બે જાળી લેવી ( કમાનમાં પાંચ થાંભલીનો દાણો ગણવો ) એક દાણો, ત્રણ જાળી, એ રીતે ત્રીજો ફેર પુરો કરવો.
ચોથો ફેર—બે જાળી અને ત્રણદાણા, એ પ્રમાણે ચોથો ફેર પુરો કરવો.
પાંચમો ફેર—બે જાળી એક દાણો, ત્રણ જાળી–એ પ્રમાણે પાંચમો ફેર પુરો કરવો.
છઠ્ઠો ફેર—ઉપર ત્રણ સાંકળી લઇ જાળી કરવી, એ પ્રમાણે છઠ્ઠો ફેર પુરો કરવો.
સાતમો ફેર—નવ સાંકળી લઇ, નીચલી ત્રણ રહેવા દઇ :ચોથી સાંકળીમાં નાખી મીંડું વાળવું, પછી ત્રણ સાંકળી લઇ બીજી જાળીમાં નાંખવું. એરીતે સાતમો ફેર પુરો કરવો.
આઠમો ફેર—એક મીંડામાં ત્રણ વખત ચારચાર સાંકળીઓ લઇ, ઘુઘરીઓ કરવી એટલે કમાન પુરી થશે.

( અમદાવાદ. )

# काव्यकुंज.

२ विविधः

## એક કળીને.

( ઉપેન્દ્રવજ્રા. )

અહો ! મૃદુ પુષ્પકળી મધુરી ! વસન્તની વાય અનિલ લ્હેરી;
પ્રભાત મ્હેલું જ વસન્તનું આ, કમ્પાવશે ગાત્ર મૃદુલ ત્હારાં.
ડરીશ ના તું ! ખીલજે સદાય, થજો તને સુખદ આ રેહવાર;
પ્રસારજે તારી સુવાસ પ્રિને, પ્રસાર ! તારી રૂપ જ્યોતિ નિત્યે.
કાલક્રમે થા ફુલ તું મધુર, વ્હાલી ! થજો સૌ તુજ દુઃખ દુર;
રક્ષા કરો ઈશ સદાય તારી, એ પ્રાર્થના છે પ્રભુ પાસ મારી.

—સૌ. દક્ષા.

---

## ' રમ્ય રાત્રિ. '

(હરિગીત.) રુડી રાત્રિ નિર્મળ નભ વિષે, શશિ સાથ, તારા વિચરતાં,
પ્રતિ બિમ્બ સરિતામાં નિહાળી સ્મિત મુખડે રાચતાં,
ઉર રમ્ય એવી રજનિએ મુજ હૃદય લલચાયું જવા,
ઉદ્યાનમાં, સરિતા કિનારે ખેલ પ્રભુના નિરખવા.
સ્થળ શોધી એક વિશાળ વડલા પાસ હું બેઠી હતી,
સરિતા તહીં ધીમી ધીમી નિજ નાથ પાસ વહી જતી;
ને અનિલ વ્હાતો મંદ મંદ સુગંધ ગ્રહી પુષ્પો તણી,
મુજ પાસ આવી હેત લાવી ઉર્મિ દેતો અવનવી.
(મન્દાક્રાન્તા.) બેઠી જોતી સકળ પૃથિવી શ્વેત સાડી ધરેલી;
બેઠી જોતી તરુવર બધાં, શાન્તિ માંહિ અનેરી;
બોલી મિઠ્ઠાં રસિક વચનો, કોકિલા પ્રેમ ધારે,
સ્નેહે રચ્યાં જળચર બધાં, શાન્તિમાં આ કિનારે.
(અનુષ્ટુપ.) પ્રિયના મુખથી મીઠા, ત્યાં મેં નામાક્ષરો-સુધા;
નદી ત્યજી, ગૃહે ચાલી, ડોલતી ' રમ્ય રાત્રિ ' માં.

(વડોદરા.) —સૌ. ગજરા.

---

## સ્ત્રી મહિમા.

( કાર્તિક મહિને કામની રે, 'અહોસરો શણગાર,-એ રાગ. )

બ્હેનો ! કહું એક વાતડી રે, સ્ત્રીનો શું મહિમાય-જાણજો સૌ આનંદે રે;
સ્ત્રીથી પુરુષ શોભતો રે, જેમ વેલીથી વાડ-જુઓ સૌ આનંદે રે.
સ્ત્રી ગૃહનો શૃંગારજી રે, રજની ને જેમ ચન્દ્ર-જાણો સૌ આનંદે રે.
સ્ત્રી ગૃહનો એક દીવડો રે, દીપે છે ઘરબાર-દેખો સૌ આનંદે રે.
સ્ત્રી સુખભોગ દાતારજી રે, ઘેર પધારી પુરૂષ-પામે સૌ આનંદ રે;

સ્ત્રી સંસાર વન છાંયડો રે, ઉષ્ણુ કાળે વન વૃક્ષ-આપે સૌ આનંદે રે.
સ્ત્રી હૃદય રણુ તળાવડું રે, નિર્મળ પ્રેમ સલીલ-પીએ સૌ આનંદે રે;
સ્ત્રી વચનો સૌ ફુલડાં રે, મીઠાં કડવાં તોય-સુણો સૌ આનંદે રે.
સ્ત્રી માલણુ ગૃહ વાડીમાં રે, વિકસે બાલકુસુમ-ખીલી સૌ આનંદે રે;
સ્ત્રી ગૃહમાં વૈદ્યરાજજી રે, અમૃત કર પ્રેમાળ-મટે સૌ આનંદે રે.
સ્ત્રી મન્દિર ગૃહ શિલ્પી રે, રચી માંડી સૌ રાચ-શોભાવે આનંદે રે;
સ્ત્રી ગૃહનો છે પ્રધાનજી રે, ગૃહતણા વ્યવહાર-ચલાવે આનંદે રે,
સ્ત્રી ગૃહની મહારાણીજી રે, ગૃહ રાજ્યનો તંત્ર-ઉકેલે આનંદે રે;
સ્ત્રી ક્ષમા શાન્તિની દેવડી રે, અમી ઝરાવે ઉર-ભજો સૌ આનંદે રે.

(પોરબંદર.) —સૌ. મંજરી.

---

## ઝૂંપડી.

સંતોની ઝુંપડી કબૂલ રે, રાણાજી ! મ્હારે. સાધુની.
નથી જોઈતાં, રાણા ! પલંગ બીછાનાં ત્હારાં,
સાધુની કામળી કબૂલ રે, રાણાજી ! મ્હારે— સંતોની.
નથી રે જોઈતા, રાણા ! મ્હેલ ઝરૂખા ત્હારાં,
સંતોની ઝુંપડી કબૂલ રે, રાણાજી ! મ્હારે— સાધુની.
નથી જોઈતાં, રાણા ! હીરનાં ચીર ત્હારાં,
સાધુની કન્થા કબૂલ રે, રાણાજી ! મ્હારે— સાધુની.
નથી જોઈતી, રાણા ! મોતીની માળા ત્હારી,
તુળસીની માલિકા કબૂલ રે, રાણાજી ! મ્હારે— સાધુની.
નથી જોઈતાં ત્હારાં, તેલ ચંપેલ મ્હારે,
ગોપીચંદન આગળ સૌ ડૂલ રે, રાણાજી ! મ્હારે— સાધુની.
નથી જોઈતાં મ્હારે, ગાન ને તાન ત્હારાં,
હરીનું ભજન મારી ધૂન રે, રાણાજી મ્હારે— સાધુની.
નથી જોઈતાં મ્હારે રાજ ને પાટ ત્હારાં,
મનડામાં રામ રૂમઝુમ રે, રાણાજી મ્હારે— સાધુની.
જીવન સર્વસ્વ મ્હારૂં, પાતળીઓ પ્રાણુ મ્હારો,
ત્યાં શું તારા વૈભવનું મૂલ રે,
કીધો જનમ મ્હારો છે વસૂલ રે, રાણાજી મ્હારે— સાધુની.
ક્ષણિક વૈભવમાં રાણા ! ભલે તું રહેને ફૂલ્યો,
હરીનામ મારે સુખ કબૂલ રે, રાણાજી મ્હારે— સાધુની.

(મુંબઇ.) —સૌ. બબી બ્હેન.

## વર્ષા.

[ ત્રોટક. ] નભમાં વરસાદ શું ગર્જી રહ્યો, કકડાટ થઇ ખુબ વર્ષી રહ્યો;
ચમકે ચપલા કરી ઉજ્વલતા, અતિ રમ્ય દિસે જગની રચના.

ઘનવારિ થકી જગ પૂર ભર્યું, પ્રભુની પ્રભુતા નિરખી હરખું;
તરુરમ્ય દિસે નવપલ્લવથી, ખીલી કુંજ સુશોભિત પુષ્પ થકી.
રૂડી વાસ અનિલ લઇ ફરતો, ભમરો કરી શબ્દ તહીં ઘુમતો;
લીલી ગાદી બીછાવી લીલોતરીએ, મહીં રંગિત પુષ્પની ભાત દિસે.
ઘનઘોર ઘટા નભ છાઇ રહી, જગ શ્યામ પિછોડી બિછાવી ધરી;
દિસતો નહિં ભાનુ ક્ષિતિજ મહીં, જગ ડૂબ્યું દિસે ઘનવારી મહીં.
નિરખી સહુ પક્ષી રહ્યાં તરુમાં, કરી રમ્ય કળા મુકલાપી રહ્યા;
પ્રભુ! ત્હારી ગતિ નહીં કોઇ કળે, મુજ દીન મતિ ગુણ શું લહશે ?

— સૌ. "મૃદુલા."

## વૃષ્ટિ-પ્રાર્થના.

( ગઝલ -હું ન્હાનું છું હું ન્હાનું છું ત્ય્હાં આવશો કોઇ નહીં'--એ રાહ )

ખુશી થયાં ખુશી થયાં જનતો સહુ ખુશી થયાં,
વૃષ્ટિ તણી પધરામણીથી, દુઃખતો નાશી ગયાં;
ઢોરોની સ્થિતિ દેખીને મન પીગળી તો જાય છે,
તે કષ્ટને તો ટાળવાને એક ઈશ સમર્થ છે.
મા બાપ પ્રત્યે યાચના નિત્યે કરે છે બાળકો,
અમ ઊપરે કૃપા કરી વારી તણી ધારા કરો;
પાપો હમારાં મન વિષે ધારો નહિં કદી આપ તો,
આલમ તણી સ્થિતિ નીહાળી શાન્તિ શાન્તિ. સદા કરો.

—અનુ.

## આશ્વાસન, ( શોકાતુર પતિને. )

(મન્દાક્રાન્તા.) શાને વ્હાલા ! હૃદય કુમળું ભસ્મ બાળી કરે છે ?
શાને ત્હારાં મૃદુ જીવનને વ્યર્થ શોકે તપાવે ?
પૂર્વે કીધું સ્મરી સ્મરી, પ્રભુ ! વ્યર્થ ગયું હવે શું !
થાવાનું તે થઇ ગયું: હવે છે રહ્યું માત્ર રહેવું !
જેથી કીધું મુજ જીવનને વ્યર્થ ત્હેં, આજ વ્હાલા !
ત્હેનાં સ્મરણો મધુર ઉરમાં ઘા કરે કારી, ઉંડા;
ને સર્વે તે સ્મરી, પ્રિય ! રહ્યું વ્યર્થ શું જોવું,-રોવું !
થાવાનું તે થઇ ગયું. હવે નાથ ! છે માત્ર રહેવું !
યાચે છે શું, પ્રિયતમ ! ક્ષમા માહરી પાસ આજે ?
ત્હારી મોંઘી ચરણ રજને પૂજતી દાસી આ છે;
શક્તિ આપો પ્રભુજી ! મુજને, એટલું દીન માગું,
રહેવાનું તે સહીશ પ્રિય ! સૌ, ધૈર્યને પ્રેમ રાખું;
'સ્હાવું-રહેવું,' જગત મહિં એ મંત્ર વ્હાલો બન્યો છે,
દિક્ષા ત્હેની લીધી, નહિં હવે નાથ ! બીનિ કરીએ.

—બ્હેન સંધ્યા

## " આશા. "

(ગઝલ.) અરે આશા તું ધુતારી, ગણી મેં તો તને સારી,
ફસાવી ફંદમાં નાખી, કીધી તેં ખૂબ ખુવારી.
જગતનાં સ્વપ્ન તે જૂઠાં, દીસે તારાથી તે સાચાં,
તરાવે નાવ આનંદે, નચાવી વ્યર્થ, ડુબાવે !
બીચારાં રંક માનવીને, ચઢાવી નાંખતી ખાડે,
જહિંજહિં રાજ્ય તે કીધાં, હૃદયનાં હીર બહુ પીધાં !
વિરહિણી ઝુરતી જ્યારે, સીંચી અમૃત તું ઠારે,
ખલક તુજ વિષમાં જીવે, ન દેખું કોઇ વિયોગે !
તરુવર પંખીઓ રૂડાં, પારધિનાં કર્મ તો કૂડાં;
અજાણે રંક તે ફસતાં, તરફડતાં પ્રાણને ત્યજતાં.
સહુયે ક્રૂર તુજ પાસે, રહ્યાં બંધાઇ, ક્યાં નાસે ?
પ્રબળ છે વેગ બહુતારો, નમે દૂરથી ત્હને સંતો !

( મુંબઇ ) સૌ. બાળી બ્હેન.

## આશાભંગ.

(હરિગીત) રસહીન મ્હારું હૃદય આજે શુષ્ક સઘળું થઇ રહ્યું,
મૃતપ્રાય મ્હારો આત્મ ત્હેનું નૂર છે સૌ વહી ગયું;
છું જીવતી, ના હોંશથી, હું " ભાર કુદરતનો વહું,–
ના વિશ્વમાં કે ઇશમાં શ્રદ્ધા મ્હને રહી !"–શું કરું ?
ઊંચી ઉડે ઉરકલ્પના,: મધુ સૌખ્યમય સૌભાગ્યની,
શૃંગાર, પ્રીતિ, રસભોગની શ્રદ્ધા હૃદયમાં રાજતી;
આનન્દ ને ઉત્સાહનાં સ્વપ્નાં વિશે દિન ગાળતી,
વહી ક્યાં ગઇ સુરસૃષ્ટિ ને, સુખશાન્તિ–સ્નેહવિલાસની ?
ઉત્તમ વિચારે પૂર્ણ, ઉત્તમ પુસ્તકો સન્મિત્ર થઇ,
ઉન્નત વિચારો અર્પતાં, જ્યાં ભાવના સૌ સ્વર્ગની,
હું " વિશ્વને હસતી અને સૌ વિશ્વ હસતું મુજને,"
વાતો કરું હું ભાવનાનાં સ્વપ્નની સહુ ઉચ્ચ જે !
મ્હેં કલ્પના કુસુમો ગૂંથી સુન્દર પછેડી પાથરી,
પણ વિષનાં પ્યાલાં ઢળ્યાં જ્યાં પ્રીતિ–અમૃત ધારતી !
મહામોહવાયુ વાય છે આ વિશ્વને લ્હેરાવતો,
તૂટી જીવનની આશ અન્તે, ભેદ સૌ ખુલ્લો થયો !
સ્વપ્નાં બધાં ઉડી ગયાં, રસચેતના સુકઇ ગઇ,
અમિધારને બદલે હૃદયમાં વિષસરિત વ્હેતી થઇ;
બનિયું જીગર દિસતું હવે જડ, મૂર્ખ, શઠ, ને જીર્ણ છે,
સંસાર કેરા સ્વર્ગ બનવા કેરી આશા વ્યર્થ છે !

પ્રેમી હૃદયનો પ્રેમ, અદ્દ્ભુત આત્મસુખની ભાવના,—
ત્હેમાં વિષયવિષજ્વાળથી દાઝે જગત સ્વાર્થી સદા;
'મ્હારું" કરીને માનનારાનું ન કો પોતાનું છે,
સુખ સ્વર્ગનું નિજકાજ માન્યું, નિશ્ચયે ત્યાં દુઃખ છે!
ક્યાં ભાન્દુમાં છે ભાવ? ક્યાં છે પ્રિયને મન પ્રિયતમા!
ક્યાં લગ્નમાં છે સ્નેહ! ક્યાં છે સ્નેહમાંયે સત્યતા!
સ્નેહી સગાં સહુ સ્વાર્થનાં, ના દુઃખી-નિર્ધનનાં સગાં;
કરવું કશું? કહેવું કશું?—શંકા બધાં છે સ્વાર્થનાં!
પોલું બધું આ જગત, ને બધી દંભસૃષ્ટિ ભાસતાં,
ના સત્ય-નીતિ-ધર્મ હૃદયે, અન્યને દેખાડતા!
સાધુ સદા સંતાપમાં, ખળ દુષ્ટ જગમાં ફાવતા,
ના વિશ્વક્રમ કે ઈશમાં શ્રદ્ધા જતી મન વાળવા.
આ મોહમયીના મોહથી મદમત્ત જ્યાં સહુ માનવી,
શી રીત બન્ધુ ભાવની મીઠી દિલે રહે લાગણી?
હલકાં સદા જ્યાં જીવિત, દૃષ્ટિ દુર્ગુણે, મન સાંકડાં,
મદ-વિષયમાં સહુ અન્ધ, પુષ્કળ દંભ, સ્વાર્થે સૌ ડુબ્યાં!
સંસારના સંતાપ દાવા નલથી દાઝીને હવે,
ફુલકોમળું આ હૃદયડું વિષતમ બનિયું છે ખરે!
હું શું કરું?—ક્યાં જાઉં?—ખુબ મુંઝાઉં!—ઠરવા ઠામ ના
દીસે, જીવન પંખી દહન્તુઃ વિશ્વમાં વિશ્રામ ક્યાં?

( મુંબાઇ. ) સો. વિ.

## પાવાગઢ.

( અનુષ્ટુપ ) ગઇ સ્વજન સાથે હું, પાવાગઢ વિલોકવા;
કલ્લોલે કાપતાં માર્ગો, દૂરથી ગિરિને દિઠો,
( મંદાક્રાન્તા ) જો! જો! બ્હેની! ગિરિ તહીં દિસે!—કે શું અભ્ર છવાયાં!
જાણે મેઘો નિજ રથ લઇ પૃથ્વિમાં આજ આવે;
જોની બ્હેની! ગિરિ શિખરને મસ્તકે શ્વેત બિન્દુ,*
ને ત્યાં પેલો દુર કંઇ દિસે ભદ્રકાળી નિવાસ.
( અનુષ્ટુપ ) ચઢવાનો ગિરિમાર્ગ શ્વેત દોરી સમો દિસે;
સ્પષ્ટ માળા ગિરિ ફેરી સમીપે આવતાં દિસે.
( મંદાક્રાન્તા ) જો! આવ્યું આ સર કંઇ દિસે શીત વારી ભરેલું,
ચાલી ત્યાંહીં સ્વજન સહુને તૃષતા શાન્ત કીધી;
શું આ આવ્યું અધવચ અહીં ભવ્ય આવાસ દિસે,

* પાવાગઢ ઉપર કાલિકા માતાજીનું મન્દિર છે, તે સૌથી ઉંચા શિખરની ટોચ ઉપર છે. તે શિખર એટલું ન્હાનું છે કે ફક્ત મન્દિરજ ત્હેમાં આવી રહ્યું છે. અને ત્હેની આસપાસ ફરતો કોટ સફેદ ધોળેલો હોવાથી દુરથી ઘનશ્યામ હાથી ઉપર રૂપાની સફેદ અંબાડી જેવું દેખાય છે.

વિશ્રાન્તિ લે જનસમુહ જ્યાં "માચી" સૌ કો કહે છે
ઉંચે ચાલ્યાં વન કંઇ દીઠું વૃક્ષ વેલી ભરેલું,
ને શું ઉંચો ગિરિવર હજુ દિસતો ભવ્ય આ તો;
દીઠી કાંઇ ગિરિવર તણી ભેખડો ત્યાં પડેલી,
દીઠી ત્યાંહી 'વીર પુરૂષની ચિન્હશીલા પડેલી.
આહા ! કેવાં કલરવ કરે પક્ષી આંહીં મધુરાં,
ને દિસે છે વન કુસુમ જ્યાં ભાત ભાતે ખીલેલાં;
શોભે કેવી તરૂયુથ સહે વલ્લરીઓ નમેલી.
ને ધામે શું સમીપ વિહરે પુષ્પ સુવાસ રેલી ?

( ઉપજાતિ ) દિઠી ઘણી ખીણ વિશાલ ઉંડી, જે જોઇને ચંચળ ચિત્ત થાતું;
જાણે વિકાસી મુખને ઉભેલી, ન્હાવા જનો જે નિજ પાસ આવે !
પતાઇ કેરો ગઢ કાંઇ દીઠો, ને તોપ છે થોડી હજી પડેલી;
પ્રચંડ શીલા ઘણી ત્યાં પડી છે, જેણે નિહાળ્યા અતિ કાળ પુર્વે.

( અનુષ્ટુપ ) ચઢતી પડતી જેવી, મનુષ્યો તણી થાય છે;
આહા ! જડ વસ્તુનીયે ગતિ તેવી જણાય છે !
પૂર્વમાં એ ગિરિ કેરી ચઢતી પૂર્ણ તો હશે,
અરે રે ! કાળના ચક્રે અસ્તવ્યસ્ત બધું કર્યું !

( ઉપજાતિ ) કોઠાર છે દારૂ તણા ઘણા ત્યાં, જે યુદ્ધને કારણ ત્યાં ભરોતાં;
વળી સરો શીત નીરે ભરેલાં, વિશ્રાન્તિ લેતાં સહુ ત્યાંહી બેસી.
અતિ શ્રમે ચર્ણ ઢીલા થયા છે, ઉંચે કરી દૃષ્ટિ હમે નિહાળ્યું;
સમીપ દીઠું તહીં માત દેરૂં, હર્ષેથી ને ત્યાં ચઢવાજ માંડ્યું.

(આર્યા ગીતિ) મંદીર માંહીં આવી, દર્શન કીધાં કાળીકાજી કેરાં,
ભવ્ય સુમૂર્તિ નિહાળી, લીન થયાં છે હ્રદયો હમ કેરાં.
દીઠો ભાનુ છુપાતો, વિશ્વ બધું એ તિમિરાવૃત કરતો,
દૃષ્ટિ નિચે કીધી, નિરખ્યાં ચંપાવતીનાં ખંડેરો !
દર્શનથી વિરમીને, અદ્ભુત શોભા વિલોકતાં વળીયાં.
ફરી ફરી ગિરિ વિલોકયો, દીઠાં અમો વળી બધે પ્રસર્યાં.

( વડોદરા ) —સૌ. મૃદુલા.

## ૨. स्वजन वियोगः બન્ધુને—

(હરિગીત.) સાંભળી મુજ માંદગી તું નિત્ય પાસે આવતો,
ને સ્નેહને ઉત્સાહથી આ ભગિનીને બોલાવતો;
પણ કોણ જાણે ક્યાં થકી એ તાવ કારી આવીયો ?
નાજુક મ્હારા વ્હાલસોયા બન્ધુને લેઇ ગયો !
એ પુષ્પ મ્હારૂં કોમળું તાને ઉછેર્યું પ્રેમથી,
ચોગમ સુગંધી પ્રસરી જેની સર્વને સંતોષતી;
પણ મંદભાગી બ્હેન દીલીની ખાંથ એક તુટી પડી,

ને પ્રેમઘેલા ભાઇની જોડી અરે, ખંડિત થઈ !
બાલ્ય અને સંસારના કુડકપટથી ત્હેં દુર રહી,
ટૂંકા સમયમાં ઉચ્ચ જીવન ગાળીયું પ્રીતે અહિં;
આશા અમે રાખી હતી, ઉજ્વલ જીવનની બહુ બહુ.
પણ ઇશને પ્રિય થાય છે, જેને જગત્ ચાહે ઘણું !

—ભગિની.

## સ્મરણ.

(હરિગીત.) ઓ ભાઇ ! મ્હારા ભાઈ મ્હારા ! ક્યાં ગયો તું આ સમે !
વીચાર્યું ત્હેં કાંઈ નહીં, માતા પિતા ધૈર્યા દુખે ?
વ્હાલી મુકી રોતી અહીં, શું એ તુંને કરવું ઘટે ?
વારી વિના ઝુરી મરે જ્યમ મીન ત્યમ તે તફડે !
વ્હાલા વીરા ! ત્હેં ભાઈઓને શોકમાં ડુબાડીઆ,
વ્હાલીજ મુકી બ્હેનીઓને દૂર થઇ ચાલી ગયા !
દિનતો ગયા, મહિના ગયા, વર્ષો બધાં ચાલ્યાં જશે,
પણ ભાઇ મ્હારો, રે, ગયો તે તો હવે નાહિં મળે !
ધીરા થઇ રહેવું સદા, નિશ્ચે થયું મનમા હવે;
ઓ ઈશ ! આત્મા એહને શાન્તિ સદાએ આપજે.

—ત્હારી વ્હાલી બ્હેની.

## કરમાયલું કુસુમ.

(લલિત) અરર બાલુડાં ! ક્યાંહરે ગયો ? પ્રિય હૃદયના સ્નેહ વિસર્યો;
વિરહ તાહરો ના ખમાય રે, મધુર બાલુડાં ! શું રીસાયરે !
ગૃહનું રત્ન તું, દિવ્ય મૂરતી, વદન ન્યાળતાં દૃષ્ટી ઠરતી;
કળી ખીલી અને પુષ્પ તો વધ્યું, પ્રસરી ગંધ, ને સૌ સુખી થયું.
મધુર પુષ્પ તે ખેલી હાલતું, જન ઉરે ધરો હર્ષ રેલતું;
પ્રિય કુસુમની કોમળી કળી, ક્રુર કાળના તાપથી બળી !
ખરી પડયું ભુમી કોઇના લહે, તુજ વિયોગથી ચિત્ત આ દહે;
જનનિ વ્હાલી એ પરમ સ્નેહથી, જતન બહુ કર્યું આત્મ ભોગથી.
દીવ્ય રૂપને ગંધ હા ! ગયાં, મૃદુ કુસુમનાં સુખડાં વહ્યાં;
કરમઇ ગઇ કુમળી હાયરે, તુજ વિયોગથી ઉર સુકાય રે.
જગત બાપડું આ શોકીયું દિસે, ધ્રુજિત ત્રાસથી, દીનતા ધરે;
વિમળ જ્યોતિ ઓ બાળ તું ગયો, પ્રભુજી ચરણમાં શાન્ત થઈ વસો !

—સૌ. બળી બ્હેન.

## " ભગિનીના સ્વર્ગસ્થ સુત પ્રતિ શોકોદગાર "

(લલિત.) અરર હાયરે, હાય હાયરે, જીવ બળી અને ખાખ થાયરે;
પુત્ર જન્મનો હર્ષ સ્થાપિયો, દશમ વર્ષમાં કાળ વ્યાપિયો !

અરર ! દેવ તેં કોપ શો કર્યો ? રંક બ્હેનીનો પુત્ર કયમ હર્યો !
માડી તાહરી સ્વસ્થ ના હતી, સેવ પ્રીતિથી તેં બહુ કરી.
માતુ કારણે વૈદને ગૃહે, લાવવા ગયો વીર ! ઔષધિ;
વાર ત્યાં હતી ઔષધિ થતી, સ્નેહિ મીત્રને ઘેર તું ગયો.
બારીએ ઉભો ટેકી હાથને, પલકમાં નિચે તું સરી પડ્યો;
ત્યાં પડ્યો ઉંડો તુજ મસ્તિકે, તજી સહુ કર્યો સ્વર્ગવાસરે !
માની ચાકરી ત્હેં બહુ કરી, ત્હારી ચાકરી નવ થઇ શકી;
હોંશ બહુ હતી ભેટવા ત્હને, નવ બની શકયું શું કરૂં ? સખે !
ભણી ગણી થશે બુદ્ધિશાળી એ, એમ સૌ વદે ભાગ્યશાળીયે;
તુજ વિના અહિં અન્ન ના ગમે, મૃત્યુની મહાવેદના દમે !
રમકડું હતું માત તાતનું, લઇ લીધું વિધિએ છીનાવીને;
વય હતી નહિ તાહરી અતિ, પણ હતી ઘણી બુદ્ધિ તાહરી.
રંક તાતને ધીરજ આપતો, કહી મીઠાં મીઠાં વેણુ શાંતતો;
સહુજ તે ગયું હાય હામરે, પલકમાં થયું સ્વપ્ન, ભાઇ ! એ.
ફુલ તું તો હતું કુમળું હજી, પણ મહેકતું મિષ્ટતા ભરી,
નજર ના દિસે દોષ તાહરા, અરર શું બન્યું ? બધું માહરા !
કાર્તિકે થયો કેર કારમો, "વૈકુંઠ" ગયો ભ્રાત માહરો;
સ્નેહી સહુ કુટુંબી બહુ રડે, ખિન્ન હૃદયી તારામણી વદે.
(ભરુંચ.) સૌ. તારામણી.

## ક્યાં છો ?

(ગઝલ.) અરે વ્હાલા સુશીલ વીરા ! તજી બેની વસ્યા ક્યાં છો ?—
હૃદયને વીર વ્હાલા છો, નયનમાં વીર ન્યારા છો;
ભગીનીને ભુલી જઇને, તજી બેની વસ્યા ક્યાં છો ?
ઉરેથી હું ન ભુલું રે, સદા સ્મૃતિમાંહિ ઝુલું રે;
હૃદય અમૃત ઝરતું રે, તજી બેની વસ્યા ક્યાં છો ?
સદા સંસાર પ્યારો છે, ન જાણ્યો તેને ન્યારો છે;
પ્રીતેથી યાદ લાવો રે, તજી બેની વસ્યા ક્યાં છો ?
જગતને જૂઠ જાણી રે, સ્વરગનું સુખ માણી રે;
દીપકનું તેજ બુઝાવીને, તજી બેની વસ્યા ક્યાં છો ?
આકાશી ચંદ્ર વીરનું છું, પ્રકાશી સૂર્ય વીર તું છું;
કર્યો સંસાર શૂન્ય વત શું, તજી બેની વસ્યા ક્યાં છો ?
સ્વરગમાં પુન્ય છે તાત, જગતમાં નામ પ્રખ્યાત;
કરો સેવા સુશીલ વીરા, તજી બેની વસ્યા ક્યાં છો ?
સદા રહે જે પીતા પાસે, સુશાન્તિમાં નવાવાસે;
જગત બાજી તજી દઇને, તજી બેની વસ્યા ક્યાં છો ?
વિનંતી ઉરમાં ધરજો, સ્વીકારો સ્નેહ મિત્ર ઉરનો:

પરસ્પર પ્રીત ચાખીને; તજી બેની વસ્યા ક્યાં છો ?,
પ્રમાણો વીર ! પત્રી આ, સ્વીકારો સ્નેહ અમ શી ગા;
વિસરશો બેની ના કદિ યે, પ્રભુજી ધામમાં રહીને.

સૌ. કુન્દનબ્હેન.

## પ્રિય પતિનો વિયોગ.

( પેહરવી વનમા વલવલે અંધારી રાત:—એ રાગ )

વ્હાલા વિયોગની વેદના, કહો વસોવું કેમ?
મૂંઝાઉં છું મનમાં અતિ, મુંગાને દુઃખ જેમ. વ્હાલા.
ખાલી લાગે મને ખલ્ક આ, ઉજડ ભાસે આવાસ,
ભુવન ભયંકર દીસે મને, દિલડું છે ઉદાસ. વ્હાલા.
પંખીના બોલ ગમે નહિ, ન ગમે કોઇ વાત,
રાત પડે ગભરાઉં છું, ક્યારે થાય પ્રભાત. વ્હાલા.
દિવસ ઉગે દિલડું બળે, એક વાતે ન ચેન,
ઉનું કે ટાઢું ગમે નહિં, નહિં દિવસ કે રૈન. વ્હાલા.
નાથની નિત્ય નિશાનીઓ, પ્યારા ! વિસરાય કેમ !
પત્ર પ્રીતમ કેરા જોઇને, મન સ્થિર ઠરે ન. વ્હાલા
પ્રભુજી મીલાવજો નાથને, બીજું માગું ન કંઇ,
માનીશ તમ ઉપકાર, રહું, પ્રિય પદમાં સુહાઇ વ્હાલા.

—વિયોગિની.

## શોકોદ્‌ગાર.

(ગઝલ) અહો ઈશ ! તું જગદિશ ! તમે છો તાત ને માત;
દયાળુ દેવ છો આપે, અદલ ઇન્સાફી શાક્ષાત.
તથાપી શું બીજું ભાસે, હૃદય વિચારી વિમાસે !
લીધી પત્ની, સપુત લીધો, લઇ પુત્રી ગજબ કીધો !
જગતના બાગની વેલી, ખીલેલી શુભ્ર ચંબેલી,
સુભાગી પત્ની વ્હાલીએ, ગઇ નિજ ત્રિફળો મેલી,
પતિના પ્રેમને મેલી, ગઇ સ્વર્ગે સહુ પેહેલી;
ફળો નિજ વેરીને નાખ્યાં, પતિએ પ્રેમથી રાખ્યાં.
થયાં વૃદ્ધિ ફળો મીઠાં, અતિ રમણીય તે દીઠાં;
સુવાસે સો થતું રાજી, થયો ના સાથ પિતાજી !
અરેરે, દૈવના યોગે. શિશુ માતુથી વિયોગે
રડાવી તાત અંતરને, ગયાં છાંડી નિરંતર તે !
થયો તું મીષ્ટનો ભોગી, ઉભય બાળો લીધાં લોભી,
કીધો શું કોપ તેં આવો ! પ્રભુથી શું થશે દાવો !
મીઠી વેલી મીઠાં ફુલે, જગતના બાગમાં ઝુલે;
લીધાં તે કાળ પક્ષીએ, રહ્યું ફળ એક પૃથ્વીએ.

તું પ્રીત એવી અવનવી, હું માટ કંઈ કંઇ ધારતી.
ત્હારા વિના ગૃહકાજ આ સુનકારમય સૌ ભાસતું,
ત્હારી કૃતિ, મૂર્તી સદા હું જોઉં ને દીલ દાઝતું;
" મ્હારા અરે આ બાળ ને, ભરથારને ધનધામ સૌ, "
તે મરણુ આવે તોય માયા ચીત્તને મુકશે નહિ.
કર્તવ્ય તે કરવાં સદા, ના ધર્મ છોડી ચાલવું,
કીર્તિ સદા અમ્મર રહે ના દેહ કે એ સ્વાર્થ સૌ,
સત્કર્મ, નીતી, દિલદયા, કલ્યાણ સૌનું સાધવું,
આ વિશ્વમાં અમ્મર રહે, અમ્મર રહે જન નામશું.
છે દેવદાનવ યુદ્ધ જેવું આપણા પુરાણમાં;
મંડાણથી તે અંત લગી છે શ્રૃષ્ટિ સૌ એ રીતમાં,
નીતી અનીતી ઉભયને ના કોઇ દી સાથે બને,
સદ્ગુણ શીર દે માર દુર્ગુણ સર્વદા સહેવા પડે.
મ્હારા હ્રદયમાં ભાવ આ સૌ ઇશ પ્રેર્યો આવીયો;
સંસારના સંતાપથી તવ આત્મને મૂકાવીયો;
આ વિશ્વના વિલાસમાં મહા કલેશ વિણ કાંઇ નથી,
શાન્તી સદા શ્રીનાથ કેરા શરણમાં તું જ્યાં ઠરી.
મુઝાઈ નહિં, પરમેશમાં ચિતરાખીને પરવારી ગઇ,
આ વિશ્વનાં વિલાસ કેરા પાઠ સૌ ભજવી રહી;
તું ઉન્નતિ સાધી ગઇ છે, અવનતી જીવનારની,
સાબરમતીને તીર અગ્નિ શયન કીધું તેં સાધવી!
તુજ સદ્ગુણો સંભારતાં જે સ્નેહનાં અશ્રુખર્યાં,
ભાભી! તને ભેટો મીઠાં તે કુસુમ થઇને સ્વર્ગમાં;
દીનસુખ કરી રડતાં અમે આ નરકમાં ઉભાં રહ્યાં,
તું જીતી જગ ચાલી ગઇ, ગૃહ બંધુનાં સુનાં થયાં!

(મુંબાઈ.) સૌ. વિજ્યાલક્ષ્મી ત્રિવેદી.

---

૩. પ્રભુ સ્તવન. ઇશ્વરની સ્તુતિ.

તોટક). નિશદીન નમું, પ્રભુ! શુદ્ધ મને, કહું પાય પડી, વીનવી તમને;
દીન દાસી તણા, બહુ દોષ હરો, તુજ મ્હેરથી, નષ્ટ સહુજ થશે.
પ્રભુ! જોઉં બધે તુજ ન્યારી ગતી, વદું શું રસના થકી મંદ મતી;
તુજ શીતળ છાંય તળે અમને, વિભુ! રાખ કૃપા વિનવું તમને

(મંદાક્રાન્તા.) જ્યાં જોઉં ત્યાં, સકળ જગમાં, છે ગતી તુજ ન્યારી,
તારી લીલા નીરખી નીરખી, જાઉં હું છેક હારી;
જીહ્વા મારી કથી નવ શકે, તુજ ગુણો અપાર,
સંકટો સૌ દુર કરી પ્રભુ! સત્ય માર્ગે ઉતાર.

(ભાવનગર) સૌ. માલિનીગૌરી.

## ગુરૂસ્મરણ.

(શાલિની) પ્રાતઃકાળે સ્તવી ગુરૂને પ્રણામું, વૃત્તિ રૂડી ચિત્તમાં નિત્ય ધારૂં;
ગુરૂજીનું સ્મર્ણ થાતાંજ વ્યાપે, શાંતિ સદ્યે ઉર આનંદ સાથે.
આપે રૂડું જ્ઞાન તે સર્વ કાળે, ભકતો જેથી આત્મ સ્વરૂપ ભાળે;
વૃત્તિ આસુરી સહૂ દે દબાવી, જુઠા તર્કો શીઘ્ર દે છે જ ટાળી.
પ્રેમે સૂણે ભકતની સ્તુતિ પોતે, સ્વીકારે છે અલ્પ સેવા કરો જે,
ભકતો એ પ્રીતિથી મોહ ટાળે, માટે સેવો તે દયાળુ ગુરૂને.
માગું ભક્તિનું મુને દાન આપો, સારા ગુણો ચિત્તમાં નિત્ય સ્થાપો,
લેજો મુને આ પ્રભુજી ! ઉગારી, તારી વ્હેલાં, સુકૃપાથી ભવેથી.

—સ્વ. સૌ. રતિમન વ્હેન.

---

## પ્રાર્થના.

(હરિગીત) હે દીનનાથ, દયાળ પ્રભુ ! અમપર અમી વર્ષાવજે;
વિદ્યા, કલા ને જ્ઞાન આપી, ઐકતા તું વધારજે,
અમ દેશ-ઉદયના કામમાં સહુ બન્ધુઓ ઉલટ ધરે,
બ્હેનીઓ થઈ સીતા સમી શાણી મદદ પતિને કરે.

(જંબુસર) —સૌ. હીરાલક્ષ્મી કૃષ્ણલાલ દેસાઈ.

---

## વસ્ત્ર હરણ સમયે દ્રૌપદીની પ્રાર્થના.

(પંથી પરદેશીને ચિત્ત સોંપી હું આ મા...લી !-એ રાગ).

વિઠ્ઠલ વ્હારે વ્હેલા વળજો વે...ણે.
(સાખી.) દુર્યોધન, દુઃશાસન, વદતા વિષમય વેણ,
શરસમ ભેદે હૃદયને દેખાયે દુઃખદેણઃ
ભોળા ભીમાગ્રજને જુગટે બાંધ્યા જે...ણે. વિઠ્ઠલ.
" સત્ય વચનની શૃંખલા વહતા પાંચે વીર,
આધીન થઈ ઉભા, અહો ! જ્યમ પિંજરમાં કીર·
નેતો ન્યાય પથે નહિં ચરતાં કહેવુ કો...ને ? વિઠ્ઠલ.
" શું સૂતો છે શ્યામળા ! સુખથી તાણી સોડ ?
દીન દયા દર્શાવજે, દીન દયાળુ ! દોડ
રોક્યા રાધાવર શ્રીકૃષ્ણચન્દ્રને કે...ણે ? વિઠ્ઠલ.
" આધાર મારો એક છો, આ અવનીમાં આપ,
બાળા સાથ બચાવજો, બિરદ તમારૂં બાપ !
આપી આથ સલુણા શ્યામ ! ન આવો શે...ણે ? વિઠ્ઠલ.

—બાળા.

## રટીલે સચરે અચરે રામ!

રટીલે સચરે અચરે રામ, રસીલા રામ, હસીલા રામ,
રટીલે રસના શ્રી ગુરૂ રામઃ રટીલે૦

શ્રીપતિ રામ, ધીપતિ રામ, સુધાસમ રામ, જીવનપ્રિય રામ,
સુખદ શ્રી રામ, પતિ પ્રિય રામ, મંત્રો માત્રનું મૂળ શ્રી રામ; રટીલે૦

સુખમાં વિલાસે; દુઃખમાં દિલાસે, ઉરથી ઉલ્લાસે, પ્રિયકર પાસે,
સ્નેહ સુવાસે, ભાવ ભલારી, તારણ ધારણ નૃહરિ નામઃ- રટીલે૦

જાપે જપતી, ક્ષણ નવ જગતી, સ્નેહે સ્મરતી, ધ્યાને ધરતી,
રંગે રમતી, નેહે નમતી, વિસારૂં કેમ વસન્ત વિરામ ! રટીલે૦

(અમદાવાદ.) —સૌ. વ—

## પ્રભુજી પદમાં પોકાર.

( દોહરા. )

તારો તરણીને ત્હમે, અધમ ઓધારણ નાથ !
રંક તણા રખવાળ છો, દાતા દીન દયાળ !
શરણ ત્હમારું સત્ય છે, અન્ય અફળ નિશ્ચેય,
કુંજ વિહારી, કેશવા ! સમર્થ એક ત્હમેજ.
ત્રિભુવન પતિ ! તારો મ્હને, અહો નાથ ! મુજ મ્હાંય,
વ્રજ લાલા ! કાલા થઈ, વિયોગ નવ દયો ક્યાંય.
સગપણ સાચું શ્યામળા ! આપનું એક સદાય,
શરણે બાલ અનાથ છું, કરજો તાત ! સહાય.

૨.

સંત સેવતા શ્રી હરિ, શ્રી હરિ સેવે સંત,
સંત શ્યામ, બે એક છે, એક સ્વરૂપ અનન્ત.
પ્રભુને ચિન્તા ભક્તની, જંપે નહિં લગાર,
શ્રીહરિ ભક્ત તણા બને, દાસ તણાયે દાસ.
પ્રભુજી ને પ્રભુ ભક્તમાં, દીસતો સ્નેહ અપાર,
ભક્ત વસે ઈશ હૃદયમાં, રહ્યાં લક્ષ્મી પગ પાસ !
પ્રભુ સેવે નિજ ભક્તને, ગણે નહિં શ્રમ—ભાર,
સ્તંભ ફાડીને નીસર્યા, ઉગારવા પ્રહ્લાદ.
પ્રભુજીને નિજ ભક્તનું, થોડું વિપુલ જણાય,
ભક્ત સુદામાના પ્રહી, તાંદુલ હરખે ખાય !
વિદુર ગૃહે ભાજી જમ્યા, ત્યજી ભૂપના ભોગ,

પ્રેમ ભક્તિને વિઠ્ઠલો, માને સાચો ભોગ.
નિર્ધન દુખિયાં, દાસ સહુ, શ્રીહરિનાં જે હોય,
દુઃખ સુખ મન ના લહી, પ્રભુ ચરણે ચિત પ્રોય.

ૐ

ચક્રની ધારે મ્હડવજો, કરજો શ્રીહરિ ન્યાય,
ભલે જગત અન્યાય દે, કરૂં ન કંઈ ચિન્તાય.
શ્રીપ્રભુ ! મુજ માબાપ છો, ભ્રાત, તાત, પરિવાર,
સદ્‌વિદ્યા, ધન, બુદ્ધિ હો, આપ વિના મુજ પ્યાર.
અધમ ઓધારણ નાથજી ! અબળા બાલ હું, તાત !
કૃષ્ણ, કૃષ્ણ જપતી રહું, માગું એજ પ્રિય પાસ
દુઃખ વિદારો જાદવા ! વિઠ્ઠલ વ્હારે ધાઓ,
સન્માર્ગે દીનબાલિકા, સ્નેહે દોરી જાઓ.
કષ્ટ, વ્યાધિ, ચિન્તા થકી, તારીને પણ નાથ !
નરહરિ ! આ અબળા ઉરે, સદા કરો પ્રિય ! વાસ.

(મુંબાઇ.) —સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી.

---

૪. ધર્મસુબોધ.

## દેશ પ્રીતિ.

( સદા સંસારમાં સુખ દુઃખ સરખા માની લઈએ એ રાગ )

વસે શું હિન્દમાં એવા કો મુડાત્મા હરામી,
ન કહ્યું મુખથી એકવાર "આ મુજ માતૃભૂમી" !—વસે શું !

(સાખી) હતા સિંહ મુજ દીકરા, અર્જુન ભીષ્મ સમાન,
પાક્યા આજે દિપકા, રાખે વ્યર્થ ગુમાનઃ
હતી હું પૂર્વે દેવી, આજે મારી શી દશા છે.
ન જાણે જે નરો તેની છે કાયા હાં...નકામી ! વસે શું !

( સાખી) યજ્ઞ અગ્નિના ધુમ્રથી શુદ્ધિ પામતા જેહ,
આજે તમાકુ ધુમ્રથી ભ્રષ્ટ કરે છે દેહ !
જીવે જેમ પાણી પોરા, તેવી કાયા તે ગુમાવે,
ખરેખરા ભાર છે, એવા નરો અવતાર પામી ! વસે શું !

(સાખી) રામ, કૃષ્ણ, હાં– ક્યાં ગયા ? ક્યાં તે ઋષી સન્તાન ?
વસીષ્ઠ, કશ્યપ, અંગીરા, જે મુજ નેત્ર સમાન.
મંત્રને તત્રોથી મારી, કાયા રક્ષણ જ્યાં થતી'તી,

બની હું વ્હેમનું ભક્ષણ, અબળ આ થઇ હું કેવી ?
વસે શું હિન્દમાં એવા કો મુદાત્મા હરામી ?
ન કહ્યું મુખથી એકવાર " આ મુજ માતૃભૂમી !"

(જવાશિયા.) —સૌ. બાલુબા સાંગણવાવાળાં.

## ભામિનીભૂષણ.

(રાગ મલ્હાર.) સખી ! આવોરે, ગરબે રમો સહુ સ્નેહથી,
શણગારો રે, નીતી તણા ધરો નેહથી.
પ્હેરો સાડીરે, રે, શીયળની બહુ શોભશે;
સદાચારની રે, કંચુકી બહુ ઓપશે,
હસ્ત કંકણરે, સત્યતણાં ધરજો, સખી !
ડરવું નિશ્ચય રે, પાપી મનુષ્યને નીરખી,
પાયે નુપુર રે, દયા તણાં પ્હેરી ફરો;
નાકે નથની રે, હર્ષથી સુનીતીની ધરો,
જુઓ પૂર્વે રે, સીતા, દમયંતી થઇ સતી,
ગુણો તેવા રે, ધરવા થજો આતુર અતી.
ફેલાશેરે, સુવાસ કીર્તીની જગવિષે,
જો કરશોરે, સતકર્મ તો રૂપ દીપશે,
શ્વેત હોય છે રે, ગર્ધવ પણ તે શું કામનાં !
યારો સદ્ગુણે રે, શ્વેત તો સાધશે નામના.
નમી નિત્યે રે, બ્હેનો ! વીનવીએ શ્રી પ્રભુ:
સદા રાખે રે, સૌભાગ્ય સુખમાં એ વિભુ,

(ભાવનગર.) સૌ. માલિનીગૌરી. મ. દેસાઈ.

## અભીમાની જીવને સંબોધન.

(ઝુલણા) શું આજ સુતો ખાટલે પરવશ બની થઇ બાપડો ?
કરતો હુકમ જે લાખને તે થઇ ગયો કાં રાંકડો ?
ભાઇ મુસાફર ! હાલ તારો હાલ આ કોણે કર્યો ?
જો જો વીચારી જીવ તું મોયાજ પરનો થઈ પડયો !
મારીશ ને તોડીશ એવો ગર્વ તારો કયાં ગયો !
તુજ અંગનો સૌ રંગ આખો કેમ ને શાથી પડયો?
ક્ષણ વારમાં આ મામલો સહુ કેમરે બદલી ગયો ?
જો જો વીચારી જીવ તું મોયાજ પરનો થઇ પડયો !

દિન રાત ના વ્યાપાર તારા રે બધા અટકી પડ્યા,
તુજ ઢંગ ને નખરાં બધાં તે સ્હેજમાં લટકી પડ્યાં !
મનના મનોરથ સર્વતો મનમાં અરેરે રહી ગયા,
અધવચ રહ્યા સઊ આદર્યાં, પરવશ બહુજ મની રહ્યા.

અક્કડ અને ફક્કડ થઇ, ફિકો બહુ રાખી ફર્યો,
અભિમાનમાં મરડાઈને તુજ ભાન સઊ ભુલી ગયો;
પણ આજ છક્કડ કાળની લાગી, પડ્યો તું ખાટલે,
*રે જીવ ! કંઇ વિચાર તારી શી સ્થિતિ છે જગ વિશે !

નિરખી દશા અવળી સગાં સ્નેહી બધાં મુખ મરડતાં,
અફસોસ કે આવા દગા દેખાય છે આ જગતમાં !
સઊ સ્વાર્થિ આ સંસાર છે, નાચે નચાવ્યો સ્વાર્થના,
પર અર્થમાં નિજ સ્વાર્થ દેખે એજ નર વિરલો ખરો.

જડ જાુને સમજાવવા શિક્ષા તને બહુ થઇ હતી,
સમજ્યો નહીં તો આમ પાછો માર ખાધો દુર્મતિ !
સમરે હવે જગનાથ તો એ સત્યપંથ બતાવશે,
મદદે ચડીને સર્વ સંકટ જાળમાંથી બચાવશે,

એ સ્હાય વિણ તું સમજજે ગાડું પડે અટકી અહીં,
તું તો જરા જલબિંદુ જેવો આ મહાસાગર મહીં;
શી શક્તિ તારી, જ્ઞાન તારૂં ? શું અરે, તું કરી શકે ?
સો થાય ધાર્યું એ ધણીનું ! વ્યર્થ કાં રવડી મરે !

વ્યાધિ, જરા ને જન્મના ફટકા હમેશા રે લખ્યા !
કડવા પ્રસંગોથી નવું કંઇ જ્ઞાન મેળવજે જરા;
જે પ્રેમથી જીવિત ધારે, વિશ્વમાં વ્યાપી રહ્યો,
બ્હેની સકીના ! પ્રેમ એ નિર્મળ મહીં જાજે ભળ્યો.

(૬૨૭—મુંદ્રા) —બ્હેન સકીનાબાઇ અબદલાભાઈ.

---

## સખીઓને બોધ.

(ઓધવજીના સંદેશાનો રાગ)

વ્હાલી સખીઓ ! ધર્મ સતીના પાળવા,
જેથી થાએ આત્માનો ઉદ્ધાર જો,
આ જગ સ્વર્ગસમુ સુખસ્થાનક થાય છે,

---

* ખાટલે પડેલા એક જીવને ઉદ્દેશીને આ કહિત છે

જો પતિ પ્રેમે પરમાનન્દ મનાય જો. —વ્હાલી.

પતિએ પ્રેમ તણું સ્થાનક છે આપણું,
તેનાથી છે ઉજ્વલ કાયા નિત્ય જો,
તન મન ધન પતિ પદમાં પ્રેમે સોંપિને,
શરણે રહીને સાથે રહેવું નિત્ય જો, —વ્હાલી.

પતિ સુખમાં સુખ માનો દુઃખમાં દુઃખી,
પતિ એ જાણો સુખકારી સંસારજો,
અન્ય સગાં છે સ્વાર્થ તણા તો સીંદરી,
જેમાં હોયે કાંઇ કદી નવ સરજો. —વ્હાલી.

પતિના પ્રેમે રાજ્ય સુખોને પરહરી,
વનમાં કીધો વાસ પતિની સાથજો;
કીર્તિ તો ઝળહળતી આજ પ્રકાશતી;
સીતામાતા કેરી સતીઓ માંહ્ય જો. —વ્હાલી.

(ભાવનગર) —સૌ. મહાલક્ષ્મી પાઠક.

---

## સખીઓને શીખામણ.

(રાગ—પુનમ ચાંદની, એ.)

બેનો ! સદ્‌ગુણની સાડી પ્રીતે પહેરજો રે,
જેથી કીર્તિ કેરો ઉભરાશે ભંડાર. —બેનો.

(સાખી) સાડી સદ્‌ગુણની ધરી, દુર્ગુણ કરજો દૂર,
સ્વામીની સાથે વશી, સતીપદ ધરજો ઉર;
બેનો ! ચન્દ્ર કપાળે કુમકુમનો શોભાવશોરે,
શોભે હરતી દંતનાં કંકણ સુન્દીર. —બેનો.

(સાખી) પતિ પરમેશ્વર પૂજીને, પતિવ્રત ધરશો મંન,
આભૂષણ શીયળ તણાં, શોભે સુન્દરી અંગઃ
બેનો ! આનંદે પતિપ્રેમે વ્રત શુભ પાળજો રે,
જેથી નામ તમારૂં અમર થશે સતી સાથ. —બેનો.

(સાખી) પતિ ભક્તિ અંતર ધરો, સહનશીલતા સાર,
શ્રદ્ધા, દયા, સુનિતિ, ને ધરો પ્રીતિ ઉર હાર;
બેનો ! પતિઆજ્ઞામાં રહીને, જીવન ગાળજો રે,
મળશે તેનાં મીઠાં ફળ સત કીર્તિ હમેશ, —બેનો.

—સૌ. કુન્દન બ્હેન.

# रमणीमणिमाला.

## મહારાણી પદ્માવતી (પદ્મિની.)

આજે ઘણોજ કોલાહલ થઇ રહ્યો છે. હજારો શૂરવીર રજપૂતો અંગ ચાઅંગી સજ્જ થઇ મુછપર તાલ લગાવી રહ્યા છે. ભીડ વધતી જાય છે. જરાં જરામાં ક્રોધથી કોઈ કોઇ કંઇ ભડકી જાય છે, અને વળી કોઇ કોઇના હાથ તો તલવારની મૂઠ સુધી ચાલ્યા જાય છે! કોઇ વળી આનંદમાં છે. અને કોઇ વળી કોઇ પોતાની પાઘડીના પેચ સંભાળે છે. આ પ્રમાણે સારા રજપૂતો કોઇ આક્રમણ માટે તલપાપડ થઇ ગયા છે, પરંતુ મહારાણા ભીમસીંહજી કંઇ ગુઢ વીચારમાં તલ્લીન દેખાય છે. અને કોઇની પણ વાત તરફ ધ્યાન આપ્યા વિના સીંહાસનપર વિરાજમાન છે.એવામાં એક સૈનિક પરસેવામાં બોળાયલો મારતે ઘોડે આવ્યો, અને હાંફતે સ્વરે મહારાણાની જય પોકરાવી બોલ્યો, " આજના યુદ્ધમાં આપણો જય થયો છે. શત્રુ–યવનની સેના પીઠ બતાવી નાસી ગઇ છે. જો નાસી ગઇ ન હોત તો રણક્ષેત્રમાં સઘળું શત્રુદળ શીર વગર અટવાયું હોત."

આ શુભ સમાચાર સાંભળી રજપૂતો માંહોમાંહે બોલવા લાગ્યા, કે કાયર અલાઉદીન આખરે હાર્યો ધીક્કાર-છે તેને, પણ તેને તો શરમજ નથી! વારંવાર હારે છે, છતાં દુષ્ટતા છોડતો નથી. પણ હવે તો ચીતોડની આજુબાજુ નહી ફરકશે.

દૂતના સમાચાર સાંભળી તથા રજપૂતોની માંહોમાંહેની વાત સાંભળી મહારાજ કંઇ શોકથી બોલ્યા, " મુસલમાનોનો વીશ્વાસ નહી, છલ-કપટ અવસ્ય કરશે." એટલામાં એક દૂત અલાઉદીનનો પત્ર લાવ્યો. પત્ર વાંચતાં મહારાણા ભીમસીંહ ક્રોધથી પત્રને ફેંકતાં લાલચોળ આંખથી બોલ્યા, " શરમ! હજુ પણ દુષ્ટનું આવું સાહસ! શું હજુ પણ તેના માથામાંથી ગરમી નથી ઉતરી!

ચારે તરફથી "શું છે! શું છે!" ના અવાજ નીકળ્યાઃ એક સૈનિક પડેલો કાગળ વાંચી બોલ્યો." નીચ પાપી લખે છે કે જો મહારાણીજીનું દર્શન આરસા દ્વારા પણ તેને કરાવવામાં આવે તો તે દીલ્હી પાછો ચાલ્યો જશે." બસ બાકીજ શું. રહ્યું! આખી સભા સીંહનાદથી ગર્જી અને આવેશમાં ઘુમવા લાગી. આ સમાચાર મહારાણી પદ્માવતીને પહોંચાડવામાં આવ્યા. જેના જવાબમાં શૂરવીર મહારાણીએ મહારાજશ્રીને કહાવ્યું કે " અલાઉદીનની પ્રાર્થના સ્વીકારી લો. અને એટલી મારી વિનંતી ધ્યાનમાં લઇ, મારે લીધે શૂરવીર રાજપૂતોનો વધ થતો અટકાવો." આ પ્રાર્થના સાંભળતાં આખી સભાએ મસ્તક ઝુકાવ્યાં. મહારાણાએ ચારે તરફ નીહાળ્યું, અને ફરીથી સીંહાસનપર બેસી ગયા. કંઇક વિચાર બાદ બોલ્યા, " ઠીક, તેમ થવા દો."

મહારાણી પદ્માવતી સીંહલદ્વીપના રાજાના કુંવરી હતાં. જે ઘણાજ સૌંદર્યવાળા હતાં. બધા ભારતવર્ષમાં તેમની ખ્યાતી ગવાતી હતી. ભરતખંડમાં સીંહલદ્વીપની સુંદરતા બહુજ વખણાય છે, તે આ મહારાણીને લીધે એ કહેવતરૂપ થઇ પડી છે. કદચીત કોઇ સુંદર હોય અને તેની જો પ્રશંસા કરવી હોય તો ટુંકામાં કહેવાય છે કે " એનો સીંહલદ્વીપની રાણી છે, અને અહીંજ માત્ર સુંદરતાની પ્રશંસાનો અંત આવી જાય છે. મહારાણી પદ્માવતીનાં લગ્ન મહારાણા ભીમસીંહ સાથે થયાં હતાં, જે ચીતોડના રાજ લક્ષ્મણસીંહના

કાકા થતા હતા, અને લક્ષ્મણસીંહ બાળક હોવાથી સઘળો રાજ કાર્યભાર પોતેજ ચલાવતા હતા. એ સમયમાં અલાઉદીને પોતાના કાકા જલાલુદીન કે જેણે તેને પાળીપોષી મોટો કર્યો હતો તેને મારી નાંખ્યો અને પોતે ગાદીપર બેઠો. મહારાણી પદ્માવતીની અજોડ સૌંદર્યતા સાંભળી, મોટી સેના સાથે તે ચીતોડપર ચઢી આવ્યો. પરંતુ બહાદુર ચીતોડી રજપૂતો આગળ હારતાં હારતાં આખરે થાકી વિનંતીપત્ર દ્વારા કહાવવા લાગ્યો કે તેને માત્ર મહારાણીજી પદ્માવતીના દર્શન આરસા દ્વારા કરાવવામાં આવે તો દિલ્હી તે પાછો ચાલ્યો જાય. જે વિનંતીને મહારાણીજી તરફથી અનુમોદન અપાતાં માત્ર અલાઉદીનને એકલાને ચીતોડમાં દાખલ કરવામાં આવ્યો.

અલાઉદીન દાખલ થયો તે પહેલાં તેના ખાસ હજુરીઓએ તેને ચેતાવ્યો કે એકલા દુશ્મનના ઘરમાં જવું સહીસલામતી ભર્યું નથી. જો વખતે કંઇ ન ઇચ્છવા જેવું બને તો હમે શું કરીશું?–વીગેરે કહી ભય બતાવ્યો. પરંતુ અલાઉદીન તે સર્વના કહેવાનો ઉપહાસ કરી બોલ્યો "તમે સઘળા મૂર્ખ છો. શું તમને મારા કરતા, વધારે અક્કલ છે ? હું રજપૂતોને સારી રીતે ઓળખું છું. તેઓ કદી પણ દગો કરી શકશે નહી. તમે નાહાપકો સમજ્યા વિનાજ મારી વાતમાં શક ઉઠાવો છો ?" સર્વ ચૂપ રહ્યા.

અલાઉદીન ચીતોડમાં ગયો. જે શત્રુને રજપૂતો દાઢમાં કચકચી રહ્યા હતા, તે આજ તેમનો અતીથી હતો. સર્વેએ હથીઆર છોડી દીધાં અને તેને સત્કાર આપ્યો. કેમકે તેણે રજપૂતોનો આટલો વિશ્વાસ કર્યો છે. આરસા દ્વારા મહારાણીને તેણે જોઇ, તે "વાહ વાહ" બોલી ઉઠયો, અને જે પ્રશંસા માત્ર સાંભળી હતી તેના કરતાં પણ વધુ સૌંદર્યતા તેણે જોઇ. કોઇ દીવસ મહારાણી પદ્માવતીને બેગમ બનાવવાનો નિશ્ચય કરી અલાઉદીન પોતાના સૈન્યમાં જવા નીકળ્યો. થોડેક દૂર સુધી મહારાણા ભીમસેન તેને વળાવવા ગયા. પરંતુ થોડે સ્થાનપરથી મુસલમાનો આક્રમણ કરી મહારાણાને પકડી બંદીવાન તરીકે લઇ ગયા;જે સમયે મહારાણા બોલી ઉઠયા, "હે નીચ, કાયર, અલાઉદીન ! શું રજપૂતોના પવિત્ર વિશ્વાસનો બદલો આ પ્રમાણે આપે છે ?" અલાઉદીને કહાવ્યું "જ્યાં સુધી પદ્માવતી મારી પાસે નહી આવે ત્યાં સુધી ભીમસેન છુટો નહી થઇ શકશે."

આખા ચીતોડમાં મુસલમાનો કપટી કાર્યની ખબર વીજળીની ઝડપે ફેલાઇ ગઇ, અને સાથે સાથે પાપી અલાઉદીનના તિરસ્કાર યુક્ત વાકયની ખબર પણ પથરાઇ ગઇ. શૂરવીર રજપૂતો હથીઆર સાથે પોતપોતાના ઘરમાંથી બહાર પડયા, શું મેવાડની લક્ષ્મીનો ઉપભોગ મુસલમાન અલાઉદીન કરશે ? શું વીર રજપૂતોની નસોનસમાં પવીત્ર આર્યલોહી નથી વહેતું ! શું તેઓની વીજેતા તલવારો યવન સૈન્યનો ધ્વંસ કરી મહારાણાજીને નહી છોડવશે ? આ અને એવાં વાકયો બોલતા સર્વે ક્રોધથી લાલચોળ બની ગયા હતા. લાખો યવનસેના શૂરવીર સહસ્રાવધિ રજપૂતોના તેજમાં બળી ભસ્મ થતાં શું વખત લાગશે !–વીગેરે સમાચાર મહારાણી પદ્માવતીના કાન સુધી ધીરે ધીરે પહોંચ્યા. આ સમયે પદ્માવતીના કાકા તથા તેમના ભાઇ ચીતોડમાં રહેતા હતા. તેઓ જેટલા બહાદુર હતા તેટલા સમજદાર પણ હતા. તેમની સાથે પદ્માવતીએ ખાનગી મસલત કરી, અને અલાઉદીનને લખી મોકલ્યું કે "હું તમારી છું, હું દીલગીર છું કે મારે માટે તમારે આટલું દુઃખ વેઠવું પડયું, હવે હું તમારી પાસે આવુંછું, પરંતુ જેમ તમે બાદશાહ છો, તે પ્રમાણે હું પણ એક કીર્તિવંત

કુળની રાજકન્યા છું. તેથી મને તમારા તંબુ સુધી પહોંચાડવાને મારી સાથે ૭૦૦ સાહેલીઓ ડોલીઓમાં બેસી આવશે, જેનો યોગ્ય સત્કાર તમારા તરફથી થવો જોઇએ. કોઇ પણ મુસલમાન ડોલી પાસે આવવો નહી જોઇએ, નહીં તો અંતઃપુરના નીયમનો ભંગ થએલો ગણાય. હવે ચીતોડનો ઘેરો ઉઠાવી લો, હું તો ખરેજ તમને મળવાને ઘણીજ આતુર થઇ રહી છું."

આ પત્ર મળતાં અલાઉદીન ખરેખર નાચવા લાગ્યો, કારણ તેની ઘણા દીવસોની આશા આજે પૂરી થશે, અને પરીઓ કરતાં પણ વધારે રૂપવતી પદ્મીની, કે જેને માટે આટલું દુઃખ વેઠવા, છતાં પણ આખરે નીરાશ બન્યો હતો, તે ખુદ પોતેજ, તેની પાસે ચાલી આવે છે ! નાચરંગનો હુકમ થઇ ગયો અને તંબુઓ શણગારવામાં આવ્યા. અલાઉદીન ખુબ ખુશીતનીને બેઠો. પરંતુ તે મુઢ નીર્બોધ અત્યાચારીને એટલી ખબર નહોતી, કે એક બહાદુર પવીત્ર હીંદુ અબળા પ્રસંદ કરશે છાતીમાં છરી ભોંકવાનું, અગ્નીમાં બળી ભસ્મ થવાનું, અને ઝેરનો પ્યાલો પીને મરણ શરણ થવાનું, પરંતુ નહી કરશે સ્પર્શ પરપુરુષના શરીરનો ! તે એમ સમજતો હતો કે હીંદુ સ્ત્રીઓ પણ તેને ત્યાંની સ્ત્રીઓ જેવી દુરાચારી હશે, અને થોડા વૈભવની લાલચે તેના તાબામાં આવનારી ! તે મૂર્ખ વીચારવા લાગ્યો કે શું પદ્માવતી બાદશાહની બેગમ બનવાનું પસંદ નહોતી કરતી ? અવશ્ય કરતી હતી. પરંતુ ભીમસેનના ભયથી તેમ જણાવી શકતી નહોતી. હવે તે સ્વતંત્ર છે એટલે તેણે પોતાના વીચાર ઝટ પ્રગટ કર્યો. પણ હે નરાધમ અલાઉદીન ! જો, અને સંસારની રચનાથી શીક્ષા લે ! હીંદુસ્થાનના લોકો સાવધાન થાઓ ! મહારાણી પદ્માવતી સાચી ક્ષત્રીયાણી હતી, તેણે મ્લેચ્છ જાતીમાં કંઇ જન્મ લીધો નહીં હતો. કાયર અલાઉદીનના મનના મનસુબા મનમાં રહી ગયા. મહારાણી પદ્માવતીની સાથે આવનારી ૭૦૦ ડોલીઓમાંથી પ્રત્યેકમાં ૭ ૭ શૂરવીર રાજપૂતો પોતાના પ્રાણ સમાન મહારાણા ભીમસેનને છોડવી લઈ જવા, હથીઆર સાથે શત્રુદળની બરાબર મધ્યમાં પેશી ગયા. ખરે કપટીઓ માટે કપટજાળજ પાથરવી જોઇએ. ભીમસેનને મહારાણીના આગમનની ખબર આપી. ફુલી રહેલો અલાઉદીન નહોતો જાણતો કે એક રજપૂત રમણી જો ચાહશે તો તેની ( અલાઉદીનની ) પાસે એક એવો ખેલ ભજવાવશે, કે જે હંમેશ ઇતીહાસના પાનાં શોભાવશે.

મહારાણીની ઇચ્છાનુસાર પોતાના આગલા પતીની સાથે પોતાને મળી લેવાને અડધા કલાકની છુટ મળી, કે જેથી તે મહારાણા ભીમસેનથી હમેશને માટે છુટી થઇ જાય. મોટી કનાતના ડેરામાં ડોલીઓ ધીરે ધીરે ઉતરવા લાગી.

અંતે બંદીખાનામાં મહારાણા ભીમસેન પગમાં લોખંડી મજબુત બેડીઓ સાથે એક હાથે પોતાની આંખોને ઢાંકી બીજે હાથે ક્રોધને દબાવતાં, મહારાણીને પોતાની પાસે આવતા અટકાવતો ઉભો છે. મહારાણી પદ્માવતી હાથ જોડી મસ્તક નમાવતી આગળ વધી જ્યારે ઘણીજ પાસે આવી ગઇ, ત્યારે મહારાજાએ દાંત કચકચાવી કહ્યું, " કુળ કલંકી જા ! દુર જા, મારા મરતા શરીરપર ઝેર નાંખવા આવી છે ! " પદ્માવતીએ ઝટ છુપાવેલી કટાર કાઢી કહ્યું "પ્રાણનાથ ! આ વાત કરવાને સમય નથી, પછવાડેથી સઘળું વીદીત થશે" એમ કહી તે લોહાની બેડીઓ કાપવા લાગી. મહારાણાને હવે સમજ પડી. પદ્માવતી સીસોદીઆ કુળને કલંક લગાડવા નથી આવી, પરંતુ તે પોતાની કીર્તિ વધારવા આવી છે. વધારે સમય લાગવાથી અલાઉદીન વ્યાકુળ બન્યો અને શંકાશીળ થયો, અને ક્રોધ કરી કારાગ્રહની આજુબાજુ તે તપાસવા ચાલી આવ્યો. જેવો તે બંદીખાના નજદીક આવ્યો કે તરતજ વીર રજપૂતોએ ધમારો કર્યો, તેની

સાથે પણ થોડી સેના હતી. પરંતુ તે વખતે જો તે જીવ લઇ ન નાઠો હોત તો તે સીધો યમપૂરી તરફ જાત; અને સમસ્ત ભારતભૂમી તેના પાપ કર્મથી બચત. પણ નહીં, તેમ ક્યાંથી થાય ! હજુ પણ આર્યભુમીને અનેક સંસ્કાર તેને હાથે વીતવાના હતા. તેથી તે દુષ્ટના પ્રાણ બચી ગયા.

અલાઉદીનની છાવણીમાંથી બે તેજી ઘોડાઓ બહાર નીકળી પડયા છે, જે પર બે સ્વાર વીજળીની ત્વરાથી દોડયા જાય છે. અલાઉદીનની હોંસ કોંસ ઉડી ગઇ. તેની બધી આશા નષ્ટ થઇ ગઇ. તેનો શીકાર મહારાણા પણ છટકી ગયા. તરત યવનસેના પાછળ દોડી પરંતુ વીર સ્વારો પાછળ રક્ષાર્થે માટે દોડતા, ડોલીમાના રજપૂતોએ વીરતાથી યવનસેનાને રોકી. ક્યાં સુધી કે જ્યાં સુધી તે બન્ને સ્વારો–મહારાણા ભીમસેન અને મહારાણી પદ્માવતી–ચીતોડ આવી પહોંચ્યાં. ઘણો હર્ષનાદ જાહેરમાં ફેલાવ્યો. "હીંદુ પતીની જય, આર્યવંશની જય, ક્ષત્રીય કુલની જય; હરહર મહાદેવ !" વીગેરે નાદોથી શત્રુઓના હૃદય કંપી ઉઠ્યાં. પેલી ડોલીવાળા રજપૂતો પાછળ યવનસેના સાથે લડતાં લડતાં રણભૂમીમાં પડયા. પોતાની રક્ષા કરતા કરતા બાકી કેટલાક ચીતોડમાં આવી પહોંચ્યા. મહારાણીનો ભાઇ–વાદળ–પોતાની કાકી પાસે લોહીથી તરબોળ થએલો આવી ઉભો. કાકીએ કહ્યું. "હું સર્વ સમજી ગઇ છું, પણ કહે કે મારા સ્વામીએ રણક્ષેત્રમાં કેવી રીતે પ્રાણ ત્યાગ કર્યો ?" વાદળ બોલ્યો "માતા, બહુજ વીરતાથી યવન દળનો સંહાર કર્યો છે. સેંકડોને ધુળ ચાટતા કરી સર્વ સેનાને ચકીત બનાવી, ઘાસની માફક યવનદળ તેની વીજેતા તલવારથી કપાઇ ગયું છે. સીંહની માફક ગર્જી ગર્જી સહસ્ર મુસલમાનોને કાપી બીછાના જેમ પાથરી તેઓ રણભૂમીમાં પડયા છે." તેની કાકીએ ફરી પૂછ્યું, "બેટા ! એકવાર ફરીથી કહો કે મ્હારા સ્વામીએ શું શું કૌતક કર્યું છે !" "માતા ! તેમણે પોતાની કીર્તીથી યવનદળને કંપાયમાન કર્યું છે. શૂરવીર ક્ષત્રીનું કુળ શોભાવ્યું છે, માતૃભૂમીના ઉદ્ધાર માટે પ્રાણ સાટે લડતાં લડતાં સ્વર્ગમાં સીધાવ્યા છે !"

ચીતા ખડકી તે સ્ત્રી બોલી, "મારા સ્વામી ! મારી રાહ જોઇ અકળાતા હશે." એમ કહી પોતાના બાલ ભત્રીજાને ઉચકી, વહાલથી મસ્તક પર ચુંબન કરી સ્વર્ગે ગઇ.

ચીંતાગ્રસ્ત થએલો અલાઉદીન વીચાર કરે છે અને બબડે છે, "અફસોસ ! મારી અક્કલ બહેર મારી ગઇ છે. પણ ઠીક છે, જ્યાંસુધી ચીતોડને ધુળમય બનાવી પદ્માવતીને નહિ લઇજાઉં ત્યાંસુધી ખાવું પીવું હરામ છે." ફરીથી મોટી સેના જમાવી ચીતોડને ઘેર્યું. હાય ! હવે ચીતોડની કોણ રક્ષા કરશે ! શું આ પવિત્ર સ્થળ યવનોથી અપવીત્ર બનશે ! શું સનાથ ચીતોડ અનાથ બનશે ? નહી. નહી, કદાપી નહી. જ્યાં સુધી ચીતોડમાં એક સ્ત્રી પણ જીવતી હશે ત્યાં સુધી યવનના હાથમાં ચીતોડ નહિ જાય ! વીર બાળકોને રણ તીલક કર્યાં, વીરપતીઓની કમરે તલવાર લટકાવી. અને વૃદ્ધ સ્ત્રીઓએ આશીર્વાદ આપ્યા, "પૂત્રો ! જાઓ, દેશને ખાતર નિર્ભય થઇને લડો અને દુશ્મનો પર ક્ષત્રી કુળની છાપ પાડો." વીરમાતાઓએ પૂત્રોને વળાવ્યા, સતી પત્નીઓએ આવી ભેટ આપી, અને શૂરી બાળકન્યાઓએ મધૂર રણગીતથી સર્વને પ્રફુલ્લીત બનાવ્યા. આહા ! કોણ ભાગ્યવતી માતાની કુખમાં તે જન્મ્યો હશે કે જે આજે રણગંગામાં સ્નાન કરી પોતાની માતાનું ગૈરવ વધારશે ? આજ પ્રકારે પત્ની કન્યા અને ભગીનીઓ ઉમંગ સાગરમાં ઝબોળાઇ હર્ષ ઘેલી બનતી હતી. આવેશમાં આવેલા રજપુત વીરો બહાર નીકળી પડયા. ભીષ્મ યુદ્ધ શરૂ થઇ ગયું. અલાઉદીને ચારે તરફ ખાઇ ખોદાવી દીધી અને ચીતોડને ઘણીજ સા-

વધાનીથી ઘેરી લીધું. ઘણા દીવસ સુધી યુદ્ધ ચાલ્યું. હજારો રજપૂત વીર દરરોજ પડતા હતા પરંતુ યવનસેના ઘેરો ઉઠાવી નહી ગઇ. રજપૂતો કરતાં યવનદળ વધુ સંખ્યામાં પડયું પરંતુ નવું અને નવું સૈન્ય મંગાવી અલાઉદ્દીન ત્યાંનો ત્યાંજ પડયો પાથર્યો રહેતો હતો.

" નહી, નહી " અગીઆર મુખોમાંથી અવાજ નીકળ્યો, " જ્યાંધી અગીઆર નાના બંધુઓ જીવે છે ત્યાં સુધી મોટાભાઇ પ્રાણ સમર્પણ નહી કરી શકશે." આજે બધા રાજકુમારોમાં એ તકરાર ઉઠી છે કે પ્રથમ કોણ મરે ? સર્વથી મોટાભાઇ અોરસીંહએ કહ્યું " હું સર્વથી મોટોછું. મને સર્વથી હરેક કાર્યમાં શ્રેષ્ઠ અધીકારો છે તો રણભુમિમાં પ્રથમ મનેજ ઝઝુમવાદો.' "એમ કદીપણ થશે નહી. લઘુ ભ્રાતાઓ મોટા ભાઇઓનાં મરણ જોઇ શકશે નહિ. " " તો બસ ખલાસ ! " સૌથી નાનો ભાઇ બોલ્યો " મ્હારાથી શરૂ થવું જોઇએ,- હું પ્રથમ રણભૂમીમાં મારી આહુતી આપીશ. " આખરે સમાધાન થયું કે સર્વથી મોટા રાજકુમારે લડવા પ્રથમ જવું. પહેલો-સૌથી વડીલ રાજકુમાર લડાઇમાં ગયો, ઘવાયો, મર્યો. બીજો વારો તેનાથી નાના-અજયસીંહનો આવ્યો, પરંતુ મહારાણાનો તેનાપર અત્યંત પ્યાર હોવાથી, તેને નહી મોકલતાં તેનાથી નાનાને મોકલ્યો. આમ એક પછી એક શૂરવીર બાળકો-રાજકુમાર-કપાયા-મૂઆ. બાકી રહેલ, અજયસીંહને જંગલોમાં ભીલના આશરા નીચે છૂપાવવામાં આવ્યો, કે જે કૃતઘ્ન ભીલ જાતીની મદદ મહારાણા પ્રતાપસીંહને પણ મળવાની હતી એ મહારાણાએ એક વખત પોતાના સામતો-ભીલ વીગેરેને કહ્યું હતું કે તેઓએ અકબર સાથે સંધી કરી લેવી અને આરામ લેવો અને પોતે વનેવન રખડી પોતાનો દેહાર્પણ કરશે. ત્યારે એક ભીલે કહ્યું હતું કે " સાંભળો રાણાજી ! હમે જ્યાંસુધી જીવીએ છીએ ત્યાંસુધી તેમ કદી કરીશું નહી. ચાહે તો તમે બાદશાહ સાથે સલાહ કરી લ્યો, પરંતુ અમે અમારા સ્વામી સીવાય બીજાની સેવા કરીશું નહીં. " આહા, તે નીમકહલાલ ભીલ જાતી કે જેને જંગલી કહેતાં આજે શરમ આવતી નથી !

સર્વેએ કેસરીઆં કપડાં પહેર્યાં, બીડાં ચાવ્યાં. એક બીજાને ભેટયાઃ આમ તેમથી લાકડાંઓ ભેગાં કરી મોટી ચીતા ખડકી, પતી પત્ની, પીતાપુત્રી, ભાઈ બહેન, સર્વેએ છેલ્લી ભેટાભેટ કરી. કોઇના મ્હોંપર શોક નથી. સર્વનાં મ્હોં તેજથી લાલચોળ બન્યાં છે અને આજે સર્વે સાથે સ્વર્ગમાં સીધારવાનાં છે.સઘળી રજપૂત વીરનારીઓ, સારાં સારાં વસ્ત્રાભુષણ સજી, અપ્સરાઓની ટોળી જેવી, વીર રાજપૂતોના જુથને વારંવાર જોતી જોતી, ચીતા તરફ ચાલી જાય છે અને સૌથી મોખરે, આપણી વાર્તાની નાયીકા, જગત પ્રસીદ્ધ, ખુબસુરત સુંદરી, સતીસાધ્વી મહારાણી પદ્માવતી શોભે છે ! રજપૂતો માથાં નમાવી ઉભા રહ્યા છે. પરંતુ સર્વ કોઇની આંખોમાંથી અગ્નીજ્વાળા નીકળી રહી છે. આજે કોઇ નથી જાણતું કે શું થશે. જે ચીતોડમાં ધર્મ અને આનંદનું રાજ્ય હતું ત્યાં આજે કેવો ભયાનક દેખાવ છે ! ચીતોડમાં પ્રલય શરૂ થયો છે. સર્વ રમણીઓ ચીતાદ્વારમાં ચાલી ગઇ. દરવાજા બંધ થઇ ગયા. હાય ! હાય ! સૌંદર્ય, રૂપ, લાવણ્ય, પ્રેમ, એ સર્વ આનંદનો નાશ થઇ ગયો. કાયર અલાઉદ્દીન ! આર્યસંતાન હજુ પણ આ સાધ્વી સતી વીરબાલાઓના શુદ્ધ હૃદયને માન આપે છે. તારા દુષ્ટ આત્માને સો સો વખત ધીક્કારે છે. પરન્તુ આર્યહૃદય ક્ષમાશીલ છે.

હવે પાપી અલાઉદ્દીને એટલું તો કીધું કે જ્યારે વીરરજપૂતોનો સંહાર કરી ચીતોડમાં પેઠો અને જ્યારે પોતાનું આશાકેન્દ્ર પદ્માવતી સર્વ બાલકો સાથે ચીતામાં પડી જુહાર કરી ચાલી ગઈ જાણ્યું ત્યારે ચીતોડનો નાશ કરવાનો તેણે હુકમ આપ્યો, સંતોષ કે માત્ર પદ્માવતીનો મહેલ વિના બધું નાશ થયું. જે મહેલને અને અલાઉદ્દીને ખોદાવેલી નહેરને જોઇ હજી તે મહા સંગ્રામનું સ્મરણ થાય છે.

જ્યારે વીરરાજપૂતાણીઓ કેસરીઆ કરી ગઇ, તો પછી વીજેતા રજપૂતો માટે શું બાકી રહ્યું ? સંસાર જેને ખાવા ધાતો હતો એવા વીરનાઓએ નગરના દ્વાર ખોલી દીધાં. અને સીંહની માફક રજપુતો યવનદળપર તૂટયાઃ ભયાનક રણસંગ્રામમાં હજારો યવનોને મારી રાજપૂતો આખરે પોતપોતાનું કામ કરી સ્વર્ગ સીધાવ્યાં. મધૂર મધુર ગાયનો તેમના કાનમાં પડતાં હતાં: શું અપ્સરાઓ રાજપૂતોનું ગાયનદ્વારા સન્માન કરે છે ? નહી, નહી, એ તો મહારાણી પદ્માવતી પોતાની સાહેલીઓ સાથે, સ્વર્ગમાં વીરરજપુતોનું સ્વાગત કરવા રાહ જોતી ઉભી રહી છે. સર્વ સાહેલીઓ તે વીરયોદ્ધાઓને ફુલમાળ આરોપવા, ઉત્સુક બની છે, અને આનંદમાં મંગળ ગાયનો ગાઇ રહી છે. મહારાણી પદ્માવતી હજીપણ આપણને ત્હેમના પતિભક્તિ અને સતીપરાક્રમનું સ્મરણ કરાવે છે.

(મુંબાઇ.) —સૌ. ગમનગોરી.

---

# સતી દ્રૌપદી અને સત્યભામા.

## (પતિ—વશીકરણનું શિક્ષણ.)

સંસારનું બંધારણ ગમે તેવું પ્રતિકૂલ છતાં, મનુષ્ય માત્ર સુખના અનુકૂળ શોધમાં લાગેલાં છે. પરંતુ સત્ય સુખ શું, તે જ્યાં સુધી તેઓના જોણવામાં આવતું નથી ત્યાં સુધી દુઃખનીજ પ્રાપ્તિ થાય છે. શાસ્ત્રકારોએ તેથી સંતોષ, સમતા અને સદાચારનેજ સુખના સાધન માની, તેમાંજ ચિત્ત લગાડવા બોધ કર્યો છે; કેમકે એથી નાના પ્રકારના કલેશો નિવૃત્ત થઇ, શાંતિ વળે છે. આમ છતાં સાધારણ સ્ત્રીઓજ નહિ પણ મહા મોટી દેવાંગના અથવા દેવ પત્નિઓ સુદ્ધાં, સુખની તૃષ્ણામાં તણાઇ કેવા સંકલ્પ વિકલ્પ કરે છે, તે સતિ દ્રોપદીને શ્રીકૃષ્ણ પરમાત્માનાં પ્રિય પટરાણી સત્યભામાએ પૂછેલા પતિ વશીકરણના ઉપચાર વગેરેના પ્રશ્નોથી જાણી શકાય છે. એ પ્રસંગે સતિ શિરોમણીએ તેમના મનનું કરેલું સમાધાન આપણે ખાસ ધ્યાનમાં રાખવા યોગ્ય છે, કેમકે તેમાં સ્ત્રી–ધર્મનો સમાવેશ કરવામાં આવ્યો છે અને મંત્ર–તંત્ર વગેરે અયોગ્ય ઉપચારથી કેવી હાની થાય છે તે બતાવવામાં આવ્યું છે.

સત્યભામાએ દ્રૌપદીને પૂછ્યું કે–"તમારા પતિ મોટાં લોકપાળો જેવા શૂર અને શરીરે સુદૃઢ છે; અને હે શુભ સ્ત્રી ! તે તમારા ઉપરે કોઇ દિવસ ક્રોધ કરતા નથી. તેનું કારણ શું છે ? તમે એવું કયું વ્રત કરીને, કયું તપ કરીને અથવા કયા મંત્ર–તંત્રના પ્રભાવે પતિને વશ કર્યા છે તે કહો; કેમકે મારા પતિ શ્રીકૃષ્ણ સર્વથા મારે વશ રહે એવું હું ઇચ્છું છું."

દ્રોપદીએ ઉત્તર આપ્યો કે,—"હે યશસ્વીની સત્યા ! સંસાર સુખના લોભી થઇ પતિને વશ કરવાનો ઉપાય પૂછવો, એ તમારા જેવા બુદ્ધિશાળી અને શ્રીકૃષ્ણના પટરાણીને બિલકુલ છાજતું નથી. એ માર્ગ દુરાચારી સ્ત્રીઓનો છે; કેમકે પોતાની સ્ત્રીએ મંત્ર—તંત્ર

અથવા વશીકરણના ખોટા પ્રસંગો સાધવાનું જ્યારે પતિના જાણવામાં આવે, ત્યારે સર્પવાળા ઘરમાં વાસ કરનાર મનુષ્ય જેમ ઉદાસ અને ચિંતાગ્રસ્ત થાય છે, તેમ તેવી સ્ત્રીઓના પતિને પણ સંતાપ ઉત્પન્ન થાય છે. એવા ઉપચારથી પતિ વશ થતો નથી, પણ મહા અનિષ્ટ પરિણામ આવે છે. શત્રુઓ તેવી સ્ત્રીઓને ઔષધ આપી, તેના પતિને ભયંકર રોગ ઉત્પન્ન કરે છે; એટલુંજ નહિ પણ વશીકરણના મૂળીઆને નામે વિષ સુદ્ધાં આપે છે, કે જે વિષ અથવા ઝેરી ચુરણો જીભ ઉપર મૂકતાં કિંવા શરીરે ચોપડતાંજ મનુષ્ય મૃત્યુ પામે ! કેટલીક મૂર્ખ સ્ત્રીઓએ આવા ઉપચાર કરી પોતાના પતિને જલંદરના રોગી કરી મૂક્યા છે; કેટલાકને કોઢીઆ કર્યાં છે; કોઇને પતિપક્ષ બનાવ્યા છે; કોઇને જડ જેવા બનાવી દીધા છે; એટલુંજ નહિ પણ કોઇની આંખો અને કોઈના કાન તેથી નાશ પામ્યા છે ! વાસ્તે સ્ત્રીઓએ કોઇ દિવસ એવા વશીકરણનો સ્વપ્નમાં પણ વિચાર કરવો નહિ.

**પવિત્ર વર્તન એજ ખરૂં વશીકરણઃ**—અહંકાર, કામ, ક્રોધ તથા ઇર્ષાનો ત્યાગ કરીને કેવળ સેવા કરવાની ઇચ્છાથીજ હું મનને નિત્ય આત્મામાં અર્પણ કરી, પતિના ચિત્તને રંજન કરૂંછું; અપશબ્દ બોલી જવાય તેને માટે સદા સાવધ રહુંછું; કોઇ પણ સ્થળે ઉભાં રહેતાં, આસપાસ દૃષ્ટિ કરતાં તથા બેસતાં ઉઠતાં ઘણી સભ્યતા રાખુંછું; ચાલતી વખતે પણ આડું અવળું જોતી નથી; કટાક્ષ ફેંકવાની કુચેષ્ટા કરી મનોભિપ્રાય જણાવવાનું સાહસ કરતી નથી; ગમે તેવા દેવ, મનુષ્ય, ગાંધર્વ, તરૂણ, રૂપવંત કે ધનિક પુરૂષ, પ્રત્યે મારૂં મન કદી ખેંચાતું નથી અને હું નિરંતર મારા પતિનીજ સેવામાં નિમગ્ન રહુંછું; પતિ પહેલાં હું સુતી નથી, પતિ પહેલાં જમતી નથી; અને પતિની ઇચ્છા વિરૂદ્ધ શણગાર સજતી નથી.

**સંગાંઓ પ્રત્યેના ધર્મ અને ઉચ્ચ રીતભાત**—વીર પુત્રની જનની સત્યવાદિની, આર્યા સાસુ કુંતાજીનું કોઇ દહાડો હું વાંકુ બોલતી નથી, તેમને પીવા માટે પાણી, જમવાને ભોજન, પહેરવાને વસ્ત્રાદિ હું જાતે તેમની સેવામાં હાજર કરૂં છું. કોઈ પણ વસ્ત્રો, આભૂષણો અથવા ખાનપાનના વિષયમાં હું તેમનાથી વિરૂદ્ધ વર્તતી નથી, પણ વારંવાર તેમની સલાહ પ્રમાણેજ ચાલું છું. કેઇની સાથે વાત કરતાં છણકો કરતી નથી. દુષ્ટ સ્ત્રીઓનો સંગ રાખતી નથી અને હમેશાં આળસ તજી અનુકૂળ રહું છું. વળી વાતચિતમાં પણ કોઇની ઠઠ્ઠા મશ્કરી કરતી નથી; નિત્ય બારણાં ઉપર ઘણીવાર ઉભી રહેતી નથી; તેમજ ઉપવનોમાં ઘણો વખત રોકાતી નથી. વધારે હસવાથી, વધારે રીસાવાથી અને ભૂખે કે અપરાધીં કરવાથી હું બહુ સાવધ રહું છું, તેમજ સત્ય વદવામાં અને પતિ સેવામાં પરાયણ રહું છું.

પતિ વિના મને એકલું રહેવું સોહાતુંજ નથી; પતિ જ્યારે કંઇ કામસર પરગામ જાય છે ત્યારે હું મારે શરીરે પુષ્પનાં આભરણો પણ પહેરતી નથી; શરીરે ચંદનના લેપ કરતી નથી અને સૌભાગ્ય ચિન્હ (ચુડી, ચાંદલા) સિવાય સર્વ વસ્તુઓનો ત્યાગ કરી બ્રહ્મચારીની પેઠે વર્તું છું.

**આવશ્યક નિયમ, પતિભક્તિ અને સાદાઇઃ**—પતિ જે જે પદાર્થ પીતા નથી કે જે જે પદાર્થ ખાતા નથી, તે સર્વનો હું પણ ત્યાગ કરૂં છું, અને શાસ્ત્રમાં કહેલા ઉપદેશ પ્રમાણે નિયમપૂર્વક વર્તું છું સારી રીતે શણગારીને હું હમેશ સાવધ રહું છું; પતિનું પ્રિય તથા હિતકર કરવામાં તત્પર રહુંછું તથા પૂજ્ય મારી સાસુજીએ કુટુંબીઓ પ્રત્યે વર્તવાના જે જે ધર્મો મને કહ્યા હતા તે સર્વ (ભિક્ષા, બલિદાન, શ્રાદ્ધ, તથા પર્વ ઉપર કરવામાં

આવતા સ્થાલિપાકો, માન્ય પુરૂષોની પૂજા સત્કાર વગેરે ) ધર્મો મારા જાણવામાં હોવાથી તે સર્વ રાત્રિદિવસ સાવધાન રહી યથાર્થ રીતે પાળું છું. નિયમ તથા વિનયનું એકાગ્ર ચિત્તે સેવન કરૂંછું અને પતિને ઘેર આવતા જોઇ ઉભી થઇ, માનપૂર્વક આસન તથા જળ આપી સત્કાર કરૂં છું.

ઘરનાં વાસણો અને તમામ પદાર્થો સ્વચ્છ રાખુંછું. ધાન્યને જોઇ, ઝાટકી, વીણી સાફ કરૂંછું અને સમયસર રાંધી સર્વને જમાડું છું.

**દ્રૌપદીની વ્યવહાર કુશળતાઃ !**—ઘરનાં દાસ દાસિયોની હું પોતે વ્યવસ્થા રાખું છું. પતિને કેટલી આવક છે, કેટલો ખર્ચ છે ને શું બાકી રહે છે, તે સર્વનો હિસાબ રાખું છું. એથી કરીને ભારતવર્ષમાં શ્રેષ્ટ એવા મારા પતિ સઘળા કુટુંબનો ભાર મારા ઉપર મૂકી ઉપાસનાદિક કાર્યોમાં નચિંતાઇથી તત્પર રહે છે. વળી બળવાન સ્ત્રીઓથી પણ ભાગેજ બને તેવાં દરેક કામ હું જાતે કરી, પૈસા સંબંધી બાબતમાં પણ માહિતગાર તથા ચોકસ રહેવા ચૂકતી નથી. હે સત્યભામા ! એજ મારૂં વશીકરણ છે. દુરાચારી સ્ત્રીઓના દુરાચારો હું કદી કરતી નથી અને તે પ્રમાણે વર્તવાની મને ઇચ્છા પણ નથી. "

સત્યભામા આ સાંભળી દ્રૌપદીને નમન કરી વિનયપૂર્વક કહેવાં લાગ્યાં કે,–" હે યજ્ઞસેનનાં પુત્રી પાંચાળી ! મેં તમને અયોગ્ય પ્રશ્ન પૂછ્યા તે માટે ક્ષમા કરો. સખીઓનાં હાસ્યયુક્ત ભાષણોમાં કેટલીક વાર ઇચ્છાપૂર્વક એવી વાતો નીકળે છે."

**સુખ ભોગવવું સહેલું નથી; તન–મનનો ભોગઃ**—દ્રૌપદીએ કહ્યું કે–" હે સાધ્વી સત્યભામા ! સહેલાઇથી સુખ મળતું નથી, પતિવ્રતા સ્ત્રી દુઃખો ભોગવીને સુખ મેળવે છે, માટે તમે નિત્ય સ્નેહથી, પ્રેમથી, કાયાકલેશ ભોગવવાથી તથા અનેક ઉપચારોવડે શ્રી કૃષ્ણની સેવા કરો, એટલે એ આપોઆપ તમનેજ વશ થશે. વળી પતિની સેવા પોતે જાતે કરવી અને તે કોઇ વાર્તા કહે તે ગુપ્ત હોય કે ન હોય તોપણ તમારે કોઇની આગળ કહેવી નહિ; પતિના સ્નેહી મિત્રોને ભોજન કરાવવું અને એમના શત્રુઓનો ત્યાગ કરવો; અયોગ્ય મનુષ્યોનો કદી આદર ન કરવો તેમજ ક્રુર સ્વભાવની, પરનો પરાભવ કરવામાં કુશળ, પુષ્કળ ખાનારી, ચોરી કરનારી અને ચપળ મનની સ્ત્રીઓ સાથે સ્નેહ પણ કદાપિ કરવો નહિ.

**દ્રૌપદી સંબંધી વિશેષ હકીકતઃ**—સતિ દ્રૌપદીનું ચરિત્ર અનેક વાતે સ્ત્રી જાતિએ ખાસ મનન કરવા યોગ્ય છે. તેના પિતા દ્રુપદ રાજાએ રચેલા સ્વયંવરમાં કર્ણે મત્સ્યવેધ કરવા માંડયો તોપણ તે સારથીપુત્ર હોવાથી તેની સાથે લગ્ન નહિ કરવાનો તેનો નિશ્ચય ઉચ્ચ કુળાભિમાન અને બાળલગ્ન પ્રતિબંધક હોવાથી આર્ય સંસારને અનુસરવા યોગ્ય છે. વળી **અર્જુન** સુભદ્રાને પરણી લાવ્યા ત્યારે તેને હેતથી છાતી સાથે દાબી, શોક્યને "બ્હેન" કહેવામાં પ્રાચીન સ્ત્રીઓનાં મન–બુદ્ધિ કેવાં વિશાળ હતાં, તે દ્રૌપદીનું ઉચ્ચઆચરણ દર્શાવી આપે છે. આજે સાસુ, નણંદ કે દેરાણી જેઠાણીને પણ જ્યાં ત્યાં બનતું નથી, એ થોડું દુઃખજનક છે ! દ્રૌપદી શ્રી કૃષ્ણને પૂર્ણ પ્રેમથી પૂજનારી હતી અને યજ્ઞવેદીમાંથી ઉત્પન્ન થઇ, રાજકુળમાં ઉછરી પટરાણી પદને પામી હતી; એટલુંજ નહિ પણ પોતે એક રાજરાણી અને રાજકન્યા હોવા છતાં પોતાના ઉગ્ર ક્રોધને બહુ યુક્તિથી સ્વાધિન રાખતી હતી અને વળી રીસાળ તથા મમતી છતાં, પતિને સંતોષ આપતી હતી. કોઇવાર યુધિષ્ઠિરની સરળતા તેને

દીઠ ડાળા જેવી લાગતી; તથાપિ તે કદી ઉદ્ધત કે અમર્યાદ થઇ, એક પણ અયોગ્ય વચન ઉચરી નથી. સીતાજીનું રાવણે હરણ કર્યું ત્યારે તેમણે પડેલું દુઃખ રડવાજ કર્યું, પણ દ્રૌપદીએ તો હિંમતથી દુઃખની સામે ટક્કર લઇ પોતાનું રક્ષણ કર્યું હતું. મહા સતિ દ્રૌપદીના ચરિત્રમાં ઉપલા ઉપદેશ ઉપરાંત અનેક બોધ-સાર આગળ પડતો છે. આપણી બ્હેનો સંસાર સુધારી તેવું યોગ્ય આચરણ કરે એજ મારી મનોવાંચ્છના છે.

(રાજકોટ.) —સૌ. માણેકબાઈ કહાનજી કાંવ.

## કલાવતી.

આ શુરવીર સ્ત્રી રજપૂતાણાના એક ખંડીયા રાજા નામે કર્ણસિંહની રાણી થતી હતી. દિલ્હીના બાદશાહ અલ્લાઉદીન ખીલજીએ જ્યારે તે રાજ્યપર ચઢાઇ કરી, ત્યારે રાજા કર્ણસિંહ પોતાના ક્ષત્રિય ધર્મને અનુસરી પોતાના રાજ્યની રક્ષા કરવા માટે તૈયાર થયો. આ સમયે તેની સાથે આ બહાદૂર સ્ત્રી લડવૈયાનો પોશાક પહેરી રણમાં ગઇ. બન્ને પક્ષ વચ્ચે પૂર જોસમાં લડાઇ ચાલી, જેમાં કલાવતીએ પોતાના સ્વામીને પડખે ઉભી રહી ઘણીજ મદદ કરી. હવે એવું બન્યું કે દુશ્મન તરફનો એક માણસ કર્ણસિંહ ઉપર તે ન જાણે તેમ ઓચિંતો તરવારનો ઘા કરવાને તૈયાર થઇને આવ્યો; પરંતુ એટલામાં કલાવતીની હેની ઉપર નજર પડી કે તરત હેની તરફ ધસી જઇ પછવાડેથી હેણે એવો સખ્ત ઘા કર્યો કે રાજાને મારવા જતાં તે પોતેજ મરણ પામ્યો

એ રીતે કલાવતીએ પોતાના પતિને મોતનાં મ્હોંમાથી બચાવી લીધો. ત્યાર પછી કર્ણસિંહ તથા કલાવતીએ પોતાના એકત્ર બળથી દુશ્મનનાં ઘણાં માણસોને કાપી નાંખ્યાં. આ ઉપરથી દુશ્મનો ઘણાજ ગુસ્સામાં આવીને લડયા. સામ સામે મોટી મારા મારી ચાલી. તેમાં રાજાને એક તરવારનો ઘા થયો આ જોઇને વીરનારી કલાવતિને ઘણોજ ક્રોધ ચઢયો અને તેણે બહાદુરીથી લઢી દુશ્મનને નસાડયા.

એ રીતે તેઓ લડાઈમાં તો જય પામ્યાં, પણ ઘેર આવતાંજ જણાયું કે રાજાને સખ્ત ઘા થયો હતો. રાણીએ હુંશિયાર વૈદોને બોલાવ્યા, જેમણે ઘા તપાસીને મત આપ્યો કે, ઘા ઝેર પાયેલી તરવારનો છે. માટે ઝેર ચુસ્યા વિના તે ઘા રૂઝાય તેમ નથી; પરંતુ જે એ ઝેર ચુસશે તે મરણ પામશે. દયાળુ દીલના રાજાને પોતાને માટે કોઇ નિર્દોષ માણસનો જીવ લેવા ગમ્યું નહીં, અને તેથી દિનપર દિન ઘાની પીડા તો વધતીજ ચાલી. બીજી તરફ પતિને પ્રાણ દાખલજ સમજનારી રાણી તેવું આ દુઃખ જોઇ શકી નહીં. તરત તેણે પોતાના બળતા હૈયાને શાંત કરવાનો નિશ્ચય કર્યો. એક વખત કર્ણસિંહ નિદ્રાવશ થયો હતો, તે સમયે તે પતિવ્રતા સ્ત્રીએ એ ઘામાંનું બધું ઝેર ચુસી લીધું ! પરિણામે કર્ણસિંહ તો બચ્યો, પણ કલાવતી ઝેર ચડવાથી મરણ પામી. રાજા આથી ઘણોજ દિલગીર થયો. અને ફરીથી લગન નહીં કરતાં પ્રિય પત્નીના શોકમાંજ આખી જીંદગી પુરી કરી

બ્હેનો, હાલનો વખત જો કે બખ્તર પહેરી રણમાં લડવા જવાનો, અથવા જીવ માટે જીવ આપવાનો તો નથી; પણ પોતાના સુખનો થોડો ઘણો ભોગ જે આપી શકતા નથી તેઓએ ઉપરનો દાખલો ધ્યાનમાં લેવાની ખાસ જરૂર છે.*

(અમદાવાદ) બ્હેન મ--

*' એશિયા—યૂરોપની પતિવ્રતા બાનુઓ ' ઉપરથી.

## સીતાજીનું સતીત્વ.

( રાગ—ગિરિધારીના. )

રાજા રાવણ રે, કરે છે મન વિચાર; કયમ મેળવું સીતાનાર?
ગયો વનમાં રે, અશોક વાડી જ્યાં સારી; પાળ્યું સાબ્બીએ સત્ય ભારી.
(ટુંક) વદે લંકાપતિ ત્યાં વાણી રે, સુણો સુન્દરી ! વાત એક શાણીરે,
કરૂં ત્હને મ્હોટી પટરાણીરે, હરિણાક્ષીરે !
-વચન ધરો ઉર પ્યારી !—પાળ્યું.

વદું સાચું રે, પામ્યો પતિ તુજ મરણ, માટે આવની મારે શરણ;
સમાચારજરે, મળિયા મને આ વાર, તારો સ્વામી થયો છે ઠાર !
સુતેલો હતો રામ જ્યાંહિરે, મુજ પ્રધાન પ્હોંચ્યો ત્યાંહિરે,
શિર છેદી નાંખ્યું સહસાએરે, ગયો નાશીરે,
લક્ષ્મણ હિત નિજ ધારી—પાળ્યું.

સેના સઘળીરે ! ઉંઘી હતી જે વારે, જોઇ લાગ કતલ કરી ત્યારે;
માટે પ્યારી રે ! માનો કહ્યું નિરધાર, આપું ઝટપટ હું પુરવાર:
આવ્યો એવે મંત્રી ત્યાં ધાઇરે, લાવ્યો રામનું શીર કર સ્હાઇરે,
લાગી સીતાને બ્હીક-નવાઇરે, લઇ શીવજ રે,
શોક કરે સુકુમારી—પાળ્યું.

શ્યામ સુન્દિર રે, મુખ વહે છે રૂધિર, જોઇ અબળા બની ગઇ અધીર;
પામી ભીતિ રે, ભાન પોતાનું ચૂકી, પણ પળમાહિ મૂર્છા મૂકી;
બાલા બની તે સચેતન જ્યારેરે, કીધો વિલાપ ત્હેણે ભારેરે,
'મારા નાથ ! કરૂં શું આ વારેરે છોડાવેરે,
તમ વિણ કોણ આ વારી—પાળ્યું.

દીયરજીરે, કયેમ ગયા તમે નાશી, રણક્ષેત્રથી ભાગ્યા ત્રાશી !
પુછે માતારે, ભરતજી ને પુરલોક, શું રે કહી વામશો ત્યાં શોક !
પછી રાવણને સીતાજીએ, કહે 'તું છે મુજ પિતાજીરે,
આપ ખડકી મને ચિતાજીએ, સતી થઇને રે,
મેળવું મોક્ષની બારી—પાળ્યું.

રાજા રાવણ રે, લાજી ગયો નિજ ઘેર, થઇ જાનકીની શી પેર?
સાવધાનજ રે, થઇને ધર્યું ઉર ધ્યાન, દીઠા કુશળ શ્રી ભગવાન;
આવી એવે વિભીષણની રાણીરે, તેણે સતીને શોકથી શામીરે,
માયા અસુરની, એ છે કામીરે !—માતાજીરે,
કુશળ છે અસુરારિ.—પાળ્યું.

એટલામરે, થઇ ત્યાં આકાશ વાણી, સતી ! શોક તજો શુભ જાણી;
રઘુનાથજીરે, આનંદમાં છે રહિયા, ઘટઘટમાં પોતે વહિયા;
સુણી સીતાજી થયાં આનંદીરે, તુટી ક્લેસ માયાની ફંદીરે,
ગુણ ગાયે સભાજન વદીએ, પ્રભુ પ્યારારે,
મહેર કરો ત્રિપુરારિ !—પાળ્યું.

—સ્વ. સૌ. કપિલા.

| | | |
|---|---|---|
| વાર્ષિક મૂલ્ય ૨)ᴕ (ભેટનું પુસ્તક તથા ટપાલ ખર્ચ સહિત) | **"સત્ય."** (ગુજરાતી માસિક.) | કદ રૉયલ ૮ પેજી, ૪૮ પાનાં. કાગળ, સાફ રતલી ગ્લેઝ,તથા સુંદર રંગીન પુઠું. |

**બીજાં ગુજરાતી માસિકો અને 'સત્ય' વચ્ચે શું ભેદ છે?**

૧ આ પત્ર દર અંગ્રેજી માસને પ્રારંભે નિયમિત રીતે પ્રગટ થાય છે.

૨ ભાષા—શુદ્ધ તથા સરળ, આનંદદાયક તથા ભભકદાર.

૩ વ્યક્તિના આત્મિક, માનસિક અને કાયિક કલ્યાણના, અને સમષ્ટિના ધાર્મિક, સાંસારિક તથા સુબોધક વિષયો ઉપર જ્ઞાનયુક્ત ચર્ચા.

૪ સત્યનો પક્ષ કરીને, પૃથ્વીના સકલ ધર્મો તથા માન્યતાઓ સંબંધી દેશોન્નતિની દૃષ્ટિથી ચર્ચા.

૫ જગતમાં થતી રહેતી નવીન શોધો, ઉન્નતિના ઉદ્‌ભવતા નવા સિદ્ધાંતો ને સાધનો—વિચારોનું દિગ્દર્શન તથા આલોચના.

૬ દેશ વિદેશના ઉત્તમ માસિકોના ઉત્તમ લેખોનો સારાંશ.

૭ દર માસે કોઇ પ્રખ્યાત મહા પુરૂષનું જીવન ચરિત્ર.

૮ આ માસિક અતિ સસ્તુ છે. રૂ. ૨ᴕ માં ઠસોઠસ ભરેલી ઉપર્યુક્ત 'મેટર' નાં મોટા કદનાં ૬૦૦ થી વધારે પાનાં ઘેર બેઠાં મળે છે.

૯ ગયા જુલાઇથી શરૂ થયેલા નવા વર્ષથી લવાજમ ભરનારાઓને ભેટનું સુંદર પુસ્તક " રામાયણનું રહસ્ય " કર્તા. પ્રો. રામદેવ બી. એ. ( હરદ્વાર ગુરૂકુલના પ્રોફેસર. ) પણ મળે છે. જાનેવારીથી પણ ગ્રાહક થઇ શકાય છે.

**ગુજરાતી માસિકોમાં 'સત્ય' સર્વોત્તમ છે. તેની ખાત્રી કર્યા પછીજ ગ્રાહક થવા પ્રથમ પોસ્ટેજ માટે માત્ર બે પૈસાની ટીકીટ મોકલી નમુનાનો અંક મંગાવી જોવા વિનંતિ છે.**

તંત્રી અને વ્યવસ્થાપક—મોતીલાલ ત્રિ. દલાલ. હાઇકોર્ટ વકીલ.

નં. ૮૨, કાંદાવાડી, ગીરગામ,—મુંબઈ.

# બન્ધુસમાજ પુસ્તકાલય.

શ્રી બન્ધુસમાજઃ
ગીતમાલા. ( ભાગ ૧ ) રૂ. ૦–૬–૦

રા. ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.
તમામ પાટીદારોની ઉત્પત્તિ સાથે, વડનગરા કણબીઓની ઉત્પત્તિ અને તેમના આચાર વિચાર. „ ૧–૦–૦
સામાજિક સેવાના સન્માર્ગ.* „ ૦–૧૨–૦
સંસારમાં સ્ત્રીની પદવી.* „ ૦—૭–૦
ચન્દ્રાનના. „ ૦—૪–૦

રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા. (બી. એ.)
ઉષાકાન્ત. „ ૧–૮–૦
સિતારનો શોખ. „ ૧–૦–૦
મૃદુલા. „ ૦–૮–૦
ટૉલ્સ્ટોયની વાતો ( ભાગ. ૧). „ ૦–૪–૦
રાજમાર્ગનો મુસાફર. „ ૦–૪–૦
જીવન કલા. „ ૦–૨–૦
ટેલીફોન. „ ૦–૨–૦

રા. રામમોહનરાય જસવંતરાય દેસાઇ.
યોગિની. રૂ. ૧–૪–૦
બાલા. „ ૧–૪–૦
ખંભાતનો ખુની. „ ૦–૮–૦
સતી ગૌરવ ( ભાગ. ૧) „ ૦–૮–૦
બાબર. „ ૦–૨–૦

રા. શિવભાઈ બાપુભાઈ દુકીલ
અલક્ષ્ય જ્યોતિ. „ ૧–૮–૦
પદ્મનાભ. „ ૧–૮–૦
મધુકર. „ ૧–૮–૦
કપિંજલા. „ ૦–૬–૦

રા. કૃષ્ણલાલ હરગોવિન્દ પંડિત.
નિકકાર્ટર ( ભાગ. ૧) „ ૦–૬–૦

રા. શંકરરાય અમૃતરાય સૈયદ.
ગીતમાલા. ( ભાગ. ૨) „ ૦–૬–૦
સંયુક્ત કુટુમ્બની સંસ્થા. „ ૦–૨–૦

વિશેષ હકીકત માટે લખો. મન્ત્રિ, બન્ધુસમાજઃ
'સુન્દરી સુબોધ' મન્દિર, અમદાવાદ.

* પ્રકટ કર્તા,—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ.

---

# શ્રી સરસ્વતી એજન્સી.

અમે હાલમાં દરેક પ્રકારનું છાપવાનું કામ જેવું કે પુસ્તકો, માસિકો, જાહેર ખબરો, દરેક પ્રકારનાં ખાનગી કામમાં ઓફીસોમાં તેમજ મીલો વિગેરેમાં વપરાતાં ફોર્મો, ચોપાનીઆં વિગેરે છપાવી આપવાનું આરંભ્યું છે. અમારી મારફત કામ કરાવનારને જુદાં જુદાં છાપખાનાંની ઓફીસોમાં ફરીને ભાવ વિગેરે બાબતોની માથાકુટમાં ઉતરવું પડતું નથી, તેમજ પ્રુફ વિગેરે જોવાની મેહેનત કરવી પણ પડતી નથી. કામ ઘણુંજ ઝડપથી, સારૂં અને સારા સમાં રીફાયત ભાવે નિયમસર કરાવી આપવામાં આવે છે.

ઓફીસોમાં, સ્કુલોમાં, તેમજ જાહેર સંસ્થાઓમાં વપરાતી દરેક પ્રકારની સ્ટેશનરી જેવી તરેહ તરેહવાર જાતનાં નોટ પેપરો, કવરો, કાર્ડો, કાગળો વિગેરે ચીજો તેમજ છાપખાને લગતો સામાન અમે પુરો પાડીએ છીએ.

વધારે ખબર માટે લખોઃ મેસર્સ જયેન્દ્રરાય એન્ડ કંપની.
રાવબહાદુર ગંગાશંકર મેન્શન્સ. સાંકડીશેરી સ્ટ્રીટ, અમદાવાદ.

વ્યાપાર, ઉદ્યોગ, ખેતીવાડી તથા વિદ્યા-
વિજ્ઞાનના ઉપયોગી વિષયો ચર્ચાવતું,
એકજ અને ઉત્તમ મ્હોટું ગુજ-
રાતી માસિક પત્ર.

# દેશી વેપારી ચેમ્બરનું

# માસિક.

હાલના વ્યાપાર અને ઉદ્યોગની ચળવળના જમાનામાં આ **માસિક** એક સારા ભોમિયા તરીકે, ગુજરાતી પ્રજાની પાંચ વર્ષથી ઉમંગ, આગ્રહ, અને ખંતથી સેવા બજાવે છે; અને વ્યાપારી દુનિયામાં તે દરેક ઘરમાં માનીતું અને ઉપયોગી થઈ પડયું છે. તેમા જુદા જુદા વ્યાપાર, ઉદ્યોગ, ખેતી તથા વિજ્ઞાનને લગતા વિષયો અને આંકડા આપવામાં આવે છે, અને વ્યાપારને લગતી ખબરો તથા બાતમીવાળો તેનો ખાસ વિભાગ બહુ લોકપ્રિય થયો છે ટુંકામાં કહીએ તો, વ્યાપારી આલમ-ને આ માસિક ઘણુંજ જરૂરનું થઈ પડયું છે **જાહેર ખબર માટે તે ઉત્તમ સાધન છે.** વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૩-૦-૦ ટપાલ ખર્ચ સહિત. રૂ ૩-૬-૦. છુટક નકલ એકના રૂ. ૦-૪-૦

લખો:

સેક્રેટરી, ધિ ઇન્ડિયન મર્ચન્ટસ ચેમ્બર અને બ્યુરો.

૭૭-૭૯, અપોલો સ્ટ્રીટ,—મુંબાઈ.

રૂ. ૨૦૦ રોકડા અને અનેક બીજા ભેટ ઈનામોના લાભ સાથે.

# વાર્તાવારિધિ.

એક મ્હોટામા મ્હોટું સોંઘામાં સોંઘુ, સમગ્ર ગુજરાતમાં અદ્વિતીય એવુ સરસ વાર્તાઓના મહા સાગરરૂપ મનહર, રસીલુ, સુબોધક,–સવને એક સરખું ઉપયોગી થઈ પડે તેવું—

## સચિત્ર માસિક.

વાર્તાવારિધિના ગ્રાહકને પ્રતિવર્ષના માત્ર બે રૂપિયામાં માસિક ઉપરાંત.

પ્રતિવર્ષે એક કરતાં વધારે ભેટનાં પુસ્તકો મળશે.

દરેક અંકમાં નાના પ્રકારનાં ઇનામો આપવામાં આવે છે તેનો લાભ મળશે.

દર ત્રણ માસે એક ઇનામી વાર્તા આવે છે તે વાર્તા વાંચી રોકડ સારૂં ઇનામ મેળવવાનો લાભ મળશે.

કોઇ પણ વિલાયતી માહિતી મફત મેળવવાનો લાભ મળશે.

રૂ. ૨૦૦ રોકડા મેળવવાનો લાભ મળશે.

નાના પ્રકારની બીજી અનેક ઇનામી સ્પર્ધામાં ઉતરી તેનો લાભ મેળવવાની તક મળશે.

વાર્તાવારિધિનો નમુનાનો અંક એક મંગાવી સંપૂર્ણ વિગતથી જાણીતા થવા વિનતિ છે

વાર્તાવારિધિના પ્રત્યેક પૃષ્ઠમાં કંઇક નવિનતા છે.

વાર્તાવારિધિના નવા અંકમાં હવે મારે કરવું શું ? એ નામની ઇનામી વાર્તા રૂ ૧૫ ની આપવામાં આવી છે ઉપરાંત બીજાં પણ રોકડ ઇનામો આપવામાં આવ્યાં છે

ખાડિયા, અમદાવાદ. } પ્રયોજક, વાર્તાવારિધિ.

## શ્રીમદ્ ભાગવત ભાષાન્તર.

સપ્તભાગ ૯૫૦ પૃષ્ઠ–જાડા કાગળ–પાકું સોનેરી પૂઠું
ચિત્રો સહિત–મૂલ્ય ફક્ત રૂ.૨–૦–૦
(વિદ્ ધર્મ સભાના પુસ્તકની સસ્તી આવૃત્તિ.)

ચાર હજાર જેટલો બહોળો ફેલાવો પામેલી.

# વિવિધ ગ્રંથમાળા.

જેના ગ્રાહક થવાથી દર વર્ષે માત્ર

## રૂ. ૧ાા માં પૃષ્ઠ ૧૫૦૦ નાં

## વિવિધ વિષયનાં ૧૨ ઉત્તમ પુસ્તકો

મળે છે ( પાકાં પૂઠાં સાથે રૂ. ૩)પો૦ માફ.

આગલા વર્ષોનાં પુસ્તકોના નીચલા સટ હજી પણ એજ મૂલ્યે મળશે. સોનેરી સટના રૂ. ૪ાા છે.

સં. ૧૯૬૭ નાં પૃષ્ઠ ૧૫૦૦ નાં પુસ્તકો.
૧–૨ આર્યધર્મનીતિ.૩ અમૂલ્ય હિતદર્પણ ૪–૫–૬ સ્વામી રામતીર્થ ભાગ ૧ થી ૩ ૭ લઘુલેખસંગ્રહ. ૮ સંસારમાં સુખ ક્યાં છે ? ૯– નવા યુગની વાતો ૧૦–૧૧ યોગિની, ૧૨ અક્ષરમાળા–કોટમકૃત

સં. ૧૯૬૮ નાં પૃષ્ઠ ૧૫૦૦ નાં પુસ્તકો
૧૩–૧૪ નવસહિતા. ૧૫–૧૬ કાશ્મીરનો પ્રવાસ ભા૦ ૧૭–૧૮ સ્વામી વિવેકાનંદનાં પત્રો ૧૯ નવાયુગની વાતો ભાગ ર જો.૨૦–૨૧ સ્વામી રામતીર્થ ભાગ ૪ થો ૨૨થી ૨૪ વીરદુર્ગાદાસ

સં. ૧૯૬૯ નાં પૃષ્ઠ ૧૫૦૦ નાં પુસ્તકો.
૨૫–૨૬ સ્વામી રામતીર્થ ભાગ ૫મો.
૨૭ ભગવદ્ગીતા પદ્યાત્મક.
૨૮ નવલકથા સંગ્રહ. ૨૯,ના. ચહેનશાહ અને શહેનશાહ બાનુ ૩૦ છોટાલાલ પદ્યાવલિની ૩૧ વૈરાગ્યકાવ્ય. ૩૨ દુઃખમાં દિલાસો. ૩૩ કથાગુચ્છ ૩૪ થી ૩૬ છપાય છે.

## શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા.

સારા કાગળ, સુન્દર પૂઠું, ઉત્તમ જ્ઞાન.
૨ મરાઠી ભાષાના આ સુન્દર પુસ્તકનું સરળ અને શુદ્ધ ભાષામાં ભાષાન્તર.
મૂલ્ય સસ્તી આવૃત્તિ રૂ. ૧ાાા; ઉંચા કાગળ, રૂ. ૨)

# ચરિત્રમાળા.

જેના ગ્રાહક થવાથી દેશવિદેશનાં અનેક

## મહાન સ્ત્રીપુરૂષોનાં ચરિત્રો

દર વર્ષે પૃષ્ઠ૧૫૦૦નાં૧૨પુસ્તકોરૂપે માત્ર રૂ.૨)માં મળેછે. પાકાં પૂઠાં ૩)

૧૯૬૮ નાં પૃષ્ઠ૧૭૫૦ના પુસ્તકો તૈયારછે

# ભારતનાં સ્ત્રી રત્નો.

## ગ્રંથ ૧ લો તથા ૨ જો.

ગ્રંથ ૧ લો. પૃષ્ઠ ૭૨૦)એમાં પ્રાચીનસમયની ૧૨૫ મહાન સતી સાધ્વીઓનાં ચરિત્રો છે
ગ્રંથ ૨ જો. પૃષ્ઠ ૭૫૦) એમાં ઇતિહાસિક સમયની૧૮૦ સતી શૂરી સાધ્વીઓના ચરિત્રો છે

## શ્રી બુદ્ધચરિત્ર અને ઉપદેશ.

ખાસ મનન કરવા યોગ્ય છે પૃષ્ઠ ૨૮૦
સર્વના રૂ. ૨) પાકાં ૩) છુટક મળશે નહિ

# ભગવદ્ ગીતા.

શ્લોક,સરલઅર્થ,ટીપ્પણી,મહાત્મ્ય ઇ૦ સાથે પૃષ્ઠ૩૦૦નાગુટકા.કિં.માત્ર૦)-થી૦ાા સુધી
(બાળોપયોગી પુસ્તકો–સદ્‌ગુણી બાળકો બાળ સદ્બોધ, બાળકોની વાતો, દરેકના ૦)‌ા પદ્યાત્મકગીતા૦)–નાપાકું૦)‌ાપો૦સર્વનુંજુદું

## સસ્તુંસાહિત્યવર્ધકકાર્યાલય.

કાલબાદેવી હાથીબિલ્ડીંગ ગ્રાન્ટરોડ મુંબઈ
નં. ૨ શાખા—ખમાસા ચોકી, જમાલપુર રોડ, અમદાવાદ.

## Three "Journals" for Business Men.

"Energy"–English-edition of J. I. Weber's Illustrated Export journal published in Germany.

"Coal and Iron and by products, Journal" for coal owners, shippers, and merchants; Iron street and tinplate manufacturers, Gas Engineers, Pitwood importers &c.

The "Japan times", Both the daily and weekly, giving the fullest and most authoritative news of Japan. Apply for Full details,

To. Messrs Laxmichand Dossabhai & Brothers.
Rajkot (Kathiawar)

### હરસની અકસીર દવા.

થોડા દિવસમાં હરસ જડમૂળથી જતા રહે છે. દવાની અસર બહુ ઝડપથી થાય છે. હરસ જેવા ભયંકર દરદને દવાને લગાડીને, વહાઉ કાપ વિના, બિનજોખમે, આરામ કરવામાં આવે છે.

નીચેને ઠેકાણે લખો, અથવા મળો:—

**વૈદ ડાહ્યાભાઇ લક્ષ્મીરામ અધ્યારૂ.**

સાંકડીશેરી.ગંગાધીઆની પોળસામે,અમદાવાદ.

### જોઇએ છે.

વડોદરામાં રહેલા અનાવિલ બ્રાહ્મણ કુટુંબમાં કારભારણ તરીકે એક નિરાધાર હોંશીયાર બાઇ, ઉમર આશરે ૨૫ થી ૪૦, સારી રસોઇ કરે અને ઘર કારભાર ચલાવે તથા ૧૪–૧૭ વર્ષની કન્યાપર દેખરેખ રાખે એવી, તાકીદે જોઇએ છે. ભણેલી વિધવાને પસંદગી આપવામાં આવશે. સારૂં સાલીઆણું અને ઓછામાં ઓછી એકથી પાંચ વરસની બાંધણી. પત્ર વ્યવહાર ખાનગી રાખવામાં આવશે.

**નં. ૧૨૩ ને આ માસિક મારફત લખો.**

### વર્ષફળ– જન્મોત્રી–

જન્મોત્રી, તથા કેશરી, વગેરે જ્યોતિષ્યનું દરેક કામ આ પત્રના ગ્રાહકોને ઓછા દરથી બનાવી આપવામાં આવશે. સન્માનિત સજ્જનોના અનેક પ્રમાણપત્રો છે.

**જોશી. મણિશંકર હરિશંકર.**
કંસારાવાડો, નડિયાદ.

### ઇન્ડીયન સ્પેકટેટર, સુન્દરી સુબોધ, મહાકાલ, વગેરે–

પત્રોનો મત ધરાવતુ:—

સરલ અને અસરકારક ગદ્ય તથા પદ્યમાં લખાએલું, વીર અને શૃંગાર રસાત્મક,

## મદન વિજય (નાટક).

ચાલુ જમાનાના ઉપયોગી વિષયો, ચર્ચાવતું. કીમત માત્ર એક રૂપિયો. (કાચું પુઠું ૦-૮ ૦) લખો:–ચન્દ્રમણિશંકર જેઠાલાલ પંડિત,ખાડીઆ અમદાવાદ અથવા સઘળા બુકસેલરોને ત્યાં

### પોસ્ટ ત્યાં પંજાબ !!

**શોખીનોને સુગમતા**—કાબુલી ઉમદા હીંગ તોલા ૧૫ ના ટીન ૧) નાં રૂ.૦॥।–થી રૂ ૧

ઉમદા કાશ્મીરનું કેશર તોલા ૧ નો રૂ. ૧) થી–૧॥.

હાથનું સુસ્વર હારમોનીયમ નં. ૧ ના રૂ ૩૦). ક્રીકેટ, ટેનીસ, વગેરેનો સામાન: કીમત યોગ્યતા પ્રમાણે. ખર્ચ ખરીદનારને શીર. અમારા ગુજરાતી ભાઇઓને એક વખત ઓર્ડર આપી અમારો "જુજ ફાયદે જ્યાદે વકરો" કરવાનો સિદ્ધાંત અજમાવવા વિનંતિ છે. માલની યોગ્યતા માલ પોતેજ જાહેર કરશે લખો:

**ધી ગુજરાત હાઉસ**, જથાબંધ તથા છુટક વહેપારી એન્ડ હોલબજાર, અમૃતસર પંજાબ.

દોઢ આનાની ટીકીટો મોકલનારને **"પતિવશ કરવાની વિધિ" અને "હિંમત કાવ્ય."** ખાસ સ્ત્રીઓને વાંચવા લાયક, બે પુસ્તકો તુરત મોકલવામાં આવે છે.

**સી. નાગરદાસની કં.**
સેકન્ડ કારપેન્ટર સ્ટ્રીટ. મુંબાઈ નં. ૪

બંગાળના સુપ્રસિદ્ધ રસાયણ શાસ્ત્રી,-ડૉ. પી. સી, રેય.-ડી એસસી. પી એચ. ડી. એફ. સી. એસ. ના આશ્રય નીચે ચાલતા બેંગાલ કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ. (લીમીટેડ)ની અકસીર દવાઓ.

| | |
|---|---|
| સીરપ હાઇપોફોસ્ફાઇટ ઑફ લાઇમ-દમ, ક્ષય, કફ, ખાંસી વિગેરે ઉપર | રૂ. ૧—૦—૦ |
| સીરપ વસાકા ( અરડુસીનો સરબત. ) ઉપરનાજ રોગ ઉપર | રૂ. ૦-૧૨-૦ |
| એક્સ્ટ્રેક્ટ ગુલ્વચ ( ગળોનો સત્વ ) ગમે તે જાતનો તાવ, બરોળ, ઉધરસપર. | રૂ, ૧—૦-૦ |
| પ્લીહીર પપેન ( પપૈયાનો અર્ક. ) અપચો, અજીર્ણ, ચુંક, ઝાડો, ઉલટીપર. | રૂ. ૧—૦-૦ |
| વાઇનો અશોક ( આસોપાલવ અર્ક ) સ્ત્રીઓના ગર્ભાશયના દર્દોપર. | રૂ ૧—૪-૦ |
| કેમીકલ ફુડ. બાળકોના બાંધાની નબળાઈપર અમૃત સમાન. . | રૂ. ૦—૬-૦ |
| કુંતલોરલ હેર ઓઈલ: સ્ત્રીઓના માથાના શ્રૃંગાર માટે અનુપમ તેલ. | રૂ. ૧—૮-૦ |

આ ઉપરાંત બીજી દવાઓ તથા બનાવટો માટે પ્રાઇસ લીસ્ટ મંગાવો.

પંડિત શાહ એન્ડ કું. રીચીરોડ.—અમદાવાદ.

## પંડયા પુરૂષોત્તમ રાજારામ વિસલનગરા નાગર સ્કૉલરશીપ.

**ચાલુ વર્ષથી મજકુર માસીક રૂા ૭ ની સ્કોલરશીપ વિસલનગરા નાગર જ્ઞાતિના વિધાર્થીને આપવામાં આવશે.**

૧ મુંબઇ યુનિવર્સિટીની હેલ્લી મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પાસ થઇ અમદાવાદની ધી ગુજરાત કોલેજમાં આર્ટલાઇનનો અભ્યાસ કરવાની ઇચ્છા ધરાવતા વિદ્યાર્થીને પસંદ કરવામાં આવશે. વિદ્યાર્થીએ અન્યની મદદ શીવાય પોતાનો અભ્યાસ આગળ વધારવા અશક્ત હોય તેઓએ નીચે સહી કરનાર પાસેથી નિયમોની નકલ મંગાવ્યેથી મોકલી આપવામાં આવશે.

મોજીલાલ પુરૂષોત્તમ પંડયા,
નેધરલેન્ડ બેન્ક, પોસ્ટ બોક્ષ નાં. ૧૨૫-રંગુન.

---

## રૂા. ૨૦૦)નું ઇનામ.

### વિવાહ પદ્ધતિઉપર ગુજરાતીમાં નિબંધ.

ગુજરાત-કાઠિયાવાડના હિંદુઓમાં હાલ જે વિધિથી લગ્ન કરવામાં આવે છે તે વિધ ઉપર એટલે વાગ્દાન ( સગાઇ—સંબંધ—વેશવાળ )થી આરંભી ચોરી પર્યંત થતી સર્વ ક્રિયાઓ ઉપર મૂળ મંત્રો અને તેના ભાષાન્તર સહિત ગુજરાતી ભાષામાં સશાસ્ત્ર, અને સપ્રમાણ નિબંધ લખવાનો છે.

ઇ. સ. ૧૯૧૩ ના મે આખર સુધીમાં તે મળવો જોઇએ. (નિયમોની એક પ્રત નીચે સહી કરનારને લખ્યેથી મોકલવામાં આવશે )

VAJSURWALA.
સી. ઍડમિનિસ્ટ્રેટર; સ. પોરબંદર.

ગુજરાતી કુટુંબોમાં જાહેર ખબર ફેલાવવાનું 'સુન્દરી સુબોધ' ઉત્તમ સાધન છે.

## સુન્દરી સુબોધમાં ઝાહેર ખબરના ભાવ.

આ પત્રની દર મહિને ઓછામાં ઓછી ૩૦૦૦ નકલો પ્રકટ થાય છે, અને તે હજારો સ્ત્રી પુરૂષોના વાંચવામાં આવે છે

| ઝાહેર ખબરનું કદ | ૧૨ મહિના માટે | ૬ મહિના માટે | ૩ મહિના માટે | ૧ મહિના માટે |
|---|---|---|---|---|
| ૧ પાનું | રૂ ૯૦ | રૂ ૫૦ | રૂ ૩૦ | રૂ ૧૨ |
| ½ ,, | ,, ૫૦ | ,, ૩૦ | ,, ૨૦ | ,, ૮ |
| ¼ ,, | ,, ૩૦ | ,, ૨૦ | ,, ૧૦ | ,, ૫ |

અયોગ્ય ઝાહેર ખબરો લેવામાં આવશે નહિ ઝાહેર ખબરનાં નાણાં અગાઉથીજ લેવામાં આવે છે. રોયલ આઠ પેજી અર્ધા ફોર્મ સુધીના હેન્ડબીલ વહેંચામણ ફક્ત વીસ રૂપિઆ વિશેષ માહીતી માટે આ સરનામે લખો—સુન્દરી સુબોધ મન્દિર,—અમદાવાદ.

## બસે. રૂપૈઆમાં અન્નદાન સાથે અમર નામ.

દાનવીર સજ્જનો અનાથોની પ્રાણ રક્ષા કરવા આપના વરદ હસ્તને આ આશ્રમ તરફ લબાવવા કૃપા કરશો !! અન્નદાનનું અન્નદાન અને સાથે અમર નામ !! જે દયાળુ દાતા તરફથી એકી વખતે રૂ ૨૦૦ બસો દાનમાં મળશે તે રકમ અનામત રાખી તેના વ્યાજ માંથી દરવર્ષે દાતાની મરજી પ્રમાણે ઠરાવેલા એક દિવસે આશ્રમના અનાથોને દાતાના સ્મરણમાં અન્નદાન આપવામાં આવશે અને તે દાતાના નામની આરસની તખતી કરાવી ઓફીસમાં ચોંઢી અમર નામ પણ કરવામાં આવશે. શું આવા દાનવીર દાતાઓ માત્ર ૩૬૫ નહિ મળે ? જરૂર મળશે દયા લાવી લખો— મંત્રી–હિંદુ અનાથાશ્રમ—નડીયાદ.

દરેક ઘરમાં-દરેકની પાસે હમેશાં રાખવા લાયક.—

## મહર્ષિ મહાદેવ ગોવિંદ રાનડેના જીવનની નોંધ.

લખનાર—હેમનાં પત્ની શ્રીમતિ રમાબાઇ રાનડે

મરાઠીમાંથી ભાષાંતર કરનાર—સૌ ભદ્રાબાઇ મડગાંવકર

(આ. ગોખલેની પ્રસ્તાવના સહીત)

મહર્ષિ રાનડે, રમાબાઇ રાનડે, મી શંકર પંડિત, મીસીસ પંડિત, તથા સૌ ભદ્રાબાઈના ફોટો સહિત લગભગ પાનાં ૪૮૦ સરળ, રસિક, બોધક, ઉપયોગી કિંમત રૂ ૧—૮—૦ ટપાલ ખર્ચ જુદું. બુકસેલરોને સારૂં કમીશન આપવામાં આવશે

લખો બી. આર. દિવેટિયા (બી એ)—સાન્તાક્રુઝ







શ્રીમંત રાજપુત્ર જયસિંહરાવ ગાયકવાડ.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઇના શબ્દોમાં કહીએ તો –"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બના ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે;" સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતાં બાન્ધુનાં આત્મા–હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમા હૃદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસમયી કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવની સફળતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી .. ..સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧૦ મું ] ઈ. સ. ૧૯૧૩, એપ્રિલ: ચૈત્ર, વિ. સં. ૧૯૬૯. [ અંક ૮ મો.


## उदय गुंजन.

### आपणां जीवननुं मूल्य शुं ?

જિંદગી શા માટે છે ?–કર્તવ્ય પાલન માટે, અને નહિં કે ધન ભેગું કરવા. જીવનને એક પ્રકાશ રૂપ માનો; આ પ્રકાશ આપણે આપણાં પોતાનાંજ સારૂં રાખી મૂકીએ, તો તે કેવી મ્હોટી મૂર્ખતા છે ? માત્ર મૂર્ખ અને અહંકારી માણસોજ ઇચ્છે છે, કે પ્રકાશને મ્હારા તાબામાં રાખીને ત્હેનો હુંજ લાભ લઉં. પરન્તુ તે મૂઢ જાણતા નથી કે પ્રકાશનો મૂળ સ્વભાવજ ફેલાઇ જવાનો છે. આપણે ઈચ્છીએ છીએ કે આપણી સર્વ શક્તિઓ આપણા પોતાનાજ સ્વાર્થમાં કામે લગાડીએ અને આપણી આજુબાજુ એવો કિલ્લો બાંધી લઇએ કે ત્હેમાં આપણે ફક્ત સુખજ ભોગવી શકીએ. પરન્તુ આપણે જાણતા નથી કે તેમ કરવાથીજ,–સ્વાર્થના–લોભના–મોહના કિલ્લામાં આપણી જિંદગીને પૂરી રાખ્યાથી, આપણા વિચારને બાંધી રાખ્યાથી, આપણે આપણું જીવન મહાદુઃખી બનાવીએ છીએ. સંસારનાં સુખદુઃખ ધારણ કરતી આપણી જિંદગીને, અન્ય અનેક જિંદગીઓમાં પ્રકાશ અને આનન્દ ફેલાવતી ગંગા યમુના જેવી બનાવો; અને તે પવિત્ર નદીઓ જેમ પોતાના પાણીમાં સ્નાન કરતાં લાખ્ખો મનુષ્યોનું કલ્યાણ કરે છે, તેમ આપણાં કર્તવ્ય પાલનમાં આવતાં જેટલાં બની શકે તેટલાં માણસોની જિંદગી સુખી કરવા પ્રયત્ન કરો. જો તેમ નજ બને, તો પંછી વિચારો, કે આપણા જીવનનું મૂલ્ય શું ?

અ. સૌ. ગમનગૌરી.

# विविध विहार.

## श्री भरत चरित.

( રામાયણ ઉપરથી )

ભરતના નામનો ઉલ્લેખ કરતાં રાજા દશરથે કૈકેયીને કહ્યું હતું કે **रामादपिहि तन्ये धर्मतोवलवत्तरम्** હું ભરતને રામ કરતાં પણ અધિક ધર્મનિષ્ઠ સમજું છું. ભરતના શ્રેષ્ઠ સ્વભાવની તેમને ખબર હતી, પણ રામના વનવાસગમન પછી તેમણે ભરતને ત્યાજ્ય પુત્ર ઠરાવ્યો અને પોતાના ઔર્ધ્વ દૈહિક કાર્ય માટે તે અયોગ્ય છે એમ કહ્યું ! છતાં આખા રામાયણના મહાકાવ્યમાં ભરતજી જેવું નિર્દોષ ચરિત્ર છે તેવું બીજા કોઈનું નથી. રઘુકુલ દીપક મહાભાગ ભરતને બહુજ વિટંબના સોસવી પડી. તેના દુઃખનો વિચાર કરતાં નેત્રમાંથી અશ્રુ વહે છે. તેનો કાંઈ પણ દોષ ન હતો, છતાં તેના પિતાએ તેને અન્યાયથી ત્યાજ્ય ઠરાવ્યો; એટલુંજ નહિ પણ તેને તેડવા માટે જે દૂત ( તેના મોસાળ ) કેકય દેશમાં ગયો હતો તેણે પણ તેના કુશળ પ્રશ્નનો વ્યંગોક્તિમાં ઉત્તર દીધો :—**कुशलास्ते महाबाहो येषां कुशलमिच्छसि** !—જેનું તમે કુશલ ઇચ્છો છો તે કુશલજ છે ! " આ પ્રમાણે ઉત્તર દઇને એવું દર્શાવ્યું કે ભરતને દશરથ, રામચંદ્ર, લક્ષ્મણ વગેરેની બિલકુલ પરવા ન હતી;—તેને ફક્ત કૈકયી અને મંથરાની કુશલતા જાણવાની ઇચ્છા હતી. રામના વનવાસ સંબંધી અયોધ્યાના રાજભુવનમાં ચર્ચા ચાલતી હતી, ત્યારે પણ બે ત્રણ વખત આ નિર્દોષ રાજકુમારને આપ્ત જનનાં અન્યાયથી યોજેલાં વાગ્બાણ સહન કરવાં પડ્યાં હતાં. આ સાધુ પુરુષ ઉપર કોઈ કારણ ન હતું, છતાં લાંછન આવ્યું. રામચંદ્ર અને ભરતનો એટલો પ્રેમ હતો કે રામચંદ્ર તેને **मम प्राणैः प्रियतर** —" મારા પ્રાણના કરતાં તું મને અધિક પ્રિય છું, " એમ સંબોધી તેને બહુ સંભારતા હતા. વનવાસમાં જવાની વખતે રામચંદ્ર કૌશલ્યાને કહેતા હતા કે ધર્મપ્રાણ ભરતનું સ્મરણ કરવાથી તમને અયોધ્યામાં એકલાં મૂકીને જવા બદલ મને ચિંતા થતી નથી. " પણ એવી સ્થિતિ છતાં રામચંદ્રના મુખમાંથી પણ કદિકદિ ભરત ઉપર વાગ્બાણ નીકળી ગયાં છે ! રામચંદ્રે એક વખત સીતાદેવીને કહ્યું હતું કે, "તમે ભરત પાસે મારી પ્રશંસા કરશો નહિ, કારણ કે સમૃદ્ધીશ પુરુષોને બીજાની પ્રશંસા ગમતી નથી, " રામનાં આ વચનનું સમર્થન કરવાનું બની શકતું નથી.

રામરાજ્યાભિષેકની તૈયારી ચાલતી હતી, ત્યારે પણ રાજા દશરથને ભરત સંબંધી મનમાં સંશય રહેતો હતો એવું જણાય છે; કારણ તેમણે એક વખત રામને બોલાવી કહ્યું હતું કે " મારી એવી ઇચ્છા છે કે જ્યાં સુધી ભરત એના મોસાળમાં છે ત્યાં સુધીમાં તને અભિષેક કરી નાંખવો. કારણ ભરત જો કે ધર્મનિષ્ઠ છે અને જો કે તે તારો નાનો ભાઇ છે, તો પણ તેની મતિ બગડવાને કેટલી વાર લાગે ? "

ઇક્ષ્વાકુવંશમાં બહુ પ્રાચીન કાલથી ચાલતા આવેલ નિયમ પ્રમાણે રાજસિંહાસન ઉપર જ્યેષ્ઠ પુત્રનો હક પહોંચે છે. તેનું ઉલંઘન કરે એમ ભરત સરખા પવિત્રાચરણી પુત્રનો સંશય રાખવો એ કેવલ અન્યાયનું વર્તન રાજા દશરથને હાથે થયું લાગે છે. ભરતના નિર્લોભીપણાની રામચંદ્રને સારી રીતે ખબર હતી. છતાં પણ તેમણે લંકાથી પાછા આવતાં હનુમાનને ભરત તરફ પ્રથમ મોકલ્યા અને તેને કહ્યું કે, " તું એક વાત બરાબર લક્ષમાં રાખજે કે મારા પાછા ફરવાની વાત સાંભળીને ભરતના ચહેરા ઉપર કાંઈ વિકૃતિ

થાય છે કે નહિ તે બરાબર જોઇને મને કહેજે." આ રામવચનનું પણ બરાબર સમર્થન કરવાનું બની શકતું નથી.

આ જગત્‌માં નિરપરાધી લોકોને પુષ્કળ વખત ત્રાસ વેઠવો પડયો છે, પણ ભરત સરખું દુઃખ કોઇને ભોગવવું પડ્યું નહિ હોય. લક્ષ્મણ તો વારંવાર એવું કહેતા કે **भरतस्य वधे दोषं नाहं पश्यामि राघव ।** "હે રાઘવ, ભરતનો વધ કરવામાં મને કંઇ દોષ દેખાતો નથી "–એવું કહેવામાં એમણે બહુજ મોટી ભૂલ કરેલી છે. એથી ઉલટું મહાત્મા ભરતે અશ્રુરુદ્ધ કંઠથી લક્ષ્મણ વિષે નીચેના ઉદ્‌ગારો કાઢેલા છે—

**સિદ્ધાર્થ: खलु सौमित्रिर्यश्चन्द्रविमलोपमम् । मुखं पश्यति रामस्य राजीवाक्षं महाद्युतिम् ॥**–" સૌમિત્રિ (લક્ષ્મણ) ને શ્રી રામચંદ્રનું ચંદ્ર સરખું વિમળ, કમળ નયન યુક્ત, મહાતેજસ્વિ મુખમંડળ રોજ જોવાનું મળે છે તેથી તે ધન્ય છે."

સર્વ લોકો ભરતનો એટલો વિરોધ કરતા હતા, તેનું કારણ ન હતું એવું કાંઈ નથી. કૈકેયીનાં દુષ્કર્મોમાં ભરતની સંમતિ નહી હોય, એ વાત તેમનાથી માની શકાતી નહોતી. મામા યુધાજિત્‌ની સલાહથી પોતે દૂરના દૂર રહીને ભરતે કદાચિત્ કૈકેયીને આ નાટકની સૂત્રધાર બનાવી હોય એવું લોકોને લાગતું. એમ માનવાનું કારણ એવું બન્યું હતું કે ભરત એક વખતે બેભાન હતા ત્યારે કૈકેયીને કહેતા હતા કે જે વખતે મારા તરફ સકળ નગરવાસી લોકો સજલ નેત્રે જોશે ત્યારે રામચંદ્ર વનમાં ગયા પછી તે હું કેવી રીતે સહન કરીશ! (પરન્તુ આથી કૈકેયીના હૃદયના વિચારનું ભરતને જ્ઞાન હોય, એટલુંજ માત્ર સિદ્ધ થાય છે.)

કૌશલ્યાએ ભરતને બોલાવીને તેના ઉપર જે સપાટો ચલાવ્યો, તે સાંભળી તેને હજારો સોયો ઘોંચાયા જેવું દુ:ખ થયું કાળચક્રના ફેરામાં આવી પડવાથી ભરત ઉપર પ્રત્યેક મનુષ્યની વક્ર દૃષ્ટિ થઇને આવા સ્વભાવિક વ્હેમથી તેને બહુ વેઠવું પડયું. તે જ્યારે રામચંદ્રને પાછા બોલાવવા માટે અસંખ્ય દળ વાહન લઇને જતા હતા, ત્યારે નિષાદાધિપતિ ગુહકને તે રામને કંઇપણ અનિષ્ટ કરવાને આવે છે એમ લાગ્યું. તેથી તે ખડ્‌ગ લઈ તેના સામો થયો હતો. બીજાઓની જેમ, સાક્ષાત્ ભરદ્વાજ ઋષિને પણ ભરત ઉપર સંશય આવ્યાથી તેના ઉપર ભયાકુલ દૃષ્ટિએ જોઇને તે બોલ્યા હતા, કે તું તે નિષ્પાપસ્વરૂપ શ્રી રામચંદ્ર પાસે મનમાં પાપ રાખીને તો જતો નથી ને?" પ્રત્યેકને પોતાના મનની સ્થિતિ કહેતાં કહેતાં ભરતનો જીવ વ્યાકુળ થતો

ભરતે કૈકેયીને **मातृरूपे ममामित्रे** એવું કહ્યું છે તે કેવળ યોગ્ય છે. ખરેખર, માતારૂપે જન્મ પામેલી તે ભરતની મહા શત્રુ હતી. ભરત ઉપર આમ સંશયરૂપી ઝેરી બાણોનો જે વર્ષાદ થયો તેનું મૂળ કારણ કૈકેયી હતી. પરંતુ દૈવયોગે ભરત ઉપર જો કે અનેક આરોપ આવ્યા તોપણ તેના નિ:સીમ ભ્રાતૃસ્નેહથી તે સર્વ નિર્મૂલ થઈ તેની ઉજ્જ્વલ કીર્તિ જગત્‌માં જણાઇ.

રામચંદ્રને ભિન્ન ભિન્ન અવસ્થામાં આપણે સુખી જોયા છે. ચિત્રકૂટ પર્વતની અદ્‌ભુત શોભા જોઇ રામચંદ્રે સીતાદેવીને કહ્યું કે, " આવા સુંદર સ્થાનમાં તારી જોડે વિહાર કરવાના સુખ આગળ રાજ્યસુખ હું બિલકુલ તુચ્છ સમજું છું." આ દંપતીનું "આ વખતનું આનંદમય અને નિર્મલ ચિત્ર જોઇ મન આનંદથી ઉભરાય છે અને આ તૃપ્તિના સૌન્દર્ય તરફ અનિમિષ નેત્રે જોઇએ એમ મનમાં થઇ આવે છે. રામચંદ્રનું હૃદયાકાશ કોઈ

વખતે તિમિરાચ્છાદિત, તો કોઇ વખતે પ્રસન્ન હશે; પરંતુ ભરતનું દીર્ઘકાલનું સખેદ ચિત્ર કેવલ કરુણોત્પાદક છે, અને તેથી તેની આ સ્થિતિ જોઇને આપણને સ્વાભાવિક રીતે બહુ દુઃખ થાય છે. ચિત્રકૂટ ઉપર ભરત જ્યારે રામચંદ્ર પાસે જઇ પહોંચ્યા, ત્યારે તે વખત ભરતની જટાધારી, કૃશ અને દુઃખી મૂર્તિ જોઇ રામચંદ્રજી વિસ્મય પામ્યા. રામચંદ્રજીને મહુજ પ્રયત્ને ભરતની ઓળખાણ પડી !

'ભરતજીનું' ચિત્ર દેખાડવાની શરુઆત આદ્ય કવિ વાલ્મીકિએ જ્યારથી કરી, ત્યારથી આખર સુધી ભરતનું ચિત્ર સર્વ રીતે ખિન્નતા પૂર્ણ છે. એક દિવસ પ્રાતઃકાળે, રાત્રિએ દુઃસ્વપ્ન જોયેલું તેથી ભરત ઉદાસ ચહેરે ઉઠયા. તે વખત નૃત્ય કરનારા નૃત્ય કરતા હતા, પ્રિય મિત્રો પ્રેમની વાતો કરતા હતા, પણ ભરતનું ચિત્ત ત્યાં લાગે નહિ; તેનું મુખમંડળ વ્યગ્ર અને નિસ્તેજ દેખાતું હતું; અયોધ્યા ઉપર ભવિષ્યમાં આવનાર ભારે વિપત્તિનો તેના ચિત્ત ઉપર અસહ્ય બોજો પડયો હતો. આ વખતે તેને તેડી જવાને અયોધ્યાથી દૂત આવ્યા; દુઃખિત અંતઃકરણે ભરતે ક્ષેમ પૂછયું અને તે દૂતે વ્યંગોક્તિમાં ઉત્તર દીધો-"**कुशलास्ते महाबाहो येषां कुशलमिच्छसि**" પૂર્વ રાત્રિનું સ્વપ્ન અને આ ઉત્તરથી ભરતનું મન વધુ ખિન્ન થાય એમાં કાંઇ આશ્ચર્ય હતું ?

**बभूव ह्यस्य हृदये चिन्ता सुमहती तदा ।**
**त्वरया चापि दूतानां स्वप्न स्यापिच दर्शनात् ॥ ***

વ્યગ્ર ચિત્તથી તે અયોધ્યા જવા નીકળ્યા. ઘણા દેશ, નદીઓ અને અરણ્યો ઓળંગ્યા પછી, તેમની દ્દષ્ટિએ અયોધ્યા પાસેનાં શ્યામ વૃક્ષોની હાર દેખાવા લાગી. તે વખતે તેમણે રુદ્ધ કંઠથી સારથીને પૂછયું કે "આ અયોધ્યા નગરી આજ આવી કેમ દેખાય છે ! નગર મધ્યે રોજ પ્રમાણે ગડબડ કેમ દેખાતી નથી ? વેદાધ્યયનમાં નિત્ય નિમગ્ન એવા બ્રાહ્મણોનો વેદઘોષ, તેજ પ્રમાણે પોત પોતાનાં કાર્યમાં ગુંથાઇ ગયેલાં નરનારીના શબ્દધ્વનિ આજ કેમ બંધ પડયા છે ? જે વિનોદવાટિકાઓમાં સ્ત્રી પુરુષ નિત્ય વિહાર કરતાં હતાં તે આજ શૂન્ય કેમ પડી છે ! રાજમાર્ગ ઉપર ચંદનમિશ્રિત જલનું સિંચન થયેલું દેખાતું નથી ? રથ, અશ્વ અને હસ્તી રાજમાર્ગ ઉપર ફરતાં દ્દષ્ટિએ પડતા નથી ! રાજનગરી નિસ્તેજ દેખાય છે; આ અયોધ્યા ન હોય પણ અયોધ્યાનું અરણ્ય ( ભાસે ) છે !"

અયોધ્યાની લક્ષ્મી લુપ્ત થઇ ! ત્રિલોકમાં પ્રસિદ્ધ એવા દશરથ મહારાજાએ પુત્ર શોકથી વિહ્વલ થઇને પ્રાણત્યાગ કર્યો ! રાજ્યાભિષેકને યોગ્ય એવા રાજ્યના માલિકને-રાજાના જ્યેષ્ઠ પુત્રને-રાજ્યાભિષેકના દિવસે દૈવઘટના પ્રમાણે વનવાસ માટે જવું પડયું ! રામચંદ્રે વલ્કલ પહેર્યાં અને અરણ્યનો માર્ગ લીધો ! અયોધ્યાની રાજ્યલક્ષ્મી સીતાદેવી, પોતાના પતિસહ વનવાસી લોકોને યોગ્ય એવો વેષ ધારણ કરીને, અરણ્યમાં ગયાં ! પુરુષશ્રેષ્ઠ લક્ષ્મણે પોતાના દૈવતુલ્ય ભ્રાતાની સાથે અને માતાતુલ્ય ભાભીની જોડે અયોધ્યામાંથી પ્રયાણ કર્યું ! અયોધ્યાના પ્રત્યેક ગૃહમાં આ ત્રણે રાજ્ય દેવતા માટે કરુણ રુદન ચાલતું હતું. સઘળી અયોધ્યા નગરીને પુત્રહીન કૌશલ્યામાતાની દશા પ્રાપ્ત થઇ હતી !

પણ ભરતને આ દુર્ઘટ પ્રસંગની કંઇજ ખબર ન હતી. મૌન ધારણ કરનારી દિશાના

* આ પછી દૂતોની ઉતાવળ જોઇને અને સ્વપ્ન દર્શન થયેલું તેથી તેના હૃદયમાં મહાન ચિન્તા થઇ.

પ્રણામ ગ્રહણ કરીને તે આતુર ચિત્તથી પિતૃભવનમાં ગયો; પણ ત્યાં પિતાનાં દર્શન ન થવાથી તેને લાગ્યું કે, પોતાની માતા કૈકેયીના મહેલમાં રાજા હશે. રાજા કૈકેયીના મહેલમાં અધિક રહેછે, એ વાતની તેને ખબર હતી, એટલા માટે તે તેવોને તેવોજ ત્યાંથી માતાના મહેલમાં ગયો.

હવે ટૂંકા સમય ઉપર વિધવા બનેલી કૈકેયી આનંદથી પ્રફુલ્લિત થઇ હતી. પુત્રના ભાવિ રાજ્યાભિષેકનું ચિત્ર પોતાના મનમાં આલેખી તે દુષ્ટ પતિઘાતિની સ્ત્રી પ્રસન્ન ચિત્તવાળી થઇ હતી. ભરતને જોઇ તેને અત્યાનંદ થયો. ભરતે પિતાની ખબર પૂછી ત્યારે તે બોલીઃ—

" या गतिः सर्व भूतानां तांगतिं ते पिता गतः"(સઘળાં પ્રાણિઓની જે ગતિ થાય છે તે તારા પિતા પામ્યા છે !) આ વાત સાંભળીને કુહારથી કપાયલા વૃક્ષ પ્રમાણે ભરત ભૂમિ ઉપર પડયો. क स पाणिः सुखस्पर्शस्तातस्याक्लिष्टकर्मणः– " હવે મને પિતાના હસ્તના સુખ સ્પર્શનો અનુભવ કેવી રીતે મળશે ?"–આમ કહીને ભરત શોકાકુલ થયો. સર્વ વસ્તુઓ રાજા શિવાયની રાજશય્યા, કિંવા ચંદ્ર વિનાના આકાશ પ્રમાણે ભાસવા લાગી. ભરતે કૈકેયીને પૂછ્યું, " રામ ક્યાં છે ? પિતાના અભાવે તેજ અમારા પિતા, તેજ અમારા બંધુ છે; હું તેમનો દાસ છું, તેમને મળવાને માટે મારા પ્રાણ વ્યાકુળ થાય છે. "

રામ, લક્ષ્મણ અને સીતાના વનવાસગમનની વાતો શ્રવણ કરીને તે કેટલોક વખત તો સ્તબ્ધ બની ગયો. થોડા વખત પછી તે બોલ્યો,–" રામે કોઇ બ્રાહ્મણના ધનનું અપહરણ કર્યું, કે તેણે એકાદ દરિદ્રી બ્રાહ્મણને ત્રાસ દીધો, કે તેણે પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરી હતી ! તેને આ શિક્ષા શા નિમિત્તે થઇ ? " કૈકેયી બોલી–"રામે આ પૈકી કાંઇ પણ કર્યું નથી." પણ છેવટે ભરતની ઉન્નતિ માટે અને તેને રાજ્યપ્રાપ્તિ થાય, આ આશાએ જે અપૂર્વ વ્યૂહ પોતે રચ્યો હતો તેની હકીકત તેણે હળવે હળવે ભરતને કહી. તેને લાગ્યું હતું કે ભરતને આનાથી બહુ આનંદ થશે અને તે પ્રસન્ન મુદ્રાથી પોતાના તરફ જોશે. તે ધારતી હતી, કે ભરતના મનમાં મારે વિષે અપાર પ્રીતિ ઉત્પન્ન થશે. પણ તેની તે સર્વ આશા નિષ્ફળ થઇ.ખિચોખિચ્ચ મેઘમંડળથી જે પ્રમાણે આકાશ આચ્છાદિત હોય છે તે પ્રમાણે દુઃખના આવેશથી ભરતનું હૃદય પૂર્ણ થઇ ગયું. ધર્મનિષ્ઠ ભરતથી આ સંવાદ એક ક્ષણભર પણ સહન થયો નહિ. તેણે તે વખતે માતાનો જે તિરસ્કાર કર્યો તે દર્શાવવો અહિં યોગ્ય અને પ્રસંગને ઉચિત છે. તે બોલ્યો,—"તું ધાર્મિક અશ્વપતિની કન્યા ન હોય; પણ તેમના વંશમાં તું રાક્ષસી ઉત્પન્ન થઇ છું. મારા ધર્મવત્સલ પિતાનો તેં નાશ કર્યો; મારા પ્રિય અને સદ્‌ગુણી બંધુને રસ્તે ભટકતો ભિખારી બનાવ્યો; તને નરક લોક પ્રાપ્ત થશે !" રુદન ભર્યા સ્વરથી ભરતનું બોલવું ચાલુ જ હતું. તે સાંભળી કૌશલ્યાએ પોતાના મહેલમાં સુમિત્રાને કહ્યું, " ભરતનો સ્વર સંભળાય છે; તે આવ્યો હોય એમ લાગે છે, તેને બોલાવી લાવો " કૃશાંગી સુમિત્રા તેને બોલાવી લાવ્યાં. ત્યારે કૌશલ્યાએ ભરતને કહ્યું કે " તને લઇને નિષ્કંટક રાજ્ય કરવું, એવી તારી માતાની ઇચ્છા છે; તેથી તું મને પણ રામની પાસે મોકલી દે " આ કટુ વચન શ્રવણ કરતાં ભરતને બહુ ક્લેશ થયો. તેણે પોતાની રાજ્ય માટે ઇચ્છા નથી, તેની ખાતરી કરી બતાવવા હજારો સોગન ખાધા તેને આ ખટપટની લેશ માત્ર ખબર ન હતી. સર્વ આમ જનનાં અપમાન ભરેલાં વચન સાંભળી તેને બહુ દુઃખ થતું હતું. આ આરોપથી તેના હૃદયમાં દારુણ યાતના થવા લાગી. લજ્જાથી તેણે પોતાનું માથું નીચું નમાવ્યું, તેની આંખોમાંથી અશ્રુજલ વહેવા લાગ્યાં. રડતાં રડતાં તેને ભારે મૂર્છા આવી; તે જમીન ઉપર અચેતન થઇને

પડ્યો. તેની આ કરુણામય અવસ્થા જોઈ કારુણ્યમૂર્તિ કૌશલ્યાનું અંતઃકરણ ભરાઇ આવ્યું. ધર્મ વીર આ રાજપુત્રનું મન તે સમજી ગયાં. તેમણે પ્રેમથી તેને હૃદય સાથે ચાંપ્યો.

ભરતનો શોક અને ઉદાસીનતા એક સરખાં વધવા લાગ્યાં. સ્મશાનમાં મૃત પિતાના કંઠમાં કંઠ ઘાલીને તે શોક કરવા લાગ્યા. 'હે તાત ! તમારા બે પ્રિય પુત્રોને વનમાં મોકલીને તમે ક્યાં ગયા ?" વસિષ્ઠઋષિએ અશ્રુપૂર્ણ દૃષ્ટિ અને દયામય વચનોથી તેનું સમાધાન કર્યું. તેને પોતાના પિતાની ઔર્ધ્વ દૈહિક ક્રિયા કરતાં અત્યન્ત દુઃખ થવા લાગ્યું. તેનું સાન્ત્વન કોઇનાથી પણ થઇ શકતું નહતું. શોકથી વિહ્વળ થઇ પુનઃ એકવાર તે ભૂમિ ઉપર અચેતન થઇને પડયાં.

પ્રાતઃકાલે બંદીજનોએ ભરતની સ્તુતિ કરવાનો પ્રારંભ કર્યો. ભરત ગાંડા જેવા ત્યાં દોડતો ગયો અને તેમને તેમ કરતાં અટકાવ્યા. તે બોલ્યોઃ—" ઇક્ષ્વાકુ વંશમાં પૂર્વ પરંપરાને અનુસરીને જ્યેષ્ટ રાજકુમારોનો જ હક સિંહાસન ઉપર પહોંચે છે. તમે મૂર્ખ જેવા કોની સ્તુતિ કરો છો ?"

ઉત્તરક્રિયા સમાપ્ત થયા પછી રાજ્યનો કારભાર હાથ લેવા માટે રાજગુરૂ વશિષ્ઠ અને મંત્રિમંડળ એમણે ભરતને બહુ બહુ રીતે વિનવ્યા. તેમણે ઉત્તર દીધો,—" શ્રી રામચંદ્ર એ જ રાજ્યના માલિક છે. અયોધ્યામાંના સકલ પ્રજાજનોને સાથે લઇને હું તેમને પાછા લાવવા માટે જાઉં છું. તે જો પાછા નહિ આવે તો હું પણ ચૌદ વર્ષ વનવાસને આદરીશ." મંથરા અને કૈકેયીને શિક્ષા કરવાને શત્રુઘ્ન તૈયાર થયો પણ ઉદાર ચરિત ભરતે તેને તેમ કરવા દીધું નહિ.

સકળ અયોધ્યાવાસી લોક રામચંદ્રને પાછા લાવવા માટે ભરતની સાથે ગયા. શ્રૃંગવેરપુરમાં ભરતની ગૂહકને ભેટ થઈ. ગૂહકને પ્રથમ તો તેના ઉપર સંશય આવ્યો પરંતુ તેની દુઃખપૂર્ણ મુદ્રા જોઇ તેના મનમનો ભાવ સમજતાં તેને વાર લાગી નહિ. ઇંગુદીવૃક્ષની નીચે ફક્ત જળપાન કરીને રામચંદ્રે એક રાત્રિ ઘાસની શય્યા ઉપર પડી રહીને અહિં કાઢી હતી; આ શય્યાની ઘાસ રામચંદ્રના વિશાલ બાહુથી ચગદાઇને તૂટી ગયેલી દેખાતી હતી. તથા સીતાદેવીના ઉત્તરીય વસ્ત્રમાંથી પડેલા સુવર્ણના તારા તે શય્યા ઉપર પડેલા દેખાતા હતા. તે જોઇ ભરત ઉઠીને ઉભા થયા. ગૂહક વાત કરતા હતા પણ ભરતનું ચિત્ત ઠેકાણે ન હતું. તેણે ગૂહકની કહેલી એકે વાત સાંભળી નહિ. ભરતને સંજ્ઞાશૂન્ય જોઇ શત્રુઘ્ને તેને આલિંગન દીધું, અને તે આક્રંદ કરવા લાગ્યા. રાણી વર્ગમાં અને પ્રધાનમંડળમાં દુઃખનો જબરદસ્ત ઉભરો થઇ આવ્યો. પુષ્કળ ઉપાય કર્યાં પછી ભરત શુદ્ધિમાં આવ્યા. સજળ નેત્રથી તેણે પૂછ્યું–" શું આ રામની શય્યા ? જેને ગગનચુંબિ રાજમહેલમાં વાસ કરવાની ટેવ,–જેનું મંદિર ચિત્ર, ચંદન અને પુષ્પમાલાથી સદા સુશોભિત,–જેનું ગૃહશિખર નૃત્ય પ્રિય શુક અને મયુરનું વિહાર સ્થાન,–જેનું નિવાસસ્થાન ગીત વાદ્યથી ધ્વનિયુક્ત,– અને જે તે સુવર્ણ મંદિરના પૂર્ણ અધિપતિ, તે રામ આ ઇંગુદી વૃક્ષ નીચે ધૂળની શય્યા ઉપર પડી રહ્યા ! એ વાત સ્વપ્નવત્ ભાસે છે–અરે, અવિશ્વસનીય લાગે છે. પણ હાય, એ સર્વ ખરી છે. હું શું અહીં લઇને આ રાજવસ્ત્ર ધારણ કરૂં છું ? ભોગવિલાસના પદાર્થ મારા કામના નથી. હું આજથી જટાવલ્કલ ધારણ કરી, ભૂમિ ઉપર શયન કરી, કંદમૂળ ખાઇને મારા આયુષ્યનો જલદી અંત લાવીશ !"

તે શોક વિહ્વળ રાજકુમારે જટાવલ્કલ ધારણ કરીને રામચંદ્રની શોધને માટે આગળ ચાલતાં તેઓ ભારદ્વાજ મુનિના આશ્રમ પાસે આવ્યા. તે સર્વજ્ઞ મુનિએ પણ પ્રથમ કટુ શબ્દે ભરતને મર્મવિદ્ધ કર્યા. આ આશ્રમમાં એક રાત્રિ નિવાસ કરીને બીજે દિવસે પ્રાતઃકાળે મુનિની આજ્ઞાથી ચિત્રકૂટ જવાને તે નીકળ્યા. જતી વખતે ભારદ્વાજ ઋષિએ ભરતના તંબુમાં જઇને રાણીઓની ભેટ લેવાની ઇચ્છા જણાવી. તે સમયે ભરતે પોતાની માતાની ઓળખાણ નીચેના શબ્દોથી કરી દેખાડી. " ભગવન્, આ જે શોક અને વિરહથી કૃશ થયેલી સૌમ્ય મૂર્તિ છે, તે રામચંદ્રની માતા મહાભાગ કૌશલ્યા છે; તેના ડાબા હાથનો આધાર લઇ શુષ્ક વેલી સરીખી દેખાય છે, તે લક્ષ્મણ અને શત્રુઘ્નની માતા સુમિત્રા છે; અને સર્વની પાછળ ઉભી રહેલી, અયોધ્યાની લક્ષ્મીને ધુળમાં મેળવનાર, સર્વ અનર્થનું મૂલ, વૃથા શાણપણનો ટેક રાખનારી, રાજ્યાકાંક્ષી, પતિઘાતિની આ અભાગિયાની માતા છે ! " એ શબ્દ બોલતાં બોલતાં ભરતનાં બન્ને નેત્ર અશ્રુથી ભરાઇ ગયાં. ક્રોધાયમાન સર્પ પ્રમાણે તેણે પુનઃ એકવાર પોતાની માતા તરફ તીવ્ર દૃષ્ટિએ જોયું.

ચિત્રકૂટ પર્વત પાસે આવ્યા પછી ભરત રથમાંથી નીચે ઉતર્યા અને માતા અને સચિવ એમની આગળ આગળ પગે ચાલવા લાગ્યા તે સમયે રમણીય ચિત્રકૂટ પર્વત ઉપર કેતકી અને ચંપાનાં ફૂલો ખીલેલાં, આંબા અને રોહીયડાનાં પાંદડાં પાકાં થઇને શાખાના અગ્ર ભાગ ઉપર શોભતાં હતાં; કહિં બહુરંગી વિસ્તારવાળી વૃક્ષની હારો શોભતી હતી; પર્વતની નીચે આવેલા તે વનનાં વિધવિધ પુષ્પના સંમેલનથી વિનોદવાટિકા રમણીય દેખાતી હતી. પર્વત ઉપરનાં શૈલશૃંગ ઉંચાં થઇને ગગનને ચુંબન લેતાં હોય તેમ જણાતાં હતાં; થોડા અંતર ઉપર પવિત્ર મંદાકિની નદી મંદમંદ વહેતી હતી; તેના શુભ્ર જલની પવિત્ર ધારા નીલવૃક્ષરાજિ પર્યંત વહેતી જઇને અદૃશ્ય થતી હતી; સુંદરીનાં વસ્ત્ર પ્રમાણે મોજાંની પંક્તિઓ મેઘવાયુથી આન્દોલન પામતી હતી; મધ્યે મધ્યે પર્વત ઉપરનાં પુષ્પોનો સુવાસ મંદ મંદ વાયુની સાથે આવતો હતો. એ અપૂર્વ શોભા જોઇને રામચંદ્ર સીતાદેવીને કહેવા લાગ્યા " જે સમયે આ નિસર્ગશોભાને હું અનિમિષ નેત્રથી જોયાં કરું છું, તે સમયે મારા મનને જે નિર્મળ આનંદ થાય છે, તે કારણથી રાજત્યાગ અને સુહૃદ્વિરહનું દુઃખ મને લાગતું નથી."

રામચંદ્ર આ શબ્દો બોલ્યા ન બોલ્યા, એટલામાં તો સર્વ આકાશ ઘેરાઇ ગયું. સૈન્યના પગથી ઉડેલી ધૂળથી સઘળી દિશાઓ શ્યામ થઇ. પદઘાતનો ભયાનક ધ્વનિ સાંભળીને સર્વ પશુપક્ષી ભયભીત થઇ ચારે દિશામાં દોડવા લાગ્યાં. રામચંદ્રે સખેદ સ્વરથી લક્ષ્મણને કહ્યું–" આ અરણ્યમાં કોઇ રાજા કે રાજપુત્ર મૃગયા કરવાને આવ્યો છે કે શું ? અથવા કોઇ દુષ્ટ રાક્ષસ અહિં આવ્યાથી આ શાન્ત અને સુંદર આશ્રમની શાન્તિ ભંગ થઇ છે ? " લક્ષ્મણ લાગલોજ એક પાસેના વિશાલ પુષ્પિત શાલ વૃક્ષની ટોચે ચઢ્યો અને ચારે દિશામાં જોયું તો પૂર્વ દિશામાં એક મોટું સૈન્ય દેખાયું. તે બોલ્યો, " શ્રી રામચંદ્ર ! તમે તમારું અસ્ત્રશસ્ત્ર તૈયાર કરો અને આપણે સીતાદેવીને ગુફામાં પહોંચાડી શસ્ત્રાસ્ત્ર લઇને સજ્જ થવું જોઇએ. " તે ઉપરથી રામચંદ્રે પુછ્યું—" કોનું સૈન્ય આવે છે. ? " આ પ્રશ્નનો ઉત્તર દેતાં લક્ષ્મણે કહ્યું:—" થોડે દૂર જે વિશાલ શાલ વૃક્ષ છે તેનાં પત્રોમાંથી ભરતની રથ ધ્વજા દેખાય છે. રાજ્ય મળવાથી ભરતનો મનોરથ પૂર્ણ થયો નથી. નિષ્કંટક રાજ્યશ્રી પ્રાપ્ત થવાની આશાથી તે અહિંયાં આપણા વધ

અર્થે આવે છે. આજે હું આ સર્વ અનર્થનું મૂલ જે ભરત તેનો આ જગતમાંથી અવશ્ય નાશ કરીશ. "

રામચંદ્રે ઉત્તર દીધો,–"ભરત મને ઘેર પાછો લઇ જવા માટે આવે છે. સર્વ વાતની ખબર થયા પછી ચિરસ્નેહપરાયણ અને મને પ્રાણ કરતાં પ્રિય એવો ભરત શોકાક્રાન્ત હૃદયથી પ્રજાને પ્રસન્ન કરવા માટે મારા તરફ આવે છે. તું તેના ઉપર અન્યાય મૂલક આરોપ કરું છું. ભરત કોઇ પ્રકારની મને અપ્રિય એવી વાત કરનાર નથી. તું તેના વિષે કઠોર શબ્દ કેમ બોલું છું ? જો રાજ્ય લોભથી ભરત વિષે તું એવા ઉદ્ગાર કાઢતો હોઉં તો નિશ્ચયપૂર્વક તેને કહીને તને હું રાજ્ય અપાવીશ. " ધર્મશીલ ભાઇના એ શબ્દ સાંભળી લક્ષ્મણ લજ્જાથી અધોમુખ કરી ખિન્ન થયો.

થોડી વારમાં ભરત આવી પહોંચ્યો. ઉપવાસથી કૃશ થયેલા, શોકમૂર્તિ, દેવોપમ ભરત રામચંદ્રને પર્ણ શાળાના સામા બેઠેલા જોઇને એકાદ બાળક પ્રમાણે ઉચ્ચ સ્વરે રુદન કરવા લાગ્યો. " જેના મસ્તક ઉપર હેમછત્ર શોભાયમાન થતું હતું તેજ રાજ્યશ્રીથી ઉજ્જવલ થયેલા મસ્તક ઊપર આજે જટાભાર છે; જે શ્રેષ્ટ બધુ રામચંદ્રનો દેહ ચંદનની રેખાઓ વડે વિભૂષિત થતો હતો તેમણે આજે વસ્ત્ર રહિત ધુળનું વિલેપન અંગોને કર્યું છે; સઘળા વિશ્વની પૂજનીય વસ્તુ આજ આ વનમાં ભિખારીના વેષમાં ફરે છે; મારે માટે તમારે આ સર્વ કષ્ટ સહન કરવું પડયું ! તેથી મારા આ લોકથી નિંદાયલા પાપી જીવનને ધિક્કાર હો ! "

આ પ્રમાણે બોલીને ભરત રડતાં રડતાં રામચંદ્રના ચરણમાં આળોટી પડયા. આ બે ત્યાગી મહાપુરુષની ભેટનું ચિત્ર અત્યંત કરુણ રસ પૂર્ણ છે. રામચંદ્રને કૃશ અને નિસ્તેજ ભરતને ઓળખતાં બહુ ત્રાસ થયો તેમણે મોટા પ્રેમથી તેનો હાથ ઝાલી તેને ઉઠાડયો. ભરતનું મસ્તક પોતાના ખોળામાં લઇને રામચંદ્ર બોલ્યા—" વત્સ ! તારો આવો વેષ શા થી ? આ વેષે વનમાં આવવાને તું યોગ્ય નથી. "

ભરને રામના ચરણમાં ફરી લોટવા માંડયું. તે બોલ્યા " મારી પાપી માતા મહા ઘોર નરકમાં પડશે. તેને આપને જોઇએ તે શિક્ષા કરો. પણ હું તમારો નાનો ભાઇ છું, હું તમારો શિષ્ય છું, હું તમારો દાસાનુદાસ છું. મારા ઉપર કૃપા કરીને તમે તમારા રાજ્યમાં ચાલો અને ત્યાં અભિષિક્ત થાઓ. "

રામચન્દ્રે પિતાનાં વચનનું ઉલ્લંઘન થાય એમ કહી, તે પ્રમાણે કરવા ના પાડી; ત્યારે પુષ્કળ બીજી વાતો અને આગ્રહ પ્રત્યાગ્રહ થયા. પછી ભરતે કહ્યું—" હું આજથી ચૌદ વર્ષ વનવાસમાં રહીશ, આપની પ્રતિજ્ઞાનું પાલન કરવું એ મારો ધર્મ છે. "

કોઇ પણ પ્રકારે રામચંદ્ર પાછા આવતા નથી, તે જોઇને. તે તેવોજ ભૂખ્યો પર્ણ કુટીના દ્વાર આગળ પડી રહ્યો. રામચંદ્રને મોટું ધર્મ સંકટ આવી પડયું, ત્યારે તેમણે પોતાની પાદુકા આપી. જટાભારને શોભાયુક્ત કરવા સારૂ ભાઇના ચરણરજથી વિભૂષિત થયેલી પાદુકા તેને મુકુટ જેવી લાગી. સેંકડો અલંકારથી જે શોભા આવે તે કરતાં સહસ્ત્રગણુ અધિક શોભા તે પાદુકાથી ભરતને પ્રાપ્ત થઇ. આખરે જતી વખતે ભરતે કહ્યું–રાજ્યનો ભાર આ પાદુકા ઉપર સોંપી ચૌદ વર્ષ સુધી હું વનમાં તમારા આવવાની રાહ જોતો રહીશ. તેટલા વખતમાં જો તમે આવ્યા નહિ તો હું અગ્નિમાં દેહ વિસર્જન કરીશ. "

અયોધ્યાની પાસે પાછા આવ્યા પછી ભરત બોલ્યા ' આ અયોધ્યા પૂર્વની અયોધ્યા ન હોય હુ આ સિંહવિહીન ગુહામાં પ્રવેશ કરી શકતો નથી "

નંદિગ્રામમાં રાજધાની સ્થાપન થઇ તે રાજધાની નહિ પણ ઋષિનો આશ્રમ કહીએ તો ચાલે ! મંત્રિમંડળ જટાવલ્કલ ધારણ કરી ફલમૂલ હારી થયા તપસ્વી ભરતની પાસે અમૂલ્ય વસ્ત્ર આભૂષણ ધારણ કરીને તે કેવી રીતે રહી શકે ? આ કારણથી સર્વજણ ભગવાં વસ્ત્ર ધારણ કરવા લાગ્યા તે 'કાષાયવસ્ત્રધારી સચિવસમૂહમાં રહીને, વ્રતઉપવાસોથી કૃશાંગ થયેલા આ ત્યાગી રાજકુમારે પાદુકા ઉપર રાજછત્ર સ્થાપીને ચૌદ વર્ષપર્યંત રાજ્ય પાલન કર્યું

ભરતની આ ખિન્ન મૂર્તિ રામચંદ્રના હૃદયમાં શલ્ય સરખી ઉંડી પેસી હતી સીતાનું હરણ થયા પછી ફરતાં ફરતા પંપા સરોવરની શોભા જોઇને એમહ ઉન્મત્ત મનુષ્ય પ્રમાણે તે બોલ્યા હતા ' પંપાતીર ઉપરની આ અપૂર્વ શોભા સીતાનો વિરહ કિંવા ભરતનું દુ ખ એના સ્મૃતિ ચિત્ર કરતાં મને વધારે રમણીય લાગતી નથી ! "

તેવીજ રીતે રામચંદ્રે એક વખત સુગ્રીવને કહ્યું હતું, " ભરત સરખો ભાઇ આ જગતમાં બીજો મળવો શક્ય નથી ! "

રામચંદ્ર જ્યારે અયોધ્યામાં પાછા આવ્યા ત્યારે ભરતે પોતેજ તેમના પગમાં તે પાદુકા ચઢાવી તે પોતે અત્યારે કૃતાર્થ થયો હોય એમ લાગ્યું તે રામચંદ્રના ચરણમાં પ્રણામ કરીને બોલ્યો–" હે દેવ, તમે જે રાજ્ય કારભાર મારા અયોગ્ય હાથમાં સોંપ્યો હતો, તે આજ કૃપા કરીને પાછો લ્યો મે તમારા રાજ્યનું મારી અલ્પ મતિ પ્રમાણે રક્ષણ કર્યું છે ખજાનામાં પૂર્વે જે દ્રવ્ય હતુ તે આ ચૌદ વર્ષમાં દશ ગણુ થયુ છે "

રામાયણમાં જો કોઇનુ પણ લાંછન રહિત આદર્શ ચરિત્ર હોય તો તે મહાત્મા ભરતનું છે સીતાદેવીએ લક્ષ્મણને માયામૃગ મારવા માટે રામચંદ્ર ગયા, ત્યારપછી જે કટુ શબ્દનો પ્રહાર કર્યો હતો તે કોઇપણ રીતે ક્ષમ્ય નથી વાલીના વધનું કે મહીરાવણને મારતી વખતે કરેલા રામચંદ્રના કપટનું સમર્થન કરી શકાતું નથી લક્ષ્મણની વાત તો કેવળ કર્કશ અને ઉન્મત્તપણાની છે કૌશલ્યાએ પણ એક વખત દશરથને કહ્યું હતું " જે પ્રમાણે કોઇ કોઇ જલજંતુ પોતાનાં બચ્ચાં ખાઇ જાય છે, તેજ પ્રમાણે આપણે આ કૃતિ કરીએ છીએ " પરંતુ ભરતના ચરિત્ર ઉપર કોઇ પણ જાતનો ડાઘ નથી રામચંદ્રજીની પાદુકા ઉપર હેમ છત્ર ધારણ કરાવીને રાજ્ય કારભાર ઉપર નજર રાખનારા આ જટાવલ્કલધારી રાજર્ષિનું ચિત્ર આખા રામાયણમાં અદ્વિતીય શોભા રૂપ છે દશરથે કહેલું, તે તદ્દન ખરૂ છે કે—

' रामादपि हि तमन्ये धर्मतो बलवत्तरम् । "

કૈકેયીના હજાર અપરાધને પણ આપણે ક્ષમા યોગ્ય ગણીએ, કારણ કે ભરત જેવા સુપુત્રની તે માતા છે નિષાદાધિપતિ ગુહકે નીચેના શબ્દોથી ભરતની જે સ્તુતિ કરી છે તે કેવલ યથાર્થ છે —

धन्यस्त्वं न त्वया तुल्यं पश्यामि जगतीतले ।
अयत्नादागतं राज्यं यतस्त्वं त्यक्तुमिच्छसि ॥

" વિના પ્રયત્ને આપોઆપ ચાલી આવેલા રાજ્યનો ત્યાગ કરવાની તારી ઇચ્છા છે, તેથી ખરેખર, તને ધન્ય છે આ જગતમાં તારા જેવો બીજો કોઇ મને જણાતો નથી હે મહાત્મન તારા સરખો ત્યાગી રાજર્ષિ તુંજ છે ! "

( અમદાવાદ-સાંકડીશેરી ) —સૌ ધનલક્ષ્મી

## પ્રલ્હાદ ચરિત્ર.

( પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે,—એ રાગ )

એક સમે શ્રી હસ્તીનાપુરને વિષેરે, બેઠા સભા ભરીને કુન્તાના કુમાર;
એવે પધારીયા ત્યાં સ્વર્ગ થકી નારદ ઋષીરે.
જોઇ મુનીને રાજા ઘણું હરખે ભર્યારે, ઉઠી લાગ્યા શ્રી નારદજી કેરે પાય;
સ્વામી ! સભળાવોને કથા ભક્ત પ્રલ્હાદનારે.

એવુ સુણીને ઉચર્યા શ્રી નારદ મુનીરે, ઘણું નિર્મળ દીસે, રાજા ! ત્હારૂં મંન,
સુણ જે કહું તે વાર્તા ભક્ત પ્રલ્હાદનીરે
એક સમે પોઢયા હતા શ્રી વૈકુંઠપતીરે, કરે ચોકી ત્યાં જય વિજય છડીદાર;
માતા લક્ષ્મીજી તળાંસે ચરણો પતિ તણારે.

કરવા દર્શન શ્રી સનત મુનિ પધારીયારે, અખંડિત બ્રહ્મચર્યથી શોભે જેના દેહ;
દ્વારપાળોએ દ્વારે બ્રહ્મ બાળને રોકીયારે.
જોઇ એવું ઋષીને ક્રોધ અતિશય વ્યાપીઓરે, થયાં કોપ થકી તો નેત્રા રાતાં ચોળ,
'પડજો પૃથ્વી વિશે બન્ને !' એ શાપજ આપીયોરે.

સુણતાં ઋષિ મુખથી વચનો એવાં આકરાંરે, કરગરી લાગ્યા તેઓ મુની કેરે પાય;
સ્વામી ! રંક ઉપરે ઘટે છે કરવી દયારે.
ઘણું કરગરતા એમ જોઇ બન્ને ભાઇનેરે, દયા આણી કરિયો શાપ તણો નિવાર;
ધરતાં અસુર યોની ત્રણ જન્મે આવો અંહીંરે.

તે બે પુત્ર થઇ કશ્યપ ઘરમાં જન્મ્યા સહીરે, હિરણ્યકશિપુ ને હિરણ્યાક્ષ* પામીયા નામ;
કરે ઉત્પાતો તે અતિશય બાલક વયમાં થકીરે.
થાતાં મોટા બન્ને તપ કરવાને સંચર્યારે, દૃઢ મનથી ધરિયું બ્રહ્માજી કેરૂં ધ્યાન;
થઇને પ્રસન્ન તે આવ્યા વરદાનજ આપવાં રે.

જોઇ બ્રહ્માને ઉઠી અસુર પાયે પડ્યોરે, નિપજાવી છે સૃષ્ટિમાંય ત્હમે જે વસ્ત;
દિન રાત્રે મુજનું મૃત્યુ તેથી હોયે નહિરે.

તપ કરવાને માટે અસુર જ્યારે સંચર્યોરે, જોઇ સુનું સુરપતિએ ત્હેનું લુંટયું નગ્ર;
હરણ કરિને નારી ગર્ભવતીને લઇ ગયોરે.

વળતાં પાછા મળીયા તેને શ્રી નારદ ઋષીરે, લેશે જન્મ એને ઉદર મહા હરિભક્ત;
દીધી શીખ નારીને નવ કરિયે કરીએ દુઃખીરે.
કહી એવું તેને નિજ આશ્રમ ઋષિ ગયા લઇરે, જાણો બ્હેની ! મુજને તુજ સહોદર ભ્રાત,
પતિ પ્રભુનું અહિં સ્મરણ કરે, નિત્યે સુખથી રહીરે.

ઋષિએ વચનો એવાં વદી શાન્ત તેને કરિરે, દિન દિન નિર્મળ સંભળાવે હરિની સુકથાય,
બાળક થાય હરિનો ભક્ત આશ મનમાં ધરિરે.

---

* હિરણ્યાક્ષ મ્હોટા ભાઇ હતો; ત્હેને વિષ્ણુએ વરાહનો અવતાર ધરીને માર્યો હતો—અહિંથી હિરણ્યકશિપુની કથા ચાલુ છે.

પામીને વરદાન અસુર વળીયો ઘરની ભણીરે, નારી ઋષિ આશ્રમથી લઇને ગયો નિજગામ;
પુત્ર પ્રસવીઓ છે પ્રલ્હાદ ભક્ત શિરોમણીરે.
થાતાં પુત્રજ મ્હોટો મંન પિતા હરખે ઘણુરે, મૂકયો ગુરૂ ગૃહે શિક્ષણ લેવાને સારં;
પણ ના ક્ષણ મુખથી તે મૂકે નામ શ્રી રામનુંરે.

એક સમયે ગુરૂજી કંઇ કામે ગયારે, ત્યારે નિશાળીયાને આપે એ ઉપદેશ;
કરો પ્રભુ ભજન છોડીને ઉપાધી બધીરે.
સો વર્ષેનું આયુષ્યજ પ્રાણી માત્રનુંરે, તે નિદ્રા આળસ ને અસત્યમાં વહી જાય;
લોકો જાણે વૃદ્ધ થઇ સ્મરીશું ભગવાનનેરે.

એવા વિચારમાં અમૂલ્ય વખત વહી જાય છેરે, માતા, તાત, દ્રવ્ય, સુત, સ્ત્રી, કુટુંબીજન;
એતો સરવે જાણો જગત આળ પંપાળ છેરે.
મનુષ્યનો આ અવતાર કદિકજ દુર્લભ સાંપડેરે, કરોને સત્ય જ્ઞાન શોધી આત્મનું સાધન;
જેથી ફરી ફરીને જન્મ નહિં ધરવો પડેરે.

કર્મ કર્યાં તેનાં ભોગવવાનાં ફળ તો સહીરે, કહોને કોણ છોડવે વિના શ્રી દીનનાથ;
સંચો સાચું ધન ભક્તિનું જે હોયે સહીરે.
એવું જ્ઞાન તો તેણે સર્વેને બહુએ કહ્યુંરે, મૂકી પાટી સહુએ લીધી માળા હાથ;
પ્રભુ ભક્તિમાં મન સહુનુંયે પૂરં ગયુંરે.

આવ્યા ગુરૂજી કામે ગયા'તા ત્યાં થકીરે, થયા વિસ્મય જોઇ નિશાળીયાના ઢંગ;
કહ્યું પ્રલ્હાદજીને છે કાર્ય ત્હારૂં આ નકિરે.
થાશે ખબર જો સઘળી આ તુજ તાતને રે, નિશ્ચે કોપીને એ કરશે ત્હારો ઘાત;
રાજવિદ્યા શીખ, ભાઇ ! મૂકી આવી વાતનેરે,

રાખો બીક શું ? થાશે કાંઇ કોઇ ધાર્યું નહિં રે, પ્રભુતા વિશ્વ વિષે વ્યાપી સઘળે સમર્થ;
તૃણ હલાવવા એના વિણ શક્તિ કો નથીરે.

રાજદ્વારે ગુરૂજી બાળ સાથ લઇને ગયારે, સઘળી વર્ણુસાડી, રાજન ! એણે નિશાળ,
તાતે પૂછયું,—કુંવર ! કહોને શું શું શીખીયારે ?

તાતજી ! શીખ્યો હું વિદ્યા જે છે ઉત્તમ ઘણીરે, એ છે સર્વ મંત્ર ને શાસ્ત્રોકેરો સાર;
વિદ્યા સર્વમાંય શીખ્યો હું છે શિરોમણીરે.
બાપુ ! એ વિદ્યા આપણે કદિ શીખવી નહીરે, રાજવિદ્યાનાં શીખો, રૂડા મંત્ર ને તંત્ર;
ત્રણે લોકોનું હું રાજ ત્હને આપું સહીરે.

તાત ! ત્હમારી રાજ્ય વૈભવ લક્ષ્મીને શું કરૂંરે, મુજને વ્હાલું એકજ પ્રભુજી કેરૂં નામ;
રામજી, કૃષ્ણજી, ગોવીંદ, મુકુંદ, માધવને સ્મરૂંરે.
જીત્યા વિષયોને, જેણે છે મંન જીતીયુંરે, જાણો જીત્યું તેણે સઘળુ ત્રિભુવંન;
તે પછી નથી ત્રિલોક વિશે જીતવું કાંઇ રહ્યુંરે.

સુણી વચનો આવાં રાય બોલ્યો ગુસ્સો કરીરે, તેડી રાક્ષસોને દીધો હુકમ ત્યાંય;
ગિરિશૃંગેથી નાંખો એને, કર બાંધીનેરે.

જળ ને અગ્નિથી શ્રી પ્રભુજીયે રાખીયોરે, વિષધર સર્પેનુયે ચડીયું નહિં વિષ લગાર;
ઉગારી હસ્તી મુખથી પ્રભુજીયે સંભાળીયોરે.
જોઈ એવું ને એવું મન આશ્ચર્યે ભર્યું રે, દુષ્ટે કરીયા ક્રૂર અનેક, અનેક ઉપાય;
પણ મૃત્યુ તે બાળ તણું તેથીય થયું નહિરે.

અતિશય રોષ કરીને અસુર ત્યારે બોલીઓરે, હવે હું જોઉં છું તુજ વ્હાર કરેછે કોણ!
આપી આજ્ઞા લોહ સ્થંભે અગ્નિ પ્રજાળીયોરે.
પૂછ્યું ત્હેણે બાળને રામ તાહરો ક્યાં ગયોરે, લોહસ્થંભને ભેટી મુજને તે બતાવ;
જોઉં નજરે હું જે રક્ષા ત્હારી કરી રહોરે.
તાતજી! વચનો એવાં મિથ્યા મુખથી શું કહોરે? વિશ્વ વિષેજ રહ્યો છે વ્યાપી મ્હારો રામ;
ભેટું સ્થંભને મને બચાવે તે જોઇ રહોરે.

એવું કહીને સ્થંભની સામી નજર છે કરીરે, પણ તે લાલચોળ દેખી ડરીયું શિશુ મંન;
કરજે રક્ષા પ્રભુજી જાશે લજ્જા તાહરીરે.
મુજને મરણતણો ભય કાંઇયે મનમાં નથીરે, તુજ ચરણે આ ચોટયું દીન ભક્તનું ચિત્ત;
સુણીને સ્તુતી એવી પ્રભુજીયે દીધી મતિરે.

હિમ્મત આણીને સ્થંભની ભણી દૃષ્ટિ કરીરે, દીઠી ચડતી ત્યાં કીડીઓ કેરી હાર;
ફાટયો ભેટતાં સ્થંભ અને પ્રકટયા નૃસિંહ હરિરે.
રૂપ વીકાળ નીહાળી સર્વેજણ વિસ્મય થયારે, ધાર્યું અસુરે જે એ કરશે મુજનો નાશ;
પાડયો અસુર, ત્હેને પકડી પ્રભુજી ઉચર્યારે.

બોલજે દૈત્ય! દેવ, માનવ, પશુ પક્ષિ, હું શું તેરે, દીસે હસ્ત વીષે કહે શસ્ત્ર કયું છે સાર;
સમય દીવા રાત્રી, સ્થળ ઘર કે ઘરની બ્હાર છેરે?
નહિ દિન રાત્રિ, સમય હતો એવે સંધ્યા તણોરે, આસન ઉમ્મરનું તે નહિં ઘર કે ઘર બ્હાર;
હાથના નખ નહિં શસ્ત્ર, નૃસીહ પ્રભુ મહીમા ઘણોરે.

દૈત્યને સંધ્યાએ હણીયો તત્કાળજ શ્રી હરિરે, નમે કર જોડી સુર તેત્રીસ કોટી છે ત્યાંય;
ફરીથી શાન્તિ રૂપ ધરો દીન વાણી વિનવેરે.
માતા કમળાજીની સ્તુતિ ત્યાં સર્વે કરેરે, ક્રોધ સમાવીને કરો પ્રભુજીનું મન શાન્ત;
પણ લક્ષ્મીજીની યે હિમ્મત કંઇ ચાલી નહિરે.

ઉગ્ર દેખીને રૂપ સુર અસુર ગભરાય છેરે, પાસે રહ્યો એકલો બાલ ભક્ત પ્રલ્હાદ;
માગને પુત્ર! માગ વરદાન હસી બોલ્યા પ્રભુરે.
રાજ્ય ઇંદ્રનું માગ ધન વૈભવ શું જોઇયે તનેરે? આપો ભક્તિને રાખો તમમાં મુજ મંન;
નમીને ચરણે માથું રાખો શરણે એટલુંરે.

ગયા નિજધામ પ્રભુજી પોતે અતિ પ્રસંન થઇરે, કહ્યું બાળકને તું ભોગવ નિજ તાતનું રાજ્ય,
રહેશે અમર તુજ કીર્તિ આશીષ પ્રભુએ દીધીરે.
મતિ છે અલ્પ માહરી ગુણ ગાવા શક્તિ નથીરે, કરજો દોષ ક્ષમા ને લેજો ઉર શુભ સાર;
ભક્ત કથા થઇ તે પ્રભુ કેરી સાત્ય યશી કહીરે.

(જંબુસર.) —સો. હીરાલક્ષ્મી દેશાઈ.

# काव्यकुंज.

## ઉઠો બ્હેનો ! ભણો વિદ્યા.

(ગઝલ.) ઉઠો બ્હેનો ! ભણો વિદ્યા, તમે જો માન ચ્હાતાં હો,
મરેલ તમારી જાતિને, ઉઠાવા પાછી ચ્હાતાં હોઃ ઉઠો૦
પશુ ને શૂદ્ર, નીચ તોલે, ગણત્રી થઇ તમારી, હાં !
'પગરખું પાય ડાબાનું,' મળી પદવી નઠારી આ ! ઉઠો૦
તમારા જન્મને વખતે, ન વાગે ઢોલ વાજાંઓ,
કહે 'પડી પેટરે, બાઇ !' લીએ છે રોઇ છાજીયાંઓ ! ઉઠો૦
તમોને ગાળમાં ભુંડી, 'મરી જા, રાંડ !' કહેવાયે,
દીકાને તો 'વીરો વ્હાલો, જીવો' વેણે વધાવાયે. ઉઠો૦
'બી. એ.' 'એમ. એ.' સુધી,પુત્રોભણી વિદ્વાન થાયે છે;
તમારી બુદ્ધિ તો 'એમ. એ.' 'બી. એ.' નામોથી બ્હીયે છે ! ઉઠો૦
સરસ્વતી, ભારતી, વિદ્યા, સ્ત્રી જાતિ શબ્દ આવે છે,
યથા તે રૂપ સંસ્કૃત માતૃ- ભાષા તમને કહાવે છે. ઉઠો૦
ગુરૂકુળો, મહા વિદ્યા- લયો કન્યા તણાં ખોલો,
સીતા, ગાર્ગી, મૈત્રી, સુલભા, તણા શાસ્ત્રે ગુણો તોલો. ઉઠો૦
બતાવી દો યુરોપ, જાપાન, અમેરીકાની નારીને,
તમારૂ લોહી આર્યોનું, સકળ સદ્‌ગુણ ધારીને. ઉઠો૦
એની બીસેન્ટ, નિવેદિતા- થીયે વધજો સ્વધર્માર્થે,
અને ફ્લોરેન્સ નાઇન્ટીંગેલ, સમ જીવોજ પરમાર્થે. ઉઠો૦
બનો બહુ અઘોર કામિનીઓ, સુજ્ઞાને યુક્ત યોગિનીઓ,
રૂડી પત્ની, જનનિ બનજો, ભાગ્ત પુત્રી તપસ્વિનીઓ ! ઉઠો૦
ધરોને કર્મ સંન્યાસો, ઉદય રવિ જેથી પ્રકટાયે,
પ્રતાપી મંત્ર દષ્ટા થઇ, નમાવો વિશ્વ તમ પાયે. ઉઠો૦

( જવાશિયા સ્ટેટ. ) —સૌ. બાલુબા સાંગણવાવાળાં.

---

## મિત્રને બોધ.

બ્રહ્મ શું મીટ માંડ મિત્ર મારા. ( ૨૬ )
તજીને નિંદાંધ તારા વળી પ્રપંચ, પ્યારા !
સજી લે સ્વસ્નેહથી તું શ્યામ નામ ધારા. બ્રહ્મ૦
તજી ત્રિવિધ તાપને સ્મરજે પાક બાપને,
જરૂર મલીન વાસના પાત્ર થશે શાપને ! બ્રહ્મ૦
પાપને પ્રજાળવા, વિવિધ વ્હેમ ટાળવા,
શરણ જજે શ્યામને, શાંતિ સ્વરૂપ ભાળવા. બ્રહ્મ૦
નીરખશું નકામા વિવિધ વિશ્વ ડ્રામા ! *

* નાટક.

આંખ તુ ઉઘાડજે સત્ય શોધવામાં. બ્રહ્મ૦
સપાટીએ ચડીશ તો રપાટીએ ચડાવશે,
કઠણ ખીણુ ખેતરોથી ભટકવુ મટાડશે બ્રહ્મ૦
મિત્ર ! બેવકૂફતા વકૂફ એ સુધારશે,
પડજે પાક આશરે, વ્હાલને વધારશે બ્રહ્મ૦
ચરમ પડળ ખુલશે, ભવાબ્ધી ભાન ભૂલશે,
સત્ય રાહ સૂઝતા, સર્વ અડચણો જશે બ્રહ્મ૦
સતોષ, શાંતિ આપશે, જગત પ્રેરનારા,
બ્રહ્મમા રમાડજે હૃદય ભાવ તારા બ્રહ્મ૦

( ભાવનગર ) —સંતોષબાઈ.

---

## પુત્રીને શીખામણ.

( રાગ બીલાસ )

શીખામણ દઉ તને બેનડી ! ઘરની લાજ વધારજે,
જો પતિ આજ્ઞા આપે તો પીયર ભણી પધારજે. શીખામણ
શ્વસુર પક્ષમા સર્વ કુટુ બની, સેવા ભક્તિ કરજો ઘણી,
રખે દીકરી ! આળસ કરતી, ભજજે નિત્યે ત્રિભુવન ધણી ,,
રૂડી ભૂડી વાત સાભળી હોય, કોઇ આગળ નવ એ કરીએ,
ઉઘાડા કેશ નવ મૂકીએ ને, બહુ ઝીણુ વસ્ત્ર ના પહેરીએ ,,
કામો ઘરનાં બતાવ્યાં કરીએ, નવ કરીએ કાંઇ અરૂપર,
પુછ્યા પૂછે ધીમે સાદે, બોલીએ પાસે જઇને ખરૂ ,,
પાત્ર પગે કદિયે ન ઠેલીએ, ક્ષમા રાખીએ નિત હૃદયે,
આધુ ઓઢીને ચાલીએ, રાખીએ દૃષ્ટિ ભૂમિપરે ,,
સતાપ સાસરિયે ન કીજીએ પિયરને ન વખાણીએ,
અતિ દુ ખ હોયે સાસરે પણ, સ્વામિને તે ન જણાવીએ, ,,
દાસ માણસને સગ ન કીજે, નીચને મળે માઠુ સહી,
સાસુ રીસ કરે ઘણી પણુ, સામો બોલ વદીએ નહી ,,
સાસુ નણુદ ને જેઠાણીની, મેના પ્રીતે કરજો ઘણી,
પરઘેર બહુ જઈએ નહિ, ગયે હલકાઇ થાયે આપણી ,,
મ્હોટે સ્વરે હસીએ નહી, કોઇ સામે તાલી નવ દીજીએ,
ઉભા રહી ઉઘાડે માથે, પુત્રી ! પાણી નવ પીજીએ ,,
માત પિતાને ભ્રાત ભગિની, પિયર સુખ ન સભારીએ,
આવોજી, બેસોજી, વદીને, કુળની લાજ વધારીએ ,,
સ ને ગમતુ બોલીએ બેનડી ! અહકાર કરવો નહિ,
હસતુ વદન હમેશા રાખી, સુખ દુ ખ સમ ગણીએ સહી ,,
વચન પિયુનુ સદાય પાળવુ, ન કદિ બોલવુ ઉંચે સ્વરે,
અમસ્ય એ શીખામણ દઇને, પુત્રીને માતુ વિદાય કરે ,,

( ગોટાવરાડા ) —કીકીબેન નાનાભાઈ.

## સનાતન સ્ત્રી ધર્મ.

( ભલે સન્નારી સર્વે પધારીયાંજે-એ રાગ. )

બ્હેની ! ધર્મ સનાતન પાળવો જો,
ઉચ્ચ ગુણ, બ્હેની ! ઉરમાં વધારવો જો. બ્હેની.
સખી સેવતા ઋષી મુની એ ધર્મને જો,
પાળી ધર્મ શુદ્ધ રાખતાં દેહને જો. ,,
મુને ધર્મ એ પુરાણો, પ્યારો છે સખી ! જો,
એનો મર્મ છુપો જાય, નહિરે કહ્યો જો. ,,
પ્રથમ મુખ્ય એમાં ભ્રાતૃભાવ રાખવો જો,
પરપીડ જાણી સત્ય ધર્મ પાળવો જો. ,,
સદગુણ, બ્હેની ! ઉરમાં વધારવો જો
પતિવ્રતાનો નિયમ સદા પાળવો જો. ,,
બ્હેની ! સદગુણે જીવિત આ શોભાવવું જો,
વૃત્તિ નિર્મળી કરીને મન મારવું જો, ,,
શિયળ સાડી બ્હેની ! અંગ ઉપર ધારીએ જો,
પતિ સેવા કરીને દિન ગાળીએ જો, ,,
પતિને પ્રભુ તરીકે બ્હેન ! જાણવા જો,
નીતિના નિયમો, બ્હેન ! સદા પાળવા જો, ,,
ધન્ય, ધન્ય, સખી ! ધન્ય છે એ ધર્મ જો,
કરી ભક્તિ, બ્હેની ! જાઓ ગુરૂ શર્ણને જો. ,,
કનક ભક્તિ હૃદયમાં ગુરૂજી આપજો જો,
પતિને પ્રભુમા વૃત્તિ મારી રાખજો જો. ,,

( વડોદરા. ) —સૌ. કનુબ્હેન.

---

## યોગ્ય લગ્નોની જરૂર.

( રાગ પુનમ ચાંદાની ખીલી પુરી અહીં રે )

ગુણીયલ બ્હેનો ! મારા વિચાર આજે સાંભળોરે, સ્વતાની બાળાને ખરેખરો છે ત્રાસ;
બ્હેનો ! મળવા યોગ્યને મળી સહુ દર્શાવન્તરે.

( સાખી ) બાળપણે લાડે કરી, માન ઉછેરે બાળ,
મ્હોટપણે ધક્કો દઇ; નાંખે કૂપ મોઝાર !

બચપણમાં ત્હેને પાળે પોષે છે પ્રિત થકીરે, કેળવણી પોતે ગુરૂ આપે તેને ખાસ,
આતા સ્વધર્મ પાલન સુરબ્બીઓ શીખવે ઘણુ રે.

,, સાહેલી સર્વે મળી કરે જ્ઞાનની વાત;
દીવસ ગુર્જરે પ્રેમથી; વાંચનની સંગાથ.

નીશાળમાં જાએ તે પણ સાહેલી સાથમાંરે, રસ્તો કાપે છે બ્હેની રૂડી પેર;
અનેક ઉત્તમ ગુણથી ગુરૂને મન પણ ભાવતીરે.

,, જ્ઞાન ગુરૂ આપે ઘણું, વિદ્યા ભણે રસાળ,
રીસ કદી આણે નહીં સુશીલ એવી બાળ.

તેની બાલ્યાવસ્થા જાએ છે એ રીતથીરે, તેવે તેને શીરે આવે મ્હોટો ભાર,
ભય ભારે ભાળીને ભામીની ભાનજ ભૂલતીરે !

„ ભાર ભામીની હું ભણું, ભણુંજે ભીતર ભેદ;
ભેદ ભણીને ભામીની ભામા ભુલશો અભેદ.

જોડું પતિને કુમીત્રોનું આવી, મળ્યુંરે, જેમાં વ્યસન તમાકુ દારૂનું છે ખાસ;
જોઇ સદ્‌ગુણી સ્ત્રી આવુને મન અતી દાઝતીરે.

„ પેખો ભાર ભામીની તણો, ચાતુરી રાખી ચીત્ત;
કરો તોલ તે ભારનો, થશે તે ભાર ખચીત.

સખીઓ ! સંસારે આ બીજાં સંકટ બહુ રહ્યાંરે, ગણતાં ગણાય નહી ને આવે નહિં તેનો પાર,
તેથી મુક્ત થવાને યત્નોની ઘણી જરૂર છેરે.

„ દુઃખ કન્યા વિક્રય તણાં, આપે ઘણેરો ત્રાસ;
ટળવળતાં સૌ સ્ત્રી જનો; પણ નવ તે રોકાય.

બીજું દુઃખ સખીઓ ! કુળ જોવામાં આવી વસ્યુંરે, જ્યાં જોવાતી નથી જોડી કે ભણતર કોય;
કુળ જોઇને દીયે બાળક, પાળક પ્રીતથીરે.

„ નીપજે અનર્થ એથી ઘણા, જન્મ વ્યર્થ થઇ જાય;
સૂળી થાય સંસારની; જગત બધે નિંદાય.

ફરે ફરેને દેહ દમે બાળા, સાહેલીરે, પણ જેને મળશે નહિં યોગ્ય સ્વામી તે નાર,
જીવન તેનું એ રીતે સખીઓ એળે જશેરે.

„ સુલટાનારી સમજીને, દહશે તનને રોજ,
કુલટા કુરસ્તે ચઢી, દેશે જીવન દોષ !

બાળ લગ્નોનું દુઃખ મ્હોટું તે ત્રીજું ગણુંરે, લગ્ન શું છે તેની કોઇને નહીં પીછાન;
એવાં બાળકજોડાં આ યુગમાં પરણે ઘણાંરે.

„ બાળ લગ્નથી બહુ રૂએ, અબળાઓ નીરધાર,
વણ સમજ્યાં લગ્નો થકી; સુખનું સત્યાનાશ !

સાહેલી ! જેને ઘર મણી સમ ઓરત્ન શોભતુંરે, ત્રીભુવન ખોળે પણ કોઇ જોડી નવ હોય;
એવાં દીર્ઘાયુષી ગુણીયલ જોડાં જીવજો ઘણાંરે.

„ સર્વ કહ્યું તે સત્ય છે, શીક્ષા દઇ થઉં શાન્ત;
નીતિ, ધર્મ, દયા ધરી, થાઓ સુખી જગમાંય.

(સૌ.) —સૌ. મણીબેન ચતુરભાઇ.

## મરી ગયેલ ભગિની વિશે–

.) અરર હે પ્રભુ ! આ પ્રભુ-હરિ ! બેની મારી તેં, હા ! લીધી હરી !
ભગિની તે તણી, રડતી હા ! ફરે, સ્મરણ તમ તણું નિશદિન કરે.
ગુણશાળીને બુદ્ધિશાળી, હા ! અરર બેની ! ઓ ક્યાં તમે ગયાં ?
સ્નેહીઓ બહુ હાયરે રડે, જોઇ, સાંભરી મુજ હૃદય બળે.
યાચું એટલું પ્રભુજી તાત ઓ ! બેની આત્મને શાંતિ આપજો.

—સૌ. વિનોદ.

# गृहधर्म.

## અધિકારી સ્ત્રી.

यं शैवा समुपासते शिव इति ब्रह्मेति वेदान्तिना
बौद्धा बुद्ध इति प्रमाण पटवः कर्तेति नैयायिकाः ।
अर्हन्नित्यथ जैनशासनरताः कर्मेति मिमांसकाः ,
सोयं वो विदधातु वांछित फलं त्रैलोक्यनाथो हरिः ॥

**વહાલાં બહેનો !**

ઉત્તમ, શિષ્ટ જનોના શબ્દોને વાંચેલા, સાંભળેલા અને આત્માએ કબુલેલા એવા શબ્દોનું મનન કરી બીજા શબ્દોના રૂપમા મૂકું છું, તો સુજ્ઞ અને કેળવાએલી અર્થાત્ કેળવણી લીધેલી બહેનો તરફથી તથા ભાઇઓ તરફથી ક્ષમાને યોગ્ય ગણાઇશ

કેળવણી બે પ્રકારની ગણીએ એક તનની એટલે શરીરને ઉન્નત્ દશાએ પહોંચાડવાનું એટલે શરીરને મજબુત નિરોગી બનાવવા સબંધીનુ જ્ઞાન, અને બીજી મનની, એટલે આત્માના નજીકના પ્રદેશ એટલે અતઃકરણને ઉન્નત્ દશાએ લઇ જવાનું જ્ઞાન.

શરીરના દરેક અવયવને સારી સ્થિતિમાં લાવવાની જેટલી જ્ઞાનની જરૂર છે, તેટલીજ આત્માના નજીકના પ્રદેશમાં મન, બુદ્ધિ, ચિત્ત ને અહકાર એ ચતુષ્ટયને જાણીને તેને ઉન્નત્ સ્થિતિએ લઇ જવાની કેળવણી એટલે જ્ઞાન મેળવવાની પણ જરૂર છે.

આ બન્ને તન અને મનને અરસપરસ નિકટનો સંબંધ છે. એ તો અનુભવસિદ્ધ છે કે તન નિરોગી અને મજબુત હોય તો કેળવવાથી અંતઃકરણની વૃત્તિઓ નિર્મળ થતાં વિચાર પણ સારા થઇ પ્રતિભાશાળી થવાય છે મન આદિ અસ્થિર હોય, નબળું હોય, તો તે તનપર અસર કરે છે

કેળવણી અર્થાત્ જ્ઞાન સંપાદન કરવાને મનુષ્ય માત્રને માટે ક્યાંઈ હદ બાંધી નથી. તેમ ક્યાંઈ એમ પણ નથી લખ્યુ કે સ્ત્રીમાં આટલુ જ્ઞાન હોઇ શકે અને તેને આટલુજ આપવું; અને પુરૂષને આટલું જ્ઞાન હોઇ શકે, અને આટલુજ આપવુ કેળવણી–જ્ઞાન લેવાને સૌને સરખી છુટ છે. તેના દરવાજા કોઇને માટે બંધ નથી.

શાસ્ત્રોએ તો જ્ઞાન લેવાને સ્ત્રી કે પુરૂષને માટે હદ બાંધી દીધેલી નથી, તોપણ એટલુ તો ખરૂં છે કે દરેક માણસ પચાવી શકે એટલુજ પ્રથમ જ્ઞાન આપી ઉત્તરોત્તર વધારતા જવાનું વાજબી લખેલુ છે.

કેળવણીજ અધિકારી બનાવે છે. કેળવણી પામેલાનેજ અધિકાર પ્રાપ્ત થાય છે તે અધિકાર નભી શકે છે એતો વ્યવહાર ને પરમાર્થના અનુભવોમા સિદ્ધ છે.

જેમ જ્ઞાનને માટે સ્ત્રી કે પુરૂષને પચી શકે તે પ્રમાણે વધારવાની જરૂર છે તેમ કેળવણીના પ્રમાણમા અધિકાર નભી શકે તેમ ઉત્તરોત્તર વધારવાની જરૂર જણાય છે.

કેળવાયલા હોય તેનેજ અધિકાર મળે છે. કેળવણી લેવાને જેટલા પુરૂષ હકદાર છે તેટલીજ સ્ત્રી હકદાર છે તો અધિકાર ભોગવવાને જેટલો પુરૂષને હક છે તેટલોજ સ્ત્રીને પણ

છે. કારણકે કેળવાયલા અર્થાત્ જ્ઞાન સંપાદન કરેલાનેજ અધિકાર પ્રાપ્ત થઇ ગયો છે, અપાય છે અને અપાશે; અને જ્ઞાનથીજ તે નભી શક્યો છે. 'જ્ઞાન પ્રમાણે અધિકાર' એમાં સત્ય સમાએલું છે. તેમ તે બાબત સ્ત્રી પુરૂષ સરખા હકદાર છે એમ સમાન કક્ષામાં જણાવીશું તો કેટલાંક કાર્યથી સ્ત્રીની અજાનતાએ સ્ત્રીઓ ઉપર સામ્રાજ્ય ભોગવેલું એવાઓને અધિકારમાં ભાગ પડતાં ખોટું લાગી આવશે.

દરેક કાર્યમાં લૌકિક અધિકારમાંજ સુખ માની લીધેલાની પાસેથી લૌકિક અધિકાર ભોગવવામાં ભાગ પડાવવા માગીશું તો સ્વાર્થિ મનુષ્યોને ગમતું થશે નહિ.

આપણા ધર્મમાં બીજાઓને સુખ આપવા સ્વાર્થ ત્યાગીઓએ જેને માટે સ્વાર્થ ત્યાગ કર્યો છે તે બીજાઓને શાંતિ આપનાર થઇ પડશે કે નહિ એમ જોનારા સ્વાર્થ ત્યાગી માણસો મહાજનોની ગણનામાં છે તે પરાર્થી થઈ શકશે.

સ્ત્રીને અધિકાર પ્રાપ્ત થએલો છે એમ જણાતાં હક માગનારાં માટે હક આપવાને અધિકારી પુરૂષપ્રજા ભય જુએ છે તેનાં કારણો ઘણાં છે. તેમાં એક કારણ એ હોવું જોઈએ કે સત્ય, દયા, તપ અને શૌચ એ ધર્મના ચાર પગમાં બાહ્ય શૌચ સિવાયની ખામી વાળા ધર્મ વિનાની કેળવણી અપાયલી હોય તો એ કેળવણી તો—

## साक्षरा विपरिता राक्षसा भवन्ति

એટલે એવો ધર્મ વિનાનો અધિકાર ભોગવવામાં પરિણામ સારૂં આવે નહિ ધર્મનું સામાન્ય સ્વરૂપ એવું જણાય છે કે "આ જગતનો નીયંતા તેને ઇશ્વર નામ આપીએછીએ ઇશ્વર સાથે આપણો સંબંધ કબુલ રાખી એ સંબંધને અનુસરી માણસ જે જે આચાર વિચાર નિઃસ્વાર્થ પરાપણે કરે છે તે ધર્મ કહેવાય છે.

"ધર્મ માણસના શરીરમાં મૂળથીજ જડાએલો છે. જેમ એના શરીરને ખાનપાનની જરૂર છે તેમ બલકે તે કરતાં પણ વધારે એના આત્માને ધર્મની જરૂર છે."

"જંગલી મનુષ્યના ઘણા ખરા વ્યવહાર પશુના જેવા હોય છે તથાપિ એ પણ છેક ધર્મ વગરનો હોતો નથી. ધર્મ ઉપર નીતિનો આધાર છે. કેટલાએક એમ ધારે છે કે નીતિ એ ચાલ્યા એટલે બસ. પરંતુ એ તેમની ભૂલ છે. બેશક નીતિ વિનાનો ધર્મ નિંદવા લાયક છે. ખરો ધર્મ નીતિ વિના હોઇ શકે નહિ. પ્રભુ ઉપર શ્રદ્ધા રાખ્યા વિના અને એની કૃપા વિના મનનું બળ આવી શકતુંજ નથી."

"એ કારણથી નીતિને માર્ગે ચાલી શકવા માટે ધર્મનો આશરો લેવાની જરૂર છે. સઘળી મનુષ્યજાતી ઉપર બલકે આખા વિશ્વ ઉપર પ્રેમ, મૈત્રી, કરૂણા રાખવી. એ ગુણો ખરા ધાર્મિકપણામાંથીજ ઉત્પન્ન થાય છે. આખા દેશની ઉન્નતી ધર્મ સાથે જોડાએલી છે. જ્યારે ધર્મનો ઉદય થાય છે ત્યારેજ દેશની બીજી ઉન્નતી પણ થવા માંડે છે."

"આપણા દેશમાં ધર્મ જે સમયે જાગ્રત થયો હતો તે સમે તે દેશ પણ બળવાન ઉત્સાહી બન્યો હતો"*

શરીર અને આત્માની વ્યવસ્થા અને શાંતિ જળવાવા નીતિ ધર્મની જરૂર છે. વ્યવસ્થા હશે તોજ શાંતિથી કર્મમાર્ગમાં પ્રવૃત્ત થવાશે ને ખરી ઉન્નતિ થશે. એવું જ્ઞાન સંપા-

* નવી વાંચનમાળા.

દન કરવાને પ્રથમ કેળવણીની-જરૂર છે. માટે પ્રથમ તો આપણી પ્રાથમિક કેળવણી ફેલાવવાને આપણે દેશમાન્ય ધર્મવીર પુરૂષોને સહાય અર્પવા લાગવગ ચલાવવો એ આપણું હાલનું કર્તવ્ય છે અને તે પરમાર્થ આગળ બીજો પરમાર્થ કાંઇ વિસાતમાં નથી માટે આપણે મુંગા બેસી રહેવાનો વખત નથી.

આપણને કેળવણી જોઈએ છીએ એ બનાવવા, આપણી તરફનો ભય દૂર કરાવવા, રાજા પ્રજાને સહાયકારક થવું જોઇએ. કારણ કે ફરજીયાત કેળવણી અપાવવામાં આપણી તરફથી સરકારને એ પણ ભય રહેતો હશે કે કન્યાઓને માથે એવી ફરજ પડવાથી દેશમાં સ્ત્રી વર્ગ તરફથી ખળભળાટ ઉઠશે. એવાં અનેક કારણોમાંનું આ પણ એક કારણ હોય તો તે ભય દૂર થઇ શકે તેમ છે.

કેળવણીમાં ધર્મ રહેલો છે એ સમજાવવાથી કેળવણી સંબંધમાં ગુન્હા બનશે નહિ. જગતના બીજા ભાગોમાં જેટલા અધર્મને લઇને ગુન્હાઓ બનતા હતા તેના પ્રમાણમાં હિંદુસ્તાનમાં ગુન્હાનું પ્રમાણ ઘણું ઓછું આવવાનું. કારણ ધર્મની સાથે સાથે કેળવણીને લઇને હતું. પરંતુ હમણાં હમણાં ગુન્હાઓનુ પ્રમાણ વધતુ જવાનું કારણ ખરા ધર્મનો બોધ આપનારનું પ્રમાણ ઓછું થવા લાગેલું છે, તે લાગે છે. અને લોકરૂચી બીજાના સહવાસથી સમયને અનુકૂળ થતી જાય છે માટે પુસ્તકો દ્વારા તે ખોટ પૂરી પાડવાને પ્રાથમિક કેળવણીની પહેલી જરૂર છે.

સમયને અનુસરો, એજ આપણાં ધર્મશાસ્ત્રો ગીતાદિ પુસ્તકોનો સિદ્ધાંત છે. સમયને અનુકુળ વર્ત્યા વિના આપણો છૂટકો થવાનો નથી. સમય સમયનું કામ કરેજ જાય છે પણ ધર્મને ભૂલવો નહિ. સમયને વશ વર્તાને જે કર્મ કરે છે તેજ બુદ્ધિમાન છે, અને તેમાં ધર્મને સમજવા વાળાં માણસો ધીરજથી બધું સહન કરે જાય છે. સમર્થ છતાં પણ ધર્મને ભૂલશે નહિ. આનાં દષ્ટાંતો આપણાં શાસ્ત્રોમાં પુષ્કળ છે.

આર્થિક અને પારમાર્થિક કામમાં ઉન્નતિના શિખરપર લઈ જનાર આપણાં શાસ્ત્રો બીજી સુધરેલી કહેવાતી દુનીઆના માણસોને આશ્ચર્ય પમાડયા વિના રહે તેમ નથી.

કેટલાક લોકો એમ કહે છે કે હિંદુશાસ્ત્રોમાં જે વિષય વર્ણવ્યો છે તેમાં વસ્તુ દ્વારા કેળવણી આપવાનું કાંઇ પણ લખેલું નથી. આજે જે જે વિજ્ઞાનશાસ્ત્રો દ્વારા શોધ ખોળ થાય છે, તેથી આપણા ધર્મશાસ્ત્રો કે આર્થિક શાસ્ત્રોપર પ્રકાશ પડે છે—સત્યતા સિદ્ધ થાય છે. પણ ભગવાન શ્રી રામચંદ્રના વખતનાં પુષ્પક વિમાનની રચના કેવી રીતે થઈ હશે, એનો કાંઇ પણ ઉલ્લેખ નથી. તે વિદ્યા હોવી જોઇએ, તે વિદ્યા હોવી જોઇએ, એમ સૌ કોઈ માન્ય કરે છે. પણ તે વિદ્યાનું શું થયું ? કેમ લોપ થઇ, તે અજવાળામાં આવતુ નથી.

આપણા શાસ્ત્રોમાં એવા ઉદ્યોગ હુન્નરનાં પુસ્તકો લખેલાં નથી મળતાં તો તેને માટે આપણા ઉપર જે સરકારનું રાજ્ય છે તેની પાસેથી, તેવા લોકો પાસેથી તે ઉદ્યોગ હુન્નર મેળવવાને તેમને આપણી તરફ પરમેશ્વરેજ મોકલી આપ્યા છે. આપણે કાંઈ તેમને તેડવા ગયા ન હોતા. તોપણ ઇશ્વરકૃપાથી એ સૌ સારૂં થયું છે એમ જાણી તેમની પાસેથી આપણે ઘણું લેવાનું છે. તે લેવા પૂર્ણ શ્રદ્ધાથી આગળ આવો અને કાર્ય કરવા મંડો. પરમેશ્વરની મરજીને અનુસરો. તેને અનુસર્યા વિના પરમેશ્વર રાજી થવાના નથી મંદીરે મંદીર ભટકવાથી તેની મરજી પ્રમાણેજ ચાલીએ છીએ એવું નથી અને ગમે ત્યાં સ્ત્રીવર્ગને મરજી પ્રમાણે રખડવા

દેવાથી તથા એક મદીરથી બીજે મદિર એમ જવાથી ઇશ્વિર રાજી નથી એક નજીકના મદીરમા 'સાધન દર્શાનાર્થા' આપણે છીએ તો જવુ પણ ત્યા બીજુ ામ પડતુ મૂકી મન તેમાજ પરોવવાનુ રહસ્ય આપણે સમજ્યા નથી માટે યોગ્ય ગુરૂ પાસે યોગ્ય કેળવણી મેળવી ઇશ્વરને રાજી કરો મનુ ભગવાનના નિયમ તે ઇશ્વિરી નિયમ છે એ નિયમે ચાલ્યા વિના આપણી શાંતિ જળવાશે નહિ મનુ ભગવાને કહ્યુ છે કે—

**स्त्रीयोरत्नान्ययो विद्या, सत्यं शौच सुभाषितं**
**विविधानिच शिल्पानि, समादयानि सर्वतः ॥**

શ્લોકાર્થ—ઉત્તમ સ્ત્રી નાના પ્રકારના રત્ન વિદ્યા, સત્ય, પવિત્રતા શ્રેષ્ટ ભાષણ અને નાના પ્રકારની શિલ્પવિદ્યાને અર્થાત્ કારીગરીને સર્વ દેશ તથા સર્વ મનુષ્યો પાસેથી ગ્રહણ કરો

પણ તે રહસ્ય સમજવાને જાતે કેળવણી લ્યો કારણ કે તે વિના આગના કે હાલના વિદ્વાનોના વચનોનુ વારવાર મનન ને નિદિધ્યાસન કરવાને બીજો રસ્તો નથી એમ સમય કહી આપે છે એ સમયને અનુસરવામા જ ડહાપણ છે બ_ મોહક વસ્તુઓનો સ્વાર્થપરા યણે ઉપભોગ કરતા મનને કાબુમા રાખો મોહ બુરી ચીજ છે શ્રીસીતાજીને સુવર્ણમૃગ પર મોહ ઉત્પન્ન થવાથી તેમજ કૌરવોના સબધમા જોઈએ તો તેમને મોહક વસ્તુઓમાથી વિપત્તિમા આવી પડવાનુ થયુ હતુ કૌરવોમા મુખ્ય મુખ્ય માણસોને મોહ ઉત્પન્ન થયો હતો મોહજ વિનાશનુ કારણ છે આપણામા મોહ વસ્તુઓ પરથી મોહનો પવન લાગી રહ્યા છે છતા ધર્મને વેગળો મૂકાશે નહિ તો વિજય છે

દુર્યોધનને ધર્મ નહિ તજવા શ્રીકૃષ્ણ ભીષ્મ, ને ધૃતરાષ્ટ્ર જેવા મહાન પુરૂષોએ ઘણુ સમજાવ્યુ પણ તે મોહાધને લેશ પણ અસર થઈ નહિ પણ ધર્મ વાળાઓએ જે સહનશીળતા બતાવી છે તે સૌ કોઈ જાણે છે

દ્રૌપદીની સહનશીળતા અપરિમિત ધર્મની લાગણીને લઈને હતી સત્તાવાળા છતા—પોતાના ક્રોધાગ્નિમા તેજ વખતે ભસ્મિભૂત કરી નાખવાની શક્તિ છતા પાચ પાડવો વગેરે એ સહનશીળતા બતાવી છે અને પોતાના ધર્મથી ચ્યવ્યા નથી ન જોઈ શકાય એવુ દ્રૌપદીનુ દુ:ખ નજરોનજર તેમના પતીઓએ જોયુ છેવટે તો સતી દ્રૌપદી અને પાડવોની સહનશીળતાને લઇને આપોઆપ શ્રી કૃષ્ણ પરમાત્માને પ્રકટ થવુ પડયુ અને જણાવવુ પડયુ કે હું કોના પક્ષમા છુ હું ધર્મવાળા થનારના પક્ષમા છુ એવુ ભર સભામા શ્રીકૃષ્ણ પરમાત્માએ જણાવ્યુ છતા મોહાધને જાણવામા આવ્યુ નહિ અને છેવટે અનેક વિપત્તિઓ વેઠી પણ દુ:ખમાથી મુક્ત થવા અને વિજય પ્રાપ્ત થયો

ધર્મમા આવા પ્રકારનો લાભાલાભ ભલે બીજી પ્રજા જોઇ ન શકે પણ ધર્મની સાથે સહનશીળતાની જે મર્યાદા હિંદુસ્તાનની પ્રજા કરશે તે વિદેશી પ્રજામા તત્વજ્ઞ પુરૂષો જે શાસ્ત્રો અને જોઈ પણ શક્યા છે

ધર્મના રહસ્યની સમજણ અને આપણી જુની સહનશીળતા ગુમાવતા ચાલ્યા છીએ ? તેમા પુરૂષો કરતા સ્ત્રીઓમા સહનશીળતા વધતી સ્થિતિમા છે હિંદુસ્તાનમા સસાર ટકાવી રાખનાર અનેક સમાજ ત્યાગ ભરી સહનશીલતા ગુમાવી છે અને મા બાપો કરતા ... તેઓમાનો ઘણો ભાગ યતોભ્રષ્ટ તતોભ્રષ્ટ ... મારગે ...

પુરુષોનું ખરૂં રહસ્યનું લક્ષણું સહનશીળતા તેનાથી વેગળી હોય તો તે સાધુ કહી શકાય નહિ. તે માટે સ્ત્રીઓએ અનહદ સહનશીલતા દાખવી છે એમ કહેવું પડે છે. જેટલા પુરુષો વિરાગી થયા છે તેટલી સ્ત્રીઓ થઇ નથી. સ્ત્રીઓમાં ધર્મનું જોર ટકાવી રાખવાની વિશેષ શક્તિ છે. એટલા માટેજ સ્ત્રીઓને શક્તિરૂપ કહેલી છે.

હજી આપણામાં જે ધર્મનું બળ રહેલું છે તે ટકાવી રાખીને કેળવણીની સાથે જોડી દેવાની અગત્ય છે. ધર્મની સાથે કેળવણી અપાશે તો સ્ત્રી પુરુષ અન્યોન્ય સહાનુભૂતિ દર્શાવશેજ અને દરેક કામની વહેંચણી કરી દરેકના અધિકાર પ્રમાણે તેને મદદ રૂપ થઇ અધિકારમાં કોઇ કોઇને આડે આવી શકશે નહિ.

અધિકાર કે હક પ્રાપ્ત કરવાને સ્ત્રીપુરૂષ સમાન છે ગમે તેવો જોખમદાર અધિકાર ખરેખરાં કેળવાયલાં સ્ત્રી પુરુષોને માટે સમાન છે. કેળવાયલી સ્ત્રીનું કર્મ દરેક રીતે પુરુષો કરતાં ઉતરતું નથી ધાર્મિક કેળવાયલી સ્ત્રીથીજ દરેક દેશની ચડતી થઈ છે અને થશે.

સ્ત્રી દુનીઆને જાગૃતિમાં લાવનાર છે. કારણકે સૌંદર્યને ઘડનાર અને ઘડાવનાર સ્ત્રીજ છે અને તેની ઉન્નતિ કેળવણીથી પ્રાપ્ત કરી શકાય છે.

આફ્રિકાના હબસી લોકમા ખગ સૌંદર્યની ન્યૂનતા હોય છે. કારણકે ત્યાં કેળવણી છે નહિ. યુરોપ, અમેરિકામાં સૌંદર્ય છે તે કેળવણીથી મળેલ છે. તે સૌંદર્ય સ્વતંત્ર કેળવણી અર્થાત્ ધર્મ ગૌણ છતા પણ મેળવી શકાય છે.

સૌંદર્ય મેળવવા દરેક દેશ જાગ્રતિમાં આવે છે હિંદ હવે સૌદર્ય કે બીજી મોહક વસ્તુઓ પ્રાપ્ત કરવા ઘોર નિદ્રામાથી જાગ્રત થયો છે. પણ ધર્મને ભૂલાશે નહિ ને કેળવણી લેવાશે તો રૂડાં ફળ આવશે

કેળવણી વાંચન અને શ્રવણથી મળે છે. જાત વાંચનથીજ કેળવણી મળે છે એમ નથી. આપણા દેશમાં જાત વાચનની કેળવણીનો વચગાળેનો વખત બીલકુલ લથડી ગયો હતો કારણકે અશાંતિ હતી, પણ નિરક્ષર કુટુંબોમાં શ્રવણ કરાવનારનો ધંધો ચાલતો હતો જેથી સૃષ્ટિસૌંદર્ય તથા સતચરિત્રગાળીની સંકલનાના પુસ્તકોના ભંડારમાંથી જે કેળવણી નિરક્ષરને પણ મળતી તેનુ ઘણા પ્રેમથી શ્રવણ થતુ. તેના પ્રતાપેધર્મ અને કુદરતી સૌંદર્ય ટકી રહ્યુ છે કારણકે તેનુ વારંવાર શ્રવણ મનન ને નિદિધ્યાસન થતું હતુ. એ અભ્યાસના સંસ્કાર અને ધાર્મિક સ્થળોમાં મેળાવડા થવાથી મનમાં છાપ પાડી લેવાની અજબ શક્તિથી આ કાંઇ જળવાઇ રહ્યું

હવે ઘેરઘેર શ્રવણ કરાવનારનો અભાવ થતો ચાલ્યો છે તો કેળવણી લીધા વિના અને તેની સાથે ધર્મને જોડવા વિના શાંતિ પ્રસરશે નહિ અને તમોને જોઇનો અધિકાર મળશે નહિ ખરો ધર્મ નીતિ વિના હોઇ શકે નહિ. નીતિ એ ઇશ્વરી નિયમ છે યમ નિયમ ઉપર નીતિનો આધાર છે. એટલે કોઇ પણ જાતનો ખળભળાટ કે અશાંતિ ઉત્પન્ન ન થાય તેને માટે નીતિ છે અને અંખડ શાંતિ ધર્મથી મેળવી શકાય છે. જીવ અને ઇશ્વરને જેવો સંબંધ છે તેવો નીતિ અને ધર્મને સંબધ છે. ક્યા ધર્મની મહત્તા ને તેની નીતિથી જણાઇ આવે છે.

આપણા હિંદુશાસ્ત્રોની ભાષા સંસ્કૃત છે તે ભાષા ઘણા કાળથી બીજી ભાષાઓ કરતાં ઉચુ પદ ભોગવવામાં પહેલે નંબરે છે તો તે ભાષામાં વર્ણવેલો ધર્મ પણ ઉત્તમ અને ક્ષેત્ર પણ વિશાળ હોય એ સંભવિત છે. તો તે ધર્મ વિના સ્વતંત્ર કેળવણી લેવાનું ચાલુ રહેશે તો પરિણામ કેવું આવશે તે કહી શકાય તેવું નથી

ધર્મના સાધન ચતુષ્ટયમાં વૈરાગ્ય વૃત્તિ એ પ્રથમ પગથીયામાંનું એક છે. તેના ઉંચા સંસ્કારોથી આપણી સુધરેલી દુનીઆ કહેવાય છે તેની સાથે હરિફાઈમાં ટકી રહેવાનું સાધન છે અને મોહક વસ્તુઓપર હજી સુધી બીજી પ્રજાઓ કરતાં આપણો મોહ ઓછો છે એટલે વિદેશમાં કે આ દેશમાં સાદાઈથી અને કરકસરથી આપણી જીંદગીનો વ્યવહાર ચલાવવાથી દરેક ધંધાની આપણી હરિફાઈમાં વિદેશી પ્રજા થરથરે છે અને આપણને આફ્રિકાદિ વિદેશમાં વેપારાદિ ધંધામાં તે લોક ભયની નજરથી જુએ છે. તથા એફિકરાઈ ને ગંદાઈ વગેરે બહાનાં આપી આપણા વસવાટમાં હરકત નાખે છે.

ધર્મના ચાર પગ તે સત્ય, દયા, તપ ને શૌચ છે. તેમાં શૌચ એટલે બહીરાંતર પવિત્રતા–સુઘડતા–સ્વચ્છતા છે. બાહેરની પવિત્રતા માટે આપણો વાંક કાઢી એ લોકો ભેળાવામાં અચકાતા હોય તો તો તેને આપણે સુધારવા પ્રયત્નશીલ થવું જોઈએ. પવિત્રતા અને વૈરાગ્યવૃત્તિ–સાદાઈથી ઉદ્યોગમાં જોડાયા રહેવું એવું આપણાં ધર્મશાસ્ત્રો બતાવે છે. આવી આવી ધર્મની આજ્ઞાઓ છે; ત્યાં ત્યાં કેળવણી સાથે આપણા ધર્મને જોડી દેવો એ ઇષ્ટ છે. અને એજ રસ્તે આપણને તથા આપણા સહયોગીને ઇશ્વર પ્રેરે એવી પ્રભુ પાસે પ્રાર્થના છે.

સંસાર ધર્મમાં કત્તિ આર્થિક કે પારમાર્થિક કામમાં નબળા હોવાથી યુરોપમાં પ્રથમથી સ્ત્રીઓમાં જાત સ્વતંત્રતા અપાણી છે; પણ ત્યાંના પુરૂષો ધર્મ ને જ્ઞાનમાં વધના ચાલ્યા, છતાં ત્યાં જાત સ્વતંત્રતામાં વધારો કરવાને, વિશેષ છૂટ આપવાને ધાર્મિક પુરૂષો ડરે છે ! તો માનવું જોઇએ કે ત્યાંની સ્ત્રીઓમાં ધાર્મિક નબળાઈનું પ્રમાણ વધતું જણાતું હશે.

જ્ઞાનમાં કે કર્તવ્યમાં આપણે ચડતા હશું તો આપણને સ્વતંત્રતા મળશેજ–અધિકારમળશેજ.

+ "આપણે એટલું તો યાદ રાખવું જોઇએ કે આપણે જેટલું ખાઇએ છીએ, વાપરીએ છીએ, તેટલું કોઈ પણ પ્રકારના શ્રમ વિના પેદા થયું નથી, એતો નિશ્ચય છે. તો એ શ્રમમાં આપણે કેટલો ભાગ લીધો છે ? આપણને જે પ્રકારનો ઉદ્યોગ કરતાં આવડતો હોય તે પ્રકારનો શ્રમ કરી આપણે આપણા ઉપભોગની વસ્તુઓનું મુલ્ય વાળી આપવું જોઇએ. પારકા ઉદ્યોગનું ફલ ભોગવવાની આશાથી તો પોતાને હાની થાય છે, એટલુંજ નહિ પણ પરીણામે આખા દેશને હાનિ થાય છે; કારણકે જે વસ્તુઓ આપણે ભોગવીને નાશ કરીએ છીએ તેને સ્થાને બીજું કશું નવું પેદા કરતા નથી. જો પ્રત્યેક મનુષ્ય પારકાનું પેદા કરેલું ભોગવવાનો નિશ્ચય કરીને બેસે તો આખા દેશમાં ખાવાનું કે પીવાનું કાંઈ રહે નહિ–પેદા થાય નહિ ને સર્વ મરી જાય–આવું છે. એટલે કોઇપણ પ્રકારનો ઉદ્યોગ કે શ્રમ કરી પોતે જે ભોગવે છે તેનો બદલો વાળી આપવાને જાત મહેનત કરતાં શીખવું જોઇએ. પારકાને રે જીવનારાં થવું નહિ. કોઇપણ પ્રકારનો ઉપયોગી શ્રમ કરવાનો સર્વદા પ્રયત્ન કરવો અને તે શ્રમથી જે ભોગવાય તેમાંજ સંતોષ અને સુખ માનવાં."

"સંસારમાં વસવું તો પોતાના બાહુબળે પ્રાપ્ત કરેલા ઉપર સંતોષ રાખવો તમે ઉપજાવેલી મોહક વસ્તુઓ ઉપર તણાતાં હો તો ઠીક. પણ પારકાની ફેશનમાં તણાઈ કરેલાં ખરચ બચાવવાને જાતે મહેનત લ્યો ને તેમાં કાંઇક વખત રોકતાં શીખો તેમ ન થઈ શકે તો પારકાના ઉપર આશા રાખી પડ્યા રહેવા કરતાં સંસારમાંથી જતાં રહેવું ને ફળ ફુલ ઉપર નિર્વાહ કરવો સારો."

+ મન દ્વિવેદી.

તમારાથી સંસાર છોડાશે નહિ, અને ફળફૂલ ખાઈ રહેવાશે નહિ. તો તમારા સુખ માટે મહા પરીશ્રમ વેઠી જીવના જોખમે મહાન્ કાર્યો કરનાર તમારાં સગાંવહાલાંઓને માટે સતિ સાવિત્રી, દમયંતી, અનસૂયા, તારામતી અને મહાસતી સીતા જેવી સાધ્વી સ્ત્રીઓની પેઠે દેહાર્પણ કરતાં શીખો. અરે! તેઓનુંજ શાંતિનું સ્થલ બનો ત્યારે તમે અધિકારી સ્ત્રી થશો ને તેઓજ તમોને અધિકાર વગર માગ્યે આપશે.

આપણી જીંદગી બચ્ચાંઓને માટે છે એ મહાન સુત્ર યાદ રાખો. સત્ય પુરૂષાર્થને માટે મનુષ્ય જીવન છે.

દેશ ઉત્ક્રાંતિમાં જાય છે, તેની વસ્તીનો ધર્મ વેપાર અને પૈસો પેદા કરવામાંજ સમાઈ જનાર નથી. કેળવણીનાં દરેક અંગ પોષવાની જરૂર છે. પ્રાપ્ત ધર્મ બરાબર બજાવતાં દેશોન્નતિનાં દરેક કામને યથાશક્તિ મદદ આપે છે તેજ અધિકારી છે.

રસોઈ કરી કરાવી, ખાઈ ખવાડી, એક વખત દેવમંદિર જઈ કે શાસ્ત્રનું શ્રવણ કરવામાંજ કર્તવ્ય ઇતિ થઈ જતું નથી.

આપણાં શાસ્ત્રોનો સન્દેશ ને ઉપદેશ કહી આપે છે કે પ્રાપ્ત ધર્મ બરાબર બજાવે તેજ અધિકારી છે. અધિકાર વિના ઉપદેશ ગ્રહણ થઈ શકતો નથી તો કર્તવ્ય પરાયણ શી રીતે થઈ શકાય.

સીતા ને દ્રૌપદીના સ્વયંવરની વાતો શાસ્ત્રોમાથી સાંભળી ઘેર આવી પોતાની દશ વર્ષની બાળાને સ્કુલમાંથી ભણતી ઉઠાડી લેવી. ન જોવી ઉમર કે ન જોવાં વિદ્યા કે ગુણ; ને લાકડે માંકડું વળગાડી દેવું! પછી અનિષ્ટ પરીણામ આવે, ત્યારે આ સંસારને અસાર ઠરાવવા જાય! આવાઓને શાસ્ત્રોનું રહસ્ય સમજવાને કયાંથી અધિકાર હોય ? કારણકે ત્યાં કેળવણીનું નામ નથી! માટે અધિકારી થવાને ચાર પુરૂષાર્થ જે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે, તેમાં ધર્મના ચાર પગ જે સત્ય, દયા, તપ ને શૌચ તેનો બરાબર અર્થ સમજવા જાતે કેળવણી લ્યો, અને તે પ્રમાણે કર્તવ્યપરાયણ થાઓ, તો અધિકારી છો એમ કહેવાશે.

( મુંબાઈ. ) —લાડકુંવરબાઈ ગીરજાશંકર.

---

## માતૃધર્મ.

દેશના સુધારાનો આધાર માતા ઉપર છે, એમ જે નેપોલીયને કહ્યું છે તે સત્યજ છે. દેશની પ્રજા બળવાન, વિદ્યાવિનોદિ અને ધર્મિષ્ઠ થાય એ સહુ કોઇ ઇચ્છે છે; અને એ અત્યુત્તમ ઇચ્છા કાંઇ આકાશકુસુમવત્ નથી; જો શ્રમ કરવામાં આવે તો તે ફળિભૂત થાય તેમ છે; પરંતુ એ શ્રમ જો વ્યવસ્થિત થયો હોય તોજ.

હિંદુસંસાર સ્ત્રીકેળવણીના અભાવને લીધે કઢંગો થઇ પડ્યો છે એની તો કોઇથી ના કહેવાય તેમ નથી. સ્ત્રીઓને વિદ્યાદેવીથી વિમુખ રાખવાનો સંપ્રદાય પ્રત્યેક જ્ઞાતિમાંથી નાબુદ થાય તોજ ઉન્નતિની આશા રાખી શકાય. સ્ત્રીઓને ભણાવી ગણાવી હોંશીઆર બનાવવી અને સ્ત્રીકેળવણીનો પ્રચાર વધારે કરવો એ સંબંધી માસિકોમાં વારંવાર લખાય છે. તોપણ તેનો અમલ હજુ પુરેપુરો નહિ થએલો હોવાથી તે સંબંધી વધારે લખવાની જરૂર હું ધારૂં છું. અને સ્ત્રીકેળવણીના એક અંગ તરીકે આ ' માતૃધર્મ ' એટલે ભવિ-

ષ્યની ઉત્તમ પ્રજાની માતા તરીકે સ્ત્રીઓનું શું શું કર્તવ્ય છે, તે સમજાવવા મે આ લેખમાં કાંઇક યત્ન કર્યો છે. હિંદુઓમાં બાળલગ્નની હાનિકારક રૂઢિને લીધે માતા તરીકેની જવાબદારી સમજ્યા પહેલાં મારી કેટલીક બ્હેનોને માતા થવાનો સમય આવે છે. અને તેવે વખતે પોતાના કર્તવ્યનું જ્ઞાન નહિ હોવાથી પરિણામે દુઃખકારક ભૂલો તેઓ કરે છે સાસુ નણંદના દબાણથી કે પછી પોતાની અજ્ઞાનતાથી સ્ત્રી સગર્ભા હોય છે ત્યારથીજ ભૂલોની શરૂઆત કરે છે. પણ તેણે જાણવું જોઇએ કે ગર્ભાધાન થયું ત્યારથીજ તે માતા તો થઇ ચૂકી છે એટલે પ્રથમ ગર્ભિણી દશામાંજ માતા તરીકેની કેટલીક ફરજ તેને અદા કરવાની હોય છે. અપથ્ય ખોરાક ગર્ભને નુકસાન પહોંચાડે છે, માટે વૈદકશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પથ્યાપથ્યનો વિચાર કરવો જોઇએ. બાળકની મનોવૃત્તિ ઉંચા પ્રકારની થાય તેટલા સારૂ તેવી સ્ત્રીઓએ સારાં સારાં પુસ્તકો વાંચવાં જોઇએ. અભિમન્યુ કૃષ્ણના મુખથી માતાના ઉદરમાંજ કોઠાયુદ્ધ શીખ્યો હતો. આ પૌરાણિક દૃષ્ટાન્ત સૂચવે છે કે સગર્ભાસ્ત્રીઓએ પોતાનું મન ઉચ્ચ અને ધર્મપરાયણ રાખવું કે બાળકનામાં પણ તેવા ગુણો અવતરે.

જેટલી જવાબદારી ગર્ભિણી અવસ્થામાં છે, તેટલીજ—બલ્કે તેથી પણ વધારે જવાબદારી સ્ત્રી સંતાનવતી થાય ત્યારે છે. ખનીજ પદાર્થો ખોદી કાઢવા સહેલા છે. પણ બહાર કાઢયા પછી માટી વગેરેથી મુક્ત કરી તેને પાસા પાડી મનોહર બનાવવા તેમાંજ ચતુરાઇ રહેલી છે. અનિવાર્ય માતૃસ્નેહને લઇ કેટલીક હર્ષઘેલી માતાઓ બાળકનું હદથી જાદે લાલન કરે છે. અને બાળપણમાં એવી અયોગ્ય છૂટ મળવાથી—સંગદોષથી તેઓ દુર્ગુણી થાય છે. આવા પુત્ર-પુત્રીને જો તેના પિતા તરફથી કાંઇપણ શિક્ષા કરવામાં આવે તો તેવે પ્રસગે બાળકનો પક્ષ કરી સ્ત્રી પતિની સાથે ઝગડો મચાવે છે. આવા અંધવાત્સલ્યનું પરિણામ એ આવે છે કે એ સ્વહસ્તે ઉછેરેલાં વિષવૃક્ષનાં ઝેરી ફળો લાલન કરનારનેજ ચાખવાં પડે છે

માટે—लालने बहवो दोषास्ताडने बहवो गुणाः
तस्मात्पुत्रं च शिष्यं च ताडयेन्नतु लालयेत्.

છોકરા તથા છોકરીઓ બન્નેને કેળવણીની સરખી જરૂર છે, એ કેટલીક સ્ત્રીઓ જાણતી નથી. કન્યા સાત આઠ વર્ષની થઇ કે-માતા તેને ઘરકામમાં જોડી દે છે. હા, કન્યાઓને ગૃહકાર્યો શીખવવાં આવશ્યક છે ખરાં, પણ તે સાથે તેને વિદ્યા દેવીની પ્રસાદી લેવાનું પણ શીખવવું જોઇએ. પોતે વહેમથી મુક્ત થઇ બાળકોને વહેમ રહિત બનાવવાં. વળી પ્રત્યેક માતાએ પોતાનાં બાળકને બાળપણથીજ સાચું બોલવાની હિંમત રાખતાં શીખવવું જોઇએ જે માતા સત્યને વધુ ચહાતી હોય તેનું બાળક ભાગ્યેજ અસત્યભાષિ થાય ! સત્યકામ ગૌતમ ઋષિની પાસે ઉપનયન લેવા ગયો ત્યારે ગૌતમે તેને ગોત્રનું નામ પૂછયું. ગોત્રથી અજ્ઞાત તે બાળક પોતાની માતા જબાલા પાસે આવી પૂછવા લાગ્યો. તેણીએ જવાબ આપ્યો કે તારા પિતાની સેવારૂપ પ્રવૃત્તિને લીધે હું ગોત્રનું નામ જાણતી નથી. આ સાંભળી સત્યકામે ગૌતમને આવીને કહ્યું કે મારી માતા ગોત્ર જાણતી નથી. અને હું પણ જબાલાનો પુત્ર છુ, એ સિવાય બીજું કશું જાણતો નથી. આ હિંમત ભરેલાં વચનોથી મુનિએ પ્રસન્ન થઇ તે શુદ્ર નથી એમ કલ્પી ઉપનયન આપ્યું. કહો ! હાલની કોઇ સ્ત્રી કે બાળક આવું સત્ય બોલવાની હિંમત ધરી શકશે ? માતા સાચ્ચી અને ધર્મપરાયણ હોય તોજ બાળકને

સહૃદય બનાવી શકે. પોતાનાં પુત્ર-પુત્રી વિનીત, સભ્ય અને નિરભિમાની થાય તે તરફ તેણે કાળજી રાખવી જોઇએ. ઘેર આવતાં માણસો પ્રત્યે તેમને ઘટે તેવા યોગ્ય સન્માનપૂર્વક વર્તતાં શીખવવું,-ખુશામત કરવાની ખોટી ટેવ તથા ચાડી ચુગલી કરી પ્રિય થવાની નિચ વૃત્તિનો માતાએ ઉચ્છેદ કરવો જોઇએ. સત્યવક્તાપણું, ધર્મ ઉપર પ્રેમ તથા શ્રદ્ધા, વડિલો તરફ માન અને પ્રીતિ તથા અસાધારણ ધૈર્ય ઇત્યાદિ સદ્‌ગુણોનો સંચય કરવાનું બાલ્યાવસ્થામાંથીજ માતાએ શીખવવું. કોઇ અંગ્રેજ ગ્રન્થકારે માણસના મનને કુદરત સાથે સરખાવ્યું છે. જેમ જમીનમાં કાંઇપણ બીજ વાવવામાં ન આવે તો તૃણાદિ જેવા હલકા પદાર્થો સ્વતઃ ઉગી નીકળે છે. તેમ બાળકના મનમાં માતારૂપ ખેડુતથી જો સદ્‌વર્તનનું બીજ ન વવાય તો દુર્ગુણોનું વાવેતર થવાનુંજ. માતા તરીકે એક અગત્યની ફરજ બાળકોને સ્વચ્છ રાખવાની છે. પૈસા ખરચી મોંઘાં કપડાં ખરીદવાની શક્તિ તો ન હોય, પણ સ્થિતિ પ્રમાણે અંગ ઢાંકવા જે મળે તેને સ્વચ્છ તો રાખી શકાય. પોતે સ્વચ્છ રહી બાળકને સ્વચ્છતાપ્રિય બનાવવું. અનુકરણ શક્તિ બાળકોમાં વધારે હોય છે. શરૂઆતમાં તે માતાના સહવાસમાં આવે છે. તેથી તેનામાં તેના જેવા ગુણો અને ટેવો બંધાય છે. માતાની હાનિકારક ટેવો બાળકમાં પ્રવેશ પામે તો ઘણુંજ અનિષ્ટ થાય. હાલ મોટી ઉમ્મરના સભ્ય માણસો પણ ટેવના દબાણમાં દબાઇ જઇ કેવળ તેના દાસ બનેલા આપણે જોઇએ છીએ. તેનું કારણ બાળપણની નુકશાનકારક ટેવજ છે. ઉદ્યોગ, સ્વાશ્રય, વગેરે ગુણો પરિણામે લાભકારક છે, એ માતાઓએ ભુલવું જોઇએ નહિ. 'કેળવાએલી માતા સો શિક્ષકની ગરજ સારે છે.',- આ ઉક્તિ દરેક માતાએ તેમજ માતા થવા ઇચ્છતી સન્નારીએ સદા ધ્યાનમાં રાખવી.

'**लोके गरीयसी माता**', માતાની મહત્તા વિષે અનેક શાસ્ત્રો સાક્ષી પૂરે છે. તેની ખાતરી કરવી હોય તો એક દુષ્ટ અને કૃતીઘ્ની પુરૂષને માતાના સ્નેહ વિષે પુછો! ગમે તેવો તે પાપી હૃદયનો હશે તોપણ અવશ્ય એવોજ પ્રત્યુત્તર આપશે કે માતાનું ઋણ ચુકવવા અનેક જન્મો વ્યતીત થાય તોપણ કોઇ દિવસ એ ઋણ પુરૂં થવાનું નથી. આવા ગૌરવવાળી માતાઓએ કર્તવ્યવિમુખ થવું એ કેટલું દિલગીરી ભર્યું ગણાય ?

બાળકને સદ્‌ગુણી બનાવી સંસારની ધુરા વહન કરવાને લાયક કરવાં એટલેથીજ કાંઇ માતૃધર્મ અટકતો નથી. હિંદુસંસારમાં સાસુ વહુના કલેશો જે આપણે ઘેરઘેર જોઇએ છીએ, તે પણ બહુધા માતૃધર્મની ખામીને લીધેજ થાય છે. અજ્ઞાનતાથી કે ઉદારતાના અભાવે કેટલીક માતાઓ, પુત્ર અને પુત્રવધુને સુખી જોઇ ઇર્ષ્યાગ્નિથી બળી જાય છે ને ઘરમાં વહુએ કરેલાં કાર્યોમાં નજીવી ભુલો કહાડી તેના ભાઇ બાપને ગાળો ભાંડે છે! સદ્‌ગુણી માતા પુત્રના સંસારનાવનું સુકાન છે, જ્યારે એક હલકા મનની નીચ માતા પુત્રના સંસારવૃક્ષને નાશ કરવાનો કુહાડો છે. મૂર્ખ અને નાલાયક ધણીને પનારે પડેલી કેટલીક સાધ્વીઓ ધણીને માઠું લાગશે એમ જાણી સાસુનો જુલમ સહન કરે છે. તોપણ તેનું ઉંડું અંતર સાસુને શાપ આપ્યા વિના રહેતું નથી. જે માતા પુત્ર ઉપર પ્રેમવાળી હતી, તેજ માતા પુત્રવધૂ આવતાં પોતાના છોકરાને નામર્દ, સ્ત્રીવશ વગેરે હલકા શબ્દોથી તિરસ્કારે છે અને પોતાનું ગૌરવ પોતાને હાથે જ ન્યૂન કરે છે. માતા તરીકેની મારી આર્યબ્હેનોની આ કેવી વર્તણુંક ?

( ભુવાલડી ) —હીરાબ્હેન મથુરભાઈ.

## ગૃહ ( મંદિર )ની સ્વચ્છતા.

સ્વચ્છતા એ પવિત્રતાથી (જ) ઉતરતે દરજ્જે છે.—લૉર્ડ બેકન.

પોતાનુંજ ઘર હવે થયું જે, તે તો સંભાળવું ભાવે રે;
ઘર ગોઠવણી તો ગોરીનો ગરવો ધર્મજ કહાવે રે.
શાણાં, સુઘડ, સદગુણી, બની બેની, સાસરે સુખીયાં થાજો રે!
શાણી સુઘડ સ્ત્રી રોજ કરે છે, રૂડી વ્યવસ્થા ઘરની રે;
કર કસર કરે, રહે સૌ સરસી, શોભા વધારે વરનીરે. શાણાં૦
ઘર જોઇ ઘરધણીઆણીનું, મૂલ્ય કરે સૌ કોઈ રે;
જો ઘરમાં ગંદવાડો દેખે, કહે "ફુઅડ, ફટ! મોઇ રે." શાણાં૦
સુઘડનાં ઘરબાર, ને ઓરડા, આરસ જેવા રૂપાળા રે;
સદા સુઘડ રહે સુઘડ સુંદરી, રાખી સુઘડ બાળ બાળા રે. શાણી૦

—નવલરામ.

**પ્રિય બ્હેનો!** આપણું આરોગ્ય સાચવવાને સ્વચ્છ હવા, નિર્મળ પાણી, સારો અને ગુણકારી ખોરાક, સ્વચ્છતા, ઊંઘ, કસરત અને મનની તનદુરસ્તી (ચિત્તની સ્વસ્થતા) એ સાત બાબતો ઘણી અગત્યની છે. ત્હેમાંથી ચોથી બાબત તે 'સ્વચ્છતા' છે. સ્વચ્છતા વિષે વિચાર કરતાં ત્હેમાં મુખ્ય શરીરની સ્વચ્છતા, કપડાંની સ્વચ્છતા, અને ઘરની સ્વચ્છતા એ ત્રણ વાતો ધ્યાનમાં લેવા જેવી છે. પોતાનું શરીર સ્વચ્છ જળથી શુદ્ધ કરી ચોકખાં વસ્ત્ર પહેરવા તરફ દિનપ્રતિદિન લોકવૃત્તિ એટલી કેળવાતી જાય છે કે હવે ત્હેમને એ બંને પ્રકારની સ્વચ્છતા વધારવા વિશેષ કહેવાની અતિ અગત્ય જેવું જણાતું નથી.

આપણી ઘણી ખરી બ્હેનોને એટલું તો સારી પેઠે વિદીત છે કે એક દેશી ગૃહસ્થ ગમે તેવી સારી સ્થીતિવાળા હશે તો પણ ત્હેના કરતાં ઓછી કમાઈવાળા કોઈ પણ ઇગ્રેજ કે યુરોપીયનનું ગૃહ (મંદિર) વિશેષ સ્વચ્છ, હવા અજવાળાની અગવડતાવાળું, અને થોડા ખર્ચે સર્વ પ્રકારના વિશેષ ગૃહ–શણગારથી વ્યવસ્થીત અને સુશોભિત તથા લતા પુષ્પથી સુગંધીમય જોવામાં આવશે. તો આપણે પણ નીચે લખેલા એ મહત્વના વિષય તરફ વધારે લક્ષ આપવાની જરૂર જણાય છે.

૧. ઇશ્વરના ભક્તનું ગૃહ નિર્મળ હોવું જોઇએ. ઘરમાં સર્વ સ્થળે સ્વચ્છતા, ટાપટીપ, સુઘડતા હોવી જોઇએ. મનુષ્યનું નિવાસસ્થાન (ગૃહ) તે પરમેશ્વરનું વસવાનું રહેઠાણ છે, માટે તે એટલું બધું પવિત્ર હોવું જોઇએ, કે તે સ્થળે દૃષ્ટી ફેરવતાંની સાથેજ "આ સ્થળમાં સાક્ષાત પ્રભુ નિવાસ કરી રહ્યા છે," એવો ભાવ જોનારના મનમાં ઉદય પામે.

૨. સ્વચ્છતા એ એક જાતની પવિત્રતા છે, માટે સાચા ઇશ્વરભક્તે જેવી રીતે પોતાનું અંતઃકરણ શુદ્ધ રાખવું જોઇએ, તેવી રીતે તેણે પોતાનું શરીર અને ગૃહ પણ હંમેશાં સ્વચ્છ અને નિર્મળ રાખવાં જોઇએ એ પ્રમાણે જો રખાય તોજ તે સ્થળે પરમાત્મા નિવાસ કરી શકશે.

☞ ઘર અને ત્હેમાંનું સર્વ રાચરચીલું તે ઇશ્વરની દયાથીજ પ્રાપ્ત થાય છે. ઘરના માલિકે પોતાની તમામ જણસો તે પ્રત્યક્ષ પરમેશ્વરે આપેલી અતિશય ઉત્તમ બક્ષીસ છે, એમ માનીને હંમેશા તેનો મંગલમય ઉપયોગ કરવો; કે જેથી કરીને તમામ મનુષ્ય–કુટુંબોનું

ઐહિક અને પારલૌકિક કલ્યાણ થઇને ઇશ્વરના નામનો વિજયઘોષ થઇ શકે. અને તે રીતેજ સર્વ પદાર્થોનો ઉપયોગ કરવો.

૪. પરમાત્માએ આપેલી વસ્તુઓ " મ્હેં પોતેજ મેળવી છે. " એવું અભિમાન ધરાવીને જે કોઈ ઘરની અંદરના પદાર્થોનો વ્યય કે ઉપયોગ પોતાની મરજી પ્રમાણે વિષયોપભોગ લેવામાં કરે છે ત્હેને ધિક્કાર હો.

૫. સાચો ભક્ત જે પ્રમાણે દેવનું પવિત્ર મંદિર ઇશ્વરાર્પણ કરે છે, તેજ પ્રમાણે દરેક ગૃહસ્થે પોતાનું ગૃહ રૂપ મંદિર પણ અંતઃકરણથી ઇશ્વરાર્પણ કરવું, અને વસ્ત્ર, વાસણકુસણ, તેમજ ઘરેણાંગાંઠાં એ સર્વથી શણગારાએલો આપણો બધો સંસાર ઇશ્વરને સમર્પણ કરતી વખતે ઉચ્ચારવું કેઃ—

૬. " હે, પરમેશ્વર ! તું અમારો ગૃહદેવ છે આ મ્હારૂં ઘર અને તેમાંનું જે કંઇ છે તે હું ત્હને સમર્પણ કરૂં છું. આ બધું ઘર પવિત્ર કર, અને ત્હેની અંદર રહેનારાં તમામ મનુષ્યો ઉપર ત્હારો મંગલમય અનુગ્રહ કર. "

૭. ઘરની અંદરનું સઘળું રાચરચીલું વગેરે સ્વચ્છ, નિર્મળ અને નિષ્કલંક હોવું જોઇએ. ગૃહ–મંદિરમાં ગંદકી, કચરો વગેરે અથવા કોઇ પણ પ્રકારની મલીનતા કદાપિપણ ન હોવી જોઇએ.

૮. ઘરમાંની દરેક ઓરડી ઓરડા સાફ કરી, લીપીગુંપી નિર્મળ રાખવા. દરેક સ્હવારે અને સ્હાંજે કપૂર, ચંદન, ધૂપ ઇત્યાદિ દુર્ગંધનાશક પદાર્થો ઘરમાં બાળવા. સૂર્યનો પ્રકાશ અને સ્વચ્છ હવા આખા ઘરમાં રમતી રહેવી જોઇએ.

૯. દેવને દુર્ગંધનો ઘણોજ તિરસ્કાર છે. અવ્યવસ્થા અને ગંદકીનો ત્હેને બહુજ કંટાળો ઉપજે છે.

૧૦. ઉપયોગીપણું અને સુંદરતા એ બે દેવોને ઘણાંજ પ્રિય છે, માટે ભક્તજને પોતાનું ઘર નિરોગી અને હવાવાળું રાખવું, એટલુજ નહિ પણ તે રમણીય અને પ્રેક્ષણીય ( જોવા લાયક ) હોવું જોઇએ.

૧૧. પ્રભુ કહે છે કે–મ્હારા ભક્ત જે સ્થળમાં રહે છે તે સ્થળ નિર્મળ, રમણીય અને આનંદકારક હોવું જોઇએ.

૧૨. એટલા માટે હમેશાં સ્હવારે ઘરમાંના મુખ્ય મુખ્ય સ્થાનો સુગંધમય પુષ્પોથી, કોમળ પાંદડાંથી અને સુન્દર વેલાથી શોભાયમાન કરવાં જોઇએ. આવા સ્થળમાં મનુષ્યે પ્રવેશ કરતાંની સાથે ત્હેના ચિત્તને આનંદ અને અંતઃકરણને આલ્હાદ ( હર્ષ ) થવો જોઇએ.

૧૩. આ પ્રમાણે ઘરની અંદરનાં સર્વે સ્થાનોમાં પવિત્રતા અને સારી વ્યવસ્થા રહેવી જોઇએ. ઇશ્વર ભક્તિના સ્થાનમાં, ઉઠવા બેસવાની જગ્યામાં, અભ્યાસ કરવાના કે વિશ્રામ લેવાના સ્થાનમાં, ઓસરી પરસાળમાં, ચોકમાં તથા ઓરડાઓમાં એમ સર્વ સ્થળે નિર્મળ ભાન દેખાવો જોઇએ, અને હોવો જોઇએ.

૧૪. સુવાનું બીછાનું સાફ હોવું જોઇએ. કબાટમાં મૂકેલાં વસ્ત્રાદિ, ગ્રંથ સંગ્રહાલયમાંના ગ્રંથો, ઘરમાંની દરેક જણસો, રસોડામાંના વાસણ કુસણ એ સઘળું સુન્દર રચનાવાળું હોવું જોઇએ ( રાંધવાનાં તથા જમવાનાં વાસણોને હમેશાં શુદ્ધ કલઇ કરાવી વાપરવાં જોઇએ. )

ખર્ચ કરવું નહિ, આ અને કુટુંબનાં વ્યવહારિક કામકાજ સમજતાં ન્હાનપણથી જ દરેક સ્ત્રીએ શિખવું જોઇએ.

(૭) સારો સ્વભાવ—શાંત સ્વભાવ રાખી કલેશ કરવો નહિ, પતિ પાસે સદા સંતોષથી હસમુખા ચહેરે આનન્દમાં રહેવું, અને પોતાના સંબંધમાં આવતા સર્વ ભાઇ બ્હેનને આનન્દમાં રાખવા પ્રયત્ન કરવો,—એનું નામ સારો સ્વભાવ. કલેશ કરવો એ મ્હોટામાં મ્હોટો અવગુણ છે. મનુ સ્મૃતિમા ૩ જો અધ્યાયમાં કહ્યુ છે કે—

शोचान्ति जामयो यत्र, विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तुं यत्रैता वर्धते तद्धि सर्वदा ॥

ભાવાર્થ—' જે કુળમાં, બ્હેન, સ્ત્રી, તથા બીજી સગી સ્ત્રીઓ કંકાસ કરે છે કુળનો સદ નાશ થાય છે, અને જે કુળમાં સ્ત્રીઓ કંકાસ કરતી નથી, તે કુળની સર્વદા વૃદ્ધિ થતી જાયછે."

(૮) સુસંગતિ—જેટલે દરજ્જે ઉપરના ગુણો અગત્યના છે, તેટલે જ દરજ્જે સુસંગત પણ અગત્યની છે. તેના વિના દુધ, સાકર જેવી અમૃત ચીજમાં જો વિષનું એક પણ બિન્દુ પડ્યું હોય, ને તે જેમ સર્વે વિષ રૂપ થઇ જાય છે; તેમ જો સુસંગત ન હોય, પણ ખરાબ સોબત હોય તો તે બધું નાશ પામે છે. કહ્યું છે કે,—

રાજ તરંચક દેવીયુત, કવિના વનિના મીન;
તનક બુંદ શાલા પર્યો ગંગા ઘટ અપવીત.

કારણ કે સારી સંગતને સારા ગુણ લાગતાં જેટલી વાર લાગે છે, તેના કરતાં ખરાબ સંગતનો માઠો ગુણ તરત લાગે છે. તથા તે એવો તો સજ્જડ બેસે છે કે પછીથી નીકળવો મુશ્કેલ થઇ પડે છે કવિ દલપતરામે કહ્યું છે કે—

કદાપિ કાળિયા કનેજ, ધોરિ ધોળિયો વસે;
વળે ન વાન તોય, સાન સંગ જેવી થશે.

માટે ખરાબ સોબત તજી સત્સંગ રાખવો જોઇએ. " કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે છે " એ કહેવત પુરૂષના કરતાં સ્ત્રીને વધારે લાગુ પડે છે. કારણ કે પુરૂષના કરતાં તે વધારે ભોળા સ્વભાવની, તથા તેનું અંતઃકરણ એટલું તો કોમળ હોય છે કે સારી યા માઠી અસર રૂપી બીજું તેના નાજુક હૃદયમાં જલદી ઉગી આવે છે. માટે ન્હાનપણથીજ સુસંગતમાં જોડાઇ હૃદયમાં સારા વિચાર ઠસાવવા જોઇએ કે મ્હોટપણમાં કદિ પણ કુસંગી થવાય જ નહિ સાવિત્રી આખ્યાન, મદાલસા ઉતુધ્વજ, અનસુયાભ્યુદય, સતી મંડળ અને ભામિની ભૂષણ વગેરે અમૂલ્ય પુસ્તકો વાંચવા એ પણ સત્સંગ જ છે.

ઉપર જણાવેલા ગુણો ભંડારરૂપ સ્ત્રી જગતને સ્વર્ગરૂપ કરી મુકે છે. એ સ્ત્રી જગતમાં દેવી તરીકે પૂજાય છે. પતિ તેને પોતાના ઘરનું આભુષણ તથા આધાર ગણે છે. અન્ય સંબંધીઓનું એ સ્ત્રી વિશ્રામ સ્થાન છે; વાત કરવાનું ઠેકાણું છે. આવા અદ્ભુત પ્રેમમય ભાવથી જ્યાં સંસાર ચાલે છે ત્યાં જ કલ્યાણ છે. મનુ સ્મૃતિમાં કહ્યું છે કે—

संतुष्टो भार्यया भर्ता भत्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

અર્થ—જે કુળમાં ધણી ધણીયાણીને બને છે એટલે સ્ત્રીથી તેના ભર્ત્તા સંતુષ્ટ છે, અને ભર્તાથી સ્ત્રી સંતુષ્ટ છે તે કુળમાં સદા કલ્યાણનો નિવાસ છે.

(અમદાવાદ) —સૌ. ચંચળલક્ષ્મી અમૃતલાલ જોશી.

# સુન્દરી સુબોધ

વર્ષ ૧૦ મું ] ઈ. સ. ૧૯૧૩, મે: ચૈત્ર, વિ. સં. ૧૯૬૯. [ અંક ૯ મો.

## काव्यकुंज.

### विविध. શંકા–સમાધાન.

( વસન્તતિલકા. )

નિદ્રા મહીં જન સુતાં, પશુ પંખી સુતાં, પ્રાણી બધાં મધુર નીદરમાં પડયાં છે;
સર્વત્ર સર્વ સ્થળમાં પ્રસરી સુશાન્તિ, તો કેમ આ હૃદયમાંહિં અશાન્તિ વ્યાપી !
ઝાંખા કરી ગગનમાં સહુ તારલાને, રાત્રિપતિ શશિ રહ્યો નભમાં પ્રકાશી;
સર્વત્ર સર્વ સ્થળમાં પ્રકટી સુજ્યોતિ, તો વ્યાપીઓ હૃદયમાં કયમ અન્ધકાર !
" આ સૃષ્ટિનો પતિ હશે ? નવ કો હશે વા ! શું સ્વર્ગ છે ? નવ હશે ? કહીં તે રહ્યું છે!
વ્હાલાં તણું મિલન શું ફરી થાય ? કે ના ? આત્મા હશે અમર ? કે ગણું નાશવન્ત ?"
આવા અનેક ઉર પ્રશ્ન ઘુમી રહ્યા છે, લાગે મ્હને જગત, જીવન શુષ્ક, શુષ્ક !
મૃત્યુ મહીં પણ રહી નહિ કાંઈ આશા, રે ! આંધળું હૃદય–લોચન આ બન્યું છે !
ભૂંડા વિતર્ક મુજ મસ્તકને ભમાવે, આવી ત્યહીં અનિલની લહરી મધુરી;
ને દિવ્ય ગાન સુણિયું મીઠું મંજુ, ધીમું, આપે જવાબ ઉર પ્રશ્ન તણા સહુએ.
" શંકા યતી હૃદયમાં, અલી અજ્ઞ બાળા ! આ સૃષ્ટિના પતિ તણી તુજને અયોગ્ય;
જેણે રચ્યું જગત આ વળી સર્વ સૃષ્ટિ, છે અદ્વિતિય પ્રભુ જાણ પુરાણ સત્ય.
ને સ્વર્ગ સૌ પ્રભુતણા શુચીપાદમાં છે, જેને જનો 'મૃત' કહે, સહુ ત્યાં વિરામ્યાં;
વ્હાલાં તણું મિલન નક્કી થશે ફરી ત્યાં, આત્મા અનન્ત નહિ નાશ થયો, થશે ના.
'આ દિવ્ય ગાન સુણતાંજ અશાન્તિ ઊડી, આ દિવ્યગાન સુણતાંજ તિમિર નાઠું;
અન્તર્ મહિં સહુ સ્થળે પ્રસરી સુશાન્તિ, અન્તર્ મહિં સહુ સ્થળે નિરખું સુજ્યોતિ.
ઓ વાયુ દિવ્યદૂત ! પૂજું ત્હને સદા હું, ત્હેં ટાળીયા હૃદય સંશય સર્વ મ્હારા;
ને માન્યતા ફરી મૂકી જગતાતમાં ત્હેં, ત્હેં અન્ધલોચન મહિં દીધું દિવ્ય તેજ.
સૌન્દર્ય સર્વ સ્થળમાં પ્રભુનું નિહાળી, જોઇ ચમત્કૃતિ સહુ સ્થળમાં પ્રભુની;
આ શુષ્ક ઉર બની આર્દ્ર દ્રવી રહ્યું છે, સૌન્દર્ય સ્નેહ ભરપૂર બની ગયું છે.

( વડોદરા )

—'બ્હેન લહરી.'

## પતિભક્તિ. પ્રભાત.

(મંગલ-પ્રભાત.)

જાગો જાગો જીવન ! ઉગ્યો દિન નૂતન, ઉઠયાં સહુ જગ જન, ત્યાગીં નિદ્રા હવે;
ગઇ રઢિયાળી રાત, થયો મંગળ પ્રભાત, નાથ ! નિંદરી મિઠલડી મૂકોને હવે.
વ્હાલા! વેળા વહીજાય, તારા ભજમાં અળપાય, સ્નાન સંધ્યા સમય ચુકો શું હવે ?
જોગી સંભાળે જોગ, ભોગી ત્યજતા સુ-ભોગ, પડી રહેવું પથારી, ગમે શું હવે ?
કોઇ હૈયે હરખાય, અન્ય વિરહે વિલાય, વિધિ કેવો પલટાય, નાથ ! નિરખો હવે;
સ્મરી સદ્‌ગુરૂ નામ, વ્હાલા વસન્તવિરામ ! થવા સિદ્ધ સર્વ કામ, ઉઠો હસતા હવે.

( અમદાવાદ. ) —સૌ૦ વ.

---

## સ્તવન. *

( શીખ સાસુજી દેછે રે, વહુજી રહો ઢંગે-એ રાગ )

વ્હાલી સાહેલી આવોરે, રૂડાં ગીતડાં ગાઇએ;
કરી સ્તવન પતિનરે, ક્ષમા તેની માગી લેઇએ.— વ્હાલી૦
શીશ મુકુટ મણિ છે રે, પોષે સદા પ્રીત વડે;
જે છે શાન્ત સદાએ રે, હેતે પિયુને નમિએ.— વ્હાલી૦
જે છે બ્રહ્મસ્વરૂપીરે, સતીના પ્રાણસમા;
પૂજ્ય પિયુજી અમારારે, અંતરના આધાર ખરા.— વ્હાલી૦
અમ આંખલડીનારે, રતન રૂપ વાલમ છે;
પ્રેમાનંદ સ્વરૂપીરે, પ્રણમી એ પ્રીત વડે— વ્હાલી૦
શિવ વિષ્ણુ સતીના એ. પતિ પ્રભુ એકજ છે.
બીજા દેવ ન જાણ્યારે, ચેતન પ્રભુને નમિએ.— વ્હાલી૦
કૃપાસિન્ધુ ! પ્રભુજીરે ! પ્રીતીમય રસબસતા;
જાણે કે અણજાણે રે, કોટી લક્ષ દોષ થતા.— વ્હાલી૦
જાણી ચરણ તણી રજ ને, દાસી આપની અમને;
ભિક્ષા આપો ક્ષમાનીરે, પ્રભુ ! પાયમાં નમિએ. વ્હાલી૦

( પ્રેમભવન-ભુજ ) —સૌ. વસન્ત.

## પૂજન.

( ચાલો સાહેલી ! ભુવનેશ્વરીનાં-એ રાગ. )

બ્હેની ! આનંદે (૨) પતિ પ્રભુનું ભાવ ધરી તું પુજન કરજે;
મન એ વિચારી શીખ આ સારી, માની (તુજ) ધર્મ હદયે ધરજે.—બ્હેની.
સાસુ શ્વસુર ને માતપીતા સમ, સેવી સદા આ ભવથી તરજે;
તન મન અરપી પતિ પ્રભુને તું, આજ્ઞા ધારી સદા બનજે.
અન્ય પુરૂષને ગણી પીતા સમ, ભક્તિ પ્રભુનીમાં મન ધરજે.— બ્હેની.

---

* સંસ્કૃત ઉપરથી.

સુખ દુખે સારી ટેક તું ધારી, હર્ષ શોકમાં ન તું ડરજે,
સારી સોબતમાં રહી સદાયે, દુર્ગુણથી નીશદીન ડરજે.— બ્હેની.

શીયળમાં તુજ સાચું સુખ ગણી, દુખ સહી પણ રક્ષણ કરજે,
કામ, ક્રોધ, મદ, મોહ, વિસારી, "ચન્દા!" ક્ષમા, દયા ભરજે—બ્હેની.

—એક સન્નારી.

## મૂગ્ધાની પ્રાર્થના.

( હિંડી. )

કરીશ પ્રેમથી પૂજા પતિ ! તમારી, મ્હને ભક્તિ પ્રિયની ઘણી છે પ્યારી,
તન મનથી કરીશ સેવા સારી.— કરીશ પ્રેમ.
હૃદયમાં તમારૂં ધ્યાન રૂડું ધારૂં, પતિ ચરણમાં રહો સદા મન મ્હારૂં,
ઉભય નીવડજો સંસાર સુખકારી.— કરીશ પ્રેમ.

—સ્વ. સૌ. ત્રિગુણી બ્હેન.

## અમે ઘેલાં.

(ગઝલ.) અમે ઘેલાં સદા ઘેલાં, પતિના પ્રેમમાં ઘેલાં,
અમે છૈએ સદા ઘેલાં, પતિના સ્નેહમાં ઘેલાં.
પતિના સ્નેહની પાસે, અમારે કાંઇ નહિ ન્યુન;
પતિની સ્નેહ દષ્ટિમાં, અમે ઘેલાં ! અમે ઘેલાં !

સુખો દુઃખો તણા રાશી, કદી કર્મે પડે શીર પર;
પતિના સ્નેહની પાસે, અમારે છેજ એ તૃણવત્ !
નથી તૃષ્ણા કંઇ બીજી, પતિના સ્નેહના વીના,
નથી આશા કઇ બીજી, પતિના પ્રેમના વીના.

પતિના સ્મિતની પાસે, નથી સુખ સ્વર્ગની કિંમત;
પતિના સ્મિતમાં રમતાં, અમે ઘેલાં ! અમે ઘેલાં !
દુનિયા છો ગણે ઘેલાં, નથી તેની કશી પરવા !
દુનિયા છો ગણે ગાંડાં, અમે ઘેલાં ! અમે ઘેલાં !

પતિના સ્નેહ અમૃતથી, હૃદય સીંચ્યું, થયાં ઘેલાં,
"હું" ને "મ્હારૂં" ગયું ન્હાશી, થયાં ઘેલાં ! થયાં ઘેલાં !
હવે ડાહ્યાં નહિ થઇએ, હૃદય ઘેલું બન્યું છે જે,
હૃદય મળી બે થયાં એક, થયાં ઘેલાં ! થયાં ઘેલાં ?

હવે ઘેલાં, થયાં ઘેલાં, અમે ઘેલાં, સદા ઘેલાં;
પતિના પ્રેમની પાસે, અમે ઘેલાં ! અમે ઘેલાં !
પતિના સ્નેહની પાસે, અમે ઘેલાં ! અમે ઘેલાં !

(જુનાગઢ.) —સૌ. હેમકુંવર.

## સેવા.

( રાગઃ આનંદ ઉરમાં થયો આજ ભારી, નિરખી શું શોભા આનંદ કારી. )

સાંભળ સૈયર વાત તું મારી, સ્વામી સેવા ઘણી મુજને છે પ્યારી.
સ્વામીની સેવા પ્રિતે કરૂં રે, પ્રેમળ ભક્તિથી ધ્યાન ધરૂં રે. સાંભળ૦
સદગુણ શણગાર બ્હેન! ધરૂં છું, પ્રિતે પતિને પ્રસન્ન કરૂં છું. સાંભળ૦
એજ પતિને પ્રભૂ રૂપ જાણું, એના ગુણો બ્હેની શું રે વખાણું. સાંભળ૦

ચિત્ત પ્રોયું સખી પતિના ચરણમાં, નામ જપું બ્હેની નિત્ય હૃદયમાં. સાંભળ૦
બ્હેન! મુને પતિ ભક્તિ છે પ્યારી, વૃત્તિ રહો એમાં નિશદિન મારી. સાંભળ૦
તન મન ધન, બ્હેની! સોંપ્યાં પતિને, આધિન થઇ સદા વર્તુંછું એને. સાંભળ૦
સદગુણી શાણો કંથ મળ્યો છે, જન્મ સફળ બ્હેની! મારો થયો છે. સાંભળ૦

મુજ પતિનું દીર્ઘાયુ ચ્હાઉં, આપજો હે પ્રભુ! પાય હું લાગું. સાંભળ૦
એજ પતિ ભવોભવ મુને મળજો, વિનતી કુમનની હે પ્રભુ સુણજો. સાંભળ૦

—સ્વ. સૌ. કુમન બ્હેન.

---

## ભક્તિ.

( રાગઃ પૂનમ ચાંદનીનો. )

બેની પતિ ભક્તી ઉમંગેથી રાચીએરે, બેની પતિ ભક્તી ઉમંગેથી રાચીએ રે.
બેની પતિવ્રત ત્હમારૂં સંભાળજો રે, ત્હેની સેવા કરી મનમાં મ્હાલજોરે.
બેની પતિ ભક્તીથી ત્હમારી કીર્તી છે રે, બેની જગમાં પતિવ્રત મોટું ભૂષણ છે રે.

(સાખી) પતિ સેવા મન ભાવથી, પૂરણ કરીએ બેન,
તો થાશે મન કામના પૂરણ ત્હમારી આજ.

જગમાં કીર્તી મળશે બેની ત્હમને ઝાઝીરે,
ત્હમારી ભક્તિથી થાશે પતિ ત્હમારો ઘણો રાજીરે.
બેની પતિ ભક્તી કરો અંતર ઉમળકા થકીરે,
બેની તો ત્હમારો પતી થાશે ઘણો ખુશીરે.
આ જીવન પ્રાણપતિની સેવામાં રાચીએ રે,
બેની પતિ ભક્તિથી પ્રભુ થાશે રાજીરે.

(સાખી) પતિની ભક્તિથી સતી પામી મોક્ષનું ધામ,
જગમાં કીર્તિ રાખીને ગઇ છે પ્રભુને દ્વાર.

બેની પતિ ભક્તીથી સાવિત્રી પતિ પામી છે રે,
એની ભક્તિથી સૌ દેવે વખાણી છે રે.

બેની પતિ ભક્તી તમે કરો સદા એવી,
તેથી થાશે જગતમાં કીર્તી હમારી ભારે;
બેની તેથી થશે પ્રભુ તમ પર પ્રસન્ન,
બેની પતિ ભકતીથી અનસુયા સતી પદ પામીરે,
બેની પતિ ભકતીથી થાશે પતિ તમારો ઘણો રાજીરે,
બેની પતિભકતી તમે કરજો સદા એવીરે,
બેની પતિભકતી કરી વિરમતી સતી સાચી સદાએ રે,
બેની પતિભકતીથી થાશે પ્રભુ પ્રસન્ન રે;
બેની આ લોકે પરલોકે કીર્તિ તમારી થાશે ભારી રે,
બેની પતિ ભક્તી ઉમંગેથી રાચીએરે.
સાચી બેની પતિભકતીજ છે સાચી જગમાં જાણુ,
ધ્યાન લઇ ગાશો પતિ તણા ગુણ તમેસ દાય,
તો પ્રભુ ધારો બેની આપણુ ઘર પ્રસન્ન,
બેની પતિ ભકતી ઉમંગેથી રાચીએરે.
બેની પતિ ભક્તીથી દેશે આશીષ તમ તાત.
બેની પતિ ભકતીથી દેશે આશીષ તમ માત

(અમદાવાદ) —બ્હેન પરિત્યકતા.

---

## શ્રી બુદ્ધચરિત્ર.

( તેપરથી મળતો બોધ અને દયા શિક્ષણ. )

કપિલવસ્તુના શુદ્ધોદન રાજાને ત્યાં મહામાયા મહારાણીને પેટે આજથી સાડાચાર હજાર વર્ષ પહેલાં શાકયસિંહ કે બુદ્ધદેવ નામના મહાત્માનો જન્મ થયો હતો. જે મહાત્માને આજે પોતાના પ્રભુ તરિકે જગતની વસતીનો ચોથો ભાગ માને છે અને જે મહાત્માએ જગતમાં જૈનના પ્રભુ શ્રમણ ભગવંત મહાવીરની પેઠે દયાધર્મનો પ્રસાર કર્યો હતો, તે મહાત્મા આ શુદ્ધોદનના પુત્ર બુદ્ધદેવના જન્મ વખતે સર્વે સ્થળે શાન્તિ અને આનંદ છવાઇ રહ્યાં હતાં. મહાત્માઓના પરમપુણ્ય સંચયનો-પવિત્ર અવતારનો પ્રભાવ એવોજ હોય છે. શ્રમણ ભગવંત મહાવીર પ્રભુના જન્મ વખતે અત્યંત પાપી અને દુઃખી એવા નરકના જીવોને પણ શાતા- શાન્તિ ઉપજી હતી, એ વાત શાસ્ત્રોવડે સર્વેને સુવિદિત છે. મન, વાણી ને ક્રિયામાં પવિત્ર રહો એવા પ્રભાવશાળીને પગલે ચાલવું એ આપણું કર્ત્તવ્ય છે. પાપનો ત્યાગ કરી પુણ્યનો સંચય કરવો અને છેલ્લે પુણ્યને પણ છોડી મોક્ષ પ્રાપ્ત કરવો, એવી આ પામર બાલિકાની અભિલાષા છે; જો કે તે ગજાવગરની ને હાલ માત્ર મનોરથ રૂપ છે, પરંતુ આવાં આવાં સુચરિત્રો તેવી આશાઓને કંઇક નવીન પ્રકારનુંજ પ્રોત્સાહન આપે છે.

જ્યારે ભાગ્યશાળી મહાપુરૂષોનો જન્મ થાય છે ત્યારે દરેક સ્થળે શાન્તિ વિસ્તરે છે. અરસપરસ વૈર વિરોધ રાખનાર પ્રાણી માત્ર પોતાનો જન્મથીજ બંધાયેલો વિરોધ-એવો સ્વભાવિક ભાવ પણ વિસરી જવાય છે. દરેક જાતના રોગાદિકનો પણ તેમના જન્મ સમયે

નાશ થાય છે દરેક યોગ-સંજોગો સાનુકૂળ હોય છે જ્યાં ત્યાં-ચોતરફ આનંદમય-મગ્ન કારી શાન્તિ પ્રસરી રહે છે નરકના જીવોને પણ એક ક્ષણ સુખ થાય છે મૃત્યુલોકમાં મહાંધકાર દૂર થઇને ઉજ્જવલ તેજ પ્રકાશે છે તો પછી સ્વર્ગલોકમાં સુખ, શાન્તિ અને આનંદ ફેલાય તેમાં શું આશ્ચર્ય ? બુદ્ધ મહાત્માનો જન્મ થયો ત્યારે આનંદ છવાઇ રહ્યો, ચોતરફ શાન્તિ પથરાઇ રહી હતી

જન્મોત્સવના આનંદની ધામધુમ વખતે અર્ચિત (કાળદેવ) નામનો એક વૃદ્ધ સન્યાસી બાલક બુદ્ધને નમસ્કાર કરવા આવ્યો એ શું બતાવે છે ? આ અસાર અને આપચિક દુનિયાથી દૂર રહેનારા સતપુરૂષો સંસારના માયાવી પ્રપંચનો કોલાહલ સાંભળવાથી મુક્ત હોય છે તેઓ તો આત્માનંદનીજ લહેરોમાં અનહદ નાદ અને સ્વર્ગીય ગાન સાંભળ્યાં કરે છે છતાં પણ તેઓ જગતનો ઉદ્ધાર કરનારા-સકળ જીવોનુ કલ્યાણ કરનારા-જનસમૂહના નિષ્કારણ બન્ધુ જેવા ભાગ્યશાળી મહાત્માઓનાં દર્શન કરવા ઉમંગી હોય છે

નામનો મહિમા રાખનાર કોઇ વીરલા જ હોય છે પરંતુ મહાત્માઓમાં હંમેશા નામ પ્રમાણેજ ગુણો હોય છે જૈનના સોળમા તીર્થંકર શાન્તિનાથ જન્મ્યા ત્યારે રોગાદિક-શત્રુ વગેરેનો નાશ થયો, જે વડે સર્વને શાન્તિ થવાથી શાન્તિનાથ નામ આપ્યું તેમજ મહાવીર સ્વામિ ઉદરમા આવ્યા ત્યારથીજ રાજ્યમાં દરેક પ્રકારની વૃદ્ધિ થવાથી વર્દ્ધમાન નામ આપ્યું અતુલ બળ હોવાથી દેવોએ મહાવીર નામ પાડ્યું એમ મહાત્માઓના નામ ગુણનિષ્પન્ન હોય છે નામ પ્રમાણે ગુણ હોય તો જ નામ શોભે છે માણસ જાતને લાંચ્છન લગાડે તેવા ગુણ હોય ને નામ ઉત્તમ હોય તેમા શું ફાયદો થાય ! ઉલટું તેનુ નામ પણ લજવાય યશસ્વી પુરૂષોનાં નામ ગુણ પ્રમાણે, ને ગુણ નામ પ્રમાણેજ હોય છે

ગુરૂના પણ ગુરૂ થવાની યોગ્યતા ગતભવના સંસ્કારી જીવોમા હોય છે બુદ્ધદેવ ઉમર લાયક થતાં તેને વિદ્યાકલાના અભ્યાસને માટે રાજાએ વિશ્વામિત્ર ગુરૂને સોંપ્યા ત્યાં ગુરૂએ પ્રથમ મંત્ર સખાવ્યો સવાલ પૂછતા તે દરેકના વગર શીખ્યે જવાબ દીધા ઉપરાંત વધારામાં સંખ્યા પણ બોલી બતાવી તેથી ગુરૂજી આશ્ચર્ય પામીને કુમારને પગે પડયા અને બોલ્યા કે "હે શિષ્ય! તુતો ગુરૂઓનો પણ ગુરૂ છે" મહાવીર સ્વામિને પણ આ પ્રમાણે દેવે બ્રાહ્મણનુ રૂપ લઇ ને જ્યાં નિશાળે ભણતા હતા ત્યાં સવાલ પૂછ્યા હતા તેના ભગવાને યથાતથ્ય જવાબ આપ્યા હતા મહાપુરૂષો ગર્વ ધારણ કરતાજ નથી તેઓ તો હંમેશાં બીજાઓને માન સહિત મોટાઇજ આપે છે બીજાની કિમ્મત વધારે છે પોતાને આવડતાં છતા ગુરૂને નિમિત્ત બનાવી તેના તરફ પૂજ્ય બુદ્ધિ ને વિનયભાવ બતાવે છે વાણીમાં નમ્રતા ધારણ કરે છે કાર્યમાં ડહાપણ હોય છે સ્વભાવમા સુશીલતા હોય છે ધૈર્ય અને ધર્મના તેઓ ભંડાર હોય છે છતાં મદ કે દંભ જેવા કોઇ પણ દુર્ગુણો તેમનામાં હોતા નથી તેઓમાં અદ્ભુત દયા હોય છે તેના હૃદયની કોમળતા-મૃદુતા તેના મુખ પર તાદશ્ય દેખાઇ આવે છે, છાયા પડી રહે છે એવા ગત ભવના સંસ્કારી જીવોમાંજ ગુરૂના પણ ગુરૂ થવાની યોગ્યતા હોય છે બાકીના તો ઉત્તમ ગુરૂના શિષ્ય થવાને પણ અધિકારી હોતા નથી હાલના કેટલાક યુવાનોએ ગુરૂ ભક્તિ જેવી ઉત્તમ ચીજને ઓળખી જ્ઞાનનો મદ છોડી નમ્રતા ધારણ કરવાનો આ ચરિત્ર પરથી ધડો લેવા જોઇએ

મહાત્મા બુદ્ધ દયાની સાક્ષાત્ મૂર્તિરૂપ હતા તેઓ સાક્ષાત્ કરૂણાના સાગર રૂપ હતા

દયા વડેજ તેઓ ધર્મસ્થાપક થયા હતા. તેની દયાનાં અનેક ઉદાહરણો પ્રસિદ્ધ છે. તે દરેક આ સ્થળે લખવાનો પ્રસંગ અને અનુકૂળતા નથી.

બુદ્ધનું હૃદય દયાથી ભરપૂર હતું. મિત્રોની સાથે ઘોડા દોડાવવામાં તે જીતમાં હોય, તોપણ ઘોડાને શ્વાસ ચડે કે ઘોડો થાકી ગયો છે એમ જણાય, કે તરત તે પોતે જીત મેળવે તેમ હોય તોપણ ઘોડાને ઉભો રાખી વિશ્રાંતિ દઇ દેતા. તેનું "હૃદય કરૂણામય હતું. પોતે નુકશાન ખમે પણ બીજા પ્રાણીને દુઃખ આપે નહિ. પોતે દુઃખ સહન કરીને પણ જગતના પ્રાણી માત્રને સુખી કરવાનો તેમનો શ્રમ હતો. તે હંમેશાં બીજાઓનું કેમ ભલું થાય તેનાજ વિચાર કરતા. મનુષ્યોને દયાનો પાઠ શિખવવા મુંગા પ્રાણીના પ્રતિનિધિ થવાને માત્ર મનુષ્યોનુંજ નહિ પણ સકળ પ્રાણીઓનું–પશુ–પક્ષિઓનું પણ દુઃખ દૂર કરવા ઇચ્છતા. મુગાં પ્રાણી ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવનારી મંડળીઓની સર્વ દેશમાં સ્થળે સ્થળે ઘણીજ જરૂર છે. તે મંડળીઓએ ઘોડાની સરતો, સાઠમારીઓ વગેરે મૈનાત્માને દુઃખદાઇ રમતો બંધ કરવાની જરૂર છે. તે તદન બંધ ન થાયતો પ્રથમ તેમાં દુઃખ દેનારા ને વધારનારા જે પ્રયોગો થાય છે તે તો બંધ કરવાજ જોઇએ !

જે ધર્મ પાળનારી આજે દુનિયામાં વિશેષ સંખ્યા છે તે ધર્મ પ્રવર્તાવનાર બુદ્ધ મહાત્માને તેની દયાળુતાજ કારણભૂત હતી. શ્રમણ ભગવંત મહાવીર પ્રભુને પણ તીર્થંકર ગોત્ર બાંધવામાં અસીમ કરૂણાજ કારણભૂત થઇ હતી. " **सवि जीव करुं सासन रसी इसी भाव दया मन उलसी** " એ શબ્દો તેમની દયાની નિઃસીમતા બતાવે છે. બુદ્ધની દયાનું એક દ્રષ્ટાંત અહીં આપીએ.

એક દિવસ વિચારમાં લિન થયેલ કુમાર રાજાના બગીચામાં બેઠા હતા, તેવામાં આનંદમાં કલ્લોલ કરતાં કરતાં ઉડતાં હંસ પક્ષીઓનાં ટોળાં તરફ તેના કાકાના દીકરા દેવદત્તે તીર ફેંક્યું અને તે હંસને વાગવાથી લોહીની ધાર થવા માંડી અને બિચારું નિર્દોષ પંખી નીચે પટકાઇ પડયું. કુમાર સિદ્ધાર્થની દૃષ્ટિ તેણીગમ જવાથી તે પક્ષીને તેણે ઉપાડી લીધું અને પોતાના ઉચ્છંગમાં મુક્યું. તેને પંપાળીને ઉત્પન્ન થયેલી બીક ઓછી કરી. પોતાના પ્રેમના પૂર જોસથી ધડકતા હૃદય સાથે તેને ચાંપ્યું અને આસ્તેથી તેના શરીરમાં ખુંચેલું તીર ખેંચી કાઢીને શાતાકારી શીતળ ઔષધોપચાર કર્યા.

જેણે સંપૂર્ણ સુખાવસ્થામાંજ દિવસ પસાર કર્યા છે. સ્વપ્નામાં પણ દુઃખનો કટુ અનુભવ જેને થયો નથી, અને દુઃખ એ શું ચીજ હશે, તે નહિ જાણનાર એવા કુમારે તે તીરની અણી પોતાના હાથમાં ઘોંચી જોઇ. એમ કરવાથી પોતાને દુઃખની લાગણી થઇ તેથી કુમારે અશ્રુ ભર્યાં લોચને તે પક્ષીને સવિશેષપણે આશ્વાસન આપવા માંડયું.

ત્યારપછી દેવદત્તના નોકરે આવીને સિદ્ધાર્થકુમાર પાસે તે પક્ષીની માગણી કરી. પણ કુમારે તેની માગણી કબુલ નહિ રાખવાથી દેવદત્ત પોતે આવ્યો. તોપણ કુમારે પક્ષી દેવાની ના પાડી. તેથી તકરાર વધવાથી બન્ને રાજ્યસભામાં આવ્યા. ત્યાં પણ તે વાતનો નિવેડો આવ્યો નહિ, પણ તકરાર વધારે ને વધારે વધવા માંડી. તેવામાં સભાની મધ્યમાં એક વૃદ્ધ ઋષિ આવીને બોલવા લાગ્યાઃ " જો જીન્દગીની કાંઇ પણ કિમ્મત હોય તો જેણે મારવાનો પ્રયત્ન કીધો તેના કરતાં બચાવવાનો પ્રયત્ન કરનારનો તે જીવતા પ્રાણી પર વધારે હક ગણાવો જોઇએ. "

આ દૃષ્ટાંત ઉપરથી સર્વ પ્રાણી પ્રત્યે દયા—સમભાવ રાખવાનો. ' आत्मवत् सर्वभूतेषु, '—પોતાના આત્મા સરખોજ સર્વનો આત્મા છે એમ સુદૃઢપણે ઉત્તમ પાઠ પઢવાનું ભાન થઇ આવે છે ! હંમેશાં પોતાની લાગણીઓનો વિચાર કર્યા પછી જ બીજાની લાગણીઓ તરફ બેપરવા જણાવવી ! બીજાને દુઃખી સ્થિતિએ મેલતાં પહેલાં પોતાનેજ તે સ્થિતિમાં 'કલ્પીને વિચાર કરવો કે મને આમાં દુઃખ થશે કે સુખ ? એમ પોતાના અંતરાત્માને સવાલ પૂછીને પછીજ પોતાને જે સુખરૂપ લાગે, પોતાનું અંતઃકરણ જે જવાબ આપે તેજ પ્રયોગ બીજાને માટે પણ કરવો. સામાન્યતઃ જે સુખકર ચીજ છે તે સર્વને ઇષ્ટ-પ્રિય લાગે છે અને જે વસ્તુ દુઃખદર છે તે દરેકને અનિષ્ટ-અપ્રિય લાગે છે; એ જન સ્વભાવ છે. દુનિયામાં અમુકને સુખ વ્હાલું ને અમુકને દુઃખ વ્હાલું હોયું નથી, પણ ઝીણામાં ઝીણા નહિ દેખાય તેવા જન્તુથી માંડીને મોટામાં મોટા દરેક પ્રાણી સુધી દૃષ્ટિ કરીશું તો જણાશે કે સર્વ કોઇ સુખનુંજ ઇચ્છક-સાધક હોય છે. માટે કોઇને દુઃખ દેવાની ઇચ્છા ઉત્પન્ન થાય ત્યારે પ્રથમ પોતેજ તેનો અનુભવ મેળવવો; કારણ કે, તેવો અનુભવ થયાં પહેલાં સુખ શું ચીજ છે કે તેની શું કિમ્મત છે, તેનો ખરો ખ્યાલ આવતો નથી

મહાત્મા પુરૂષો હંમેશાં સર્વ જીવોને આત્મવત્ ગણે છે. પોતાની સાથેજ તેની પણ તુલના કરે છે. પોતાને દુઃખ થાય તેવુંજ બીજાને પણ દુઃખ થાય એમ માનીને પોતાના આત્માને કષ્ટ આપે છે, પણ અન્યને દુઃખ નથી આપતા; તેથીજ સિદ્ધાર્થ કુમારે તીરની અણી પોતાના હાથમાં ભોંકીને દુઃખનો અનુભવ કરીને પછીને જીવિતદાન દીધું. તેજ પ્રમાણે શાન્તિનાથ ભગવાને પણ પરીક્ષા કરવા આવેલા દેવને એક પારેવાને બદલે પોતાનો આખો દેહ કાપીને અર્પણ કરવા માંડયો હતો.

મહાનપુરૂષોની અગાધ દયાનો મહિમા અદ્‌ભુતજ હોય છે. તેઓની દયા, અન્ય જીવોને પોતાનું અનુકરણ કરીને પગલે પગલે ચાલવાનું શિક્ષણ લેવરાવનારી જ હોય છે. માટેજ બુદ્ધ મહાત્માની અનુકરણીય દયા આપણે હમેશાં વર્ત્તનમાં મૂકવાની છે.

બુદ્ધના પિતાશ્રી જ્યારે વસંતઋતુની શોભા બતાવવા ખેતરોમાં તેડી ગયા ત્યારે ગામડીઆઓને કરવું પડતું સખત વૈતરું, બાપડા અબોલ બળદની સુંવાળી ચામડીમાં ખેડુતો તરફથી ભોંકાતી ચાબુકની આર, વગેરે જોઇ બુદ્ધ મહાત્માને સમજાયું કે જીવનના ગુલાબ તળે કાંટા છુપાયેલા છે.

જીવન એ એક જાતનું ગુલાબજ છે. ગુલાબનું પુષ્પ ગમે તેવું સુન્દર-મનહર-આંખને ઠંડક આપનારૂં હોય, તોપણ તેના છોડમાં અનેક કાંટાઓ હોય છે. તેમજ જીવનરૂપ ગુલાબનું પુષ્પ ઉપરથી ગમે તેવું આનંદદાયક હોય તથાપિ તે સુખરૂપ પુષ્પની તળે દુઃખના કાંટાઓ છુપાયેલા હોય છે પણ તે કાંટાઓ જીવનના આંતરસ્વરૂપને જોઇ શકનારનેજ તાદૃશ્ય દેખાય છે. બાકી તો ભ્રમણામાં ભમનારાઓ પોતાને નિષ્કંટકજ માને છે!

દિવસે દિવસે બુદ્ધનો દયામય વૈરાગ્ય વધતોજ ગયો. તેને વિરાગી બનતો અટકાવવા રાજા શુધ્ધોદને પ્રબલ આદર્યો. શુદ્ધોદને સુજ્ઞોની સલાહ માની કુંવરને લગ્ન કરવાની દિશામાં વાળવા માંડ્યો ને તેમાં તે ફતેહ પણ પામ્યો.

" આપેલી કન્યાથી કાંઇ આકર્ષણ થાય નહિ; વરેલી કન્યાથીજ બંધન થાય " ! આ

વાકય વાંચી કંથ શબ્દની વ્યુત્પત્તિ ઉપર એક લીટી લખવાનું મન થઇ જાય છે. કંથ એટલે ભરથાર. કંથ શબ્દનો મૂળ શબ્દ કાંત છે. કાંત પરથી કંત ને પછી કંથ શબ્દ બન્યે હશે. કાંત શબ્દમાં કમ્ ધાતુ છે. કમ્ એટલે ચાહવું. તેથી કાંત-કંથ એટલે ચાહેલો-પસંદ કરેલો ( વહાલો ધણી ) આ શબ્દ, પૂર્વે આપણામાં પોતાની મેળે કન્યાઓ વર શોધી લેત એવું બતાવે છે. સ્વયંવર શબ્દ પણ એવુંજ સુચન કરે છે. પરંતુ હાલતો માબાપ જ્યાં બાંધે ત્યાંજ બંધાવું પડે છે. હાલના સમયમાં પુત્ર યા પુત્રીને તે બાબતમાં પૂછવામાં તેમની સલાહ પણ લેવામાં આવતી નથી. તેમને ગમતું હોય યા અણગમતું હોય તોપણ માબાપ જ્યાં લાકડે માકડું વળગાડે તે કબુલ કરીને સહન કરવું પડે છે. તેથીજ હાલના વખતમાં ઘણે ઠેકાણે અજ્ઞાન માણુસોમાં ગૃહસંસાર કલેશમયજ ચાલે છે. સુજ્ઞ માણુસ તે બિચારા મનનું સમાધાન કરીને સંતોષથી સહન કરીને પોતાનું નિભાવી લે છે. આવા દુઃખમય ગૃહસંસારો અનેક સ્થળે આપણી દૃષ્ટિએ પડે છે, તોપણ અફસોસ માત્ર એટલે જ છે કે તે પ્રથા હજુ સુધી આપણે દૂર કરી શકતા નથી ને આપણો અસલ રીવાજ ગ્રહણ કરી શકતા નથી. આપણા નિર્દોષ બાળક બાળિકાના નિર્દોષ હૃદયોને સારાસારનો વિચાર કર્યા સિવાય તેમની ઇચ્છા વિરૂદ્ધ ગમે તે સ્થળે લગ્નની વેદી ઉપર હોમી દેતાં મૂર્ખ કે નિર્દય માતા પિતા કે સ્વજનો જરા પણ વાર લગાડતા નથી, એ શું થોડી શોચનીય દશા છે? કહેવત છે કે સાપ ગયા ને લીસોટા રહ્યા! તે પ્રમાણે કંથ શબ્દ શા ઉપરથી કહેવાયો છે, તેનો અર્થ સમજીને કામ કરવું નથી, પણ તે નામતો રાખી દીધું છે.।

આપેલ કન્યા યા વરના તરફ જેટલો ભાવ પેદા થાય છે તેથી લક્ષ ગણો વધારે ભાવ હૃદયના પૂર્વભવના સંસ્કાર તાજા થઇ પ્રેમભાવથી થાય છે. અથવા તો હૃદયના ભાવથી ચાહીને વરવામાં જેટલાં સુખી થવાય છે, તેના લક્ષાંશ ભાગે પણ વિના ચાહે વરવાથી સુખી થવાતું નથી. અન્યોઅન્યના-ચિત્તનો સાંધ થયો ન હોય ત્યારે તે કાંત કેમ ગણાય!- તે વિષે, સ્વ. ગોવર્ધનરામભાઇએ રચેલી સ્નેહમુદ્રામાં સ્નેહનિદાન એ નામની કવિતામાં એક બાળા પોતાના પિતાને સવાલ પૂછે છે તે યાદ આવતાં સ્વતઃ લખાઇ જાય છે—

> હું બોલીઃ " કાન્ત ગણાય છે ઉરવારિધિના ચંદ્રમા;
> મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના ?
> સન્ધિ થયો નથી, છે નહિ, નકકી ન કે થાશેજ તે
> અમ ચિત્તનો; તો શીખવો, પ્રિય તાત ! કયમ મુજ કાન્ત આ ?' '

( મારા આ વિચારો ઉપરથી વાંચકવૃંદે હું આર્યરૂઢીની વિરૂદ્ધ છું એમ માનવાનું નથીઃ ખરી આર્યરૂઢી કઇ હતી તે બતાવવા માટે અને કેટલાક ગૃહસંસારોના કલહ જોઇને જુસ્સાથી આટલું લખાઇ ગયું છે. હાલ પણ જે રૂઢીઓ ચાલે છે તેના સંબંધમાં પણ ઉચ્છેદક વૃત્તિ રાખવાનું મને પસંદ નથી ને તેથી તેમાં પણ કયાં સુધારાને અવકાશ છે તે જણાવી તેના રક્ષણ અર્થે " વનિતા વિજ્ઞાન " માં લીલાવતી જીવનકળા વિષયે સાર ગ્રાહી પત્રમાં મેં યોગ્ય લખેલું છે તે જોવાથી મારી સંરક્ષક વૃત્તિ સમજાશે. ) કુમાર સિદ્ધાર્થને પ્રેમના બંધનમાં નાંખવાનું તો ઠર્યું પણ ત્યાં સવાલ એ આવીને ઉભો કે;-આપેલી કન્યાથી કાંઇ આકર્ષણ થાય નહિ, પણ વરેલી કન્યાથીજ બંધન થાય. આ સવાલ વિરાગી ચિત્તને માટે ગંભીર ને તદન અશકય હતો. તોપણ જ્યાં ગતભવનું ઋણાનુબંધન હોય છે,

ત્યાં અશક્ય વાત પણ શક્ય બની જાય છે સ્વપ્નામાં પણ જેને જોયેલ ન હોય કે ઓ ળખતા પણ ન હોય, છતાંએ બધનકારક સબધ ગમે ત્યાંથી સકળાઇ જાય છે. રાજા હોય કે રંક હોય, દેવ દાનવ કે માનવ હોય, મહાત્મા હોય કે ક્ષુદ્ર પ્રાણી હોય, ગમે તે હોય તોપણ ગતભવનું રહી ગયેલું ઋણ તો ચૂકવવુંજ પડે ને ત્યારેજ છૂટા થવાય છે !

બુદ્ધના પિતાએ અનેક રૂપવતી સ્ત્રીઓ—કુમારીકાઓને એકઠી કરેલી હતી, તેમાં બુદ્ધના પૂર્વ જન્મની તેની પત્ની બુદ્ધનેજ ઝખતી ઝખતી મરણ પામીને તેના મામા દડપાણિને ત્યાં યશોધરા નામે પુત્રીરૂપે ઉત્પન્ન થઇ હતી, તે સન્મુખ આવીને ઉભી રહી પૂર્વના સસ્કારો તજા થઈ બન્ને વચ્ચે આકર્ષણ થયું ચાર આંખોના મિલાપમાંથીજ પ્રેમદેવ જન્મ પામ્યો ! પૂર્વનો સબધ ફરીથી જોડાયો–તાજો થયો !

ત્યાર પછી સારા દિવસોમાં કુમારના, યશોધરા સાથે ભારે ધામધુમથી લગ્ન ઉજવવામાં આવ્યાં અત્યાર સુધી તો રાજા શુદ્ધોદનની ઇચ્છા પ્રમાણે થયું ને અનત આકાશમા સ્વ ચ્છદે વિચરતું પક્ષી હવે પીંજરામા પુરાયું ! કુમારના સ્વતત્ર પગોમા હવે સોનાની બેડી જડાઇ ! ગમે તેવું મજબુત બધન હોય તો પણ શૂરવીરને તે તોડતા વાર લાગતી નથી પણ પ્રેમનું બધન કે જે દશ્ય નથી તે બધન તોડવાને તો શૂરવીર પણ અશક્ત છે

પ્રેમ એ એક અજબ ચીજ છે પ્રેમ વિનાનું મનુષ્ય નકામું છે મહાત્માના હૃદયો પણ જગતના જીવ ઉપર પ્રેમ રાખે છે પ્રેમ રાખે છે તેથીજ તે મહાત્મા છે પ્રેમ વિનાના શુષ્ક અતઃકરણવાળાઓ હમેશાં સ્વાર્થી ને એકલપેટા ગણાય છે પ્રેમનો શબ્દાર્થ મૂર્ખ લોકોએ બગાડી નાખ્યો છે બાકી પ્રેમ વિના ઇશ્વર પણ આપણને ચાહી શકે નહિ ને ઇશ્વ રને આપણે પણ ચાહી શકીએ નહિ પ્રેમવિના માતા પિતા, પતિ, ભાઇ, બેન, ગુરૂ, શિષ્ય, પ્રભુ એ બધાઓનો સબધ શુન્યવત્ ભાસે છે ભાઇ બેન વચ્ચે શકા, માતા પુત્ર વચ્ચે શકા, પિતા પુત્રી વચ્ચે શકા, ગુરૂ શિષ્યા વચ્ચે શકા એ બધું પ્રેમવિના શુદ્ધ નિર્મળ પ્રેમ વિનાજ જોઇ શકાય છે ખરો પ્રેમજ તલ્લીનતાના પ્રસગો આણે છે, તલ્લીનતાના પ્રસગ વગર ખરી દયા કે ખરી ભક્તિ થઇ શક્તી નથી શુષ્ક વેદાંતીપણું પ્રેમમા નથી હોતું.

પ્રાણી માત્ર પર પ્રેમ ચલાવવા માટે માત્ર હૃદયમાંજ બેઠાં બેઠાં પ્રેમના વિચારો કર્યા કરવા એ બસ નથી તેટલામા પૂર્ણતા આવી જતી નથી પણ આચારમાં, વર્ત્તનમાં પ્રાણી માત્ર પ્રત્યે તેમ વર્તી દેખાડવામાંજ પ્રેમ છે પશુવૃત્તિવાળાં પામર પ્રાણીઓનેજ પ્રેમ શબ્દ કરડવા દોડે છે એવાં મનુષ્યોએજ પ્રેમ શબ્દના શુદ્ધ સ્વરૂપનો નાશ કર્યો છે એવા મૂર્ખા નરોજ પ્રેમ શબ્દથી ભડકે છે કેટલાક સાધુઓને મે એમ કહેતાં સાભળ્યા છે કે દ્વેષથી નહિ પણ પ્રેમથી ઘણા કર્મો બધાય છે ! એ બિચારાઓ પ્રેમનું ખરૂ સ્વરૂપજ સમજતા નથી તેઓનો વૈરાગ્યજ શુદ્ધ પ્રેમનું અતિમ સ્વરૂપ છે એમ તેઓ જો સમજી શકે, તો તેઓ જગતનું કેટલું બધું કલ્યાણ કરી શકે ?

પ્રેમ વિના વિદ્યા મળતી નથી, પ્રેમવિના પ્રભુપદ મળતું નથી, ને પ્રેમ વિના એક શુદ્ધ વહેવાર બની શકતો નથી સ્વાર્થથી નભતા જગત વહેવારોનું આયુષ્ય તપાસો ને શુદ્ધ પ્રેમથી નભતા વહેવારનું આયુષ્ય તપાસી જુવો, તો તે વાત સમજાશે બાકી "પ્રેમ એ અમારા અધિકારથી બહાર છે જગત વહેવારની પરાધીનતા–રૂપી બધન અમને એમ કહે છે કે પ્રેમ ને બિસારો. તેથી અમે પ્રેમ ચીજને શત્રુરૂપ ગણીએ છીએ " એમ કહેનારને કોઇ ગોકે

તેમ નથી. પરંતુ યાદ રાખજો કે જો બુદ્ધ મહાત્માએ પ્રેમનો એવો અર્થ કર્યો હોત, મહાવીર પ્રભુએ પ્રેમનો એવો અર્થ કર્યો હોત, તો તેઓના હૃદયમાં જગતના જીવો ઉપર દયા કે સમભાવ કદી પણ આવી શકત નહિ. તેઓ જગતમાં પોતાનું નામ અમર અને જીવમાત્રનું કલ્યાણ કરી ગયા છે, એ પ્રેમને લીધેજ !

ટુંકામાં કહેવાનું કે બુદ્ધનો પ્રેમ સાર્વત્રિક પ્રેમ હતો, શુદ્ધ પ્રેમ હતો, ખરો પ્રેમ હતો. યશોધરા નામની એક વ્યક્તિ ઉપરથી વધીને જગતના સર્વ જીવો સુધી તે લંબાયો હતો. એ વિશાળ પ્રેમ હતો તેથીજ એ મહાત્માએ જગતમાં પોતાનો ધર્મ ફેલાવ્યો હતો.

એક રાત્રે કુમારે સાંભળેલા વીણાનાદના છેલ્લા શબ્દોનો ભાવાર્થ એ હતો, કે-ઉઠે જાગ્રત થાઓ અને આરામ સ્થળ શોધતા પ્રાણીઓને આરામ સ્થળ બતાવો. એ પ્રમાણે સૂચવાતા ભાવાર્થ વાળું ગીત પૂર્ણ થયું. કુમારના ભીતરમાં—હૃદયમાં તે શબ્દો કોતરાઇ ગયા. પોતાના જીવનની કરેલી-પ્રથમ પ્રતિજ્ઞાનું સ્મરણ થયું. તે પળે કુમાર સિદ્ધાર્થે નિશ્ચય કર્યો કે " પહેલીજ તકે મારે નીકળી પડવું, પ્રકાશ શોધી કાઢવો ને જગતને તે અર્પણ કરવો. " મહાત્માઓ કોઇ પણ જાતનું નિમિત્ત મળવા પછી એક પળ પણ થોભવાનો વિલંબ કરતા નથી 'परोपकाराय सतां विभूतयः' સંત મહાત્માની વિભૂતિ-શક્તિ પારકાના હિતાર્થેજ હોય છે. સજ્જન માણસને જે માનસિક, શારીરિક કે આર્થિક સંપતિ પ્રાપ્ત થાય છે તે હમેશાં બીજા પર ઉપકાર કરવા માટેજ હોય છે. તેઓ ધનથી મોજ શોખ માણતા નથી. કે સ્થૂળ વિષયસુખોમાં આનંદ પામતા નથી, પણ બીજા જીવોને સુખી કરવા માટે પોતાનું દરેક પ્રકારનું સંપત્તિબળ-ખુદ પોતાનું શરીર પણ પરાર્થે અર્પણ કરવું એજ સંપત્તિ અને શરીરપ્રાપ્તિનો હેતુ સમજે છે.

દરેક ધર્મશાસ્ત્રમાં, પારકાનું ભલું કરવું એજ પુણ્ય અને પારકાને દુઃખ દેવું તેજ પાપ કહેલ છે. તેને માટે કહ્યું છે કેઃ—" अष्टादश पुराणानां, सारात्सारः समुद्धृतः परोपकारः पुण्याय, पापाय परपीडन । " માટે પરોપકાર એજ ખરૂં પુણ્ય છે દુઃખી જગતને, આપણા એકજ પિતાના બાળકને, આપણા સહોદરને-ભાંડુને સહાય કરવામાં આપણને કુદરત તરફથી જે બક્ષીસ મળી હોય તેનો, તેઓના હિતાર્થે સદુપયોગ કરવો તેજ તેની સાર્થકતા છે, એમ બુદ્ધ મહાત્માનું ચરિત્ર સ્પષ્ટ શીખવે છે. બુદ્ધચરિત્ર પરથી ઘણું લખી શકાય તેમ છે. પરંતુ વિસ્તાર ભયથી હાલ તો આટલું બસ છે.

( રાજકોટ. ) નિર્મળા.

---

## સદ્‌ગત મહાન રાનાડે અને ગૃહતંત્ર.*

સદ્‌ગત મહાદેવ ગોવીંદ રાનાડેના પીતા એક જુની ઢબના ધર્મચુસ્ત પુરૂષ હતા, જેઓ પોતાના ધાર્મિક નીત્યકર્મમાં ઘણાજ નીયમીત અને પોતાની ન્યાતજાતની માગણીને તથા

---

* મહર્ષિ મહાદેવ ગોવિન્દ રાનડેના જીવનની નોંધઃ એ નામનું વાંચવા લાયક પુસ્તક ત્હેમનાં પત્ની શ્રીમતી રમાબાઇએ લખ્યું છે અને ત્હેનું ગુજરાતી ભાષાન્તર સૌ. ભુદ્રાબાઈ મરગાંવકર એઓએ કર્યું છે. આ સચિત્ર પુસ્તકનું મૂલ્ય ફક્ત રૂ. ૧-૮-૦ છે. અને તે શ્રીયુત બી. આર. દિવેટિયા, ( સેન્ટાક્રુઝ ) એમની પાસેથી મળી શકશે. ખર્ચ જતાં ત્હેમાંથી મળતો નફો સેવાસદનના હિતાર્થે વપરાવાનો છે.

તેના નીયમોને મજબુત રીતે વળગી રહેનારા, પોતાના સગાસ્નેહી તરફ ઘણાજ માયાળુ અને ઉદારતાથી ગૃહતંત્ર ચલાવનારા હતા. જુવાન મહાદેવ રાનાડે પોતાના પીતાથી બ્હીને વર્તનારા તથા તેમની હાજરીમાં જરા પણ ત્હેમની મર્યાદા લોપાય એવું કાર્ય કરવાને કદી પણ હીંમત કરતા નહોતા. પીતાની હાજરીમાં જ્યાં સુધી ખાસ બોલવાનો પ્રસંગ નહિ લાવવામાં આવે ત્યાં સુધી કદી પણ બોલવા હીમત કરતા નહી, અને બોલતા તે પણ માત્ર થોડા વિવેક ભર્યા શબ્દોમાંજ. આવો સંબંધ શ્રીમાન રાનાડે પોતે ન્યાયાધીશ થઇ સ્વતંત્ર ગુજરાન કરવા, અને જાહેર જીંદગી ચાલુ કરવા સમર્થ થયા હતા તે છતાં પણ ચાલુ હતો. આમ છતાં સત્ય સમજાતાં, વાંચક વર્ગ આશ્ચર્યમાં પડશે કે પોતાના પીતા તરફ આવું વીવેકી વર્તન છતાં, તેઓશ્રી, પોતાના પીતાના ધર્મચુસ્ત બંધનો કે જે દેશહીતના કાર્યમાં બંધન રૂપ હતાં, તેને ખુલી રીતે નાપસંદ કરનારા હતા. શ્રીયુત્ રાનાડે ઇ. સ. ૧૮૬૮ માં એલ્ફિન્સ્ટન કૉલેજમાં અંગ્રેજીના આસીસ્ટન્ટ પ્રોફેસર હતા. અને તેઓ ઇ. સ. ૧૮૬૯ માં સંસારસુધારક મંડળમાં દાખલ થયા કે જે મંડળ પુનર્લગ્નની તરફેણ કરતું હતું. જેઓએ મી. રાનાડેને તેમની પાછલી જીંદગીમાં જોયા હશે તેઓ કહે છે કે તેવણ ઘણાજ શાંત અને આત્મ સંયમી સાધુ હતા, અને તેઓ કદી પણ ઉશ્કેરાઇ ગયા હોય એવું જણાયું નથી. પરંતુ તેજ રાનાડે પોતાની જુવાનીમાં કંઇ જુદાજ હતા. તે સમયે તેમની કલમ ઘણી કાતીલ હતી; એક નીબંધમાં લખાયલી ભય રહીત બીનાથી–સર આલેકઝાંન્ડર જેવા તેમના સ્નેહી તેમના પ્રત્યે બહુ ગુસ્સે થયા હતા. ઇ. સ. ૧૮૬૯ માં મી. રાનાડેએ વિધવા પુનર્લગ્નની તરફેણમાં એક સખ્ત ભાષણ આપ્યું હતું. પરંતુ તેજ વખતમાં તેમના કથનની કસોટી આવી પડી. એ સમયમાં વિધવાવિવાહના કેટલાક હીમાયતીઓ પોતાની પત્ની ગુમાવી બેઠા હતા, અને તેમાં મી. રાનાડે પણ એક હતા. તેમના પીતા તેમને એક ૧૧ વરસની બાળકી (કુમારીકા) સાથે પરણાવવા ઇચ્છતા હતા. આ સમયે મી. રાનાડે પુનામાં હતા. અને વીધવા વીવાહના હીમાયતીઓ મુંબાઇમાં હતા. તારો અને કાગળો મારફત તેઓએ મી. રાનાડેને કોઇ વીધવા સાથે લગ્ન કરવા ઇશ્વરના નામથી વીનંતી કરી. તેમના પીતાએ આવેલા તારો અને પત્રો દબાવી દીધા, અને પોતે કોઇપણ દલીલ અથવા આજીજી સાંભળ્યા વગર તે અગિયાર વર્ષની બાળકી (તે હાલનાં આપણાં આદર્શ સન્નારી શ્રીમતી રમાબાઇ રાનાડે) ને તેના પીતા સાથે, મી. રાનાડે આગળ લાવ્યા, અને બોલ્યા, " તારે આ છોકરી સાથે લગ્ન કરવું જોઇએ, અને જો તું નાકબુલ જશે તો તારો અને મારો સંબંધ આજથી તુટેલો સમજજે, અને હું કદી પણ તારૂં મોં જોઇશ નહીં. " વળી કહ્યું, " જ્યારે એક કુમારીકાને તેના પીતા સાથે અત્રે લગ્ન માટે યોગ્ય ધારી લાવવામાં આવી છે, તો તારે નાકબુલ કરી તેને તેના પીતા સાથે પાછી મોકલવી, એ હવે છોકરીને માટે લાંછનરૂપ છે. શું તું એક નાજુક બાળાની જીંદગી, તેને પાછી કાઢી, નષ્ટ કરવા ધારે છે? શું તું તારાં આવાં વર્તનથી તારાં કુટુંબની અને સાથે સાથે આ બાલિકાના પીતાના કુટુંબની આબરૂ પર પાણી ફેરવવા હીમત કરે છે?" આ સાંભળીને તે (મી. રાનાડે) બીલકુલ નરમ થઇ ગયો, તાબે થઇ ગયો. આ સંબંધી એક ન્યુસપેપર કે જેમાં મી. રાનાડેએ આગળ વીધવાવીવાહ સંબંધે લાંબુ લાંબું લખ્યું હતું તેણે લખ્યું "કેવી મહાન પડતી!"

## સત્ય કે અસત્ય ?

શ્રીમતી રમાબાઇ રાનાડે પોતાના સદ્દગત પતિનો હીંમતથી બચાવ કરતાં કહે છે કે " મારા પતી સત્ય હતા, જ્યારે તેમના ટીકાકારો અસત્ય. " હવે આપણે તો આ અભિપ્રાય મુંગે મોઢે સાંભળવોજ જોઇએ, પછી આપણે મળતા થઇએ કે નહિ. પણ એક વાત તો સત્ય છે કે પોતાના વૃદ્ધ પીતાની પાછલી જીંદગી શાંતપણે ગુજરવા દેવા, એમનું આ વલણુ તદન ઉત્તમ હતું.

## મી. રાનાડેનો સચોટ પણ બુદ્ધિપુર્વક જવાબ.

લગ્નના ટાંકણે મી. રાનાડેએ પોતાના પીતાની જાણુ વગર, શ્રીયુત વીષ્ણુ પરશરામ શાસ્ત્રી કે જેમને ન્યાતી તરફથી પૂનર્લગ્ન કરવા માટે ન્યાતબહાર મૂકવામાં આવ્યા હતા, તેમને પોતાને ઘેર જમવા નોતર્યા. બસ, મી. રાનાડેનું આ પગલું તેમને તથા તેમના આખા કુટુંબને ન્યાતબહાર મુકાવવા પૂરતું હતું, અને તેથી તેમના પીતાએ એકવાર ફરીથી ઘર છોડી જવાની ધમકી આપી. છતાં મી રાનાડેએ ધૈર્ય અને ચંચળતાથી અને બુદ્ધીપૂર્વક મક્કમપણે પણ મર્યાદાથી જવાબ દીધો, કે ત્યારે તો તે પોતે ( મી. રાનાડે ) પોતાની પૂનાના ફર્સ્ટ કલાસ સબોર્ડીનેટ જજ્જ તરીકેની જગોનું રાજીનામું આપી જંગલમાં સાધુજીવન ગાળવા જવા તૈયાર છે. જવાબ સચોટ હતો અને તેણે ધારેલી અસર આબાદ કરી. પીતાજી સમજી ગયા, અને પુત્રને ધારેલું કરવા દીધું. પરંતુ આટલેથી આ પ્રકરણુ પૂર્ણ નહિ કરતાં, મ્હારી બ્હેનો અને ભાઇઓને આ પીતા પૂત્રની હીલચાલમાં સામસામા ગર્ભીત "શેર પર સવાશેર" પણ રહેલું છે તે જણાવીશ. પીતાએ પૂત્રની જાણુ અને સંમતી વગર તેમને માટે એક ૧૧ વર્ષની કુમારીકા પસદ કર્યાં, તે બદલમાં શ્રીયુત રાનાડેએ, જાણે ઇટનો જવાબ પથ્થરથી વાળતા ન હોય તેમ, પીતાની જાણુ અગર સંમતી વગર વીધવાવીવાહના હીમાયતીઓને જમવા નોતર્યા. લગ્ન માટે યોગ્ય ધારેલી કુમારીકાને નહીં સ્વીકારવી એ જેમ ખાનદાન કુટુંબને માટે જે પીતાને લાંછન રૂપ ગણાયું, તેજ પ્રમાણે નોતરેલા પરોણાઓને જમાડયા વીના પાછા મોકલવા એ કાર્ય શું તે બાહોશ પૂત્રને પોતાના કુટુંબને કલંક કરતા નહી જણાય ? આહ ! પીતાને માટે કેવો માર્મીક બોધ ! અને બોધ આપવાની તે પૂત્રની કેવી અપૂર્વ બુદ્ધિ ? હીંદમાતા ! ધૈર્ય ધર તારી ઉન્નતિ માટે અને સબુર કર તારી સ્વતંત્રતા માટે, જ્યાં સુધી આર્યક્ષેત્રમાં ન્યાયવીર રાનાડેઓ પાકયા છે ત્યાંસુધી કાંઇ ચિન્તા નથી ! આર્યભગીની અને ભ્રાતાઓ ! જેઓ સુધારાને નામે કઢંગા કામો કરી માતા પીતાને રંજાડે છે, અને પોપટીઆ જ્ઞાનનું પોત પ્રગટાવે છે, તેઓને આદર્શ ધર્મવીર સંસારસુધારક મરહુમ રાનાડેનું અને વીદુષી બેન રમાબાઇનું અનુકરણુ મનનીય થઇ પડશે.

## એક ધર્માંધ કુટુંબ.

મરહુમ રાનાડેને માત્ર, તેમના સંસારસુધારાના કાર્યમાં, પીતા તરફથીજ હરકત નડી નહોતી. પોતાના ઘરમાં પોતાના એક વીધવા બેન હતાં, જેમનાપર તેમનો અનહદ ભાવ હતો.તે બેન એક પ્રતાપી પણુ પક્કાં ધર્માંધબાઇ હતાં. તેઓ તેમના ગૃહરાજ્યના રાજા હતાં, કારણકે તે ભણેલાં હતાં, અને પુરાણશાસ્ત્ર વીગેરેનાં સારાં અભ્યાસી હતાં, એટલે તેમનો દિવસનો વખત ઘરની વ્યવસ્થામાં અને પૂરાણુ વાંચવામાં વહેંચાઇ ગએલો હતો. વળી મી રાનાડેને સાવકાં માતુશ્રી પણુ હતાં.

કુમારીકા સાથના પોતાના ફરીવારના લગ્ન પછી, પોતાનાં નવાં પત્નીને રાનડેએ કેળવણી આપવાની શરૂઆત કરી, અને સવારે અને સાંજે તેને કેળવણી આપવા પોતે બેસતા. ઘરની ઘરડાં સ્ત્રીઓને છંછેડવાનું તે વખતે આનાથી વધારે શું જોઇતું હતું ? પરંતુ તેઓ રાનાડેને તો કહેવાની હીમત કરી શકતાં નહોતાં, કારણકે તેઓ તો પોતાની મરજી પ્રમાણે શાંતતાથી વર્તવા છુટા હતા. તેથી તે વૃદ્ધ સ્ત્રીઓએ મીસીસ રાનાડેથી શરૂઆત કરી. તેઓએ તેને સલાહ આપી, "વહાલી છોકરી! આ પુરૂષો માત્ર વાંચવાનું લખવાનું અને પૈસા કમાવાનું જાણે છે. તેઓને દુનીઆદારીનો કયાંથી જાતી અનુભવ હોય ? શું તેઓ રાંધી અને ગૃહતંત્રની વ્યવસ્થા કરી શકે છે ? તમારા પતિ તમને સેંકડો ચીજ કરવાની કહેશે, પરંતુ ચંચળ સ્ત્રીઓનું કર્તવ્ય છે કે તેમણે તે ડાહીડાહી વાતો એક કાને સાંભળી બીજે કાનેથી કાઢી નાંખવી. આપણું કર્તવ્ય તો રસોડામાંજ પૂરૂં થાય છે. વાંચન સાથે આપણને શું કામ છે ? તમે શું મડમ સાહેબ થઇને આપણાં કુટુંબ પર કલંક લાવવા માગો છો ? તમારા પતીનાં આગલાં પત્ની એટલે તમારી શોકયનો વીચાર કરો. જેમ તમને તે વાંચવા લખવા શીખવા દબાણ કરે છે તેજ પ્રમાણે તેમને પણ દબાણ કરતા. પરંતુ તે તો ઘણાં સુશીલ અને સમજુ હતાં. ભાઇ તરફથી તેમને જે કાંઇ પણ શીખામણ અપાતી તે તરફ " હા, હા " ભણતાં. પણ તેતો પોતાનેજ પથે ચાલનારાં હતાં. તે કદીપણ વાંચતાં લખતાં શીખ્યાં નહોતાં, પણ માત્ર રાંધણીનીજ દરકાર રાખતાં. અને તે અમને કેવું એક વહાલું પંખી હતું ? ખરેજ તે તમારે માટે આદર્શ રૂપ છે. તમે એક કીર્તીવંત કુટુંબમાંથી આવો છો, અને તેથી તમેજ કહો કે કોણ સ્ત્રીઓને ભણાવવામાં આવી હતી ? તમારા પતી થોડો વખત તમને ભણાવવાની ખંત રાખશે, પણ આગળ જતાં જેમ જેમ તમે તેમના કહેવા પ્રમાણે વર્તશો નહી, તેમ તેમ કંટાળી આખરે તમને શીખવવાની માથાકૂટ છોડી દેશે. સંસારસુધારા પાછળ ભટકનારાઓને માટે અને સ્ત્રીજાતને મહેનત આપનારાઓને માટે તો આજ ઉત્તમ રસ્તો છે. " જુઓ બહેનો ! ધર્માંધ વૃદ્ધ સ્રીમંડળનો તે બાઇને પતિવ્રત ધર્મથી ચળાવનારો કેવો અઘટિત ઉપદેશ ! હે દેશસુધારક ભ્રાતા અને ભગીનીઓ ! જે કુટુંબો, સ્ત્રી ઉન્નતિને મૂળમાંથી કરડી ખાનારાં અને પારકાંની કુથલીમાં દોષદ્દષ્ટીથીજ સર્વ મંડળને નીહાળનારાં અને વધુમાં વધુ પોલમપોલ પાખંડી આચાર્યોને જ પોતાનું સર્વસ્વ માનનારાં અને તેવોજ બીજાઓને ઉપદેશ આપનારાંઓથી, જ્યાં સુધી ભરાયાં રહેશે, ત્યાં સુધી માત્ર ઉપદેશ દ્વારા ભારતની ઉન્નતિ તમે કીયા ખુણામાં નીહાળોછો, તે હું સમજી શકતી નથી. સ્ત્રી કેળવણીનો—અને યોગ્ય કેળવણીનો પ્રચંડ ધ્વની આર્યાવર્તની ઝુંપડીઓ સુધી પહોંચ્યો નથી, ત્યાંસુધી તો માત્ર તમારો ઉપદેશ, હવાના બાચકાં સમાન છે—ઉંઘમાંના આનંદી સ્વપ્નના જેવો છે !

## ગૃહીણી—બેન રમાબાઈનો—રસ્તો.

મીસીસ રાનાડેએ ગમેતેમ છતાં, આ શીખામણ માની નહીં—જે શીખામણ તેમનાં ઘરનાં વડીલ સ્રીમંડળે આપી હતી, તેને—તેમના પતીના શાંત સુબોધે તેમના પર સારી અસર કરી. મી. રાનાડેએ પોતાના ઘરનાં સ્રીમંડળ તરફ કંઇ ધ્યાન આપ્યુંજ નહી, અને જાણે કે કંઇ જાણતાજ નથી એમ જણાતી, પોતાની પત્નીની કેળવણી ચાલુ રાખી. રાત્રે વાળુ કર્યા બાદ, મી. રાનાડે પોતાના ઘરના વડીલ સ્રીમંડળ સાથે લગભગ એક કલાક બેસતા, જે દરમ્યાન, તેમની સાથે મીઠી મીઠી વાર્તાલાપ કરી, તેમને આનંદી બનાવતા, પરંતુ

પોતાના પત્નીની કેળવણી સંબંધે જરા પણ વાત છેડતા નહી, અથવા તેઓ છેડે એવી તક સુદ્ધાં આપતા નહીં. પણ ધીમેધીમે તો વડીલ સ્ત્રીમંડળ તરફથી, મીસીસ રાનાડેને રંજાડવાનો વીપરીત માર્ગ; પણ લેવાયો. ઘરમાં આવતાં જતાં પરસ્ત્રીમંડળ આગળ, મીસીસ રાનાડેની તેઓ ઠેકડીઓ કરવા લાગ્યાં, અને માત્ર નજીવી અથવા નહી જેવી ભુલને-મોટું રૂપ આપી ખણખોદ કરવા લાગ્યાં, વડીલ સ્ત્રીવર્ગે, આ અને એવી બીજી રીતે યુવાન મીસીસ રાનાડે -બ્હેન રમાબાઇ-ની જીંદગી એક દયાજનક બનાવી દીધી. આટલું છતાં મી. રાનાડેનો એક પણ દીવસ એવો ન વીતેલો, કે જ્યારે તેમણે પોતાના પત્નીને કેળવણી નહી આપી હોય. યુવાન બેન રમાબાઇ પણ ચંચળ અને લાગણી વાળાં હતાં, અને તેમને તો પોતાનો દીવસ ઘરનાં બૈરાંઓ સાથેજ વીતાડવાનો હતો, અને તેઓનાં મ્હેણાં-ટોણાંથી, બ્હેન રમાબાઇનો દીવસ ઘણો અશ્રુપાતમાંજ વીરામતો. આ પ્રમાણે થોડાં વરસ ચાલ્યું. ત્યાર પછી મી. રાનાડેએ એક બીજું પગલું લીધું. તેમણે એક ખ્રિસ્તી બાઇ પોતાના પત્નીને પોતાને ઘેર શીખવવા રોક્યાં. આ જોઇને તે વૃદ્ધ સ્ત્રીઓ ઘણાંજ ગભરાયાં. આ કાર્યને તેઓએ પોતાના ઘરની પાયમાલીનું ગણ્યું. તેઓએ મીસીસ રાનાડેને કહ્યું કે " અમારી કોણ દરકાર કરે છે ? હવેતો તમે જે બાઇ તમને શીખવવા આવે છે તેની માફક કપડાં પહેરો અને તમારા પતીને કહો કે વીધવાઓ ને ઘરમાંથી હવે રજા આપો ! " આ સઘળું મીસીસ રાનાડેએ સહન કર્યું, અને તેઓને ખુશી રાખવા, પોતાના શીક્ષકના ગયાપછી, પોતે દરરોજ નહાતાં, કારણ કે હીંદુ વીચાર પ્રમાણે તેમ કરવું જોઇતું હતું. પરંતુ દરરોજ આ પ્રમાણે નહાવાથી, મીસીસ રાનાડે માંદાં પડી ગયાં, અને લગભગ એક પખવાડીઆં સુધી, પથારીમાંથી ઉઠી શક્યાં નહી, અને ઘરનાં સઘળાને ચીંતાતુર બનાવ્યાં. જ્યારે તેઓ સારાં થયાં, ત્યારપછી અભ્યાસ પાછો શરૂ થયો. પરંતુ નહાવાના સંબંધમાં તે ઘરડીઓને ઠીક અનુભવ મળેલો હોવાથી, તે અંગ્રેજ શીક્ષકના ગયા પછી, તેઓએ મીસીસ રાનાડેને કહ્યું "તમે હવે તમારી મરજી પડે તેમ કરો. તમારે જોઇએ તો પતી પત્ની બન્ને આનંદથી નાચો, અને તમારાં આ નવી રીતના ચાળાથી, અમને ભલે દુઃખી બનાવો. પરંતુ ઇશ્વરને ખાતર હવે નહાવાનું છોડી દો. કારણ કે છેલ્લાં જ્યારે તમે માંદાં હતાં ત્યારે, અમારૂં સઘળું તજીને અમારે તમારી ચાકરી કરવી પડતી હતી, અને તે અમને ઘણું કંટાળા ભરેલું થઇ પડયું. તમે ફરીથી માંદા પડો અને અમને મહેનત આપો, એમ અમે હવે ઇચ્છતાં નથી. કારણ કે અમારી ઘરડી અવસ્થામાં તમારી ચાકરી કરવાનું અમારામાં જોર નથી સુધારાના નામથી હજી અમારે નવી સ્ત્રીઓને કેવી કેવી રીતે વર્તતાં જોવી પડશે, તે પરમેશ્વર જાણે." આ પ્રમાણે કેળવણી આગળ વધી, અને શાંતતાથી મી. રાનાડેએ પોતાના પત્નીને એક આદર્શ રૂપ બનાવ્યાં જે પત્ની-તે બ્હેન રમાબાઇ-આજ હીંદુસંસારનાં ભુષણરૂપ લેખાય છે.

## ઉપસંહાર.

ભગીનીઓ ! હીંદુસંસારને ઉપયોગી થઇ પડે તેટલું મારી શક્તીના પ્રમાણમાં શ્રીયુત સદ્ગત રાનાડે અને શ્રીમતી રમાબાઇના ઉપર ઉપરના કેટલાંક જીવનતત્વની શોધ કરવા મેં અહિં પ્રયાસ કર્યો છે, તે જો વાંચકવર્ગને થોડે અંશે પણ ઉપયોગી થશે, તો આ લખાણની સાર્થકતા છે. હંસલો જેમ તત્વ તત્વ વીણી નકામું રહેવા દે છે તેમ સુજ્ઞ બહેનો પણ કરશો. દરેક પ્રસંગને લઈ ટીકા કરવા, સમય બચાવવો, અને તેમ પણ કદાચ કરી,

આખરે સ્થળસંકોચને લીધે, મહાશય અધીપતીજીને કાપકુપ કરવા પ્રસંગ આપવો, એના કરતાં પત્રોના પ્રાસંગીક વલણ માટે સૌએ વીચાર કરી લેવો એજ હું ઠીક વીચારું છું. પણ ટુંકમાં પ્રમાણિક યોગ્ય સંસારસુધારક ભાઈ બ્હેનોને માટે એટલું તો જાણવા મળશે કે, શું તે પતી પત્નીની સહનશીલતા, ગાંભીર્ય અને ક્ષમાશીલતા ! ઉચ્છૃંખલ વહુ પુત્રીઓ, બ્હેનં રમાબાઇના સદ્ગુણો તરફ ધ્યાન ફરશે તો સ્પષ્ટ સમજાશે કે, સુધારો માત્ર બુટ સ્ટોકીંગ અને ફ્રોકમાં સમાઇ ગયો નથી, પરંતુ એક યોગ્ય ગૃહીણી બનવામાંજ.

(મુંબાઇ) —સૌ. ગમનગૌરી ચીમનલાલ.

---

## સ્પાર્ટાની સ્ત્રી કેળવણી.

ગ્રીસ દેશના ન્હાનાં ન્હાનાં સંસ્થાનોમાં પ્રાચિન કાળમાં જૂદા જૂદા પ્રકારની રાજકિય અને સામાજીક સંસ્થાઓ હતી. તેમાં સ્પાર્ટામાં તો કેટલીક સંસ્થાઓ ઘણીજ ચમત્કારિક હતી. ત્યાં બીજી બાબતો પ્રમાણે સ્ત્રી શિક્ષણને માટે પણ કંઈક વિચિત્ર નિયમ હતો. પ્રજા સુદ્દઢ અને મજબુત થવાને બાળકોની માતા પણ નિરોગી અને મજબુત જોઈએ, એ વિચારથી ત્યાંના એક મહાનપુરૂષે સ્ત્રીઓના શારિરિક શિક્ષણની પણ યોગ્ય વ્યવસ્થા કરી હતી. છોકરીઓએ દશ વર્ષની ઉમ્મરથી ફરજ્યાત કેળવણી લેવીજ જોઇએ એવો તેણે કાયદો કર્યો હતો. આ કેળવણી શારિરિક હતી અને તે પુરૂષોના કરતાં બહુ જુદી જાતની ન્હોતી. છોકરાઓની માફક છોકરીઓના પણ વર્ગ હતા અને ત્યાં દોડવું, કૂદકા મારવા, કુસ્તી કરવી. ઇત્યાદિ શારિરીક વ્યાયામ નિયમીત વખતે ઠરાવેલી રીત પ્રમાણે કરાવવામાં આવતું. ત્યાંનું શિક્ષણ લીધેલા પુરૂષો જેમ ઉંચા કદના અને મજબુત બાંધાના થતા તેમ સ્ત્રીઓ પણ મજબુત, કસાયલા શરિરની અને કુદરતી સૌન્દર્યવાન થતી હતી. છોકરા છોકરીના વર્ગ પ્રથમ એકઠાજ રહેતા. પરન્તુ તેઓ મ્હોટાં થયા પછી વર્ષમાં એકજવાર એકઠાં મળતાં. તરૂણ છોકરાઓની કસરત જોવાને તે દિવસે સેંકડો લોકો ત્યાં આવતા, તેમાં તે યુવાન કુમારિકાઓ પણ આવતી. સ્પાર્ટામા બાળલગ્નનો રિવાજ ન હોવાથી છોકરીઓનાં શિક્ષણમાં કાંઇ પણ અડચણ આવતી ન્હોતી, અને તેઓને સશક્ત, વફાદાર ગૃહિણી અને નમુનેદાર માતા થવા લાયક કેળવણી લેવામાં વિઘ્ન નડતું ન્હોતું. લગ્નનો ચાલ પણ સ્પાર્ટન લોકમાં કંઈક વિલક્ષણજ હતો. લગ્નને દિવસેજ નવીન વધુના વાળ કાપી નાંખી તેણીને સૌન્દર્યહિન કરવાનો રિવાજ હતો. આનું કારણ, પોતાની પત્નિમાં વિશેષ આસક્ત થઇ પુરૂષ કર્તવ્યભ્રષ્ટ ન થાય એ હતું. સ્ત્રી પુરૂષ ઉભયનું શારિરિક બળ કોઇ પણ પ્રકારે નષ્ટ ન થાય ત્હેને માટે પૂરતી કાળજી રાખવામાં આવતી હતી તેઓનો મુખ્ય ઉદ્દેશ બહાદુર, નિરોગી અને નિડર પ્રજા ઉત્પન્ન કરવાનોજ હતો. તેઓ અનિતી તરફ અત્યંત તિરસ્કાર ધરાવતા અને તેઓનો પતિ પત્નિ વચ્ચેનો સંબંધ પણ ઘણોજ નિયમીત રહેતો તે સમયની સ્પાર્ટન સ્ત્રીઓ ઘણી ઉદ્યોગી હતી. તેઓ ઘરનું કંઈપણ કામ કરવામાં હલકાઇ માનતાં નહોતાં. તેઓ પુરૂષોની મરજીને આધિન રહેતાં અને પુરૂષો તેઓને શુદ્ધ પ્રેમ અને સન્માનથી 'દેવી' તરિકે રાખતા. આપણા દેશની પ્રાચિન વિરાંગનાઓની માફક સ્પાર્ટન રમણીઓ પણ વખત આવે વિરાંગના બની રણસંગ્રામમાં ઉતરી પડતી હતી, અને તેઓનાં મ્હેણાં સહન કરવાં પડે એ બ્હીકથી ઘણા કાયર

પુરૂષો પણ શૌર્ય બતલાવવા બ્હાર પડતા. આ ઉપરથી જણાય છે કે સ્પાર્ટાનું શિક્ષણ માત્ર શારિરિક હતું, ત્યારે હાલનું આપણું શિક્ષણ ફક્ત માનસિક છે. શરિર અને મગજ બંન્નેનો સાથે વિકાસ થાય તો જ ત્હેનો યોગ્ય ઉપયોગ થઇ શકે. આપણી હાલની કેળવણી આપણી સંસારિક સ્થિતિને પણ ઉપયોગી નથી અને સમાજને પણ ઉપયોગી નથી. કારણ હાલની સ્ત્રીઓમાં શારિરિક સ્થિતિ શોકજનક હોવાથી તેઓનાં મગજપર ત્હેની અસર થયા વગર રહેતી નથી. હાલની નિશાળે જતી અશક્ત, કમ્મરમાંથી વાંકી વળી ગયલી, ફીક્કા ચહેરાની અને ચશ્મા પહેરેલી છોકરીઓને જોઈ, "આ જ આપણી ભવિષ્યની પ્રજાની માતા થવાની છે?" એ વિચારથી આપણી ઉન્નતિની અનેક મહત્વાકાંક્ષાઓનો નાશ થાય છે. સ્ત્રીઓના શારીરિક શિક્ષણ તરફ યોગ્ય લક્ષ આપવામાં શુ હરકત છે તે સ્હમજાતું નથી. "સ્ત્રીકેળવણી વધારો, સ્ત્રી કેળવણી વધારો," એવી પાશ્ચાત્ય લોકોની ગર્જનાથી પુરૂષો પ્રમાણે સ્ત્રીઓને પણ ફક્ત માનસિક શિક્ષણ આપી તેઓનાં શરીર અને તબીએતની પાયમાલી આપણે કરીએ છીએ. સ્ત્રીઓને કેવા પ્રકારના શિક્ષણની ખાસ આવશ્યકતા છે તેનો પૂર્ણ વિચાર કોઇ કરતું નથી. જો કે સ્પાર્ટન સ્ત્રીઓની માફક આપણી સ્ત્રીઓને ફક્ત શારિરિક કેળવણીજ આપવી જોઇએ એવો આ લેખનો હેતુ નથી, પરન્તુ હાલ શારીરીક શિક્ષણ તરફ જે દુર્લક્ષ કરવામાં આવે છે તેમ ન થતાં બન્નેને સરખું મહત્વ મળવું જોઇએ.

—સૌ. પ્રિયમતી શુક્લ.

---

## સ્ત્રીની ઉન્નતિનો ઉપાય શું!

### તીર્થ-વ્રતોનું સેવન, કે પતિવ્રત?

મહારાજા, રાજા રજવાડા અને કંગાલનો, દરેકનો ન્યાય જ્યારે એક સરખો શાન્તિ પૂર્વક નિષ્પક્ષપાતથી થતો જોઇએ છીએ,–ધર્મ સંબંધી શાસ્ત્રાર્થ શાંતિથી થતા જોઇએ છીએ, દેશ ઉન્નતિ ખાતર, પ્રયત્નવાન થતા, પુરૂષો તરફ દ્રષ્ટિ કરીએ છીએ,–ત્યારે તો એમજ લાગી આવે છે કે એ બધો પ્રતાપ પરમકૃપાળુ શ્રી સરકારનો જ છે, જેમના છત્ર નીચે આપણે આપણા હકો માગી શકીએ છીએ. શ્રી સરકારનો એ અનહદ ઉપકાર મનુષ્ય માત્રે ધ્યાનમાં રાખવો જોઇએ. આજકાલ ક્રિસ્તી, પુરાની, કુરાની, જૈન, પ્રાર્થનાસમાજી, આર્યસમાજી, બ્રહ્મસમાજી, વગેરેના વાદવીવાદ પત્ર દ્વારે વાંચવામાં આવે છે. ઉભય પક્ષી ગમે તે હોય, તે સાથે આપણે સંબંધ નથી. પરંતુ મારી પ્યારી બ્હેનોની જાણ ખાતર મારે તેમના હીતના અર્થે કહેવાની ખાસ જરૂર છે કે–તીર્થ-યાત્રા, વ્રત કરીને, ગંગા યમુના નદીઓમાં સ્નાન કરીને, કાશી મથુરા આદી નગરોમાં દોડાદોડ કરીને, ઉપવાસ કરી ભુખે રહીને, આપણા જન્મને સફલ માનવા વાળી અથવા તો વૈકુંઠ પહોંચવાની સમજણવાળી બહેનો! નિશ્ચે કરી જાણજો કે તીર્થયાત્રા કે ઉપવાસ કરવાથી તમને કંઇ લાભ નહિ થશે. પરન્તુ સુખથી રહેવા અને મરણ પશ્ચાત્ મોક્ષની ઇચ્છા રાખતી હો તો તીર્થવ્રતનાં ફાંફાં છોડી દઈ, ધર્મ ધારણ કરી આપણા પતીની સદૈવ સેવા સુશ્રુષા કરો. જુઓ, મનુ અ. ૫, ૧૫૪ માં લખ્યું છે, સ્ત્રીનો સાચો દેવ કેવલ પતિજ છે **सतत देववत्पातिः**।

પ્યારી ભગીનીઓ? શ્રીમત્ ભાગવત સ્કન્ધ ૬, અધ્યાય ૧૮, શ્લોક ૩૩ માં જુઓ. કશ્યપજી દિતીને કહે છે કે પતિ એજ સ્ત્રીનો મોટો દેવ છે,

पतिरेव नारीणां दैवतं परमं स्मृतम् ।

સ્કન્દ પુરાણમા જુઓ તેમા સાફ ખુલ્લુ લખ્યુ છે, કે જો સ્ત્રી તીર્થ સ્નાન કરવાની ઇચ્છા રાખે, તો પોતાના પતીના ચરણ ધોઇ પીએ, કેમકે પતી શંકર અને વિષ્ણુથી મોટોછે.

तीर्थ स्नानार्थिनीनारी पतिपादोदकं पिबेत् ।
शंकरादपि विष्णोर्वा पतिरेकोधिकः स्त्रियाः ॥
भर्त्तादेवो गुरुर्भर्त्ता धर्म तीर्थ व्रतानि च ।
तस्मात्सर्व परित्यज्य पतिमेकं समर्चयेत ॥

જુઓ! અતપથ નિરૂપણ પૃષ્ટ ૧૦૭ શ્રીઅત્રીજી ૧૩૩ મા તથા ૧૩૬ મા શ્લોકમાં કહે છે કે તીર્થયાત્રા જે સ્ત્રી કરે છે, તે પતીત થઇ જાય છે આગળ ચાલતા ૧૩૦ મા શ્લોકમા કહે છે કે—

जपस्तपस्तीर्थ यात्राप्रव्रज्या मंत्र साधनं ।
देवताराधनं चैव स्त्रीशुद्रपतनानि षट् ॥
जीवेद्भर्तरि या नारी उपोष्यव्रतचारिणी ।
आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेत ॥

મતલબ સ્ત્રીનો પતી હયાત છે, છતા સ્ત્રી વ્રત કરે છે (ઉપવાસ રાખે છે) તે સ્ત્રી પોતાના પતીનુ આયુષ્ય ઓછુ કરે છે, અને નર્કમા પડે છે

આની પુષ્ટીમા મનુમહારાજ અધ્યાય ૫, શ્લોક ૧૫૫- ૫૬ મા, તથા સુશીલાદેવી નામના પુસ્તક પૃષ્ટ ૪ મા તથા સુદરીસુધાર નામના ગ્રથને પાને ૭૧-શ્લોક ૬૮, તથા સુમિત્રા સ્ત્રી ધર્મશિક્ષા પૃષ્ટ ૩૧ શ્લોક ૧૦૨ મા સાફ લખ્યુ છે, કે સ્ત્રી પતિની સેવા શિવાએ કઈ વ્રત ન રાખે છતા જો રાખી ઉપવાસ કરે છે તે તરત વિધવા થઈ નરકગામી થાય છે

એક મહાત્મા કહેતા હતા કે

बहुधा स्त्रीयां भ्राता पति और पुत्रकी रक्षाके निमित्त पतिव्रतके प्रभावको न जानकर बडे बडे घोर पाप किया करती है. अर्थात् कभी देवीके नाम पर बकरे कटवाती हैं. कभी जखैया के नाम पर मुर्गे घेंटे मरवाती हैं. कभि निज पुत्रियोंको मन्दिरोंमें चढाकर सदा के वास्ते उन्हे वेश्या कर देती है. कभी धुर्तोंके पास जाकर अपनें सतीत्वको नष्ट कर डालती है. कभी पुनम चोथ मंगल आदीका व्रत रहकर भुखकी गर्मीसे अपना गर्भपात कर बैठती है. कभी गंगा जमनादी नदीयों पर न्हाकर लज्जा खो देती है. इत्यादि ऐसेही अनेक प्रकारके हत्यारे कार्य कर अधर्म्य करती कराती है.

પ્યારી બ્હેનો! આપ જરા વીચાર કરો કે આ સંસારની અંદર જ્યા શાન્ત ન્યાય, જ્યાં પુરેપુરી કદર, જ્યા પૂર્વના જન્મો અને પુનર્જન્મનો લેશ માત્ર પણ ડર નથી ત્યા

તમો જ્યારે માત્ર વ્રત તીર્થમાંજ સંતોષ માની એનેજ ઉન્નતિનો ઉપાય માની બેસો ? પછી કહેશો કે કલીયુગ છે; અને નસીબમાં નથી વીગેરે વીગેરે કહાણી કહેવી ! અને આ દોષ શું આપનો નહાનો સુનો કહેવાય કે ? અરે ! તમો કોણ છો ? આજ તમો ભર ઉંઘમાં સુઇ રહેશો તો તમો નક્કી સમજજો કે તમારા દેશનો તમો નાશ કરવા ખાતર પેદા થયાં છો. તમો યાદ રાખજો કે જ્યાં સુધી તમો જાગૃત નહિ થાઓ ત્યાં સુધી આ ભારતવર્ષ આહોજલાલીની સ્થિતિએ પહોચી શકશે નહિં. તમો રત્ન નથી પણ રત્નને પેદા કરનારાં છો ! તમારા થકી સંસારનું કલ્યાણ થવાનું છે. યુરોપ આદી દેશોમાં તમારી બહેનો જૂઓ શું કરી રહી છે!! અરે મારી વ્હાલી ભગીનીઓ ! તમો કેમ ભર ઉંઘમાં સુતી છો ? ? તમારા હક શું છે ? તમારૂં કર્ત્તવ્ય શું છે ? ? તમો નહિ સમજો કે લોટ દળવો, વાસીદો કહાડવું, પાણી ભરવું, ભીંતો લીપવીં, રસોઈ કરવી, વીવાહમાં ગીત ગાવાં, મરણનાં છાજીઆં લેવાં, એટલાંમાંજ અમારૂ કર્તવ્ય પૂરૂં થઈ જાય છે. અરે ? એણે તો ભારતવર્ષનો દાટ વાળ્યો ! હવે જમાનો બદલાયો છે. માટે રૂઢીઓને તોડો ! સુધારાને પકડો ! કુધારાથી બચો ! સંતાનો સુધારો ! તમારી ગાર્ગી, સાવીત્રી, લીલાવતી, મદાલસા, અનુસુયા, વીગેરેનાં જીવનચરીત્ર તરફ દષ્ટિ ફેંકી તે નીહાળો ! આજ તમારી શી દુર્દશા થઇ રહી છે ? અને હજી તમો કુંભકરણની ઉંઘમાંથી જાગૃત નહિ થાઓ, તો શી દુરદશા થશે તે ભવિષ્ય જાણે ! મારૂં તો એમજ માનવું છે કે જ્યાં સુધી પુરૂષોનાં અર્ધાંગ—આપણે અજ્ઞાન હઈશું ત્યાં સુધી તે પુરૂષો પણ અર્ધા અજ્ઞાન અને નિર્બળ રહેવાના.

પ્યારી બહેનો ! હું આપને શું વધારે કહું ? એકાદસી જેવા વ્રત માટે પણ આપ જ્યારે પુન્ય માની લેઓ. કે જેટલા પાપ છે તેટલા વ્રતમાં વસે છે, માટે વ્રત રાખવું. શું એ થોડી આશ્ચર્યની વાત કહેવાય ? જો અનાજમાં પાપ વસે છે, તો તે હું આપને પુછું કે તે આપનાં કે આપના પિતાદિનાં ? જો સર્વનાં સર્વ પાપ એકાદશીમાં જઈ વસે તો એકાદશીને દીવસે દુઃખ ન થવું જોઈએ, છતાં ઉલટું ક્ષુધાદિથી દુઃખ થાય છે. દુઃખ પાપનું ફલ છે. એથી ભુખે મરવું એ પાપ છે. કારણ કે બંગાળામાં સર્વ વિધવા સ્ત્રીઓની એકાદશીને દિવસે બહુ દુર્દશા થાય છે. અને તે અસારે હાજર હોય તો કહી શકે. વાસ્તે વ્રત શાસ્ત્રકારોએ પણ ગર્ભવંતી સ્ત્રી, વિવાહિતા, બાલક, યુવા પુરૂષોએ ન કરવું જોઈએ, એમ ફરમાવેલ છે. જો વ્રતથી બ્રહ્મલોકની વેસ્યા મૃત્યુલોકમાં આવી અને દુષ્ટોના ઘરમાં એક નીચ સ્ત્રી ધણીનો કજીઓ થયો. તેમાં સ્ત્રી રીસમાં ને રીસમાં જમી નહિ. બસ એ દીવસ એકાદસી હતી. આમ અણધાર્યું વ્રત થઇ ગયું. આ સ્ત્રી પેલી મૃત્યુ લોકમાં આવેલી વેસ્યાના વિમાનને અડકી. વિમાન અંતરીક્ષથી સ્વર્ગલોકમાં ચાલ્યો ગયો ! આ વ્રતનું ફલ. અહા એ ફલનો શો પારા વાર ! ! ! જ્યારે આમપણ અણધાર્યો વ્રત થાય; ત્યારે જાણીને રાખવાથી કેટલો પુન્ય ? અરે, પણ જરા મગજને (Brain) તસદી આપી વીચાર કરત કે આપણે એક પાનબીડા મોકલવો છે. એકાદસી વ્રત કરી અડકીએ, એટલે પ્રત્યક્ષ પ્રમાણથી પહોંચી જાય તો તો આપણે આ વાત અવસ્યમેવ માનવી જોઇએ ! પરંતુ આપણો દોષ નથી. આપણામાં પતિવ્રત ક્યાં છે ? આપણામાં સત્યતા ક્યાં છે ? આપણામાં શાન્તિ સહનશીલતા ક્યાં છે ? એકપતિવ્રતના પ્રભાવથી સાવિત્રી દેવીએ પોતાના મૃતક પતિને જીવતો કર્યો હતો ! પોતાના અંધ સાસુ સસરાને દેખતા કર્યા હતા ! એ

જ પતીવ્રતના પ્રભાવથી સ્વસુરનો ગયો રાજ્ય પાછો અપાવ્યો હતો ! માતાને સો પુત્ર ઉત્પન્ન કરાવ્યા હતા અને અન્તમાં પતી સહીત વૈકુંઠ સધારી ! અરે એજ પતિવ્રતના પ્રભાવથી અનુસૂયાએ, બ્રહ્મા, વિષ્ણુ, મહેશને બાલકરૂપ બનાવી પાલણામાં ઝુલાવ્યા હતા ! જ્યાંસુધી વિષ્ણુએ વૃન્દાનું સતીત્વ નષ્ટ ન કર્યું ત્યાં સુધી તાકાત નથી કે દેવનો દેવ મહાદેવ પણ વૃન્દાના પતી જાલન્ધરને મારી શકે ? અહા પતિવ્રતનો એ પ્રભાવ છે ! કહે છે કે–

**पुत्रं पतंतं प्रसमीक्ष्य पावके, न बोधयामास पतिं पतिव्रता**
**तदा भवत्तत्पति धर्मगौरवात्, हुताशन श्चंदन पंक शीतलः**

પ્યારી બહેનો ! એકસમે એક બ્રાહ્મણ રાજાનો યજ્ઞ પુરો કરાવી ઘેર આવે છે. થાકી ગયેલો હોવાથી પોતાની પત્નીના ખોળા પર માથું રાખી સુઇગયો. આ વખત આનો દોઢવર્ષનો બાલક જે માતા પાસે રમત કરી રહ્યો હતો તે રમત કરતાં કરતાં થોડે દુર અગ્નિકુંડ પાસે ગયો. જોતાં જોતાં તેમાં પડી ગયો. આ બનાવ ઘણી ધીરજની સાથે તેની માતા જોતી રહી. પરંતુ વ્યાકુળ જરા ન થઈ. ધન્ય છે એવી પતિવ્રતાની ધીરજને કે જે આવી મહા દારૂણ વિપત્તિ અને અસહ્ય દુઃખ ને શોકની અવસ્થામાં પણ જરા ચિત્ત ચલાયમાન ન થઈ ! અર્થાત્, ન એ દોડી, ન જરા હાલી, ન રોઈ, ન કોઇ બીજી ચેષ્ટા કરી, પરન્તુ પતિવ્રતાનો ધર્મ સમજી નિજ પતિના મસ્તકને ગોદમાં ધરી, પંખાથી પવન કરતી રહી પતિવ્રત ભંગ થાય નહિ એવા ભયથી ઉપલી કંઇ પણ ચેષ્ટા ન કરી કે જેથી પોતાના પતિની પ્રાણપ્રિય નિદ્રા ઉડી જાય. અંતમાં ૩–૪ કલાક બાદ જ્યારે ઉંઘ ખુલી ત્યારે જુએ છે તો પોતાની પ્રાણપ્રિયા પત્નિ આનંદથી પંખો ઝુલાવી રહી છે ! ઉંઘમાંથી ઉઠી હાથ મુખ ધોઈ પુત્રને બોલાવે છે. ત્યારે એ પતિવ્રતા તમામ હાલ તેને સમજાવે છે. આ હકીકત બની છે ત્યારે બ્રાહ્મણ ગભરાયો અને અગ્નિકુંડ સમીપ ગયો. જુએ છે તો અગ્નિકુંડમાં ચારો બાજુ ધગ ધગતા દેવતાના ચકચકીત અગારા પડી રહ્યા છે. વચે પુત્ર કલ્લોલ કરી રહ્યો છે. ને શીતલ ચાંદનીના પ્રકાશમાં રાત્રે જેમ બાલક રમે તેમ એ હસ્યા કરે છે અને રમે છે. તુરત પિતાએ ઉઠાવી ગોદમાં લીધો. આ પતિ સમજી ગયો કે બધો પ્રતાપ પતિવ્રતાનો છે અને તેને ધન્યવાદ આપ્યો ! અહાઃ ! પતિવ્રતાનો પ્રભાવ શું કામ કરી રહ્યો છે ! જરા દ્રષ્ટી નાંખી જુઓ ! પતિવ્રતના પ્રતાપથી ઝાંસીની રાણી લક્ષ્મીબાઈએ અંગ્રેજોથી મુકાબલો કીધો હતો, પ્રતિવ્રતના પ્રભાવથી બીકાનેરની કીરણદેવીએ અકબર બાદશાહ જેવાનો રોજો બંધ કરાવ્યો હતો, પતિવ્રતના પ્રભાવથી મેવાડના રાજા સમરસીહની રાણી કર્મદેવીએ દીલીના બાદશાહ કુતુબુદીનને લડાઇમાં મારી ભગાવ્યો હતો, પતિવ્રતના પ્રભાવથી ચીતોડની રાણી પદ્મિનીએ અલાઉદીનના દાંત ખાટા કરી નાખ્યા હતા ! ઈતિહાસ જુઓ તો સેંકડો રાણીઓ મળી આવે છે કે જેમણે એક પતિવ્રતના પ્રભાવથી મોટા મોટા બાદશાહોના કાન કાપી નાખ્યા છે ! આ વાસ્તે પ્યારી બહેનો ! આપ જો કલ્યાણની ઇચ્છા રાખતી હો તો એવા મીથ્યા તીર્થો અને વ્રતને છોડી પતિવ્રત ધર્મને ધારણ કરો.

( કચ્છ–માંડવી. ) સૌ. અનુસૂયા દેવી રણધીરવર્મા.

## દીપાવલી જોઇ સ્ફુરતા વિચારો.

દીવાળીના શુભ તહેવારો આવ્યા આવ્યા કરતાં હતાં તે આવ્યા અને ચાલી પણ ગયા. આ અને એવી અનેક દીવાળીઓ આપણે જોઇ અનુભવી તથા જુદે જુદે સ્થલે અગર એકજ ઠેકાણે તે શુભ તહેવારો આપણે ગુજાર્યા. જે જે ઠેકાણે આપણે નીરીક્ષણ કર્યું હશે તે દરેક ઠેકાણે તે શુભ તહેવારો આવવા આગમજ દરેક મનુષ્યો પોતપોતાના ઘરો સમરાવવાનું શરૂ કરે છે, પોતાનાં ઘરમાં ગાબડાં પડ્યાં હોય અગર જે જગ્યાએ ઉંદર સર્પ આદિ જીવો ભરાઇ રહેવાની બીક રહેતી હોય, તે તે જગ્યાંઓએ સુતાર કડીઆ વિગેરેને બોલાવી સમારકામ કરાવે છે. ઉપરથી જાત જાતના રંગ લગાડાવે છે અને જેમ બને તેમ એ બહુજ સ્વચ્છ અને સુંદર દેખાય તે માટે બનતા પ્રયત્નો કરે છે પણ પ્રથમ નવીન વિચારતો એજ સ્ફુરી આવે છે કે આપણા અંતઃકરણમાં રહેલા રાગ, દ્વેષ, વેર, ઝેર વિગેરેના જે મહાભયંકર અને અતિ ઉંડા ઘા પડી ગયેલા હોય છે તે પુરી નાંખવાની સોએ એક પણ પ્રવૃતી સેવતું હોય એવું તો ભાગ્યેજ દેખાય છે ઘરના દરોની અંદર ઝેરી સર્પો અને વીંછી રહે તો આપણુને તથા આપણાં બચ્ચાંને હેરાન કરે તે માટે જેટલી કાળજી રાખવામાં આવે છે અને તે લેવીજ જોઇએ; પણ તે કરતાં આપણા અંતરમાં રહેલાં દરો અને ગાબડામાં જે રાગ, દ્વેષના ઝેરી સર્પો અને ક્રુર વીંછી ક્રોધ અને દુષ્ટ ઈર્ષા રહે છે તે આપણુને તો હેરાન કરે છે અને કરશે પણ તે આપણાં નિર્દોષ બાળકનાં કુમળાં મગજને કેટલી માઠી અસર કરશે જેનો વિચાર કરતાં જ કમકમાટ ઉપજે છે એના પરીણામમાંજ આપણા આર્ય સંસારમાં જ્યાં ત્યાં કુસંપ અને કલેશનાં કડવાં બીજ આપણે જોઇએ છીએ તે દૂર કરવા પ્રયત્ન થતો નથી. આપણે વિચાર કરીશું તો સમજાશે કે જે આર્ય સંસાર એક વખતે સંપને માટે શ્રેષ્ટ પદવી ધરાવતો હતો અને જેને લીધે દરેક ઠેકાણે દુઃખ, દરીદ્ર વિગેરેનો અભાવ હતો તેને બદલે કોઇકજ ગૃહસંસાર એવો જણાશે કે જ્યાં સંપ અને સ્નેહથી આખું કુટુંબ વસતું હશે. અહિંતો કોઈ પણ ઘર કલેશ વિનાનું જણાશે નહી અને તે કલેશ એટલેથીજ ન અટકતાં બીચારાં નિર્દોષ બાળક ઉપર ઉતરે છે કે જે મોટાં થતાં તેમના માતા પીતાના સાંકડા વિચારો તથા શીખામણને લીધે કુટુમ્બી સ્નેહ જાળવી શકતાં નથી.

ત્યારે શું આપણે બહારનોજ ભપકો કરીને બેસી રહેવાનું છે ? સ્થુળ ઘરનાં દરો ને ગાબડાં પુરાવી રંગ વારનીશ લગાડી શોભાયમાન કરવા તૈયાર છીએ, પણ બહુજ આવસ્યકતાનું કામ જે પોતાનાં અંત.કરણમાં પોતાના સગાંઓ માટે વેર ઝેર તેમજ રાગ દ્વેષનાં ગાબડાં પડેલાં છે તે પુરવા ક્યારે શરૂ કરીશું? શ્રી ગીતાજીમાં પણ કહ્યું છે કે 'શુચીતા ને શુદ્ધતા જાળવવાની છે,' તે ફક્ત બહારની નહિ પણ અંતરની પણ જોઇએ. બહારથી પાંચ સાત વખત સ્નાન કરનાર મોટાં મોટાં ટીલાં ટપકાં કરનાર મોટે રાગે સ્તુતી કરનાર એવા ઢોંગી પુરૂષ કરતાં જે કંઈ પણ બહારનો દમામ નથી કરતાં પણ અંતરમાં પાપ અને અનીતિથી ડરે છે તે હજાર વખત વધારે સારો છે. ઘરની બહાર ગમે તેટલો સારો રંગ હોય, મોટી ભપકાદાર લાઇટ હોય, પણ જો તે ઘર કચરા અને ગલીચીથી ભરેલું હોય તો જેમ તે આપણને ગમતું નથી તેમજ આપણું સ્થુલ ઘર ગમે તેટલું સુંદર બનાવીએ પણ જ્યાં સુધી આપણા અંતરમાં રહેલા રાગ, દ્વેષ આદિના ખાડા ખડીઆ નહિ

પુગીશું ત્યાં સુધી ખુશામતીઆખોર દુનીયા કદાચ આપણને સારૂં લગાડના રૂડા કહેશે પણ નીતિ, સત્ય, વગેરે સદ્ગુણોને સમજનાર આપણને શું કહેશે ?

" મન મેના તન ઉજલા, બગલા કપટી અંગ,'
" તાતે તો કૌઆ ભલા તન મન એકહી રંગ "

તો તે કાગડા બગના કરતા વધારે રૂડા છે કે જેવા પોતે છે તેવા બતાની આપે છે આપણે બહારનો ભપકો કરીએ છીએ અને દીવાળીનો જે પરમ આનંદ અને શાંતિ તે મેળવવા મહેનત કરીએ છીએ તેમ ખરો આનંદ અને શાંતિ આપણા ઝાડના અંદરના મુળ સડેલા હોવાથી તે ભોગવી શકતા નથી માટે જો તે દીપાવનીના તહેવારનો ખરો આનંદ લેવો હોય તો પ્રથમ આપણે આપણા અંતરના ખાડા પુરી રંગ વારનીશ લગાડી સારા બનાવવા જોઇએ અને તે માટે સુથાર કડીઆનો પણ ખર્ચ કરવો પડે તેમ નથી જ્યાં જોઈએ ત્યાં ઉત્તમ પુસ્તકો જે જીવનનું જ્ઞાન જોઇએ તે પુરૂં પાડે છે, તે આપણુંજ કામ છે કે દરેક ઠેકાણેથી ઉત્તમ લાગતી ચીજ ગ્રહણ કરી લેવી અને તે જે ઉત્તમ ચીજ છે તે જાણવા માટે આપણા અંતરમાંજ રહેલી ઇશ્વિર કૃપાજ બસ છે ઇશ્વિર શુદ્ધજ છે અને તે શુદ્ધ રસ્તોજ બતાવશે ઉદાર સ્વભાવ અને સર્વમાં આત્મભાવ જે ચૈતન્ય શક્તી પરમાત્માની આપણામાં છે તેજ દરેક મનુષ્ય પ્રાણી માત્રમાં છે જેને માટે હું દ્વેષ ધરાવું છું તેમાં પણ તેજ છે માટે જો તે વડીલ હોય તો તેમાં પૂજ્યભાવ અને આપણાથી નાની ઉમ્મરનું હોય તો તેની અણસમજ, ઓછી બુદ્ધિ વિગેરે માની તેના દોષો પણ વિસારી દઇ, તેઓ પ્રત્યે દયા તથા વાત્સલ્યતા વગેરે ચૂના માટીથી ગાબડા પુરી ઉપર આખા વિશ્વના જનસમાજ પ્રતિ પ્રેમનું વારનીશ લગાડો અને પછી જુઓ, તમારા અંતરની શોભા, તમારૂં સુખ આનંદ અને શાંતી દરેક દિવાળીને તહેવારે તેવા ગાબડા અને દરો વિગેરે થોડા થોડા પુરે, વારનીશ લગાડો કે થોડા સમયમાંજ તમારૂં અંતરગૃહ આખા વિશ્વમાં સર્વથી શ્રેષ્ટ અને સર્વને પૂજ્ય થઈ પડશે જ્યારે દરેક મનુષ્યો નવિન કપડા તથા અલંકાર પહેરી પોતાના સ્થૂળ દેહને શણગારે ત્યારે આપણને પૂર્ણ કૃપાથી મળેલી ઇશ્વરી બક્ષીસ જે મુખમાંથી નિકળતી પવિત્ર વાણી છે તેને જેમ બને તેમ આપણે વધારે મીઠી, મધુર, અને પ્રેમની ભરેલી બનાવવી જોઇએ કુટુમ્બમાંથી કોઈ પણ જીવાત્મા આપણને દુઃખ થાય એવું કૃત્ય કરે તો તેને અંતઃકરણથી માફ કરી તેજ વખતે કડુ વાણીને નિયમમાં રાખવી અને જેમ આધુનિક સમયનો કવિ 'કલાપી' પોતાની એક કવિતામાં કહે છે કે—

' વહાલી બાલા ! સહન કરવું એય છે એક લ્હાણું '

તેમ પુત્ર પુત્રીને પરણાવવાના લ્હાના કરતા આપણા કુટુમ્બમાં સંપ રહેતો હોય તો સહન કરવાનો લ્હાવો લઇ લેવો કે તુરતજ શાંતી અને આનંદ પ્રસરી આપણને પણ આનંદ થાય દીવાળીના દીવસો હોય અને ઉતાવળથી કંઈ દોડાદોડાઈ ફોડાઈ જાય નુકસાન થાય, નવા સાડી કપડા બગડે અને તેથી ખોટા અપશુકન થયા માની પોતે દુઃખી થઈ બીજાને દુઃખી કરવા કરતા તેવા વહેમોનો ત્યાગ પણ અંતરથી માફ કરી નાખવો જે પ્રભુએ આપણને પેદા કરેલા છે, પેદા કરીને પાળે છે અને આપણા સુખ અને દુઃખની દોરી જે પરમાત્માના હાથ છે, તે સમસ્ત સંસારમાં અને જીવન પ્રભુ આગળ અપશુકનના વિચાર વહેમો સિવાય બીજું કશું નથી તે નીર્માલ્ય છે અને જ્યાં વાર હોય ત્યાં થોડો બગાડ પણ થાય તેમજ

ઘરમાં વધારે દીવા કરીએ તો ક્યાંય તેલ પણ ઢોળાય, કોઇ જગ્યાએ સળગી પણ ઉઠે, ખાવાનું બગડી જાય અને નવાં કપડાં તથા ઘરેણાં પહેરવા કાઢ્યાં હોય તો તે પણ બગડે. પણ કોઇ પણ જાતના વહેમને નહી માનતાં શાંતી રાખી તેવો બગાડ કરનારને ક્ષમા આપી મનને આનંદમાં રાખવું; અને ઘરમાંથી જેમ કચરો સાફ કરીએ છીએ તેમ તેવા અપશુકનના વહેમોનો કચરો કાઢી નાંખી દઢતાથી માનવું કે તે ક્ષુદ્ર • વહેમો કરતાં આપણો પ્રભુ અનંતગણો મોટો અને સર્વેનું ભલુંજ કરનાર મહારાજાનો પણ મહારાજા જેવો દયાળુ મહાન પિતા હર હમેશ આપણે માથે ગાજી રહેલો છે.

હવે આપણે વિચારવાની વાત એજ રહેલી છે કે જ્યારે દરેક મનુષ્ય પોતાના ઘરમાં જુદી જુદી જાતની લાઇટ (રોશની) કરેછે તો આપણે કેવી જાતની લાઇટ કરવી અને જ્યારે બીજાઓ ઉત્તમ ઉત્તમ જાતનાં પકવાન્ન કરી જમે છે ત્યારે આપણે કેવી જાતનાં પકવાનને ઉત્તમ ગણી જમવાં અને જમાડવાં જોઇએ. રોશની છે તે પણ એક ગૃહનો શણગાર છે. આપણા અંતરમાં જ્યારે ગાબડાં પુર્યા વારનીશનો રંગ લગાડયો અને કચરો કાઢી સાફ કર્યો ત્યારે રોશની તો અવશ્ય કરવીજ જોઇએ. તે રોશની માટીનાં કોડીયામાં અગર કાચના ગ્લાસમાં કરો અગર ગમે તો ગ્યાસલાઇટ કરો અને સૌથી ઉત્તમ પ્રકારની રોશની કરવી હોય તો આજકાલ જે ઇલેક્ટ્રીક લાઇટ નીકળેલી છે તે કરો. જેવી જેની શક્તિ, જેનું મનોબળ મોટું હોય તે વધારે સારી લાઇટ કરી શકે આપણાં અંતરમાં પ્રભુ પ્રેમની અખંડ જ્યોતીની મોટી લાઇટ નિશદીન બળ્યા કરે છે તેજ સર્વેથી ઉત્તમ લાઇટ છે. જે લાઇટથી છવ મટી શીવપણું પ્રાપ્ત કરી શકાય છે તે પ્રભુ પ્રેમની જ્યોતી આપણે થોડી થોડી વધારીશું તો એવો પણ વખત આવશે કે જે લાઇટ વધીને આખા વિશ્વમાં ઐશ્વર્યતાનો પ્રકાશ કરી શકશે અને તેજ લાઇટ આગળના વખતમાં દુનીઆમાં મહાન પુરૂષો કરી ગયા છે તે સર્વેને જાણીતુ છે.

તો મ્હારા સર્વ બન્ધુ તથા ભગીની તરફ મ્હારી એજ નમ્ર પ્રાર્થના છે કે જેમ દર વરસે દીવાળીમાં આપણે દરેક જુની ચીજો કાઢી નાંખી નવી ચીજોનો સંગ્રહ કરવા ઇચ્છીએ છીએ અને તેમાં જેટલી હોશીઆરીને ચાપલ્યતા બતાવીએ છીએ, તેવીજ હોશીઆરીને ચાંપલ્યતા આપણા અંતરના ધર્મોને દીન પ્રતીદીન સુધારી સર્વોત્તમ સ્થિતિએ લઇ જવા તે આપણી સૌથી પહેલી ફરજ છે. આપણે જ્યારે ત્યારે આપણા મનોબળથી પુરૂષાર્થ કરીશું તો જરૂર આપણે આગળ વધીશું અને એક વખત એવો પણ આવશે કે આપણી સ્થિતિ આજ ભારતભુમીમાં થઇ ગયેલા આપણા પૂજ્ય પૂર્વજોની સ્થિતિ જેવી થશે. તેમજ સ્ત્રી વર્ગમાં પણ મહાન સતીઓ અરૂંધતી, તારા, દ્રૌપદી, જેવી ધર્મશીલ કર્મશીલ અને વિદ્વાન સ્ત્રીઓ થશે અને પોતાનું કુળ દીપાવશે. આશા છે કે મારા સુજ્ઞ બન્ધુઓ અને ભગીનીઓને સર્વવ્યાપક સર્વ સત્તાવાન અને પરમ 'કલ્યાણકારી મહાન પિતા સઘળા રૂડા પ્રયત્નમાં જરૂર મદદ કરશે.

( સુરત. ) —કુસુમગવરી મંગળદાસ મુનશી.

અને દુષ્ટ વિચારો નષ્ટ થાય છે, માટે દરેક આર્ય બ્હેનો અને માતાઓ! સત્ય સેવી મન શુદ્ધ કરો! ત્યાર બાદ દૃઢ મન રાખી શુદ્ધ **શીલવતી** બનો–સવાર સાંજ હમેશા મંદિરોમા દોડાદોડી બંધ કરી પોતાના પતિને પ્રભુતુલ્ય ગણી તેમની તન મન અને ધનથી સેવા કરી આપણી ગયેલી સ્થિતિને ફરી પ્રાપ્ત કરો આપણા આર્યાવર્ત્તનો પૂર્ણ ઉદય કરો, અને તેને સુવિદ્યાથી ફરી પ્રકાશિત અને તેજસ્વી કરો, કે જેથી તમે આ લોકમા સુખી થઈ પરલોકમા પણ સદ્દગતિને પામો, એજ મારી આર્ય બ્હેનો અને માતાઓને નમ્ર પ્રાર્થના છે **ઓરમ્**

(અમદાવાદ) —સૌ. દયાવતી જે. ગણેશ.

## મનના વિચાર.

અહા દયાળુ પ્રભુ તારી શક્તિ અનુભવી શકાતી નથી, તારી ગતીનો પાર મ્હોટા મુનીશ્વરો પામતા નથી તો માનવ કોણ માત્ર ? અદ્ભૂત કાર્યો અતિ ચમત્કારી છે જે વસ્તુઓ તે સર્જેલી છે, તે કાંઇ પણ નિર્થક નથી અજ્ઞાની મનુષ્યને તેનો વિચાર નથી પરન્તુ જ્ઞાનીજનો સંપૂર્ણ વિચાર રાખે છે તારી પ્રબળતાની શકતી કેવી છે, તે કોઇક જ વિરલ પૂરૂષ જાણી શકે છે પોતાના અવિચારે કરી સારવસ્તુ શી છે, તે તેના ખ્યાલમા ઉતરતુ નથી અભીમાન કેવા પ્રકારનુ છે, તે વિચાર ન રાખતા તેની મતિ ભ્રમિત થાય છે સસારમા વ્યવહારિક કામ તેની સાથે સત્ય અને પ્રભુની ભક્તિ, એટલુ પ્રાપ્ત કરવાની દરેક મનુષ્યની ફરજ છે તેમા તે સાધ્ય કરતા ન આવડે તો તેનો પોતાનો સસાર અસારજ લાગે એક નિશ્ચય વગર મનુષ્યને સુખ થતુ નથી મહારૂ શ્રેય શાથી થવાનુ, કોને ભ્રેહેવાથી મ્હારો સસાર સુખદ થવાનો મને પ્રત્યેક કાર્યમા સાહ્ય કોની, તે વિચાર દરેક મનુષ્યે રાખવો જોઇયે હમેશા એક ઇશ્વરની દરેક કામમા પ્રાર્થના કરવી, અને તેમના પ્રતિ દૃઢ વિશ્વાસ રાખી તેમની પાસે એટલુ જ માગવાનુ કે, હે ભક્તવત્સલ દિનાનાથ હરેક કર્મમાં મને સહાયભૂત થા, અને મને મ્હારા અતર ઉર્મીમા સારા કૃત્ય કરવાનુ સૂચન જગતમા મનુષ્યે જન્મીને શુ કરવાનુ છે ? પ્રથમ વિચાર એ કરવાનો છે કે હુ કોણ ક્યાથી આવ્યો, અને મહારે પાછુ જવાનું ક્યા છે ? હુ મ્હારા પૂર્વના સસ્કારથી અમુક યોનીમા જન્મ્યો, ગર્ભવાસમા અતી પીડિત થવાથી મે પરમ કૃપાળુને મ્હારી સ્તુતીથી પ્રસન્ન કર્યા મે કોલકરારો આપ્યા કે દિનવત્સલ પરમાત્મા ! આ બંધનમાથી મને મુક્ત કર હુ એમાથી છુટીને કદી તને વીસરીશ નહિ અને ફરીને ગર્ભવાસમા ફસાઇ પડુ નહિ, તેને માટે પ્રયત્ન કરીશ માયાએ કરી દરેક મનુષ્ય પોતાના કોલકરારો સસારમા અવતરી ભૂલી જાય છે માયાનુ આવરણ એવુ છે, કે મનુષ્યને બંધનકરતા થઈ પડે છે અને એવુ અભીમાન કરાવે છે કે હુ આજે આ કામ કરીશ, કાલે પૈસા મેળવીશ, અને પૈસાથી અનેકપ્રકારના વિષયસુખ ભોગવીશ એજ તેની મનોવૃત્તી થવાની, પણ તે નહિ રાખતા જન્મની સાથે પરમેશ્વરપર અત્યત પ્રેમ રાખતા શીખવો જોઈયે, અને તેનીજ સહાય માગી આ અસાર સસાર સરળ અને સુખદ બનાવી ભક્તીનો માર્ગ ગ્રહણ કરવો જોઇએ માતાપિતા માયાના પાશથી બાળપણથીજ તેના સસ્કારો બગાડી નાખે છે અજ્ઞાન બાળકો જન્મની સાથે બુદ્ધિહિન હોય છે તેમનામાં સાર વસ્તુ પ્રાપ્ત કરવાની શકિત હોતી નથી પરન્તુ પોતાનો શો ધર્મ છે, તે સમજવા જેવી શકતી આવીના માગમે માયામાથી બચી જવુ જોઇયે અને પરમ પદ પામવાની ઇચ્છા રાખવી, એ દરેક મનુષ્યનુ કર્તવ્ય છે માયાનુ આવરણ તોડવુ એ બહુ કઠિણ કામ છે પણ તેમાં પણ મહા મુની શુકદેવજી માયાને તરી અમર નામ મુકી ગયા છે શુકદેવજી બારવર્ષ પોતાની માતાના પેટમા રહ્યા, તે સમયે એમના પિતા વ્યાસ મુની જ્ઞાનામૃત કથાઓ પોતાની સાધ્વી સ્ત્રીને

સભળાનના હતા જે સાભગનામાભળતા શુકદેવજીને ઘણો આનંદ થયો અને રહસ્ય સમજતા તેને નિશ્ચય થયો કે આ સસારમા હુ લુબ્ધ થઇશ તો પછી છુટવુ બહુ મુશ્કેલ છે તેથી પોતે સસારનો પવન લેવા બીનકુલ રાજી થયા નહિ ગર્ભમા જ્યારે બાર વરસ સુધી ગુપચૂપ બેસી રહ્યા ત્યારે માતાને તથા પિતાને બહુ વિચાર થયો કે આ શો દૈવી ચમત્કાર ? હવે આનો શો ઉપાય કરવો, એ સબધી વ્યાસજીને, વિચાર સૂઝતા ગર્ભની સ્તુતી કરી ત્યારે અદરથી જવાબ મળ્યો કે હે પિતાજી ? હુ માયાના આવરણમા ફસાવા માગતો નથી આપતો ત્રિકાળજ્ઞાની મહાત્મા છો, આપને મુખે ભક્તીથીજ સુખ મળશે એમ ધારી હુ પેટમાજ રહેવુ યોગ્ય ધારૂછુ જો આપને એ બાબત દુ ખ થતુ હોય તો ઇશ્વરની પાસે માયાનુ આવરણ એક નિમિષ માત્ર ખેચાવી લ્યો કે હું જન્મ પામી સુખરૂપ અરણ્યમા પ્રભુના ગુણાનુવાદ ગાવા જઇશ આપ મને માયાના બધનમા નાખી મ્હારી ધારણામા નિષ્ફળ થવા દેશો નહિ આવો જવાબ મળતા વ્યાસ મુનીએ ઇશ્વરનુ ધ્યાન ધરી માયાનુ આકર્ષણ ખેચાવી લીધુ જન્મની સાથે એકદમ નિર્જન સ્થાનમા તે દોડી ગયા ત્યારે માયાના બધનથી તેના પિતા વ્યાસ મુની પછાડી શોક કરતા દોડવા લાગ્યા હે પુત્ર, તુ આમ નાશીને કયા જશે ? શુકદેવજી તો સાભળેજ શુ કરવા ? જતા માર્ગમા એક સરોવર હતુ તેની શોભા અવર્ણનિય હતી, વસત ૠતુ ખીની રહી હતી ફળ ફૂલ શોભા ધરાવતા હતા, પક્ષીઓ ઝાડની ડાળીપર બેસી મધુર અવાજથી કલ્લોલ કરી રહ્યા હતા, આમ્ર વૃક્ષ પર કેરીઓ શોભી રહી હતી, ગુલાબના પુષ્પે પોતાના રગ અને સુગધથી સરોવરને દેદીપ્યમાન કરી મૂક્યુ હતુ રમ્ય કિનારાપર મોગરા સુવાસિત ખીની રહ્યા હતા આસોપાલવના વૃક્ષો નવા પલ્લવથી શોભી રહ્યા હતા ખરેખર આ સુદર સરોવરમા પાણી નિર્મળ કાચ જેવુ પારદર્શક હતુ આવા મનોહર અને શોભાયમાન સરોવરમા કમળના પુષ્પ પણ ખીલી રહ્યા હતા, અને તે પર ભમરો ગુજારવ કરતા હતા આવા સુદર સરોવરમા તે વખતે સ્વર્ગિય અપ્સરાઓ જળક્રિડા કરી રહી હતી, દેખાવ ઘણો સુદર હતો, છતા શુકદેવજી તે તરફ દ્રષ્ટી પણ નહિ કરતા નિર્જન સ્થાન પ્રતિ પ્રયાણ કરી ગયા અપ્સરાઓ બિલકુલ લજ્જિત થઈ નહિ સાધારણ રીતે દૃષ્ટિમા વિકાર વિનાના શુકદેવજીની શરમજ શી ? પાછળ વ્યાસજીને જતા જોઇ અપ્સરાઓ શરમાઇ તેમણે પોત પોતાના વસ્ત્ર પેહેરી લીધા જેથી વ્યાસ મુનીને મહા આશ્ચર્ય ઉત્પન થયુ તે મનમા વિચાર કરી પૂછવા લાગ્યા કે હુ વૃદ્ધ છતા મ્હારા આવવાથી તમે શરમાઈ ગયા, અને મ્હારા નવ યૌવન કામદેવ સમાન સ્વરૂપવાન પૂત્રને દેખી શા માટે શરમ ધારણ કરી નહિ ? અપ્સરાઓએ વ્યાસજીના સશયનો ખુલાસો કહી જણાવ્યો મહાત્મા શુકદેવજી બાળ યોગી છે અને સસારથી વિરક્ત છે પોતે દિગબર છતા પર બ્રહ્મરૂપ છે તેને સર્વ સમાન છે તેને નવ યૌવના સ્ત્રી કે વૃદ્ધ સ્ત્રી સમાન છે આપ વૃદ્ધ, પરન્તુ સસારી માણસ અને સસારમા પૂર્ણ રાગ ધરાવનારને આસક્તિ બધનકર્તા છે કદી તે મનુષ્ય નિર્મળ હોય વિકાર વીનાનો હોય, પરન્તુ સામાને તેની પ્રતિત પડતી નથી, આપ મ્હોટા મહાત્મા એટલે શાપ આપશો એના ભયથી હમે શરમાઈ જઈયે એ સ્વાભાવિક છે બ્રહ્મા પણ ભાવિ ભૂલ્યા હતા, તો અન્યની શી ગતી ? વ્યાસમુની આ વૃત્તાન્ત સાભળી આનન્દ પામી માયાના બધનથી બાળયોગીની પછાડી જવા લાગ્યા અહા ? માયાનુ બધન તોડવા કોણ સમર્થ છે ધન્ય છે મુની શુકયોગીને કે જેણે પિતાને સમજાવી તેમનુ મન શાત કરી પોતાના મનનો એક નિશ્ચય જણાવી ઘર તરફ પાછા મોકલી દીધા તે વખતે બાળયોગી શુકદેવે પરમાત્માની અનાદિ માયાનુ કેટલુ બળ છે તે વિષે ગાયન ગાયુ —

### વિશ્વની માયા.

માયા બંધનકારી રે
જગતમા માયા બંધનકારી,
સુખ દુ ખની એ દેનારીરે— જગતમા
વાહ માયા શી તારી પ્રબળતા
કરે ઉડા ઘાવ કારીરે જગતમા
મ્હોટા મ્હોટા જનને તે પીડયા,
બચ્યે કોઇક જળથી તારીરે જગતમા
શક્તિ તારી અનુપમ દેખી
જોઈ જાઉ બલિહારીરે જગતમા

( સુગત ) —સૌ. સવિતા ગૌરી.

## સ્ત્રીકેળવણી.

પ્રીય બહેનો આજ હુ તમારા સમક્ષ સ્ત્રીકેળવણીના વીષય ઉપર બોલવાની રજા લઉ છુ અને તેને માટે હુ જે તમારો વખત રોકુ છુ તેની ક્ષમા ચાહુ છુ

હાલના વખતમા સ્ત્રીઓને કેળવણીની ખાસ જરૂર છે તેઓને સાપ્રત સ્થિતિમાથી ઉચ્ચ સ્થિતીમા લાવના કેળવણીની ખાસ આવસ્યકતા છે સ્ત્રીઓ કેળવણી પામે તો જ તેઓ સુખી થાય એટલાજ ખાતર તેમને કેળવણી આપવાની જરૂર છે એમ નથી, પણ જ્યારે તેઓ જાણે છે કે તેમની પોતાની જરૂરીયાતોમા સ્ત્રીઓને કેળવણી આપવાથી ઘણો લાભ થાય છે ત્યારે તેઓની દ્રષ્ટી તે તરફ વિશેષે કરીને વળે છે અને છે પણ તેમજ સ્ત્રીઓ કેળવણી પામે તો પોતાનુજ હીત કરી શકે એટલુજ નહી પણ પુરૂષોના હીતમા પણ ઘણી રીતે ઉપયોગી થઇ પડે એમ છે

ઘરવ્યવહારના ચક્રની ગાડી સ્ત્રીની મદદથી જેમ ઉત્તમ પ્રકારે ચાલે છે તેમ બીજી કેટલીક ક્રીયામા સ્ત્રીની મદદ હોય તો તે સર્વોત્તમ રીતે ચાલી શકે અને હજારો કામોમા પુરૂષોને અનેક રીતે શાતી, સલાહ અને સહાય મળે

સ્ત્રીઓમા પ્રેમ, ઉત્સાહ આપનાનુ સામર્થ્ય વિગેરે અનેક બળ ગુપ્તપણે રહેલા છે કે જેના વિના પુરૂષ સર્વદા નિર્બળજ રહે છે સ્ત્રી જાતી તરફથી જો એ બધુ પુરૂ પાડવામા આવે તો પરૂષની મહાન કર્મોની તૃષા છીપે છે અને વધારે કાર્ય કરવાના બળને મેળવી શકે છે અને સ્ત્રી જાતીજ એ બાબતો પુરી શકે એમ છે પૂર્વ સમયની ક્ષત્રાણીઓના શબ્દોથી ક્ષત્રીઓએ સમર્થ પરાક્રમ કરેલા છે વાસ્તે નક્કી સમજવુ કે આપણા સાચા હૃદયથી નીકળના ઉત્સાહવર્ધક શબ્દો પુરૂષની રગેરગમા નૌતમ જીવન બળને વધારનાર છે

પણ સ્ત્રીજાતીના અત કરણમાથી પુરુષના કામો માટે સાચી ભાવના વાળા શબ્દો ક્યારે નીકળે ? જ્યારે સ્ત્રીજાતી પુરુષના કામોની યથાથ મહત્તા સમજતી થાય તથા તેઓના મનમા પોતાને ઉત્સાહરૂપી અમૃત સીચનાર છે એમ અત કરણ પુર્વક માને ત્યારે અને આ માનવુ ક્યારે બને કે જ્યારે તેઓ કેળવણીથી ભરપુર હોય ત્યારેજ એ બની શકે છે

સ્ત્રીઓ પોતાના ઘરનેજ ઉપયોગી છે એમ નથી પણ પોતાના પતિને, પોતાના બાળકને, પોતાના દેશને તથા વિશ્વમા અને તેની પર જે કાઇ છે તે સર્વને તે ઉપયોગી થઇ પડે એમ છે,—એ જ્યા સુધી તેમને ન જણાવુ હોય ત્યા સુધી તે પતીના, બાળકના, દેશના તથા વિશ્વના કામમા શી રીતે માથુ ઘાલી શકે ? સ્ત્રીઓ એ કદી નથી પણ પુરૂષોને કેટલીક

બાબતોથી કેદમાથી છોડાવનાર છે અને આરે માર્ગે દોરનાર છે, સ્ત્રીઓ બેડી નથી પણ પુરૂષોને દીપાવનાર તથા મૂલ્યવાન કરનાર અલકાર છે, સ્ત્રીઓ પુરૂષને ભાર રૂપ નથી પણ પુરૂષના ભારમા ભાગ લેનાર છે, સ્ત્રીઓ પુરૂષોને ભયથી કપાવનાર નથી પણ ભય પ્રસગે પીઠ થાબડનાર તથા હીમત આપનાર છે પણ આ સઘળી બાબતો કેળવણી વગરની સ્ત્રીઓમા કેવી રીતે ઉતારી શકાય ? વાસ્તે બ્હેનો ! કેળવણી વગર આપણે કદી આગળ વધી શકીએ નહી

વ્હાની બનો ! આ સસારમા સ્ત્રી જેમ ઘરનો શણગાર છે તેમ સારી કેળવાયલી સ્ત્રી એ આખા દેશનો શણગાર ગણાય છે અને બાળકની કેળવણી સ્ત્રીના હાથમા છે બાળક જન્મે છે ત્યારથી મોટુ સમજણુ થતા સુધી માતા પાસે રહે છે અને માતાની બુદ્ધી આચાર, આચરણ જ્ઞાન, વિચાર અને નીતિ હોય છે તેવીજ છાપ બાળક પર પડે છે જો માતાનુ હૃદય, બુદ્ધી વીગેરે કેળવાયના હશે તો જ છોકરા પણ સારા નીવડશે એટલુજ નહી પણ તે બાળકો આ દુનિમાના સતત કાર્યોમા ભાગ લેતા અને તેથી કરીને આપણા કોમની તેમજ દેશની આબાદાની થશે વળી કહ્યુ છે કે—

ભલુ ભણાવો પુત્રીને તો શાણી થાનાર સદૈવ સુખ પામી કરે, આશીર્વાદ ઉચ્ચાર
સ્ત્રીઓ સુધરશે તોજ કુલ, ઉત્તમ થશે અથાગ, પૃથ્વી સુધરશે તોજ ત્યા પાકશે સારો પાક
નારી તણી શોભા ઘણી, બણી ઠણી રહી તેમ, તે તો સારી નહી દીસે, ભણી ગણી નહી હોય

વાસ્તે બ્હેનો ! કેળવણી એ આપણુ પહેલુ પગથીયુ છે એમ સમજી તમારા બાલકોને સારી ઉચ્ચ કેળવણી આપી હીદુસ્તાનની વીજેતી માતાઓ એકવાર ફરીથી કહેવડાવો

—હરમુખ

## " સ્ત્રીઓને શું જાણવાની અવશ્યકતાછે ? "

આ નાનો લેખ લખવાની જે હુ કોશેશ કરૂ છુ તે પહેલીજ છે, તેમા કાઇ ભૂલ અથવા અયોગ્ય શબ્દો વપરાયા હોય તો તેને માટે ક્ષમા આપવા કૃપા કરશો

આપણુ દુનિયામા શુ સ્થાન છે તે આપણે જાણવુ જરૂરનુ છે બીજા બધાની ફરજ ગમે તે હોય પણ સ્ત્રીઓની ફરજ મુખ્યત્વે કરીને સસાર આનદી અને સુખમય બનાવવાની છે ઘણો ખરો આધાર દુનિયાને તેમજ આપણા કુટુબને સુખી બનાવવાનો આપણા પર છે આ વિચાર મનમા દૃઢતાથી દાખલ કરવાની તેમને ખાસ જરૂરની છે હમણા ઘણી ખરી છોકરીઓને પાચમાત ચોપડી ભણાવવામા આવે છે પણ તેઓ બીચારી ભણાવવાનુ મૂળ કર્તવ્ય શુ છે તે બીલકુલ સમજતી નથી કારણ કે તેમા તેઓના માબાપનો વાક છે તેઓને ફક્ત એ જ, રીતનુ જ્ઞાન આપવામા આવે છે કેમકે તેમના મગજમા ગૃહ સુધારવાના વિચારો માબાપો બરાબર ઠસાવતા નથી પણ તેઓ જાણતા નથી કે ફક્ત નિશાળના પાઠ કરવાથી તેઓના ગૃહ સુખી કરવાના વિચારો તેમનામા આવી શકતા નથી હા ! ભલે તે ઇતીહાસમા કે ભૂગોળમા હુશીયાર હોય પણ આપણો સસાર સદા સુખદાયી નિવડશે તેની તેને ભાગ્યેજ સમજ હશે પણ એવુ તે ક્યાથી સમજી શકે ? તેમની માતાઓનેજ કેળવણીનો અર્થ નથી સમજ પડતો તો પોતાની છોકરીઓને તો શીરીતે સમજાવી શકે

નાનુ બાળક બાળપણમાથીજ માતાની રીતભાત જોતુ આવ્યુ હોય તેમા મગજમા માતાની શુભ પ્રેરણા ન હોય તો આના સારા વિચારો ક્યાથી આવે ? આપણી ઘણીખરી સ્ત્રીઓ પોતાના પતિનુ મન રજન કરવાનુ તેમજ તેને સદા ખુશીમા કેવી રીતે રાખવો તે સમજતી ન હોય, તો પછી બીજુ તે પુછવુજ શી રીતે ? પોતાનો પતિ

આખો દીવસ કામ કરીને થાક્યો પાક્યો આવે ત્યારે સ્નેહ અને પ્રેમથી ઉભરાતા ઉદ્ગારો કાઢી તેને રાજી રાખવાને બદલે પોતાનો બોલકણો સ્વભાવ આગળ કરે છે " આવ્યા તો ખરા પણ ઘરમા શુ શુ નથી તેની તમે દરકાર કરી ? લાકડા નથી મસાનો લાવવાનુ સાભર્યુ ? ક્યાથી યાદ આવે ? " બીચારો હજુ ઘરની અદર તો આવ્યો નહી હોય તે પહેલાજ આવા મીઠા શબ્દોથી વધાવવા માંડે છે પણ આટલાથીજ પતે એમ કાંઈ હતુ ? પોતાના પતિને નીગતે સુના પણ નહી દે તેનો પગાર ટુંકો હોય અને ઘરમા ખર્ચ પણ ઘણી હાડમારી કરીને ચલાવાનો હોય તે છતા પણ " આ પેલીના જેવા નવી ફેશનના ઘરેણા મને કરાવી આપો આવા જૂના મને ગમતા નથી પૈસાની વાત આવી એટલે જાણે મોમા મગ ભર્યા છે ! નહી બોલો કે ? " એમ કહી મેણા મારે છે અફસોસ ! આવો સસાર કેમ સુખી નિવડે ? આવા શબ્દો ઉચ્ચરવા કેવા શરમ ભરેલા છે ? સસારની વિટબનામા મદદ કરવાને બદલે તેમા તેને હાનીકરતા થઈ પડે છે, તેની સ્થિતી અને આગળ પાછળના સજોગોનો તો વિચાર કરો અને તેને મદદ રૂપ થાઓ પતિ કાંઈ દોરા ચીઠ્ઠીથી વશ થતા નથી પણ પત્નીએ પોતાના ખરા પ્રેમના શબ્દો ઉચ્ચારી તેનુ મન હમેશ ખુશ રાખવાથી અને આનદમા રહેવાથી વશ થાય છે

કપકા વગરથી અને કાંઈ પણ હાની વગરની જીદગી ગાળવી હોયતો પહેલેથીજ પોપ ટીયા જ્ઞાન નહી પણ કેમ કરીને પોતાના સ્વભાવને અનુસરીને તેને સુખી કરાય એવી જાતની કાગવણી લેવી જોઇએ ગૃહસ્થ ધર્મથી ઘર ચલાવવામા કાંઈ ઓછી બાહોશી જોઈતી નથી, માટે પહેલાં તે જાણવાની આવસ્યકતા છે પતિના વિચારો તેની આશા તેના સુખ તથા દુખમા ભાગીયા કેવી રીતે થવાય તે જાણ્યા પછી આપણે પોતે ભાગ્યશાળી કહેવાઈએ માટે પ્રિય ભગિનીઓ ! પોતાના પતિને સુખ દેવા તેમજ પોતાનો સસાર સુખી ગાળવા વિચાર હોય તો પોતાના ખરા અતઃકરણના પ્રયત્નથી તેને વશ કરો આ જ સ્ટેનામા રહેલો અને ઉત્તમમાં ઉત્તમ ઉપાય છે માટે તેજ ગ્રહણ કરો અને હમેશા આનદી અને સુખી રહો

( હાસોટ ) —ચદ્ર વિદ્યા.

## અમારી અંધ શ્રદ્ધા કયારે દુર થશે ?

વતમાન સમયમા દરેક ધર્મનુ કાર્ય તેના પરીણામ સામે નજર કરી કરવાનુ છે અને આપદાના વારસાથી ચાલતા આવેલા ગાડરીયા પ્રવાહને બધ કરવા જરૂર છે ઉપર પ્રમાણે કરતા ભ્રાતા અને ભગિનીઓ પરીણામ તરફ નજર કરીને કેટલા ચાલે છે તે (પુરુષોત્તમ) અધીક માસમા સ્નાન આદી કૃત્યોથી જણાય આવે છે સ્નાન અને દાન દેશ અને પાત્ર જોઈ ન કરાય તો તે મહાન દોષ કહેવાય છે અને તેથી શ્રી કૃષ્ણએ અર્જુનને ત્રણ પ્રકારના રજ, તમ અને સત્વ દાનની વિગત જણાવેલી છે ભુખે મરતા અનાથ પશુઓને ઘાસ ચારો આપવાથી જે પુણ્ય થાય છે તેજ આપણને આ લોકમા સુખ આપે છે અને તેથીજ પુણ્યનો ખરો અર્થ 'સુખ' થાય છે તો વિચારો કે એક ગરીબ ધેનુ કે જે જગતની માતાના નામથી સબોધાય છે અને તેના પુત્રો (બળદો) જગજીવનના ઉપનામથી ઓળખાય છે તેનાઓને બચાવી આપણી જીદગીભરનુ સુખ કેમ પ્રાપ્ત ન કરીયે ? આવુ કરવામા પ્રમાદ કેમ રાખીયે ? એક તરફ નજર કરીશુ તો આવા અનાથ પશુ કે જેના ઉપર હાડ અને ચર્મજ બાકી રહેલા છે, અને તૃણ સિવાય બગાનીજ આશ રાખી રહ્યા છે, તો બીજી તરફ આપણા બાળકો જેઓને જ્યાર માગવાની મર્યાદાથી અને પેટાગભીરપણ ન હોવાથી

મરના પુરા વસ્તારી હોવાથી એક ટંકનું અનાજ પણ પેટ ભરીને પામતા નથીઃ ત્યારે એ
તરફ ઇશ્વરે દાન કરવાનો ઉત્તમ પુરૂષોત્તમ માસ આપ્યો છે કે જે માસમાં નાસ્તીકને પ
દયા આવે છે તો આવા ઉત્તમ સમયમાં અન્ન તૃણ વગર પશુ અને મનુષ્યોને મરવા દેશે
શું તમારૂં હૃદય આટલું કઠણ છે ? ના. ના. ગુજરાતીઓનુ તો તેવું હોયજ નહિ. પરંતુ દી
ગીર છીએ કે આપણા પૌરાણીક ભાઇયોએ તેમને દાન કરવાનો ખરો રસ્તો ન બતાવનાં આંધ
જ રાખ્યા છે. અને તે કારણથીજ અમારા આર્યાવર્તમાં અત્યારે ભુખનું મહાજોર પુર પ્રકા
નીકળ્યું છે ! હલદરવાસમાં અંધશ્રદ્ધાએ કેટલા વૈશ્નવ અને તેમની પત્નીઓને પોતાની •
ળમાં ફસાવ્યા છે તે અત્રે અવલોકીશું.

હલદરવાસથી લગભગ એક માઇલ દુર પરાશર અને ભૃગુ ઋષીના પુરાણા આશ્ર
આવેલા છે અને તે બે આશ્રમો વચ્ચે પુર્વ વાહીની વેગવતી પોતાના પુરવેગથી વહે ।
આ નદીને અહીંયાં ગંગાની તુલ્યજ મનાય છે અને તેથીજ ગંગા સ્નાનનું પુન્ય લેવા અહીં
વસતાં તમામ નરનારીયો પ્રાતઃકાળે સ્નાનાર્થે જાય છે એક રીતે આ કાર્ય જુઓ કે ઠીક
અને જંગલની ખુલ્લી હવાથી શરીરની તંદુરસ્તી સુધરે છે પરતુ વચ્ચે વરસાદ થવાથી અ
પાણી ભરાઈ રહેવાથી જે દુર્ગંધ ઊડતી હતી તેને લીધે એવુજ જળ જો ચારે
દીવસ રહ્યું હોત તો જરૂર અહીંયાં સ્નાન કરનાર સ્ત્રી પુરૂષો કોલેરા જેવા ભયંકર રોગ
ભોગ થઈ પડત. પણ અહીંયાના વૈશ્નવો વૈકુંઠ વહેલું મળવાના લોભે એક દીવસ પણ સ્ના
કર્યા સીવાય રહ્યા નથી ! સ્નાન કરતી વખતે ઘણી ખરી સ્ત્રીયો પુરૂષનો સમુહ ઉભો હે
છતાં એકાદ વસ્ત્ર પહેરીને વિવેક વિનય વિસારી દેતી, આડી અવળી નિંદા કરત
નાહીને પોતાને કૃતકૃત્ય માની લે છે ! ઉપરની ગંગા ઉપર આશરે બસેંક પથારી
બ્રાહ્મણો નાખે છે અને તે દરેક પથારીયે હમેશાં દશસેરથી પંદર શેર સુધી અના
થાય છે. વળી ગામમાં પુરાણી મહારાજ પુરૂષોત્તમ માસની કથા કહે છે કે જેમ
પણ પાંચસો સાતસોની ઉપજ થવા વકી છે. વળી ગામમાં ઘણી સ્ત્રીયો પોતાને છ માસ
બાળક ધાવના છતાં એક ટાંણા જેવું કઠિન વ્રત કરે છે કે જે વ્રતથી સામટા બે ચાર ઉ
પવાસ પણ થાય છે અને ધાવણ નહિ આવવાથી બાળહત્યા થવી સંભવિત રહે છે. છતાં અ
વી સ્ત્રીયોને આવાં કઠિન વ્રત બંધ કરાવવા પુરાણી મહારાજ પોતાનો રૂડો ઉપદેશ કેમ આપ
તા નથી ? શું આવાં વ્રત બધ થાય તો પુરાણીને આવક ઓછી થશે ? હા. કારણ કે તે
થાય તો પુરૂષોત્તમ માસ ઊજવાય નહી. અને જ્યારે ન જ ઉજવાય તો વીસ પચીસની આ
વક પણ ઓછીજ થાય તો ? તેમને તો બાળહત્યા થાય કે સ્ત્રીહત્યા થાય પણ તે તરફ લ
ક્ષજ ન દેવું, કે બધ કરવા ઉપદેશ આપવો પડે !

બ્રાહ્મણોનો ધર્મજ છે કે 'દાન લેવું અને આપવું' તો આ પુરૂષોતમ માસમાં પોતાને
દાનની ઉપજ થાય તેમાંથી વધારે નહિ તો દસમો ભાગ પણ કાઢી કોઈ ફંડમાં કિંવ
પોતાના સ્વહસ્તે આપણાં દુઃખે મરતાં ગરીબ ભાંડુઓને કિંવા અવાક્ પ્રાણીને અન્ન
તૃણ આપશે. તોજ તેઓએ પોતાનો ખરો ધર્મ બજાવ્યો કહેવાશે, અને દાન કરનાર પણ
પોતાને કૃતકૃત્ય અને સુપાત્રેજ દાન આપ્યુ છે એમ માની શકશે. નહિ તો દાન લેઇ હાથને
દગ્ધ કરવાનું તો સહુ કોઈ જાણેજ છેને, અને તે દ્રવ્યનો 'દાન, ભોગ, નાસ્તી,' એ ત્રણ ગતી
તો છે છે ને છેજ ! તો શુભનિશ્ચાથી અંધશ્રદ્ધાને ત્યાગી ખરા દાન દેવાને રસ્તે ચઢીને પાપ-
અપાપને ઓળખી પોતાના સ્વહસ્તે દાન દેવા દરેક સુહૃદય ભ્રાતા ભગીનીને નમ્ર વિનંતી છે

( હલદરવાસ. ) —જડાવ બ્હેન.

## સ્ત્રી પરિક્ષા.

આ સંસારમાં ઉત્તમ રૂપ ગુણવાળી સ્ત્રીસાથે જે પુરૂષના લગ્ન થાય છે ને તેના સમાગમથી પુંર્ણ સુખ ભોગવે છે, એ પુરૂષ પૂર્ણ ભાગ્યશાળી સમજવો. સ્ત્રીઓના સ્વાભાવિક ગુણો જે ધૈર્ય, ઉત્સાહ, ડહાપણ, સાહસ, અને પ્રેમ વગેરે જે અંતઃકરણમાં ગુપ્ત ઢંકાએલા હોય છે, તે પ્રસંગ આવતાં આપોઆપ પ્રગટ થઈ જાય છે. દરેક સ્ત્રીના ખરા પ્રેમયુક્ત હૃદયમાં એક ઇશ્વરી અંશનો દીપ હમેશા પ્રકાશમાન હોય છે. સૂર્યના પ્રકાશમાં અંધકાર થવો અશક્ય છે. તે પ્રમાણે મોજશોખના દહાડામાં સ્ત્રીનો ઉત્તમ ગુણ દેખાતો નથી, પણ વિપત્તિરૂપ અનંત અંધારામાં તેની પૂર્ણ પ્રભા દેખાય છે. અને તેથી જોનારના હૃદયને ઘણોજ હર્ષ થાય છે. ને ત્યારે સ્ત્રી જે પ્રીતિ કરે છે તે પતિના ઐશ્વર્યના લોભી થઇને નહિ, પણ એક નિશ્ચયથી કરે છે, એમ લાગશે. કોઇને પણ પોતાની સ્ત્રી કેવી હોય છે, તે પ્રથમ સમજાતું નથી. પણ કાળના હાથમાં જે વખતે તે સપડાય છે, તે વખતે તેની પૂર્ણ યોગ્યતા માલમ પડે છે. જેની સ્ત્રી સદ્ગુણના ભંડારરૂપ હોય છે, તેને દુઃખમાં પણ સુખ પ્રાપ્ત થાય છે. સ્ત્રી એ બધી રીતે પુરૂષની બરોબરી કરવાને શક્તિવાન નથી તો પણ પરમ કૃપાળુ પરમેશ્વરે તેનામાં એવો કાંઈ અજબ ગુણ મુકયો છે, કે જે વિપત્તિના કાળમાં ઘણોજ ઉપયોગી થઈ પડે છે આ સમય સિવાયના વખતમાં પણ સ્ત્રી પરિક્ષા તેના જ્ઞાન, ગુણ, શીયળવ્રત અને કર્મ એ ચારે પ્રકારે ઉપયોગી થઈ શકે છે. તથા સંકટના સમયે તો તેની શ્રેષ્ઠતાની કુળની અને જાતની પરિક્ષા થાય છે. જેમ સીતા, દ્રૌપદી, દમયંતી અને સોનરાણી વગેરે સતીઓને અનેક પ્રકારે કષ્ટો પડયાં, તે પરથી તેના મહદ્ ગુણોની ખાત્રી થઈ. તેમ આ પરથી એટલુંજ સમજવાનુ કે હરકોઈ સ્ત્રીની પરિક્ષા બે વખતે થઈ શકે છે. (૧) આપત્તિના સમયે, અને (૨) તેના જ્ઞાન, ગુણ, શીયલવ્રત, ને કર્મ માટે સામાન્ય રીતે. માટે દરેક સુજ્ઞ બ્હેનોએ સદ્ગુણરૂપી અમુલ્ય જવાહીર મેળવવા બનતો પ્રયાસ કરવો એવી મારી નમ્ર પ્રાર્થના છે

(મોટા વરાછા.) —કીકી બેન નાનાભાઈ.

## આપણી વફાદારી.*

**બહેનો,** આજે આપણે હીન્દના નામદાર વાઇસરૉય લૉર્ડ હારડીંગ અને તેમની માનવંત બાનુ લેડી હારડીંગ તરફ કરવામાં આવેલા બોંબના કરપીણ હુમલા તરફ તીરસ્કાર બતાવવાને, તેમ તેઓના ચમત્કારીક રીતે થએલા બચાવ માટે ઇશ્વરનો પાડ માનવા, અને લેડી હારડીંગે ભયને વખતે જે સહનશીળતા બનાવી આપી સ્ત્રી વર્ગને મગરૂર થવા જોગ ઉદાહરણ બતાવી આપ્યું છે તે તરફની સ્તુતીમાં એડ્રેસ એઓ નામવર બાનુ ઉપર મોકલવામાં આવનાર છે, તેમાં પુરેપુરી સામિલગીરી બતાવવા આપણે ભેગાં મળ્યાં છીએ.

બહેનો, ન્યાયી બ્રિટીશ રાજ્યમાં વાઘ અને બકરી એક આરે પાણી પીએ છે. એવા ન્યાયી રાજ્યમાં આપણે ખરેજ સુખી છૈયે. આપણા વચ્ચેની અજ્ઞાનતા દુર કરી કેળવણીના ફેલાવા માટે નામદાર બ્રીટીશ સરકારે કાંઈ ઓછું કર્યું નથી; અને ત્યારે તે અણહદ ઉપકારના બદલામાં આપણે જે કરી બતાવવાનું છે તે, રાજ્ય તરફ ખરા દીલથી વફાદારી બતાવવાનું છે. માટે બહેનો, તમારાં બાળકોને બાળપણથી રાજભક્તિનું શિક્ષણ આપવા જો કાળજી રાખો તો તમારાં બાળકો દેશ દીપાવે તેવાં નીવડશે, અને કોમ અને સ્વદેશને કલંક લગાડે તેવા આ દેશ દ્રોહીઓથી હિંદુસ્તાનને નીચું જોવું પડશે નહીં.

( ગોધરા. ) —સૌ. મુક્તા બ્હેન.

* નામદાર લેડી હાર્ડીંગની તરફ સ્વદેશી પ્રજાની ભક્તિ દર્શાવવા મળેલી સ્ત્રીસભામાં અપાયલું ભાષણ.

સુન્દરી સુબોધનાં ગ્રાહકો અને વાંચનાર માટેજ ખાસ !

# એક નવી યોજના.

**ઉપયોગિતામાં થયેલો વધારો:**

**સુન્દરી સુબોધ** માસિકની ઉપયોગીતામાં દિનપર દિન વધારો થયે જાય છે. પ્હેલાં આ પત્ર ફક્ત ચોવીસ પાનાંનું હતું, ત્હેનાં માસિક **બત્રીસ પાનાં** કરવામાં આવ્યાં; અને ગયા વર્ષથી ત્હેમાં ચિત્રો પણ દાખલ કર્યાં, સ્ત્રી લેખનો **ખાસ અંક** ધીમે ધીમે બમણો મ્હોટો, અનેપછી **સો પાનાંનો**, અનેક **ચિત્રો વાળો** કરવામાં આવ્યો છે. આ ઉપરાંત ભેટનું પુસ્તક વિના મૂલ્યે, અને વીસ પચીસ રૂપિયાનાં વાંચવા લાયક પુસ્તકો લગભગ પડત કિમ્મતે, ગ્રાહકોને મળે છે !–આટલું થયા છતાં **લવાજમમાં વધારો થયો નથી** અને કરવાનો વિચાર પણ નથી **સચિત્ર સુન્દરી સુબોધ** ગ્રાહકોને સવા રૂપિયામાં મળ્યાંજ જશે.

**વધી ગયેલી જરૂરિયાતો:**

પરન્તુ એક મ્હોટા પત્રની ઘણીજ જરૂરિયાત દરેક રીતે હવે જણાવા લાગી છે. **સ્ત્રી લેખના** ખાસ અંક માટે બાનુઓનાં લખાણ લગભગ **૩૦૦** પાનાંનાં અમને મળ્યાં હતાં. **પત્ર**માં ઉપયોગી અને જરૂરના વિષયો ફક્ત જગો નહિં મળવાથીજ પ્રકટ થઇ શકતા નથી. અને લાંબી **ચાલુ નવલ કથા**ની પણ વારંવાર માગણી થવા લાગી છે. ગયા વર્ષના **ખાસ અંક** માટે મળેલા અભિપ્રાયોમાં તથા અમને મળતા કાગળોમાં **સુન્દરી સુબોધ** જેવું પત્ર ઘણું મ્હોટું હોવાની બહુ જરૂરિયાત દર્શાવાઇ છે. અર્થાત્ સ્ત્રીઓ–ગ્રાહકો–અને કુટુંબીજન માટેના આ માસિકનું કદ વધારવાની ફરજ હવે સર્વ રીતે ત્હેના **પ્રકાશક**ને સમજાવા લાગી છે.

**અનિયમિતતા માટે ફરિયાદ:**

**સુન્દરી સુબોધ** મ્હોટું કરવાના વિચારમાં એક ફરિયાદ અમને નડી છે. ઘણા સન્મિત્રો અને ગ્રાહકો તરફથી આ **પત્ર**નું કદ વધારવાની યોજનાને સંપૂર્ણ સંમતિ મળી છે; પરન્તુ તેઓએ **સુન્દરી સુબોધની ચાલુ અનિયમિતતા** માટે વાજબી ફરિયાદ કીધી છે !–આ અનિયમિતતા ઘણે ભાગે અનિવાર્ય કારણોને લીધે થવા પામી હતી; છતાં 'પણ' અમારાં વ્હાલાં ગ્રાહકોને તે વિશે અમારો એટલોજ જવાબ છે કે, હવે પછીના અંકો પણ જો નિયમિત રીતે પ્રકટ નહિં થઇ શકે, તો અમો આવતા વર્ષથી સુન્દરી સુબોધને મ્હોટું કરી, જે **માસિક વધારો** કહાડવા વિચાર કર્યો છે, તે બ્હાર પાડીશું નહિં. આ **પત્ર**ને નિયમિત કર્યાં પછીજ ત્હેના **વધારા** માટેનો વિચાર અમલમાં આવશે.

**સુન્દરી સુબોધને પણ થતા લાભ:**

આ માસિક પત્રનો જે **વધારો** કહાડવા વિચાર છે, તેથી આ સુન્દરી સુબોધની પોતાની ઉપયોગિતામાં પણ અભિવૃદ્ધિ થશે, એમાં શક નથી. છતાં આ પત્રનું લવાજમ એનું એ રહેશે. અર્થાત્ બત્રીસ પાનાંના **સચિત્ર** સુન્દરી સુબોધનું લવાજમ ફક્ત સવા રૂપિયો હાલ છે તેમજ રાખવામાં આવશે. અને ત્હેનાં ગ્રાહકો વધતાં જશે તેમ તેમ ત્હેમાં સુધારા વધારા હાલ થાય છે, તેમજ કરવાના ચાલુ રહેશે.

# 'માસિક વધારા' સહિત—સુન્દરી સુબોધ.

**પત્રમાં શું શું આવશે ?**—બત્રીસ પાનાં તો ચાલુ પત્રનાંજ ત્હેમાં દાખલ થશે; અને બાકીનાં ચોસઠપાનાં માટે વિષયોના ચાર વિભાગ નીચે મુજબ નિર્માણ થયા છે.

**૧. વાર્તા—નવલકથાઃ** આ વિભાગમાં એક સુબોધક, રસીલી, ચાલુ નવલકથા સંપૂર્ણ મધુરી વાર્તાઓ, નાટકો અને ગમ્મતનાં લખાણ આવશે.

**૨. ઉપયોગી વિષયોઃ**'સુન્દરીસુબોધ માટે આવતી, પરન્તુ સ્થળ સંકોચને લીધે પ્રકટ નહિં થઇ શકતી, જુદી જુદી ઉપયોગી બાબતો,' સ્ત્રીઓના હિત માટેજ લખાયેલાં ખાસ લખાણ, મહાત્માઓનાં ચરિત્રો, અને વર્તમાન સમયમાં બનતા બનાવોની નોંધ એ અને એવા વિષયો વગેરે બીજા વિભાગમાં દાખલ થશે.

**૩. સાંપ્રત સાહિત્યઃ** દરેક પત્રમાં આવતા વાંચવા લાયક વિષયો, પ્રકટ થયેલાં પુસ્તકોમાંથી ઉત્તમ ગ્રન્થોનો સાર, યાત્રા—પ્રવાસોનાં ખાસ વર્ણનો, ઉત્તમ વ્યાખ્યાનોના સાર, વગેરે. ત્રીજા વિભાગમાં આવશે.

**૪. બાલકો માટે વિભાગ—માંઃ**સુન્દરી સુબોધમાં નહિં આવી શકતા બાલકોને રસ પડે તથા ઉપયોગી થાય એવા વિષયો, વાર્તાઓ, કવિતાઓ, વગેરે. પ્રકટ થશે

**મ્હોટામાં મ્હોટું: સોંઘામાં સોંઘુ !**

ટૂકામાં કહીએ, તો મરાઠી **મનોરંજન**, હિન્દી **સરસ્વતી**, અને બંગાલી **પ્રવાસી**, જેવાં સ્વદેશી ભાષાઓમાં પ્રકટ થતાં મ્હોટાં **માસિકોને** પગલે પગલે ચાલવા આ **પત્ર** પ્રયાસ કરશે. કદમાં એ **માસિક** પત્રોના કરતાં તે મ્હોટું અથવા સરખું થયા છતાં, કિમ્મતમાં ત્હેમનાથીય ત્હેને વધારે સસ્તુ રાખવા બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે, અને આપણી ગુજરાતી ભાષામાં તો તે એક **મ્હોટામાં મ્હોટું અને સોંઘામાં સોંઘુ** માસિક પત્ર થશેજ, એમાં જરા પણ સંશય નથી અમારી તરફથી આટલું કર્યાં પછી, હવે જે કાંઇ રહે છે, તે કરવાનું અમારાં પ્રિય ગ્રાહકો અને વાંચનાર બ્હેનો તથા બન્ધુઓને માથે છે.

**નવી સાજનાની સફળતા**

**સ્ત્રી સાહિત્ય વાંચનમાલાની** ગયા વર્ષમાં ધારેલી યોજના આ '**વધારો**' કાઢવાની વધારે અગત્ય જણાયાથી હાલને માટે મુલતવી રાખવામાં આવી છે. તેથી આશા છે કે, ત્હેનાં અગાઉથી થયેલાં ગ્રાહકો પણ આ યોજનામાં સામેલ થશે. સુન્દરી સુબોધનાં ગ્રાહકોને **ખાસ લાભ** તરીકે ત્હેમની પાસેથી તથા હાલમાં ગ્રાહકોમાં નામ નોંધાવનાર ત્હેના સઘળાં વાંચનાર પાસેથી, જો તેઓ ગ્રાહક થવા પ્રથમથી પોતાની ઇચ્છા જણાવશે, તો વાર્ષિક લવાજમ ફક્ત રૂ. ૩-૮-૦ ( ટપાલ ખર્ચ સાથે ) લેવામાં આવશે. જૂન **માસની આખર સુધીમાં નામ નોંધાવનારનેજ આ લાભ મળી શકશે.** ત્યારપછી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૪-૦-૦ લેવામાં આવશે. હિન્દુસ્થાન બ્હારનાં ગ્રાહકોમાં પ્રથમથી થનાર માટે **પાંચ શિલિંગ** અને પાછળથી ગ્રાહક થનાર માટે છ શિલિંગ રાખવામાં આવ્યા છે. કોઇ પણ ગ્રાહકે લવાજમ પ્રથમથી મોકલવાનું નથી. અગાઉથી **એક હજાર** ગ્રાહક થયા સિવાય આવી ભારે ખર્ચની યોજના સફળ થઇ શકે નહિં. તેથી જો પૂરતા ગ્રાહકો તરફથી સંમતિ અમને મળી જશે, તોજ આ **માસિક વધારો** પ્રકટ થશે. અને ત્હેનો પ્હેલો અંક વી. પી. કરી લવાજમ વસુલ કરવામાં આવશે.

લખો—**સુન્દરી સુબોધ મન્દિર, અમદાવાદ.**



નામદાર લોર્ડ હાર્ડીંજ, હિન્દનાં લોકપ્રિય વાઇસરોય.



નામદાર લેડી હાર્ડિંજ. વાઇસરોયનાં લોકપ્રિય બાનુ.

બાલકો માટે ખાસ અંક:

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઇના શબ્દોમાં કહીએ તો–"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાથી છુટી એ કુટુમ્બનાં ખરા કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે;" સાધ્વી પત્ની થઈ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુ:ખતિમિરમાં ડૂબતાં બાન્ધુનાં આત્મા-હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમા હૃદયસૂર્યનાં તેજસ્વી, ઉલ્લાસમયો કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્યસુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી .. ..સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧૦ મું. ] ઇ. સ. ૧૯૧૩, જુન – જ્યેષ્ઠ, વિ. સં. ૧૯૬૯. [ અંક ૧૦ મો.

## काव्यकुंज.

उदयगुंजन.

### માતાની યાચના:

( ગઝલ ) પ્રભુ ! તું બાળ દે રૂડાં, નહિં દેજે કદી કુડાં;
' કુડાં ' કુંડીભર્યાં હોયે, ન ' રૂડા ' એકની તોલે !
લજાવે કુખને મારી, ડુબાવે કુળની કીર્તિ;
ન માતા બાળ એવાંની, રહું વન્ધ્યા,* પ્રભુ ! સારી.
પ્રકાશિત એક ઇંદુથી, ઉજળતી રાત અંધારી;
ભલે, તારા તણાં ટોળાં,‡:મધ્યે શું જાય તમ હારી ?
પ્રભુ ! દે દાનવીર સુજનબાળ, કાં તો દુષ્ટજનનો કાળ;
કાં તુજ ચરણ સેવનહાર, દેજે દેશહિત કરનાર.

( સુરત ) --કલ્યાણજી વિઠ્ઠલભાઈ.

*વાંઝણી. ‡અંધાર.

વાળગીતઃ

## ઉમંગી સિપાઇ.

રંગીલા ઉમંગી સિપાઇ, નાનકડીયા અમે આ ભાઇ;
પડધમ ઢમકતાં અમ લોક, જોવા મળે થોકે થોક;
માપી માપી ચાલી ચાલ, આપી આપી પાયે તાળ;
બણગાં ફૂંકીએ ભલી ભાત, તૂ તૂ તૂ તૂરથી સુર સાથ
રંગીલા ઉમંગી સિપાઇ, શૂરા સૌ અમે આ ભાઇ;
ફરરર વાવટા ફરકેય, ઉછળે હૈયું અમ હરખેય;
લટકાળીજ ભભક ભેર, કમરે ચળકતી સમશેર;
તે ચમકાવીએ આ વાર, લડવાને અમે તૈયાર.
રંગીલા ઉમંગી સિપાઇ, સાચા સૌ અમે આ ભાઇ;
તાકી ચોટ બંદુક ચટ, ફોડીએ ફડાકડ ફટ,
જશના ચાંદ રૂડી રીત, મેળવીએ અમે કરી જીત;
ને વસિએ સદા સુખ માંહી, રંગીલા ઉમંગી સિપાઇ.

—કે. હ. ધ્રુવ.

## કુચકદમ !

બન્ધુઓ ! કુચ કદમ ઉઠાવ, ઉમગે દમ બદમ મીલાવ;
મેદાને દમામથી ચલાવં, વિજય હિન્દ જનનો ધુમો ગજવો !
મસ્તાની દેશ બાલકો ! મર્દાની શૂર સઉ થજો,
વિદ્યાનું દૂધ દિપાવજો, અમર બાલ ! સરલ ધર્મ એ ધરજો !
ઝુંડાઓ સત્યના ઝુકાવ, ડંકાએ બંધુતા બજાવ,
બંદાઓ ! દેશભક્ત થાવ, જનની હિંદ જનક દેવને સ્મરજો !

—લલિત.

## "ન્હાનાં ન્હાનાં."

ન્હાનાં ન્હાનાં હૈડાં ને ન્હાનાં ન્હાનાં રાસ,
ન્હાનાં ન્હાનાં નયણાં ને ન્હાનાં ન્હાનાં હાસ;
ન્હાનાં ન્હાનાં આત્મા ને ન્હાનાં ન્હાનાં નૂર,
ન્હાનાં ન્હાનાં હેતડાં ને ન્હાનાં એનાં પૂર.
ન્હાનાં ન્હાનાં ઉડવાં ને ન્હાનાં છે ઉલ્લાસ,
ન્હાનાં ન્હાનાં વેણુ અને ન્હાનાં રે વિકાસ.
ન્હાને ન્હાનું ન્હાનું ને એ ન્હાનું થાય વિરાટ,
ન્હાને ન્હાને આત્મે એ મોટા પ્રભુનો પાટ.

—હા. દી. આરણીયા.

## તારો.

(ચોપાઈ) તારા ! ચળક ચળક તું થજે, મુજ મન કૌતુક કંઇ ઊપજે,
કોણ હમેશ તું ઊજળો નુર આ જગથી ઉંચો અતિ દૂર;
ને ચળકતો વ્યોમનિ વિશે, હીરા સરિખો તું કંઇ દીસે.
તુજસરખા નભમાંહિં અસંખ્ય, ચળકે તારા ઉજ્જ્વળ અંગ;
આખો દિન નભમાં સંતાય, સાંઝે નિકળે ધર્યાં બધાય,
એક પછી એકજ આવતા, કૌતુક નજર નીચે નાંખતા;
કોઇ મધુર લોચન સ્થિર ધરી, કે હસતા ચળકારા કરી,
તારા નિરખી રહે મુજ ભણી, હું થાકું એ તો ગણી ગણી.
અખંડ રાત્રિ રહી જાગતો, તરતાં નભમાં નવ થાકતો,
તારા ! ચળક ચળક તું થજે, પછી સિન્ધુમાં ડુબી જજે.

—નરસિંહરાવ ભોળાનાથ.

## તારાઓનું ક્રીડાગાન.

પ્રિય ચાલો બંધુ સર્વ ! રમવાને ચાલો,
આપણ તારલડા ખર્વ ! આનંદે મ્હાલો.—

સંપીને રમીયે આપણ સૌ નહિ ગડબડનું નામ રે;
ઠમક ઠમકતા હસતા હસતા કરીએ મોજ તમામ ! રમવાને ચાલો !

જેવી તેવી રમત આપણી, પણ રમીયે સુખચેનરે:
એહ રમત જોવાને પેલી આવે ચંદા બ્હેન. રમવાને ચાલો !

રમો રમો બંધુઓ ! ત્યારે, કરો વિવિધ અહિં ખેલરે,
રસ લૂંટાયો લૂટી લ્યો સૌ, વહી જશે આ વેળ ! રમવાને ચાલો !

રમવું, ભમવું, ખમવું, નમવું, જગમાં ચાલ્યું જ્યારે,
સમય વિચારી સાચવિયે ત્યાં વિષનું અમૃત થાય ! રમવાને ચાલો !

ચલો, ચલો, બંધુઓ ! ઝટપટ, દોડો, ગબડો સર્વરે,
રસમાં રમતા, લસતા, હસતા, પાળો રસમય પર્વ. રમવાને ચાલો !

—અ. ફ઼ે. ખબરદાર.

## મેઘને વિનતિ.

(ચોપાઈ) ભલા મેઘજી આવો આમ, બતલાવું રૂડેરૂં કામ,
અમે બાલક ભેગા થઇ, રોપા ને બીયાંઓ લઇ;
વાવ્યાં છે પૂરમહેનત કરી, કોંટાઓ ફુટયાં છે જરી;
ફરતા છે ક્યારાઓ કર્યા, જેહ બધાયે ખાલી પડયા;
આવીને ઝટ દષ્ટી કરો, એહ ઉપરે વૃષ્ટી કરો;
બને બધાએ ટૂબાડુબ, પીયે પાણી ખૂબાખૂબ;
જેથી થાયે રૂડાં ફુલ, છે અમ મનને એ અણમૂલ;
મૂલ થકી બીજાયે જડે, વળી સુંદરતા માંહી ચડે.

विविधः

"ફૂલડાં."

જો ! જો ! પેલાં પ્રભુનાં બાળકો રમેઃ—
અહા ! દિવ્ય ઉપવને,
મંજુલ ફૂલડાં કને;
જો ! જો ! પેલાં પ્રભુનાં બાળકો રમે.

લલિત લલિત ફુલડાં,
રસિક, મધુર, કુમળાં,
નવરંગી એ અણુમુલડાં, મ્હને ઘણાં ગમે.
મૃદુહાસ્યથી આનને,
કેવાં નીચાં નીચાં નમે !
જો ! જો ! પેલાં પ્રભુનાં બાળકો રમે.

સુર શિરે સ્હડે એહ સુમન,
કસમાં રસમાં જે પરિપૂર્ણ,
ખીલવનાર એ વેલીને ધન્ય ! કે જે દે " બો " મધુ સર્વને.
પ્રભુના બાલુડાં ! આવો ત્હમે,
નવું નવું એ શું શીખી, અને
શીખવો, શીખ્યાં ત્હેવું મ્હને:
વનવને ત્હમ કને રહું, અને શીખું રહું જે શીખવો ત્હમે.

—કેશવ હ. શેઠ.

## બ્હેન અને ભાઇ.

માડી જાયાં બ્હેન અને ભાઇ,
સાચી નેહ સગાઇ
સાચી નેહ કમાઇ: —માડી જાયાં

એકજ ક્યારે, એકજ મૂળના, વૃક્ષની છાયા છવાઇ,
શાખા એકજ, ફળ બે ઉતર્યાં, સરખાં ન લેશ જુદાઇ;
જોઇ હૈડું ઠરે હરખાઇ: —માડી જાયાં

સ્વાદે કટુ તરુ લિંબ લાગે, પણ શિળિ મીઠી તેની છાંય,
બોલકો નીકળે બ્હેનનો બાંધવ, તોપણ આખર નિજ બાંધ;
તેના સાથમાં બાથ સમાઇ: —માડી જાયાં

પ્રીતિ જે પારખી પીતળ નીવડે, સોનું સુહૃદ સગાઇ,
માનવરત્નમાં જોડ આ ઉત્તમ, જતને જો જળવાઇ;
નવ કોઇ કરે સરસાઇ: —માડી જાયાં

મંગળ ટાણે વ્હાલે વીરાને, દેતાં વસંત વધાઇ,
આણી ઉમળકા પ્રાણ ઉતારે, બ્હેની ભાઇ ગુણ ગાઇ;
ગણી સમ તે અન્ય ન કાંઇ. —માડી જાયાં૦

તન તપવે, મન મુંઝવે-પજવે, ઝગડો જમાવી ખીજાઇ,
ઉના પાણીથી ઘર નવ બળતું, આખરે જંપે રીઝાઇ;
દાલી ભુંગળ વિણ ભવાઇ ! —માડી જાયાં૦

રવડે, રખડે, ચૌટે-ચકલે ભૂખડો ભીખલો મ પાઇ,
રુધિર છતાં મણી માને બ્હેની, બધુ પોખે ભટ ધાઇ,
ધન્ય ! ધન્ય ! ભગિની ને ભાઈ. —માડી જાયાં૦

—શ્રીભટ.

## ઘેટાનું બચ્ચું.*

બાલઘેટા ! કહે ત્હને કોણે સજ્યું ?
તું શું જાણી શકે ' ત્હને કોણે સજ્યું ?
ત્હને જીવન અમોલું કહે કોણે દીધું,
ધરી હર્ષ નિત્ય નિત્ય વળી શાથી વધ્યું ?

કોણે મેદાનમાં ચરવાનું દીધું,
પાણી મીઠું પીવાનું સરોવરનું !
ઉર હર્ષ તણું વસ્ત્ર પ્હેરવાનું, અને
મળ્યું સૌથી મૃદુ વસ્ત્ર ઉંનનું ત્હને:
વળી, કોમલ અવાજ છે મળેલો ત્હને,
જેથી ખીણ અને ગાજી ઉઠે છે વને;
કહે, કોણે દીધું છે ત્હને આ બધું ?
બાલઘેટા ! કહે ત્હને કોણે સજ્યું !

વ્હાલા ઘેટા ! સાંભળ, એ કહું હું ત્હને,
બાલઘેટા ! સાંભળ, હું કહું એ ત્હને;—

ત્હારું નામ,-ત્હેનું નામ,
કરે નિત્ય ગોપ કામ,
તોય ઘેટું કહાવે પોતાને ગોપાલ
ત્હને કોણે સજ્યું-તું શું જાણે ?

હતા
સ્પર્શી નહિ એવી
ડાળી ઉડયાં હતાં. એ
કહેતા હતા ને મ્હેં કહ્યું
કરીને લઢાઈમાં ઉતરી પડો
મજતી હતી. હું મ્હારા વ્હાલાના જીવને
રમાં નહતું. મ્હારા ભાઇનું થોડા દિવસમાં
? પહેલાં તો શિરીપ મ્હારી વાત નાકબુલ
અને નહિ ને લઢાઈમાં જવાનું તો મ્હારાં
પુત્ર છું. "—એમ એ બોલ્યા હતા. ત્યારે
મ્હારાં માજીને ક્યાં એકલો નથી ? એ તો

* અંગ્રેજી ઉપરથી સૂચિત.

તમારા દીલમાં પરાક્રમ કરવાની પહોંચ હોય તો બધુંએ થાય. " તે વખતે મ્હારી ઉછાંછળી–હઠીલી–ટેવને લીધે આવા શબ્દો નીકળી ગયા હતા. એમણે મને વ્હાલથી આલિંગન દઈને ઘણી રીતે સમજાવી હતી કે " તું આ હઠ છોડી દે–તું બીજું જે કહે તે કરવાને હું તૈયાર છું પણ મ્હારી માતાનું હૃદય ભેદે એવું કામ મ્હારી પાસે કરાવ ના."—પણ હું ગાંઠી નહિ. એમનો હાથ તરછોડીને દૂર ખસી જઈ હું બોલી કે " તમારામાં હિંમત જ ક્યાં છે !–જાઓ, આજથી હું તમારી સાથે બોલવાની નથી."

આ સાંભળીને એમનો ચહેરો ફીકકો પડી ગયો—એમની આંખ લાલચોળ થઈ ગઈ ને એવો ગુસ્સો તેમાંથી ઉભરાઈ આવ્યો કે તે કોઈવાર મ્હેં જોયો નહતો.

"આ ત્હારો શબ્દ તું પાછો ખેંચી નહિ લે, ત્યાં સુધી હું પણ ત્હારી સાથે એક શબ્દે બોલવાનો નથી. "—એવું એમને ક્રોધથી બોલતા સાંભળ્યા છતાં મ્હારો ગુસ્સો કંઈ નરમ પડયો નહિ. મ્હેં એમને હડસેલી કાઢયા ને હુ મ્હારે ઘેર જતી રહી.

ત્યાર પછી થોડે દહાડે નટુનો જન્મ થયો. તે વેળા એની માતા બીચારી માંદી હતી અને એની સારવાર કરવાની ગરબડમાં અમે ગુંથાયાં હતાં એટલે ટપાલમાં તે દિવસ મ્હારા ઉપર એક કાગળ આવ્યો હતો તે કહીંક આડો અવળો મુકાઈ ગયેલો હોવાથી તે મને છેક મોડી રાતે બધાં સુઇ ગયા પછી વાંચવાને મળ્યો. મ્હેં તરત અક્ષર ઓળખ્યા અને ધ્રુજતી આંગળીઓએ તે ખોલીને નીચે પ્રમાણે વાંચ્યોઃ—

" મ્હારી વ્હાલી,

"તું હંમેશની જગાએ રોજને વખતે મને મળજે. ત્હારાથી આમ હું છૂટો પડી શકતો નથી. એકવાર ત્હારી સાથે મને વાત કરવા દે. સાંજના ચારથી છ વાગ્યા સુધી હું ત્હારી વાટ જોઇશ. તું નહિ આવું તો હુ એમ નિશ્ચય માનીશ કે ત્હારો પ્રેમ મ્હારા ઉપર હવે રહ્યો નથી પણ પ્રિયા, તું જરૂર આવીશ જ એમ મ્હારો અંતરાત્મા સાક્ષી પૂરે છે. "

આ વેળા અર્ધી રાત તો વીતી ગઈ હતી. શિરીષ બીચારા મ્હારી વાટ જોઈ જોઈને આખરે થાકીને નિરાશ થઈને ગયા હશે. પણ શો ઉપાય ! બનવાની તે બની ગઈ !

આ પછી એમના તરફથી મને કોઈવાર કંઈ સમાચાર મળ્યા ન હતા. પણ થોડા મહીના ઉપર મ્હારાં માતુશ્રી વર્તમાન પત્ર મ્હોટેથી વાંચતાં હતાં તેમાં મ્હેં સાંભળ્યું હતું કે એક મોટી દુકાનમાં ભારે આગ લાગી હતી તે વેળા તેના માલીકે અસાધારણ બાહાદુરીથી એક નાના બાળકનો જીવ ઉગાર્યો હતો તેમનું નામ પણ **શિરીષ** હતું, અને તે વાંચતાં જ મ્હારાં માતુશ્રી બોલી ઉઠયાં હતાં કે " એ તો આપણા **શિરીષ** કુમારજ હશે !–આહા ! મ્હારા વ્હાલા પુત્રને એમના ઉપર કેવો સ્નેહ હતો ! એ આપણને છેકજ આમ કેમ વીસરી ગયા હશે ? કદાચ—આપણે મકાન બદલ્યું છે તે એમના જાણવામાં નહિ હોય."

મ્હારા ભાઈના તથા મ્હારા પિતાના મરણ પછી અમારી દશા બદલાઈ જવાથી અમે એક નાના મકાનમાં રહેવા આવ્યાં હતાં એ વાત તો સાચી હતી. માજીએ વર્તમાનપત્ર વાંચીને મુકી દીધું હતું, તે મેં તેમના ઉઠયા પછી લઈ લીધું અને અતિ આતુરતાથી શેરીષની બહાદુરીના આ વૃત્તાંતના અક્ષરે અક્ષરથી મ્હારી આંખોને તૃપ્ત કરી–આમને મ્હેં નાહિંમત કહ્યા હતા !

વર્ષગાંઠને દિવસ નટુને તો બનાવી ઠણાવીને અમે ખુબ શણગાર્યો હતો. એ તો જાણે મ્હોટો મુછાળો હોય તેમ ફાંકડો બનીને ફરતો હતો. એના નાના નાના દોસ્ત બધા આવીને રમવા મંડયા હતા પણ એને હજી બરાબર ગોઠતું ન હતું. એના પેલા મ્હોટા દોસ્ત હજી આવ્યા ન હતા. એમણે આમંત્રણ તો સ્વીકાર્યું હતું. દાસીએ કહ્યું હતું કે "એમણે ઘણી ખુશીથી આવવાનું કબુલ કર્યું હતું. આપણાં નામ ઠામ મ્હેં એમને જણાવ્યાં ત્યારે એમનો ચ્હેરો જરા લેવાઇ ગયો. એમણે કહ્યુ કે એ કુટુમ્બનાં બધાંને હું ઓળખું છું ને મ્હારૂં ઓળખાણ તાજું કરવાનો આ પ્રસંગ મળવાથી મને ઘણો આનંદ થશે."

અમને તો એ ગૃહસ્થ કોણ હશે તેની કંઇ સ્મૃતિ આવી નહિ. પણ કોણ જાણે શા કારણથી મને એમને જોવાની બહુ ઉત્સુકતા થઇ આવી.

એકદમ બારણું ઉઘડયું. હું તે વેળા બારણાને પીઠ કરીને હાર્મોનીયમ વગાડતી વગાડતી બધાં બાળકોને રમુજ કરાવતી હતી. નટુએ ચીસ પાડી તે સાંભળીને હું ચમકી.

"આવ્યા"—"આવ્યા"!—એમ બોલતો બોલતો એ દોડતો જઇને એમને ભેટી પડયો. તે જ વેળા મ્હેં વાંકાં વળીને જોયું ને મ્હારા હાથ સ્તબ્ધ થઇ ગયા, વાજું વાજાને ઠેકાણે રહ્યું.

એ તો શિરીષ કુમાર જ હતા!!

હું ઉભી થઇ—ચકિત બની ગઇ—એટલામાં એ મ્હારી પાસે આવ્યા અને મને એમણે બોલાવી! એક હાથ ઝોળીમાં હતો. ચેહેરા ઉપરથી લોહી ઉડી ગયું હતું. અગ્નિજ્વાળામાં પડીને બાળકનો જીવ બચાવતાં પોતાને આ પરિણામ શોધવું પડયું હતું.

મ્હારી જીભ તો ઉપડી નહિ. પણ મ્હારી બ્હેનને કંઇક પ્રેરણા થઇ આવી.

"બ્હેન! શિરીષ કુમારને જોડેના ઓરડામાં ચ્હા પીવા તેડી જાઓ. છોકરાઓને હું ગમત કરાવીશ"—તે ખુશ મિજાજથી મ્હોં મલકાવતી બોલી ઉઠી.

છોકરાઓ પાછા રમવાને કુદવા મંડયા. હું એમની સાથે પાસેના ઓરડામાં ગઇ, ત્યાં બીજું કોઇ ન હતું. એમની સામે આવીને હું ઉભી રહી. બોલવાને ઘણાં ફાંફાં માર્યાં પણ ઓઠ ફડક્યો નહિ.

"મને માફ કરો,"—એ બોલ્યા. "હું વગર બોલાવ્યે આવ્યો છું તે માટે દીલગીર છું. નટુ તમારો ભત્રિજો છે એમ મ્હેં જાણ્યું ત્યારે ફરીથી આવીને તમને મળવાની લાલસા હું રોકી શકયો નહિ. પણ હવે હું જાઉં છું. મ્હારા વ્હાલા મિત્રના પુત્ર માટેની આ નાની સરખી ભેટ સ્વીકારશો.

એમ કહીને એમણે એક પાકીટ ટેબલ પર મૂકયું અને જવાની તૈયારી કરી. તે વેળા મહા-મહા પ્રયત્ને મ્હારી જડતા દૂર કરતે કરતે, હું ભાગે તુટે અક્ષરે બોલી ઉઠી—"ઉભા રહો, શિરીષ-જશો નહિ"

આ સાંભળીને એ ઉભા તો રહ્યા પણ મ્હારાથી વધારે કંઇ બોલાયું નહિ.

"તમારે મ્હારૂં કંઇ કામ છે?"—એમણે જરા ચોંકીને પ્રશ્ન કર્યો.

"મને માફ કરશો? ઘણા વખતથી હું સમજી છું કે મ્હારો મ્હોટો અપરાધ થયો છે. આપે આપની બાહાદુરી અગ્નિજ્વાલામાં બેધડક પ્રવેશ કરીને સિદ્ધ કરી આપી તે

પહેલાથી જ મને મ્હારી ભૂલનો પસ્તાવો થતો હતો. આપને મ્હેં કટુ વચન કહ્યાં, ત્યારે મ્હારૂં મન રોષના આવેશમાં હતું-જે હું શું બોલી તેનું મને ભાન ન હતું."

"પણ તે પછી તમને મ્હારો કાગળ કેટલેક દિવસે મળ્યો ત્યારે તો કંઇ તેવા આવેશમાં ન હતા? તમારી મ્હેં ઘણી રાહા જોઇ ને તમે ન આવ્યાં ત્યારે મ્હારી ખાત્રી થઇ કે તમારો વ્હાલ મ્હારા ઉપરથી ઉતરી ગયો છે"

"એ કાગળ મને નટુનો જન્મ થયો તે જ દિવસે મળ્યો હતો,"-હુ જરા સરસી જઇને તેમનો ચહેરો તરફ આતુરતાથી જોતી બોલી "તે વેળા મ્હારાં ભાભી બીચરાં એટલાં માંદાં હતાં અને અમે સર્વ એવા ગડબડાટમા હતા કે કાગળોની કોઇને ફામ રહી નહિ. તમારો કાગળ કઇ આડે હાથે સ્કાઇ ગયો હતો તે મને છેક મધરાત પછી વાચવાને મળ્યો"

"તમને આ કાગળ વખતસર મળ્યો હત તો તમે મને મળવા આવત ખરાં?"

"હા, શિરીષ!"—મ્હે ધીમેથી કહ્યું

"મ્હારી વ્હાની મયૂરિકા, ત્યારે તુ શું હજી મને ચાહે છે?"

"હા, વ્હાલા-" હુ હિમતથી બોલી

"વ્હાની કૌર્ઇ, તમને એ વ્હાલા લાગતા હોય તો તમે મને બોઝી કરો છો તેમ એમને શુ કામ નથી કરતા?-' મ્હારે વ્હાલો નટુ એના દોસ્તદારને ઘણીવાર સુધી નહિ જોયાથી ખોળતો ખોળતો આ વેળા અહીં આવી પહોચ્યો હતો તે ધીમે રહીને પછવાડેથી બોલ્યો, અને એ મ્હારા વ્હાલા બાળા રાજાની આજ્ઞાને હુ હમેશ આધીન રહેતી હતી તેથી હુ અત્યારે પણ જહાંગીરી હુકમને તાબે થઇ —છ.

---

## દીલ્લીનો એક કંજુસ.

દીલ્હી શહેરના એક રસ્તા ઉપર એક ટોળુ ભેગુ થયુ હતું. તે ટોળું એક ઘરડા માણસની પાછળ પડીને તેને હેરાન કરતુ હતુ જો કે તે માણસ ઉપર કેટલાક લોકોએ કાંકરા નાંખ્યા હતા અને કેટલાક તેની હુરીઓ બોલાવતા હતા, છતા પણ તે માણસ શાંતિથી ચાલ્યો જતો હતો

છોકરા તેની પછવાડે પડીને ગાળો દેતાં હતા અને એને પજવાય તેટલો પજવતા હતા છતા પણ તેમને અટકાવવાને અથવા તે માણસને મદદ કરવાને કોઇ ઉભુ રહ્યુ ન હોતુ.

દુકાનવાળા પોતાની દુકાન ઉપર બેસીને જોયા કરતા હતા, અને બીજા લોકો પોતાનું કામ કાજ કરતા હતા પણ આ ટોળા ઉપર કોઇ ધ્યાન આપતું ન હોતુ

તે વખતે લાહોરના એક સીખે એક દુકાનદારને આ તોફાનનું કારણ પુછ્યુ. ત્યારે તે દુકાનદારે ઉત્તર આપ્યો કે આ એક બુઢ્ઢો ને ખરાબ મખ્ખીચુસ છે તે કોઇનું સારૂં કરતો નથી. અને તેથી તેની પાછળ હમેશાં આવુ ટોળુ ભેગુ થાય છે પણ હવે આ માણસને કશું લાગતું નહિ હોય, કારણ કે આવુ તો વર્ષોથી ચાલ્યુ જાય છે.

"પણ તે માણસે કોઇનુ નુકશાન કર્યું છે?"

"ના તે એવો તો ઘરડો ને નબળો છે કે તે કોઇને ઇજા કરી શકે નહિ"

" ત્યારે તેને શા માટે લોકો પજવે છે ?"

" કારણ કે તે કંજુસ છે ! તે પૈસા એકઠા કરે છે અને પોતાને માટે જરૂરીઆત કરતાં એક પાઇ પણ વધારે ખર્ચતો નથી."

" તે પૈસા કેવી રીતે કમાય છે ?"

" તે મ્હેનત કરે છે. તે ઘણોજ મહેનતુ છે. શીયાળો કે ઉનાળો તે જોતો નથી. ગુલામ પેઠે સવારથી સાંજ સુધી કામ કરે છે અને આટલું બધું કરે છે માટેજ એને લોકો ધીકારે છે. કામ કરવાની એને કશી જરૂર નથી. તે જે પૈસા કમાયો છે તે પૈસા જો પોતે મજામાં ખર્ચે કરે ત્હોયે એને જરાએ અડચણ આવે તેમ નથી. પણ તેને બદલે ગમે તેવો સારામાં સારો કામ કરનાર હોય તેના કરતાં તે વધારે મ્હેનત કરે છે. "તે શીખ શહેરમાં પંદરેક દીવસ રહ્યો અને હમેશાં તે ઘરડા માણસની આસપાસ ટોળું ભેગું થતું તે જોતો હતો તે કંજુસની વાત જાણવા માગતો હતો પણ તેને કાંઇપણ જાણવા જેવું મળ્યું નહિ, ફક્ત તેનું નામ "રામનારણ" છે અને બહુ થોડા પૈસા ઉપર પોતાનું ગુજરાત ચલાવે છે તેટલીજ એને ખબર પડી.

તેની ખાનગી બાબત કોઇ જાણતું ન હોતું. તેને કોઇ સગું કે મિત્ર હોય એવું જણાતું ન હોતું. કારણ કે તેના ઝુંપડામાં કોઇ પણ બીજું માણસ આવ્યું હોય એવું કોઇ દીવસ માલમ પડયું ન હોતું.

પણ એક દીવસ જ્યારે તોફાની છોકરાઓ તેને પજવવાને માટે હમેશના વખતે તે રસ્તા ઉપર ભેગા થયા હતા ત્યારે તે માણસ દેખાયો નહિ. એના ઘર તરફ એમ લાગ્યું કે આજે એનું ઘર ઉઘડયુંજ નથી; ત્યારે પોલીસે આવીને તેનું ઘર ઉઘાડયું. એક પાટની ઉપર તે ઘરડો માણસ જાણે ઉંઘતો હોય એવી રીતે પડેલો દેખાયો. તેના મોં ઉપર શાંતી દેખાતી હતી. પોલીસના માણસે તેને હલાવ્યો. બુમો પાડીને ઉઠાડવાને માટે ઘણી મહેનત કરી, પણ બધી મ્હેનત નકામી ગઇ; કારણકે તે માણસ મરી ગયો હતો !

તેના ઘરની તપાસ કરવામાં આવી, ત્યારે એની પેટીમાં જાત મહેનતથી ભેગો કરેલો પૈસો જડયો. તેમાં કેટલાંક ખાતાં ને ચોપડા પડેલા હતા ને એનું એક વિલ પણ હતું. તે વિલમાં શું લખેલું હતું ?

" હું જ્યારે નાનો હતો ત્યારથી મેં જોયું છે કે આ શહેરનાં ગરીબ બાળકોને કેળવણી મળતી નથી અને મળે છે તો બહુ મોંઘી કીંમતે ! કેળવણી ન મળવાને લીધે તે લોકોમાં ઘણા દુર્ગુણ પેઠેલા છે. મારી આખી જીંદગી લોકોને કેળવણી સોંઘી કેમ મળે તેના વિચારમાં ગાળીને મેં પૈસા ભેગા કર્યા છે સરકારને મારી વીનંતી છે કે આ બધા પૈસા ગરીબ લોકોને સોંઘી કેળવણી આપવામાં ખર્ચવા."

આ વાત આખા ગામમાં ફરી વળી અને જે લોકોએ એને કાંકરા માર્યા હતા તે લોકોની આંખમાં પણ આંસું આવ્યાં.

# विद्याकला.

## હેં ! પ્રાણીઓ અને વનસ્પતિયોને પણ ઇન્દ્રિયો હોય કે ?

દસેક વર્ષનો વિદુ સ્હાંજના નિશાળેથી આવીને ઘર આગળના બાગમાં રમતો હતો. પરિક્ષામાં પાસ થવાથી ત્હેના બાપુજીએ ત્હેને એક ન્હાની નેતરની સોટી અપાવી હતી. હાથમાં સોટી લઇ બાગમાં તે આમ તેમ ફરતો હતો, અને મરજી માફક ગમે તે છોડપર પ્રહાર કરી ત્હેને છિન્ન ભિન્ન કરતો હતો.

ત્હેની બા ગીણી આ વખતે ઘરના ઓટલા પર બેઠી બેઠી દાળ વીણતી હતી. વિદુની સોટીનો સુઇ...સુઇ...અવાજ ત્હેના સાંભળવામાં આવ્યો, અને તે અવાજ ક્યહાંથી આવે છે, તે જોવાને ઉઠી; અને બાગમાં ગઇ. આ વખતે વિદુ એક કલમી આંબાની ડાળીઓ પર સોટી અફાળતો હતો, તેથી કરીને ત્હેની સોટીનો અવાજ ઘણે દૂર સુધી સંભળાતો હતો.

ગીણી ત્હેની પાસે ગઇ, અને વિદુને ઠપકો દેતાં બોલી, 'વિદુભાઇ, આમ કરીએ કે ? ત્હમને સોટી શા માટે અપાવી છે ? બાગમાં આમ નુકશાન કરવા નહિ હોં કે ?'

'તે હુ શું નુકશાન કરૂં છું જે ?–બાપુએ સોટી અપાવી તે અમે રમીએ નહિ કે ?'

'ના, રમો, પણ ત્હમે આ આંબાની કેવી સ્થીતિ કરી નાંખી છે, તે જરા જુવો. ત્હમારા બાપુને શો જવાબ દેશો ?'

માનો જવાબ સાંભળી વિદુ ગભરાયો. થોડીવાર ચૂપ રહ્યા પછી, તે બોલ્યો 'આંબાના ઝાડ સાથે રમતો હતો, ત્હેમાં મ્હેં શું ખોટું કર્યું છે ?'

'ઠીક, આંબાના ઝાડ સાથે આવી રીતે રમાય કે ? ત્હમારી સાથે રમનારને ત્હમે આમજ કરો ને ?'

'ના, ગીણી બ્હેન, બીજાને તો કાંઇ થાય ? આતો ઝાડ છે, તેથી આમ કરતો ' તો !'

'શા માટે ત્હારે આંબાને આવી રીતે મારતા હતા ?'

'બ્હેન, આંબાને હું મારતો હતો ? ના, હું તો રમતો હતો. જો મારતો હઉં તો આંબો મ્હને મારે કેમ નહિં, અગર તે રડે કેમ નહિ ?'

'ભાઇ ! આંબાને બોલવાને મ્હોં નથી, તેથી ત્હમને શું કહે, બિચારો ? મારો જો ગાય કે ભેંસને, પછી શું થાય છે તે હું જોઉં જો !'

'ગાયને મારૂં તો તે સ્હામી મારવા આવે.'

ઠીક, 'ત્હમને કોઇ મારે તો ?'

મ્હને મારે તો, એવો તો ટીપી નાંખુ ને !'

'કારણ ?'

'અમને વાગે તે !'

'તેજ પ્રમાણે આ આંબાને ન વાગે કે ?'

'હેં, આંબાને તે વાગતું હશે ?'

'હા, ભાઇ; આંબાનેએ વાગે અને બધાનેએ વાગે.'

'ત્હમે શાથી જાણ્યું હેં ! આંબો મ્હને ત્હારે કેમ કહેતો નથી, ને ત્હમારા મ્હોં આગળ ચાડીઓ કરે છે !'

હવે તે બિચારો શું કરશે ? મ્હને ત્હેની બહુજ દયા આવે છે. હવે કોઈ દહાડોએ આવું નહિં કરૂં હોં, ગીણી બ્હેન ! હવે તે શું કરશે બિચારો ? ''

' વિદુભાઈ, પેલા ભલા ભગવાન પાસે.મારી માગો કે હું હવે કોઇને પણ હેરાન કરીશ નહિ '

* * * *

' કેમ વિદુભાઇ! હવે તો ખાત્રી થઇને કે વનસ્પતિયોને પણ ઇન્દ્રિયો હોય ? '

' ના, જો ખરૂં કહું તો બરોબર નહિં હો ! ઘડીકમાં થાય છે કે ત્હેની આંખો તે પાંદડાં, પણ પછી થાય છે કે એ તે કેમ હોઇ શકે ? '

' ઠીક, ત્હારે ઘરમા ચાલો વધારે ખાત્રી કરવી હોયતો. '

' વિદુભાઇ, બાગમા જઇને એક કુંડું લઇ આવો, અને પછી રસોડામાંથી ચપટી રાઇ લેના આવજો, અને લોટામા પાણી હોં કે '

વિદુ ઉતાવળે ઉતાવળે બધું લઇ આવ્યો

' આ કુડામા રાઇ વાવો. '

ત્હેણે તેમ કર્યું.

' હવે, આ કુડાને પરસાળમાં લઇ ચાલો. ત્હાં. બ્હારી સિવાય બીજે કંઇથી અજવાળું આવતુ નથી. પેલી ટ્રીપાઇ પડેલી છે, તે લાવો અને આ દેવદારની પેટીમાં મૂકો, તેમજ ત્હેનાપર કુંડુ મૂકો અને પછી પેટી વાસીદો. અરે ભુલી ! આ પેટી આ બ્હારી પાસે લાવો, અને તે પરતું બાકું અજવાળા ભણી રાખો, અને બ્હારી ખુલ્લી રાખો. ત્રણેક દિવસ સુધી શું થાય છે તે તપાસજો, હં કે.

એ ત્રણ દિવસ વહી ગયા વિદુ હમેશાં પેટી ઉઘાડી કુંડામાં પાણી નાંખતો, અને છોડ કેટલો ઉગ્યો છે તે તપાસતો. આ દરમિયાનમા છોડ પેટીના કાણા સુધી વધ્યો હતો.

ગીણીએ વિદુને બોલાવીને પૂછ્યું કે ' વિદુભાઇ, આનાં પાંદડાં કઇ મેર છે ? '

' બધાએ કાણા તરફ, અને જુવોને છોડ જ તે તરફ વળેલો છે ! '

' હવે, વિદુભાઇ, આ કુંડાને ફેરવી નાખો, અને પેટી બધ કરો આવતી કાલે શું બને છે તે મ્હને આવીને કહી જજો.' '

બીજે દિવસે વિદુ નિશાળેથી આવી જુવે છે તો આખો છોડ, અને બધાં પાંદડા તે કાણાં તરફજ ! આનદ પામતો પામતો તે ત્હેની મા પાસે ગયો અને કહેવા લાગ્યો.

' ગીણી બ્હેન, હવે ખાત્રી થઇ. પાંદડાને પણ અજવાળું જોઇએ છીએ કાલે કુંડું ફેરવીને મુકયુ, તોપણ પાંદડાં તો તેમનાં તેમજ ! હાશ ! હવે પુરેપુરી ખાત્રી થઇ ! '

' ત્હારે વિદુભાઇ, પાંદડા આંખ ખરી કે નહિ ? '

' હાજી, ખરી '

' ત્હારે ઉપર અને નીચેના રંગમાં તફાવત શાથી પડે ? '

' ઓહો, એતો સૂર્યનું અજવાળું ઉપરના ભાગપર પડે છે તેથી ! નીચેના ભાગને નથી મળતું તેથી તે પીળાશપર હોય છે ! '

' બરોબર શાબાસ છે ! બોલો હવે વનસ્પતિયોને બીજી ઇન્દ્રિયો હશે કે ? '

' હાસ્તો, હોવી તો જોઇએ જ ! '

'કઇ કઇ ?'

'તમે સ્હમજાવોને, ગીણી બ્હેન, તમે કેવી મઝાની રીતે સ્હમજાવો છો ! નિશાળે ન જતાં હંમેશાં હું ત્હમારી પાસે જ શીખું તો !

'જુવો ત્હારે પાંદડા તે આંખો. કારણકે સૂર્યનો પ્રકાશ ખોળી કહાડવાની ત્હેમનામાં શકિત છે, ખરૂને ?

'હાજી.'

'વેલાની ડાળીઓ ત્હેના હાથ, કારણકે તે વડે તે ઉંચે ચ્હડી શકે છે કેમ ?'

'હાજી.'

'મૂળ તે ત્હેના પગ કારણકે તે વડે તે ઉભો રહી શકે છે, કેમ ખરૂને !

'હાજી !'

'વચલું થડ તે ત્હેનું શરીર ખરૂં કે ?

'હાજી.'

'મૂળના રેસા તે ત્હેનું મ્હોં, કારણ કે જમીનમાંથી તે વડે રસ ખેંચાઇ વેલામાં પ્રસરે છે કેમ ખરૂને?'

'હાજી.'

'પાંદડાના, થડના, અને ડાળીઓના રેસા તે ત્હેની નસો ખરીને, કેમ ? કારણ કે ત્હેનાથી મૂળ વાટે આવેલો રસ આખા શરીરમાં-વેલામાં પ્રસરે છે.'

'હાજી. ઓ બ્હેન ! હું તે ત્હમને શું કહું ? આજે તો મ્હને ખુબ ગમ્મત પડી-મ્હને આવું આવું રોજ શીખવાડશો નહિ ?'

'હા, ભાઇ, બાપુ ! બધુંએ શીખવાડીશ. પણ તું કબુલ કર કે હું કોઇને પીતાડીશ નહિ.'

'હવે તો હેને ગીણીબ્હેન, હું છેને, તે કોઇને પણ પીતાડીશ નહિં, હાં ! પરમેશ્વર નીકર આપણાપર રાજી રહે નહિ ખરૂં ને ? ગીણી બ્હેન !'

'ઠીક ત્હારે, બીજું કાલે કંઇ કંઇ કહીશ હોંકે !'

'વાહ, હાશ, ગીણીબ્હેન ! પરમેશ્વર મ્હારા જેવીજ બધાને ગીણીબ્હેન આપજો ! હું તો છે ને તે ગીણીબ્હેન, હેને, તે, મ્હારા દોસ્તારોને-તે છે ને તે-ગીણીબ્હેન ! આ બધું કહીશ હોંકે ! જે બિચારાં બીજા કોઇને નકામાં ભૂખે સુકે હરકત કરે નહિ. નીકર પરમેશ્વર ત્હેમના પર પણ રાજી ના રહે. ખરૂં ને, ગીણીબ્હેન !' —દેસાઈ.

## वालचरित्र.

### ૧. જાપાનનો બહાદુર બાલક.

એક જાપાની વિધવાને ત્રણ સંતાન હતાં. ત્હેનો પતિ સાધારણ સ્થિતિનો હતો. દૈવની ગતિથી અચાનક ત્હેનો કાળ થયો, તેથી કરીને આ વિધવાને મજુરી કરી પોતાનું ગુજરાન ચલાવવું પડતું. એક વખત તે માંદી પડી અને કામે જઇ શકી નહીં. પાસે પૈસા પણ નહીં કે પોતાનો તથા પોતાના છોકરાંનો નિભાવ કરી શકે. આથી કરીને પેલાં ત્રણ બાલકોએ મજુરી કરવાનું આરંભ્યું. પણ કુટુમ્બનું પોષણ થાય એટલા પૈસા મેળવી શક્યાં નહીં. પરિણામ એ આવ્યું કે ત્હેમને ભૂખમરો વેઠવો પડ્યો. તેઓને પોતાને પુરતું અન્ન મળતું

નહીં તેથી તેઓને બહુ દુઃખ ન થતું. પણ ત્હેમની માંદી મા ભૂખી રહેતી તે ત્હેમને બહુ લાગતું.

આ સમયે જાપાનમાં ચોરનો ઉપદ્રવ ઘણો જ વધી પડયો હતો. લોકોની મીલકતની કાંઇ પણ સલામતી ન હતી. આ ઉપરથી એક બાદશાહી ફરમાન બહાર પાડવામાં આવ્યું કે જે કોઈ ચોરને પકડી આપશે ત્હેને મ્હોટું ઇનામ આપવામાં આવશે. આ સાંભળી તે ત્રણે બાલકોએ ધાર્યું કે જો તેઓમાંથી કોઈ ચોરને પકડે તો તેઓ પૈસા મેળવી ત્હેમની માતાનું ગુજરાન નિભાવી શકે ચોર પકડી પૈસા મેળવવાની ઉમેદમાં, ત્હેને પકડવાની યુક્તિઓ સંબંધી તે ત્રણે છોકરા વાતો કરવા લાગ્યા. સૌથી ન્હાનો બોલ્યો હું ન્હાનો છું અને મ્હારાથી મજુરી કરી પૈસા મેળવાતા નથી માટે એક યુક્તિ કરો. મ્હને બાંધી ન્યાયાધીશ પાસે લઇ જાઓ. મ્હને ન્હાનો જોઇ એ જરૂર માનશે કે આ છોકરો ચોરી કરતો હોવો જોઇએ અને તેથી તમને ઇનામ આપશે. મ્હને ચોરી કરવા માટે ફાંસીની સજા થશે પણ ત્હેની કાંઇ હરકત નહીં. એવો કયો પુત્ર હશે કે જે પોતાની માતા સારૂ પ્રાણ અર્પણ કરવા તત્પર નહીં થાય ?

આ યુક્તિ અમલમાં મુકવા ત્હેના બન્ને મ્હોટા ભાઇઓએ ના કહી. ત્હેમણે કહ્યુ ત્હારે બદલે અમે એ સ્થિતિમાં મુકાવાનું વધારે પસંદ કરીએ છીએ. પેલા ન્હાના છોકરાએ કહ્યું એમ કરવું યોગ્ય કહેવાય નહીં, કારણ ત્હમે બન્ને મજુરી કરી શકો એમ છો. અને તેથી આપણી માતાનું ત્હમે પોષણ કરી શકશો. પણ હું તેમ કરવાને અશક્ત છું તો મ્હને તે યુક્તિ અમલમાં મુકવા દો. કેટલીક રકઝક થયા પછી તે ન્હાના છોકરાની સલાહ પ્રમાણે કરવાનો નિર્ણય થયો.

હવે આ ન્હાના છોકરાના હાથ બાંધી ત્હેને ન્યાયાસન આગળ ઉભો કરવામાં આવ્યો. ન્યાયાધીશે ત્હેને અંધારી કોટડીમાં પુરવાનો હુકમ કરી પેલા બન્ને છોકરાને રજા આપી.

પોતાના ન્હાના ભાઇથી છુટા પડવાથી બન્નેને અત્યન્ત શોક થયો આ જોઇ ન્યાયાધિશને આશ્ચર્ય લાગ્યું. તે ત્હેમની પાછળ ગયો. ત્હેને વિચાર થયો કે એક ચોરને ન્યાયાસન આગળ રજુ કરતાં ત્હેમને આટલું બધું દુઃખ થવાનું કારણ શું ?

પોતાના ભાઇને કોર્ટને હવાલે કરી તેઓ ઘેર ગયા. અને ત્હેમની માતાને સર્વ વૃત્તાન્તથી વાકેફ કરી અને પુષ્કળ રોયા. ન્યાયાધિશ જે ત્હેમની પાછળ ગયો હતો ત્હેણે ગુપ્ત રહી આ સર્વ બીના સાંભળી અને ત્હેમના ઉપર આ અત્યન્ત પ્રસન્ન થયો. આ વાત ત્હેણે રાજાને જાહેર કરી. પરીણામ એ આવ્યું કે રાજાએ તે ન્હાના છોકરાને છોડી મૂકવાનો હુકમ કર્યો એટલું જ નહીં પણ તે કુટુમ્બના ગુજરાન અર્થે એક સારી રકમ છે બક્ષીસ કરી.

---

## ૨. જંગલમાં સળગેલી આગ (દવ).

રતલામ તરફના એક ગામડામાં ઉન્હાળાના સખ્ત તાપના એક દિવસે નિશાળના મ્હેતાજીએ છોકરાંને નિયમિત સમય કરતાં વ્હેલી રજા આપી, કહ્યું કે ત્હમે સર્વે જલદીથી ઘેર જજો. મ્હને લાગે છે કે જંગલની અંદર દવ બળવા માંડયો છે, કારણ કે પવન ઘણો ગરમ અને ધુમાડાથી ભરેલો લાગે છે.

વ્હેલી રજા મળવાથી છોકરાં ખુશી થતાં થતાં ઘેર ચાલ્યા ત્હેમને ખાત્રી હતી કે આગથી ત્હેમનાં ઘરને કાંઇ ઇજા થવાની નથી.

શંકર નામના એક છોકરાએ પોતાના પિતાનું ખેતર જે ત્યાંથી ત્રણેક માઇલ છેટે હતું ત્યાં જવા વિચાર કર્યો ખેતરમાં જવાનો રસ્તો જંગલમાં થઇને હતો થોડે દૂર ગયો એટલામાં તો તે ધુમાડાના ગોટાથી ઘેરાઇ ગયો તે પાછો ફર્યો પણ તુર્ત જ અટક્યો

તે મન સાથે બોલ્યો 'ના ના' મ્હારે જવુંજ જોઇએ કારણ બન્ને નાની છોકરીઓ ત્યાં છે બા બ્હાર જતાં કહેતી ગઇ હતી કે સંધ્યાકાળ પ્હેલાં મ્હારાથી પાછા અવાશે નહી અને તેથી જો હું ત્હેમના રક્ષણ સારૂ નહી જાઉં તો જરૂર તે બળી મરશે

અગ્નિ ઝાડોમાં પુર જોસથી વધે જતો હતો તેમ છતાં પણ તે બહાદુર છોકરો આગળ ચાલ્યો ધુમાડાથી ત્હેની આંખો પુરાઇ ગઇ અને તે રૂંધાયો તેમ છતાં પણ ઝપાટાબંધ આગળ ચાલ્યો જ્યારે તે ખેતરમાં પ્હોચ્યો ત્યારે તે છોકરા ત્હેણે સહીસલામત જોયાં તેઓ તેને જોઇ આનન્દથી ત્હેની તરફ દોડયાં અને ત્હેના પ્હેરણને વળગ્યાં

આગ ઝપાટાબંધ વધ્યે જતી હતી ત્હેમાંથી શી રીતે બચવું તે વિષે તે વિચાર કરવા લાગ્યો ઘર પાછળ સુકાઇ ગયેલા એક કુવા ઉપર ત્હેની નજર ગઇ શંકરને લાગ્યું કે આ કુવાનો આશ્રય લીધાથી આગમાંથી બચી શકાશે પ્હેલાં ત્હેણે સૌથી ન્હાની છોકરીને કોસમાં બેસાડી અંદર ઉતારી અને પછી બીજીને પણ એજ પ્રમાણે કર્યું છેવટે કોસનું દોરડું ઝાલી તે પણ અંદર ઉતર્યો

શંકર અણી વખતે આવી પ્હોચ્યો હોવાથી ત્હેણે ઇશ્વરનો ઉપકાર માન્યો કુવાને તળીએ જો કે અંધારૂં હતું પણ ત્યાં ઠંડક પણ સારી હતી અંદર સહીસલામત ઉતર્યા બાદ ત્હેણે ઉપર જોયું તો કુવાની આસપાસ અગ્નિના ભભુકા શિવાય કાંઇ પણ નજરે પડયું નહી આ વખતે ત્હેમનું ઘર આગથી તદ્દન નાશ પામ્યું હતું. આગ કેટલોક વખત આ પ્રમાણે ચાલુ રહી સંધ્યાકાળ પડી અને છેક અંધારૂં થયું પણ આગ કાંઇ નરમ પડેલી જણાઇ નહી ઉપર નજર કરે તો આકાશ અગ્નિના લાલ રંગથી છવાયલું દીસે ન્હાની છોકરીઓ તો શંકરના પ્હેરણમાં લપેટાઇ પોતાના મ્હો ઢાંકી થોડા વખતમાં નિદ્રાવશ થયાં

શંકર કેટલોક સમય જાગ્રત રહ્યો આખરે તે પણ ઉંઘી ગયો

જ્યારે તેઓ જાગ્યાં ત્યારે સૂર્યોદય થઇ ગયો હતો અને સર્વત્ર શાન્તિ વ્યાપિ રહી હતી. થોડીકવારમાં ત્હેમના કાન ઉપર કાંઇ અવાજ સંભળાયો અને કોઇ તે તરફ આવતું હોય એમ લાગ્યું આ કોણ હતું ? બીજું કોઇ નહી પણ પોતાની બન્ને ન્હાની છોકરીઓની શોધ કરવા નીકળેલી ત્હેમની વ્હાલી માતા હતી

જ્યારે તે ત્યાં આવી ત્યારે ઘરનાં લાકડાંના કોઇ કોઇ બળતા ટુકડા ત્હેની નજરે પડ્યા છોકરાં ક્યાં હશે, ત્હેમનું શું થયું હશે, ત્હેની હવે ત્હેને વધારે ચિન્તા થવા લાગી એટલામાં ત્હેના કાને કાંઈ સ્વર અથડાયો ધ્યાન દઇ સાંભળ્યું તો તે કુવામાંથી આવતો લાગ્યો તે ઉપરથી કુવામાં ત્હેણે જોયું માતાને જોઇ શંકર બોલી ઉઠ્યો મા, ઇશ્વરકૃપાથી અહીંઆ હમે કુશળ છીએ

છોકરાંને હયાત જોઇ ત્હેના હર્ષનો પાર રહ્યો નહી તે બોલી હે પ્રભુ ! ત્હારો જેટલો ઉપકાર માનું તેટલો થોડો

શંકર અને બન્ને ન્હાની છોકરીઓને કુવામાંથી કહાડવામાં આવ્યાં. પોતાનાં સંતાન જીવતાં રહેલાં જોઇ ત્હેણે નાશ પામેલા ઘર સારૂ બહુ શોક ન કર્યો.

---

## ૩. બાલિકા અને ત્હેની ગાય.

અમેરિકા ખંડથી તો હવે કોઈ ભાગ્યેજ અજાણ્યું હશે. આ ખંડ પશ્ચિમ ગોળાર્ધમાં આવેલો છે. ઇ. સ. ૧૪૯૨ માં વહાણવટી કોલમ્બસે તે પ્રથમ શોધી કહાડયો. ઇંગ્લન્ડના રાજા પ્હેલા જેમ્સ રાજાના વખતમાં અંગ્રેજોએ ત્યાં વસવાની શરૂઆત કરી હતી. હાલ આ દેશ દુનિઆના શ્રેષ્ઠ પદ ભોગવતા દેશોમાં પ્રથમ પંક્તિ ધરાવે છે.

આ દેશમાં યુનાઇટેડ સ્ટેટ્સ નામનું પ્રજાસતાક રાજ્ય છે. આ મુલક પ્રથમ ઈંગ્લેન્ડને તાબે હતો પણ મહારાજા ત્રીજા જ્યોર્જના વખતમાં કેટલીક બાબતોમાં મતભેદ પડવાથી રાજા પ્રજા વચ્ચે કલહ ઉત્પન્ન થયો અને પરિણામે આ દેશ સ્વતંત્ર થયો.

આ રાજ્યના પાટ નગર ન્યુયોર્કમાં એક સમયે લશ્કરને સારૂ ખોરાક મેળવવાની શોધમાં કેટલાક સૈનિકો, નીકળી પડયા. રસ્તામાં અનાજનાં ખળાંથી ભરપૂર એક ખેતર ત્હેમની નજરે પડયું. અનાજના મ્હોટા ખળાવાળા તે ખેતરમાં તેઓ જઇ પ્હોંચ્યા. અહીંઆંથી અનાજ ગાડામાં ભરી તેઓ પછા ફરતા હતા તેવામાં ત્હેમની નજર પાસેના નેળીઆમાં ચરતી એક સુંદર ગાય ઉપર પડી.

ગાય જોઇ એક સિપાઇ હર્ષના આવેશમાં બોલી ઉઠયો સિપાઈ 'બસ બસ' આપણને જે જોઇતું હતું તેજ ઇશ્વરકૃપાથી મળી ગયું.

આ ગાય પેલા ખેતરના માલીકતેની છોકરીની હતી. બાલિકાની એના ઉપર અત્યન્ત પ્રીતિ હતી. સૈનિકોને ગાય લઇ જતાં જોઇ ત્હેમની પાસેથી છોડવવા ત્હેણે અત્યન્ત પ્રયત્ન કર્યો. ત્હેમને ઘણી આજીજી કરી, પણ વ્યર્થ. ત્હેના કાલાવાલા ઉપર કોઇએ ધ્યાન આપ્યું નહીં.

પોતાનો આ પ્રયત્ન નિષ્ફળ જવાથી તે નિરાશ ન થતાં વાડામાં જઈ પોતાનું ટટ્ટુ તૈયાર કરી એકદમ છાવણી તરફ ગઇ.

છાવણીના દરવાજામાં દાખલ થવા જતાં ત્યાંના રક્ષકે ત્હેને રોકી. ત્હેણે જવાબ દીધો કે મ્હારે અગત્યના કામસર સરદારને મળવાની જરૂર છે.

રક્ષકે ધાર્યું કે તે દુશ્મનો સંબંધી કાંઇ બાતમી લાવેલી હોવી જોઇએ અને તેથી કરીને સૈન્યના ઉપરીના તંબુએ ત્હેને લઇ ગયો.

આ બાલિકાને જ્યારે સરદાર આગળ હાજર કરવામાં આવી, તે વખતે ત્હેના અમલદારો સાથે તે મસલત કરવામાં રોકાયો હતો.

ત્હેને જોઇ ત્હેણે પ્રીતિ યુક્ત શબ્દો વડે પૂછ્યું, ' છોકરી તું કેમ આવી છે?

એક ક્ષણભર સઘળે શાન્તિ પ્રસરી રહી. તે છોકરીએ કહ્યું, મ્હને મ્હારી ગાય પાછી આપો. આ સાંભળી સઘળા અમલદારો ખડખડાટ હશી પડયા ત્હેને ગુસ્સો ચ્હડયો, મ્હેરો લાલચોળ થઇ ગયો. રોવું આવ્યું પણ હિમ્મતથી રોકી રાખ્યું.

સરદારે ત્હેને ગાય કોણ અને કેવી રીતે લઈ ગયું, તે સંબંધી પ્રશ્ન કર્યો. આ ઉપરથી બાલિકાએ સઘળો વૃત્તાન્ત ત્હેને કહી સંભળાવ્યો. સરદારે પૂછ્યું, ત્હારા પિતા તે ગાય લેવા કેમ ન આવ્યા?

તે છોકરીએ જવાબ દીધો 'મ્હારા પિતા ત્હમારા લશ્કર સ્હામે લ્હડવાને ગયા છે.' અને વળી પાછું ત્હેણે કહ્યું, મ્હને મ્હારી ગાય આપો.

સરદારે કહ્યું, શું ત્હારા પિતા મ્હારી સ્હામે લ્હડે છે? ત્યારે તો ત્હને પણ મ્હારી

દુશ્મન ગણવી જોઇએ. હેણે નિર્ભયપણે જવાબ દીધો, જેવી આપની ઇચ્છા, પણ મ્હને તો મ્હારી ગાય જોઇએ.

આ સાંભળી સરદારને બહુ આનન્દ થયો. તે પુષ્કળ હસ્યો અને કહ્યું, તું એક બહાદુર બાલિકા છે, ત્હને ત્હારી ગાય પાછી મળશે; એટલું જ નહીં પણ બીજી કોઇ ચીજ પણ મળશે એમ કહી તે નીચો પડ્યો. અને ઢીચણેથી રૂપાનો બખ છોડીને આપતાં કહ્યું, છોકરી, આ યાદગીરી લે. આ બંધ હમ્મેશ ત્હને યાદ આપશે કે એક અંગ્રેજ સરદાર બહાદુર, ન્હાની બાલિકા, પછી, ગમે તો તે દુશ્મન હોય તોપણ ત્હેને સદા મ્હાય છે.

## ૪. ડાઇક ( પાણીનો બંધ ) નો બચાવ.

હોલેન્ડદેશ યુરોપની ઉત્તરે આવેલો છે, ત્યાંના વતનીઓને આપણે વલંદી કહીએ છીએ. આ દેશ દરિઆની સપાટી કરતાં નીચો હોવાને લીધે દરિઆનું પાણી અંદર ધસી ન આવે તેટલા માટે દરિયા કીનારે મ્હોટી દિવાલો બાધવામાં આવી છે. આ ભીંતો ડાઇક (બંધ)ને નામે ઓળખાય છે.

એક દિવસ સંધ્યાકાળે પિટર નામનો એક છોકરો એક ન્હાના ગામડામાં રહેતા આંધળા માણસને અન્ન આપવા ગયો. ત્યાં કેટલોક વખત ત્હેની સાથે વાતચીતમાં ગાળ્યા બાદ તે પાછો ફર્યો.'

સ્હાંજનો સમય હતો. વરસાદ તુર્તજ બંધ પડેલો હતો; તોફાન હજી જોઇએ તેવું શાન્ત થયું ન હતું અને દરિઆ તરફથી પવન સુસવાટા મારી રહ્યો હતો. ખાઇ થોડી વખત ઉપર પડેલા ધોધમાર વરસાદથી ચારે કાંઠે ભરાઇ ગઇ હતી. આ સર્વ કુદરતની લીલા નિહાળતો આનન્દથી ધીરે સ્વરે ગાતો ગાતો તે કીનારા ઉપર ચાલ્યો જતો હતો.

નેહરને છેડે તે આવી પ્હોચ્યો ત્યારે રાત પડી ગઇ હતી. સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. અને સ્થળ નિર્જન હોવાને લીધે ભયાનક દીસતું હતુ. કાનારા ઉપરથી નીચે ઉતરી હ્હેણે બંધની તળેટીમાં ચાલવા માંડયું. થોડેક દુર ગયો એટલામાં કોઈ જગાએથી પાણી ફુટી નીકળવાનો અવાજ ત્હેને કાને પડયો. તે એકદમ અટકયો અને અવાજ કઇ દિશાએથી આવે છે તે ધ્યાનથી તપાસવા લાગ્યો. તુર્તજ ત્હેને બધમાંથી પાણી આવતુ લાગ્યું અને તે તે તરફ ગયો. કિનારા ઉપર ન્હદી થોડેક દુર ગયો એટલે ત્હેણે ભીંતમાંથી એક ઘણું ન્હાનું પાણીનું ઝરણુ પડતું જોયું. આ શું હતું ? પાણી અટકાવવાની ભીંતમાં એક ન્હાનું કાણું પડતુ હતું. આ ન્હાનું છીદ્ર કેટલી ખરાબી કરશે તે પિટર બરોબર સમજતો હતો. એકદમ ત્હેને વિચાર આવ્યો કે તે ગામમાં જઇ મદદ લઇ આવે. પણ તેટલું પણ કરવાને સમય ન હતો. કારણ તે ગામમાં જઇ પાછો આવે એટલામાં પાણીના જોસબંધ પ્રવાહને લીધે તે છિદ્ર એટલું મ્હોટું થઇ જાય કે પછી પાણી અટકાવવા સર્વ ઉપાય નિષ્ફળ જાય. તેથી તે કાણું ગમે તે પ્રકારે પુરી રાખવું તો જોઇએજ. તે પોતાના મન સાથે બોલ્યો, ' પિટર ! આ કામ દેશના હિતને ખાતર ત્હારે કરવું જોઇએ.'

તે કિનારા ઉપર બેઠો અને જ્યાંથી પાણી આવતું હતું ત્યાં પોતાનો હાથ મુકયો. પાણી એકદમ બંધ થયું. ત્હેના હાથથી તે છિદ્ર તો પુરાયું પણ એક બાલકનું ગજું શું ! એકજ સ્થિતિમાં તે કયાં સુધી રહી શકે ? ત્હેની મદદે આ સમયે કોઇ આવે એવું, પણ ન હતું. તેમ છતાં તે નિરાશ ન થતાં હિમ્મતથી ત્યાંજ બેશી રહ્યો. જેમ જેમ વખત જતો

ગયો તેમ તેમ ત્હેના ઉપર થાકની અસર જણાઇ અને ત્હેને શરદી લાગી. ઉંઘવાની વખત થઇ, પણ તે બહાદુરિથી જેમ એક સૈનિક નિદ્રા અને થાકને ન ગણકારતાં પોતાના કર્તવ્યમાં લાગ્યો રહે છે, તેમ તે ઉઘાડી આંખે ત્યાં બેશી રહ્યો.

આ પ્રમાણે ત્હેણે આખી રાત ગાળી. આખરે સ્હવારે એક માણસ આ બંધ ઉપર થઇ જતો હતો ત્હેણે નીચેથી ઊંકારા આવતા સાંભળ્યા. ત્હેણે તે તરફ નજર કરી તો એક ન્હાનો છોકરો ત્યાં પડેલો જોયો. આ છોકરો કોણ હતો? બીજો કોઇજ નહીં પણ બહાદુર પિટર થાકી ગયેલો, ઠરેલો, બેભાન અને તેમ છતાં પણ ભીત ઉપરથી પોતાનો હાથ નહીં ખસેડેલો, એવી સ્થિતિમાં ત્યાં પડેલો હતો. સત્વર ત્હેને સહાય કરવામાં આવી અને ત્હેને ઘેર લઇ જવામાં આવ્યો, જો કે શરદી થાક અને તેથી થતી અનેક પ્રકારની વેદનાથી ત્હેને ઘણી પિડા થતી હતી તોપણ ત્હેની ત્હેણે દરકાર ન કરી. કારણ કે દેશની થોડી પણ સેવા બજાવવાને તે શક્તિમાન થયો તેથી તેહને ઘણો સંતોષ થયો હતો.

-સનાતન-

# बाल विनोद.

## રમુજી જવાબો.

( ઇંગ્રેજી ઉપરથી )

(કેટલીક વખત નિશાળોમાં છોકરાઓ મોંઢાના અથવા લેખિત પૂછાતા સવાલોના ઘણા વિચિત્ર અને રમુજી જવાબો આપે છે આવા જવાબોને સવાલના વિષય સાથે નહિં જેવોજ સંબંધ હોય છે અને ઘણીવાર જવાબ દેનારની મૂર્ખાઇ વિના બીજું કાંઇ તેમાંથી સમજાતું નથી, પરંતુ કોઇ કોઇવાર છોકરાનો રમુજી સ્વભાવ અને તેનું બુદ્ધિશાળીપણું પણ તેમાં જણાય છે. લખવા આપેલા નિબંધોમા કંઇકવાર બહુ વિચિત્ર જવાબો મળી આવે છે )

### ૧ *Flicht of time.* "વખતનો વેગ."

**નીબંધમાંથી ઉતારોઃ**—' વખત ઘણો જલદી પસાર થાય છે, કારણ કે વખતને પાંખો છે એમ લોકો કહે છે. મ્હારા બાપા કહે છે કે જ્યારે આપણે જુવાન હોઇએ ત્યારે વખત ઘણો જલદીથી પસાર થાય છે. જ્યારે આપણે નિશાળમાં હોઇએ છીએ ત્યારે વખત ઘણોજ ધીમે ચાલે છે, પણ જ્યારે આપણે છુટીની વખતે રમીએ છીએ ત્યારે વખત ઘણોજ ઉતાવળે ચાલે છે. વળી જ્યારે આપણે કાંઇ ભાર ઉપાડી જઇએ છીએ અને આપણો હાથ હમણાં ભારથી તુટી જશે એમ લાગે છે ત્યારે વખત કેમે કર્યો જતો નથી; પણ રવીવાર અથવા બીજા તહેવારના દિવસોમાં જ્યારે આપણે લેસન કરવાનું હોતું નથી ત્યારે વખત ઘણો જ ઉતાવળથી ચાલ્યો જાય છે."

### ૨ *School Friends.* "નિશાળના સોબતીઓ."

આપણે આપણા નિશાળના સોબતીઓ ઉપર પ્રીતી રાખવી જોઇએ, કારણકે તેઓ આપણા ઉપર પ્રીતી રાખે છે. વળી તેમાં ઘણા ફાયદા છે. જો આપણા નિશાળના સોબતીઓમાંથી કોઇ ટિકેટ કલેકટર થાય તો આપણને પ્લૅટફૉર્મ પાસ વગર અંદર જવા દે અથવા આપણે વગર ટિકેટે આવ્યા હોઇએ તો છાના માનો જવાદે. હવે જો આપણે તેની જોડે પ્રીતી ન રાખી હોય તો આમાંનું કશું કરવાદે નહિં; માટે આપણે આપણા નિશાળના સોબતીઓ ઉપર પ્રીતી રાખવી.

૩.

એક વખતે એક ઈન્સ્પેક્ટર એક નિશાળમાં ભુગોળનો વિષય તપાસવા ગયા. તેમણે છોકરાઓને કહ્યું કે,–ધરી, અક્ષાંશ અને રેખાંશ, એ બધી કલ્પીત લીટીઓ છે.

પછી છોકરાઓ બરાબર સમજ્યા કે નહિં તે જોવાને એક છોકરાને " પુછયું છોકરા પૃથ્વીની ધરીની લીટી કેવી છે !"

છોકરો—કલ્પીત સાહેબ.

પણ છોકરાને ગુંચવણમાં ના નાંખવાને માટે, પાછું પુછયું "પણ છોકરા એ ધરી ઉપર ત્હારી મા લુગડાં સુકવી શકે કે નહિં ?"

છોકરો—હા, સાહેબ

ઈન્સ્પેક્ટર— કેવાં.

છોકરો—કલ્પીત, સાહેબજી

૪.

એક વખતે એક માસ્તરે નિશાળમાં આપણા સ્વર્ગવાસી રાજા એડવર્ડ વિષે થોડું વિવેચન કર્યું. પછી પ્રીન્સ ઑફ વેલ્સ અને બીજા શાહજાદાઓ વિષે પણ થોડું સમજાવ્યું. વળી પ્રીન્સ ઑફ વેલ્સનો રાજ્ય ગાદી ઉપર શો હક છે, એ પણ કહ્યું આ બધી માહીતી આપી રહ્યા પછી છોકરાઓ બરાબર સમજ્યા છે કે નહિં તે જાણવા માટે એક છોકરાને પુછયું.

માસ્તર—છોકરા ! આપણા રાજા એડવર્ડના મૃત્યુ પછી પ્રીન્સ ઑફ વેલ્સ શું કહેવાશે ?

છોકરો—નબાપા, સાહેબ !

૫.

એક ગામડાની નિશાળમાં ઉનનાં કપડાં કેવી રીતે બનાવવામાં આવે છે અને તેના શા ઉપયોગો થાય છે તે સારી રીતે સમજાવ્યા પછી માસ્તરે એક છોકરાને પુછયું.

અલ્યા ચતુર ! કહે જોઇએ, આ ત્હારો કોટ શેનો છે ?

ચતુર—સાહેબ, મ્હારા બાપના જુના કોટનો.

૬.

એક માસ્તરે વ્યાકરણ શીખવતાં એક ચબરાક અને માથે ચઢી વાગેલા છોકરાને કહ્યું, "અલ્યા, પહેલો પુરૂષ, બીજો પુરૂષ અને ત્રીજા પુરૂષની વ્યાખ્યા આપ જોઇએ."

છોકરો—પહેલો પુરૂષ સામાન્ય રીતે વખણાય છે. બીજા પુરૂષની હંમેશ પ્રશંસા અને ખુશામત થાય છે. વળી કોઈ વખત તે ઠપકાને પાત્ર પણ થાય છે. ત્રીજા પુરૂષનું હમેશાં પીઠ પાછળ વાંકું બોલવામાં આવે છે અને માત્ર કવચીતજ તેનું સારૂં બોલવામાં આવે છે.

૭.

ફ્રેન્ચ શિક્ષક—મગનલાલ ! થોડા દહાડાથી તમારા ફ્રેન્ચ (ભાષાના) ઉચ્ચાર ઘણાજ સારા થાય છે. શું તમે હમણા ફ્રેન્ચ ઉચ્ચાર ઉપર ઘણું ધ્યાન આપો છો ?

મગનલાલ—સાહેબ ! થોડા દહાડાથી મને ઘણું સખત સળેકમ થયું છે. *

૮.

માસ્તર— અલ્યા અંબારામ ! મેં તને ઘોડા ઉપર નિબંધ લખવાનો કહ્યો હતો, તે લખ્યો કે નહિં !

અંબારામ—ના. સાહેબ ! મેં પાટ ઉપર નિબંધ લખ્યો છે. કારણ કે મ્હારા બાપા કહેતા હતા કે ઘોડા ઉપર બેસી નિબંધ ન લખાય અને કદાચ લખવા જઇએ તો ઘોડો પાડું મારે !

(અમદાવાદ.) —C.

* ફ્રેન્ચ ભાષાના કેટલાક શબ્દોના ઉચ્ચાર નાકમાંથી થતા હોય એમ લાગે છે.

## બચ્ચંપણનાં વિનોદો.

૧ આજ દીવાળી, કાલ દીવાળી,
ગામનાં છોકરાં ખાય સુંવાળી, મેઘ મેઘ રાજા.

૨ સુરજ બાપજી તડકો કરો, તમારાં છોકરાં ટાઢે મરે;
ટાઢે મરે તો તાપે, ઘી ને રોટલા કાપે.

૩ બીજ માવડી, ચૂલે તાવડી, બે ગોધા ને ત્રીજી ગાવડી.
ચાંદા ચાંદા! ઘી ગોળ માંડા, દહીં કે દૂધડી માંખણ ફૂદડી,
ખાય મારો બેટડો હકૂક પોળી.

૪ ચાંદા પોળી, ઘીમાં બોળી ( ઝબોળી )[1]સૌ છોકરાંને કટકો પોળી,
[2]ભાઇ ( બ્હેન ) ને આખી પોળી, લે રે મ્હોડા લણુક ઢીકો ખાધો ઢણુક.

[ આ ન્હાના બાળકોની રમત છે. એમાં બાળકની હથેલીમાં રમાડનાર પોતાની આંગળી ફેરવે છે અને ચાંદા જેવું ગોળ કુંડાળું કરે છે અને ઉપર પ્રમાણે બોલે છે. ' લેરે મ્હોડા લણુક ' કહેતા બાળકના મ્હાડામાં કાંઇ મૂકતાં હોય તેમ કરવામાં આવે છે અને ' ઢીકો ખાધો ઢણુક ' કહેતાં વાંસામાં હળવેથી ઢીકો મારવામાં આવે છે. ]

૫ (ક) ચાંદાપોળી કર્યાં પછી ગાય ગણવામાં આવે છે. બાળકની એક હાથની આંગળીઓ લઇ દરેકને ગાય લેખી તેનાં ભાંડુઓ અથવા ગોઠીઆઓને નામે તે વ્હેંચવામાં આવે છે. જેમ કે પ્હેલી આંગળી લઇને રમાડનાર બોલે છે " આ—ની ગાય, " બીજી લઇને " આ—ની ગાય " વગેરે: અંગુઠાને ગધેડો ગણવામાં આવે છે. જેની મશ્કરી કરવી હોય તેના સાસરાના ગધેડા તરિકે અંગુઠો ગણાવવામાં આવે છે.

કાઠીઆવાડમા અગૂઠાને ગાયનો ગોધો કહેવામા આવે છે.

(ખ) ગાય ગણાઇ રહ્યા પછી બાળકનો હાથ ઝાલી રમાડનાર હથેલીથી ખભા લગીના હાથપર પોતાની આંગળીઓ ધીમેથી દોડાવે છે અને પૂછતો જાય છે ' ગીલીનું ઘર કયાં છે ? " જવાબ પણ પોતેજ આપે છે, " રાજાના દરબારમાં " એમ કરતાં બગલમાં આંગલી નાંખી ગલીપચી કરી બાળકને ખુબ હસાવે છે.

૬ હથેલીમાં બીજા હાથની કુહોણી મૂકી ખાંડવાનો અભિનય કરતાં.
ચણી ચોખા ખાંડે છે, પિતામ્બર પગલાં પાડે છે.
રાજીઓ, ભોજીઓ, તેલીઓ, ટુચકો, માર બાઇ ભુસ્કો.

( અથવા, રાજો, ભોજો, ટીલડીને ટચાકીઓ,–) બોલાય છે. ત્યાર પછી રમનારાં સામસામી સવાલ જવાબ કરે છે.

" માને ધાવશો કે ગીનાને ?"; " માને ". " સોય કે દોરો ?"; "સોય."
" ધૂપેલ કે કાંસકી ?"; " ધૂપેલ. " વગેરે.

---

[1] જ્યાં જ્યાં બોલફેર સાંભળવામાં આવ્યા છે, ત્યાં ત્યાં આવા કૌંસથી તે ફેર બતાવ્યો છે.

[2] રમનાર બાળકનું નામ બોલવામાં આવે છે અથવા તેની જાતિ પ્રમાણે ભાઈ કે બ્હેન બોલવામાં આવે છે.

૭ અચર ઇંદ્રાણી, મચર ઇંદ્રાણી, મોર પાણી ભરે છે, ઢેલ પાણી ઢોળે છે, ચોર ચોરે બાજરીઆં. ( હાથ ઉંચા કરી ઉરાડી દે છે. )

૮ રમાડનાર પોતાની હથેલીનો ઘૂમટ જેવો આકાર કરી બાળકોની આંગળીઓ અંદર રખાવે છે અને પછી નીચે પ્રમાણે સવાલ જવાબ કરે છે;

" ચલીઆં ચલીઆં ક્યાં રહેશો ? માળામાં.
શું ખાશો ? દાણા. ( અથવા ખેતરના દાણા ).
શું પીશો ? પાણી. ( અથવા તળાવનું પાણી ).
ચલીઆં ચલીઆં ઉડી જજો.

એમ છેવટે બોલી ઘૂમટમાં રહેલી આંગળીઓ પકડવા રમાડનાર પોતાની હથેલીને સંકોચી દેછે. ચાલાક બાળકો પોતાની આંગળીઓ " ઉડી જજો " સાંભળતાં જ ખેંચી લે છે. જેની રહી જાય તે હથેલીમાં પકડાય છે.

૯ બાળકોની આંગળીઓ પર હથેલી ટેકાવી જમીનપર ઘૂમટ જેવું કરાવી રમાડનાર દરેક ઘૂમટપર વારાફરતી પોતાનો હાથ મૂકી નીચે પ્રમાણે બોલે છે:

" અડકણ દડકણ, દહીંનાં ટાંકણ, દહીં દડુકે, પીલુ પાકે, શ્રાવણ મહિને વ્હેલો આવે, બોડમૂંડ, ધંતૂરાનાં ફૂલ, સાકર શેરડી ખજૂર. "

( પાઠાંતરઃ—અડકો દડકો, દહીં દડુકો, પીલુ પાકે, શ્રાવણ ગાજે, ઉલ મૂલ, દાતરડે ખજૂર, સાકર સેરડી સિંધૂર. )

દરેક ઘૂમટપર હાથ મૂકતી વખતે રમાડનાર આમાંનો એકેક શબ્દ બોલે છે. કેટલેક સ્થળે શબ્દ બોલી ઘૂમટને બેસાડી દઇ હથેલીને જમીનપર ચતીપાટ કરી નાંખે છે.

૧૦ રમાડનાર પોતાના ખોળામાં બાળકનું માથુ ઉંધું રખાવી, સુવાડીને વાંસામાં આંગળી ફેરવી બોલે છે:

" બેન બેન દીવા બેન, ત્હારા મનમાં કોણ છે ? " " ફલાણું. "

" તે ( જેનું નામ દીધું હોય તે ) હોય તો નાસી જજો. "

( જો આંગળી મૂકનારનું નામ ખરૂં પડે છે તો તે પકડાય છે અને ત્હેને માથે દાવ આવે છે. )

૧૧ બાળકોની હથેલીઓને એકપર એક થર ચડાવરાવી થરને ચક્રમાં ફેરવવાનો અભિનય કરી, " આટીઆ પાટીઆ ભોંયમાં દાટયા " બોલી રમનારાઓ હથેલીના થરને જમીન પર પછાડે છે.

૧૨ બાળકોની મૂઠીઓ એક ઉપર એક ચડાવી ઉતરડ જેવું કરી રમાડનાર બોલે છે: " કાગડીઆ કુંભાર ત્હારે માથે કેટલો ભાર ?—એક ઉતાર. " એટલે સૌથી ઉપરની મૂઠી લઇ લેવામાં આવે છે અને તેની હથેલી વાંસા પછવાડે સંતાડવામાં આવે છે. આમ ઠેઠ છેલ્લી મૂઠી સંતાડાય ત્યાં લગી રમત ચાલે છે.

૧૩ ઉપરની રમતમાં સંતાડેલા હાથને સબંધે નીચે પ્રમાણે સવાલ જવાબ કરવામાં આવેછે:

" બાઇ બાઇ ત્હમારા હાથ ( નખ ) ક્યાં ગયા ? છાણાં થાપવાં.
છાણામાંથી શું જડયું ? રૂપીઓ.
રૂપીઆનું શું કર્યું ? કેળાં લીધાં.

| | |
|---|---|
| કેળાંનું શું કર્યું ? | ગરગર ખાધા અને છાલ ઘોડાને નાંખી. |
| ઘોડાએ શું આપ્યું ? | લાદ. |
| લાદનું શું કર્યું ? | કુંભારને આપી. |
| કુંભારે શું આપ્યું ? | ઘડો આપ્યો. |
| ઘડાનું શું કર્યું ? | માળીને આપ્યો. |
| માળીએ શું આપ્યું ? | ફુલ. |
| ફુલનું શું કર્યું ? | મહાદેવને ચડાવ્યાં. |
| મહાદેવે શું આપ્યું ! | લાડવા. |

લાડવાનું શું કર્યું ? મ્હારા મ્હેં ખાધા અને [1]—ના ભાગના ઘંટી તળે રાખ્યા હતા તે કાળીઓ કૂતરો આવી ખાઇ ગયો." આટલું બોલી હાથ આગળ ધરી "જો મ્હારા નખ, જો મ્હારા નખ" એમ કરી એક એકની રહામા પોતાના હાથ દેખાડે છે.

કાઠીઆવાડમાં (અને અમદાવાદ તરફ) આ સવાલજવાબના છેવટના ભાગમાં થોડોક ફેર છેઃ

" મહાદેવે શું આપ્યું ? ભાઇ.
ભાઇ લઇ ભોજાઇને આપ્યો. ભોજાઇએ મ્હને લાડુ આપ્યો."

આ સવાલ જવાબમાં નીચે વર્ણવેલી રમતમાંની કેટલીક પૂછપરછનું પણ ઘણીવાર ઉમેરણ થાય છે. રમતોની સેળભેળ ઘણીવાર થાય છે.

૧૪ " કહાણી કહું રે કઇઆ, સાંભળ મ્હારા છઇઆ.
છઇએ માંડયું હાટ, ત્યાંથી નીકળ્યો ભાટ,
ભાટ ખોદાવે કુઇ, ત્યાંથી નીકળ્યો સુઇ, ( સઇ, દરજી)
સુઇ સંચારે દોરો, ત્યાંથી નીકળ્યો વ્હોરો. ( ઘોડો )
વ્હોરા ( ઘોડા ) ખાય દાળીઆ, કાઢે એટલા કાળીયા.
કાળીઆ તો મ્હેં વાડે નાંખ્યા, વાડે મ્હને વેલો આપ્યો.
વેલો મ્હેં ગાયને નાંખ્યો, ગાયે મ્હને દૂધ આપ્યું.
દૂધ મ્હેં મોરને પાયું, મોરે મ્હને પીંછી આપી
પીંછી મ્હેં પાદશાહને આપી, પાદશાહે મ્હને ઘોડો આપ્યો.
ઘોડો મ્હેં બાવળીયે બાંધ્યો, બાવળીએ મ્હને શૂળ આપી.
શૂળ મ્હેં ટીંબે ખોસી, ટીંબે મ્હને માટી આપી.
માટી મ્હેં કુંભારને આપી, કુંભારે મ્હને ઘડુલો આપ્યો.
ઘડુલો મ્હેં માળીને આપ્યો, માળીએ મ્હને ફુલ આપ્યાં.
ફુલ મ્હેં મહાદેવને ચડાવ્યાં, મહાદેવે મ્હને લાડવા આપ્યા.
મ્હારા મ્હેં ખાધા—ના ભાગના, કાળીઓ કૂતરો ખાઇ ગયો. ! "

આ વળી જુદી રીતે પણ કહેવાય છેઃ "ચાંદાસૂરજ લડવા લાગ્યા, (અથવા, ઘોઘર જમતાં જેમનાં લડી પડયા,) લડતાં લડતાં કોડી જડી, કોડી લઇ ગાયને બાંધી, ગાયે મ્હને દૂધ આપ્યું. વગેરેઃ

૧. જેની ઠેકડી કરવી હોય તેનું નામ બોલાય છે.

૧૫ આવરે વરસાદ ઘેબરીઓ પરસાદ,
ઉની ઉની રોટલી ને કારેલાનું શાક.

૧૬ " ઉંચેથી પડી એક કેરી, દીઠી એણે લીધી નહિ, લેવા દોડયા બે જણ, દોડયા એણે લીધી નહિ, લીધી બીજે બે જણે, લીધી એણે ખાધી નહિ, ખાધી બીજે એક જણે, ખાધી એણે સ્વાદ જાણ્યો નહિ, સ્વાદ જાણ્યો બીજી એક જણીએ, સ્વાદ જાણ્યો એણે માર ખાધો નહિ, માર ખાધો બીજે એક જણે, માર ખાધો એ રોયો નહિ, રોઇ બીજી બે જણીઓ !"–જોઉં બોલો આ કોણ સો ?

૧૭ "એક હતો નકો નકો રાજા, તેણે બાંધ્યાં ત્રણ ગામ, બે ઉજડને એક વસે નહીં, તેમાં વસ્યા ત્રણ કુંભાર, બે અણુધડને એક ઘડેજ નહીં, તેમણે ઘડી ત્રણ તોલડીઓ, બે ફુટલ ને એક સાજીજ નહીં, (બે ભાંગી ને એક ખોખરી), તેમાં રાંધ્યા ત્રણ મગ (તેમાં ઓર્યા ત્રણ વાલ), બે કાંગડુ ને એક ચડેજ નહીં, તે જમવા નોતર્યા ત્રણ બ્રાહ્મણ (જમવા તેડયા ત્રણ જતી), બે અપવાસી ને એક જમે નહીં, તેને આપ્યા ત્રણ તાંબીઆ, બે ખોટાને એક ચાલેજ નહીં, તે દેખાડયા ત્રણ સોનીને, બે આંધળા અને એક દેખેજ નહીં, તેણે મારી આમ દોટો, બે ભુલ્યા ને એક વાગીજ નહીં, આ વાત કહી ત્રણ છોકરાને, બે ભુલ્યા ને એકને આવડીજ નહીં."

શરૂઆતમાં નીચે પ્રમાણે બોલફેર પણ સાંભળ્યા છેઃ

" વાત રે વાત, કડાકાટ, કાળી બોરડીનો કાંટો, સવા અરાડ હાથ લાંબો, તેમાં વસ્યાં ત્રણ ગામડાં, બે ઉજડ ને એક વસે નહીં વગેરે.

" બે અપવાશી ને એક જપેજ નહીં." પછી " તેણે મારી ત્રણ લાત, બે વાગી નહીં ને એક છટકી ગઇ " બોલી અટકવામાં પણ આવે છે.

" બે અપવાસીને એક જમેજ નહીં " ને બદલે " બે અભણુને એક ભણે નહીં." એવો પાઠફેર પણ સાંભળ્યો છે.

૧૮ " એક કોઠામાં બત્રીસ કોઠા, તેમાં રમે નાના મોટા,
નાને મોટે નાંખી ગોળી, ભાગીરે હરણુની ટોળી;
હરણુ ખાય હેરા ફેરા, ભાગ્યા છે રે દીલ્હીના દેરા,
દીલ્હી ઉપર આણુમાણુ, ભાગી છે રે સોઢાની માણુ.
માણુ ઉપર રૂડાં મોતી, બીબી જાય છે રોતી રોતી,
બીબીનાં હાથમાં છે ઘોડો, તેણે ફોડયો મીઆંનો હોકો;
હોકો બોલે છે રામ રામ, તેથી આવ્યા વીરમગામ,
વીરમગામના આરા તારા, દીઠા ત્યાં તો સોનાના ભારા,
ભારા ઉપરા ઉપર કરી, સો સો તરવારો પાથરી;
એક તરવાર છે તેમાં ઉંચી, ભગવાનના હાથમાં કુંચી."

૧૯ " આવા ગલાંલ વડુ, મેંદી લેઇએ, જમણે હાથે કે ડાબે હાથે લઇએ, વાડી માંના મોગરા વીણી વીણી લઇએ, વીણાય તેટલા વીણવા દેજો, મ્હારા વીરાને આંનવા દેજો, શેર સોનું લાવવા દેજો, તેની ઘડાઉં ટોટી, મ્હારા વીરાની બઇ્યર મ્હોટી, મોટી થાય તો થાવા દે, બેડે પાણી ભરવા દે, બેડું મુક્યું ઓટલે, વીંછી ચડયો ચોટલે, ચૂલા પછાડી ઠીકરી, મ્હારી

ભાભીને આવી દીકરી, દીકરી દીઠી દીવાળી, સોનાની ઘાઘરી સીવાડી, દીકરી ગઇ ન્હાસી, ઘાઘરી ગઇ ફાટી."

૨૦ તપીયા રે તમે તપેસરી, મ્હારો વીરો લખેસરી, લખેસરીના આણ્યાં ભાણ્યાં,——ને ઘેર ટાણ્યાં.

૨૧ આંબરડું ફેફરડું, કોડી ને કોડીમડું, ગા રે ગા તું મ્હારી મા, નત નત ડુંગરે ચરવા જા, ચરી કરી પાછી વળી, ગંગાજળ પાણી પીને વળી, સામો મળ્યો શિવનો વાઘ, વાઘ કહે હું ત્હને ખાઉં, ત્યારે ભાઇ મ્હને કેમ ખવાય, ગાના છાણનો ચોકો દેવાય, ગાના ઘીનો દીવો બળે, ગાનું દૂધ મહાદેવને ચડે.

૨૨ જમીન પર બેસી બે ઘુંટણપર હથેલી ઢાંકી હથેલી તળે કાંકરી મૂકી રમનાર છોકરી બોલે છે.

" ગણુ ગણુ બાસલો, તેલ તેલ પળી, ઉઠરે લાલીઆ, ઝુંપડી બળી.
બળતી હોય તો બળવા દેજે, ચારે ખાને આવરે કાગડા કઢી પીવા."

૨૩ " આપડી થાપડી, ગોળાચી થાપડી, ધમક લાડુ, તેલ પાડુ, ધડકે બીમી ને સાત કાન "

આમ બોલી એક બીજાનાં કાન ઝાલી બાળકો બોલે છે.

" ચારોળી ભાઈ ચારોળી, શેર ઘઉંની ચારોળી."

૨૪ "ભેંસ દેવ, ભેંસ દેવ ! આપો દૂધડાં પીવડાઉં કૂતરા ને,લડાઉં દૂસ્તીડાં, ખોદાઉં મરોડી, ધડાઉં ધડુલો, કઢાઉં પાણીલાં, પીઉં ચાંચુડી, ખાઉં કોડીમડું, બડુક બડુક."

૨૫ " એક હતો મગ, તેનાં લાંબા લાંબા પગ, થોડી છે પણ ચડથી કહું."

૨૬ " ડોસી ડમકુ, મહી શેર કંકુ, થોડી છે પણ ચડથી કહું."

૨૭ " નાની પૂરીઓ ને રીંગણાનું શાક
ખાય મારો બેટડો ને સાથે દૂધપાક "

૨૮ " દૂધ ને રોટલો, દહીં ને ભાત
લાડવા ને વાલ, ખાઓ મારા લાલ "

૨૯ " ચાણામાંથી પાચી દેજે, પાલીમાંથી પવાલું દેજે, સૂડીમાંથી ચપટી દેજે, ન દે એને બાડુડો જમાઈ આવે, દે એને પાઘડીઓ પુતર આવે. "

૩૦ જમીન પર બેસી ઘુંટણપર હથેળી ઢાંકી છોકરાઓ નીચે પ્રમાણે બોલે છે:

" ડાબડા ડુબડી, બીડજો રે ભાઇ, ચોર આવ્યા. કોનામાં છે ને કોનામાં નહીં? આવ રે કાગડા કઢી પીવા. "

૩૧ " ફૂલફુલ ઘોડો, કેડે કંદોરો, કંદોરામાં ચીંથી, મ્હારી ભાભી મીઠી, મીઠી થાય તો થાવા દે, બેડે પાણી ભરવા દે, બેડું મૂક્યું એટલે (૧૯ માં પ્રમાણે પૂરું કરવામાં આવે છે.)*

(ચુણા.) રણજીતરામ વાવાભાઇ.

*આ સંગ્રહ બે વર્ષ થયાં મ્હારી પાસે પડી રહ્યો હતો. સંખ્યા વધારવા અને ભૂલો સુધારવા તથા અર્થ મેળવવા અભિલાષા હતી, પણ વિવિધ કારણોસર તે સફળ થઇ નથી

# વાલ લેખ.

## ગાયના ગુણ.

ભાત મહીં ખાઇયે છીએ ઘી, માખણનું બને તે સહી;
માખણ જે ધોળું દેખાય, દહીં વલોવીનેજ કરાય.
દહીં તે દુધમાંથી થાય, દુધ આપે છે રૂડી ગાય;
ગાય તો મેં પાળી છે, રંગે તે રૂપાળી છે;
તેનું દુધ ભાવે છે, મીઠું મીઠું લાગે છે.

( વડોદરા. ) —દેવેંદ્ર.( વર્ષ ૧૧ )

---

## અક્કલના સમુદ્ર !

ઉનાળાના દિવસમાં હજામની જાન એક ગામમાં આવી હતી. તાપ સખત પડવાથી બધાં પાણી પાણી કરવા લાગ્યાં. ગામની ભાગોળે એક વાવ હતી, ત્યાંથી જાનના જુવાન હજામ પાણી લાવવા મંડ્યા.

ફેરા ઘણા પડયા; તેથી કંટાળી ગયેલા તેમાંના એકને સુઝી આવ્યું કે, આખી વાવ ઘર આગળ લઇ જવાય તો ઠીક. તે યુક્તિ બધાને ગમી. પણ એમ્મી લઇ જવી શી રીતે? ને તેમ કરવામાં કેટલાં બધાં દોરડાં જોઇએ ? એટલામાં એક જણ બોલી ઉઠયો કે," એમાં શું ? દોરડાં નથી પણ આપણી પાઘડીઓ તો છે ને ?" આ વિચાર પસંદ પડવાથી બધાએ પાઘડીઓ વાવના પથરાને બાંધી; અને જોરથી ખેંચવા માંડયું. જેવું ખેંચ્યું, કે " ચપટ થયું ! તેથી જોરમાં આવીને બોલ્યા કે, " હાં, વાવડી ચસકી ! વાવડી ચસકી ! !"

છોકરાઓને પાણી લાવતાં વાર થઇ, એમ જાણી, ઘરડા હજામ અધીરા અધીરા

---

હમણાંજ સુન્દરી સુબોધમાં એક બ્હેને લખી મોકલેલી બે બાલવાતો વાંચી આ સંગ્રહ છપાવી નાંખવા વૃત્તિ થઇ. છપાયલો હશે તો મ્હારી અભિલાષા કદાચ વ્હેલી સફળ થશે. વાંચનાર ભાઇ બ્હેનોને વિનંતિ છે કે આપણાં બાળકોનાં વિનોદનાં સાધનો—વાતો, રમતો, ગીતો, ઉખાણા ( વખાણા, તરત ) વગેરેનો લોપ થાય તે અગાઉ સંગ્રહ કરવો. કેળવણીની દ્રષ્ટિએ આ સંગ્રહ ઘણો ઉપયોગી છે. કીન્ડર ગાર્ટન પદ્ધતિએ શિક્ષણ આપતાં આ સર્વે સારી રીતે ખપનાં થઇ પડશે. આપણાં બાલ્યજીવનમાં એથી રસ સચવાઇ રહેશે. નહીંતર આ બુદ્ધિપ્રધાન જમાનામાં તદ્દન બચપણથીજ લાગણીઓ કેળવાતી અટકશે.

આંગળીઓને જૂદી જૂદી રીતે ગોઠવી રમતો રમવામાં આવે છે,આંગળીઓમાં સુતરના દોરા ભેરવી "મોરનાં પગ" જેવી રમતો રચવામાં આવે છે. વગેરેનાં સંગ્રહ પ્રત્યે મ્હારી બ્હેનોનું ખાસ લક્ષ ખેચું છું.આવી એ રમતોમાં જનસમાજનો ભૂત ઇતિહાસ પણ જળવાઇ રહેલો હોય છે,માનવ શાસ્ત્ર ( anthropology ) ની દ્રષ્ટિએ આ સર્વ કેટલું મહત્વનું છે તેનો ખ્યાલ આપવા જણાવું છું કે દોરીની રમતો જે જૂદા જૂદા દુનીઆના દેશોમાં રમાય છે તેનો વિશાળ સંગ્રહ રૂપીઆ પચીસેકની કિંમતનો અંગ્રેજીમાં છપાયલો છે. એનું નામ " String Figures in many Lands " છે. એમાં આપણા દેશની આકૃતિઓ નથી. આવી રમતોથી બાળકોનાં અંગો પણ કેળવાય છે અને વગર કસરતે કસરતના લાભ મેળવે છે.

આ સંગ્રહ કરવામાં ભાવનગરના વિદ્યાવિલાસી વૃદ્ધ મહેતાજી રા. રા. દેવશંકર વૈ. કુંડજી, રા. રા. હરસુખરામ મહાસુખરામ અને કુમારી અરુણકિશોરીએ સારી મદદ કરી છે.

—ર. વા.

ત્યાં આવી પહોંચ્યા. જુવે છે તો છોકરાઓ પાઘડીઓ ખુબ જોરથી તાણતા જણાયા; અને પાસે પહોંચતાં પહેલાંજ પાઘડીઓ વચમાંથી તુટી જઈ, બધા ધબોધબ જમીન ઉપર પટકાયા!

ઘરડાઓ તેમની મૂર્ખાઇ ઉપર હસ્યા અને કહ્યું કે, " છોકરાઓ ! વાવડી તો કાંઇ ચસકી નથી. પણ તમારી હાગળી ચસકી છે ! વાવ તે વળી ખસેડાતી હશે ?"

( વડોદરા ) —દેવેંદ્ર. ( વર્ષ ૧૧ )

## ગંમત.

૧.

એક ઘરડા કાકા હતા. તે પરગામથી ઘેર આવ્યા. કાકા ઘણા વ્હાલસોયા હતા ને ભત્રીજા ઉપર તેમની બહુ મહેરબાની હતી. કાકા ભત્રીજાને નીચે મુજબ વાતચીત થઇ.

સવાલ—છોકરા ! તેરા નામ કયા ?

જવાબ—સક્કર પારા.

સવાલ—કીતની રોટી ખાયગા ?

જવાબ—સો હજારા !

સવાલ—કીતના પાની પીયેગા ?

જવાબ—તલાવ સારા !

સવાલ—કીતના કામ કરેગા ?

જવાબ—છોકરા બિચારા !

( હું તો હજી બાળક છું ? )

૨.

એક ભૂદેવ મહારાજ શ્રાદ્ધપક્ષના દિવસોમાં જજમાનને ઘેરથી ભોજન લઇને પોતાને ઘેર જતા હતા. તેમનાથી બરોબર હીંડાતુ નહિં (એટલું ઠાંશી ઠાંશીને ખાધું હતું ) તેથી તેમને બે જણ બાંય પકડીને ચલાવતા હતા. એવામાં એક ડોળી સામી મળી. ભટે પુછ્યું, " આ શું જાય છે ? " જવાબ મળ્યો કે, " એક બ્રાહ્મણે ખુબ ખાધું છે, તેનાથી ચલાતું નથી; માટે એને ડોળીમાં નાંખીને ઘેર લઈ જાય છે। " પેલા ભૂદેવ મહારાજે આ સાંભળીને મોટો નિસાસો નાંખ્યો અને તે બોલ્યા કે " હે ભગવાન ! કોઇ દહાડો મને આવું જમણ ન મળ્યું ! "

( અમદાવાદ ) —એક છોકરો. ( વર્ષ ૧૨ )

## ઇશ્વરને છાંયે.

( ગઝલ )

ખરે. આ વિશ્વ રહે છું તે, નિરંતર ઇશને છાંયે;
સહુ ભુપો કરે રાજ્યો, નિરંતર ઈશને છાંયે,
સહુ દેવો અને દેવી, વિદ્દરનાં વિશ્વની માંયે.
રહે તે દેવને દેવી, નિરંતર ઇશને છાંયે;
દુનીઆંના સહુ સંતો, અને વળી અન્ય મહંતો,
કરે કલ્યાણ સૃષ્ટિ, નિરંતર ઈશને છાંયે.
કરે સુખી રંક દુઃખીને, વસાવી ઈશને છાંયે,
રહે તે પૂર્ણ આનન્દે, સદાયે ઇશને છાંયે.

—સાહિત્ય સેવક. ( વર્ષ ૧૩. )

# સુન્દરી સુબોધ.

વર્ષ ૧૦ મું.] ઇ. સ. ૧૯૧૩, જુલાઈ – આષાઢ, વિ. સં. ૧૯૬૯. [અંક ૧૧ મો

## ઉદય ગુંજન.

### જેવાં માબાપ, ત્હેવાં બાલક.

વિઠ્ઠલપંતના સંબંધમાં વિચાર કરીએ તો " કેવળ ગુરૂઆજ્ઞાનું પાલન કરવું એજ પોતાનો ધર્મ છે " એમ માનીને જ તેઓ પુનઃપ્રપંચમાં પડ્યા, માટે તેમને પણ દોષ દઇ શકાય નહિ. તેઓ કાંઇ વિષયલંપટતાને લીધે ( સંન્યાસ છોડી ) પુનઃ સંસારી બન્યા નહોતા; ઉલટ પક્ષે તીવ્ર વૈરાગ્ય થવાથીજ તેમણે પ્રથમ ઘરનો ત્યાગ કર્યો હતો..... સંતતિ થયા પછી પત્નીની સંમતિથી સંન્યાસ ગ્રહણ કરવો જોઇએ એવા શાસ્ત્રનિયમનો અનાદર કરવાથી અર્થાત્ અકાળે સંન્યાસ ગ્રહણ કરવાથી તેમને છેક વૃદ્ધ અવસ્થા પર્યન્ત આ રીતે ગૃહસ્થાશ્રમ પાળવો પડયો. અસ્તુ ! જે થયું તે સર્વ સારૂંજ થયું ! ....નિવૃત્તિ ( નાથ ), જ્ઞાનેશ્વર, સોપાનદેવ અને મુક્તાબાઇ સમાન સંતાન ઉત્પન્ન થવાને માટે યોગ્ય ભૂમિકા તૈયાર થવી જોઇતી હતી. વિઠ્ઠલપંતના જેવા વિવેક–વૈરાગ્યશીલ પિતા અને બાર વર્ષ પર્યન્ત તીવ્ર અનુષ્ઠાન કરીને શુદ્ધતમ બનેલી રૂક્મિણીબાઇ જેવી માતા તમને કયાં મળી હોત ? વિઠ્ઠલપંતે અકાળે સંન્યાસ ગ્રહણ કર્યો, તેથીજ રૂક્મિણીબાઇને બાર વર્ષ પર્યન્ત ઘોર તપશ્ચર્યા કરવાની સંધિ મળી. આ પ્રમાણે પતિ પત્ની ઉભય–વિવેક, વૈરાગ્ય, તપ, અને ભગવત્પ્રેમ,–એ ગુણોથી યુક્ત થતાંની સાથેજ જ્ઞાનેશ્વરાદિ બ્રહ્મનિષ્ઠ સંતાનો તેમના ઉદરમાં જન્મ્યાં !

—શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા.

( સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. )

---

નવી યોજનામાં ફેરફાર !

## સુન્દરી સુબોધનો માસિક વધારો:

ફક્ત ત્રણ રૂપિયામાં,–દર મહિને ૧૦૦ પાનાં !

( આ અંકનું–પાનું ૪૧૮ જુવો. )

# काव्यकुंज.

## " અમે તો પ્રભુનાં પ્યારાં બાળ. "

( રાગ-ધનાશ્રી, કાફી, કે ભૈરવી )

પ્રભુના પ્યારા બાળ, અમે તો, પ્રભુના પ્યારા બાળ
વિભુના ન્હાના બાળ, અમે તો૦

ધરા-શિખરથી ઝરતા ઝરણાં, સંસારે સરનાર અમે તો૦
ઉગતા ખીલતા ફુલડાં રંગીલા સુન્દર ને સુકુમાર, અમે તો૦
શીતળ તેજભર્યાં તારલીયા, નવું જગત જોનાર અમે તો૦
હસતા કુદતા મોજાં નદીનાં, અંગે રંગે રમનાર, અમે તો૦

ધીરા પવનની મધુરી લહરીઓ, સંસાર સુગંધનાર અમે તો૦
ગૃહ-આશ્રમના ચપળાં હરણાં, રસિક રમતીયાળ અમે તો૦
કોરાં કોમળ હૈયાં અમારાં, સ્નેહજળે ભીનનાર, અમે તો૦
પ્રેમી હૃદયના પ્રેમ પરખીને આનન્દઘેલા બનનાર અમે તો૦

કાલાં ઘેલાં વચનામૃત વર્ષી વ્હાલાંને ઘેલાં કરનાર અમે તો૦
આવો પીયળપાન પાકેલા! ડુબ્યા શા જગજંજાળ! અમે તો૦
જુઓ, અમે શા કુમળા કુંપળીયા સુખ-આશ ઉગનાર! અમે તો૦
આવો, અમ સહ ખેલો આનંદે, કાં કરમાઓ સહુ કાળ! અમે તો૦

વિસર્યાં વ્હાલાં માણો ઉમંગે પ્રભુ-પ્રેર્યાં પ્રેમાળ, અમે તો૦
વિભુના ન્હાના બાળ, રહીને, લ્યો અમ શુભ સંભાળ અમે તો૦

(અમદાવાદ) શંકરરાય અમૃતરાય પાન્થ.

---

## ભાઈ તે તો ભાઈ !

ભાઈ તે તો ભાઈ, જગમાં ભાઈની નવાઈ!
જિંદગીભરમાં એક જ તું તો! સાચો આનન્દદાઈ!
ભાઈ તે તો ભાઈ! જગમાં સાચી એક સગાઈ!

માત એક જ, તાત એક જ, એક નહિ જુદાઈ!
દિલ જુદાં પણ રક્ત એક જ, નસમેં વહેતું ધાઈ!
ભાઈ તે તો ભાઈ! જગમાં વ્હાલી એક વધાઈ!

અંતરના સાચા ઉમળકે, આવે આકરાઈ!
ત્હારો-મ્હારો ભેદ જ ટાળી, એક ગણે એ ભાઈ!
ભાઈ તે તો ભાઈ! જગમાં ભાઈની નવાઈ!

ઉરમાંના ઉભરા શું ત્યાગ નિત્ય નિત્ય વહેતા આવી!
અગણિત ત્યાગ એ ઉપકારે, વન્દું વ્હાલા ભાઈ!
ભાઈ તે તો ભાઈ! જગમાં ભાઈની નવાઈ!

( કુસુમકુંજ ) —શિરીષ

**વ્હાલી બ્હેન !**

બ્હેન ! વ્હાલી બ્હેન ! જગમાં સાચાં ત્હારાં વેણ !
દુઃખ દરિયામાં એક જ ત્હારાં માયુ સુખમય વ્હેણ !
બ્હેન ! વ્હાલી બ્હેન ! જગમાં સાચાં ત્હારાં વેણ !

સુખમાની મીઠી તુજ વાણી રેતી દિલમાં ચેન !
આશિષો ઉરમાની ત્હારી ફુહેની સુખકર ફુહેણ !
બ્હેન ! વ્હાલી બ્હેન ! જગમાં સાચાં ત્હારાં વેણ !

વ્હાલેરાં વ્હાલેરાં વચનો નિત નિત્ય વર્ષે બ્હેન !
અગણિત એ શું નહિ ઉપકાર ! વન્દું વ્હાલી બ્હેન !
બ્હેન ! વ્હાલી બ્હેન ! જગમાં સાચાં ત્હારાં વેણ !

અંતરના દૈવી આંદોલન ઉભરે આ તરફેણ !
બન્ધુની માલણડી બ્હેની જગમાનું તું નેન !
બ્હેન ! વ્હાલી બ્હેન ! જગમાં સાચાં ત્હારાં વેણ !

( કુસુમકુંજ ) —શિરીષ

---

# રમણીમણિમાલા.

## એક ઉત્તમ સ્ત્રીશિક્ષક.

**શ્રીમતી પાર્વતીદેવી,** ( કુંભકોણમ હિન્દુકન્યાશાળાની મુખ્ય અધ્યાપિકા–હેડ મિસ્ટ્રેસ )

સર્વ સંસ્થાઓને સ્થાપક અને કાર્યવાહક હોય છે અને ત્હેમને ચલાવવામાં શક્તિનો જેટલો ઉપયોગ કરવામાં આવે છે તેના પ્રમાણમાં તે આબાદ થાય છે. આ આશ્ચર્યજનક સંસ્થાના સ્થાપક બે સ્ત્રી આત્માઓ છે મિસ એ કે રામા અને શાળાની અધ્યાપિકા શ્રીમતી પાર્વતી દેવી. આ સ્થળે શ્રીમતી દેવીનું જીવન આલેખવાનો હું પ્રયત્ન કરૂં છું, કારણ સંસ્થાની આબાદીનો મોટો ભાગ હેમના પર અવલંબેલો છે. તે શાળામાં તથા ત્હેની બહાર કુંભકોણમની સામાન્ય સ્ત્રીઓમાં તથા પોતાની શિષ્યાઓમાં શું શું કામ તેઓ કરે છે તે જ બતાવવામાં આવશે.

### ત્હેની બાલ્યાવસ્થા અને કેળવણી.

ત્હેનો બાપ **તીરૂ ચિદાનન્દ જ્ઞાનીઅર**ના નામથી ઓળખાતો હતો. તેમાં તીરૂ એટલે શ્રી, ચિદાનન્દ–જ્ઞાનરૂપી આનંદ અને જ્ઞાનીઅર–જાણનાર એટલે આનંદરૂપી જ્ઞાનનો માનનીય જ્ઞાતા એવો અર્થ સમાય છે. તે વેદની માહિતગાર હોવા ઉપરાંત તે વેદનો તામિલ ભાષામાં ટીકાકાર હતો અને બધું પૃથુ કાવ્ય અને નિબંધોનો લેખક હતો. તે શૈવધર્મનો પ્રચારક હતો. જીવનના અવસાનમાં તે વાનપ્રસ્થાશ્રમ પાળતો હતો અને ધ્યાનમાં જ નિમગ્ન રહેતો હતો. દેવીની ચોદ વર્ષની વય સુધી તામિલ સાહિત્ય, હિન્દુશાસ્ત્ર અને સંસ્કૃત ત્હેણે શિખવ્યું હતું. જોકે નાતિના રિવાજ પ્રમાણે ત્હેને આઠ વર્ષે પરણાવ

છે કે તેઓ પોતાની કન્યાઓને ક્યારે અને કોની સાથે પરણાવવી તેમાં ત્હેની સલાહ લે છે આ વિશ્વાસનો તે લાભ લે છે અને ત્હેની સયુક્તિક પદ્ધતિથી પોતાની ઘણી શિષ્યાઓને દશ વર્ષની વય પછી પરણવા દે છે આવા કાર્યમાં તે કેવી યુક્તિ વાપરે છે તે નીચે પ્રમાણે છે—જો તે પોતાની કોઈ શિષ્યાની મા ત્હેને ઘણી ન્હાની વયે પરણાવા ઇચ્છે છે એમ જાણે છે તો ત્હેને તે એમ કહે છે કે "આપ આપની કન્યાને અમુક છોકરા સાથે પરણાવવા ધારો છો પણ તે સારો નીકળશે ત્હેનુ શુ ? તે કેવો નીકળશે તે જોવા એક બે વર્ષ ગમ જુઓ ત્હેની કેળવણી પૂર્ણ થવા દ્યો " કેટલીક વાર તે એમ કહેતી કે ' ત્હમે ઉતાવળ કેમ કરો છો ? એક બે સારા છોકરાઓ મ્હારી આંખ નીચે છે પણ તેઓ હજુ ભણે છે થોડી વાર ગમ જુઓ હુ ત્હમારી કન્યા માટે સારો વર મેળવી આપીશ ' તે કન્યાનુ લગ્ન દશથી ઓછા વર્ષનું કદી સહન કરી શકતી નહોતી આથી પણ વધારે વર્ષ કરવા ત્હેની ઇચ્છા છે પણ મદ્રાસ ઇલાકાની ઉચ્ચ કોમોમા રજોદર્શન પછીના લગ્ન વિધવાવિવાહ કરતા વધારે ખરાબ ગણાય છે ! તેથી આટલો સુધારો પણ ઘણો થયો કહેવાય વળી વ્યવહારિક રીતે આ શાળામા ૧૨ અને ૧૩ વર્ષની કન્યાઓ અવિવાહિત નજરે પડે છે

વિશેષમા, આ શાળામા બ્રાહ્મણ અને શુદ્રની ઉચ્ચ વર્ણની અને ઉતરતી કોમોની કન્યાઓ સાથે ભણતી જોવામા આવે છે

જે લોકોને, કૃત્રિમ ભેદો કે જે એક હિન્દુને બીજાથી જુદો પાડે છે, અને માણસને મનુષ્યત્વ અને ભ્રાતૃભાવ વિનાના બનાવી મુકની સંસ્થાઓ તરફ અણગમાની લાગણી હશે, ત્હેમને આ સંસ્થામા કેવી જાતનુ ધાર્મિક શિક્ષણ આપવામા આવે છે તે જાણવાની સ્વાભાવિક જિજ્ઞાસા થશે આ શાળા સ્ત્રીઓને માટે કરવુ જોઈતુ સર્વ કરવાનુ શીખવે છે આ રીતે તે કન્યાઓને રાષ્ટ્રિયત્વ અને બુદ્ધિ સ્વાતંત્ર્ય શીખવે છે આશરે કન્યાઓ હાલ આ શાળામા શ્રીમતી દેવીની દેખરેખ નીચે અભ્યાસ કરે છે

## ત્હેની વિદ્વત્તા.

તામિલ સાહિત્ય પર સારો કાબુ ધરાવવા ઉપરાંત તે સારી રીતે જાહેરમા બોલી શકે છે તામિલ સાહિત્ય સબંધી શિક્ષકોની શાળામા ગ્રેજ્યુએટ સમક્ષ ત્હેણે ભાષણ આપ્યાં છે શાળાના વાર્ષિકોત્સવ પ્રસંગે ઘણીવાર ત્હેણે મોટી મોટી સભાઓ સન્મુખ ભાષણ કર્યાં છે

તામિલ ભાષામા જુદા જુદા વિષયો પર તે સારા લેખ લખી શકે છે પરસ્પર સહાયક મંડળીઓ અને જર્મન શિક્ષણ શાસ્ત્રી ફ્રોબેન અને પેસ્ટેલોઝી પરની લેખમાળા તામિલ વર્તમાન પત્રોમા ઘણી વખણાયેલી છે હવે ભૂગોળશાસ્ત્રવેત્તા લક્ષ્મણ આયર તરફથી મળેલી હકીકતો પરથી તે ભૂગોળને લગતી વાચનમાલા તૈયાર કરનાર છે

## શાળા સંબંધી સામાન્ય અભિપ્રાય.

એ તો ઘણુ શોચનીય છે કે મદ્રાસ ઇલાકાના લોકો આ શાળાની મહત્તા, અગત્ય અને શક્તિ સંબંધી બહુ જાણી શકયા નથી, પણ હવે કેટલાક નામદાર જુસ્સાવાળા અને લાગવગવાળા માણસો આ સંસ્થામા રસ લેતા થયા છે

પહેલાના કેળવણી ખાતાના અમલદારોએ શાળાને કશા લેખામા લીધી નહોતી પણ હાલ કેટલાક શાળાના ઇન્સ્પેક્ટરોએ અને બીજા કેટલાક કેળવણી ખાતાના અધિકારીઓએ

શાળાના કામથી સંતોષ અને અજાયબી બતાવ્યાં છે. મિ. આર્થર મેહ્યુ, શાળાઓનો એક પ્રખ્યાત ઇન્સ્પેક્ટર લખે છે કે 'તે છોકરાઓની શાળાઓને પણ પછાડી પાડે છે.' આવાં ઘણાં પ્રમાણપત્રો મળેલાં છે પણ ત્હેમની આ સ્થળે નોંધ લેવાની ખાસ આવશ્યકતા નથી. શાળાએ કન્યાઓના કામને માટે શ્રેષ્ઠ ઇનામો પ્રાપ્ત કર્યાં છે. તેમાંનું એક નીચે પ્રમાણે છેઃ—

શિંગલપટ તાલુકાનું કેળવણી ખાતાનું પ્રદર્શન ૧૯૦૮.

૧૯૦૮ ના ઑક્ટોબરની ૨૨, ૨૩, અને ૨૪ તારીખે ભરાયલા ઉપલા પ્રદર્શન વેળાએ કૉન્જેવરમની હિન્દુ કન્યાશાળાએ કન્યાઓના અક્ષર, નિબંધ, ગણિત, શિવણ, ગુંથણ અને કિન્ડરગાર્ટનની બક્ષિસોને માટે જે ઇનામ પ્રાપ્ત કર્યાં છે ત્હેમને માટે આ પ્રમાણપત્ર આપવામાં આવે છે.

અમેરિકાનો શિક્ષણશાસ્ત્રી મિ. માઇરન ફેલ્પ્સ જે અત્રેની કેળવણીની સંસ્થાઓનો અભ્યાસ કરવા આવ્યો છે અને જે આપણી રાષ્ટ્રિય સંસ્થાઓ તરફ સહાનુભૂતિ ધરાવે છે ત્હેણે આ સંસ્થાને લોકપ્રિય બનાવવાને પોતાના લેખથી અને પોતાની લાગવગથી ઘણા પ્રયત્ન કર્યા છે. ત્હેણે આ શાળાની સારી તપાસ લીધી છે. ૧૯૧૧ માં ત્હેણે આ શાળામાં સત્તર દિવસ ગાળ્યા હતા અને ત્હેના સંબંધમાં મદ્રાસના હિન્દુ પત્રમાં ઘણા પત્રો લખ્યા હતા. ત્હેના પત્રમાંથી કેટલાક ઉતારા નીચે આપવામાં આવે છેઃ—

અહીંઆં સઘળા વર્ગનાં બાળકો મળે છે........બ્રાહ્મણની અને અબ્રાહ્મણની કન્યાઓ વચ્ચે કશો તફાવત નથી. હલકા વર્ણની કન્યાઓ પોતાની સ્થિતિ વિસરી જાય છે અને ઉચ્ચવર્ણના રીતિરિવાજો શીખે છે............નામ સિવાય અન્ય કોઇ પણ પ્રકારનો તફાવત નથી. ટેવ, સ્વચ્છતા, ભાષા અને શિષ્ટાચારમાં તેઓ સરખાં જ હોય છે. અત્યાર સુધી આ બાબતોમાં જે તફાવત હતા, તે સર્વ આ બાળકો વિસરી ગયાં છે અને ભવિષ્યમાં સમાજ ઘડનાર પણ તેજ બનનાર છે. સાહચર્યનો ભાવ આખા જીવનમાં કદી પણ ભુલાવાનો સંભવ જણાતો નથી.........."

એટલું તો કહ્યા સિવાય ચાલશે, કે આવી સંસ્થા સારા શિક્ષકમંડળ સિવાય હયાતિમાં આવી શકે નહિં. આ અધ્યાપિકાઓ પોતાની શક્તિ શિક્ષણપદ્ધતિશાળામાં શિક્ષણ શાસ્ત્ર પર દર શનિવારે અપાતાં ભાષણ સાંભળીને સતેજ રાખે છે. આ શાળાની મુલાકાત લેનારને સ્પષ્ટ જણાશે કે ત્યાં જે શિક્ષણ આપવામાં આવે છે તે તેટલી જ વયની બીજી કન્યાઓને જે શિખવવામાં આવે છે તેના કરતાં ઘણું ઉચ્ચતર છે."

ત્હેની જરૂરીઆતના સંબંધમાં તે નીચે પ્રમાણે લખે છે;

મ્હારા બન્ધુઓ, એટલું તો ખરૂં જ છે કે કૉન્જેવરમની કન્યાશાળા ચલાવવા જે પ્રયત્ન કરવામાં આવ્યા છે તેવા પ્રયત્નોથી જ આર્યાવર્તની ઉન્નતિ થવાની છે અથવા તો તે કદી ઉન્નત થવાનો જ નથી. આવા વીર પ્રયત્નો વિસરો, અને તેમને અજ્ઞાત અવસ્થામાં નાશ પામવા દેશો, તો હિન્દીઓ પ્રજા બનવાને યોગ્ય થશે નહિં, અને કદી બનશે પણ નહિં, હિંદુસ્થાન અધોગતિને પામશે. હાલ જે રસ્તે જાય છે તે રસ્તે એટલે બધે નીચે પડશે, દારિદ્રના ખાડામાં ઉંડે અને ઉંડે ગોથાં ખાશે અને છેવટે શબવત્ આ વિશ્વમાંથી નાશ પામશે. જ્યાં સુધી ઈશ્વરી પ્રકાશ જેમની મારફતે આવે છે તે આપણી સહાનુભૂતિ, આપણો આધાર અને ઉત્સાહ પ્રાપ્ત કરશે નહિં ત્યાં સુધી આ જ સ્થિતિ થવાની.*

ઠૉલેજીયન.

---

* મૉડર્નરિવ્યુના ચાલતાવર્ષના ફેબ્રુઆરી માસના અંકમાં મિ. મુકન્દીલાલના લેખપરથી ભાષાન્તર.

# विविध विहार.

## બાલકનો ઉપયોગ શો ?

अन्तःकरण तत्त्वस्य दम्पत्योः स्नेहसंश्रयात् ।
आनन्दग्रन्थिरेकोयमपायमिति बध्यते भवभूति ॥

A dreary place would be this earth,
Were there no little people in it,
The song of life would lose its mirth
Were there no children to begin it.

*Whittier*

જ્યારે બેન્જામીન ફ્રેંકલીને મેઘની વિજળી અને વિદ્યુત (ઉપયોગમા આવતી વિજળી) એક છે એમ જગતને જાહેર કર્યુ, ત્યારે લોકોએ હેને પૂછ્યુ કે "એનો ઉપયોગ શો ?" બેન્જામીને પ્રત્યુત્તર એટલોજ આપ્યો કે બાળકનો શો ઉપયોગ ?—એક દિવસ આ બાળક ત્હમારા જેવુ માણસ થશે ' વિવાહિત સ્ત્રી પુરૂષો આ સ્નેહગ્રન્થી–આનંદગ્રંથીને સબધે આવો પ્રશ્ન પૂછતા નથી પ્રથમ સંતતિ વખતે તો નહિજ જો પતિ પત્નિ સુશિક્ષિત હોય તો ' બાળક દેશો દ્વારક થશે લેખક થશે મહાવીર થશે એમ માને છે વ્યાપારી અને સામાન્ય મનુષ્યો બાળકને દશ ટકાની રળનાર, મૃત્યુ પછી સ્વર્ગમા પોચનાર અને વૃદ્ધાવસ્થામા આધાર માને છે જે આટલુ ન હોત, જો આટલી આશા ન હોત તો બ્રામ્ત, એક રીતે ઉછેર કરાવનાર, મર્યે વધારનાર જીવ પ્રત્યે મમતા સ્નેહ કોણ રાખત ? કોઇજ નહિ

गात्रं श्लेषे यदमृतरसस्रोतसा सिञ्चतीव ।

પુત્રને આલિંગન દેતા રામચન્દ્રજી પેરે જેને થતુ નથી તે પિતા નથી

બાળકોની કિમ્મત તેના અભાવેજ જણાય છે अपुत्रस्य गृह शून्यम् । (જેના ગૃહમા બાળક નથી તે ગૃહ શુન્ય છે ) હા બાળકો વિના, બાળકોના ધીંધાર–તોફાન વિના, ઘર શાન્ત લાગશે–સ્વચ્છ રહેશે પરન્તુ એક અપાશ્રય પણ શાંત હોય છ અરણ્ય પણ શાન્ત હોય છે બાળકના મધુર સ્વર વિનાના ગૃહમા સ્વર્ગીય સંગીતની ભાવના સહજ આવી શકતી નથી બાળકો દુખ ચિન્તા રૂપ છે અને અનિશ્ચિત આનંદ છે એમ કોઈ માનશે, તે કેટલે દરજ્જે સત્ય પણ છે પરન્તુ તેમા દોષ માબાપનો જ છે શિશુ અવસ્થામા પોતાના આનંદ માટે રમકડા હોય તેમ બાળકની પ્રત્યેક વૃત્તિ સંતોષી ભવિષ્યનો જરા વિચાર ન કરતા તેમને સ્વચ્છન્દી બનાવે છે અને બાલ્યાવસ્થા, કુમાર બાલ્યાવસ્થા ગયા પછી તેમના ઉપર જે દોષો પોતેજ રોપ્યા હોય તે રોગ માટે સખ્તાઈ–તા સક્રોધ દર્શાવે છે

મહાત્મા એમર્સન એક મિત્ર સાથે કોઇને ઘેર ગયા ત્યા ઘરમા બે બાળકો રમતા હતા બાળકોને રમતા, નિર્દોષ આનંદ કરતા જોઈ પિતા બોલ્યો આનંદજન્ય વય આજ છે ? એમર્સને પૂછ્યુ, બાલકો કઈ ઉમરે આનંદજન્ય નથી હોતા ? પિતાને બાળક નિરંતર ઉત્પાદક આનંદજન્ય હોય છે, હેવા જોઇએ આપક તો

બાલકોનું કાલું કાલું કાલું બોલવું, અનિયત રૂદન અને અકારણ હાસ્ય, આંખમાં આંસુ ને મ્હોં હસતું, મ્હારથી આવતાં આપણને બાઝી પડવાની અંદર અંદરની હરિફાઈ, અને સર્વે કહી દેવાની ઉતાવળ, કોમળ હાથનો સ્પર્શ અને ઉજ્વલ દંતપંક્તિઓ જોતાં કોને આનંદ નહી થતો હોય? ભલે પછી તે રાજા હોય વા દરરોજ ઘેર ઘેર ભીખ માગી ઉદરનિર્વાહ ચલાવનાર ભિક્ષુ હોય.

किमस्य न प्रियं એમ કોણ નહી કહે? બાલકને ન ચાહનાર પ્રજાપાલક થવાને લાયક નથી, તે દૃષ્ટાન્ત હાલની વાંચનમાળામાં આપેલું સર્વને વિદિત જ હશે. મહાન્ શેકસપીયરે તો જેને સંગીત પ્રિય નથી તેને માટે કહ્યું છે, પરંતુ અત્યંત જેને બાલક પ્રિય નથી તેને અક્ષરશઃ લાગુ પડે છે બાલકને ચહાતો નથી તે મનુષ્ય કાવત્રાં, લુંટફાટ, દ્રોહને માટે જ સર્જિત છે તેના અંતરાત્મામાં ઘોરરાત્રીનો અંધકાર હોય છે—આવા મનુષ્યનો કદિપણ વિશ્વાસ કરતા નહિ. એક અથવા બબે ચચ્ચાર બાલકો પોતાની હયાતીમાં મૃત્યુ પામતાં જોઇ મનુષ્યને જીવનનું રહસ્ય—જીવનનો આનંદ—જીવનનો જીવ—જીવનની મઝાહ જતી રહેલી લાગે છે એમાં જરાયે ખોટું નથી પ્રભુ એવો સમય કોઇને પણ ન દેખાડે. રામચંદ્રને વનવાસ મોકલતાં જ દશરથના રામ રમી ગયા, તો પછી એકજ બાલક—કે બાલિકા—જીવનમાં પ્રકાશરૂપ બાલક પોતાની નજરે જતુ જોઇ કયા પાષાણ હૃદયના મનુષ્યનું હૃદય નહી પીગળે? મુંબાઇની એક મોટી ઓફીસમાં કારકુનો મોડા આવતા ત્યારે કારકુનો અનેક કારણો આપતા અને ઉપરી અમલદાર કહેતો કે—બહુ સારૂં—ફરીથી એવું ન થાય એમ સંભાળજો" એક દિવસ એક કારકુન કલાક મોડો આવ્યો ને ઉપરી એ મોડા આવવાનું કારણ પુછ્યું. ઉત્તરમાં ગભરાતાં ગભરાતા કારકુને કહ્યું, સાહેબ! મ્હારે ત્યાં મ્હારા કુટુંબની વૃદ્ધિ થઈ ને તેમાં જરા વાર થઈ." રોજના નિયમ પ્રમાણે ઉપરીએ કહ્યું—'બહુ સારૂં! ફરીથી એવું ન થાય તે સંભાળજો!" જગતમાં પણ એવા ઘણા મનુષ્યો બાલકોની બાબતમાં 'ફરીથી ન થાય' એવા વિચારના છે અને અમેરીકા જેવા દેશોમાં તો અમુકથી બાલકો ન થાય એવી ઇચ્છાવાળા મનુષ્યો વધતા જાય છે. બે બાલક સારાં કે નવ બાલક સારાં, એ માટે કોઈ પણ તરેહનો નિયમ બંધાય એમ નથી. એક છોકરો, છોકરામાં નહિ, એ માન્યતા જેટલી ખરી છે, તેટલીજ છોકરાંની ધાડ સારી નહી એ ખરૂં છે. પરન્તુ 'ન્હાનું મોટું કુટુમ્બ અથવા મ્હોટું નાનું કુટુંબ? કયું સારૂં—એ પ્રત્યેક વ્યક્તિના ઉપર આધાર રાખે છે આપણામાં એક દેવીને બીજી દેવીઓએ છોકરાં વધારે છે એમ કહ્યું, ત્યારે એને માથે, એ આંગળીએ, એ ખભે બેસાડી કહ્યું, કે વધારે હોય તો લઇ જા. આ પ્રમાણે બાલકોની સખ્યા કેટલી હોય તો સારી? સદાવ્રત અપાતાં હોય છે ત્યાં ભીખારણો બહુ બાલકને ચાહે છે કારણ કે જેટલા બાલક તેટલી મુઠી અનાજ મળે, પરન્તુ રેલ્વેની મુસાફરી કરવી હોય તે વખત ટીકીટના પૈસા જાયજ!

एकश्चन्द्रस्तमोहन्ति न च तारागणोऽपि च. (ઘણા તારાથી અંધારૂં ઘટતું નથી, તે એક ચન્દ્રથી નાશ પામે છે)

એ ન્યાયે કુળના અંગારરૂપ—જેના દુરાચારથી જગતમાં નીચું જોવાનો વખત આવે એવા બાલકોથી શો લાભ? બાલકો પછી પુત્ર હો યા પુત્રી હો—પણ તેમનામાં ઇશ્વરનો ડર—નીતિના બીજ ન વવાયાં હોય તો પછી બાલકોથી જગ પણ રાજી થવાનું નથી.

વૈધવ્ય-યોગ્યાયોગ્ય પતિ-અનેક લાલચો અને મહાત્મા મનાતા પુરૂષોનાં પ્રપંચોમાં ફસાવાની બ્હીકને લીધે જ પુત્રીનો જન્મ આદરણીય નથી લેખાતો. પરંતુ બાલકોમાં એકલા પુત્ર કે એકલી પુત્રીયોથી પૂર્ણતા પમાતી નથી. બાલક અને બાલકીઓ કુટુમ્બમાં સાથે રહેવાથી, ઉછરવાથી, રમવાથી કુટુમ્બ શોભે છે. બાલકો પોતાની બ્હેનો પાસેથી કોમળતા અને અનુકૂળ થવાની ટેવ શિખે છે. જ્યારે બાલકીઓ ભાઇઓ પાસેથી આત્મશ્રદ્ધા અને સ્વાશ્રય શિખે છે. બાલકોના સંબંધમાં સંખ્યા કરતાં સદ્ગુણ આકર્ષક હોવા જોઇએ. માત્ર નરકમાંથી બચાવશે, પાછળ પાણી રેડશે, સંગ્રહેલો પૈસો વાપરશે અને વંશ વૃક્ષ ટકાવી રાખશે, એજ સંતાનનો હેતુ નથી. પરંતુ મનુષ્યદેહમાં જનસેવા કરી પ્રભુતા પામવાનાં જે કામ અધુરાં રહ્યાં હોય તે કામ બાલકો કરે તે કાર્યો બાલકોને પુરાં કરવાનાં છે એમ આપણે સમજવાનું અને બાલકોને સમજાવવાનું છે. બાલકો આ ન સમજે તો પછી તેમનો ઉપયોગ શો ?

પૃથ્વીની સપાટીઉપર બાલકોની લોલુપતા હોય છે પરંતુ હિંદુ સંસારમાં જેટલી લોલુપતા હોય છે તેટલી બીજે ભાગ્યેજ હશે બાલકને માટેજ, વંધ્યા મહેણું ટાળવા માટે, નર્કમાં પડતા બચવા માટે-પીતરાઇઓ રંખેને પુંછડું ખાઇ જાય તે બ્હીકે-અનેક પત્નીની પદ્ધતિ-દોરા ચીઠી અને કેટલીકવાર કુટુમ્બ કલેશ થતો નજરે પડે છે. જો પ્રભુએજ બાલક ન થાય એમ ઇચ્છયું હોય તો પછી બીચારી સ્ત્રીને શા માટે મહેણાં મારવાં? એને શામાટે દુભવવી ? એના જીવનમાંથી મજાહ શામાટે લઇ લેવી ? જે પુરૂષ, જે સાસુ, નણંદ કે સ્ત્રી પુરૂષ અપુત્રવતીને દુભવે છે તે ઘોર પાતકી છે. બાલક નથી તેમાંજ મજાહ છે. ઇશ્વરે આપણુ શ્રેય ઇચ્છીનેજ બાલક નથી આપ્યાં તો પછી શા માટે ગ્લાની પ્રાપ્ત થવું ? બાલક થયા પછી મહા પાપી નીકળે તો ? મ્હોટી વયે બાલકો માટે અનેક ધતીંગ કર્યાં પછી બાલક થાય છે ને તે બાલકો માતાપિતાના આશ્વાસન થવાને બદલે હૃદયભંગ કરનારા નીવડે છે એવા જગતમાં પ્રસંગ નથી જોયા ? અરે બાલકનો સમય આવે અને જે બાલકને રમાડી, હસાવી, ફુલાવી મોજ માણવાની આશા બાંધી હોય તેજ બાલક જન્મતાં માતા પોતે સ્વર્ગવાસી થયેલીના દૃષ્ટાન્તો ઓછાં છે ?

એક માતાનો એકનો એક બાલક બાલ્યાવસ્થામાં મૃત્યુ શય્યા ઉપર હતો એની માતા અત્યન્ત આક્રન્દ કરવા લાગી અને "એના શિવાય ઘડી જીવાશે નહિ" એમ બુમો પાડવા લાગી. ઇશ્વરેચ્છા ઉપર અશ્રદ્ધા થઇ. બાલક જીવ્યું પરંતુ એકવીશ વર્ષની વયે ઘોરમાં ઘોર ખુન કરવા માટે તેને ફાંસી દેવામાં આવી !

બાલકોનો શો ઉપયોગ ? માબાપો ન સમજે તો કાંઇજ નહિ. બાલકો નાટક-સીનેમેટોગ્રાફની માફક માબાપનું આનંદસ્થાન નથી તેમજ ઘણાને લાગે છે તેમ 'ધાડ' 'મુવાં'-'પીટ્યાં'. વિઘ્નકર્તા નથી. બાલકો એ પરમ કૃપાળુ પરમેશ્વરે આપણને સોંપેલી પવિત્ર થાપણ છે. સદુપયોગ મહદ્રંગે લઇ જવાની બુદ્ધિ છે. આ થાપણ અસ્તવ્યસ્ત કરી દેવાળું કાઢવાનું નથી. અથવાં આ થાપણ ભોંયમાં દાટી મુકવાની નથી પરન્તુ તે થાપણ ઇશ્વરપ્રીત્યર્થ અને જનસમાજના ઉત્કર્ષ માટે વાપરવાની છે. આપણા મુની મહારાજાઓએ 'બટુક' બાલકોને દેવ ગણ્યા છે [illegible] સમીપ આપણે હોતાં નથી.

પ્રભુ સમીપ રહેવાને-પ્રભુતા પામવાને આપણે બાલકો પાસેથી શિખવાનું છે.-આ ા થવાનું છે. અને બાલકો પાસેથી પ્રભુના પાઠનાં શિખીયે તો બાલકોનો ઉપયોગ મે પ્રશ્ન રહેશે નહી.

ખરેખર—બાલક ન હોત તો

The sterner souls would grow more stern
Unfeeling natures more inhuman,
And man in stoic coldness turn,
And woman would be less than woman.

( આંટાકુઝ. ) ભોગીન્દ્રરાવ-ર.-દીવેટીઆ.

---

## આપણાં બાલકો.

આધુનીક કાલમાં વિવાદ વિષયો અસંખ્ય તેમજ અશ્ચર્યકારક સાંભળવામાં આવે છે. આપણે દેશના રાજકીય વાતાવરણમાં ખળભળાટ વિષે વાંચીએ છીએ; આપણે સ્વદેશાભિમાનને લીધે ઉશ્કેરાટ થએલાં સાંભળીએ છીએ; આપણે સામાજીક સુધારા વિષે છટાદાર વક્તાઓનાં ભાષણો સાંભળીએ છીએ; જેવાં કે આપણા દેશની સ્ત્રીઓની કેળવણી વિષે, જાતીના ઉચ્છેદન વિષે, બાળલગ્ન વિષે અને બીજા ઘણા સુધારા વિષે સાંભળીએ છીએ: પરંતુ આપણામાંના કોઈએ આપણા ગૃહનાં શિશુઓ ( બાલકો ) વિષે કાંઈ પણ વાત ચીત અથવાતો ભાષણ સાંભળ્યા છે ? મને લાગે છે કે ભારતભૂમિનું વર્તમાન સ્થિતિમાં આ એક શોકજનક દુષણ છે. આનું કારણ એટલુંજ છે કે આપણું કુટુંબજીવન એકપક્ષી છે. પરસ્પરના વિચારો અને અભિરૂચિઓ ભાગ્યેજ પ્રદર્શિત થતા હશે; તેમજ કુટુંબમાં માતાપિતા વચ્ચે સામાન્યતા હોતી નથી; કારણ કે સ્ત્રી ઘરમાં સદા ગૌણ ગણાય છે, અને આમ હોવાથી બાળક અથવા બાળીકાને વાસ્તવિક ગૃહકેળવણી પ્રાપ્ત થતી નથી. શિશુઓ વિદ્યાર્થીજીવનમાં અને ત્યાર પછીના જીવનમાં કેટલાક વિચારો ગ્રહણ કરે છે તેમ જના પણ શૈશવ કાળના વિચારો જેવી તેની સચોટ અસર થતી નથી. શૈશવકાળના બનાવો બાળકોનાં મગજમાં એવા મજબૂત રીતે પ્રવર્તેલા હોય છે કે તે મરણ પર્યંત ટકી રહે છે. તે વિચારો નેતા અને નિયામકનું કામ સારે છે, એટલુંજ નહિં પરંતુ બાળકોને ઉત્તેજીત કરે છે અને ઉત્સાહિત બનાવે છે. પરંતુ શિશુઓએ કેવા પ્રકારનું ગૃહજીવન ગાળવું જોઈએ, તેમની વર્તમાન સ્થિતિ કેવી છે, તેનો આપણે વિચાર કરીએ. શૈશવકાળથી તેમનાં એટલે શિશુઓના ખાવાપીવા, આમન અને તેમની ટેવો બાબત કોઈ પણ નિયમ પાળવામાં આવતો નથી. માતા દયાળુપણાને લીધે તેના બાળકોના શિક્ષણપરત્વે પ્રયાસ કરતી નથી અને સુધરવાનો સમય વહુ આવ્યો આવે છે. એમ વિચારીને માતા તેમની લાગણીઓને આધીન થાય છે. પિતા કોઈ વખતે લાડ લડાવ્યા સીવાય તેની બહુજ ઓછી દરકાર રાખે છે. શિશુઓ પશ્ચિમના શિશુઓ માફક કુદરતના દેખાવોથી ટેવાયલાં હોતા નથી. સાથી નિકટના સગાઓ વચ્ચે વિચાર તથા અભિપ્રાયનો વિનિમય થતો હોય તેવું શ્રવણપથમાં આવતું નથી. અને આતીરીતે બાળકોને મનમોહક થવાનાં

તેનો સખત અભ્યાસ જોઈને અનુકંપા લાવે છે. અને તેવી શારીરિક અશક્તિ પરત્વે લક્ષ આપે છે. પરંતુ તેના અભ્યાસમાં 'આડી આવતી' નથી. વિદ્યાર્થી જીવન તે ગૃહ જીવનથી તદન જુદુંજ છે. વિદ્યાર્થીને તેના અભ્યાસના આયાસમાંથી મુક્ત થયા બાદ કોઈ પણ આરોગ્યવર્ધક વિશ્રાંતિ આપવામાં આવતી નથી. સંગીત, રમત ગમત અને પ્રદર્શનના અભાવે મનને પુરતો આનંદ મળી સકતો નથી. રમતો વિષે આપણે વિચાર કરીએ તો તે એવા હલકા પ્રકારની છે કે જેથી દૂર રહેવું ઈષ્ટ છે. આપણી નીશાળોમાં સંગીત હોતું નથી; આપણા વિદ્યાર્થીઓને માટે કોઈપણ ઉચિત સાહિત્ય નથી. તેમના મુરબ્બીઓ પણ તેમના વાંચનને માટે પુસ્તકો પસંદ કરી આપતા નથી, અને તેથી કરીને તેઓ ગમે તે પુસ્તક વાંચે છે તેમજ તેમને કોઈ સારૂં માસિક પણ વાંચવાને માટે અપાતુ નથી. આ બધા ગેરફાયદા ઉપરાંત આપણા બાળકો એટલા બધા શરમાળ હોય છે કે તેમના મુરબ્બીઓની આસપાસ મંડળી ભેગી થાય છે, તેમાં ભળી શકતાં નથી; આને લઈને તેઓ વયોવૃદ્ધ તેમજ જ્ઞાનવૃદ્ધ મનુષ્યોના વિચારોનું શ્રવણ કરવાને અશક્ત થાય છે. સ્ત્રીઓની વિશિષ્ટ સભા પણ ક્યાંયે હોતી નથી. આ પ્રમાણે તેઓ તેમનું પોતાનું જીવન ઘડવામાં, પોતાના વિચારો પસંદ કરવામાં અને પ્રસંગોચિત પોતાનું ચારિત્ર ઘડવામાં તેઓને જેમ ઉત્તમ લાગે તેવી રીતે સાધનભુત થાય છે. પ્રજાઓની ઉત્પત્તિના ઉત્પાદક છે, અને આખા કુટુંબનું ચારિત્ર માત્ર એકજ મનુષ્યના ચારિત્ર ઉપરથી ઘડાય છે. તેટલા માટે માતા પિતાએ જોવું જોઇએ કે બાળકોની રહેણી યોગ્ય રીતે ઘડાયેલી છે. આ મુખ્ય વસ્તુ છે. વાસ્તવિક ગૃહજીવન તો તે કહેવાય કે જ્યાં માતા ગૃહકાર્યભાર યોગ્ય રીતે ચલાવે છે, જ્યાં પરસ્પર સ્નેહ, દયા અને મદદ જોવામાં આવે જ્યાં દરેક વ્યક્તિને અન્ય કુટુંબી જનો તરફથી સ્નેહ અને માન દર્શાવવામાં આવે છે; અને જ્યાં દરેક બીજાના સુખને માટે કામ કરતું હોય છે. ઉપરોકત ગુણો ગૃહજીવનમાં સુખસંપત્તિ સંપાદન કરવાને માટે આવશ્યક છે. કુટુંબમાં પ્રત્યેક વ્યક્તિને કામ કરવાની આવશ્યકતા છે. મુખ્યત્વે કરીને બાળકોને આ સમજાવવું જુઇએ; પણ તે સાથે છોકરાંને તેમના માતાપિતાના પ્રેમના ઉછાળા અને ગુસ્સાઓ વિષે અને કુટુંબની ગાંઠની પવિત્રતા અને તેના સ્નેહ વિષે ભાન થવું જોઇએ; બાળકોને નૈતિક કેળવણી આપવાની પુરેપુરી આવશ્યકતા છે. તે યથાર્થ છે કે તેમને સ્વતંત્રતા ગમે છે. પરંતુ બાળકોની પ્રેરણા ઘણે અંશે પવિત્ર અને ઉચ્ચ હોય છે. તેઓમાં આત્મા ઉઠાવવાનો ગુણ સ્વાભાવિક છે આપણે બાળકોને સમજાવવું જોઇએ કે દુનિયામાં તેઓ એકલાં નથી પરંતુ એવી બીજી વ્યક્તિઓ છે કે જેમને તેમની મદદ, લાગણી અને સ્નેહની આશા છે. સ્વાત્માર્પણના અને બીજાઓને સહાય કરવાના વિચારો બાળકોમાં નાનપણથી પ્રવર્તાવવા અને વિકસાવવા જોઈએ. ઉદાર અંતઃકરણ રાખતાં અને પરોપકારનાં કાર્યો કરતાં, શીખવવું જોઈએ. આ બધું માતાને શિર છે, જે લગભગ બધા વિષયોમાં બાળકોને આવી કેળવણી આપવાને માટે મુખ્યત્વે કરીને જવાબદાર છે.

એક મોટી શીખામણ આપણે ગ્રહણ કરવાની એ છે, આપણે સદા પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે શીખી શકીએ છીએ કે દુનિયાને આપણામાંના દરેક સંપૂર્ણ ઉત્સાહથી એક બીજાને સહાય કરવાની જરૂર છે. આપણે જે સમાજમાં વસીએ છીએ તેની આપત્તિઓ,

તંગીઓ અને આંકાક્ષાઓ જાણવી અને સમજવી જોઇએ; તેટલુંજ નહિ પરંતુ બીજા-ઓને ચિંતા ઓછી કરવાનું અને કામ કરવાનું આપણે શિર છે, અને આપણા શિશુઓને તેમજ કરતાં આપણે શીખવવું જોઇએ.. તે કામ જે ખુશીથી અને અન્યંભુત્તિથી બાળક કરતું હોય તો ઘણું ઉપયોગી છે; શાથી કે તેથી તેનામાં સ્વાત્માર્પણ અને બીજાઓને સહાય કરવાની પ્રેરણા સતેજ રહેશે.

( રાજકોટ ). —મણિગૌરી.

## માતાઓની અજ્ઞાનતા.

### ( અને તેથી થતી બાલકોને હાનિ. )

આજેથી થોડા દિવસ ઉપર મને મારા મામાએ કહ્યું કે મેં મારી ફરજ બજાવી તને પરણાવ્યો. હવે તુ તારૂં ફૂટી લે. ત્યારે મેં તેને કહ્યું કે માબાપોની કે છોકરાંના વાલી ( guardian ) ની ફરજ એમ નથી કે છોકરાને પરણાવવો, પણ તેને સારી કેળવણી આપવી તથા સારી રીતે ભણાવવો એવી રીતે હાલમાં ઘણાં લોકોને, નાનાં છોકરાં પર-ણાવવાની ટેવ છે, કારણકે માબાપો એમ સમજે છે જે છોકરાંઓને પરણાવ્યાં એટલે જગ જીત્યા ! તેથી જ્યારથી છોકરીઓ અણસમજુ હોય અને તેઓની જુવાની ખીલતી હોય તેટલામાં તો તેઓ માતા થાય છે, એટલે તેઓનાં બાળકો પણ તેમના જેવાજ નબળા થાય છે. વળી વધારામાં તેઓ નાનાં બચ્ચાને માટી કે ચુનો ખાવા દે છે ! આ સઘળું તેની માતાની બેકાળજીથી, કારણકે બાળા માતાઓ બાળક ક્યાં છે અને તે શું કરે છે તે વિષે કશું ધ્યાન રાખતી નથી. બાળક તરફ નજર રાખવાનાં કામને જાણે તેણીઓ કેમ [illegible]ચુ સમજતી હોય નહી? માટી અગર ચુનો ખાવાથી બાળકની તબીયત બગડે છે, [illegible]ળી પેટ ગાગરીઉં થાય છે, અને પેટમાં બગાડો થાય છે. ખરૂં કહેતાં એ કુટેવો પડવી [illegible]ની એ માબાપની બેદરકારીનો બાળકને માથે ઉતરેલો શ્રાપ છે. એથી બુદ્ધિ તથા શક્તિ [illegible]ડી જાય છે અને મોટપણે બાળક જડ જેવુ થાય છે.

વળી વધારામાં બાળકને મળ–મુત્રમાં એક ઘડી પણ રહેવા દેવું નહીં. ઘણી બયરાં [illegible] ટકા બાળમાતાઓને આવી આદત હોય છે. બાળક મળ–મુત્રમાં પડયું [illegible] અને [illegible] નિશ્ચિંત થઈને ઘરનું કામકાજ કરતી હોય. આવાની આ બેદરકારીથી બાળકનું આ[illegible]ગ્ય જરૂર બગડે છે.

નાનાં બચ્ચાંને દહીં આપવું નહી, ઝાઝું મીષ્ટાન ખવરાવવું નહીં, જો કે યોગ્ય વજ-[illegible]થી ઘી સાકર આપવાથી નુકશાન નથી, પરંતુ દહીં કે બીજી ખટાઈ વખતે બાળક ઉપર [illegible]નું કામ કરી જાય છે. સૌથી ઉત્તમ માતાનું દુધ છે કે જે પાવાથી છોકરાને પુષ્ટી મળે છે.

વળી બાળકના કાન આગળ મોટા અવાજ કરવા નહિં કારણકે તેથી કાનના સાંભ-[illegible]વાનાં પડદા ઢીલા થઇ જાય છે. ઘણી માતાઓને તેના કાનમાં "ફુકરે ફુક" કરવાની [illegible]ટવ હોય છે તે પણ હાનીકારક છે. વળી બાળકને બહુ ઉંચે ઉછાળવું પણ નહીં. ઘણી જુવાન સ્ત્રીઓ, બાળકને રમાડવાના બહાના હેઠળ ઉંચે ઉછાળી ઝીલી લેવાની, રમત કરે છે; પરંતુ એથી વખતે જો ઝીલવામાં ભુલ થઇ જાય તો બાળકની સ્થિતિ ગંભીર થઇ પડે છે. તેનો દાખલો તાજોજ છે. થોડા દિવસ ઉપર એક સ્ત્રીએ એક છોકરાને અદર

ઉપર ઉછાળ્યું અને ઝીલવામાં ભીમી આવવાથી તે છોકરો આખા નાદર ઉપરથી પડી ગયો, તેથી હાથ પગ લચકાઈ ગયા. ! આટલું બધું બાળકને માથી ખમવું પડ્યુ ? તેની માતાની મૂર્ખતાને લીધે.

આ દેશની પ્રજામાં વહેમનું પ્રબળ પણ રોગને ઉત્પન્ન કરવાનું તથા વધવાનું કારણ આપે છે. મારા બાળક ઉપર ફલાણાની અગર ફલાણીની નજર પડી અગર તો તે કોઈની પણ એક ઝપટમા આવી ગયું એમ ધારી અનેક માતાઓ દવા કરવાનુંજ માંડી વાળે છે કારણ વહેમની દવા જ નથી આથી નાનું સુનું દરદ પણ ભયંકર સ્વરૂપ પકડે છે અને તે એટલે સુધી કે તેને માટે સ્લાજે લેવા પણ મુશ્કેલ પડી જાય છે. આવી રીતે આવા વહેમોથી પણ અમુલ્ય માણસની જીંદગી ચાલી જાય છે. આવી વાતો દરેક માતાએ ખાસ વિચારમાં લેવા જેવી છે.

અત્રે એક આ બીજી વાત પણ કહેવા જેવી છે. ઘણા લોકો શોખની ખાતર હજુ તો બાળક તદન નહાની ઉમરનું હોય ત્યાજ તે બાપડાને ચાહ ઉપર ચઢાવી દે છે, કે જે રહા મોટી ઉમરના માણસોને માટે પણ લુચ્ચ પેઠે (એકલા ચાનુ પાણી) પીવાનું બધબેસ્તુ નથી, તો પછી કુમળી વયનાં બાળકોને એ ઉપર ચહડવા દેવાં એતો એક જાતની સમજણ વગેરની ઘેલાઇજ છે !

( મુંબાઇ. ) —દ્વારિકાદાસ પુરૂષોત્તમ અફીણી.

---

## દાર્જિલિંગની કેટલીક નવાઇઓ.

૬ ભૂતિયા લોકોમાં જ્યહારે કોઈ માણસ મરી જાય છે, ત્યહારે હેના હાથ પગ પીને હેનું મડદુ નદીમા નાખી દે છે એ હાથ પગનાં હાડકાંનાં ન્હાનાં ન્હાનાં તતડાં બન છે. જ્યહારે કોઈ હુશિયાર માણસ મરી જાય છે, ત્યહારે હેનુ માથુ પણ કાપી લે છે, ઼ હેની ખોપરીમાંથી પડઘમો તથા ડબ્બાઓ બનાવે છે

૭ દાર્જિલિંગમાં એક જગાએ એક ન્હાની ગુફા છે ત્યહાં એક ન્હાનુ સર મહાકાલેશ્વરના મંદિર જેવુ કરેલુ છે એ ગુફામાથી એક ભોંયરૂ ખોદેલુ છે હેને મ એમ કહેવામાં આવે છે કે એ ભોંયરૂ છેક દાર્જિલિંગથી ઓગણીસ માઈલ છેટેના કરિ યોગ નામના ગામમાં નિકળે છે વળી એમ પણ કહેવામા આવે છે કે એક વખતે ત્ર માણસો એ ભોંયરામાં ઊતર્યાં હતા પણ હેમાના બે માણસો તો થોડેક સુધી જા નેજ પાછા આવ્યા હતા અને ત્રીજો તો પાછો પણ ના આવી શકો અને ત્યહાજ મરી ગયો

૮ દાર્જિલિંગના ઓબ્ઝર્વેટરીઝ હિલ (ડુંગર) ઉપર આવેલા મહાકાલેશ્વરના સ્થાન તેહેવારોને દિવસે પુષ્કળ ભૂતિયા લોકો આવે છે એ લોકો ત્યહા ધજાઓ ચ્હડાવે ઼ એ ધજાઓ તો બધી રંગીન અને ચીથરાંઓની બનાવેલી હોય છે પણ જે આસનની ધજા ઓ છે તે ધોળી હોય છે, અને હેના ઊપર એ લોકોની પ્રાર્થનાઓ લખેલી હોય છે ઼ લોકો ત્યહાં જઈને ડાંગર અથવા જવમાંથી બનાવેલો દારૂ પિયે છે સ્ત્રિયો તથા છોકરાં પણ પિયે છે, તથા એ લોકોનો લામા (ધર્મગુરૂ) જે મંત્રો ભણે છે, તે પણ પિયે છે

૯ ભૂતિયા લોકોનો લામા એક વખતે જ્યહારે ઘોડા ઊપર બેશીને વાજતે ગા

મોટું સૌથી વધારે ધનાઢ્ય અને વસ્તી વીગેરેમાં સૌથી વધારે આબાદ શહેર ગણાય છે. એ શહેરે ૬૮૯ ચોરસમાઇલ જગ્યા ઘેરેલી છે. એ શહેરમાં ૬૨૮૦૦૦ ઘર છે, જેમાં ૬૦૦૦૦૦૦ થી ૭૦૦૦૦૦૦ માણસો રહે છે એ શહેરમાં કેટલાક મુખ્ય મુખ્ય માર્ગોની લંબાઈ ૨૦૧૮ માઇલ છે લંડનના લોકો એક દીવસમાં ૨૦૦૦૦૦૦૦૦ ગેલન પાણી વાપરે છે. એ શહેરમાં રોજના ૨૦ લાખ કાગળો અને ૧૦ લાખ તારો આવે છે. એક દીવસમાં રૂ. ૧૫૧૩૫૨૩૮૧૦ નો માલ આવે છે અને રૂ. ૧૪૦૪૧૭૦૮૯૫ નો માલ બહાર જાય છે. લંડનમાં જાહેર બાગો અને મેદાનોના ઘેરાવા ૮ ચોરસ માઇલ સુધીનાં છે. એક હજાર વીઘા જમીન સ્મશાનથી ઘેરાએલી છે. લંડનની રક્ષાને માટે ૧૬૦૦૦ પોલીસ નીમેલા છે. લંડનની વ્યવસ્થા કારપોરેશન અને લૉર્ડ મેયર મારફત થાય છે. લંડનમાં એક મુખ્ય કાઉન્સિલ છે અને જુદા જુદા ભાગોની મળી ૨૮ બીજી કાઉનસીલો છે. માત્ર એક લંડન, પાર્લામેન્ટમાં ૫૫ પ્રતીનીધિ મોકલે છે. લંડનમાં દરરોજ ૧૨૫૦૦૦ માણસો દાખલ થાય છે. ત્યાં દરરોજ ૩૬૧ બાલકો જન્મે છે અને ૬૬ મરણ થાય છે. અનુમાનથી એમ કહેવાય છે કે ત્યાં ૨ લાખ વીદેશી માણસો વસે છે. દરવરસે લંડનની હોસ્પીટલોમાં ૨૨૯૫૫૭૮ માણસોના ઈલાજ થાય છે. લંડનમાં પ્રાથમિક શાળાઓ ૬૭૫ છે; જેમાં ૮૧૭૩૮૦ વિદ્યાર્થીઓ શીખે છે. લંડનમાં દરરોજ આગગાડીથી આવતા જતા માણસોની સંખ્યા ૩૬૦૦૦૦ છે, અને ટ્રામનો ઉપયોગ કરનારની ગણત્રી દરરોજ ૫૦૦૦૦૦ ની થઈ છે. લંડનમાં મોટર અને બીજી જાતની ગાડીઓ મળી કુલ ૧૧૦૦૦ ગાડીઓ છે. લંડનમાં, લંડનની આજુબાજુના ગામોમાંથી રોજ મજુરી કરવા આવનાર હેવકરીની ગણત્રી ૧૭૪૯૫૮ની થાય છે. લગભગ ૨ લાખ સ્ત્રીઓ કારખાનામાં કામ કરે છે. માત્ર લંડનમાં મજુરોની મજુરી ૨૫૬૮ ૨૬૫૦૦૦ રૂપીઆ થાય છે. ખરેખર આવું અહોભાગ્ય લંડનને તેના વેપાર ઉદ્યોગની વૃદ્ધીથી પ્રાપ્ત થયું છે

—અ. સૌ. ગમનગવરી.

---

# आनन्दाश्रम.

**શિક્ષકનાં સંકેટો !**

"હરિલાલ ! જો, આ ટેબલ ઉપર ત્રણ જામફળ પડયાં હોય, અને ત્હારી બ્હેન તેમાંથી એક લઇ લે, તો કેટલાં રહે ?"

"કેટલી બ્હેનો રહે, સાહેબ ?" શિક્ષકનો સવાલ ન સમજાણાથી હરિલાલે પૂછ્યું.

"જો !—ફરીથી સાંભળ, હરિલાલ !—જો આ મેજ ઉપર ત્રણ જામફળ પડયાં હોય અને ત્હોરી બ્હેન ત્હેમાંથી એક ખાય, તો કેટલાં બાકી રહે !"

"સાહેબ, આ વર્ષ તો મ્હારી બ્હેનને તાવ આવતો હતો તેથી મ્હારા બાપાએ એક પણ જામફળ ઘરમાંજ લાવવા દીધું નથી ને; તો પછી ત્રણ ક્યાંથી હોય ?"

"પણ ધારો તે ત્રણ જામફળ ટેબલ ઉપર છે.'

"હં સાહેબ ! ત્યારે એ તો ધારવાનાં ને !—ખરેખરાં તો નહિં તો !"

"ના. ના. ખરાં નહિં."

" ત્યારે તો ખોટાંખોટાં! 'મણ,મણનાં'!"

"હા. હા. જવાબ દેને ઝટ. પૂછું છું ત્હેનો!"

" પણ, સાહેબ! જામફળ કાચાં તો નહિંજ ને? મ્હારાબાપાએ કાચાં જામફળ ખાવાની ના કહી છે.–કાચાં ખવાય, સાહેબ?'

" ના. કાચાં હરગીજ ન ખાવાં."

" સાહેબ! જામફળ રાતાં છે કે ધોળાં?–મ્હને ધોળાં બહુ ભાવે છે."

" અરે હરામખોર! હું કહું છું ત્હેનો જવાબ દેને! ભાવવા ન ભાવવાનું ત્હને કોણ પૂછે છે?"

" પણ સાહેબ, ભાવ્યા વગર કેમ ખવાય! મ્હારાં બાપાને ગોળ નથી ભાવતો, તે ગોળનો લાડુએ ખાતા નથી; ને એમને માટે ખાંડનો કરવો પડે છે."

" અરે ગધેડા! અહિં તો જામફળ છેજ નહિં. ફક્ત ધારવાનાં છે."

" ત્યારે સાહેબ! ખરાં જામફળ તો નહિંજ ને?"

" ના, ભાઇ! ના.–જો, હરિલાલ! ત્હારા હાથમાંનું ચપ્પુ ગજવામાં મુકી દે અને રમત કરવી છોડી દે. હવે ચપ્પુ હાથમાં જોઇશ તો લઇ લઇશ. હું કહું છું તે ઉપર બરોબર લક્ષ આપજે અને વિચાર કરીને જવાબ દેજે.–જો, આ ટેબલ ઉપર આપણે ત્રણ જામફળ મુક્યાં છે એમ ધારીએ."

" હા, સાહેબ! ધાર્યું."

" અને આ ઓરડામાં કોઇ નથી; એવામાં ત્હારી ન્હાની બ્હેન અહિં આવી, એક જામફળ ખાઇ જતી રહે છે."

" પણ મહેતાજી સાહેબ! એ ત્રણે જામફળ ખાઇ રહે ત્યાંથી સુધી ટેબલ આગળથી ખસે એવી નથી તો!–ત્હમે, સાહેબ! એને બરોબર ઓળખતા નથી."

" પણ ધારો કે, ત્હારી મા પાસે ઉભી હોય ને એને એક કરતાં વધારે ન ખાવા દે."

"સાહેબ! મ્હારી બા તો મહિનાથી સુંઆઇ ગઇ છે!"

" સાંભળ, હરિલાલ!–જો હવે હું ત્હને એકજ સવાલ પૂછું છું–ત્હેનો સીધો જવાબ ન દીધો તો છુટી પડયા પછી ત્હારે નિશાળમાંજ રહેવું પડવાનું."

હરિલાલ ચમકયો અને જાગ્રત થયો હોય એમ દેખાયું. " ઠીક, સાહેબ!" ત્હેણે જવાબ દીધો

" જો, ત્રણ જામફળે ટેબલ ઉપર હોય, ને ત્હારી બ્હેન ત્હેમાંથી એકજ ખાય તો બાકી કેટલાં રહે?"

" બાકી?–બાકી એક પણ ન રહે, સાહેબ! કારણ બીજાં બધાં હું ખાઇ જાઉં. પણ સાહેબ! મ્હારી બ્હેન એમ બાકી રાખે એવી નથી તો. એ તો બધાંયે કયારનીયે એજ ઉડાવી ગઇ હોય!"

રજાનો ઘંટ વાગ્યો. ગરીબ બિચારા હરિલાલને છુટીના વખતમાં કલાસમાં ગોંધાઇ રહેવું પડયું!

—તમાશગીર.

## નાની કોદાળી.

હું નાનાં બચ્ચાંઓને ગમ્મત કરાવવામાં બહુ હુંશીયાર છું, અને જ્યારે મને કોઈ નાનાં છોકરાંઓને રમાડવાને સોંપે છે ત્યારે હું ઘણી રાજી થાઉં છું. થોડાંએક દિવસઉપર વિમળા બ્હેન એના મનુને મારી પાસે સોંપી જરા બ્હાર ગયાં. હું મનુને મારા ખોળામાં લઈ તુરત વાતો કરવા લાગી:

"જ્યૉર્જ વૉશીંગ્ટન જેવો કોઈ માણસ થયો નથી–" મેં સ્મિત ભર્યે મોઢે ચલાવ્યું–

" એક દિવસે તે જ્યૉર્જના બાપે "—

" જ્યૉર્જ કોણ ? " મનુએ પૂછ્યું.

"જ્યૉર્જ વૉશીંગ્ટન–એ તે વખતે તદન એક " નાનો છોકરો હતો. જેવો તું છે ને, તેવો !–એક દિવસે, એના બાપે "—

" કોના બાપે ?" મનુએ ઉત્સાહ ભર્યો પ્રશ્ન પૂછ્યો.

" જ્યૉર્જ વૉશીંગ્ટનના–જે મોટા માણસની હું વાત કરૂં છું ને તે–વાહ, એક દિવસે જ્યૉર્જ વૉશીંગ્ટનના બાપે તેને એક કોદાળી આપી "—

" નાની કોદાળી કોને આપી ?" વળી મનુએ વાર્તામાં બુદ્ધિ સહિત લીન થતો હોય તેમ પ્રશ્ન પૂછ્યું.–ઘણા મનુષ્યો તો આવું જોઈ નેચીડાઈ જાય કે અધીરા થઈ જાય, પણ હું એમ થઈ નહીં, છોકરાંઓ સંગે કેમ વાતો કરવી તે મને ખબર છે; મેં તેથી આગળ ચલાવ્યું—

" જ્યૉર્જ વૉશીંગ્ટનને–તેને "—

" તેને કોણે કોદાળી આપી ?"

" તેના બાપે અને તેના બાપે "—

" કોના બાપે ?"

જ્યૉર્જ વૉશીંગ્ટનના "—

" હ–હં ?"

" હા, જ્યૉર્જ વૉશીંગ્ટનના, અને તેના બાપે તેને કહ્યું કે "—

" કોને કહ્યું ?"

" જ્યૉર્જને કહ્યું. "

" હં–હં–જ્યૉર્જને !"

" હા," તમે ધારી નહીં શકો કે કેટલી ધીરજથી જાણે ઘણીજ રમુજ પડતી હોય તેમ મેં વાર્તા આગળ ચલાવી, જ્યાં મનુ વાર્તામાં ભંગ પાડતો, તેટલે જગ્યાએથી હું વાર્તા પાછી શરૂ કરતી–કારણકે સ્પષ્ટ હતું કે છેવટ સુધી જવાને તે બ્હેબાકળો દિસતો હતો. મેં કહ્યું:—

" તેને કહ્યું કે "—

"જ્યૉર્જે તેને કહ્યું ? "

" ના, તેના બાપે જ્યૉર્જને કહ્યું. "

" હં ! "

" તેને કહ્યું કે કોદાળીથી કાંઈ નુકશાન ન થાય તે તેણે સંભાળવું ?"

" કોણે સંભાળવું ? "

" જ્યૉર્જે સંભાળવું "—

" હં. "

" હા, કોદાળીથી સંભાળવું "—

" કયી, કોદાળી ? "

" વાહ, જ્યૉર્જની "—

" હં–હં, "

" અને તેનાથી પોતાને વાગે નહીં, અથવા તે પાણીમાં ન પડે અથવા ઘાસ ઉપર આખીરાત પડી ન રહે. પછી જ્યૉર્જ જે જે ચીજ એની નજરમાં પડી તે ઉપર કોદાળીના ઘા કરતો કરતો ચાલ્યો. તે છેવટે એક ઘણું સરસ નાનું આંબાનું ઝાડ હતું તે એણે કાપી નાંખ્યું–એ ઝાડ એના બાપને બહુજ ગમતુ હતું. પછી "—

" કોણે એ ઝાડ કાપી નાંખ્યું ? "

" જ્યૉર્જે "

" હં ! "

" પછી એના બાપ ઘેર આવ્યા, ત્યારે પહેલી નજર તેની એના ઉપર પડી "—

" કોદાળી ઉપર પડી ? "

" ના, આંબા ઉપર-અને તે બોલ્યો, મારો આંબો કોણે કાપી નાંખ્યો ?"

" કયો આંબો ? "

" જ્યૉર્જના બાપનો-પછી ત્યાં બધા જે માણસો હતા તે કહે કે, અમનેતો, આ, કાંઇ ખબર જ નથી; એટલામાં-"

" શાની કાંઇ ખબર નથી ?"

" આંબાની."

" હું ! "

" એટલામાં જ્યૉર્જ આવ્યો, અને તેને તે બાબત વાતો કરતાં સાંભળ્યો. "

" કોને વાતો કરતાં સાંભળ્યો "

" એના બાપને અને માણસોને-પછી—"

" એ લોકો શું વાતો કરતા હતા ? "

" આ આંબાની બાબત—"

" કયો આંબો ? "

" જે આંબો જ્યૉર્જના બાપને બહુ ગમતો હતો, ને જે જ્યૉર્જે કાપી નાંખ્યો—"

" જ્યૉર્જ કોણ ? "

" જ્યૉર્જ વૉશીંગ્ટન. "

" હં, એણે કેમ કાપી નાંખ્યું ?"

" એની નાની કોદાળી ચલાવી જોવા—"

" કોની નાની કોદાળી ? "

" અરે ! એની પોતાની,-એના બાપે એને આપી હતી તે—"

" કોને આપી હતી ! "

" જ્યૉર્જ વૉશીંગ્ટનને ? "

" હા-હા.—"

" પછી જ્યૉર્જ કહે, બાપા, હું જુઠું નહીં બોલું, મે—"

" એનો બાપ ન બોલે ? "

" નહીં, નહીં, જ્યૉર્જ ન બોલે—"

" હં-જ્યૉ-ર્જ ! હા. હા. "

" મેં એ આંબો કાપી નાંખ્યો-"

" એના બાપે કાપી નાંખ્યો ? "

" ના, ના, જ્યૉર્જે એમ કહ્યું. "

" કહ્યું કે, એના બાપને કાપી નાંખ્યો ?"

" ના, ના, કહ્યું કે એનો આંબો કાપી નાંખ્યો ? "

" જ્યૉર્જનો આંબો ? "

" ના, ના, એના બાપનો—"

" હા—"

" તેણે કહ્યું—"

" તેના બાપે કહ્યું ? "

" ના, ના, ના,-જ્યૉર્જે કહ્યું, બાપા, મારાથી જુઠું નહીં બોલાય, મેં મારી નાની કોદાળીથી તે ઝાડ કાપીનાંખ્યું. પછી એના બાપ કહે, વ્હાલા દિકરા, એવા હજાર આંબા કદી તું કાપી નાંખે, તેની ફીકર નહીં, પણ તું કદી જુઠું બોલે એ મને ન ગમે. "

" જ્યૉર્જે કહ્યું ? "

" ના, એના બાપે એમ કહ્યું ? "

" કહ્યુ એને હજાર આંબા જોઇએ ? "

" ના, ના, ના, એવા હજાર આંબા કાપે તેની ફીકર નહીં, પણ—"

" કહ્યું કે, જ્યૉર્જે કાપવા ! "

" ના, એમ કહ્યુ કે " જુઠું બોલે તેના કરતાં આંબા કાપે તે સારૂં '—"

" અહો ! જ્યૉર્જના બાપ જુઠું બોલે તે સારૂં, પણ—"

હું ધીરજવાળી છું, અને મને છોકરાં બહુ ગમે છે, પણ વિમળા બ્હેન, જો આ વેળા આવી પહોંચ્યાં ન હોત, તો હું શું કરત તે કહેવાતું નથી ! મનુ દાદર ઉતરવા લાગ્યો, અને મેં ત્હેને એની "મા જોડે ગણ ગણતો સાંભળ્યો કે એક છોકરો હતો, તેના બાપનું નામ જ્યૉર્જ હતું, અને તેણે એને એક આંબો કાપવાનું કહ્યું. ' પણ તે કહે કે " હું હજારવાર જુઠું બોલીશ, પણ આંબો નહીં કાપું ! "*

( મુંબાઈ ) —કિ. ઘ. મશરૂવાળા.

* અંગ્રેજી ઉપરથી.

## બાળકોના ઉખાણા.

અ. સૌ. તારામતી બ્હેને જે ખાસ અંકમાં કડીયો લખી છે. તેમાં હું પણ મારા જાણવામાં જે છે તેનો ઉમેરો કરૂં છું. કેટલીક છોકરીયો સામસામી એક બીજાના હાથને તાળી આપી નીચે પ્રમાણે બોલે છે.

૧.

આવરે ગુલાલ વહુ ગોદડા સીવીએ,
ડાબે હાથે ગીવીએ કે જમણે હાથે સીવીયે;
ગીવતાં ગીવતાં સોઇ વાગી, વાગી તો વાગવા દે,
મારા વીરાને આવવા દે, વીરાની બૈયર મોટી;
મોટી થાય તો થવાદે, બેડે પાણી ભરવા દે,
બેડું મુકયું ઓટલે, વીંછી ચડયો ચોટલે;
કુવા પછવાડે ડીકરી, મારી ભાભીને આવી દીકરી,
દીકરી દીકરી દીવાળી, સોનાની ઘાઘરી ગીવાડી;
ઘાઘરી તો ફાટી ગઈ, દીકરી તો નાશી ગઇ !

૨.

કેટલીક છોકરીઓ સામસામી ઉભી રહીને એક બીજા તરફ આવતાં પણ બોલે છે.
પહેલું ટોળું—વરીયાળી, વરીયાળી, તમને શાની શાની ખોટ ?
બીજું ટોળું—મને લંવીંગ્યાની ખોટ.
પહેલું ટોળું—તારા લંવીગ્યા ઉપર આવર કુવર હીરનીદોરી, ખંભાતી ચુડો ને પલટનનો વર રૂડો !

૩.

પહેલું ટોળું—અચકો મચકો કારેલી તમને કઇ વહુ ગોરાં ગમશે, રાજ ! અચકો મચકો કારેલી.
બીજું ટોળું—હમને *આ વહુ ગોરાં ગમશે, રાજ ! અચકો મચકો કારેલી.
પહેલું ટોળું—એ ઉંચી તે શું કરશો, રાજ ? અચકો મચકો કારેલી.
બીજું ટોળું—એ ઉંચી કેડે કુંપી, રાજ ! અચકો મચકો કારેલી.
પહેલું ટોળું—એ કુંપી નીત નીત ખોંગે, રાજ ! અચકો મચકો કારેલી.
બીજું ટોળું—હમે નીત નીત નવી કરાવશું, રાજ ! અચકો મચકો કારેલી.
વગેરે વગેરે ઘણીરીતે બોલે છે.×

( મુંબઇ. ) ગં. સ્વ. રમણ લક્ષ્મી ત્રિ મોદી.

---

* ગમેતે છોકરીનું નામલે છે.

× આ ઉપરની કડીનો હેતુ શું હશે, તેનો કોઇ બહેન અથવા બંધુ સુંદરી સુબોધમાં ખુલાસો લખી મોકલશે, તો હું તેઓનો આભાર માનીશ.

# વિદ્યાકલા.

## સ્ત્રીઓ તથા બાલકો માટે વરગતુ દવાઓ.

( પૃષ્ટ. ૮૧ થી ચાલુ ).

### બાલકોના રોગના ઉપાય

બ્હેનો, હવે હુ બાળકોને થતાં નાના નાના સાધારણ રોગોની સ્હેલી સ્હેલી દવાઓ બતાવું છું. કારણ કે એ જાણવુ પણ આપણને બહુ જરૂરનું છે. શાથી જે નાનાં બાળકો વારેવારે માંદાં પડે છે. અને તેઓ પરાધીન હોય છે, તેઓ અજ્ઞાન હોય છે, તથા તેઓ પોતાનાં દુઃખો કે સુખો વાણીથી વર્ણવીને સમજાવી શકતાં નથી. તેથી ઘણી વખતં આપણી ભુલોને લીધે તેઓમાં રોગ પેદા થાય છે. ઘણી વખત તેઓની નાજુક તબીઅતને લીધે, હવાના ફેરફારથી તથા ઋતુઓના ફેરફારથી તેઓ માંદા પડે છે. ઘણી વખત શળી, ઓરી, અછબડા વગેરે રોગોને લીધે તેઓ બિમાર થાય છે, અને ઘણી વખત હાલતાં ચાલતાં તેઓ પડી જાય તથા બીજા કાઇ અકસ્માત્ થયા કરે છે તેને લીધે તેઓ હેરાન થાય છે. માટે બાલકોના મુખ્ય મુખ્ય રોગના પણ સાદા સાદા ઉપાયો આપણે જાણી લેવા જોઇએ.

### તાણ-આંચકીના ઉપાયો.

૧ બ્હેનો, બાળકોમાં આંચકી થઇ આવે એ રોગ બહુ ભયંકર છે, અને તેમાં ઘણા બાળકોનો નાશ થાય છે. માટે એ રોગના સાદા સાદા અસરકારક ઉપાયો જાણી લેવાની બહુ જરૂર છે. માટે જે બાળકને તાણ આવે તેને માટે સૌથી સહેલો ઉપાય એ છે કે, તેને એરંડીઉ પાઈ દેવું, અને તેનુ પેટ સાફ થઇ જાય તેમ કરવું એરંડીઉ માફક ન આવે તે બાળકને હરડેનો ઘસારો આપવો અથવાં ગરમાળો કે સોનામુખીના ઉકાળામાંથી પા ચમચી કે અડધી ચમચી પાઈ દેવું. તેથી પેટ સાફ થઈ જાય એટલે તાણનું જોર નરમ પડી જાય છે.

૨. ટંકણખારને તવના ઉપર શેકી ફુલાવી લેવો, પછી તેનો ભુકો કરવો. તે ભુકો અડધો વાલ માના દૂધમાં મીલાવી પાઈ દેવો. તેથી તાણ મટી જાય છે. એ દવા ત્રણ ત્રણ કલાકે આપવી., તાણ બંધ થઇ જાય તો પછી આપવાની જરૂર નથી. એકજ વખત આપવાથી તાણ બંધ થઇ જાય તો બીજી વખત એ દવા આપવી નહીં.

૩ માતાલતુબડીને પાણીમાં ઘશી તે ઘસારો જરાક પાઇ દેવો-તેથી પણ તાણ મટી જાય છે. દિવસમાં બે કે ત્રણ વખત જરૂર પડે તો એ ઘસારો આપવો. તાણની બાબતમાં માતાલતુબડી એ બહુ અસરકારક ઉપાય છે, અને નરમ પ્રકારનું તાણ તો તેથી જરૂર મટી જાય છે.

૪ પીપળાની વડવાઈ વાટી તેમાં જરા ગોળ મીલાવીને પા કે અડધી ચમચી પાઈ દેવું તેથી પણ તાણ મટી જાય છે.

૫ તુલશીનાં થોડાં તાજાં પાંદડાં લઈ તેનો રસ કરી તેનાં દશ બાર ટીપાં મધમાં નાખી તે રસ પાઇ દેવાથી પણ તાણ મટી જાય છે.

૬ તાણ આવે ત્યારે તે બાળકને કેસર ચોપડવું, તથા જરાક દૂધમાં વાટીને પાઈ

દેવું. તેથી પણ શરીરમાં ગરમી આવી જાય છે, અને તાણનો ઉછાળો નરમ પડી જાય છે.

૭ તાણ આવે તે બચ્ચાંને દ્રાક્ષારસ પા ચમચો પાઈ દેવો, તેથી તાણ રોકાઈ જાય છે, અને બચ્ચું હુંશીઆરીમાં આવી જાય છે. બહેનો ! તાણનો રોગ બહુ મુસ્કેલ છે, તેથી તેમાં ઘણાં બાળકોની ખુવારી થઇ જાય છે. છતાં પણ એ રોગનો જેવો જોઇએ તેવો દેશી વૈદકમાં કે અંગ્રેજી વૈદકમાં કે યુનાની વૈદકમાં પણ ખાસ અકસીર ઉપાય નથી. કોઇને કંઇ લાગુ પડે અને કોઇને કંઇ લાગુ પડે એ જુદી વાત છે, પણ તેનો બહુ મતે સિદ્ધ થયેલો સાર્વજનિક ઉપાય હજી સુધી મળ્યો નથી માટે એ બાબતમાં બહુ જ સંભાળ રાખવાની જરૂર છે. કારણ કે હમેશાં ઘણું કરીને માતાઓની બેદરકારીથીજ તથા માતાઓના અજાણપણાને લીધેજ બાળકોમાં એ બુરો રોગ થાય છે. જેમકે, ઘણી માતાઓ પોતે પોતાને નાનું બાળક હોય છતાં પણ ખાવા પીવામાં બહુ બેદરકારી રાખે, અને નિયમમાં રહી શકે નહિં, તેથીજ તેમના બાળકોને તાણ આંચકી-થાય છે. અને કેટલીક બાઇઓ પોતે ખાવા પીવામાં સંભાળ રાખે, છતાં પણ તેઓને બાળકોને ઉછેરવાનું જ્ઞાન ન હોય, તથા આ વખતે તેમને ખાવાની જરૂર છે કે નહિં ? તથા આ વખતે તેઓનું પેટ ભારે છે કે હલકું છે ? અને આવી હવા છે તથા આવી રૂતુ છે માટે તેને કઇ જાતનો ખોરાક તથા કઇ જાતનો પોશાક જોઇએ ? તે બાબતનું જ્ઞાન ન હોવાને લીધેજ ઘણા બાળકો એ ભયંકર રોગના ભોગ થઇ પડે છે. એ સિવાય ઘણી બાઇઓ પોતાના મનમાં એવી ધાસ્તી રાખ્યા કરે છે કે, મારાં એક છોકરાંને તાણ થયું હતું માટે આ બીજાને પણ થશે તો-એવી ધાસ્તીને લીધે પણ ઘણાં છોકરાંઓ બિમાર થઇ જાય છે. કારણ કે માતાના સારા માઠા વિચારોની નાજુક બાળકો ઉપર તુરત બહુ જબરી અસર થાય છે. માટે બાળકોની માતાઓએ હમેશાં પોતાના મનમાં ઘણા સારા વિચારો રાખવાની જરૂર છે. અને રોગના ઉપાયો જાણવાને જેટલી જરૂર છે તે કરતાં પણ એવા ભયંકર રોગો ઉત્પન્ન નજ થાય તેવા નિયમો જાણવાની વધારે જરૂર છે. કારણ કે ઉપાય કરવા કરતાં અટકાવ થાય એવી તજવીજ દરેક બ્હેનોએ ખાસ કરવી જોઇએ. અને પોતાનીજ ભૂલથી પોતાનાં વહાલાં બચ્ચાંઓ આવા ભયંકર રોગમાં ન ફસી પડે, એ ખાસ સંભાળવું જોઇએ.

વૈદ્ય. **અમૃતલાલ. સુ. પઢિયાર.**

---

## ન્હાના બાળકના રોગો.

બાળકને પેહેલે મહીને એક રતીભાર ઔષધ, મધ, ધાવણ, સાકર કે ઘીમાં અવલેહ જેવું કરીને દેવું તે પાંચ વર્ષ લગી રતીભાર વધતાં જવું. જે જે રોગોને માટે જે જે ઔષધો કહેલાં છે તે તે રોગોમાં તે તે ઔષધોના કલ્કનો લેપ માતાના સ્તનો ઉપર કરીને બાળકને ધરાવવો. બાળકને લંઘન કરાવવું હોય તો તેની માતાને હલકું ભોજન કરાવવું.

**બાળકનું ગળુ પડે તેનો ઉપાય**—સાબરશીંગડું ગાયના દુધમાં ઘસી ચોપડવું. અતીવિષની કળી મધમાં નાખી ચટાડવી. ઉંબરાનું છીર માથે ચોપડવું.

**બાળકને ઝાડા તથા તાવના ઉપાય**—મોથ પીપર અતિવીખ અને કાકડાશીંગનું ચુર્ણ મધમાં નાખી ચટાડવું.

હરદર, દેવદાર, દારૂહળદર, ઉભી ભોરીંગણી, ગજપીપર, નાનો સમેરવો, અને સુવાનુ

ચુર્ણું મધ અને ઘીમાં ચટાડવાથી બાળકોની ગ્રહણી વાતરોગો, કમળો, જ્વર, અનિસાર તથા પાંડુરોગ વગેરે સર્વ રોગો મટી જાય છે અને જઠરાગ્નિ પ્રદિપ્ત કરે છે.

મોથ, અતિવીષ, અરડુસો, પીપર, અને કાકડાશીંગનો રસ મધ નાખીને ચટાડવાથી બાળકોની પાંચે પ્રકારની ઉધરસો મટી જાય છે.

ધાણા તથા સાકરને વાટીને ચોખાના ધોણમાં પાવાથી બાળકોની ઉધરસ તથા શ્વાસ મટી જાય છે.

કંકુનું ચુર્ણું મધમાં ચટાડવાથી બાળકની હેડકી તથા લાંબા કાળની ઉલટી તરત શમે છે.

આંબાની ગોટલી, ચોખાની ધાણી, અને સિંધવનું ચૂર્ણું મધમાં ચટાડવાથી બાળકની દુધની ઉલટી મટી જાય છે; તેમજ ઉભી ભોરીંગણીના ફળનો રસ, પીપરીમુળ, ચવક, ચિત્રક અને સુંઠ મેળવીને ચટાડવાથી પણ દુધની ઉલટી મટી જાય છે.

પીપર મરી ઝીણી એળચી અને સૈંધવનો ઉત્તમ અવલેહ ચટાડવાથી બાળકનો મુત્રઘાત મટે છે.

ઉપલસરી, તલ, લોદર, અને જેઠીમધના કવાથથી નિત્ય મુખ સાફ કરવામાં આવે તો મુખનો સ્ત્રાવ મટી જાય છે.

પીપળાની છાલ તથા પાંદડાંને વાટી મધમાં કાલવી મુખમાં લેપ કરવાથી મુખપાક મટી જાય છે.

ત્રિફળા તથા પીપરનું ચૂર્ણું મધમાં ચટાડવાથી રડ્યા કરતા બાળકને સુખ થાય છે.

દાંત આવવાના રોગોના ઉપાય–ધાવડીના ફૂલ અને પીપરનુ ચૂર્ણું મધમાં કાલવીને તેથી અથવા મધ સહીત આમળાંના રસથી દાંતનાં પેઢાં ઘસવાં.

( ગોંડલ ) —સૌ. નવલગવરી.

---

## સુન્દરી સુબોધ મંડળ.

संकल्पः સ્ત્રીની ઉન્નતિ ઉપર જગત્‌ની પ્રગતિનો આધાર છે; તેથી પવિત્ર ગૃહિણીઓ વડે ગૃહ,–સુજ્ઞ માતાઓ વડે પ્રજા,–અને સાધ્વી સ્ત્રીઓ વડે સ્વદેશ–નો ઉદય થાય, તથા પ્રાણીમાત્રમાં સુખ, સન્તોષ, આનન્દ, હર્ષ અને કલ્યાણમાં વધારો થાય–એમ કરવા હું નિરંતર

आदेशः યથાશક્તિ પ્રયત્ન કરીશ.

'મ્હાઓ અને સહાય થાઓ !'–એ જીવનસૂત્રને હું હમ્મેશાં સ્મરણમાં રાખીશ.

૧. સભાસદોઃ અમને જણાવતાં ઘણો આનન્દ થાય છે કે આ મંડળની યોજના પ્રકટ થયા પછી તરતજ ઘણાં બ્હેનો અને બન્ધુઓ તરફથી હેના તરફ અસાધારણ પ્રીતિ દર્શાવાઇ સભાસદ તરીકે નામ નોંધાવવાના પત્રો મળ્યા છે. આ સર્વ સનારીઓ અને સજ્જનોનો અમે ઉપકાર માનીએ છીએ અને હેમને જણાવવા રજા લઇએ છીએ કે, **સુન્દરીસુબોધમંડળ** ફકત નામનીજ સંસ્થા ન રહે પરન્તુ તે દ્વારા દરેક સભાસદ માતૃભૂમિને અને હેનાં સન્તાનોને થોડા વધુ પણ, હરકોઇ પ્રકારે ઉપયોગી થઈ પડે, એવી વ્યવસ્થા કરવા માટે હાલ વિચાર ચાલે છે.

મહાનબાનુઓનાં નામ વાળી ઇનામી હરીફાઈનું પરિણામ આવતા મહિનામાં બ્હાર પડી શકશે, એમ આશા છે.

* * * *

ફરતા પુસ્તકાલયની ચોપડીઓનાં લિસ્ટ ( યાદીઓ ) ફરીથી તૈયાર થતાં હોવાથી, કેટલેક ઠેકાણેથી માગણી આવ્યા છતાં, પેટીઓ થોડો વખત મોકલી શકાશે નહિ, તે માટે અમે દિલગીર છીએ. પરન્તુ બધું વ્યવસ્થિત થયા પછી તે માગણી કરનાર ગૃહસ્થો અને મંડળો તરફ રવાના થશે, એમ જણાવવા રજા લઇએ છીએ. અમદાવાદમાં કામ કરવાની યોજના કરનાર અમારા દેશપ્રેમી મિત્ર અનિવાર્ય વ્યવસાયમાં પડયા હોવાથી, તે ખાતે હજુ સુધી કાંઇ બની શકયું નથી.

પુસ્તકાલયને નીચે મુજબ ભેટ મળી છે, તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે.

રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ. એલ એલ. બી. ( સ્મૉલ કૉઝ કૉર્ટના જજ સાહેબ ) મુંબાઇ,-એઓ તરફથી પુસ્તકોની એક પેટી માટે રૂ. ૧૫-૦-૦.

રા. રા. છોટાલાલ દલપતરામ કવિ ( બોટાદના વહીવટદાર સાહેબ ) અમદાવાદ-એઓ તરફથી રા. રા. ન્હાનાલાલ કવિકૃત ભગવદ્ગીતાનું ભાષાન્તર ( મૂલ્ય, રૂ. ૧-૮-૦)

રા. રા. નવનીધરાય નરસિંહરાવ મેદ, અમદાવાદ-એઓ તરફથી ત્હેમનાં સ્વર્ગસ્થ ન્હેન સૌ. નલીનકાન્તિ (લલીકાન્તિ બ્હેન )ના સ્મરણાર્થે પુસ્તકોની ત્રણ પેટીઓ મૂલ્ય, આશરે રૂ. ૫૦-૦-૦ ).

* * * *

૪. બાલગ્રન્થાવલી માટે બે પુસ્તકો તૈયાર થાય છે. આશા છે કે તે આવતા ઑક્ટોબર-નવેમ્બર સોરાં પ્રકટ થઇ શકશે.

દિલગીરી: આ ગ્રન્થાવલીની કમીટીના સભાસદ રા. રા. મણિલાલ ડાહ્યાભાઇ નાણાવટી, .બી. એ, એલ એલ. બી, સોલીસીટર,-એઓના પિતા રા. બ., ડાહ્યાભાઈ સાહેબના શોકજનક મરણ માટે અમે અન્ત:કરણ પૂર્વક દિલગીરી પ્રદર્શિત કરવા તથા ત્હેમના દુઃખીઓને સપ્રેમ દિલસોજી આપવા રજા લઇએ છીએ.

* * * *

૫. અબલા સહાય ફન્ડનાં નાણાં જમે છે, ત્હેની વ્યવસ્થા માટે પત્રવ્યવહાર ચાલે છે. પરિણામ હવે પછી પ્રકટ કરવામાં આવશે.

બ્હેન શ્રી કાશીબ્હેન છોટાલાલ દેશાઇ, કલકત્તા, એઓ તરફથી રૂ. ૧૦-૦-૦ આ ફન્ડ માતે આવ્યા છે, તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે.

* * * *

૬. સુન્દરીસુબોધ મંડળના ફન્ડ ખાતે રા. રા. ભાણાભાઈ ગોવિન્દજી, જોહાન્સબર્ગ ( દક્ષિણ આફ્રિકા )-એઓ તરફથી રૂ. ૧-૮-૦ ( બે શિલિંગનો પોસ્ટલ ઑર્ડર ) આવ્યો તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવે છે.

રામમોહનરાય જસવંતરાય.
મન્ત્રિ, સુન્દરીસુબોધ મંડળ, અમદાવાદ.

૨. મહાનબાનુઓનાં નામ વાળી ત્હાં આવ્યો, અને આસપાસ કોઇ નહિં હોવાથી એ
પડી શકશે, એમ આશા છે. ાલેક આવ્યો અને આ જોઇને પેલાને ધમકાવ્યો. અને
* ૩. ભિખારીએ મન સાવધ રાખીને જવાબ આપ્યો; “મ્હારા
૩ ... પાંઉ સાથે વજનમાં સરખાવતો હતો. મ્હારો ભડીઆરો ખોટાં કાટલાં રાખે છે.” આવો સીધો જવાબ સાંભળીને પેલા ગાડીવાળાએ' ત્હેને ત્હેનો લીધેલો પાંઉ ગાડીમાં પાછો મૂકી, પોતાનો પાંઉ લેઈ રસ્તે પડવા કહ્યું.' ભિખારીએ એક પાંઉ મૂક્યો અને એક લેઇ રસ્તે પડ્યો. અને મનથી ખુશ થયો કે એકતો મળ્યો છે! જતાં જતાં કહેતો ગયો: “આ ચાલ્યો તે, એમાં આટલો ગુસ્સે શું કરવા થાય છે?!”

૩.

અમેરીકામાં એક પૈસાદાર માણસ જ્યારે મરણ પામ્યો ત્હારે, ત્રણ ધર્મના લોકોને પોતાની મિલ્કત આપી ગયો. સરત એટલી કરેલી કે, ત્હેના “કૉફીન” (શબ મૂકીને દાટવાની પેટી) સાથે દરેક ધર્મના ગુરૂએ એક હજાર “ડૉલર્સ”ની રકમ અન્દર મૂકવી. આ માણસ ચક્રમ હતો, તેતો જાણીતુંજ હતું. ત્હેની ઇચ્છા પ્રમાણે દરેકજણે તેમ કરવા કબુલ કર્યું. પ્હેલા બે ધર્મના ગુરૂઓએ તેટલી રકમ મૂકી. હવે યાહુદી ધર્મના ગુરૂનો વારો આવ્યો ત્હેણે પણ તેટલી રકમ અન્દર મૂકી, અને “કૉફીન”ની અન્દર કાંઇવાલમેલ કરીને રસ્તે પડ્યો થોડા દિવસ પછી, જ્યારે મિલ્કતનો હિસાબ કરવાનો હતો, ત્હારે આ ત્રણે ગુરૂઓ મળ્યા; અને દરેકે પૈસા કેમ મૂક્યા ત્હેની વાત નીકળી. એકે કહ્યું: “મ્હેંતો નોટ મૂકી.” બીજાએ કહ્યું “મેં સોના નાણું મૂક્યું”. ત્રીજાને પૂછ્યું ત્હારે તે હસતો હસતો બોલ્યો: “મ્હેં મ્હારા ભાગના હજાર “ડૉલર્સ મૂક્યા, અને પછી ત્રણ હજારનો ચેક (ચીઠી) મૂક્યો અને રોકડ લેઇ લીધું!”

૪.

મીસીસ—ન્હાની સરખી બેઠા ઘાટની બંગલીમાં રહે છે. તે બંગલીને આગળ પાછળ બગીચા છે. તે બાઇને પ્રીમરોઝ ફુલનો ઘણો શોખ હતો; અને તેથી ત્હેના છોડ બગીચામાં ઘણા નજરે પડતા પરન્તુ. ગયે વર્ષે ત્હેણે ધારેલા ત્હેના કરતાં ઓછાં ફુલ ઉતર્યાં આગળના બગીચામાં તો પૂરતાં હતાં, પણ પાછળનામાં બીલ્કુલ ન હતાં. એક સ્હવારે એક માણસ પાછલે બારણે પ્રીમરોઝના ઘણા સારા છોડ વેચવા લાવ્યો; અને મીસીસ—એ ઘણી ખુશીથી ત્હેને વેચાતા લીધા.

કલાકેક પછી, જ્યારે મીસીસ—ઘરમાંથી બ્હાર જતી હતી ત્હારે, આગલે બારણે નીકળતાં ત્હેણીએ જોયું કે, પેલા માણસે તો આગળના બાગનાજ છોડ ઉખેડીને ત્હેનેજ પાછલે બારણે વેચ્યા હતા!

૫.

એક ચોર એક દિવસ કોઇ એક હોટેલમાં પેઠો, અને ખીંટીઓ ઉપર જેટલી ટોપીઓ હતી તેટલી બધી લેઇને ત્હેણે ચાલવા માંડ્યું. એ જતો હતો તેટલામાં એક જણ હોટેલમાં ઉતરેલો અન્દર આવતો હતો. ત્હેણે ચોરને આમ કરવાનું કારણ પૂછ્યું. ચોરે કહ્યું: “સાહેબ, આ બધી ટોપીઓ સાફ કરવા લેઈ જાઉં છું. ત્હેને માટે કાંઇ પણ આપવાનું નથી–તદન મફત છે.” પેલા ચોરના મનમાં કે એની ટોપી પણ રહી જાને! તેથી પૂછ્યું, “આપની ટોપી પણ આપીને મ્હને આભારી કરશો?” ભલા માણસે એમ ધાર્યું કે, તે હોટેલમાં આવનારો હશે અને આમ ટોપીઓ લેઇ જતો હશે. તેથી પોતાની ટોપી પણ

ગણત્રીમાં ત્હેમની કાંઇક ભૂલ થાય છે. ભવિષ્યમાં ગમે તેમ થાય, તે, માટે તો હમણાં અમે કાંઇ કહી શકીએ તેમ નથી; પરન્તુ હાલ તો ગૂજરાતી ભાષાનાં માસિકોમાં **સુન્દરી સુબોધ** મોંઘામાં સોંઘુ પત્ર છે અને ત્હેના **માસિક વધારા** સાથે પણ તે બહુજ સસ્તુ પડશે, એ વિશે કાંઇ શક નથી.

દરમહિને **૧૦૦** પાનાંનું મ્હોટા કદનું, પાંચથી દસ ચિત્રોવાળું માસિકપત્ર, તથા **૧૦૦** પાનાંનો **ખાસઅંક** અને **ભેટનું** પુસ્તક, ( તથા આ ઉપરાંત વીસ-પચીસ રૂપિયાનાં પુસ્તકો ગ્રાહકોને લગભગ પડત કિમ્મતે મળી શકે,-) એને માટે વાર્ષિક લવાજમના **રૂ. ૩-૮-૦** અમારા કોઇપણ ગ્રાહકને વધારે પડે, એ અમને નવાઇ જેવું લાગે છે ! તથાપિ આપણા વાંચનાર વર્ગની વિવિધ પ્રતિકૂળતાઓ અને મુશ્કેલીઓ તરફ લક્ષ આપતાં રૂ. ૩-૮-૦ નું લવાજમ જેમને વધારે પડતું જણાતુ હોય, તેઓને માટે પણ બની શકતી સગવડ કરવી, એ અમારો પ્રથમ ધર્મ અમે સમજીએ છીએ. અને તેથી '**માસિક વધારા**' ની યોજનામાં કેટલોક આવશ્યક ફેરફાર અમારે કરવો પડ્યો છે.

* * * *

**વાર્ષિક લવાજમ- ફક્ત ત્રણ રૂપિયા, ટપાલ સહિત!**

કોઇ કોઇ **બ્હેનો** અને બન્ધુઓ, જેમણે રૂ. ૩-૮-૦ નું લવાજમ પોતાને ભારે પડતું હોવાનું જણાવ્યું છે, ત્હેમની તરફથી,-અને '**વધારા**' ના ગ્રાહક તરીકે નામ નોંધાવનાર પૈકીની કેટલીક **બ્હેનો** અને **બન્ધુઓ** તરફથી પણ લવાજમ ઓછું કરવાના વિષયમાં બે મહત્વની સૂચનાઓ થઈ છે. ( ૧ ) **માસિક વધારામાં** જે ચિત્રો દાખલ કરવાની યોજના છે તે હાલને માટે મુલતવી રાખવી; અને (૨) '**વધારા** સહિતનું પત્ર' ધાર્યા કરતાં ઓછાં એટલે હાલથી બમણાં પાનાંનું કરવું. આ બન્ને સૂચનાઓ તરફ અમે અને આ પત્રના સલાહકાર મંડળે યોગ્ય ધ્યાન આપ્યા પછી, નીચે મુજબ નિર્ણય ઉપર અમે આવી શક્યા છીએ.

ચિત્રો છપાવવાની મુશ્કેલી તથા ત્હેને લઇને પત્રની વારંવાર થતી અનિયમિતતા તરફ જોતાં, અને ચિત્રો પ્રકટ કરવાની જરૂર કરતાં પણ, જેમ બને તેમ વધારે વિશાળ વાંચન ગ્રાહકોને પૂરૂં પાડવાની ચાલુ અગત્ય તરફ નજર કરતાં,-**હાલને માટે** ચિત્રોનો વધારો કરવો મુલતવી રાખી, **૧૦૦ પાનાંનું-એક બે ચિત્રો** વાળું, '**માસિક વધારા**' સાથેનું **સુન્દરીસુબોધ** ગ્રાહકોને ટપાલ ખર્ચ સાથે ફક્ત ત્રણ **રૂપિયાના** વાર્ષિક લવાજમમાં આપવું !

* * * *

**સુન્દરી સુબોધ- અને ત્હેનો 'માસિક વધારો:**

આથી **સચિત્ર સુન્દરી સુબોધ** માસિક પત્ર જે ગ્રાહકોને ફક્ત સવા રૂપિયાના લવાજમમાં મળે છે, તે મળ્યા કરશે. **સુન્દરીસુબોધ** પત્રનું પોતાનુ લવાજમ વધારવામાં આવતું નથી. અને જેમની વૃત્તિ અથવા અનુકૂળતા વાર્ષિક **ત્રણ રૂપિયા** ખર્ચવાની ન હોય તેઓ સચિત્ર **સુન્દરી સુબોધ** માસિક પત્ર હાલની પેઠે-વાર્ષિક સવા રૂપિયો લવાજમથી લઇ શકશે. પરન્તુ અમારાં બીજાં સઘળાં ગ્રાહકોને દરવર્ષે ફક્ત **ત્રણ રૂપયા** ના લવાજમમાં દર મહિને ૧૦૦ પાનાં વાળું, તથા એક બે ચિત્રો આપતું, **માસિક વધારા 'સહિતનુ' સુન્દરી સુબોધ** મળી શકશે.

*

**સુન્દરીસુબોધ તો હાલ જેવુંજ રહેશે.**

સચિત્ર સુન્દરી સુબોધ માસિક પત્રમાં હાલ જે પ્રકારનાં લખાણ આવે છે, ત્હેવાંજ ચાલુ રહેશે. **માસિક વધારાની** સાથે ત્હેને પણ નિયમિત કરવામાં આવશે અને દર મહિનાની તા. ૧૦મી લગભગમાં તે પ્રકટ થશે. હમણાંની ત્હેની વિષયોની વિવિધતા તથા ઉપયોગીતા સર્વ રીતે સાચવી રાખવામાં આવશે.

**મ્હોટામાં મ્હોટું સચિત્ર માસિકપત્ર ઘણુંજ સસ્તું**

પરન્તુ અમારા સઘળા ગ્રાહકો અને વાંચનાર જેમને થોડી પણ વધારે ખર્ચ કરવાની અનુકૂળતા હોય, ત્હેમને **'માસિક વધારા'સાથેનું સુન્દરી સુબોધ** લેવા અમે ખાસ ભલામણ કરીએ છીએ. ત્હેના **'વધારા'** નાં ૧૪ પાનાં માટે—નવલ કથા, વાર્તા, અને ગમ્મતનાં લખાણો; સમાજ, સાહિત્ય, અને વિદ્યાકલાના વિષયો; તથા બાલકો માટે ખાસ લેખ; આપણા દેશનાં અને વિદેશી માસિક પત્રો–પુસ્તકોમાંથી રસમય ચૂંટણી વગેરે,—એવી એવી સામગ્રી તૈયાર કરવામાં આવી છે, કે તે સર્વ રીતે અમારાં વ્હાલાં વાચક બ્હેનો અને બન્ધુઓને હાલના **સુન્દરી સુબોધ** કરતાં પણ અધિક પ્રિય, ઉપયોગી અને આનન્દન થઈ પડશે, એમ અમને ખાત્રી છે. આ પત્રનું કદ જોતાં,—અને **૧૦૦** પૃષ્ઠનો ખાસઅંક, ભેટનું પુસ્તક, તથા દરમહિને મ્હોટાં **૧૦૦** પાનાનું વાંચન એ તરફ નજર કરતાં પણ, મહિને ફક્ત ચાર આનાનું ખર્ચ અમારા પ્રિય વાચકોને ભારે પડશે, એમ અમે માની શકતા નથી.

* * * *

**ગ્રાહકોને એક ખાસ વિનતિઃ**

પરન્તુ આ **માસિક વધારો** પ્રકટ કરવાનું સાહસ અને શ્રમ અમે માથે લઈએ, તે પ્હેલાં અમને **૧૦૦૦ ગ્રાહકોની** અગાઉથી સંમતિ મળવી જોઈએ. કારણ કે તેમ ન થાય તો ત્હેનું ભારે ખર્ચ વિના કારણ અમારે જ ભોગવવું પડે. અને આવી શુભ યોજના તેથી નિષ્ફળ થવા પણ સંભવ રહે. માટે અમારાં માનવંત બ્હેનો અને બન્ધુઓને એક ખાસ વિનંતિ નમ્રતા પૂર્વક કરવાની કે, હજુ સુધીમાં આ નવીન યોજના માટે ફક્ત **૧૫૬** ગ્રાહકોએજ નામ નોંધાવવા કૃપા કીધી છે; અને બીજાં **૫૨** માંથી પણ ઘણાં ખરાંનાં નામ ગ્રાહક તરીકે અમને પ્રાપ્ત થશે એમ શ્રદ્ધા છે. તથાપિ તેટલાં ૨૦૦ નામ કોઈ પણ રીતે પૂરતાં નથી. માટે અમે આશા રાખીએ છીએ, કે અમારા દરેક દરેક ગ્રાહક અને વાંચનાર તરફથી આ યોજના સંબન્ધી ચાલુ માસની આખર સુધીમાં અમને જવાબ મળવા મહેરબાની થશે. પ્રથમથી ગ્રાહક તરીકે નામ નોંધાવ્યાથી, પાછળથી **વધારેલો** દર આપવો નહિં પડે-એટલુંજ નહિં, પણ અમને અમારા આ સત્કાર્યમાં અમારાં તે વ્હાલાં ભાનુઓની શરૂઆતની મદદથી ઘણું પ્રોત્સાહન મળશે, એ નિઃસંશય છે.*

—પ્રકાશક, સુન્દરીસુબોધ.

* આ અંક સાથે 'માસિક વધારા' ને લગતાં કાર્ડ વ્હેંચવામાં આવ્યાં છે. ત્હેમાં અવશ્ય ભરી કરીને વેળાસર જવાબ લખી મોકલવા દરેક ગ્રાહકોને આગ્રહ પૂર્વક વિનંતિ છે. તે કાર્ડમાં લવાજમના રૂ. ૩–૮–૦ ને બદલે રૂ. ૩–૦–૦ વાંચવા, તથા ચિત્રો ઉમેરવાનું દાબમાં મોકૂફ રાખવામાં આવ્યું છે, ત્હેની માહિતી માટે આ લેખની નીચે અને ગ્રાથી નોંધ લેવી. —વ્ય. સુ. સુ.—

# ગ્રાહકોને અગત્યની સૂચના.

૧. ' માસિક વધારા ' સહિતના-સુન્દરી સુબોધ [૧૦૦ પાનાનું પત્ર] ના વાર્ષિક લવાજમ રૂ. ૩-૦-૦ વાળા લવાજમનો લાભ નવો અંક બ્હાર પડતાં સુધીમાંજ મળી શકશે. માટે સઘળા ગ્રાહકો જેમને ત્હેના ગ્રાહક થવાની વૃત્તિ-અનુકૂળતા હોય, ત્હેમણે હમણાંજ **નામ નોંધાવવાં,** એમ વિજ્ઞપ્તિ છે. " " " ગ્રાહકોની પૂરતી સંખ્યા નહિં હશે, તો વાર્ષિક લવાજમ રૂ. ૩-૮-૦ અથવા રૂ. ૪-૦-૦ થવા સંભવ છે. પાછળથી નામ નોંધાવનારે આપવું પડશે.

૨. ગ્રાહક તરીકે નામ નોંધાવનાર મહાશયે મનિઓર્ડરથી પૈસા મોકલવા નહિં; તેઓ તરફ મફ્રેબ્રુઆર માસનો પ્હેલો **અંક વી. પી.** થી મોકલવામાં આવશે.

૩. આ અંકનાં છેલ્લાં ( ૪૪૯-૪૫૦ ) પાનાંમાં તથા પૂઠાના ત્રીજા પાના ઉપર,-૧૦૦ પાનાના મ્હોટા માસિક સુન્દરી સુબોધની હકિકત તથા ત્હેના પ્હેલા બે અંકનાં લખાણની ટૂંકી યાદી આપી છે, તે જોવાથી આ નવી યોજના વધારે સારી રીતે સમજાશે.

૪. ' વધારા સાથેનુ ' તેમજ ' વધારા શિવાય 'નુ-( બને કદના ) સુન્દરી સુબોધ નિયમિત રીતે દરેક મહિનાની દસમી તારીખ લગભગ પ્રકટ થશે.

પ્રકાશક સુન્દરી સુબોધ.

કાર્યમાં અનુકંપાનું સ્વરૂપ ! માતાના હૃદયમાંથી રક્તનું સ્ત્રવણ થાય છે, પ્રેમથી તેના તરફ ત્હમારો તે હાથ લંબાવો. ગરીબ દુઃખી માતાને આશા અને દિલાસો આપો.

".અરે, ત્હમે દુઃખી માતાની દુઃખી પુત્રીઓ ! ત્હમે સૌ એકઠાં થાઓ. તેને થોડી તંદુરસ્તી આપો. તેને મરવા દેશો નહિ. આપણી સ્લતનતને તેના મોતના દુઃખથી છવાતા દેશો નહિ. ત્હમારી કીર્ત્તિ અને ત્હમારા સુખને અરક્ષિત થવા દેશો નહિ. ક્રુર દુશ્મનોના હાથે ત્હમે રીબાશો નહિ, ત્હમે કલંકિત થશો નહિ.

" અરે સ્ત્રીઓ, જેનાં નેત્રો અને કાન ઐહિક સુખમાં જકડાએલાં છે અને જેમના ઓષ્ઠમાંથી દમવગરનું ગીત નીકળે છે ! શું ત્હમે તુર્કની દીકરીઓ છો, કે ત્હમે પિતૃભૂમિ વિનાની છો ? ત્હમારા શિરપર ઝળકતા અલંકારોનું તેજ સત્ય નથી.

" શું ત્હમારા પૂર્વજોનો ઉમદા જુસ્સો ત્હમારા આત્મામાંથી લુપ્ત થઇ ગયો છે ? જુઓ ત્હમારા ભાઇઓનાં શબને કફન જોઇએ છે. આપણા દેશને નવું જીવન જોઇએ છે. ત્હમારાં ઝળકતાં રત્નો કાઢો, તેમને અર્પી દો; અને ત્હમારા ઓષ્ઠપરથી આ ભૂખોથ ભરેલું ગીત ભુસી દો. "

(સિમલા.) —ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત.

---

# काव्यकुंज.

## બ્હેનાં! આવજો રાસ ઝીલવા.

બ્હેનાં ! રાસ ઝીલવા આવજો જમુના ઘાટમાં,
જમુના ઘાટમાં—પ્રભુની વાટમાં;
બ્હેનાં ! આવજો રાસ ઝીલવા.

કુંજે કુંજે બેલડિયાંના બ્હાર છે,
કુંજે કુંજે સુરાવટ તણા તાર છે;
બ્હેનાં ! આવજો રાસ ઝીલવા.

ઝીણા જગતના ઝમકાર છે,
મહીં અજવાળાં અપાર છે;
બ્હેનાં ! આવજો રાસ ઝીલવા.

વૃંદાવનમાં વિભુની વિશુદ્ધિ રેલે,
હરિનું નામ ચ્હડયું હેલે,
વિગદ જ્યોત દ્વાર દ્વાર ખેલે રે;
બ્હેનાં ! આવજો રાસ ઝીલવા.

આવાસે છે પ્રભુનાં પધરામણાં,
શ્વાસે શ્વાસે પ્રભુનાં સંભારણાં,
રાસે રાસે હરિજીનાં વારણાં;
બ્હેનાં ! આવજો રાસ ઝીલવા.

(મુંબાઇ) —હાસમ હીરજી ચારણિયા.

# સુન્દરી સુબોધ.

સ્વર્ગસ્થ સાક્ષરવર્ય ગોવર્ધનભાઇના શબ્દોમાં કહીએ તો–"સ્ત્રીયો પઠિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતન્ત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બના ખરાં કલ્યાણ કરવા શક્તિમતિ અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે;" સાધ્વી પત્ની થઇ પતિનું જીવન ઉન્નત કરે, પતિતપાવન સેવાભગિની બની દુઃખતિમિરમાં ડૂબતાં બાન્ધુનાં આત્મા–હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાનાં સંતાનોના વિકાસ અને પ્રગતિની સહાયક થાય, તથા પ્રજાવત્સલ જનનિ રૂપે સ્વદેશમાં હૃદયસૂર્યના તેજસ્વી, ઉલ્લાસમયા કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે.—એજ આર્યસુન્દરીઓના જીવનની સંકેતા છે "સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી. .સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧૦ મું.] ઈ. સ. ૧૯૧૩, ઑગસ્ટ, શ્રાવણ, વિ. સં. ૧૯૬૯. [ અંક ૧૨ મો.

## ઉદયગુંજન.

### તુર્કસ્તાનનું પ્રજાગીત:

પ્રજાકીયરક્ષણની કમીટીને પૈસાની મદદ કરવા ગઇ તા. ૧૦ ફેબ્રુઆરીના દીને કોન્સ્ટાન્ટીનોપલમાં ૫૦૦૦ પડદાનશીન તુર્કી બાનુઓની એક ગન્જાવર સભા ભરાઇ હતી, જે મુસ્લીમ ઇતિહાસમા એક અવનવો બનાવ ગણાઇ શકાય. હાલના યુદ્ધનુ પરિણામ ગમે તેવું આવે; છતાં જે પ્રજાની સ્ત્રીઓમાં આવો અનન્ય પ્રકારનો પ્રજાકીય જુસ્સો ઉદ્‌ભવેલો છે, તેજ જણાવી આપે છે કે તેનું ભવિષ્ય કદી પણ ઉતરતા દરજ્જાનું નહિ થાય વિશેષમાં તુર્કી સ્ત્રીઓએ યુદ્ધમાં ગયેલાઓની મદદ તરીકે જે કાર્ય બજાવેલુ છે તે પણ તેમના જેવી આજ સુધી પડદામાં શોખીન ફક્કડ ગુલામગીરીની સ્થિતિમાં રહેલી સ્ત્રીઓને ઓછું શોભામદ નથી પ્રસ્તુત સભામાં હિલાલ સાહીર બેનુ બનાવેલું એક ગાયન ઘણી લાગણી સાથે ગાવામાં આવ્યું હતું. તેનું ભાષાન્તર નીચે પ્રમાણે છે.

"દુખી માતાની દુખી પુત્રીઓ, તમે સૌ આ લીલા ઘુમટ નીચે એકત્ર થાઓ! તમે સૌ સાભળો, તમારા કાન આ તરફ ધરો. કારણકે આપણી માતા, આપણો દેશ ધ્રુજતા અવાજે વિલાપ કરે છે. તેના હૃદયમાં પ્રવેશેલા ખન્જરના ઝેરે જીંદગીની નસોમાં પ્રવેશ કર્યો છે.

" આપણી માતા જેણે ચાર માસમાં એક લાખ પુત્રોનુ બલિદાન દીધેનુ છે તે અત્યારે અશ્રુ સારે છે. તે અત્યારે ઉન્મત્ત દશામાં છે અને, તે જ્યાંસુધી તેમના તાજા રૂધિરમાં પડેલી છે, ત્યાં સુધી તેના હૃદયના ઘાને પાટો બાંધો, જેથી તે ગન્જુરાણ થાય નહિ.'

અરે, સ્ત્રીઓના હસ્ત, પ્રેમનું આગેહુબ મૂર્તિમન્ત સ્વરૂપ, અને દરેકે દરેક લાડના

કાર્યમાં અનુકંપાનું સ્વરૂપ ! માતાના હૃદયમાંથી રક્તનું સ્ત્રવણ થાય છે, પ્રેમથી તેના તરફ ત્હમારો તે હાથ લંબાવો. ગરીબ દુઃખી માતાને આશા અને દિલાસો આપો.

"અરે, ત્હમે દુઃખી માતાની દુઃખી પુત્રીઓ ! ત્હમે સૌ એકઠાં થાઓ. તેને થોડી તંદુરસ્તી આપો. તેને મરવા દેશો નહિ. આપણી સલ્તનતને તેના મોતના દુઃખથી છવાવા દેશો નહિ. ત્હમારી કીર્ત્તિ અને ત્હમારા સુખને અરક્ષિત થવા દેશો નહિ. ક્રુર દુશ્મનોના હાથે ત્હમે રીબાશો નહિ, ત્હમે કલંકિત થશો નહિ.

"અરે સ્ત્રીઓ, જેનાં નેત્રો અને કાન ઐહિક સુખમાં જકડાએલાં છે અને જેમના ઓષ્ઠમાંથી દમવગરનું ગીત નીકળે છે ! શું ત્હમે તુર્કની દીકરીઓ છો, કે ત્હમે પિતૃભૂમિ વિનાની છો ? ત્હમારા શિરપર ઝળકતા અલંકારોનું તેજ સત્ય નથી.

"શું ત્હમારા પૂર્વજોનો ઉમદા જુસ્સો ત્હમારા આત્મામાંથી લુપ્ત થઇ ગયો છે ? જુઓ ત્હમારા ભાઇઓનાં શબને કફન જોઇએ છે. આપણા દેશને નવું જીવન જોઇએ છે. ત્હમારાં ઝળકતાં રત્નો કાઢો, તેમને અર્પણ કરો; અને ત્હમારા ઓષ્ટપરથી આ મૂર્ખાઇ ભરેલું ગીત ભુસી દો."

(સિમલા.) —ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત.

# काव्यकुंज.

## બ્હેનાં! આવજો રાસ ઝીલવા.

બ્હેનાં ! રાસ ઝીલવા આવજો જમુના ઘાટમાં,
જમુના ઘાટમાં—પ્રભુની વાટમાં;
બ્હેનાં ! આવજો રાસ ઝીલવા.

કુંજે કુંજે બેલડિયુંના બ્હાર છે,
કુંજે કુંજે સરાવટ તણા તાર છે;
બ્હેનાં ! આવજો રાસ ઝીલવા.

ઝીણા જગતના ઝમકાર છે,
મહીં અજવાળાં અપાર છે;
બ્હેનાં ! આવજો રાસ ઝીલવા.

વૃંદાવનમાં વિભુની વિશુદ્ધિ રેલે,
હરિનું નામ સ્હડયું હેલે,
વિગર જ્યોત હાર હાર ખેલે રે;
બ્હેનાં ! આવજો રાસ ઝીલવા.

આવાગે છે પ્રભુનાં પધરામણાં,
શ્વાસે શ્વાસે પ્રભુનાં સંભારણાં,
રાસે રાસે હરિજીનાં વારણાં;
બ્હેનાં ! આવજો રાસ ઝીલવા.

(મુંબાઇ) —હાસમ હીરજી ચારણિયા.

## રસ બાલકનું નિદ્રાગીત.

(તોટક) ઉંઘી જા, ઉંઘી જા રસ બાલક ! તું,
ઉંઘી જા રજનીભર, ઓ પ્રિય ! તું;
હસતાં કૂદતાં, રમતાં રમતાં,
ઉંઘી જા સુણતાં ગીતડાં મીઠડાં !

ઉંઘી જા પ્રભુના પ્રિય બાલક તું:
રખવાળું ત્હને જગપાલકનું !
સુખડાં મધુરાં સહુ પામીશ તું,
દુખડાં દીનનાં પ્રિય ! કાપીશ તું !

વીતશે દિવસો તેમ વાધીશ તું,—
*નકી પામીશ આત્મિક ઉન્નતિ તું !*
ભૂલી ભાન બધું કડવા જગનું,—
કર સેવન દિવ્ય તું શાન્તિ તણું !

સઘળો દિન આ રમતાં રમતાં,
ઘરમાં વળી દોડી બહાર જતાં,
બહુ થાકી વિરામ હવે ગ્રહવા—
ઉંઘી જા, સુપ્રભાત વિષે ઉઠવા.

ઉંઘી જા, ઉંઘી જા રસબાલકડા !—
મધુરું મધુરું હસતાં, રમતાં !
ઉંઘી જા, સુખી થા શયને મૃદુ આ,—
સુપ્રભાત વિષે ફરીથી ઉઠવાઃ

હસવા, રમવા,
કૂદવા, ફરવા,
વધતો ઉરહર્ષ નવો ધરવા;
નવજીવન નિત્ય ઉંડી ગ્રહવા—
ઉંઘી જા, ઉંઘી જા, રસબાલકડા !

( બીલડીઆ ) —" કુજ."

---

## શિશુજનનાં હૃદય.

( હરિણી ) સરળ મધુરાં સ્નેહે ભીનાં અનુપમ નિર્મળાં;
દૂષણ વિણનાં ભોળાં પ્રેમી રમુજ ભર્યાં ખરાં;
કુદરત તણા ઉત્સંગે કે જગન્મય વાડીમાં,
ભ્રમર સરખાં ખેલતાં, હા ! શિશુજનનાં હૃદાં.

તરલ નવલુ જોવા, લેવા અખંડિત તત્પરાં,
અલિખિત પનો જેવાં કોરાં, અધીંતજ મોતીં શાં;

અપ્રકટ વિના સંસ્કારોથી અમૂલ્ય મણિ સમાં,
ગ્રહણ કરતાં છાયા જેવી પડેલ મુકુરમાં.

અરુણ સરખાં આનંદી એ પ્રવાસી પ્રભાતનાં,
અવિદિત પથો કેરી રહેતાં જરી પ્રતિકૂળતા,
તદપિ મથતાં જ્ઞાતા થાવા અભેદ રહસ્યનાં;
ગમન કરતાં ધીરે ધીરે પરસ્પર સાથમાં.

લળતી કુમળી ડાળી જેવી વળે જ્યમ વાળતાં,
સરસ નરથી છાપો જેવી પડે જ્યમ પાડતાં,
કુસુમ કલિકા પ્રીતે પોષી ખીલે જ્યમ ખીલતાં,
મૃદુલ ફુલડાં જેવાં રૂડાં શિશુ જનનાં હૃદાં.

નિરખી નિરખી સદ્‌ગુણોને ધરો શિશુ આગળે;
પરખી પરખી સન્માર્ગોને કહો શિશુઓ ગ્રહે;
નરસુ ત્યજીને સારું સારું શિખાય શિશુ થકી;
શિશુ સુધરતાં લ્હાવો મ્હોટો ભવિષ્ય મહીં નકી.

( મુંબઇ ) —પ્રભાશંકર જયશંકર પાઠક.

## ભગિનીને ઉદ્‌બોધન.

(હરિગીત.) પ્રિય ! જ્ઞાનરશ્મિથી સદા ઉર-પદ્મને વિકસાવજે,
વિકસાવજે, ખીલાવજે, મધુરો પરાગ પ્રસારજે;
પ્રેમે પ્રસાદી બન્ધુને સદ્‌જ્ઞાન કેરી આપજે,
ને પ્રેમથી દારિદ્ર ને દુઃખ દેશ કેરાં કાપજે.

રસહીણ પુષ્પફળો ધરંતી વેલી કંઇક સુકાય છે,
ખીલી તુરત કચરાય કે દુર્દૈવથી કરમાય છે !
અમ દેશની માતા-ગુરુની ક્યાં પ્રસાદી અરે, વસે ?
ક્યાં વીર જનનિ, વીર ભગિની, વીર ગૃહદેવી દિસે ?

ભારત તણી આ દુર્દશા ભગિની ! સુપ્રેમે ટાળજે;
તુજ આત્મ કેરી વિમળ જ્યોતે અમ હૃદય અજવાળજે;
તુજ ઉન્નતિમાં દેશની ગતિ ઉચ્ચ બનતી જાય છે,
તુજ શક્તિમાં અમ દેશનું બળ સદા વધતું સદાય છે.

અમ દેશનાં ગૌરવ અને ઉદ્ધાર ત્હારે હાથ છે,
શક્તિમની તુજ જ્ઞાન સરિતા તિમિર અમ હરનાર છે;
તુજ આત્મ-ઉરનું વારિ પ્રેમે સીંચી રસ ઉભરાવજે,
સ્વર્ગીય નન્દનવન સમી અમ આર્યભૂમિ બનાવજે.

( અમદાવાદ. ) —"સિંહ"

## વ્હાલાને ઉપાલમ્ભ.

(ગઝલ.) અરેરે માનવી ! તુજમાં, દયાનું કેમ અંધારૂં ?
બિચારૂં ટળવળી મરશે, ઉઘાડી દે હૃદય ત્હારૂં.

વ્હાલાંને દુઃખ આપતાં, હૃદય ન કટકા થાય,
ક્યાંથી એવા માનવી, પ્રેમ અર્પવા ધાય ?

ભ્રમર પુષ્પો ઘણાં દિસે, મળે મન એક એકેથી,
ન જોયે પ્રેમને કાંઇ, ભળે ઉર આપ મેળેથી,

સારસ સારસી જોડલુ, કેમે નહીં છેડાય ?
છૂટે નહિં, તુટે કદિ, પ્રાણ વિનાનું થાય.

ન માગે પ્રેમ જાતિ કે સ્વરૂપ વ્હાલું નહિં ત્હેને,
પરંતુ જાણ અંતર આણ, ઝરણ છે પ્રેમનું વહેને.

( અમદાવાદ ) —"બાલક."

---

## સખી વિયોગ.

(મન્દાક્રાન્તા) રૂઠ્યા દેવો અમ પર, અહો ઇશ તો આજ રૂઠ્યો,
રે રે મ્હારી પ્રિય સખી તણો દેહથી પ્રાણ છૂટ્યો !
શું અચિંતી નિરદય બની આમ ઊડી ગઈ તું ?
મ્હારા વીરા દૂર બહુ રહ્યા, શું જ તેને લખું હું ?

તેનું ભોળું વિમળ દિલડું કેમ આ સાંખશે રે ?
આ સુણીને નયનમહિંથી આંસુડાં સારશે રે;
વિધિ લેખો નહિં નહિં જરી કોઇ કાળે ફરે રે,
તેડું આવ્યું, અરરરર તે કેમ પાછું ફરે રે ?

મ્હેં જાણ્યું જે પ્રિયજન તણા યોગથી સુખ મ્હોટું,
ના, ના, મ્હારી પ્રિય સખી ! સહુ સુખ એ છેક ખોટું;
અંતે જાવું સહિ ત્યજી અહિં, સાથ ના કોઇ રે છે,
રે રે પ્રાણી જનમ ધરીને ઊગતાં આથમે છે !

જેને આત્મા મનથી અતિશે પ્રેમથી ચાહનારાં,
જૂઠાં જૂઠાં સહુ પ્રણયી એ સ્વાર્થમાં રાચનારાં:
એવા જૂઠા જગતજનના સ્નેહને ભુલી જાજે,
તું ત્હારા આ નવલ પથમાં શાન્તિથી ચાલી જાજે.

( કચ્છ-મુંદ્રા ) —બ્હેન સકીનાબાઇ અલ્લાહલાભાઇ.

# વાર્તાલહરી.

## ઉપકાર.

ઇસ્વીસનના તેરમા સૈકાની શરૂઆતમાં આપણી આ નાની વાર્તાનો પ્રારંભ થાય છે. આશરે બારસેં વીસનું ઇસ્વીસનનું વરસ ચાલતુ હતું, તે સમય હિન્દુસ્તાન માટે અંધાધુંધીનો હતો. દિલ્હિના તખ્ત ઉપર ગુલામવંશનો અલ્તમશ સુલતાન બેઠો હતો તે પોતાના કાંઇક બુદ્ધિચાતુર્યથી અને કાંઇક જોર જુલમથી પોતાના પુર્વજોના વખતના સ્વતંત્ર સુબાઓને જીતી તાબે કરી શકયો હતો.

પરંતુ સીંધ દેશમાં તો શાંતી હતીજ નહીં. પાદશાહી લશ્કર ભાગ્યેજ ત્યાંના સુબાને નમાવી પાછું વળ્યું હશે, કે તરતજ ત્યાં મારામારી અને ટંટો ફીસાદ આખા દેશમાં ચાલુ થઇ ગયાં હતાં. પાદશાહી સત્તા નામનીજ હતી. સુબો કહેવા માત્રજ પોતાનો દોર દમામ ચલાવતો હતો. હિન્દુ મુસલમાન વચ્ચે નાની લડાઇઓ ચાલુજ હતી, અને જાન માલની સલામતી તો બીલકુલ પલાયન કરી ગઇ હતી! લુંટારા ધાડપાડુ, ચોર લોકોનું જ્યાં ત્યાં પરિબળ જામેલું જણાતું હતું.

માઘમાસ ચાલતો હતો. દિવસે તાપનું જોર વધતું જણાતુ હતું અને રાત્રીએ ટાઢ પોતાનું સામ્રાજ્ય ચલાવતી હતી. આવા સમયમાં વિશાળ સિન્ધુ નદિના પૂર્વ તરફ આવેલા એક નાના ગામડામાંથી એક છત્રીવાળું ગાડુ અને ત્રણ ચાર હથીયારબંધ રક્ષકો રહાંજ પડતે પડતે સિન્ધુ નદિના પશ્ચિમ કિનારા ઉપર આવેલા એક નાના ગામ તરફ પોતાનો રસ્તો ઉતાવળથી કાપે જતા હતા. ગાડુ ધીરે ધીરે આગળ ચાલ્યું જતું હતું. રાત્રી પણ પોતાનો પ્રતાપ ધીમે ધીમે જમાવતી હતી. અને શીતરશ્મી ચન્દ્રમા ચોતરફના વેરાન મેદાન ઉપર પોતાની શ્વેત ફીણ અને દૂધ જેવી ચન્દ્રિકા પ્રસરાવવા લાગ્યો હતો. પવનના સપાટા વારંવાર રેતી તથા ધૂળના વાવાઝોડા સાથે કોઇ કોઇ રસ્તે આવતાં ઝાડને પણ મૂળમાંથી ઉખેડી નાંખવા પ્રયત્ન કરતા હતા અને ગાડા ઉપરના ઢાંકેલા વસ્ત્રને ઉરાડી નાંખતા હતા. આકાશ તદ્દન નિર્મળ હતું. કલાક એકમાં આ ગાડુ સીન્ધુ નદીના કીનારા ઉપર આવી પહોંચ્યું. અને, કીનારા ઉપરથી ગરગડતું ઉંચુનીચુ થતું નદીના વિશાળપટમાં ઉતરવા લાગ્યું. ગાડાના બે રક્ષકો બે તરફથી ગાડાને ઝાલી નીચે ઉતરવા લાગ્યા. થોડી પળમાં પાણીની સપાટી જણાઇ.

" અહમદ હુસેન ! " ગાડામાંથી અતિ મધુર સ્વર સાથે સિન્ધી ભાષામાં એક નવયૌવન યુવતિએ પોતાના એક રક્ષકને પૂછ્યુ.

" અહીં પાએક ઘડી રોકાઇ શકાશે ? "

" બ્હેન ! એક પળનો પણ વિલંબ આપણને નુકશાનકારક છે. " અહમદ હુસેન નામના એક રક્ષકે જવાબ આપ્યો. " નદી ઓળંગી પેલી તરફ ગયા પછી ગામમાં પહોંચ્યા એટલે ફીકર નથી. બાકી હાલમાં કેવો વખત છે, તે તો તમે તથા બ્હેન પોતે પણ જાણો છો. "

" લગાર ઉતરવાની ખાસ જરૂર છે. નદી આવી છે. એટલે ઓળંગીને પેલી તરફ ગયા પછી પણ રોકાયા વગર છુટકો નથી. માટે નદી ઉતર્યા બાદ ફક્ત થોડીજવાર ગાડાને ખોટી કરવું પડશે. "

આ વાત ચાલતી હતી તેટલામાં નદીના ઉંડા જળ ઉપર તરતી હોડીઓના માછીઓ આ ગાડાને તથા બળદ અને માણસને નદીની પેલી તરફ લઇ જવા તૈયારી કરવા લાગ્યા. ગાડુ હોડી નાંખવામાં આવ્યું. અને અંદરના ભાગમાંથી બે યુવતિઓ ધીરેથી પોતાના શરીરને ઢાંકીને ગાડાની એક બાજુ ઉપર ઉતરી પડી, પાસેની હોડીમાં પોતાનાં માણસો સાથે જઇ પહોચી. તરતજ હોડીને પાણીમાં હંકારી મુકવામાં આવી, ઉંડા જળની સપાટી ઉપર ચન્દ્રમાનું પ્રતિબિંબ હોડીમાં બેસનારાંઓને મનોહર લાગતું હતું. પાએક કલાકમાં હોડી સામેની બાજુએ પહોંચી ગઇ અને ત્યાં તે બે યુવતિઓ પોતાનાં માણસો સાથે ઉતરી. ગાડા તથા બળદને આવતાં જેટલી વાર હતી તેટલી વાર આ બે યુવતિઓએ પાણીથી રહેજ છેટે પોતાને જે કાર્ય કરવું હતું તે કરવામાં પ્રવૃત્ત રહી. પોતાનાં માણસો તેથી થોડેજ છેટે હતાં. બન્ને વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થવા માંડી.

" બ્હેન યશોમતિ! હવે બે ઘડીની અંદર તું તો ત્હારા પતિની સમીપ જઇ પહોંચીશ. ત્યાર પછીથી ત્હારે અને મ્હારે વિયોગ થવાનો. ઇશ્વર જ્યારે મેળવશે ત્યારે મળીશું. પરંતુ બ્હેન! ત્હારા પિતાએ આસપાસથી ખોટી ખબરોનો આધાર લઇ ત્હને મોકલી દેવામાં ઘણીજ ઉતાવળ કરી હો!!"

" શા ઉપરથી તું કહે છે કે ખોટી ખબર ઉપર મ્હારા પિતાએ આધાર રાખ્યો છે? ખબર છે ત્હને? પેલો ખોરાસાન અને સમરકંદનો રાક્ષસ જંગીસખાન ખરેખર સિન્ધ દેશમાં આવી ગયો છે! મ્હને ખરી ખબર મળી છે. મ્હારા પિતાએ ભૂલ કરી નથી. પ્રિય બ્હેન! મુસલમાનોના સમયમાં આપણા જેવી હિન્દુ સ્ત્રીઓને તો પોતાના પતિ પાસે રહેવું યોગ્યજ છે. ઉમ્મરે પહોંચ્યા પછી વિવાહિત કે અવિવાહિત બાળાને તો આ રાજ્ય તદ્દન ભયંકર અનર્થકારીજ નિવડે છે. માટે હું જાઉં છું તે ઇશ્વર સારા માટેજ કરે છે."

" બ્હેન! તું કહે છે તેમ પણ હોય. જોને પ્હણે દૂર લશ્કરની છાવણીનો પડાવ જ હોય તેવું જણાય છે. અરેરે! હવે શા ભોગ મળશે? દેશનું સત્યાનાશ નીકળી જશે! અત્યારે આપણે મળ્યાં તે ખરાં અને હવે મળીશું તે ખોટું. સમય આવી ગયો છે. કદાચ જંગીસખાન ત્હારા ગામ ઉપર ચઢી આવ્યો તો કોણ જાણે શા શા અનર્થ કરશે! બ્હેન, જવાનું માંડી વાળ અને ત્હારા સ્વામી સાથે આપણે ત્યાં આશ્રમે આવીને રહે.

" તું તો ગાંડી થઇ છું. પોતાના પતિ પાસે કહેવામાં કદાચ મૃત્યુ થાય તોપણ કોઇ આર્યબાળા બ્હીની હોય તેવું ત્હેં સાંભળ્યું છે?—પણ ખરે! બ્હેન!—પેલી બે આકૃતિઓ આપણી તરફ ચાલી આવે છે તે કોણ હશે? " યશોમતિએ કાંઇક ધાસ્તી અને શંકાથી નદીના કીનારા તરફથી સ્યામ રંગના વસ્ત્રથી સજ્જ થએલી બે મૂર્ત્તિઓને આવતી જોઇ ચમકી જઇ પૂછ્યું.

" હા! એ કોણ હશે? " ત્હેની સખીએ ભયથી ઉદ્ગાર કાઢ્યો. " ચાલ! આપણાં માણસોની પાસે જતાં રહીએ. "

આટલા વખતમાં ગાડુ તથા બળદ આ તરફ આવી ગયા હતા અને માણસો તે ઉતારવામાં રોકાયલા હતા. ફક્ત બે માણસો તે યુવતિઓ જ્યાં વાત કરતી હતી ત્યાં ઉભા હતા. તેઓ પણ આ બે આદમીઓને પોતાની તરફ આવતો જોઇ તરત પોતાનાં હથીયાર સંભાળી તે બેની પાસે આવી પહોંચ્યા. પરંતુ આવતાં આવતામાં આવનાર પેલા બે પુરુષોએ

તે સ્ત્રીઓને ઘેરી લીધી અને કઠોર સ્વરે સમજી શકાય તેવી ભાષામાં તાબે થઇ જવા હુકમ કર્યો.

થોડીજ વારમાં આસપાસનાં માણસો હથીઆર ઉગામી દોડી આવ્યાં. તે બે યુવતિઓ ભયથી થરથર ધ્રુજવા લાગી. કારણકે પોશાક ઉપરથી આવનાર મનુષ્યો બીજા કોઇ નહીં પરંતુ મોગલો હોય તેમ જણાતું હતું. પેલા બે મોગલોએ પણ પોતાની તરવાર મ્યાનમાંથી ખુલ્લી કરી અને મારામારી અને કાપા કાપીની તૈયારી થઇ હોય તેવો દેખાવ થઇ રહ્યો. પણ આવા સમયે નદીમાં ઉભેલા મોગલે એક કારમી ચીસ પાડી. બધાની નજર ચીસ પાડનાર તરફ ખેંચાઇ. પણ શું દેખાવ નજરે પડયો? નદીના પાણીમાં ઉભેલા મોગલને એક ભયાનક મગર પોતાના પૂંછડાથી પાણીમાં પછાડી તેનો એક પગ મ્હોંમાં પકડી ઉંડા પાણીમાં ખેંચી જતાં સર્વેએ જોયો. આ દેખાવ જોઇ બીજો મોગલ એકદમ પાણીમાં કુદી પડયો અને કાંઠે ઉભેલા સીપાહીઓને દયાની ખાતર મરતા માણસને બચાવવા ભાગી તૂટી ઉર્દુ જબાનમાં ધાંટા પાડી વિનવવા લાગ્યો,

શાન્ત અને સ્થિર પાણીની સપાટી ઉપર બે મનુષ્યો તે ભયંકર જીવલેણ પ્રાણીની સામે ખેંચા ખેંચી કરવા લાગ્યા. પરંતુ તે થોડાજ વખતને માટે હતું. એકને બચાવવા જતાં બીજો પણ તે પ્રાણીના પંઝામાં સપડાઇ ગયો. બન્ને પોતાના હાથ પાણી ઉપર દયા ખાતર બચાવવા હલાવવા લાગ્યા.

આ દેખાવ ક્રુર મનુષ્યની છાતી પીગળાવવા બસ હતો. મરણની અણી પહોંચેલા, થોડું ઘણું પાણી પી ગએલા, પહોળા હાથ અને પહોળી ફાટી ગએલી આંખો વાળા, તરફડીયાં મારતા બે મનુષ્યોને જોઇ કાંઠે ઉભેલી યશોમતિએ એક ઝડપ મારી પાસેના આદમીના હાથમાંથી તરવાર ઝુંટવી લઇ ત્હેની બ્હેનપણી અને બીજાં માણસો તેને રોકે તે પહેલાં પાણીમાં ભુસકો માર્યો અને બીજીજ પળે એક ડુબકી મારી લાંબી પાણીદાર તરવાર મગરના ...ેલા મ્હોંના નીચેના ભાગમાં ઘોંચી દીધી.

ડોળાયલા પાણી ઉપર લોહી લોહી થઇ ગયું. તેના ઉપર ચન્દ્રમાનાં કીરણો અવ્યવ...ીત સ્થિતિમાં પડતાં જણાયાં. પાસે ઉભેલા બીજા માણસોએ નદીમાં કુદી પડી તરીને ...હાર આવેલી પોતાના ભીના પાણીથી દડદડતા કેશપાસને ગોઠવતી યશોમતિ પાસે દેખતી ...તે બે મરી ગએલાં શરીરો ખેંચી કાઢ્યાં. તેમાંના એકના પગેથી લોહી નીકળતું હતું.

"બ્હેન! બહુ ભુલ કરી. નિરર્થક ત્હમે ત્હમારા શરીરને જોખમમાં નાંખ્યું! હો...! ...બે યવનો આપણને બેહાલ કરવાને આવ્યા હતા. સર્પને દુધ પાઇ ઉછેરવા જેવું કર્યું."

"અરે! અહમદ હુસેન! ગમે તેમ હતું પરંતુ તે બન્ને ઇશ્વરનાજ ફરજંદ છે. ...મણે ગમે તેટલો આપણા ઉપર જુલમ ગુજાર્યો હોય પરંતુ તેમને આવી ક્રૂર રીતે મરતા ...ઇ આપણે કાંઇ પણ મદદ ન કરવી તે અમારા આર્યધર્મને અને વિશેષ કરી આપણે ...ન્દનાં બાળોકોને ઘણુંજ શરમ ભરેલું છે! હવે ઇશ્વરની ખાતર કોઇ જોશો કે આ બે ...એલા છે કે જીવતા?" યશોમતિએ પોતાની સખીએ આણેલાં કોરાં લુગડાં પહેરતાં ...હેરતાં પાસે ઉભેલા સેવકોને હુકમ કર્યો.

તરતજ એક તાપણી સળગાવવામાં આવી અને આ બન્ને માણસોને જાગૃત અને શુદ્ધિમાં ...વવાના પ્રયત્નો અજમાવવામાં આવ્યા. એટલામાં આ તરફ આવી ગએલા ગાડાને બળદ ...ગેરે જોડી દઇ બન્ને યુવતિઓને તરત બેસારી આગળ રસ્તો કાપવા અહમદ હુસેન કહેવા

લાગ્યો. " નહીં ! એમ નહીં થાય ! જ્યાં સુધી આ માણસો શુદ્ધિમાં નહીં આવે ત્યાં સુધી હું તો અહીંથી ખસવાની નથી " યશોમતિએ દૃઢ સ્વરે કહ્યું.

" બ્હેન ! હઠીલાઇ ન કરો ! જુઓ બે પહોર રાત જવા આવી છે. આ વખતે તો આપણે ઠેકાણે પણ પહોંચી ગયા હોત. વળી રસ્તાના ભોની તમને ખબર છે ? આ બે માણસો મુગલ છે અને લૂંટારા જણાય છે. તે જીવશે કે મરશે તેમાં આપણે શું ? અહીંના માછી લોકો તેમની સારવાર કરશે. આપણે રોકાવાનું કારણ નથી. " અહમદ હુસેને સમજાવતાં જવાબ દીધો.

પરંતુ યશોમતિ એકની બે ન થઇ. લાચારીએ બધાં માણસો ને બે યવનોને શુદ્ધિમાં આણવાનો પ્રયત્ન કરવા લાગ્યા. થોડી વારમાં પાછળથી પડેલો યવન હાલતો જણાયો. અને એક બે મિનિટમાં આંખ ઉઘાડી ચોતરફ આશ્ચર્યતાથી જોવા લાગ્યો. તેટલામાં બીજો પણ શુદ્ધિમાં આવ્યો. તેના પગને પુરતો ઉપચાર કરી તેને ઝાલીને બેઠો કર્યો.

થોડીવાર બન્ને વચ્ચે જુદીજ ભાષામાં વાતચીત થવા લાગી. આસપાસનાં માણસો આ વાત સાંભળવા લાગ્યા. પરંતુ કોઇને કાંઇ સમજણ પડતી નહોતી. થોડી પળ ગયા બાદ પેલા શુદ્ધિમાં આવેલા મુગલે ભાગીતૂટી ઉર્દુજબાનમાં આસપાસનાં માણસોને પૂછ્યું.

" અમને બચાવનાર તે સ્વર્ગની પરી ક્યાં છે ? નેક ખુદા તેના ઉપર રહમનો વરસાદ વરસાવો. આ મારો સરદાર તે બહેસ્તની સુંદરીને સલામ કરવાની ખાયશ રાખે છે. ખુદાની ખાતર, અલ્લાહ રસુલની ખાતર, એટલી મહેરબાની કરો કે તે ભલા પીરસ્તાને અમે અમારો ઉપકાર જણાવીએ. "

બીજો કાંઇ ઉત્તર આપે તે પહેલાં પોતાના મ્હોંને કાંઇક ઢાંકી યશોમતિ આગળ આવીને મધુર સ્વરે બોલી, " ઉપકાર કે આભાર માનવાની કાંઇ જરૂર નથી. ઇશ્વરની નજરમાં સર્વ મનુષ્ય સરખા છે, અને એક બીજાને મદદ કરવી તે મનુષ્યનો ધર્મ છે. ત્હમે બન્ને અમને નુકશાન કરવાના ઇરાદાથી અત્રે આવેલા હતા, પરંતુ ઇશ્વર ઇચ્છા જુદીજ હતી ! પ્રભુ ત્હમારા અપરાધની ક્ષમા કરે ! હવે ત્હમારે જ્યાં જવું હોય ત્યાં જાઓ ! અમે અમારે રસ્તે પડીશું. "

આટલું કહી યશોમતિ ગાડામાં બેસવા ચાલીજતી હતી, પરંતુ તેટલામાં જેના પગને ઇજા થઇ હતી તે યવન એક ટેકાથી ઉભો થયો અને પોતાની કમ્મરેથી એક સુવર્ણ અને રત્નજડીત કટાર યશોમતિ તરફ ધરીને અસ્ફુટ જાડા ખોખરા સ્વરથી કાંઇ કહેવા લાગ્યો.

બીજા યવને તરતજ સમજણ પાડી " ઓ દાનેશમંદ પરિબાનુ ! આ અમારો સરદાર પોતાના તરફથી તમારી લાયકીને માટે આ એક સ્મરણ ચિન્હ આપે છે તે સ્વીકારવાની મહેરબાની કરો. ઓ જનીન ! કદી ત્હને કોઇ પણ પળમાં કાંઇ મુશીબત પડે ત્યારે આ અમારો સરદાર એમ કહેવા ફરમાવે છે જે આ કટારને ભૂલીશ નહીં. "

થોડીપળ વિચાર કરી યશોમતિએ કાંઇ પણ ઉત્તર આપ્યા શીવાય તે કટાર પોતાના માણસની મારફતે લઇ લીધી અને બીજી પળે કાંઇપણ બોલ્યા કર્યા શીવાય ગાડામાં બેસી માણસો સાથે રસ્તો કાપવા માંડ્યો.

પેલા બે મોગલો પણ કેટલોક વખત ત્યાં રહી, થોડીવારમાં ત્યાંથી અદૃશ્ય થઇ ગયા.

* * * *

ઉપર વર્ણવેલી હકીકતને થયે લગભગ બે મહીના થઇ ગયા હતા; પરંતુ તે બે માસ સિંધદેશને ઘણાજ ત્રાસજનક થઈ પડયા હતા. સમરકંદ ખોરાસાનના મોગલોનો અધિપતિ જંઘીસખાન તાતાર દેશનાં જંગલી ધાડાં સાથે હીન્દુસ્તાનના પશ્ચિમ પ્રદેશોના પહાડી રસ્તાઓથી ધશી આવ્યો હતો; અને સિંધદેશમાં લોહીની નદીઓ ચલાવી રહ્યો હતો. તેની સાથે આવેલા મોગલ સીપાઇઓમાં બીલકુલ દયાનો અંશ નહોતો ક્રૂર, જંગલી, માંસાહારી પ્રાણી જેવોજ તે સર્વેનો સ્વભાવ હતો. મનુષ્ય જાતને પકડી એકદમ મારી નાંખવામાં તેમને ઘણોજ આનંદ લાગતો. મોગલો સાડાત્રણ હાથ ઉંચા અને કદાવર બાંધાના અને લાંબી આંખોવાળા હતા, તેમને શરીરે વાળની રૂવાટી હતી અને તેમની ચામડીનો રંગ પીળો હતો તેમનો પહેરવેશ ઘેટાંના ચામડાના જભ્ભાઓનો અને ઉનની વણાટના કામળાઓનો હતો. પાસે જતાં તેમનાં શરીરમાંથી ઘણીજ ખરાબ દુર્ગંધ નીકળતી હતી. આવા લોહીના તરસ્યા રાક્ષસોનું ઝનુની ટોળુ આ વખતે આખા સિન્ધ દેશમાં ત્રાસ વર્તાવી રહ્યુ હતું. તેઓ દરેક ગામને નાની ટોળીઓમાં છાપો મારતા હતા અને ત્યાંનાં તમામ સ્ત્રી પુરૂષોને ઉમર કે જાતનો ફેરફાર જોયા શીવાય તરવારને શરણ કરતા હતા. જો કોઇ શહેર કે કિલ્લો તેમની રહામે થવા પ્રયત્ન કરતો તો તેના રહેવાશીઓની તે છતાયા બાદ ઘણીજ માઠી વલે કરતા તેમાં મુસલમાનો કરતાં હિન્દુઓ તરફ તો તેઓ બેહદ દુશ્મનાવટથી વર્તતા હતા. આપણી આ વાર્તા શરૂ થાય છે તે સમયે આ ત્રાસ જનક શહેનશાહ જંઘીસખાન કાબુલ થઇને સિન્ધ દેશમાં આવી ચુકયો હતો. અને જ્યાં ત્યાં અગ્નિ અને તરવારથી તેણે પોતાનું સામ્રાજ્ય પ્રવર્તાવવા માંડયું હતું. રાત્રીએ ગરીબ, અનાથ, મનુષ્યોનાં ટોળાં આ રાક્ષસોથી બચવા માટે જંગલોમાં, નદીનીખીણોમાં, કે જેસલમીરના રણ તરફ ન્હાસતાં અને અહીંથી તહિં દયાજનક સ્થીતિમાં દોડાદોડ કરતાં દૃષ્ટિએ પડતાં હતાં.

ચૈત્ર મહીનાના એક સુંદર પ્રભાતે સિન્ધુનદીને તીરે આવેલું એક નાનું ગામ આ મોગલ સીપાઇઓના ક્રોધનો ભોગ થઇ પડયું હતું. પ્રાતઃકાળના શીત પવનની લ્હેરોથી વૃદ્ધ અને બાળક ભાગ્યેજ સુવાથી નિદ્રાથી મુક્ત થયાં હશે, એટલામાં બુમ પડી કે મોગલ લૂંટારાઓએ ગામને ઘેરી લીધું છે. આ વાત દરેકને કાને પડતાં ભય અને ગભરાટ સર્વ સ્થળે વ્યાપી ગયો. પરંતુ થોડાજ વખતમાં ગામના નાકા ઉપર રક્ષણ અર્થે નીમાયલા ચોકી દારોને હઠાવી એક મોગલ સીપાઇ ગામમાં દાખલ થયો અને ફરમાવ્યું જે "જેમણે મોતથી બચવું હોય તેમણે અલ્લાહતાલાના પાક દિનનો સ્વીકાર કરવો. નહીંતો દરેક માણસને વીણી વીણી ઘણીજ ક્રૂરતાથી મારી નાખવામાં આવશે." ગામમાં આ વખતે ઘણા ગરા હિન્દુ રજપુત સીપાઇઓ રહેતા હતા. તેમણે પણ તેટલીજ બહાદુરીથી જવાબ આપ્યો કે "મોતમાંથી બચવા માટે કોઇપણ એવો નિમકહરામ નહી હોય કે પોતાનો ધર્મ ત્યાગ કરશે." થોડાજ વખતમાં એક નાની સખ્યા લડવા તૈયાર થઇ અને તેમની સાથે થોડા ઘણા દિલ્હિ પાદશાહતના થાણાના મુસલમાન પણ એકટેકી સીપાઇઓ તૈયાર થઇ ગામને મોખરે જુદી જુદી ટોળીઓમાં જુદે જુદે નાકે લડવા તેઓ આગળ ધશી ગયા. તરતજ ભયંકર યુદ્ધનો આરંભ થયો. ઉગતા સૂર્યના સુનાગી કિરણો વિજળીના જેવી ચકચકતી તરવારોના ઘાથી ઘોધબંધ વહેતા લોહીના પ્રવાહ સાથે મળી જઇ રૂદ્રરૂપ ધારણ કરવા લાગ્યાં ચોતરફ મારો-કાપોની બુમો, ઘવાયલાની ચીસો, અને મોગલ સીપાઇઓની અસ્પષ્ટ

ધમકીના શબ્દો કાને પડવા લાગ્યા. અડધા કલાકમાં એક નાકાના ગુર્જર માણસોની કતલ કરી એક સોકીતરસ્યું ટોળું ગામમાં દોડી આવ્યું અને ચોતરફ નિરાધાર મનુષ્યોની કતલ કરવા માંડી. આ સમાચાર બીજે સ્થળે ફરી વળતાં થોડી બાકી રહેલી રજપૂતોની સંખ્યા ગામમાં દોડી આવી. પરંતુ તે સર્વ ચોતરફથી ઘેરાઇ ગયા. થોડા ઘણા લડતાં લડતાં પકડાઇ ગયા; બાકીના કપાઇ ગયા. ટોળીના સરદારે તરતજ ગામનાં તમામ સ્ત્રી પુરૂષોને પકડવા હુકમ કર્યો. લાગલા સીપાઇઓએ ઘેરઘેરથી પકડા પકડી કરવા માંડી. અડધા કલાકમાં બસેંહ કમનસિબ પુરૂષોનું અને ચારસેંહ સ્ત્રીઓનું બકરાના વાળનાં દોરડાંએ બાંધેલું ટોળું ગામની બ્હાર મોગલ સીપાઇઓએ કાઢ્યું. કેટલાંકની આંખમાંથી દડદડ આંસુઓ વહે જતાં હતાં. ત્યારે કેટલાક મૃત્યુ પાસેજ છે તેમ ધારી મોગલ સીપાઇઓની ગાળ તથા અપમાન સહન કરતાં હતાં. તે ગામના દરેક ઘરમાં અગ્નિ મુકવામાં આવ્યો અને તરતજ આ સર્વ કેદીઓને લઇ તે મોગલોની ટુકડી મુખ્ય છાવણી તરફ રવાના થઇ ગઇ.

સ્હાંજ પડતાં સિન્ધુ નદિને કીનારે આવેલી મોગલ છાવણીમાં એક જુદોજ દેખાવ માલુમ પડતો હતો. બકરાના ચામડાના તંબુઓની લાંબી હારની વચ્ચે ખુલી તરવાર વાળા મોગલ સીપાઇઓથી ચારે તરફ ઘેરી લીધેલા મેદાન વચ્ચે પકડાએલાં સ્ત્રી પુરૂષોની કતલ થતી હતી. સ્હામેના તંબુમાં એક ઉંચા આસન ઉપર સમરકંદ અને ખોરાસાનનો અધિપતિ સુલતાન જંઘિસખાન બેઠો બેઠો હુકો ગગડાવતો હતો અને ઝીણી નજરથી તેની સામે થતી કતલ તરફ સતોષથી જોયા કરતો હતો. તેની આસપાસ કેટલાક દરબારીઓ પોતાનું માથું અદબથી નીચું કરી હાથ જોડી ઉભા રહેલા હતા. જે સ્ત્રી કે પુરૂષની ગુલામ તરીકે રાખવાની કોઇની માગણી ન થતી તેમને તરતજ જલ્લાદને સ્વાધીન કરવામાં આવતાં હતાં. સર્વ મનુષ્યોની નજર જલ્લાદ તરફ હતી. એટલામાં એક પુરૂષ અને એક સ્ત્રીને કેટલાક મોગલ સીપાઇઓ જલ્લાદ પાસે વધ કરવા માટે ખેંચી લાવ્યા. બન્નેના હાથ પગ મજબુત દોરડાંથી બાંધેલા હતા તેથી તેમને ઉંચકીને જલ્લાદ આગળ મુક્યાં. પહેલાં પુરૂષનો વારો આવ્યો. તેની આંખે એક લોહીથી દડ દડતું ચામડું બાંધવામાં આવ્યું. પછીના માણસે એક ધક્કો મારી તેની ગરદન નીચે નમાવી. પરંતુ તે ધક્કા સાથે તે કેદીની કમરે બાંધેલું લુગડું છુટી પડયું અને એક સુવર્ણ કટારી ખણખણ કરીને નીકળી પડી. જલ્લાદે આ વાત ઉપર કાંઇ પણ ધ્યાન ન આપતાં પોતાની તરવાર ઉંચી કરી; પરંતુ એક મોગલ સરદારે દોડી આવી તેનો હાથ પકડી રાખ્યો. અને કહ્યું કે "આ પુરૂષને મ્હેં ગુલામ તરીકે રાખી લીધો છે". તે કમનસીબ કેદીએ ધ્રુજતે સ્વરે જવાબ આપ્યો, "ઓ નેક નામદાર, મ્હને મોતથી અળગો શા માટે થવા દો છો? મ્હારે જીવવું નથી! કારણ કે મ્હારી સ્ત્રી પણ મૃત્યુનેજ વશ થવાની છે." "ત્હારી સ્ત્રી કઇ?" પોતાની આંખેથી ચામડું દૂર કરાવી તે કેદીએ જવાબ આપ્યો, "આ બેભાન અવસ્થામાં અધમુઇ થઇ પડેલી છે તેજ". તે સરદારે તે બન્ને કેદીને રાખી લેવા ઇચ્છા જણાવી. તરતજ તેમના બંધ તોડી નાંખી તેમને દૂર લઇ જવામાં આવ્યાં. બન્નેની કીંમત પણ તેના સરદારે ત્યાં ને ત્યાંજ ચુકવી આપી.

થોડા દિવસમાં અચાનક રીતે શહેનશાહ જંઘીસખાન જેવી રીતે તે ધસી આવ્યો હતો તેવીજ રીતે કાંઇ પણ કારણ જણાવ્યા વિના પોતાના દેશ તરફ એકદમ ચાલ્યો ગયો. અને

દેશને જંગલી અને વેરાન અવસ્થામાં મુકતો ગયો. ચોર અને લુંટારાનું જ્યાં ત્યાં જોર ફાવ્યું. વેપાર રોજગાર તૂટી ગયો અને જ્યાં ત્યાં અશાંતિ પ્રસરી રહી. પાદશાહી અમલ નામનોજ ચાલવા માંડ્યો.

આ સમયે સિન્ધથી દિલ્હી તરફ જવાના માર્ગ ઉપર કેટલાક મુસાફરો રસ્તો કાપતા જતા હતા. તેમાં પાંચ સાતેક ઘોડેસ્વાર હતા અને ત્રણેક માણસો ઉંટ ઉપર મુસાફરી કરતા હતા. એક ગાડી હતી અને બે મીઆના ઉપાડી ભોઇ લોકો ચાલતા હતા. ગાડીમાં બેઠેલો એક અફ્ઘાન અમીર હતો. તેની એક તરફ એક ઘોડેસ્વાર ચાલતો હતો તે પણ અફ્ઘાન હતો. બીજી તરફ જે ઘોડેસ્વાર હતો તે હિન્દુ જણાતો હતો. ગાડી પાછળ મ્યાના ચાલ્યા આવતા હતા. આ નાનો કાફલો સિન્ધ છોડી અજમેર લગભગ આવી પહોંચ્યો હતો. સન્ધ્યાકાળ પડતાં અજમેર પાસે આવેલા અનાસાગર તળાવ ઉપર વિશ્રાન્તિ લેવા ગાડી ઘોડા તથા ઉંટ વિગેરે છોડવામાં આવ્યાં. અને પાસેની સરાઇમાં મુકામ કર્યો. મ્યાનામાંથી એક જનાની સ્ત્રી ઉતરી પાસેની ઓરડીમાં ચાલી ગઇ સર્વ કોઇ ખાવાપીવાની ખટપટમાં પડ્યા. રાત્રીના દસ વાગ્યાનો શુમાર થયો હશે તે વખતે બે દોડતા ઘોડાનો અવાજ સરાઇમાં ઉતરેલા મુસાફરોને કાને પડ્યો. થોડીજવારમાં બે હથીઆરબંધ માણસો સરાઇ આગળ ઘોડેથી ઉતરી પડ્યા. અને આસપાસનાં માણસોને છૂપી રીતે કેટલીક વાત પૂછી સરાઇના એક ભાગ તરફ તે અફ્ઘાન અમીરને મળવા ચાલ્યાં ગયાં. પા એક ઘડીમાં તે અફ્ઘાન અમીર ઉતાવળથી સજ્જ થઇ પાસેના એક માણસને બોલાવી કહ્યું "મ્હારે મ્હારી દિકરીને મળવું છે માટે તેને ખબર કર". તરતજ તે માણસ ત્યાંથી ચાલ્યો ગયો. ચોગાનમાં તે મુસલમાન અફ્ઘાન સરદાર લશ્કરી પોશાકમાં મૂછો આંબળતો ઉભો. તરતજ તેની પાસે એક બુરખો ઢાંકેલી સ્ત્રી આવી ઉભી રહી અને બે હાથ જોડી પૂછવા લાગી "મ્હારા પ્રિય પાળક પિતા, શો હુકમ છે?" "કાંઇ નહીં દિકરી યશોમતિ! મ્હારે તરતજ ઉતાવળનું કામ હોવાથી ત્હમારી તથા ત્હમારા પ્રિય પતિની આગળજ તાબડતોબ દિલ્હી જવાની જરૂર પડી છે. મ્હારાં માણસ ત્હમારી સાથેજ આવશે. ત્યાં સર્વ આવશો એટલે ત્હમારા પતિને અને ત્હમને પાદશાહની પૂર્ણ મહેરબાનીનો અનુભવ થશે. મ્હને શાહ સલીમે તત્કાળ બોલાવ્યો છે એટલે હું જાઉં છું" અર્ધિ ઉર્દુ જબાનમાં અને અર્ધિ હિન્દી જબાનમાં યશોમતિને સમજાવતાં તે સરદારે કહ્યું. અને તરતજ સર્વની રજા લઇ તે બે હથીઆરબંધ સવારો સાથે ત્વરાથી ત્યાંથી અદૃશ્ય થઇ ગયો.

કહેવાની જરૂર નથી કે, કાફલાના મીયાનામાં મુસાફરી કરતી સ્ત્રી તે યશોમતિજ હતી અને હિન્દુ ઘોડેસ્વાર તે તેનો પતિ હતો. ગુલામ તરીકે વેચાયા પછી તેનો કેવી રીતે છુટકો થયો તે આગળ ઉપર માલુમ પડશે.

કેટલેક દિવસે આ સર્વ મંડળ દિલ્હિ પહોંચ્યું. શહેર આગળ તેમને સામા લેવા કેટલાક હથિયારબંધ સિપાઇઓ આવ્યા હતા, તેમની સાથે તે સર્વ એક મોટા મકાન તરફ ગયાં. તેમને ઉતરવાનું સ્થળ એક ધોરી રસ્તા પરજ હતું. ત્યાં તેમણે ઉતારો કર્યો. રસ્તાના થાકથી શ્રમિત થએલાં સર્વ તે રાત્રીએ વહેલાંજ નિદ્રાને વશ થઇ ગયાં. પ્રાતઃકાળમાં તેમણે પોતાના રક્ષણકર્તા અફ્ઘાન અમીરને મળવા માટે જવા તૈયારી કરવા માંડી પરંતુ તેટલામાં એક દોડતા ખીજમતગારે આવીને કહ્યું કે "પાદશાહ સલામતની સ્વારી અત્રેથી

જાય છે". પાદશાહને કુરનશ બજાવવા સર્વ તૈયાર થઇ ગયાં. ક્ષણવારમાં સુલતાન અલ્તમશનો હાથી તે મકાન પાસે હથીયારબધ લશ્કરીઓના ટોળામાં વીંટાયલો માલુમ પડ્યો. બધાની નજર સવારી તરફજ હતી, તેટલામાં એક અફઘાન અમલદારે યશોમતિ તથા તેના પતિને પાદશાહી ફરમાનથી જણાવ્યું જે "પાદશાહની મુલાકાત માટે તમારે પાસેના પાદશાહી મહેલના ઓરડામાં જવું." પાદશાહની સ્વારી સર્વ રૈયતના નમન વચ્ચે મહેલમાં ચાલી ગઈ.

જે ઓરડામાં યશોમતિ તથા તેના પતિને પાદશાહની મુલાકાત માટે દાખલ કરવામાં આવ્યાં હતાં તે ઓરડો ઘણોજ શોભાયમાન રીતે શણગારવામાં આવ્યો હતો. ઓરડાના વચલા ભાગમાં એક સુવર્ણજડીત તખ્ત હતું તેના ઉપર મોતી અને ઝળઝળાટ કરતાં રત્નોની ઝાલરવાળી છત્રી હતી. આસપાસ ઘણાજ કિમતી પોશાકમાં સજ્જ થએલા દરબારીઓ પાદશાહની રાહ જોતા ઉભા હતા. ઓરડાને એક છેડે પોતાનું શરીર સફેદ બુરખાથી ઢાંકીને યશોમતિ ઉભી હતી અને તેની પાસે સાદા વસ્ત્રમાં તેનો પતિ ઉભો હતો. પોતાને પાદશાહ સાથે ઓળખાણ કરાવનાર અફઘાન અમીર જે સિન્ધથી ત્હેમની સાથે અજમેર સુધી હતો તે કેમ હજુ સુધી ન જણાયો, તેની ફીકરમાં તેઓ હતાં. તેટલામાં સુવર્ણજડીત અને રત્નથી ઝગઝગાટ મારતા છડીદારોથી વીંટાયલો દિલ્હિનો સુલતાન અલ્તમશ એક બાજુથી આવી સિંહાસનપર બેઠો. તમામ દરબારી વર્ગ ધુંટણીએ પડી સુલતાનપર ખુદાતાલાની દુવા માગવા લાગ્યો. પરંતુ યશોમતી તથા તેનો પતિ અત્યંત અજાયબી અને આશ્ચર્યતાથી એટલાં તો ભાનરહીત થઇ ગયાં કે તેમને સુલતાનને નમન કરવા જેટલી પણ શુદ્ધિ ન રહી. તેમની નજર સુલતાન તરફજ ચોટી હતી.

પરંતુ આ થોડોજ વખત રહ્યું. યશોમતિ અને તેનો પતિ તત્કાળ દોડી જઇ સુલતાનના ચરણમાં પડી માફી માગવા માંડ્યાં. આ દેખાવથી તમામ આસપાસના પ્રેક્ષક વર્ગને નવાઇ લાગી. તેટલામાં અલ્તમશે પોતેજ તે દંપતિને ઉભાં થવા ઇશારત કરી અને ગંભીર વાણીથી તે બોલવા લાગ્યો

"મ્હારા વફાદાર રાજ્યસેવકો! આ દેખાવથી બીલકુલ અજાયબ પામતા નહીં. મ્હારી પ્રિય પુત્રી! ત્હને તથા ત્હારા પતિને પેલા લોહીના તરસ્યા રાક્ષસ જંઘીમખાનના જલ્લાદની તરવારથી છોડાવનાર, ત્હમને ગુલામ તરીકે ખરીદી લેનાર અને પાદશાહી અમીર તરીકે અજમેર સુધી તમારી સાથે મુસાફરી કરનાર તે હું પોતે અલ્તમશજ હતો. તે જંગલી ધાડાં મ્હારી રૈયતને રંજાડવા સિન્ધદેશમાં આવી પહોંચ્યા છે તે વાત એક ખાતરીદાર પાસેથી સાંભળી ગયા પાંચેક માસથી હું અને મ્હારો એક સેવક સિન્ધદેશમાં એક છુપા મોગલના લેબાસમાં આવ્યા હતા. એકપળે જ્યારે ચાંદની રાત સિન્ધુ નદિને તીરે ઝળઝળાટ વ્યાપી રહી હતી, તે સમયે હું અને મ્હારો નોકર કેટલીક ખોટી ખબરનો આધાર લઇ કેટલાક મુસાફરોને મોગલોથી બચાવવા સિન્ધુ નદીને તીરે આવ્યા; પરંતુ તે સમયે પાસે નદીના જળની પાસે પહોંચતાં અને અમારી તરવાર ખુલી કરતાં માલુમ પડ્યું કે અમને જેણે ખબર હતી તેણે અમને છેતર્યાજ હતા. કારણકે ત્યાં તો બે નિરાધાર હિન્દુ બાળાઓજ છાની છાની વાત કરતી હતી: વિચાર કરવાને પુરો વખત પણ આ ત્હમારા સર્વેના માલીકને ન મળ્યો, કારણકે એવામાં તે એક ભયાનક અને પ્રાણઘાતક મગરના મ્હોંમાં જ સપડાઇ પડ્યો—"

આ વાત આટલે આવી એટલે તમામ દરબારી વર્ગનાં મ્હોં ઉપર ભય ગભરાટ અને

ત્રાસની નિશાની જ્વઈ ગઈ. યશોમતીનું શરીરપણ આ વાતથી થરથર ધ્રુજવા લાગ્યું અને ગભરાટથી ત્હેનાથી એક ચીસ પણ પડાઇ ગઇ !!

" પરંતુ અલ્લાહ તાલાની ઇચ્છા ન્યારીજ હતી. મ્હારી પાછળ મારો વફાદાર નોકર જે મ્હને બચાવવા પડયો હતો તે પણ સપાટામાંજ આવી ગયો હોત પણ એક બેહેસ્તની પરી ખોદાતાલાએ ત્યાં મોકલી આપી તેણે પાણીમાં ભુસકો મારી તે મગરના મ્હોંને તરવારથી ઘણી બહાદુરી સાથે ચીરી નાંખી મ્હને મૃત્યુના મુખમાંથી બચાવી લીધો. પરંતુ ફરીથી તે ફિરસ્તાનો અને મ્હારો યોગ પણ થવો ઘણો મુશકેલ હતો. એક સ્મરણ ચિન્હ સૂચક સુવર્ણ કટારી જે મ્હેં ત્હેને આપી હતી તે હું જંઘીસખાનની છાવણી ફરતો હતો, તે વખતે મ્હારી નજરે ન પડી હોત તો તેના કોમળ કંઠપર જલ્લાદની તરવાર પણ ફરી વળી હોત ! ! તે સુવર્ણ કટારી હું મ્હારી પાસેથી બ્હાર કાઢું છું તે આ જ છે. અને મ્હારા વફાદાર દોસ્તો ! તે મ્હારો પ્રાણ બચાવનાર બેહેસ્તની પરી ! મ્હારી તથા ત્હમારી સન્મુખ ધુંટણીએ પડી રહેલી એક નેક હિન્દુબાળા આ છે, તેજ એ છે ! ! મ્હેં ત્હેના પતિને અને ત્હેને મ્હારાં પુત્ર અને પુત્રી તરીકે ગણી અહીં આણ્યાં છે. અને મ્હારા અવસાન સુધી પણ તેઓ તેજ અવસ્થામાં રહેશે ! મહોબત એક મોટી ચીજ છે. તેજ મોહબતથી આ શરી હિન્દુ કન્યાને ઘણા ઘણા વિકટ સમયમાં પણ હું ભુલી શકયો નથી ! પ્યારા દોસ્તો ! ! દુનિયામાં ખુદાની પાક નજર આગળ નેકી શીવાય કાંઇ નથી ! ત્હેનેજ અધારે હું આ મ્હારા પુત્ર અને પુત્રીને પોતાનાં કરી લઈ મ્હારા જીગરને સન્તોષ આપીશ. "

અલતમશ સુલતાન બોલતો બંધ થયો. દરબારીઓ યશોમતીનાં વખાણ કરવા લાગ્યા, અને તેની બ્હાદુરી માટે એક અવાજે આફરીનના પોકારો કરવા લાગ્યા. તે દંપતિ એટલાંતો ઉપકારથી, આશ્ચર્યતાથી, અને ગભરાટથી ગુંચાઇ ગયાં હતાં, કે એક પણ શબ્દ તે બોલી શક્યાં નહીં. છેવટે બન્ને જણે પોતાની ગરદન તખ્ત આગળ નીચી નમાવી સજળ નેત્રે કહ્યુઃ " ઓ ભરતખંડના પિતા ! એક મહાન પર્વતની આગળ એક તૃણ સમાન ત્હારી ગરીબમાં ગરીબ પરંતુ વફાદાર રૈયતને ત્હારી અચાનક સેવા બજાવવાનો સર્વના પરમ કૃપાળુ પ્રભુએ સમય આપ્યો, તેથી નાહક આવાં આવાં અતિ ઉદાર વચનોથી શરમમાં ન નાંખ ! ઓ દરિયાવ દિલના શહેનશાહ ! ત્હારા કરેલા ઉપકાર આગળ અમારૂં કૃત્ય કાંઇ પણ ગણત્રીમાંજ નથી ! !—

ત્હેમને વધારે બોલતાં અટકાવી, કાંઇ પણ સાંભળ્યા શિવાય સુલતાન અલ્લમશ ત્યાંથી ચાલ્યો ગયો. અલતમસ જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી યશોમતિએ દિલ્હિમાં પાદશાહની પુત્રી તરીકેજ દિન નિર્ગમન કર્યાં. ત્હેના મૃત્યુ પછી તે દંપતિ ત્હેમને બક્ષેલી જાગીરનો ઉપભોગ કરવા સિન્ધમાં ચાલ્યાં ગયાં.

(મહેમદાવાદ.) આધ્યાત્મિક.

---

## સ્વદેશ સ્તોત્ર.

દુનિયામાં દેશ અનેકજ છે,
સૌસૌમાં કાંઇ વિશેષજ છે,
પણ તું તો અલૌકિક એકજ છે,
મ્હારી ભરતભૂમિ !

રોવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મભૂમિ,
ત્હારી ભક્તિ રગેરગ રહીજ ધૂમી,
મ્હારી ભરતભૂમિ !

—નવલ ગરબાવલી.

# રમણીમણિમાલા.

## પેશ્વાની સ્ત્રીઓ.

### (૩)

### લક્ષ્મીબાઇ-વિશ્વાસરાવ બલ્લાળનીસ્ત્રી.

લક્ષ્મીબાઇ, બાળાજી બાજીરાવ પેશ્વાના વડીલ પુત્ર વિશ્વાસરાવ કે જે પાણીપતના ઘનઘોર રણસંગ્રામમાં માર્યા ગયા હતા, તેમનાં પત્નિ હતાં. લક્ષ્મીબાઇના પિતાનું નામ સદાશિવ દીક્ષિત પટવર્ધન હતું. એમનું લગ્ન તા ૨ મે, ઇ. સ. ૧૭૫૦ના રોજ થયું હતું. એ બાઈ તા. ૧૪ ફેબ્રુવારી, ઇ. સ. ૧૯૧૩ના રોજ મરણ પામ્યાં. ઉત્તરક્રિયામાં રૂ. ૪૮૬૯ ખર્ચ થયો હતો. વિશેષ માહિતી પ્રસિદ્ધ નથી

* * *

### ગંગાબાઇ-નારાયણરાવ પેશ્વાની સ્ત્રી.

એમનું લગ્ન સિંહગઢ મુકામે તા. ૧૨ એપ્રીલ ઇ સ. ૧૭૬૩ને દિને થયું હતું. ગર્ભાધાન વિધિ તા ૧૯ અગષ્ટ ઇ. સ. ૧૭૬૯ના રોજ થયો; તેમાંરૂ ૭૩૧૨ ખર્ચ થયો હતો. એ બાઇ ગર્ભવતી હતાં તે વખતે સુમેરસીંગે નારાયણરાવ પેશ્વાનું ખૂન કર્યું. તે પછી એમને કાર્યભારી મંડળે પુરંધરમાં લાવી રાખ્યાં. ત્યાં શ્રીમંત માધવરાવ પેશ્વાનો તા. ૧૮ એપ્રિલ ઇ. સ. ૧૭૭૪ના દિવસે જન્મ થયો. આ ખુશખબર પુને આવી, ત્યારે ૫૯ તોપો છોડવામાં આવી હતી શ્રીમંતના જન્મોત્સવમાં રોકડ ૧૦૭૮ રૂપિઆ અને કાપડનો ખર્ચ રૂ. ૩૫૭૭૬ થયો હતો. આ ઉપરથી પ્રજાને કેટલો આનંદ થયો હશે; તેની કલ્પના થઇ શકે તેમ છે. ગંગાબાઇનું નામ બારભાઇના કારસ્થાનથી ઘણું પ્રસિદ્ધ થયું. રાજ્યકાર્યમાં તેમણે વિશેષ ભાગ લીધાનું જણાતું નથી. તે મુત્સદ્દી મંડળના તંત્રને અનુસરી ચાલતાં હતાં. એમનું મરણ તા. ૧૨ જુલાઇ ઇ. સ. ૧૭૭૭ના રોજ થયું. તેમની ઉત્તરક્રિયામાં રૂ ૨૩૭૧૦ ખરચ થયો હતો. એમણે મરણ વખતે સખારામ બાપૂને કહ્યુ હતું કે, " નાનો (ન્હાના ફરણવીસ.) અને તમે મળી શ્રીમંતનું અને દોલતનું રક્ષણ કરજો. "

* * *

### પાર્વતીબાઇ-સદાશિવરાવ ભાઉની સ્ત્રી.

સદાશિવરાવ ઉર્ફે ભાઉસાહેબ પેશ્વાને બે પત્ની હતી. પહેલી ઉમાબાઇ અલ્પવયમાં મૃત્યુ પામી. બીજી પાર્વતીબાઇ— એ લક્ષ્મણ કૃષ્ણ કોલ્હટકરની પુત્રી હતાં. એમનું લગ્ન તા. ૨૫ મે ઇ. સ. ૧૭૫૦ના રોજ થયું. આ બાઇ ભાઉસાહેબ સાથે દિલ્હીની સફરે ગયાં હતાં. પાણીપતના યુદ્ધમાં મરાઠાનો પરાભવ થયા પછી જે થોડા જીવતા મહારાષ્ટ્રમાં આવ્યા, તેમની સાથે એ પરત આવ્યાં સમશેર બહાદુરે એમનું રક્ષણ કરી, મથુરાં સુધી પહોંચાડ્યાં અને પછી ભરતપુરના સૂરજમલ્લ જાટે મદદ આપી બંદોબસ્તથી દેશમાં મોકલ્યાં સદાશિવરાવ ભાઉ પાણીપતના યુદ્ધમાં મરણ પામ્યા નથી, એવી તેમની જીવતાં સુધી સમજ હતી. સવાઇ માધવરાવની કારકીર્દીમાં જે તોત્યાનું બંડ થયું તેનું મૂળ કારણ આ બાઇની આવી

દઢ સમજ હતી. એણે તોતાને ભાઉસાહેબ જાણ્યા; તે પરથી કારભારી મંડળ તેને પ્રથમ દેહાન્ત શિક્ષા કરી શકયા નહિ. તેથી આખંડ વિનાકારણ ત્રાસરૂપ થઈ પડયું. આ બાઇનું તા ૧૬.અગષ્ટ ઇ. સ. ૧૭૮૩ના રોજ મૃત્યુ થયું, તે વખતે સૌભાગ્ય દાન કર્યું હતું. એમણે રૂપાની તુલા કરી, તેમાં એકંદર ખર્ચ રૂ ૮૩૩૮ થયો. આ બાઇના મરણ પછી ભાઉસાહેબ પેશ્વાની ઉતર ક્રિયા ભીમાકીનારે ૧૭૪૮ માં કરવામાં આવી. તેમાં રૂ. ૩૫૭૯૫ નો ખર્ચ થયો હતો. હિન્દુ સ્ત્રીઓ કેટલી પતિનિષ્ટ હોય છે અને સમય પરત્વે તેમની પતિ નિષ્ટા કેવી મર્યાદા બહાર જાય છે, તેનું પાર્વતી બાઈ એક ઉદાહરણ છે. પેશ્વાએ કીંવા મુત્સદીમંડળે તેનું મન ન દુઃખાય તે માટે અથાગ પ્રયત્ન કરેલો હોવાનું જણાઈ આવે છે.

***

## આનંદીબાઇ—રઘુનાથરાવ પેશ્વાની સ્ત્રી.

રઘુનાથરાવ પેશ્વાનાં બે વખત લગ્ન થયાં હતાં. પ્રથમ ગોપાળરાવ બર્વેની જાનકીબાઇ નામની કન્યા સાથે થયું હતું; પણ તે તા. ૨૨ અગષ્ટ ઇ. સ. ૧૯૫૫ ના રોજ મરણ પામી. તેને પુત્ર પણ થયો હતો, પરંતુ તે મરણ પામ્યો. ત્યાર પછી રઘુનાથરાવનું રાઘો મહાદેવ ઓકની કન્યા આનંદીબાઇ સાથે તા ૧૭ ડીસેંબર ઇ. સ. ૧૭૫૬ ના રોજ બીજું લગ્ન થયું. આ લગ્નમાં રોકડ રૂ. ૩૭૫૭૧ અને રૂ. ૨૩૦૭૫ નું કાપડ વપરાયું હતું. આનંદીબાઇની કારકીર્દિ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. આ બાઇ ઘણી મહત્વાકાંક્ષિ, સત્તાભિલાષી અને ગન્યકારણી સ્ત્રી હતી એણે નારાયણરાવ પેશ્વાનું ખુન કરાવ્યું એમ પ્રસિદ્ધ થયેલું છે. એ કરૂણરસપૂર્ણ અને દુઃખદ ઇતિહાસનું અત્રે વર્ણન કરવાની આવશ્યકતા નથી.

આનંદીબાઇ લખવા વાંચવામાં કુશળ હતી, અને રાઘોબા દાદાના તમામ કાર્યમાં તેનો કંઈ અંશ તો રહેતોજ. તેણે લખેલા પત્ર પ્રસિદ્ધ થયા છે, તે ઉપરથી તે સ્પષ્ટવક્તા અને નીડર હતી એમ દેખાઇ આવે છે.

આનંદીબાઇનું મૃત્યુ તા. ૧૨ માર્ચ ઇ. સ. ૧૭૬૪ ના રોજ થયું. એ છેવટ સુંધી નાસિક નજીક કોપરગામમાં હતી. તેનું ડહાપણ અને બુદ્ધિ તેના નિરર્થક સ્વાર્થને લીધે મરાઠી રાજ્યના કલ્યાણનું કારણભૂત ન થતાં, ઉલટાં કેવળ મરાઠાના નાશનાં કારણરૂપ બન્યાં. ઇશ્વરેચ્છા બલવાન છે !

***

## રમાબાઇ—માધવરાવ બલ્લાળની સ્ત્રી.

રમાબાઇના પિતાનું નામ શિવાજી બલ્લાળ જોશી હતું. એમનું લગ્ન મહા સમારંભથી અને દામ દમામથી તા. ૭ ડીસેંબર ઇ. સ. ૧૭૫૩ ના રોજ થયું હતું. આ લગ્નમાં એકંદર ખર્ચ રૂ. ૭૪૮૯૧૯ થયો હતો. બાજાજી બાજીરાવની સંપૂર્ણ આબાદ કારકીર્દીમાંનું આ મુખ્ય લગ્ન હતું. એમનું ગર્ભાધાન તા ૩ જુલાઇ ઇ. સ. ૧૭૬૫ ના દિવસે થયું; તેમાં રૂ. ૮૨૭૨ ખર્ચ થયો હતો આ સ્ત્રી પતિનિષ્ટ અને સાધ્વી હતી. એ થેઉરમાં તા. ૧૮ નવેંબર ઇ.સ ૧૭૭૨ ના રોજ માધવરાવ પેશ્વા સાથે સતી થઇ. તેનું થેઉરમાં હજુ પણ વૃંદા-

વન છે. અલ્પ વયમાંજ અંત આવવાથી એની કારકીર્દીમાં વિશેષ મહત્વની બીના બની નથી. એના લગ્નપર રચાયલું "રમાસ્વયંવર" નામક એક સંસ્કૃત કાવ્ય પ્રસિદ્ધ છે.

* * *

## યશોદાબાઈ—સવાઇ માધવરાવ પેશ્વાની સ્ત્રી.

સવાઇ માધવરાવનું બે વખત લગ્ન થયું હતું. પહેલું લગ્ન કેશવ નાઇક થતેની કન્યા સાથે તા. ૧૦ ફેબ્રુઆરી ઇ. સ. ૧૭૮૩ ના રોજ થયું હતું. આ લગ્ન મહા ઠાઠથી થયું હતું; પરંતુ આ બાઇ તા. ૩૧ જાનેવારી ઈ. સ. ૧૯૧૩ ના રોજ મરણ પામી, જેથી પુનઃ તા. ૬ માર્ચ ઇ. સ. ૧૭૩૦ના રોજ માધવરાવનું લગ્ન થયું. આ બાઇના પિતાનું નામ ગણેશ પંત ગોખલે હતું. એનું મરણ ઇ. સ. ૧૮૧૧ માં થયું. આના ખોળામાં દત્તકપુત્ર આપી પેશ્વાઇનો રાજ્યકાર્યભાર ચલાવવાનો નાના ફડણવીસનો પ્રથમ વિચાર હતો પરંતુ તેમાં ફતેહ મળી નહિ.

* * *

## બાજીરાવ રઘુનાથ પેશ્વાની સ્ત્રીઓ.

બાજીરાવ રઘુનાથ, છેલ્લા પેશ્વાએ એકંદર ૧૨ લગ્ન કર્યાં હતાં. તેમની પહેલી સ્ત્રી **ભાગીરથીબાઇ** ધોંડજીટ ભાગવતની કન્યા હતી. એનું લગ્ન ઇ. સ. ૧૭૮૬ માં થયું હતું. એ તા ૬ જાનેવારી ઈ. સ. ૧૭૮૯ ના રોજ જયગામમાં મૃત્યુ પામી. એની ક્રિયા ગોપિનાથ ભટ કળે એ કરી હતી. બીજી સ્ત્રી **સરસ્વતીબાઈ** ઘોરો નારાયણ મંડલીકની કન્યા હતી. એનું લગ્ન તા. ૧૮ જુન ઈ. સ. ૧૭૯૩ ના રોજ થયુ હતું. ત્રીજી સ્ત્રી **રાધાબાઇ** ચિંતામણ હરી ફડકેની કન્યા હતી તેની સાથે તા. ૧૬ મે ઈ. સ. ૧૭૯૭ ના રોજ લગ્ન થયુ હતું. ચોથી વખતનું લગ્ન ફટક રાસ્તેની કન્યા **વારાણસીબાઇ** સાથે થયું હતું. આ બાઇ ઇ. સ. ૧૮૧૮ માં બાજીરાવે પેશ્વા માલકમ સાહેબને હવાલે કર્યા-પછી બ્રહ્માવર્ત ગઇ. એ ઘણી સભ્ય અને સુશીલ હતી.

આ શિવાય બાજીરાવે બીજી ૮ સ્ત્રીઓ કરી હતી. તેને પુત્રની તીવ્ર ઇચ્છા હતી, પરંતુ દુર્દૈવે તેને પુત્રપ્રાપ્તિ થઈ નહિ અને તે તા. ૨૮ જાનેવારી ઇ. સ ૧૮૫૧ ના દિવસે અપુત્ર મૃત્યુ પામ્યા. તેમણે મરણ સમયે નાનાસાહેબ પેશ્વાને દત્તક લીધા હતા, જે ઇ. સ. ૧૮૫૭ના બળવામાં પ્રસિદ્ધીમાં આવ્યા.

બાજીરાવ પેશ્વાની સ્ત્રીઓ માટે વિશેષ માહિતી મળતી નથી, તથાપિ તેઓ ઘોડાપર બેસવામાં કુશળ હતી, એમ સ્કૉટ વેરીંગે લખ્યું છે. બાજીરાવની પત્ની વારાણસીબાઇ ઇ. સ ૧૮૧૮ માં વાઈમાં હતી, તેને ઇંગ્રેજ સરકારના હુકમ પ્રમાણે બાજીરાવ પાસે બ્રહ્માવર્ત જવું પડયું હતું. તેના શાંત સ્વભાવ અને સૌજન્ય માટે મરાઠાનો ઇતિહાસ લખનાર ગ્રાંટ ડફ સાહેબે ઘણા સારા ઉદ્‌ગાર કાઢ્યા છે. તે ઉપરથી પેશ્વાની સ્ત્રીઓ સારી, શુદ્ધિક્ષિત અને સરકારી મનવાળી હતી એમ જણાઇ આવે છે.

આ સ્થાને કહેવાની જરૂર છે કે ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં જોકે નાનાસાહેબ પેશ્વાએ ઇંગ્રેજો વિરુદ્ધ શસ્ત્ર ઉંચક્યું હતું, તદપિ પેશ્વાની સ્ત્રીઓએ ઇંગ્રેજી સ્ત્રીઓનો વા

પણ વાંકો થવા દીધો ન્હોતો, એ હિન્દુ સ્ત્રીઓને એક ભૂષણાસ્પદ હકીકત છે. આ વાત યુરોપિયન ગ્રંથકારોએ પણ ખુલ્લા હૃદયે કબુલ કરી છે.* નાનાસાહેબની પત્ની કાકુબાઇએ પોતાના જીવના જોખમે મિસીસ કાર્ટર નામની એક ઇંગ્રેજી સ્ત્રીની જિંદગી બચાવી હતી, એવી પણ માહિતી મળે છે. કાશીબાઇ ઉર્ફે કાકુબાઇ બળવા પછી નેપાળમાં ગઇ હતી અને ત્યાંજ તે મૃત્યુ પામી.

પેશ્વાના વંશજ પૈકી શ્રીમંત બાજીરાવની પુત્રી બયાબાઇ સાહેબ આપટે એજ ફક્ત હયાત છે. એમને શ્રી મહારાજ સીંધિયા-સરકાર તરફથી કંઇ નીમણુક મળે છે. આ બાઇનું નામ દક્ષિણના સરદારોની યાદીમાં અગ્રસ્થાને છે. એ કાશી ક્ષેત્રમાં અદ્યાપિ રહે છે.

—જયન્ત.

---

*"The Mahratha ladies ride out unveiled and I have seen the Paishwa's late wife plunging her horse before a crowd of spectators."

—History of the Mahrattas, by Scott Waring.

"The most ladylike Brahmin ladies I ever had occasion to converse with, were the wives of the last Peishwa and of the Prateenidhee. The celebrated Waranassee Bye I was obliged to send from Waee, and she behaved ...... well, when I told her how disagreeable it was for me to be obliged to tell her, that the Sirkar required that she should proceed to join Shreemant But so long as one is not obliged to depart from terms of personal respect, it is surprising how the better classes in India manifest a refinement and polish only known among Europeans of the highest rank, and in an advanced state of culture"-*Grant Duff.*

"Let it be said for the credit of womanhood that the Royal widows-the relatives of Nana's father by adoption, made many efforts to protect the captive English women, and even declared that they would throw themselves, and their children from the palace windows if any harm were done to the prisoners..."—*Justin MacCarthy* ( *Vol. III.* )

It is to the lasting credit of the widow of Baji Rao, and of Kasi Bai, Nana's youngest wife, that they had, six weeks before, protected Mrs Carter, vowing that they would destroy themselves if a woman in her condition were killed.—*Under the Sun by Landon.*

(ભાવાર્થ:) મરાઠા બાનુઓ ઓઝલ રાખતી નથી અને પેશ્વાની સ્ત્રીને લોકોનાં ટોળાંમાંથી પોતાનો ઘોડો ચલાવી જતાં મ્હેં જોઇ હતી. (—સ્કૉટ વૅરિંગ.) ઉંચામાં ઉંચા સ્ત્રીત્વનું ભાન કરાવતી બાનુઓ સાથે મ્હેં વાત કરી હોય, તો તે પેશ્વાની સ્ત્રીઓ હતી. ઉચ્ચ પદવીના યુરોપિયનોમાં અને ઘણા સુશિક્ષિત જનસમાજમાં નજરે પડતી સુજનતા અને સુઘડતા ઉંચી કોમોના હિન્દવાસીઓમાં જોઇને ઘણો અચંબો ઉપજે છે. (—ગ્રૅન્ટ ડફ) પેશ્વાઇ કુટુંબની સ્ત્રીઓએ પોતાનાં છોકરાં સાથે બારીએથી પડતું નાંખવાની ધમકી આપીને પણ કેદમાં પડેલી ઇંગ્રેજ બાનુઓનો જીવ બચાવવા પ્રયત્નો કર્યા હતા, એ સ્ત્રીઓને માટે ખરેખરી સન્માન ભરેલી હકીકત છે. (—જસ્ટિન મેકકાર્થી અને લેન્ડન )

# વિવિધ વિહાર.

## સ્ત્રીકેળવણી.

મારી માનવંત બ્હેનો—

વિદ્વાનો તપાસ કરી એવા વિચાર ઉપર આવેલા છે, કે સ્ત્રીઓનું ભેજું મરદના ભેજા કરતાં જોકે ન્હાનું છે, તો પણ સ્ત્રીના શરીરના કદ સાથ તેણીના ભેજાને સરખાવતાં તે મોટું છે.

સ્ત્રીજાતના શરીરના બાંધાની વધ ઘટનો તમામ આધાર તેણીના ગર્ભસ્થાન, અને તેને લગતાં બીજાં સઘળાં અવયવો સાથ ઘણો નીકટનો સંબંધ ધરાવે છે. બાળાના બાળપણમાં કાંઇ ઝાઝું ધ્યાન તે તરફ આપણું ખેચાતું નથી. પણ એક છોકરી ઉમરે પુગ્યા પછી અથવા જુવાનીમાં આવ્યા પછી, જો તેણીના શરીરનો બાંધો જેવો જોઇએ તેવો ખીલી નીકળતો નથી એમ દેખાય છે, તો એવા અભિપ્રાય ઉપર આવવાને આપણને કારણ મળે છે કે, તેણીની જનન ઇન્દ્રીઓ જેવી જોઇએ તેવી પુખ્ત ખીલેલી નથી.

એવો દાખલો બન્યો છે કે એક સ્ત્રીમાં જન્મથીજ સન્તાન બીજનું સ્થાન હતું નહિ અને તેથી તે સ્ત્રીનો તમામ દેખાવ મરદ જેવો લાગતો હતો, અને અનેક અવયવોની વ અટકી પડી હતી. એવી સ્ત્રીઓ ઘણે ભાગે જનાના કરતાં મરદોના ખવાસ ઉપર વધાં વળાંણ લીએ છે. ડાકતર સ્કેન કહે છે કે, " એવી એક સ્ત્રીને મેં જોઇ હતી. તેણી પેડું ઘણું ન્હાનું હતું. ખભાં મ્હોટાં, સ્તન નહિ જેવાં, દાઢી ઉપર વાળ, અને તેણીનું શરી પુરૂષ જેવું હતું

વિદ્વાનો કહે છે કે, સ્ત્રીના શરીરની નાજુકાઇ અને સ્ત્રીના બાંધાની સુન્દરતા તેમ સ્ત્રીની છાતીનું ખીલવું અને સ્ત્રીના કદનું વધવું તેમજ ચ્હેરાપર સ્ત્રીને છાજે તેવી કોમળ તા, એ સઘળું સન્તાન બીજને આધારે છે. જે સ્ત્રીમાં સન્તાન બીજ જન્મથી હોતાં નથ અથવા જો હોય તો તે ખીલેલાં કે વધેલાં હોતાં નથી, તો તેવી સ્ત્રીના શરીરનું વધવું તેમ ખીલવું બીલકુલ અટકી પડે છે. કેમ કે સ્ત્રીના ગુપ્ત અવયવો તેણીના શરીર બાંધાના સા ઘણોજ મોટો સંબંધ ધરાવે છે.

જે સ્ત્રીઓ જાણી જોઇને પોતાની કોઇ ઉમેદ હોંશ કે ઉલટ, યા શોખ કે ફેશ મુજબ ચાલવાની મતલબથી પોતાના શરીરને ખીલતું અટકાવવાની તજવીજ કરે છે, તે શરૂઆતમાં તેમના શરીરમાં શું શું ખરાબીના પાયા રચાય છે, તેની જોકે તેમને ક ખબર પડતી નથી; પણ પાછળથી જ્યારે તે ખરાબી ખીલી નીકળે છે, ત્યારે તેમના દુઃ અને નીરાશાનો કાંઇ પણ પાર રહેતો નથી. કેમકે પાછળથી સખ્ત ઇલાજો પણ મોટે ભા નીષ્ફળ જાય છે.

વળી ગુપ્ત અવયવો સાથ શરીરને જેટલો ઘાડો સંબંધ છે, તેટલોજ મનને પણ ગુ અવયવો સાથ છે. કારણકે મન મગજમાં સમાયલું છે. અને માણસના મગજની હેઠ

દવા તે છોકરીને શું કામ લાગવાની હતી ? એવો મામલો વધુ વખત જીવ ઉપર જોરાવરીથી ચાલુ રાખ્યાથી મનની ઉલટ અને હોંશ થોડોકવાર વધારે શરીરને ટકાવી રાખશે ખરૂં, પણ તે સઘળું જ્યાં સુધી શક્તિ હશે ત્યાં સુધીજ. પછી !–પછી માબાપના કરમની કરૂણારસ કહાણીની શરૂઆત થવાથી !–અને અફસોસ ! એવટનો પસ્તાવો કાંઇ કામ લાગી શકનો નથી.

આરામખુરશીની અંદર પડી રહ્યાથી અને સ્કુલમાં આખો વખત એકજ ઠબે બેસી રહ્યાથી, શરીરના નીચલા ભાગમાંથી લોહીનું ફરવું જેવું જોઇએ તેવું બરાબર થતું નથી. એથી પેડુ માંહેલા અવયવોને કેવી રીતે નુકશાન પુગે છે. તે ડૉ સ્કેનના બોલોમાંજ હું રજુ કરૂં છું.

વળી એ ઉપરાંત વાંદર નકલવાળા ચાલુ ફેશનના સુધારા જે માતબરોને જોઇ સાધારણ વર્ગની છોકરીઓ કરવા લાગી છે, તેથી તેમજ ટાઇટ (સખ્ત) પોશાકોથી પણ એટલુંજ અને એવુંજ નુકશાન થાય છે. પરીણામ તેનું તેવુંજ કંગાલ આવે છે.

ઘણીવાર એવી કોસમની જવાન બાનુઓ પેટ ભરી ખાતી પીતી, અને સારી રીતે હરતી ફરતી આપણને દેખાય છે ખરી, પણ એવી સ્ત્રીઓ પાટળાથી અંગે કેલાઇ જઇ જાડી થઇ જાય છે. અને તેમ થયાથી તેઓને આળસુ થઇ પડવાની ફરજ પડે છે કારણ તેઓથી તેમના ભારે અંગને લીધે ધમીને ચલાતું નથી. જો ઝાઝું ચાલે છે તો હાંફી જાય છે અને થાક ચહડી આવે છે. અને એજ કારણોથી થયલા ગુપ્ત શારીરિક ફેરફારોને લીધે દરતાનના એકાદ રોગથી પણ પીડાતી રહેવા ઉપરાંત, તેઓ વાંઝણી રહે છે ! દેખીની રીતે તેઓ બ્હારથી તન્દુરસ્ત દેખાય છે ખરી. પણ ખરૂં જોતાં તેમની હાલત નેવી હોતી નથી.

આ ઉપરના ખુલાસા પછી, મારી મુળ ફરીઆદ વાંચક બ્હેનો સમજી શક્યાં હશે, કે સ્ત્રીજાતીની તન્દુરસ્તીનો બાંધો,–કોઈ પણ પ્રકારની ફેશન કે અનઘટતા અને એમ લગામણા શોખોને મુકી દઇ, જો એક સરખી રીતે ખીલવ્યો હોય, તો તેની અસરથી સઘળાં અવયવોને કાંઇ પણ નુકશાન પુગ્યા વગર સંપુર્ણ હાલતમાં આવી શકે છે. માટે સ્ત્રીના શરીરને ગુપ્ત અવયવોના રક્ષણને માટે એજ મારગ ને એજ એકનો ઇલાજ છે.

મારે કહેવું જોઇએ કે એક નીરદોશ ઉઘડતી જવાન બાળા જે આવતે વર્ષે યા બે વર્ષે ઉમરમાં આવનાતી હશે છે, તે બીચારી સ્ત્રીજાતની ઉમરમાં આવવાની જવાબદારી અને તેની સાથ ગુપ્ત સંસારજ્ઞાન ક્યાંથી સમજે !–એ બધી સમજણ ને એ બધા ખુલાસો, તથા એ ગુપ્ત સંસારનું જ્ઞાન તેણીને કોણ શીખવે ? માતાઓએ કદી પણ એ સવાલ ઉપર વિચાર કીધો હતો ?

પણ કહેવું જોઇએ છીએ કે એ બધી ફરજ દીકરીની માતાની છે. દીકરી ઉમરે આવતાંજ જીંદગીનો ભવસાગર તરીને પાર ઉતરવા માટે તેણીને માથે કેવી જોખમદારી લટકેલી છે, તેનું તમામ શીક્ષણ માતાઓએ પોતાની દીકરીઓને ધીમે અને ધીરેથી સમજ પાડી આપવું જોઇએ છે. જો તેમ તેઓ કરવા રાજી નહિં, હોય, તો તેઓએ પોતાની કોઇ વિશ્વાસુ વૃદ્ધ ઉમરની બ્હેનપણીને એ ફરજ બજાવવા અરજ કરવી, કે જેથી જવાન દીકરીઓ પોતાનો બચાવ કરવાને સવેળાએ શકનીવાન થાય. પણ આ બીના દીકરીઓની માતાએ ખાસ યાદ રાખવી જોઇએ, કે આવી નાજુક સંસારી બાબતોનો ખ્યાલ કવખતે ઘણી ન્હાની ઉમરની છોકરીઓને કદી પણ તેઓએ આપવો નહિ. કેટલીક માતાઓ એવી નાજુક બા-

બાતનું શીક્ષણ ન્હાની ઉમરની છોકરીઓને કાને ફવખને નાંખી તેમના કુમળા મગજ ઉપર માઠી અસરો કરે છે. અને તેથી પરીણામમાં નફા કરતાં નુકશાન વધારે થાય છે. એટલા માટે એવી બાબતો તેનો લાયક વખત આવી પુગતાંજ છોકરીઓને જણાવવી જોઇએ.

આ સઘળાં ઉપરથી સ્ત્રી જાતના ભલા માટે જે મુખ્ય સવાલ ઉભો થાય છે તે એજ છે કે, મન ઉપર સંપુર્ણ કાબુ રાખતાં દરેક સ્ત્રીએ બચપણથીંજ શીખવું જોઇએ. સંસારની ફતેહ માટે નીતિની ને સુખની ફતેહ માટે અને ભવીષ્યમાં જે જે કામો એક માતા તરીકે એક સ્ત્રીને બજાવવાં પડે છે, તે સઘળાં કામોની ફતેહ માટે, એજ એક ચીજની જરૂર છે કે, જેથી એક સ્ત્રી જગતમાં પોતાની જીન્દગીના ભવસાગર સુખથી તરીને પાર ઉતરે છે અને પોતાની સાથે પોતાની ભવીષ્યની ઓલાદને પણ તે પોતાનાજ જેવી બનાવી શકે છે. એટલા માટે દરેક સ્ત્રી, ગરીબ કે પૈસાદાર પોતાના મન ઉપર કાબુ મેળવી પોતાના મનમાં ઉત્પન્ન થતા તમામ જુસ્સાને પોતાની ઇચ્છા ઉપર ફવી જતા અટકાવી, ખરા ખોટાનો તોલ કરતાં શીખવું.

મન ઉપર કાબુ મેળવવાનું કામ બેશક મુસ્કીલ તો છે. પણ તે જો બચપણથીંજ શીખવવામા આવેલુ હોય તો તે શીખવું ઘણુ સ્હેલુ થઇ પડે છે. તે શીખવાનું કામ નિશાળમાંના શીક્ષકો કરતાં માબાપોનું વધારે છે.

ઘરની જે જે કેળવણી મા બાપોએ પોતાના બાળકોને આપવી જોઇએ, તેમાં સર્વથી પ્હેલી અને સર્વથી વધુ અગત્યની કેળવણી, છોકરીઓને તેમના મન ઉપર કાબુ રાખતાં શીખવવાની છે. પણ નરમ દીલનાં માબાપો, પોતાનાં બાળકોને નારાજ કરવા ચાહતાં નથી, અને બચ્ચાને દરેક રીતે રાજી રાખવાને તેઓ પોતાથી બનતું કરે છે; અને તેથી પોતાનાં બાળકોનો ભવ તેઓ પોતે ખરાબ કરે છે!

એવી રીતે દીકરીઓની માતાઓ પોતાની દીકરીને તેણીની મરજી પ્રમાણે રાખી ઉધારી મોટી કરે છે, તો મોટપણમાં તે દીકરી પોતાની મરજી પ્રમાણેજ દરેક ચીજ કર્યા વીના રહેતી નથી. જો તે પરણીને એક તવંગર ધણીની ધણીઆણી બને, તો તેવા સંજોગ વીશે તેના અઘટીત શોખને ભોગ માટે તેઓ લાખોનાં ખરચો કર્યાં વીના રહેતી નથી.

અને જ્યારે તેની તવંગરીની હદ આવી રહે છે, અથવા કોઇ સંજોગ વચ્ચે તેની તવંગરી ગરીબીમાં બદલાઇ જાય છે, ત્યારે તેણીએ રાખેલા પોતાના શોખને તે પ્હોંચી શકતી નથી. તે હવે પોતાના લાખોના ખરચો ઉપર કાપકુપ મુકી શકતી નથી, તથા તેનાથી પોતાની ફીશીઆરીઓ અને ફેશનોને મુકી છુટાતું નથી. કેમક તે પોતાના મન ઉપર કાબુ મેળવી જાણતી નથી, તે પોતાના મનના જુસ્સાને દાબી દઇ શકતી નથી. પૈસા વગર હવે તે નીભી શકતી નથી. પૈસાની ગરજ, ગરીબીનું જોર અને મુગીબતો એ સઘળાના સામટાં અને ભેગા દોરથી, એક વખતના માતબર અને ઇજતદાર માબાપની દીકરીઓ અને તવંગર ધણીની ધણીઆણીઓ અંત્તે—!

પણ બસ, હદ થઇ! આ ચીતાર વાંચક બહેનો માટે ચીતારવો ઠીક નથી. કેમકે આટલું લખ્યા પછી હવે એ ચીતાર ઉપર ફક્ત એક પારદર્શક પડદોજ પડેલો છે!

•મનના જુસ્સાનું દરદ ખરાબ છે. ખાણ પીવાના શોખો, પ્હેરવા ઓઢવાના શોખો, હાલત કરતાં વધારે માતબર દેખાવાના શોખો, ફીશીયારી મારવાના શોખો, એ સર્વ શોખનાં

પરીણામ એકજ જાતના સેવટમાં આવે છે. એ સઘળા શોખો, એક મનને મારનાર સ્ત્રી જેણીને નાનપણથી તેવી ઘરકેળવણી મળી હોય, તો તે ઘણીજ સ્હેલાઈથી દાબી દેઇ પોતાનો ભવ અને સંસાર સુધારી શકે છે.

મનમાં પ્રગટ થતા ગુસ્સાઓની આવી કાંહાણી છે! (અહિં યાદ રાખવું જોઇએ કે, હું પુરૂષો માટે આ પ્રસંગે કાંઈ લખતી નથી.)

મનના ગુસ્સા કાબુમાં નહિ રહેવાથી સ્ત્રી જાત ઘણી વખત ભાન ભુલી આડે રસ્તે ઉતરી પડે છે; એવી મરાબી કરનાર ગુસ્સાઓમાં, પ્યારના ગુસ્સાઓ જ્યારે સ્ત્રીઓના મનમાં ઉભરાઇ કાબુ મેળવી! ગુસ્સા દાબી શકતાં નથી, તો પછી તેનાં પરીણામ શું આવે છે તે અત્રે હું દરશાવી શકતી નથી. આજે ચોતરફ અનીતીમાન સ્ત્રીઓ માટે જે જે ફરીઆદો જાહેર છાપામાં અને જાહેર ભાષણોમાં સંભળાય છે તે જો ખરી હોય તો સ્ત્રીઓએ પોતાના મન ઉપર કાબુ ચલાવ નહિ શકવાને લીધેજ તેમ છે, માટે ઘર કેળવણીની બાબદોમાં આ એક મુખ્ય બાબત ઉપર માબાપોએ તેમજ પોતાની ઇજ્જતને વ્હાલી ગણતી અને દીકરીઓનું ભલું દિલમાં રાખતી દરેક સ્ત્રીએ ધ્યાન આપવું.

અમેરીકનો પોતાના બાળકોના મગજ જુદીજ રીતે ખીલવે છે. અમેરીકન બાળકો ન્હાની ઉમરમાં મોટાંઅને ડાહ્યા માણસો જેવી વાતો કરતાં માલમ પડે છે; તેઓ મોટાં થવા આગમજ મોટાં માફક મોટાં દેખાવાની તજવીજ કરે છે, તેમના મગજ ઘણાં ચાલાક હોય છે, તેમની સ્કુલોમાં અપાતી કેળવણી માટે હું કાંઇજ બોલતી નથી. પણ ઘર કેળવણી તરફ નજર કરતાં માલમ પડે છે, કે બચ્ચાંઓ પોતાની ઉમરનાં છોકરાંઓ સાથ ભેળાવા કરતાં મોટી ઉમરનાં માણસો સાથ વધારે ભેળાય છે. અને તેથી મોટાઓથી બોલવા ચાલવાની રીત ભાત અને વીવેક તેઓ શીખે છે. માબાપો પોતાના બાળકોને જમવાની ટેબલ (મેજ) ઉપર પણ પોતાની સાથેજ લઇને બેસશે.

તેઓને બનતા સુધી એકલાં પડવા દેતાં નથી. એટલે બચ્ચાંઓને મોટાંની સાથ મોટાં થવાની એ રીતે ફરજ પડે છે. અમેરીકન બાળકોને ઘરની કેળવણી એવી રીતે આપવામાં આવે છે. બચ્ચાંઓને સંસારી જીન્દગીની રીત ભાતનું શીક્ષણ માબાપો એવી રીતે આપવાનું શરૂ કરે છે. પોતાના માબાપને તથા ઘરમાં આવતાં જતાં મીત્રોને જોઇ તેઓ કદી પણ બેસી રહેતાં નથી પણ તેઓ તેમના જેવાંજ ચપળ અને ચંચળ નીવડે છે, અને બચપણ એવીજ રીતનું હશે તેવું તેઓ સમજતાં હોવાથી, તેઓને બીજો કોઇ ખ્યાલ આવતો પણ નથી. દીવસના ૨૪ કલાકના અરસામાં અમેરીકન છોકરાંઓ જેટલો વખત આરામ અને આસાએશ લીએ છે, તેના કરતાં વધારે વખત તેઓ કામકાજ ને ઉદ્યોગમાં રોકાય છે.*

આ તના રુગીસા મધો એવો છે કે તેમને કેળવણી આપતી વખતે ચોકસ બાબતો ઉપર પુર્ણ વીચાર કરવો પડે છે. દીકરીઓને કેળવણી આપતી વખતે સરવેથી પહેલાં આ વાત ધ્યાનમાં રાખવી કે મના શરીરના બાંધાની ઉપર ભણતરથી કાંઇભી એવી અમર

* આમ હકીકત હોય, તો તે પણ અમને હાનિકારક ભાસે છે બાળકોનાં કુમળાં મગજ સારી રીતે ખીલે તે માટે રમત ગમત જરૂરના છે. બાળોદ્યાન (કિન્ડર ગાર્ટન) પદ્ધતિથી રમતગમતે કેળવણી આપવાનું એ રુડ કામ છે. બાળકોની ખીલવણીનો વિષય અમે થોડા સમયમાં આ પત્રમાં સવિસ્તર લેવાના। છીએ ત્હેમ એ સંબંધી ચર્ચા કરવામાં આવશે. —તંત્રી. સુ. સુ

# आनन्दाश्रम.

## રતનડોશીને સૌ. સરલાબ્હેનનો જવાબ.

( આ લેખની શરૂવાત માટે–સુન્દરીસુબોધના ચાલુ વર્ષના અંક ૧ તથા ૩ જોવા. )

રા. રા. અધિપતિ, " સુંદરીસુબોધ, "

અમદાવાદ.

સાહેબ,–વિનંતિ કે, રતનમાની શીખામણુ સૌ. બ્હેન સરલાને કાંઇ રૂચિકર લાગી હોય એમ દીસતું નથી. એમણે એક પત્ર રતનમાને પ્હોંચાડવા માટે મારા ઉપર મોકલી આપ્યો છે, જે રતનમાની રજાથી, એમના પ્રત્યુત્તર સુદ્ધાં આપની તરફ પ્રસિદ્ધ કરવા મોકલું છું.

લી. સેવક,–K.G.M.

૧.

તા. — —૧૯૧૨.

પૂજ્ય ગ સ્વ. માતુશ્રી સમાન રતનફોઇની સેવામાં,

મુ. શ્રીનિમાર.

જત,–આપનો પત્ર " સુન્દરીસુબોધ " ઉપર મોકલેલો તે મેં વાંચ્યો છે. આપ વડીલ છો, એટલે જે આપને યોગ્ય લાગે તેમ કહેવાને મુખત્યાર છો. અને આપની શીખામણુ અમારે માથે ! પણ એક બે શંકાઓ છે, તે આપને પુછવા રજા લઉં છું.

તમે લખો છો કે, અમારા બાપલા વહુઘેલા ધણીઓની આરતીઓ સાંભળી આ રતનો છત્ર અભરાઇ ગો! હશે ફોઇ, હશે; અમારા ધણીઓએ માત્ર કાગળ ઉપરજ આરતી કરેલી, પણ મારા ફુવાવગેરેની જેમ હાથેથી કદી પૂજા (!) ન કરેલી. એટલે અમને એ વાતની સમજ ન પડે, ને બનવા જોગ છે. પણ ફોઇ. તમે અમારા ધણીઓનેજ બાપલા અને વહુઘેલા કહ્યા એ । મને કાંઇ ઠીક લાગતું નથી. જુઓને, જડાવમામીના હિંમતભાઇ અને લાલભાઇ ક્યાં–જેને તમે નફ્ફટ કહો છો–તેવા છે?–અને ક્યાં મોંઘીભાભી અને દીવાળીભાભીની આરતીઓ કરે છે?–( પૂજા તો કરે છે,–પણ તે તો તમને ચાલે! ); અને મોંઘીભાભી અને દીવાળીભાભી ક્યાં–તમારી "ચોબાવલી" વહુ જેવી ભણેલી ન હોવાથી–"છાકી ગયેલી " ની ઉપમા પામવાને યોગ્ય છે ? વળી ક્યારે આપણે હિંમતભાઇની હાજરીમાં દીવાળીભાભીનો ઘુમટો હાથથી ઓછો જોયો છે ?–તે છતાં જડાવમામી શું કહેતાં હતાં, તે તમને યાદ હશે હિંમતભાઇ અને લાલભાઇમાં કેવો પહેલાં સંપ હતો ! અને પરણ્યા પછી બે વરસમાં એ બીજા જોડે બોલતાં પણ કેવા અચકાય છે ! અને છુટા પડયા ત્યારે કેવો મોટો કલેશ ગજાયો હતો ? અને ઘુમટામાંથી પણ દીવાળીભાભીની શરમ કેવી નાશી ગઇ હતી, અને કાન ફાટી જાય એવા શબ્દો સંભળાવતાં હતાં ?–હવે એ લડાઇનું કારણ તપાસશો તો શું હતુ ? તમને યાદ તો હશે, પણ ફરીથી યાદ દેવડાવું છું.

એક દિવસ લાલભાઇએ, મોંઘીભાભી કરતાં દીવાળીભાભીને એક છાયલ વધારે આપ્યું, તે ઉપરથી મોંઘીભાભી અને દીવાળીભાભીને તકરાર થઇ; તે વાત બન્નેએ પોતપોતાના ધણીને કરી ! પછી જમવા બેસે ત્યારે દીવાળીભાભી પીરસતાં હોય, ત્યારે મોંઘીભાભી

# आनन्दाश्रम.

## રતનડોશીને સૌ. સરલાબ્હેનનો જવાબ.

( આ લેખની શરૂવાત માટે—સુન્દરીસુબોધના ચાલુ વર્ષના અંક ૧ તથા ૩ જોવા. )

રા. રા. અધિપતિ, " સુંદરીસુબોધ, "

અમદાવાદ.

સાહેબ,-વિનંતિ કે, રતનમાની શીખામણ સૌ. બ્હેન સરલાને કાંઇ રૂચિકર લાગી હોય એમ દીસતું નથી. એમણે એક પત્ર રતનમાને પ્હોંચાડવા માટે મારા ઉપર મોકલી આપ્યો છે,જે રતનમાની રજાથી, એમના પ્રત્યુત્તર સુદ્ધાં આપની તરફ પ્રસિદ્ધ કરવા મોકલું છું.

લી. સેવક,–K.G.M.

૧.

તા. — —૧૯૧૨.

પૂજ્ય ગ. સ્વ. માતુશ્રી સમાન રતનડોશીની સેવામાં,

મુ. શ્રીનિમાર.

જત,–આપનો પત્ર " સુન્દરીસુબોધ " ઉપર મોકલેલો તે મેં વાંચ્યો છે. આપ વડીલ છો, એટલે જેઃ આપને યોગ્ય લાગે તેમ કહેવાને મુખત્યાર છો. અને આપની શીખામણ અમારે માથે છે પણ એક બે શંકાઓ છે, તે આપને પુછવા રજા લઉં છું.

તમે લખેછો કે, અમારા બાયલા વહુઘેલા ધણીઓની આરતીઓ સાંભળી આપનો જીવ ગભરાઇ ગયો! હશે કોઇ, હશે; અમારા ધણીઓએ માત્ર કાગળ ઉપરજ આરતી કરેલી, પણ મારા ફુવાવગેરેની જેમ હાથેથી કદી પૂજા (!) ન કરેલી, એટલે અમને એ વાતની સમજ ન પડે, તે બનવા જોગ છે. પણ કોઇ, તમે અમારા ધણીઓનેજ બાયલા અને વહુઘેલા કહ્યા એ તે અમને કાંઇ ઠીક લાગતું નથી. જુઓને, જડાવમામીના હિંમતભાઇ અને લાલભાઇ ક્યાં-જેને તમે નફ્ફટ કહો છો-તેવા છે?-અને ક્યાં મોંઘીભાભી અને દીવાળીભાભીની આરતીઓ કરે છે?-( પૂજા તો કરે છે,-પણ તે તો તમને ગમે ! ); અને મોંઘીભાભી અને દીવાળીભાભી ક્યાં-તમારી "ચીબાવલી" વહુ જેવી ભણેલી ન હોવાથી-"છાકી ગયેલી " ની ક્ષમા પામવાને યોગ્ય છે ? વળી ક્યારે આપણે હિંમતભાઇની હાજરીમાં દીવાળીભાભીનો ઘુમટો હાથથી ઓછો જોયો છે ?-તે છતાં જડાવમામી શું કહેતાં હતાં, તે તમને યાદ હશે ! હિંમતભાઇ અને લાલભાઇમાં કેવો પહેલાં સંપ હતો ! અને પરણ્યા પછી બે વરસમાં એ બીજા જોડે બોલતાં પણ કેવા અચકાય છે ! અને છૂટા પડ્યા ત્યારે કેવો ગોહેલ્યો ગજાયો હતો ? અને ઘુમટામાંથી પણ દીવાળીભાભીની શરમ કેવી નાશી ગઇ હતી, અને કાન ફાટી જાય એવા શબ્દો સંભળાવતાં હતાં !-હવે એ લડાઇનું કારણ તપાસો તો શું હતું ? તમને યાદ તો હશે, પણ ફરીથી યાદ દેવડાવું છું.

એક દિવસ લાલભાઇએ, મોંઘીભાભી કરતાં દીવાળીભાભીને એક ડાપસ વધારે આપ્યું, તે ઉપરથી મોંઘીભાભી અને દીવાળીભાભીને તકરાર થઇ; તે વાત બન્નેએ પોતપોતાના ધણીને કરી ! પછી જમવા બેસે ત્યારે દીવાળીભાભી પીરસતાં હોય, ત્યારે મોંઘીભાભી